# ઊર્મિ નવરચના

આદ્યતંત્રી : સ્વ. ઇશ્વરલાલ મો. દવે

તંત્રી : જયમલ્લ પરમાર

વર્ષ—૫૨ : અંક ૧૦

ડૉ. જીવરાજ મહેતા સ્મારકટ્રસ્ટ પ્રકાશન

સળંગ અંક : ૬૨૨

જાન્યુઆરી : ૧૯૮૨








# બરોડા ડેરી

સંઘ સહકારના પાયા ઉપર જીલ્લામાં ખેતી ઉદ્યોગ સાથે ખેડૂતોને દૂધના પુરક વ્યવસાય તરફ પ્રેર્યા છે. સંઘ ગામડામાં ૫૫૦ દૂધ ઉત્પાદક સહકારી મંડળીઓ દ્વારા દૂધ એકત્ર કરે છે. તે સાથે સાથે શહેરની જનતાને ૨૪૦ દૂધ વિતરણ કેન્દ્રો દ્વારા પૌષ્ટિક અને આરોગ્યપ્રદ દૂધ વૈજ્ઞાનિક ઢબે પૂરું પાડે છે.

આ રીતે ગામડા અને શહેર વચ્ચે સાંકળરૂપ બની ગ્રામ્ય કક્ષાએ સામાજીક અને આર્થિક ઉત્થાન અને શહેર વચ્ચે સાંકળરૂપ બની ગ્રામ્ય કક્ષાએ સામાજીક અને આર્થિક ઉત્થાન અને શહેરની જનતાને આરોગ્યપ્રદ અને પૌષ્ટિક દૂધ પૂરું પાડી સ્વાસ્થ્ય સુધારણા માટે અથાગ પ્રયત્ન કરે છે.

વળી દૂધ સાથે દૂધની બનાવટો જેવી કે આઇસ્ક્રીમ, દહીં, ફ્લેવર્ડ દૂધ, એગમાર્ક ઘી, ઇલાયચીયુક્ત સુગમ શ્રીખંડ વિ. શહેરમાં ડેરીગેઇટ ઉપર તેમજ ન્યુબીલી બાગ અને કમાટીબાગ મિલ્કબારો અને લોક સુવિધા માટે પરોઢથી રાત્રી સુધી ચાલતાં મિલ્ક વેન્ડીંગ બુથ દ્વારા પૂરી પાડવામાં આવે છે.


વડોદરા જિલ્લા સહકારી દૂધ ઉત્પાદક સંઘ લી.
બરોડા ડેરી, વડોદરા-૩૯૦ ૦૦૯





# ગણેશ હાઉસીંગ કોર્પોરેશન

ફોન - ૩૮૨૫૭૫, ૩૮૨૭૦૭

પથ્થર કૂવા : પેટ્રોલ પંપની બાજુમાં

રીલીફ રોડ : અમદાવાદ

# પ્રગતિશીલ ખેતીનું રહસ્ય

## : ગુજરાત રાજ્ય બીજ નિગમનાં બિયારણો :

વધારે ઉત્પાદન તથા અધિક વળતર માટે ગુજરાત રાજ્ય બીજ નિગમના વિશ્વાસનીય તથા ઉત્તમ સર્ટિફાઇડ તેમ જ ફાઉન્ડેશન બિયારણ વાપરવાનો આગ્રહ રાખો.

| | | |
|---|---|---|
| સંકર કપાસ | : | સંકર-૪, વારાલક્ષ્મી અને સંકર-૬ |
| સંકર બાજરી | : | બી. જે. ૧૦૪, સી. જે. ૧૦૪ અને બી. કે. ૫૬૦ |
| સંકર મકાઇ | : | ગંગા સફેદ-૨ અને ગંગા-૫ (પીળી) |
| સંકર જુવાર | : | સીએસ એચ-૫ |
| ઘઉં | : | કલ્યાણસોના, સોનાલીકા, જે-૨૪, જે-૧-૭ અને લોક-૧ |
| મગફળી | : | જૂનાગઢ-૧૧, જીએયુજી-૧, જીએયુજી-૧૦ અને જે એલ-૨૪ |
| રાઇ | : | વરુણા (ટી-૫૯) |
| જીરુ | : | એમસી-૪૩ |
| કઠોળ | : | મગ ગુજરાત-૨, ચોળા, પુસા ફાલ્ગુની તથા અડદ ગ્રાન્ડેવાલ તુવેર ટી-૧૫-૧૫ અને એચસી-૩ |
| ભીંડા | : | પુસા સાવની |

### આપની જરૂરિયાત માટે સંપર્ક કરો

1. ગુજરાત રાજ્ય બીજ નિગમ લિ. સેક્ટર-૧૬, પેટ્રોલ પંપ પાસે, ગાંધીનગર-૩૮૨૦૧૬ — ફોન : ૨૫૩૧, ૨૩૨૮, ૩૦૯૫
2. ગુજરાત રાજ્ય બીજ નિગમ લિ. જિલ્લા પંચાયત કચેરી પાછળ, મ્યુનિસિપલ ક્વાર્ટર નં. ૧૦ અમરેલી-૩૬૪૬૦૧ — ફોન : ૨૯૫૧
3. ગુજરાત રાજ્ય બીજ નિગમ લિ. જમીન વિકાસ બેન્ક પાસે, શિહોર, જિ. ભાવનગર. — -

દૂધ જેવી સફેદી માટે...




# નિરમા

વોશિંગ પાવડર
અને સાબુ




નકલથી સાવધાન!

નિરમા કેમીકલ વર્કસ, અમદાવાદ-૨૩.



ગ્રામ : પીપલ બેંક                                                    ટે. નં. ૩૬૭૪૪૬-૪૭

# ધી અમદાવાદ પીપલ્સ કો-ઓપરેટીવ બેંક લિ.

મુખ્ય કચેરી : પીપલ્સ બેંક બીલ્ડીંગ પો. બો. ૧૩૩, ભદ્ર, અમદાવાદ

સ્થાપના સને ૧૯૩૨                                                    સુવર્ણ જયંતી વર્ષ ૧૯૮૧-૮૨

શાખાઓ : ખડીયા, સાબરમતી, મણીનગર, પાલડી, શાહપુર, સરસપુર તથા ધંધુકા

ટે. નં. : ૩૬૪૯૨૪ ૬૬૪૮૩ ૫૪૫૮૯ ૭૭૨૩૧ ૨૨૦૫૩ ૩૭૪૩૩૭ ૪૪

ચેરમેન શ્રી **હરિપ્રસાદ કેશરીપ્રસાદ ઠાકોર**

મેનેજીંગ ડાયરેકટર શ્રી **ડાહ્યાભાઈ કાલીદાસ પટેલ**

(૧) ભરપાઈ થએલ શેરભંડોળ... રૂા. ૪૨,૫૨,૩૫૪

(૨) રીઝર્વ તથા બીજા ફંડો .. રૂા. ૬૧,૫૯,૨૦૦

(૩) થાપણો... રૂા. ૯,૭૩,૯૩,૪૦૦

(૪) કામકાજનું ભંડોળ .. રૂા. ૧૧,૬૭,૫૮,૮૦૦

(૧) બેંક છેલ્લા ૫ વર્ષથી બેંકીંગની તમામ પ્રકારની સેવાઓ આપે છે

(૨) બેંક માન્ય કરેલી કંપનીઓના શેરો સામે ધીરાણ આપે છે.

(૩) બેંક પબ્લીક ટ્રસ્ટના નાણાં સ્વીકારે છે.

(૪) બેંક બાંધી મુદતની થાપણ પર આકર્ષક દર આપે છે સમયમર્યાદા મુજબ વધુમાં વધુ ૧૧% ટકાના દરથી થાપણો સ્વીકારે છે. વ્યાજ દર ૭ મહીને આપવામાં આવે છે.

(૫) બેંકની કેશ-સર્ટીફીકેટ તેમજ નાની બચત યોજનાનો લાભ લો.

(૬) બેંકે મન્થલી ઇન્ટરેસ્ટ ડીપોઝીટ સ્કીમ શરૂ કરી છે.

(૭) બેંકે સ્વપ્નસિદ્ધ તથા વર્ષાસન ડીપોઝીટ સ્કીમ શરૂ કરી છે.

(૮) અમારી બેંકમાં મૂકેલી થાપણો ઈન્સ્યોરન્સ સ્કીમ નીચે સુરક્ષિત છે.

**અનંત જોષી**
મેનેજર



# ડૉ. જીવરાજ મહેતા સ્મારક ટ્રસ્ટ પ્રકાશન
# ઊર્મિનવરચના



*

ડૉ. જીવરાજ મહેતા સ્મારક ટ્રસ્ટ
જીવરાજ ભુવન
અમરેલી – ૩૬૪૬૦૧

*

ડૉ. જીવરાજ મહેતા સ્મારક ટ્રસ્ટ
કલ્યાણધામ
મુ. ચાવંડ ૩૬૪૪૩૫
(તા. લાઠી : જિ. અમરેલી)

*

ડૉ. જીવરાજ મહેતા સ્મારક ટ્રસ્ટ
નટવરલાલ શામળદાસ ઍન્ડ કું.
૯૪, નગીનદાસ માસ્તર રોડ
ટે. નં. ૨૭૪૨૨૧
મુંબઈ – ૪૦૦૦૨૩

*

Delhi office –
Phone – 915 O 72
Manager
Oormy Navrachana
Navinchandra B. Shah
98 Ravindra Nagar
NEW DELHI-110003

## બૌદ્ધિકોથી સાવધાન

વિશ્વમંચ ઉપર પ્રવેશેલા બૌદ્ધિકો માટે નવેસરથી વિચારવાનો હવે સમય પાકી ગયો છે. બૌદ્ધિકો નથી ખેડૂતો, મજૂરો કે શ્રમજીવીઓ; એઓ નથી યંત્રવિદો, વિજ્ઞાનીઓ કે રાજકીય સક્રિય કાર્યકર્તાઓ. કશું જ રચનાત્મક કાર્ય કર્યા વિના વાચાળ બની બીજાઓ પોતાના વિચાર પ્રમાણે વર્તે એ જોવાની તેમને હોંશ છે. અન્યની આપત્તિ વખતે તેમને સલાહ અને હિંમત આપવામાં તેઓ રાચે છે. પોતાના શબ્દોનું પાલન થતું જોઈ તેમને હર્ષ થાય છે. આ બૌદ્ધિકો પોતે ભગવાનનું સ્થાન લઈ રહ્યા છે તેવા ભ્રમમાં ફસાએલા છે. રાજકીય પક્ષો, મજૂર-મંડળો, વિદ્યાર્થીસંઘો ઈત્યાદીમાં તેઓ હોદ્દેદાર હોય છે. આ બૌદ્ધિકો પાસે શાણપણ છે પરંતુ કાર્યશક્તિ નથી.

બૌદ્ધિકોએ વીસમી સદીને વાણીવિલાસની સદી બનાવી દીધી છે. બીજી કોઈ સદીમાં શબ્દોએ આવું ભયંકર રૂપ ધારણ કર્યું ન હતું. આ શબ્દોની પાછળ અર્થ, ભાવ કે કાર્ય નહિ પરંતુ પ્રપંચ અને ખટપટ છે. આગલી સદીઓએ સંતની વાણી સાંભળી હતી. આ સદીને સેતાનની વાણીને સંત-વાણી માની લેવી પડે છે. હાથ ફરે ત્યાં લક્ષ્મી ફરે ને જીભ ફરે ત્યાં દવ બળે એ વાસ્તવિકતા સ્વીકારવામાં નહિ આવે તો તેનાં પરિણામ ભયાનક આવશે. બૌદ્ધિકોએ પોતે ચેતવાનું છે તો પ્રજાએ બૌદ્ધિકોથી સાવધાન રહેવાનું છે.

– એરિક હોફર

જીવરાજ મહેતા સ્મારક ટ્રસ્ટ વતી મુદ્રક અને પ્રકાશક : રાજુલ ઈ. દવે ૧૩, જાગનાથ પ્લોટ, રાજકોટ–૧
મુદ્રણ સ્થાન : સુરૂપ મુદ્રિકા, ડૉ. યાજ્ઞિક રોડ, કન્યા છાત્રાલય સામે, રેસકોર્સ રોડ, રાજકોટ–૧

# ઊર્મિ નવરચના

તંત્રી : જયમલ્લ પરમાર

જાન્યુઆરી '૮૨ : વર્ષ : ૫૨ : અંક : ૧૦ : સળંગ અંક : ૬૨૨




**જાહેરખબરો આપનારાઓને વિનંતી**

જાહેરખબરના ચેક, ડ્રાફ્ટ કે મનીઓર્ડર 'ઊર્મિનવરચના'ના નામે ભરી મોકલવાં.

**ગ્રાહકોને નોંધ લેવા વિનંતી**

દર માસની પહેલી તારીખે અંક પ્રગટ થાય છે.

* ગ્રાહકોને અંક આઠ દિવસ સુધીમાં ન મળે તો તે વિભાગની પોસ્ટ ઑફિસે ફરિયાદ કર્યા બાદ કાર્યાલયને નકલ મોકલવી. અંક સિલિકમાં હશે તો જ મોકલાશે.

સરનામું બદલાયાની ખબર અંકની પ્રસિદ્ધિ પહેલાં પંદર દિવસે ગ્રાહક નંબર સાથે કાર્યાલયને પહોંચાડવી.

'ઊર્મિનવરચના'ના લવાજમના દર

| | |
|---|---|
| વાર્ષિક-દેશમાં | રૂ. ૨૫-૦૦ |
| વાર્ષિક પરદેશમાં | રૂ. ૬૦-૦૦ |

**લેખકોને--**

લેખ, વારતા કે કવિતા વગેરે ન સ્વીકારાતાં પરત મેળવવા ઈચ્છનારે જરૂરી ટિકિટ સાથે જ બીડવી.

* આ માસિકમાં પ્રસિદ્ધ થતા વિચારો જે તે લેખકોના હોય છે. તંત્રી તે વિચારમાં સંમત જ હોય તેવું માનવું નહિ.

**એજન્ટોને—**

* 'ઊર્મિનવરચના'ના વેચાણ અને ગ્રાહકો અંગેનો પત્રવ્યવહાર નીચેના સરનામે કરવો.


ફોન નં. ૨૪૩૭૨

ઊર્મિનવરચના કાર્યાલય

૧૩, જાગનાથ પ્લોટ

રાજકોટ ૩૬૦ ૦૦૧( જિ. રાજકોટ

## નૂગરો નેડો

કોઇ તને પૂછે તો મારું નામ લેજે,
ને મખોમખ કે'જે,
કે તારે મારગ થા હાલતો.

આ નો ખેતર નથી કોઇ બાપાનું,
થાનક ને થાપાનું,
મોજીલી ચાલે જા મ્હાલતો.

આંહી મારા વાલા ક્યાંય બાંધે,
ને પોતાનું રાંધે,
ને બોલે કે આટલું જ રાખજે.

એને રોકડું તું પરખાવી દેજે,
કે; રામ રામ! જે જે!
કે તારું રાંધ્યું તું જ ચાખજે.

જોને, આપણો નો નફ્ફરો કેડો,
ને નૂગરો નેડો,
કે ઊંચી ધજાઉં ગઇ ધૂળમાં.

ક્યાંક મારું વાતું લાગે મોળી,
નો માર એને ગોળી,
કે ઝીંકી દે કુહાડી મૂળમાં.

—મકરન્દ દવે

# જીવનના બે પડકાર

सत्यं मनोरमा रामा सत्यं रम्या विभूतयः ।
किन्तु मत्ताङ्गना पाङ्ग भङ्ग लोलं हि जीवितम् ॥

(એ સાચું છે કે સુંદર સ્ત્રીઓ છે અને એ પણ સાચું છે દિવ્ય ચમત્કાર કરનારી વિભૂતિઓ પણ છે. પણ જીવન તો મદોન્મત્ત નવયુવતીના કટાક્ષ જેટલું ચંચળ છે.)

કોઈ અલ્પજ્ઞાત રસિકે સમગ્ર મહાભારતના સાર તરીકે આ શ્લોક લખ્યો છે, એવી માન્યતા છે.

આ દુનિયામાં રૂપાળા ચહેરાનો તોટો નથી પણ એ સ્ટેશને રોકાવા જેવું નથી. રૂપ અને રસિકતાને જીવનમાં એની યોગ્યતા કરતાં વધુ સ્થાન આપવામાં જોખમ ખુલ્લું છે કારણ કે માણસ જીવનમાં કાંઈ આપવા–લેવા આવ્યો હોય તેમાં એટલો ખોટીપો થાય અને જીવનને સ્વસ્થ નજરે પણ જોયું કહેવાય નહિ.

આ સ્ટેશને જે રોકાયો એ જીવનના ઘણા બધાં આનંદથી ગયો. એને માટે મહાપુરુષો જે કાંઈ જીવી ગયા, વૈજ્ઞાનિકોએ અપરંપાર સિદ્ધિઓનો ખજાનો ખુલ્લો કર્યો એનો એ કાંઈ લાભ લઈ શકતો નથી. આને લીધે પોતાના પુરુષાર્થને જે થોડીક ચાનક ચડવાની તક હતી એ પણ ગઈ.

પણ બીજું સ્ટેશન તો આનાથી ભયાનક છે. ચમત્કાર જુએ ત્યાં માણસનું ભોળપણ – મૂર્ખતા ભયાનક રીતે ખુલ્લાં થાય છે. વારંવાર માણસ છેતરાયો હોય છતાં એક વધુવાર છેતરાવાનું જાણે પસંદ કરે છે અને એના ખરાબ પરિણામ ભોગવે છે. જરા જેવો ચમત્કાર માણસને ભારે પામર બનાવી દે છે.

ચમત્કાર બતાવનાર ચમત્કાર કેમ બતાવે છે ? એને કાંઈ તમારી પાસેથી જોઈએ છે. એને હજી પોતાનું પૂરું થયું નથી. એક વેપારી ખોળ વેચે છે અને આ ચમત્કાર વેચે છે એમાં તત્ત્વતઃ કોઈ ફેર નથી. ખરેખર ભગવાનનો ભક્ત આવા ચમત્કાર પોતે સિદ્ધ હોય તો પણ કરે નહિ. આવા માણસો થોડું જાણતા હોય છે પણ સામાન્ય માણસ તો માની લે છે કે આ તો પ્રભુની જેટલો જ સર્વજ્ઞ છે. ધારો કે એ કરે છે એ ચમત્કાર પૂર્ણપણે સાચો હોય તો પણ એની પાસે વિશ્વના બધા રહસ્યો ખુલ્લાં થઈ ગયા છે એમ માની શકાય નહિ. માની લો કે આવો ઓલિયો જીવ મળી ગયો હોય તો એને પછી ચમત્કાર બતાવવામાં રસ હોતો નથી. એતો ઈશ્વર સાથે એટલો ઓતપ્રોત થઈ ગયો હોય છે કે કોઈનું દુઃખ જોઈને એનાથી કદાચ ચમત્કાર થઈ જાય તો એ વારંવાર ઈશ્વરની માફી માગ્યા કરતો હશે કે તારા આ સુંદર રીતે ચાલતા જગતમાં મારે આટલી ડખલ કરવાની જરૂર ન હતી પણ કદાચ આમાં તારી જ ઈચ્છા હોય.

એક દૃષ્ટાંતના દીવાના અજવાળે આ વાતને ચિત્તમાં વધુ સ્થિર કરીએ. હજી ગઈ કાલની વાત છે. દિલ્હીમાં એક મહાલયમાં એક સંન્યાસી આવીને ઊભો રહ્યો. ફળિયાની વચ્ચોવચ ઊભા રહીને કહ્યું, 'અહીં ખોદો. એક માથોડું ખોદશો એટલે હાડકાંનો માળો નીકળશે.' ઘરધણીએ ખોદ્યું તો ખરેખર હાડકાં નીકળ્યાં. યજમાન તો બિચારો પાણી પાણી. હવે આનું તમે કહો તેમ કરું. ઘરમાં આશરો આપ્યો. હવે આ સંન્યાસીને જમીનમાં શું છે એની થોડી ખબર પડતી હતી. પછી એનું શું કરવું એનો એને જરાય ખ્યાલ ન હતો પણ હવે તો એ જ વાતાવરણનો માલિક હતો. હાડકાં હટાવી દૂર ફેંકાવી દીધા. પોતાનો પગદંડો બરાબર જમાવી દીધો.–માનપાનનું તો પૂછવાનું શું હોય ? પણ એક અકસ્માત બન્યો જેના હાડકાં દૂર થયા તે દિવસથી એ નગરશેઠ જેવા યજમાનની અનેક રીતે પડતી શરૂ થઈ ગઈ. પંદર દિવસે માંડ માંડ મિત્રોએ પેલા સંન્યાસીને કાઢી મૂકયો ત્યારે પેલા શેઠની સ્થિતિ એવી થઈ ગઈ હતી કે એ બજારમાં નીકળી શકે તેમ ન હતો.

– પ્રસાદ

# રાજકોટની ભાવભરી વિદાય પછી અમરાપુરને મોરચે

(સોરઠની લોકક્રાન્તિ) રતુભાઈ અદાણી

આરઝી હકૂમતની લોકસેના તરફથી દશેરાના દિવસે જૂનાગઢ રાજ્યની ધરતી ઉપર આક્રમણ કરવું કે નહીં એ અંગે મહત્ત્વની વિચારણા કરવા માટે મળેલી બેઠક ભલે બે ભિન્ન-ભિન્ન અભિપ્રાયો સાથે પૂરી થઈ પરન્તુ આક્રમણ શરૂ કરવા અંગે એકમતિ હોઈને એના આધારે દશેરાના મંગળ પ્રભાતે જૂનાગઢ રાજ્યની ધરતી ઉપર કૂચ કરવા માટે અમે તુરત જ કામે લાગી ગયા. અમારી પાસે ગણતરીના જ કલાકો બાકી રહ્યા હતા.

શસ્ત્રો સંભાળવાની કામગીરી તો ચાલતી બેઠકે જ સમાપ્ત થઈ ચૂકી હતી. આક્રમણમાં ભાગ લેનાર મોટા ભાગના સૈનિકો કુંકાવાવ તરફ રવાના થઈ ચૂક્યા હતા. કુંકાવાવની છાવણીમાંથી લોકસેના અમરાપુર તરફ કૂચ કરે એ પ્રસંગે હાજર રહી વિદાય આપવા માટે આરઝી હકૂમતના કેટલાક પ્રધાનો, શ્રી ગોકુળભાઈ, મુંબઈથી આવેલા શ્રી મોહનભાઈ સોપાન અને અન્ય મિત્રો પોત-પોતાની રીતે કુંકાવાવ જવા માટેની તૈયારીમાં લાગી ગયા હતા. લડાઈમાં કોઈ સૈનિક ઘાયલ થાય તો એની સારવાર માટે રેડક્રોસના નેજા નીચે સેવાદળની ટૂકડી પણ સમયસર સજ્જ થઈ ગઈ.

રાજકોટથી કુંકાવાવ જતાં વચ્ચે ગોંડળ રાજ્યની હદ આવે. એ વખતની અસલામત પરિસ્થિતિને કારણે ગોંડળ રાજ્યની હદમાંથી પસાર થતી સડકો ઉપર ઠેર ઠેર આડચો ઊભી કરી દેવામાં આવેલી. અત્યાર સુધી રાજકોટ કુંકાવાવ વચ્ચે લોકસેનાના સૈનિકો અને શસ્ત્રોની હેરફેર ગુપ્ત રીતે થતી રહેલી એટલે થોડી પૂછપરછ પછી આ આડચો વટાવી જવામાં મુશ્કેલી આવી નહોતી. પણ છેલ્લે તો ખુલ્લી રીતે આવજા કરવાનો સમય આવી પહોંચ્યો. આરઝી હકૂમતના વાહનોને રોકટોક વિના પસાર થવા દેવા માટે રસિકભાઈએ ગોંડળના પોલીસવડા સાથે વાટાઘાટ કરીને ગોંડળની હદમાં લોકસેનાના શસ્ત્રસજ્જ સૈનિકો સાથેના વાહનોને કશી રોકટોક કરવામાં નહીં આવે એવી ખાત્રી મેળવી લીધેલી.

આમ લગભગ બધી તૈયારી થઈ ચૂકી હતી. છતાં નાની મોટી કેટલીક વ્યવસ્થા કરવાની બાકી હતી. હું એમાં મારું મન પરોવું ત્યાં તો મને રસિકભાઈ તરફથી એમને તાબડતોબ મળી જવા માટેનો સંદેશો મળ્યો.

હું તુરત જ રસિકભાઈના કામચલાઉ નિવાસે પહોંચ્યો. તેઓ કંઈક ગંભીર બનીને પરસાળમાં ટહેલી રહ્યા હતા.

"રતુભાઈ! આવતી કાલે, દશેરાના મંગળ પ્રભાતે અમરાપુર ગામ ઉપર કૂચ કરી જૂનાગઢની ધરતી ઉપર આક્રમણનો પ્રારંભ કરવાનો તો નિર્ણય લેવાયો. પરન્તુ આ આક્રમણની આગેવાની તમારે લેવી એવું આપણે ક્યારે નક્કી કર્યું?" રસિકભાઈ મને જોઈને થંભી ગયા અને ઊભા ઊભા જ પ્રશ્ન કર્યો.

"આપણે એ અંગે હજી કંઈ નિર્ણય લીધો નથી." મેં જવાબ આપ્યો.

"તો પછી આજની ચર્ચામાં તમે છેલ્લે એમ કેમ કહ્યું કે, એક ગામ કબજે કરી અટકી જવું કે વધુ ગામો કબજે કરવા માટે આગળ વધવું એનો નિર્ણય મોરચા ઉપર તમે લેશો?" રસિકભાઈએ બેઠક લેતાં લેતાં પૂછ્યું.

"એમ કહેવાનો મારો ઈરાદો ન હતો પણ કોણ જાણે કેમ, મારાથી એમ કહેવાઈ ગયું." મેં પણ એમની સામે બેસીને હસતાં હસતાં કહ્યું.

"તમે ભલે કહ્યું, પણ આવતીકાલના આક્રમણની જવાબદારી હું લેવાનો છું:" રસિકભાઈ મક્કમતાપૂર્વક બોલ્યા.

"તે મેં ક્યાં ના કહી છે? કાલના આક્રમણની જ નહીં, પણ હવે પછીની સમગ્ર લડાઈની જવાબદારી તમારી છે એમ સમજીને જ અમે ચાલીએ છીએ." મેં જણાવ્યું.

"એટલે આજે રાત્રે હું કુંકાવાવ જઈશ. આવતીકાલના આક્રમણની આગેવાની હું લઈશ. તમારે અહીં રહીને બાકીની બધી વ્યવસ્થા સંભાળવાની રહેશે." રસિકભાઈએ કામની ફાળવણી કરી નાખી.

"મેં કહ્યું જ છે કે કાલથી શરૂ થતી લડાઈની સંપૂર્ણ જવાબદારી તમારી. પણ એનો અર્થ એવો નહીં કે તમારે મોરચા ઉપર જવું. આ એક જ નહીં પણ એક પછી એક ઊઘડતા તમામ મોરચાઓનું સંચાલન કરવા તમારે અહીં જ રહેવુ પડશે. અમરાપુરના મોરચા ઉપર તો હું જ જવાનો. આપણા સાથીઓ સાથે હું મારા મનથી બંધાઈ ચૂકયો છું." મેં જણાવ્યું.

"તમે હુશિયારીથી લડાઈની જવાબદારી અને મોરચાની આગેવાનીને જુદા પાડો છો. જવાબદારી આપણા સૌની, પણ આવતીકાલે કૂચ કરનારી લોકસેનાની ચારેય ટૂકડીઓની આગેવાની મારે જ લેવી જોઈએ અને હું જ લઈશ. સાથીઓ સાથે મનથી પણ બંધાવાનું ડહાપણ કરવા તમને કોણે કહેલું?" રસિકભાઈએ કંઈક ઠપકાની ભાષામાં કહ્યું.

"મેં કોઈ કરાર નથી કર્યા પણ તમે જાણો છો કે લોકસેનાના મોટાભાગના મિત્રો આપણા જાહેરજીવનના સાથીઓ છે. એ રીતે તો એમની સાથે તમારો અને મારો બન્નેનો સરખો પરિચય. પણ છેલ્લા બે ત્રણ માસથી એમના નિકટના પરિચયમાં આવવાની અને રહેવાની મને તક મળી. વલ્લભીપુરની શિબિરથી જ હું જૂનાગઢના પ્રશ્ને એમની સાથે વધુ સંકળાયેલો રહ્યો છું. એમને મોરચા ઉપર મોકલતી વખતે મારાથી અહીં બેસી રહેવાય નહીં. એમની સાથે મારે રહેવું જ જોઈએ. અને એ મિત્રો પણ એવી જ અપેક્ષા રાખે. એક બે પ્રસંગે વાત નીકળી ત્યારે પણ મેં સ્પષ્ટતા કરી છે કે લોકસેનાના સેનાપતિ તરીકેની જવાબદારી તો રસિકભાઈની (તમારી) જ રહેશે. પણ મોરચા ઉપર તો બધા મિત્રોની સાથે હું રહીશ જ." મેં મારા દિલની વાત કરી.

"સેનાપતિ કોણ એ આપણી વચ્ચે વિવાદનો પ્રશ્ન નથી. ઊઘડતા મોરચા ઉપર પ્રથમ કોણ જાય એ પ્રશ્ન છે. આપણા બેમાં હું મોટો છું એટલે મારે જ એ જવાબદારી લેવી જોઈએ." રસિકભાઈએ ખૂબ જ ભાવથી કહ્યું.

"રસિકભાઈ! હું પણ એ જ દલીલ કરી શકું. સેનાપતિ કોણ એનો આપણી વચ્ચે વિવાદ છે જ નહીં. મુખ્ય જવાબદારી તમારી જ છે પણ મોરચા ઉપર કોણ જાય એ જ પ્રશ્ન છે. આપણા બેમાં હું નાનો છું એટલે મોરચા ઉપર જવાનો પહેલો હક્ક મારો ગણાય." મેં મારો દાવો રજૂ કર્યો.

"પોતે મોટા થઈને બેસી રહ્યા અને નાનાભાઈને મોરચા ઉપર ધોળી મૂકયો એમ કહેવરાવીને તમારે મને ભૂંડો લગાડવો છે?" રસિકભાઈએ કહ્યું.

"અને પોતે અહીં સલામતી શોધીને બેસી રહ્યો અને મોટાભાઈને લડાઈ મોરચે ધકેલી દીધા એમ કહેવરાવીને તમારે મને ભૂંડો લગાડવો છે?" મેં એ જ શબ્દોમાં જવાબ આપ્યો.

"રતુભાઈ! આપણે લોહીના સંબંધથી ભલે ભાઈઓ ન હોઈએ પણ ૧૯૩૦ના સત્યાગ્રહમાં આપણે જોડાયા ત્યારથી નાના મોટા મોરચે આપણે સૌ મિત્રો સાથે લડતા રહ્યા. અને પરિણામે આપણી સૌની વચ્ચે સગાભાઈઓ જેવો જ સંબંધ બંધાયો. તમને પણ હું મારા નાનાભાઈ જ લેખું છું.

નાનાભાઈને લડાઈને મોરચે મોકલી હું અહીં બેસી રહું એ મને શોભે નહીં." રસિકભાઈએ મોટાભાઈ તરીકેની લાગણીથી કહ્યું.

"રસિકભાઈ ! આપણે ત્યાં દાખલાઓ છે કે લડાઈનો પ્રસંગ આવે ત્યારે બાપ પ્રથમ દીકરાને લડાઈમાં મોકલે અને મદદની જરૂર પડયે પોતે ઝંપલાવે. મોટાભાઈ પણ નાનાભાઈને જ યુદ્ધમાં પહેલાં જવા દે અને જરૂર પડયે પોતે મદદમાં દોડી જાય. આ ન્યાયે તમારે મને મોરચા ઉપર જવા દેવો જોઈએ. મુશ્કેલી ઊભી થાય, અમે ભીંસમાં આવી જઈએ કે મુંઝાઈએ તો તમે ખુશીથી દોડયા આવજો." મેં પણ એ જ ભાવથી જવાબ આપ્યો.

"આપણે આ વિવાદનો અંત લાવીએ, તમે ગમે તેટલું કહો, પણ આવતીકાલે મોરચા ઉપર જવાનો મેં નિર્ણય લઈ લીધો છે. તમને મારે જોખમમાં મૂકવા નથી." રસિકભાઈએ ખૂબ જ આત્મીયભાવે કહ્યું.

"ભલે તમે આગેવાની લો. પણ તમને એકલા ન જવા દેવાનો મેં પણ નિર્ણય લઈ લીધો છે. તમે જશો તો પણ હું તમારી સાથે આવવાનો." મેં મારો આગ્રહ ચાલુ રાખ્યો.

"આપણે બંને મોરચા ઉપર જઈએ એ તો કોઈ રીતે વ્યાજબી ન કહેવાય. આપણામાંથી એક જણે તો અહીં રોકાવું જ જોઈએ." રસિકભાઈએ વ્યવહારુ દૃષ્ટિ રજૂ કરી.

"તો રસિકભાઈ ! હવે એક વધુ મહત્ત્વની વાત કરું. મને વિશ્વાસ છે કે આવતીકાલના આક્રમણમાં આપણે માર ખાવાના જ નથી. જૂનાગઢના નવાબ કરાંચી ભાગી જવાના છે એની એના માણસોને તો ગંધ આવી જ ગઈ હશે. એમનો નૈતિક જુસ્સો તૂટી જવાનો. લડાઈ લડવાની એમની હોંશ ભાંગી પડવાની. છતાં આ તો લડાઈ છે. ફૂલના હાર લઈને આપણું સામૈયું કરવા કોઈ ઊભા નહીં હોય, નવાબના સિપાહીઓ ભરેલી બંદૂકો લઈને આપણું સ્વાગત કરવા ઊભા હશે. આપણે ખુવારી ખમવી પણ પડે, કોને ખબર છે કોણ લાણમાં આવી જાય. ત્યારે તમે મોટા છો એટલું જ નહીં તમારે પત્ની છે, દીકરો છે. એ રીતે દુનિયાંની થોડી જંજાળ લઈને બેઠા છો. હું રહ્યો એકલો. મરવાનું થાય તો મા, ભાઈ-બહેન ઝૂરશે ખરા, પણ મારે તમારા જેવી બીજી જવાબદારી નથી. આ હિસાબે પણ તમારે મોરચા ઉપર મને જ જવા દેવો જોઈએ. મારાથી તમને જવા દેવાય જ નહીં." મેં મારા આગ્રહના સમર્થનમાં ભારપૂર્વક જણાવ્યું.

અમારા બે વચ્ચે સગાભાઈ જેવો મીઠો વિવાદ ચાલ્યો. અંતે લોકસેનાના યુદ્ધ મોરચે મને જવા દેવા માટે રસિકભાઈએ કચવાતે દિલે અનુમતિ આપી. પણ કુંકાવાવની છાવણી સુધી સાથે આવવાનો એમણે આગ્રહ રાખ્યો. રાત્રે દસ વાગ્યે અમારે રાજકોટથી કુંકાવાવ જવા માટે રવાના થવું, રસિકભાઈએ કુંકાવાવની છાવણીમાં પડાવ નાખવો અને મારે લોકસેનાનો અમરાપુરથી ઊપડતો મોરચો સંભાળવો, એમ નક્કી કરી અમે છૂટા પડયા.

રસિકભાઈ સાથેનો મીઠો વિવાદ પૂરો કરીને હું જૂનાગઢને ઉતારે પહોંચ્યો ત્યારે સાંજ નમી રહી હતી. પ્રકૃતિ ધીરે ધીરે પ્રવૃત્તિમાંથી નિવૃત્તિ તરફ જઈ રહી હતી. પશ્ચિમ દિશામાં ખીલેલી સંધ્યાનો લાલ-ગુલાબી રંગ બગીચાની હરિયાળીને અનેરો ઓપ આપી રહ્યો હતો. આખા દિવસના થાકયા પાકયા પક્ષીઓ પાછા ફરી ઝાડની ડાળીઓમાં બેસી કલરવ કરી રહ્યાં હતાં. મોટા ભાગના સૈનિકો કુંકાવાવની છાવણીમાં પહોંચી ગયા હોઈને વાતાવરણમાં ધમધમાટનો અભાવ હતો. પણ રહ્યા સહ્યા મિત્રોનાં હૈયાં આવતી કાલે જૂનાગઢની ધરતી ઉપર આક્રમણ થવાનું છે એ ખ્યાલે હિલોળે ચડયાં હતાં. શામળદાસભાઈ પણ આખા દિવસની ચર્ચાનો થાક ઉતારવા બગીચાની હરિયાળીમાં એક આરામખુરશી ઉપર આરામથી બેઠા હતા. મેં એમની પાસે જઈને બાજુમાં પડેલી ખુરશીમાં

બેઠક લીધી.

શામળદાસભાઈ સારી પેઠે થાક્યા હોય એમ લાગતું હતું. છતાં ખુશખુશાલ હતા. એમના ગુલાબી ચહેરાએ વધુ ગુલાબી ધારણ કરી હતી.

"અંતે આવતીકાલે, જૂનાગઢની ધરતી ઉપર, નવાબની સામે યુદ્ધનો આરંભ કરવાનો નિર્ણય લેવાયો ખરો." શામળદાસભાઈએ પોતાનો આનંદ વ્યક્ત કર્યો.

"હા! નિર્ણય લેવાયો એ વાત ખરી. થોડી અસ્પષ્ટતા રહી ગઈ. પરન્તુ આવતી કાલે લોકસેનાને આક્રમણ શરૂ કરવાની સ્પષ્ટ અનુમતિ મળી ગઈ છે એટલે અમે હવે એની તૈયારીમાં છીએ. બેઠક પૂરી થયા પછી આરઝી હકૂમતના શરનશીન તરીકે તો તમે મોરચા માટે પ્રયાણ કરતી લોકસેનાની તમારી શુભેચ્છા આપી જ છે પણ આજે રાત્રે દસ વાગ્યે રસિકભાઈ અને હું કુંકાવાવ જવા રવાના થઈએ છીએ ત્યારે હું તમારી વિદાય લેવા આવ્યો છું." મેં નમસ્કાર કર્યા.

"રતુભાઈ! આજે મારો પોરહ ક્યાંય માતો નથી. કાઠિયાવાડના આપણા બડકંદાજો આવતીકાલે અનોખો ઈતિહાસ સર્જવા જઈ રહ્યા છે. કાલે આપણી લોકસેનાના વિજયના સમાચાર મળશે ત્યારે મારી છાતી ગજગજ ફૂલતી હશે. શુભ પ્રયાણ કરો અને ફતેહ મેળવો." શામળદાસભાઈ બોલતાં બોલતાં ભાવવિભોર બની ગયા.

"ત્યારે રજા લઉં છું." મેં ઊઠતાં ઊઠતાં રજા માગી.

"પેલા લશ્કરી નિષ્ણાતે આપણી તૈયારી અધૂરી છે એવો અભિપ્રાય આપીને નકામી ઉપાધિ કરાવી. પણ તમારી દૃષ્ટિએ તો આપણી તૈયારી પૂરી છે ને?" શામળદાસભાઈએ ભાવભરી વિદાય આપી દીધા પછી પણ પોતાનો સંદેહ ટાળવા પ્રશ્ન કર્યો.

"મેં તો વારંવાર કહ્યા કર્યું છે અને કહેતો આવ્યો છું કે, પૂરતાં હથિયારો મળી જાય તો બીજી રીતે આપણી પૂરી તૈયારી છે. હથિયાર મળી ગયાં એટલે હવે કોઈ પ્રશ્ન રહેતો નથી. માત્ર વાહનોની થોડી મુશ્કેલી છે. સૈનિકો માટે તો જેમ તેમ કરીને વાહનોનો પ્રબંધ કર્યો છે. પણ લડાઈના મોરચે આપણા કોઈ સૈનિકો ઘાયલ થાય તો એમને સારવાર માટે અહીં લઈ આવવા માટે થોડા વાહનોનો પ્રબંધ કરવાનો રહે છે." મેં તૈયારી અને મુશ્કેલી, બંનેનો ખ્યાલ આપવા પ્રયત્ન કર્યો.

"જરૂર હોય તો લઈ જાવ મારી ગાડી. ભલે એ આખીને આખી ગોળીએ વીંધાઈ જાય. ચિંતા કરશો નહીં." શામળદાસભાઈએ પોતાની નવી ખરીદેલી અને વિવાદાસ્પદ બની ગયેલી મોટર મોરચા પર મોકલવા માટે તત્પરતા દાખવી.

"શામળદાસભાઈ! તમારી નવીનકોર ગાડી ગોળીએ વીંધાઈ જાય એની તો હું ચિંતા ન કરું, પણ ગાડી ગોળીએ વીંધાય તો એની અંદર બેઠેલા સૈનિકો જીવતા રહે ખરા?" મેં હસતા હસતા કહ્યું.

"એ વાત સાચી." શામળદાસભાઈ પણ હસી પડ્યા.

"તમે ચિંતા કરશો નહીં. ભાડેથી મેળવીને થોડી ગાડીઓ કુંકાવાવની છાવણીમાં રાખવાની વ્યવસ્થા થઈ જવામાં છે." મેં જણાવ્યું.

"અમરાપુર કબજે થાય એના સમાચાર તુરત અહીં મોકલવાની વ્યવસ્થા તો વિચારી જ હશે!" શામળભાઈનો પત્રકાર જીવ બોલી ઊઠ્યો.

"આપણી પાસે બીનતારી સંદેશ યંત્ર (વાયરલેસ સેટ) તો છે નહીં. આવાં બે યંત્રો આપણને મળ્યાં છે પણ હજી એ ઉપયોગમાં લઈ શકાયાં નથી. છતાં, જેવો અમરાપુરનો કબજો લેવાઈ જશે, આરઝી હકૂમતની આણ સ્થાપિત થઈ જશે, વિજયપતાકા ફરકાવવામાં આવશે એટલે તુરત જ એના સમાચાર પહોંચાડવા એક ગાડી

રવાના કરવાની વ્યવસ્થા વિચારી છે. કાલે દસેક વાગ્યે ગાડી અહીં પહોંચી જશે. કોઈ કારણે ગાડીને અહીં પહોંચવામાં મોડું થાય, તમને સંદેશો મળે કે ન મળે, તો પણ આવતીકાલે દસ વાગ્યે તમે બેધડક દુનિયાને જાણ કરી શકશો કે વિજયાદશમીના આજના ઊઘડતા પ્રભાતે આરઝી હકૂમતની લોકસેનાએ જૂનાગઢ રાજ્યની ધરતી ઉપર આક્રમણ શરૂ કરી દીધું છે: અમરાપુર નામનું જૂનાગઢ રાજ્યનું ગામ કબજે કરવામાં આવ્યું છે. એ ગામમાંથી નવાબી હકૂમતનો અંત આવ્યો છે, આરઝી હકૂમતની આણ શરૂ થઈ છે અને જૂનાગઢ રાજ્યની ધરતી ઉપર પહેલી જ વાર આપણો ત્રીરંગી ધ્વજ ગૌરવપૂર્વક ફરકી રહ્યો છે." મેં શામળદાસભાઈને વિશ્વાસ આપ્યો.

"હું તમને ભારે હૈયે પણ ઊછળતા દિલે વિદાય આપું છું. કરો ફતેહ!" શામળદાસભાઈએ ઊભા થઈ મારા ખભે હાથ મૂકી ફરીને પોતાની લાગણી વ્યક્ત કરી.

શામળદાસભાઈની વિદાય લઈને હું વજુભાઈ પાસે ગયો. સત્યાગ્રહના મોરચે તો અમે એકમેકને ઘણી વખત વિદાય આપી હશે. પણ આજનો પ્રસંગ જુદો જ હતો. ઘડીભર અમે મૌન રહ્યા. બોલવાનું કશું હતું નહીં. સમજી જ લેવાનું હતું. હું લડાઈમાં જઈ રહ્યો છું એવો ભાવ મેં અહીં જ સૌ પ્રથમ અનુભવ્યો. જયાબેને, બહેન ભાઈને વિદાય આપે એ ભાવથી મારા કપાળમાં તિલક કરી દુખણાં લીધાં. વજુભાઈએ કશું બોલ્યા વિના, આંખમાં છલકતા ભાવથી વિદાય આપી. છેલ્લે જૂની બિલ્ડીંગમાં રહેતા દરબારસાહેબ, ભક્તિબા અને ઢેબરભાઈની વિદાય લેવા રસિકભાઈ અને હું સાથે ગયા. દરબારસાહેબ અને ભક્તિબા પ્રસન્ન હતાં. ઢેબરભાઈ કંઈક ઉદાસ અને ગંભીર જણાયા. દેખાઈ આવતું હતું કે લોકસેના જૂનાગઢની ભૂમિ ઉપર આક્રમણ કરવા જઈ રહી છે એ એમને બહુ ગમ્યું નથી.

"ભક્તિબા! રસિકભાઈ લડાઈના મોરચે જઈ રહ્યા છે. એમને આશીર્વાદ આપો." ઢેબરભાઈએ ગંભીરતા છોડી, થોડું હસી ભક્તિબાને કહ્યું. અમારી ચર્ચા પહેલાં રસિકભાઈએ મોરચા ઉપર પોતે જવાના છે અને હું પાછળની વ્યવસ્થા માટે રોકાવાનો છું એવો જ સૌને ખ્યાલ આપેલો એટલે ઢેબરભાઈ પણ એ જ ખ્યાલમાં હશે.

પહેલેથી તૈયાર કરી રાખેલી કંકાવટી લઈને ભક્તિબાએ રસિકભાઈને કંકુનો ચાંદલો કર્યો, ચોખા ચોડયા, દુખણાં લીધાં અને દસે આંગળાના ટચાકડા સાથે આશીર્વાદ આપ્યા.

"ભક્તિબા! રતુભાઈ પણ મોરચા ઉપર જ જઈ રહ્યા છે." બાજુમાં ઊભેલા જયાબેને ટકોર કરી.

ભક્તિબાએ એ જ ભાવથી મારા કપાળમાં ચાંદલો કરી આશીર્વાદ આપ્યા. દરબાર સાહેબ, ભક્તિબા અને ઢેબરભાઈની વિદાય લઈ અમે જૂનાગઢના ઉતારે આવ્યા. કુંકાવાવની છાવણી માટે, બાકી રહેલા સૈનિકો અને શસ્ત્રો સાથે અમારે ત્યાંથી જ પ્રયાણ કરવાનું હતું. વાહનમાં અમારી પાસે એક જીપ અને એક ટ્રક એમ બે જ વાહનો હતાં. જીપની આગલી બેઠકમાં નાનાલાલ નામનો ડ્રાઈવર અને રસિકભાઈ ગોઠવાયા. પાછળ હું અને મારી સાથે બીજા ત્રણ ચાર સાથીઓ બેસી ગયા. પાછળના ટ્રકમાં શસ્ત્રો સાથે બીજા સાથીઓ ગોઠવાઈ ગયા.

ઊપડવાનો સમય થયો. શામળદાસભાઈ આનંદ અને ઉત્સાહથી, ઊછળતા પગે ફરી નીચે આવ્યા. જેમને ભાગે રાજકોટમાં રહેવાનું આવેલું એ બધા સાથીઓ પણ આવી પહોંચ્યા. સૌએ ભાવભરી વિદાય આપી. અમે સૌની વિદાય લીધી. છેલ્લે પહેરેગીરોએ શસ્ત્રસલામી આપી અમને વિદાય આપી અને અમે ઉતારો છોડી, શહેરની ઝળહળતી બત્તીઓના પ્રકાશમાં પણ લગભગ સૂનકાર રસ્તાઓ વટાવી શહેરની હદ પૂરી થયે, ચૂંથાઈ ગયેલી સડક ઉપર અજવાળી નોમના પ્રકાશમાં, ઉલ્લાસભેર કુંકાવાવની છાવણી તરફ આગળ વધ્યા.

આજે તો સૌરાષ્ટ્રમાં જિલ્લા મથકો, તાલુકા મથકો અને મહત્ત્વના ગામડાંઓને જોડતા સિમેન્ટ કે ડામરના રસ્તાઓની સુવિધા ઉત્પન્ન થઈ છે અને દિવસે દિવસે એ સુવિધા વધતી જાય છે. પણ એ દિવસોમાં ૨૨૨ જેટલા નાનાં મોટાં રજવાડાઓમાં વહેંચાયેલા કાઠિયાવાડમાં સીધી-સળંગ સડક કરવી હોય તો એક કરતાં વધુ રાજ્યોની હદમાંથી પસાર થવુ પડે. એજન્સીની દરમિયાનગીરી વિના આવી સડક થઈ શકે નહીં. આ કારણે રાજકોટથી રીબડા સુધીની સડકનું ઠેકાણું જ નહીં. એક વખત સડક બંધાઈ ગઈ એ પછી દુરસ્તીના ધાંધિયા. સડક ઉપર વાહન ચલાવવાને બદલે બાજુના ખેતરમાં વાહન દોડાવવા વધુ અનુકૂળ લાગે.

રાજકોટ શહેરની હદ છોડી અમે રીબડાના માર્ગે ચડયા. વાહનો મંડયા ઊછળવા પણ અમારું એ તરફ ધ્યાન જ ગયું નહીં. કુંકાવાવની છાવણીમાં પહોંચવા માટે અમારાં મન એટલાં અધીરાં બની ગયાં હતાં કે માર માર જતાં અમારાં વાહનોની ગતિ અમને ધીમી લાગતી હતી.

ખખડતા – ભભડતા અમે રીબડા પહોંચ્યા. ત્યાર પછી ગોંડળની હદ શરૂ થાય. ગોંડળ હતું તો ૧૦૦ ગામનું એક દેશી રજવાડું પણ એની કેટલીક વિશિષ્ટતાઓ હતી. ગોંડળ રાજ્યનું એકે એક ગામ પાકી સડક અને ટેલીફોનથી સંકળાયેલું. સડકો પણ રોઠી સોપારી દડતી જાય એવી.

પરન્તુ આ સડક નજીક પહોંચ્યા ત્યાં જ સામે સડક ઉપર ગોંડળ રાજ્યે બાંધેલી આડચ દેખાણી. આરઝી હકૂમતના વાહનોને ન રોકવાની ગોંડલ રાજ્યના પોલીસ વડાએ રસિકભાઈને ખાત્રી આપી હતી. આજે રાત્રે રાજકોટથી કુંકાવાવ જવાના કાર્યક્રમની પણ એમને જાણ કરવામાં આવી હતી, છતા આડચ ઊંચકાયેલી ન જોતાં રસિકભાઈ થોડા અકળાયા.

"ગાડી રોકવાની નથી. ભલે આડચ ભાગીને કટકા થઈ જાય." રસિકભાઈએ ડ્રાયવરને સૂચના આપી. પણ જેવા આડચની નજીક ગયા ત્યાં તો આડચ ઊંચકાઈ ગઈ. અને પછી તો ગોંડલ શહેર વીંધીને દેરડીથી કુંકાવાવ પહોંચ્યા ત્યાં સુધી કોઈ ઠેકાણે અવરોધ કે રોકટોક જોવા મળ્યા નહીં.

કુંકાવાવના પ્રવેશમાં જ -અમારી છાવણી આવેલી. અજવાળી નોમનો ચંદ્રમા અમારી રાહ જોઈને થાકયો હોય એમ આથમવાની તૈયારી કરી રહ્યો હતો. વરસી ગયેલા વરસાદના ઝાપટાને કારણે હવામાં ઠંડી હતી. ધરતી માટીની સુગંધથી મહેકી રહી હતી. છાવણીનું મેદાન પેટ્રોમેક્ષના દીવાથી ઝળહળી રહ્યું હતું. એક બાજુ માગેલાં, મેળવેલાં કે ભાડે કરેલાં વાહનો ગોઠવાઈ ગયાં હતાં.

ઓશરીમાં વ્યવસ્થિત રીતે રાઈફલો ગોઠવાયેલી હતી. ભરી બંદૂકોએ મંત્રીઓ પહેરો ભરી રહ્યા હતા. આક્રમણમાં ભાગ લેવા માટે આવી પહોંચેલા સૈનિક મિત્રો, થોડા વખત પછી જ જૂનાગઢની ધરતી ઉપર શરૂ થનારી કૂચના વિચારે રોમાંચ અનુભવતા નાના નાના કુંડાળામાં ગોઠવાઈ ગયા હતા. કુંકાવાવની છાવણીએ પૂરા અર્થમાં લશ્કરી છાવણીનું રૂપ ધારણ કરી લીધું હતું.

છાવણીમાં પ્રવેશીને અમે વાહનોમાંથી નીચે કૂદી પડયા. છાવણીની તૈયારી માટે દિવસોથી કુંકાવાવમાં ધામો નાખીને બેઠેલા વીરચંદભાઈએ અમારું હરખભેર સ્વાગત કર્યું. જીનના માલિકો અને કુંકાવાવના કેટલાક આગેવાનો પણ હાજર હતા. આરઝી હકૂમતના બે પ્રધાનો, ગોકુળભાઈ અને અન્ય મિત્રો પણ રાજકોટથી આવી પહોંચ્યા હતા. રસિકભાઈની ગોઠવણ-મુજબ અમને મદદ કરવા માટે સરદાર ચંદનસિંહજી અને એમના ચાર શસ્ત્રધારી સાથીઓ છાવણીમાં પહોંચી ગયા હતા.

છાવણીમાં પહોંચીને તુરત જ અમે છાવણીના એક ખંડમાં આક્રમણની વ્યવસ્થા વિચારવા બેસી ગયા. અમરાપુર ઉપર આક્રમણ કરવા માટે ગોકુળભાઈએ શકય એટલું આયોજન કરી રાખેલું પરન્તુ

એને છેલ્લો ઓપ આપવો જરૂરી હતો.

રાજકોટથી અમરેલીના માર્ગ ઉપર કુંકાવાવથી ચારેક માઈલના અંતરે અમરાપુર ગામ આવેલું. જવા માટે કેવળ ગાડા માર્ગ, ગામમાં એક જમાદાર અને બાર પંદર પોલીસનું થાણું. દુનિયાનો પવન પારખી ન જાણનારા આ પોલીસો જૂનાગઢના નવાબનું રાજ્ય અવિચળ તપવાનું છે એમ માનીને જ વરતે. પોતાની હાક જમાવવા માટે લોકોને પરેશાન કરવામાં મણા ન રાખે. નવાબના નિર્ણય સામે કોઈ અવાજ ન ઊઠાવી શકે એની પૂરી કાળજી રાખે. આવી બધી માહિતી તો ગોકુળભાઈના દફતરમાં નોંધાઈ ચૂકી હતી. પરન્તુ અમરાપુરને કેટલા ઝાંપા છે? પોલીસ થાણું કઈ દિશામાં છે? જમાદાર ક્યાં રહે છે? આ બધી કડી ખુટતી હતી.

આ માટે અમરાપુરનો ખુણેખૂણો જાણનાર કોઈ ભોમિયો સાથે હોય તો વધુ અનુકૂળતા રહે. તુરત જ અમારી નજર કુંકાવાવની બાજુમાં જ આવેલા વાઘણિયા ઉપર પડી. ૧૨ ગામડાના નાનકડા રાજ્યના વાઘણિયા દરબારશ્રી શરૂઆતથી જ આરઝી હકૂમતને શક્ય એટલી મદદ કરી રહ્યા હતા. એમના માણસો વાઘણિયા આસપાસના એકે એક ગામના ભોમિયા. આવા એકાદ બે ભોમિયા મોકલવાની વિનંતી કરતો પત્ર લખી, એક જીપ વાઘણિયા રવાના કરી.

જીપ ગઈ એવી જ પાછી આવી. પણ ભોમિયો લીધા વિના. અમને આશ્ચર્ય થયું. પણ ત્યાં તો વાઘણિયા દરબારશ્રીએ ઊંઘમાંથી ઊઠી, અમારા પત્રના જવાબમાં લખી આપેલો પત્ર જીપના ડ્રાઈવરે મારા હાથમાં મૂક્યો.

પત્રમાં લખ્યું હતું, "તમારો પત્ર સ્પષ્ટ નથી. તમારે કેવળ માર્ગ ચીંધનાર ભોમિયો જોઈએ છે? કે આક્રમણમાં ખપ લાગે એવા હથિયારધારી સિપાહીઓ? સિપાહીઓની જરૂર હોય તો હું જાતે દસબાર સિપાહીઓને લઈને આવી પહોંચું."

વાઘણિયા દરબારશ્રીએ આરઝી હકૂમતને માન્ય જાહેર કરેલી. સૈનિકોની તાલીમ માટે પૂરતી સગવડ આપેલી. પરન્તુ તેઓ જાતે આક્રમણમાં ભાગ લેવાની તત્પરતા દાખવશે એવી તો અમે કલ્પના સરખી કરેલી નહીં. એમનો પત્ર અને એમની તત્પરતા જોઈ અમે રાજી થયા.

પરન્તુ અમરાપુરના આક્રમણ માટે તો લોકસેનાના ચાર દળો થનગની રહ્યાં હતાં. એટલે વાઘણિયા દરબારશ્રીના હથિયારધારી સિપાહીઓની મદદ લેવાનું જરૂરી ન લાગ્યું. લોકસેનાના દળપતિઓને પણ આ વાત રુચે એમ ન હતી.

એટલે વાઘણિયા દરબારશ્રીએ જાતે આવવાની દાખવેલી તત્પરતા બદલ ધન્યવાદ આપી, અમરાપુરનો ખૂણેખૂણો જાણતા હોય એવા એક-બે ભોમિયા જ મોકલવા માટે વિનંતિ કરતો પત્ર લઈને ફરી જીપને વાઘણિયા દોડાવી. થોડીવારમાં જ વાદળી રંગના સાફામાં સજ્જ એવા ત્રણ ભોમિયાને લઈને જીપ પાછી ફરી.

સૌરાષ્ટ્રના એકમની રચના થયા પછી શ્રી ઢેબરભાઈના નેતૃત્વ નીચે રાજ્ય સરકારે ભૂમિક્રાંતિના એક પછી એક પગલાં લેવાં શરૂ કર્યાં. એથી ઘવાયેલા અને નારાજ થયેલા સ્થાપિત હિતોના હાથા તરીકે પ્રગતિશીલ કાર્યક્રમને રોકવા અને સરકારને પરેશાન કરવા માટે સૌરાષ્ટ્રભરમાં ધાડ, લૂંટ અને ખૂનની પરંપરા સર્જી હાહાકાર મચાવનાર ભૂપતે આરઝી હકૂમતમાં પણ એક બહાદુર સૈનિક તરીકે આગળ પડતો ભાગ લીધેલો એવી ઘણા લોકોના મન ઉપર છાપ છે.

વાઘણિયાથી આવેલા ત્રણ ભોમિયામાં ભૂપત પણ હતો અને અમરાપુરના આક્રમણ વખતે એણે જરૂરી માહિતી આપીને ભોમિયા તરીકે કિંમતી મદદ કરેલી. પરન્તુ આરઝી હકૂમત સાથે ભૂપતનો આથી વિશેષ કોઈ સંબંધ ન હતો. હા! વાઘણિયા જવાનું થતું ત્યારે આગતા સ્વાગતામાં ભૂપતે પણ ભાગ લીધો હોય તો એ જુદી વાત.

ભોમિયા આવી પહોંચ્યા એટલે એમની પાસેથી જરૂરી માહિતી મેળવી લીધી. 'વરસાદને કારણે અમરાપુર સુધી વાહનો જઈ શકશે નહીં. એકાદ માઈલ ચાલીને જવુ પડશે. અમરેલી તરફ જતા માર્ગ ઉપર જ ઝાંપા પાસે પોલીસ થાણું છે. જમાદાર ગામના ચોરા નજીક એક મકાનમાં રહે છે.' આ બધી માહિતીના આધારે અમે આક્રમણની અમારી યોજનાને આખરી ઓપ આપીને ઊઠયા. સમય ઝપાટાબંધ સરકી જતો હતો. કૂચની ઘડી નજીક આવી રહી હતી.

લોકસેનાની ચારેય ટૂકડીઓ મેદાનમાં વ્યવસ્થિત રીતે ગોઠવાઈ ગઈ. સૈનિકોએ પોત પોતાની રાઈફલો તપાસી લીધી. કેપ્ટન બાલમસિંહે જરૂરી સંખ્યામાં કારતૂસો વહેંચી દીધા. દળપતિઓની સાથે મળીને મેં ચારેય દળોનું છેલ્લું નિરીક્ષણ કરી લીધું.

જસુભાઈના દળમાં મહુવાનો એક જુવાન. બનતા સુધી નરોત્તમ એનું નામ. સાંઠિકા જેવું શરીર, કુણો ચહેરો, મૂછનો દોરો હજી ફૂટયો નથી. રાઈફલ લઈને સાવધાન થઈ ઊભેલો.

પ્રશ્ન થયો કે આ કાચો જુવાન મેદાન ઉપર રાઈફલ રમાડી શકશે? એને કૂચમાં સાથે લઈ જતાં મન પાછું પડતું હતું.

"કેમ જુવાન દોસ્ત! આ તોલદાર રાઈફલ ઊપડશે તો ખરીને?" મેં પ્રશ્ન કર્યો.

જવાબમાં કશું બોલવાને બદલે જુવાને એક હાથે રાઈફલ ઊઠાવી, તોળી, ઘૂમાવી. અને પછી બોલ્યો: "હું અહીં ગરબી રમવા નથી આવ્યો. લડાઈ લડવા આવ્યો છું." જુવાનનું મનોબળ જોઈને હું તાજુબ થઈ ગયો.

બગબગું થાય એ વખતે જ અમારે અમરાપુર ઉપર હલ્લો કરવાનો હતો. એ દૃષ્ટિએ કૂચનો સમય થવા આવ્યો. લોકસેનાના સૈનિકોને સામૂહિક અને વ્યક્તિગત રીતે જરૂરી સૂચના અપાઈ ગઈ.

પૂર્વયોજના મુજબ રસિકભાઈ, આરઝી હકૂમતના પ્રધાનમિત્રો, ગોકુળભાઈ, વીરચંદભાઈ અને અન્ય મિત્રો છાવણીમાં જ રોકાયા. અમે એમની ભાવભરી વિદાય લઈને વાહનોમાં ગોઠવાયા.

જૂનાગઢ રાજ્યને પાકિસ્તાનમાં જોડાતું રોકવાના, નવાબી શાસનનો અંત લાવવાના અને સોરઠમાં પ્રજાકીય શાસન સ્થાપવાના પ્રથમ સોપાન તરીકે જૂનાગઢ રાજ્યની ધરતી ઉપર આરઝી હકૂમત તરફથી આક્રમણ કરવા માટે દશેરાના શુકનિયાળ દિવસની વહેલી પ્રભાતે આકાશમાં ટમટમતા તારલાઓના આછા પ્રકાશમાં અમારી જવાબદારીના પૂરા ભાન સાથે અમે કુંકાવાવની છાવણીમાંથી અમારી કૂચનો પ્રારંભ કર્યો.

હલદી જલદી ના તજે ખટરસ તજે ન અંબ
કાળી ઊનને કમાણુસો, ચડે ન દુજો રંગ-

જ્યાકે મન ભ્રમ હોત હે સુઝત ઊલટો જ્ઞાન
પુરવકું પશ્ચિમ કહે. પશ્ચિમ પૂરવ જાન-

ધર્મ લગતહે ગરલ સમ, પાપ લગત પિયુખ
ભં તેરી વિપરીત ગતિ, દુઃખકું માનત સુખ.

# કવિ દાદનાં કાવ્યો

## વીજળીનો કાંટો

વાદલડીને વીજળીનો કાંટો રે વાગ્યો
હેલ ને હૈયું બેય છલોછલ ભર્યાં
એમાં હાયરે સળાકો એને વાગ્યો – વાદ.
કો'ક કો'ક આછકલાં હાલે ઉતાવળાં
હું મદમાતી ચાલ કેમ છોડું !
ઘડીકમાં ઘેલાં થઈ ગાજવા માંડે હું
લીધેલાં વ્રત કેમ તોડું ?
મલક બધાનો બેની ભાર મારે માથડે
ને લચકાવા પાવ હવે લાગ્યો – વાદ.
એક એક પગલામાં લાખ લાખહૈયાના
હેતને દબાવતી હું હાલું
ગૂંથેલાં સપનાના ફૂલ અંબોડલે હું
સાચવતી સાચવતી ચાલું
ભર્યા જોબનિયે આભમાં અટેલીને
મારો સથવારો જાય ભાગ્યો – વાદ.
વેદનાનાં ઘેન મને અંગે અંગ વ્યાપ્યાં
હવે હાય હાય કેમ રે હલાશે !
અવળાંબોલી મારી એલી સાહેલિયુંમાં
વણ દેખી હાંસી મારી થાશે
ટીપે ટીપે ત્યાં તો 'દાદ' કે' નેણલેથી
નીતરવા સ્નેહ જુઓ લાગ્યો – વાદ.

*

## બારીનો પડછાયો

પડતો મારા આંગણમાં એક બારીનો પડછાયો
શરીર નહિ પણ શરીર કેરો અણછડતો ઓછાયો
પડતો –

છાયા પર રેખાઓ દોરી કંઈક અણસાર મેળાવું
મનમાં ચીતરું ઓરું એનું આવું હશે કે આવું ?
કોઈ અકલ ત્યાં કામ કરે નહિ જીવ ફરે રઘવાયો
પડતો –

મન-વીણાના તાર વગાડી રાગ મધુર આલાપું
એક વાર સામું જુએ તો આયખું આખું આપું
કંઈક એવા લવારા કરીને કંઈક પરાણે ગાયો
પડતો –

સમદર જેટલી શાહી બગાડી તરૂવર કલમની ટાંકે
નજર ભરીને નીરખવા કાજ રૂપ કલ્પના આંકે
મનડું કેવા મહેલ ચણે છે મૂળ નથી કે પાયો
પડતો –

શ્રદ્ધા છે કે સમજી જાશે રૂસણાં નહિ રહેવા દે
મારી સામે જોશે મારી ચાલ નહીં જંપવા દે
ત્યાં તો પડદો પાડી દીધો સૂરજ સાવ નદાયો
પડતો –

નદાયો – નદયાળુ

*

## જીવનની ચોપાટ

નિશદિન રમ્યા જોડાજોડ
નવ થયા પૂરા મનના કોડ
લાંબી લાંબી એની વાટ
આ તો જીવનની ચોપાટ
કોઈ કોઈ સોગઠાં રૂપાળાં
કોઈ નમણાં ને કોઈ કાળાં
સહુનો જુદો જુદો ઘાટ – આતો
વછોયા મારગ માંય મળે
ગોઠડી કરે લઈ ગળે
ઘડી બે ઘડીનો સંગાથ – આતો.
ફરતાં ચડે ન કોઈને ફેર
જીવન મીઠું મીઠું ઝેર
એની રમતું રજિયાત – આતો.
દોખી સંગ ખેલી દાવ
ઝીલવા સામસામા ઘાવ
કાળજ જરી ના કચવાટ – આતો.
કોઈના દુઃખમાં લે ભાગ
ખેલે ગાંડા થઈને ખાગ
પોતે હારે બીજાને કાજ – આતો.
ફેરા ફરવા લખ ચાર
લઈને સુખ દુઃખનો ભાર
સહુને જવું એક જ વાટ – આતો.
એમાં ચાલે ન કોઈનું જોર
રમતું અધીર નટને દોર
બાજી હરિવરને હાથ – આતો.

# રશિયાથી સજળ આંખે વિદાય લેતાં

(રશિયા દર્શન હપ્તો ૧૧મો)

ગોરધનભાઇ શંભુભાઇ પટેલ

ક્રેમલીન ટાવરે ૧૦ ના ટકોરા પાડયા અને તે સાથે જ તોપના ફૂટવાના ગટગડાટ શરૂ થયા. લશ્કર કૂચ કરતું કરતું રેડ સ્કવેરમાં દાખલ થયું. મેદાન બિલકુલ ચોખ્ખું હતું. આજુબાજુ ચોતરફ લોકો શિસ્તબદ્ધ રીતે ઊભા હતા. મેદાનમાં લશ્કરી ટુકડીઓ આવીને ઊભી રહી. નેતાઓને સલામી આપી. તેમની ભાષામાં બુલંદ અવાજે તેમની દીર્ઘાયુ ઈચ્છી. આ પછી કોસીજીને રશિયન ભાષામાં પ્રસંગોચિત પ્રવચન કર્યું.

હું શરદીનો દર્દી હોવાથી ઠંડા પવનોને લીધે વધારે સમય સુધી ખુલ્લામાં ઊભો રહી શકું તેમ ન હતો. તેથી લોકોની ગીરદી વચ્ચેથી માર્ગ કરતો કરતો અમારી હોટલે આવવા નીકળ્યો. અમારી હોટલ ઉપર આવીને અમારા એક સાથીદાર શ્રી બાબુભાઈ મોદીની રૂમમાં ગયો. અહીં ટેલીવીઝન ઉપર રેડ સ્કવેરની ભવ્ય પરેડ ત્યાં ઊભા રહીને જોઈ તે કરતાં વધારે સારી રીતે જોઈ શકાતી હતી.

હજી કોસીજીનનું પ્રવચન ચાલતું હતું. પ્રવચન પૂરું થયા બાદ ટેંકો, તોપો, વિમાન વિરોધી તોપો વગેરે અનેક શસ્ત્રાસ્ત્રોની ટુકડીઓ કૂચ કરતી કરતી મેદાનમાંથી પસાર થવા લાગી. આ દિવસે રશિયા તેની છેલ્લામાં છેલ્લી શોધના હથિયારોનું અત્રે પ્રદર્શન કરે છે. શસ્ત્રો પછી લશ્કરની ટુકડીઓ વારાફરતી કૂચ કરી ગઈ. પછી વિદ્યાર્થીઓ તાલબદ્ધ રીતે પસાર થયાં. આ પછી નાના બાળકો પરેડ કરતાં આવ્યા. તેમાંથી થોડાં ભુલકાં ફૂલની છડીઓ સાથે લેનીન મોસોલિયમ તરફ દોડી ગયાં, ઉપર ચડયાં અને ત્યાં ઊભેલાં નેતાઓને ફૂલની છડીઓ આપી.

આ પછી ખેડૂતો, મજૂરો, નાગરિકો, કર્મચારીઓ ઈત્યાદીના લગાતાર ટુકડીઓ લાલ-ઝંડાઓ, નેતાઓની છબીઓ તથા દાતરડાં-હથોડાંના નિશાનવાળા બેનર્સ હાથમાં લઈ સૂત્રો પોકારતી આનંદથી હાથ હલાવતી નેતાઓને સલામી આપતી પસાર થતી ગઇ. આખી પરેડ ખૂબ ભવ્ય હતી. લગભગ બપોરે એક વાગે તે પૂરી થઈ. આમ ઘણાં દિવસોથી જેની રાહ જોવાતી હતી ને તહેવાર-ઉત્સવ આજે પૂરો થયો.

ટેલીવીઝનના પડદા ઉપર રૂમમાં નિરાંતે બેસીને આખી પરેડ મોજથી જોઈ. હોટલમાં બપોરના ભોજન વખતે અમે અને રશિયન યજમાનો મળ્યા. વિદાયના પ્રવચનો થયાં. અમે રશિયન મિત્રોનો આભાર માન્યો. તેમણે અમે ફરીથી આ દેશમાં આવીએ તેવી શુભભાવનાઓ વ્યકત કરી. આનંદમાં વિખરાયા.

બપોર પછી થોડી ખરીદી કરી. રાત્રે રશિયામાં સ્થાયી થયેલા અને આપણાં એલચી ખાતાનાં વેપાર વિભાગમાં કામ કરતાં એક સ્નેહી શ્રી ઓઝાને ત્યાં જમવા ગયા. ક્રાંતિદિનની ઉજવણીમાં રસ્તામાં ઠેર ઠેર થતી આકર્ષક અને રંગબેરંગી આતશબાજીઓ અમે નીહાળી.

જમીને રાત્રે લગભગ ૧૦ વાગે ટેકસીમાં અમે હોટલ ઉપર આવ્યા. આજની રાત્રી રશિયામાં-મોસ્કોમાં અમારે માટે છેલ્લી રાત્રી છે. કાલે તો અમારે વિદાય થવાનું છે. સામાન તો લગભગ બધો ગઈ રાત્રીએ પેક કરી દીધેલો. બાકી રહેલો સામાન પેક કરી અમારા રશિયા-નિવાસને વાગોળતાં રાત્રે નિદ્રાધીન થયાં.

તા. ૮-૧૧-'૭૩

આજે બપોરે અમારે સ્વદેશ પાછા ફરવા માટે મોસ્કોથી રવાના થવાનું હતું. ગઈ રાત્રે સામાન પેક કરવામાં ઘણો સમય લાગ્યો હોવાથી રાત્રે સૂવાનું

પણ મોડું બનેલું. અમને કહેવામાં આવેલું કે સવારે ૮ા વાગે સામાન સાથે નીચે આવી જવાનું છે, એટલે અમે સૌ ૮–૮ા સુધીમાં તૈયાર થઈ ગયા.

આજે આકાશ તદ્દન ચોખ્ખું હતું. દિવસ સૂર્યપ્રકાશિત હતો. મને થયું કે જો ગઈકાલે આવો આવો સુંદર તડકો હોત તો પરેડ જોવાની કેવી મજા પડત! મેં એક ભાઈને આ વાત જણાવી અને ગઈકાલે વરસાદ તથા બરફે પરેડની મજા બગાડી નાખી તેવી ફરિયાદ કરી. તે ભાઈએ જણાવ્યું કે ક્રાંતિ દિનની પરેડમાં વરસાદ કે બરફ પડે તેને રશિયનો સારા શુકન ગણે છે. આ સાંભળીને મને જન્માષ્ટમીએ વરસાદ પડે અને ભગવાન પાણીએ નાહ્યા માની આપણે આનંદમાં આવીએ છીએ તે યાદ આવ્યું. મનુષ્યની માન્યતાઓ અને લાગણીઓમાં કેવું સામ્ય હોય છે!

મોસ્કોને છઠ્ઠા માળની અમારી હોટલની રૂમમાંથી પ્રકાશિત જોઈને મને એક વાત યાદ આવી ગઈ. આ હોટલનો થોડો ભાગ ૨૧ માળનો છે. ત્યાંથી મોસ્કોને જોવાની કેવી મજા આવે તેની ઇંતેજારી મનમાં થઈ આવી. હજી તો આઠ વાગવા આવેલા. મારી પાસે થોડો સમય હતો. લીફ્ટમાં દોડીને હું ૨૧મા માળે ચઢી ગયો અને ત્યાંથી મોસ્કોને જોયું. ખૂબ જ આહ્‌લાદક આ દૃશ્ય હતું. ચારે તરફ મગરૂરીથી આ મહાનગર પડેલું છે.

મોટી ભવ્ય ઈમારતો, મોટા રસ્તા, ચોક, લેનીન હીલ, મોસ્કો નદી, કારખાનાં વગેરે અહીંથી આટલે ઊંચેથી જોયા. મોસ્કોનું ટેલીવીઝન ટાવર ખૂબ જ પ્રખ્યાત છે. લોખંડનું આ ૧૬૦૦ ફૂટ જેટલું ઊંચું ટાવર છે. ૧૦૦૦ ફૂટની ઊંચાઈએ તેમાં એક રેસ્ટોરાં ચાલે છે. આ રેસ્ટોરાં ગોળ ફરતું રહે છે. પવન આવે ત્યારે તે આમ–તેમ ૧૫ ફૂટ જેટલું ઝૂકે છે. માનવ એન્જીનિયરીંગ દાદ માગી લે તેવો આ નમૂનો છે. શહેરથી દૂર હોઈને અમે તે જોવા જઈ શકયા ન હતા. એટલે અત્યારે તો હોટલના ૨૧મા માળેથી દૂરથી તેને જોઈને સંતોષ માન્યો.

ઘડિયાળ ૮ાનો સમય બતાવતી હતી. સમય થવા આવેલો. અહીં ઊંચેથી મોસ્કોના ફોટા ન લઈ શકાયા તેના રંજ સાથે નીચે છઠ્ઠા માળે આવેલી અમારી રૂમમાં આવ્યો. અહીં આવ્યો તો જાણવા મળ્યું કે પ્લેન બે કલાક મોડું છે એટલે અમારે ૮ા ને બદલે ૧૦ વાગે એરપોર્ટ જવા નીકળવાનું છે. મારા આનંદની સીમા ન રહી. મેં શ્રી વિઠ્ઠલભાઈને વાત કરી અને તરત જ અમે બન્ને કેમેરા લઈને ફરીથી ૨૧મા માળે ચડયા. સૂર્યપ્રકાશિત ખુશનુમા હવામાનમાં ધરાઈને અમે મોસ્કોને છેલ્લીવાર જોયું અને જુદા જુદા દૃશ્યોના–સ્થળોના મનભર ફોટા પાડયા. લગભગ એકાદ કલાક ઉપર પસાર કરીને અમે નીચે આવ્યા.

હવે અમારો નીકળવાનો સમય નજીક આવતો જતો હતો. ઘણાં લોકો બસમાં બેસવા લાગેલા. એટલે અમે પણ સામાન લઈ ત્યાં કામ કરનાર બહેનોની વિદાય લઈ, 'દસ્વે દાનિયા' એટલે કે 'આવજો' કહી નીચે આવ્યા અને બસમાં ગોઠવાયા. બરાબર ૧૦ વાગે અમારી બસ એરપોર્ટ જવા નીકળી. એરપોર્ટ ઉપર કસ્ટમ ખાતાએ અમારો સામાન તપાસ્યો નહીં. લગભગ સાડા બારે અમે સૌ 'એર ઈંડિયા'ના જેટ પ્લેનમાં ગોઠવાયા અને બરાબર એક વાગે ભારત આવવા માટે અમે મોસ્કોના એરપોર્ટ ઉપરથી ઉડયા. અમે મોસ્કોને જોઈ શકયા ત્યાં સુધી જોયું અને પછી રશિયાના પ્રવાસના સુખદ સ્મરણો વાગોળતાં વાગોળતાં સીટમાં લંબાવ્યું.

વચ્ચે પેટ્રોલ વગેરે લેવા અમે તહેરાન ઊતર્યા. અને ત્યાંથી ઊડીને સીધા રાત્રે દોઢ વાગે દિલ્હીના પાલમ હવાઈ મથકે ઊતર્યા. અહીં કસ્ટમ ખાતાએ પાસપોર્ટ, સામાન વગેરે તપાસ્યાં, પણ બહુ કડકાઈ કર્યા સિવાય લગભગ સૌને જવા દીધા. જો કે અમારામાંથી મોટા ભાગની ખરીદી પણ કસ્ટમ ખાતાની મર્યાદાઓની અંદરની હતી. આ બધી વિધિ પતાવી પરોઢિયે ચાર વાગે અમે 'ગુજરાત ભવન' ઉપર આવ્યા.

બીજે દિવસે એટલે કે તા. ૯-૧૧-'૭૩ના દિલ્હીમાં થોડા સ્નેહી-મિત્રોને મળી, અન્ય થોડું કામ-કાજ પતાવી રાત્રે ટ્રેનમાં અમદાવાદ આવવા નીકળ્યો અને તા. ૧૦-૧૧'૭૩ ના રોજ લગભગ ૨૪ દિવસના લાંબા પ્રવાસ પછી સુખરૂપ, આનંદથી નવાગામ આવ્યો.

રશિયા જેવા વિશાળ દેશમાં માત્ર ૨૦ દિવસ હું રહ્યો. ત્રણ જ શહેરો અને થોડા ગ્રામ્ય વિસ્તારોમાં ફર્યો, તથા કેટલાક રશિયનો અને ત્યાં રહેતા ભારતીય નાગરિકોને મળ્યો. મેં નજરે જે જોયું અને વિશ્વાસ-પાત્ર માણસો પાસેથી જે સાંભળ્યું તે મારા સંસ્મરણોની આ નોંધપોથીમાં આલેખાયું છે. તેમાં કદાચ માહિતીની કમી યા દોષ હોય તો તે મારા છે તે સ્વીકારવું રહ્યું.

બન્ને વિશ્વવિગ્રહોમાં જર્મનીના આક્રમણને કારણે પાયમાલ થયેલા રશિયા, સેંકડો વર્ષો સુધી જુલ્મી ઝાર બાદશાહોની સિતમોની એડી નીચે કચડાયેલા રશિયાએ જે પ્રગતિ સાધી છે અને જે શક્તિ તથા સમૃદ્ધિ પ્રાપ્ત કરી છે તે સામે સમજદાર અને તટસ્થ નાગરિકનું શિર ઝૂકી ગયા વગર ન રહે. આપણા ભારત દેશ ઉપર તો જ્યારે જ્યારે રાજકીય, આર્થિક કે અન્ય કોઈ મુશ્કેલીઓ આવી પડી છે ત્યારે રશિયા આપણી પડખે અડીખમ બનીને ઊભું રહ્યું છે. આવા એ મિત્ર-દેશને મારાં હજારો વંદન. આ દેશને એક વખત ફરીથી વધારે નિકટતાથી, વધારે વિગતથી અને વધારે સમય લઈને જોવાની મને તક મળશે તો હું મારી જાતને ધન્ય માનીશ.

આ ડાયરી લખવામાં રહી ગયેલા થોડા પ્રસંગો અને અમુક વર્ણનો આવતા માસના અંકમાં પ્રગટ થનારા આ 'રશિયા દર્શન'ની લેખમાળાના છેલ્લા હપ્તામાં આપ સૌ સુજ્ઞ વાચકોને જણાવીને મારી આ લેખમાળા હું સમાપ્ત કરીશ.

[ક્રમશઃ]

---

## પીળું પીળું ભાળો એ આપણી વાડીઓ

જૂના વખતની વાત છે.

એક ગામધણી.

*થોડી જમીન ખેડુતોને ભાગે આપેલી.*

બાકીની ઘેર રાખેલી. પણ ખેડ કરવાની ત્રેવડ નહીં.

પૈસે ટકે ઘસારો લાગી ગયેલો.

એક દિવસ એમના સંબંધી મહેમાન આવી ચડયા. એ પણ પડખેના ગામધણી.

બપોરે ડેલીએ ડાયરો બેઠો છે.

કસુંબા ઘૂંટાય છે. હોકા ગડગડે છે.

મહેમાને કહ્યું – સાંજકના સીમમાં આંટો મારી આવીએ. ઘોડાના પગ છુટા થાય અને તમારી વાડી પણ જોવાય.

ઘરધણીના તબેલામાં ઘોડુંય ન મળે. કહે કે મારો દિકરો ઘોડી લઈને એને મોસાળ ગયો છે. આપણી અગાસી ઉપરથી મારા ગામની આખી સીમ દેખાય છે.

સાંજે બન્ને ચડયા અગાસી ઉપર.

મહેમાન કહે – આમાં આપણી વાડી કઈ ?

ઘરધણી કહે – લીલું લીલું ભાળો એ ખેતર ખેડૂને ભાગે આપ્યા છે.

મહેમાન કહે – પણ ઘરખેડ તો રાખી હશે ને ?

બોરડીના ઝાળાંથી છવાઈ ગયેલા ખેતરો બતાવીને ઘરધણી કહે – લીલું લીલું છોડીને પીળું પીળું ભાળો ઈ બધીય આપણી વાડીઓ.

# જોડીઆ લોકસાહિત્ય-પરિવાર શિબિર-સંમેલન

જયમલ્લ પરમાર

જોડીઆમાં ગામથી બહાર ઠક્કરબાપા ઘરશાળામાં આટલો માનવ મહેરામણ ઉમટી પડશે એ તો કલ્પના બહાર હતું. જોડીઆ ધ્રોળથી ચૌદેક કિલોમીટર થાય. ત્યાંથી પણ બસો વહેતી થાય. એકબાજુ લોકલાગણી અને બીજી બાજુ વિમાસણ. કારણ કે જેમ વધુ માનવ મહેરામણ એમ નિજાનંદમાં વધુ વિક્ષેપ. અને લોકમિજાજથી લોકને રીઝવવાની ખેંચતાણ ઊભી થાય. ત્યારે અમે તો અમને નજર સમક્ષ રાખીને જાહેર કાર્યક્રમો લોકસાહિત્યના પરિવારના સંમેલન શિબિર દ્વારા યોજીએ છીએ.

નિયત કાર્યક્રમ પ્રમાણે ડિસેમ્બર એટલે કે ગત મહિનાની તા. ૨૩ અને ૨૪ એમ બે દિવસ માટે જામનગર જિલ્લાના જોડીઆ ગામે લોકસાહિત્ય પરિવારનું સંમેલન શ્રી રતુભાઈ અદાણીના પ્રમુખસ્થાને યોજાયેલું. જામનગર જિલ્લામાં પહેલી જ વાર પરિવારનું સંમેલન યોજાયેલું હતું. અને સાથોસાથ પરિવારની સીમા વિસ્તરાઈ હતી અને બીજા વીસેક નવા કલાકારો આ વખતે સંમેલનમાં ભાગ લેવાના હતા. આમ કુલ ૪૫ની સંખ્યાએ પરિવારના સભ્યોની સંખ્યા પહોંચી ગયેલી. એમાંથી ૪૦ સભ્યોની ૨૩મીની સાંજ સુધીમાં તો ધકબક મચી ગયેલી.

રોંઢો ઢળ્યે મિલનની પહેલી બેઠક મળી અને નવા આવેલ ભાઈઓના તાઝગીભર્યા કંઠથી ગહેકવા માંડી. બે અઢી કલાક સુધી દોકડ, વાયોલીન, દુહા છંદ અને ગીત-ભજનની ધડબડાટી મચતી રહી. આવડો વિશાળ કાફલો પરિવારમાં પહેલી જ વાર મળેલો. એનાં લોકસાહિત્યનો રસાત્મક અને રાગાત્મક ઐકતાનો જામેલો જામેલો.

જોડીઆમાં ૧૭ વરસથી ઘરશાળા રચનાત્મક કામનો રૂડો આદર કરીને બેઠી છે. ઘરશાળામાં શ્રી ચુનીભાઈ ભટ્ટ, અને એના મિત્રો ખાણીઆ ખોડીને બેઠા છે. ઊડીને આંખે વળગે એવી આ વિશાળ પ્રાંગણવાળી સંસ્થાની સ્વચ્છતા, વ્યવસ્થા, નિયમિતતા અને આદર-આતિથ્યથી ત્યાંની સમગ્ર ધરતી હસી હસીને આવકાર આપી રહી છે. સાદગી, કાર્યશીલતા અને કાર્યક્ષમતા એનું મુખ્ય લક્ષણ છે. આગંતુક કલાકારોને અને મહેમાનોને 'ભલે આવ્યા, ભલે આવ્યા' એમ અનોધા આવકારા દઈ રહી હતી.

એક તદ્દન નવા અને સુંદર વિશાળ સમિયાણાનો લાભ સંસ્થાને મળી ગયેલો. મંચ તો સંસ્થાનો તૈયાર હતો, પણ દબદબાભરી વ્યવસ્થા, પરિવારનું પોતાના જ તદ્દન નવાં અને પાવરફુલ માઈકનું નવીન આયોજન અને કલાકારોના ઉમંગ ઉત્સાહથી આનંદના હિલોળ ઊઠી રહ્યા હતા.

અક્ષયગઢથી સર્વ શ્રી. રતુભાઈ અદાણી, કરસનભાઈ પઢિયાર, જૂનાગઢથી દમયંતી ઉપાધ્યાય, હકુભાઈ લીલા અને ભિખુદાન ગઢવી; ભાવનગરથી મોટાભાઈ ગઢડાવાળા (વૈદ્ય એ. એચ. ગનિયાની), અરવિંદ બારોટ ને નરેન્દ્ર પરમાર, સુરેન્દ્રનગરથી બાપલભાઈ ગઢવી, મેઘરાજ ગઢવી, બાબુભાઈ રાણપરા, કવાડિયાથી હરદાન ગઢવી; રાજકોટથી નાનજીભાઈ મિસ્ત્રી, હાજીભાઈ ઉસ્તાદ, ટપુ દેગામા, બિહારી ગઢવી, જિતુદાન ગઢવી, કમલેશ ગઢવી, હસમુખ ભટ્ટ ને જયમલ્લ પરમાર; પોરબંદરથી દિનેશ ગઢવી, જસદણથી હિંમત ચૌહાણ, જાંબુડાથી લાખાભાઈ ગઢવી, જામનગરથી જવાહર ગઢવી, ધુનાના ગામથી કવિદાદ (દાદુદાન ગઢવી), ચલાળાથી કાનજીભાઈ બારોટ, નાનજીભાઈ પટેલ. દેવજીભાઈ શેખા, નાથાલાલ ચંદારાણા, નટુભાઈ જોષી, પી. સી. મગદાણી; ધારીથી ડૉ. જયસુખભાઈ જસાણી, નાની સાણથલીથી દ. શ્રી. પુંજાવાળા

અને રામદાસજી, નાગેશ્રીથી તખતદાન રોહડિયા, ઘોઘાવદરથી નિરંજન રાજ્યગુરુ, મનસુખભાઈ ભટ્ટ અને ચુનીભાઈ ભટ્ટ સહિત ચાળીસનો કાફલો. થોડાક મિત્રો નહિ આવી શકેલા, એમાં શ્રી. અમરદાસજી ખારાવાળા, શ્રી પુષ્પાબહેન છાયા, શ્રી ઉપેન્દ્રભાઈ ત્રિવેદી અને હિંગોળભાઈ નરેલા ને નાનાભાઈ અનિવાર્ય સંજોગોને કારણે રોકાઈ રહેલા.

રાતના પોણાનવ વાગ્યે ઘરશાળા સંસ્થાના ભાઈબહેનોની પ્રાર્થનાથી કાર્યક્રમની શરૂઆત થઈ. ભાવભક્તિની ભીંજાયેલા વાતાવરણમાં સંમેલનની શરૂઆત થઈ. લોકસાહિત્ય પરિવારના પ્રમુખ શ્રી રતુભાઈ અદાણીએ લોકસાહિત્ય પરિવાર વિષે વિશાળ મંડપમાં હીચાકા લેતી સભા–મેદની સમક્ષ લોકસાહિત્ય પરિવારની વિસ્તૃત સમજૂતી આપી, લોકસાહિત્ય પરિવારનું સાંસ્કૃતિક મહત્ત્વ સમજાવ્યું. સમાજના ચારિત્ર્ય ઘડતરની એની શક્તિનો ખ્યાલ આપ્યો અને આજની સામાજિક સ્થિતિમાં એની ઉપકારકતા સમજાવી. ત્યારબાદ જયમલ્લ પરમારે આનંદના સંસ્કાર વિષે બે શબ્દો કહ્યા.

જાહેર કાર્યક્રમની શરૂઆત સામાન્ય રીતે દુહાગાનથી થાય છે. જોડીઆના કાર્યક્રમમાં નવ નવજુવાનોના દુહાગાનથી શરૂઆત થઈ. દુહા ભક્તિરસના અને શક્તિ ઉપાસનાના હતા. પહેલે દિવસે વાયોલીન ઉપર ભાઈ હસમુખ ભટ્ટ અને નરેન્દ્ર પરમાર હતા. નાલ ઉપર હાજીભાઈ ઉસ્તાદ અને તબલામાં સંગત દિનેશ ગઢવીએ કરેલી. જ્યારે મંજીરાં વાદન ટપુભાઈ દેગામાએ કરેલું.

દુહાગાન પ્રથમ નાલ–તબલાં અને વાયોલીનની રમઝટથી શરૂ થાય અને ત્યારબાદ એક પછી એક કલાકાર દુહાની ઝપટ બોલાવે. પણ નવજણાના નવ નવ કંઠની કરામત, અવનવા ઢંગ અને મનોરમ સ્વરના આરોહ–અવરોહ સભાની જ નહિ પણ જ્યાં સુધી એમના નાદના ધ્વનિ ઊઠે ત્યાં સુધીના વાતાવરણને સ્વર–શબ્દોના આંદોલનથી આંદોલિત કરી દયે છે. મોજ–મસ્તીની એક હવા બંધાઈ જાય છે. અને આ હવાને વધારે મસ્ત બનાવે છે દુહા પછીનું છંદગાન. એક જ તાલ ઉપર અને એ જ દ્રુત – લય – ગતિમાં હરિગીત, તોટક, ભુજંગી, ચર્ચરી અને રેણંકી વગેરે વિવિધ સ્વરનું ઝડ-ઝમકભર્યું પડછંદા પાડતું ગાન થાય છે.

આ દુહા અને છંદની રમઝટ બોલાવનારા હતા સર્વશ્રી લાખાભાઈ ગઢવી, અરવિંદ બારોટ, તખતદાન ગઢવી, કમલેશ ગઢવી, જિતુદાન ગઢવી, નાનજીભાઇ પટેલ, દાદુદાન ગઢવી, બિહારી ગઢવી અને કરસન પઢિયાર. દુહા–છંદના ગાને ખગ વાળી દીધો. ધરતી અને આભને આંદોલિત કરી મૂકયા. ભક્તિરસના હિલોળ ઊઠયા.

ત્યારબાદ દમયંતીબહેન ઉપાધ્યાયે બે લોક-ગીતો ગાયાં. ઢોલોજી હાલ્યા ચાકરી અને ઝીંઝરી ઝાંખાં તમારાં ઝાડવાં. દમયંતીબહેન પરિવારમાં આવતાં પ્રકાશિત, તેજસ્વી અને લલિત સ્વરોનું ઉમેરણ થયું છે. દુહા છંદના ઝડમઝમકાભર્યા આંદોલન ઉપર લોકગીતની મધુરતા છવાઈ રહી.

અને આવ્યા ભાઈ હરદાન ગઢવી. કુદરતે એને કંઠ અને કહેણીની શાંત, સ્વસ્થ પણ તાકાત-ભરી બક્ષીસ આપી છે. 'અબ છાશકો શોક કહા કરહો' એ પ્રાચીન લોકકથાની અદ્દ્ભુત રસની રંગત ખીછાવી દીધી. ઘડીક તો લાગ્યું કે હવે તુરત લોક-ગીત જામશે કે કેમ ?

પણ નાનજીભાઈ પટેલે પોતાના મીઠા, રંગીલા, સમજદાર અને આત્મવિશ્વાસભર્યા ગીતથી વાતાવરણને પોતાના પક્ષે વાળી લીધું. 'મારા લેરિયામાં લાગી લુંટાલુંટ' એ ગીતથી અને 'ઊગમ-ણેથી રથડા જૂત્યા' એ કથાગીતથી.

ભાઈ કમલેશ ગઢવીના કંઠમાં જોમ, જુસ્સો અને મીઠાશનો ત્રિવિધ મેળ મળ્યો છે. એમણે 'આજ જાવુ રણની વાટે' એ ગીતથી વીરરસને જમાવ્યો. અને પીધો પીધો કસુંબીનો રંગ એ ગીતથી વીરરસના કસુંબી રંગને ઝળકાવ્યો.

કહેણીમાં ચારણશૈલીના વારસદાર બનેલ

નટુભાઈ જોષી તોલ અને તાકાતથી 'મહાભારતમાં દ્રૌપદીનો વિજય' એ વિષય ઉપર પોતાના સૂરીલા કંઠથી જમાવટ કરી ગયા.

પછી આવ્યા નાની સાણથલી પાસેના રામદેપીરના મંદિરના મહંત શ્રી રામદાસજી. ભગવાં કપડાંમાં એમનો કદાવર દેહ એમની શાંત અને સ્વસ્થ ભજનગાન ગૌરવ અર્પે છે. ધીર ગંભીર અને ધોધ પડ્યો આવતો હોય એવા સ્વરે એમણે 'વાલમ માર્યાં બાણુ રે' અને 'ભાલાવાળા ભેગા રહેજો' એ બે ભજનોથી ભક્તિરસનું આભામંડળ ઊભું કરી દીધું.

અને મંચ ઉપર આવ્યા દરબાર શ્રી. પુંજાવાળા. હમણાં તો તેઓ ભક્તિરસે જ ભીંજાયેલા છે. ભાવવિભોર વાણીમાં એમણે સતાધારના આપા ગીગાની વાત માંડી ભક્તિરસનો પ્રવાહ વહેવડાવી મેદનીને ભાવોદ્રેકમાં ભીંજવી દીધી.

વળી મૂંઝવણ થઈ કે આવા ભક્તિભર્યા શાંત રસ ઉપર ખીજી જમાવટ કેમ થાય ? પણ ભક્તિ તો નવધા છે ને ? કરસનભાઈએ ગોપી ભાવનાં એક લોકગીત અને સૂરદાસના લોકઢાળના પદથી અજબ રંગત જમાવી દીધી. કંઈક નવું ન લાવે તો કરસનભાઈ નહિ. લોકગીતના એમના રંગીલાપણાને ભક્તિભાવનો પાસ લાગતો જાય છે.

પાછલી રાતની શિયાળાની ઠંડીમાં તખતદાન રોહડિયા ધૂમકેતુ સમા આવ્યા. નિયતિના આભામંડળમાં ધૂમકેતુ અલગારી છે. એમની સ્વૈરવિહારી ગતિની કહેણીમાં પણ બે ગીત ગાઈ ગયા અને 'દન રે ઊગે' એ સ્વરચિત ગીતથી છાકો પાડતા ગયા.

રસ તો આજે ભક્તિનો જ જામ્યા કર્યો. એ જ પરિવારના કાર્યક્રમની ખૂબી છે. અનેક પ્રકારના વૈવિધ્ય સાથે કોઈ એકાદ રસની અદ્દભુત જમાવટ થઈ જાય છે.

દોથા જેવડા ડીલવાળા ભાઈ હિંમત ચૌહાણને જોઈને જરૂર ન લાગે કે એના કંઠને અને ભજનો ગાવાની એમની શૈલીને યશવંત ભટ્ટની કરામત ચૂમી ગઈ છે. શરીર નાનકડું, નાનકડી ઉંમર પણ કંઠની મધુરતા અને સમજની ધીરતાનો અજબ મેળ એમાં મળ્યો છે. 'પ્યાલો મેં પીધેલ' અને 'એવી પ્રેમકટારી લાગી' એ બે ભજનોમાં એણે તા. ૨૩મીના ભક્તિરસના રાતભરના કાર્યક્રમો ઉપર અભિષેક કર્યો અને રાતના બે વાગ્યે ભક્તિરસથી ભીંજાતી મેદની અને તરબતર પરિવાર ઉપર તારામંડળનાં અમૃત વરસી રહ્યાં.

તા. ૨૪મીની સવારે સાડાનવ વાગ્યે પરિવારની બેઠક શ્રી. રતુભાઈ અદાણીના પ્રમુખપદે શરૂ થઈ. પરિવારના મંત્રી દ. શ્રી. પુંજાવાળાએ પરિવારના આંતરિક વ્યવહાર અને સાહિત્યની રજૂઆતના ચાર ગંભીર મુદ્દાની સુંદર ચર્ચા કરી. શ્રી રતુભાઈએ નવઃ સભ્યોની શરૂઆત હોવાથી લોકસાહિત્યનો અને પરિવારનો મર્મ સમજાવ્યો. મર્યાદા સમજાવી અને એની કાર્યશક્તિ તથા સમાજશક્તિનો વિસ્તાર પણ સમજાવ્યો. સાથોસાથ લોકસાહિત્યકારોનો ધર્મ પણ વિશદ્દતાથી સમજાવ્યો. વ્યવસાય અને કર્તવ્યધર્મના પાલનની ભેદરેખા અને ઔચિત્યના સ્પષ્ટ માર્ગો આંકી બતાવ્યા. જયમલ્લભાઈ પરમારે સ્વરની સાધના, સ્વરની તાકાત અને ભાવ તથા શબ્દની ચર્ચા અને સમીક્ષા કરી.

લગભગ સાડાત્રણ ચાર કલાક સુધી બેઠક ચાલી. પરિવારના સભ્યોમાંથી પણ કેટલાકે પોતાના મંતવ્યો રજૂ કર્યાં. આગામી બેઠકનું આમંત્રણ શ્રી લાખાભાઈ ગઢવી તરફથી મળતાં પરિવારના સભ્યોમાં આનંદ આનંદ છવાઈ રહ્યો. આગામી બેઠકની તારીખો માટે માર્ચ માસથી તા. ૬ અને ૭ એમ બે દિવસ નક્કી થયા. સ્થળ તો શ્રી. લાખાભાઈના જ ગામ જાંબુડાનું નક્કી થયું અને દિવસો ફાગણ સુદ ૧૧ અને ૧૨ શનિ – રવિના નક્કી થયા. જેથી કરીને એ દિવસો દરમિયાન સૌ પોતપોતાના કાર્યક્રમો આગળ પાછળની તારીખોના ગોઠવી શકે.

આજ મેદની સમિયાણામાં સમાતી ન હતી. એમાં નવ ટ્રક ભરીને ધ્રોળ જોડિયાથી માણસો આવી પડયા. એમને ચુનીભાઇના ઘરના બહાર પડતા બારણામાંથી અંદરના પડખેના વેકરામાં લેવા પડયા. દરવાજે એકેય માણસ દાખલ થઈ શકે એટલી જગ્યા ખાલી નહોતી રહી. તા. ૨૩ મીએ ન આવી શકનારા પસ્તાવો કરતા હતા. જાહેર આમંત્રણ તો પરિવારના કાર્યક્રમમાં અપાતું જ નથી. આપોઆપ ખ્યાલ આવતાં લોકો આવી પહોંચે છે. જોકે ધ્રોળ, જોડીઆ અને જામનગરના સંભાવિત, સજ્જનો અધિકારીઓ અને આગેવાનોને આમંત્રણો અપાયેલાં. એમાં જામનગર લોકસાહિત્ય વિદ્યાલયના આચાર્ય રાજકવિ શ્રી. નારણદાન બાલિયા પોતાના વિદ્યાર્થીઓ સાથે આવી પહોંચેલા. કેટલાક મહાનુભાવોને પડખેના ઘરમાં બેસાડીને કાર્યક્રમનો લાભ લેવો પડયો.

તા. ૨૩મીના કાર્યક્રમમાં વાયોલિન ઉપર ભાઈશ્રી હસમુખભાઈ ભટ્ટ અને શ્રી. નરેન્દ્ર પરમારે ગીત – સંગીતને ઊચકી લેતી રંગભરી સંગત કરેલી. હાજીભાઈ ઉસ્તાદનું તો પૂછવું જ શું ? દેશીનો બાજ એમની પાસેથી શીખી લીધા જેવો છે. એમની હરોળના દેશીનાં વાદક હવે જવલ્લે જ નજરે ચડે છે. પણ ધન્યવાદ નાનકડી ઉમરના દિનેશ ગઢવીને પણ દીધા વગર ચાલે નહિ. હાજીભાઈની પડખોપડખ તબલાંની સંગત આપતો રહેલ. ત્યારે ટપુભાઈ દેગામા પરિવારના કાર્યક્રમનું એક અનોખું આકર્ષણ છે. એમની જોડી ભાઈ નટવરગિરિ ગોસ્વામી જતાં ખંડિત થઈ. ખૂબ તાકાત લડાવીને ગીતમાં જ્યાં જગ્યા (અવકાશ) મળે ત્યાં પોતાની કલાનું અંગભંગના અભિનય સાથે સુંદર દર્શન આપે છે.

તા. ૨૪ની આવી અસાધારણ મેદની વચ્ચે તા. ૨૩ મીની જેમ જ કાર્યક્રમની શરૂઆત સંસ્થાની સુંદર પ્રાર્થનાથી થઇ. પ્રાર્થના કાર્યક્રમનો સુંદર ભાગ બની રહી. પ્રાર્થનાથી જેની શરૂઆત થાય તેનું પૂછવું જ શું ?

શ્રી રતુભાઈએ પરિવારની પહેચાન સાથે પરિવારની સામાજિક અને સાંસ્કૃતિક ઉપયોગિતા પણ સમજાવી. અને મહેરામણમાં મોજાં ઊપડે એમ દુહા–છંદનું ગાન ઊપડયું. આજે દુહા પ્રાદેશિક ખાસિયતોનો ખ્યાલ આપતા શરૂ થયા. કચ્છ, કાઠિયાવાડ ને મારવાડને આંટો મારીને છંદો શુદ્ધ શૃંગારના ગાનથી શરૂ થયા. મેદની અને કલાકારો વચ્ચે આનંદાત્મક એકતાનો તાંતો બંધાઈ ગયો. છંદગાન વચમાં વચમાં કોરસમાં ઊપડી જાય અને કોરસથી પૂરું થાય. પરિવારના કલાકારો વચ્ચે આમ ભાવાત્મક એકતા સધાયે જાય છે. એમાં પછી કોઈ કલાકાર નાનો રહેતો નથી, કોઇ મોટો રહેતો નથી. સંબંધોનું ઓછા વધતાપણું આત્મીયતામાં પલટાતું જાય છે.

દુહા છંદના સાગર – હિલોળ ગાન પછી પરભારી બાપલભાઇની વાર્તા મંડાણી. પરિવારના મંચ ઉપર બાપલભાઇ બદલી જાય છે. વાર્તા તો દુશ્મનાવટની ખાનદાનીની હતી, પણ જરાયે ઉતાવળા થયા સિવાય ધીરી લયમાં દુશ્મનાવટની ખાનદાનીને સાકાર કરી બતાવી. લોકજીવનની આધારશીલાના પાયામાં પડેલી તાકાતનાં દર્શન કરાવી દીધાં.

અને ખાનદાનીનાં અજબ જેમ પછી પ્રેમદીવાની નારીને સીમ વગડે ઝુંભલા વીણવા જેવી વાતમાંથી ઉઠાવ આપી દમયંતીબહેન ઉપાધ્યાયે નિસર્ગગાનની મોજ રેલાવી.

ભાઇ જવાહર ગઢવીએ વરની વરણીનું કન્યાનું મધુરગાન સંભળાવ્યું. વર–કન્યાની પસંદગીનાં ધોરણ ગીતે ગવાઈને ગૃહજીવનને ઊજમાળતાં.

ચલાળા પાસેના ઝર ગામના ભાઇ દેવજીભાઇ શેખા પણ એક સુંદર લોકગીત રજૂ કરી ગયા. સંસારની અસારતાની ચોટ લાગતાં જેણે ભેખ ધારણ કરી લોકજીવનમાં ઊજળાં ઉદાહરણો પૂરાં પાડયાં છે એવું ગોપીચંદનું કરુણ, મધુર અને દર્દભર્યું ગીત લઇને લાખાભાઇ ગઢવી આવ્યા. આવ્યા એવાં સભાજનોના હૃદય હલાવી નાખ્યાં અને પોતે પણ હલી ગયા. તદ્રુપ બની ગયા. કુદરતે એમના કંઠમાં જ કરુણ મધુર દર્દ મૂકયું છે. પણ આ તો હૃદયસ્પર્શી બની ગયું.

[અનુ. પૃ. ૮૪૯

# પ્રાચીન દુહા

સંપાદક : હરિવલ્લભ ભાયાણી

તપ જપ સંજમ તામ,
નર-સાથઇં નિરતા થિયા ।
હિયઇ ન વજ્જઇં જામ,
નયણ-બાણુ નારિહિં તણા ॥ ૧

'પુરુષનાં તપ, જપ અને સંયમ ત્યાં સુધી જ ટકે છે, જ્યાં સુધી તેના હૃદયમાં નારીનાં નયન-બાણુ વાગતાં નથી.'

જઉ વલી પંચાસ,
તુ પાલિ પરતહ બંધીઇ ।
વિહવહ અનઇ વિલાસ,
આસ ન કીજઇ આસની ॥ ૨

'જ્યારે વય પચાસને વટી ગઈ હોય, ત્યારે પરલોક માટેની પાળ બાંધી લેવી; વૈભવ અને વિલાસની અભળખાને પાસે ન આવવા દેવી – દૂર કરવી.'

જુવ્વણુ પેક્ખિ મ માચિ,
કાલ પલોયહિ આગિલઉ ।
જિમ ભાવઇ તિમ નાચિ,
જાં અજ્જવિ જર વેગલી ॥ ૩

'તું જવાની જોઈને મદમાં આવી ન જા– આગળ આવનારો સમય પણ ધ્યાનમાં રાખ. ઘડપણ જ્યાં સુધી આઘું હોય ત્યાં સુધી ફાવે તેવા નાચ તું નાચી લે.'

ગંગાવાણી છાર-છુરુ,
એ ઓસહ પલિયાહં ।
મિલ્હેવઉં જુવ્વણુ તણું,
બીજઇ ભવિ વલિયાહં ॥ ૪

'જેમને માથે પળિયાં આવ્યાં છે, તેમને માટે ગંગાજળ અને ભસ્મ (ભભૂત) એ જ ઓસડ. જુવાની તો બીજો ભવ થયા પછી જ ફરી મળે.'

પહુતઉ અગ્ગેવાણુ,
જોઅણુ-ઊપરિ જર તણુઉ ।
દાંતહ હૂઅઉ જાણુ,
પહિલઉં નાઠા પગ કરી ॥ ૫

'જોબન ઉપર જરાનું અગ્રદળ આવી પહોંચ્યું–આની જાણ થતાં જ વહેલાંવહેલાં દાંત પગ કરીને નાઠા.'

પરવસિ પ્રિય પર-હત્થિ ધણુ,
પર-ઘરિ ભોયણ-આસ ।
પર-સાહિજ્જહિં કજ્જુ જસુ,
દેલ્હ તિ ચ્યારિ નિરાસ ॥ ૬

'જેનો પ્રિય પરવશ હોય, જેનું ધન પારકા હાથમાં હોય, જેને પારકે ઘરે ભોજનની આશા હોય અને જેનું કામ પારકાની સહાય પર આધાર રાખતું હોય – દેલ્હ કવિ કહે છે એ ચારે યે નિરાશ જ થવાનું.'

જઇ ચિંતઇ તોઇ વિહડઇ નહિ,
સુકુલ તણુઉ સુ ભંગુ ।
પગિ તુટ્ટઇ પક્ખલઇ નહિ,
નિય-પહુ જચ્ચ-તુરંગુ ॥ ૭

'ચિંતા હોય તો પણ જે ત્યજીને ન જતા રહે એ કુલીન માણસની રીત છે. જાતવાન ઘોડો પગ ભાંગ્યો હોય તો પણ પોતાના રસ્તેથી ચળતો નથી.'

હત્થિ કરી જઇ કામડઉં,
મનિ ઝાઈજઇ દેઉ ।
ઇણિ પરિ દેઉ અરાહીઇ,
ધમ્મહ એહ જ ભેઉ ॥ ૮

'હાથે કામ કરીએ અને મનમાં દેવનું ધ્યાન

ધરીએ – દેવની આરાધના કરવાની આ જ સાચી રીત અને ધર્મનું પણ એ જ રહસ્ય.'

કાહુ કિયઇ સંતાપિ,
કાહુ હુઇ મનિ ઝૂરીઈ ।
ભવંતરિ પાપિ (?),
અણુભોગવિઈ ન છૂટી ઇ ॥ ૯

'સંતાપ કર્યે કે મનમાં ઝૂરવાથી શું વળે ? આગલા ભવના પાપનાં ફળ ભોગવ્યા વિના છૂટકો નથી હોતો.'

હિઅડા હું તું અનઇ તૂં મૂં,
અવર ન બીજઉ કોઇ ।
અધડઉ હુઇ તુ વહિચીઇ,
દુઃખ ન વહિચઇ કોઇ ॥ ૧૦

'હે હૃદય, હું અને તું અને તું અને હું એમ આપણે બે જ જણ છીએ, તે સિવાય કોઇ નથી. હોય તો કોઇ વહેંચી લે, પણ દુઃખ વહેંચી લેનાર કોઈ ન મળે.'

રૂડું આઉલિ-ફૂલ,
દેવહ સિરિ સેવત્ર ચડઇ ।
માણુસ માણિક તૂલ,
પરિહરીઈ ગુણ-બાહિરઉ ॥ ૧૧

'આવળનું ફૂલ રૂપાળું હોય છે, પણ દેવને મસ્તકે કમળ ચડે છે. માણસ અને માણેક એકસરખાં : એ નિર્ગુણ હોય તો તેમનો ત્યાગ કરવો ઘટે.'

ગુણ ભલા માણુસ નહીં,
કાલા કરઇં જિ રીસ ।
આઉલિ ત્રોડી નાંખીઇ,
મરુઉ બજઝઇ સીસિ ॥ ૧૨

'માણસ (તેના દેખાવથી) નહીં, તેના ગુણોથી સારો ગણાય. આ બાબતમાં મૂરખ અકારણ રીસે ભરાય છે. આવળના ફૂલને તોડીને નાખી દેવાય છે, જ્યારે મરવો મસ્તકે બંધાય છે.'

જઇ મોરિહિં મુલ્લઇં,
પીછડલાં પરહાં કરી ।
તઉ નર-સિરિ ઝલકાઇં,
સુગુણ તિસુહકો સાતિસિઇ ॥ ૧૩

'મોરે પીંછાંને આઘાં કર્યાં – તજી દીધાં, પણ તે તો માણસના મસ્તક પર ઝગમગી ઊઠ્યાં : ગુણવાનના સદ્ગુણને કોણ ઢાંકી દઈ શકે ?'

ધમ્મિહિં નિઅમિહિં જે ગયા,
તે ગણિ સારા દીહ ।
અવર જિ પાપારંભિ ગયા,
તાહં સ દેજે લીહ ॥ ૧૪

'તારા જે દિવસો ધરમ-નીમ પાળવામાં વીત્યા તેમને જ સારા દિવસ ગણજે. બીજા જે દિવસો પાપ પ્રવૃત્તિમાં ગયા, તેમને ગણતરીમાં જ તુ ન લઈશ.'

વાસર વિગ્ગહરાય,
તે ધન્ના ધમ્મિહિં સિઉ ।
સેસ સઇંભરિ-રાય,
જાણે જૂએ હારિયા ॥ ૧૫

'હે વિગ્રહરાજ, જે દિવસોએ ધર્મ કરીએ તે જ જિંદગીના દિવસો ધન્ય થયા. હે શાકંભરિના ધણી, તે સિવાયના દિવસો જુગારમાં હારી ગયા હોવાનું તું જાણજે.'

તેજે-માહિ જિમ તરણિ,
સાવજ - ઊપમ સીહ ।
તિમ ગુણ-માહિ દાન-ગુણ,
લામાં દીજઇ લીહ ॥ ૧૬

'જેમ તેજસ્વીઓમાં સૂર્ય અને શ્વાપદોમાં— જંગલી પશુઓમા ઉત્તમની ઉપમા સિંહ, તેમ સર્વ ગુણોમાં ઉત્તમ દાનગુણ : બીજા ઊતરતા ગુણો પર ચોકડી મારવી.'

માણુસ તે જિ અમૂલ,
દીસઇ જેહહ દાન-ગુણ ।
ફલ પર-લોઇં ફૂલ,
જસુ જગમાહિ જાણિવઉ ॥ ૧૭

'તે જ માણુસ અમૂલ્ય છે, જેનામાં દાનનો ગુણ છે. એ ગુણનું ફૂલ આ જગતમાં, અને ફળ પરલોકમાં હોવાનું જાણવું.'

ઇમઇ વેસા બાપડી,
કૂડઉ કંકણુવાઉ ।
અત્થ-વિહૂણ્યાં કુલવહૂ,
ઢીલા ધોઇ પાઉ ॥ ૧૮

'બિચારી વેશ્યા અમસ્તી જ વગોવાય છે (?) કુલવધૂ પણ જો ધણી નિર્ધન હોય તો તેના પગ જેમ તેમ ધુએ છે'.

વચન-વિનાણિ પતીજવઇ,
હિઅઉં કુસુધઉં જાહં ।
સાદુ ભણઇ સાવજ પણઇં
ભંનુ મ શાચૌ તાહં (?)॥ ૧૯

'જેમનું હૈયું મેલું હોય તેમને વચનની કળાથી પતીજ કરાવવી – સમજાવવા. સાદુ (?) કવિ કહે છે કે તેમનું ભલું ચાહતા હો તો તેમની સાથે બળ-જબરી ન કરવી (?).'

અંબા – જંબુ – વયરીયહં,
એ ત્રિહિં એક સહાઉ ।
મુખિ અતિ મીઠા સદા,
હીઇ ન છંડઇ કસાઉ ॥ ૨૦

'આંબા, જાંબૂ અને વેરી–એ ત્રણેયનો એક-સરખો સ્વભાવ : મોંએ (ઉપરથી) હંમેશાં અતિશય મીઠા, પણ અંદરથી કષાય (તૂરાશ. ખાર) ન ત્યજે.'

ચંપા – ચંદન – સુપુરિસહં,
એ ત્રિહિં એક સહાઉ ।
વારિ આપણુ પંથા ચચઇ (?)
જગિ લઇ જસવાઉ ॥ ૨૧

'ચંપા, ચંદન અને સજ્જન – એ ત્રણેયનો એક સરખો સ્વભાવ : પોતે...(?) કરીને પણ જગતમાં જશવાદ – વાહવાહ પ્રાપ્ત કરવી.'

પ્રીતિ ન પ્રાણિ હોઇ,
પ્રીતિ ન પરિભવ સાંસહઇ ।
લડાવીતી લોઇ,
વાધઇ વીકલીઉ ભણઇ ॥ ૨૨

'પ્રીત પરાણે ન થાય, પ્રીત અપમાન ન સહી શકે. વીકો કહે છે કે સ્રીને લાડ લડાવીએ તો જ તેનું શરીર ને મન ફાળે.'

✻

સંત તુકારામ મહારાષ્ટ્રના અને દેશના મોટા ભક્તકવિ અને સંત થઇ ગયા. હંમેશાં પ્રભુભક્તિમાં લીન રહે. ન કોઈનું બૂરું વિચારે કે ન બૂરું કરે.

આ સંત તુકારામનાં પત્ની ભારે કકરાં સ્વભાવવાળાં છતાં તુકારામ તો એમની સાથે પણ ધીરજથી અને ક્ષમતાથી વર્તે, અને સહન કરે.

એક વખત તુકારામ પોતાના ખેતરેથી શેરડીનો ભારો લઇને આવતા હતા. રસ્તામાં બાળકો, વૃદ્ધો, જુવાનો, જે મળે તેમને શેરડી વહેંચતા આવે. ઘેર પહોંચતાં સુધીમાં તો ભારો ખલાસ થઈ ગયો, અને એક જ શેરડી બાકી રહી ગઈ; તે તુકારામે પોતાનાં પત્નીને આપી.

એક જ શેરડી જોઇને પત્ની તો ભારે ગુસ્સે થઇ ગયાં, અને તુકારામને કેટલીકે ગાળો સંભળાવી અને ભારે જોરથી એમના વાંસામાં શેરડીનો સાંઠો ફટકારી દીધો... શેરડીના બે ટુકડા થઈ ગયા.

સંતને ખૂબ જ વાગ્યું, વાંસો ચરચરી ગયો પરંતુ તેઓ મીઠું હસીને બોલ્યા.

"વાહ વાહ, આ શેરડી તો મેં આપણા બે જ માટે રાખી હતી, હું એના ભાગ કરવાનો જ હતો. સારું થયું, તમે આ પ્રમાણે તેના ભાગ કરીને બે ટુકડા કરી આપ્યા... ચાલો આપણે બન્ને વહેં-ચીને ખાઈ લઈએ.'

– ધીરેન્દ્ર જાની

# કાચા પારાની કહાણી

દુલેરાય કારાણી

કચ્છની ઉત્તર સરહદ પર આવેલું લોદ્રાણી ગામ કચ્છ અને થર પારકર વચ્ચેની એક કડી સમાન છે. લોદ્રાણી એ થર પ્રદેશનું નાકું ગણાય. કચ્છના મોટાં રણની શરૂઆત ત્યાંથી જ થાય. વૈશાખના વાવલિયા વાય અને અરબી સમુદ્રનું પાણી પવનના જોરથી આ રણમાં ખેંચાઈ આવે. વરસાદ પોતાનો મોરચો માંડે તે પહેલાં તો રણ છલકાઈ જાય. કયારેક ઢીંચણ સમું અને કયારેક છાતીપૂર પણ થઈ જાય. જૂના વખતમાં ઊંટાની મોટી કતારો આટલું પાણી જંગીને ઘીના ભરેલા મોટા 'ધબ્ભા' સહિત રાતની રાતમાં આખું રણ ઓળંગીને કચ્છના લોદ્રાણી ગામે આવી પહોંચે.

થર પારકરમાં તો ઘી પાણીના મૂલે વેચાય. દૂધ–દહીંની તો ત્યાં છોળો ઊડે. દૂધ,, દહીં, છાશ અને માખણ એ જ ત્યાંના લોકોનું જીવન. એ લોકો રોટલો તો ભાગ્યે જ જુએ. ગાયો–ભેંસો આદિ પશુધન તો ત્યાં કીડીઆરાની પેઠે ઊભરાય. લોકોની શ્રીમંતાઈ એ વખતે પશુધન વડે જ અંકાતી. આજે સૂકા બની ગયેલા થર પ્રદેશની સો–દોઢસો વરસ પહેલાં આવી સ્થિતિ હતી.

થર પ્રદેશમાંથી હાથણી જેવી ભેંસોનું એક ટોળું લઈને વારૂ ચારણ કચ્છ તરફ આવવા ઊપડયો. ચારણો એ સમયે વણજારાની માફક વેપાર પણ કરતા. સિંધ, પંજાબ, મારવાડ અને કચ્છ વચ્ચેનો ઘણો વેપાર વ્યવહાર આ ચારણો અને વણજારાઓ મારફત ચાલતો. ચારણોને એક મોટી સગવડ હતી. એમને કચ્છમાં દાણમાફીનો લાભ મળતો. આ કારણથી એમનો નફો વધી જતો. વારૂ ચારણે પણ ભેંસોનું એક ધણ થર પ્રદેશમાંથી ખરીદી લીધું હતું. તેણે પોતાની તમામ ભેંસો સાથે કચ્છના રણમાં ઝંપલાવી દીધું.

રણના પાણીમાં પગ દીધો એટલે જાણે દુનિયાથી દૂર થયા. માત્ર પાણી અને આકાશ એ જ સુખ દુઃખના સાથી અને સાક્ષી. નીચે અનંત પાણી, ઊંચે અનંત આકાશ. તે સિવાય તો ઝાડનું ઠૂંઠું પણ કયાંય દેખાય નહિ. એક કાંકરો કે રેતીની મૂઠી પણ દુર્લભ.

આવા રણ પ્રદેશને ખૂંદતો ખૂંદતો વારૂ ચારણ ભેંસોના મોટા ધણ સાથે એક દિવસ અને એક રાતના સતત પ્રવાસ પછી બીજે દિવસે સવારે રણના કાંઠે આવેલા લોદ્રાણી ગામે આવી પહોંચ્યો. લોદ્રાણીની સીમ એટલે ઘાસ–ચારાનો અખૂટ ખજાનો. કાળા ઉનાળામાં અને કાળ દુકાળમાં પણ લોદ્રાણીની ધરતીમાં ઘાસની તાણ ન પડે વારૂ ચારણની ભેંસો એક દિવસ અને એક રાત, એકધારા પ્રવાસ સાથે રણનું પાણી ચીરીને અહીં આવેલી હતી. એમને પાણીથી ભરપૂર રસ્તામાં ઘાસનું એક તરણું પણ કયાંય જોવા મળ્યું ન હતું. કાળી વાદળી જેવી કાળી ભેંસો આજે કાળી ભૂખથી ઘેરાઈ ગઈ હતી. કિનારા પર પગ મૂકતાં જ લોદ્રાણીની ધરતીનું ગૂડા સમું ઘાસ જાણે આ ભેંસોના આખા ધણને આમંત્રણ કરતું ઝૂલી રહ્યું હતું. ભૂખી ભેંસો આ લીલા ઘાસમાં મોકળે મને ચરવા લાગી. બબ્બે દિવસની ભૂખના કડાકાથી ભૂખી ડાંસ બનેલી ભેંસો લોદ્રાણીની લીલીછમ ધરતીને સાફ કરવા ભાગી.

લોદ્રાણીમાં આ વખતે સબરાણી વંશના વાઘેલાઓનો અમલ હતો. વાગડના વાઘેલા વટ્ટવાળા હતા. સમય જુદો જ હતો. માથું દેવું અને માથું લેવું એ તો એક રમત વાત હતી. માથું આપવું સહેલું હતું પણ પરાયા પશુધનને પોતાની સીમમાં ચરવા દેવાની ઉદારતા અલભ્ય હતી. લીલા માથાનાં દાન કરતાં લીલા ઘાસનું દાન દુર્લભ હતું. આમ છતાં વારૂ ચારણ નિશ્ચિંત હતો, કારણ કે

ચારણ હતો. રાજપૂતોના રાજમાં ચારણોને બહુ ડરવાપણું હતું નહિ એટલે એણે પોતાની ભૂખી ભેંસોને લોદ્રાણીની લીલી ધરતીમાં ચરવા માટે છૂટી મૂકી દીધી. પોતે પણ બે દિવસની ભૂખ, ઉજાગરા અને શ્રમથી શ્રમિત થઈ ગયેલો હોવાથી એક વિશાળ વૃક્ષનો શીતળ છાંયડો જોઈને ત્યાં આરામ લેવાને આડે પડખે પડયો. ભેંસોને ગળે બાંધેલી ઘંટડીઓના મીઠા રણકાર વચ્ચે તે તરત જ નિદ્રાદેવીને આધીન થઈ ગયો. એની સાથેના માણસો પણ થાકયા પાકયા હોવાથી ઝાડોની ઠંડી છાયામાં ઠંડી હવાની લહેરોથી લેવાઈને ઊંઘી ગયા.

પારકરથી આવેલી આ ભેંસો લોદ્રાણીની સીમને સફાચટ કરતી ચરતી હતી. આ સમાચાર વાઘેલા સરદારને કાને આવતાં તે તરત જ પોતાના સાથીદારો સાથે ત્યાં આવી પહોંચ્યો. જુએ છે તો ભેંસો લોદ્રાણીની ધરતી પર ધણિયાણી થઈને ધરાર ચરી રહી હતી. આ દશ્ય જોઈને વાઘેલાની આંખો લાલ બની ગઈ. તેણે તમામ ભેંસોને હાંકીને દરબારગઢમાં પૂરી દેવાનો પોતાના માણસોને હુકમ કરી દીધો. આનંદથી ચરતી ભેંસોના મોઢામાંથી ઘાસનાં તરણાં ઝૂંટવી લેવામાં આવ્યાં. તમામ ભેંસોને દરબારગઢમાં ધકેલી દેવામાં આવી. થાક અને ભૂખથી લોથપોથ થયેલો વારૂ ચારણ અને એમના માણસો જેમના તેમ સૂતેલા જ રહી ગયા.

પાછલા પહોરે ઊંઘમાંથી ઊઠીને વારૂ ચારણે પહેલી દૃષ્ટિ ભેંસોની દિશામાં દોડાવી. પણ ભેંસો તો તમામ અલોપ થઇ ગઈ હતી. ઘંટડીનો અવાજ સાંભળવા ચારણે પોતાના કાન સરવા કર્યા, પણ સુસવતા પવનના સૂસવાટા સિવાય કશું જ સાંભળી શકયો નહિ. હાથી જેવડી ભેંસો કયાંક છુપાઈ જાય એ પણ સંભવિત ન હતું. ચારણ ચિંતામાં આવી પડયો. ઊભો થયો. ભેંસોના ટોળાબંધ પગલાં સાફ દેખાતાં હતાં. વારૂ બારોટ ભેંસોનાં પગલાં લેતો લેતો ચાલવા લાગ્યો. આખરે વાઘેલા રાજાના દરબારગઢમાં આવી ઊભો.

ચારણને અહીં આવી પહોંચેલો જોતાં જ વાઘેલા સરદારે તેને ધક્કા મારીને બહાર કાઢવાનો પોતાના માણસોને હુકમ કરી દીધો. ચારણના પેટમાં ફાળ પડી. જિંદગીભરની કમાણીરૂપ તેની ભેંસોને આંચકી લેવા તૈયાર થયેલા વાઘેલાને જોઈને ચારણની વ્યથાનો પાર રહ્યો નહિ. અહીં એનું સાંભળે પણ કોણ? આખરે ચારણ તે ચારણ. એણે પોતાની ઓળખાણ આપી. આંખમાં આંસુ સાથે પોતાની ભેંસો પાછી લેવા માટે તે વાઘેલા સરદાર પાસે કરગરવા લાગ્યો. પણ હાથણો જેવી ભેંસો જોઈને વાઘેલાનું મન ફરી ગયું હતું. ભેંસો વાઘેલાના હૈયા હેઠેથી ઊતરતી ન હતી. વારૂ આજીજી કરતો હતો વાઘેલો નમતો ન હતો. આખરે તેણે વારૂ ચારણને સાફ સાફ શબ્દોમાં સંભળાવી દીધું: 'ભાગી જા ભિખારી! ભેંસો તારી હતી જ નહિ, અને તને મળવાની પણ નથી.'

વાઘેલાનાં તીખા તીર જેવાં વચનોએ ચારણના હૃદય પર કારી ઘા કર્યો. તેની બધી વીનવણી અરણ્ય રુદન સમાન નીવડી. વાઘેલાનું કઠણ કાળજું પીગળ્યું નહિ. ચારણે હવે રડતા હૃદયે કહ્યું: વાઘેલા રાજ, ચારણનો માલ તો કાચા પારા સમાન છે તને પચવાનો નથી.'

વાઘેલાની સ્વાર્થવૃત્તિ ચારણની એકે વાત સાંભળવા તૈયાર ન હતી, તેણે ધક્કા મરાવીને વારૂ ચારણને દરબારગઢમાંથી હાંકી કાઢયો જતાં જતાં ચારણે કળકળતી આંતરડીથી કહ્યું : 'વાઘેલા મારો માલ તારૂં ધનોતપનોત કરી દેશે. તારો દીકરો દીવો નહિ રહે!'

વાઘેલાની જહાંગીરી પર શ્રાપોનો વરસાદ વરસાવતો લાચાર ચારણ ભૂખ્યો તરસ્યો ભેંસોની આશા છોડીને લોદ્રાણીનો ત્યાગ કરી ગયો.

ο ο ο

ઉપર્યુક્ત ઘટના પર છ માસનાં વહાણાં વાઈ ગયાં. આટલા ટૂંકા ગાળામાં જ વાઘેલા વંશ પર કાળી આફતો ઊતરવા લાગી. સબરાણી વંશના એક સરખા સાઠ માણસોના જૂથમાં કુસંપનું ઝેર

ફેલાઈ ગયું. આસપાસના ઝગડાથી સબરાણી વંશ ઘસાતો ગયો અને સામો પક્ષ બળવાન બનતો ગયો. વારૂ ચારણના સળગતા અંતરની વાણીએ અજબ જેવો ચમત્કાર કરી બતાવ્યો. આખા સબરાણી વંશમાં આખરે એક જ વાઘેલો લાધાજી અને એનો કુંવર લખધીરજી રહી ગયા. સમય વીતતાં લાધાજીનો જીવનદીપ પણ ઝાંખો પડવા લાગ્યો. લાધાજીને હવે તેના કુંવર લખધીરજીની ચિંતા થવા લાગી.

વાઘેલા લાધાજીનો એક પરમ મિત્ર હતો. એનું નામ ડુંગરજી. આ ડુંગરજી રાઠોડ રાજપૂત હતો. સંત ભક્ત હતો. પ્રભુપ્રેમની લગનીમાં તે અવિવાહિત રહ્યો હતો. લોકો એને ડુંગરા ભગતના નામથી સંબોધતા. સબરાણી વંશના વાઘેલાના જૂથનો નાશ તે પોતાની સગી આંખે જોતો રહ્યો હતો. તેનો એક મિત્ર બાકી રહ્યો હતો લાધાજી. આ લાધાજી પણ હવે છેલ્લા શ્વાસ લઈ રહ્યો હતો.

લાધાજીનો કુંવર લખધીરજી નાનો હતો. આ કુંવરડાની ચિંતા લાધાજીનું અંતર કોરી ખાતી હતી. તેને ફિકર હતી કે સામા વાસવાળા વાઘેલા વિજયરાજજી અને જુગતસંગજી આ કુંવરને જીવતો રહેવા દેશે નહિ. સબરાણી વંશનો તમામ ગરાસનો દાવાદાર હવે આ એક જ કુંવર હોવાથી તેની જિંદગીની ચિંતા લાધાજીને અકળાવી રહી હતી, તેનો જીવડો એ ચિંતામાં જ અટવાઈ રહ્યો હતો.

લાધાજીને હવે એક વાત યાદ આવી. તેણે પોતાના મિત્ર ડુંગરા ભગતને બોલાવી લીધો. લાધાજીની હાલત જોઈને ભગતના દિલમાં ભારે દુઃખ થયું. તેણે છેલ્લી પથારી પર પડેલા પોતાના મિત્ર લાધાજીને કહ્યું : 'વાઘેલા વીર, તમારો જીવ અકળાતો જોઈને મને પારાવાર સંતાપ થાય છે. તમારી કોઈ આકાંક્ષા બાકી રહેતી હોય તો મને જણાવી દો !'

લાધાજીએ એક લાંબા નિશ્વાસ સાથે કહ્યું : 'મારા વહાલા મિત્ર, મને હવે એક ચિંતા અકળાવી રહી છે. તમારા સિવાય આ સોઢાણીમાં એક પણ માણસ નથી જે મારા દિલનું દર્દ જાણી શકે. તમારામાં મને શ્રદ્ધા છે. મારી આશા પૂરી કરશો ?'

'જરૂર કરીશ. મારા જીવના જોખમે પણ તમારું કામ પૂરું કરીશ. જે કહેવું હોય તે બેધાશક કહી દો !'

'રાઠોડ વીર, માત્ર એક જ ચિંતા મારા જીવને મૂંઝવી રહી છે. કુંવર લખધીરજી નાનો છે. આખા સબરાણી વંશમાં આ એક જ તાંતણો બાકી છે. સબરાણી વંશનો તમામ ગરાસ પચાવી પાડવા સામા વાસવાળા એને જીવતો રહેવા નહિ દે, એ ઉચાટ મને જંપવા દેતો નથી.'

'બસ એટલું જ ને ?'

'અરે પણ એ વાત ક્યાં નાની છે? એની જિંદગી પર વાગી રહેલાં કાળ-નગારાં મને સુખે મરવા પણ દેતાં નથી. તમારા સિવાય મારું કોઈ નથી.'

'મિત્રવર, તમે નિશ્ચિંત રહો ! બાલકુંવર લખધીરજીને હું મારા જીવના જોખમે જાળવીશ.'

'બસ હવે મારા મનને નિરાંત થઈ. અમારા વંશની છેલ્લી નિશાનીનો આ અમૂલ્ય ખજાનો તમને સોંપું છું.'

'તમે છૂટયા લાધાજી ! તમે તમારા જીવની ગતિ કરો ! મારું વચન છે : જ્યાં કુંવર ત્યાં હું.'

ભગતનું વચન સાંભળી લાધાજીના દિલનું દુઃખ દૂર થયું. એનો આત્મા અમર ધામમાં ઉપડી ગયો.

એ દિવસથી ડુંગરા ભગતે કુંવર લખધીરજીને પોતાને ગળે લઈ લીધો. સ્વર્ગવાસી મિત્રની અમૂલ્ય થાપણ તે મોટા ખજાનાની જેમ જાળવવા લાગ્યો. પળવાર પણ તે કુંવરને રેઢો મૂકતો નહિ. 'જ્યાં કુંવર ત્યાં હું' એ નિશ્ચય તેણે આત્મસાત કરી લીધો હતો.

કુંવરનું રક્ષણ કરવાની ભગતની કાળજીનો પાર ન હતો. કુંવરનાં ખાન પાન, હરવું ફરવું બધું ભગતની દેખરેખ નીચે થતું. પણ મનુષ્ય ધારે છે એક અને કુદરત કંઈ બીજું જ કરી નાખે છે. ઘણીવાર એવું બને છે કે અણગમતી વસ્તુ અણધારી જ સામે આવીને ઊભી રહે છે. આ પ્રસંગમાં પણ એવું જ બન્યું. ભગતની ભારે તકેદારી છતાં કુંવરના શરીર પર કોઈક ઝેરનો પ્રયોગ કાર્ય કરી ગયો. જૂના જમાનામાં ઝેરનું રસાયણ કોઈ અનેરી રીતે વિકાસ પામ્યું હતું. દેશી રજવાડાંમાં તો આ કસબ પરાકાષ્ટાએ પહોંચ્યો હતો. પગમાં પહેરવાનાં પગરખાં પણ જો પૂરાં સાચવેલાં ન હોય તો તેની અંદર પણ ઝેર પેસી જાય. પહેરવાનાં કપડાં તરફ બેદરકારી રહે તો કપડાં પણ ઝેરી બની જાય. કુંવર લખધીરજી પણ આવા કોઈ ઝેરના ચેપનો ભોગ બની ગયો. ફૂલ જેવા કોમળ કુંવરની જીવન જ્યોત એકાએક બુઝાઈ ગઈ. ડુંગર ભગત પર તો જાણે આભ તૂટી પડયું. એની આંતર્વ્યથાનો પાર રહ્યો નહિ. એણે લાધાજીને આપેલું વચન યાદ આવ્યું. 'જ્યાં કુંવર ત્યાં હું.'

ભગતનું વચન અફર હતું. કુંવરની સાથે જ અગ્નિદાહ ગ્રહણ કરવાનો તેણે નિર્ણય કરી લીધો. ડુંગરજી ભગતનો એક ગાઢ મિત્ર રાપરમાં રહેતો હતો. એનું નામ રતનો ભગત. રાપર અને લોદ્રાણી વચ્ચે બાર ગાઉનું અંતર. પોતાની છેલ્લી ક્રિયા રતના ભગતના હાથે કરાવવાની ડુંગરજીની અભિલાષા હતી. રતના ભગતને તાબડતોબ બોલાવી લાવવા તેણે એક ખાસ કાસદને રાપર મોકલી દીધો.

વળતે દિવસે પહેલા પહોરે જ અગ્નિ સંસ્કારનું મુહૂર્ત હતું. આખી રાત ડુંગરા ભગતે પ્રભુ ભક્તિમાં ગાળી હતી. કુંવરના શબ પાસે બેરખો લઈને બેસી ગયા હતા.

સવારનો સમય થયો. સૂર્ય નારાયણ આકાશમાં ઊંચે ચડવા લાગ્યા. ડુંગરજીને ખાતરી હતી કે તેનો મિત્ર રતનો ભગત ગમે તેમ કરીને પણ અવશ્ય આવી પહોચશે.

ડુંગરજી ભગત કુંવર સાથે સતા થવાના છે એ વાત આસપાસનાં ગામોમાં ફેલાઈ ગઈ. લોકોનાં ટોળાં ચારે બાજુથી ડુંગરા ભગતનાં દર્શન માટે આવી પહોંચ્યાં.

રાપરથી રતનો ભગત હજુ પણ આવ્યો નહિ. સૌને હવે અકળામણ થવા લાગી. સૂરજદાદા ઊંચા ચડતા જતા હતા. ઝાંઝ પખવાજની ભજન મંડળીઓ સાથે અબીલ ગુલાલના ગોટે ગોટ ઊડતા હતા. કુંવરની નનામી સાથે ડુંગરો ભગત હાથમાં માળા લઈને ચાલ્યા આવતા હતા. રાપરથી આવનાર રતના ભગતની સૌ કાક ડોળે રાહ જોઈ રહ્યા હતા. સૌની આંખો રાપરના રસ્તા પર ચોંટી રહી હતી.

વાજતે ગાજતે આખી મંડળી સ્મશાન ભૂમિમાં આવી લાગી. ચિતા ખડકાઈ ગઈ. સમય થઈ ગયો. ડુંગરો ભગત બાલ કુંવરના શબ સાથે ચિતા પર ચડી બેઠા. રતનો ભગત દેખાય એટલી જ વાર હતી.

રતનો ભગત સમર્થ ગણાતો. એની દૈવી શક્તિની વાતો પણ ઊડતી હતી. સામા પક્ષવાળાને એમ લાગ્યું કે રતનો ભગત જો આવી જાય અને કુંવરને જીવતો કરી દે તો એમની આખી યોજના પાણીમાં ચાલી જાય.

ચિતા તૈયાર હતી માત્ર રતના ભગતની જ વાટ જોવાતી હતી. એક ચીનગારીની જ વાર હતી.

એટલામાં અચાનક કોઈકે પાછળથી આવીને ચિતામાં ચીનગારી આપી દીધી. સૌની અજાયબી વચ્ચે ચિતા ભડભડાટ સળગવા લાગી. ડુંગરજીને આ દગાની પણ સમજ તો પડી ગઈ પણ એ તો ડુંગર જેવા જ મક્કમ હતા. અડગ બનીને ચિતા પર બેઠા રહ્યા. કાળની જિહ્વા સમી અગ્નિની જ્વાળાઓ ભગતને અને કુંવરને ભરખી રહી હતી—આકાશમાં લહેરાઈ રહી હતી.

રાપરથી એક જ શ્વાસે ધસતો આવતો રતનો ભગત બરાબર એજ વખતે આવી પહોંચ્યો. પણ હવે

તો અગ્નિદેવે એનું કામ પૂરું કરી દીધું હતું. રતના ભગતની હૃદયવ્યથાનો પાર રહ્યો નહિ. સળગતી ચિતાને નમન કરી તે ત્યાંથી જ પાછો ફર્યો. લોદ્રાણીના લોકોએ એને ગામમાં પધારવા આગ્રહ કર્યો. રતના ભગતે એટલું જ કહ્યું કે 'મારે આ જમપુરીમાં આવવું નથી.' રાપર પહોંચીને રતના ભગતે સમાધિ લીધી. બંને સમાધિઓ બંને ગામમાં આજ પણ મોજૂદ છે. એક રાપરમાં બીજી લોદ્રાણીમાં. લોદ્રાણીમાં ડુંગરા ભગતની સમાધિ પર મોટું શિખર બંધ દેરું બાંધવામાં આવ્યું છે.

આ ઘટના પર સવાસો વરસ વીતી ગયાં છે. છતાં ઉભય ભક્તાત્માઓનું સ્મરણ લોકહૃદયમાં તાજું જ છે.

વારૂ ચારણના શાપે સબરાણી શાખાના વાઘેલા વંશનો વિનાશ કરી નાખ્યો. લોદ્રાણીની જનતા વારૂ ચારણના શાપને આજે પણ યાદ કરે છે.

❊

ગામડામાં એક સુખી વેપારી.
એને એકનો એક દીકરો.
બુદ્ધિને અને એને આડવેર.
મોટો થયો.
પણ કોઈ દીકરી આપે નહીં.
બાપને ચિંતા થવા લાગી.

એવામાં કોઈ દીકરીનો બાપ પોતાના દીકરાને જોવા આવે છે એવા સમાચાર મળ્યા.

બાપે દીકરાને દુકાને બોલાવ્યો. અને થોડો વખત ડાહ્યા-ડમરા થઈ, બોલ્યા ચાલ્યા વિના ચોપડાના પાનાં ફેરવતા બેસવાની સૂચના આપી.

દીકરો પણ એ મુજબ મોટો ચોપડો લઈને બેસી ગયો.

મહેમાનોને દુકાને જ બોલાવ્યા.

મહેમાનો આવીને બેઠા. બાપ હજી દીકરાની હુશિયારી, આવડત વગેરેની વાત શરુ કરવા જાય છે ત્યાં દીકરાએ મૂંઝાઈને પૂછ્યું, "બાપા! ચોપડામાં તો લખેલા પાના ય છે અને કોરા ય છે. તમે પાનાં ફેરવવાનું કહ્યું પણ લખેલા ફેરવું કે કોરા એ ન કહ્યું."

*

બેટા જાયા કવણ ગુણ, અવગુણ કવણ મૂવાં?
જો ઊભાં ઘર આપણી, ગંજી જે અવરો –
એ ત્રણ ભમતાં ભલાં, જોગી પંડિત સપૂત.
એ ત્રણ ઘર બેઠાં ભલાં, મૂરખ નાર કપૂત–

આપદમેં અકુલાત નહિં ચહત ઉદ્યમ નિતચિત.
સાવધાન રહે સર્વદા અંતર નહિં અનિત–
કાલ કરી દુઃખ સહત હૈ, પ્રસન રહત મનમાંય
તેહીં ધુરંધર પુરુષકે શત્રુ ગયે જીતાય–

# વાડીની વાડે–લીંબડાની ડાળે–ગળો

વૈદ્ય પ્રાગજી મોહનજી રાઠોડ

ભારતીય આયુર્વેદમાં જે કેટલીક કર્મસિદ્ધ ઔષધિઓ જોવામાં આવી છે. તેમાં ગળો પ્રથમ કોટીની ઔષિધી છે. આયુર્વેદશાસ્ત્રમાં આથી જ એનું નામ અમૃતા રાખવામાં આવ્યું છે. સંસ્કૃત સાહિત્યના પંડિતોએ ગળોના પેટભર વખાણ કર્યા છે. અને આજેય વૈદ્ય સમાજમાં એની પ્રતિષ્ઠા સ્વીકારવામાં આવી છે. પ્રાતઃ સ્મરણીય ઝંડુ ભટ્ટજીએ ગળોનું બહુમાન કર્યું છે અને મોરબીના રાજવૈદ્ય સ્વ. લક્ષ્મીશંકરભાઈએ તો ગળોના સંશોધન પાછળ પોતાની જાત ખર્ચી નાખી હતી.

ગળો કોઈ પણ ગામના પાદરમાંથી લીંબડો, બાવળ, આંબો, થોર કે બીજા કોઈ પણ ઝાડનો આધાર લઈને વેલની જેમ ફેલાતી ઔષધિ છે. સામાન્ય રીતે આપણો સમાજ લીંબડાની ગળો તરીકે એને જલદી ઓળખે છે, પરંતુ આમ છતાંય એક સ્પષ્ટતા કરવી જરૂરી છે કે ગળો એક સ્વતંત્ર વનસ્પતિ છે. જ્યારે એ લીંબડાનો આધાર લઈને ચડે છે ત્યારે એ વિશેષ ગુણપ્રદ જરૂર બને છે. આથી એનો વિશેષ પ્રચાર થયો છે.

ભારતીય આયુર્વેદમાં માનવ જીવનના સંવર્ધન માટે કે રોગ નિવારણ શકિત પેદા કરવા માટે ષડરસોની કલ્પના કરવામાં આવી છે. આ ષડરસોનો જેમાં સુમેળ સધાયો હોય છે તે સંપૂર્ણ ખોરાક કે ઔષધિ બને છે. પરંતુ ષડરસોનો સમન્વય ભાગ્યે જ કોઇ વનસ્પતિમાં જોવા મળે છે. હરડે પંચરસા ગણવામાં આવી છે એટલે જેમ એને બાળકોની માતા તરીકે પ્રતિષ્ઠા મળી છે તેવી જ પ્રતિષ્ઠા ગળોમાં ચાર રસોનો સમન્વય થયો હોવાથી સ્વીકારવામાં આવી છે.

ગળોનો પ્રધાનરસ કડવો રસ છે ભારતીય આયુર્વેદમાં કડવા રસને પિત્તશોધક શામક તરીકે ગુણકારી માનવામાં આવે છે. અને આથી જ લીવરજન્ય રોગમાં ગળોનો વિસ્તૃત રીતે ઉપયોગ સ્વીકારવામાં આવ્યો છે. માનવ શરીરમાં લીવર એ નીલકંઠી મહાદેવ છે રોજિંદા જીવનમાં ખાવામાં, પીવામાં, હરવા ફરવામાં જે અનેક પ્રકારનાં વિષજ દ્રવ્યો નિરંતર રીતે શરીરમાં જાય છે તેને શરીર રચનામાં આગળ જતાં અટકાવી સંગ્રહી લેવાનું કે યથાવકાશે શરીર રચનાનાં બીજા અંગ ઉપાંગોની મદદ લઈને બહાર ફેંકી દેવાનું કાર્ય કરે છે. ઝેરોને પચાવવાની અને એનો નાશ કરવાની વૈશ્નવી શકિત આપણા નીલકંઠી અવયવમાંથી નિરંતર રીતે આપણને મળે છે. આવા આ નીલકંઠીના ઘસારાને એની ઉશ્કેરાયેલી માંસ રસગ્રંથીઓને પોષણ આપી એમાં બળ પૂરવાનું કામ કડવો રસ કરે છે. અને તેમાંથી કડવા રસની ભિન્ન ભિન્ન અવસ્થાઓમાં ગળોનો રસ સર્વશ્રેષ્ઠ માનવામાં આવ્યો છે. અમૃતા જેવું જ આથી એનું બીજું નામ વિષઘ્ની સ્વીકારવામાં આવ્યું છે. આમ પિત્તજ વિકૃતિનું શોધન અને શમન કરવાની ગુણશકિત એમાં રહી હોવાથી એનો સૌથી પ્રથમ ઉપયોગ પિત્તજ વિકૃતિને કારણે પેદા થનારા રોગોમાં કરવામાં આવે છે.

આવા પિત્તજ રોગોમાં જ્વર, જીર્ણજ્વર અને વિષમ જ્વર એ સૌથી પ્રથમ ધ્યાન ખેંચનારા રોગો છે. આવા તાવમાં પેશાબ અને પસીના દ્વારા ઝેર દૂર થાય, દીપન અને પાચનની શકિત વધારે અને સાથે જ જીવન શક્તિ આપે તેવી ત્રિવિધ ગુણ શક્તિ ગળોમાંથી મળી રહે છે. ગળોનો કડવો રસ પિત્તજ વિકૃતિ દૂર કરે છે. એનો મધુર વિપાક પોષક શકિત આપે છે. અને એની ઉષ્ણવીર્ય શકિત દીપન અને પાચનની શકિત વધારે છે અને આથી જ મહર્ષિ ચરકે, પંડિત ભાવમિશ્રે અને આચાર્ય સુશ્રુતે તાવની જુદી જુદી અવસ્થામાં ગળો વાપરવાની ભલામણ કરી છે.

પિત્તજ વિકૃતિનો બીજો વ્યાધિ એ કમળો છે. એમાં પણ પિત્તનું શોધન અને શમન કરવાનું સ્વીકારવામાં આવ્યું છે. ગળોનો કડવો રસ અને મધુર વિપાક આ ગુણ શક્તિ આપે છે. અને આથી જ કમળાના રોગમાં એનો ઉપયોગ હિતકર બને છે.

રક્ત વિકાર, ચામડીના રોગો એ પણ પિત્તજ વિકૃતિનાં ફલસ્વરૂપ દરદો છે. આ રોગોમાં રક્ત પોતાનું ક્ષારત્વ ગુમાવીને એમાં અમ્લત્વ પેદા થયું હોય છે. અને આ અમ્લત્વને કારણે લોહીનાં મૂળગત પ્રાકૃતિક બંધારણમાં , પરિવર્તન આવે છે. એની પોષક સ્નેહન શક્તિ નાશ પામે છે. અને આ રક્ત દ્વારા માનવ શરીરના તમામ અંગ ઉપાંગો ઉપર માઠી અસર થાય છે. અનેક નાના મોટા રોગો–ચિહ્નો પ્રગટ થાય છે. રક્તમાં પેદા થતી આ અમ્લતા અમ્લ પ્રતિયોગી દ્રવ્યો દ્વારા દૂર કરવામાં આવે છે. ગળો એક ઉત્તમ કોટીની અમ્લ પ્રતિયોગી શકિત ધરાવે છે. અને આથી જ ભારતીય આચાર્યોએ એને 'રક્તવાત પ્રશમની કણ્ડુ વિસર્પનાશિની' તરીકેની પ્રતિષ્ઠા આપી છે.

રોગ વિજ્ઞાનમાં અમ્લપિત્તની વિકૃતિ એ આજના શહેરોનો એક ભયંકર વ્યાધિ માનવામાં આવે છે અને છતાંય ભૂખ્યા પણ રહેવાય નહિ. ખોરાક પેટમાં જતાં જ દાહ થાય, બળતરા ઉપડે, બેચેની લાગે, લોહીનું ગતિકાર્ય વધી જાય, હૃદયના ધબકારાનું પ્રમાણ વધે, મગજ ઉપર ગરમી લાગે અને બેચેન રહે સાથે જ ખાટા ઓડકાર આવે. એવાં નાનાં મોટાં ચિહ્નોનો જે શંભુમેળો આ રોગમાં જોવામાં આવે છે એ શહેરી જીવનની વિકૃત સંસ્કૃતિનું કારણ છે. આ વિકૃતિમાં માનસિક ઉશ્કેરાટ, ચિંતા, આઘાત, ભય અને ઉશ્કેરાટ મહત્ત્વનો ભાગ ભજવે છે. અને પરિણામે પાચક રસો છોડનારી રસગ્રંથિઓ ક્ષુબ્ધ થાય છે. એમાંથી છૂટતો પાચક રસ પોતાની પાચક શકિત છોડીને વિદગ્ધ થાય છે. અને પરિણામે ખાધેલો ખોરાક સમ્યક રીતે પચાવવાની એની શક્તિ ચાલી જાય છે. શહેરી જીવનમાં પેદા થતી આ સ્થિતિમાં અમ્લ પિત્ત (હાઈપર એસીડીટી)ના રોગનું નિદાન થાય છે. અને આવા દરદીને અમ્લ પ્રતિયોગી દ્રવ્યોવાળાં સંયોજનો-ખોરાક વગેરે આપવામાં આવે છે. અંગ્રેજી વિજ્ઞાનમાં અલ્કાલીન શકિત ધરાવતાં દ્રવ્યો આ બધાને કહેવામાં આવે છે.

ભારતીય આયુર્વેદની દૃષ્ટિએ આ રોગનો વિચાર કરીએ તો વિદગ્ધપિત્ત કે અમ્લપિત્તમાં કડવો રસ મધુર રસના સંયોજન સાથે ઉપયોગી બને છે. ગળો એક એવું દ્રવ્ય છે કે જે કડવી હોવા છતાંય એમાંથી પચે ત્યારે મધુરતા પેદા થાય છે. આથી આવા દરદીને ગળોનું સેવન હિતકર બને છે. મારા અનુભવના થોડા પ્રસંગો અહીં નોંધવાનું મન થાય છે. સામાન્ય રીતે ભોજન પછી પેદા થતી વિકૃતિમાં આપણે ખાટા, ખારાં–તીખાં દ્રવ્યોવાળી પાચક દવાઓ આપીએ છીએ, પરંતુ અમ્લપિત્તનાં દર્દમાં એના બદલે જો કેવળ ગળોનું ઘન આપવામાં આવે તો ખૂબ જ ફાયદો થાય છે. મારા અનેક દરદીઓને મેં આ ગળોના ઘનની શંશમની નં. ૩ ભોજન પછી ૫ થી ૭ ગોળીઓની માત્રામાં આપી છે. અને એમની ભોજન પછીની અકળામણ શાંત થઈ છે.

નાનાં બાળકોની દૃષ્ટિએ ગળોનો વિચાર આજે તો ભાગ્યે જ કરવામાં આવે છે. પ્રાતઃસ્મરણીય ઝંડુ ભટ્ટજીએ નાના બાળકોને દૂધના કારણે જે વિકૃતિ પેદા થાય છે તે દૂર કરવા ગળોનો, એમાંથી બનાવેલી શંશમનીનો ભારે મોટો ઉપયોગ સ્વીકાર્યો હતો. અને પરિણામે દૂધના કારણે પેદા થનારા રોગો કૃમિ, અજીર્ણ, અપચો, લીવરની વિકૃતિ વગેરેમાં એનાથી ખૂબ જ ફાયદો જોવા મળ્યો હતો. આજે પણ ઝંડુ ફાર્મસી આ ગળોનાં ઘનની ગોળી ઝંડુની બાળાગોળી તરીકે આપે છે. અને નાનાં બાળકોને અનેક રોગોમાંથી આરામ મળે છે.

સ્ત્રીજન્ય રોગો ખાસ કરીને સ્ત્રી સમાજમાં પેદા થનારા સ્રાવજન્ય રોગો–પ્રદર લોહીવા, બહુમૂત્રતા, મૂત્રકચ્છ અને એવાંજ બીજા નાનીમોટી ફરિયાદવાળાં જાતીય કે શારીરિક રોગોમાં ગળોનું

સેવન પિત્તશામક શક્તિ વધારે છે. ગળોમાં રહેલી ગ્રાહી શક્તિથી આંતર અવયવોની માંસપેશીઓ સંકોચાય છે. એમાંથી વહેતો સ્રાવ અટકે છે અને સાથે જ ગળોમાં રહેલું એક ચીકાશદાર તત્ત્વ સર્વાંગીણ શરીર ને બળ પૂરે છે.

ક્ષય રોગમાં તાવ એ આ રોગનું પ્રધાન ચિહ્ન છે. એ તાવ જેમ ઉગ્ર થતો નથી તેમ જલદી દૂર પણ થતો નથી. શરીરની સપ્તધાતુઓમાં ક્રમે ક્રમે ઊંડે ઊતરતો જાય છે. અને દરદીને ઘસી નાખે છે. મંદાગ્નિ એ આ રોગનું પ્રધાન લક્ષણ છે. કેટલીક વખત ખોરાક લેવાય તો પણ એ સારી રીતે પચે નહિ. એમાંથી કફ થાય અને પરિણામે પોષણની ખામી વધે. આથી પોષણની ખામીને કારણે થોડો શ્રમ લોહીનું ગતિકાર્ય વધારે એમાંથી ગરમી પેદા થાય છે અને એ સ્થિતિ તાવ જેવી જ લાગે. ક્ષયના આ તાવમાં બે સ્થિતિ વિચારવાની હોય છે. એકતો સામાન્ય રીતે તાવમાં પેશાબ અને પસીનો વધે તેવી સ્વેદલ મૂત્રલ દવાઓ આપવી જોઈએ નહીં અને છતાંય લોહીમાં વધતી ગરમી દૂર થાય, લોહીની પોષક પાચક શક્તિ વધે તેવું ઔષધ લેવું જોઈએ, ગળો આવી જ્વરઘ્ન શક્તિ પેદા કરનારી ઔષધિ છે. મહર્ષિ ઝંડુ ભટ્ટજીએ ગળોના ઘનની ગોળીઓનો વર્ધિતક્રમ પ્રયોગ સૂચવ્યો છે. આ પ્રયોગ આ પ્રમાણે છે. ક્ષયના દરદીને પ્રથમ દિવસે ૧૫ ગોળી સવાર–સાંજ. બીજા દિવસે ૧૬, ત્રીજા દિવસે ૧૭, એમ એક એક વધારતાં જઈ ૩૦ ગોળી સુધી જવું. ગોળી સવાર–સાંજ લેવી. કેટલીક વખત ભોજન પહેલાં તો કેટલીક વખત ભોજન પછી પણ આ ગોળી લઈ શકાય છે. ગળોનો વેલો જેણે જોયો હશે એને સ્મરણ હશે કે એની ડાંડીમાં એક ખૂબ જ સારી જાતનું ચીકાશદાર તત્ત્વ રહ્યું છે. આ ચીકાશદાર તત્ત્વ જીવનશક્તિ વધારવા માટે રસાયનની શક્તિ પેદા કરવા માટે ઉપયોગી બને છે અને આથી જ તે ક્ષય જેવા રોગમાં, વૃદ્ધત્વ જેવા વ્યાધિમાં લાંબું નિરોગી આયુષ્ય મેળવવા માટે વાપરવામાં આવે છે. ગળો ગોખરું અને આમળાં જેવા રસાયન ચૂર્ણમાં આ ગળોની જ રસાયનશક્તિ હિતકર બને છે.

ગળોને વિષઘ્ની કહેવામાં આવી છે એનો તો મને જાત અનુભવ–સાક્ષાત્કાર થયો છે. એ વખતે હું ભાવનગરમાં વૈદકીય ધંધાની હજુ તો શરૂઆત કરતો હતો. આ દિવસોમાં મારે એક દરદીને જોવા જવાનો પ્રસંગ આવ્યો. દરદીને ઉગ્ર તીવ્ર તાવ આવતો હતો. તાવ લગભગ પાંચેક દિવસથી અણઉતાર હતો. દરદીની આંખો લાલ લાલ જાણે કે હીંગળોક છાંટયો હોય એવી હતી. નાડીની ગતિ ખૂબ જ ઝડપી હતી અને અવસ્પાતાનો કોઈ પાર નહોતો. દરદીને તાવ પહેલાં દમનાં અવારનવાર હુમલા આવતા. આ દમના રોગમાંથી મુક્ત થવા અદ્યતન વિજ્ઞાનના આધારે એક ચિકિત્સકે એમને સોમલનું ઈન્જેકશન આપેલું. આ ઈન્જેકશન લીધા પછી જ આ તાવ પેદા થયો હતો અને કેમેય ઉતરતો નહોતો. દરદીનો પેશાબ લાલપીળો હતો. એનું પ્રમાણ લગભગ નહિવત્ હતું.

રોગીની આ વિગતો જાણ્યા પછી મેં ગળોનો પ્રયોગ કરવાનો વિચાર કર્યો. લીલી ગળો મંગાવી ૧ વેંત વેંતના કટકા કરાવ્યા. એક કટકો સારી રીતે ટોચી ૫૦ ગ્રામ પાણીમાં એકાદ કલાક પલાળી ચોળી ગાળીને પીવડાવવાનું શરૂ કર્યું. દર કલાકે મેં એ રીતે ગળોનું હીમ પીવડાવવા માંડયું. ૨૪ કલાકના પ્રયોગને અંતે દરદીનો પેશાબ અત્યંત વધી ગયો. જેમ જેમ પેશાબ વધતો ગયો તેમ તેમ આંખની રતાશ ઓછી થતી ગઈ. અને સાથે જ તાવ પણ ઓછો થવા માંડયો. બીજા ૨૪ કલાકે ગણનાપાત્ર ફેર પડયો અને ત્રીજા દિવસે તો તાવ તદ્દન ઊતરી ગયો. પેશાબ દ્વારા જ્વરને દૂર કરવાની ગળોની આ શક્તિનો આજે તો ભાગ્યે જ વિચાર કરવામાં આવે છે.

પુનાના મહર્ષિ અન્નાસાહેબ પટવર્ધને એમના જીવનના નવનિત જેવું એક નાનું સુંદર પુસ્તક લખ્યું છે.

આ પુસ્તકનું નામ અન્નાસાહેબની ઉકાળા પદ્ધતિમાં એમણે જે ૩૦ થી ૩૫ દ્રવ્યોનું સંકલન કર્યું છે તેમાં ગળોને પ્રથમ સ્થાન આપ્યું છે. એમનો એક પણ ઉકાળો આ ગળો વિનાનો નથી, કારણ કે ગળોમાં એક એવું ચિર ગુણકારી તત્ત્વ રહેલું છે કે જે રોગ અને નિરોગ બંને સ્થિતિમાં ઉપયોગી બને છે. અન્નાસાહેબ લખે છે કે ગળો શક્તિ-દાયક અને મૂત્રલ છે. લીવર, બરોળ કમળો ને તાવને દૂર કરે છે. અને સાથે જ સાચી ભૂખ લગાડે છે. અંગ્રેજી વિજ્ઞાનના પંડિત ડૉ. આર. એન. ખોરી લખે છે કે It is stoaratic bitter tonic alterative. ગળો ઉપર એક સંશોધનપૂર્ણ નિબંધ ડૉ. સર્જન કીર્તિકરે ઓસ્ટ્રેલેશિયા ઈન્ટરનેશનલ મેડિકલ કોલેજના દ્વિતીય અધિવેશન વખતે રજૂ કર્યો હતો. આ નિબંધમાં એમણે કહ્યું હતું કે ગળોની ડાંડીમાંથી એક આરારૂટ જેવું સ્ટાર્ચ તત્ત્વ કાઢવામાં આવે છે. જેને ગળોસત્ત્વ કહેવામાં આવે છે.

આ ગળો સત્ત્વ જૂના અતિસાર, લાંબા વખતની હઠીલી સંગ્રહણી વગેરે આંતરડાંના દરદોમાં કે જેમાં આંતરડાની કફજકલાનો ઉશ્કેરાટ વિશેષ રીતે મહત્ત્વનો ભાગ ભજવે છે તેમાં હિતકારી બને છે. એનાં સેવનથી આંતરડાંની દિવાલોની આળપ રૂઝાય છે. એની પાચક શક્તિ વધે છે. ગળોસત્ત્વ પિત્તાજીર્ણ, પિત્તાતિસાર વગેરે રોગોમાં ઘણું જ ઉપયોગી બને છે. આપણે ત્યાં પરમિયાની શરૂઆતમાં અમ્લ પ્રતિયોગી દવાઓથી મૂત્રનું આમ્લત્ત્વ ઓછું કરવાનો પ્રયત્ન કરીએ છીએ તેમ ગળોનો સ્વરસ એકલું જ અમ્લપ્રતિયોગી શક્તિ પેદા કરવાનું કાર્ય કરે છે.

ધનવન્તરી નિઘંટુએ ગળોને ત્રિદોષની ઔષધિ કહી છે. એ કહે છે :

> ધૃતેન વાતં સગુડા વિબન્ધમ્
> પિત્તં સિતાઢયા મધુના કફ્ઞ્ચ

ગળો ઘી સાથે લેવામાં આવે તો વાયુને, ગોળ સાથે લેવામાં આવે તો કબજિયાતને, સાકર સાથે એનો ઉપયોગ કરવામાં આવે તો પિત્તજ વિકૃતિમાં અને મધ સાથે કફ રોગોમાં હિતકારી બને છે.

ગળો નીચેના જુદા જુદા પ્રકારભેદથી વાપરી શકાય છે :

૧. તાજી લીલી ગળોનો સ્વરસ કાઢીને.

૨. સૂકી કે લીલી ગળો ઉકાળીને કવાથની રીતે.

૩. ગળોને ઉકાળી, ચોળી, ગાળી એ ગાળેલા પાણીને ફરીથી બાળી એમાંથી નીકળતું શીરા જેવું ઘન એની ગોળીઓ બનાવીને.

૪. લીલી ગળોને ખાંડી પાણીમાં પલાળી બે ત્રણ દિવસ રાખી પછી સારી રીતે ચોળી ગાળી લેવું. ગાળેલું પાણી જ્યારે આછરી જાય ત્યારે વાસણના તળીએ એક સફેદ મેંદા જેવો પદાર્થ બેસી જાય છે. આછરેલા પાણીને જુદું લઇ બેસી ગયેલા ભાગને સૂકવી લેવો. આ રીતે તૈયાર થયેલ પદાર્થ ગળોસત્ત્વ કહેવામાં આવે છે.

## હું જ જાણું છું

ફારસીના જાણીતા મહાકવિ અને તત્ત્વવેત્તા શેખ સાદીને તેમના કેટલાક અદાવતિયાઓએ ઉતારી પાડવા માટે ત્રાગડો રચ્યો, અને એ માટે એક માણસને ઉશ્કેર્યો.

એક વખત શેખ સાદી બજારમાં જતા હતા. પેલા માણસે તેમને ખૂબ ગાળો ભાંડી અને તેમનાં અનેક દુર્ગુણો, બરાડા પાડીને એકઠા થઈ ગયેલા લોકટોળાં પાસે સંભળાવ્યા. શેખ સાદી તો નતમસ્તકે હસતા હસતા આ બધું સાંભળી રહ્યા હતા. અંતે જ્યારે પેલો બોલતો બંધ થયો, ત્યારે તેમણે નમ્રતાથી અને પ્રેમથી એ ભાઇનો હાથ પકડીને ખૂબ લાગણી ભર્યા સવાલે કહ્યું,

"ભાઈ સાહેબ, આપે હમણાં જે મારું વર્ણન કર્યું, એનાથી પણ હું વધારે ખરાબ માણસ છું. કારણ કે મારી અંદરના જે દુર્ગુણો છે તેને આપ જાણતા નથી. પરંતુ હું જ જાણું છું."

આટલું કહીને તેઓ ચાલતા થયા.

— સંજય

# હોય તો શું? ન હોય તો શું??

(વનસ્પતિ પોષક તત્ત્વોની ગાથા–૧)

અનિલ હ. ભટ્ટ

કુદરતની કૃપા અપાર છે. એની અસીમ દયાનો પાર પામવાનું મુશ્કેલ છે. જીવવા માટેની કુદરતે બક્ષેલી સુવિધાઓનો જેમ જેમ વિચાર કરતાં જઈએ છીએ તેમ તેમ હૃદય આભારના ભારથી ઢળી જાય છે. એનો ઋણ સ્વીકાર કરવો જ રહ્યો.

દરેક પ્રાણીને પ્રાણવાયુ (ઓક્સિજન) પ્રાણ સમાન હોય છે. પ્રાણવાયુના અભાવમાં જીવન ટકી શકતું નથી. આ પ્રાણવાયુની પ્રાણીમાત્રને ક્ષણે ક્ષણે જરૂર પડે છે. પ્રાણવાયુ લઈને આપણે અંગારવાયુ (કાર્બન ડાયોક્સાઈડ) શ્વાસોચ્છ્વાસ દ્વારા બહાર કાઢીએ છીએ, છતાં આપણી આજુબાજુના વાતાવરણમાં એનું પ્રમાણ ઘટતું નથી. જે અંગારવાયુ આપણે બહાર કાઢીએ છીએ એનો ઉપયોગ વનસ્પતિ કરે છે અને આપણને જરૂરી એવો પ્રાણવાયુ બહાર કાઢે છે. આમ કુદરત આ બાબતમાં એનું સમતોલપણું જાળવી રાખે છે.

આવી જ અવનવી સંતુલન વ્યવસ્થા કુદરતે પ્રાણી અને વનસ્પતિને જરૂરી પોષક તત્ત્વોમાં પણ કરી છે જે વિસ્તૃત રીતે સમજવા પ્રયત્ન કરીએ. જે પોષક તત્ત્વો વનસ્પતિને જરૂરી છે તેમાંના મોટા ભાગના પોષક તત્ત્વો પ્રાણી અને મનુષ્યને પણ જરૂરી છે તેનો ખ્યાલ નીચે આપેલી માહિતી પરથી આવશેઃ

## (૧) પાકને જરૂરી પોષક તત્ત્વો :

કાર્બન, હાઈડ્રોજન, ઓક્સિજન, નાઈટ્રોજન, ફોસ્ફરસ, પોટાશ, કેલ્શ્યમ (ચૂનો), મેગ્નેશ્યમ, સલ્ફર (ગંધક), આયર્ન (લોહ), મેંગેનીઝ, બોરોન *, મોલિબ્ડેનમ *, કોપર (તાંબુ), ઝીંક (જસત) અને ક્લોરિન. કુલ ૧૬ તત્ત્વો.

## (૨) મનુષ્યને જરૂરી પોષક તત્ત્વો :

કાર્બન, હાઈડ્રોજન, ઓક્સિજન, નાઈટ્રોજન, ફોસ્ફરસ, પોટાશ, કેલ્શ્યમ, મેગ્નેશ્યમ, સલ્ફર, આયર્ન, મેંગેનીઝ, સોડીઅમ *, ક્લોરિન, કોપર, ઝીંક, આયોડિન *, કોબાલ્ટ * અને ક્લોરીન *. કુલ ૧૮ તત્ત્વો.

## (૩) ખેતીને લગતાં પ્રાણીઓને જરૂરી પોષક તત્ત્વો :

કાર્બન, હાઈડ્રોજન, ઓક્સિજન, નાઈટ્રોજન, ફોસ્ફરસ, પોટાશ, સલ્ફર, કેલ્શ્યમ, આયર્ન, મેગ્નેશ્યમ, મેંગેનીઝ, કોપર, ઝીંક, સોડીઅમ *, આયોડીન *, ક્લોરિન અને કોબાલ્ટ. કુલ ૧૭ તત્ત્વો.

ઉપરની માહિતીનો ઝીણવટથી અભ્યાસ કરતાં ખ્યાલ આવશે કે આવી ફુદડી * ની નિશાની કરેલા તત્ત્વો સિવાયના ૧૪ તત્ત્વો પાક, મનુષ્ય અને પ્રાણી એમ ત્રણેય માટે આવશ્યક છે. આ હિસાબે મનુષ્ય અને તેણે ખેતી માટે પાળેલાં પ્રાણીઓને મોટા ભાગનાં પોષક તત્ત્વો વનસ્પતિ પૂરાં પાડે છે. આમ મનુષ્ય અને પ્રાણીનાં સમતોલ પોષણનો આધાર પાક પર છે અને એ પાક ઉગાડવા માટે કુદરતે આપણને વિપુલ પ્રમાણમાં ધરતીરૂપી સંપત્તિ આપેલી છે.

પણ જો આપણે પાકને જરૂરી પોષક તત્ત્વો પૂરતા પ્રમાણમાં ન આપીએ તો તે તત્ત્વ અથવા તત્ત્વોની પાકમાં ઊણપ રહી જાય અને સરવાળે આપણને ગેરફાયદો થાય. આથી આપણી અને જાનવરોની તંદુરસ્તી જાળવી રાખવા માટે જમીનમાં વનસ્પતિને જરૂરી પોષકતત્ત્વો પૂરતા પ્રમાણમાં આપણે આપવાં જોઈએ. આ પોષક તત્ત્વો આપણે ખાતરો દ્વારા આપીએ છીએ અને પૂરતા પ્રમાણમાં તે આપવાથી ઉતાર પણ વિપુલ પ્રમાણમાં લઈ શકીએ છીએ.

બીજી પણ એક વાત સમજવા જેવી છે. જે ૧૬ પોષક તત્ત્વોની વનસ્પતિને જરૂર છે તે જો ફક્ત આપણે જ પૂરા પાડવાનાં હોત તો એ વાત જ અશક્ય બની જાત કારણ કે કાર્બન, હાઈડ્રોજન અને ઓકિસજન એ ત્રણ વનસ્પતિપોષક તત્ત્વો વનસ્પતિમાં ૯૪ ટકા રહેલા છે. એટલે કે વનસ્પતિનો ૯૪ ટકા ભાગ કાર્બન, હાઈડ્રોજન અને ઓકિસ-જનથી ભરેલો છે. વળી આ ત્રણ મુખ્ય પોષક તત્ત્વો વનસ્પતિને હવા અને પાણી દ્વારા મળી રહે છે. હવા અને પાણી તો કુદરતે આપણને પુષ્કળ પ્રમાણમાં આપેલા છે. આમ વનસ્પતિને જરૂરી પોષક તત્ત્વો વધારે ને વધારે પ્રમાણમાં જોઈએ છે તે કુદરતે આપણને મફત આપેલાં છે. જ્યારે મનુષ્યે બાકીનાં ૧૩ પોષક તત્ત્વો રાસાયણિક ખાતરોના રૂપમાં આપવાની મહેનત કરવાની રહે છે, કે જેની જરૂરત ફક્ત ૬ ટકા જેટલી જ છે. હવે એ વિચારો કે ૬ ટકા વનસ્પતિપોષક તત્ત્વો પણ આપણે પાકને પૂરતા પ્રમાણમાં પૂરાં પાડી શકતા નથી તો પછી પેલા ત્રણ કાર્બન, હાઈડ્રોજન અને ઓકિસજનની પણ વ્યવસ્થા જો આપણે કરવાની હોત તો શું પરિણામ આવત તેની કલ્પના કરવી મુશ્કેલ છે. અને માટે જ આ લેખના આરંભમાં કહ્યું છે કે કુદરતની કૃપા અપાર છે.

હવે બાકીનાં વનસ્પતિને જરૂરી ૧૩ પોષક તત્ત્વોની વાત કરીએ તો જણાશે કે એમાં પણ અમુક ખૂબ જરૂરી અને અમુક અલ્પ પ્રમાણમાં જરૂરી છે. નાઈટ્રોજન, ફોસ્ફરસ અને પોટાશની જરૂરિયાત વનસ્પતિને વધારે રહે છે અને તેથી તેને મુખ્ય તત્ત્વો ગણવામાં આવે છે. ચૂનો અને ગંધક અગત્યના ક્રમે બીજા નંબરે આવે છે જ્યારે બાકી રહેલા તત્ત્વો ખૂબ અલ્પ પ્રમાણમાં જરૂરી છે. જરૂરિયાત ગમે તેટલી હોય પણ બધા જ પોષકતત્ત્વો વનસ્પતિને મળવા તો જોઈએ જ.

જેવી રીતે આપણે તંદુરસ્ત રહેવું હોય તો એ જાણવું જોઈએ કે જો મનુષ્ય તંદુરસ્ત હોય તો શરીરના અવયવો જેવાં કે આંખ, દાંત, ચામડી વિગેરે કેવાં હોવાં જોઈએ અને નાદુરસ્ત મનુષ્યના અવયવો કેવાં થાય? વળી શરીરમાં કયા તત્ત્વોની ઉણપને લીધે આવું બને અને કયા પ્રકારની દવાઓ લેવાથી તત્ત્વોની ઉણપ દૂર થાય એ પણ જાણવું જોઈએ.

તેવી જ રીતે પાક તંદુરસ્ત હોય તો વધુ ઉત્પાદન આપે વળી પાક જમીનમાંથી ખોરાક મેળવે છે તેથી જમીનમાં કયા તત્ત્વોની ખામી હશે તે આપણે પાકનો અભ્યાસ કરીને જાણી શકીએ. વનસ્પતિને જરૂરી બધાં પોષક તત્ત્વો છોડની ચયાપચયની ક્રિયામાં અગત્યનો ભાગ ભજવે છે.

હવે આપણે વનસ્પતિપોષક તત્ત્વોની હાજરી અને ઉણપને લીધે વનસ્પતિ ઉપર થતી અસરનો અભ્યાસ કરીએ.

## (૧) નાઇટ્રોજન હોય તો શું?

- વનસ્પતિનો રંગ ઘાટો લીલો હોય છે.
- પાન અને ડાળીઓ સંપૂર્ણ વિકાસ પામેલાં હોય છે.
- પાંદડાંવાળા શાકભાજી સારી જાતનાં ઉત્પન્ન થાય છે.
- પાકની ઝડપથી વૃદ્ધિ થાય છે.
- અન્ન અને ઘાસચારાના પાકોમાં વધારે પ્રોટીનના પ્રમાણનો આધાર નાઈટ્રોજન ઉપર છે.

## (૧.૧) નાઇટ્રોજન ન હોય તો શું?

- પાનનો રંગ પીળો અથવા ઝાંખો લીલો થાય છે.
- નીચેના પાન સુકાવા લાગે છે જેને આપણે સામાન્ય રીતે પાન બળી જાય છે એમ કહીએ છીએ.
- પાકની ઊંચાઈ વધતી નથી.
- પાક ફિક્કો અને રોગિષ્ટ લાગે છે.

## (૨) ફોસ્ફરસ હોય તો શું?

- મૂળનો વિકાસ ઝડપથી થાય છે અને આ રીતે

પાકનું ધરૂ સારી ગુણવત્તાવાળું થાય છે.

- છોડનો ઝડપથી વિકાસ થાય છે અને પાક શક્તિશાળી બને છે. તદ્ઉપરાંત પાક રોગ સામે પ્રતિકાર કરી શકે છે.
- ખાસ કરીને, ધાન્ય પાકોમાં પરિપકવતા વહેલી આવે છે. પાક વહેલો પાકે છે.
- ફૂલ સારા પ્રમાણમાં બેસે છે અને બી ઉત્પાદનમાં મદદ કરે છે.
- દાણાની પરાળનું પ્રમાણ વધે છે એટલે કે દાણાનું પ્રમાણ વધુ મળે છે.
- ધાન્ય પાકોની અને પાકોની ગુણવત્તામાં સુધારો થાય છે.
- ફોસ્ફરસ જ્યારે કઠોળ પાકોને આપવામાં આવે છે ત્યારે તે મૂળમાં આવેલી રાયઝોબીઆ ગાંઠોનું પ્રમાણ વધારે છે. ને આ રીતે વાતાવરણમાં રહેલો નાઈટ્રોજન પાકને વધારે પ્રમાણમાં લેવામાં આડકતરી રીતે મદદરૂપ બને છે.

## (૨.૧) ફોસ્ફરસ ન હોય તો શું?

- પાકનો લીલો રંગ, રાતો અને ઝાંખો રાતો થવા લાગે છે.
- પાકના વિકાસ અને વૃદ્ધિની માત્રા ધીમી થઈ જાય છે.
- પાક પરિપકવતામાં આવતા વધુ સમય લે છે ને આથી મોડો પાકે છે.
- દાણાં અને ફળ પૂરતા પ્રમાણમાં બેસતા નથી.
- છોડના નીચેના પાન સુકાવા લાગે છે અને તે ઝાંખા લાલ થવા લાગે છે.

※

એક ઉદ્‌ઘાટન સમારંભમાં મહેનત કરીને નોતરું મેળવી, સભાને શોભાવતા પ્રમુખ–

"સભાજનો! મારા મંત્રીએ મને બે ભાષણો લખી આપ્યા છે. એક ટૂંકું અને એક લાંબું. તમારી ઈચ્છા હોય એ ભાષણ વાંચું."

આ નવતર પ્રશ્ન સાંભળી સભાજનો એક બીજાની સામે જોવા લાગ્યા.

પ્રમુખ–"સારું ત્યારે. તમારી ઈચ્છા હું બન્ને ભાષણો વાંચું એવી લાગે છે."

"આપણું આવી બન્યું." સભામાં ગણગણાટ શરૂ થયો.

પ્રમુખ–"જુઓ! પહેલાં હું ટૂંકું ભાષણ શરૂ કરું છું. આપે મને અહીં બોલાવી પ્રમુખસ્થાન આપ્યું એ બદલ આભાર."

થોડીવાર મૌન.

પ્રમુખ–હવે હું મારું બીજું લાંબું ભાષણ શરૂ કરું છું. આપે મને અહીં બોલાવી પ્રમુખસ્થાન આપી મારું બહુમાન કર્યું એ બદલ હું ખરા અંતઃકરણથી તમારો સૌનો ખૂબ ખૂબ આભાર માનું છું." બીજું ભાષણ પૂરું થયું. સભાજનોએ તાળીઓના ગડગડાટથી એમને વધાવી લીધા.

**(એક ડોકટર પાસેથી સાંભળેલું)**

# મેથીની ચા પીઓ

બાલકૃષ્ણ વૈદ્ય

અમેરીકાના જાણીતા આહારશાસ્ત્રી ડૉ. લેલેર્ડ કોર્ડલે 'શરીર સ્વાસ્થ્ય માટે લસણ મેથીની ચમત્કારિક અસર' નામની એક પુસ્તિકા લખીને પ્રસિદ્ધ કરી છે. દુનિયાભરમાં એનો પ્રચાર થયો છે. ગુજરાતમાં પણ શ્રી જ. એ. કાનુગાએ એનો ગુજરાતી અનુવાદ કર્યો છે અને 'ભૂમિપુત્ર'ના યજ્ઞ પ્રકાશને વડોદરાથી એને પ્રસિદ્ધ કર્યો છે. આ પુસ્તકમાં મેથીના વૈદકીય ગુણોનાં પણ ખૂબ વખાણ કર્યા છે અને સૌ કોઈ એનો ઉપયોગ કરી શકે એવા મેથીની ચાની એમાં ભલામણ કરવામાં આવી છે. ઘણા મિત્રો આ ચા પીતા થયા છે અને એથી એમને લાભ પણ થયો છે.

## આયુર્વેદનો અભિપ્રાય

મેથી આપણા દેશની પુરાણી વસ્તુ છે. પરદેશથી એનો જેવો પ્રચાર થયો તેવો સ્વીકારી લેતાં પહેલાં આપણા પ્રાચીન આયુર્વેદ શાસ્ત્રનો અભિપ્રાય અને આપણી લોકપરંપરા એ અંગે શું છે તે પણ સમજી લેવાં જોઈએ. આયુર્વેદમાં દ્રવ્યોના ગુણદોષનું વર્ણન કરતાં શાસ્ત્રોને નિઘંટુ કહે છે. એમાં મેથીને કડવી, તીખી, ઉષ્ણ, લઘુ (પાચનમાં હલકી અને શરીરને પણ હળવું કરનારી), રૂક્ષ – લુખ્ખી અને શરીરની ચરબી અને લોહીની ચિકાશ ઘટાડનારી કહી છે. આ ગુણોને લીધે મેથી કફ, અરુચિ, વાયુ અને મળનો અવરોધ, ખાંસી, કૃમિ અને ઉતરી મટાડે છે. ખાસ કરીને 'આમ' મટાડે છે.

'આમ' આયુર્વેદનો પારિભાષિક શબ્દ છે. ખાધેલા ખોરાકનું સમયસર પાચન ન થાય તો એ બગડી જાય છે તેને આમ કહે છે. ખોરાક પેટમાં તો પચ્યો અને એનો આહાર રસ પણ બન્યો. પણ જો એ રસ કાચો રહ્યો હશે તો એનું રક્ત અને ઉત્તરોત્તર માંસ, મેદ, વગેરે ધાતુમાં પરિણમન નહિ થાય, એ કાચા રહેલા રસને પણ આમ કહે છે. અને ઉત્તરોત્તર પરિણમન જો વચ્ચેના કોઈ ધાતુ આગળ અટકી જાય તો એ ધાતુનો પણ આમ બનશે. એ આગળ નવા ધાતુની સમ્યગ ઉત્પત્તિ થવા નહિ દે. આહારનું અને આહાર રસનું આવું સમગ્ર પરિણામ કરનાર જઠરાગ્નિ છે. ઉપરાંત દરેક ધાતુનો પોતાનો અગ્નિ છે અને આહારમાં આવેલા પ્રત્યેક મહાભૂતનો ભૂતાગ્નિ પણ છે. આયુર્વેદે આ ત્રણેય પ્રકારના અગ્નિઓની વિસ્તૃત સમજણ આપી છે.

શરીરમાં આમ ઉત્પન્ન થતો રોકવા માટે આ અગ્નિઓ સતત પાચનકાર્ય કરતા રહે છે. પરંતુ જો અગ્નિ મંદ પડે તેનો આમ ઉત્પન્ન થાય છે. એ પ્રત્યે સાવધ ન રહીએ અને આમ બને તો તરત એનો ઉપાય ન કરીએ ત્યારે શરીરમાં આમનો સંચય થાય છે. આયુર્વેદમાં રોગના આરંભનો પ્રથમ તબક્કો એ કહ્યો છે. ચિકિત્સાનો પ્રથમ ક્રિયાકાળ પણ એ જ કહ્યો છે.

આમમાં ચિકાશ હોય છે. ગુરુતા – ભારેપણું હોય છે અને શીતતા હોય છે એથી જ્યારે આમનો સંચય થાય ત્યારે શરીરમાં અને પેટમાં ભાર લાગે છે. મોઢામાં, ગળામાં, કફમાં અને મળમાં ચિકાશ વધી જાય છે. શીતતાને લીધે ગતિમાં મંદતા આવી જાય છે એથી વાયુ અને મળની ગતિ અવરોધાય છે. પેટમાં મળ અને વાયુ ભરાય છે. આ લક્ષણો દ્વારા શરીર આપણને તરત સાવધ કરે છે કે સંચય થયો છે.

પેટ, આંતરડાં, ફેફસાં, મોઢું, ગળું એ બધાં પોલાં અવયવોની અંદર એક અત્યંત પાતળી શ્લેષ્મ ત્વચાનું આવરણ હોય છે. આ ત્વચા સતત ભીની અને લીસી, સુંવાળી રહે છે. એથી એમાં આવતા પદાર્થો સુખરૂપ નિરંતર પસાર થતા રહે છે. પરંતુ જ્યારે એમાં આમનો સંચય થાય છે ત્યારે એની શ્લેષ્મ

ત્વચામાં પાણી અને પોષણની અવર જવર માટે જે સૂક્ષ્મ છિદ્રો હોય છે તે આમથી પૂરાઈ જાય છે. અને શ્લેષ્મ ત્વચામાં સોજો, દુઃખાવો, આફરો વગેરે થઈ આવે છે.

આમ ત્યાં વધારે વખત સંચિત થઈને પડયો રહે તો જેમ કોઈ પણ સેંદ્રિય વસ્તુમાં બને છે તેમ આમ સંચયમાં પણ આથો આવીને ઊભરાય છે અને પ્રકોપ કહે છે. પ્રકોપ ઊભરાઈને શરીરમાં ફેલાય છે અને જ્યાં પહોંચે ત્યાં રોગ ઊભો કરે છે, જે ધાતુ, ઉપધાતુ કે મળમાં આમ ભળે ત્યાં પણ આમના વિકારો – ચિકાશ, ભાર, મંદતા વગેરે કરે છે. અને રોગ ઊભા કરે છે.

એક ભાઈ એક વખત એવી ફરિયાદ લઈને આવ્યા કે ઘડીએ ઘડીએ પેશાબ કરવા જવું પડે છે. પેશાબ ઉતરી જાય છે છતાં ખણુશ ચાલુ રહે છે. એવી બેચેની કરે છે કે હાથ ત્યાંથી આઘો ખસતો નથી. બબ્બે ત્રણ ત્રણ મિનિટે પેશાબ માટે દોડવું પડે છે. પેશાબ શુદ્ધિ અને શમનના ઉપચાર કર્યા પણ કાંઈ લાભ થયો નહિ. પેશાબની ખણશ ચાલુ જ રહી. આ લક્ષણુ જોતાં શંકા ગઈ કે મૂત્રમાર્ગમાં આમની ચિકાશ ચોંટેલી હશે. આમનું પાચન કરનારાં સૂંઠ, ચિત્રક, કડ વગેરે ઔષધોનો બનેલો 'અગ્નિમુખ યોગ' આપ્યો, સાથે પુનર્વવા – સાટોડીના મૂળનું ચૂર્ણ મૂત્રલ તરીકે આપ્યું. દસ પંદર મિનિટમાં જ બધી ફરિયાદ શમી ગઈ.

આ આમ જ્યારે પ્રકુપિત થઈને આંતરડાંમાં ઘર કરે છે ત્યારે મરડો કરે છે. વારંવાર ઝાડાની હાજત થાય છે. જઈ આવ્યા પછી પણ હાજત ઊભી જ હોય છે. અને આંતરડાંની અંદરની શ્લેષ્મ-ત્વચા પણ ઝાડાની સાથે કફનાં ઝળપટાંની જેમ બહાર આવતી હોય છે. અંગ્રેજીમાં એને મ્યુકસ કહે છે. કોર્ડેલે આ મ્યુકસનું વર્ણન કર્યું છે. આમનું આ બહુ સ્થૂળ લક્ષણ છે. પ્રકુપિત આમ તો આહાર-રસ, રક્ત અને અન્ય ધાતુઓ, ઉપધાતુઓ અને મળો બધામાં પહોંચે છે અને વિકારો કરે છે એથી વિકારોનાં નામ પણ જુદાં જુદાં પડે છે. એથી જ આયુર્વેદે આમથી થયેલા આંખના રોગમાં પણ લંઘન સૂચવ્યું છે. અને તેથી લાભ પણ થાય છે. શસ્ત્રક્રિયા વખતે પણ આમનો વિચાર કરવો પડે છે.

આયુર્વેદિક હૉસ્પીટલ જામનગરમાં એક દરદીને વધરાવળનું ઑપરેશન કરેલું. સર્જનને બહારગામ જવું પડ્યું. પાછળથી ઑપરેશનમાં પાક થતો જણાયો. તપાસ કરતાં ખબર પડી કે સૂતાં સૂતાં શીરો, લાપસી જેવો ભારે ખોરાક ખાવાથી પાચન થયું નથી. એથી દરદીના શરીરમાં આમનો સંચય થયો છે. ભારે ખોરાક બંધ કરીને હળવો ખોરાક આપ્યો, થોડું લંઘન પણ કરાવ્યું અને આમનું પાચન કરે એવાં ઔષધો મોટા પ્રમાણમાં વારંવાર આપ્યા એથી પાક બંધ થઇ ગયો અને જખમમાં રૂઝ આવી ગઈ.

આમથી શરુ થયેલો તાવ આમનું પાચન થતાં એની મેળે ઉતરી જાય છે. એટલે તો તાવના આરંભમાં આયુર્વેદ લંઘન ઉપર જ ભાર મૂકે છે. એ જાણીતું છે.

આમનું પાચન કરનારાં જે જે ઔષધો છે તેમાંનું એક ઔષધ મેથી છે. એને લીધે મેથી આમવાળા ઝાડા અને મરડો મટાડે છે. મોઢું, ગળું, પેટ વગેરે-માંથી આમ દૂર થતાં અરુચિ દૂર થાય છે, ભૂખ ઉઘડે છે, મળ અને વાયુનો અવરોધ દૂર થાય છે. અને તાવ પણ ઉતરે છે. ફેફસામાં આમયુકત કાચો-કફ સંચિત થયો હોય તો તે પાકીને છુટ્ટો પડી જાય છે. એથી કફ અને ઉધરસ મટી જાય છે. આમથી થતી ઊલટી મટી જાય છે.

આંતરડામાં મળ માર્ગ સુધી પહોંચેલાં આમમાં ઝાડાની હાજત સતત રહ્યા કરે છે. અને પ્રવાહણનું જોર રહે છે એથી લોહી મળમાર્ગના છેડાની નસો પ્રત્યે ધકેલાઈને નસોને ફુલાવી દે છે. એને જ હરસ કહે છે. આમનું પાચન થતાં ત્યાં જમા થયેલું લોહી ફરી વિખેરાઈ જાય છે. અને હરસ મટી જાય છે કૃમિ જ્યાં આમ હોય ત્યાં જ ઉછરે છે. મેથીથી આમ દૂર થાય છે અને કૃમિ પણ મટી જાય છે.

આ આમ લોહીમાં ભળીને જ્યારે મેદ, લસિકા વગેરે ધાતુઓને દૂષિત કરીને મૂત્ર માર્ગમાં જાય છે ત્યારે મધુમેહ થાય છે. મેથી આમનું પાચન કરીને મધુમેહ પણ મટાડે છે.

આમનો સૌથી મોટો વિકાર સ્રોતો અને નાડીઓનો ઉપલેપ–માર્ગ સાંકડા થવા તે છે. લોહીમાં ભળેલો આમ લોહીમાં ચિકાશ કરે અને એને લીધે જો લોહી વહેનારી નાડીમાં અવરોધ થાય તો જ્યાં અવરોધ થાય ત્યાંથી જતું બંધ થઈ જાય છે. એને પરિણામ જો હૃદયમાં લોહી બહુ ઓછું પહોંચે અથવા ન પહોંચે તો હૃદયનું શૂળ અથવા મૃત્યુ પણ થાય છે. મગજમાં લોહી લઈ જતી નાડીમાં ચિકાશ વધી હોય તો એનો માર્ગ રોકાઈને મૂર્છા અથવા પક્ષઘાત થાય છે. આમથી થતી આવી વાયુ અને રક્તની દુષ્ટિને વાતરક્ત કહે છે. મેથી વાતરક્ત મટાડે છે. એથી હૃદયરોગ અને પક્ષઘાતમાં પણ મેથી ઉપકારી છે. લોહીના ઊંચા દબાણમાં પણ આ જ કારણે મેથી લાભ કરે છે.

આજકાલ યુવાવસ્થાથી જ શરૂ થઈ જતો રોગ આમવાત–આર્થ્રાઈટીસ છે. આમનો સંચય સાંધાઓ અને સ્નાયુઓમાં થવાથી સાંધા કઠણ થઈ જાય છે. સ્નાયુઓ પણ અકડાઈ જાય છે. એને લીધે ગોઠણ, કેડ, વાંસો વગેરેમાં દુઃખાવો અને સોજો થાય છે. આમનું પાચન કરીને મેથી આ ફરિયાદોને પણ મટાડે છે.

આમની અસર સ્ત્રીઓના ગર્ભાશય અને બીજ-કોષો ઉપર થાય ત્યારે આર્તવની ઉત્પત્તિ અકાળે અટકી જાય છે અથવા મંદ પડી જાય છે. ઉષ્ણ, રુક્ષ અને લઘુ ગુણવાળી મેથી આમનું પાચન કરીને આર્તવને શુદ્ધ કરે છે અને છૂટથી લાવે છે. પ્રસૂતા સ્ત્રીના સ્તનોમાં આમ જાય તો ધાવણની ઉત્પત્તિ અટકે છે. મેથી જેમ આર્તવપ્રદ છે તેમ ધાવણ પણ ઉત્પન્ન કરનાર માની છે.

## પરંપરાથી ઉપયોગ

જેમ આયુર્વેદના શાસ્ત્રોએ મેથીનો ઉપયોગ છૂટથી કર્યો છે એમ લોકોમાં પરંપરાથી પણ મેથીનો ઉપયોગ ખૂબ થતો આવ્યો છે. આપણા રસોડામાં પણ મેથીનું સ્થાન મહત્ત્વનું છે. ઘણા ખરા દાળ, શાક, કઢી વગેરેના વઘારમાં અને અથાણાનાં સંભારમાં મેથી અવશ્ય હોય છે. મગ સાથે મેથી રંધાય છે. ખીચડીમાં પણ મેથી નખાય છે. મરડામાં મેથીના આખા દાણા ગળવામાં આવે છે. મેથી પાણી સાથે ભળતાં એનો લુવાબ થાય છે, એથી આંતરડામાં એ લુવાબ આંતરડાની શ્લેષ્મ ત્વચાને ઈજા પહોંચાડયા વિના મળને સરકાવી દે છે. અને ખણુશ તથા આંકડી શમાવી દે છે. મેથીનો પાચક ગુણ આમનું પાચન કરે છે. એથી મળ બંધાઈ જાય છે.

મેથી દાણાને શેકી લેવાથી એની કડવાશ ઓછી થાય છે. મુખવાસ તરીકે એનો ઉપયોગ થાય છે. એથી મોઢાની ચિકાશ અને લાળ પડતી હોય તે મટે છે. ગોળ અને ઘીમાં મેથીના લોટની સુખડી બાળકો હોંસથી ખાઈ જાય છે. એથી કૃમિ, મરડો અને મોટું પેટ થયું હોય તે મટે છે. શિયાળામાં તો જેમ રસાયન દ્રવ્યોનું સેવન કરવાની આપણે ત્યાં પ્રથા છે એમ મેથીના લાડુ કે પાક ખાવાની પ્રથા છે. મેથીના લોટને ગોળ સાથે ચોળીને પંદર દિવસ લાડુ વાળીને રાખી મૂકવાથી કડવાશ ઘટી જાય છે અને ગુણ વધી જાય છે. એ લાડુને જેનો પાક કે લાડુ કરવો હોય તે અડદના કે બીજા લોટ સાથે મેળવી લઈને પછી વપરાય છે. પ્રસૂતિમાં ખવાતા કાટલામાં મેથી ખાસ મેળવાય છે. પ્રસૂતિમાં કે શિયાળામાં મેથી ખાનારને કેડમાં, વાંસામાં કે સાંધામાં દુઃખાવો થતો નથી. ગર્ભાશયના સ્નાયુ દૃઢ બને છે.

મેથી ખાવાથી જેમ વાયુનો નાશ થાય છે એમ એનો લેપ કરવાથી પણ ઝલાઈ ગયેલા સ્નાયુઓ અને સાંધાઓ પણ સારા થઈ જાય છે. એનો સોજો અને દુઃખાવો મટે છે. મેથીની કઠણ ફોતરીમાં ટેનીન છે. એથી પાણીમાં મેથી પલાળી અથવા ઉકાળીને એ પાણીથી કોગળા કરવાથી મોઢું અને ગળું આવી ગયાં હોય તે મટે છે.

મેથીની ભાજીમાં પણ દાણા જેવા જ ગુણ

છે પણ ઓછા પ્રમાણમાં છે. એથી એ લાભ મળે છે કે મેથીની ઉષ્ણતા ઓછી થઈ જાય છે. એટલે નુકસાન થતું નથી. ભાજીનો રસ સાકર મેળવીને પીવાથી લોહી પડતું મટે છે. દ્રાક્ષના પાણી સાથે મેથીની ભાજીનો રસ લેવાથી પેશાબની બળતરા મટે છે.

મેથીના આટલા બધા ગુણો અને વપરાશ હોવા છતાં :પશ્ચિમ પરસ્ત શિક્ષિત વર્ગનું ધ્યાન પશ્ચિમના વૈજ્ઞાનિકો મેથી તરફ દોરે ત્યારે જ દોરાય છે. આજે નવી ફેશન અને હોસ્પીટલમાં થતી આધુનિક રીતે પ્રસૂતિ પાછળ આપણી જુની પરંપરા અવગણાય છે એનું આ સચોટ દૃષ્ટાંત છે.

## મેથીનાં ભયસ્થાનો

ડૉ. કોર્ડેલે મેથીના ઉપયોગના ભયસ્થાનોને લક્ષમાં લીધા નથી. પણ આયુર્વેદે અને આપણા વૃદ્ધોએ એના પ્રત્યે લક્ષ દોર્યું જ છે તે સમજી લેવાં જરૂરી છે. મેથી ઉષ્ણ છે તેથી તે પિત્તકરે છે. પિત્તપ્રકૃતિ–ઉષ્ણ પ્રકૃતિના માણસો મેથીનું વધારે સેવન કરે તો એથી એનું વધેલું પિત્ત લોહીમાં ભળીને રક્તપિત્ત કરે છે. રક્તપિત્ત એટલે લેપ્રસી નહિ પણ લોહી પાતળું પડી ને નાક, દાંત અથવા મળ કે મૂત્ર વાટે નીકળે એવા રોગને રક્તપિત્ત કહે છે. ઉનાળામાં કે ગરમ મૂલકમાં પણ મેથી વધારે ન ખવાય.

હૃદયરોગમાં થ્રોમ્બોસીસ કરનારું પ્રોથોમ્બીન વધતું અટકાવવાનો ગુણ મેથીમાં છે કે નહિ એ તપાસવા જેવું છે. એવો બીજો સંશોધન માંગી લે એવો મેથીનો ગુણ એ છે કે મેથી આર્તવપ્રદ છે એટલે કે આર્તવ પેદા કરતું સ્ત્રીઓનું હોર્મોન ઈસ્ટ્રોજેન મેથીને કારણે વધારે ઉત્પન્ન થાય છે. આપણે ત્યાં મેથી સ્ત્રીઓ વધારે વાપરે છે. સ્ત્રીઓ ગુંદનો ઉપયોગ ખાવામાં કરે છે પણ પુરુષો એનો ઉપયોગ કરતા નથી એમ મનાય છે કે ગુંદ પુરુષોને ઠંડો પડે છે. એવી રીતે મેથી પણ પુરૂષો ઓછી ખાય છે એનું કારણ એવું મનાયું છે કે મેથી શુક્રાણુનાશક છે. નિઘંટુકારે પણ મેથીને શુક્રનાશક કહી છે. મેથીનો એ દુર્ગુણ ગણાય પરંતુ પુરુષોના બળને જાળવી રાખીને એના શુક્રાણુ ઘટાડી શકાતાં હોય તો ઓપરેશન વિના પણ સંતતિ નિયમનમાં પુરુષો માટે મેથી ઉપયોગી બની શકે. મેથીને શાસ્ત્રે બળવર્ધક કહી જ છે.

મેથી વિષે જે આધુનિક સંશોધનો થયાં છે તેનો ઉલ્લેખ ડૉ. કોર્ડેલે એની પુસ્તિકામાં કર્યો છે. એ ઉપરાંત સંશોધનનો વિશેષ ઉલ્લેખ પણ મળે છે કે મેથીમાં મગજને ઉપયોગી એવું ફોસ્ફેટ અને એમાંથી ઉત્પન્ન થતું લેસીથીન સહેજે રહેલું છે. કોડલીવર માછલીના તેલમાંથી જે જ્ઞાનતંતુઓને શકિત આપનારું ટ્રીમેથાઇલેમીન મળે છે તે મેથીમાંથી પણ મળે છે.

ડૉ. કોર્ડેલે મેથીના આમ પાચક ગુણોને જાહેરમાં મૂકીને બહુ મોટી સેવા કરી છે. વધતા જતા આમ વિકારોમાં મેથી બહુ ઉપયોગી બનશે. ડૉ. કોર્ડેલે આ યુગમાં સહેજે પ્રચાર પામે એવી મેથીની ચા બનાવવાની વિધિ પણ સૂચવી છે. મેથીના દાણા ગ્રા.૫ આખા પાખાં ખાંડીને ૨૦૦ મિ. ગ્રા પાણીમાં નાખીને પાણી ઉકળવુ ૧૫૦ મિ. ગ્રા. પાણી બાકી રહે ત્યારે એમાં જરૂર પૂરતાં દૂધ અને ખાંડ મેળવી લેવાં. ચાની જગાએ આ મેથીની ચા પી શકાય છે. એથી મેથાના બધાં ગુણ મળે છે અને આમનું પાચન થઈ જતું હોવાથી મળ બંધાઈને સારું આવે છે. બળ અને સ્ફૂર્તિ પણ આપે છે.

બધા રોગોનો ઉપાય એક માત્ર મેથી છે એવા પ્રચારથી એંચાઈને નહિ પણ આમ કરનારાં ઔષધોમાં મેથીનું પણ મહત્ત્વ સ્વીકારીને દેશ કાળ અને પોતાની પ્રકૃતિ સમજીને વિવેકપૂર્વક મેથીનો ઉપયોગ કરવામાં આવે તો પચાસ વર્ષથી વધારે ઉંમરનાં માણસો માટે મેથી અને મેથીની ચા અત્યંત ઉપયોગી નીવડશે.

# જસતની ઉણપ દૂર કરી
# ઘઉંનું ઉત્પાદન વધારો

રતિભાઇ અંધારિયા

રતિભાઇ : આવો, આવો માવજીભાઇ ઘણાં વખતે આવવાનું થયું કેમ ? આ સાથે કોણ ભાઈઓ છે ?

માવજીભાઈ : આ ખંડી પહેરી છે તે મારા ગામના જ ખેડૂત છે, તેમનું નામ ધરમશીભાઈ છે અને બીજા બુશકોટ પહેરેલા છે તે રજનીકાન્ત ભાઈ, છે તો ખેડૂતના દીકરા પણ તેમણે બે વર્ષનો ખેતીનો અભ્યાસક્રમ કર્યો છે. અમે ત્રણે જણ તમારી સાથે થોડી ચર્ચા કરવા ને જાણકારી મેળવવા આવ્યા છીએ.

રતિભાઈ . ખૂબ આનંદની વાત છે. ઘઉં તો વવાઇ ગયા હશે, ખૂણા પાણ પણ મૂકાઇ ગયા હશે, કેવોક પાક છે ?

માવજીભાઈ : મારે તો ઘઉં બહુ સારા ઉગ્યા છે, કલ્યાણ સોના વાવ્યા છે. પણ ધરમશી-ભાઇના ઘઉંમાં થોડો ક'વા દેખાય છે.

ધરમશીભાઇ : આમ તો ગઇ સાલ મેં લોક–૧ ઘઉં વાવેલા, ઉતારો પણ ખૂબ આવેલો. વીઘે ૩૫ મણ, પણ તેમાં દાણા ધીમે ધીમે સડતા જાય છે એટલે આ સાલ જૂના વખતથી વાવતા હતા તે કલ્યાણ સોના જ વાવેલા છે. હવે તેમાં કંઇક રોગ આવ્યો હોય તેમ લાગે છે. આ રજનીકાન્તભાઈ ખેતીનું ભણેલા છે તેને બતાવ્યું તો કહે રોગ જેવું તો નથી લાગતું પણ બીજી ગમે તે ખામીને લઈને આ થયું હોય તેમ લાગે છે. ચાલો આપણે સોનગઢ રતિભાઈને ત્યાં જઈએ એમને છોડ બતાવીએ અને સલાહ લઈએ.

રતિભાઇ : લાવો જોઈએ છોડવા. સારું કર્યું કે પૂળો થાય તેટલા છોડ લાવ્યા છો નહીતર મારે તમારી વાડીએ આવવું પડત.

રજનીકાન્તભાઈનું કહેવું બરોબર છે. આ છોડમાં ખાસ કોઈ રોગ તો નથી જ.

માવજીભાઈ : તો તમને શું લાગે છે ?

રતિભાઈ : થોડુંક ધરમશીભાઈને પૂછી લઉં, પછી મને શું લાગે છે તે કહું છું.

ધરમશીભાઈ, આ ઘઉંને વાવતા પહેલાં કયું ખાતર કેટલું આપેલું તે કહેશો ?

ધરમશીભાઈ : ત્રણ ચાર વરસથી આ ઘઉં–વાળા પડામાં દેશીખાતર નાખ્યું નથી. બાજરો ચોમાસે લઈ, દર વરસે તેમાં ઘઉં કરું છું અને વિલાયતી ખાતરો આપું છું. ચાલુ સાલે પાયાના ખાતર તરીકે વાવતી વખતે ૨૦–૨૦–૦ નું મિશ્ર ખાતર એક વીઘે ૨૦ કિલો (એકરદીઠ ૫૦ કિ.ગ્રા.) લેખે નાખ્યું હતું. અને ખૂણા પાણ મૂકતી વખતે વીઘે ૨૫ કિ. ગ્રા. યુરિયા આપ્યું હતું.

રજનીકાન્તભાઈ : મેં એમના ઘઉંમાં આંટો માર્યો છે. ખાતર પાણી પૂરતા છે અને ઉગાવો પણ સારો છે. પણ ત્રણેક પાણ પાયા પછી હવે ઘઉં વધતા નથી અને શું હશે તે સમજી શકાતું નથી.

રતિભાઈ : જો ખાતર પૂરતું આપ્યું છે અને પાણી તેમજ બીજી માવજતમાં પણ કંઈ ઉણપ ન રાખી હોય તો ઘઉંના છોડ જોતાં તેને ગૌણ તત્ત્વોની ખામી કે ખેંચ પડી હોય તેવું બને છે. બારીકાઈથી છોડવાના લક્ષણો જોતાં મને તો જસત ગૌણ તત્ત્વની ખામી લાગે છે.

માવજીભાઈ : ગૌણતત્ત્વવાળી વાત જરા વિગતથી સમજાવોને ?

રતિભાઈ : આપણે જે ખાતરો દેશી કે રાસાયણિક – વાપરીએ છીએ તેમાં નાઈટ્રોજન,

ફોસ્ફરસ અને પોટાશ એ મુખ્ય તત્ત્વો છે અને આ તત્ત્વો પાકને મોટે પાયે એટલે મોટા જથ્થામાં જોઈએ. આ ઉપરાંત ચૂનો, લોહ, તાંબુ, જસત, બોરોન, મેન્ગેનીઝ અને મોલિબ્ડેનમ વગેરે ગૌણતત્ત્વો પાકને ખોરાકમાં જરૂર પડે છે. આ તત્ત્વો છોડવાને જોઈએ તો જરીક જ પ્રમાણમાં પણ તે અચૂક જોઈએ. તે તત્ત્વોની કે તેમાંથી એકાદ પણ તત્ત્વની જમીનમાં ખેંચ હોય તો પાક ઉપર તુરત એની અસર દેખાય છે.

ધરમશીભાઈ: હવે વાત સમજાતી જાય છે પણ મારા આ ઘઉંના પાકને જસત તત્ત્વની ખેંચ પડી છે તે કેવી રીતે જાણી શકયા તે અમને કહો.

રતિભાઈ : જો જમીનમાં જસતની ઉણપ હોય તો ઘઉંના છોડ ઉપર નીચેની અસરો થાય છે.

૧. છોડના વચલાં પાંદડામાં નીચેના ભાગમાં અને પાનની ટોચ તરફ પણ દેખાય છે.

૩. આ પાન ધીમે ધીમે સફેદ થઈ સૂકાવા લાગે છે.

૪. છોડના ટોચનાં ઉપલાં પાનામાં સફેદ લીંટીઓ જેવું દેખાય છે.

૫. કેટલાક પાન આગળ જતાં સોય આકારના થવા લાગે છે.

રજનીકાન્તભાઈ : અમે જે ઘઉંના નમૂના લાવ્યા છીએ તેમાં તમે ગણાવ્યા તે બધા લક્ષણો તો નથી દેખાતાં પણ આ ધોળાં ધાબાં અને સોય જેવી ટોચ આકારના પાંદડા તો દેખી જ શકાય છે.

ધરમશીભાઈ : જો જસતની ખામી કે ખેંચ મારા ઘઉંમાં છે તો હવે મારે શું કરવું જેથી મારો પાક સાવ નિષ્ફળ ન જાય ?

રતિભાઈ : જો જમીનમાં જસતની ખામી છે તે આપણને અગાઉથી ખબર કે જાણ હોય તો તો ઘઉં વાવતા પહેલાં એક હેકટર દીઠ ૨૦ થી ૪૦ કિલોગ્રામ એટલે કે એક એકરમાં ૮ થી ૧૬ કિ.ગ્રામ ઝીંક સલ્ફેટ જે બજારમાં મળતું હોય છે તે જમીનમાં ભેળવી દેવું.

પણ તમારી જેમ ઘઉં ઊગ્યા પછી આવા લક્ષણો દેખાય અને છોડને જસત તત્ત્વ આપવું હોય તો ૧૦૦ લીટર પાણી લઈ તેમાં ૫૦૦ ગ્રામ ઝીંક સલ્ફેટ અને ૨૫૦ ગ્રામ ચૂનાનું દ્રાવણ ભેળવીને છોડ ઉપર છંટકાવ કરવાથી ફાયદો થતો દેખાશે.

માવજીભાઈ : પાક વાવતા પહેલાં જસતની જમીનમાં ખેંચ છે તે કેવી રીતે જાણી શકાય ?

રતિભાઈ : જે પડામાં ઘઉં કે બીજો પાક વાવવો હોય તે જમીનનો નમૂનો લઈ કૃષિ વિદ્યાપીઠની પ્રયોગશાળામાં મોકલવાથી ત્યાં પૃથક્કરણ કરી આપે છે અને કયા કયા તત્ત્વોની ખામી છે અને તેને માટે શું ઉપાય કરવો વગેરે ખેડૂતોને લેખિત અહેવાલ આપી જણાવે છે.

ધરમશીભાઈ : બાપ-દાદા ખેતી કરતાં ત્યારે આવી બધી પંચાત ઓછી થતી અને આપણે તો ઝીણવટભરી કાળજી ન લઈએ તો ઉપજ કંઈજ ન મળે એવું કેમ બન્યું હશે ?

રતિભાઈ : જો બાપદાદા ખેતી કરતાં ત્યારે દેશી ખાતરો વધુ પ્રમાણમાં વાપરતાં અને દેશી ખાતરોનાં પૂરતાં પ્રમાણમાં ગૌણ તત્ત્વો જમીનમાં મળી જતાં એટલે પાક ઉપર અસર નહોતી થતી. વળી એકરે ઉત્પાદન પણ ઓછું થતું એટલે તત્ત્વો ખૂટવાનું ઓછું બનતું. હવે આપણે દેશી ખાતરો ઓછાં વાપરીએ છીએ અને વિલાયતી ખાતરોનું પ્રમાણ વધારી દીધું છે. વળી એકર દીઠ ૭૫ થી ૧૦૦ મણ કે તેથી પણ વધુ ઘઉંનો ઉતારો લેવા લાગ્યા એટલે જમીનમાં મુખ્ય તત્ત્વો વિલાયતી ખાતરો મારફત મળી રહે પણ ગૌણ તત્ત્વો વપરાઈ ગયા હોય તે પાછા ન મળે એટલે સમતુલા તૂટે અને છોડ ઉપર વિપરીત અસરો દેખાવા લાગે. આને પરિણામે ઉપજ ઘટે છે.

માવજીભાઈ : કાલે જ જઈને ધરમશીભાઈના ઘઉં ઉપર જસત તમે બતાવ્યું તે રીતે છાંટીએ એટલે ઉપજ તો ધારી છે તેટલી મળે.

# રાણો રજપૂત

સં. જયંતીલાલ દવે

[નોંધ : વાર્તા કહેનાર ભાઈ, શ્રી જોરાજી ઠાકોર ગામ એટા, તા. વાવ. આ વાર્તામાં અનેક લોકવાર્તાનાં વળાં આવે છે.]

એક રાણો કરીને રજપૂત હતો. રાણો રજપૂત, દિલ્લીના બાદશાહને ત્યાં નોકરી કરે. હવે ધીમે ધીમે બાદશાહને ને આ રાણા રજપૂતને થૈ ભઈબંધી. કાયમ આને બાદશાહની જોડે ફરવાનું ને રે'વાનું.

એક દા'ડો બાદશાહ પૂછે સે, કે : "રાણા ! તેં લગન કેમ નથી કર્યા ?"

રાણો રજપૂત કયે, "મારે પૈણવું હશે, તો મારે ઘેર જઈશ, તાણે પૈણીશ. મારે ત્યાં ભઈઓ નથી ? એ મને પૈણાવશે !'

બાદશાહ કયે, " મૂરખા, હું તને પૈણાવું !" રાણો રજપૂત બોલ્યો, "મારે એક વાત સે ! હું ખત્રી કેવરાં. એક વાત મારાથી બને નઈ. મારે ને તમારે મેળ ના આવે !"

બાદશાહ બોલ્યો, "તું કીશ, (કહીશ) એમ હું કરીશ."

તાણે રાણા રજપૂતે કીધું, "જુઓ બાપુ, મારાથી રોજું અલાય નહિ." (પરણીને પ્રથમ રાત્રે સ્ત્રીને બાદશાહને મ્હેલે મોકલવી તે)

બાદશાહ કે'સે, "જા, તારાથી રોજો નૈ લઉં !"

રાણો કે' સે, "ભઈસા'બ ! તું મારું કીધું માન, તું લીધા વનું નૈ રે, ને મારે ને તારે સમું નૈ આવે !"

કે' "જા ! મારું વચન સે !"

તાણે કે' પૈણાવો !

રાણા રજપૂતના લગન પણ થયા સે. ઠકરાણાને ઘેર લાયા સે. હવે આ બાદશાહની બીબી અને રાણા રજપૂતની ઘરવાળી, બે ય એક જ ઠેકાણે ભણેલી. બે ય ધરમબેનો ! (બેનપણી)

બીબીએ તો હઠ લીધી કે : "મારી બોનને ને રાણાને જમવા બોલાવો !" બાદશાહે રજપૂતને જમવાનું નોતરું આલ્યું. કીધું કે, "મારે ત્યાં તમારે રસોડું છે. જમવા આવો."

રાણો કે'સે, "ના !"

તાણે બીબીએ કીધું : "થોડું થોડું ખાજો ને અમારું મન રાખો !" રાણો બોલ્યો ; "આય ના હેંડે. મારો ને તમારો સંબંધ સાચો, પણ આ વાતમાં ફેર સે !"

તાણે બાદશાહ પણ વચનથી ટૂટયો.

રાણો રજપૂત તો ઠકરાણાને લૈને હેંડી નકળ્યો. વખડામાં (ઝાડીમાં) સંતાણો. બાદશાહ બોલ્યો, "સાલાને કટકા કરી લાખું. રાણાના ભઈઓને બાદશાહ મારે ઝૂડે સે.

ભઈઓએ રાણા રજપૂતને વાત કરી, "અમારાં ચામડાં ટૂટી જ્યાં. હવે સહન નહિ થતુ !"

રાણો રજપૂત કે', "હવે કોય નામ ને લ્યે ! તમે તમારે ઘેર જાવ !"

અંધારી રાતે રાણો રજપૂત ઊપડયો સે, બાદશાહના મ્હેલ માથે ! તાણે મ્હેલને ફરતો કોટ અને કોટને ફરતી ખાઈ ! એ ખાઈ વચ્ચે ભીલનો માળો (મેડો). આ ભીલની ચોકી.

આ તો પડયો જતોને ખાઈમાં. આ તો

પાણીમાં પડયો સે, હવે તાણે પાણી ખળખળ થાય.

ભીલ કે'સે; "વાઘ આયો. હમણાં ફૂસા કાઢી લાખું." આણે તો રાડું ચડાવ્યું. ત્યાં વીજળી થઈ. ભીલે આદમીને ભાળ્યો. કે'સેઃ "આવવા દયો!"

કે, "કુણ ?"

કે' "એ તો હું ! રાણો રજપૂત !"

ભીલ કે': "તું આયો ક્યાંથી! બેસ, બેસ ! ખાધું સે કે નથી ખાધું ?"

આને ખાધે બે ચાર દા'ડા થ્યા હશે, ભીલે ખાવા આલ્યું.

ભીલ બોલ્યો, "તું બાદશાહ કને જઈશ કેની રીતે ? વચ્ચે તો અંગાર બળેસે! અંગાર ઉપર થૈને તો તને મોકલું, પણ વચ્ચે બે ઓલિયાની ચોકી આવે સે, તે ચૂસી લે સે. તેના માટે બે માણસ જોવે." થ્યો'તો પાંહલો! (મુશ્કેલી ઊભી થઈ)

આ રજપૂત તો બે મડદાં ઉઠાવી લાયો! ભીલ બોલ્યો; "દેવતાની ઝાળ માથે હું લાંબો થઉં. તું મારી ઉપર થૈને જતો રે. હુ તો જીવથી જઈશ, પણ તારું કામ થૈ જાય!"

આ તો બે મડદાં ખભે કરીને ઊપડયો. ઝાળ ઉપર થૈને જતો રયો. બે ખભે બે મડદાં. ઓલિયા ખડખડ ખડખડ હસ્યા. કે' "ઓહો! ઘણે દા'ડે આપણુને ભરખ હાથ આયું !"

આણે તો બેય મડદાં ફેંકી દીધાં એક આને ને એક આને! આ તો મોલ માથે ચડયો. બાદશાહ ને બીબી બેય ઊંઘ્યા'તા. રાણાએ તો કાઢી તરવેર! બીબીનો ચોટલો કાપી લાખ્યો. બાદશાહને ઉઠાડયોઃ 'તને ઊંઘતાને મારવો એ પણ પાપ સે. જીવતો મેલું કે ગતું (બિલકુલ) મારી લાખું ? તને સામી છાતીએ મારું સું !"

બાદશાહ બાંધરડા દે'ને આને પગે પડયો. કે': "આજથી જો છોડી મેલે તો તારું નામ ને લઉં."

રાણો કયે: "ને છોડું !"

બાદશાહ કે: "જા! મારું વચન સે, કશું ને કરું."

રજપૂતે બાદશાહને છોડી મેલ્યો. બેય વચ્ચે ભાઈબંધી થઈ.

એ નર જ્યા વહી, ને વાત કે'વા થઈ.

## સ્વર્ગમાં કોણ જશે ?

ગોશાલક ભગવાન મહાવીરનો સદાય નિંદક અને પ્રતિસ્પર્ધી હતો.

એકવાર મહાવીરના ભક્ત એવા મગધરાજે ભગવાનને પૂછ્યું "ભગવાન, આપના પ્રતિસ્પર્ધી એવા ગોશાલકની મૃત્યુ પછી શી ગતિ થશે ?"

ભગવાને પ્રત્યુત્તર આપ્યો, "એ સ્વર્ગમાં જશે." મગધરાજે પૂછ્યું,

"ભગવન્ આપનો પરમ ભક્ત એવો હું... મારી શી ગતિ થશે ?"

ભગવાનના મુખ ઉપર હાસ્ય ફરકયું...એમણે જાણી લીધું કે રાજાને ભક્તિનો ગર્વ હતો. એમણે કહ્યું, "રાજા, તારી ગતિ નરકમાં છે !"

મગધરાજ તો સ્તબ્ધ થઈ ગયા, ડઘાઈ ગયા. એમણે કહ્યું, "ભગવન્ આપના પારસમણીના સ્પર્શે લોહું સુવર્ણ નહીં બને ? આપના ભક્તની આવી દશા થશે ?"

એ પછી ભગવાને હસીને કહ્યું, "રાજા, સ્નેહ કરતાં સાધના મોટી વસ્તુ છે... મારા તરફના તારા સ્નેહ કરતાં... મારાં તત્ત્વોની સાધના કરીશ... તો એ જરૂર તને તારશે."

મગધરાજે માથું નમાવ્યું

– ધીરેન્દ્ર જાની

# ઝવેરચંદ મેઘાણીની જન્મતારીખ

વિનોદ મેઘાણી : જયંત મેઘાણી

અમારા પિતાશ્રી ઝવેરચંદ મેઘાણીની જન્મ-તારીખ અંગે અનિશ્ચિતતા પ્રવર્તે છે. જુદે જુદે ઠાણે જે જુદી જુદી જન્મતારીખો નોંધાયેલી છે એ પૈકી બે મુખ્ય છે: ૨૮ ઑગસ્ટ ૧૮૯૬ અને ૧૭ ઑગસ્ટ ૧૮૯૭. આ પૈકી બીજી અત્યારે પ્રચલીત બની ગઈ છે. તાજેતરમાં પ્રા. ઈશ્વરલાલ ર. દવેએ વળી ત્રીજી એક તારીખ (૨૮ જુલાઈ ૧૮૯૬) રજૂ કરી છે તેથી ગૂંચવાડો વધવા સંભવ છે. આથી, આ અંગેની પ્રાપ્ય માહિતીનું સંકલન અહીં રજૂ કરવાનું યોગ્ય ધારીએ છીએ.

૧. અમારા કુટુંબમાં પિતાશ્રીના જીવનકાળથી જ શ્રાવણ વદ ૫ (નાગપાંચમ) એમની વરસગાંઠ તરીકે ઊજવાતી આવી છે. દસ્તાવેજોમાં, સ્વર્ગસ્થનાં સ્વકથનોમાં તેમ જ એમના એક કાવ્યમાં પણ આનો સ્વીકાર છે. ચરિત્ર-લેખકોમાં પણ આ અંગે એકમતી છે.

૨. પણ, ઉપર કહી એ શ્રાવણ વદ ૫ કયા વરસની ? વિક્રમ સવંત ૧૯૫૨ની હોય તો તારીખ આવે ૨૮ ઑગસ્ટ ૧૮૯૬; વિ. સં. ૧૯૫૩ની હોય તો ૧૭ ઑગસ્ટ ૧૮૯૭.

પિતાશ્રીનું ૧૯૪૭માં અવસાન થયું એ પછી જ જન્મતારીખનો ઉલ્લેખ કરવાનો પહેલવહેલી વાર પ્રસંગ આવ્યો જણાય છે. નિરંજન વર્મા અને જયમલ્લ પરમાર સંપાદિત 'ઝવેરચંદ મેઘાણી : સ્મરણાંજલિ'માં શ્રાવણ વદ ૫, વિ. સં. ૧૯૫૩નો ઉલ્લેખ થયો, અને તેના પરથી તા. ૧૭ ઑગસ્ટ ૧૮૯૭ પ્રચલિત બની ગઈ. આ કઈ રીતે બન્યું એનું પગેરું કાઢતાં શ્રી જયમલ્લ પરમાર પાસેથી જાણવા મળ્યું કે પિતાશ્રીના અવસાન પછી તરત પોતે સંવત ૧૯૫૩વાળી માહિતી અમારા વૃદ્ધ દાદી પાસેથી મેળવેલી. આ સ્મરણથી વિશેષ કોઈ આધાર નથી.

૩. આ સંવત ૧૯૫૩ને અનુમોદન ન આપે એવી કેટલીક માહિતી હવે જોઈએ :

(ક) ૧૯૦૧ના નવેમ્બરમાં પિતાશ્રીને રાજકોટની સદર તાલુકા શાળામાં દાખલ કરવામાં આવ્યા ત્યારે અમારા દાદા કાળીદાસ મેઘાણીએ પોતાના પુત્રની જન્મતારીખ આ આપેલી : ૨૮-૮-૧૮૯૬, શ્રાવણ વદ ૫, સં. ૧૯૫૨. આ નોંધની સામે એમની સહી છે. આ પુરાવો મોજુદ છે.

(ખ) ૧૯૪૭ના જાન્યુઆરીમાં પિતાશ્રીએ મુંબઈથી દિલ્હીનો પ્રવાસ પહેલીવાર વિમાનમાં કર્યો તેનો ઉલ્લેખ અમારાં બા પરના તા. ૨૫-૧-૪૭ના પત્રમાં આમ છે : 'જન્મ ધરીને એકાવન વરસે પહેલી જ વાર આ પૃથ્વી માતાનું વિરાટ દર્શન કરીને હું પાવન થયો.' ૧૯૪૭માં એકાવનમું વરસ, તો જન્મ ૧૮૯૬માં.

(ગ) ૧૯૪૬માં પોતાનો વનપ્રવેશ ઉજવવાની કેટલાક મિત્રોની યોજના પ્રત્યે એમણે નાપસંદગી દર્શાવેલી એ જાણીતું છે. લખેલું કે 'મને પચાસ વરસ પૂરા થયાં એટલે તો હું હજુ માંડમાંડ કંઈક પરિપક્વતાની અવસ્થાએ આવવા લાગ્યો' વગેરે. સ્વ. ગુણવંતરાય આચાર્યે પોતાનાં સંસ્મરણોમાં અને શ્રી ધનવન્ત ઓઝાએ લખેલા ચરિત્રમાં આનો ઉલ્લેખ છે. ૧૮૯૬માં જન્મ હોય તોજ ૧૯૪૬માં વનપ્રવેશ સંભવે.

(ઘ) ૧૯૪૫-૪૬ના અરસામાં પિતાશ્રીના જીવનકાળ દરમિયાન બહાર પડેલી એમનાં કેટલાંક પુસ્તકોની આવૃત્તિઓનાં ઉપરણાં પર લેખકપરિચય જન્મ-સાલ ૧૮૯૬ આપી છે. અગાઉની આવૃત્તિઓમાં આવો પરિચય નથી, કે અન્યત્ર જુદી સાલ આપી એવું પણ નથી.

(ડ) પિતાશ્રીએ પોતાનાં સંસ્મરણોમાં નોંધ્યું છે : 'અંગ્રેજી બીજા ધોરણથી જેણે એક અગિયાર વરસના બાળકને માવતરથી ઊતરડીને વીસ માઈલ વેગળો અભ્યાસ માટે ફગાવી દીધો હતો...' ('પરકમ્મા,' આ. ૩, ૧૯૮૧, પા. ૨૭૩.) ૧૯૦૧ના નવેમ્બરમાં પ્રાથમિક શાળામાં પ્રવેશ, એ પછી ૭ વરસે ૧૯૦૭માં અંગ્રેજી બીજા ધોરણમાં અને ઉંમર અગિયાર વરસ. ૧૯૦૭માં ૧૧ વરસ, તો જન્મ ૧૮૯૬માં.

(ચ) રાજકોટની નિશાળ-નોંધમાં જન્મતારીખ ૨૮-૮-૧૮૯૬ છે. એ પછી દાઠા અને પાળિયાદની શાળાઓમાં ૨૮-૭-૧૮૯૬ નોંધાયેલી છે, પણ આ તારીખને શ્રાવણ વદ ૫ સાથે મેળ નથી; વળી, આ તારીખ એ પછી ભાવનગરની શામળદાસ કૉલેજના દફતરમાં સુધરીને ફરી ૨૮-૮-૧૮૯૬ થઈ ગઈ છે. આમ દાઠા અને પાળિયાદની શાળાઓની નોંધ ભૂલભરેલી છે. જ્યારે તારીખ સુધારવાનો પ્રસંગ આવે છે ત્યારે (શામળદાસ કૉલેજમાં) ફરી પાછી ૨૮-૮-૧૮૯૬ જ આવે છે એ પણ સૂચક છે.

(છ) પોતાનો જન્મ ૧૮૯૬માં હોવાનો ઉલ્લેખ એમણે નિકટના મિત્રો સ્વ કપિલ ઠક્કર અને સ્વ. બાબુભાઈ વૈદ્ય પાસે વારંવાર કરેલો એવું આ બે મિત્રોએ પ્રગટ લખાણોમાં નોંધેલું છે.

(જ) પોતાના હસ્તાક્ષરે '૧૮૯૬' લખીને પિતાશ્રીએ પોતાની તસ્વીર સ્વ. બાબુભાઈ વૈદ્યને આપેલી. આ તસ્વીર અમે જોઈ છે.

(ઝ) ૧૯૪૭ના માર્ચમાં પિતાશ્રીનું અવસાન થયું એ પછી તરત લખેલા 'મેઘાણીભાઈ' નામના લેખમાં શ્રી ઉમાશંકર જોશીએ નોંધ્યું છે : 'ગઈ શ્રાવણ વદ પાંચમે...અમારે ત્યાં વિદ્યાર્થીઓ સમક્ષ અઢી કલાક ભજન સાહિત્ય પીરસ્યું. સાંજે મારે ઘેર જમવાનું હતું. આવ્યા પછી કહે કે આજે મને પચાસ થયાં.' આ શ્રાવણ વદ ૫ સંવત ૨૦૦૨ની હોય તો જન્મ સં. ૧૯૫૨ની શ્રાવણ વદ પાંચમે, એટલે તા. ૨૮-૮-૧૮૯૬એ.

(ટ) ઉપર ઉતારેલાં પ્રમાણો શ્રાવણ વદ ૫, સંવત ૧૯૫૨, તા. ૨૮ ઑગસ્ટ ૧૮૯૬ના સમર્થનમાં જાય છે. પણ 'એક જન્મતિથિ' કાવ્ય ૧૯૩૦માં કારાવાસમાં લખાયું; કાવ્યની એક પંક્તિ છે 'આજ ધન્ય થયો મુજ તેત્રીશ વત્સર તણો વિરામ.' ('યુગવંદના) ૧૯૩૦માંથી ૩૩ બાદ કરતાં ૧૮૯૭ આવે અને એ વરસે શ્રાવણ વદ પને દિવસે તારીખ હોય ૧૭ ઑગસ્ટ. તેની સામે, ૧૯૧૬માં વિક્રમના નવા વરસે લખેલા બીજા એક (અગ્રંથસ્થ) કાવ્યમાં 'ગયાં ચાલ્યાં રે મુજ જીવનનાં વીસ વરસો' એવો નિર્દેશ છે. (સંદર્ભ : શ્રી ઉમાશંકર જોશી લિખિત 'જીવનચિત્ર', મેઘાણી ગ્રંથ, ભાગ ૧) ૧૯૧૬માં વીસ વરસ, તો જન્મ ૧૮૯૬માં.

આમ, 'એક જન્મતિથિ' કાવ્ય સિવાયનાં બીજાં મોટા ભાગનાં નિર્દેશો કાલક્રમાનુસાર એ કાવ્ય-રચના પછીના છે, અને સ્પષ્ટ રીતે જન્મ વરસ ૧૮૯૬ સૂચવે છે. ૧૮૯૬માં આવતી શ્રવણ વદ પને દિવસે તારીખ છે ૨૮ ઑગસ્ટ.

આ બધી માહિતી ઉપરથી, અમારા નમ્ર મતે, ઝવેરચંદ મેઘાણીની સાચી જન્મતારીખ ૨૮ ઑગસ્ટ ૧૮૯૬, શ્રાવણ વદ ૫, સં. ૧૯૫૨, શુક્રવાર, પ્રમાણભૂત ગણાય. આશા છે કે સાહિત્યનો ઇતિહાસ આ તથ્યનો સ્વીકાર કરશે અને આજ સુધી ચાલી આવેલી ભૂલ સુધારી લેશે.

પ્રારંભિક ચરિત્રલેખનમાં થયેલી એક નાની સરતચૂકથી ચાલેલી ભૂલ કેવી જડબેસલાક રીતે હકીકત બની જાય છે એનું આ એક દૃષ્ટાંત છે. અને આ અંગે અભ્યાસીઓનું ધ્યાન દોરવાનો પણ આ નિવેદનનો એક ઉદ્દેશ છે.



સાઠી ચાવલ ભેંસ દુધ, ઘર શીલવંતિનાર
ચોથી પીઠ તુરંગરી, સરગ નિશાણી ચાર

# कर्म अने क्रिया

નર્મદાશંકર હ. વ્યાસ

કર્મ અને ક્રિયાના અર્થમાં તફાવત છે. સાધારણ રીતે આપણે કર્મ અને ક્રિયા એક સમજી બન્નેના અર્થમાં ગૂંચવણ ઊભી કરીએ છીએ.

ક્રિયા એ કર્મ નથી, કર્મ એ ક્રિયા નથી. ક્રિયા સહજ છે, આપોઆપ થાય છે, કરવી પડતી નથી. કર્મ આયોજિત છે, કરવું પડે છે. અને પરિણામ રૂપે કર્મનું ફળ અનિવાર્ય છે. ક્રિયાને ફળ નથી.

ભોજન કરવું એ કર્મ છે, પણ પાચન ક્રિયા છે. શરીરમાં લોહીનું પરિભ્રમણ ક્રિયા છે, શ્વાસોશ્વાસ ક્રિયા છે, શરીર રૂપી યંત્રનું સંચાલન એ ક્રિયા છે. ક્રિયા સ્વયંસ્ફુરિત છે. એની પૃષ્ઠભૂમિકામાં કર્તા નથી કર્મ કર્તા વિના શકય નથી. ક્રિયા થાય છે, જ્યારે કર્મ કરવામાં આવે છે. કરવામાં આવતા કર્મની પાછળ કર્તા રહેલો છે. કર્તા વિના કર્મ નથી. જ્યારે માનવી કર્મની આગળ અને પાછળ કર્તાભાવ રૂપી અહંકાર સંલગ્ન કરે છે, ત્યારે એ કર્મ બંધનનું કારણ બને છે. કર્મના ફળની અપેક્ષામાં બંધન રહેલું છે. ફળની અપેક્ષાવાળાં બધાં કર્મ સકામ છે. પછી ભલે તે સમાજિક કાર્ય હોય કે રાષ્ટ્રીય કાર્ય હોય, કે સમગ્ર માનવ જાતના હિતને સ્પર્શતું કાર્ય હોય—કે પરમાત્માની પ્રાપ્તિ માટેનુ કાર્ય હોય. કાર્ય ભલે વ્યક્તિના વર્તુળથી પર હોય પણ ફળની અપેક્ષાવાળું છે એટલે સકામ છે.

કર્તા વિના કર્મ નથી, કર્મ વિના ફળ નથી. ફળ વિના જીવન શકય નથી. બાહ્ય જીવનનો, દુન્યવી જીવનનો આધાર કર્મ ઉપર અને કર્મના ફળ ઉપર છે. કર્મનાં ફળ તુરત જ મળે તાત્કાલિક મળે એવો નિયમ નથી, પણ ફળ મળે એ અફર નિયમ છે. એટલે તો સંચિત કર્મ અને પ્રારબ્ધ કર્મ પ્રમાણે માનવીનું જીવન રહસ્યમય બન્યું છે.

સકામકર્મ, કર્તાભાવના અહંકારયુકત કર્મ બંધનકર્તા છે અને માનવીને જન્મ જન્માન્તરની સાંકળમાં જકડી રાખે છે.

આ બંધનમાંથી મુકત થવા માટે કર્મ કર્મયોગમાં પરિણમવું જોઈએ. નિષ્કામભાવે થતાં કર્મ કર્મયોગમાં પરિણમે છે. નિષ્કામ કર્મ એટલે ફળની સ્પૃહા વિનાનું, ફળની અપેક્ષા વિનાનું કર્મ. કર્તાભાવ વિના થયેલું કર્મ. પ્રભુ પ્રિત્યર્થે થયેલું કર્મ. સમર્પણના ભાવથી થયેલું કર્મ. હું કર્મ કરતો નથી પણ પરમ કૃપાળુ પરમાત્માની પ્રેરણા પ્રમાણે કર્મ થાય છે. કર્તા હું નથી, કર્તા પરમાત્મા છે. હું તો માત્ર એનું સાધન છુ, એજન્ટ છું—આવો અકર્તાભાવ કેળવવામાં આવે તો કર્મોનો સઘળો બોજ, પ્રારબ્ધ કર્મનાં સર્વ બંધનો આપોઆપ વિલીન થઈ જાય છે.

બંધન મુકિત માટે અને મોક્ષની પ્રાપ્તિ માટે અકર્તા ભાવ કેળવવો અનિવાર્ય છે. અકર્તા ભાવ કેળવવા માટે અહંકાર, કર્તાભાવનો અહંકાર છોડવો તેટલો જ અનિવાર્ય છે. કર્તાભાવનો અહંકાર છોડવા માટે સમર્પણ ભાવ આવવો જોઈએ. માનવી પોતાનું જીવન પ્રભુને ચરણે સમર્પિત કરી દે એટલે તે પરમાત્માની સાથે એકરૂપ થઈ જાય છે. જેવું પોતાનું અલગ વ્યકિતત્વ નાશ પામ્યું કે કર્તાભાવ અને કર્મફળનાં બંધન છૂટી જાય છે.

જેવાં કર્મ ક્રિયામાં બદલાઈ જાય છે તેવાં જ કર્મનાં બંધન આપોઆપ વિલીન થઈ જાય છે. ક્રિયાનો કોઈ કર્તા નથી, ક્રિયા તો અનંતકાળથી થયા જ કરે છે.

કર્મ ક્રિયામાં પલટાઈ જાય, એનું નામ કર્મયોગ, નિષ્કામ કર્મયોગ. કર્મ કરવાં ન પડે પણ કર્મ થયા કરે, કર્તાભાવ વિના થયા કરે એ કર્મયોગ.

કર્મ અને ક્રિયાનો મૂળભૂત ભેદ સમજી કર્તાભાવનું અહમ ગાળી નાખી, કર્મને ક્રિયામાં પલટાવી નાખવું, એ જ માનવ જીવનનું પરમ લક્ષ હોવું જોઈએ.

# મધુસંપર્ક : ઊર્મિનવરચનાની લેખનસામગ્રી

પ્રિયભાઈ જયમલ્લભાઈ,

'ઊર્મિ-નવરચના'ના ડિસેમ્બર ૧૯૮૧ના અંકમાં તમે પ્રકાશિત કરેલી જયંતીલાલ સો. દવે સંપાદિત 'ઉત્તર ગુજરાતની એક લાક્ષણિક લોકવાર્તા' (પા. ૭૫૨ – ૭૫૧) લોકકથાના ઐતિહાસ અભ્યાસની દૃષ્ટિએ રસપ્રદ છે. તેમાં બે જુદા જુદા ઘટક જોડાયા છે. આગલો ઘટક અન્ય કથા પ્રકારમાંથી આવેલો છે. પાછલો ઘટક, જેમાં ખેડૂતની ભોટ વહુ તેને આપેલી શિખામણોનો કેવળ અક્ષરાર્થ જ લે છે, અને તેને પરિણામે ઉત્તરોત્તર પોતાને માટે તેમ જ બીજાને માટે આફત ઊભી કરે છે, એ ભારતભરમાં અને પરદેશમાં પ્રચલિત મૂર્ખકથાઓમાં મળે છે. 'અકલનો ઓથમીર' કે 'અડવાનાં પરાક્રમ' નામે ઓળખી શકાતી આ કથાપ્રકૃતિનો ક્રમાંક ૧૬૯૬ છે અને કથાઘટક તરીકે તેનો ક્રમાંક જે ૨૪૬૧ છે.

તેનું સૌથી જૂનું સ્વરૂપ પ્રાકૃતમાં જૈન 'બૃહત્-કલ્પસૂત્રમાં આપેલી એક ગમાર ગામડિયાની દૃષ્ટાંત કથામાં મળે છે. ઈ. સ. ૮૫૯માં રચાયેલ જયસિંહ-સૂરિનાં 'ધર્મોપદેશમાલા વિવરણ'માં પણ સહેજ વિગત ફેરે એ જ કથા મળે છે. તેનું એક રૂપાંતર ભવાઈના વેશોમાં આવતા તેજા વાણિયાના વેશમાં જે 'અડવાનાં પરાક્રમ'ની વાત છે તેમાં મળે છે. ભાઈ દવેએ મેળવેલી કથામાં એક નવું જ રૂપાંતર પ્રાપ્ત થાય છે.

તમે દર અંકે નહીં તો જ્યારે બને ત્યારે આ રીતે મૂળની બોલી બરાબર જળવાય અને કશો જ ગાંઠનો ઉમેરો ન કરાયો હોય તેવા રૂપમાં કેટલીક લોકકથાઓ આપી શકો તો એક ઘણું મોટું કામ થશે. 'ભાષાવિમર્શ'ના ૧૯૮૦ અને ૧૯૮૧ના અંકોમાં ડૉ. શાન્તિભાઇ આચાર્યે ટેપરેકર્ડ કરીને તે પરથી ઉતારી લીધેલી ઉત્તર ગુજરાતની કેટલીક લોકકથાઓ મૂળરૂપમાં પ્રકાશિત કરેલી છે.

હરિવલ્લભ ભાયાણી

તંત્રી શ્રી 'ઊર્મિનવરચના'

ઊર્મિનવરચનાનું આખું કલેવર લગભગ બદલાઈ ગયું છે. ઊર્મિનવરચનાનું મારું પહેલું આકર્ષણ એ છે કે ગંભીર વિષયોને તે સામાન્ય માણસને રસ પડે એટલી સરળ શૈલીમાં રજૂ કરે છે. મારું બીજું આકર્ષણ એની સમાજોપયોગી લેખન સામગ્રીનું છે. કેટલું બધું વૈવિધ્ય અપાય છે?

જૂનાગઢની આરઝી હકૂમત જેવી ઐતિહાસિક લેખમાળા તો નવલકથા જેવા રસથી પકડી રાખે છે. એ કાળના પ્રજાસેવકો, એમનાં વિવિધ મંતવ્યો, એમની ભાવના અને ત્યાગ-સમર્પણની આ દાસ્તાન ભારતીય પ્રજાઉત્થાનના ભવ્ય પુરુષાર્થનાં અનેરાં પૃષ્ઠ રચી રહેલ છે. આ તો પ્રજાકીય વારસો છે. નવી પેઢી માટેનું ઘડતર આ પૃષ્ઠોમાં જળવાઈ રહે એ માટે એને ગ્રંથ સ્વરૂપે પ્રગટ કરો. કાર્યકરો ને સેવકોની નવી-જૂની પેઢીની અજબ તુલના થતી આવે છે. ડિસેમ્બર અંકમાં આકાશ અને પક્ષીઓની લેખમાળા શરૂ કરવા માટે ધન્યવાદ જ આપવા જોઇએ. પુરાણકથાઓ, લોકકથાઓ અને લોકજીવનમાંથી ઊપડીને આ લેખમાળા જ્ઞાન વિજ્ઞાન સાથે પ્રકૃતિના તાદાત્મ્યમાં લઈ જાય છે. આ લેખમાળાઓ દ્વારા તમે અદ્યતન માંગ પૂરી પાડી છે.

આયુર્વેદના લેખો પ્રચારવેડાથી મુક્ત અને દરદની સાચી સમજણ સાથે દરદીને સાચી દિશામાં લઈ જાય છે.

નાની વાર્તાઓ અને પ્રસંગો હૃદયના ઉદાત્ત ગુણોની કેળવણી આપે છે તો ધાર્મિક લઘુ લેખો માનવ-મનને માર્ગદર્શન આપતા રહે છે. લોકસાહિત્યની સમીક્ષા અને ડૉ હરિવલ્લભ ભાયાણી જેવા સમર્થ વિદ્વાન તરફથી અપાતા અપભ્રંશના દુહા તો આપણું બહુમૂલ્ય સાહિત્ય છે. ઊર્મિનવરચનાને આવો સુંદર મોડ આપવા બદલ ખરેખર ધન્યવાદ.

જયવંત વ્યાસ (અમદાવાદ)

# આચમન

જ્યોતિર રાવળ

વ્યક્તિ જેવા વિચારો કરે છે તેવું તે પામે છે. વિચારના અમાપ આકર્ષણ બનીને, કારણ બીજાનાં વિચારો કરવામાં આવે તો વ્યક્તિના આવા જ વિચારો ભયની પરિસ્થિતિ સર્જે છે પણ જો વ્યક્તિ અંત:કરણના ઊંડાણમાંથી દૃઢ સંકલ્પથી અને સાચા સંકલ્પથી અને સાચી અભયતા કેળવે તો કાલ્પનિક ભય અદૃશ્ય થાય છે. એટલું જ નહિ પણ કેટલીકવાર ભયનું યથાર્થ વાતાવરણ પણ અદૃશ્ય થઈ જાય છે. નાના–મોટા, અનુકૂળ પ્રતિકૂળ, આંતર–બાહ્ય કોઈપણ પ્રસંગમાં વ્યક્તિએ સ્થિર મને અભય રહેવું જોઈએ. તો જ એ સાચો નિર્ણય લઈ શકે. સમગ્ર પરિસ્થતિને પોતાની તરફેણમાં પલટી શકે છે.

નેપોલિયનની સફળતાનું આ એક રહસ્ય છે. ઈજીપ્તની ચઢાઈ વખતે તેને તેના સરદારોએ મારી નાખવાની ધમકી આપી હતી. એ વેળા બધા સરદારો વચ્ચે જઈને નેપોલિયને કહેલું. સરદારો, તમે ફ્રેન્ચમેન છો. મારો વધ કરવા માટે તમે જોઈએ તે કરતાં ઘણા વધારે છો. પણ મને ભય પમાડવા માટે ઘણાં થોડા છો. – નેપોલિયનનાં આ નિડરતાભર્યા શબ્દોથી સરદારો ડઘાઈ ગયેલા.

બીજી એક વાત છે. પરોપકારનાં વિચારમાત્રથી પણ વ્યકિત નિર્ભય બને છે. રોક ફેલરના જીવનમાં આવું બનેલું. ત્રેવીસ વર્ષની વયે એણે દસ લાખ ડોલરની કમાણી કરેલી. તેંતાલીસ વર્ષની વયે દુનિયાની સૌથી પ્રસિદ્ધ સ્ટેન્ડર્ડ વેકયૂમ ઓઈલ કું. નો માલિક બનેલો અને ત્રેપન વરસની વયે તો તેની પાસે અબજો રૂપિયા હતા. પરંતુ શરીર સાવ દશ હાડકાના માળા જેવું બની ગયું હતું.

રોકફેલરે કહ્યું છે, "એવી કોઈ રાત નહિ ગઈ હોય જ્યારે ઊંઘ આવતાં પહેલાં મને એ વાતનો ભય ન થયો કે, મારું સર્વસ્વ કદાચ ચોરાયું જાય તો ?"

ડોકટરોએ તેને સખ્ત ચેતવણી આપી કે જો તે ભય, લોભ અને ચિંતાથી મુક્ત નહિ થાય તો અકાળે મૃત્યુ પામશે. આ ચેતવણી આજે પણ કેટલાયને લાગુ પડતી હશે પણ રોકફેલરે દૃઢ સંકલ્પ કરી જીવનનો ક્રમ બદલી નાંખેલો.

'હું વધુ ધનવાન કઈ રીતે બનું ?' એ લોભ છોડયો એટલે ચિંતા ગઈ અને 'મારા ધન વડે લોકોનું હું કેટલું હિત કરી શકું ?' આ વિચારણા શરૂ કરી પોતાની બંધ મુઠ્ઠી ઉઘાડી નાખી પરોપકાર માટે લાખો અને કરોડોનું દાન કરવા માંડયું અને તેનો ભય ગયો. રોકફેલર ફાઉન્ડેશનનું નિર્માણ કર્યું.

અનેક દીનદુ:ખીઓને ચિંતા તથા ભયથી મુકત કર્યા તેથી પોતે ભયથી મુકત થયો અને તેનું સ્વાસ્થ્ય સુધરતા મન પ્રસન્ન રહેવા લાગ્યું. ૯૮ વર્ષની ઉંમર સુધીમાં તો તેણે પરોપકારમાં અબજો રૂપિયાનું દાન કર્યું હતું.

તમે તમારા સ્વાર્થમાં રચ્યા પચ્યા રહી શકો છો તો ભય ઉત્પન્ન થાય છે. જો ભયથી મુક્ત થવું હોય તો બીજાનો વિચાર કરવો રહ્યો. જગતનાં જીવમાત્રનાં કલ્યાણની ભાવના કેળવવી રહી.

જોન ડી. રોકફેલરમાં જ્યાં સુધી લોભ હતો– પરિગ્રહવૃત્તિ એટલે માત્ર પોતાનાં સ્વાર્થ માટે સંગ્રહની લાલસા હતી ત્યાં સુધી ભય અને ચિંતા હતી પણ જ્યારે એણે બીજાના દુ:ખનો વિચાર કરવા માંડયો, અન્ય જીવોનું હિત વિચારી દાન કરવાનું સ્વીકાર્યું તો એ મૃત્યુના ભયને પણ ઓળંગી ગયો.



લુખું ભોજન ભુસુવણ, ઘર કલહારી નાર
ચોથાં ફાટયાં લૂગડાં નરક નિશાણી ચાર

# સર્પ અંગેના વિવિધ પ્રશ્નોના જવાબો

વજુભાઈ વ્યાસ

**(૧) સર્પને સુખડની સુગંધ ગમે છે?**

ના. એને ગંધનું વિશિષ્ટ ભાન હોતું નથી, એને સુખડની ગંધ ગમે છે એટલે જ તે સુખડના ઝાડની આજુબાજુ રહેઠાણ પસંદ કરે છે એવું નથી, પણ સુખડનું ઝાડ સમશિતોષ્ણ ઠંડક આપે છે, ભેજ સાચવી રાખતું હોઈને રહેવા માટે સર્પને વિશેષ અનુકૂળ હોય છે, તેથી ફણિધર સર્પો સુખડના ઝાડના પોલાણમાં રહેવું વધુ પસંદ કરે છે.

**(૨) સર્પ માનવીની પાછળ કયારે દોડે? એને પાછળ આવતો અટકાવવા શું કરવું?**

ખાસ કરીને ઝેરી સર્પને જ્યારે પજવવામાં આવે, પગમાં કે અન્ય રીતે અજાણતાં કચરાય તો માનવીની પાછળ દંશ દેવા દોડે છે. એને અટકાવવા એના પર કપડાનો ટૂકડો ફેંકવો, જેથી એ પાછળ દોડતો અટકી જશે.

**(૩) સર્પ શરીરને વીંટળાઇ વળે તો?**

મોટા સર્પ ખાસ કરીને અજગર, કાળોતરો, ધામણ વગેરે માનવીના શરીર ફરતા કે કોઈ એક અંગ ફરતા વીંટળાઈ જાય છે અને શરીરને દબાણ કરે છે. એ સમયે કોઈપણ અણીદાર તીક્ષ્ણ વસ્તુ ઘોંચવાથી અથવા એની પૂછડી તરફ દિવાસળી અડાડતાં એની પકડ ઢીલી પડી જશે.

**(૪) સર્પને કેવી રીતે પકડી શકાય?**

સર્પને પકડવા માટે બે લાકડીની બનાવેલ સાણુસીનો ઉપયોગ થઈ શકે. માત્ર એક લાકડીથી સાપને દબાવી શકાય પરંતુ પકડી શકાય નહીં.

**(૫) સર્પ સર્પિણીને આકર્ષી શકે છે?**

હા. નરસર્પના પૂંછડાના ભાગમાં એક પ્રકારની ગંધની ગ્રંથી હોઈ, માદાને આકર્ષવા તે ગંધ છોડે છે, અને પછી મસ્તીમાં આવે છે.

**(૬) સર્પને મૂંછો, દાઢી હોય છે?**

ના. ફણિધર કે બીજા કોઈ સર્પને મૂંછો કે દાઢી હોતી નથી. પણ મદારી કે ગારૂડી એની આંખનીચે નાક પાસે કાણું પાડી ઘોડાના કે એવા વાળ ખૂંચાડે છે. જે પછી ચોંટી રહે છે. પણ સર્પને ખરેખર મૂંછો હોતી જ નથી.

**(૭) સર્પને માથે મોરો કે પીંછી હોય છે?**

ના. સર્પને માથે મોરો, પીંછી કે પ્રકાશનો પૂંજ હોય છે એ બધી લૌકિક માન્યતાઓ સાચી નથી.

**(૮) સાપ ખજાના કેઝવેરાતનું રક્ષણ કરે છે?**

ના. પહેલાંના સમયમાં ખજાનો કે ઝવેરાત ખાનગીમાં ભોંયમાં કે કોઠી, પટારામાં જ્યાં કોઈની નજર કે હાથ પહોંચી ન શકે તેવી ગુપ્ત જગ્યાએ રાખવામાં આવતું. વર્ષો વીતી જાય એટલે એ જગ્યાએ ઉંદર કે બીજા જીવજંતુનો નિવાસ થાય. એનો આહાર કરવા એ જગ્યાએ વારંવાર સાપ આવે અથવા લાંબો સમય રહેઠાણ કરે. એટલે આ માન્યતા પ્રચલિત થઈ છે.

**(૯) દરેક સાપ કરડીને, દંશ દઇને ઊંધો થઇ જાય છે?**

ના. ફણિધર, કાળોતરો વગેરે સર્પ દંશ દીધા પછી ઊંધા પડી જતા નથી. પરંતુ સૌથી નાનો અને વધુ ઝેરી ખડચીતળો સાપ (જે સૌરાષ્ટ્રમાં વધુ જોવા મળે છે) ક્યારેક પોતાના પહોળા મોં અને અને વધુ વાંકા વળેલા દાંતને કારણે ખૂંચી ગયેલા દાંત બહાર કાઢવા ઊંધો પડી જાય છે એમ નોંધાયું છે.

### (૧૦) સાપ દૂધ પીએ છે?

ના. દૂધને એક ખાસ પીણાં તરીકે સાપ પીતા નથી પણ લાંબા વખતનો ભૂખ્યો કે તરસ્યો હોય તો પાણી કે ખોરાકને બદલે કોઈવાર દૂધ પી લે છે.

### (૧૧) સર્પ ઢોરના આચળ–આઉમાંથી દૂધ પી જાય છે?

ના. ઢોરની નીચે દબાઈ જવાથી આઉ કે આંચળને કરડી જાય ખરો. એથી આવી માન્યતા ઉભી થઈ કે દૂધ પીવા ન દીધું એટલે કરડી ગયો.

### (૧૨) નોળિયાને સર્પનું ઝેર ચડતું નથી?

નોળિયાના શરીરની રચના, ચામડી પર ઉગેલા જથ્થાબંધ વાળ અને ચપળતા એવી હોય છે કે સાપ તેને દંશ મારી શકે જ નહીં. આમ તો દરેક પ્રાણીને સાપના દંશનું ઝેર ચડતું હોય છે, પણ નોળિયામાં તેનો સામનો કરવાનો જુસ્સો અને યુક્તિ એવાં હોય છે કે સાપને હંફાવી શકે.

### (૧૩) શેળો સર્પને મારી શકે?

ના. આમ તો શેળો બીકણુ પ્રાણી છે. પણ ક્યારેક એવું બન્યું હોય કે સાપની પૂંછડી મોમાં લઈને શેળો ગૂંચળું વળી ગયો હોય, એની પકડમાંથી છૂટવા સર્પ પોતાની ફેણ વારંવાર શેળાના કાંટા પર પછાડે અને મરણ પામે એવી લોકમાન્યતા છે, પણ એને કોઈ આધાર સાંપડતો નથી.

### (૧૪) સર્પને સંગીત બહુ ગમે છે?

ના. સર્પને આમ તો કર્ણેન્દ્રિય જ હોતી નથી, આંખોથી એ અવાજનું શ્રવણ કરી શકે છે, જ્યારે મદારી કે ગારૂડી મોરલી વગાડતાં શરીર અને હાથનું હલનચલન કરે છે ત્યારે સર્પ પણ સાથે સાથે હલનચલન કરવા માંડે છે, એટલે સંગીતની સૂરાવલી પર સાપ ડોલવા લાગ્યો હોય એવું લાગે છે. ખરેખર તો સાપને સંગીતનું કશું ભાન જ હોતું નથી.

### (૧૫) નાગ–નાગણી વેર લે છે?

ના. નાગ કે સર્પ કોઈની પાછળ વેર લેવા માટે ભમતા નથી, પરંતુ માનવી હડફેટે આવી જાય તો કરડી જાય છે. એનામાં લાંબા સમય સુધીની ઓળખ કે વેરવૃત્તિ નથી.

### (૧૬) ધોળી મૂંછોવાળો નાગ જોવા મળે છે?

ના. નાગને મૂંછો હોતી જ નથી. ભારતના સૌથી કિંમતી નાગ – નાગરાજ (કીંગકોબ્રા)ને પણ મૂંછો ઉગતી નથી.

### (૧૭) રેતાળ સર્પ રાખવાથી કુષ્ટરોગ થાય છે?

ના. રેતાળ સર્પ (સેંડ બોઆ) રાખવાથી કુષ્ટ કે બીજા કોઈ રોગ થતા નથી. અમારે ત્યાં રેતાળ સર્પ ત્રણ વરસ થયાં સચવાયો છે.

### (૧૮) લીલા રંગનો ખડચીતળો માનવીની ચિતા જુએ છે?

ના. ઝાડ ઉપરનો લીલા રંગનો ઝેરી ખડચીતળો દંશ દીધા પછી ઝાડ પર ચડીને મૃત માનવીની બળતી ચિતા જુએ છે એ માન્યતા સાવ ખોટી છે.

### (૧૯) કાળોતરો માનવીના શ્વાસ ઘૂંટી જાય છે?

ના. કાળોતરો (ક્રેઈટ) સાપ માનવીના શ્વાસ ઘૂંટી જાય છે તેવી ઉત્તર પ્રદેશ અને અન્ય પ્રદેશોના માનવીઓની માન્યતા સાવ ખોટી છે.

### (૨૦) ફૂરસા કૂદીને કરડે છે?

ના. ફૂરસા નામનો સાપ છ ફૂટ દૂરથી કુદીને કરડે છે એવી માન્યતા સાવ ખોટી છે. આ સાપ છ ઈંચ પણ કૂદી શકતો નથી, સ્કેઈલ્ડ વાઈપર નામનો આ સર્પ અત્યંત ઝેરી હોય છે.

### (૨૧) ફણિધર રિદ્ધિ-સિદ્ધિનો દાતા છે?

ના. ફણિધર સાપ–નાગને આપણે ત્યાં દેવ સમાન ગણવામાં આવે છે. અને એ જ્યાં વસે છે

ત્યાં સમૃદ્ધિ વધે છે તેવી લોકમાન્યતા ખરેખર સાચી નથી.

(૨૨) ગમે તે સર્પ ગમે તે સર્પિણી [માદા] સાથે સંવનન કરે છે?

ના. જે જાતનો સર્પ હોય તે જ જાતિની માદા સાથે સંવનન કરે છે. અન્ય જાતિની માદા સાથે નહીં. જેમકે કાળોતરો સર્પ (કેઈટ) નાગણ (કોબ્રા) સાથે સંવનન કરતો નથી.

(૨૩) કોઇ સર્પને બે મોં હોય છે?

ના. સર્પને બે મુખ હોતાં નથી, પણ રેતાળ સર્પના પૂછડાનો આકાર મોઢાં જેવો હોવાથી અને મોં જેવું હલનચલન થતું હોવાથી એમ લાગે છે કે બે મોં હશે. ખરેખર કોઈ સર્પને બે મોં હોતા નથી.

(૨૪) સાપ સાપને ખાઇ જાય છે?

હા. સાપ સાપને ખાઈ જતા હોય છે. કીંગકોબ્રા–નાગરાજ અન્ય જાતિના સર્પને ગળી જાય છે, તેવું જ ફણિધર સર્પને માટે પણ છે. પોતાનાથી નાના અને કમજોર સાપને મોટા શક્તિશાળી સર્પ ખાઈ જાય એ કુદરતી પ્રક્રિયા છે.

✲

બે ગરીબ કાછિયા હતા.

એક જુવાન અને બીજો વૃદ્ધ.

રોજ સવાર પડે એટલે લસણ, ડુંગળી, મરચાં, ગાજર અને શક્કરિયાનું પોટલું બાંધી આસ-પાસનાં ગામમાં વેચવા જાય.

ખૂબ મૂશ્કેલીથી જીવન વીતતું.

યુવાનીનો ઉત્સાહ તથા શારીરિક શક્તિને લીધે જુવાન કાછિયો વહેલી સવારે નજીકના ગામડામાં આંટો મારી લેતો ત્યારે બિચારો વૃદ્ધ!

એ વૃદ્ધ પાછળ ટાંટિયા ઘસતો ઘસતો ફેરી કરતો તો પણ વકરો ન થતો. આખરે એણે હેરાન થઇ બમણા પૈસા પાછા આપવાની શરતે વ્યાજે પૈસા લઈ એક-અડિયલ બળદ ખરીદ્યો અને એનાં પર પોટલું મૂકી જુવાન કાછિયા કરતાં વહેલો માલ ખપાવવા માંડયો.

વૃદ્ધનું જોઈ જુવાન કાછિયાએ તેનું અનુકરણ કર્યું. પણ એણે બળદને બદલે એક ઘરડું ઘોડું લીધું. ઘોડું ઘરડું હતું પણ આખરે તો ઘોડું જ હતું. બળદથી ઝડપથી ચાલતું. બળદવાળા કાછિયાની આવક ફરી એકદમ ઘટી ગઇ એટલે એણે રોજ સાંજ પડે ભગવાનને પ્રાર્થના કરવા માંડી 'હે પ્રભુ તું આ જુવાન કાછિયાનાં ઘોડાને મારી નાંખ.

દિવસો એ જ રીતે પ્રાર્થનમાં વીત્યા. થયું એવું કે અચાનક એના બળદને મોંનો રોગ થયો. અને એનો બળદ મરી ગયો.

વૃદ્ધ કાછિયાને થયું આ બળદ મર્યો એના કરતાં તો પોતે મર્યો હોત તો સારુ હતું– પણ હવે શું થાય?

બધો ગુસ્સો ભગવાન પર કાઢતાં એણે બબડાટ શરૂ કર્યો. આખા જગતનો નાથ કહેવડાવે છે પણ કમબખ્તને બળદ કે ઘોડાનીયે પરખ નથી. પ્રાર્થના કરી ઘોડો મારવાની તો લ્યો મારો બળદ મારી નાંખ્યો! ખેર! કંઇ વાંધો નહિ. હવે મેં એને બરાબર ઓળખી લીધો છે. કે એ એક નંબરનો મૂર્ખ અને ગમાર છે.

બોલો હવે! આવા માણસોનોય આપણે ત્યાં તોટો ઓછો છે?

– જ્યોતિર રાવલ

# પહેલો પ્રસંગ

ધીરેન ગાંધી

કહે છે કે બાળક કેમેય છાનું ન રહેતું હોય તો ગોળની કટકી મોઢામાં મૂકી દો તો તરત છાનું રહી જાય. પણ સાતેક વર્ષના ગૌરાંગને ગોળનું ભીલું આપો તોય છાનો રાખવો મુશ્કેલ. પણ જો "એક હતી ચકલી" એમ કહી વાર્તાની શરૂઆત કરો કે તરત રડતા ચહેરા પર આંસુ થીજી જતા અને હાસ્યની ધીમી લહેરકી ફરી વળતી.

કોઈ પણ મહેમાન આવે ને ભૂલેચૂકે વાતો કરતાં કરતાં વાર્તા ટપકી પડે તો થઈ રહ્યું. મહેમાનની સોડમાં ધીમે રહીને ગોઠવાઈ જાય. ને મહેમાનને વાર્તા કહેવડાવી કહેવડાવી થકવી નાખે. તેનો કેડો જ ન મૂકે ને મહેમાન સાથે એવો એકાકાર બની જાય કે તે પણ મહેમાનની આંગળી ઝાલીને સાથે ન આવ્યો હોય એમ અમને લાગે.

આજે રવિવાર હતો. સામાન્ય રીતે હું કદી ગંભીર થઈ શકતો નથી. પ્રયત્ન કરું તોયે ગમે તેવા મુશ્કેલીભર્યા વિચારોની હારમાળા ચાલતી હોય ત્યારેય મારા ચહેરા પરના ભાવ ખાસ બદલાતા નથી. અરે, મને ગંભીર થતાં જ આવડતું નથી. છતાં કોઈવાર ગંભીર થવાનો ખોટો ડોળ કરું તો ઘરનાં બધાં અકળાઈ ઊઠે. આજે કંઈક એવું જ બની ગયું. ગંભીરપણાની છાંટ મારા ચહેરા પર ગૌરાંગે પથરાતી જોઈને તેના ચહેરા પર આશ્ચર્યની રેખાઓ દોડવા લાગી. અને તરત બોલી ઊઠયો.

"ચાચા, શું વિચારે ચડી ગયા!"

સ્વસ્થ થતાં ચહેરા પર હાસ્યનું નાનું એક મોજું પાથરતાં હું બોલ્યો :

"ના ના, કંઈ નહી."

"તદ્દન ખોટું કહો છો, સાત વર્ષમાં તમારો ચહેરો આવો ગંભીર નથી જોયો."

અને મારાથી ખડખડાટ હસી પડાયું. આ આ નાનકડો ટચુકડો બાળક પણ ચહેરા પરના ફરતા ભાવોને કેટલા જલદી પકડી શકે છે! વર્ષોનાં અનુભવથી બેધડક કહી શકું કે નાનાં બાળકો ચહેરા પર પલટાતા ભાવોને મોટાઓ કરતાં તરત અને વધુ સારી રીતે પકડી શકે છે ને સમજી શકે છે.

ને ચહેરા પર હાસ્ય રેલાવતા બોલી જવાયું:

"સાચું કહું!"

"હાં હાં, કહો. હું તમને મદદ કરીશ."

કેટલા સ્વાભાવિકતાથી તેની જીભ પરથી આ શબ્દો સર્યા!

આ 'મદદ' શબ્દના રણકારમાં હું વળી પાછો ખોવાઈ ગયો મંદિરના ઘંટારવમાં આપણે આવી પડેલા કેટલા દુઃખો ભૂલીને ભગવાનની નજીક, સાવ અડોઅડ, અરે તેના ખોળામાં ગોઠવાઈ ગયાનો અનુભવ કરીએ છીએ!

એમ 'હું તમને મદદ કરીશ'ના શબ્દોના રણકારથી આનંદવિભોર બની ગયો. મારા આખા શરીરમાં ફરતાં આનંદભર્યા લોહીને નાચી ઊઠતું ગૌરાંગ જોઈ રહ્યો.

બાળકોનું નિરીક્ષણ અદ્ભુત હોય છે. બીજાના શરીર પરના અણુએ અણુમાં કેવી કેવી બદલાતી ઝણઝણાટી એ પોતાના જ્ઞાનતંતુ પણ ઝીલી શકે છે!

ઉત્સાહમાં હું બોલી ઊઠયો :

"સાચે તું મદદ કરીશ?"

"હા હા, વગર સંકોચે કહો."

"જો કાલે મારે 'ઊર્મિ'ને એક પ્રસંગ લખીને મોકલવાનો છે. શું લખું તેના વિચારમાં ગોથા ખાઉં છું. બોલ તું એક પ્રસંગ લખી આપીશ!"

ખૂબ જ સહજતાથી તે બોલ્યો :

"એમાં ગંભીર થવાપણું શું છે! આટલી નાની વાતમાં મૂંઝાઈ ગયા! અરે હમણાં જ થોકબંધ પ્રસંગોનો ઢગલો કરી દઉં."

અને ગૌરાંગે પ્રસંગોની ચોપડીઓનો ઢગલો મારી સામે થોડીવારમાં ખડકી દીધો ને સરળતાથી કહે "બોલો, આમાંથી કયો પ્રસંગ લખી આપું?"

સાત વર્ષનો આ બાળક, અરે દરેક બાળકોમાં મદદ કરવાની ઉત્કંઠા કેટલી તીવ્ર પડી હોય છે તે જ્યારે જ્યારે જોઉં છું ત્યારે હેતની સરવાણી શરીરનાં અંગે અંગમાંથી ફૂટવા મંડે છે અને એ સરવાણીમાં તેને તેડીને નવડાવવાનું મન રોકી શકતો નથી

ગૌરાંગને મેં તેડી લીધો, ખૂબ હેતથી છાતી સરસો દબાવાય તેટલો દબાવીને બોલ્યો :

"આ લખેલા પ્રસંગો નહીં, પણ તારા નાનકડા જીવનમાં તને હચમચાવી મૂકે એવો કોઈ પ્રસંગ બન્યો હોય તે મારે જોઈએ."

"મારા પોતાના જીવનમાં બનેલો પ્રસંગ! ઊભા રહો, જરા વિચાર કરી લઉં."

થોડીવાર પછી વિચારગ્રસ્ત ચહેરા સાથે હર્ષભર્યા સ્વરે બોલ્યો :

"હા, હા, ચાચા, મને યાદ રહી ગયેલો સૌથી પહેલો જ પ્રસંગ આપણી વાડીમાં બનેલો. જે હું ભૂલી શક્યો જ નથી. જ્યારે જ્યારે આપણા ઘરમાં કોઈવાર બિલાડો આવી જાય છે ત્યારે તો અચૂક એ પ્રસંગ આંખ સામે તરવરે છે ને ધ્રૂજી ઊઠું છું. એ વખતની એ બિલાડાની ખૂની લાલ આંખ હજી પણ ભડકાવે છે. એ પ્રસંગ લખી આપું? ચાલશે એ પ્રસંગ?'

"વાહ! ખૂબ સરસ. લખી આપ."

ને ગૌરાંગ લખવા બેઠો,

"એક ચકલી આપણી વાડીના જાંબુના ઝાડ પર માળો બાંધી રહેતી હતી. તેને એક બહેનપણી. કોણ બહેનપણી જાણો છો? ખીસકોલી, તે ઝાડની બખોલમાં રહેતી હતી. બંનેને ભારે દોસ્તી. એકબીજાનું ધ્યાન રાખે.

ચકલી વહેલી ઊઠે તો ચીં ચીં કરી ખીસકોલીને જગાડે ને ખીસકોલી વહેલી ઊઠે તો કચકચ કરી ચકલીને જગાડે.

ને બંને સાથે ખોરાકની શોધમાં નીકળી પડે.

ચકલી બીકણુ તો ખરી પણ ખીસકોલી તો એથી પણ વધુ ડરપોક. ચકલી સહેજ અવાજ થતાં ફડ્ફડી ઊઠે તો ખીસકોલી ભાગતીકને બખોલમાં ભરાઈ જાય.

એક દિવસ બંને સાથે ખોરાકની શોધમાં બગીચામાં અલકમલકની વાતો કરતાં નીકળ્યાં. ત્યાં સામે જંગલી બિલાડો ઘુઘવાટા કરતો જોયો. બિલાડો હસતાં હસતાં બોલ્યો :

"ઊભાં રહો બંને જણાં, આજે તો ઠીક લાગ મળ્યો છે, બંનેનો કોળિયો કરી ખાઈ જાઉં."

ચકલીબાઈ ફફડી ઊઠયાં. ખીસકોલીબાઈ ધ્રૂજી ઊઠયાં.

અને જેવો બિલાડો તરાપ મારવા જાય છે ત્યાં ચકલીબાઈ ઊડીને ઝાડની ટોચે બેસી ગયાં ને ખીસકોલીબાઈ દોડતાંકને બખોલમાં ઘૂસી ગયાં.

અને બિલાડાભાઈ ઘુરકતા મોઢું વકાસી જોતા રહ્યા."

ને ગૌરાંગે આ પ્રસંગ મારા હાથમાં મૂકયો.

જીવનમાં બનતા કેટલાક પ્રસંગો જીવન પર કેવી કેવી અજાણતા અસર કરી જાય છે એ જ્યારે વિચારવા બેસું છું ત્યારે ગૌરાંગનો આ પ્રસંગ આંખ સામે તરવરે છે.

આવા પ્રસંગો જીવનમાં અપરોક્ષ રીતે એવી રીતે ગુંથાઈ જાય છે તેનો સહેજ પણ અણસાર નથી રહેતો.

ગૌરાંગે ચકલીની ફડક અને ખીસકોલીની ધ્રુજારી જ અનુભવી પણ જો બિલાડાની હિંસકવૃત્તિ તેના જીવનમાં જડાઈ ગઈ હોત તો તે મોટા થતા કયો રસ્તો પકડત! મારામારીનો કે ખૂનનો!

જ્યારે જ્યારે નાનાં નાનાં બાળગોપાળોને જોઉં છું ત્યારે તેમના જીવનમાં કેવા કેવા પ્રસંગોએ ભાગ ભજવ્યો હશે તેની કલ્પના જ કરવી રહીને!

# આપણું આકાશ : પુષ્ટિદાતા પોષ

જયમલ્લ પરમાર

## નિરવધિ નયનતેજ

આજે તો પોષ માસની બીજ છે. ભગવાન શંકરના માથા પર વિરાજે છે એવી બીજના ચંદ્રની લકીર આથમણા આકાશને પોતાનાં આછાં તેજથી અજવાળી રહી છે. બીજની શીંગડી સાથે ઢંકાઈ ગયેલા ચંદ્રનું આછું પ્રતિબિંબ પડે છે. જાણે વાંકી ગેડી પર દડો ટેકવ્યો છે. પણ ના ના, પાસેની વાડીમાં કોસ હાંકી કયારાને પાણી પાતો પાણતિયો કહે છે, કે 'એ તમારો દડો યે નથી ને એ તમારી ગેડી યે નથી. એ તો મારી ઘરવાળીએ સવારે છાશ કરીને ઉતારેલ માખણનો પીંડો છે. પીંડાને બીજની તાંસળીમાં મૂકી દીધો છે. અને તાંસળીને ઊંચે આકાશમાં મૂકી દીધી છે, રખે તમારા જેવા કોઈ આવીને અમને મળેલું એ થોડુંઘણુંયે માખણ પડાવી જાઓ એ બીકે.'

## પુષ્ટિદાતા પોષ

આતો પોષ માસ. 'પોસ અને આંગળી શોષ.' આંગળી પણ શોષાઈ જાય એવી ટાઢ આખો માસ પોષ આપણાં અંગો પર ઢોળ્યા કરવાનો અને તાજાં તાજાં આવી પહોંચેલા અન્નનાં કણેકણમાંથી પોષણ ખેંચીને આપણને આંતરિક તાકાત આપ્યા કરવાનો. પોષ શરીરને બહારથી સંકોચશે, પણ માનવીનો જઠરાગ્નિ વિશેષ પ્રદીપ્ત થઈને જવાબ આપશે : 'વાંધો નહિ, બહારથી તું તારે શોષ્યા કર. હું અંદરથી અન્નનું શોષણ કરીને માનવીનું વિશેષ પોષણ કરીશ.' પોષ માસના દેવ પોતે પુષ્ય : પોષણ આપનારા. એમના સામ્રાજ્યમાં બીજું થાય પણ શું ?

હજી તો પોષ માસ બેઠો છે, પણ ખિજાયેલો સાપ રાફડા બહાર નીકળતાંવેંત ધડ દઈને ફેણ પછાડે તેમ એણે ટાઢની ફેણ પછાડી છે. જાણે પોતાના ત્રીસ દિનના સામ્રાજ્યનું આવતાંવેંત આપણને ભાન કરાવવા ઈચ્છતા હોય તેમ એણે પોતાની અંદર સમાયેલી બધી ટાઢને આપણા પર નિચોવી નાખી છે. એ ટાઢના ચમકારમાં પશુ, પંખી, માનવી સૌ ગોટપોટ થઈને પોતપોતાનાં સ્થાનકોમાં ઘૂસી ગયા છે. ઝાડપાન હિમની બીકમાં ટૂંઠવાઈ ગયાં છે.

બિચારાં પાણી તો ઠરીને ઠીકરું થઇ ગયાં છે. અમસ્થાં આખો દિવસ પાણીની છોળો ઢોળતા લોકો આજકાલ તો પાણીના ટીપાંથી યે નાસે છે. પાણીનું એકાદ ટીપું અંગ પર પડી જાય તો યે જાણે વીંછીના ડંખની વેદના ઊભી કરી દે છે. પોષ તો આખો માસ ફરી ફરીને પેલા વીંછીના ડંખની જેમ-એક વાર ન લાગે તો બીજી વાર, બીજી વાર ન લાગે તો ત્રીજી વાર એમ – વારંવાર ટાઢની ચોટ માર્યા કરવાનો અને માનવીને ડરાવીને ઘરમાં પૂરી દેવાનો.

## પ્રકાશિત વ્યાધ

પણ માનવી કરતાં પેલા તારલાઓનો ન્યાય અનોખો લાગે છે. માનવીઓનાં માળખાંની ક્ષુદ્રતા સામે હસતા તેઓ ટાઢમાં વિશેષ પ્રકાશે ગગનને ગોખે ટમટમી રહ્યા છે. થોડી વાર થઈ પેલી બીજની ચંદ્રિકા પોતાના સૌંદર્ય–તેજની લકીર તાણીને અલોપ થઈ ગઈ અને ઘેરા અંધકારમાં તારાઓનો ટમટમાટ વિશેષ પ્રકાશિત બની ગયો. ચારે તરફ તારાઓનું અબિશુદ્ધ સામ્રાજ્ય સ્થપાઈ ગયું. જુઓ, જુઓ, પૂર્વ તરફ નજર નાખતાં જ, ગયે માસે જેનો પરિચય કર્યો તે મૃગ છલંગો મારતો પોતાના તેજવેગે દોડી રહ્યો છે અને આપણી નજરને ખેંચી રહ્યો છે !

પણ આ હરણનો શિકાર કરનાર પેલો વ્યાધ–શિકારી કયાં ? આ શિકારીનો પત્તો તેનું બાણ જ શોધી આપશે. મૃગ તરફ શિકારીએ મારેલું

બાણુ બહાર નીકળીને જેમતેમ જઈ પડવાને બદલે મૃગના પેટમાં જેમનું તેમ ગોઠવાઈ ગયું છે. એ બાણના ત્રણ તારાઓમાંથી દક્ષિણ દિશા તરફ એક લાંબી લીટી દોરો, એટલે એક પ્રકાશિત તારા સાથે લીટી ભટકાઈ પડશે. તેના જ બાણને આશરે આપણે વ્યાધને શોધી કાઢયો તેથી તે હસી પડયો છે અને તેનું ખિલખિલાટ હાસ્ય તેના મુખ પર પ્રકાશ પાથરીને તેને ઉજ્જવલ બનાવી રહ્યું છે.

આસપાસ નજર કરો—અરે આખા આકાશ પર નજર ફેરવી વળો ને, આ વ્યાધ જેવો પ્રકાશ બીજા કોઈ તારાના મુખ પર નહિ દેખાય. સમગ્ર આકાશમાં આ વ્યાધ પોતાના પ્રકાશને કારણે પ્રથમ સ્થાન ધરાવીને બેઠો છે. આ કારણે એનું અંગ્રેજીમાં નામ સિરિયસ Sirius પડી ગયું છે. એનો અર્થ જ પ્રકાશિત : Sparking થાય છે. આપણી લોકકથામાંહિનો શિકારી હિંસાનો ધંધો છોડી પ્રાયશ્ચિત બાદ ઉન્નત જીવન તરફ વળ્યો હતો ને ? આવા ઉન્નત જીવનની કથા પ્રકાશિત સ્વરૂપે આપણી સમક્ષ રજૂ થાય એમાં જ તેનું ઔચિત્ય છે ને ?

## શિકારી કે કૂતરો ?

આ તારાને આપણે વ્યાધ કહીએ છીએ. તેને પાશ્ચાત્યો મોટો કૂતરો : Ganis Major : Big Dog કહે છે. તેમને મન આપણું મૃગશીર્ષ એ શિકારી છે અને તેની પાછળ પડતો આ વ્યાધ કૂતરો છે. પેલા શિકારીની સાથે નીકળેલો તે કારણે એને આકાશમાં સ્થાપવામાં આવ્યો છે ખરો, પણ એના વિષે યુરોપમાં એક બીજી પણ કથા છે. પુરાણકાળમાં આ અવની પર એક અદ્ભુત કૂતરો પેદા થયેલો. તેને માનવીઓએ દેવોને અર્પણ કરેલો. એ કૂતરાનો વેગ અને તાકાત જોઈને ભગવાન જ્યુપિટર તેના પર ખુશ થઈ ગયા અને તેને આકાશમાં સ્થાપી દીધો.

યુરોપ શું, મિસરમાં પણ આ તારાને કૂતરાને નામે જ ઓળખવામાં આવતો. અને હજી યે તેનાં ચિત્રો મિસરના અવશેષોમાં મળી આવે છે. ઉનાળાની અધવચ્ચે જ્યારે આ તારો મિસરમાં દેખાતો ત્યારે તેમની મહાનદી નાઈલમાં પાણીનાં પૂર આવતાં. આ પરથી ત્યાંના લોકો એમ માનતા, કે આ તારો પોતે આકાશમાંથી જલ-વર્ષા કરે છે અને નાઈલમાં પાણી ઊભરાય છે.

વ્યાધના આ પ્રકાશિત તારાએ પેલા મૃગશીર્ષની જેમ જ પોતાની આસપાસ કથા અને કલ્પનાઓની જાળ-ગૂંથણી ઊભી કરી દીધી છે; પણ એ તો બધાં બાહ્ય સ્વરૂપો થયાં. એનાં આંતરિક સ્વરૂપો પણ આપણને થોડીક વિશેષ વાતો અને હકીકતો કહી જાય તેમ છે.

આ વ્યાધના તારાએ આકાશમાં સૌથી વિશેષ પ્રકાશિત તારા તરીકે સ્થાન લીધું છે. તારાઓના વર્ગ પાડવામાં આવ્યા છે. તેમાં સૌથી વિશેષ પ્રકાશિત પહેલો વર્ગ કહેવાય, પણ વ્યાધનો આ તારો તો પહેલા વર્ગ કરતાંયે વધારે પ્રકાશિત છે. તારાઓના તેજના આ વર્ગ એટલે શું ?

## તારાઓના વર્ગ

આકાશની અંદર નજર ફેંકતાં આપણને જાતજાતના તારા દેખાશે. કોઈ તારા એમના તેજથી આંખોને પકડી રાખવાના, તો કોઈ ઝાંખા તારાને પકડવા આપણે આંખોને ખેંચવી પડવાની. આપણી આંખોને ઊડીને વળગી પડે એવા તેજસ્વી વીસેક તારાઓને હીપાર્કસ નામના જ્યોતિર્વિદે પ્રથમ વર્ગમાં મૂકી દીધા અને જેને જોવા માટે આંખોને ખેંચવી પડે એવા તદ્દન ઝાંખા તારાઓને છઠ્ઠા વર્ગમાં મૂકી દીધા. બીજા તારાઓ એમનાં તેજ અનુસાર બીજા, ત્રીજા, ચોથા કે પાંચમા વર્ગમાં આવી ગયા.

પેલાં મોતીના પણ જેમ તેમનાં તેજ અને ગુણ પ્રમાણે વર્ગ પાડવામાં આવે છે, તેમ જ તારાઓનું થયું. તારાઓ પણ આકાશે ચમકતાં મોતી જ છે ને ? એમનું મૂલ્ય પણ અમૂલ્ય છે એટલે તેમના વર્ગીકરણમાં પાછળથી વધારે ચોકસાઈ લાવવામાં આવી અને પહેલા વર્ગનો તારો બીજા વર્ગથી અઢીગણો પ્રકાશિત હોય એમ ઠરાવવામાં આવ્યું. એ

જ ક્રમ નીચે ઊતરતો ચાલ્યો. બીજા વર્ગનો તારો ત્રીજા વર્ગના તારા કરતાં અઢીગણો પ્રકાશિત જોઇએ. આ રીતે ગણતાં છઠ્ઠા વર્ગના તારા કરતાં પહેલા વર્ગનો તારો ૧૦૦ ગણો પ્રકાશિત હોય.

આપણી નરી નજર છઠ્ઠા વર્ગના તારા સુધી જોવાનું કામ આપી શકે છે, પણ આપણે આપણી નજરને ટેલિસ્કોપ અને એવાં બીજાં યંત્રોની મદદથી અવકાશમાં લંબાવી છે અને છેક ૧૦-૧૫ અને ૨૦મા વર્ગના તદ્દન ઝાંખા તારાઓને નીરખી શકીએ તેટલી તાકાતવાન બનાવી દીધી છે. બિચારા ૨૦મા વર્ગના તારાઓ! તદ્દન અંધારે ખૂણે જઈને સંતાઈને આપણાથી ડરીને બેસી ગયા. તો આપણે યંત્રોથી આંખો ફાડીને તેમને પકડી પાડયા! હજી યે તેમનાંથી ઝાંખા થઈને કોઇ તારા બેઠા હશે, તો તેમની યે ભલીવાર નથી.

## ટેલિસ્કોપની આંખે

આ ટેલિસ્કોપ કેટલી ઝીણવટથી તારાઓને ગણી શકે છે, તેનું પ્રમાણ જાણવું છે? છઠ્ઠા વર્ગના તારાઓને દેખી શકતી આપણી આંખની તાકાત આ ટેલિસ્કોપના એક ચોરસ ઈંચના વીસમા ભાગ જેટલી છે. પેલા મહાન વૈજ્ઞાનિક હર્શલનો ૧૮ ઈંચ-વાળો ટેલિસ્કોપ આપણી આંખ કરતાં ૫૦૦૦ગણો મોટો કહી શકાય. તેની અંદર ૧૫મા વર્ગના તારા નીરખી શકાતા હતા. ૬૦ ઈંચના ટેલિસ્કોપમાં આપણી આંખ કરતાં ૫૭,૬૦૦ગણો વિસ્તાર દેખી શકાય અને ૧૮મા વર્ગના તારા નીરખી શકાય. માઉન્ટ વિલ્સનની વેધશાળાનો ૧૦૦ ઈંચનો ટેલિસ્કોપ આપણી આંખ કરતાં ૨૫૦,૦૦૦ગણો દેખી શકે છે; અને હવે તો ૨૦૦ ઈંચનો ટેલિસ્કોપ તૈયાર થઇ રહ્યો છે. એને આપણી આંખો કરતાં કેટલો વિશાળ ગણી શકાય!?

ગજબ છે ને આ ટેલિસ્કોપ! આપણી આંખ બે. શંકર ત્રિનેત્ર: ત્રણ આંખવાળા. એક માથું ઊડી ગયા પછી બ્રહ્મા ચતુર્મુખ રહેતાં તેમને આઠ આંખ. ષડાનન કાર્તિકસ્વામીને બાર આંખ. પેલા દશાનન રાવણને વીસ આંખ. અરે, એથી યે ખૂબ દૂર છલાંગ મારીએ તો ઇંદ્ર સહસ્રનેત્ર ગણાય છે; પણ આ ટેલિસ્કોપની વિશાળ દૃષ્ટિ પાસે આ સહસ્રનેત્ર ઈંદ્રની દૃષ્ટિ કેટલી પરિમિત લાગે છે!?

## આકાશમાં તારા કેટલા?

આવી વિશાળ ટેલિસ્કોપ-નજરમાં કેટલા તારા દેખાય છે?

તમને અમસ્તું કોઈ પૂછે, કે આકાશમાં તારા કેટલા? તમે તરત જ કહી ઊઠવાના: નવલખ તારા. કોઈ પૂછે, કે તમે નરી આંખે કેટલા તારા ગણી શકો? તમો લાખોનો આંકડો આપવાના; પણ ના, આ એક ભ્રમણા છે. નરી આંખે માંડ ૩૦૦૦ તારા જ ગણી શકાય છે. દુનિયાના સૌથી મોટા ટેલિ-સ્કોપથી ૧૦ કરોડ તારા ગણી શકાયા છે. ખાધા-પીધા વગર કે ક્ષણનો આરામ લીધા વગર ૧૫ દિવસ સુધી લગાતાર ગણ્યા કરો એટલા એ તારા!

જેમ જેમ ટેલિસ્કોપના કાચનો વ્યાસ વધતો જાય છે તેમ તેમ વધારે તારા ઝડપાતા જાય છે. પણ એક વાત સાચી છે-જેમ જેમ અવકાશમાં આગળ વધીએ છીએ તેમ તેમ ઉપરના વર્ગ કરતાં નીચેના વર્ગના તારાઓનો સંખ્યા-વિસ્તાર ઓછો થતો જાય છે. જેમ કે પહેલા વર્ગના તારા કરતાં બીજા વર્ગના તારા ૩.૪ગણા વધારે છે, સાતમા વર્ગના તારા કરતાં આઠમા વર્ગના તારા ત્રણગણા વધારે છે, પણ પંદરમા વર્ગ કરતાં સોળમા વર્ગના તારા માત્ર ૧.૭ ગણાં જ વધારે છે.

જ્યાં ટેલિસ્કોપ તારા પકડતાં થાકે છે ત્યાં ફોટોગ્રાફી મદદમાં આવે છે. તારાના પરિભ્રમણની સાથે ટેલિસ્કોપ ફરી શકે તેવી રીતે તેને ગોઠવી તેની પાછળ કેમેરા મૂકી દેવામાં આવે છે. એક જ ઝબકારામાં આંખ દેખી શકે તેના કરતાં ત્રણ-ચાર-પાંચ કલાક સુધી ઉઘાડી આંખે કેમેરા ઝાંખામાં ઝાંખા તારાનું તેજ ભેગું કરીને તેનું સ્વરૂપ પકડી લે છે.

## તારાઓનું સાચું તેજ

તારાઓના આ વર્ગથી એક ગોટાળામાં રખે પડી જતા. તારાઓના તેજના આ વર્ગ તો આપણી નરી આંખે દેખાતા તેજ પરથી પાડવામાં આવેલા છે. તેમનું સાચું તેજ તો આથી તદ્દન જુદું જ હોય છે. તેઓ આપણને વધારે-ઓછા પ્રકાશિત લાગે છે. તેની પાછળ તેમનાં અંતર, કદ અને આંતરિક તેજ પર આધાર રહે છે; પણ મોટે ભાગે તેઓ આપણા સૂર્યથી અનેકગણા પ્રકાશિત હોય છે.

આપણે તો સૂર્યથી પરિચિત છીએ. એને એકમ ગણીને ચાલીએ તો આ બધા તારાનાં તેજ તેની સરખામણીમાં કેટલાં હશે? એ જાણવા માટે પ્રથમ આપણા સૂર્યનું તેજ જાણી લઈએ. આપણા સૂર્યનું તેજ 3000,000,000,000,000 000,000,000,000 કેન્ડલ પાવર જેટલું છે. તેની સરખામણીમાં આપણે અત્યાર સુધી જોઈ ગયા તે તારાઓમાં આ વ્યાધ સૂર્ય કરતાં ૨૬.૩ ગણો પ્રકાશિત છે, પેલો આર્દ્રાનો તારો ૧૨૦૦ ગણો પ્રકાશિત છે, પણ એ કરતાંયે પેલો બાણરજનો તારો તો સૂર્ય કરતાં ૧૫૦૦૦ ગણો પ્રકાશિત છે.

પણ તારાઓના તેજને મૂકીને પાછા એના પહેલા વર્ગથી વીસમા વર્ગના તારા સુધી પાછા આવી જઈએ.

ક્યાં તદ્દન ઝાંખા ૨૦મા વર્ગના તારાઓ અને ક્યાં પહેલા વર્ગના પ્રકાશિત તારાઓ ! ૨૦મા વર્ગ કરતાં તેઓ સેંકડોગણા પ્રકાશિત થઈને આપણને રોજ રાતે દર્શન આપી રહ્યા છે; પણ આ વ્યાધનો તારો તો પ્રથમ વર્ગને યે વટાવી ગયો છે. એને માટે એકથી યે ઓછો શૂન્ય અને તેથી આગળ વધીને ૧.૬ એવો વર્ગ આપવામાં આવ્યો છે.

આકાશ ભણી નજર નાખતાં પહેલા વર્ગના તારાથી યે ત્રણગણા તેજથી પ્રકાશતો આ વ્યાધનો તારો ગર્વોન્નત સ્વરૂપે આકાશમાં વિહરતો દેખાય છે; પણ ટેલિસ્કોપથી એના તરફ નજર નાખતાં આ વ્યાધ સાહેબ એક બીજા તારાની સાથે ફેરકુદરડી ફરતો હોય તેમ દેખાય છે. એની સાથે ફેરફૂદડી ફરનાર તારાએ તો આ વ્યાધનું લૂણ ઉતારી નાખ્યું છે. એ તારો છે નવમા વર્ગનો અને વ્યાધના તારા કરતાં હજારગણો નાનો, છતાં વ્યાધને બિચારાને એની સાથે ફેરફૂદડી ફર્યા કરવી પડે છે!

વ્યાધનો તારો જ આવી ફેરફૂદડી ફરે છે એમ નથી. આકાશમાં પોતાને તેજે આપણી સામે ડોળા ફાડી જોઈ રહેલા કંઈક મોટા તારા અંધકારને ઓથે કોઈ નાનકડા તારાઓ સાથે ફેરફૂદડી ફર્યા કરતા હોય છે. આ ફેરફૂદડીનો અર્થ શો?

આકાશમાં કેટલાયે તારાઓ નરી નજરે બબ્બેને જોડકે પાસે પાસે દેખાતા હોય છે, પણ તેઓ અવકાશમાં સાથેસાથ પાસે હોય છે તેવું નથી હોતું. તેઓ એકબીજાથી કરોડો માઈલ દૂર હોય છે. સડક પર બળતી વીજળી-બત્તીઓ આગળ-પાછળ હોવા છતાં દૂરથી જોવાને કારણે પાસે પાસે દેખાય એના જેવી વાત.

### જાતજાતના જોડિયા તારા

પણ ટેલિસ્કોપથી જોતાં કેટલાક તારાઓ આ વ્યાધના તારાની જેમ તદ્દન પાસે પાસે જોડકાં બનીને બેસી ગયા હોય છે અને ઉનાળાના દિવસોમાં પેલી છોકરીઓ એકબીજાના હાથ ઝાલીને 'ઘૂઘરિયાળી ઘંટી, લાવો દળું બંટી' ગાતી ફેરકુદડી ફર્યા કરતી હોય છે, તેમ તેઓ એકબીજાની આસપાસ ફેરફૂદડી ફર્યા કરતા હોય છે. એથી આગળ વધતાં, પેલી ઉત્તર હિંદુસ્તાની સ્ત્રીઓ શ્રાવણ માસમાં વર્ષાને વધાવતાં ત્રણને ઝૂમખે ગોળાકાર 'કજરી-નૃત્ય' કરતી હોય છે, તેમ કેટલાક તારા ત્રણ ત્રણને ઝૂમખે ફેર-ફૂદડી ફરતા હોય છે. આપણા ધ્રુવ મહારાજ બીજા બે તારાઓની સાથે આવું 'કજરી-નૃત્ય' કરી રહ્યા દેખાય છે. હવેલીમાં ઘેરૈયા ચાર-ચારને ઝૂમખે ચોરસ-રાસ ખેલતા હોય છે, તેમ ચાર-ચાર તારા પણ ક્યાંક ક્યાંક અવકાશમાં ગોળાકાર રાસ ખેલી રહેલા દેખાય છે. પેલા વીણામંડળીમાં આ રીત

ચાર તારા રાસ ખેલતા દેખાય છે; અને આપણે ગયે માસે નીરખી ગયેલ પેલા મૃગશીર્ષ નક્ષત્રની અંદર પડેલા બાણના વચલા તારાની આસપાસ તો છ તારા ચકરાવાની રમત રમી રહ્યા છે.

એકબીજાની આસપાસ આ રીતે ચક્રાકાર નૃત્ય કરતા હોય છે, તેથી તારાઓની ગતિ માપવામાં રૂંધન નામું થાય છે. આપણા વ્યાધના તારાની ગતિ મપાઈ ગઈ હતી ખરી, પણ એની ગતિ માપવામાં થોડી થોડી રુકાવટ આવ્યા કરતી. વિજ્ઞાનીઓને થયેલું, કે આ ભાઈસાહેબ ક્યાંક રોકાઈ રહેતા લાગે છે, પણ આ કલ્પના આવ્યા પછી ઠેઠ વીસ વર્ષે ૧૮૬૨માં શોધાયું કે વ્યાધ બીજા એક તારાની આસપાસ નૃત્ય કરવામાં રોકાયેલ છે; અને એ તારો પણ પકડાઈ ગયો.

આ વ્યાધનો તારો આપણા સૂર્ય કરતાં કેટલો મોટો છે, જ્યારે તેની સાથે ફરનારો આ જોડિયો તારો સૂર્ય કરતાં ૩૦મા ભાગ જેટલો છે. (અલબત્ત, તે સફેદ વામનની જાતનો છે, એટલે તેનું ઘનત્વ તો સૂર્ય કરતાં ૧૯૦૦૦ ગણું વધારે છે.) જાણે હાથી અને મગતરું એકબીજાને પકડીને નૃત્ય ખેલી રહ્યાં છે. વ્યાધના વિશાળ તારાને આવડા તારા સાથે રમવામાં નાનમ નથી લાગતી. કુદરતમાં જાણે નાનામોટાના એવા ભેદ નથી.

## જોડિયા તારાની ઉત્પત્તિ

આ રીતે ફેરફૂદડી ફરતાં ફરતાં તારાઓ એકબીજાની આડે આવતા જાય છે; અને તેથી તેમનાં રંગ અને રૂપ બદલાતાં રહે છે. આથી અભ્યાસીઓને તેમાંથી વિશેષ અભ્યાસ કરવાનું મળે છે, પણ આવાં તારા-યુગલ : જોડિયા તારા (Bianary Stars) થયા કેમ ? એ અભ્યાસીઓને મન એક કોયડો ઊભો થઈ ગયો છે. કોઈ કહે છે કે મોટા તારાની પાસેથી નાનો તારો નીકળી પડયો અને મોટા તારાએ તેને પકડી રાખ્યો પકડી રાખવા છતાં એકબીજાથી યોગ્ય અંતરે દૂર રહીને તેઓ એકબીજાની આસપાસ ફરવા લાગ્યા. તદ્દન પાસે આવી જાય તો બંનેના અથડાઈને ભુક્કા જ બોલી જાય ને ?

તો વળી બીજા કહે છે, કે 'ના રે ના, આ તો મૂળ તારાની પોતાની જ પેદાશ છે.' મૂળ તારો ગજબ તેજે અને વેગે ફરી રહ્યો હશે-જેમ પેલું પૈડું ગોળાકાર ફર્યા કરે છે તેમ; પણ પૈડાના આરા અને ધરી મજબૂત રીતે ચોંટેલાં ન હોય અને તેને ખૂબ જોરથી ચક્કર ફેરવવામાં આવે, તો તેના આરા ઊડી પડે, તેમ આ તારાનુ પણ થયું હશે. તેની અંદરનું વસ્તુ ઠાસીને ભરેલું નહિ, તેથી વેગ વધતા અંદર દબાણ થયું અને અંદરથી ગોળા નીકળી પડયા.

આ ગોળા બહુ દૂર જાય એ પહેલાં જ મૂળ તારાએ કહ્યું : 'નાસી જા મા, નાસી જા મા, તું તો મારો પુત્ર થાય.' અને માબાપ જેમ પુત્રને પ્રેમના દોરે પકડી રાખે છે તેમ આ તારાએ તેને ગુરુત્વાકર્ષણને જોરે પકડી રાખ્યો, અને પોતાની આસપાસ નૃત્ય કરવામાં રોકી દીધો.

બીજો તારો મૂળ તારામાંથી સાચેસાચ નીકળ્યો છે કે નહિ, તે તપાસવા અભ્યાસીઓએ બંને તારાનાં વસ્તુઓ તપાસી જોયાં છે; અને કેટલાકમાં એકરૂપતા દેખાઈ આવે છે ખરી. આ કલ્પનાને આગળ લંબાવતા કેટલાક કહે છે, કે કદાચ આવી જ રીતે આપણા સૂર્યમાંથી ગોળા ઊડી પડયા હશે અને આપણું સૌરજગત સર્જાયું હશે; પણ આ તો ઘણી ચર્ચાનો અને શંકા-આશંકાનો મુદ્દો આવી ગયો. આપણે ત્યાંથી અટકી જઈએ.

આપણે વ્યાધ-શિકારીનો ઘણો ઘણો પરિચય કરી લીધો. હવે એનો પરિચય કરવા વધારે રોકાઈશું, તો શિકારીની મોહજાળમાં ફસાઈને આપણે જ તેનો શિકાર બની ગયા એવો કોઈ આક્ષેપ કરશે, માટે હવે નાસી છૂટીએ અને પાશ્ચાત્ય શિકારીના બીજા સંગાથીઓની ઓળખાણ કરી લઈએ, ક્યાં છે એ બધાં ?

## અગસ્ત્ય મહારાજનાં દર્શને

તેમને નીરખવા માટે આસપાસ નજર ફેરવીએ

છીએ, પણ ઊંચે ઊંચે શિકારીને નીરખીને થાકી ગયેલી નજર નીચે દક્ષિણ તરફ દડી પડે છે—અલબત્ત, તદ્દન આસાનીથી : કમળના પાંદડા પરથી પાણીનું બુંદ દડી પડે, તેમ એ દડે છે અને દક્ષિણ–આકાશના ક્ષિતિજ પર ચળકતો એક પ્રકાશિત તારો વનના શ્રમિત પ્રાણીને પોતાને ખોળે કોઈ ઋષિ આર્જવતાથી ઝીલી લે, તેમ આપણી નજરને ઝીલી લે છે. કોણ છે એ તારક ઋષિ ?

એ તો આપણા અગસ્ત્ય મહારાજ. આખા આકાશમાં સૌથી વિશેષ પ્રકાશિત તારો વ્યાધ. એની જ પાસે આવેલ આ અગસ્ત્ય મહારાજનો તારો બીજો નંબર નોંધાવે છે. પહેલા વર્ગના તારા કરતાં યે એ વધારે તેજ ધરાવે છે. દક્ષિણ દિશાના આજકાલની દિગ્પાળસમા અગસ્ત્ય મહારાજ ચાલ્યા આવે છે અને તેમની તપોમય કથા સુણાવતા જાય છે.

પ્રથમ તેઓ ઉત્તર ભારતવર્ષમાં રહેતા ત્યારે તેમણે ઈલ્વલ અને કાલકેય નામના દૈત્યોનો સંહાર કરવા માટે સમુદ્રને શોષી લીધો હતો, પણ ઉત્તર ભારતવર્ષ અને દક્ષિણ ભારતવર્ષ વચ્ચે સંસ્કૃતિભેદનો મહાવિંધ્યાચળ વધી રહ્યો હતો; અને જનસમાજમાં વિચાર–વિભેદનો અજ્ઞાન–અંધકાર ફેલાવી રહ્યો હતો. આથી અગસ્ત્ય મહારાજ વિંધ્યાચળ પાસે ગયા. વિંધ્યાચળે તેમને સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કર્યાં. મુનિએ તેને કહ્યું : 'હું પાછો ફરું ત્યાં સુધી તું આ સ્થિતિમાં જ રહેજે.' આથી વિંધ્યાચળ લાંબો ને લાંબો રહ્યો અને અગસ્ત્ય મહારાજ દક્ષિણના દેશમાં જઈ અનાર્યોમાં આર્યસંસ્કૃતિનો ફેલાવો કરવા રોકાઈ રહ્યા.

## અગસ્ત્યના વાયદા

સંસ્કૃતિના પ્રચાર્થે ગયેલા અગસ્ત્ય મુનિ 'આવું છું, આવું છું,' કહેતા ગયા અને પાછા ન જ ફર્યા. આથી બિચારા વિંધ્યાચળને હમેશને માટે લાંબા થઈ ને સૂઈ રહેવું પડયું અને આપણામાં કહેવત પ્રસ્થાપિત થઈ ગઈ ; 'અગસ્ત્યના વાયદા.' આ આ પરથી જ કોઈ ગૃહસ્થાશ્રમી સંન્યાસ લઈને પાછા ન ફરવાની નેમથી હમેશાને માટે ઘેરથી ચાલી નીકળે છે, તેને 'અગસ્ત્યયાત્રા' કહેવામાં આવે છે.

અગસ્ત્ય મહારાજનો આ તારો પણ કહેવતની પેઠે આપણે ત્યાં માંડ એકાદ–દોઢ માસ દક્ષિણમાં ચમકીને આઠ–દસ માસે દેખા દેશે. અગસ્ત્ય મહારાજ દક્ષિણમાં પણ ઝાઝો વખત ક્યાં રોકાયા હતા ? એ પછી તો તેઓ દક્ષિણ દેશમાંથી નૌકાને સહારે દૂર દૂર સાગરપથે ચાલ્યા ગયા હતા. આપણે ત્યાં જ્યારે સાગર ખેડાતો ન હતો અને ભયાનક ગણાતો હતો ત્યારે એમણે જ એને અંજલિ રૂપે પી જવાનું પહેલવહેલું સામર્થ્ય બતાવેલું ને ? હાથે બનાવેલ નાની એવી હોડીને આધારે ઠેઠ જાવા, હિંદી ચીન અને બહિર્હિંદુદ્વીપ (બાર્નિયો) સુધી થઈને આગળ આગળ વધતા ગયા. તે તે દેશોમાં તેમણે સંસ્કૃતિ–ચિહ્નો સ્મરણ તરીકે મૂકયાં અને આપણે તેમના સ્મરણ તરીકે આકાશમાં આ તારાને બેસાડી દીધો.

આ અગસ્ત્યને પાશ્ચાત્યો કેનોપસ: (Canopus) કહે છે. બરાબર પેલા વ્યાધની જેમ અગસ્ત્ય મહારાજની સાથે પણ ત્રીજા વર્ગનો જોડિયો તારો ફરી રહ્યો છે. આટલી લાંબી સફરોમાં એમને કોઈક સંગાથી તો જોઈએને ? પણ આવો જબરો સાગર-પ્રવાસ કરવા માટે અગસ્ત્ય મહારાજ પાસે નૌકા ક્યાં ? એમની પૂર્વે જ એ પડી છે. પણ એ નૌકાની પાછળ બીજો ઈતિહાસ છે, એટલે તેની ઓળખ અત્યારે નહિ કરીએ.

## શિકારીનાં સંગાથી

ચાલો, હવે આપણે પાછા ફરીએ. અગસ્ત્ય મુનિનો ઝાઝો સાથ કરવા જઈશું તો પાછા ફરવાનો સંભવ ઓછો રહેશે આપણા પર હજી પેલા શિકારીના સંગાથીમંડળનો પરિચય કરવાનો તકાદો ઊભો જ છે.

આંખને ઉપર લાવો. અગસ્ત્ય અને બાણુ-રજની વચ્ચે એક લીટી સાંધી દો. એ લીટીની ઉપર વ્યાધના તારાની પશ્ચિમે થોડાક તારાઓ પડયા છે, તે શિકારીની સાથે શિકાર કરવા નીકળી પડેલું શશક–સસલું. સસલું તો બિચારું હંમેશાં શિકારીનો શિકાર થયા કરે છે. તેને બદલે શિકારી સાથે શિકાર કરવા નીકળ્યું તે આ સસલું કેવું ! પેલો અહમદશાહ

બાદશાહ સાબરમતીને કાંઠે શિકારે નીકળેલો અને ત્યાં તેના કૂતરાં સામે સસલાં થયેલાં તે પરથી ભૂમિની પ્રબળતા નીરખી એણે ત્યાં અમદાવાદ વસાવેલું. આવી કોઈ ભૂમિને પ્રતાપે તાકાતવાન બની ગયેલું તો આ સસલું નહિ હોય ને ? આવી જ કોઈ તાકાતને જોરે શીખ ગુરુ ગોવિંદસિંહે ગાયેલું ને કે–

સસ્સાસે જબ શેર લઠાઉં,
ચીડિયાંસે જબ બાજ ગિરાઉં,
સવા લાખસે એક લડાઉં–

શિકારીનો સંગાથ કરનાર બીજું એક પ્રાણી છે એકલશિંગી અથવા એક શૃંગ. મોનોસીરોસ Monoceros The Unicorn) ક્યાં છે એ એકલશિંગી ઘોડો ? બરાબર શિકારીની ઉપર જ અને મૃગશીર્ષના ઊગમણા ભાગે આડી–અવળી લાંબી લીટીમાં ત્રણ–ચાર તારા પડ્યા છે તે જ : પણ આમાં ઘોડાનો આકાર કે કલ્પના કેવી રીતે ઊભી થાય ? પણ મૂળ તો એકલશિંગી અશ્વ એ પાશ્ચાત્યોનું એક કાલ્પનિક પ્રાણી છે. કલ્પનાને ઘોડે ચડીને જે પ્રાણીને પેદા કર્યું તે ઘોડાની કલ્પના આવી જ થાય તેમાં નવાઈ શી ?

## પ્રભાસનો નાનો કૂતરો

હવે શિકારીનાં સંગાથીઓમાંથી કોણ બાકી રહ્યું ? નાનો કૂતરો. ચાલો, એને પણ આપણે જોઈ નાખીએ. વ્યાધ–શિકારીનો સંગાથ પકડી, મૃગશીર્ષ–હરણને હાથ અડાડી, ડાબી તરફ નજર ફેરવી, પૂર્વ તરફ આગળ વધશું તો મૃગશીર્ષના ઉપરના બંને તારામાંથી લીટી દોરતાં બરાબર પૂર્વે એક તારો ચળકતો દેખાશે. એનું નામ 'પ્રભાસ.' વ્યાધ, આર્દ્રા અને પ્રભાસ મળીને એક સુંદર જબરો સમબાજુ ત્રિકોણ રચે છે.

એનું નામ પ્રભાસ શાથી પડયું હશે ? કશી વિગત મળતી નથી. આ પ્રભાસ પોતે જ પેલા શિકારી સાથે શિકારે નીકળેલો નાનો કૂતરો : (કેનિસ માઈનોર Canis Minor : The Little Dog.) પેલો મોટો કૂતરો હરણની પાછળ પડયો છે તો આ નાનો કૂતરો હરણને આંતરી લેવા માટે જાણે આડો આવીને ઊભો રહી ગયો છે, એનું બીજું નામ પ્રોકયોન : Procyon પ્રોકયોન એટલે Preceding the Dog : કૂતરાની પાછળ ચલનારો. પ્રભાસના તારાની ઉપર આથમણી બાજુ ત્રીજા નંબરનો એક તારો છે, આ તારાને સાથે ગણીને આપણે પ્રભાસને સારમેય કહીએ તો ? સારમેય ભગવાન ઈંદ્રની કૂતરી શરમાના બે દીકરા હતા અને યમદેવના ચોકિયાત તરીકે રહેતા હતા. એને 'શુની' પણ કહે છે. આ પ્રભાસ આપણા સૂર્યથી ૫.૫ ગણો વધારે પ્રકાશિત છે.

આ પ્રભાસના તારાથી ઉત્તર તરફ ડાબી બાજુએ નજર ફેંકશું તો બે પ્રકાશિત તારા દેખાય છે. એમનું નામ પુનર્વસુ નક્ષત્ર. અડખેપડખેના તારાઓમાં તેઓ આપણું ધ્યાન રોકી રાખે છે.

એમાંનો જમણી તરફનો તારો પહેલા વર્ગનો છે એને 'પુરુષ' કહે છે અને ડાબી તરફનો તારો ત્રીજા વર્ગનો છે એને 'પ્રકૃતિ' કહે છે, જાણે પુરુષ–પ્રકૃતિની જોડી સંસારસાગરની સફરે ઊપડી છે, પણ એ જોડી આવો અગાધ આકાશ–સાગર કેવી રીતે ખેડી શકશે ? તેમને હોડી તો જોઈશેને ?

## પુનર્વસુની હોડી

નજર કરો. પુનર્વસુની જોડી પાસેથી પ્રભાસ સુધી નજર સાંકળી દો. એ બંને વચ્ચે ઝાંખા તારાની એક ગોળાકાર લીટી ફુલાઈને ચાલી જાય છે. એ તારાઓની હાર મળતાં જાણે ઊંધી પડેલી નાની હોડી રચાઈ જશે. બરાબર નાની ડીંગીનો ઘાટ જોઈ લો. પ્રભાસ એનો મોરો છે, પુનર્વસુ જાણે વાંઢાર છે. પુનર્વસુની જોડીમાંથી એકાદને સુકાન કલ્પી લઈએ એટલે હોડી માંડે તરવા ..એ ઊપડી...દક્ષિણ તરફ. દક્ષિણ તરફ હોડી જઈ પહોંચે તે જોવા માટે તો મોડે સુધી ભમવું પડશે. અત્યારે તો હોડી અંધારાના સાગર–પેટાળમાં ઊંધી વળી ગઈ છે. પુનર્વસુની જોડી એને સીધી કરી લે ત્યારે તમે પણ એમાં કલ્પના–છલંગ મારીને જઈ બેસજો ને ? પણ હોડી સીધી થતાં પરોઢ થઈ જવાનું અને તમારા પર નિદ્રા છલંગ મારી બેસવાની.

સવારે આંખો ઉઘાડીને જોશો ત્યાં સુધીમાં તો પેલા પુનર્વસુ નાવિકો હોડીને લઈને પશ્ચિમ કંદાળમાં હોદારી જવાના.

પણ પુનર્વસુના એક તારાને પ્રભાસના તારાની સાથે લઈને પશ્ચિમ તરફ નજર ફેંકશો, તો એક ત્રિકોણ રચાઈ જશે. એ ત્રિકોણ તરફ આંગળી ચીંધી પુનર્વસુવિષયક પાશ્ચાત્ય કલ્પનાઓ તરફ આવી જઈએ.

## કેસ્ટર-પોલક્ષની વીર જોડી

પાશ્ચાત્યો પણ પુનર્વસુના બંને તારાને જુદે જુદે નામે ઓળખે છે. આપણો પ્રકૃતિ તે એમનો કેસ્ટર : Castor અને આપણો પુરુષ તે એમનો પોલક્ષ : Pollux. કોણ હતા આ કેસ્ટર અને પોલક્ષ ? તેઓ બંને સ્પાર્ટાના રાજાની રાણીને પેટ અવતરેલા ભગવાન જ્યુપિટરના જોડિયા પુત્રો હતા. કેસ્ટર-પોલક્ષને અંગ્રેજીમાં જોડકું : The Twins કહે છે તેનું પણ આ જ કારણ છે. જેમ જેમ આ બંને ભાઈઓ મોટા થતા ગયા તેમ તેમ તેમના પિતાની જેમ તેઓ ગુણે અને પરાક્રમે પ્રજાવર્ગમાં વખણાવા લાગ્યા અને તેઓ પ્રજાહિતનાં કાર્યો કરવા લાગ્યા. જેસન નામનો એક પરાક્રમી રાજકુમાર દૂર દૂર સોનેરી ઊન લેવા ગયેલો તેની સાથે આ બંને ભાઈઓ પણ ઉપડેલા. એ સફરમાં જેસનને હજારો મુશ્કેલીઓ આવેલી તેને નિવારવામાં બંને ભાઈઓએ ઘણી મદદ કરેલી. તેઓ આવાં યશસ્વી કાર્યો જીવતા રહ્યા ત્યાં સુધી કરતા રહ્યા. તેમના અવસાન બાદ તેમનાં યશસ્વી કાર્યોના સ્મરણરૂપે ભગવાન જ્યુપિટરે તેમને જોડિયા સ્વરૂપે આકાશમાં હંમેશને માટે સ્થાપી દીધા છે. હજી તેઓ એમની પરાક્રમકથાઓ સુણાવતા અને આપણા ભણી તેજ ફેંકતાં રોજ રાત્રે નીકળે છે.

આ જોડકું તો આરબ લોકોને પણ ગમી ગયું. આ કેસ્ટર અને પોલક્ષ વચ્ચે જેટલું અંતર દેખાય છે તેને આરબ લોકો 'એલ્લ' કહેતા અને આ માપ આકાશના જુદા જુદા ભાગ માપવામાં વાપરતા.

## છ તારાનું નૃત્ય

તેમનું આ જોડકાસ્વરૂપ આંખને ભરમાવનારું છે. આપણી નરી આંખને તેઓ પાસે પાસે દેખાય છે એટલું જ, બાકી તેઓ સાચું તારાયુગલ નથી. અવકાશમાં તેઓ એકબીજાથી ઘણા ઘણા દૂર બેઠા છે. અલબત્ત, પેલો પ્રકૃતિનો તારો તારાયુગલનું સ્વરૂપ ધરાવે છે ખરો, એની પાસે એક તારો દેખાયો છે. જેઓ બંને એકબીજાની આસપાસ ફર્યા કરે છે. પણ દિવસે દિવસે માનવીની દૃષ્ટિ વિસ્તરતી જાય છે અને સ્પેકટ્રોસ્કોપ જેવાં સૂક્ષ્મ સાધન દ્વારા એક રશિયન વૈજ્ઞાનિકે વળી વિશેષ શોધ કરી છે, કે આ બંને તારાની આસપાસ એક ત્રીજો તારો છે. આ રીતે પ્રકૃતિ મળીને ત્રણ તારા થાય. આ ત્રણે જોડિયાતારા છે. એ રીતે તેઓ છ તારા થયા. આ છ તારા એકબીજાની આસપાસ ફરી રહ્યા છે અને રાસ ખેલી રહ્યા છે. તેમનું આ નૃત્ય આપણને નરી આંખે તો શું, પણ ટેલિસ્કોપથી યે જોવા નથી મળવાનું; તો પછી એનો ઝાઝો વિચાર કર્યા વગર આગળ વધવું એ સારું છે.

## દૈત્યની આંખો

કેસ્ટર અને પોલક્ષનાં આવાં કોઇ વિવિધરંગી દશ્યો ભાળ્યાં ન હતાં, છતાં પાશ્ચાત્યોએ તેમની પાછળ એક કથા ઘડી કાઢી છે અને તેમને દૈત્યની આંખો The giants' eyesનું નામ આપી દીધું છે. શી છે એ કથા ?

પુરાણકાળમાં મેઈઝ નામે એક રાક્ષસ થઈ ગયો. એ રાક્ષસ ગમે તે વખતે ગમે તે પંખીનું રૂપ ધારણ કરી શકતો અને આખા જગતમાં ફર્યા કરતો. સૌથી વિશેષ એ ગરુડનું રૂપ ધરતો. ગરુડના મહાકાય સ્વરૂપથી એને ગમે ત્યાંથી મનધારી ચીજ ઉપાડી લાવવામાં સુગમતા રહેતી.

એક વખત ત્રણ દેવો પૃથ્વીને પ્રવાસે નીકળ્યા. પ્રવાસથી થાકીને તેઓ બળદનો શિકાર કરી એક ઝાડ નીચે આવ્યા અને ત્યાં બળદનું માંસ રાંધવા લાગ્યા. મેઈઝને વિચાર થયો, 'લાવ, આ દેવોને હેરાન કરું.' તે ગરુડનું રૂપ લઈને તે ઝાડ પર આવીને બેઠો. તેણે પોતાની જાદુઈ શક્તિથી દેવોના

હાંડલા પર એવી નજર બાંધી દીધી, કે માંસ ચડે જ નહિ લાકડાં બાળી બાળીને દેવો કંટાળ્યા એટલે ઝાડ પરથી પેલો રાક્ષસ બોલ્યો: 'કેમ, માંસ ચડતું નથી ને? હું રાંધી, દઉં તો શું આપો?'

દેવોએ કહ્યું: 'તારો પણ એમાં ચોથો ભાગ.' દેવોએ આમ કહ્યું, કે તરત માંસ ચઢી ગયું. એની વરાળ પરથી વાસ આવતાં લોક નામનો દેવ ઢાકણું ઉપાડીને જોવા ગયો ત્યાં પેલો રાક્ષસ ઝપટ મારીને બધું યે માંસ ઉપાડી ગયો અને પાછળ દેવો માટે માત્ર હાંડકા મૂકી ગયો. લોકદેવે એને ભાગતો જોયો, કે તરત તે એની પાછળ પડયો અને તેની પાસે એક લાકડી હતી તે રાક્ષસને ફટકારી. પણ રાક્ષસે જાદુ છાંટયું, કે તરત લાકડી એની પાંખો સાથે ચોંટી ગઈ અને લાકડીને લોકદેવ ચોંટી ગયો. રાક્ષસ ઊંચે ઊડવા લાગ્યો અને લોકદેવ લાકડીએ ચોંટીને રાક્ષસની પાછળ ઢસડાતો આકાશમાં ચાલ્યો.

## અમૃતનો કૂંપો

છેવટે રાક્ષસે લોકદેવને કહ્યું: 'દેવલોકમાં એક અમૃતનો કૂંપો છે તે લાવી આપ, તો છોડું.' થાકી ગયેલ લોકદેવે હા પાડી એટલે રાક્ષસે પોતાની જાદુશકિત પાછી ખેંચી લીધી અને લોકદેવને છોડી મૂકયો લોકદેવ દેવલોકમાં જઈને અમૃત કૂંપો લઈ આવ્યો અને રાક્ષસને આપી દીધો.

દેવોને આ વાતની ખબર પડતાં તેઓએ લોકદેવને તેની આ ભૂલ માટે ધમકાવ્યો અને અમૃતનો કૂંપો પાછો લાવી આપવા કહ્યું. લોકદેવ જ્યાં પેલો રાક્ષસ રહેતો હતો ત્યાં છાનોમાનો આવ્યો અને અમૃતનો કૂંપો લઈને ભાગી છૂટયો.

એ જ વખતે રાક્ષસ ઘેર આવ્યો અને તેને આ વાતની ખબર પડી. તરત એ ગરુડનું રૂપ ધરીને લોકદેવની પાછળ પડયો અને થોડા જ વખતમાં લોકદેવની લગોલગ આવી પહોંચ્યો. આગળ લોકદેવ અને પાછળ રાક્ષસ. દેવપુરીનાં કાંગરા પર બેસીને દેવો આ બંને વચ્ચેની રસાકસી જોતા બેઠા હતા. તેમણે લોકદેવને બચાવવા પેંતરો રચ્યો. તેઓએ દેવપુરીના ગઢને માથે ઝાડઝાંખરાંનો મોટો ઢગલો રચી દીધો. લોકદેવ-પોતાનું બધું જોર કરીને છેલ્લી ઝપટ મારી દેવપુરીમાં ઘૂસી ગયો.

લોકદેવ અંદર આવી ગયો, કે તરત જ દેવોએ પેલાં ઝાડઝાંખરાંને એક સાથે સળગાવ્યાં એમાંથી જબરો ભડકો થયો. એની પરવા ન કરતાં રાક્ષસ એમાથી નીકળી જવા માટે ઘૂસ્યો, કે તરત જ એની પાંખો સળગી ગઈ અને તે નીચે જઈ પડયો. થોડી વારમાં એ તરફડીને મરી ગયો ભગવાન જ્યુપિટરે તેનાં કાળાં કૃત્યો યાદ આપવા માટે તેની આંખો ખેંચી કાઢી અને આકાશમાં ચોડી દીધી અને તેને નામ આપ્યું દૈત્યનેત્ર અથવા The Giant's Eyes.

## મિથુન રાશિ

આપણે આ વખતે ઘણાં તારામંડળો અને એક નક્ષત્ર પુનર્વસુની ઓળખાણ કરી લીધી. ½ મૃગશીર્ષ + ૧ આર્દ્રા + ¾ પુનર્વસુના સવાબે નક્ષત્ર મળીને મિથુન રાશિ પૂરી થઈ. પુનર્વસુનો બાકી રહેલો ¼ ભાગ મિથુન પછી આવતી કર્ક રાશિમાં આવશે. રાશિ સવાબે નક્ષત્રોથી બનતી હોઈને કેટલાંક નક્ષત્રોને બન્ને રાશિ વચ્ચે પગ રાખવા પડે છે. રમતમાં પણ અદૂકદૂકિયા છોકરા બંને બાજુ ભાગ નથી લેતા!

પણ આ પોષ માસનું નક્ષત્ર પુષ્ય કયાં? એ રહ્યું પુનર્વસુની પૂર્વમાં થોડે દૂર ઝાંખે સ્વરૂપે. હવે એની ઓળખાણ આ હપ્તામાં નહિ કરીએ. આવતા હપ્તોમાં વાત. શા માટે એ ઝાંખું થઈને અબોલ બનીને બેઠું છે? આ હરીફાઈના જમાનામાં એ કેમ ચાલે? આ જમાનો તો એવો છે, કે 'બોલે એનાં બોર વેચાય અને ન બોલે એની કેરી પણ ન વેચાય.'

*

બેટા જાયા કવણ ગુણ, અવગુણ કવણ મૂવાં?
જો ઊભાં ઘર આપણી, ગંજી જે અવરાં.



વગડા ગજાવનારાં

# લેલાં

(બાલશ્રેણી)

જયમલ્લ પરમાર

સાત હતી બેનો. સાતે બેનો વચ્ચે એક જ ભાઈ. ભાઈ ઉપર બેનોનાં એવા હેત કે ન પૂછો વાત બેનો તો મોટી થઈ. ભાઈએ તો બેનોનાં સગપણ કર્યાં. સાતે બેનોને એક જ ગામમાં પરણાવી. બેનોનુ ગામ તો ઘણુ દૂર છે, એટલે દૂરથી ભાઈ મળવા કેવી રીતે આવે?

ઘણે વર્ષે ભાઈ બેનોને મળવા ચાલ્યો. સાત બેનો માટે સારી સારી વસ્તુઓ ભાઈએ લીધી છે. ભાઈ ચાલતો ચાલતો ઘણે દિવસે બેનોના ગામને પાદર પહોંચ્યો. સવારનો પો'ર છે. સાતે બેનો ગામને પાદર છાણુ ભેગું કરવા આવી છે. દૂરથી તેમણે ભાઈને આવતો જોયો. સૂંડલા પડતા મૂકયા અને બેનો ભાઈ પાસે દોડી. ભાઈનાં ઓવારણાં લીધાં. બેનોના હેત જેવા ટચાકા ફૂટયા.

પણ ભાઈને જવુ કોને ઘેર? એક બેન કહે મારે ઘેર, બીજી કહે મારે ઘેર, ત્રીજી કહે મારે ઘેર. સાતે બેનો વચ્ચે વડછડ ચાલી. ભાઈ તો બીચારો મૂંઝાઈને ઊભો છે. બેનો તો લાગી એને ખેંચવા– એક કહે ચાલ મારે ઘેર, બીજી કહે ચાલ મારે ઘેર. એક બેને ઝાલ્યો એક હાથ, બીજી બેને બીજો હાથ. કોઈએ માથુ તો કોઈએ પગ ઝાલ્યા માંડી ખેંચા-ખેંચ. ભાઈ તો બૂમો માર્યા કરે, પણ સાંભળે કોણ? બેનોની ખેંચાખેંચમાં એનો જીવ ઊડી ગયો, ધબ દઈને ભાઈ નીચે પડી ગયો.

ધરતી પર ભાઈને ઢળી પડેલો જોયો કે બેનોને ભાન આવ્યું: હાય.. હાય.. ભાઈ. મરી ગયો! બધી બેનોના ડોળા ફાટયા રહ્યા અને રોવા લાગી. રોઈ રોઈને થાકી એટલે એક બેન કહે: ભાઈને તે માર્યો. બીજી કહે તે માર્યો–સામસામા હાથ કરીને એકબીજીને ગુનેગાર ઠરાવવા લાગી, અને તેં માર્યો–તેં માર્યો–તેં...તે...તે. એમ બોલતી ને સામસામી મારતી–પીટતી સાતે બેનો ત્યાં ને ત્યાં મરી ગઈ. મરીને સાતે બેનો લેલાં સરજી. હજી યે લેલાંઓ મર્યા પછી યે એકબીજાંને આગલા ભવનો દોષ દેતાં બોલ્યા જ કરે છે કે..તે..તે તેં.

લેલાંને તમારે જોવાં હશે તો ગામ બહાર નીકળવુ પડશે. પાદર વટાવશો કે રસ્તાની બને બાજુ આવેલાં ઝાડની નીચે આહાર ગોધતાં લેલાં દેખાઈ આવશે. ચણ ખાતાં ખાતાં ઘડીએ ઘડીએ તેઓ એકબીજા સાથે ભટકાઈ પડતાં હશે અને..તે ..તે . તેં બોલીને લડયા કરતા હશે. ગમે તેવા ગંભીર વિચારમાં તમે ચાલ્યા જતા હશો તોયે એના તેં.. તે શબ્દો તમારુ ધ્યાન ખેંચી જશે.

આહાર માટે લડવામાં લેલાં, ભારે જબરાં હોય છે. અંદરોઅંદર લડાઈનું ચક્ર ચાલ્યા જ કરે. એકાદ ફળ માટે બે લેલાં લડતા હોય ત્યાં તો ત્રીજું લેલું ઘૂસીને તે ફળ પડાવીને ખાઈ જાય અને ચાલતુ થાય. તે પછી યે પેલા બે લેલા લડયા જ કરતાં હોય.

આવી લડાઈ કયારેક જ થતી હોય છે એવુ

નથી. લેલાં સમૂહચારી પંખી છે એટલે સવારથી માંડી સાંજ સુધી તેઓ ટોળામાં જ આહાર શોધતાં હોય છે સાથે જ ફરે એટલે ઘડીએ-વારે સામસામાં ભટકયા કરે અને અંદરોઅંદર લડ્યા કરે. ઘડીક લડે ઘડીક શાંત થઈ જાય, ઘડીક લડે-ઘડીક શાંત. એમ કરતાં કરતાં આખો દિવસ પસાર કરે.

લેલાં અંદરોઅંદર ભળે, આ રીતે આખો દિવસ લડે. પણ જો બહારથી હલ્લો આવે તો બધાં એક થઈ જાય. તેમનામાંના એકાદ લેલાં પાસેથી કોઈ પંખી આહાર પડાવી લેવા આવ્યું તો મર્યું જ સમજો ઘડીક પહેલાંનું અંદરોઅંદરનું વેર ભૂલી જઈને લેલાં-બધાં લેલાં-પેલા પંખી સામે હલ્લો કરે ને તેને ભૂંડે હાલે ભગાડી મૂકે. આ કારણે જ્યાં લેલાં આહાર મેળવતાં હોય ત્યાં બીજાં પંખીઓ મોટે ભાગે આવતાં નથી.

એમનો આ લડાઈખોર સ્વભાવ શકરા જેવા શિકારી પંખીને પણ કયારેક ભારે પડી જાય છે. ભૂલભૂલમાં યે જો શકરો એકાદ લેલાંને પકડે તો લેલું પોતે જ એને પકડીને લોટપોટ થઈને બેસી જાય. બેઠું બેઠું લેલું તેં...તેં...તેંનો શોરબકોર કરી મૂકે.

એની બૂમ સંભળાય કે તરત જ આસપાસ ઘૂમતાં લેલાં માર માર કરતાં આવી પહોંચે. તેઓ પણ તેં...તેં...ના શોરબકોરથી કોલાહલ મચાવી મૂકે અને શકરાને પીંખવા જ લાગી પડે. પકડેલ લેલાંને શકરો મૂકે ત્યારે જ તેને છોડે

ધીમે ધીમે લેલાંઓના આ સ્વભાવને કારણે ઉદારતા પણ આવી ગઈ છે. જો શિકારીઓ લેલાંને પકડીને પીંજરામાં પૂરી દે અને એમાંથી એકાદને છોડી મૂકે તો એ લેલું ઊડી જવાનું નહિ-પીંજરા આસપાસ આંટા માર્યા કરવાનું અને બારણું ઊઘડે તો સામે ચાલીને અંદર જઈ પોતાનાં સગાવહાલાં સાથે બેસી જવાનું.

પક્ષીઓને પકડવા માટે શિકારીઓ લાસો નામનો એક ચીકણો પદાર્થ લાકડા પર ચોડી વગડામાં મૂકી દે છે. તેના પર જો કોઈ પંખી ભૂલભૂલમાં બેસી જાય તો તરત જ મજબૂત રીતે ચોંટી જાય જો આ રીતે કોઈ લેલું ચોંટી ગયું હોય તો શિકારીનો ડર ભૂલી બીજાં લેલાં એને ઉખેડવા પહોંચી જાય છે. ભલે પછી શિકારી એમને પણ પકડી લ્યે, તો યે ત્યાંથી ન ખસે.

નાની નાની છોકરીઓ એકબીજીનાં માથાંમાંથી જૂઓ વીણતી હોય છે તે તમે જોયું છે ? એ જ રીતે લેલાં પણ નવરાશ મળ્યે એકબીજાનાં પીંછા-માંથી જીવાત વીણી ખાતાં હોય છે તે તમે જોયું છે ? અલબત્ત, જૂઓ વીણતાં વીણતાંય કાંઇક વિરોધ પડે તો તેં...તેં...કરતાં લડી પડે.

તેઓ આ રીતે અંદરોઅંદર જ મદદગાર થાય છે એવું નથી. ગામનાં પંખીની ચોકીદાર કાબર કહેવાય છે. કારણ કે પંખીનાં દુશ્મન સરપ કે બિલાડી દેખાય કે કાબર કલબલાટ કરી મૂકે અને પંખીઓને ચેતવી દે. તે રીતે ગામ બહારનાં પંખીઓનાં ચોકિયાત લેલાંને કહી શકાય. પંખીઓ માટે ભય દેખાય કે તરત જ લેલાં તેં...તેંના અવાજ કરી મૂકે અને સૌને ચેતવી દે. તેઓ પોતે તેં...તેં કરતાં સાપ-બિલાડી પર ઝપટો માર્યા કરે અને બીજાં પંખીનો સાથ મેળવીને તેમને નસાડયે છૂટકો કરે.

આવું પરોપકારી પંખી, પણ એના તરફ કોઇ નજર નથી નાખતું. વાંધો માત્ર એક જ લાગે છે. એના શરીર પર રૂડા-રૂપાળા રંગો નથી. કાબરથી સહેજ મોટું એનું શરીર. એ આખા શરીર પર તેજ વિનાનો ધૂળિયો રંગ. કેટલીક ધૂળમાં ચમકદાર રંગ હોય- છે-લેલાંનો ધૂળિયો રંગ તો તદ્દન ભૂંડોભૂખ.

એવા ધૂળિયા રંગમાં સફેદ કૂંડાળાં ધરાવતી પીળી ચાંચને પાળા પગ. આખા શરીરના ધૂળિયા રંગ વચ્ચે આ પીળો રંગ પણ તેજ વિનાનો લાગે છે—એમાં વળી એનું ઢીલુ ઢફ શરીર, પૂંછડી યે પાછળ લટકતી હોય-જાણે ભારે ભારે લાગતી હોય અને પાછળ લબડતી આવતી હોય તેવી દેખાય. આવા

શરીરમાં પેલો ધૂળિયો રંગ વધારે ખરાબ લાગે છે. આખો દિવસ ધૂળ વચ્ચે જ રખડવાનું હોવાથી લેલાંના રંગે ધૂળ સાથે એકતા સાધી લાગે છે.

આપણને ભલે એ રંગ ન ગમે પણ લેલાંને તો એ રંગ ભારે મદદગાર થાય છે. આખો દિવસ તે ઝાડ નીચે પડેલાં પાંદડાંના ઢગલામાંથી અને ખેતરમાંથી જીવાત વીણી ખાતાં હોય છે, એ વખતે જમીન સાથે એકરૂપ થઈ ગયેલો તેનો રંગ એમના આગમનની જાણ થવા દેતો નથી-પરિણામે જીવડાં ભાગી ન જાય અને લેલાંનું કામ લહેરથી ચાલ્યા કરે.

આખો દિવસ એનાં ટોળાં બે પગે કૂદ કૂદ કરતાં જાય, પાંદડાં ઉથલાવતા જાય, જીવડાં વીણતાં જાય ને ડબ મોઢામાં મૂકતાં જાય ચકલી અને કાબરની જેમ લેલાં બંને પગે સાથે જ કૂદી શકે છે. સવારથી સાંજ સુધીમાં તેઓ ઘણી જીવાત સાફ કરી નાખે છે ને તથી તેઓ ખેતીમાં ઘણાં મદદગાર મનાય છે. ખેતીને મદદગાર એવા પંખીને ન મારવાનો કાયદો પણ સરકારે કર્યો છે, જેમાં લેલાં આવી જાય છે.

લેલાં જમીન પરથી તો જીવાત ખાય, તે ઉપરાંત ઝાડની છાલમાં ભરાઈ બેઠેલ જીવાત પણ એ ખાઈ જાય છે. ઝાડની જીવાત ખાવાની એમની રીત વિચિત્ર હોય છે. એ મ ટે લેલાં પહેલાં થડથી ઉપર ચડવાનું શરૂ કરે-માત્ર પગ ભરાવતા જાય, જીવડાં વીણતાં જાય અને ઊંચે ઊંચે ચડતાં જાય.

આમ કરતાં કરતાં ઠેઠ ડાળીની ટોચે પહોંચે, ત્યાંથી ઊડીને સીધાં નીચે આવે, ને ફરી પાછાં એ જ રીતે થડથી ચડવા લાગે આ રીતે ખોરાક મેળવવાથી એના પગ જોરદાર બની જાય છે. શકરા જેવા પંખી પર લેલાં હલ્લો કરે છે ત્યારે ચાંચ કરતાં પગની ઝપટથી જ તેઓ શકરાને હેરાન કરી મૂકે છે. આવી ઝીણી જીવાત ઉપરાંત ઝાડ નીચે પડેલાં ટેટા, ટેટી, લીંબોળી વગેરે ફળ અને ગરોળી દેડકાં વગેરે મોટાં જીવ પણ તેઓ ખાતાં હોય છે.

ખોરાક મેળવતાં જતાં હોય ત્યારે ટેં...ટેં ...ટેં એવા ટૂંકા અવાજથી એકબીજાને હોંકારા આપ્યે જતાં હોય છે. પેટપૂર આહાર મેળવી લ્યે કે નવરાં થતાં તેઓ તેં...તેંનું લાંબુંલચ ગાન શરૂ કરી દે છે.

તેમનો આ તેં...તેંનો એકધારો અવાજ આપણા કાનને તો હેરાન કરી મૂકે, પણ ગામડાંના ગાડા-માર્ગની તો એ શોભા બની રહે છે. ગાડા-માર્ગની બંને બાજુ આવેલ થોર, બાવળ, બોરડી અને કેરડાની વાડ વચ્ચે લેલાં રખડતાં હોય અને તેં...તેં બોલતાં મૂંગા વગડાની એકલતા ઉડાડતાં હોય. એના ગાનમાં એકધારો એક જ અવાજ ખરો, પણ સમભાવ રાખીને સાંભળીએ તો એમાંયે મીઠાશ દેખાય.

તદ્દન સૂનકાર વગડાની વચ્ચેના એક ઝુંડમાં બેઠેલું લેલું તેં...તેં બોલે. તેનો જવાબ સામેના ઝુંડમાંથી બીજું લીલું આપે, અને તેને વળી ત્રીજે ઠેકાણેથી ત્રીજું લેલું જવાબ આપે-થોડા જ વખતમાં એમના આ તેં...તેંનો અવાજ ગોળાકારે ગોઠવાઈ જાય અને આખા વગડાને ગજવી મૂકે. આખા વગડાને ઊંચે ઉપાડી લેતું એક સમૂહગાન ઊભું થઈ જાય

પા કલાક, તો કયારેક અર્ધો કલાક સતત એ ટેંટારવ ચાલ્યા કરે છે. અચાનક એ અવાજ બંધ થઈ જાય અને ટેં...અ ટેં...અ એવા ટૂંકા બોલ બોલતાં લેલાં ઝાડમાં સંતાઈ જાય. ફરી પાછાં નવરાં પડે કે વગડો વીંધતું તેમનું ગાન ઊભું થયું જ છે.

ખરે બપોરે સૂના વગડાને જીવતો રાખનારાં તો લેલાં જ. એ વખતે બીજાં પંખી ગરમીથી કંટાળી માળામાં કે ઝાડમાં લપાઈને બેઠાં હોય એટલે લેલાંના ગાનમાં કોઈની ડખલ પણ ન હોય. બપોરના સૂના વખત પર લેલાંનું જ રાજ ચાલે. ખરે બપોરે આવો બબડાટ કરવાથી તેઓ પોતે તો કદી કંટાળે જ નહિ. આથી જ એનાં પીંજારાં, ટેંટારાં એવાં નામ આપણા લોકોમાં પડી ગયાં છે.

એને હિંદીમાં સાત ભાઈ કહે છે. આપણી

સાત બેનોની વાર્તા જેવું જ એ નામ. એને અંગ્રેજીમાં યે સાત બેન જ કહે છે. સાત–આઠના ટોળામાં ફરવાને કારણે આ નામ પડી ગયા લાગે છે. એના ટોળાંમાં સાત જ પંખી હોય એવું નહિ–પાંચ પણ હોય ને દસ પણ હોય.

પગ અને કંઠમાં સારી શક્તિ ધરાવતા આ પંખીની પાંખો ઘણી નબળી લાગે છે. આ પંખીને જાણે લાંબું ઊડતાં આવડતું જ નથી. ઊડે ખરું પણ એ વખતે તે વેઠ ઉતારતું હોય તેમ જ લાગે. મોટે ભાગે તો કૂદકા મારતું મારતું જ આખો દિવસ ફર્યા કરે. કયારેક જો રસ્તાને આ છેડેથી સામે છેડે જવુ હોય તો જોઈ લો એના હાલહવાલ. દસ ડગલાં ઊડતાં ય જાણે હમણાં પડયું કે પડશે એમ શરીરને ઊંચુંનીચું કરતું માંડ ઊડવાનું પૂરું કરે.

જો દૂર દૂર સુધી ઊડીને જવાનું હોય તો થોડે થોડે અંતરે ઊતરતું જાય, થાક ખાતું જાય અને મોડું મોડું ધારેલ ઠેકાણે પહોંચે. આટલું ઊડતાંયે પાંખને ખૂબ જોર પડી જતું હોય તેમ લાગે, કારણ કે એ વખતે પૂરા જોરથી પટ પટ બોલે તેમ એ પાંખો પછાડયે જતું હોય.

બધાં લેલાં સાથે ઊડે ખરાં, પણ આડા-અવળાં–એક જાય આમ ને બીજું જાય તેમ. ઊડવામાં માત્ર એક જ રીતે તે સુદરતા બતાડી શકે છે–ઊંચી ડાળીએથી નીચે ઊતરતું હોય ત્યારે પાંખો પહોળી કરીને તે શરીરને તરતું મૂકી દે છે, લચક લેતું લેતુ એ દમામભેર નીચે ઊતરે અને જમીન પર બેસી જાય.

લેલાં મોટે ભાગે જમીન પર જ જીવન વિતાવે છે, પણ માળા તો તેઓ ઝાડમાં ઊંચે ઊંચે જ બાંધે છે. લીંબડાની સળીઓ અને વડવાઈની કૂણી કૂણી સાંગરીઓથી ગૂંથીને એ સરળ માળો બનાવે. માળાની અદર હાથ ફેરવીએ તો મજાનો લીસો લીસો લાગે. માળાની અંદર તે ત્રણથી ચાર ઘેરા રંગના ઈંડાં મૂકે.

અહીં વળી તમને લેલાંની એક બીજી ઉદાર-તાની વાત કહીએ. કોયલ જેમ પોતાનાં ઈંડાં કાગડા પાસે ઉછરાવે છે તેમ, કોયલનાં પિત્રાઈ પંખી ચાતક અને બપેયાં પોતાના ઈંડાં લેલાં પાસે ઉછરાવે છે.

બપેયો દૂરથી શકરા જેવો જ દેખાય છે. જયારે તે લેલાંના માળા પાસે આવે ત્યારે લેલાં તેના ડરથી ઊડી જાય છે. આ વખત દરમિયાન બપૈયાની માદા લેલાંના માળામાં ઈંડાં મૂકીને રવાના થઈ જાય છે. ચાતક–બપૈયાંનાં ઈંડાં અસલ લેલાંનાં ઇંડાં જેવાં જ હોય છે–એક માળામાં બધાં ઈંડાં સાથે પડયાં હોય તો જુદાં તારવવાં મુશ્કેલ થઈ પડે.

પોતાનાં ઈંડાંની સાથે લેલાં ચાતક–બપૈયાનાં ઈંડાં પણ સેવે. ઈંડાં સેવાઈ રહે એટલે તેમાંથી ચાતક–બપેયાનાં બચ્ચાં નીકળે. લેલાં તો રાજી રાજી થઈને મીઠાશ વગરનાં ટેં...ટેં ગાન ગાતાં આહાર લાવ્યા કરે અને પેલાં બચ્ચાંને ખવરાવ્યા કરે.

ચાતક અને બપૈયાં એ પંખીઓનાં સુંદર ગાયકો–એનાં બચ્ચાંનું ગળું પણ મીઠું જ હોય ને ! નાનાં બચ્ચાં મીઠું મીઠું ગાતા જાય અને લેલાં પાસેથી ખાતાં જાય. કયાં સંગીત વિનાનાં લેલાં અને કયાં પંખીઓમાં સુંદર ગાનાર ચાતક અને બપૈયાં !

લેલાં પાસેથી મોટાં થઈને ચાતક–બપૈયાંનાં બચ્ચા વન–વગડાને પોતાના મીઠા ગાનથી ભરી દેતાં હોય છે. લોકો તેને સાંભળવા માટે આતુરતા સેવી રહ્યાં હોય છે, એ જ વખતે એ જ ચાતક–બપૈયાંને ઉછેરનાર લેલાંના તેં...તે ...અવાજ સાંભળીને લોકો કંટાળી દૂર ભાગતા હોય છે.



લેલાંનું બચ્ચું

## ૨ : બડબડિયાં

બધા જ લેલાં રૂપ વિનાનાં અને સંગીતની મીઠાશ વિનાનાં હોય છે તેમ ન માનશો. તેમાં યે લેલાંની એક જાત થાય છે, જેના શરીરનો ઘાટ સુંદર હોય છે. અને કંઠમા મીઠાશ હોય છે. એ લેલાંનું નામ બડબડિયું. એને જોવા માટે ગામના પાદરથી જરા દૂર વગડામાં જવું પડશે. થોડાં ઝાડ-ઝાંખરાંનાં ઝુંડ પણ નીરખવા પડશે, ને એનું ગાન સાંભળવુ હોય તો ખરા બપોરનો તડકો પણ સહન કરવો પડશે.



ઊડતું બડબડિયું

દૂર વગડામાં આવીને કેરડાના ઝુંડમાં એકાદ પથ્થરનો ઘા કરશો તો ત્યાં બડબડિયું નીકળવાનું. બડબડિયું આપણાં લેલાં કરતાં જરાક નાનું, પણ એના શરીરનો રંગ થોડો ચમકદાર. શરીરનો ઉપરનો ભાગ બદામી રંગનો. એની વચ્ચે પીંછે પીંછે આછાં ભૂખરાં ટપકાં. આખા શરીરે ચટાપટા તો ખરા જ. ડોકની નીચે આછો સફેદ રંગ.

આવા આછા ચમકદાર રંગને એનું ઘાટીલું શરીર વધારે મનોહર બનાવે છે. એનો ઘાટીલો દેહ જાણે કંડાર્યો હોય તેવો જ જોઈ લ્યો. વધારામાં એની પૂંછડીનાં છેવાડાનાં પીંછાં ચડઊતરિયાં. ઊડે ત્યારે એના ઘાટીલા શરીર પાછળ આ પીંછાં ઘણાં સુંદર લાગે.

આ બડબડિયું ગામના પાદર પાસે આવતું જ નથી. વગડાની વચ્ચે જ મોટે ભાગે કેરડા, બોરડી ને થોરનાં ઝુંડની અંદર એ ભટકતું હોય છે. જેમ એનો દેહ ઘાટીલો છે તેમ એના સંગીતમાં મીઠાશ. બોરડી કે કેરડાનાં ઝુંડની અંદર બડબડિયાં ઉપર-નીચે ચઢતાં-ઊતરતાં હોય છે અને મીઠો તીણો ટ્રહો અવાજ કરી જતાં હોય છે.

ક્યારેક બડ બડ બડ એના ગાનના દશ-પંદર શબ્દો એક સાથે ગાઈ નાખે. આ બડ બડ શબ્દ વાંચવામાં કઠોર છે, પણ બડબડિયાનો બડ બડ અવાજ તો કાનને મીઠો લાગે તેવો હોય છે. એના આ રણકામાં રહેલી મીઠાશનો ખ્યાલ તો એને સાંભળવાથી જ આવી શકે. એના આ બડ બડ શબ્દને કારણે જ લોકો એને બડબડિયું કહેતા લાગે છે.

આ બે શબ્દના ગાનથી આગળ વધીને એ ત્રણ શબ્દનું ગાન પણ નવરાશને વખતે ખરે બપોરે ગાય છે. એ ગાન ખરા બપોરના તડકાના કંટાળાને ઓછો કરી નાખે એવુ હોય છે. બપૈયો પી...પિયા એવા શબ્દોમાં સુદર ગાન ગાય છે. બડબડિયાના ગાનમાં બપૈયાના એ શબ્દે નું આછું દર્શન થાય છે. ક્યારેક તો આબેહૂબ બપૈયાનું નાજુક અનુકરણ કરતાં હોય તેવું જ લાગે છે.

આ બડબડિયાના માળામાંયે ચાતક-બપૈયા પોતાનાં ઈંડાં ઉછેરવા મૂકી જાય છે. ઈંડાં સેવીને બહાર નીકળેલાં બપૈયાનાં બચ્ચાંને બડબડિયાં આહાર લાવીને આપતાં હોય છે અને મોટાં કરતા હોય છે. એ વખતે બપૈયાનાં બચ્ચાં ધીમું ધીમું ગાન ગાયા કરતાં હોય છે. બપૈયાનાં બચ્ચાંને ઊછેરતાં ઊછેરતાં તો બડબડિયું આ સંગીત એની પાસેથી નહિ શીખી

ગયું હોય ને !

જેમ બડબડિયાના શરીરમાં મીઠાશ તેમ જ તેના ઊડવામાં પણ વ્યવસ્થા બડબડિયું લેલાંની પેઠે ભૂંડીભૂખ રીતે ઊડતું નથી, એની ઊડવાની રીત પદ્ધતિસરની છે.

બડબડિયાં મોટે ભાગે ટોળાંમાં જ રહે છે. એ ટોળાંને એક ઝાંખરેથી બીજે ઝાંખરે જવું હોય તો પહેલાં એક બડબડિયું ઊડે તેની પાછળ બીજું, પછી ત્રીજું... ચોથું–એમ બરાબર એક પછી એક ઊડે. ઊડતી વખતે પણ ભારે દમામ સાચવે. બે પાંખો પહોળી કરીને ઓછા ફડફડાટથી હવાને દબાવતાં દબાવતાં બડબડિયાં શરીરને સુંદર રીતે તોળી રાખે બલૂનની જેમ એકબીજાની પાછળ ઊડયે જતાં હોય અને બે ઝાંખરા વચ્ચે હારમાળા બાંધી દેતાં હોય.

વગડા વચ્ચે જાઓ અને એમની ઊડવાની આ સુંદર રીત જોવી હોય તો શાંતિથી ઘડીભર ઊભા રહેજો. બે ઝાંખરા વચ્ચે આવી રીતે હારમાળા બાંધી દેતાં પંખી ઊડયે જતાં હોય તો એમ માનજો કે એ બડબડિયાં જ છે. વગડામાં ચાલ્યો જતો કોઈપણ અજાણ્યો માણસ પણ એની આ ઊડવાની રીતને લીધે તેને એકદમ ઓળખી જાય.

બડબડિયાનો આહાર જીવાત. મોટે ભાગે એ ઝાંખરાંમાં રખડતાં રખડતાં જ આહાર મેળવી લ્યે. જેમ એનું શરીર નાનું એમ એના રહેઠાણનાં ઝાડ પણ નાનાં. મોટા ઝાડમાં એ રહેતું જ નથી, અને જ્યાં રહેઠાણ ત્યાં જ એ માળા બાંધે ને !

ચણીબોરની બોરડી, કેરડા કે થોરનાં ઝાંખરાંની વચ્ચોવચ્ચ નાનકડા વાટકા જેવા આકારના એ માળા ગૂંથે છે. માળાની ગૂંથણી પણ સરસ. ગૂંથણીમાં તે ખડની સળીઓ અને ઝાડનાં ઝીણાં ઝીણાં મૂળિયાં વાપરે છે. માળો ઝુંડની અંદર એવી રીતે સંતાડીને બાંધે કે પાસે જ ઊભા હોઈએ તો પણ દેખાય નહિ.

એ ઈંડાં ત્રણથી ચાર મૂકે. ઈંડાનો રંગ આસમાની. જ્યારે બચૈયા એના માળાની અંદર ઈંડાં મૂકી જાય ત્યારે બડબડિયું પણ લેલાંની જેમ જ તેનાં બચ્ચાંને હેતથી ઉછેરે છે.

❋

# મેમો

પતિ :– (ભોજનની શરૂઆત કરતાં)
'મીઠાની ખામી રહી ગઈ લાગે છે !'

પત્ની :– કેમ મહેર કરવો પડયો?

પતિ :– શાક ચાખી તો જોવું હતું ! મોળું છાણ જેવું છું.

પત્ની :– દસ વરસથી આંગળા કરડો એવી રસોઈ કરીને જમાડું છું. એને માટે કદિ પ્રસંશા કે ખુશીનો એક શબ્દ પણ નહીં. અને આજે શાકમાં મીઠું ઓછું પડયું હશે એમાં આવો વ્યંગ કરવો પડયો ?

પતિ :– હું પણ બાર વરસથી નોકરી કરું છું. કામ કરવામાં કોઈ કચાશ રાખતો નથી. પણ કોઈ અઠવાડિયું એવું નહીં ગયું કે અમારા ઉપરી તરફથી મને એકાદ મેમો મળ્યો ન હોય, તને એક મેમો આપ્યો એમાં આટલું ખોટું લાગી ગયું ?

પૃ. ૮૦૦થી ચાલુ]

આવા કરૂણુ મધુર ભાવ ઉપર હવે સંસારના ભર્યા ભર્યા ભાવની મસ્તીવાળું ગીત 'ઢોલીડા ઢોલરે વગાડય, મારે હીંચ લેવી છે' એ કેમ કરીને જામે? પણ બાબુભાઇ રાણપુરાએ જમાવ્યું. એ ભર્યા ભર્યા ભાવથી ગાય છે. ગાય છે ત્યારે અંદરથી ભાવનો સાહજિક પ્રવાહ જ બંધાઈ જાય છે. બીજી કોઈ નજાકતની જરૂર જ ન પડે. ન મરડ ઠરડની જરૂર પડે. હૃદયનો ભાવ ભરતી જ ચડાવી દયે. સાથમાં તખતદાન રોહડિયા અને જિતુદાન ગઢવી બેઠા અને શું ભાઈ ગીત ચગ્યું? એની ચગાવટે ઢોલ વગાડતા હાજીભાઈને ઊભા કરી દીધા. ગળામાં ઢોલ ભેરવી મંચ ઉપરથી નીચે ઠેકયા ને ઢોલના નૃત્યની થોડી રંગતમાં આવ્યા ત્યાં મેદનીમાંથી એક જુવાન આગળ કૂદી પડયો ને માંડયો નાચવા. મેદનીએ હર્ષોલ્લાસથી ગીતને ઝીલી લીધું. હીંચના ગીતે આખી મેદનીને હીંચ લેવરાવ્યો.

સારું થયું કે એવી ચગાવટ ઉપર કાનજી ભાઈ બારોટ આવ્યા, નહિ તો રંગની ભરતી જાળવવી મુશ્કેલ પડત.

કાનજીભાઈએ લીધી તો 'હાલા તારા હાથ વખાણું કે પટી તારા પગરે વખાણું'એ મૂછનો દોરોય જેનો નહોતો ફૂટયો એવા મેરામણજીની વીરરસની વાત, પણ બીજા બધા રસમાં તરબોળ ન બનાવે તો એ કાનજીભાઈ નહિ. એમના મરમના ઘા, એમના હાસ્યરસના હિલોળ વાતની વાતમાં જ વણાતા આવે. એમ કરતાં કરતાં વીરરસની ત્યારે જમાવટ કરી દીધી. હાલારને હાલારના વીરત્વનું નજરાણું જાણે આદર સાથે ભેટ ધરી દીધું. ઊગતી પ્રજાને વીરત્વનો વારસો યાદ અપાવી દીધો.

એ પછી સ્વ. હેમુભાઈ ગઢવીના પુત્ર ભાઈ બિહારી આવ્યા. કાનજીભાઈની વીરત્વની વાત પછી શૃંગારરસ જમાવવો અતિ અઘરો. પણ ઊગતી જુવાનીવાળા બિહારી માટે એ રસ જમાવવો સ્વાભાવિક હતો અને એણે એવું જ ગીત ઉપાડયું 'લટકે હાલોને નંદલાલ.' વીરરસ માથે બિહારી શૃંગારરસનું ગાન ગાઈ ગયા.

પણ પરિવારમાંથી પાછો એવો કોઈક લટકાળો જ ગોતવો જોઈએ કે જેના લટકાનું પાછું મૂલ હોય. ત્યારે જિતુદાને પડમાં આવી એ શૃંગારના લટકા સાથે કરુણરસની આભા પાથરી દીધી. વહુએ વગોવ્યાં મોટાં ખોરડાં રે લોલના ગીતના પ્રસ્તાર વિસ્તાર અને એના દર્દીલા મર્મથી. જિતુદાન હાકલા પડકારા, વાતગીત અને વિવેચનથી પડને પોતાનું કરી લ્યે છે.

જિતુદાન તો પ્રૌઢ કલાકાર છે. એને માટે મેદાન મારવું એ નવું નથી. પણ હજી સાવ નવેસરથી પરિવારના મંચ ઉપર આવતા ભાઈ હકુભાઈ લીલા માટે એ આસાન ન કહેવાય. ઉમર નાની, આવા મેળાવડામાં હજી પ્રવેશ જ કર્યો છે ત્યાં આત્મવિશ્વાસથી 'લોકગીતોમાં કાનુડો' એવું સંકલન કરીને પાંચ સાત ગીતોની કડીઓ સાંધી કાનુડાનો રંગ જમાવ્યો. ગમે તેમ તોય મોરનું ઈંડું. મેઘાણીભાઈએ જેમની પાસેથી લોકવાર્તાનું ભાથું મેળવેલું એમાંના સનાળીના સ્વ. ગગુભાઈ લીલાના પુત્ર સ્વ. કવિ કાનજીભાઈ લીલાના પુત્ર હકુભાઇ આમ તો ગગુભાઇ પોતે ગાતા નહિ પણ પણ જબરા વાર્તાકાર. કાનજીભાઈ કવિ વાર્તાકાર અને લેખક ત્રણેય. પણ હકુભાઇમાં એ કલા કંઠે ઊતરી છે.

હકુભાઈ પછી કવિ મેઘરાજ મૂળુભા ગઢવી જોગ ડુંગરીની જોગણીની વાર્તા લઈને આવ્યા. કેટલાક દિવસોથી શરદીમાં ઝડપાયેલા, એથી ગળું ખોખરું, એથી પોતાની મનધારી જમાવટ ન કરી શકયા. છતાં જરાય બોજારૂપ નહિ એવી હળવી શૈલીમાં વાત કરી ગયા.

એમના પછી રંગીલો ગાયક અરવિંદ વાસાણી આવ્યા. ગીતોનો અજબ શોખ, અંગેઅગ ઊર્મિથી નાચે ને પાછો સમજદાર જુવાન. ભાવની મસ્તીથી ને સૂરીલા કંઠથી એમણે કચ્છી લોકગીત

ગાયું. શબ્દો કચ્છી હતા પણ સ્વર તો લોકહૃદયના અને ભાવમાં સાર્વભૌમત્વ. એમાંથી સાર્વજનિક સંવેદન કેમ ન ટપકે?

એ પછી કવિ 'દાદ' 'દુકાળમાં દીકરીની વેદના' એ ગીતનું નિમિત્ત લઈને વત્સલ મધુર ભાવથી મેદની ઉપર છાઈ ગયા. આ સંવેદનશીલ કવિ – ગાયકને દીકરીનું વાત્સલ્ય અજબ રીતે ચૂમી ગયું છે. એમનાં કાવ્યોમાં એ વાત્સલ્યનું ઘણું ઊંચું સ્થાન છે. ગાતાં ગાતાં એ ઊર્મિઓની હૃદયંગમ અભિવ્યક્તિ કરે છે. અન્ય લોકગાયકોને કંઠે ચડીને પણ એ ગીતો અજબ માધુર્ય પ્રગટ કરે છે.

એ પછી શ્રી. રામદાસજીએ ઘેરા ગંભીર અને ભાવભર્યા બે ભજનો ગાયા. એક પરબના પીરનું અને બીજું રામાપીરનું. કશી જ હરકત કે તાન–મૂરકી સિવાય સાધકભાવને અને ભક્તિભાવને જ એમણે વ્યક્ત કરી ભેખને અને ભક્તિને ઓર ગૌરવ અર્પ્યું.

એ પછી હાસ્યના વિશારદ ભિખુદાન પડમાં આવ્યા. એમનું નામ સાંભળતાં જ મેદનીમાં હાસ્યનો હિલોળ આવ્યો. વાતની વાતમાં એમણે હાસ્યની રંગત જમાવી દીધી. મેદની હાસ્યના હિલોળે ચડી. વાર્તા–ગીતાંમાં નવેય રસની રંગત છે. એમાં હાસ્યરસનું પણ અનેરું સ્થાન છે. પણ કોઈ વ્યક્તિ, વર્ગ, કુળ કે સમાજને ઊતારી પાડયા સિવાય, કોઈ પ્રકારની વિકૃતિ લાવ્યા સિવાય નરમળો–નિર્દોષ હાસ્યરસ 'એ ઉત્તમ હાસ્યરસ કહેવાય છે. અને એવા હાસ્યરસમાં ભિખુદાને ભારે પ્રાવીણ્ય મેળવ્યું છે. એ હસાવે છે ત્યારે પોતે નથી હસતા, એ નથી હસાવતા ત્યારે પોતે નરમાળું મરમાળું હસે છે. પણ એ જાણે છે કે જીવન માત્ર હાસ્યનું બનેલું નથી. આભ ઊંચાં મોજાં ઊછળવાનું કારણ તો ગુરુત્વાકર્ષણ છે. પણ એનું સાગર–પેટાળ તો અતિશય શાંત – ગંભીર હોય છે. એમ તેઓ હાસ્યરસમાંથી જીવનની ગંભીરતા તરફ શ્રોતાઓનું દિલ દોર્યે જ રહે છે. અને અહીં કવિ દાદના કાવ્યના ગાન સાથે એમણે જીવનની ગંભીરતા તરફ માનવજીવનના કર્તવ્યધર્મ તરફ લક્ષ દોર્યું.

કુદરતે એમને સુંદર કંઠ આપ્યો છે. હવે લોકો એમને એકલા હસાવવાની જ ફરજ ન પાડે તો સમતોલ જીવનની ઉત્તમ કાવ્ય કહેણી એમની પાસેથી સમાજને મળે પ્રધાનપણે એમાં હાસ્યરસ રહેવા છતાં બીજા બધાય રસોનો સમાન રસાસ્વાદ માણી શકાય. અને પાછો હસતાં હસાવતાં.

કાનજીભાઈની વાર્તાવાળું ગીત હજી બાકી રહી જતું હતું. 'હાલારી તારા હાથ વખાણું કે પટી તારા પગ રે વખાણું'. કલાકાર મિત્રોએ એનું કોરસ–સમૂહગાન ઉપાડયું ને ધરતીને ઊંચી ઉઠાવી લીધી. એ જ તાલબદ્ધતા અને મસ્ત ભાવમાં 'ના છંડિયા હથિયાર'ના સમૂહગાનથી ગગન ગજાવ્યું ને છેવટે ભાવવિભોર મેદની મુગ્ધ– પ્રસન્નભાવથી સવારના ત્રણ વાગ્યે વીખરાણી. જૂના અને નવા કલાકારોનો સંયુક્ત કાર્યક્રમનો આ પ્રથમ જ પ્રયોગ. પણ શ્રોતાઓએ બન્ને દિવસ પોતાના અંતરનો પ્રતિભાવ આપતાં જણાવ્યું કે આમાં કયાં કોઈ નવા કે જૂના હતા? આ તો એક સરખા રસ રંગની અજબ જમાવટ હતી. ભાવની અને રંગની ભરતી ઉપર ભરતી ચડયે જતી હતી.

શ્રોતાઓનો પ્રતિભાવ સાચો હતો. પણ એમાં પ્રૌઢ કલાકારો અન્ય કલાકારોને નાનેરા ભાઈની જેમ જાળવી લેતા હતા એવી ભાવાત્મક એકતા પણ કામ કરતી હતી. આ જાળવણીમાં વાયોલીન–વાદકો, નાલ અને તબલા–વાદક તથા મંજીરા–વાદકનો હિસ્સો પણ નાનો સૂનો ન હતો.

આ સંમેલનની આવી અદ્‌ભુત સફળતામાં ઘરશાળાની સંસ્થા, એના સંચાલક ચુનીભાઈ, એમના તમામ નાના મોટા કાર્યકરોની વ્યવસ્થા, સેવાભાવ, આદર આતિથ્ય, ખડે પગે ઊભા રહેવાની તત્પરતા અને રાતદિવસના એમના ઉજાગરાનો હિસ્સો નાનોસૂનો નથી. જેમ વ્યવસ્થામાં તેમ અનોધા આદર આતિથ્યમાં ચણચૂક પડવા દીધી નથી. એ સૌ નાના મોટા કાર્યકર ભાઈબહેનોને અનેકાનેક ધન્યવાદ. અને બીજા ધન્યવાદ આ કાર્યક્રમ સફળ બનાવવા સંસ્થાને અનેક રીતે સેવા-આપનારા સંસ્થાના સર્વ સંબંધીઓ અને હિતચિંતકોને.

# ધી જૂનાગઢ ડીસ્ટ્રીક્ટ સેન્ટ્રલ કો. ઓપરેટીવ બેંક લિ.

હુસેની બિલ્ડીંગ, મહાત્મા ગાંધી રોડ, જુનાગઢ ૩૬૨ ૦૦૧

ફોન નંબર : ૧૧૩૮ ચેરમેન–મેનેજર
૧૨૨૩ મેનેજર નિવાસ

ફોન નંબર : ૨૦૭ મેનેજર
૨૦૭–એ
એકાઉન્ટન્ટ

આપના ભાવિ ખર્ચને પહોંચી વળવા અને વધુ વ્યાજ મેળવવા માટે નાણાંનું રોકાણ આયોજનાપુર્વક કરવા આ રહી અમારી વિવિધ થાપણ યોજનાઓ :

(૧) ફીકસ્ડ ડીપોઝીટ યોજના
(૨) સ્પે. ફીકસ્ડ ડીપોઝીટ યોજના
(૩) રીકરીંગ થાપણ યોજના
(૪) ત્રિમાસિક વ્યાજ રીઇન્વેસ્ટમેન્ટ
(૫) માસિક આવક યોજના
(૬) જનતા વિમા અકસ્માત પોલીસીઓ

બેંકમાં રોકવામાં આવેલ થાપણો પ્રત્યેક થાપણદાર દીઠ રૂા. ૩0,000 સુધીની મર્યાદામાં વિમાથી સુરક્ષિત છે.

## જૂનાગઢ જીલ્લામાં સૌથી વધુ શાખાઓ ધરાવતી એકમાત્ર સંસ્થા

એન. વી. દેસાઇ
મેનેજર

ગોવિંદભાઇ કા. પટેલ
પ્રમુખ

## ધી જૂનાગઢ ડીસ્ટ્રીક્ટ સેન્ટ્રલ કો. ઓપ. બેંક લિ.

જૂનાગઢ







# ખાદી ગ્રામોદ્યોગ સંઘ



## સંસ્થાની પ્રવૃત્તિઓ

૧– સમન્વય, રાજકોટ–જેમાં સુથારી, લુહારી, ઉદ્યોગ, ચર્મોદ્યોગ, તેલઘાણી ઉદ્યોગ, પોલીવસ્ત્ર, કંતાઇ ઉદ્યોગ તથા ગુજરાતમાં એક માત્ર 'કુટીર' ટોઇલેટ સાબુનું ઉત્પાદન કરે છે.

૨– જરી–રેશમ કેન્દ્ર, સુરત–કૃત્રિમ જરી તેમ જ રેશમના ઉત્પાદક.

૩– ગ્રામશિલ્પ, અમદાવાદ–ખાદી તેમ જ ગ્રામોદ્યોગની વસ્તુઓનું વેચાણકેન્દ્ર.

૪– ચર્મશિલ્પ, અમદાવાદ–ચર્મોદ્યોગની તમામ પ્રકારની ચીજો વેચનાર.

૫– ખાદી ઉત્પત્તિ–વેચાણ કેન્દ્ર, સુરેન્દ્રનગર:– ખાદી ઉત્પત્તિ કેન્દ્ર, જેના દ્વારા લગભગ ૫૦ જેટલાં વણકર કુટુંબો તથા ૨૦૦ કાંતનારાઓને રોજી મળે છે.

૬– પોલીવસ્ત્ર ઉત્પાદન કેન્દ્ર, વાંકાનેર.

૭– અંબર કેન્દ્ર, ખેડીપરા, રાજકોટ, ધ્રોળ, પડધરી. પોલીવસ્ત્ર તેમ જ અંબર કેન્દ્રો દ્વારા લગભગ ૧૫૦ જેટલી બહેનોને રોજી મળે છે.

**'સમન્વય' : જયંત સોસાયટી : ભવડી પ્લોટ**
**રાજકોટ–૩૬૦ ૦૦૪**

જંગલમાં ચાલતાં ચાલતાં એક રાહદારી એક ઝાડ નીચે સૂતો, પણ કઠણુ અને કાંકરાવાળી ભોં, ઊંઘ ન આવે. મનમાં થયું કે સારું મજાનું બીછાનું મળે તો કેવું સારું ? પોતે કલ્પવૃક્ષ નીચે સૂતેલો તે એને ખબર જ નહિ. ત્યાં બીછાનું હાજર થઈ ગયું. ભારે અચંબાથી બીછાને લેટતાં વિચારે છે કે કોઇક સુંદરી મારા પગ દબાવે તો ઊંઘ આવી જાય. ત્યાં તો સુંદરી હાજર થઇને પગ દબાવવા માંડી ને ઊંઘ આવી ગઈ. જાગ્યો ને જુએ છે તો સરસ મજાના બીછાને પોતે લેટયો છે ને સુંદરી પગ દબાવે છે. ત્યાં તો ભૂખ લાગી અને વિચારે છે કે ખાવાનું મળે તો રંગ રહી જાય. ત્યાં તો બત્રીસ જાતનાં ભોજન અને તેત્રીસ જાતનાં શાક હાજર થઇ ગયાં. પેટ ભરીને જલસાથી જમ્યો ને જંગલ સામે નજર ગઇ. અઘોર જંગલ જોઇને વિચાર આવ્યો કે આવા જંગલમાં કોઇ વાઘ આવી ચડે તો મારું બધું સુખ લુંટાઇ જાય ને મને ફાડી જ ખાયને ? વિચાર ભેગો વાઘ આવ્યો અને એને ફાડી ખાધો. માનવી પોતે જ પોતાને આમ ફાડી ખાતો હશે ?

"વિના સહકાર નહિ ઉદ્ધાર"

# શ્રી રાજુલા તાલુકા સહકારી ખરીદ વેચાણ સંઘ લી.

પો. બો. નં. ૧૭, ટાવર પાસે, રાજુલા સીટી (જી. અમરેલી)

"રજત જયંતિ વર્ષ"

તાર : "સહકાર"

નોંધણી ક્રમાંક : ૧૫૩૬
તા. ૧૮-૫-૧૯૫૬
(ઓડીટ વર્ગ અ)

ટેલીફોન : મુખ્ય ઓફીસ ૩૮
સીધી ખરીદી વિભાગ ૧૩૮
પ્રમુખ નિવાસસ્થાન ૧૨૩
મેનેજરશ્રી નિવાસસ્થાન ૧૪૮

| | |
|---|---|
| શેર ભંડોળ રૂ. | ૨,૮૪,૧૦૦=૦૦ |
| અનામત તથા અન્ય ભંડોળ રૂ. | ૧૨,૬૫,૬૬૭=૫૪ |
| થાપણો રૂ. | ૯,૬૪,૬૪૩=૪૦ |
| સભાસદ સંખ્યા- | ૨૨૩ |

## : વ્યવસ્થાપક કમીટી મંડળ :

| | | |
|---|---|---|
| શ્રી | બાબુભાઇ પોપટભાઇ પટેલ | પ્રમુખ |
| શ્રી | પીઠાભાઇ ડાહ્યાભાઇ | ઉપપ્રમુખ |
| શ્રી | કરશનભાઇ ભગવાનભાઇ પટેલ | સભ્ય |
| ,, | લાખાભાઈ મેઘજીભાઇ પટેલ | ,, |
| ,, | રાણાભાઇ ગોવીંદભાઇ | ,, |
| ,, | નાનાભાઈ સગાળભાઇ | ,, |
| ,, | દયાળભાઇ ગોવિંદભાઇ પટેલ | ,, |
| ,, | ભીમજીભાઇ લાખાભાઇ પટેલ | ,, |
| ,, | પરશોતમભાઇ રામભાઈ પટેલ | ,, |
| ,, | બાલુભાઈ ભાભાભાઇ | ,, |
| ,, | ભીખાભાઇ લુણાભાઈ | ,, |
| ,, | પાતાભાઇ જીવાભાઇ | ,, |
| ,, | જમાલખાંભાઈ મુરાદખાંભાઇ પઠાણ | ,, |
| | મોહનભાઇ નાનજીભાઇ પટેલ | બેંક પ્રતિનિધિ |
| | ઓધવજીભાઇ કે. વાળા | મેનેજર |

# શ્રી ગોંડલ નગરપાલિકા

## જાહેર—વિજ્ઞપ્તિ

૧. ગોંડલ ઔદ્યોગિક રીતે વિકસતું શહેર છે અને નગરપાલિકા નવા ઉદ્યોગો સ્થાપવા ઉદ્યોગપતિઓને આવકારે છે.

૨. નગરપાલિકાના કરવેરા નિયમિત રીતે ભરપાઇ કરો.

૩. જન્મની નોંધણી દિવસ ૭ સાતમાં અને મરણની નોંધણી દિવસ ૩ ત્રણમાં નગરપાલિકા કચેરીમાં કરાવી લેવાનું કાયદાથી ફરજિયાત છે.

૪. બાળકોના સ્વાસ્થ્યની સુરક્ષા માટે પોલિયો – વેકસિન ત્રિગુણીરસી વિ. માટે નગરપાલિકા સંચાલિત માતા-બાળકલ્યાણ કેન્દ્રની અવશ્ય મુલાકાત લ્યો.

૫. સ્વચ્છતા જાળવવામાં સહાયરૂપ બનો.

૬. નગરપાલિકાની મિલકત જનતાની મિલકત છે તેને નુકસાન ન કરો.

૭. રાષ્ટ્રની પ્રગતિ અને સમૃદ્ધ જીવન માટે વધુ વૃક્ષ વાવો.

૮. સુખી અને સમૃદ્ધ "કુટુમ્બ કલ્યાણકેન્દ્રની" મુલાકાત લ્યો.

૯. નગરપાલિકાની ધોરણસર પરવાનગી મેળવ્યા પછી જ ચણતરકામ કરવું કરાવવું અને પૂરું થયે તુરત જ નગરપાલિકાને લેખિત જાણ કરવા વિનંતી છે.

૧૦. નગરપાલિકા, નગરજનોની વિજ્ઞપ્તિ પરત્વે ખૂબ જ લક્ષ આપો.

ગોંડલ. તારીખ ૧૩-૪-૧૯૮૧

ગોવિન્દલાલ એસ. દેસાઇ
પ્રમુખ
નગરપાલિકા, ગોંડલ.



# નટવરલાલ શામળદાસ એન્ડ કું.

૯૪, નગીનદાસ માસ્તર રોડ
મુંબઈ-૪૦૦ ૦૨૩
ના સૌજન્યથી

# શ્રી જીવન કોમર્શીયલ કો-ઓપરેટીવ બેંક લી.

ઢેબરભાઇ રોડ, રાજકોટ.

ફોન નં. ૨૮૨૭૭ | ફોન નં. ૩૧૩૭૭

સ્થાપના ૭-૮-૧૯૭૨

ઓડીટ વર્ગ 'અ' | થાપણો ૨૦૯ લાખ

શેર ભંડોળ ૧૩ લાખ. | ધીરાણો ૧.૯૩ લાખ

રીઝર્વ ફંડ અને અન્ય ફંડ ૨૬ લાખ | સભાસદ સંખ્યા ૫૪૩૪

આ બેંક :

૧. બેંકીંગ ક્ષેત્રે પ્રતિષ્ઠાભર્યું સ્થાન ધરાવે છે.

૨. રાજકોટ શહેરમાં ભક્તિનગર વિસ્તારમાં-રણછોડનગર સોસાયટીના વિસ્તારમાં અને રૈયા રોડ પર શાખાઓ ધરાવે છે.

૩. મુખ્ય ઓફીસ તથા રૈયા રોડ શાખામાં સેફ ડીપોઝીટ વોલ્ટની સુવિધા.

૪. બેંકને જાહેર ટ્રસ્ટનાં નાણાં સ્વીકારવાની ગુજરાત સરકારશ્રીએ મંજુરી આપેલ છે.

૫. થાપણો ઉપર રાષ્ટ્રીયકૃત બેંકો કરતા ૧% વ્યાજ વધુ આપવામાં આવે છે.

બેંકની વિવિધ પ્રકારની થાપણ યોજનાનો લાભ લઇ નિશ્ચંત બનો

ધર્મેન્દ્ર વ્યાસ
મેનેજર

હરસુતભાઇ રાવલ
મેનેજીંગ ડાયરેકટર

રાજેન્દ્રભાઇ રાયા
પ્રમુખ

ગ્રામ : "ગ્યોર મીલ્ક" ફોન : ૭૩૫૩, ૭૩૫૪

# ગોપાલ ઘી

- શુદ્ધ અને સાત્વિક
- સ્પેશ્યલ એગમાર્ક ગ્રેડ.
- ખાસ પ્રકારની સોડમવાળું.
- દાણાદાર અને ઠરી જાય તેવું.

## આ છે તેની વિશિષ્ટતાઓ

એટલે જ તો સૌરાષ્ટ્ર, ગુજરાત તેમજ મુંબઈના બજારોમાં "ગોપાલ ઘી" એ પોતાનું આગવું સ્થાન પ્રસ્થાપિત કર્યું છે. ૧ કીલો, ૨ કીલો, ૪ કીલો તેમજ ૧૭ કીલોના પેક ટીનમાં રાજ્યના ખાદી ભંડારો તેમજ અન્ય ઘીના વેપારીઓને ત્યાંથી મળી શકે છે.

ઉત્પાદક

**રાજકોટ જિલ્લા ગોપાલક સહકારી દૂધ ઉત્પાદક સંઘ લિ.**

દૂધ સાગર માર્ગ – રાજકોટ–૩

## ઊર્મિનવરચનાના ૧૨ વિશેષાંકોનો
# રૂ. ૧૫૦ નો સેટ રૂ. ૧૧૦ માં

| | | | |
|---|---|---|---|
| ૧ – લોકસાહિત્યમાં સિંહ | રૂ. ૧૫–૦૦ | ૭ – લોકભરત અને કંડાર | રૂ. ૧૫–૦૦ |
| ૨ – લોકસાહિત્યમાં નદી | રૂ. ૧૫–૦૦ | ૮ – ખાંભી અને પાળિયા | રૂ. ૧૫–૦૦ |
| ૩ – લોકસાહિત્યમા નારી | રૂ. ૧૫–૦૦ | ૯ – મેઘાણી સ્મૃતિ અંક | રૂ. ૫–૦૦ |
| ૪ – સૌરાષ્ટ્રની ધર્મસાધના | રૂ. ૧૫–૦૦ | ૧૦ – ઇશ્વરભાઇ સ્મૃતિ અંક | રૂ. ૫–૦૦ |
| ૫ – ગુજ.સા પ.અધિવેશન અંક | રૂ.૧૦–૦૦ | ૧૧– વનપ્રવેશ વિશેષાંક | રૂ. ૧૫–૦૦ |
| ૬ – લોકસાહિત્યમા પક્ષીઓ | રૂ ૧૫–૦૦ | ૧૨–દુહો દસમો વેદ | રૂ. ૧૫–૦૦ |

છૂટક અંક મગાવનારને પૂરી કિંમત ઉપરાંત પોસ્ટેજના ત્રણ રૂપિયા અલગ પડશે. આખો સેટ મગાવનારને પોસ્ટેજ નહિ આપવું પડે. વી. પી. થી અંકો નહિ મોકલાય

વ્યવસ્થાપક

'ઊર્મિનવરચના' ૧૩, જાગનાથ પ્લોટ
રાજકોટ - ૩૬૦ ૦૦૧

# હવે ૬ વર્ષે બમણાં

## નાની બચતની નવી યોજના

## ૬ વર્ષીય રાષ્ટ્રીય બચત પત્રો (શ્રેણી: ૬/૭)

# વાર્ષિક ૧૨ ટકાનું આકર્ષક વ્યાજ

### ૬ વર્ષીય રાષ્ટ્રીય બચત પત્ર
(છઠ્ઠી શ્રેણી)

- રૂ. ૧૦૦ના બમણા કરતાં વધુ રૂ. ૨૦૧.૫૦ પૈસા મેળવો.
- બચતપત્રો રૂ. ૧૦, ૫૦, ૧૦૦, ૫૦૦, ૧,૦૦૦ અને ૫,૦૦૦ના મૂલ્યમાં મળી શકશે
- વાર્ષિક ૧૨ ટકા ચ.વૃ. વ્યાજ પાકતી મુદતે મેળવો.

### ૭ વર્ષીય રાષ્ટ્રીય બચત પત્ર
(સાતમી શ્રેણી)

- પ્રતિ છ મહિને વાર્ષિક ૧૨ ટકાના દરે વ્યાજની ચુકવણી.
- બચતપત્રો રૂ. ૧૦૦, ૫૦૦, ૧,૦૦૦ અને ૫,૦૦૦ના મૂલ્યમાં મળી શકશે.

### વિશિષ્ટ સવલતો:

- વારસ નિયુક્તિ (નોમીનેશન)ની સગવડ વ્યક્તિગત ઉપરાંત હવે સંયુક્ત નામે લેવામાં આવતાં આ બચતપત્રોમાં મળી શકશે.
- આ બચતપત્રો વ્યક્તિગત ઉપરાંત સંયુક્ત નામે પણ લઈ શકાશે.
- રોકાણની મર્યાદા નથી.
- આવકના સ્થળે કર કપાતો નથી.
- ત્રણ વર્ષ બાદ, વટાવી શકાય.
- કરપાત્ર વ્યાજની ગણતરી વરસો-વરસના હિસાબમાં લેવા જરૂરી સર્ટિફિકેટો મેળવી શકાય છે.
- રૂ. ૧,૫૦,૦૦૦ સુધી સંપત્તિવેરામાંથી મુક્તિ. રૂ. ૩,૦૦૦ સુધીનું વ્યાજ કરમુક્ત.

# ઊર્મિનવરચના

આદ્ય તંત્રી: સ્વ. ઇશ્વરલાલ મો. દવે
તંત્રી: જયમલ્લ પરમાર

વર્ષ—૫૨ : અંક ૧૧
સળંગ અંક : ૬૨૩

ડૉ. જીવરાજ મહેતા સ્મારકટ્રસ્ટ પ્રકાશન
ફેબ્રુઆરી : ૧૯૮૨






# Robust, ready-to-go. and full of merits you want most!



CRC-540SW



CORONA-770S



CRC-338 s

## Sound that makes all the difference

HANI GRAPHICS

# પ્રગતિશીલ ખેતીનું રહસ્ય

## : ગુજરાત રાજ્ય બીજ નિગમનાં બિયારણો :

વધારે ઉત્પાદન તથા અધિક વળતર માટે ગુજરાત રાજ્ય બીજ નિગમના વિશ્વાસનીય તથા ઉત્તમ સર્ટિફાઇડ તેમ જ ફાઉન્ડેશન બિયારણ વાપરવાનો આગ્રહ રાખો.

સંકર કપાસ : સંકર–૪, વારાલક્ષ્મી અને સંકર–૬
સંકર બાજરી : બી. જે. ૧૦૪, સી. જે. ૧૦૪ અને બી. કે. ૫૬૦
સંકર મકાઇ : ગંગા સફેદ–૨ અને ગંગા–૫ (પીળી)
સંકર જુવાર : સીએસ એચ–૫
ઘઉં : કલ્યાણસોના, સોનાલીકા, જે–૨૪, જે–૧–૭ અને લોક–૧
મગફળી : જૂનાગઢ–૧૧, જીએયુજી–૧, જીએયુજી–૧૦ અને જે એલ–૨૪
રાઇ : વરુણા (ટી–૫૯)
જીરુ : એમસી–૪૩
કઠોળ : મગ ગુજરાત–૨, ચોળા, પુસા ફાલ્ગુની તથા અડદ ઝાન્ડેવાલ તુવેર ટી–૧૫–૧૫ અને એચસી–૩
ભીંડા : પુસા સાવની

### આપની જરૂરિયાત માટે સંપર્ક કરો

૧. ગુજરાત રાજ્ય બીજ નિગમ લિ. સેકટર–૧૬, પેટ્રોલ પંપ પાસે, ગાંધીનગર–૩૮૨૦૧૬ — ફોન : ૨૫૩૧, ૨૩૨૮, ૩૦૯૫

૨. ગુજરાત રાજ્ય બીજ નિગમ લિ.
જિલ્લા પંચાયત કચેરી પાછળ,
મ્યુનિસિપલ કવાર્ટર નં. ૧૦
અમરેલી–૩૬૪૬૦૧ — ફોન : ૨૯૫૧

૩. ગુજરાત રાજ્ય બીજ નિગમ લિ.
જમીન વિકાસ બેન્ક પાસે,
શિહોર, જિ. ભાવનગર. —

## ઇશુ–વાણી

તમે નશ્વર નહિ, પણ અનિશ્વર બીજ મારફતે ઇશ્વરના જીવંત અને શાશ્વત શબ્દ દ્વારા નવો જન્મ પામ્યા છો.

માનવ માત્ર વગડાના છોડ જેવો છે. તેનો બધો વૈભવ એ છોડના ફૂલ જેવો છે. છોડ સુકાઇ જાય છે. ફૂલ ખરી જાય છે.

પણ પ્રભુની વાણી સદાકાળ ટકી રહે છે, અને આ વાણી એટલે તમને સંભળાવવામાં આવેલો શુભ સંદેશ.

એટલે ફગાવી દો સો બુરાઇને, છળકપટને, દંભને અને ઇર્ષ્યાને તથા સર્વ પ્રકારની નિંદાને. અને નવા જન્મેલા બાળકની પેઠે ઇશ્વરની વાણીરૂપ ચોકખા દૂધને ઝંખો, જેથી તમે એનાથી પુષ્ટ થઇને મુક્તિને પામો.

# શ્રી મોહનલાલ ખીમજીભાઇ ચંદારાણા ચેરિટી ટ્રસ્ટ

(રજિ. નં. ઇ ૨૨૫)

**ચલાલા**

જિલ્લો–અમરેલી (સૌરાષ્ટ્ર)

ગ્રામ : પીપલ બેંક　　　　ટે. નં. ૩૬૭૪૪૬-૪૭

# ધી અમદાવાદ પીપલ્સ કો-ઓપરેટીવ બેંક લિ.

મુખ્ય કચેરી : પીપલ્સ બેંક બીલ્ડીંગ, પો. બો. ૧૩૩, ભદ્ર, અમદાવાદ

સ્થાપના સને ૧૯૩૨　　　　સુવર્ણ જયંતી વર્ષ ૧૯૮૧-૮૨

| શાખાઓ : | ખડીયા, | સાબરમતી, | મણીનગર, | પાલડી, | શાહપુર, | સરસપુર તથા | ધંધુકા |
|---|---|---|---|---|---|---|---|
| ટે. નં. : | ૩૬૪૯૨૪ | ૬૬૪૮૩ | ૫૪૫૮૬ | ૭૭૨૩૧ | ૨૨૦૫૩ | ૩૭૪૩૩૭ | ૪૪ |

ચેરમેન શ્રી **હરિપ્રસાદ કેશરીપ્રસાદ ઠાકોર**

મેનેજીંગ ડાયરેકટર શ્રી **ડાહ્યાભાઈ કાલીદાસ પટેલ**

| | |
|---|---|
| (૧) ભરપાઈ થએલ શેરભંડોળ... | રૂા. ૪૨,૫૨,૩૫૪ |
| (૨) રીઝર્વ તથા બીજા ફંડો... | રૂા. ૬૧,૫૯,૨૦૦ |
| (૩) થાપણો... | રૂા. ૯,૭૩,૯૩ ૪૦૦ |
| (૪) કામકાજનું ભંડોળ... | રૂા. ૧૧,૬૭,૫૮,૮૦૦ |

(૧) બેંક છેલ્લાં ૫ વર્ષથી બેંકીંગની તમામ પ્રકારની સેવાઓ આપે છે.

(૨) બેંક માન્ય કરેલી કંપનીઓના શેરો સામે ધીરાણ આપે છે.

(૩) બેંક પબ્લીક ટ્રસ્ટનાં નાણાં સ્વીકારે છે.

(૪) બેંક બાંધી મુદતની થાપણ પર આકર્ષક દર આપે છે સમયમર્યાદા મુજબ વધુમાં વધુ ૧૧% ટકાના દરથી થાપણો સ્વીકારે છે. વ્યાજ દર ૭ મહીને આપવામાં આવે છે.

(૫) બેંકની કેશ-સર્ટીફીકેટ તેમજ નાની બચત યોજનાનો લાભ લો.

(૬) બેંકે મન્થલી ઇન્ટરેસ્ટ ડીપોઝીટ સ્કીમ શરૂ કરી છે.

(૭) બેંકે સ્વપ્નસિદ્ધ તથા વર્ષાસન ડીપોઝીટ સ્કીમ શરૂ કરી છે.

(૮) અમારી બેંકમાં મૂકેલી થાપણો ઈન્સ્યોરન્સ સ્કીમ નીચે સુરક્ષિત છે.

**અનંત જોષી**
મેનેજર

# ડૉ. જીવરાજ મહેતા સ્મારક ટ્રસ્ટ પ્રકાશન

## ઊર્મિ નવરચના



*

ડૉ. જીવરાજ મહેતા સ્મારક ટ્રસ્ટ
જીવરાજ ભુવન
અમરેલી – ૩૬૪૬૦૧

*

ડૉ. જીવરાજ મહેતા સ્મારક ટ્રસ્ટ
કલ્યાણધામ
મુ. ચાવંડ ૩૬૪૪૩૫
(તા. લાઠી : જિ. અમરેલી)

*

ડૉ. જીવરાજ મહેતા સ્મારક ટ્રસ્ટ
નટવરલાલ શામળદાસ એન્ડ કું.
૯૪, નગીનદાસ માસ્તર રોડ
ટે. નં. ૨૭૪૨૨૧
મુંબઈ – ૪૦૦૦૨૩

*

Delhi office –
Phone – 915 O 72
Manager
Oormy Navrachana
Navinchandra B. Shah
98 Ravindra Nagar
NEW DELHI-110003

## તારી ગોદમાં છુપાવી દે જે

જ્યારે દિવસ પૂરો થશે, પંખીઓનો કલરવ શાંત પડશે, થાકેલો વાયુ પણ વાતો બંધ થશે, ત્યારે હે ભગવાન, તારો હાથ લંબાવીને તું મને ઢાંકી દેજે. મને તારામાં સમાવી લેજે, ઘોર અંધકાર રૂપી તારી ગોદમાં મને છુપાવી દેજે.

જે પ્રમાણે આ પૃથ્વીને તું નિદ્રાના અંધકારમાં સહજ રીતે ઢાંકી દે છે, થાકેલાં નયનો પર તું નિદ્રાનું આવરણ નાખી દે છે; અને શતદલ કમળોની આંખ મિંચાતાં જ તેના ઉપર પણ રજનીનો અંચળો ઓઢાડી દે છે, એ જ રીતે મને પણ તારી ગોદમાં સમાવી લેજે.

જ્યારે યાત્રા પૂરી થતાં પહેલાં જ પથિકનું ભાથું ખૂટી ગયું હોય, તેના ચહેરા ઉપર અતિશ્રમની રેખા અંકાવા લાગી હોય, તેનાં કપડાં મેલાં અને જર્જરિત બનીને તેને લજવી રહ્યાં હોય અને તેના હાથપગમાં શક્તિ જરાય રહી ન હોય, તે વખતે તેની આ દુનિયામાં ફજેતી થવા ન દેતો. તેને નિરાધાર ન છોડી મૂકતો. હે કરુણામય, તારી દયાર્દ્ર અને ગંભીર ગોપનતા ફેલાવી દે અને અને તેની લાજ રાખી તેને નિદ્રાનો, વિસ્મૃતિનો આશ્રય આપ અને રાત્રીરૂપી સુધાજળથી તૃપ્ત કર અને પ્રભાતનું ઉષ:પાન કરાવીને તેને ફરી તાજગીવાળો બનાવી દે.

જીવરાજ મહેતા સ્મારક ટ્રસ્ટ વતી મુદ્રક અને પ્રકાશક : રાજુલ ઈ. દવે ૧૩, જગનાથ પ્લૉટ, રાજકોટ–૧
મુદ્રણ સ્થાન : સુરૂપ મુદ્રિકા, ડૉ. યાજ્ઞિક રોડ, કન્યા છાત્રાલય સામે, રેસકોર્સ રોડ, રાજકોટ–૧

# ઊર્મિ નવરચના

તંત્રી : જયમલ્લ પરમાર

ફેબ્રુઆરી '૮૨ : વર્ષ : ૫૨ : અંક : ૧૧ : સળંગ અંક : ૬૨૩



**જાહેરખબરો આપનારાઓને વિનંતી**

જાહેરખબરના ચેક, ડ્રાફ્ટ કે મનીઓર્ડર 'ઊર્મિનવરચના'ના નામે ભરી મોકલવાં.

**ગ્રાહકોને નોંધ લેવા વિનંતી**

દર માસની પહેલી તારીખે અંક પ્રગટ થાય છે.

* ગ્રાહકોને અંક આઠ દિવસ સુધીમાં ન મળે તો તે વિભાગની પોસ્ટ ઓફિસે ફરિયાદ કર્યા બાદ કાર્યાલયને નકલ મોકલવી. અંક સિલિકમાં હશે તો જ મોકલાશે.

સરનામું બદલાયાની ખબર અંકની પ્રસિદ્ધિ પહેલાં પંદર દિવસે ગ્રાહક નંબર સાથે કાર્યાલયને પહોંચાડવી.

'ઊર્મિનવરચના'ના લવાજમના દર

| | |
| --- | --- |
| વાર્ષિક-દેશમાં | રૂા. ૨૫-૦૦ |
| વાર્ષિક પરદેશમાં | રૂા. ૬૦-૦૦ |

**લેખકોને—**

લેખ, વાર્તા કે કવિતા વગેરે ન સ્વીકારાતાં પરત મેળવવા ઈચ્છનારે જરૂરી ટિકિટ સાથે જ બીડવી.

* આ માસિકમાં પ્રસિદ્ધ થતા વિચારો જે તે લેખકોના હોય છે. તંત્રી તે વિચારમાં સંમત જ હોય તેવું માનવું નહિ.

**એજન્ટોને—**

* 'ઊર્મિનવરચના'ના વેચાણ અને ગ્રાહકો અંગેનો પત્રવ્યવહાર નીચેના સરનામે કરવો.

ફોન નં. ૨૪૩૭૨

ઊર્મિનવરચના કાર્યાલય

૧૩, જાગનાથ પ્લોટ

રાજકોટ ૩૬૦ ૦૦૧ (જિ. રાજકોટ)

# પિંગળશીભાઈનાં ગીતો

તું જ કહે ને કેવું જીવન, જીવીને મરી જાવું છે
ખુશ્બો થઈ પ્રસરાવું છે, કે બદલો થઈ કરમાવું છે?
તારે અહિંથી જાતી વખતે કંઈ સાથે લઈ જાવું છે!
કે નવ કોઈ તુંને સંભારે, એવું અદશ્ય થાવું છે?
ઘાટે જંગલ ઘોર અંધારે આડેધડ અટવાવું છે!
કે ભૂલ્યાંને રસ્તો દેવા, પ્રકાશ થઈ પથરાવું છે?
તારી મ્હેનતનું કંઈ ખરચી હૈયામાં હરખાવું છે,
કે બીજાનું લૂંટી લૂંટી, જુક્તિથી જમી જાવું છે!
જે સોંપી તે ફરજ બજાવી ધન્ય જીવન ઝરી જાવું છે,
કે જીવનને ઝેર કરીને, પાર વગર પસ્તાવું છે?
કોઈ તપ્યાંને ટાઢક દેવા છાંયો થઈ છવરાવું છે?
કે ધખતે આ ઘોમ ઉનાળે, તડકામાં શેકાવું છે!
આ ભવસાગરને ચકરાવે આમ ચડી અથડાવું છે,
કે પાપોના પ્હાડ કરીને, દોઝખમાં દફનાવું છે?
રાતે આંસુ કોઈ રડે તો કંઈ ઉપયોગી થાવું છે!
કે તારે પણ એના ભેળું ગેલ બેસી જાવું છે?
એક વાત તો સાવ નક્કી છે જરૂર અહિંથી જાવું છે,
તો પછી કંઈ સુકૃત કરવામાં શા માટે અકળાવું છે;
સદાચારીઓની સંખ્યામાં આંક થઈ ઉમેરાવું છે,
પિંગલ જનમ સફલ કરી લેવા
મશાલ થઈ બળી જાવું છે.

*

## જડી બુટ્ટી

ગ્રીષમની ગરમીના જોરે વરખાનાં પડઘમ વગડયા
જહાં તહા દાદુર ડહકારા પરભૃત ટૌકા બંધ પડયા
કેવા માનસરોવર હંસા કેવાં મોતી આ કલિકાલ
છીછરિયાં સાહિત સરવરમાં મીન ભખે બક બેઠા માલ
તાલ મેળને તિલાંજલિ દઈ કૌભાંડી પડકાર કરે
કવિતાને નામે કવ કૂડા શારદ મા ના ચીર હરે
વેગે આવ્યો વા વંટોળો જબરાં તોતીંગ ઝાડ પડયા
કેંક થયા ભઠિયારા ભેળા, કેક બીજા ચકરાવે ચડયા
પ્રસ્તુત કે અપ્રસ્તુત છે કયાં? લાગે મળતો લાભ લણે
અંધ, હીણુ, છબકાલ, અપસનો
દોષ કહ્યો તે કોણ ગણે
કાવ્ય કળા મૂર્છાધિન થઈને, છેલ્લા શ્વાસે મરૂં મરૂં
પાચી જડી બૂટી 'પરિવારે' દીધું જિવિત દાન ખરૂં

*

## ભ્રમર રહો શું ભટકી

નથી પત્ર કે પૂષ્પ સુગંધી, નથી સ્વરૂપની ચટકી,
આમ વૃથા કંટક ડાળી પર ભ્રમર રહો શું ભટકી;
આશભરી અંતરમાં અણુડગ, વનરા ઘેઘુર બનશે,
એક દિવસ યહાં ફૂલ સુગંધી ચોમ તરફ ફરી વળશે;
આ ડાળીની પૂષ્પ સુગંધી માણી હું મલકાતો,
એ ઉપકાર ભૂલી નવ જાવા આંટા ફેરા ખાતો;
છતમાં તો મળવા સૌ આવે નથી એ કાંઈ નવાઈ,
અછતમાં આવીને ઊભા રે' સાચી એ જ સગાઈ;
ઓટ મહીં ઓછું નવ આવે ભરતીમાં ન ફૂલાતો,
ઉદય અસ્તમાં એક જ રંગી વેશ કદી ન બદલાતો;
એવા સમદર્શી સજ્જનોની હું અહીં શોધ કરું છું,
આપ કદી નવ માનો એવું કે હું વૃથા ફરું છું.

# સંબંધના મૂળમાં

ददाति प्रतिगृह्णाति गुह्यमाख्याति पृच्छति ।
भुङ्क्ते भोजयते चैव षड्विधं प्रीतिलक्षणम् ॥

(આપે છે. લે છે. ખાનગી કહે છે અને ખાનગી પૂછે છે. ખાય છે અને ખવડાવે છે–પ્રીતિના આ ૭ લક્ષણો છે.)

સ્થૂળ પ્રીતિના મૂળ અહીં બતાવાયા છે. માનવ માનવના સંબંધના મૂળમાં પાછું વાળીને જોઈએ તો નાની એવી વાત પડી હોય છે. પ્રીતિની શરૂઆતમાં કાંઈક આપવાની વાત હોય છે. કેવળ આપવાની વાત તો બહુ ટકતી નથી. માણસને પ્રેમ આપવો ગમે છે તેમ બીજાના પ્રેમ લેવામાં એને એટલી જ મજા આવે છે. માણસના મનમાં હંમેશ એક વાત રમતી હોય છે. કોઈ સારો સત્કાર કરે–કદર કરે. કોઈનો હું સત્કાર કરું.

પણ આજકાલ કેટલેક ઠેકાણે એવી વૃત્તિ જોઈએ છીએ કે હું આપીશ ખરો પણ હું કોઈનું લઈશ નહિ. આ લોકોએ આનંદની એક દિશા જ જાણે બંધ કરી દીધી. તેઓ પોતાને પણ પૂરે પૂરું સમજ્યા નથી એમ ગણાય. અલબત્ત આ લેવા દેવાની સાથે કેટલાક કડવા અનુભવો થતા હોય છે એથી પણ માણસ ભડકે છે અને એમાં સત્યાંશ છે છતાં કોઈને કાંઈ ન લેવાના કે ન દેવાના છેવટના પાટલે બેસી જવામાં પણ જગત સાથેનું એક અનુસંધાન તોડવા જેવું થશે અલબત્ત સામે પક્ષે લેવા દેવા બાબત આંધળુકિયા કરવાનું કોઈ ડાહ્યો માણસ કરે નહિ. એટલે અહીં વિવેકને બરાબર કામે લગાડવો પડશે. કેટલાક માણસો જ્યાં ત્યાંથી કેવળ લેવામાં જ માનતા હોય છે. એ તો જગતનું વાતાવરણ બગાડનારાઓ જ છે.

કેટલાક માણસો ખરેખર અકળાતા હોય છે કારણ કે એમને ખાનગી વાત માટે કોઈ સાગો મિત્ર હોતો નથી. એટલે અંદર અંદર એ વાત ઘોળાતી રહે છે ને જીવ સતત નકામો દુઃખી થાય છે. આવા માણસોની શોધ સો ટકા વિશ્વાસુ માણસ મેળવવાની હોય છે. પણ એવા માણસો મળતા નથી એટલે હિજરાયા કરે છે. કુશળ માણસ તો જાણે જ છે કે આ બાબતમાં જે ઓછામાં ઓછા જોખમકારક માણસો હોય તેનાથી ચલાવવાનું હોય છે.

કોણ જાણે આપણું હૃદય કેટલા માણસોનું વિશ્રામસ્થાન થવા સર્જાયું હશે ? વૈશાખના બળબળતા તાપમાંથી પસાર થતા હો અને વૃક્ષની છાયા મળી જાય ત્યારે પથિક પોતાનો ભાર મૂકીને જેટલી નિરાંત અનુભવે છે એના કરતાં અનેકગણી શાંતિ માણસ સ્વજન આગળ પોતાનું હૃદય ખુલ્લુ કરે છે ત્યારે મેળવે છે. સૌનો અનુભવ છે કે પછી જાત ફૂલ જેવી હળવી થઈ જાય છે.

પણ આ ચારેય સંબંધોના આરંભમાં કદાચ કોઈ નાની મોટી ખાણીપીણીની આપલે જ પડી હોય છે.

નિત્ય પ્રવાસીને તો આની પ્રતીતિ અનેકશઃ થતી હોય છે.

સંબંધ બાંધવાના આવા આમંત્રણો ઊભા છે. કોઈ વાર એને ઠીક કરવા પડે છે. પણ બે વાત આ ચર્ચામાંથી ઉપસે છે – એક તો એ કે આપણે આ ૭ માર્ગોમાંથી એકેય માર્ગ બંધ કરવાની મનમાં ગાંઠ ન વાળીએ અને સાથે સાથે દરેક વખતે વિવેકને કામે લગાડીએ.

–પ્રસાદ

# અમરાપુર સર થયું

(સોરઠની લોકક્રાન્તિ–હપ્તો ૧૬ મો)

રતુભાઈ અદાણી

જૂનાગઢ રાજ્યની ધરતી ઉપર આક્રમણ શરૂ કરવા માટે અમે કુંકાવાવની છાવણીમાંથી રવાના થયા ત્યારે ગામના લોકો વરસાદ વરસી ગયા પછીની ઠંડી રાતના પાછલા પહોરની મીઠી નીંદર માણી રહ્યા હતા. વાદળા વરસી ગયા પછી સ્વચ્છ બનેલા આકાશમાં ટમટમતા તારલાઓ આછો પ્રકાશ પાથરી રહ્યા હતા. અમારા વાહનોની લાઈટો પ્રકાશના લાંબા શેરડા પાથરતી અને ગારા – કીચડમાંથી માર્ગ કરવા માટે હાંફતી, હાંફતી ઘરઘરાટી, સાથે, ધીરે ધીરે આગળ વધી રહી હતી. અર્ધું અંતર કાપ્યું હશે ત્યાં કીચડને કારણે વાહનોમાં બેસીને આગળ વધવાનું મુશ્કેલ બનતું ગયું. એટલે વાહનો ત્યાં જ થંભાવી પગપાળા આગળ વધવાનું નક્કી કરવું પડયું. ઈશારો થતાં જ બધા સૈનિકો ચપોચપ વાહનોમાંથી કૂદી પડયા. પગપાળા કૂચ શરૂ થઈ. જમીન ઉપર જાણે કોઈના પગ જ છબે નહીં. પાંખો ફૂટી હોય અને હવામાં ઉડતા હોય એવી ગતિએ સૌ આગળ ધસ્યા. ધાર્યા કરતાં ઓછા સમયમાં જ અમરાપુરના ઝાડવાં નજરે પડયાં.

આગળથી વિચારી રાખેલ વ્યૂહ પ્રમાણે સંકેતો અપાઈ ગયા. એક ટુકડી ગામ ફરતી ગોઠવાઈ જાય અને ગામમાંથી એક ચકલુંય ફરકવા ન પામે એવો જાપ્તો રાખે. એક ટુકડી બારોબાર ચોરો વટાવીને જમાદારને ઘેર પહોંચી, એને ત્યાંજ ઘેરી લે. બીજી બે ટુકડીઓ પોલીસ–થાણા ઉપર હલ્લો કરે.

બિલ્લી પગે અમે આગળ વધ્યા. ઝાંપા નજીક જઈને નજર નાખી તો ઝાંપાની બાજુમાં જ માટીના મકાનની લાંબી અને ખુલ્લી ઓશરીમાં હારબંધ ખાટલા ઢાળી, સોડ તાણીને નવાબના સિપાહીઓ સૂતેલા દેખાયા. માથા તરફ એમણે ભીંતને અઢેલીને એમની બંદૂકો ટેકવેલી. પહેરા ઉપર કોઈ સંત્રી નજરે ન પડયો. કદાચ કયાંક ખૂણે ખાંચરે ઓથ લઈને ઊભો પણ હોય.

દશેરાના દિવસે જૂનાગઢના અમરાપુર ગામે આરઝી હકૂમત આક્રમણ કરવાની છે એ વાત અમે ગુપ્ત રાખવાની પૂરી કાળજી લીધેલી. પરન્તુ રાજકોટમાં નવાબના જાસૂસો તો હતા જ. આક્રમણ માટેની તૈયારી અને હલચલ થાય એ એમનાથી સાવ અજાણ રહેવા પામે એમ માની ન શકાય. અમરાપુરના પોલીસ બેડાને એમણે સાવધાન પણ કર્યો હોવો જોઈએ, નહીં તો પોલીસ–થાણે સામાન્ય રીતે બે ચાર પોલીસો જ હોય, આખો બેડો હાજર હોય જ નહીં. આમ છતાં બધાને નિરાંતે સૂતેલા જોઈ અમને આશ્ચર્ય થયું. સંભવ છે કે આજે જ અમે અમરાપુર ઉપર આક્રમણ કરવાના છીએ એવું એમણે માન્યું નહીં હોય.

સોડ તાણીને સૂતેલા સિપાહીઓને એમની પથારીમાં જ દબાવી દેવામાં આવે તો કોઈ સામનો જ કરી ન શકે અને બંદૂકનો એક પણ ભડાકો કર્યા વિના ગામ કબજે કરી શકાય. આથી તત્ક્ષણ અમે અમારો વ્યૂહ બદલ્યો. ચારેય દળોએ ખૂબજ સાવધાની સાથે પોલીસ થાણાની ઓશરીમાં ધસી જવું અને દરેક ખાટલા ઉપર બબ્બે સૈનિકોએ સૂતેલા સિપાહીઓને એની એ હાલતમાં દબાવી દેવા. કોઈ જાગતો સંત્રી સામનો કરે તો એને ઘેરી લઈને ચૂપ કરવાની જવાબદારી થોડા સૈનિકોને સોંપવામાં આવી.

એ મુજબ ખૂબ જ સાવધાનીપૂર્વક બિલ્લી પગે અમે આગળ વધ્યા.–ક્ષણભરમાં જ ઓશરીમાં સૂતેલા એક એક સિપાહી ઉપર બબ્બે ત્રણ ત્રણ સૈનિકો બંદૂક તાકીને ગોઠવાઈ ગયા. સિપાહીઓ જાગીને જુએ છે તો છાતી ઉપર તકાયેલી બંદૂકની નાળો નજરે પડી. કોઈ મરવા ઈચ્છતું નહોતું. ભીંતે ટેકવેલી બંદૂક લઈને સામનો કરવાનું શક્ય જ રહ્યું ન હતું. બધા શબની જેમ સૂતા જ રહ્યા.

સૌ પ્રથમ બધા સિપાહીઓની ભીંતે ટેકવેલી બંદૂકો હાથ કરી લેવાની બે ત્રણ સૈનિકોને સૂચના આપવામાં આવી. જાણે ખેડૂત એના ખેતરમાંથી ઘાસના પૂળા એકઠા કરતો હોય એમ એમણે બધી બંદૂકો ઉપાડીને ચોકમાં ખડકલો કરી દીધો. ત્યાર બાદ એક પછી એક સિપાહીને ઓશરીની નીચે હારબંધ બેસી જવાનો હૂકમ કરવામાં આવ્યો. ચપોચપ બધા ઊઠી ઊઠીને ફળીમાં બેસી ગયા. આરઝી હકૂમત તરફથી બધાને કેદ કરવામાં આવે છે એવી જાહેરાત કરવામાં આવી. એક પણ ગોળીની લેવડ દેવડ વિના અમરાપુરનું પોલીસ થાણું કબજામાં આવી ગયું.

મૂળ સંકેત મુજબ એક ટુકડીએ ગામ ફરતાં ગોઠવાઈ જઈને સખ્ત જાપ્તો ગોઠવી દીધો. એક ટુકડી જમાદારને ઘેર પહોંચી ગઈ. એવામાં કયાંકથી કશો સળવળાટ થતો સંભળાયો હોય કે કશોક વહેમ પડયો હોય, પણ કુંકાવાવની છાવણીમાં મેં જે જુવાનને રાયફલ રમાડી શકશે કે કેમ એવી ટકોર કરેલી એ જ દુબળા પાતળા જુવાને રાઈફલ ઉપાડીને હવામાં ભડાકો કર્યો. એકે ભડાકો કર્યો એટલે બીજાએ ભડાકો કર્યો. જોત જોતામાં મોટા ભાગના સૈનિકોએ હવામાં એક એક બબ્બે ભડાકા કરી નાખ્યા. એક પણ ભડાકો કર્યા વિના થાણું અને ગામ કબ્જે કરી લેવાનું જાણે એમને રુચતું ન હતું. પણ ગોળીબાર કરવાનું કશું જ કારણ ન જણાતાં મેં ગોળીબાર બંધ કરવાની સૂચના આપી. ગોળીબાર બંધ થઈ ગયો. પણ સૂતેલું ગામ આ ભડાકા સાંભળીને સફાળું જાગી ઊઠયું. કોઈ પોતાના ઓરડાના જાળિયામાંથી, કોઈ બારણામાંથી, કોઈ ઓસરીમાં ઊભા ઊભા તો કોઈ શેરીના નાકા સુધી આવવાની હિંમત કરીને કુતૂહલતાથી અમારી હલચલ જોવા લાગ્યા. ભારે આશ્ચર્યની વાત હતી કે કોઈના ચહેરા ઉપર ભય કે ગભરાટની રેખા સરખી જોવા ન મળી. જાણે જાણતા જ હોય કે આરઝી હકૂમતની લોકસેના અમરાપુરનો કબ્જો લેવા આવી છે.

પોલીસ-થાણું સર થઈ ગયું એટલે કેદ કરવામાં આવેલા પંદર જેટલા સિપાહીઓ ઉપર જરૂરી જાપ્તો ગોઠવી, બીજી વ્યવસ્થા કરી, હું જમાદારના ઘર તરફ જવા રવાના થયો. જઈને જોઉં છું તો જમાદારના ઘરની માટીની વંડીના છાજ ઉપર કૂદીને કેપ્ટન બાલમસિંહજી રાયફલ તાકીને ચકોર નજરે બેઠા છે, બેચાર સૈનિકો ખડકી પાસે પહેરો લગાવીને ઊભા રહી ગયા છે. અંદર દાખલ થઈ જોઉં છું તો ચંદનસિંહજીના હાકલા પડકારા સંભળાવા મળ્યા. એક ઓરડામાં ઝબકીને જાગી ગયેલી જમાદારની પત્ની પલંગની કોરે ધ્રૂજતી-ફફડતી બેઠી છે. બાજુમાં બે ત્રણ બાળકો ચીસો પાડી રહ્યા છે

"બહેન! ગભરાવાની જરૂર નથી. તારો કોઈ વાળ પણ વાંકો નહીં કરે." મેં જમાદાર પત્નીને ધરપત આપી. તુરત જ બધા સૈનિકો સાથે અમે ઓરડા બહાર નીકળી ગયા.

બીજા ઓરડામાં ગયો, તો જમાદાર કંઈક ધડ કરી રહ્યો હતો, એના પ્રત્યે કોઈ કુણું વલણ દાખવવાની જરૂર ન હતી. તુરત જ એને ભાન થઈ ગયું કે પોલીસ-થાણાનો આરઝી હકૂમતે કબજો લઈ લીધો છે. સિપાહીઓ કેદ બની ચૂકયા છે. જમાદારે રકઝક છોડી દીધી. ઘરની જડતી લેવામાં આવી. હથિયારો મળ્યાં એ જપ્ત કરવામાં આવ્યાં. જમાદારને કેદ કરવામાં આવ્યો.

થાણું કબજે કર્યું, સિપાહીઓને અને જમાદારને કેદ કર્યા અને હથિયારો જપ્ત કર્યા એટલેથી પ્રશ્ન પતતો નહોતો. નવાબને વફાદાર અને હથિયાર વાપરી જાણનારા થોડા માથાભારે માણસોને ગામમાંથી શોધી શોધીને હાથ કરવાનુ કામ બાકી હતું. એક ટુકડી એ કામમાં લાગી ગઈ.

અમે બધા થાણા ઉપર આવ્યા, એટલી વારમાં રસિકભાઈ, મોહનભાઈ-સોપાન, મનુભાઈ શેઠ વગેરે કુંકાવાવથી આવી પહોંચ્યા. ઉત્સાહથી અમે બધા એકમેકને ભેટયા.

અમરાપુરમાંથી નવાબની હકૂમતનો અંત આવે છે અને આરઝી હકૂમતની આણ શરૂ થાય

છે એની નિશાની તરીકે રાષ્ટ્રધ્વજ ફરકવો જોઈએ. અમરાપુર ઉપર આક્રમણ કરવા માટે અમે જરૂરી એવી બધી તૈયારી કરેલી, પણ પૂરા માપનો રાષ્ટ્રધ્વજ લેવાનું જ વિસરાઈ ગયેલું. એક નાનકડો રાષ્ટ્રધ્વજ મળી આવ્યો. એક ધ્વજદંડ ઉપર રાષ્ટ્રધ્વજ લગાડી પોલીસ-થાણાની સામેના ચોકમાં ધ્વજદંડ રોપવામાં આવ્યો. એના ઉપર ટચૂકડો રાષ્ટ્રધ્વજ ફરકાવવામાં આવ્યો. જૂનાગઢ રાજ્યની ધરતી ઉપર પહેલી જ વખત રાષ્ટ્રધ્વજ લહેરાતો જોઈને ઘડીભર અમે ભાવવિભોર બની ગયા. લોકસેનાના સૈનિકોએ અને અન્ય સાથી મિત્રોએ રાષ્ટ્રધ્વજને સલામી આપી. અમરાપુરમાં આરઝી હકૂમતના શાસનની ઘોષણા કરવામાં આવી.

દશેરાના આગલા દિવસે રાજકોટમાં આરઝી હકૂમતની સંગ્રામ સમિતિ અને સંકલન સમિતિની બેઠકમાં થયેલી વિચારણા અનુસાર, અમરાપુરનો કબજો લઈને લોકસેનાની કૂચ અહીં જ થંભાવી દેવી, કે બીજા ગામોમાં આરઝી હકૂમતની આણ સ્થાપિત કરવા આગળ વધવું, એનો નિર્ણય સ્થળ ઉપર મારેજ-લેવાનો હતો. પરન્તુ રસિકભાઈ અમરાપુરમાં હાજર હતા એટલે એમની સાથે મસલત કરી.

"ઘટમાં ઘોડા થનગને અને આતમ વીંઝે પાંખ" એવા લોકસેનાના રણે ચડેલા જુવાન મિત્રોને રોકવા એ મુશ્કેલ હતું. જામેલી હવાનો લાભ લેવો એ જરૂરી હતું. લોઢું તપેલું હોય ત્યારે જ ઘાટ ઘડાઈ જવો જોઈએ. એટલે લોકસેનાની કૂચ સ્થગિત કરવાને બદલે આગળ વધવા દેવી એવો અમે નિર્ણય કર્યો.

દશેરાના મંગળ પ્રભાતે આરઝી હકૂમતની લોકસેનાએ અમરાપુર ઉપર કૂચ કરી, લોહીનું ટીપું લીધા દીધા વિના, ગામ કબજે કરવામાં સફળતા હાંસલ કરી છે અને એ રીતે જૂનાગઢ રાજ્યની ધરતી ઉપર આક્રમણની શરૂઆત કરવાનું મુહૂર્ત કર્યું છે એવા શુભ સમાચાર આરઝી હકૂમતના વડા મથકે સમયસર પહોંચાડવા માટે, અગાઉથી નક્કી કર્યા મુજબ રસિકભાઈ રાજકોટ જવા રવાના થઈ ગયા. મોહનભાઈ સોપાન અને મનુભાઈ શેઠ એમની સાથે હતા.

અમરાપુર ગામમાં નવાબી શાસનનો અંત આવ્યો અને આરઝી હકૂમતનું શાસન શરૂ થયું એની લોકોને પ્રતીતિ થાય એ માટે પ્રારંભથી જ અમરાપુરમાં આરઝી હકૂમતનો વહીવટ વ્યવસ્થિત રીતે શરૂ થઈ જાય એ જરૂરી હતું. આ માટે ગ્રામસેવાની તાલીમ પામેલા, કસાયેલા અને મુશ્કેલ સમયે પણ કુનેહપૂર્વક કામ લઈ શકે એવી કુશળતા ધરાવતા લોકસેનાના એક સૈનિક શ્રી અનોપચંદ શાહને અમરાપુરના વહીવટદાર તરીકે નિયુક્ત કરવામાં આવ્યા.

ગામમાંથી નવાબના વફાદાર માણસોને શોધી શોધીને પકડી લાવવાના કામમાં પરોવાયેલી ટુકડીના સૈનિકો એક-એક બબ્બે માણસોને પકડી પકડી થાણા ઉપર આવવા લાગ્યા. નવાબના પોલીસ અને જમાદાર સહિત કેદીઓની સંખ્યા ચાલીસ જેવા આંકડાને પહોંચવા આવી. અમરાપુર છોડતાં પહેલાં આ કેદીઓનો યોગ્ય પ્રબંધ કરવો જરૂરી હતો.

ગામનો પટેલ, પસાયતા અને બીજા આગેવાનો અત્યાર સુધી દૂર ઊભા ઊભા શું બની રહ્યું છે એ જોઈ રહ્યા હતા. પણ એમની નજરે ચિત્ર સ્પષ્ટ થઈ ગયું કે આરઝી હકૂમતે અમરાપુર ગામ કબજે કરી લીધું છે એટલે આ બધા એક પછી એક આગળ આવી, સલામ ભરી, આરઝી હકૂમતની સેવામાં હાજર થઈ ગયા.

૪૦ જેટલા કેદીઓને રાખવા માટે ગામમાં રાજ્યનું કોઈ મકાન છે કે કેમ એની તપાસ શરૂ કરી. પોલીસ પટેલે એક બે મકાનો બતાવ્યાં. પણ એ અનુકૂળ ન લાગ્યાં. પ્રશ્ન થઈ પડ્યો કે આ કેદીઓને પકડયા ખરા, પણ રાખવા ક્યાં? કુંકાવાવની છાવણીમાં તો એમને લઈ જવાય એમ હતું જ નહીં.

અમરાપુરના કેટલાંક કુટુંબો રળવા માટે

મુંબઈ જઈ વસેલાં. નસીબે એમને યારી આપી. મુંબઈના ઉદ્યોગ અને વ્યાપારના ક્ષેત્રે એમણે નામના કાઢેલી. કોઈ વાર મૂળ વતન યાદ આવે ત્યારે થોડા દિવસ ગામડાંનું જીવન માણી શકાય અને જૂના સંબંધો જીવતા રાખી શકાય એટલા માટે ગામના બાપદાદાના ખોરડાની જગ્યાએ એમણે પાકાં મેડીબંધ મકાનો બંધાવેલાં. નવાબી રાજ્યમાં ભાંગીને ભુક્કો બની ગયેલા અમરાપુર ગામમાં ડોકાં કાઢીને આવાં બે પાંચ પાકાં મેડીબંધ મકાનો ઊભાં હતાં. આ મકાનના માલિકો મુંબઈમાં આરઝી હકૂમતની રચના વખતે અને ત્યાર પછી સારો એવો રસ લઈ રહ્યા હતા એટલે બધાં પરિચિત કુટુમ્બો હતાં. પણ અમરાપુરના એમના મકાનોને તો તાળા લાગેલાં. ચાવીઓ તો મુંબઈમાં પડી હશે. કેદીઓને રાખવા માટે આ મકાનો સિવાય બીજી કોઈ સગવડ થઈ શકે એમ નહોતી. એટલે એ મકાનો ખોલીને ઉપયોગમાં લેવાનું નક્કી કર્યું. તુરત જ ગામમાંથી લુહારને બોલાવવામાં આવ્યો. ધડાધડ તાળાં તૂટી ગયાં. મકાનની અંદરનું રાચરચીલું બગડે નહીં એ માટે બધો સામાન એક બે ઓરડામાં ગોઠવાવી, બાકીના ઓરડાઓનો જેલ તરીકે ઉપયોગ કરવાનું નક્કી કરવામાં આવ્યું. કેદીઓને રાખવાની તો વ્યવસ્થા થઈ ગઈ. પરન્તુ એમને માટે ખાવા પીવાનો પ્રબંધ કેમ કરવો એ પ્રશ્ન થયો.

સામાન્ય સંજોગોમાં વહીવટી તંત્રને આટલા કેદીઓની ભોજન વ્યવસ્થા કરવા માટે ભોજન સામગ્રીના ભાવ મંગાવવા, સસ્તા ભાવની ચકાસણી કરવી, મોદીખાનું ખરીદવું અને રસોઈ કરનાર રસોયા રોકવા જેવી કડાકૂટનો પાર ન હોય. પરન્તુ આરઝી હકૂમતના પગલે પગલે ઉત્સાહના લોઢ ઊછળતા આવે. ક્ષણભરમાં અમરાપુર ગામ ઉત્સાહ અને ઉમંગના હેલારે ચડયું. ૪૦ જેટલા કેદીઓને બે વખત ચા પાણી અને બે ટંક ખાવાનું સમયસર પહોંચાડવાની જવાબદારી ગામના આગેવાનોએ જ સંભાળી લીધી. ત્યાંને ત્યાં એની જવાબદારીની ફાળવણી પણ થઈ ગઈ.

કેદીઓને એમને માટે શરૂ કરેલ તુરંગખાનામાં લઈ જવામાં આવ્યા. દરેક તુરંગખાના ઉપર લોકસેનાના સૈનિકોનો પહેરો ગોઠવાઈ ગયો. અને જોતજોતામાં તો વરસોથી ગોઠવાયેલ જેલની માફક એનું કામકાજ શરૂ થઈ ગયું.

હવે લોકસેનાની ટુકડીઓને બીજાં ગામો કબજે કરવા માટે રવાના કરવામાં કશી હરકત જેવું રહ્યું નહીં. રાત આખીનો ઉજાગરો કરી, પ્રવાસ ખેડી, ફરજ ઉપર ચડેલા સૈનિકોએ મોઢામાં પાણીનું ટીપું પણ નાખ્યું ન હતું. અમરાપુર કબજે થઈ ગયું. પણ કોઈએ ચા પાણી યાદ ન કર્યાં. બીજાં ગામો ઉપર કૂચ કરવા સાબદા થઈ ગયા.

અમરાપુરના લશ્કરી વહીવટીદાર શ્રી અનોપચંદભાઈની મદદમાં જરૂરી સૈનિક મિત્રોને રાખીને ચારેય દળોને બે ભાગમાં વહેંચી નાખવામાં આવ્યા. એક ભાગમાં ગુણવંતભાઈ પુરોહિત અને એની મદદમાં દરબાર રણજિતસિંહજી. બીજા ભાગમાં જસુભાઈ અને કેપ્ટન બાલમસિંહ. શ્રી ચંદનસિંહે જસુભાઈની સાથે જવાનું પસંદ કર્યું. બન્ને ટુકડીઓ પોતપોતાના ભાગે આવેલાં ગામો કબજે કરવા રવાના થાય ત્યાર પહેલાં ચંદનસિંહજી મારી પાસે આવ્યા અને રૂમાલમાં બાંધેલી એક નાની પોટલી અને રૂપિયાની નોટોની એક થોકડી મારી પાસે રજૂ કર્યાં.

“આ શું?” મેં પ્રશ્ન કર્યો.

“જમાદારના ઘરની જડતી દરમિયાન હાથ લાગેલ આ ઘરેણા અને ચાર હજાર રૂપિયા. સંભાળી લો, હું જસુભાઈ સાથે જઈ રહ્યો છું એટલે થયું કે તમને સોંપતો જાઉ.” ચંદનસિંહે ખુલાસો કર્યો

“ચંદનસિંહજી ! ગામ ઉપર હલ્લો કરીએ અને ગામ કબજે થાય ત્યારે રાજ્યની માલિકીની જે કંઈ ચીજ હોય એના ઉપર આરઝી હકૂમતનો

કબજે થઈ જાય. પરન્તુ કોઈની અંગત મિલકત લેવાનો આપણને હક્ક નહીં. જમાદારના ઘરના ઘરેણા અને ઘરની રોકડ લેવાય જ નહીં. એતો લૂંટ કહેવાય.'' મે કહ્યું.

''અમે જુદી રીતે વિચારીએ, લડાઈમાં કોઈપણ પ્રદેશ કબજે થાય ત્યારે આવી છૂટ લેવાય એમાં હરકત નહીં. પરન્તુ આ ઘરેણાં અને રોકડ મારી પાસે રાખવાને બદલે હું તો આરઝી હકૂમતને ધરી દઉં છું. હવે તમારે જે કરવું હોય એ કરજો.'' ચંદનસિંહજીએ ફરી પોટલી અને નોટોની થોકડી મારા તરફ લંબાવી.

''આ ઘરેણાં તો જમાદારની પત્નીને પરત પહોંચાડવાના રહેશે. રોકડ રકમ કોની છે અને કયાંથી આવી છે એની તપાસ કરી ઘટતું કરવામાં આવશે. પણ હવે પછી કોઈની અંગત ચીજ-વસ્તુને હાથ ન લગાડવાની આરઝી હકૂમતની નીતિનું ચુસ્ત પાલન થાય એ જોવાની મારી તમને ભલામણ છે.'' મેં ચંદનસિંહજીના હાથમાંથી પોટલી અને થોકડી લઈ, કુંકાવાવની છાવણીના દફતરમાં જમા કરવાની સૂચના સાથે મારા અંગત મદદનીશ તરીકે ફરજ બજાવતા એક જુવાન મિત્રને સોંપી.

થોડીવારમાં જ માંખણમાંથી મોવાળા ખેંચાય એમ લોકસેનાના દળો બે ભાગમાં જુદા તારવાઈ ગયાં અને સડસડાટ જુદી જુદી દિશામાં રવાના થઈ ગયાં એમને વિદાય આપી પોલીસ થાણે આવ્યો. અમરાપુરના ચોરાના ચોકમાં લોકો સારી સંખ્યામાં એકઠા મળી દૂરથી આ હીલચાલ જોઈ રહ્યા હતા.

સામાન્ય રીતે સવાર પડે એટલે ખેડૂતો ગાડાં જોડી જોડીને ખેતરે જવા રવાના થાય. પરંતુ આજે ખેતરે જવાને બદલે ખેડૂતો ચોરા પાસે એકઠાં થઈ ગયા. પાનહારીઓ સવાર પડયે કાખમાં બેડાં લઈ લઈને ગામને પાદર કૂવા ઉપર પાણી ભરવા જાય, પણ આજે પાણી ભરવાનું ભૂલી એમાંની કેટલીક બહેનો ચોરા સામેની એક શેરીના નાકે ટોળે વળીને ઊભી રહી ગઈ. બાળકો ઊઠીને મેલાંઘેલાં દફતર લઈને નિશાળે જતાં હોય. આજે નિશાળે જવાનું માંડી વાળી બાળકો ચોરા પાસે ગોઠવાઈ ગયાં. રાત આખી ખીલે બંધાયેલ ઢોર સવાર પડયે છૂટીને ગામના ગોંદરે એકઠા થતાં હોય. આજે બધી ગાયો-ભેંસોને એમને એમ ખીલે બંધાઈ રહેવું પડયું.

લશ્કરી વહીવટદાર અનોપચંદભાઈ થોડા સૈનિકો, પટેલ વગેરેને લઈને હું ચોરા પાસે ગયો. બધા ટગર ટગર આંખે અમારી સામે જોતા રહ્યા. અમને તેઓ આવકારવા માગતા હતાં, અમે એમનો સાથ ઈચ્છતા હતા. પણ હજી અમારી અને એમની વચ્ચે સંબંધ બંધાયો ન હતો. વચ્ચે એક કૃત્રિમ દિવાલ હતી.

અમે ચોરા ઉપર ચડયા, બધાને બેસી જવા કહ્યું. અમારી વચ્ચેની દિવાલ તૂટવા લાગી. બધા જ્યાં જગ્યા મળી ત્યાં, ચોરા ઉપર, નીચે, આસ-પાસ ગોઠવાઈ ગયા. કેટલાક બેઠા, કેટલાક ઊભા રહ્યા.

''બોલો મહાત્મા ગાંધીજીની...'' એક સૈનિકે શરૂઆત કરી. ''જે'' સભાજનોએ એકી સાથે અને બૂલંદ અવાજે પૂર્તિ કરી.

''બોલો આરઝી હકૂમત...'' સૈનિક બીજું સૂત્ર બોલ્યો. ''ઝીન્દાબાદ'' સભાજનોએ ગગનભેદી પડઘો પાડયો.

લોકોની અને અમારી વચ્ચેની દિવાલ તૂટી ગઈ. વ્યવસ્થિત સભા સ્વરૂપે અમારું કામ આગળ ચાલ્યું. સૌથી પહેલાં મેં આરઝી હકૂમતનો ટૂંકમાં પરિચય આપ્યો.

''અમે જાણીએ જ છીએ. આરઝી હકૂમત રચાણા પછી નવાબના માણસોએ અમારી કનડગત કરવામાં બાકી નથી રાખી. અમે તો કેટલાય દિવસથી તમારી કાગનેડોળે રાહ જોઈને બેઠા છીએ.'' મેં આપેલો પરિચય સં[illegible] જુવાન જેવા લાગતા એક ભાઈએ [illegible]

લોકો સભાથી ટેવાયેલા નહીં એટલે કોલાહલ શરૂ થઈ ગયો. સૂચના થતાં, થોડીવારમાં જ કોલાહલ શાંત થઈ ગયો.

અનોપચંદભાઈએ આરઝી હકૂમતનો નીચે મુજબનો ઢંઢેરો વાંચી સંભળાવ્યો.

૧– આ ગામમાંથી જૂનાગઢના નવાબ મહોબ્બતખાનના અમલનો અંત આવે છે.

૨– જેની પાસે શસ્ત્રો હોય એમણે પોતાના શસ્ત્રો આરઝી હકૂમતને શરણે ધરી દેવાં. હવે પછી કરવેરા, મહેસુલ વગેરેનું ભરણું આરઝી હકૂમતને કરવાનું છે. નવાબને કે તેના કોઈ પણ માણસને સહકાર આપવો એ રાષ્ટ્રદ્રોહ ગણાશે.

૩– આરઝી હકૂમત પ્રત્યે વફાદારી દાખવનાર અને શાન્તિપૂર્વક રહેવા ઈચ્છનાર દરેક પ્રજાજનને કોઈ પણ જાતના ભેદભાવ વગર રક્ષણ આપવામાં આવશે.

ઢંઢેરો પૂરો થયો.

આરઝી હકૂમત તરફથી અમરાપુરના વહીવટ અને રક્ષણ માટે અનોપચંદભાઈને લશ્કરી વહીવટદાર તરીકે નિયુક્ત કરવામાં આવ્યા છે એવી જાહેરાત કરવામાં આવી અને અનોપચંદભાઈને પૂરો સહકાર આપવા લોકોને ભલામણ કરવામાં આવી.

લોકોએ તાળીઓ પાડી, પોતાનો આનંદ અને અનુમતિ પ્રગટ કર્યાં.

"આરઝી હકૂમતે અમરાપુર ગામ કબજે કર્યું છે. નવાબ તરફથી હવે અહીં કોઈ વળતો હુમલો કરવા આવી શકે એમ નથી. પરન્તુ આ તો લડાઈ છે. જૂનાગઢ રાજ્યને ગાંડપણ સૂઝે તો અમરાપુર ઉપર વળતો હલ્લો કરવા એમના સિપાહીઓ આવી પણ ચડે. આરઝી હકૂમત એનો મુકાબલો કરી લેશે. પરન્તુ આ ગામના જુવાનોની પણ હવે અમરાપુરનું રક્ષણ કરવામાં સાથ આપવાની જવાબદારી અને ફરજ છે. ગામનું અને સીમનું રક્ષણ કરવા માટે ચોકીદળ ઊભું કરવું પડશે. જેમની ઈચ્છા થાય એ ચોકીદળમાં ભરતી થઈ જાય. આ માટે કોઈને ફરજ પાડવામાં નહીં આવે." મેં ગામલોકોને એમની ફરજનો ખ્યાલ આપ્યો.

ભારે આશ્ચર્યની વાત બની. એક પછી એક વીસ બાવીસ જેટલા જુવાનો ચોકીદળમાં જોડાવા માટે ઊભા થઈ ગયા.

"અનોપચંદભાઈ બધાનાં નામ નોંધશે. જરૂરી તાલીમ આપશે અને સીમ અને ગામમાં ચોકીની ફરજ પણ સોંપશે. દિવસે ચોકી કરવાની. પણ રાત્રે સીમમાં અને ગામમાં ફરજ ઉપરના ચોકીદારો અને સૈનિકો સિવાય બીજા બધાને બહાર નીકળવાની બંધી રહેશે. એને કરફ્યુ કહેવાય." મેં જાહેરાત કરી.

સભામાં ગણગણાટ શરૂ થયો.

"રાતે તો રખોલું કરવા અમારે સીમમાં જવું પડે. ઘેર સૂઈ રહીએ તો મોલ ભેળાઈ જ જાય." એક આધેડ વયના ખેડૂતે વાત મૂકી.

"ગામના બધા જણ માટે બહાર નીકળવાની બંધી હોય પછી મોલ ભેળવવા કોણ જવાનું?" મેં પ્રશ્ન કર્યો.

"અમારા ગામનું તો કોઈ અમારા મોલ ભેળવીને અમને નુકશાન ન જ કરે પણ અડખેપડખેના બીજા રજવાડાના માથાભારે લોકો દર વરસે રંજાડ કરી જાય છે. રખોપું કરીએ તો પણ અડધી મોલાત માંડ હાથમાં આવે" બીજા ખેડૂતે જણાવ્યું

"તમે બધા રાતે સીમમાં આંટા મારો અને રાતે નવાબના સિપાહીઓ કે બીજા કઢીચટ્ટા હલ્લો કરે તો કોણ દુશ્મન અને કોણ મિત્ર એ કળવુ મુશ્કેલ બને. એટલે તમારે બધાએ સાંજ પડયે તો સીમમાંથી ઘેર આવી જ જવુ પડશે. જરૂરી સંખ્યામાં ચોકીદારો અને સૈનિકો સીમની પણ રક્ષા

[અનુ પૃ ૯૩૬

# કીડામારી—એક ઔષધી

વૈદ્ય પ્રાગજી મોહનજી રાઠોડ

કીડામારી એક ઔષધીય રક્ષણ આપતી વનસ્પતિ છે. બીજી રીતે કહું તો જ્યાં વૈદ્ય કે ડોક્ટરોની સગવડ નથી તેવા ગ્રામ પ્રદેશમાં તો આ જીવન આપનારી ઔષધિ બને છે.

શરદ એક એવી ઋતુ છે કે જેમાં ગમે તેટલી સંભાળ રાખવામાં આવે તો પણ હવામાનની ઝેરી અસર થયા વિના રહેતી નથી. ગંદા પાણીનો ભરાવો, તીવ્ર તડકો, હવામાનનાં ભેજ અને એ બધાંને પરિણામે માણસમાત્રના પાચનકાર્યની મંદતા ખોરાકને પચાવવાને બદલે એનો સડો જ પ્રગટ કરે છે અને પરિણામે શરદ ઋતુમાં કેટલાક નાના-મોટા રોગો પેદા થાય છે. આવી સાર્વત્રિક માંદગી લાવનારી ઋતુમાં કીડામારી એક ઔષધીય શક્તિ બને છે.

જેણે કુદરતનો સંબંધ રાખ્યો છે, અવારનવાર ખેતરોમાં કે પડતર જમીનમાં ફરવાની જેમને ટેવ છે તેવા લોકોએ જોયું હશે કે છ થી બાર ઈંચનો એક છોડ જમીન ઉપર પથરાયેલો જ્યાં ત્યાં જોવામાં આવે છે. ગોળ ગોળ કાળા ધૂપછાંવ જેવાં પાન અને સાથે જ દબાયેલા ગોળ બોર જેવા છ ધારવાળા ફળના ડોડવા અને કિરમજી જાંબલી રંગનાં કાળાશ પડતાં ફૂલ, એ આ છોડની સામેથી જ ઓળખાણ આપે છે. ખાસ કરીને આ છોડ કપાસના ખેતરોમાં વિશેષ જોવામા આવે છે.

કીડામારી સ્વાદે ખૂબ જ કડવી છે. આ તીવ્ર કડવાટનો ગુણ એક એવી ઔષધીય શક્તિ પેદા કરે છે કે જેને કારણે શરીરમાં મળદોષ, ઝેરો અને રોગોના કારણરૂપ આમનો સડો દૂર થાય છે.

શરદઋતુ એટલે મેલેરિયાના તાવની ઋતુ અને એ તાવને દૂર કરવા માટે આ તીવ્રતર કડવી ઔષધિનો પ્રયોગ કરવામાં આવે છે. આ તાવમાં કીડામારીનો બે રીતે ઉપયોગ થાય છે—એક ખાવા માટે આંતરિક રીતે અને બીજો શરીરમાં સંગ્રહાયેલાં ઝેરોને ખેંચી લેવા માટે બાહ્ય લેપન તરીકે.

મેલેરિયાને જંતુજન્ય વ્યાધિ ગણીએ તો એ જંતુઓને દૂર રાખવાની કે મારી નાખવાની પ્રતિકારશક્તિ કડવો રસ આપે છે. કિવનાઈન અતિ કડવું અને ઉષ્ણ છે એટલે મેલેરિયામાં હિતકર બન્યું છે અને કીડામારી પણ આ જ દૃષ્ટિએ ઉપયોગી નીવડે છે. આ ઋતુમાં કીડામારીનો અરધાથી એક તોલો રસ કાઢી એ પીવામાં આવે તો ઝાડો, પેશાબ અને પસીના દ્વારા શરીરના ઝેરો બહાર ફેંકાઈ જાય છે અને મોટે ભાગે મેલેરિયા આવતો અટકે છે કે દૂર થાય છે. આમ કીડામારીનો જ્વરઘ્ન સ્વેદલ ગુણ ઉપકારી બને છે.

કડવો રસ જેમ રોગોત્પાદક જંતુઓને મારી નાખી શકે છે તેમ પ્રત્યક્ષ રીતે પણ તે કોઈને કોઈ પ્રકારનાં જંતુઓ શરીરમાં પેદા થયાં હોય તથા કૃમિજન્ય વ્યાધિઓમાં પણ એનો ઉપયોગ સૂચવાયો છે. જે લોકો પ્રમાણમાં ગળ્યા પદાર્થો વધુ ખાય છે કે ન પચે છતાંય વારંવાર ખાધા કરે છે તેવા લોકોને પહેલાં શરીરમાં ચીકણો આમ પેદા થાય છે અને આ આમના સડાથી આ જંતુઓ ઉદ્ભવે છે. એક વખત આ જંતુઓ પેદા થયા પછી તો એ એવા ચીટકી રહે છે કે ભાગ્યે જ દૂર કરી શકાય છે અથવા એને દૂર કરવા માટે શ્રમ લેવો પડે છે.

રોગ વિજ્ઞાનમાં કૃમિજન્ય દરદોનો એટલો મોટો વિસ્તાર છે કે એનું ચોક્કસ નિદાન કરવા માટે ખૂબ જ સંભાળ અને ચીવટ રાખવી પડે છે. આજના કૂદકે અને ભૂસકે વિકસતા જતા વિજ્ઞાનમાં જો થોડીએક ધીરજ અને ઊંડાણથી તપાસવામાં આવે તો સહજ રીતે માલૂમ પડશે કે માણસના ખોરાકભેદને પરિણામે જે સડો શરીરમાં પેદા થાય છે તેમાથી પેદા થતા કૃમિઓ દરદોના પાયામાં હશે.

આથી કૃમિજન્ય દરદોમાં કીડામારી હિતકર નીવડે છે, કારણ કે એમાં કેવળ કૃમિને મારી નાખવાના જ માત્ર ગુણ નથી, પણ એ સાથે જ એમાં રહેલા સારક – શોધક ગુણથી આ કૃમિને બહાર ધકેલવાની પણ એમાં શક્તિ રહી છે.

જેમ શરીરમાં આંતરિક રીતે કૃમિ પેદા થાય છે તેમ કોઈને કોઈ કારણે પેદા થતાં ગડગૂમડ, ધારાં કે વાગેલા ઘામાં જો માણસ પૂરી સ્વચ્છતાની ચીવટ ન રાખે તો પણ આ જંતુઓ પેદા થાય છે. આવી સ્થિતિમાં જંતુઓનો સામાન્ય રીતે શરીરમાં ઊંડે જવાનો પ્રયાસ હોય છે. આથી એ કેમેય બહાર આવી શકતા નથી. એમને જો બહાર લાવવા હોય તો એવી ઔષધીય યોજના કરવી જોઈએ કે જેથી એ આપોઆપ મરીને બહાર આવી જાય. આથી કૃમિઘ્ન ઔષધિમાં કીડામારીની લૂગદીનો આજે છૂટથી વપરાશ કરવામાં આવે છે અને ખાસ કરીને ગ્રામપ્રદેશમાં કે જ્યાં વૈજ્ઞાનિક જંતુઘ્ન ઔષધો મળી શકતાં નથી ત્યાં તો તે ખૂબ જ ઉપયોગી બને છે.

કીડામારીની ચટણી બનાવી જંતુઓ પડયા હોય તેના ઉપર મૂકી દેવાથી જંતુઓ ખેંચાઈને ઉપર આવી જાય છે, અને ઉપર આવતાંની સાથે જ મરી જાય છે. ખાસ કરીને આ પ્રયોગ ઢોરોને થતાં ધારાંઓના જંતુઓમાં છૂટથી થાય છે.

આપણે જોયું છે કે કીડામારી સ્રંસન શક્તિ ધરાવે છે, કે જે ગુણધર્મથી જંતુઓ મરીને આપોઆપ આંતરડામાંથી ઝાડા વાટે બહાર ધકેલાઈ જાય છે. આ સ્રંસન ગુણનો વૈજ્ઞાનિકોએ બીજાં દરદોમાં પણ ઉપયોગ કર્યો છે, અને અનુભવને અંતે એ ખૂબ જ ઉપયોગી થયો છે.

આપણે જોઈએ છીએ કે આજે દિવસે દિવસે આપણા સ્ત્રીસમાજમાં આર્તવજન્ય માસિકનાં દરદો વધતાં જાય છે. કોઈને ઓછું આવે છે તો કોઈને અનિયમિત રીતે ચડીને આવે છે, તો કોઈને યોગ્ય ઉંમર થઈ ગઈ હોય છતાંય આવતું જ ન હોય તેવાં દરદીઓ પણ જોવા મળે છે. કેટલાંક દરદીઓ એવાં પણ જોવા મળે છે કે જેમને માસિક વખતે અસહ્ય વેદના થાય, માસિકમાં શુદ્ધ સાત્વિક રજ આવવાને બદલે માંસના લોચા જેવા કટકા પડે છે અને એનો રંગ કાળો હોય છે, કે જે ખૂબ જ ધોવા છતાંય કપડામાંથી જતો નથી. આ સ્થિતિ આર્તવદોષની સ્થિતિ છે અને આ દોષને દૂર કરવાનો કીડામારીમાં ખૂબ જ મહત્ત્વનો ગુણ રહ્યો છે. આર્તવવર્ધક શક્તિથી એ આર્તવને નિયમિત રીતે બહાર લાવે છે અને ગર્ભાશયને શુદ્ધ બનાવે છે.

આ આર્તવદોષ માટે કીડામારીનો જે અનુભવસિદ્ધ પ્રયોગ કરવામાં આવ્યો છે તે આ સ્થળે મૂકવાનું મન થાય છે.

અમદાવાદનાં એક ૨૫–૨૬ વર્ષના બહેનને એમની મોટી ઉંમર થઈ છતાં માસિક આવતું નહોતું. અનેક પ્રકારનાં ઉપચારો કરેલાં, નાના–મોટા વૈદ્ય–ડૉકટરોની સલાહ લીધેલી, પણ એમાંય સફળતા મળી નહોતી. એક દિવસ કોઈના સૂચનથી એ લોકો મારા પૂજ્ય ગુરુ શ્રી વલ્લભરામભાઈ પાસે આવ્યાં. વિગતો સાંભળીને એમને કીડામારીના મૂળનું ચૂર્ણ સવાર–સાંજ બે બે આની ભાર લેવાની સૂચના આપવામાં આવી. એકાદ માસના આ પ્રયોગને અંતે સૌના આશ્ચર્ય વચ્ચે એમને આટલી ઉંમરમાં પહેલી જ વાર માસિક આવ્યું અને પછી તો નિયમિત રીતે આવ્યા કર્યું.

માસિકને અભાવે જ એક સ્થિતિ સહજ રીતે જ પેદા થાય છે તે વંધ્યત્વની છે. જ્યાં સુધી વંધ્યત્વનું શોધન થતું નથી ત્યાં સુધી ગર્ભાધાન થઈ શકતું નથી. માસિક પછી ત્રણેક મહિને એમને ગર્ભાધાન થયું અને પૂરા દિવસે પુત્રજન્મ થયો. કીડામારીનો આ એક જાત અનુભવસિદ્ધ પ્રયોગ છે.

કીડામારીના આર્તવદોષને દૂર કરવાની શક્તિના સંબંધમાં ડૉ. કીર્તિકર અને ડૉ. બસુએ એમના ઈન્ડિયન મેડિસિનલ પ્લાન્ટ્સમાં સારી એવી છણાવટ કરી છે, અને એવો જ ઊંચો અભિપ્રાય આયુર્વેદની ઔષધિઓનું જેણે સૂક્ષ્મ સંશોધન કર્યું છે તે ડૉ. વા. ગ. દેસાઈએ આપ્યો છે. ભારતીય સમાજમાં પૂજ્ય ગણાતા વૈદ્યરાજ જાદવજી ત્રિકમજી આચાર્ય,

એમના બહુમૂલ્ય ગ્રંથ 'દ્રવ્યગુણ વિજ્ઞાન'માં ડૉ. વા. ગ. દેસાઈના આધારે લખે છે કે કીડામારી ગર્ભાશયને ઉત્તેજિત કરે છે, એનાથી સંકોચન થાય છે અને આથી જનનકાર્ય જલ્દી સરળ રીતે થઈ જાય છે. જેને પ્રસૂતિ લંબાતી હોય, અસહ્ય વેદના થતી હોય, તેવી સ્થિતિમાં કીડામારીનો ઉકાળો આપવાથી ખૂબ જ ઝડપે સ્વાભાવિક રીતે પ્રસૂતાનો છુટકારો થઈ જાય છે. અંગ્રેજી વિજ્ઞાનમાં અર્ગટ નામની એક ઔષધિ છે અને તે પણ આ જ પ્રકારના ગુણ ધરાવે છે.

અનાર્તવ એટલે કે માસિક આવતું જ ન હોય અને અનાર્તવની સાથે જ પાંડુતા, લોહીની ઓછપ અને તીવ્ર કબજિયાત હોય તો કીડામારીથી ખૂબ જ ફાયદો થાય છે. આર્તવ અને મળ આ સ્રાવવર્ધક ગુણથી બહાર આવી જાય છે.

આર્તવદોષની દૃષ્ટિએ કીડામારીનો ઉપયોગ કરનારાંઓ એ બરાબર યાદ રાખે કે જો સ્ત્રીને ગર્ભાધાન કે એવી શંકા હોય તો એનો ઉપયોગ ન જ કરવો, કારણકે ગર્ભાધાનમાં જો એનો ઉપયોગ થશે તો એ જેમ આર્તવ અને મળને બહાર ધકેલી દે છે તેમ ગર્ભને પણ બહાર ધકેલી દેશે અને પરિણામે કસુવાવડ થઈ જશે. આટલી ચેતવણી એનો ઉપયોગ કરનારાંઓએ ખ્યાલમાં રાખવી જરૂરી છે.

કીડામારી એક એવી વનસ્પતિ છે કે જે ચોમાસામાં જ મળી શકે છે. આથી એનો બીજી ઋતુમાં ઉપયોગ કરવો હોય ત્યારે ખૂબ જ તકલીફ પડે છે તે સ્વાભાવિક છે આ સ્થિતિમાંથી માર્ગ કાઢવા માટે હું આ કીડામારીને ચોમાસામાં ભેગી કરી એને સારી રીતે ક્વાથ–વિધિથી ઉકાળી, એના સત્ત્વસારનું ઘન બનાવું છું અને એનો અનુપાન ભેદથી જુદાં જુદાં દરદો ઉપર ઉપયોગ કરું છું. આ ઘન ખૂબ જ ચીકાશદાર, ચળકતું અને વજનમાં સારી રીતે ભારે હોય છે. અને એની એક વિશિષ્ટતા એ છે કે એક વખત એ કાઢયા પછી વર્ષો સુધી બગડતું નથી. વર્ષો પહેલાં કાઢેલા ઘનનો થોડો જથ્થો આજે પણ મારી પાસે પડયો છે, અને એ જાણે કે હજી થોડા દિવસ પહેલાં જ કાઢયો હોય એટલો તાજો લાગે છે. આ રીતે ઘન સત્ત્વ કાઢવાથી એનો ગમે તે વખતે ઉપયોગ કરી શકાય છે.

નાનાં બાળકોનાં દરદોમાં કીડામારીનો આ રીતે ઉપયોગ કરવામાં આવે છે. પેટમાં કૃમિ હોય કે ગેસને કારણે એ કણસતું હોય ત્યારે કીડામારીના રસમાં હિંગમાળી મેળવી એળિયા અને કપૂર સાથે મેળવી પેટ ઉપર લગાડવાથી ખૂબ જ ઝડપી બાળકને રાહત મળે છે.

એવી જ રીતે કેટલીક વખત શરીરમાં અમ્લતા વધી જવાથી પેદા થતાં સોજામાં કે પ્રસૂતાએ કાચી સુવાવડમાં છાશ, કેરી કે આંબલી જેવી ખટાશ ખાધી હોય ત્યારે આવી જતા સોજામાં કીડામારી ઉપયોગી બને છે. ડૉક્ટર વીરજી ગીગાભાઇ એમના 'આર્ય-ઔષધ' નામના ગ્રંથમાં લખે છે કે કીડામારી, સમદરફળ, માલકાંકણી અને મરી, એને સમાન વજને મેળવી, પાણીમાં લઈ ગરમ કરીને સોજાવાળા ભાગ ઉપર લગાડવાથી સોજો બેસી જાય છે અને સાથે જ દરદીની પીડા, શૂળ અને દુખાવો પણ બંધ થઈ જાય છે.

કીડામારીના આ ઘરગથ્થુ ઔષધીય પ્રયોગો છે. ડૉ. દીપક અને સખારામ અર્જુનની સંયુક્ત કમિટિએ કીડામારીના ગુણદોષની નોંધ આપતાં કહ્યું છે કે આખો છોડ–ફળ સુદ્ધાં ઔષધ તરીકે વપરાય છે. તે અતિશય કડવી છે અને ગુદામાં, કૃમિઘ્ન, જંતુઘ્ન, ઋતુત્પાદક અને પ્રસવ વખતે ગર્ભાશયનું સંકોચન કરવા માટે એનો ઉપયોગ કરવામાં આવે છે.

આજે એક–બે પ્રસૂતિ પછી જે રીતે આપણા સ્ત્રી-સમાજમાં જનન અવયવો શિથિલ થઈ જાય છે, નીચે ઢળી આવે છે અને એમાં પવન ભરાઈ પેટ ફૂલી જઈ પેડુ મોટું કરી નાખે છે તેવી સ્થિતિમાં કીડામારી ફાયદોકરનારી નીવડી શકે. પ્રસૂતાવસ્થા દરમિયાન ચાર થી છ દિવસ કીડામારીના મૂળનો કવાથ પીવાથી પ્રસૂતિ પછી પેદા થતી આ પેડુ વધી જવાની સ્થિતિમાંથી મુક્ત રહેવાય છે.

કચ્છ, સૌરાષ્ટ્ર અને ગુજરાતમાં જ્યાં નજર નાખો ત્યાં કીડામારી જોવા મળે છે.

# મણીઆરો

જયમલ્લ પરમાર

મણીઆરા વિષે નોખા નોખા ખ્યાલો પ્રવર્તે છે. છેલ્લે એ કોઈ દેશી તાલનું નામ હોવાનું પ્રચલિત બન્યું છે. આપણા પ્રબંધોમાં દેશીની રચનાઓમાંથી મણીઆરાનું નામ કોઈ ઢાળ સ્વરૂપે પણ હજી નથી મળ્યું. જો કે 'કેસર વરણો તું કાઢ કસુંબો મારા લાલ' એ ગીતના ઢાળ તરીકે 'મયણુરેહા' ઢાળનું નામ નોંધાયું છે. આ 'મયણરેહા'નું અપભ્રંશ 'મણીઆરો' બની ગયું હોય તો જુદી વાત.

મણીઆરાના મૂળ ગીતમાં એ મણીઆરાનો વ્યવસાય કરતી કોઈ વ્યક્તિનો ઉલ્લેખ આવે છે. મૂળ ગીત આખું વિપ્રલંભ શૃંગારનું એટલે કે મણીઆરાની વાટ જોતી કોઈ વિયોગીનીનું છે. એનાં જે ત્રણ ચાર ગીતો મળે છે તે મૂળનાં પાઠાંતરો જેવાં જ છે. મૂળમાં એક જ ગીત લાગે છે. પણ એ મૂળ મણીઆરાના ગીતના ઢાળનાં ઘણાં ગીતો ગવાય છે અને ગાનારા એને મણીઆરો કહે છે. દા.ત. 'ગંડ કાંથડના જુમલા રે વાગડમાં રહેવા દે.' બીજું 'શેંજાદો મારમાં કાઠી'. ત્રીજું 'હાજી કાસમ તારી વીજળી.' આવાં કેટલાંક ગીતોને મણીઆરા તરીકે ઓળખાવવામાં આવે છે.

લોકગીતોમાં એકનો એક ઢાળ હોય એવાં જુદાં જુદાં ગીતો વચ્ચે શબ્દમેળ કે અક્ષરમેળ હોય એવું કાંઈ નથી. અક્ષરો કે શબ્દો ઓછા વધતા હોય પણ ઢાળ-ઢંગ એક સરખો હોય તો એનો રૂપમેળ કે લયમેળ કરી લેવામાં આવે. આથી એના તાલમાં માત્રામેળ હોય જ એવુ નથી. એકનો એક મણીઆરાના ઢંગના જુદાં જુદાં ગીતોમાં ઓછી વધતી માત્રાઓ આવે. કોઈમાં દસ, કોઈમાં બાર તો કોઈમાં તેર માત્રા પણ લાગે.

મણીઆરાના ઢંગમાં તરણેતરના મેળામાં નાનાભાઈ ભરવાડો જે હાજા લ્યે છે એમાં ને મેરનાં રાસનૃત્યોમાં જે મણીઆરાનો ઢંગ ઢોલ શરણાઈમાં વાગે છે, તે બન્નેમાં માત્રામેળની વધઘટ થાય છે. પછી ઢોલ વગાડનારો ૧૦ કે ૧૨ માત્રામાં વગાડતો હોય તો ગાનારાનો મેળ એમાં થતો રહે છે.

આમ મણીઆરો જે ઢાળમાં ગવાતો હતો એ ઢાળને પણ મણીઆરો કહેવાય છે ને જે તાલમાં ગવાતો હતો તે તાલને પણ મણીઆરો કહેવાય છે.

એક ત્રીજી વાત મણીઆરાની રૂપકકથાની છે. રાધાજીના પ્રેમનાં પારખાં લેવા કૃષ્ણ મણીઆરાનું રૂપ લ્યે છે ને રાધાજીને સુંદર ચૂડલાની લાલચે મણીઆરો ભોળવતો આવે છે અને આવી કૃષ્ણના મણીઆરા સ્વરૂપની કથા પણ મંડાય છે. પણ આ બધું એમ સૂચવે છે કે મણીઆરો કોઈ પરદેશી વેપારી કે વણઝારો હતો. સુંદરીઓને ચૂડી-ચૂડલાનો એ યુગમાં અતિ શોખ હતો. એવા ચૂડી-ચૂડલા મણીઆરા પાસે ઊતરાવવા ને ચડાવવા જતાં કોઈ સુંદરી મણીઆરાના પ્રેમમાં પડે છે ને પછી લગ્ન કરે છે, અથવા લગ્ન શકય ન બનતાં મણીઆરો ચાલ્યો જતાં એનો વિયોગ સાલે છે.

આ મણીઆરો મારવાડથી મચ્છુકાંઠા સુધી એકધારો ગવાય છે. જેમાં મારવાડ, બનાસકાંઠા, કચ્છ, વાગડ અને માળિયા – મોરબીથી ઠેઠ પાંચાળ સુધીના પ્રદેશોનો એમાં સમાવેશ થાય છે.

આ મણીઆરાનો જન્મ રણપ્રદેશના રહેવાસીઓમાંથી થયો છે. એથી એનાં વિયોગમાં પણ રણપ્રદેશ અને રણકંઠાળની વેરપ અને પ્રલંબતા ઊતર્યા છે. બીજાં લોકગીતોની જેમ એ અવરોહી નથી પણ નીચેના ઊંડાણથી શરૂ થઈને આરોહી બને છે. એના આરોહ અવરોહની ગતિ પણ વેગીલી નથી. પણ ઘેરી ધીરી ગંભીર લયની માદક ચાલ છે.

ગતિના વેગ વગર ઉન્મત પ્રણયના ભાવની છાકમછોળ એમાં ઊડે છે. ધીમા પણ ડોલન ગતિના પ્રલંબ સૂર અને એમાં લેવાતા રાસ કે 'રાસડા પણ ચામકચૂર છોળો ઉડાડે છે.

એમાં પ્રલંબ લયનું સૂરીલું અંગડોલન, માત્રામેળની ગણતરી કરી શકાય તેવું પગનું લયબદ્ધ ચલન અને અંગભાવ પણ ઝટકા વગરના મોજાંના ધીમા હીલોળ જેવા હેય છે. ભાવાવેગ ખરો પણ ગતિના આવેગ વગરનો નૃત્યના અજબ કૌશલ્ય જેવો હોય છે. એક તો મણિ, માણેક ને હીરા મોતી મૂલવનારો કે ચૂડીએ રતન જડનારો હશે. વળી રણવગડાના પ્રવાસ. એનાં રૂડાં માનવીમાં પણ ઊર્મિના આવેગ ખરા પણ અંગના આવેગ એટલે ઉતાવળાપણાં ન હોય. ચલનની ગતિ મંદ પણ ભાવની ગતિ ઘેરી. એથી એના વિયોગના રાગ-સૂરને તાલમાં પણ એવું ઘેરૂં પ્રલંબ માદક તત્ત્વ ઊતર્યું છે.

મણીઆર એમ મૂળ હીરા માણેકના મૂલવનાર હશે. પછી ચૂડગર થયા હશે અને આજેય એવા ચૂડગર ને મણીઆર તો રાજસ્થાન, માળવા અને ગુજરાતમાં ઠેર ઠેર છે, પણ વ્યવસાય બદલી ગયા. ત્યારે ગીતનું બીજક કોઇક પ્રેમકથામાં પડ્યું છે ને એના ઉપરથી લોકકથા અને ગીતકથાનો ઉદ્ભવ થયો છે.

મણીઆરો ઢોલ-શરણાઈ સાથે વધુ જામે છે. લોકગીતમાં એ કરુણરસ વહાવે છે, લોકનૃત્યમાં પણ એ જ ભાવ પ્રગટે છે પણ મેરના દાંડીઆ રાસમાં એ જ મણીઆરો વીરરસનો વાહક બને છે. એની ગંભાર બુલંદી અને પ્રલંબ ગતિને ઢોલ-નોબત જેવું ચર્મવાદ્ય જ વધુ ઝીલી શકે. અજબ હોય છે એનું લયમાધુર્ય.

મૂળમાં જે એક મણીઆરો મળે છે એની પ્રેમ-વિયોગ-કથામાં મણીઆરાના ઢાળ-ઢંગ ઊતર્યા છે. જેવો મસ્ત ઢાળ છે એવું જ મસ્ત એ ગીત છે.

ગીતની કથા એવી છે કે એક મણીઆરો રાજસ્થાની ધરતી ઉપર ફરી રહ્યો છે. રાજા મહારાજાના ઠાઠમાઠવાળો, વાંકડી મૂછોવાળો ખીલેલાં કમળ જેવાં ભૂંભળીઆ નેણવાળો, મીઠાબોલો ને મનહરો સાચાં મોતીનો-પરવાળાનો ને હાથીદાંતના ચૂડા-ચૂડીઓનો એ વેપારી છે. મોટા તંબુ સાથે ગામેગામ પડાવ નાખતો આવે છે. કોઈ રાજસ્થાની સુંદરી એના પ્રેમમાં પડે છે, પરણે છે. પછી એ રાજસ્થાની ગોરીનો કેસરીઆ દુપટ્ટાવાળો વાલમ ફરી પાછો પ્રવાસમાં નીકળી જાય છે. મહિના ઉપર મહિના વીતતા જાય છે પણ પાછો આવતો કળાતો નથી. માથે વર્ષા ઋતુ આવે છે. શ્રાવણી બીજનો ગરુ-ગોરનો મોટો ઉત્સવ મંડાય છે. એ વખતે પોતાની ઊંચી મેડીએ ચડીને મણીઆરાની પ્રતિક્ષા કરતી એ સુંદરી જુએ છે કે જોધાણગઢ – જોધપુરની દિશાએથી ઝીણી ગુલાલ જેવી રજ ઊડી રહી છે. એને લાગે છે કે પોતાનો પ્રિયતમ મણીઆરો આવી રહ્યો છે. પ્રિયમિલનના ઉલ્લાસમાં એના કંઠમાંથી ગીત ગર્જન કરતું વહ્યું આવે છે જાણે કે તળાવની પાળે મખમલી તંબુ રેશમના દોરે તાણ્યા છે ને લાલ મણીઆરાને સાચા મોતીડે વધાવવા પોતે જઈ રહેલ છે ને અંતર ઓવારતું જાય છે.

આજરે...જોધાણા...ગઢને મા...રગે રે...ઘોળી જાઉં
ઝીણી......ને ઊ......ડે છે......રે ગુ...લા...લ;
મણિયારડોરે લો...જિયો ગોરલનો... સાયબો મોરો...
વાંક...ડલી મૂ...છાંરો......રે....મ......ણિયા......૨—૧

ઊંચીરે...ચડું ને...નીચી...ઊ...તરું રે...ઘોળી જાઉં
જોવું......રે મ...ણિ યા રા......તા રી......વા...ટ;

મણિયારડોરે લો...જિયો ગોરલજો...સાયબો મૂંજો...
ભૂંભ......ળિયાં ને.....ણાંરો......રે મ...ણિયા...ર—ર

ઊંચીરે...ચડંતાં...તૂટયો...કં.. ચવો રે...ઘોળી જાઉં...
નીચે......રે ઊ.....તરતાં...નવસ.....ર હો......ર;
મણિયારડોરે લો...જિયો ગોરલજો...સાયબો મોરો...
મીઠૂ......ડી બો......લીરો......રે મ.....ણિયા......ર—૩

કાંનો...રે આવે...સંઘડીજો...બા...દશારે...બાદશા...
કાંતો...રે આ......વેરે......લાલ મ.....ણિયા...ર;
મણિયારડોરે લો...જિયો ગોરલજો...સાયબો મોરો...
મારુડી જોડીરો......રે મ.......ણિયા.........ર—૪

છપર દેખીને...તંબૂ.....તા...ણિયા રે...ઘોળી જાઉં....
ડૂંગ...રડે ર...ળકાવી.....રેશ.....મ દો......ર;
મણિયારડોરે લો...જિયો ગણુ ગોરીરો...સાયબો મોરો...
મારુ.....ડી લા...ડીરો.....રે.....મ...ણિયા...ર—પ

તારા રે...દેશમાં...આંબા આં...બલીરે...ઘોળી જાઉં...
મારા...રે દે.....શમાં...દાડ...મ ધ્રા......ખ;
મણિયારડોરે લો...જિયો ગોરલરો...સાયબો માં...રો
અં ત...ર સૂંણી.....નોરે.....લાલ મણિયા......ર—૬

એકરે....તંબૂ...મોતી....પરવાળે....ભર્યો રે.....ઘોળી જાઉં...
બીજા...રે તં.....બૂમાં...ચૂડાં... મજી...ઠ;
મણિયારડોરે લો...જિયે ગોરલજો...સાયબો માંરો...
હીરાં....રો વે...પારી...રે મ...ણિયા...ર—૭

કોઇ રે...મૂલવે... હીરા મો...તીડાંરે...ઘોળી જાઉં...
મેં તો...રે મૂ...લવિયો...રે મ...ણિયા...ર;
મણિયારડોરે લો...જિયો ગોરલજો...સાયબો માંરો...
કેશ...રિયા દૂ...પટારો...રે મ...ણિયા...ર—૮

આ બીજો મણીઆરો પહેલાં મણીઆરાના પાઠાંતર જેવો હોવા છતાં થોડાં નવાં વર્ણનોવાળો છે :

ઉત્તરખંડથી મણીઆરો ઊતર્યો
ઘોળી જાઉં ઘોળી જાઉં ઊડે રે
કાંઇ ઝીણી લાલ ગુલાલ
મણીઆરડા રે જીઓ ગોરલના સાયબા રે

નીમાણાં નેણારો રે મણીઆર
મીઠુડી બોલીનો રે મણીઆર
સાંવરી સુરતનો રે મણીઆર
દેરાણી જેઠાણી બેની જોડલી
ઘોળી જાઉં ઘોળી જાઉં જોવે રે
મણીઆરા તારી વાટ
મણીઆરડા રે...

તળાવની રે પાળે મણીઆરો ઊતર્યો
ઘોળી જાઉં તંબુડા તાણ્યા છે વડલા પાસ
મણીઆરડા રે...

થાળ રે ભર્યો સગ મોતીડે
ઘોળી જાઉં હેને રે વધાવો લાલ મણીઆર
મણીઆરડા રે...

કોઈ કોઇ વોરે રે ખારેક ટોપરાં
ઘોળી જાઉં અમે રે વધાવીએ લાલ મણીઆર
મણીઆરડા રે...

જનમ દીધો રે મણીઆરાની માવડી
ઘોળી જાઉં રૂપ રે દીધો દીનો નાથ
મણીઆરડા રે...

ચડતાં રે ચૂડી ભાંગી મારી કાચની
ઘોળી જાઉં ઊતરતાં નંદવાણો મારો હાર
મણીઆરડા રે...

ચૂડી તો સાંધે દિલ્લીનો બાદશા'
ઘોળી જાઉં હાર રે પરોવે મણીઆર
મણીઆરડા રે...

ત્રીજો મણીઆરો કોઇ ઉમરસંગ જાડેજાને સંબોધીને છે. એ મણીઆરો નથી પણ પરદેશી પરોણુલો (પ્રિયતમ) છે. ગીતમાંથી અનોધા આવકારા ઊઠે છે.

ઊંડા રણમાં ઊડે ઝીણી ખે,
કાળા રણમાં ઊડે ઝીણી ખે
સાંઢીડો આવે રે રણમાં ખે ભર્યો –
વારીરે ઉમરસંગ–

તારા ઘોડલિયાને બંધાણું ઘોડાર માંય (૨)
એવા સાંઢીડાને બાંધું રે ગઢને કાંગરે
વારી રે ઉમરસંગ.

તારા ઘોડલીઆને નીરૂં નાગર વેલ (૨)
એવા સાંઢીડને નીરૂં કડવો લીંબડો
વારી રે ઉમરસંગ.

તારા ઘોડલીઆને બાંધું ઘુઘરમાળ (૨)
એવા સાંઢીડાને બાંધું રે ધોળા શંખલા
વારી રે ઉમરસંગ

ભાઇરે મોચીડા મોજડી સીવી દે (૨)
એવી મોજડી પે'રીને જાડેજો ઝૂઝશે
વારી રે ઉમરસંગ

ભાઇ રે દરજીડા ડગલા સીવી દે
એ...ડગલા પે'રીને જાડેજો ઝૂઝશે
વારી રે ઉમરસંગ.

આ ચોથો મણીઆરો આમ તો કોઇ વિયોગીનીનો જ છે. એ પણ પરદેશી પરોણુલો છે. એને ય અંતરનાં ઓવારણાં લળી લળીને લેતાં આવકારો દયે છે. આ મણીઆરામાં ગાવાનો ઢંગ થોડો બદલાય છે, પણ ઢાળો મણીઆરાનો જ રહે છે.

મારા છેટાના એ મહેમાન રે રાણા
રયો (રિયો)ને આજુણી રાત
મારા પરદેશી એ પરોણલા રે રાણા
રયો ને આજુણી રાત

ઓતારા દેશું ઓરડા રે રાણા ઓતારા દેશું રે
અમે દેશું મેડીના મોલ રે
રાણા રયોને આજુણી રાત

દાતણ દેશું દાડમી રે રાણા દાતણ દેશું રે
અમે દેશું કણેરી કાંબ રે
રાણા રયોને આજુણી રાત

નાવણ દેશું કુંડિયું રે રાણા નાવણ દેશું રે
અમે દેશું ગંગાજળ નીર રે
રાણા રયો ને આજુણી રાત

ભોજન દેશું લાડવા રે રાણા ભોજન દેશું રે
દેશું ઘેવરીયા કંસાર રે
રાણા રયોને આજુણી રાત

મુખવાસ દેશું એલચી રે રાણા મુખવાસ દેશું
અમે દેશું બીડાં કેરાં પાન રે
રાણા રયોને આજુણી રાત

પોઢણ દેશું ઢોલિયા રે રાણા પોઢણ દેશું
અમે દેશું હીંડોળા ખાટરે
રાણા રયોને આજુણી રાત

[અનુ. પૃ. ૯૩૭

# શંકાઓ – સમસ્યાઓ ને જવાબો

(રશિયા દર્શન હપ્તો ૧૨મો છેલ્લો)

ગોરધનભાઈ શંભુભાઈ પટેલ

આ ડાયરી લખવામાં રહી ગયેલા થોડા પ્રસંગો અને વર્ણનો અહીં હવે આપું છું.

અમે તાશ્કંદમાં હતા ત્યારે અમારી ભોમિયા બહેન વાલીયા સાથે વાતો કરતાં મેં જણાવ્યું કે તમે એશિયા ખંડના છો. રશિયા યુરોપના છે અને છતાં તમે એક જ રાષ્ટ્ર USSR કઈ રીતે રહ્યાઓ છો? તમારી અને રશિયાની ભાષા, સંસ્કૃતિ, ધર્મ અલગ છે છતાં તમે USSRમાં છો તેનું કારણ શું? દુનિયા તો માને છે કે તમને જોર – જુલમ અને ધાકધમકીથી જકડી રાખવામાં આવ્યા છે અને જો તમે અલગ પડવાનો પ્રયત્ન કરો તો તમને લશ્કરી બળથી કચડી નાખવામાં આવે છે!

વાલીયાએ અમને જણાવ્યું કે આ માન્યતામાં સત્યનો એક અંશ પણ નથી. અમે અમારી રાજીખુશીથી USSRમાં છીએ. અમારું બંધારણ જો અમે ઈચ્છીએ તો USSRથી છૂટા પડવાનો હક્ક આપે છે. આ માટે અમારી પ્રીસીડિયમ ઓફ સ્ટેટ સોવિયટમાં છૂટા પડવાનો ઠરાવ બહુમતિથી કરવાનો રહે છે. તેમ કર્યા પછી અમને છૂટા પડતાં કોઈ રોકતું નથી. આલ્બેનિયા USSRથી આ રીતે જ અલગ થયેલ.

વાલીયાએ આગળ ચાલતા જણાવ્યું કે ઝારના જમાનામાં અમે અભણ, ગરીબ અને નિર્બળ ગણાતા હતા. લેનીને અમને ઝારના જુલ્મોમાંથી છોડાવ્યા. અમારા પ્રદેશોનો સર્વાંગી વિકાસ કર્યો. અમે શિક્ષિત, સંપન્ન, સંગઠિત અને હિંમતવાન બન્યા. જો ની USSR સ્થાપના ન થઈ હોય તો અમે ક્યાં અને કેવા હોત તેની કલ્પના પણ ભયજનક છે. આવા USSR માંથી અમે કદી પણ છૂટા પડવાનું વિચારશું નહીં આ બોલતી વખતે તેના ચહેરા ઉપર ખુમારીભર્યું હાસ્ય અને દેશ તથા પક્ષ પ્રત્યેની વફાદારી સ્પષ્ટ રીતે પ્રકાશી રહ્યાં હતા

હું રશિયા આવવા નીકળ્યો ત્યારે મિત્રોએ મને કહેલું કે તક મળે તો સાઈબીરિયા જવાનું ન ચૂકશો. કારણ કે એક જમાનાનો આ ભયંકર બર્ફીલો પ્રદેશ આજે તો રશિયાની ઉન્નતિ અને શક્તિનો મોટો સ્ત્રોત બની રહ્યો છે. કેમ કે ત્યાં તેલ, ગેસ અને બીજી અનેક પ્રકારની ખનિજ સંપત્તિ વિપુલ પ્રમાણમાં મળી આવી છે. જેના કારણે થોડા સમયમાં રશિયા, અમેરિકા કરતાં વધારે સમૃદ્ધ દેશ બની જશે

મારા રશિયાના પ્રવાસ દરમ્યાન સાઈબીરિયા જવાની તક તો મને ન મળી મોસ્કોમાં મળેલા ઈકોનોમીક્સના એક પ્રોફેસરે મને વાત વાતમાં કહેલું કે "If USSR will be given ten years of peace, than average Russian will be more happier than an ave rage American, though there will be no Henry Ford, D' Pout or Rock fellor in USSR.' આ વાત મારા મનમાં ચકરાતી હતી. થોડા સમય બાદ હોટલ રશિયાના વાંચનાલયમાં મેં એક અંગ્રેજી મેગેઝીન ટેબલ ઉપર પડેલું જોયું. ત્યાં બેસી તેના પાના ઉથલાવતો હતો. તેમાં અમેરિકાના એક ઈકોનોમીક્સના પ્રોફેસરનો લેખ પ્રસિદ્ધ થયો હતો. તેમાં પણ તેણે સાઈબીરિયામાં પ્રાપ્ત થયેલી કુદરતી સંપત્તિ અને રશિયાના વિશાળ આયોજનનો ઉલ્લેખ કરીને આગાહી કરેલી કે આવતા થોડા વર્ષોમાં આ ગતિએ પ્રગતિ કરતો રશિયા દેશ અમેરિકાને સંપત્તિ અને શક્તિમાં આંબી જશે ભારતનો સાચો મિત્ર દેશ રશિયા આ સ્થિતિએ પહોંચશે તે ખ્યાલથી મને આનંદ થયો.

બીજા વિશ્વયુદ્ધમાં જે જે શહેરોએ દુશ્મનોનો વીરતાથી મુકાબલો કરેલો તે શહેરોને 'Hero Cities' કહેવામાં આવે છે. લેનીનગ્રેડ, કીવ, ખાર્કોવ,

સ્ટાલીનગ્રેડ વગેરે આવાં શહેરો છે. લેનીનગ્રેડને તો નાઝીઓએ લાંબા સમય સુધી ભયંકર ઘેરો ઘાલેલો. શહેરમાં અનાજ ખૂટેલું. શિયાળામાં તાપવા માટે વીજળીની અને તેલની અસહ્ય તંગી પેદા થયેલી. આમ છતાં લોકોએ તે શહેરના વૃક્ષોને કાપીને બળતણમાં ન વાપર્યા. આજે પણ રશિયામાં વનરાજી અને જંગલોને મહત્ત્વનાં ગણવામાં આવે છે. બાગનાં વૃક્ષો અને ફૂલછોડોનું ભારે જતન કરવામાં આવે છે. અમે તાશ્કંદમાં જે હોટલમાં ઊતર્યા હતા તેના પ્રવેશદ્વારની બન્ને તરફ રસ્તા ઉપર ગુલાબના છોડની હારો રોપેલી હતી. આ ગુલાબના છોડો મુખ્ય રસ્તા ઉપર જ હતા અને તેના રક્ષણ માટે કોઈ વાડ ન હતી. ગુલાબના છોડો ફૂલથી લચેલા હતા. મેં પુષ્પના એક ગુચ્છને મનમાં નોંધી લીધું અને આ ગુચ્છ કોઈ તોડે છે કે કેમ તેની તપાસ રાખી. અમે ૩ દિવસ તાશ્કંદમાં રોકાયા, પણ તે ગુચ્છમાંથી કે અન્ય કોઈ રોપાઓ ઉપરથી – રોપાઓને ઘસાઈને રોજ કેટલાયે માણસોની અવર – જવર થતી હોવા છતાં કોઈએ ફૂલ તોડયા હોય તેમ લાગ્યું નહીં. આમ રશિયન લોકો સૌંદર્યને જાળવવા કેટલી કાળજી રાખે છે તે જોવા મળ્યું.

એક દિવસ સવારની સખત ઠંડીમાં અમે મોસ્કોમાં રેડ સ્કવેરમાં ફરવા નીકળ્યા. રસ્તા ઉપર બરફ પડેલો હતો. આ બરફ ખસેડવાનાં સાધનો લઈને યુવાનો અને યુવતીઓ કામે લાગેલાં હતાં. કોલેજિયનો જેવાં લાગતાં આ સુંદર યુવક – યુવતીઓ સફાઈ કામદારો હતા. હોટલમાં આવીને અમારા રશિયન ભોમિયા સાથે આ સફાઈ પ્રક્રિયા અંગે વાતો કરતાં જાણવા મળ્યું કે સફાઈ કામદારનો પગાર ૧૯૦ રૂબલ્સ હોય છે, જ્યારે ડૉક્ટરને ૧૩૦ રૂબલ્સ અને નર્સને ૧૨૦ રૂબલ્સનો પગાર મળે છે.

મેં ડૉક્ટરના ઓછા પગાર ઉપર આશ્ચર્ય વ્યક્ત કર્યું ત્યારે તેણે જવાબ આપ્યો કે અમારા દેશમાં મોભા ઉપર પગાર નથી અપાતો, પણ wages according to the worth of the work એટલે કે કાર્યના પ્રકારના પ્રમાણમાં પગાર અપાય છે. કડકડતી ઠંડીમાં સફાઈનું કામ કરનાર કામદાર, કોઇ ડૉકટર કરતાં વધારે કપરૂં કામ બજાવે છે. વળી સરકારને ખર્ચે નર્સ અને ડૉકટર ભણીને તૈયાર થાય છે, તે પણ પગાર નક્કી કરતી વખતે ધ્યાનમાં લેવાય છે.

મોટા કારખાનાઓમાં મેનેજર કરતાં કેટલુંક કઠણ અને જોખમી કામ કરનાર કામદારનો પગાર વધારે હોય છે. આમ રશિયામાં બુદ્ધિ અને શ્રમને સમાન દરજ્જો અપાય છે અને કેટલાક કિસ્સાઓમાં શ્રમને બુદ્ધિ કરતાં પણ વિશેષ મહત્ત્વ આપવામાં આવે છે.

રશિયામાં સ્વચ્છતાનો ખૂબ જ કાળજીથી અને કડકાઇથી અમલ કરવામાં આવે છે. એમ કહેવાય છે કે આખા મોસ્કોમાં તમે ફરો તો કયાંય કચરો, કાગળનો ટુકડો કે બીડીનું ઠૂંઠું નજરે નહીં ચડે. હું એક દિવસે એકલો મોસ્કોમાં ફર્યો ત્યારે કોઈ કોઇ જગ્યાએ સીગરેટનાં ઠૂંઠાં પડેલાં જોયા. સાંજે હોટલમાં આવીને મે હસતાં હસતાં અમારા ભોમિયાને જણાવ્યું કે મોસ્કોમાં કોઈ કોઇ જગ્યાએ સીગારેટના ઠૂંઠાં પડેલાં મેં જોયા.

ભોમિયાએ બહુ ડાવકાઈથી ઉત્તર આપતાં જણાવ્યું કે "It is possible to day, because there are five thousand guests from many countries moving in Moscow since last few days." તેનો જવાબ સાંભળીને અમારે કાંઈ કહેવાનું રહેતું ન હતું.

રશિયા છોડવાના બે દિવસ પહેલાં એક રાતના એક રશિયન પ્રોફેસર મને અમારા મુખ્ય ભોમિયાના કાર્યાલયમાં મળી ગયા. તેમની સાથે વાતો કરતાં મેં તેમને પૂછ્યું – "આપને માઠું ન લાગે તો થોડી માહિતી મેળવવા આપને કેટલાક સવાલો પૂછું."

તેમણે જણાવ્યું કે મુક્તપણે જે પૂછવું હોય તે પૂછો, હું તમને તેના મારી દષ્ટિએ જે સાચા

હશે તે જવાબ આપીશ.

સવાલ : તમારા દેશમાં સરમુખત્યારશાહી ચાલે છે છતાં તમે તેને લોકશાહી કેમ કહો છો ?

જવાબ : અમારા દેશમાં લોકશાહી છે. ચુંટાયેલા પ્રતિનિધિઓ દ્વારા અમારા દેશનો વહીવટ ચાલે છે.

સવાલ : તમારે ત્યાં તો માત્ર સામ્યવાદી એક જ પક્ષ છે, પછી ચૂંટણી કેવી રીતે થાય છે ?

જવાબ : અમારે ત્યાં ભલે સામ્યવાદી પક્ષ એક જ રાજકીય પક્ષ રહ્યો, પણ રાજ્ય અને રાષ્ટ્ર માટેના અમારા પ્રતિનિધિઓ અમારા મતોથી જ ચૂંટાયા છે. આવી ચૂંટણીઓમાં મત આપવાનું અમારે માટે ફરજિયાત હોય છે.

સવાલ : જ્યારે એક જ પક્ષ હોય, બીજો કોઈ પ્રતિસ્પર્ધી ન હોય ત્યારે સામ્યવાદી પક્ષ જે પ્રતિનિધિ પસંદ કરે તે સર્વાનુમતે ચૂંટાઈ જાય. તો પછી આને ચૂંટણી કેમ કહેવાય ?

જવાબ : તમારો આ ખ્યાલ સાચી માહિતીના અભાવે બંધાયેલો છે. અમારા દેશમાં જે તે મતવિસ્તારમાંથી સામ્યવાદી પક્ષ જેને પસંદ કરે તે જ ઉમેદવારી કરી શકે તે વાત સાચી. આમ છતાં એક જ ઉમેદવાર હોય તો પણ "તે પસંદ છે કે નહી" તે અંગે મતદાન તો થાય જ. અને જો તેને ૫૦ ટકાથી વધારે મતો ન મળે તો તે હારેલો ગણાય. ફરીથી બીજો ઉમેદવાર મૂકાય, મતદાન થાય અને તેને જો ૫૦ ટકાથી વધારે મતો મળે તો તે ચૂંટાયેલો જાહેર થાય. આમ અમારી સોવિયેટો ૫૦ ટકાથી વધારે મતો મેળવીને ચૂંટાયેલા પ્રતિનિધિઓની બનેલી છે.

સવાલ :– તમારા દેશમાં રાજ્ય અને દેશની ધૂરા સંભાળી રહેલાઓની કે સરકારની ટીકા થઈ શકતી નથી ?

જવાબ : આ પણ માહિતીનો અભાવ અને માન્યતાનો સવાલ છે. અમારી સોવિયેટોએ પસાર કરેલા કાનૂનો અને અમારી સરકારે કરેલા નિયમો તથા નક્કી કરેલી નીતિઓની વિરૂદ્ધમાં વર્તનાર નેતાઓ કે અધિકારીઓની જાહેર ટીકા કરવાનો અને અખબારો યા અરજીઓ દ્વારા તેનો જવાબ માગવાનો અમારા દેશના દરેક નાગરિકને 'અધિકાર છે. તેમાં કોઈ ગુનો થતો નથી કે તેવા નાગરિક સામે કોઈ પગલાં ભરાતાં નથી.

આવી અનેક વાતો મોડી રાત સુધી અમે કરેલી જે હજી સ્મરણમાં અંકિત છે.

– લેખમાળા સમાપ્ત

પૃ. ૯૦૫થી ચાલુ]

નીચેનો મણીઆરો હીંચના ઢંગથી ગવાય છે.

મણીઆરો કાંટારો કેવડો ને
વળતાં કેવડીઆજી છાંય રે
ભેણુ મુંજો હાલારી મણીઆરો
કે બાઇ મુંજો પરદેશી મણીઆરો
મણીઆરો હલુ હલુ થઇ વીઓ
મણીઆરો હલુહલુ થઇ વીઓ
મુંજા મનડા ઉદાસી હોઇ રે
ભેણુ મુંજો હાલારી મણીઆરો
કે બાઇ મુંજો પરદેશી મણીઆરો
મણીઆરાને ઉતારા ઓરડા
ને દેશું મેડીના મોલ રે
ભેણુ મુંજો હાલારી મણીઆરો
કે બાઇ મુંજો પરદેશી મણીઆરો
મણીઆરાને દાતણ દાડમી
દેશું કણેરી કાંબ રે
ભેણુ મુંજો હાલારી મણીઆરો
કે બાઇ મુંજો પરદેશી મણીઆરો
મણીઆરાને નાવણ કુંડિયું રે
દેશું નદિયું કેરાં નીર રે
ભેણુ મુંજો હાલારી મણીઆરો
કે બાઇ મુંજો પરદેશી મણીઆરો
મણીઆરો હલુ હલુ થઇ વીઓ
મુંજો મનડો ઉદાસી હોઇ રે–

# समतोल अग्नि

નર્મદાશંકર હ. વ્યાસ

પૃથ્વી ઉપરનું જીવન સમતોલ અગ્નિને પરિણામે શકય બન્યું છે. અગ્નિ જીવનનો આધાર છે. સમગ્ર જીવનના આંતર પ્રવાહમાં અગ્નિ રહેલો છે. પછી તે ગમે તે પ્રકારનું જીવન હોય.

માનવજગતનું અસ્તિત્વ સમતોલ અગ્નિને આભારી છે. માનવીનું જીવન ૯૦°થી ૧૦૫° સુધીની સમતોલ અગ્નિમાં શકય બને છે. ૯૮°થી નીચે શરીરની અગ્નિ જાય તો શરીરની સમગ્ર પ્રક્રિયા ઠરી જાય છે, થીજી જાય છે, શરીર નિર્જીવ બની જાય છે. ૯૮°થી ઊંચે શરીરની અગ્નિ જાય તો તે શરીર તાવગ્રસ્ત બને છે અને ૧૦૫° થી તાપમાન વધતાં શરીરની પ્રક્રિયા બંધ થઈ જાય છે. એટલે માનવ-જીવનનો આધાર શરીરની અંદર રહેલ સમતોલ અગ્નિ ઉપર છે.

પશુ–પંખી, કિટ–પતંગ, માનવી સિવાયની સમગ્ર જીવંત સૃષ્ટિ પણ સમતોલ અગ્નિને જ આભારી છે.

વનસ્પતિ જગત પણ સમતોલ અગ્નિને જ આભારી છે. જીવન, પછી તે ગમે તે પ્રકારનું હોય, સમતોલ અગ્નિ પર નિર્ભર છે. અગ્નિ જીવનનો ધબકાર છે, જીવનનો પ્રાણ છે.

આ અગ્નિ પ્રાણવાયુથી નભે છે. પ્રાણવાયુનો 'ઓક્સીજન' અગ્નિને સતત પ્રજ્વલિત અને સમતોલ રાખે છે. બાહ્ય જીવનનો પ્રવાહ ઈન્દ્રિયો દ્વારા વહે છે. પ્રત્યેક જ્ઞાનેન્દ્રિ અને પ્રત્યેક કર્મેન્દ્રિ સમતોલ અગ્નિને જ પરિણામે કાર્ય કરે છે. સ્થૂળ દેહની બધી પ્રક્રિયા અગ્નિ દ્વારા થાય છે. જ્યારે સ્થૂળ દેહનો અંત આવે છે, ત્યારે એક પછી એક પ્રત્યેક ઈન્દ્રિના દેવતાઓ કાર્ય કરતા બંધ થાય છે. સાધારણ રીતે એમ કહેવાય છે કે આંખના દેવતા ઊઠી ગયા, કાનના દેવતા ઊઠી ગયા, રસના દેવતા સૂકાઈ ગયા વગેરે વગેરે.

પશુ–પંખી, કીટ–પતંગ, માનવ અને વનસ્પતિ જગતનું બાહ્ય જીવન સમતોલ અગ્નિથી જ ચાલે છે. આપણે જોયું, પણ અગ્નિનો પ્રભાવ જીવનના આંતર-પ્રવાહ ઉપર તેટલો જ પ્રભાવશાળી છે, બલ્કે જીવનની આંતર સમૃદ્ધિ સમતોલ અગ્નિના અનુસંધાનને આભારી છે.

જેવી રીતે બાહ્યજીવનનું સંચાલન અગ્નિ કરે છે, તેવી રીતે જીવનના આંતર પ્રવાહને આત્માભિમુખ પણ અગ્નિ જ કરે છે. જીવનને ઉર્ધ્વગામી બનાવવા, જીવનને દેહના બંધનમાંથી મુક્ત કરવા, જીવનને પોતાના સાચા સ્વરૂપમાં સ્થાપવા આ અગ્નિનો આંતર-પ્રવાહ આત્માનુસંધાન કરે છે, ત્યારે માનવી દિવ્ય બને છે અને પોતે માત્ર દેહ નથી તેવી અનુભૂતિ થતાં પોતાના આત્મ સ્વરૂપને પામી મુક્ત બને છે.

જેવી રીતે આ સૂર્યમાળાના વાતાવરણમાં સમતોલ અગ્નિ છે, તેવી રીતે સમગ્ર બ્રહ્માંડમાં એટલે કે અનંત સૂર્યમાળાઓમાં જે કંઈ જીવન શકય બન્યું હશે તે સમતોલ અગ્નિને જ આભારી હશે.

વ્યક્તિના જીવનનો પ્રવાહ બહિર્મુખ મટી જેવો અંતર્મુખ બને છે, તેવો તે પ્રવાહ આત્મ-ચૈતન્ય સાથે એકરૂપ બની, તેને દ્વૈતના જગતમાંથી અદ્વૈત બ્રહ્મમાં એકરૂપ બનાવે છે.

માનવ શરીરમાં રહેલ સમતોલ અગ્નિની ઉર્જા જીવનના બાહ્ય પ્રવાહમાં ઈન્દ્રિયો દ્વારા વેડફાઈ જાય છે, પણ જ્યારે એ ઉર્જા આંતરપ્રવાહમાં પલટાઈ જાય છે, ત્યારે માનવી વામણો મટી વિરાટ બને છે અને છેલ્લે મહદ્ બ્રહ્મ સાથે અદ્વૈત સાધે છે. પોતાની અંદર રહેલ વિરાટ ઉર્જાની જ્ઞાન દ્વારા પ્રતીતિ થતાં માનવી પોતાના ખરાં આત્મસ્વરૂપને પામે છે, દેહનાં, માયાનાં, મોહનાં બંધનમાંથી મુક્ત બને છે, અને માનવ જીવનના અંતિમ ધ્યેયને પ્રાપ્ત કરે છે.

# દુદો ને દુદણશી

સં. જયંતીલાલ સો. દવે

મારવાડનાં ગોડીઆં હશે. આ ગોડીઆં તો ફરતાં ફરતાં મેવાડમાં જ્યા સે. આ મેવાડમાં રાજા માલજીનાં રાજ હતાં. એ માલજીને તાં, બીજોરી રાણી હતાં. આ ગોડીઓએ રાજા માલજી કને રમત માગી. ગોડીઓ કે'સે, "બાપુ, તમે રાજા માણસો અમારાં ખેલ જોવો. તમે હા પાડો, તો અમે રમત કરાં. તમારા જેવાં અમારી કદર કરે, અમને બીજું કુણ આલશે ?"

માલજીએ રમવાની રજા આલી. ગોડીઆએ તો રમત માંડી. ઊંચા ઊંચા દોર તાણી બાંધ્યા. દોર માથે નાચ્યાં. થાળીઓમાં પગ મેલીને દોરમાથે રમી દેખાડયું. ગોડીઆએ ઘણી રમત દેખાડી, રાજા માલજી પણ રાજી થ્યા સે, ગોડીઆં આખી રાત રમ્યાં, ત્યારે માલજીએ દાન આલ્યાં. ઈનામમાં પોતાનો અને પોતાની રાણી બીજોરીનો પોશાક પણ આલ્યો. પણ માલજી એ વખતે એટલું બોલ્યા કે, "ભઈ ગોડીઆ, એક શરતે અમારી સાંભળો." તાણે ગોડીઆ કે, "શું શરત ? બાપુ ?" રાજા કયે, "ગમે ત્યાં જાજો, પણ રમતી વખતે અમારો આલેલો પોશાક ન પે'રશો !" ગોડીઆ કે, "ભલે બાપુ !"

આ નટ તો દિલ્લી શે'રમાં પોગ્યા. દિલ્લીમાં બાદશાહના રાજ. આ ગોડીઆએ બાદશાહ કને રજા માગી.

બાદશાહ બોલ્યા, "રમો, પણ મારી શરત સાંભળો."

નટડો કે'સે, "શું શરત ?"

બાદશાહ બોલ્યા, "જો હું રીઝયો, તો તમે માગશો, એટલું ધન આલીશ, પણ જો હું ના રીઝું, તો તમારાં માથાં ડૂલ થશે !" ગોડીઆંએ રમત માંડી સે. તાણે તમે જુઓ તો ચીડી મકોડીનો વેહ લાવે, કાગડો થાય, દોરીમાથે વાંહ લઈને રમે, આભાંના તારા ઉતારી દીધાં ગોડીએ, પણ બાદશાહ રીઝે કરે ને. (નહિ) ભળભાંખડું થ્યું.

ગોડીઆ કે, "કાંક કરો, દા'ડો ઊગવા આયો, હવે તો માલજી બીજોરીનો પોપાક પે'રો ! પોશાક માથે રીઝે તો ઠીક, નહિતર બચવાના નથી."

આ નટવાએ તો માલજી બીજોરીનો પોશાક પે'રી લીધો. પડમાં આઈ જ્યા બાદશાહને ખેલ દેખાડયો.

ખેલ જોઈને બાદશાહ ખડખડ હસવા માંડયો.

નટ કયે, "બાદશાહ રીઝયો તો ખરો, પણ ઓલાંનું હવે શું થશે ? એનું તો થાવું હોય, ઈ થાય પણ હમણાં કાપી નાખત !" તાણે બાદશાહ પૂછે સે. "ગોડીઆ, એ પોશાક પે'રે સે, એ રે' સે ક્યાં ભઈ !" ગોડીઓ બોલ્યો, "બાપુ, આ તો મેવાડના માલજી બીજોરીના પોશાક સે !"

બાદશાહે ગોડીઆને માગ્યું એટલું ધન આલી દીધું. થોડા દિ' પછી દિલ્લીનું દળ ચડાવ્યું. બેવડ બેવડ મેવાડ બેવડ ઘેરો નાખીને બેઠા.

તારે માલજી બહાર નેકળ્યા. કે'સે કે "બાદશાહ, આયો શું કારણથી !" માલજીએ પૂછાયું, "બાદશાહ તમારે સે શું ?" તાણે બાદશાહે જવાબ આલ્યા સે. "અમારે તમારી હારે પાહા સોગઠે રમવું સે. જો તું જીતે, તો દિલ્લીનું રાજ આલું ને જો તું હારી ગ્યો, તો હું માગું એ તારે આલવું પડશે." માલજી બોલ્યા, "બરાબર. વે'વાર સે !" ઘૂઘરિયાળા પાટ માંડયા સે."

તાણે બીજોરીએ કે'વડાવ્યું, "તું બધું હારજે, પણ મને ન હારતો."

આ તો જે રમવા માંડયા સે, જે રમવા માંડયા સે. તે માલજી બધું હારવા માંડયા. બીજોરીને પણ હારી જ્યા. ખેતર, જોડીઆ ઘરબાર, બધું ય ખોઈ બેઠા સે, રાજ પણ મેલી દીધાં, તાણે બીજોરીને ખબર પડી. બીજોરી કે, "ભલે ભગવાન, કોઈ ન કરે, એવી કરી માલજીએ !"

આ બીજોરીના બે ભઈ હતા, દૂદો ને

અનુ. પૃ. ૯૨૪

# આપણા કામણગારા કાળિયાર

વજુભાઈ વ્યાસ

આપણા દેશની એ ભારે કમનશીબી છે કે બહારના લોકો જે તે બાબતોનું મહત્ત્વ બતાવે પછી જ આપણા લોકોને જે તે વસ્તુની મહત્તા લાગે છે. એવું આપણાં કમનીય અને અતિ સુંદર-રૂપાળા મૃગલાંની બાબતમાં થયું છે. આપણા વન્ય પ્રદેશોમાં એવા સુંદર મજાના મૃગલાં છે કે એને જોઈને ખ્યાલ આવે છે કે સીતાજીનું મન મૃગને જોઈને કેમ લોભાણું હશે! મૃગલા માત્ર સુંદર રૂપાળા છે એટલું જ નહિ પરંતુ એ વન સમૃદ્ધિને જીવંત રાખી રહ્યાં છે. તેઓ ઈશ્વરનો સંદેશો માનવજાતને આપી રહ્યાં છે કે સિદ્ધિ અને સમૃદ્ધિથી જ માનવજગત આબાદ બની રહેવાનું છે.

આપણા ગુજરાતમાં કાળિયારની એક જાત વસે છે. અને તે ભાવનગરથી ૭૩ કિલોમીટર દૂરના ઘાંસિયા બીડમાં જેને વેળાવદરનું કાળિયાર અભ્યારણ્યનું નામ આપવામાં આવ્યું છે. પહેલા આ કાળિયાર ભાવનગરથી ૧૫ કિ. મી. દૂરના નેસડાના ઘાસ વિસ્તારથી માંડીને ઠેઠ ધંધુકા સુધીના ભાલ વિસ્તારમાં વિસ્તૃત અને મોટી સંખ્યામાં વિહરતા હતા. તે પછી ભાલ વિસ્તારના ચમારડી અને થાપનાથના ડુંગરાળ પ્રદેશમાં સીમિત થયા. કારણ ત્યાં નાના નાના વોંકળા અને નદીનાળાને કારણે બારે મહિના લીલું ઘાસ અને ખાસ કરીને પ્રોકડ, હરણખૂરી જેવા હરણ માટેના ઘાસ ઉગતા હતા. અમે જ્યારે નાના હતા અને વલભીપુર–વળાથી ચમારડીના થાપનાથના ડુંગરાંમાં ફરતા ત્યારે આ કાળિયારના ટોળે ટોળા ચારે તરફ ઘૂમતા જોવા મળતાં. એ વખતે ભાલના આ પ્રદેશમાં ઘઉંનો પાક થતો અને વલભીપુર–ધંધુકા વચ્ચેના પ્રદેશમાં વળા રાજ્યની ભાવનગર રાજ્યની બારે મહિના ઘાસ હોય એવી મોટી વીડીઓ હતી એટલે ઉનાળામાં આ હરણાં નદી કાંઠે, તળાવ કાંઠે જતાં અને આમ તો બારે મહિના અહીં તહીં જોવા મળતાં. આ એક એક ટોળામાં ૧૫૦ – ૨૦૦ જેટલા હરણાં ફરતા જોવા મળતા.

આજે આ હરણ માત્ર ૧૫૦૦ની સંખ્યામાં ૧૮ કિ. મી. ચોરસ વિસ્તારમાં વસી રહ્યા છે. જેને કાળિયાર અભ્યારણ્ય નામ આપવામાં આવ્યું છે. આ વિસ્તાર વલભીપુરથી અમદાવાદ જતાં રસ્તામાં જમણી બાજુએ આવે છે. આ વિસ્તારનું મુખ્ય ગામ વેળાવદર હોઈ તેને વેળાવદર કાળિયાર અભ્યારણ્ય કહેવામાં આવે છે.

ભારતમાં કાળિયારની પાંચ જાતો છે, જેમાં કાળિયારની સંખ્યા સારા પ્રમાણમાં રાજસ્થાન વિસ્તારમાં રહી છે. આ પાંચ જાતમાં સર્વશ્રેષ્ઠ જે જાત છે, જે જાતના કાળિયાર જગતભરમાં વખણાય છે એ જાત અહીં ભાલમાં જોવા મળી અને જૂના ભાવનગર – વળા રાજ્યે આ જાતનું રક્ષણ કર્યું એટલે આ કાળિયાર અસ્તિત્વ ધરાવે છે. આ જાતને અંગ્રેજીમાં Antilope cervicapara નામે ઓળખવામાં આવે છે. જેના શીંગડા સર્વશ્રેષ્ઠ છે.

ભારત સરકાર પાસે અમેરિકાની ટેટસાસ યુનિવર્સિટીએ કાળિયારના ઉછેર માટે સારી એવી કાળિયારની જાતની આયાત કરી અને યુનિવર્સિટી વિસ્તારમાં કાળિયારના ઉછેરનું કામ હાથ ધરાયું. પરંતુ ત્યાંના અને ભારતના કાળિયાર વચ્ચે તફાવત રહ્યો. અમેરિકાના ટેકસાસમાં કાળિયાર નર ૨૯ ઈંચ અને માદા ૨૬ ઈંચ ઊંચા છે જ્યારે ભારતનાં કાળિયાર ૩૩ ઈંચ ઊંચા જોવા મળ્યા છે. અને અમેરિકા કરતાં ભારતના કાળિયાર વજનમાં પણ વધુ જણાયા છે. એમાંય ગુજરાત – સૌરાષ્ટ્રના કાળિયાર ભારતના અન્ય ભાગો કરતાં ચડિયાતા અને નમણા જણાયા છે.

આ વેળાવદરના કાળિયારના જાતઅભ્યાસ માટે ઠેઠ અમેરિકાના ટેકસાસ યુનિવર્સિટીની બે અમેરિકન યુવતીઓ મિસ એનેરા અને મીસ મોનેકા પૂછતી પૂછતી વેળાવદર આવી ચડી અને આ બંનેએ લગભગ એક મહિનો વેળાવદર કાળિયાર ભવન-જંગલ ખાતાના બંગલામાં રોકાઈને કાળિયારના વન્ય જીવન અંગે અભ્યાસ કર્યો. બાદ અમેરિકા જઈને સૌરાષ્ટ્રના અતિ રૂપાળા કાળિયાર ઉપર અંગ્રેજીમાં પુસ્તક પ્રગટ કર્યું છે. એ પુસ્તક વાંચ્યા પછી ખબર પડે છે કે આપણે ત્યાં કેવા ખ્યાતનામ રૂપાળા હરણાં વસે છે! અમેરિકાની આ બંને યુવતિઓએ ભારતના અન્ય કાળિયારના જીવનનો અભ્યાસ કર્યો છે. પરંતુ તેઓને સૌમાંથી વેળાવદરના કાળિયાર સર્વશ્રેષ્ઠ જણાયા છે. કદાચ એશિયાના દેશોમાં સૌરાષ્ટ્રના આ કાળિયાર સર્વશ્રેષ્ઠ રહ્યા છે.

આ સૌરાષ્ટ્રના કાળિયારનું જીવન ભારે આકર્ષિત છે. આ કાળિયારનો રંગ નર અને માદાનો જુદો જુદો છે. નરનો રંગ કાળાશ પડતો છે. જ્યારે માદાનો રંગ આછો કાળો, નારંગી કાળો છે. બચ્ચાનો રંગ પણ માદા જેવો જ છે. એ બચ્ચાં મોટા થયે તેનો અસલ રંગ ધારણ કરે છે. આ કાળિયારની આંખ પર સફેદ ચગદો અથવા વર્તુળાકારે સફેદ ભાગ રહેલ છે એટલે એની આંખો ભારે નયનમનોરમ્ય લાગે છે. પેટનો ભાગ જેમ નીચે જતા જઈએ તેમ તેમ સફેદ રંગનો. પગનો ખરી સુધીનો ભાગ સફેદ રંગનો અને કાળા રંગની ખરી. આ કાળિયારને કપાળે સફેદ ટીલું એટલે કપાળનો ભાગ સફેદ લાગે. કાનનો સફેદ અને કાનની આસપાસ સફેદ તેમજ આછા કાળા રંગના સુંવાળા વાળ. કાનની અંદર ચોતરફ વાળના આછા ગુચ્છા. એના નાકનો ભાગ સફેદ. નાકની અંદરના વાળ સફેદ કાળા. આછા અને સુંવાળા વાળ નાકની અંદરના ભાગે જે ગરણી જેવું કામ કરે છે. પૂંછડીનો આછો ગૂચ્છો. પૂંછડી પાછળનો ભાગ આછો કાળો. નર અને માદા વચ્ચેનો તફાવત સ્પષ્ટ જણાઈ આવે. નરને માથે શીંગડી હોય. એ વળવાળી શીંગડી અને આ શીંગડી ૧૭ થી ૨૦ ઈંચ લાંબી હોય. વેળાવદરના કાળિયાર નરની શીંગડી ૨૨ ઈંચ સુધીની માલુમ પડી છે. જો કે એવા નરની સંખ્યા ઓછી છે.

ભારતના જંગલોમાં કાળિયાર પ્રાચીન કાળથી છે પરંતુ મોગલ બાદશાહોને કાળિયાર પાળવાનો અજબ શોખ હતો અને બાદશાહ જહાંગીરે કાળિયાર બહુ વિપુલ સંખ્યામાં વસાવેલા–પાળેલા તેવું ઇતિહાસમાં નોંધાયું છે. આપણે ત્યાં ગોહિલ રાજવીઓને કાળિયાર રાખવાનો બહુ શોખ હતો જેમાં ભાવનગરના ગોહિલ રાજવીઓએ કાળિયાર પાળેલા અને ઉછેરેલા. અને ઈતિહાસે તો ત્યાં સુધી નોંધ્યું છે કે ૧૮મી સદીમાં ભાવનગરના મહારાજા ભાવસિંહજીએ વિપુલ સંખ્યામાં કાળિયાર નરમાદા વસાવેલા – ઉછેરેલા એટલું જ નહિ પરંતુ આ કાળિયારમાં સફેદરંગનું કાળિયાર Albino black Buck–આલ્બીનો બ્લેક બક મળી આવેલું તેને રાખીને સાચવીને ધીમે ધીમે સફેદ કાળિયારનું બ્રીડીંગ કરેલું પરિણામે જગતભરમાં સફેદ રંગના કાળિયાર ભારતમાં જ જોવા મળતા અને તેમાંય ભાવનગરમાં જોવા મળતા. ભાવનગરમાં તો ગઈ કાલ સુધી સફેદ હરણાં ઘાસની વીડીઓમાં અહીં તહીં જોવા મળતા અને હજુ તો ૪૦–૪૫ વરસ પહેલાં આવા સફેદ હરણાં ભારતના જુદા જુદા પ્રાણી સંગ્રહસ્થાન અને પરદેશમાં મોકલવામાં આવેલા. આ સફેદ હરણાં આ વેળાવદરની વીડીમાં પણ રહેલા. અને ભાવનગરના રા. કુ. શ્રી ધર્મકુમારસિંહજીએ આવા સફેદ હરણા પકડેલા અને પાળેલા તેવું નોંધાયું છે. આ સૌરાષ્ટ્રના કાળિયારનું જીવન ભારે આકર્ષિત અને રસમય છે. એટલું જ નહિ પરંતુ એના જીવનની વિશિષ્ટતા એ છે કે માદાનો પ્રેમ મેળવવા માટે નર અને માદા વચ્ચે, નર અને નર વચ્ચે સતત સંઘર્ષ રહે છે. એમનું આખુંયે જીવન પુરુષાર્થ અને સંઘર્ષમય છે.

*

# લોકસંગીતનો અદ્વિતીય અંધ વાયોલીન-વાદક :

## આપબળે આગળ વધેલા એક વિકલાંગની વિરલ કથા

## નાનજીભાઈ મિસ્ત્રી

જયમલ્લ પરમાર



૧૯૭૦ના ફેબ્રુઆરીમા દિલ્હીમાં 'ગાંધીદર્શન' માં આખરી દિવસોમા શ્રી. રતુભાઈએ લોકસાહિત્ય પરિવારના કાર્યક્રમ યોજાવ્યા એમાથી એક કાર્યક્રમ વડાપ્રધાન શ્રી. ઈન્દિરાજીના નિવાસસ્થાને ગોઠવાયેલો.

અમને ખ્યાલ ન રહ્યો કે વિશ્વના શ્રેષ્ઠ વાયોલીનવાદક યહુદી મેન્યુહીન સામે વાયોલીન વગાડવુ એ એક ધૃષ્ટતા ઠહેવાય.

ઈન્દિરાજીના નિવાસસ્થાને લોન ઉપર અમે ગોઠવાયા અને નાનજીભાઈના હાથમાં વાયોલીન જોઈ ઈન્દિરાજીના અંતેવાસી એક બહેન આવીને કહે યહુદી મેન્યુહીન જેવા જગતના મહાન વાયોલીનવાદક સામે આ વાયોલીન લઈને કેમ આવ્યા? અમે ઘણું સમજાવ્યું કે અમારા નાનજીભાઈ વાયોલીન પાસેથી અમારા લોકવાદ્ય રાવણહથ્થાનુ કામ લ્યે છે. રાવણહથ્થાને મર્યાદા છે, ત્યારે નાનજીભાઈ રાવણહથ્થા કરતા અનેકગણી તાકાત એમાંથી પેદા કરે છે. પણ પેલાં બહેન વિરોધ કરતાં જ રહ્યા ને કાર્યક્રમ શરૂ થયો.

૧૫ મિનિટ માટે નક્કી થયેલો કાર્યક્રમ ૪૫ મિનિટ સુધી ચાલવા દીધો. યહુદી મેન્યુહીન અમારી સામે એકધારા ૪૫ મિનિટ સુધી ઊભા રહી આખો કાર્યક્રમ સાભળતા રહ્યા. અંતે છૂટા પડતી વખતે એમણે નાનજીભાઈ સાથે હાથ મીલાવ્યા અને કહ્યું કે આવા તળપદા ઢંગને વાયોલીન ઉપર હુ આ રીતે ન વગાડી શકું. અમારી ધૃષ્ટતા વિજયના આનંદમા ફેરવાઈ ગઈ.

જન્મથી જ આખો ખોઈ બેસવા સાથે નાનજીભાઈ કુટુબીજનોની ઘણી લાગણી પણ ખોઈ બેઠા. ન ખોઈ એક માની અપાર મમતા. અંધ બાળકો માટે એ કાળે ઉદ્યોગ અને શિક્ષણની સગવડો થવા માંડેલી. મૂળ ભાવનગરના નારી ગામના. સુખે દુખે સાત વરસના થતા માતાએ એમને ભાવનગરની કૃષ્ણકુમાર અંધ હુન્નર ઉદ્યોગશાળામાં દખલ કરાવ્યા ને ચાર બહેનો, એક મોટાભાઈ અને આ અંધ બાળકને છોડી મા સ્વર્ગે સીધાવ્યાં.

અંધ બાળક નાનજીએ સાતમે વર્ષે એક માત્ર માતાની મમતા મળેલી તે પણ ખોઈ. તરવરીઆ અંધને અંગે અંગે આખો ફૂટે છે. માતા સ્વર્ગે સીધાવતાં નાનજીભાઈનો જીવન ઝૂઝવાટ શરૂ થયો.

એક બાજુથી બ્રેઈલ લિપિનો અભ્યાસ શરૂ કર્યો, બીજી બાજુ નેતરકામ, પાટી વણાટ વગેરે શીખવાનું શરૂ કર્યું અને ત્રીજી બાજુ સંગીતનો અભ્યાસ ચાલુ થયો. કંઠય સંગીત સાથે વિવિધ વાદ્યો પણ શીખતા રહ્યા. એમાં હારમોનિયમ ઉપર વિશેષ હાથ બેઠો.

અંધને માટે અથડાવું એ તો સહજ છે. માનાપમાનનું તો પૂછવું જ નહિ. આમ ચાર વરસ કૃષ્ણકુમાર હુન્નર ઉદ્યોગશાળામાં વીતાવ્યાં. સંગીતનો અભ્યાસ હજી અધૂરો હતો ને ફરી મહેસાણા અંધશાળામાં દાખલ થયા અને સંગીતનો ભાતખંડે કોર્સ આગળ વધાર્યો. ત્યાંથી વડોદરા મ્યુઝિક કોલેજમાં દાખલ થયા અને ડીપ્લોમા કોર્સ પૂરો કર્યો.

આજ સુધી અથડાતા હતા. પણ અંધ માટે તો ઠેકાણે ન પડે ત્યાં સુધી આથડવાનું જ રહ્યું. કયાં જવું ? કોણ સંઘરે ? ધીરે ધીરે તબલાં, ઢોલક, ફ્લ્યુટ (બંસી), પિયાનો વગેરે ઉપર સારી જમાવટ કરતા થઈ ગયેલા પણ હારમોનિમમ વધારે સારું વગાડતા.

વડોદરા પછી તો ભટકવાનું જીવન જ શરૂ થયું. આશ્રય માટે ઘણાં સ્થળો ભટકયા. ચલાળા દાના ભગતની જગ્યામાં, વીરપૂર જલારામની જગ્યામાં, જૂનાગઢ કબીર આશ્રમમાં વગેરે ઘણાં આશ્રમોને સ્થાનકોમાં ફરતા રહ્યા. એમ કરતાં એક નાનકડી નાટક કંપનીમાં હારમોનિયમ વગાડવા રહ્યા. હારમોનિયમ ઉપર સ્વરના અલંકાર, મીંડ ને ગમક આપે. એટલે નાટક કંપનીવાળા કહે "સૂરદાર ! આમાંથી રેલ નથી નીકળી." એટલે કે ગાનારાના જ સૂર નીકળવા જોઈએ, બીજા નહિ. આમ ભટકતાં ભટકતાં રાજકોટ આવી પહોંચ્યા ને રાષ્ટ્રીયશાળામાં રહ્યા.

ભાતખંડેનો ડીપ્લોમા કોર્સ ઠેઠ વડોદરા મ્યુઝિક કોલેજમાં જઈ પૂરો કર્યો પણ એ તો કંઠ સંગીત માટે. વાદ્યો માટે નહિ. વાદ્યો તો શીખતા રહેતા એટલું જ, પણ આટ આટલી જહેમત છતાં કંઠે યારી ન આપી કંઠમાં ઘોઘરો બોલતો ગયો. ત્યારે શેના માથે રોટલા કાઢવા ? ટયુશન ઓછાં મળે ને રાખે પણ કોઈ ઝડવઝડ. એથી થયું કે કોઈ વાદ્ય ઉપર વિશારદ થઈ જવાય તો સંગીતનો શોખ અને આજીવિકા માટે શિક્ષકગીરીનું સાધન એમ બન્ને મેળવી શકાય.

રાષ્ટ્રીયશાળામાં શ્રી. પુરુષોત્તમભાઈ ગાંધી સંગીત મહાવિદ્યાલય ચલાવે. એમાં દાખલ થયા. શ્રી. પુરુષોત્તમભાઈને નાનજીભાઈની ઘણી ઉપયોગિતા જણાઈ. એથી શિક્ષક તરીકે રહી જવા જણાવ્યું. પણ નાનજીભાઈ શીખેલા એટલી કળાથી આગળ વધાય તેમ ન હતું અને કંઠ ઉપર પહોંચી શકાય તેમ ન હતું. એટલે એમણે કોઈ વાદ્ય શીખવા વિદ્યાર્થી તરીકેનો જ આગ્રહ રાખ્યો.

રાષ્ટ્રીયશાળાના સંગીત મહાવિદ્યાલયમાં એક શિક્ષક બંસીભાઈ હતા. એમની પાસે વાયોલીન શીખવાનું શરૂ કર્યું. નવું નવું શીખવામાં ઘણા પારંગત પણ લગાતાર એક મહિના સુધી વાયોલીન ઉપર કામઠી (ગજ) સરખી ફરે જ નહિ. શિક્ષકે કંટાળીને બીજું વાદ્ય શીખવા જણાવ્યું પણ નાનજીભાઈ વાયોલીનને વળગી જ રહ્યા. શિક્ષકે સા રે ગ મ ઉપર શીખવવાનું શરૂ કર્યું ને હાથ બેસી ગયો ને બે વર્ષનો કોર્સ એમણે છ મહિનામાં પૂરો કર્યો. પછી તો વિશારદનો બાકીનો કોર્સ પણ એમણે છ મહિનામાં પૂરો કર્યો અને વાયોલીન વિશારદ બન્યા. આ દરમિયાન મળે ત્યાં ટયુશન કરતા રહ્યા, કાન્તા સ્ત્રી વિકાસગૃહ જેવી સંસ્થામાં શિક્ષક તરીકે પણ કામ કરતા અને રાષ્ટ્રીયશાળામાં પણ શિક્ષણ લેતા ને શિક્ષણ આપતા રહ્યા.

આ બધું તો શાસ્ત્રીય પદ્ધતિથી શીખેલા. એમાં કયાંય લોકસંગીત આવતું જ ન હતું. લોકસંગીત પ્રત્યે કોઈ રસ પણ જાગેલો નહિ.

એમાં અમે ઘણું કરીને ૧૯૫૪–૫૫માં મેઘાણીભાઈ જયંતી–ઉત્સવ પ્રસંગે કવિશ્રી દુલાભાઈ કાગને બોલાવેલા. એમાં કવિશ્રી દુલાભાઈ કાગને ગાવાનું થયું ને નાનજીભાઈ મિસ્ત્રીએ દુલાભાઈને કહ્યું કે "તમારો સૂર આપો." ત્યારે દુલાભાઈ કહે અમારે

"સૂર હોય નહિ." ત્યારે નાનજીભાઈ કહે "સૂર વિના સંગીત ન હોય". નાનજીભાઈએ હિંમત કરી નાખી.

વાત બન્નેની સાચી હતી. પણ દુલાભાઈ તો ગમે તે સ્વરથી ગમે તે ગીત પોતાની કહેણીના અનુસંધાનમાં ઉપાડે. એના સૂર ફરતા પણ રહે. ત્યારે નાનજીભાઈ તો કવિ દુલાભાઈ જેવા મહાનુભાવોની કહેણીથી અજાણ હતા. વળી લોકસંગીત રજૂ કરનારા સૌના નોખા નોખા સૂર હોય એટલે વારંવાર વાયોલીન મેળવવું પડે. ત્યારે આજના જેવી નાનજીભાઈની ચપળતા ત્યારે કયાંથી હોય કે સૂર બદલ્યા ભેગ્યો નિમિષમાત્રમાં સૂર બદલાવીને મેળવી લઈ વગાડવા જ માંડે ને શ્રોતાઓ અને ઘણીવાર ગાયક સુદ્ધાંને ખબરે ય ન પડે.

દુલાભાઈ કાગને સાંભળતાં નાનજીભાઈને થયું કે લોકસંગીતમાં પણ કાંઈક કરામત છે, જે શીખવા જેવી છે, અને આમ સર્વ પ્રથમ એમનો લોકસંગીતમાં રસ જાગ્યો.

વાયોલીન તો શીખ્યા પણ નોકરીનું શું? એ જ અરસામાં ૧૯૫૪ની સાલમાં રાજકોટમાં રેડિયો સ્ટેશન નખાણું. એમાં દાખલ થવા અરજી કરી. ત્યાં તો લાલ લાઈટના અને હાથના સંકેતોથી જ શરૂ કે બંધ કરવાનું હોય. નાનજીભાઈ તો દેખે નહિ એટલે કેવી રીતે દાખલ કરે? પણ અમે બધા મિત્રોના પ્રયાસથી નાનજીભાઈને રેડિયો સ્ટેશનમાં નોકરી મળી અને જીવનના નવા તબક્કાની શરૂઆત થઈ. આકાશવાણીમાં અન્ય સંસ્થાઓ કરતાં રાગદ્વેષ વધારે કામ કરે. જોકે કલાની રજૂઆત કરનારી તમામ સંસ્થાઓનો આ અસાધ્ય રોગ છે. એમાં નાનજીભાઈને પણ સહન કરવાનું આવ્યું. એકવાર આકાશવાણીમાંથી ભાગી છૂટી અમે શરૂ કરેલી સંગીત નાટક નૃત્ય અકાદમીમાં આવતા રહ્યા. માંડ આકાશવાણીના ડાયરેકટર ગિજુભાઈને અને નાનજીભાઈને સમજાવીને પાછા રાખ્યા.

આકાશવાણીમાં એમને શાસ્ત્રીય સંગીત કરતાં સુગમ સંગીત અને લોકસંગીત સાથે જ વધુ કામ પડવા માંડયું. એમને "અને મને ય થાય છે કે અમે એક પ્રભાતિયું 'ગાવડી દ્યો ગોપાલ લાલ' ગાયું એમાં એમને ખૂબ રંગત પડી અને વાયોલીનવાદનનું આખું સુકાન બદલી ગયું. પછી તો લોકસંગીતને એમણે ઉપાડી લીધું. એમનું વાયોલીન લોકસંગીતનું વાદ્ય બની ગયું. શાસ્ત્રીય સંગીતની એમની બધી શક્તિ લોકસંગીત અને સુગમસંગીતમાં વળી ગઈ.

ગાનારાને સંગત સાથે રંગત પણ આપવા માંડયા. લોકસંગીતની સૂઝ પડી ગઈ, એટલે જે સ્વર ગાયક ન કાઢી શકે એવા સ્વર વાયોલીનની સંગતમાં આપવા માંડયા. આથી ગીત ઊપડવા માંડયાં ને નવી હલકથી ગાયકને મોજ પડવા માંડી. જે અંડ કે દંપ, અલંકાર કે ગમક ગાયક ન કાઢી શકે તે વાયોલીન ઉપર કાઢવા માંડયા, એથી ગીતને અને ગાયકને નવો ઝોક–નવું રૂપ મળવા માંડયું. એમના ઝંકાર અને ખટકા સર્વત્ર મેદનીની દાદ મેળવવા માંડયા. સ્વરની મધુરતા અને કરુણતા તો એવી સમજદારીથી રેલાવવા માંડયા કે ગાયક જ્યાં ન જમાવી શકે એવી જમાવટ કરવા માંડયા.

સવાલ મોટો એમના માટે એ છે કે એમણે ગાનારની સંગત કરવાની હોય છે, એટલે ગાનારાથી તેઓ સ્વરની રંગતમાં આગળ નીકળી જાય તો ગાયક પાછો પડી જાય. ગાયક કયારેક લોકગીતોમાં ખોટી નજાકત લાવવા કંઠમાં મરડ ઠરડ લાવે ત્યારે મૂળ સ્વર ને મૂળ સ્વરૂપ ઉપર ગાયકને લાવવા નાનજીભાઈ મૂંઝવણ અનુભવે. કારણકે ઘણા ગાયક સમજ્યા વગર ગાય છે ને ખોટી વિવિધતા લાવવા કંઠમાંથી હરકતો કાઢવા મથે છે. નાનજીભાઈ ઘણાને ખાનગીમાં કહેતા કે મૂળને વફાદાર રહો. એમની મુશ્કેલી એમણે સંગત કરવાની હોય છે એ જ છે. પણ પ્રત્યેક કલાકારને સમજી લ્યે છે ને પછી સંગત કરે છે.

નાનજીભાઈ લોકગીતને (લોકગીતના સંગીતને) સમજી જાય એવું ઘણા લોકગાયકો સમજતા નથી. જે ગાયક ગતાનુગતિક ગાય ને પોતાની વિશિષ્ટતા દેખાડવા આધુનિકતા લાવે, ગળાં ભાંગે, તાન પલટા મારી લ્યે, ખટકા લાવવાને બદલે ડચકાં ખાય અને



[અનુ. પૃ. ૯૧૯

# હોય તો શું ? ન હોય તો શું ??

(વનસ્પતિ પોષક તત્ત્વોની ગાથા-૨)

અનિલ હ. ભટ્ટ

ગયા અંકમાં આપણે બે મુખ્ય વનસ્પતિ પોષકતત્ત્વો નાઈટ્રોજન અને ફૉસ્ફરસની હાજરી અથવા ઉણપ હોય તો પાક કેવા પ્રકારની નિશાનીઓ બતાવે છે એ જોયું. હવે આ વખતે બાકી રહેલા વનસ્પતિ પોષકતત્ત્વો વિષેની અસર અંગે અભ્યાસ કરીશું.

### ૩. પોટાશ હોય તો શું ?

- o પોટાશ એ છોડના ભાગોમાં કે તેના બંધારણમાં અસ્તિત્વ ન ધરાવતું હોવા છતાં તેની અગત્યતા ઘણી છે.
- o પાક શક્તિશાળી બને છે ને રોગ સામે ટક્કર ઝીલી શકે છે.
- o ધાન્ય પાકોમાં ખાસ કરીને ઘઉં અને ડાંગરમાં પરાળ કઠણ બને છે અને તેથી પાક ઢળી પડતો નથી.
- o દાણા અને બીજ ભરાવદાર બને છે.
- o પોટાશ એ કાંજી અને શર્કરાના ઉત્પાદનમાં અને તેની હેરફેર કરવામાં અગત્યનું હોવાથી બટાટા, સક્કરિયા, કેળાં, સુરણ વિગેરે પાકો માટે મહત્ત્વનું તત્ત્વ છે. આ ઉપરાંત તમાકુ જેવા પાકોમાં પાનની બળવાની ગુણવત્તા સુધારે છે.
- o પ્રોટીનના ઉત્પાદનમાં મદદરૂપ થાય છે.
- o પાકને ઠંડી સામે રક્ષણ આપવામાં મદદ કરે છે.
- o પાકના કોષોમાં રહેલા પાણીનું નિયંત્રણ કરે છે.
- o ફળો અને દાણાનો સ્વાદ સારો બનાવે છે.

### ૩.૧ પોટાશ ન હોય તો શું ?

- o નીચેના પાન સુકાઈ જાય છે. ખાસ કરીને પાનની કોર અને ધાર સુકાઈ જાય છે.
- o પાન જાડા થઈને કોકડાઈ જાય છે.
- o ખેતરમાં જ્યાં ભીનાશ રહેતી હોય ત્યાં પોટાશની ખામી પહેલી દેખાય છે.
- o છોડ નબળો થઈ જાય છે ને રોગ અથવા જંતુનો ભોગ બને તેવી સંભાવના રહે છે.
- o દાણા અને ફળોનો આકાર બરાબર થતો નથી ને તે સ્વાદહિન લાગે છે.

### ૪ ચૂનો (કૅલ્શ્યમ) હોય તો શું ?

- o વનસ્પતિ કોષોની દિવાલમાં જરૂરી ચૂનો હોય તો પરાળ કઠણ બને છે.
- o મૂળ વહેલાં ફૂટે છે ને પાકની વૃદ્ધિ ઝડપી બને છે.
- o પાકમાં ઉત્પન્ન થતાં ઝેરી પદાર્થોને મદદ પાડે છે.
- o મૂળની ટોચની વૃદ્ધિ માટે અગત્યનો છે. જો કે તે છોડમાં સરળતાથી હરીફરી શકતો નથી (immobile), ને તેથી કુંપળોમાં તેની ખામી પહેલી દેખાઈ આવે છે.
- o વનસ્પતિને નાઈટ્રોજન લેવામાં મદદ કરે છે.
- o બીજના ઉત્પાદનમાં ભાગ ભજવે છે.

### ૪.૧ ચુનો ન હોય તો શું ?

- o નવી કુંપળો અને પાન ચીમળાઈ જાય છે અને છેડા ને ટોચ મરી જાય છે.
- o પરાળ નબળું બને છે.

### ૫. મૅગ્નેશ્યમ હોય તો શું ?

- o પાનને ઘાટો લીલો રંગ આપે છે.
- o તૈલી પાકોમાં તેલ અને ચરબી વધારવામાં મદદરૂપ બને છે.
- o કાંજીની હેરફેર કરે છે.
- o અન્ય પોષક તત્ત્વોનું નિયમન કરે છે.

### ૫.૧ મૅગ્નેશ્યમ ન હોય તો શું ?

- o પાનનો લીલો રંગ આછો થવા લાગે છે. નીચેના પાનથી શરૂ થઈને ઉપરના પાનમાં આવું બને છે.
- o પાનની નસો લીલી રહે છે.
- o કપાસના નીચેના પાન લીલી નસ વચ્ચે ઝાંખા થવા લાગે છે.

### ૬. ગંધક (સલ્ફર) હોય તો શું ?

- ૦ પાન અને ડાળીઓને વૃદ્ધિમાં મદદરૂપ નીવડે છે.
- ૦ હરિતકણના ઉત્પાદનમાં ભાગ લે છે.
- ૦ મૂળની વૃદ્ધિ સારી થાય છે.
- ૦ બીજના ઉત્પાદનમાં સહાયકર્તા છે.
- ૦ કઠોળ વર્ગના પાકોમાં ગાંઠો વધારે ઉત્પન્ન થાય છે.

### ૬.૧ ગંધક ન હોય તો શું ?

- ૦ નવા પાનનો રંગ ઝાંખો લીલો થવા લાગે છે.
- ૦ છોડની વૃદ્ધિ ધીમી પડે છે.

### ૭. લોહ (આયર્ન) હોય તો શું ?

- ૦ છોડનો લીલો રંગ જળવાઈ રહે છે.
- ૦ છોડમાં અન્ય તત્ત્વો લેવામાં મદદરૂપ થાય છે.
- ૦ પાકની વૃદ્ધિમાં અને પ્રજનનમાં ઉપયોગી છે.
- ૦ પ્રોટીનના પૃથક્કરણમાં અગત્યનું તત્ત્વ છે.

### ૭.૧ લોહ ન હોય તો શું ?

- ૦ પાન લીલો રંગ ગુમાવે છે.
- ૦ ડાળીઓ નાની અને કુમળી બને છે.

### ૮. બોરોન હોય તો શું ?

- ૦ બોરોન તત્ત્વને લીધે ચૂનાનું તત્ત્વ છોડને મેળવવામાં મદદરૂપ થાય છે.
- ૦ નાઈટ્રોજન તત્ત્વ લેવામાં પણ ઉપયોગી છે.
- ૦ મૂળની વૃદ્ધિ સારી થાય છે.

### ૮.૧ બોરોન ન હોય તો શું ?

- ૦ નવી કૂંપળોનો રંગ ઝાંખો લીલો થવા લાગે છે ને છેવટે ખરી પડે છે.
- ૦ પાન કોકડાઈ જાય છે.

### ૯. મેંગેનીઝ હોય તો શું ?

- ૦ હરિતકણોના ઉત્પાદનમાં મદદ કરે છે.
- ૦ છોડની આંતર પ્રક્રિયામાં સંકળાયેલ હોવાથી અગત્યનું છે.

### ૯.૧ મેંગેનીઝ ન હોય તો શું ?

- ૦ નવા પાન ઉપર કાળા ડાઘા પડી જાય છે.

### ૧૦. જસત (ઝીંક) હોય તો શું ?

- ૦ વનસ્પતિના જીવનરસ માટે ઉપયોગી છે.
- ૦ કેટલાક અંતઃસ્રાવ (હોર્મોન)ના ઉત્પાદનમાં મદદરૂપ થાય છે.
- ૦ કેટલીક વનસ્પતિના પ્રજનનમાં ઉપયોગી છે.

### ૧૦.૧ જસત ન હોય તો શું ?

- ૦ પાનની નસો વચ્ચેની જગ્યા પીળી પડી જાય છે.
- ૦ ધાન્ય પાકોમાં નવી કૂંપળોનો રંગ સફેદ થાય છે.
- ૦ લીંબુના વર્ગના ઝાડને આ તત્ત્વની ઉણપ જલ્દી દેખાય છે. નસોની વચ્ચેની જગ્યામાં લીલાશ પડતા પીળા અથવા આછા લીલા પટ્ટા દેખાય છે.

### ૧૧ મોલિબ્ડેનમ્ હોય તો શું ?

- ૦ કઠોળ વર્ગના પાકોને હવામાંનો નાઈટ્રોજન મેળવવામાં મદદ રૂપ થાય છે.

### ૧૧.૧ મોલિબ્ડેનમ્ ન હોય તો શું ?

- ૦ કઠોળ વર્ગના પાકો હવામાંનો નાઈટ્રોજન જમીનમાં રહેલા જીવાણુંઓની મદદથી જમીનમાં ઉમેરી શકતા નથી.
- ૦ શાકભાજીના પાકોમાં પાનની કોર આગળથી અંદર બિડાય છે, અને છેવટે પાનની ટોચ અને ધારો ફાટે છે.

### ૧૨. ત્રાંબું (કોપર) હોય તો શું ?

- ૦ પાકની વૃદ્ધિમાં અને પ્રજનનમાં મહત્ત્વનો ભાગ ભજવે છે.
- ૦ શ્વાચ્છોશ્વાસની ક્રિયાનું નિયમન કરે છે.
- ૦ પ્રકાશ સંશ્લેષણની ક્રિયા માટે અગત્યનું છે.
- ૦ લોહને લેવામાં મદદકર્તા થાય છે.

### ૧૨.૧ ત્રાંબું ન હોય તો શું ?

- ૦ કઠોળ વર્ગના પાન પીળા પડયા સિવાય સુકાઈ જાય છે.

### ૧૩. કલોરીન :

કલોરીન તત્ત્વ પાક માટે જરૂરી છે એવું ૧૯૫૪માં સાબિત થયેલું. જો કે તે વનસ્પતિની

અંદર ખરેખર શું ભાગ ભજવે છે તે જાણી શકાયું નથી. ખાસ કરીને સુગર બીટ, ગાજર, કોબી, લેટયુસ, જવ, ઘઉં, કપાસ જેવા પાકોમાં તેનું મહત્ત્વ ઘણું છે. પરંતુ તમાકુ જેવા પાકમાં તેનું પ્રમાણ અમુક મર્યાદા કરતાં વધે તો તમાકુની બળવાની ગુણવત્તા ઘટે છે.

આપણે વનસ્પતિ પોષક તત્ત્વોની હાજરી અને ઉણપ શું ભાગ ભજવે છે તે જોઈ ગયા. આમાં એક મુશ્કેલી એ છે કે વનસ્પતિના અમુક ચિહ્નો જોઈને કોઇ ખાસ તત્ત્વની ખેંચ હશે એવું ધારી લઈએ તો તેમાં થાપ ખાઈ જવાનો પૂરો સંભવ છે. કેવી રીતે ? તે હવે આવતા અંકમાં જોઇશું.

(ક્રમશઃ)



એક ડોશી માટી ખોદતાં ખોદતાં પગ લપસતાં ઊંડા ખાડામાં પડી. અધૂરામાં તેના પર ત્રણ – ચાર ભેખડે ધસી ગઈ. સાથે આવેલી સ્ત્રીઓએ ખૂબ મૂશ્કેલીથી બહાર કાઢી.

ડોશી મરી તો નહિ પણ શરીર દબાઈ જવાને કારણે આખું શરીર કળવા માંડયું.

એક ગાડામાં નાંખી તેને ઘેર લાવ્યા એટલે ગામના લોકો તેની ખબર પૂછવા ગયા. પરંતુ આ ગામની વિશિષ્ટતા એ હતી કે ત્યાં ઘેરે ઘેર વૈદ્ય હતા.

ડોશી તૂટેલા ખાટલા પર ઉંહકાર નાંખતી હતી ત્યારે ચારે બાજુથી પંદર વીસ જણાં દવા પર દવા બતાડતા હતા. કોઇએ કહ્યું–મીઠાનો શેક કરો. તો કોઈએ કહ્યું ભમરીના દર વાળી માટીનો લેપ કરો. તો વળી કોઈએ હળદર – મીઠું ખદખદાવી લેપ કરવાનું કહ્યું. અને એટલુંય ઓછું હતું ત્યાં આંબલીના પાંદડાં બાંધવાનું, તો કોઈએ એરંડાના પાંદડા, તો કોઈએ કુંવર – પાઠું બાંધવાથી રાહત થઈ જશે એવું કહ્યું. ન જાણે કયાંય સુધી આ સૂચનો ચાલતા રહ્યા. જે આવતું તે પોતાની દવા બતાડતું અને ડોશી સઘળું સાંભળતી. પણ ત્યાં એક જણ બોલી ઊઠયો. 'બધું કર્યા વગર ડોશીને ગોળનો ગરમ ગરમ હલવો ખવડાવો હલવો.'

ને માજીને આ દવા ગમી ગઈ. હલવાનું નામ સાંભળતાં જ સહજ દુઃખાવો ઓછો થયાનો અનુભવ થયો. માંડ માંડ એણે પેલા માણસ તરફ હાથ ઊંચો કરી કહ્યું 'અરે, કોઈ આ નાથિયાનું તો જરા સાંભળો. બિચારો કયારનોય અકસીર ઔષધ બતાડે છે પણ કોઈ સાંભળે છે જ કયાં ?'

કહો હવે કંઈ કહેવું ? સ્વાર્થ જ સત્ય છે ને ?



સ્પેનનું પાટનગર છે મૅડ્રિટ. અને ત્યાંનો નિયમ છે કે રાતનાં અગિયાર વાગ્યા પહેલાં જો તમે તમારા મકાનમાં દાખલ ન થઈ જાવ તો તમારે રાત્રે ચોકિયતોને દંડ આપવો પડે.

નાગરિકોને દંડ ન ભરવો પડે તે માટે રાતનાં સાડા દસે ચોકિયાતો ઘંટ વગાડી ચેતવણી આપે છે કે હવે તેઓ મકાનોને બહારથી તાળા મારનાર છે. અલબત્ત તાળું માર્યા પછીએ ચાવી ચોકિયાત પાસે જ રહે છે એટલે નિશાચરો – લહેરીલાલાઓ કે જે કલબોમાં કે મિત્રને ત્યાં અથવા તો બગીચાઓને ખૂણે ગોષ્ઠિ કરતાં હોય છે તેઓ સાડાદસ વાગ્યાનો પેલો ઘંટ સાંભળી ઘેર પહોંચી જવા દોડાદોડી કરે છે અને પોતે આવે છે તે જણાવવા :સેરેના... સેરેના... ની બૂમો પાડે છે.

છેને વગર સંચારબંધીએ સંચારબંધીનો અનોખો અનુભવ. – જ્યોતિર્ રાવળ

# આપણું આકાશ

જયમલ્લ પરમાર



(૧) પુષ્ય, (૨) આશ્લેષા, (૩) એકાક્ષી, (૪) વાસુકિ, (૫) મઘાનો યોગતારો, (૬) મઘા દાતરડી, (૭) પૂર્વા ફાલ્ગુની, (૮) ઉત્તરા ફાલ્ગુની, (૯) કેશ, (૧૦) મૃગઆશુન

## અનંત પ્રશ્ન

'માહ માધેને કામળ કાંધે—' આપણા લોકો આ કહેવતમાં કહે છે, કે માહ મહિનો અર્ધો પસાર થાય એટલે પોષ માસની ઊડી ગયેલી ઠંડી–તીણી ટાઢ છેલ્લી સલામ કરવા આવી જાય અને લોકોને ખભે કામળી લેવી પડે. અલબત્ત, પોષ માસની પેઠે આખે શરીરે ગોટમોટ કામળી વીંટવી ન પડે.

પણ આ વર્ષે એવાં કોઈ નિયમો કે કહેવતોને ક્યાં અધીન રહ્યું છે ? આજે તો મહા વદ દશમ થઈ. ઉપરની કહેવત સાચી પાડવા આજે થોડાંક વાદળાં આવ્યાં છે; બીતાં બીતાં, પારકા પ્રદેશમાં ભૂલથી ચડી આવે તેમ. ઘડીક આમ જાય ઘડીક તેમ જાય. તેઓએ ઘણો યે પ્રયત્ન કરી જોયો, પણ ટાઢ ન પાડી શક્યાં; પણ પેલા અખંડ પ્રકાશિત તારાઓ અને આપણી વચ્ચે આછાં આવરણ મૂકી શક્યાં ખરાં.

## માનવીની જિજ્ઞાસા

અમારે તારાઓ જોવા છે, નક્ષત્રો જોવાં છે; પણ ટાઢ નહિ ફેંકી શકવાથી ખિજાઈ ઊઠેલાં વાદળા ફુલાયેલાં તૂંબડાં જેવાં આડાંઅવળાં મોઢાં કરી તારાઓની આડે આવતાં કહે છે: 'નહિ જોવા દઈએ, નહિ જોવા દઈએ, તમને તારાઓ નહિ જોવા દઈએ.' પણ એમ તો અમારી જિજ્ઞાસા વધતી જાય છે. વાદળાં આડાં આવીને પડયાં છે એટલે શું અટકી જઈશું ? જ્યાં જ્યાં આવરણ, અંધારું, અજ્ઞાન ત્યાં ત્યાં માણસનું મન સામે ચાલીને એ તોડવા આગળ વધવાનું. ઉત્તર મહાસાગર કે દક્ષિણ મહાસાગરના અંધાર–પ્રદેશોમાં એ માટે જ શોધકો જાનને જોખમે પણ પહોંચી ગયા છે ને ? માનવસંસ્કૃતિની પ્રગતિના ઈતિહાસની પાછળ આવરણની સામે માથાં પછાડતું માનવનું મન જ બેઠું છે ને ?

અમારા મનની આવી જિજ્ઞાસાને જાણતા હોય તેમ તોફાની છોકરા જેવા તારા 'હા...ઉ...ક' કરતા વાદળાંની પછવાડેથી ડોકું કાઢે છે અને તારાને છુપાવવા આગતાં વાદળાંનો ઉપહાસ કરતા અમે ગગનના પટ પર રમતી એક પછી એક તારક ટોળીઓને પિછાનતા જઈએ છીએ અને બોલતા જઈએ છીએ: 'પેલું મૃગશીર્ષ અધું' આકાશવન વટાવી પશ્ચિમને પંથે પડયું છે. ભલે પેલો વ્યાધ તીર તાણીને એની પાછળ પડયો હોય અને દક્ષિણના અંધારા પટમાંથી આકાશના વચલા વિશાળ પટ પર આવી પહોંચ્યો

હોય: પુનર્વસુની જોડીએ પોતાની હોડી સવળી કરીને પશ્ચિમ દિશાનો પંથ કાપવા માંડયો છે અને પેલો પ્રભાસનો નાનો કૂતરો હરણાંની પાછળ પડવા માટે હોડીનો એકાદ ખૂણો પકડવા પ્રયાસ કરતો રહ્યો છે; પણ એને નિષ્ફળતા મળી રહી છે. અગસ્ત્ય મુનિએ દક્ષિણ આકાશ સર કરી લીધું છે અને એકલે પંડે તેઓ સંસ્કૃતિ–પ્રકાશ પાથરતા એ પ્રદેશમાં નિર્ભયપણે વિચરી રહ્યા છે.'

## વાદળ વીખરાયાં

તારક–ટોળીઓને નીરખીએ છીએ ત્યાં તો અચાનક પવનદેવે એકાદ ઝાપટું ફેંક્યું. અમારે કપડાં સંકોરવાં પડયાં અને પેલાં વાદળાંઓને પણ તેમનાં અંગ સંકોચવાં પડયાં. પવનદેવ પણ સાહસશોખીન ચિર–પ્રવાસી છે ને ? એ અમારા જેવા આકાશ–વનના જિજ્ઞાસુ પ્રવાસીઓને મદદ કરવા આવી પહોંચે તેમાં શી નવાઈ ?

વીખરાયાં...વીખરાયાં...વાદળ વીખરાયાં. માનવીના જિજ્ઞાસા–અગ્નિ પાસે ધુમાડાના બાચકાના શા ભાર ? ગયાં... ગયાં...આથમણાં, ઊગમણાં; આમ ગયાં, તેમ ગયાં–થોડીવારમાં તો અલોપ થઈ ગયાં. 'આવજો, આવજો !' કહેતા તારાઓ ખડખડ હસતા અને આંખે ચમકતા હાજર થઈ ગયા.

આજે મહા વદ અગિયારશ. અત્યારે ચારે બાજુ અંધારાં, અંધારાં. એ અંધારામાં વિક્ષેપ નાખવા માટે ચાંદામામા હેઠ પરોઢે આવી પહોંચશે. અત્યારે તો અંધારાને આશરે ચાંદરણાં વિના અવરોધે ચમકી રહ્યાં છે. અંધારાને સોહામણું કરવું એ પ્રકાશિત તારાઓનું કામ જેમ અણુખ જનનાં હૈયાં ઉજાળવાનું કોઈ સંત–વીરલાનું કામ તેમ જ. આખી રાત તેઓ અજ્ઞાન–અંધારાં ચાટતા આવે અને તેજની દીવડીઓ ધરતા આવે.

## ઠૂંઠવાઈ ગયેલું પુષ્ય નક્ષત્ર

આવા અંધારા પ્રકાશમાં પોષ માસનું નક્ષત્ર 'પુષ્ય' દેખાય ગયે માસે આપણે તેને અન્ય પ્રકાશિત તારામંડળો આડે નીરખતાં ચૂકી ગયા હતા ને ? આ વખતે તેને ખોળી કાઢીએ.

પેલા પુનર્વસુની જોડીની ઊગમણી દિશા તરફ ઝીણી નજર નાખતાં આગળ વધતા જાઓ. થોડેક દૂર જતાં ઝાંખા ઝાંખા થોડાક તારાઓનું ઝૂમખું પડયું દેખાશે. એ જ પુષ્ય નક્ષત્ર. પોષ માસ કડોગાર મહિનો. એ મહિનામાં માનવી જ પોતાના અંગને ટાઢથી બચાવવા કપડાં વીંટે એવું નથી, એવી ઠંડીમાં એ માસનું અધિષ્ઠાતા નક્ષત્ર પુષ્ય પણ પછેડી ઓઢીને સૂઈ જાય છે; એટલે ઝાંખું બનીને બિચારું આપણને અસ્પષ્ટ દેખાય છે. કોળીના જમાઈની પેઠે બીજા તારાઓની જેમ એ ખુલ્લામાં બેઠું હોત તો ઠંડીમાં ઠરી જાત; અને કયાં યે શોધ્યું પણ ન જડત.

પુષ્ય નક્ષત્ર આપણે ગયા માસમાં જોઈ ગયેલ મિથુન રાશિ બાદ આવતી કર્ક રાશિનું નક્ષત્ર. કર્ક એટલે કરચલો. અંગ્રેજો તો એ નક્ષત્રને જ Cancer અથવા કેમઃ The crab: કરચલો કહે છે. કરચલો પણ અમસ્થો આપણને કયાં દેખાય છે ? પાણીના કાંઠામાં લપાઈ–છુપાઈને બેઠો હોય છે, ત્યાં અચાનક પગ મૂકી દેતાં એ તીણો ડંખ મારે ત્યારે જ આપણી નજર તેના પર પડે. પુષ્ય નક્ષત્રની તરફ નજર નાખવા માટે આપણે ઠંડીનો ડંખ સહન કરીએ જ છીએ ને ?

કરચલાને કોઈ આકાર કયાં હોય છે ? હાથપગનો કોઈ આરોવારો નહિ અને ઘાટનું કોઈ ઠેકાણું નહિ. જાણે આંખથી અદશ્ય રહેવા માટે જ એણે ઘાટનો ત્યાગ કર્યો છે. પુષ્ય નક્ષત્રને પણ કોઈ ઘાટ નથી. રમતાં કોઈ છોકરાએ કોડીઓ ફેંકી દીધી હોય તેવો આકાર.

## પુષ્યના સ્વરૂપની શોધ

પણ પુષ્ય નક્ષત્ર એનો આકાર ન દેખાડે, એવા એના શા ભાર ? આપણી ટેલિસ્કોપ–આંખે વિશાળ બની શોધી કાઢયું છે કે એમાંનો એક તારો ચાર તારાને ઝૂમખે રાસ રમી રહ્યો છે અને એમાંના

બે તારા ૬૦ વર્ષે રાસનું એક ચક્કર ફરી રહે છે. ત્રીજો તારો વળી આ તારાની આસપાસ રાસ રમતો ૬૦૦ વર્ષે એનું ચક્કર મારી રહે છે. આ રમનારા પણ જબરા છે ને? ૬૦૦ વર્ષે તો એક ચક્કર લગાવી લે. એનું સમગ્ર રાસનૃત્ય કેટલા કાળે પૂરું થતું હશે?

જે સ્થળે આપણે કોઈ છોકરાએ કોડીઓ ફેંકી દીધાની કલ્પના કરી, ત્યાં ટેલિસ્કોપ કહે છે, કે ૫૦૦ તારાઓ સંતાઈને બેઠા છે. આટલા બધા છો ત્યારે સંતાતા-છુપાતા શા માટે ફરો છો, ભાઈ? સમૂહ-તારાને અમારી દૃષ્ટિ સમક્ષ આવીને ઊભા રહેતાં શો ડર લાગે છે? કે તમે કોઈ સ્થળ પર અચાનક છાપો મારવા માટે છુપાઈ રહેલ સૈન્યની કોઈ ટુકડી છો? તારાઓનું આ ઝૂમખું વળી કોઈ કલ્પનાશીલને દૂર દૂર ઊંચે ઝાડે લટકતા મધપૂડા જેવું લાગે, તો આપણાથી ના નહિ પાડી શકાય. આથી જ કદાચ પાશ્ચાત્યો એને મધપૂડો: પ્રીઝેપી: Preasepe: અથવા Bee-hive કહેતા હશે.

આ રંગીભંગી પુષ્ય નક્ષત્ર વિષે ભડલી-વાક્ય બોલાય છે, કે-

વખ—પખ બે વાદીલાં,
વરસે તો વરસે ને ઠાલાં તો ઠાલાં.

વખ એટલે પુનર્વસુ નક્ષત્ર અને પખ એટલે પુષ્ય નક્ષત્ર. આ બંને નક્ષત્ર એકબીજાને વાદ કરતાં હોય તેમ દેખાય છે. કાં તો બંને નક્ષત્રમાં ખૂબ જ વરસાદ પડે અને કાં બંને નક્ષત્ર તદ્દન વરસાદવિહોણા જાય. એકમાં વરસાદ હોય અને બીજામાં ન હોય તેવું ન બને.

## સૃષ્ટિના વિકાસનો માસ

પણ આ તો માહ મહિનો-માઘ માસ ચાલે છે. મઘ્ એટલે વિકસવું. આ તો સમગ્ર સૃષ્ટિના વિકાસનો મહિનો. કુદરત આ માસથી નવલા રંગ ધારણ કરે. ઝાડવાં વર્ષભર ઓઢેલાં પાંદડાં ખંખેરી નવાં પાન પહેરે. આંબે મોર આવવાની શરૂઆત થાય અને કોઈ ઉતાવળે લીંબડે કોર બેસવાની પણ શરૂઆત થાય. ફાગણ મહિનો શોભાવવા માટે કેસૂડાંની ટીશીઓ અત્યારથી ખાખરા માથે માથાં કાઢે. ખેતરો તો ઘઉંની ડૂંડીઓથી અને શિયાળુ પાકથી લચી પડયાં હોય. એ લચી પડેલાં ખેતરને હિલોળા ખાતાં દેખીને ખેડૂતના હૈયાં પણ ફુલાઈને વિકાસ પામ્યાં છે અને આનંદે ઝૂલતાં ઝૂલતાં તેઓએ ઘઉંની લણણી પણ શરૂ કરી દીધી છે.

આકાશ પણ કોઈ ખેડૂતના નીંઘલેલા કોઈ જબરા ખેતરની પેઠે ફૂલ્યાફાલ્યા પાકથી લહેરખિયું મારી રહ્યું છે ને? એ પાકને યે લણવો જોઈશે ને? એ માટે દાતરડી ક્યાં?

## મઘાની દાતરડી

આ રહી એક વિશાળ દાતરડી. પુષ્ય નક્ષત્રથી પૂર્વમાં બરાબર આકાશની વચ્ચોવચ્ચ કોઈએ જાણે એને ટિંગાડી રાખી છે. આકાશની વચ્ચે સૌને વધુ પ્રકાશતા એક તારાને એના હાથાનો છેડો કલ્પીને ઉત્તર તરફ આગળ વધીએ એટલે એક ઝાંખો તારો મળીને હાથો પૂરો થઈ જાય. એ પછી નજરને નીચે ઊગમણી ઝોક મારીએ એટલે એક બીજો પ્રકાશિત તારો દેખાશે. ત્યાંથી પાછા ઉત્તર તરફ ઊપડીને એક ફૂંડાળું મારીએ, તો ચાર તારાઓ મળીને દાતરડીનો વળાંક બરાબર રચાઈ જાય. બસ, આખી દાતરડી રચાઈ ગઈ. આ દાતરડી તે જ મઘા નક્ષત્ર. ખેડૂતોએ બરાબર શિયાળુ પાકની લણણી માટે જાણે એ દાતરડી આકાશમાં ટિંગાડી રાખી છે. જરૂર પડે કે તરત ઉપાડીને લણણી શરૂ કરી શકાય. આપણે જ તેને દાતરડી કહીએ છીએ તેમ નથી, પાશ્ચાત્યો પણ એને સિકલ: The sickle: દાતરડીને નામે ઓળખે છે. આવી દાતરડી જોઈને કયા દેશના ખેડૂત એના તરફ ન આકર્ષાય?

આ દાતરડી જાણે આકાશમાં લણણી કરીને નિરાંતે બેઠી લાગે છે, તેથી જ એની આસપાસ કોઈ પ્રકાશિત તારા નથી દેખાતાં. પશ્ચિમમાં ઠેઠ પુનર્વસુની હોડી સુધી એણે પોતાના ખેતરને સાફ કર્યું છે. ઉત્તરમાં તો ઠેઠ ધ્રુવ સુધી એણે લણણી કરી નાખી

છે પૂર્વમાં પૂર્વા અને ઉત્તરા ફાલ્ગુનીના ત્રણેક પ્રકાશિત તારા સિવાય સ્વાતિ–ચિત્રાની હદ સુધી પહોંચી ગઈ છે. ફાલ્ગુનીના ત્રણેક પ્રકાશિત તારા કદાચ એણે કરેલ લણણીનાં ઓઘા હોય તો ના નહિ. દક્ષિણમાં તો ઠેઠ ક્ષિતિજ સુધી તેણે પોતાના ખેતરની મર્યાદા લંબાવી દીધી છે.

## લણણીને અંતે

એની આસપાસના આટલા બધા વિશાળ આકાશખેતરમાં લણણી કર્યા બાદ કોઈ કોઈ ઝાંખા તારા નજરે ચડે છે, એ તો પાક લણી લીધા બાદ ખેતરમાં ઊભેલા ભાંઠા જેવા. ખેતરાઉ ભાંઠા પગને રુંધે, આ આકાશી ભાંઠાઓને જોવા જતા આપણી દૃષ્ટિ રુંધાય. મઘા પોતે ભલે લણણી કરે, પણ એ નક્ષત્રમાં સૂર્ય હોય ત્યારે વરસાદ થાય તો એ વિષે પેલું ભડલી–વાક્ય આશા આપે છે, કે 'વરસે મઘા તો ખડના ઓઘા.' એ વખતે વરસાદ પડે તો ખડ પુષ્કળ થાય.

આકાશી દાતરડીએ લણણી તો ઘણી કરી. પાકની એણે ફાંટો ને ફાંટો ભરી હશે. ફાંટો ક્યાં રાખી હશે એ તો એણે આપણને જોવા નથી દીધું; પણ એ ફાંટો કચરીને ભરવા જતાં ફાટી ગઈ હોય અને તેમાંથી પાક ઢોળાતો જતો હોય તેવું બને છે. નવેંબર માસની ૧૩–૧૪ અને ૨૭મી તારીખ આસપાસ આ મઘા–દાતરડી તરફ નજર કરજો. એ વખતે દાતરડીની વચ્ચેથી તારાઓ ખર્યા કરતા દેખાશે. સવારને પહોરે તારા જરા વધારે ખરતા દેખાશે. લણણી કરનાર કોઈ ગમાર હશે અને ફાંટ તૂટલી રાખી હશે, નહિ તો મોતી જેવા પાકની લણણીમાંથી દાણો યે પડવા દે ?

## ખરતા તારા

લણણી કરનાર ગમે તે હોય, આપણને તો આ તારા કેમ ખરી રહ્યા છે તે જાણ્યા વગર ચેન નહિ પડે.

કહેવાય છે, કે આ બધા તારાઓ તો એક ધૂમકેતુના વંશજો છે. એનું નામ બાએલાનો ધૂમકેતુઃ Biela's Comet. આ ધૂમકેતુ ૬⅔ વર્ષે સૂર્યની આસપાસ ચક્કર લગાવ્યા કરતો, પણ ધૂમકેતુઓ એટલે સૂર્યના ક્રાંતિકારી પુત્રો. કોઈ નિયમનમાં રહેવું એમને પાલવે જ નહિ, આ ધૂમકેતુ કોણ જાણે કોની સાથે અવકાશમાં લડી આવ્યો હશે તે ૧૮૪૫માં દેખાયો ત્યારે પેલા જરાસંધની પેઠે એનાં બે ફાડિયાં થઇ ગયાં હતાં. હજી આથી યે સંતોષ ન થયો હોય તેમ જ્યારે ૧૮૫૨માં દેખાયો ત્યારે લડી લડીને એના અંગના વધારે કટકા થઈ ગયા હતા; છતાંયે એ ચમકતો ચમકતો નીકળેલો ખરો, પણ ફરીને ૧૮૫૮માં એણે દેખાવું જોઈએ ત્યારે દેખા ન દીધી. ૧૮૬૬માં પણ એને જોવા બેસનાર અભ્યાસીઓને તેણે નિરાશ કર્યા. છેવટ ૧૮૭૨માં નવેંબરની ૨૭મી તારીખે એ દેખાયો ખરો, પણ એ વખતે તો એના અંગના ચૂરેચૂરા અને ભુક્કેભુક્કા બોલી ગયા હતા. પરિણામે એ દેખાયો ત્યારે એના અંગમાંથી ચૂરા આપણી પૃથ્વી તરફ ખરતા તારાને સ્વરૂપે આવી પડયા. બસ, ત્યાર પછી દર વર્ષે આ રીતે તેના અંગના ચૂરાસ્વરૂપ ઝીણા ઝીણા તારાઓ નવેંબરની ૨૭મી તારીખે દાતરડીમાંથી પૃથ્વી પર ખર્યા કરે છે અને ધૂમકેતુના ભુક્કો બની ગયેલા અવશેષો ઓઝા કરે છે.

નવેંબર માસની જેમ ઓગષ્ટની ૯, ૧૦ અને ૧૧મી તારીખે, ૯, ૧૦ એપ્રિલના રોજ, ૨૫ થી ૩૦ જુલાઈના રોજ ૧૬ થી ૨૩ ઓકટોબરના રોજ અને ૬ થી ૧૩ ડિસેંબરના રોજ દર સાલ આકાશમાંથી જુદે જુદે સ્થળેથી ખરતા તારાઓ ખર્યા કરે છે. તેઓ જો ધૂમકેતુના વંશજો હોય તો પૃથ્વી માથે કેમ આવી પડે છે ?

## પૃથ્વી પર આગમન

ધૂમકેતુઓ સૂર્યની આસપાસ ફરતા હોય છે ખરા, પણ તેઓની પરિક્રમાનું કયા ઠેકાણું હોય છે ? આથી અવકાશમાં ગમે ત્યારે કોઈની સાથે ભટકાઈ પડે અને માથું ભાંગી બેસે. એના ભાંગેલા ભાગ મર્યા બાદ લડતા રહેલા શૂરવીર જયશિખરીની માફક સૂર્યની આસપાસ આંટા માર્યા જ કરતા હોય છે. એમની

ખોલી ગયેલા હોવા જોઈએ; કેમકે આ બધા વિસ્તારમાં ઠેર ઠેર મોટા ખાડા પડી ગયા છે. એનો એક એક કટકો પડયો ત્યાં બધે ખાડા પાડી દીધા.

આવા તારાઓ વારંવાર પૃથ્વી માથે પડે, તો આપણા બધાના ભુક્કા બોલાવી દે ને ? પણ આવા બનાવ ઈતિહાસમાં બહુ ઓછા બનતા હોય છે; એટલે આપણે સલામત છીએ. જો આવા કોઈ જૂજ પ્રસંગમાં આપણે સપડાઈ જઈએ તો આપણા નસીબ !

પણ આ ખરતા તારાઓનો ઈતિહાસ આપણે હવે મૂકીએ. ખરતા તારા આપણો તો નાશ નહિ કરી શકે, પણ તેનો ઈતિહાસ આપણા સમયનો નાશ કરશે ખરો.

જ્યાંથી આ ખરતા તારા પડયા કરે છે એ દાતરડી કયાં ગઈ ? આટલું વિચાર્યું ત્યાં સુધીમાં એણે આકાશ–ખેતરમાં લણણી કરવા માટે થોડોક પંથ કાપી નાખ્યો છે.

શું આપણે ત્યાં કે શું અન્ય દેશોમાં, લોકોએ ઘર બાંધીને સ્થિર વાસ કર્યો ન હતો અને લોકો દેશ–પરદેશ ભટકતાં હતાં, ત્યારથી એમણે આકાશનાં આ તારામંડળો મુગ્ધ ભાવે નીરખ્યા કર્યાં છે. રોજ રાતે તેઓ નિરાંતથી ખુલ્લા આકાશને ખોળે આરામ કરતાં અને આકાશને નીરખ્યા કરતાં. આમ નીરખતાં નીરખતાં આ તારામંડળો યાદ રહે એ માટે તેમને જુદાં જુદાં નામ આપી દીધા છે.

આપણા લોકોએ ઋષિ–મુનિઓને તારાઓને સ્થાને બેસાડી દીધા; કારણ કે ઋષિ–મુનિઓ આપણા પૂજ્યજનો હતા. ત્યારે પાશ્ચાત્યો યુરોપનાં જંગલોમાં શિકાર ખેલતા જીવન જીવતા હતા; તેથી તેમણે તારાઓ સાથે શિકાર–કથાઓને જોડી દીધી.

પણ અત્યારે જો તારાઓનાં નામ પાડી શકાતાં હોત, તો સમાજવાદના પ્રતીકસ્વરૂપ આ મઘાની દાતરડીને જોઈને સમાજવાદીઓ ઠેકડો મારી ઊઠત અને મઘાના દાતરડા પાસે કલ્પિત હથોડો બેસાડીને પોતાના વાદનું પ્રતિપાદન તારાઓના મારથી આખી રાત સમાજ પાસે રજૂ કરત !

## અનંત પ્રશ્ન

પણ આપણો કોઈ મિસ્ત્રી આકાશ તરફ નજર માંડે તો કહે, કે 'આ મઘા નક્ષત્ર દાતરડી જેવું કયાં છે ? એ તો લોઢાનો હૂક છે હૂક.' એ પછી આપણે જરૂર કહી શકીએ: 'આવડા મોટા આકાશમાં શા માટે ભરાવી રાખ્યો છે ? આકાશ નીરખતાં ઉત્પન્ન થયેલી અમારી કલ્પનાઓને ટિંગાડી રાખવા માટે કે ?' કોઈ શિક્ષક આકાશ તરફ નજર માંડશે તો કહેશે, કે 'એ મઘા દાતરડી તો નાના વિદ્યાર્થીઓને શીખવવા મેં ચીતરેલું પ્રશ્નાર્થચિહ્ન છે.' અલબત્ત, મહેતાજીએ પ્રશ્નાર્થચિહ્ન ઉતાવળે દોર્યું લાગે છે, તેથી જ એની નીચલી લીટી નાની થઈ ગઇ છે ને ?

મઘાનું આ પ્રશ્નાર્થચિહ્ન આખી રાત આપણે માથેથી પસાર થતાં પૂછી રહ્યું છે: 'કેમ, આકાશને કેટલું જોયું ? કેટલું માપ્યું ?' પણ આ આકાશ તો હિમાલયના પહાડો જેવું છે. એકાદ પહાડને નીરખીને થાય કે આને વટાવીશું તે પછી ખુલ્લા મેદાનમાં આવી પહોંચશું; પણ એ પહાડ વટાવતાં પાંછળ બીજો ઊભો જ હોય ને બીજો વટાવતા એની પાછળ ત્રીજો. માનવી 'હજી શું ? હજી શું ?' એમ કહેતા કહેતા આગળ વધતો જાય છે અને પહાડને વટાવતો જાય છે, પણ પહાડો એની જિજ્ઞાસાવૃત્તિને અખંડ રાખવા પોતાના અવનવા ખંડો દેખાડતા જાય છે, એમ જ આકાશનું છે. એનો એકાદ પ્રશ્ન ઉકેલાયો, કે પાછળ બીજા દશ નવા પ્રશ્નો હાજર થાય છે અને દશ નવા પ્રશ્નોની પાછળ એક સો.

માનવી એનાથી થાકતો નથી. એ તો પ્રશ્નો પૂછતો આગળ વધતો જાય છે અને જેના પર માનવીએ પગ મૂકયો નથી અને કલ્પનાએ નજર નથી કરી તેવા કુંવારા પ્રદેશ સર કરતો જાય છે. એ એનો સ્વભાવ છે. મરતાં મરતાં કર્ણ રાજાએ કૃષ્ણ પાસે વરદાન માગેલું, કે 'મને કુંવારી ધરતી પર અગ્નિદાહ આપજો.' તે આવી કોઈ મનેચ્છાથી તો નહિ હોય ?

## શાસનકર્તા કોણ ?

આ અનંત પ્રશ્ન–સ્વરૂપિણી મઘાના નીચલા બિંદુને મઘા–દાતરડીના સૌથી વધારે ચળકતા છેડાના તારાને અંગ્રેજીમાં રેગ્યુલસ: Regulus કહે છે. રેગ્યુલસ એટલે શાસનકર્તા–The Ruler. સિંહની છાતીએ પગ ધરીને બેઠેલા કોઈ શુરવીરને આપણે શાસનકર્તા કલ્પીશું, કે દાતરડીની મૂઠ ઝાલનાર જગતના પોષણહાર કૃષિકારને ?

આપણું લક્ષ્ય તેના તરફ ખાસ નથી જતું, પણ એ બરાબર ક્રાન્તિવૃત્ત ઉપર પ્રકાશતો હોઈને આપણા વહાણવટીઓને તો ઘણો ઉપયોગી મનાયો છે. મઘાના આ મોટા તારાની સાથે રોહિણી, યામ-મત્સ્ય અને પારિજાતના તારાઓ પણ વહાણવટીઓને ખૂબ ઉપયોગમાં આવે છે. આથી જ તેઓને ઈરાનના શાહે 'રાજશાહી તારાઓ'નું સ્થાન આપેલું અને તેમને આકાશના ચાર રક્ષક તારાઓ તરીકે ગણાવેલા. જૂના સમયમાં ઈરાનીઓ પણ કાંઈ વહાણવટાથી ઓછો વેપાર કરતા ન હતા. વહાણવટામાં ઉપયોગી તારાઓને તેઓ આવું માન આપે તેમાં નવાઈ શી ? મઘાનો આ યોગતારો આપણા સૂર્ય કરતાં ૭૦ ગણો પ્રકાશ ધરાવે છે.

મઘા આ યોગતારા તથા દાતરડીના વળાંકના પ્રથમ તારાને સાંકળીને દક્ષિણ દિશા તરફ લીટી દોરીએ, તો એટલા આછા આકાશમાં એક જ ચળકતો તારો દેખાય છે ત્યાં આવી પહોંચશું. મઘાની પૂર્વે અને પશ્ચિમે તારાઓનાં જબરાં પ્રકાશિત ઝૂમખાં પડયાં છે તેમાં અટવાઈ ગયેલા આપણા પૂર્વજોનું ધ્યાન એ બાજુ નથી દોરાયું; પણ એ અટૂલા તારાને પાશ્ચાત્યોએ ઝડપી લીધો અને નામ આપ્યું અલ્ફાર્ડ : Alfard : એકાકી.

## એકાકી ઋષિ

આપણે પણ કોઈ એકાકી મુનિનું નામ એને આપી દઈએ તો ? ચાલો, શું કહેશું ? શૃંગીમુનિ કે ભગવાન દત્તાત્રેય ? પણ આપણા ભક્તાંધ લોકો આવા એકાકીને ય કયાં સુખે રહેવા દે તેમ છે ? શૃંગી ઋષિ પાસે દેવાંગનાઓ હાજર થાય અને તેમને વસ્તી વચ્ચે લાવવાના પ્રયત્ન થાય. અને ગિરનારની ટેક સાતમી ટૂક પર જઈ બેઠેલા ગુરુદત્ત પાસે યે લોકો પહોંચીને પગલાંની સ્થાપના કરી આવે.

ત્યારે એકલા અવધૂત સમા રખડતા ગોરખ, ભરથરી કે ગોપીચંદનું નામ આપીએ કે જેથી કોઈ એમની પાસે જવાની હિંમત ન કરે. એમના ચીપિયાના ખખડાટથી પાછા ફરી આવે ને એમની લાંબી જટા તેમ જ યોગમસ્ત લાલઘૂમ આંખો ભાળીને જ કોઈ પડખે ન ચડે.

એ એકાકી ઋષિની ઉપર પશ્ચિમ તરફ ચાર–પાંચ તારાઓ ગોળાકાર રચીને બેઠા છે. જાણે કોઈ બાળ–નાગ ફેણ માંડતાં શીખે છે એનું નામ આશ્લેષા નક્ષત્ર. આ આશ્લેષા નક્ષત્ર વિષે પેલું ભડલી–વાકય બોલે છે, કે :

અશલેષા ચગી તો ચગી
ને ફગી તો ફગી.

આશ્લેષા નક્ષત્ર સારું વરસે તો સારું; નહિ તો આખું વર્ષ બગાડે.

આ આશ્લેષા નક્ષત્ર પાસે કર્કરાશિનો પ્રદેશ પૂરો થયો. ગયા માસમાં નીરખી ગયેલ પુનર્વસુ નક્ષત્ર મિથુન રાશિમાં $\frac{3}{4}$ ભાગે થયું હતું અને $\frac{1}{4}$ ભાગ બાકી હતું $\frac{1}{4}$ પુનર્વસુ + પુષ્ય + આશ્લેષા મળીને કર્કરાશિ પૂરી થઈ.

## વાસુકિનાં નેતરાં

પણ આ આશ્લેષાને કોણ ઓળખે ? એને આપણે વાસુકિ નાગની ફેણનું જ નામ આપીએ તો ? પણ વાસુકિ નાગ કયાં ?

આશ્લેષાને વાસુકિની ફેણ કલ્પીને, એ ફેણથી અગ્નિખૂણા તરફ નીચે ઊતરવા લાગો. રસ્તામાં 'એકાકી' ઋષિ આવે તેમના તરફ દંડવત–દૃષ્ટિ ફેંકી લો. 'એકાકી' ઋષિનું અંગ્રેજી નામ સર્પમણિ: Cor Hydra. સર્પ મણિ મૂકીને કયાં ચાગે ચરવા ગયો છે ? ચાલો શોધીએ. એ મણિથી આગળ

ચાલશો એટલે દૂર દૂર સુધી નીચે તારાઓની એક હાર મંડાઈ જશે. એ હાર આડી–અવળી થતી થતી નીચે દૂર સુધી ચાલી જશે. આ તારાની હાર તે જ વાસુકિ.

પશ્ચિમ આકાશ આડી પાળ રચી દેતો એ વાસુકિ તો જાણે પેલા એકાકી ઋષિ પર ફેણ રાખીને છાંયડો કરી રહ્યો છે. કૃષ્ણને અંધારી રાતે વાસુદેવ ગોકુળ મૂકવા જતા હતા ત્યારે યમુના નદીમાંથી પસાર થતાં વાસુકિએ પોતાની ફેણ બાળકૃષ્ણ ભગવાન માથે નહોતી ધરી? પેના એકાકી ઋષિ બેઠા છે એને વાસુદેવની ટોપલીમાં બેઠેલા બાળગોપાળ જ ધારી લઈએ તો શું ખોટું?

આ વાસુકિ નાગને આપણે આકાશમાં કાં બેસાડયા? સર્પોના અધિપતિ અને શિવના શરીરને વીંટળાઈને શોભાવતા એ વાસુકિ નાગે પોતાના દેહના ભુક્કા થવા દઈને દેવોને મદદ કરી હતી તે માટે. કયારે? જ્યારે દૈત્યોનું જોર વધી ગયું હતું, જ્યારે દૈત્યો તેમના ગુરુ શુક્રાચાર્યની સંજીવની–વિદ્યાને લીધે માર્યા પછી પણ સજીવન થઈ જતા હતા અને ભગવાન વિષ્ણુના આદેશ અનુસાર સમુદ્રમાંથી અમૃત મેળવવા માટે મેરુ પર્વતને લઈને ક્ષીરસાગરનું મંથન કર્યું હતું ત્યારે. એ વખતે મેરુ પર્વતને ઘુમાવવા માટે આ વાસુકિ નાગનાં નેતરાં કરવામાં આવ્યાં હતાં: 'વાસુકિ નાગનાં નેતરાં રે કીધાં, મેરુ કીધો રવાયો રે લોલ.'

મેરુની આસપાસ વાસુકિ નાગનાં નેતરાં કરી ક્ષીરસાગરનું દેવોએ અને દાનવોએ મંથન કર્યું હશે ત્યારે એ મંથનના ઘુઘવાટ કેવા થયા હશે? મંથનમાંથી ઉત્પન્ન થયેલાં ચૌદ રત્નની વહેંચણીમાં દેવોનું અને દાનવોનું એ બાજુ ધ્યાન નહિ ગયું હોય. આપણે એ વખતે ત્યાં હોત તો એ ચૌદ રત્ન કરતાં પાણીના લોઢ ફીણનાં ખાબોચિયાં ને ખડકો, જળની ઘૂમરીઓ અને મંથનના ધમધમાટ જ સાંભળ્યા કરત.

## હાઈડ્રાનો નાશ

આપણો આ વાસુકિ નાગ તો પાશ્ચાત્યોનો હાઈડ્રા: The Hydra. આ નવફેણી નાગ ગ્રીસના એક જબરા જળધરામાં રહેતો હતો, એની ફેણના એક ફૂંફાડે આસપાસના માઈલોના વિસ્તારમાં ઝેર પ્રસરી જતું. આથી એ પ્રદેશમાં કોઈ પગલું માંડી ન શકતું–જેમ કાલિન્દીના ધરામાં પોઢેલા કાલીય નાગને લીધે આસપાસનો પ્રદેશ ઉજ્જડ બની ગયો હતો તેમ.

વસતીને પીડક આવા નાગને કોણ મારવા જાય? પોતાનાં પરાક્રમોથી મશહૂર બનેલા પેલા યુવાન વીર હરક્યુલીસે એ કામ માથે લીધું. પોતાના મિત્ર સાથે એ ધરા પાસે પહોંચ્યો. નાગ નવ ફેણ ફુલાવીને ધરાને કાંઠે બેઠો હતો. હરક્યુલીસને દેખતાં ફેણ ફૂંફાડતો એ ઊભો થઈ ગયો. હરક્યુલીસ દોડતો જઈને તલવાર વડે એની ફેણો કાપવા લાગ્યો, પણ એક ફેણ કાપે ત્યાં બે બીજી ઊગે અને બે કાપે ત્યાં ચાર નવી ઊગે. એક વખત તો નાગ એને ડંખ દઈ દેત, પણ ધરામાં બેસીને આ લડાઈ નીરખી રહેલ એક પરોપકારી કરચલાએ હરક્યુલીસનો પગ પકડીને પાછો ખેંચી લીધો; એટલે હરક્યુલીસ બચી ગયો. આ કરચલો તે આપણું પુષ્ય નક્ષત્ર અને પાશ્ચાત્યોનો કેન્સર: The Crab.

નાગને મારવા હરક્યુલીસે નવી તરકીબ અજમાવી. પેલા દોસ્તને લાકડાનો એક જબરો ભડકો કરવાનું તેણે કહ્યું. તે નાગની ફેણો કાપતો ગયો અને ભડકામાં નાખતો ગયો. છેવટ નાગની એક ફેણ બાકી રહી; પણ એ ફેણને અમરતાનું વરદાન હતું. એને હરક્યુલીસે એક પહાડ નીચે દબાવી દીધી અને વસતીના પીડક એ નાગનો અંત આણ્યો. હરક્યુલીસનું એ પરાક્રમ અમર કરવા માટે પાશ્ચાત્યોએ એ નાગને હાઈડ્રાને નામે આકાશમાં બેસાડી દીધો.

પાશ્ચાત્યોના એ હાઈડ્રાને તથા આપણા વાસુકિ નાગને ફરી એક વાર નીરખીને ચાલો આપણે પાછા મઘા–દાતરડી તરફ વળીએ.

## ફાલ્ગુનીનું ચોકઠું

એ દાતરડીની નીચે પૂર્વમાં બે તારા પ્રકાશે છે. ડાબી તરફનો તારો પ્રકાશિત અને જમણી તર-

ફનો જરાક ઝાંખો. એનું નામ પુર્વા-ફાલ્ગુની. ફાગણ માસનું એ નક્ષત્ર. ફાલ્ગુની નક્ષત્રના એ પ્રથમ ઊગતા તારા છે; તેથી એનું નામ પૂર્વા-ફાલ્ગુની પાડયું. એની પાછળ પૂર્વે બે તારા ઉગતા આવે છે. જમણી તરફ પ્રકાશિત અને ડાબી તરફનો સાવ ઝાંખો. પેલા પ્રકાશિત તારાને પાશ્ચાત્યો ડેનેબોલા: Denebola કહે છે. એ બંને તારાનું નામ ઉત્તરા-ફાલ્ગુની, એ તારા પાછળથી ઊગે છે ને? આ ઉત્તરા-ફાલ્ગુનીમાં વરસાદ વરસે તો ઘણું ધાન્ય પેદા થાય, એમ મનાય છે: તેથી જ પેલું ભડલી-વાક્ય બોલે છે 'વરસે ઉત્તર તો ધાન ન ખાય કૂતર.'

ઉત્તરા-ફાલ્ગુનીમાં વરસાદ વરસે તો કૂતરાં પણ ધાન્ય ન ખાય એટલું બધું ઉત્પન્ન થાય.

૧ મઘા + ૧ પૂર્વા-ફાલ્ગુની + ¼ ઉત્તરા-ફાલ્ગુની મળતાં સિંહ રાશિ પૂરી થઈ. પાશ્ચાત્યો પણ આ રાશિ-પ્રદેશની તારક-ટોળીને સિંહ: Leo Major કહે છે. આ તારક-ટોળીમાંથી સિંહનો દેખાવ કેવી રીતે ઊભો થાય છે? આ રહ્યો, જુઓ—

મઘાનો યોગતારો એ બેઠેલા સિંહનો પંજો. દાતરડીનો વળાંક એ ડાલામથ્થા સિંહની કેશવાળી ઝૂલતી ગરદન. ફાલ્ગુની એનું પેટ. જાણે પશ્ચિમ દિશા તરફ નફરતથી નજર નાખતો સિંહ બેઠો છે. બેઠો બેઠો સિંહ અમસ્તો પૂછડી પછાડયા કરે અને પૂછડીનો ઝુંડો ઊંચો કર્યા કરે, તેમ આ સિંહે પણ કર્યું છે. કયાં છે એની પૂછડીનો ઝુંડો? ઉત્તરા-ફાલ્ગુનીથી પૂર્વમાં જઈ ઉત્તર તરફ નજર ફેંકીએ તો ઝાંખા તારાઓનો એક ગુચ્છ નજરે પડવાનો. આ ગુચ્છ તે જ સિંહે ઊંચો કરેલ પૂછડીનો ઝુંડો.

## સિંહ સાથે લડાઈ

કોણ છે આ સિંહ, જેને આકાશની મધ્યે આવે સ્થાને બેસાડી દેવામાં આવ્યો છે? આ સિંહ પણ પેલા હરક્યુલીસનીજ પરાક્રમગાથા ગાતો આકાશમધ્યે બેઠો છે.

આ વિકરાળ સિંહ ગ્રીસની એક ખીણમાં રહેતો અને રાતને સમયે નીકળી આસપાસના પ્રદેશમાં વસતાં માનવી અને પશુ-પ્રાણીનો સંહાર કર્યા કરતો. આથી એ આખો યે પ્રદેશ ઉજ્જડ બની ગયેલો. ગ્રીસના રાજાએ આ સિંહને મારી નાખવાનું કામ હરક્યુલીસને સોંપ્યું અને હરક્યુલીસે તે સ્વીકાર્યું.

એકલવીર હરક્યુલીસે સિંહની ખીણમાં પ્રવેશતાં પહેલાં એક આખું ઝાડ ઉખેડીને ગદા બનાવીને સાથે લઈ લીધી. સિંહ ખીણમાં એક મંદિર પાસે રહેતો ત્યાં જઈને હરક્યુલીસ સંતાઈ રહ્યો અને સિંહ આવતાં તેણે તેના તરફ તીર ફેંકવા શરૂ કર્યાં; પણ તીર તો જાણે મશોખાં, સિંહની ચામડીને પણ સ્પર્શ્યા વગર નીચે જઈ પડે.

દરમિયાન સિંહે હરક્યુલીસને જોયો અને એક છલાંગ મારી. હરક્યુલીસે પોતાની ગદા વીંઝી, પણ એ નકામી ગઈ. તીર-ગદા પડતાં મૂકીને હરક્યુલીસે પોતાના બળવાન હાથનો જ આશરો લીધો, સિંહનું મોઢું ઝાલીને ઊભો ને ઊભો ચીરી નાખ્યો અને સિંહનો અંત આણ્યો.

પાછા ફરતી વખતે એણે સિંહની ખાળ ઉતારીને સિંહ-ચર્મ અંગ પર લપેટી લીધું અને સિંહનું મસ્તક મુકુટની પેઠે માથે ધારી લીધું. સિંહને મારીને આવતા હરક્યુલીસને પ્રજાજનોએ વધાવી લીધો. એ પછી જ્યાં જ્યાં પરાક્રમ કરવા હરક્યુલીસ જતો ત્યાં ત્યાં એ સિંહચર્મ પહેરીને જ જતો અને ગદા પણ અચૂક રાખતો. આથી એ સિંહચર્મ અને ગદા તેનાં પ્રતીક ગણાઈ ગયાં.

## પ્રથમ ગોસેવક

આપણે પણ આ રાશિને સિંહ કહીએ છીએ; પણ આપણા ઈતિહાસના કોઈ સિંહને આપણે ત્યાં કાં ન બેસાડયો? ચાલો, કયા સિંહને બેસાડશું? ભક્તવીર પ્રહ્‌લાદને હેરાન કરનાર પેલા હિરણ્યકશિપુનો અંત આણનાર ભગવાન નૃસિંહને ત્યાં બેસાડી દઈએ તો? પણ નૃસિંહ એ પૂરા સિંહ કયાં હતા? એ તો અર્ધ માનવસ્વરૂપ અને અર્ધ સિંહસ્વરૂપ.

ત્યારે પેલા ગોસેવક દિલીપ રાજાને મળેલ સિંહને મૂકી દઈએ તો? પુત્રેચ્છાથી શિવની સાનિધ્યે હિમાલયમાં તપ કરવા ગયેલા રાજા દિલીપને શિવે એક ગાયની સેવા કરવાનું સોંપેલું. એક દિવસ ગાયને ચારીને દિલીપ રાજા પાછા ફરતા હતા. ગાય નદીમાં પાણી પીવા ગઈ ત્યાં એક સિંહે તેના પર હલ્લો કર્યો, દિલીપ રાજા એની સાથે લડવા તૈયાર થયા, પણ આ સિંહ કોઈ મામૂલી ન હતો. એણે તો માનવવાચામાં રાજા દિલીપ સાથે ધર્મચર્ચા કરી અને તેમાં રાજા દિલીપની ક્યાં યે ધર્મક્ષતિ ન દેખાઈ. તેનાથી પ્રસન્ન થઈને સિંહે પોતાનું શિવસ્વરૂપ પ્રગટ કર્યું અને રાજા દિલીપની સાચી ગોસેવા દેખીને વરદાન દીધું. ગોસેવાનો પ્રાથમિક ઈતિહાસ રજૂ કરતા એ શિવસ્વરૂપ સિંહને અહીં બેસાડી દેવામાં કોને વાંધો હોય ?

આ સિંહના પુચ્છ-ઝુંડાને પાશ્ચાત્યો The Berenices Hair 'બેરેનાઈસનો કેશકલાપ' કહે છે. આપણે ત્યાં પણ એ પરથી જ એનું 'કેશ' નામ રાખવામાં આવ્યું છે. અમસ્થો યે આ 'કેશ'નો આકાર બરાબર કોઈ સ્ત્રીના ચોટલા જેવો જ છે. કાકા સાહેબ એને 'વરેણ્યકેશા' કહેતા. એની પાછળ મિશરના ઈતિહાસમાં બની ગયેલ એક સાચો પ્રસંગ પડેલો છે.

## સોનેરી કેશકલાપ

ઈજિપ્તમાં ટોલેમી ત્રીજો નામે એક રાજા થઈ ગયો. એની રાણીનું નામ બેરેનાઈસ. પણ શાં એ રાણીનાં રૂપ! એમાં યે એનો કેશકલાપ તો આખી દુનિયામાં વખણાય, સોનેરી વાળ એની પાનીએ પહોંચે.

એક વખત રાજા ટોલેમી સીરિયા દેશ સામે લડાઈ કરવા ગયો. લડાઈ ઘણો વખત ચાલી, રાજા જીતશે કે કેમ એ શંકા જેવી વાત થઈ પડી. રાણીએ વિનસ-શુક્રદેવતાની માનતા કરી, કે 'જો રાજા જીતીને આવે તો મારો ચોટલો તમારે ચરણે ધરું.' ભગવાન શુક્રદેવે રાજાનાં સૈન્યમાં તાકાત પૂરી. રાજા ટોલેમીની જીત થઈ અને રાણીએ પોતાનો ચોટલો આસીનોના મંદિરમાં શુક્રદેવતાને ચરણે ધર્યો.

વિજયી રાજા ટોલેમી મિસર પાછો ફર્યો ત્યારે એણે જોયું તો રાણીને માથે ચોટલો ન મળે. રાણીના સૌંદર્યનો શિરોમણી ચોટલો ન જોતાં રાજા રડી પડયો. એને ખૂબ દુઃખ થયું. ન ખાય, ન પીએ. છેવટે રાજગુરુએ એને સમજાવવાની એક તરકીબ રચી. એણે રાજાને કહ્યું : 'જ્યારે રાણીને મસ્તકે એ ચોટલો હતો ત્યારે માત્ર તારી નજરે દેખાતો, હવે એ દેવતાને ચરણે જતાં સમગ્ર માનવ-જાતની નજર સમક્ષ મુકાયો છે. ચાલ મેદાનમાં, તને એ ચોટલો બતાવું.' એમ કહી રાતને સમયે રાજગુરુએ આકાશમધ્યે ચોટલાસ્વરૂપે શોભતા આ તારક-ગુચ્છને બતાવ્યો અને રાજાને સાંત્વન મળ્યું.

આ રીતે કોઈપણ પ્રેમીજન પોતાની પ્રિયતમાના ચોટલાને આકાશમાં બેસાડી શકે અને રોજ રાતે પ્રિયતમાની યાદને વારંવાર જરૂર સંભારી શકે.

આપણા દેશમાં દેવને ચોટલો ચડાવવાની પ્રથા નથી. હા, બ્રહ્મદેશમાં છે ખરી. જબરા જબરા ચોટલા વધારનારી અને અનેક રીતે એ ચોટલાને સાજ સજાવતી બર્મી સ્ત્રીઓ વર્ષના મુખ્ય તહેવારને દિવસે પોતાના દેવળોના ચોકમાં રસ્તાની બંને બાજુ સૂઈ જાયને, રસ્તા વચ્ચે પોતાના ચોટલા પાથરી દે છે. એના પર તેમના ધર્મગુરુઓ-બૌદ્ધ સાધુઓ-પસાર થાય, એમના પગની રજ ચોટલા પર પડે તેને તેઓ પોતાનું ધન્ય ભાગ્ય માને છે.

## દ્રૌપદીનો ચોટલો

આપણા પોતાના ઈતિહાસમાં કઈ નારીઓના ચોટલા સ્મરણીય બની ગયા છે? જગદંબાસ્વરૂપ માતા કાલિ, અંબા કે ચામુંડા-બધાં છૂટે ચોટલે જ ફરનારાં. પણ ઈતિહાસ સર્જનારો તો દ્રૌપદીનો જ ચોટલો. એનો ખુલ્લો ચોટલો ખેંચીને જ પેલો દુષ્ટ દુઃશાસન દ્રૌપદીને રાજસભામાં ખેંચી લાવેલ ને ? અને તેથી જ ભીમને સભા સમક્ષ જાહેર કરવું પડેલું ને કે એ ચોટલો ખેંચનાર ભુજાઓનું રક્ત આ ગદાપ્રહારે કાઢીને હું રક્તપાન કરીશ.

આ ચોટલાની ઉત્તરમાં આગળ વધતાં થોડાંક ઝાંખા તારા દેખાય છે. એનું નામ મૃગયાશુન: શિકારી કૂતરા : Canes Venatici : The Hunting Dogs. શા માટે આ શિકારી કૂતરા અહીં બેઠાં છે ? સિંહની સાથે કોઈ શિકારે ઊપડયા છે કે શું ? એના સૌથી વધારે ચળકતા તારાને Cor Caroli કહે છે. હેલી નામના એક ખગોળશાસ્ત્રીએ એ નામ પાડેલું છે. રાજા ચાર્લ્સ બીજાના રાજ-વૈદ્યની માન્યતા હતી, કે રાજા ચાર્લ્સ જ્યારે લંડનમાં પાછો ફર્યો ત્યારે જ એ તારો પ્રકાશિત થઈ ને આકાશમાં પ્રથમ દેખાયો હતો.

આ તારામંડળમાં શું જોવાનું છે ? એમ તો કોઈ મોટા ઘર પાસે ઊભેલા ઝાડ કે થાંભલાનું શું મહત્ત્વ હોય છે ? એ મકાનને શોધવા માટે જેમ એ ઝાડ કે થાંભલો ચિહ્ન તરીકે કામ આવી જાય છે; તેમ આવાં ઝાંખાં નક્ષત્રો પણ આકાશનાં બીજાં મહત્ત્વનાં દશ્યો બતાવવામાં મદદરૂપ થાય છે. આ 'મૃગયાશુન' પાસે પહેલવહેલી ૧૮૪૫માં ઘૂમરી ખાતી નિહારીકા લોર્ડ રોસ નામના વૈજ્ઞાનિકે નીરખી હતી. હજી યે એ નિહારિકા શોધવામાં આ મૃગયાશુન : શિકારી કૂતરા કામ આવે છે. ભલે ત્યારે નિહારિકા–ઘરને દરવાજે એ શિકારી કૂતરા બેઠા. કોઈ અભ્યાસીને એ નિહારિકા–ઘરમાં અભ્યાસ-નિરીક્ષણ માટે પ્રવેશ કરતાં તેઓ બચકું ન ભરી લે તો બસ. આ નિહારિકા શું છે એની વિગતમાં તો આપણે હવે પછી છેલ્લે ઉતરશું.



પૃ. ૯૦૫થી ચાલુ]

બસુરાને બતાલા તો ઘણા જાય, ત્યારે ગાયકમાં સમજણ હોય તો નાનજીભાઈનું વાયોલીન એમને સીધા રાહ પર લાવી ઊચકી લ્યે. નાનજીભાઈ ગીતને અને ગાયકને ઊચકી લઈ રસ અને ભાવના આંદોલનથી આભોહવા ઊભી કરી દયે છે એ એમની મહાન સિદ્ધિ છે. સારા ગાયક નાનજીભાઈની સંગત મળે ત્યારે તો રસની રેલી મંડાય છે. લોકસાહિત્ય પરિવારની સફળતામાં એમની સમાન ભાગીદારી છે.

એમણે જ્યાં જ્યાં ગુજરાતીઓની સારી વસતી છે તેવાં શહેરોના લોકસાહિત્યના કાર્યક્રમોમાં ભાગ લીધો છે. કલકત્તા, હૈદ્રાબાદ, દિલ્હી, મદ્રાસ, બેંગલોર અને મુંબઈ તો એમને માટે ફાટાશેરી છે.

એમણે સેંકડો કાર્યક્રમોમાં વગાડયું છે ને વગાડે છે તથા બસોક જેટલાં સુગમના અને લોકઢાળનાં કંપોઝીશન કર્યાં છે. બાર તેર ગુજરાતી ફિલ્મોમાં વગાડયું છે ને લંકાની લાડી,વીરાંગના નાથીબાઈ, ભાગું તો મારી ભોમકા લાજે ને અમર રાખડીમાં સંગીત આપ્યું છે. હજી મહિનાના પંદર વીસ દિવસ તો પ્રવાસમાં જ હોય છે. આજ એમની એટલી માંગ ઊભી થઈ છે.

નાનજીભાઈને આકાશવાણીએ ઊચકયા અને નાનજીભાઈએ લોકસંગીતને ઊચકયું. પણ ગીતોના સંયોજનની જેમ કલાકારોમાં ભાગ્યે જ સંભવે એવું જીવનવ્યવહારનું સંયોજન પણ એમણે કેળવી જાણ્યું છે.

પરણ્યા ત્યારે એમનાં પત્ની થોડું દેખતાં પણ હવે અંધ છે ને બાઈ સાહેબબા ગર્લ્સ સ્કૂલમાં સરવીસ કરે છે. એમણે ધીરે ધીરે જમાવટ કરી. ઘરનાં ઘર કર્યાં. સુખે રોટલો ખાય એવી ઘર–જમીનની જમાવટ કરી. બે દીકરા કમલેશ અને હરિશને કેળવ્યા. કમલેશ બી.કોમના છેલ્લા વર્ષમાં છે ને હરિશ પહેલા વર્ષમાં. આજે બન્ને દીકરાની આંખે ને પાંખે જગતને જોતા થયા છે. આપબળે આગળ વધેલ નેત્રવિહીન નાનજીભાઈ પહેલાં આશ્રય માટે ઠેર ઠેર ભટકતા તે આજે ઘણાને ,આશ્રય આપી શકે એટલાં પ્રગતિ વિકાસ સાધ્યાના પરમ સંતોષથી આનંદે છે.

# લસણ અને ડુંગળી

બાલકૃષ્ણ વૈદ્ય

મેથીનો પ્રચાર કરનાર અમેરીકન આહાર શાસ્ત્રી ડૉ. લેલોર્ડ કાર્ડલે લસણની પણ ખૂબ પ્રશંસા કરી છે. એથી પ્રેરાઈને ઘણાં માણસો લસણનો ઉપયોગ વૈદકીય સમજણ સાથે કરતાં થયા છે થોડાં વર્ષો પહેલાં હૃદયરોગના હુમલામાં કારણભૂત કોલેસ્ટ્રોલ ઓછું કરવા માટે લસણનો મહિમા ગવાયેલો. એથી ઘણા હૃદયરોગના દરદીઓ લસણ ખાતા થયેલા. એથીય પહેલાંના વર્ષોમાં ક્ષય–ટીબી રોગ ઉપર લસણ બહુ સારી અસર કરે છે એમ કહેવાયેલું એથી ક્ષયના રોગીઓ લસણ ખાતા થયેલા. પૂ. બાળકોબા ભાવેને ક્ષય રોગ થયેલો ત્યારે હવાફેર કરવા માટે તેઓ રાજકોટ રાષ્ટ્રીયશાળામાં રહેલ; ત્યારે તેઓ પણ આ દૃષ્ટિએ લસણ ખાતા હતા. વાયુના રોગો ઉપર તો લસણની પ્રતિષ્ઠા પહેલેથી જ છે. મારા મોટાભાઈને પેટનો દુઃખાવો અને વાયુની ફરિયાદ રહેતાં હતાં. એક નિષ્ણાંત ડૉકટરે એ માટે ફ્રેંચ બનાવટની મોંઘી દવા લખી આપેલી. શીશી ઉપર દવાના નામની સાથે એમાં રહેલાં મુખ્ય દ્રવ્યનો પણ લેટીન નામ સાથે ઉલ્લેખ હતો. નામ પરથી શંકા ગઈ. ગોળી તોડી તો અંદરથી લસણ જ નીકળ્યું. ડૉકટરને આ ખબર હોત તો પણ એમણે લસણ ચીંધ્યું ન હોત. ઘરગથ્થુ ઔષધોની ઉપેક્ષા શિક્ષિત વર્ગમાં ઘણી વધારે છે.

લસણની વૈદકીય ક્ષેત્રે આ બધી જે પ્રતિષ્ઠા છે એ સાચી છે. ડૉ. કાર્ડલે અતિશયોક્તિ નથી કરી.

લસણમાં ગુણ ઘણા છે પરંતુ એમાં દુર્ગંધ પણ ઘણી છે. મેં પહેલ વહેલું લસણ ખાધું ત્યારે મને આખો દિવસ ઉબકા આવેલા અને મોઢામાંથી એવી ગંધ આવ્યા કરે કે કયાય ચેન ન પડે કોઈની પાસે ઊભા રહેવાની હિંમત ન ચાલે એ પછી અનિવાર્ય બને ત્યારે જ લસણ ખાઉં છું. આ દુર્ગંધ લસણમાં જ નહિ, લસણ જે કુળની વનસ્પતિ છે તે લીલીઅસી કુળના એલીઅમ ગોત્રની બધી વનસ્પતિઓ દુર્ગંધ વાળી છે. ડુંગળી પણ આ જ ગોત્રની છે. આ આખા ગોત્રની વનસ્પતિઓમાં ગંધકનું પ્રમાણ વધારે છે. એ એની ગંધનું કારણ છે. આમાં એક જ વનસ્પતિ અપવાદ છે તે એલીઅમ ઓડોરમ. એ સુગંધી છે.

દુર્ગંધ છતાં લસણ દુનિયાના બધા દેશોમાં ખૂબ વપરાતું રહ્યું છે. ખાધા પછી મોઢું ગંધાય, શ્વાસ ગંધાય, મળ પણ ગંધાય; છતાં લસણ એવું રોચક છે કે માણસ એક વખત લસણ ખાતો થયો પછી એને લસણ વિનાના ખોરાકમાં મઝા આવતી નથી. ગોરાઓ અને કાળાઓ કે ચીનના પીળા લોકો, શ્રીમંતો કે ગરીબો સૌને લસણ પ્રિય છે.

જાપાનના એક વૈજ્ઞાનિક હોશિઅન નાકાગાવાએ લસણની દુર્ગંધ કાઢવા માટે સંશોધન કરવા ઘણા પ્રયોગો કર્યા છે. ગંધક વિનાની જમીનમાં લસણ વાવ્યું. ગંધક ન મળે એવું જ ખાતર આપ્યું. જે લસણ તૈયાર થયું એમાંથી ઓછી ગંધવાળા ગાંઠીઓ વીણી લઈને એ ફરીથી વાવ્યા. માટી અને ખાતરનું પૂરું ધ્યાન રાખ્યું. ઉત્તરોત્તર પાકમાં ગંધ ઓછી થતી ગઈ. છેવટે ગંધ વિનાનું લસણ પેદા કરી શકાયું.

લસણની અંદર થોડો પાણીનો ભાગ હોવાથી એ લાંબો વખત ટકી શકતું નથી, સડી જાય છે. લસણ વધારે વખત ટકી શકે અને નાનાં પેકીંગમાં મોટા જથ્થો રાખી કે મોકલી શકાય એ માટે હવે લસણને શુષ્ક dehydrate કરવાનાં કારખાનાં ઊભાં થયાં છે. સૂકી પાપડી જેવું લસણ બની જાય છે. આયુર્વેદમાં લસણને ખાટી છાશમાં ત્રણચાર દિવસ પલાળીને વાપરવાનું સૂચવ્યું છે. એથી લસણની

ઉગ્ર દુર્ગંધ ઓછી થઈ જાય છે.

બુદ્ધ ભગવાનના સમયના પ્રસિદ્ધ ચિકિત્સક જીવકે લખેલી કાશ્યપ સંહિતામાં બાળકોના રોગો અને તેની ચિકિત્સાનું વર્ણન મુખ્ય છે. એમાં લખ્યું છે કે ઈંદ્ર અને ઈંદ્રાણી સાથે બેઠાં હતાં. અમૃત પાન સાથે કર્યું. પણ ઈંદ્રાણી સગર્ભા હતાં. એથી એમને ઉબકો આવ્યો અને થોડું અમૃત નીચે ધરતી પર પડી ગયું. એમાંથી લસણ ઉત્પન્ન થયું. પણ ધરતીની ગંધ લસણમાં આવી ગઈ. દુર્ગંધવાળું લસણ પણ શરીરને કાંતિમાન-સુંદર બનાવે છે. ચામડીનો વર્ણ સુધારે છે. વાળને કાળા ઘાટા કરે છે. દાંત મજબુત કરે છે. અવયવોને દઢ અને બળવાન બનાવે છે. આંખોને તેજસ્વી બનાવે છે. વૃદ્ધાવસ્થાને પાછી ઠેલે છે. એથી વૃદ્ધોને થતા કંપ, શૂલકશ્ચાપણું, સાંધાઓની વેદના, જ્ઞાનતંતુઓની નબળાઈ મટાડે છે. હિંગાષ્ટક લસણ સાથે મેળવીને ખાવાથી પગમાં ચડતાં ગોટલાં અને કળતર મટે છે, આંતરડામાં સંચિત થતો આમ અને વાયુ મટે છે. લોહીનું દબાણ ઓછું થાય છે. લોહીમાંથી કોલેસ્ટ્રોલ ઓછું થવાથી હૃદયરોગમાં ફાયદો થાય છે. બહુ ખાલી ચડતી હોય, હાંફ ચડતી હોય તે મટે છે, અને પાચનશકિત વધે છે. લસણ મૂત્રલ છે. એથી મુત્રપિંડના રોગો દૂર કરીને શરીરમાં કયાંય પાણીનો સંચય કે સોજા થયા હોય તે પણ મટાડે છે. સારણના પડદા જે ઢીલા પડતાં આંતરડું ઉતરે છે એ પડદા પર લસણનો રસ ચોળવાથી આંતરડું ઉતરતું મટે છે. લસણથી પકાવેલાં તેલનાં ટીપાં કાનમાં નાખવાથી કાનમાં થતો અવાજ, વાયુનો દુઃખાવો અને બહેરાપણું મટે છે. લસણમાં ગંધક ઉપરાંત ફોસ્ફરસ, કેલ્સ્યમ (ચૂનો) અને પોટાશ્યમ રહેલાં છે. થાયરોઈડ ગ્રંથિનું મુખ્ય તત્ત્વ આયોડીન, લોહ અને ક્લોરીન પણ થોડા પ્રમાણમાં લસણમાં રહેલાં છે. લસણમાં એલીસીન નામનું એક ઉડ્ડયનશીલ તૈલી તત્ત્વ પણ છે; જે જંતુઘ્ન તરીકે એવું ગુણકારી છે કે એને લીધે લસણનો રસ લગાડવાથી અને પીવાથી ફ્લુ તથા નીમોનીઆ જેવા ફેફસાંના રોગો કરનારાં જંતુઓનો નાશ કરીને એ રોગો મટાડે છે. આંતરડામાં સોજો અને ટાઈફોઈડ તાવ કરનારાં જંતુઓ પણ લસણના ઉપયોગથી નાશ પામે છે. અત્યંત સૂક્ષ્મ હોવાથી અદશ્ય મનાતાં જંતુ-વાઈરસનું વર્ણન આયુર્વેદમાં વર્ણવાયેલી ગૃહ બાધા સાથે મળતું આવે છે. કાશ્યપ સંહિતાએ એ રોગો માટે લસણનો ધૂપ અને લસણની કળીઓનો હાર પહેરાવવાનું તથા લસણનો રસ મધ સાથે બાળકોને ચટાડવાનું સૂચવ્યું છે. લસણ આબોહવાની ખરાબ અસરથી બચાવે છે. પ્રાચીન કાળથી દરેક દેશોમાં લસણનો આવો ઉપયોગ થતો રહ્યો છે.

લસણમાં ખાટા સિવાયના પાંચેય રસ છે. એથી આયુર્વેદમાં એને એક રસ ઓછો 'રસોન' નામ અપાયું છે. પાનમાં કડવો રસ મુખ્ય છે. ડાંડલીમાં તૂરો અને આગલા ભાગમાં ખારો રસ છે. લસણનાં બી મધુર છે. લસણનો કંદ તીખો છે.

લસણની બે જાતો છે. એકમાં સાત, આઠ કે વધારે કળીઓ હોય છે. બીજામાં નાની ડુંગળી જેવો એક જ કંદ હોય છે. એ એક કળીનું લસણ કહેવાય છે એમાં ગુણ વધારે છે.

આયુર્વેદના નિઘંટુઓ લસણના ગુણો વર્ણવતાં કહે છે કે લસણ બૃહણ(પુષ્ટિદાયક), વૃષ્ય, (વીર્યવર્ધક), પાચક, સારક (પેટ સાફ લાવનાર), ઉષ્ણ, તીક્ષ્ણ, સ્નિગ્ધ, મધુર, કંઠને હિતકારી, ચક્ષુષ્ય, (ચક્ષુને બળ આપનાર), વર્ણકર (ચામડીનો વર્ણ સુધારનાર, બળકારક, મેધાકારક અને રસાયન છે. કફ, વાયુ, શ્વાસ, ઉધરસ, અરુચિ, જીર્ણજ્વર, હૃદયરોગ, પેટનો દુઃખાવો, કૃમિ, હરસ અને મંદાગ્નિને મટાડે છે. અપચો, વાયુ અને જૂના મરડા ઉપર તે બહુ ગુણકારી છે. એક બહેને વાયુની ફરિયાદો મટાડવા માટે લસણનો પાક બનાવ્યો. પણ એની ગંધને કારણે ખાઈ શક્યાં નહિ. એના ઉપર ફુગ વળવા લાગી. એમનાં પતિ જેમને સત્યાગ્રહો દરમ્યાન જેલવાસને કારણે મરડો લાગુ પડી ગયેલો તેમની નજરે એ પાક ચડયો. ફુગ કાઢી નાખીને પાક

ખાવાનું શરૂ કરી દીધું. મરડો બિલકુલ મટી ગયો અને શરીર બહુ સારું થઈ ગયું.

વાયુનો ગોળો ચડતો હોય અને બહુ હેરાન કરતો હોય એના પર ચરકે લસણની ખીર ખાવાનું સૂચવ્યું છે. દૂધ સાથે લસણ ખાવાથી વિરૂદ્ધાહાર થાય છે. પરિણામે સફેદ કોઢ જેવા વિકારો થાય છે. ચરક પાસે આ પ્રશ્ન આવેલો. એમણે કહ્યું છે કે સામાન્ય રીતે લસણ સાથે દૂધ ન ખવાય. પરંતુ આ રોગમાં લસણ દૂધ સાથે જ ગુણ કરે છે. લસણથી ચાર ગણું દૂધ અને ચાર ગણું પાણી લઈને ઉકાળવું. બધું પાણી બળી જાય અને ફક્ત દૂધ રહે ત્યારે ઉતારી લેવું. ત્યાર પછી એમાં સાકર નાખીને દૂધ પીવું અને લસણ ચાવી જવું. આયુર્વેદ યુનિવર્સિટીના વિખ્યાત ચિકિત્સક શ્રી સી. પી. શકલ પ્લુરસી (ફેફસાંના પડમાં થતો સોજો અને પાણીનો ભરાવો) રોગ પણ આ ખીરથી મટાડે છે. આયુર્વેદ પ્લુરસીને પણ કફવાતજન્ય ગુલ્મ જ ગણે છે.

એક વિશેષ પ્રયોગ એક સાધુ પાસેથી જાણવા મળ્યો છે. વાઈ–ફેફરૂં, જેને અંગ્રેજીમાં એપીલેપ્સી કહે છે તે એક એન્જીનીઅરને થયેલો. સાધુએ એને રોજ લસણની ત્રણ ચાર કળી ગોળ સાથે ખાઈ જવાનું સૂચવ્યું. ઉપરાંત કોઈવાર વાઈના પૂર્વ-લક્ષણો Aura દેખાવા લાગે તો ત્યારે પણ લસણ અને ગોળ ખાઈ લેતા એથી એનો રોગ મટી ગયો. આ પ્રયોગ મેં બીજા દર્દીઓ ઉપર પણ કર્યો છે અને સારો એવો ફાયદો થયો છે. લસણ અને ગોળથી ચક્કર આવતા હોય તે પણ મટે છે.

જેવી રીતે વર્ધમાન પિપ્પલી પ્રયોગ કરવામાં આવે છે એવી રીતે વાયુના રોગો ઉપર વર્ધમાન રસોન પ્રયોગ પણ થાય છે. ત્રણ કળીથી શરૂ કરીને એકેક કળી વધારતા જવું. ખીરનો પ્રયોગ હોય તો દૂધ સાથે, ખીરનો પ્રયોગ ન હોય તો ગોળ સાથે, અથવા ઘીમાં તળીને રોજીંદા આહાર સાથે ૨૧ કળી સુધી વધવું. આવો પ્રયોગ શિયાળાની ઠંડી ઋતુમાં જ કરવો જોઈએ.

ડુંગળી લસણની સગી બહેન છે એ આપણે આગળ જોયું. લસણનું વનસ્પતિ વિજ્ઞાનની રીતે નામ એલીઅમ સેટીવમ છે. ડુંગળીનું નામ એલીઅમ સેપા છે. ફક્ત કુટુંબ જુદાં છે. ગોત્ર એક જ છે. ડુંગળીમાં પણ એક વિશેષ પ્રકારની દુર્ગંધ ખરી જ. એમાં પણ ગંધક, ફોસ્ફરસ, કેલ્સ્યમ, પોટાશ્યમ વગેરે છે. ડુંગળીમાં પણ જંતુનાશક ગુણો છે. એથી કોલેરા, પ્લેગ જેવા રોગચાળાની ઋતુમાં ડુંગળી ચારે બાજુ બાંધવી અને ડુંગળીનો રસ થોડો થોડો પીતાં રહેવું જરૂરી છે. ડુંગળીના રસથી પકાવેલું તેલ ઘા–તેલ તરીકે વપરાય છે, એ જખમ રૂઝવે છે. પાકેલા પરુને શુદ્ધ કરીને મટાડે છે. ડુંગળીનો રસ અને અજમાનું ચૂર્ણ મેળવીને શરીરે ખરડ કરવાથી ફ્લુનો કે સુવાવડનો તાવ હળવો પડે છે. પરસેવો લાવી દે છે. અને શરીરમાં થતી વાયુની કળતર–અંગમર્દ મટાડે છે. ડુંગળીની ઉત્તેજક અને ઉગ્ર ગંધ મૂર્છિત માણસને સુંઘાડવાથી ભાનમાં લાવે છે.

ડુંગળીની ધોળી અને રાતી એવી બે જાતો છે. જાડી મોટી અને નાની એવી બે પેટા જાતો પણ છે. રાતી ડુંગળીને રાજપલાંડુ કહે છે. એમાં ગુણ પણ વધારે છે. ડુંગળીમાં એલીસન નામનું એક ઉડ્ડયનશીલ તત્ત્વ રહેલું છે એ એવું ઉગ્ર છે કે ડુંગળી સુધારનારની આંખમાં પણ બળતરા થાય અને પાણી આવી જાય આમ છતાં રાતી ડુંગળીમાં થોડી મધુરતા છે. ગળચટ્ટી છે એને લીધે ડુંગળીનું પાચન થતાં એનો જે વિપાક થાય છે એથી ડુંગળી તીખી હોવા છતાં બહુ પિત્ત કરતી નથી. ડુંગળીના પડોમાં રેસા–સેલ્યુલોઝ એટલો બધો છે કે આંતરડામાં પચતાં એ ગેસ–વાયુ કરે છે. પણ લાલ ડુંગળી જ્ઞાતતંતુઓ અને સ્નાયુઓ ઉપર વાયુનાશક અસર કરે છે. ડુંગળી કફ મટાડે છે. ઊંઘ પણ લાવે છે. ડુંગળીનું ખાંડ સાથે શરબત બનાવી રાખીને બાળકોને ઊંઘ લાવવા માટે યુરોપમાં વપરાય છે. અફીણવાળી બાળાગોળીને બદલે ડુંગળી વધારે સારી છે. ડુંગળી પૌષ્ટિક છે. શક્તિ આપે છે. એમાં દુર્ગંધ હોવા છતાં રુચિકર છે એટલે શોખીનો એને દાળ, શાક

અને નાસ્તાની બનાવટોમાં બધે છૂટથી વાપરે છે. ગરીબ માણસો રોટલો અને ડુંગળી આનંદથી ખાઈ લે છે. પ્રવાસમાં ભાતાં સાથે અથવા ગાંઠીઆ સાથે ડુંગળી હોય તો કોઈ પ્રવાહીની જરૂર પડતી નથી.

સફેદ ડુંગળી વેરાવળની વખણાય છે. એ બહુ તેજ તીખી અને ઉગ્ર છે. ગરમ અને ઉત્તેજક વધારે છે. શુક્રાણુની સંખ્યા વધારીને એને ગતિ પણ આપે છે. એને લીધે ડુંગળી કામોત્તેજક છે. સંયમી પુરુષોને પણ ડુંગળી ખાવાથી સ્વપ્નદોષ થતો હોય છે. ડુંગળી મૂત્રલ છે એથી શરીરમાં કયાંય નકામું પાણી સંચિત થયું હોય એને બહાર કાઢી નાખે છે. પથરી પણ કાઢે છે. સોજા મટાડે છે. સ્ત્રીઓને આર્તવ સારું લાવે છે. ડુંગળી લીવરનાં દરદો ઉપર પણ ગુણકારી છે. એથી કમળો અને પિત્ત વિકારો મટે છે. ઉનાળામાં લૂ લાગવા દેતી નથી. એટલું જ નહિ. ગરમીથી થયેલા ઝાડામાં અને લોહી પડતું હોય એવા મરડામાં દહીં સાથે ડુંગળી લેવાથી આરામ થાય છે. ડુંગળીની ઉગ્રતા દૂર કરવા માટે એને ઝીણી સમારીને ચાર પાંચ વખત પાણીથી ધોઈ લેવી જોઈએ. કુતરાના કરડ ઉપર ડુંગળીનો રસ લગાડી દેવાથી અને ડુંગળી ખાઈ જવાથી હડકવાની બીક ઓછી રહે છે.

ડુંગળીનો એક મહત્ત્વનો ઉપયોગ ઊંચાઈ વધારવા માટે છે. જે બાળકનું શરીર વધતું ન હોય, ઊંચાઈ વધતી ન હોય એને ડુંગળી ને ગોળ ખવરાવવાથી ઘણો લાભ થાય છે. મૂઢ માર કે પછડાટથી વાગ્યું હોય અને લોહી જામી ગયું હોય ત્યાં ડુંગળીનો રસ લગાડવાથી અને ડુંગળી બાફીને બાંધવાથી લોહીનો જમાવ વિખેરાઈ જાય છે. પગમાં વાગેલો કાંટો ભાંગીને અંદર રહી ગયો હોય તે ડુંગળી બાફીને બાંધવાથી બહાર નીકળી જાય છે.

ડુંગળી ને ગોળ ખાવાથી માણસની જ નહિ, પશુની પણ શરદી અને શ્વાસ જેવી ઉધરસ મટી જાય છે. ડુંગળીનો રસ અને મધ આંખમાં આંજવાથી ખળે છે. પણ ડોળા ઉપરનું ફુલું કપાઈ જાય છે.

ધોળી ડુંગળી ઉષ્ણ અને તીક્ષ્ણગુણવાળી હોવાથી લોહીને પાતળું કરે છે. એથી કોલેસ્ટ્રોલ ઘટાડીને હૃદયરોગમાં ગુણકારી બને છે. કોઈ કારણે શરીર ઠંડું પડી જાય ત્યારે ડુંગળીનો રસ ચોળવાથી ગરમાવો આવી જાય છે. ગરમી લાવવાના ગુણથી ક્રાંતિકારીઓ આંદામાનની જેલમાં કૃત્રિમ તાવ લાવવા માટે એનો ઉપયોગ કરતા. બગલમાં ડુંગળીનો દડો ભરાવી રાખવાથી તાવ ચડી જતો. સ્વ. શ્રી બારીન્દ્ર ઘોષે એમના આંદામાનના અનુભવોમાં આ નોંધ કરી છે.

લીલી ડુંગળીના ગુણ કાંદા જેવા જ છે. ઉપરાંત એના પાનમાં રહેલ લીલપ–કલોરોફીલનો વિશેષ લાભ લીવર માટે મળે છે.

ડુંગળીના બીજ વાટીને પાણી સાથે પીવાથી પ્રમેહ મટે છે. ડુંગળીનો વધારે પડતો ઉપયોગ થઈ ગયો હોય તો એના વારણ તરીકે દાડમનો રસ અથવા કાસની–ચીકોરીનાં બીજનું શરબત કામ આપે છે લસણ અને ડુંગળી બન્નેના ઉપયોગમાં સાવચેતી રાખવાની જરૂર છે. કારણ કે બન્ને ગરમ-ઉષ્ણવીર્ય છે. બન્નેમાં તીક્ષ્ણતા ઉગ્રતા અને ઉત્તેજકતા છે. લસણ કરતાં ડુંગળીમાં એ વધારે અંશે છે. એનો ઉપયોગ પોતાની પ્રકૃતિ, દેશની પ્રકૃતિ અને ઋતુ જોઈને કરવો જોઇએ. પિત્તપ્રકૃતિવાળાઓએ તેમજ ગરમ દેશના માણસોએ એનો ઉપયોગ સમજી વિચારીને કરવો જોઇએ. શિયાળામાં અને પ્રમાણસર ઉપયોગ કરે તો હરકત નથી; નહિતર લોહીને ગરમ અને પાતળું કરે છે. એથી લોહી ગમે તે માર્ગેથી બહાર આવવા માંડે છે, ચક્કર આવે છે, માથાના વાળ ધોળા થઈને વહેલા ખરી જાય છે સ્ત્રીઓને અતિશય આર્તવ આવે છે. અને પુરુષોને શુક્રપાત વધીને પ્રમેહ પણ થઈ જાય છે. કેટલાક આધુનિક વૈજ્ઞાનિકો લસણ અને ડુંગળીને ગરીબોની કસ્તુરી કહીને એનો છૂટથી ઉપયોગ કરવા સલાહ આપે છે–એ વાંચીને શિક્ષિત સુખી વર્ગ પણ એનો ઉપયોગ કરતો થયો છે. પરંતુ એમાં રહેલ ફોસ્ફરસ અને ઉષ્ણ, તીક્ષ્ણ ઉત્તેજક ગુણો જેને શરીરનો સખત શ્રમ કરવાનો હોય છે એને પચી

જાય છે અને વિકૃતિ કરતા નથી પરંતુ બેઠાડુ વ્યવસાયવાળા અને બુદ્ધિજીવીઓના શરીરમાં જઈને એ વિકૃતિ કરે છે. અને શરીર કરતાંય મન પર અસર કરે છે. આહારની દરેક વસ્તુ જેમ શરીર પર અસર કરે છે તેમ મગજ ઉપર પણ અસર કરે જ છે. એથી જ આયુર્વેદે અને આપણાં ધર્મ-શાસ્ત્રોએ આહારનો સંબંધ સત્ત્વ, રજસ્ અને તમસ્ ગુણો સાથે જોડ્યો છે આહારશુદ્ધિથી સત્ત્વ સંશુદ્ધિ – ચિત્તની નિર્મળતા રહે છે એમ કહ્યું છે. આયુર્વેદે તો રજસ્ અને તમસ્‌ને ચિત્તના દોષો કહ્યા છે. જેમ કફ, પિત્ત અને વાયુ દોષો શરીર પર અસર કરે છે તેમ રજસ્ અને તમસ્ ચિત્ત ઉપર અસર કરે છે. રજસ્ માણસને કોઈ વિષય કે વસ્તુ પ્રત્યે એવા વેગથી પ્રેરે છે કે એને રોકી ન શકાય પછી એ રાગ હોય કે દ્વેષ હોય. બન્ને રોકી ન શકાય એવા વેગીલા બને છે. તમસ્‌થી મૂઢતા, જડતા આવે છે. એને લીધે શું કરીએ છીએ એનું ભાન રહેતું નથી. ભાન રહે છે તો એ અસરકારક હોતું નથી. એને લીધે માણસ પોતાની જાતને જ્યાંથી આગળ વધતી રોકવી જોઈએ ત્યાં પણ રોકી શકતો નથી. ભાંગ, ગાંજો કે દારૂ જેમ માણસને પરવશ બનાવી દે છે એજ રીતે આ દોષો પણ માણસને પરવશ કરી દે છે. લસણ, ડુંગળી વગેરે દુર્ગંધ અને ઉષ્ણતા, તીક્ષ્ણતા અને ઉત્તેજકતાવાળા પદાર્થો રજસ્ અને તમસ્ વધારનારા છે. જગતમાં આજે અનેક સવાલો આ રજસ્, તમસ્‌ની વૃદ્ધિથી થયેલા છે. ભણેલા ગણેલા માણસોના ચિત્તમાં પણ જાણે કયારેક પાગલતા આવી જતી હોય એવું દેખાય છે. એમાંથી બચવા માટે અને માણસ પોતે પોતાનું નિયંત્રણ કરી શકે એટલી આત્મશક્તિ અને જાગૃતિ રાખવા માટે આહારની શુદ્ધિ–સાત્ત્વિકતા બહુ જરૂરી છે. પ્રત્યેક ઈંદ્રિયના આહાર સાત્ત્વિક જોઈએ. પરંતુ આપણા રસ, રક્ત અને મગજ સુદ્ધાં જેનાં આધારે નભે છે તે આહારની સાત્ત્વિકતા તો અવશ્ય જાળવવી જોઈએ. એ સાવ-ચેતી લક્ષમાં રાખીને લસણ ડુંગળીનો ઉપયોગ થાય તે જોવું જરૂરી છે.

※

પૃ. ૯૦૦થી ચાલુ]

દૂદણશી. એના ભાઈને ચપટી એક કાગળની મોકલી.

આ બાજુ બાદશાહ કે'સે, 'બીજોરીને મેલો હવે. અમારે હેંડવું સે !"

મેલવી તો પડે જ. બીજોરી તો રથે બેઠાં સે, રથે ચડતાં કે'સે, "બાદશાહનું નખ્ખોદ જાજો ! પણ એટલામાં તો દૂદો ને દૂદણશી ઘોડાં લઈને ટપક્યાં સે. રજપૂતોની વા'ર હેડી આવેસે. બીજોરીએ જાણ્યું કે "મારા ભાઈઓ આવી પોગ્યાં સે."

દૂદો ને દૂદણશી, જે જાતાને પડયાં સે દળમાં તે કાપી કાપીને રહાતાળ કરી દીધું.

બાદશાહ ને વજીર બેને રાખ્યાં. બીજું કોઇ ન મળે.

દૂદો ને દૂદણશી કે, "આ બેવ નેટ ભીડાણા સે ! આપણે માતાને ચડાવવાં સે"

એને ઠેકાણે હશે, ડાભડો અને બીજાં મૂળાડાં. એનાં દોરડાં બનાયા. (ડાભડામાંથી દોરડાં આજે પણ બનાવાય છે.) નાથ પાડીને બેયને નાકમાં નાથ નાખી દીધી. એ બેયને ઘેરે લાયા. કે ભઈ, પતરી બતરી સમી કરો. આને માતાને ચડાવવાં સે. બળદને બાંધે એવી રીતે બાંધ્યા સે. ને બેઠાં બેઠાં હથિયાર ઘસે સે.

બાદશાહ બોલ્યો, "આ મેલે કરે ને. (નહીં) તો ય આપણે અરજ તો કરો !" બાદશાહે દૂદા દૂદણશીને કે'સે, "એ રજપૂતો, અમારી ભૂલ થૈ. અમને છોડો. આટલી અમારી અરજી સાંભળો, અમે તમારી ગાય !"

તાણે દૂદા દૂદણશીને દયા આવી. બાદશાહે બીજોરીને ધરમની બુન કરી. કાપડું કર્યું. આ બાદશાહ ને વજીર જેમ તેમ છૂટીને દિલ્લી આયા.

આવા દૂદોને દૂદણશી થૈ ગ્યા.

# યુવાનો અને લોકશાહી

રાજુલ દવે

સ્વતંત્ર ભારતના ૩રમા પ્રજાસત્તાક દિને યુવાનો અને લોકશાહીનો વિચાર કરું છું ત્યારે થાય છે કે આજે આ બેયને કોઈ સંબંધ રહ્યો છે ખરો ? લોકશાહીનો અર્થ આજે એક સામાન્ય રાજ્ય-પ્રણાલિ તરીકે ઘટાવાઈ રહ્યો છે અને સ્વતંત્ર ભારત જ્યારે તેના પ્રારંભના અઘરાં અને મુશ્કેલ વર્ષોને વટાવી ગયું છે ત્યારે સ્થિર, સ્વસ્થ અને સમતોલ દૃષ્ટિએ આજના યુવાનોએ લોકશાહીની તાકાત વિષે વિચારવાનો સમય આવી ગયો છે. ખાસ કરીને આજે જ્યારે એશિયામાં લોકશાહીનો પ્રકાશ મંદ થતો જણાય છે ત્યારે લોકશાહીના આ દોરને આગળ વધારવાની અને દૃઢ કરવાની આજના યુવાનોની ફરજ છે.

સમાજમાં સૌ માનવો પરસ્પર સંપ સહકારની ભાવનાથી રહી શકે અન્યોન્ય પ્રત્યે સમાદર સમૈક્યનો વ્યવહાર રાખે તે માટે આજથી ન જાણે કેટલાયે વર્ષો પહેલાં લોકશાહી સમાજરચનાનો ઉદય થયો. લોકશાહી સમાજમાંથી લોકશાહી રાજ્યની વિભાવના અને તેનો વ્યવહાર શરૂ થયો.

આ રીતે જોઈએ તો લોકશાહી રાજ્યોનો એક પ્રકાર જ માત્ર નથી, બલ્કે સમાજનો એક ભવ્ય આદર્શ અને પ્રજાની સર્વસ્વીકાર્ય વર્તણૂંક પણ છે. લોકશાહી એક જડ તંત્ર જ માત્ર નથી. વ્યક્તિનું સ્વાતંત્ર્ય અને સમાજનું સાર્વત્રિક કલ્યાણ એ લોકશાહીનો જીવનમંત્ર છે. લોકશાહી એ માત્ર રાજકીય વ્યવસ્થા નથી પણ એક પ્રાચીન જીવન-પદ્ધતિ છે.

જેટલો માનવ સમાજ જૂનો તેટલી જૂની છે આ લોકશાહી ! તે સાથે જ જેમ માનવસમાજ સતત બદલાતો અને અવનવા વળાંકો લેતો આવે છે તેમ લોકશાહી પણ નિત્યનિરંતર વિકાસ સાધતી રહે છે. માનવતાનાં મૂલ્યોની જેટલી માવજત આ પ્રણાલિમાં થાય છે અને થઈ શકે છે તેટલી બીજી કોઈ પ્રણાલિમાં જોવા નથી મળતી.

પ્રસિદ્ધ ગ્રીક તત્ત્વવેત્તા એરિસ્ટોટલ લોકશાહીનું મૂલ્ય સમજાવતા કહે છે–લોકશાહીમાં સર્વોચ્ચ સત્તા સમસ્ત પ્રજામાં રહેલી છે. કેટલાક માને છે તેમ, જો સ્વતંત્રતા અને સમાનતાનાં દર્શન મુખ્યત્વે લોકશાહીમાં જ થતાં હોય તો તે સૌથી વિશેષ પ્રમાણમાં પ્રાપ્ત કરીને ત્યારે જ શક્ય બને કે જ્યારે બધા જ લોકો સરકાર ચલાવવામાં શક્ય તેટલો વધારે ફાળો આપે. "જેવા લોકો તેવી સરકાર." તેથી જ લોકશાહીમાં સર્વસામાન્ય લોકોની બુદ્ધિભાવના, ખુમારી, તાલીમ અને શક્તિ ઉપર ખૂબ ભાર મૂકાય છે, આ કામ કોઈ બંધારણીય જોગવાઈથી નહીં થઈ શકે. થોડાંક માણસો સારાં હોય તેનાથી વાત અમલી નહીં બની શકે. આ માટે તો લોકોનું સાર્વત્રિક ઘડતર થવું અને જનસામાન્યનું નૈતિક જીવન પણ ગણનાપાત્ર કક્ષાનું હોવું જોઈએ.

તો આ અંગેની પહેલ કોણ કરશે ? કયારે કરશે ? કેવી રીતે કરશે ? આ સવાલોના જવાબ સીધા છે. આ દેશના યુવકો જ આ માટેની પહેલ કરે. આજથી જ તેની શરૂઆત કરીને નિષ્ઠાપૂર્વક આ કાર્યના અમલમાં લાગી જાય.

લોકશાહીમાં આજે સૌથી મોટી જરૂર રાષ્ટ્રીય-ભાવનાની છે. પોતાનો કે પોતાના પ્રદેશનો વિચાર કરવાને બદલે સમગ્ર દેશનો વિચાર કરનારું એક પ્રભાવશાળી માનસ પ્રથમ કેળવાવું જોઈએ. આજે તો આપણે ભાષાકીય, ધાર્મિક, રાજકીય અને પ્રાદેશિક વમળોમાં એટલા ફસાયા છીએ કે અખિલ ભારતીય-પણું આપણામાં કેટલું જોવા મળે છે ? સ્વતંત્રતા સંગ્રામ વખતે પ્રચંડ નેતાઓ મેળવવાઈ ભાગ્યશાળી બનેલું પરતંત્ર ભારત, સ્વરાજ–ચળુતર પ્રસંગે આજે

આદેશિક, સામાજિક, આર્થિક અને સાંપ્રદાયિક દાસત્વની બેડીઓમાં જકડાઈ ગયું છે.

આજનો યુવાન જ દાસત્વની આ બેડીઓને તોડીને દેશને ઊંચો ઊઠાવી શકશે. ફક્ત લુખ્ખી વાતોથી કે ખાલી આશ્વાસનોથી આ કમનસીબીને દૂર નહીં કરી શકાય. આપણા સહુના માનસમાં પરિવર્તન થવું જોઈશે. વિવિધ સવાલો કે મુદ્દાઓને ફક્ત સંકુચિત દૃષ્ટિથી કે સ્વાર્થી મનોવૃત્તિથી જોવાની ટેવ છોડવી પડશે. અને સમગ્ર સવાલને રાષ્ટ્રીય ભૂમિકા ઉપર વિચારવાનો નિર્ણય લેવો પડશે.

કમનસીબે આજની લોકશાહીમાં આ રાષ્ટ્રીય ભાવનાનો વિકાસ મંદ પડયો છે. આ દેશનો યુવાન આજે દેશ કરતાં – દેશની પ્રજા કરતાં પોતાના અંગત હિત તરફ આગળ વધી રહ્યો છે. પોતાના કે દેશના ઘડતરનો અર્થ આજે અંગત આર્થિક આબાદીનાં પ્રયાસોમાં ફેરવાઈ રહ્યો છે. એવી આર્થિક આબાદી માટે એ યુવાન કોમવાદ, જાતિવાદ, સંપ્રદાયવાદ, મૂડીવાદ, પ્રદેશવાદ કે પછી ગમે તે વાદનો આશ્રય લેતાં અચકો ખાતો નથી. પરિણામે આ બધાં વાદો સમાજ સેવાના દાંભિક વિકાર રૂપે વકરીને લોકશાહીના મૂળમાં કુઠારાઘાત કરી રહ્યાં છે.

લોકશાહીમાં લોકોનું જ રાજ હોય તેથી તેમાં નેતાગીરી નબળી રહેવાની એવું ઘણાં લોકો ભૂલમાં માની બેસે છે અને પછી આવી નિર્બળ નેતાગીરીને નિભાવી લેવાનું વલણ પણ તેઓ ધરાવતાં થાય છે. લોકશાહી એટલે લોકોની સરકાર એ વાત સાચી છે અને પુખ્ત વયના લોકો નિયત સમયે જે પ્રતિનિધિઓને ચૂંટે તેમનાથી બનેલી સરકાર અન્ય શાસનોથી અલગ તરી આવે એ સ્વાભાવિક છે. પણ એવી લોકશાહી સરકારને પણ સ્થિર અને સબળ નેતૃત્વની જરૂર રહેવાની. આ નેતાઓ લોકોમાંથી જ ચૂંટાશે અને લોકોના ટેકા ઉપર જ ટટ્ટાર ઊભા રહી શકશે. એટલે લોકો પોતે પણ શિક્ષિત અને કેળવાયેલા હોવા જોઈએ. રાજકીય પક્ષો ચૂંટણીમાં મનફાવે તેવા ઉમેદવારો ઊભા રાખે અને પછી યેનકેન પ્રકારે તેમને જીતાડવાની કોશિશ કરે તેની સામે યુવાનોએ હિંમતથી અને વિચારપૂર્વક કામ લેવું પડશે.

આ માટે રાષ્ટ્રીય ભાવનાનું નિર્માણ થવું જોઈશે. રાષ્ટ્રીય ભાવનાનું નિર્માણ રાષ્ટ્રીય ચારિત્ર્યના નિર્માણ સિવાય થતું નથી. રાષ્ટ્રીય-ચારિત્ર્યનું નિર્માણ ત્યાગ, સ્વાર્પણ, સેવાભાવ, સમભાવ અને પ્રત્યેક વ્યક્તિ પરત્વેના ભ્રાતૃભાવના વિકાસથી જ થઈ શકે. પણ લોકશાહીના અને વ્યક્તિ સ્વાતંત્ર્યના નામે ને રાષ્ટ્રના ભોગે પોતાનું જ હિત સાધતા સૌ થઈ જાય તો રાષ્ટ્ર છિન્નભિન્ન થઈ જાય.

દેશ આજે અંગત સ્વાર્થની ગાંડી દોડમાં ગૂંચવાઈ રહ્યો છે ત્યારે પ્રજાકીય સત્તાની ભાવનાનો ઉદય આપણામાંથી કેટલા ભાઈ-બહેનોમાં થયો છે તે આપણે વિચારશું ? આપણે સૌ નાગરિકો એકબીજા પ્રત્યે સમાનતાથી વર્તીએ છીએ ખરા ? ધર્મ, જાત, કોમ, પ્રદેશના સંકુચિત સીમાડાઓ ઉપરાંત રાજકીય પક્ષાપક્ષી અને ભિન્નભિન્ન વિચારસરણી ધરાવતા પક્ષો આપણને સામસામે મૂકી રહ્યા છે. આખો દેશ મારો છે અને હું આખા દેશને વરેલો છું તેવી માનસિક ભૂમિકા હજી આપણે ખાસ કેળવી નથી.

આજના લોકશાહી ભારતમાં અનેક લોકો પ્રત્યે અસમાનતાથી વર્તાવ થાય છે. શ્રીમંતો, રાજ્યકર્તાઓ ઉપરાંત પ્રજાજનો પોતે પણ એકબીજા પ્રત્યે સદ્ભાવથી, સૌજન્યથી, સમાનતાથી વર્તતાં દેખાતાં નથી. આવી પરિસ્થિતિમાં દેશનું ઐક્ય કઈ રીતે જળવાય ?

લોકશાહી થતાં જૂના રાજા – મહારાજાઓ તો આપો આપ રદ થયા, પણ નવા હાકેમો અને સુલતાનો તો ઊભા થતા નથી ને ? પ્રજા પોતે રાજા છે અને રૈયત પણ છે તે ખ્યાલ લોકશાહીમાં પડેલો છે. પ્રજામાંથી સત્તા ઉદ્ભવે છે અને પ્રજા માટે તે વપરાય છે. પ્રજાના જ વિવિધ પ્રતિનિધિઓ તે સત્તાના કામચલાઉ વાહકો બને છે. આવી વ્યવસ્થા જો ઊભી નહીં થાય અને જો આપણે સાવધાન અને સજાગ નહીં રહીએ તો ભારત અનેક મુસીબતોથી ઘેરાઈ જશે. આજનો યુવાન જો અનેક વાદોના વાડામાંથી બહાર

આવીને લોકશાહીના આ દોરને નહીં સાચવી શકે તો આ દેશનું ભાવિ ધુંધળું દેખાય છે.

લોકશાહી દેશોમાં બધે એક સરખાં લોકશાહી બંધારણો નથી ચાલતાં, લગભગ દરેક લોકશાહી દેશમાં જુદાં જુદાં બંધારણો ચાલે છે. છતાં લોકશાહીના મૂળભૂત સિદ્ધાંતો તો સર્વત્ર એકસરખાં જ છે.

બંધારણ એ તો સામાજિક અને રાજકીય વ્યવહાર ચલાવવા માટેનું સાધન છે જેથી લોકોએ ઘડેલી નીતિની મર્યાદામાં સૌ ચાલે અને કદાપિ એ લોકનીતિનો ભંગ કરે તો નીતિના શાસન અને તેના અમલ માટે લોકોની સુરક્ષા માટે પગલાં ભરી કે ભરાવી શકાય.

હકીકતમાં લોક સાથે જોડાયેલી શાહી શબ્દ ચોક્કસ પ્રકારના રાજતંત્રનો ખ્યાલ આપે છે, પણ લોકશાહી સાચા અર્થમાં લોકોની પારસ્પરિક સન્માનની ભાવનામાં રહેલી છે. એટલે કે મારે મારું સ્વાતંત્ર્ય જાળવવું હોય તો સામાના સ્વાતંત્ર્યને માન આપવું જોઈએ. લોકશાહીના મૂળમાં આમ વ્યક્તિસ્વાતંત્ર્ય પડયું છે. વાણીસ્વાતંત્ર્ય પણ આ વ્યક્તિસ્વાતંત્ર્યનો એક ભાગ છે એનો અર્થ એ થયો કે એકબીજાના ભોગે એકબીજાનું સ્વાતંત્ર્ય જળવાય. એટલે કે કોઈ એક વ્યકિત, વર્ગ, કુળ કે સંગઠન અન્યના ભોગે પોતાનો સ્વાર્થ સાધતા જાય તો બીજાનું સ્વાતંત્ર્ય ખંડિત થાય.

ત્યારે આજની લોકશાહીમાં વ્યકિત, વર્ગ, પક્ષ કે સંગઠન એકબીજાના ભોગે પોતાનું હિત સાધવા જાય છે એમાંથી લોકશાહી ભાવનાનો નાશ થાય છે અને એમાંથી એવી વિચારસરણીઓ વહેતી થાય છે કે આ લોકશાહી બિનઉપયોગી છે. પણ જો સૌના સ્વાર્થમાં પોતાના સ્વાર્થનો વિચાર કરવામાં આવે તો આજે જે સંઘર્ષો, ઝઘડાઓ, તોફાનો કે ભાંગફોડ થાય છે તે અવશ્ય ન થાય.

લોકશાહીમાં જે ભાંગફોડ થાય છે. તેમાં લોકોની મિલ્કતને જ નુકશાન થાય છે. લોકોની મિલ્કત એટલે દેશની સહિયારી મિલ્કત. આ મિલ્કત દરેક વ્યક્તિના કરવેરામાંથી ઉત્પન્ન થઈ હોય છે. એટલે જ્યાં સુધી લોકોની મિલ્કત એ પોતાની મિલ્કત ન ગણે ત્યાં સુધી લોકશાહી ભાવનાનો વિકાસ થયો છે તેમ કેમ કહી શકાય ? ભાંગફોડને પોતાનો અધિકાર માનીને જે તોડફોડ કરે છે તે હકીકતમાં તો પોતાની જ મિલ્કતનો નાશ કરે છે. આમ જ્યાં લોકોનો એક વર્ગ, પક્ષ કે સંગઠન જો તોડફોડ જેવા લોકશાહી વિરોધી પગલાં ભરે તો ત્યાં લોકશાહી પ્રવર્તે છે તેમ કઈ રીતે કહી શકાય ?

જ્યાં વ્યકિત, વર્ગ, પક્ષ કે સંગઠનના હિતો ઘવાતાં હોય તો લોકશાહી દૃષ્ટિએ એના ઉકેલનાં પગલાં ભરાવાં જોઈએ. લોકશાહીની એટલી તંકાત કેળવવી જોઈએ કે જેથી કોઈનાં હિત ન ઘવાય, અને જ્યાં એવાં હિત ઘવાતાં લાગે ત્યાં સાથે મળીને તેનો ન્યાયી માર્ગે ઉકેલ આણવો જોઈએ. પણ ઉકેલ લોકોના અન્ય કોઈના ભોગે ન હોવો જોઈએ.

વ્યક્તિઓનાં, વર્ગોનાં, પક્ષોનાં કે સંગઠનોનાં જ્યાં સ્થાપિત હિતો ઊભાં થઈ જાય ત્યાં લોકશાહીનું શોષણ જ થાય, લોકશાહીનું શાસન ન થાય. કાયદાથી લોકશાહીનું કેટલેક અંશે શાસન થતું હશે, પણ કાયદાથી લોકશાહીની ભાવના તો ન જ કેળવાય. લોકશાહીના નામે જ્યાં સ્થાપિત હિતો ઊભાં થઇ જાય ત્યાં લોકશાહીના નામે લોકશાહીને પીંખવાનું જ કામ થાય.

લોકશાહીનો અર્થ તો ઓછામાં ઓછું રાજતંત્ર અને વધારેમાં વધારે એકબીજાના સ્વમાન અને સ્વાતંત્ર્યનું સન્માન તથા રક્ષણ એવો થાય છે કોઈ રાજતંત્ર કે કોઈ કાયદો લોકશાહીની આ ભાવના કેળવી ન શકે. એ તો વિચારપરિવર્તન કે હૃદય-પરિવર્તનથી જ શકય બને. લોકશાહીની ભાવના એટલે કે હું એ લોક અને લોક એ હું એવી ભાવના પેદા થવી જોઈએ.

કાચી વયના બાળકોમાં જેમ વિચારની પુખ્તતા નથી હોતી તેમ બહુ ઉંમરલાયક વ્યક્તિઓમાં વિચાર-પરિવર્તનનો જુસ્સો કે સાહસ કરવાની શક્તિ શિથિલ થઈ ગઈ હોય છે. ત્યારે આ વિચારપરિવર્તનનું,

વિચારપ્રસારનું અને ભાવના દ્વારા હૃદયપરિવર્તનનું કામ યુવકો જ કરી શકે. એ માટે સર્વ પ્રથમ તો યુવકોએ જ લોકશાહીનું સર્વપ્રકારે જતન કરવા પ્રતિજ્ઞાબદ્ધ બનવું જોઈશે. જ્યાં જ્યાં લોકશાહીનો ભંગ થતો હોય ત્યાં લોકશાહી રીતરસમો દ્વારા તેનું રક્ષણ તથા જતન કરવા કટિબદ્ધ થવું જોઇએ. લોકશાહી એ સમાજ પરિવર્તનની અતિ દીર્ઘ પ્રક્રિયા છે. પણ લોકશાહીના ભંગ દ્વારા લોકશાહીનું રક્ષણ ન થઈ શકે એટલું તો તમામ નાગરિકે સમજવું રહ્યું.

આજનો યુવક જો લોકશાહીના નામે લોકશાહીને પડકાર કરતો થઈ જાય તો સામાજિક અરાજકતા જ પ્રવર્તે. આજના યુવાનનું કામ લોકશાહીને નહીં, પણ લોકશાહી રીતરસમોથી અરાજકતાને પડકારવાનું છે. સમાજમાં જે કાંઈ અનાવસ્થા કે અરાજકતા પ્રવર્તે છે તેનું કારણ જ લોકશાહીના ઓઠાં નીચે લોકશાહીનું શોષણ થઈ રહ્યું છે તે છે. એટલે આજના યુવક ઉપર એ અરાજકતાને – એ અનાવસ્થાને પડકારવાની જવાબદારી આવી પડી છે એ માટે વૈચારિક ક્રાંતિ અનિવાર્ય છે. એ વૈચારિક ક્રાંતિ દ્વારા સમાજમાં વિચારશુદ્ધિ ને વ્યવહારશુદ્ધિનાં આંદોલનો ઉઠાવવાં જોઇએ. એ માટે ગામેગામ વિચારશુદ્ધિ અને વ્યવહારશુદ્ધિનાં મંડળો રચવાં જોઈએ. જો યુવકો સમાજપરિવર્તનની જવાબદારી નહીં ઉઠાવે તો સમાજને ઊંચો કોણ ઊઠાવી શકશે?

આ દેશના યુવાનોએ તમામ રૂઢિઓનાં બંધનો તોડીને, સમર્પણની ધારાઓ વહાવીને પરાધીનતાનાં બંધનો તોડેલાં. હવે સામાજિક, આર્થિક, રાજકીય અને સાંપ્રદાયિક દાસત્વનાં બંધનો તોડીને લોકશાહી માટે આ દેશનું ચારિત્ર્યનિર્માણ કરવાનું કાર્ય આજના યુવાનો ઉપર જ આવી પડયું છે. કોઈપણ દેશ એના યુવાનો થકી જ ઉજ્જવળ અને મહાન બની શકે.

વિશ્વની રાજકીય પરિસ્થિતિ જ્યારે વિશ્વશાંતિ માટે એક મોટા પડકારરૂપ બની રહી છે અને એશિયામાં લોકશાહીનો ચિરાગ એકમાત્ર ભારતમાં જ વણબુઝાયેલો પ્રગટી રહ્યો છે ત્યારે એ ચિરાગને જલતો રાખવાનુ અને એ ચિરાગરૂપી લોકશાહીને મજબૂત બનાવવાનું સામર્થ્ય ભારતના યુવકોમાં પ્રગટો તે જ અભ્યર્થના છે.

(આકાશવાણીના સૌજન્યથી)

※

ગુલામ માબાપનો બાળક છ વરસનો હતો ને માબાપ ગુજરી ગયાં પછી તેની સંભાળ પણ કોણ રાખે? ધરતી એની માતા હતી ને આભ તેનો પિતા. ગામની ભાગોળે એક જર્જરિત ઝૂંપડીમાં રહેતો, કડકડતી ઠંડીમાં ટાઢથી બચવા પગ રખ્યામાં રાખતો ને શરીરને કંતાનમાં લપેટતો. ભૂખ લાગે ત્યારે કોઈએ નાખી દીધેલા બ્રેડના ટુકડાઓ ઉઠાવી ખાઈ લેતો ને કપડામાં માત્ર શણનું કેટલીય વખતે સાંધેલું પહેરણ પહેરતો.

પણ સૌનોય ભગવાન છે, પ્રભુએ ખૂબ તેજસ્વી બુદ્ધિ આપેલી. તેણે જાણી લીધું કે જો સમાજમાં આગળ આવવુ હોય અને જીવન આનંદમાં વીતાવવું હોય તો ખૂબ કમાવું પડે ને કમાવા માટે ભણવું પડે. તેણે ભણવા માટેનો દૃઢ નિર્ધાર કર્યો ને પછી તો મહેનત શરૂ કરી દીધી.

એક બાજુ ગુજરાન ચલાવવા માટે કમાવવાની જરૂરત હતી તો બીજી બાજુ મોટા માણસ બનવા માટે વાચનની જરૂરત હતી. તેણે દિવસે રેલવે સ્ટેશને પોટલાં ઊંચકવા માંડયા ને રાત્રે મ્યુનિસિપાલીટીની બત્તી નીચે એક જૂની ચોપડીમાંથી શબ્દો શીખવા માંડયા.

તેના સખત પરિશ્રમે તેના ભાગ્યને પલટી નાંખ્યું. દિવસો વહેતા ગયા ને અનેક પુસ્તકોમાંથી અનહદ જ્ઞાન સંપાદન કરી થોડાક જ વર્ષોમાં યુ. એસ એ. નો નામાંકિત માનવી બની બેઠો.

આમ આવડત અને જહેમતથી આગળ આવનાર તે છોકરો બીજો કોઈ નહીં પણ ફ્રેડરિક ડગ્લાસ



# ઘરની રાણી ચકલી

(બાલશ્રેણી)

– જયમલ્લ પરમાર

ચાર–પાંચ છોકરાં ટોળે વળ્યાં છે. આડી-અવળી રમતો રમે છે, પણ મજા પડતી નથી. પાસેથી મોટી બહેન નીકળે છે. નાનાં ભાંડરડાં કહે છે: "મોટી બહેન, અમને રમત રમાડો ને!" મોટી બહેન હા પાડે છે અને છોકરાં ગાળ કૂંડાળે બેસી જાય છે. વચ્ચે મોટી બહેન આવીને બેસે છે. બધાની હથેળીઓ વચ્ચે મુકાય છે. મોટીબહેન સૌની હથેળીમાં કોણી મારતી જાય છે અને ગાતી જાય છે:

ચકી ચોખા ખાંડે છે,
મોર પગલાં પાડે છે,
પીતાંબર પાણી ઢોળે છે.

રમતમા અર્ધો–પોણો કલાક ચાલ્યો જાય છે, એની કોઈને ખબરેય નથી પડતી.

*

નાના ભાંડુડાં–કજિયે ચડયા છે. તરત મોટી બહેન આવી પહોંચે છે. તે કહે છે: 'ચાલો ચકલી–પોપટ રમીએ.' એમ કહેતાં તો રોતાં છોકરાં ચૂપ થઈ જાય છે અને બહેને ઊંચી ધરી રાખેલી હથેલી નીચે પોતપોતાની આંગળીઓ ગોઠવી દે છે. મોટી બહેન પૂછતી જાય છે. અને નાનાં ભાંડુડાં જવાબ દેતાં જાય છે:

'ચકલીને ચણ નાખશો જી?'
'હા જી'
'પોપટને પાણી પાશો જી?'
'હા જી'

બધાં બાળકોના મન બહેનને જવાબ દેવામાં રોકાયાં હોય છે. અચાનક બહેન હુકમ આપે છે:

'ચકલી પોપટ ઊડી.. જજો!'

પણ એક–બે ભાંડુડા એમને એમ બેઠાં રહે છે, પોતાની આંગળી ખેંચી શકતાં નથી. અને તે આગળીને મોટી બહેન મૂઠીમાં પકડી પાડે છે. બીજા હાથથી બહેન તેમને શરીરે 'ચક…ચક ..ચક' એમ બોલીને ગદગદિયાં કરે છે અને બાળકો ખિલખિલાટ હસી પડે છે. ઘડી વાર પહેલાં રોતાં બાળકો હસતાં હસતાં રમવા દોડી જાય છે.

*

વાછરડાં લઈને ગામડાનાં છોકરાં ગામ બહાર નીકળી પડયાં છે. તરસ્યાં થતાં નદીકાંઠે ભેગાં થાય છે. પોતાને હાથેથી નદીની રેતીમાં તેઓ વીરડા ગાળે છે, પણ તાજા વીરડાનાં પાણી તો ડહોળાં છે, તે આછરે કેમ! તરત જ બાળકો સફેદ કાંકરીઓ ભેગી કરે છે અને વીરડા પર તે ધરી રાખીને બોલવા

એનો ચકચકાટ આખો દિવસ ચાલ્યા જ કરવાનો. ઘડીક ધીમે બોલે તો ઘડીક જોરમાં બોલે. પળ વાર પણ એની જીભ આરામ ન લેતી હોય તેમ લાગે.

શાંતિથી બેસવાનું તો એ શીખી જ નથી. ઘડીક અહીં, ઘડીક તહીં–ઊડાઊડ, બીજી કાંઈ વાત જ નહિ. તેના પગ એવડા નાના કે કાગડા અથવા કાબરની જેમ તે એક પછી એક ડગલું માંડી નથી શકતી. એ તો બંને પગે ઠેકડા માર્યા કરે અને આમથી તેમ ફર્યા કરે. એના નાના ઠેકડા બહુ વહાલા લાગે. જાણે એની ટીનબાણુડી દોડાદોડ જોયા જ કરીએ–જોયા જ કરીએ.

ખાવું, ખાવું ને ખાવું એ જ જાણે એનું જીવન. ઘરમાં આવે તો દાણા ખાય, રસોડામાં જાય તો ઢોળેલ ધાન ખાય, આંગણામાં જાય તો જીવાત ખાય–અનાજ અને જીવાત બંને ખાય. એની ચાંચ બંને જાતના ખોરાક ખાઈ શકે. નાનાં જીવડાં કે ઈયળને ચાંચની અણીથી પકડી શકે. ઘરમાં ગમે તેટલે સુધી ઘૂસી જાય. તેને કશી બીક જ નહિ. બધે જાણે પોતાનું જ રાજ્ય છે તેમ માનીને લહેરથી હરેફરે.

જીવાતનો તે નાશ કરે છે તેથી ખેતીને તે મદદગાર ગણાઈ છે. પણ જીવાતની સાથોસાથ અનાજ તો એથીયે વધારે ખાઈ જાય છે. જીવડાં ખાવાની એની શક્તિ જોઈને અમેરિકા, ન્યુઝીલેન્ડ અને ઑસ્ટ્રેલિયા નામના દેશોમાં એને ખાસ લઈ જઈને વસાવી છે. પાછળથી એ તો દાણા પણ ઉડાવવા લાગી અને ભારે નુકસાન કરવા લાગી. એને પાછી કાઢવા તે દેશોમાં ઘણા પ્રયત્ન થયા પણ હજી તે ત્યાંથી નથી ખસી.

બારે માસ ચકલી ઘરમાં રહે, પણ ખેતરના પાકને વખતે ચકલી ખેતરમાં પહોંચી જાય છે. ટોળાંનાં ટોળાં મોલમાં ફર્યા કરે અને ડૂંડાંમાંથી દાણા ઉડાવ્યા કરે. ડૂંડાં પર કાચા દાણા બેસે ત્યારથી તેના હલ્લા શરૂ થાય. છેવટે ખળાવાડમાંથી તૈયાર થઈને અનાજ ઘેર પહોંચી જાય ત્યાં સુધી ખાધા કરે.

આ રીતે ચકલી ખેડૂતને ખૂબ હેરાન કરે છે. તેને ઉડાડવા માટે ખેડૂતોના છોકરા ડબ્બા વગાડે છે, ગોફણોમાં પથ્થર મૂકીને ફેંક્યા કરે છે, પણ ચકલી ખસે જ નહિ. ભરરરર...ભટ્ટ્ કરતું ચકલીઓનું ટોળું આ છેડેથી ઊડી જાય. ગોફણનો ઘા કે ડબ્બાનો અવાજ તેને અસર ન કરે.

ખેતરોમાંથી પાક વાઢી લીધા પછી યે દિવસોના દિવસો સુધી ચકલીનાં ટોળાં ખેતરમાં પડી ગયેલા દાણા વીણ્યા કરે. ઉઘાડાં ખેતરોમાં આંખો નોંધીનોંધીને થાકી જાઓ તો યે કાંઈ દેખાય નહિ, પણ એકાદ પથ્થર મારો તો ભરૂરૂરૂર્ કરતું ટોળું ઊડે અને આંખને ભડકાવી દે. બીજી ક્ષણે તો તે બેસી જાય, પણ તે ક્યાં બેઠું તે શોધવાને તો આંખની પહેલાં જેવી જ પરીક્ષા થાય

ખળાં લેવાઈ જાય, એપ્રિલ–મે માસ આવે એટલે તે પાછી ઘરમાં આવતી રહે. આવતાંવેંત તે માળો બાંધવાની શરૂઆત કરે. માળો બાંધવાની જગ્યા. શોધવાની તેને ખાસ ચિંતા નહિ, થોડોક આધાર મળે એટલે ચાલે.

ઘરના કરામાં બખોલ મળે તો બખોલમાં, જગ્યા દેખે તો નળિયામાં અને નેવામાં માર્ગ દેખે તો નેવામાં. ઘરની અંદર તો ગમે ત્યાં એનો અધિકાર. ઓરડામાં શીકા માથે કે ઓસરીમાં ઘોડિયાટ માથે, દીવાનખાનામાં ફોટાઓ માથે કે આડીઅવળી ખીંટી માથે–કાંઈક આધાર મળે એટલે માળો શરૂ કરી દે.

જગ્યા શોધવામાં ભૂલ થાય તો તે જાત એવી મૂર્ખી કે ભૂલ સમજે જ નહિ. અમારા ઘરમાં મોભારે એક નાની એવી ખીલી જડી ગઈ. બસ ચકલીએ માળો શરૂ કરી દીધો. એક દિવસ, બે દિવસ, પાંચ દિવસ, દસ દિવસ, વીસ દિવસ–માળો બાંધ્યા જ કરે. સૂતર લાવે, શણિયાની દોરીઓ લાવે, ઝાડની છાલ લાવે, સળીઓ લાવે અને માળો બાંધ્યા કરે, પણ તે અટકે નહિ. રોજ સાંજે એના કચરાનો ઢગલો વાળી નાખીએ અને બીજી સવારે તે માળો બાંધવો શરૂ કરી દે. એમ કરતાં મહિનો વીતી ગયો. ચકલીની મૂર્ખાઈની શાખ જેવો કચરાનો ઢગલો થયો. ઈંડાં મૂકવાનો વખત ચાલ્યો ગયો અને

ચકીબાઈ ચાલ્યાં ગયાં.

આવી મૂર્ખાઇ તો કોઇ પણ જોનારને મળી આવવાની. ઘર વાળવાવાળાને પૂછીએ તો તરત ચકલીની આ ટેવને લીધે તેને વેઠવી પડતી હેરાન-ગતિનું વર્ણન શરૂ કરી દે. દીવાનખાનું વાળીને ચોખ્ખું–ચણાક રાખ્યું હોય, પણ ચકીબાઈ એને ચીતરી મૂકવાનાં. દિવસમાં ગમે તેટલી વાર ઉડાડીએ પણ પાછી ત્યાં ને ત્યાં કચરાનો ઢગલો કરવા આવી પહોંચે. તેને કાઢી કાઢીને હાથજીભ નીકળી જાય, પણ તે ન નીકળે.

આવી જ તેની બીજી મૂર્ખાઇ ઘડિયાળ કે અરીસો જોઈને શરૂ થાય છે. ટક્...ટક્... થતી ઘડિયાળ સામે તે બેસી જાય છે. તરત તેનો ચકચકાટ શમી જાય. ઘડિયાળમાં જાણે બીજી ચકલી કે પોતાનું બચ્ચું જ પુરાયું હોય તેમ માનીને તે ઘડિયાળ પર ઠક્...ઠક્...ચાંચો લગાવવા માંડે. કોઈ ન ઉડાડે તો કલાકો સુધી તેની આ મૂર્ખાઇ ચાલે.

એ જ રીતે અરીસો દેખી ગઈ તો થઇ રહ્યું. અરીસામાં પડતા તેના પ્રતિબિંબ સાથે ચાંચો મારવી શરૂ કરી દે. ચાંચો મારતાં ચાંચ લપટી જાય, બેસવાનું ઠેકાણું ન મળે, તો યે અરીસા આસપાસ ટિંગાયા કરે અને કલાકો સુધી ચાંચો માર્યા કરે – જાણે તેના આગલા ભવનું કોઈ દુશ્મન અરીસામાં સંતાઇ બેઠું છે અને તેનો છેલ્લો નિકાલ આણવા તે તૈયાર થઈ છે.

અરીસા કે ઘડિયાળ સાથે તે વરસમાં ગમે ત્યારે લડતી નથી. જ્યારે ઇંડાં મૂકવા પહેલાં ચકલો તથા ચકલી સાથે જોડાય છે ત્યારે આનંદના દિવસોમાં આ લડાઇ ચાલે છે. થોડા દિવસ આ લડાઈ ચાલે પછી તેઓ માળો બાંધવામાં અને ઇંડાં સેવવામાં રોકાઈ જાય છે.

અરીસા કે ઘડિયાળ સાથે ચકલી લડે છે તેમાં તેનો બાઝકણો સ્વભાવ દેખાઇ આવે છે. બે ચકલાં લડવા લાગે તો તેમને જુદાં પાડવાં મુશ્કેલ. એકબીજાને ચાંચો મારે, પગ ભરાવે, પીંછાં વીંખે અને ફળિયા વચ્ચે ધમાલ મચાવતાં કલાકો સુધી ગોટાની પેઠે દડયા કરે–કોઇ રીતે જુદાં પડે જ નહિ. આ વખતે બિલાડી આવી પહોંચે તો થઈ રહ્યું! બેમાંથી એકાદને પકડીને ચાલતી થાય ત્યારે બીજાને ખબર પડે! પછી તો તે ફફડતું અને લડાઈમાં છૂટાં પડી ગયેલ પીંછાંને ખંખેરતું નાસી છૂટે.

ઘર એને એટલું તો ફાવી ગયું છે કે ઝાડનો તો તે માળા માટે ભાગ્યે જ ઉપયોગ કરે. માળાનો પણ કોઈ ચોક્કસ ઘાટ નહિ. જે ઠેકાણે માળો બાંધ્યો હોય ત્યાંની સગવડ પ્રમાણે તેનો ઘાટ થાય. જેટલી જગ્યા મળે તેમાં તે ચીથરાં, વાળ, ઊન, ખડ વગેરે ભરી દે અને માળો બનાવી નાખે, મૂઠી જેવડા માળાથી માંડીને ફૂટબોલ જેવડો પણ એનો માળો થઈ જાય.

માળાના વચલા ભાગમાં તે ઈંડાં અને બચ્ચાં માટે સરસ ખાડો બનાવી લે છે. એ ખાડાને તે લીસી લીસી વસ્તુઓથી ગૂંથી લે છે. તેના ઉપર આંગળી ફેરવો તો આંગળી પણ લપસી જાય. બહાર-ના ભાગને જરા યે તે સરખો કરે નહિ. આખા માળા આસપાસ ભલે ને ચીથરાં અને ઘાસ લટકયા કરે અને ફરકર્યા કરે.

મોટે ભાગે ઘરમાં માળો બાંધે છે તેથી શિકારી પંખીઓ તેના પર હલ્લો નથી કરી શકતાં. અલબત્ત ઘરમાં એના માળા પર કયારેક બિલ્લીબાઈ અને સાપભાઇ પહોંચી જાય છે અને ઈંડાં તેમજ બચ્ચાંને સાફ કરી નાખે છે ખરાં.

વર્ષમાં બે વખત ઈંડાં મૂકે. ત્રણ–ચાર વખત પણ કયારેક મૂકી દે. એકી વખતે ચાર–પાંચથી ઓછાં ઇંડાં મૂકવાની તેને ટેવ નહિ. ઈંડાં નાનકડાં લંબગોળાકાર હોય. રંગ જુદાં જુદાં હોય, પણ મોટે ભાગે ભૂખરા સફેદ રંગમાં આછાં છાંટણાં હોય.

બચ્ચાં ઉછેરવામાં પણ ચકલાં ભારે હોશિયાર. એના બચ્ચાં ભારે ખાઉધરાં હોય છે. તેમને ખાસ કરીને કૂણી કૂણી જીવાત બહુ ભાવે. સવારથી સાંજ સુધી ચકલો અને ચકલી જીવાત વીણીવીણીને

બચ્ચાંનાં મોઢામાં મૂકયા જ કરે અને ખવરાવવામાં ચકલાં ન થાકે. સાંજ પડયે તો અસંખ્ય જીવાત આ રીતે સાફ થઇ જાય.

પણ એકાદ-બે અઠવાડિયાં વીતે એટલે બચ્ચાંને અનાજ વધારે ભાવવા લાગે. ચકલાં જીવાત પકડતી મૂકે અને અનાજ પર હલ્લો શરૂ કરે. નાનાં નાનાં ફળ ખાવાં પણ તેમને ભાવે.

ચકલું તદ્દન નાનું પંખી. તેનો શિકાર કોણ કરે એમ આપણને સહેજે લાગે, પણ તેનો શિકાર થાય છે. તેના માંસ માટે નહિ, પણ તેની જીભ માટે. લોકો માને છે કે ચકલીની જીભમાં ઘણું કૌવત છે. તેની સવાશેર જીભ ખાવામાં આવે તો ઘરડો માણસ પણ જુવાન બની જાય છે. આથી યુનાની દવાઓમાં ચકલીની જીભ વાપરવામાં આવે છે અને તેમાંથી યાકૂતીઓ બનાવવામાં આવે છે. તે માટે હજારો ચકલીઓ મારી નાખવામાં આવે છે. કાઠિયાવાડના એક મહારાજા અનેક ચકલીઓનો શિકાર કરી, તેની જીભનો શેરવો કરીને ઉડાવતા !

ચોમાસાના દિવસોમાં ચકલીમાં એક નવીનતા દેખાય છે. તે ધૂળના ઢગલામાં જઈને જાણે પાણીમાં પડી હોય તેમ પાંખો ફફડાવીને નાહવા માંડે છે. આપણાં લોકો ચકલીના આ સ્નાનને વરસાદના આગમનની નિશાની માને છે. આથી તો જૂની ગુજરાતી ચોપડીમાં ચોમાસાની એક કવિતા આવતી તેમાં એક કડી ગવાતી કે :

ફડ ફડ ફફડાવે ધૂળમાં, ચલ્લી પાંખ
પસરી જ બગ બેસે પાંખ પોતાની સાફ
અરણ્યથી કિનારે આવતાં પંખી ભાળ્યાં
સકળ જન કહે એ વૃષ્ટિના થાય ચાળા.

ધૂળમાં આ રીતે ચકલી શા માટે નાહતી હશે? પંખીઓનાં પીંછાંમાં એક જાતનો પાઉડર ઓછો થઈ જાય ત્યારે તેને વધારે સુક્કો બનાવવા માટે ઘણાં પંખી આ રીતે ધૂળમાં આળોટે છે. તેથી તેમની પાંખોમાં ભરાયેલ મેલ અને જીવાત પણ સાફ થઈ જાય છે.

પણ ચકલી તો આપણી પેઠે પાણીમાં પણ નાહ્ય છે. ઉનાળાના દિવસોમાં એ ગમે ત્યાં પાણીનું ખાબોચિયું ભાળે કે ત્યાં પહોંચી જાય. આસપાસ લોકોનો અવરજવર ન હોય તો નાહ્યા જ કરે. એને નાહવા માટે કેટલુંક પાણી જોઈએ ? અને વાર પણ કેટલી લાગે ? આથી આપણે ત્યાં કહેવત પડી ગઈ છે કે 'ચકીબાઈ નાહી રહ્યાં !'

તોતડા બાળકના મોઢામાં ગામડાનાં લોકો ચકલી બોલાવે છે તેની તમને ખબર છે ? બાળકના નાના મોઢામાં ચકલી જેવડું નાનું પંખી જ પુરાઈ શકે ને ? આથી ચકલીને પકડીને ઝબ - દઈને તોતડા બાળકના મોઢામાં એકદમ મૂકવામાં આવે છે. ડરી ગયેલી ચકલી ફફડાટથી બાળકના મોઢામાં કારમી ચીસ પાડી ઊઠે છે. બાળક તો એથી એકદમ ડરી જાય છે અને તેનાથી જોરથી ચીસ પડાઈ જાય છે. આથી તેની અકડાઈ ગયેલી જીભ છૂટી જાય છે અને તેનું તોતડાપણું મટી જાય છે.

## રાજી

આપણી ચકલી કરતાં થોડીક વધારે રૂપાળી ચકલીને જોવી છે ? તો ચાલો વગડામાં. કેરડાં, આવળ અને બાવળિયાનાં નાનાં ઝુંડ પર તે રખડયા કરતી હોય છે. તેને આપણા લોકો રાજી કહે છે.

એનામાં નવીનતા માત્ર ગળા પર. ત્યાં પીળા રંગના ડાઘા હોય. શરીર આપણી ચકલી જેવડું જ. રંગ ધૂળિયો. ઉપર લાલ કે કશા ડાઘા નહિ. પાંખ પર આછા ભૂખરા પટ્ટા હોય. આપણી ચકલી કરતાં ચાંચ વધારે લાંબી અને અણીદાર. માથાનો રંગ આપણા ચકલા કરતાં વધારે ભૂખરો.

ખેતરો અને વગડામાં ફર્યા કરે. ગામમાં આવવાની હિંમત ન કરે. નાનાં ઝાડ અને છોડ પર ઊડયા કરે અને આપણી ચકલી કરતાં વધારે મુલાયમ અને ઊંચા રાગથી ચીંચકારા માર્યા કરે. બીજી બધી રીતભાત આપણી ચકલી જેવી જ.

# મૂંજો ઓડેદરો

(પચાસ વર્ષ પહેલાંનું ગ્રામચિત્ર)

મણિભાઈ વોરા

મૂંજો ઓડેદરો પાંચ હાથ પૂરો, સોટા જેવો આધેડ આદમી; પૂતી એની ઘરવાળી. ભીમા કેશવારાની દીકરી, હાડેતી મહેરાણી. ફટાણાનો મૂંજો નાનેથી વિસાવાડે માસીને ઘેર મોટો થિયો, જુવાન થાતાં સાથિયા કર્યાં અને પછી ગામનો ચોકિયાત થિયો

મૂંજો કયારેક કહી દેતો : "બંધૂક બાંધી, જીવડા માર્યા પણ આ 'ભગવાનનું માણસ' ઘરમાં આવ્યું તા'રથી માણાં થૈ ગો". મૂંજો પરણેલ નહીં, પૂતીએ ઘરઘીને એનું ઘર માંડયું'તું. બેઉના ખોળિયાં નોખાં, જીવ એક. સુખી મેરનું ખોરડું આમ કિલ્લોલ કરતું વસ્યું.

વિવાહ વાજમે પરગામથી કોઈ જાન આવે અને પરણીને જાન ઉઘલે ત્યારે ગામઝાંપે ગઢના કોઠા ઉપર ગામના જુવાનિયા 'પેજું બાંધે' ઊંચે લાંબા વાસડા ઉપર બે કામઠામાં નીચેના કામઠાની પણછ વચ્ચે નાળિયેર ઝૂલતું રાખે. જાનમાં આવેલ બંધૂકધારી વોળાવિયાએ નિશાન લઈને નાળિયેર આંટી પેજું પાડવાનું હોય.

બે કામઠાંથી ઊંચેનીચે અને પવનથી આમતેમ ઝૂલતું શ્રીફળ આંટવું વસમું પડે. સારો નિશાનબાજ નાળિયેર આંટે તો વાહ વાહ થાય, અને ન અંટાય તો હાર કબુલવી પડે. ગામઝાંપે જુવાનિયાઓને મીઠું મોઢું કરાવવું પડે. જાનવાળા દાદ આપે અને જાન વિદાય થાય. વિસાવાડામાં આ રિવાજ હતો.

ગામના ચોવટિયા જ્યારે જાનૈયા તરફથી પેજું ન પડે ત્યારે મૂંજાને હાકલ મારે : 'ભાઈ મૂંજા ! લે તારી બંધૂક હવે ખાલી કર્ય...' ને મૂંજો એક જ ભડાકે પેજું પાડી દેતો એવો અંટુકાર આદમી.

પીઢ ઉંમરની પૂતી ગીતાળ પૂરી... આંડવામાં કે જાનડીઓ ભેળી જાનના ગાડામાં બેસી ગીત ઉપાડે ત્યારે બે ખેતરવાથી એનો નરવો કંઠ વરતાતો આવે. સાતમ આઠમ ઉપર મેરાણીઓ રાસડા લેતી હોય તેમાં પણ પૂતીના હાથની ભરેલ તાળીને ઘેરો મધરો સાદ એક તાલે ને હલકે હાલ્યાં આવે, વાતાવરણ ભરાઈ જાય.

પાદરમાં રણછોડરાય અને સિદ્ધનાથનાં દહેરાં વચ્ચે ચોકમાં મહાજન–સ્ત્રીઓ કે બાવા–સ્ત્રીઓ સાથે ગીત–ધોળ ગાવામાં પૂતી તો કાયમી હોય જ.

મૂંજો ચોકિયાત કોટવાળું પણ કરતો. સરકારી કામેરા આવે ત્યારે એને ઘડીનીયે નવરાશ ન હોય. નીરણ પૂળા માટે વેઠિયાને બોલાવી લાવવો, દૂધના વારાવાળા બેકુને ઘેરથી ચોરે સાયબને ઉતારે દૂધ લાવી પહોંચાડવું, પટેલ ચોવટિયાને ભેગા કરવા વગેરે કામ મૂંજો કરતો. ગામપટેલને સાથ આપતો. આના બદલામાં એને પસાયતું ખેતરડું મળેલ, જે કોઈક પાસે વવરાવી લેતો.

મૂંજાથી કોઈ નારાજ નહોતું, દરબાર તરફથી રૂ. પાંચનો દરમાયો તેને મળતો, પણ મૂંજો ને પૂતી તાનાં કરતાં.

પૂતીને આંગણે, એક ગાવડી 'ગોરી' અને દહીંના ફોદા જેવી વાછરડી 'ફોદયડી' હતાં. પૂતીને આ પશુડાં પોતાના પરિવારને ઠેકાણે હતાં. જીવથી યે વહાલાં હતાં.

વાછડી તો પૂતીના ખાટલાને પાયે જ બાંધી હોય, રાતે વાછડી ઊભી થાય કે હલચલ કરે તો પૂતી તેની સાથે વાતો કરતી હોય : "મારી મા, કાંવ થૈ ગૂં ? લે હવે સૂવે જા... મારો બસો..." એમ કહેતી જાય અને હાથ ફેરવી 'ફોદયડી'ને સાંસતી કરે.

મૂંજો રાતે 'રોન ફરી'ને ચોરે સૂવે, કોઈ અભિયાગત ભેટી જાય તો ઘેર તેડી જાય અને પૂતીના હાથનો રોટલો ખવરાવે. પૂતી રાજી થાય. સાધુ–સંત આવે તો ધરમશાળાએ લઈ જઈ સદાવ્રત અપાવે. મૂંજો પૂરો 'પરમારથી' જીવ હતો.

વહેલી સવારનું ઘરનું કામકાજ પતાવી ફળિયામાં વાસિદું કાઢી, ઘરપછવાડે વાડામાં જઈ પૂતી ખોળિયાં ઉપર બે કળશિયા પાણી ઢોળી સૂરજ સામે હાથ જોડે, કાલાવાલા કરે.

પાણિયારા પાસે દ્વારકાનાથની છાપ સામે બેસી ઘીનો દીવો કરી ખોળો પાથરે, ડાબલીમાંથી ગોપીચંદન કાઢી એક કણી મોઢામાં મેલે, 'શ્રી કરસન શરણમ્ મંમ' બોલતી જાય ને કપાળે ગળે ને કાનના ચાપવાએ ગોપીચંદનના તલકાં કરે. ઝીણા પારાની તુળશીની માળા ફેરવે પછી એ માળા ડોકમાં નાંખી દર્શન કરવા ઉપડે. ઘેર આવી ચૂલો સંધરૂકે ને તાવડી માંડે.

ચોરાને ઓટલે પડેલ ખાટલામાંથી વહેલો ચાર વાગ્યે મૂંજો બેઠો થાય. ઉગમણે મોઢે હાથ જોડી આંખો બંધ રાખીને જે જે દેવ–દેવી હૈયે ચડે એ મૂંજાને હોઠે આવે : "શિવ, શિવ, મારા વા'લા તારો આશ્યરો... રામ, રામ, રામ, મારા વા'લા તારો આશ્યરો... મા, મા, મા, માતાજીયું તમારો આશ્યરો... પીર, પીર, પીર, મારા વાલીડા તમારો આશ્યરો .. વાછરા, વાછરા, વાછરા, મારા ડાડા તારો આશ્યરો..." એમ બોલતો સંભળાય. ક્યારેક કો'ક મશ્કરીમાં કહેતું કે : "મૂંજા! ભલા-માણસ! આમ નોખાં નોખાં દેવ દેરલાંને વડઝમાં લેવા કરતાં એક દેવને વળગ્યને!" મૂંજો ધીરેથી જવાબ દેતો : "મથલતાં મારો વા'લો એક સે સંધાય દેવલામાં! નોખાં નોખાં તાં ધણીના વેહ સે..." પૂછનાર સામે નજર નોંધીને મુંજો મલકતો, મલકતો.

સારા માણુસ બેઠાં હોય ત્યાં મૂંજો આકર્ષાય અને પાસે જઈ ખેંસડો નાખી ઉપર બેસી જાય. હેતું જોઈ સાભળે, બોલે માડું. રણછોડરાયજીના દહેરાં પાસે કોઈ સાધુ સંત આવ્યા હોય કે કોઈ ખાખી ધૂણી ધખાવી બેઠા હોય, આસપાસ ગામના નવરા આવી બેઠા હોય, ગાંજા સુકાના દમના પ્યાસી અગમડગમની હાંકતા હોય ત્યાં પણ મૂંજો બેસે ખરો પણ બોલે ઓછું મૂંજો કોઈને કાંઈ પૂછે નહીં. મૂંજાને કાંઈ પ્રશ્ન જ નહોતો. કોઈ વળી કહે : "મૂંજાભાઈ તમે તો કાંઈક કિયો..." મૂંજો કહેતો : "હું કાંઉ કાં, હું તાં સાંભરાં... મારા વા'લાએ માણહને બે કાન દીધાં ને જીભ તાં એક દીધી. ને ઈ પણ સાંસવી ને...?" ઓળખીતા હોય તો વળી કહે : 'હું સાટાંની પૂતી વાવરેશ, પણ ઈયે માઠો શબ્દ નો કાઢે હો! હું તાં કારક પખેડા ઝી કે દાં..."

ગામનો ચોકિયાત મૂંજો પંડયનો પણ સીપાઈ હતો ઘૂંજમાં સૂડી-સોપારી રાખતો, સોપારી વેતરી પડખેના સૌને દૂધિયો ચૂરો આપતો.

મૂંજા – પૂતીને છૈયું – છોકરૂં નહોતું.

"ઈ ઉપાધી નેથ..., કોના સોરૂ, કોના વાસરૂ! સાજો મલક આપરો, કટમ કબીલો રોગો સંતાપ એ નાં! જીમ ગનાન ઓસું - ઈમ મન મોકરૂં... બેઠાં બેઠાં નીંદરૂં આવે જાય! મારા વા'લાની દયા સે..." આવી એમની જીવન મીમાંસા... ભગવાનના ઘરના માણુસ આવાં હોય...

પૃ. ૮૮થી ચાલુ]

કરશે. તમારું એક કુંકુ પણ વઢાશે નહીં." મેં ખાત્રી આપી.

લોકોએ કમને–મને વાત સ્વીકારી લીધી.

"આરઝી હકૂમત ઝીન્દાબાદ"ના ગગનભેદી સૂત્રો પોકારી ગામલોકો છૂટા પડયા.

અનોપચંદભાઈ સાથે અમરાપુરના વહીવટ અને રક્ષણની જરૂરી વ્યવસ્થા વિચારી, સાથીઓની વિદાય લઈ હું કુંકાવાવની છાવણીમાં જવા માટે રવાના થયો.

ક્રમશઃ

# લોકસાહિત્ય પરિવાર અને તેનું સભ્યપદ

'લોકસાહિત્ય પરિવાર'ની પુનઃ શરૂઆત થતાં અનેક ભાઈ–બહેનોના સભ્ય થવા માટેના પત્રો આવી રહ્યા છે. એમાં ટી. વી. અને આકાશવાણી ઉપર કાર્યક્રમો આપનારા ભજનિકો, લોકગીત–ગાયકો, વાદકો ને વાર્તાકથકો છે, તો બીજી બાજુ લેખકો, કવિઓ, અધ્યાપકો, પ્રાધ્યાપકો ને વિવિધ સાહિત્યમાં રસ ધરાવનારાઓ પણ છે.

આ બધાને વ્યક્તિગત જવાબો આપવા શક્ય ન હોતાં અહીં 'ઊર્મિનવરચના' દ્વારા સ્પષ્ટતા કરીએ છીએ. જૂનાગઢમાં ૧૯૭૦માં ગુજરાતી સાહિત્ય પરિષદનું અધિવેશન મળ્યું. શ્રી રતુભાઈ અદાણી આ અધિવેશનના સ્વાગત પ્રમુખ હતા. સૌરાષ્ટ્રના આદર આતિથ્ય સાથે લોકસાહિત્યના કાર્યક્રમ આપી પરિષદની મહેમાનગતિ કરવી જોઈએ એવી એમની લાગણી થઈ અને સૌરાષ્ટ્રના શ્રેષ્ઠ લોકવાર્તાકથકો, લોકગીતગાયકો, કહેણીકારો અને લોકવાદ્યોના વાદકોનો કાર્યક્રમ યોજાયો. ગુજરાતના સાક્ષરો, વિદ્વાનો, કવિ–લેખકો અને સાહિત્યના રસિયાઓને તેમણે ડોલાવ્યા. ગુજરાતી સાહિત્ય પરિષદે એથી પ્રથમવાર લોકસાહિત્યને પોતાના કાર્યક્રમના એક ભાગરૂપે સ્વીકાર કર્યો.

એ જ અરસામાં દિલ્હીમાં ગાંધીદર્શન ચાલતું હતું. શ્રી રતુભાઈના આગ્રહથી લોકસાહિત્યના આ બધા તદ્‌વિદોનો ગાંધીદર્શન, વડાપ્રધાન, રાષ્ટ્રપતિ અને ગુજરાતી સમાજ સમક્ષ સાત કાર્યક્રમો યોજ્યા. કલાકારોએ દિલ્હીને ડોલાવ્યું. લોકસાહિત્યની આ તાકાતથી પ્રેરાઈને લોકસાહિત્ય પરિવારનો ઉદ્‌ભવ થયો. પ્રાચીન ગણાતા આ સાહિત્યમાં આધુનિક યુગમાં સંસ્કારસિંચન દ્વારા મનરંજન કરવાની પ્રબળ શક્તિનો સૌને પરિચય થયો. આ શક્તિની સાધના દ્વારા નવયુગના ઉત્કર્ષમાં અસરકારક ફાળો આપી શકાય એની પ્રતીતિ દ્વારા લોકસાહિત્ય પરિવાર આગળ વધ્યો. માનવ જીવનની આધારશીલા આ લોકસંસ્કૃતિમાં જળવાઈને પડી છે, માનવ જીવનનાં મૂળભૂત મૂલ્યો આ લોકસાહિત્યમાં પડયાં છે. જ્ઞાન–વિજ્ઞાનની અનેકવિધ શાખાઓ વિસ્તર્યા કરે છે પણ એના પાયામાં તો આ લોકસંસ્કૃતિ પડી છે. લોકસાહિત્યની આ શક્તિ પીછાની એમાંથી સાધક–પરિવારનો નાનો એવો સંઘ પેદા થયો છે.

લોકસાહિત્ય પરિવાર એ જાહેર સભ્યો નોંધનારી સંસ્થા નથી. તેમ કોઈ બંધારણીય સંસ્થા પણ નથી. પણ લોકહિતાર્થે સ્વયં–ઘડતર કરનારી સ્વૈચ્છિક રીતે ભેગા મળેલા મિત્રોનો એક સ્વાધ્યાય–પરિવાર છે. બીજી રીતે કહીએ તો લોકસાહિત્યના સ્વાધ્યાય દ્વારા સમાજમાં સંસ્કાર–સિંચન કરવા માટેનો આ એક સાધના–પથ છે. જેને પરિણામે લેખન અને કંઠ દ્વારા રજૂ થતા લોકસાહિત્યમાં શુદ્ધિ અને સાત્ત્વિકતા જળવાય અને સંસ્કારિતાનું સાચું સાધન બને. એ પ્રકારની સમજ અને શક્તિ કેળવવા થોડા મિત્રો ભેગા મળીને એક બીજાના સહકાર અને સહૃદયતાથી પ્રયત્ન કરી રહ્યા છે. કંઠ, કાવ્ય અને કહેણી એમનું સાધન છે. એ સાધનને કર્તવ્ય–ધર્મ બનાવવાની સૌની કોશીશ છે. એકબીજાના સ્નેહ અને સહકારથી આગળ વધવાનો આ એક પ્રયોગ છે.

એમને જ્યારે લાગે કે બીજા મિત્રોમાં પડેલી પારિવારિક લાગણી, લોકસાહિત્યની સમજ, રજૂઆતની શક્તિ અને સ્વયં ઘડતર દ્વારા સામાજિક ઉત્કર્ષની ભાવનાનો પરિચય મેળવીએ ત્યારે એ પરિચય મેળવીને એમાંથી જે ઉચિત લાગે ત્યારે તેમને પરિવારમાં લે છે. અંગત તત્ત્વને સ્થાને એમાં પારિવારિક ભાવનાનું તત્ત્વ વિશેષ રહેલું છે અને સ્વયં શિસ્તથી એનું સંચાલન થાય છે. આમ ઉચિત લાગે એવા અને એટલા જ સભ્યોથી તે આગળ વધે છે.

**જયમલ્લ પરમાર**

ઉપાધ્યક્ષ, લોકસાહિત્ય પરિવાર

****************************************



# નટવરલાલ શામળદાસ એન્ડ કું.

૯૪, નગીનદાસ માસ્તર રોડ
મુંબઇ-૪૦૦૦૨૩
ના સૌજન્યથી

********************-૯૪૦-********************

# જિલ્લાની વિકાસ કુચમાં ભાગીદાર બનીએ

(૧) જિલ્લાની કલ્યાણકારી પ્રવૃત્તિઓમાં તન, મન, અને ધનથી સહકાર આપીએ.

(૨) જિલ્લા આયોજન મંડળે ઉપાડેલી, વિવેકાધીન તથા પ્રોત્સાહક ગ્રાન્ટની અનેકવિધ ગ્રામવિકાસ પ્રવૃત્તિઓ તેમજ નાની બચત પ્રોત્સાહક ગ્રાન્ટની યોજનાઓ પૂર્ણ કરવા આપણો સહકાર આપીએ

(૩) સમાજના નબળા વર્ગને ન્યુનતમ જરૂરિયાતો પૂરી પાડવાના અને તેમને માટે રહેણાંક ઊભા કરવાના કાર્યને સફળ બનાવીએ.

(૪) રાષ્ટ્રના વિકાસ માટે નાની બચત યોજનાની સફળતા માટે ભાગીદાર બનીએ, "કુટુંબ-કલ્યાણ, અસ્પૃશ્યતા નિવારણ" વિગેરે પાયાના કાર્યક્રમોની સફળતા માટે પૂરા સકકાર આપીએ.

(૫) જિલ્લા પંચાયતની અન્ય કલ્યાણકારી પ્રવૃત્તિઓમાં હાર્દિક સાથ અને સહકાર આપી જિલ્લાનો વિકાસ સાધીએ.

(જિલ્લા પંચાયત જામનગર તરફથી)

## ગુજરાતના ૩૦ સમર્થ લોકવાર્તાકારોનો અપૂર્વ રસથાળ

**પ્રગટ થઈ ગયેલ છે**

# લોકવાર્તાની રસલહાણ
# ભાગ ૧લો

**કિ. રૂા. ૨૦**

૩૧ ડિસેમ્બર સાથે આગોતરા ગ્રાહકો નોંધવાનું હવે પૂરું થાય છે.

હવે રૂપિયા ૨૦ની કિંમતે જ મળી શકશે. સાદા બુક પોસ્ટથી મંગાવનારે ૧ રૂપિયો પોસ્ટેજનો વધારે આપવો પડશે. રજીસ્ટર્ડ પોસ્ટથી મંગાવનારે રૂપિયા ૩ વધારે મોકલવા. વી.પી. નહિ કરાય. રકમ મનીઓર્ડરથી જ મોકલવી

વ્યવસ્થાપક : ઊર્મિનવરચના
ટેલીફોન નં. ૨૪૩૭૨

ઊર્મિનવરચના : કડિયા બોર્ડિંગ સામે
૧૩, જયનાથ પ્લોટ : રાજકોટ-૩૬૦૦૦૧

૧. કાનજીભાઈ બારોટ
૨. પિંગળશીભાઈ ગઢવી
૩. મૂળુભાઈ પાલિયા
૪. બળદેવભાઈ નરેલા
૫. મેરામભાઈ બારોટ
૬. કવિશ્રી દુલાભાઈ કાગ
૭ સુરગભાઈ વરૂ
૮. નાજાભાઈ વાળા
૯ વૈદ્ય મોટાભાઈ ગઢડાવાળા
૧૦. કવિ મેકરણભાઈ લીલા
૧૧. ખોડીદાસ ભા. પરમાર
૧૨. અમરદાસજી ખારાવાળા
૧૩. દ. શ્રી. પુંજાવાળા
૧૪. બાપલભાઈ ગઢવી
૧૫. દાદુભાઈ પ્ર. ગઢવી
૧૬. મહંત હરિકૃષ્ણાચાર્ય
૧૭. શંભુદાન બારોટ
૧૮. રતુભાઈ રોહડિયા
૧૯. હરસુરભાઈ ના. ગઢવી
૨૦. ડૉ. હરિલાલ ગૌદાની
૨૧. હિંગોળદાન નરેલા
૨૨. ગભરૂ ભડિયાદરા
૨૩ દાદાભાઈ જે. વાળા
૨૪. ડૉ. નાગજીભાઈ ભટ્ટિ
૨૫. જેઠસુર બારોટ
૨૬. ડૉ મગનલાલ ગોંડલિયા
૨૭ કવિ કાનજીભાઈ લીલા
૨૮. લખુભાઈ ગઢવી
૨૯. રતુભાઈ અદાણી
૩૦ જયમલ્લ પરમાર

# તમારા કિંમતી પાક પર થતાં જંતુઓના હુમલા સામે મજબૂત રક્ષણની જરૂર છે.

ગુજરાત ખેત ઉદ્યોગ નિગમ તેનાં અમદાવાદમાં તેમજ ગોંડલમાં આવેલાં કારખાનાઓમાં ઉચ્ચ ગુણવત્તાવાળી, ભેળસેળ વગરની અને ભારે અસરકારક જંતુનાશક દવાઓ બનાવે છે.

ટેકનિકલ ગ્રેડ મટીરીઅલમાંથી બનેલ નિગમની જંતુનાશક દવાઓ સહેલાઇથી અને વ્યાજબી ભાવે મળે છે. આ જંતુનાશક દવાઓને કારણે બજારમાં આ [illegible] દવાઓના ભાવ સંતુ[illegible] સહકારી મંડળીઓની [illegible] પ્રશાખાઓ, નિગમના [illegible] સંકુલો અને કેન્દ્રો તેમજ [illegible] મારફત આ દવાઓ [illegible] ૧૯૭૪માં જંતુનાશક [illegible] ઉત્પાદન ક્ષેત્રે પ્રવેશ કરી [illegible] હાલ નીચે મુજબની [illegible] દવાઓ પોતાના કારખાનાઓમાં બનાવે છે.

● એગ્રોબીએચસી ૧૦% ડસ્ટ અને ૫૦% ડબલ્યુ પી. ● એગ્રો ડી.ડી.ટી. ૧૦% ડસ્ટ અને ૨૫% ઇ.સી. અને ૫૦% ડબલ્યુ પી. એગ્રો માલા ૫૦% ઇ.સી. અને ૫% ડસ્ટ ● એગ્રોગોર ૩૦% ઇ.સી. ● એગ્રોપારા ૨% ડસ્ટ ● એગ્રો લિન્ડેન ૧.૫% ડસ્ટ અને ૨૦ ઈ.સી. ● એગ્રો સલ્ફાન ૩૫% ઇ.સી. અને ૪% ડસ્ટ ● એગ્રોમોનાર્ક ૩૬ ડબલ્યુ એસ.સી. ● એગ્રોથીયોન ૫૦ ઇ.સી. ● એગ્રોઓલ્ડ્રીન ૫ ડી.પી. અને ૩૦ ઇ.સી. ● એગ્રોફેન ૫૦ ઇ.સી. અને ૨% ડસ્ટ ● એગ્રોરીલ ૫% અને ૧૦% [illegible]

નિગમ ગુજરાત ઇન્સેક્ટી સાઈડ્ઝ લિ.ના તેના સયુક્ત ક્ષેત્રના કારખાનામાં ટેકનીકલ ગ્રેડ મટિરિયલ બનાવવાની દિશામાં પણ આગેકૂચ કરી રહ્યું છે.

નિગમ વધુને વધુ ક્ષેત્રોમાં સેવા માટે હંમેશા પ્રયત્નશીલ છે.

**ગુજરાત એગ્રો-ઈન્ડસ્ટ્રીઝ કોર્પોરેશન લિ.**

હાઇકોર્ટ સામે, નવરંગપુરા,
અમદાવાદ-૩૮૦ ૦૧૪
ગ્રામ : Khetudyog
ફોન : ૪૪૬૫૯૧-૪૪૬૬૯૨
-૪૪૬૭૯૩ ટેલેક્ષ: ૦૧૨-૪૭૦








હાર્દિક શુભેચ્છાઓ

ગ્રામોદ્યોગની યોજનાની પાછળ કલ્પના તો એ છે કે આપણે રોજની જરૂરિયાતો ગામડાંમાં બનેલી ચીજોથી પૂરી પાડવી જોઇએ; અને જ્યારે એમ જણાય કે અમુક ચીજો તો ગામડાંમાં મળતી જ નથી, ત્યારે આપણે જોવું જોઇએ કે એ ચીજો થોડીક મહેનત અને સંગઠનથી ગામડાંના માણસો બનાવી શકે ને એમાંથી કંઇ નફો કરી શકે એમ છે કે નહીં. નફાનો અંદાજ કાઢવામાં આપણે પોતાનો નહીં પણ ગ્રામવાસીનો ખ્યાલ રાખવો જોઇએ. એમ બને કે શરૂઆતમાં આપણે સામાન્ય ભાવ કરતાં જરાક વધારે આપવું પડે અને બદલામાં હલકી ચીજ મળે. પણ જો આપણે એ ચીજો બનાવી આપનાર માણસના કામમાં રસ લેતાં થઈશું, એ માલ સુધારે એવો આગ્રહ રાખીશું, અને એને એ સુધારવામાં મદદ કરીશું તો એ ચીજો જરૂર સુધરશે. —ગાંધીજી

"વિના સહકાર નહિ ઉદ્ધાર"

# શ્રી રાજુલા તાલુકા સહકારી ખરીદ વેચાણ સંઘ લી.


પો. બો. નં. ૧૭, ટાવર પાસે, રાજુલા સીટી (જી. અમરેલી)

"રજત જયંતિ વર્ષ"

તાર : "સહકાર"

નોંધણી ક્રમાંક : ૧૫૩૬

તા. ૧૦-૫-૧૯૫૬

(ઓડીટ વર્ગ અ)

ટેલીફોન : મુખ્ય ઓફીસ ૩૮

સીધી ખરીદી વિભાગ ૧૩૮

પ્રમુખ નિવાસસ્થાન ૧૨૩

મેનેજરશ્રી નિવાસસ્થાન ૧૪૮


| | |
|---|---|
| શેર ભંડોળ રૂ. | ૨,૮૪,૧૦૦=૦૦ |
| અનામત તથા અન્ય ભંડોળ રૂ. | ૧૨,૬૫,૬૬૭=૫૪ |
| થાપણો રૂ. | ૯,૬૪,૬૪૩=૪૦ |
| સભાસદ સંખ્યા- | ૨૨૩ |

## : વ્યવસ્થાપક કમીટી મંડળ :

| | |
|---|---|
| શ્રી બાબુભાઇ પોપટભાઇ પટેલ | પ્રમુખ |
| શ્રી પીઠાભાઇ ડાહ્યાભાઇ | ઉપપ્રમુખ |
| શ્રી કરશનભાઇ ભગવાનભાઇ પટેલ | સભ્ય |
| ,, લાખાભાઈ મેઘજીભાઇ પટેલ | ,, |
| ,, રાણાભાઇ ગોવીંદભાઇ | ,, |
| ,, નાનાભાઈ સગાળભાઇ | ,, |
| ,, દયાળભાઇ ગોવિંદભાઇ પટેલ | ,, |
| ,, ભીમજીભાઇ લાખાભાઇ પટેલ | ,, |
| ,, પરશોતમભાઇ રામભાઈ પટેલ | ,, |
| ,, બાલુભાઈ ભાભાભાઇ | ,, |
| ,, ભીખાભાઇ લુણાભાઈ | ,, |
| ,, પાતાભાઇ જીવાભાઇ | ,, |
| ,, જમાલખાંભાઈ મુરાદખાંભાઇ પઠાણ | ,, |
| મોહનભાઇ નાનજીભાઇ પટેલ | બેંક પ્રતિનિધિ |
| ઓધવજીભાઇ કે. વાળા | મેનેજર |

# શ્રી ગોંડલ નગરપાલિકા

## જાહેર—વિજ્ઞપ્તિ

૧. ગોંડલ ઔદ્યોગિક રીતે વિકસતું શહેર છે અને નગરપાલિકા નવા ઉદ્યોગો સ્થાપવા ઉદ્યોગપતિઓને આવકારે છે.

૨. નગરપાલિકાના કરવેરા નિયમિત રીતે ભરપાઇ કરો.

૩. જન્મની નોંધણી દિવસ ૭ સાતમાં અને મરણની નોંધણી દિવસ ૩ ત્રણમાં નગરપાલિકા કચેરીમાં કરાવી લેવાનું કાયદાથી ફરજિયાત છે.

૪. બાળકોના સ્વાસ્થ્યની સુરક્ષા માટે પોલિયો – વેકસિન ત્રિગુણીરસી વિ. માટે નગરપાલિકા સંચાલિત માતા-બાળકલ્યાણ કેન્દ્રની અવશ્ય મુલાકત લ્યો.

૫. સ્વચ્છતા જાળવવામાં સહાયરૂપ બનો.

૬. નગરપાલિકાની મિલકત જનતાની મિલકત છે તેને નુકસાન ન કરો.

૭. રાષ્ટ્રની પ્રગતિ અને સમૃદ્ધ જીવન માટે વધુ વૃક્ષ વાવો.

૮. સુખી અને સમૃદ્ધ "કુટુમ્બ કલ્યાણકેન્દ્રની" મુલાકાત લ્યો.

૯. નગરપાલિકાની ધોરણસર પરવાનગી મેળવ્યા પછી જ ચણતરકામ કરવું કરાવવું અને પૂરું થયે તુરત જ નગરપાલિકાને લેખિત જાણ કરવા વિનંતી છે.

૧૦. નગરપાલિકા, નગરજનોની વિજ્ઞપ્તિ પરત્વે ખૂબ જ લક્ષ આપો.

**ગોંડલ. તારીખ ૧૩-૪-૧૯૮૧**

**ગોવિન્દલાલ એસ. દેસાઇ**
પ્રમુખ
નગરપાલિકા, ગોંડલ.

ઊર્મિનવરચનાના ૧૨ વિશેષાંકોનો

## રૂ. ૧૫૦ નો સેટ રૂ. ૧૧૦ માં

| | | | |
|---|---|---|---|
| ૧ – લોકસાહિત્યમાં સિંહ | રૂ. ૧૫–૦૦ | ૭ – લોકકલરત અને કંઠાર | રૂ. ૧૫–૦૦ |
| ૨ – લોકસાહિત્યમાં નદી | રૂ. ૧૫–૦૦ | ૮ – ખાંભી અને પાળિયા | રૂ. ૧૫–૦૦ |
| ૩ – લોકસાહિત્યમાં નારી | રૂ. ૧૫–૦૦ | ૯ – મેઘાણી સ્મૃતિ અંક | રૂ. ૫–૦૦ |
| ૪ – સૌરાષ્ટ્રની ધર્મસાધના | રૂ. ૧૫–૦૦ | ૧૦ – ઇશ્વરભાઇ સ્મૃતિ અંક | રૂ. ૫–૦૦ |
| ૫ – ગુજ.સા.પ.અધિવેશન અંક | રૂ.૧૦–૦૦ | ૧૧– વનપ્રવેશ વિશેષાંક | રૂ. ૧૫–૦૦ |
| ૬ – લોકસાહિત્યમાં પક્ષીઓ | રૂ. ૧૫–૦૦ | ૧૨–દુહો દસમો વેદ | રૂ. ૧૫–૦૦ |

છૂટક અંક મગાવનારને પૂરી કિંમત ઉપરાંત પોસ્ટેજના ત્રણ રૂપિયા અલગ પડશે. આખો સેટ મગાવનારને પોસ્ટેજ નહિ આપવું પડે. વી. પી. થી અંકો નહિ મોકલાય.

વ્યવસ્થાપક

'ઊર્મિનવરચના' ૧૩, જાગનાથ પ્લોટ
રાજકોટ – ૩૬૦ ૦૦૧

ધી જૂનાગઢ ડીસ્ટ્રીકટ સેન્ટ્રલ કો. ઓપરેટીવ બેંક લિ.

હુસેની બિલ્ડીંગ, મહાત્મા ગાંધી રોડ, જુનાગઢ ૩૬૨ ૦૦૧

ફોન નંબર : ૧૧૩૮ ચેરમેન-મેનેજર
૧૨૨૩ મેનેજર નિવાસ

ફોન નંબર : ૨૦૭ મેનેજર
૨૦૭-એ
એકાઉન્ટન્ટ

આપના ભાવિ ખર્ચને પહોંચી વળવા અને વધુ વ્યાજ મેળવવા માટે નાણાંનું રોકાણ આયોજનાપુર્વક કરવા આ રહી અમારી વિવિધ થાપણ યોજનાઓ :

(૧) ફીકસ્ડ ડીપોઝીટ યોજના
(૨) સ્પે. ફીકસ્ડ ડીપોઝીટ યોજના
(૩) રીકરીંગ થાપણ યોજના
(૪) ત્રિમાસિક વ્યાજ રીઇન્વેસ્ટમેન્ટ
(૫) માસિક આવક યોજના
(૬) જનતા વિમા અકસ્માત પોલીસીઓ

બેંકમાં રોકવામાં આવેલ થાપણો પ્રત્યેક થાપણદાર દીઠ રૂા. ૩૦,૦૦૦ સુધીની મર્યાદામાં વિમાથી સુરક્ષિત છે.

જૂનાગઢ જીલ્લામાં સૌથી વધુ શાખાઓ ધરાવતી એકમાત્ર સંસ્થા

એન. વી. દેસાઇ
મેનેજર

ગોવિંદભાઇ કા. પટેલ
પ્રમુખ

ધી જૂનાગઢ ડીસ્ટ્રીકટ સેન્ટ્રલ કો. ઓપ. બેંક લિ.

જૂનાગઢ

# ગુજરાત

# વિકાસની વિસ્તરતી ક્ષિતિજો

## આગળ ધપતી યોજનાઓ :

- કાકરાપાર ખાતે વિજાણુ વિદ્યુત મથક.
- વણાકબોરી ખાતે દક્ષિણ એશિયાનું સૌથી મોટું થર્મલ પાવર સ્ટેશન.
- ઔદ્યોગિક ક્ષેત્રે ગુજરાતનું દેશભરમાં બીજું સ્થાન.
- હજીરા ખાતે ગેસ-આધારિત ખાતરના બે પ્લાન્ટ.
- ઊભરાટ ખાતે ઑફ શોર ગેસ પાઈપ લાઈનનું ભૂમિ બિન્દુ.



## લોકકલ્યાણ માટે અનેક પગલાંઓ :

- રૂ. ૩,૭૬૦ કરોડની છઠ્ઠી પંચવર્ષીય યોજના.
- નર્મદા યોજનાના સરદાર સરોવર માટે છઠ્ઠી યોજનામાં રૂ. ૩૩૦ કરોડ.
- ૧૦.૫ થી ૧૫ ટકાની ઔદ્યોગિક વૃદ્ધિ.
- ૮૩ ટકા ગામ જનતા ગ્રામ વિદ્યુતીકરણનો લાભ.
- ભૂમિહીન મજૂરો માટે ૮ લાખ મકાનો.
- હરિજન-કલ્યાણ માટે રૂ. ૨૭ કરોડની ઘનિષ્ઠ યોજના.

**ગુજરાતના નવસર્જનમાં સથવારે આગળ ધપીએ**

વર્ષ—૫૨ : અંક ૧૨
સળંગ અંક : ૬૨૪

# ઊર્મિનવરચના

આદ્ય તંત્રી: સ્વ. ઈશ્વરલાલ મો. દવે

તંત્રી: જયમલ્લ પરમાર



ડૉ. જીવરાજ મહેતા
સ્મારક ટ્રસ્ટ પ્રકાશન
માર્ચ : ૧૯૮૨

દૂધ જેવી સફેદી માટે...









નિરમા

વૉશિંગ પાવડર
અને સાબુ

નકલથી સાવધાન!

નિરમા કેમીકલ વર્કસ, અમદાવાદ-૨૩.

"વિના સહકાર નહિ ઉદ્ધાર"

# શ્રી રાજુલા તાલુકા સહકારી ખરીદ વેચાણ સંઘ લી.

પો. ઓ. નં. ૧૭, ટાવર પાસે, રાજુલા સીટી (જી. અમરેલી)

"રજત જયંતિ વર્ષ"

તાર : "સહકાર"

નોંધણી ક્રમાંક : ૧૫૩૬
તા. ૧૦-૫-૧૯૫૬
(ઓડીટ વર્ગ અ)

ટેલીફોન : મુખ્ય ઓફીસ ૩૮
સીધી ખરીદી વિભાગ ૧૩૮
પ્રમુખ નિવાસસ્થાન ૧૨૩
મેનેજરશ્રી નિવાસસ્થાન ૧૪૮

| | |
|---|---|
| શેર ભંડોળ રૂ. | ૨,૮૪,૧૦૦=૦૦ |
| અનામત તથા અન્ય ભંડોળ રૂ. | ૧૨,૬૫,૬૬૭=૫૪ |
| થાપણો રૂ. | ૯,૬૪,૬૪૩=૪૦ |
| સભાસદ સંખ્યા– | ૨૨૩ |

## : વ્યવસ્થાપક કમીટી મંડળ :

| | |
|---|---|
| શ્રી બાબુભાઇ પોપટભાઇ પટેલ | પ્રમુખ |
| શ્રી પીઠાભાઇ ડાહ્યાભાઇ | ઉપપ્રમુખ |
| શ્રી કરશનભાઇ ભગવાનભાઇ પટેલ | સભ્ય |
| ,, લાખાભાઈ મેઘજીભાઇ પટેલ | ,, |
| ,, રાણાભાઇ ગોવીંદભાઇ | ,, |
| ,, નાનાભાઈ સગાળભાઇ | ,, |
| ,, દયાળભાઇ ગોવિંદભાઇ પટેલ | ,, |
| ,, ભીમજીભાઇ લાખાભાઇ પટેલ | ,, |
| ,, પરશોતમભાઇ રામભાઈ પટેલ | ,, |
| ,, બાલુભાઈ ભાભાભાઈ | ,, |
| ,, ભીખાભાઇ લુણાભાઈ | ,, |
| ,, પાતાભાઇ જીવાભાઇ | ,, |
| ,, જમાલખાંભાઈ મુરાદખાંભાઇ પઠાણ | ,, |
| મોહનભાઇ નાનજીભાઇ પટેલ | બેંક પ્રતિનિધિ |
| ઓધવજીભાઇ કે. વાળા | મેનેજર |

# શ્રી ગોંડલ નગરપાલિકા

## જાહેર—વિજ્ઞપ્તિ

૧. ગોંડલ ઔદ્યોગિક રીતે વિકસતું શહેર છે અને નગરપાલિકા નવા ઉદ્યોગો સ્થાપવા ઉદ્યોગપતિઓને આવકારે છે.

૨. નગરપાલિકાના કરવેરા નિયમિત રીતે ભરપાઇ કરો.

૩. જન્મની નોંધણી દિવસ ૭ સાતમાં અને મરણની નોંધણી દિવસ ૩ ત્રણમાં નગરપાલિકા કચેરીમાં કરાવી લેવાનું કાયદાથી ફરજિયાત છે.

૪. બાળકોના સ્વાસ્થ્યની સુરક્ષા માટે પોલિયો – વેકસિન ત્રિગુણીરસી વિ. માટે નગરપાલિકા સંચાલિત માતા-બાળકલ્યાણ કેન્દ્રની અવશ્ય મુલાકાત લ્યો.

૫. સ્વચ્છતા જાળવવામાં સહાયરૂપ બનો.

૬. નગરપાલિકાની મિલકત જનતાની મિલકત છે તેને નુકસાન ન કરો.

૭. રાષ્ટ્રની પ્રગતિ અને સમૃદ્ધ જીવન માટે વધુ વૃક્ષ વાવો.

૮. સુખી અને સમૃદ્ધ "કુટુમ્બ કલ્યાણકેન્દ્રની" મુલાકાત લ્યો.

૯. નગરપાલિકાની ધોરણસર પરવાનગી મેળવ્યા પછી જ ચણતરકામ કરવું કરાવવું અને પૂરું થયે તુરત જ નગરપાલિકાને લેખિત જાણ કરવા વિનંતી છે.

૧૦. નગરપાલિકા, નગરજનોની વિજ્ઞપ્તિ પરત્વે ખૂબ જ લક્ષ આપો.

**ગોંડલ. તારીખ ૧૩-૪-૧૯૮૧**

**ગોવિન્દલાલ એસ. દેસાઇ**
પ્રમુખ
નગરપાલિકા, ગોંડલ.

# ખાદી ગ્રામોદ્યોગ સંઘ



## સંસ્થાની પ્રવૃત્તિઓ

૧– સમન્વય, રાજકોટ–જેમાં સુથારી, લુહારી, ઉદ્યોગ, ચર્મોદ્યોગ, તેલઘાણી ઉદ્યોગ, પોલીવસ્ત્ર, કંતાઈ ઉદ્યોગ તથા ગુજરાતમાં એક માત્ર 'કુટીર' ટોઇલેટ સાબુનું ઉત્પાદન કરે છે.

૨– જરી–રેશમ કેન્દ્ર, સુરત–કૃત્રિમ જરી તેમ જ રેશમના ઉત્પાદક.

૩– ગ્રામશિલ્પ, અમદાવાદ–ખાદી તેમ જ ગ્રામોદ્યોગની વસ્તુઓનું વેચાણકેન્દ્ર

૪– ચર્મશિલ્પ, અમદાવાદ–ચર્મોદ્યોગની તમામ પ્રકારની ચીજો વેચનાર.

૫– ખાદી ઉત્પત્તિ–વેચાણ કેન્દ્ર, સુરેન્દ્રનગર:– ખાદી ઉત્પત્તિ કેન્દ્ર, જેના દ્વારા લગભગ ૫૦ જેટલાં વણકર કુટુંબો તથા ૨૦૦ કાંતનારાઓને રોજી મળે છે.

૬– પોલીવસ્ત્ર ઉત્પાદન કેન્દ્ર, વાંકાનેર.

૭– અંબર કેન્દ્ર, બેડીપરા, રાજકોટ, ધીયાવડ, પડધરી. પોલીવસ્ત્ર તેમ જ અંબર કેન્દ્રો દ્વારા લગભગ ૧૫૦ જેટલી બહેનોને રોજી મળે છે

'સમન્વય' : જયંત સોસાયટી : સ્વદી પ્લોટ

રાજકોટ–૩૬૦ ૦૦૪

હાર્દિક શુભેચ્છાઓ

ગ્રામોદ્યોગની યોજનાની પાછળ કલ્પના તો એ છે કે આપણે રોજની જરૂરિયાતો ગામડાંમાં બનેલી ચીજોથી પૂરી પાડવી જોઇએ; અને જ્યારે એમ જણાય કે અમુક ચીજો તો ગામડાંમાં મળતી જ નથી, ત્યારે આપણે જોવું જોઇએ કે એ ચીજો થોડીક મહેનત અને સંગઠનથી ગામડાંના માણસો બનાવી શકે ને એમાંથી કંઇ નફો કરી શકે એમ છે કે નહીં. નફાનો અંદાજ કાઢવામાં આપણે પોતાનો નહીં પણ ગ્રામવાસીનો ખ્યાલ રાખવો જોઇએ. એમ બને કે શરૂઆતમાં આપણે સામાન્ય ભાવ કરતાં જરાક વધારે આપવું પડે અને બદલામાં હલકી ચીજ મળે. પણ જો આપણે એ ચીજો બનાવી આપનાર માણસના કામમાં રસ લેતાં થઇશું, એ માલ સુધારે એવો આગ્રહ રાખીશું, અને એને એ સુધારવામાં મદદ કરીશું તો એ ચીજો જરૂર સુધરશે.

—ગાંધીજી

# જિલ્લાની વિકાસ કુચમાં ભાગીદાર બનીએ

(૧) જિલ્લાની કલ્યાણકારી પ્રવૃત્તિઓમાં તન, મન, અને ધનથી સહકાર આપીએ.

(૨) જિલ્લા આયોજન મંડળે ઉપાડેલી, વિવેકાધીન તથા પ્રોત્સાહક ગ્રાન્ટની અનેકવિધ ગ્રામવિકાસ પ્રવૃત્તિઓ તેમજ નાની બચત પ્રોત્સાહક ગ્રાન્ટની યોજનાઓ પૂર્ણ કરવા આપણો સહકાર આપીએ.

(૩) સમાજના નબળા વર્ગને ન્યુનતમ જરૂરિયાતો પૂરી પાડવાના અને તેમને માટે રહેણાંક ઊભા કરવાના કાર્યને સફળ બનાવીએ.

(૪) રાષ્ટ્રના વિકાસ માટે નાની બચત યોજનાની સફળતા માટે ભાગીદાર બનીએ, "કુટુંબ-કલ્યાણ, અસ્પૃશ્યતા નિવારણ" વિગેરે પાયાના કાર્યક્રમોની સફળતા માટે પૂરો સહકાર આપીએ.

(૫) જિલ્લા પંચાયતની અન્ય કલ્યાણકારી પ્રવૃત્તિઓમાં હાર્દિક સાથ અને સહકાર આપી જિલ્લાનો વિકાસ સાધીએ.

(જિલ્લા પંચાયત જામનગર તરફથી)



## ગુજરાતના ૩૦ સમર્થ લોકવાર્તાકારોનો અપૂર્વ રસથાળ

**પ્રગટ થઈ ગયેલ છે**

# લોકવાર્તાની રસલહાણ

## ભાગ ૧લો

કિં. રૂા. ૨૦

સાદા બુક પોસ્ટથી મગાવનારે ૧ રૂપિયો પોસ્ટેજનો વધારે આપવો પડશે. રજીસ્ટર્ડ પોસ્ટથી મગાવનારે રૂપિયા ૪ વધારે મોકલવા. વી.પી. નહિ કરાય. રકમ મનીઑર્ડરથી જ મોકલવી.

વ્યવસ્થાપક : ઊર્મિનવરચના
ટેલીફોન નં. ૨૪૩૭૨

ઊર્મિનવરચના
૧૩, જાગનાથ પ્લોટ : રાજકોટ-૩૬૦૦૦૧

૧. કાનજીભાઈ બારોટ
૨. પિંગળશીભાઈ ગઢવી
૩. મૂળુભાઈ પાલિયા
૪. બળદેવભાઈ નરેલા
૫. મેરામભાઈ બારોટ
૬. કવિશ્રી દુલાભાઈ કાગ
૭. સુરગભાઈ વરૂ
૮. નાજાભાઈ વાળા
૯. વૈદ્ય મોટાભાઇ ગઢડાવાળા
૧૦. કવિ મેકરણભાઇ લીલા
૧૧. ખોડીદાસ ભા. પરમાર
૧૨. અમરદાસજી ખારાવાળા
૧૩. દ. શ્રી. પુંજાવાળા
૧૪. બાપલભાઈ ગઢવી
૧૫. દાદુભાઈ પ્ર. ગઢવી
૧૬. મહંત હરિકૃષ્ણાચાર્ય
૧૭. શંભુદાન બારોટ
૧૮. રતુભાઇ રોહડિયા
૧૯. હરસુરભાઈ ના. ગઢવી
૨૦. ડૉ. હરિલાલ ગૌદાની
૨૧. હિંગોળદાન નરેલા
૨૨. ગભરૂ ભડિયાદરા
૨૩ દાદાભાઈ જે. વાળા
૨૪. ડૉ. નાગજીભાઈ ભટ્ટિ
૨૫. જેઠસુર બારોટ
૨૬. ડૉ. મગનલાલ ગોંડલિયા
૨૭. કવિ કાનજીભાઈ લીલા
૨૮. લખુભાઈ ગઢવી
૨૯. રતુભાઈ અદાણી
૩૦. જયમલ્લ પરમાર



# ડૉ. જીવરાજ મહેતા સ્મારક ટ્રસ્ટ પ્રકાશન

# ઊર્મિનવરચના



*

ડૉ. જીવરાજ મહેતા સ્મારક ટ્રસ્ટ
જીવરાજ ભુવન
અમરેલી – ૩૬૪૬૦૧

*

ડૉ. જીવરાજ મહેતા સ્મારક ટ્રસ્ટ
કલ્યાણધામ
મુ. ચાવંડ ૩૬૪૪૩૫
(તા. લાઠી : જિ. અમરેલી)

*

ડૉ. જીવરાજ મહેતા સ્મારક ટ્રસ્ટ
નટવરલાલ શામળદાસ એન્ડ કું.
૯૪, નગીનદાસ માસ્તર રોડ
ટે. નં. ૨૭૪૨૨૧
મુંબઈ – ૪૦૦૦૨૩

*

Delhi office –
Phone – 915 O 72
Manager
Oormy Navrachana
Navinchandra B. Shah
98 Ravindra Nagar
NEW DELHI–110003

## 'ઊર્મિનવરચના' માસિકની માલકી તથા બીજી માહિતીનું નિવેદન

૧. પ્રકાશનનું સ્થળ... ૧૩, જાગનાથ પ્લોટ, રાજકોટ

૨. પ્રકાશનની સામયિકતા... માસિક

૩. મુદ્રકનું નામ... રાજુલ ઈ. દવે
રાષ્ટ્રીયતા... હિંદી
સરનામું... ૧૩, જાગનાથ પ્લોટ, રાજકોટ

૪. પ્રકાશકનું નામ... રાજુલ ઈ. દવે
રાષ્ટ્રીયતા... હિંદી
સરનામું... ૧૩, જાગનાથ પ્લોટ : રાજકોટ

૫. તંત્રીનું નામ... જયમલ્લ પરમાર
રાષ્ટ્રીયતા... હિંદી
સરનામું... ૧૩, જાગનાથ પ્લોટ : રાજકોટ

૬. માલિક... ડૉ. જીવરાજ મહેતા સ્મારક ટ્રસ્ટ, ડૉ. જીવરાજ ભુવન–અમરેલી

ચેરમેન : શ્રી રતુભાઈ અદાણી,
,, હાવાભાઈ સંઘવી,
,, નટવરલાલ વોરા,
,, પ્રાણજીવનદાસ વળિયા,
,, ભવાનભાઈ સુચક.

હું રાજુલ ઈ. દવે આથી જાહેર કરું છું કે, ઉપર જણાવેલી હકીકતો મારી સમજ અને માન્યતા મુજબ સાચી છે.

ફેબ્રુઆરી ૧૯૮૨ રાજુલ ઈ. દવે

જીવરાજ મહેતા સ્મારક ટ્રસ્ટ વતી મુદ્રક અને પ્રકાશક : રાજુલ ઈ. દવે ૧૩, જાગનાથ પ્લોટ, રાજકોટ–૧
મુદ્રણ સ્થાન : સુરૂપ મુદ્રિકા, ડૉ. યાજ્ઞિક રોડ, કન્યા છાત્રાલય સામે, રેસકોર્સ રોડ, રાજકોટ–૧

# ઊર્મિ નવરચના

તંત્રી : જયમલ્લ પરમાર

માર્ચ '૮૨ : વર્ષ : પર : અંક : ૧૨ : સળંગ અંક : ૬૨૪



### જાહેરખબરો આપનારાઓને વિનંતી

જાહેરખબરના ચેક, ડ્રાફ્ટ કે મનીઓર્ડર 'ઊર્મિનવરચના'ના નામે ભરી મોકલવાં.

### ગ્રાહકોને નોંધ લેવા વિનંતી

દર માસની પહેલી તારીખે અંક પ્રગટ થાય છે.

* ગ્રાહકોને અંક આઠ દિવસ સુધીમાં ન મળે તો તે વિભાગની પોસ્ટ ઑફિસે ફરિયાદ કર્યા બાદ કાર્યાલયને નકલ મોકલવી. અંક સિલિકમાં હશે તો જ મોકલાશે.

સરનામું બદલાયાની ખબર અંકની પ્રસિદ્ધિ પહેલાં પંદર દિવસે ગ્રાહક નંબર સાથે કાર્યાલયને પહોંચાડવી.

'ઊર્મિનવરચના'ના લવાજમના દર

વાર્ષિક-દેશમાં રૂા. ૨૫-૦૦

વાર્ષિક પરદેશમાં રૂા. ૬૦-૦૦

### લેખકોને—

લેખ, વાર્તા કે કવિતા વગેરે ન સ્વીકારાતાં પરત મેળવવા ઈચ્છનારે જરૂરી ટિકિટ સાથે જ બીડવી.

* આ માસિકમાં પ્રસિદ્ધ થતા વિચારો જે તે લેખકોના હોય છે. તંત્રી તે વિચારમાં સંમત જ હોય તેવું માનવું નહિ.

### એજન્ટોને—

* 'ઊર્મિનવરચના'ના વેચાણ અને ગ્રાહકો અંગેનો પત્રવ્યવહાર નીચેના સરનામે કરવો.

ફોન નં. ૨૪૩૭૨

ઊર્મિનવરચના કાર્યાલય

૧૩, જાગનાથ પ્લોટ

રાજકોટ ૩૬૦૦૦૧ (જિ. રાજકોટ)

## મોરલો

નેણુથી નેહ નિતાર્યા રે માણીગર મોરલે માર્યાં
માળો મુકીને માંડ જંપ્યું'તું
સાવ સુકાયલ વ્રખની ડાળે
સમણાં સુકાંને કુપળ કોળ્યાં
ગળકું સુણી ગર્વ ને ગાળે
હારી ગ્યેલ હાડ હોં કાર્યાં રે
માણીગર મોરલે માર્યાં
પ્રિતને ખેતર રણ રેળાણાં
રેત ગળી ગઈ તળનાં પાણી
ટોકે ટોકે ડુંગરા રોયા કાળજું કોરી વઈ સરવાણી
ડુંગરનાં દલડાં ગાળ્યાં રે
માણીગર મોરલે માર્યાં
સારડી મૂકી સૂઈ ગયાંતાં
તળ તોડી તળાવની પાળે
વરસી આખા આભની આખ્યું
ઢળીયાં પાણી ધારથી ઢાળે
સૂતેલાં શેણુ જગાડયાં રે
માણીગર મોરલે માર્યાં
પીને અજંપો પોઢી ગયાતા
રંગ રૂપાળા પાંખ વચાળે
"દેવ" ઢળી ગઈ દેલ્યું
ટપકયાં આંસું નેણલા ધારે
ઘાયલ ના ઘાવ ઉખેળ્યા રે
માણીગર મોરલે માર્યાં

ભગુભાઈ શેલડિયા 'દેવ'

*

## માલણ કળિયુંને પૂછે રે

(રાગ–બાઈ મેં તો પકડી આંબલિયાની ડાળ રે)

માલણ કળિયુંને પૂછે રે
ઉદાસી આતમ કેમ થ્યાં હો જી ?
મારી છાબુમાં છલકાતી'તી
મલકારા તારા કયાં ગયાં હો જી ?
પાંડુને ઓરડેથી પુણ્ય શું પરવાર્યાં ?
ધ્યાન કર્યાં ધરમના ઓવાણા રે ?
પૃથ્વીના પાયા ખળભળ્યા હો જી !
માલણ કળિયુંને પૂછે રે...

પાંડવ–સભામાં માલણ નિત નિત નિહાળતી
કળિયું મૂકતાં ફૂલ ખીલે રે
યુધિષ્ઠિરરાયના હાથમાં હોજી
માલણ કળિયુંને પૂછે રે...

કુંતી, તારા સુતની હથેળીમાં બેહતાં
કળિયું આજ કાં કરમાણી રે
સુકાઈને થૈ શામળી હો જી ?
માલણ કળિયુંને પૂછે રે...

સતી રે દ્રૌપદીમાતા, એને જે હાથ હાર્યો
માણીગર, મન ત્યાં કેમ ખીલે રે
'ઉચાટ' અમને એટલાં હોજી
માલણ કળિયુંને પૂછે રે...

માણીગર

*

## ગીત

મોરલીયો રે કાંઈ મોરલો રે મોરલો બેઠો આંબાડાળ,
મોરલીયો ટહૂકે ને પિયજી સાંભરે હો માણારાજ !
ઘોડલીયો રે કાંઈ ઘોડલો રે ઘોડો બાંધ્યો રે ઘોડાર,
પીત્તળીયા પલાણે પિયુ ઉપડયા, હો, માણારાજ !
ફળિયામાં ઉગ્યા રે તુલસી રે તુલસી મ્હેકે વનરા મોઝાર,
એવાં રે મઘમઘે અમારાં સોણલાં, હો, માણારાજ !
તોરણિયું ટાંગ્યું આભ ટોડલે રે
આંખે ગળતી માઝમ રાત,
ચાંદો ને સૂરજ ઉગ્યા માંડવે, હો, માણારાજ !
ફાગણીયે રે વાય વાયરા રે ફાગણ મ્હોર્યો રાતે ફૂલ,
પગે રે પાળા ને છાતીએ દવ બળે, હો, માણારાજ !
અમે રે વનરા ને તમે વાયરા રે
ઘડીક ઉતરો અમારે મોલ,
હૈયાના હીંડોળે હીંચોળશું, હો, માણારાજ !

જગન્નાથ રાજગુરુ

# જીવનનો નકશો

तन्तुं तन्वन्रजसो भानुमन्वि हि ।
ज्योतिष्मतः पथो रक्ष धियाकृतान् ॥
अनुल्बणं वयत जोगुवामपो ।
मनुर्भव जनया दैव्यं जनम् ॥ (૧૦/૫૩/૬)

(હે મનુષ્ય, સંસારના તાણાવાણા વણતો તું પ્રકાશની પાછળ ચાલ, બુદ્ધિએ કરેલા પ્રકાશમય માર્ગોની રક્ષા કર. નિરંતર જ્ઞાન અને કર્મનો માર્ગ વણતો રહે. તારી પાછળ દૈવી ગુણયુક્ત ઉત્તરાધિકારીઓને જન્મ આપ.)

'હું માનવી માનવ થાઉં તો ઘણું' એવું આપણા કવિએ હમણાં ગાયું પણ માનવ પાસેથી જગત શું માગે છે તેનું અહીં સુંદર આલેખન મળે છે.

નિરુકતના કર્તા યાસ્કાચાર્યે मत्वा कर्माणि सीव्यति इति मनुष्यः એટલે કે જે જ્ઞાન અને બુદ્ધિ દ્વારા પોતાના કર્મના તાણાવાણા વણે છે તે મનુષ્ય છે એવી વ્યાખ્યા આપી છે. જીવન રૂપી વસ્ત્રના તાણાવાણા છુટ્ટા પડયા હોય તો તારે એ જ્ઞાનની મદદથી સરખા કરવાના છે. કારણ કે અહીં તો કેટલાય પડકારો હશે. પહેલી દષ્ટિએ કંઈ કેટલીયે વિચિત્રતાઓ હશે એ બધાંની વચ્ચે તારે સંતુલન રાખવાનું છે. તારું કર્મ તને તરત જવાબ આપે એવું ન પણ બને.

છતાં તારે પ્રકાશ પાછળ ચાલવાની શ્રદ્ધા ખોવાની નથી. એ જ રસ્તો છે બીજો રસ્તો રસ્તો જ નથી. બીજો કયાંય આગળ લઈ જતો નથી. જગતના ડાહ્યા માણસોએ બુદ્ધિ વલોવી વલોવીને એ જ નવનીત કાઢયું છે. આ વાત તું જેટલી આત્મસાત કરે તેટલો તને ફાયદો છે. અવિદ્યાના આક્રમણો આવ્યા કરવાના પણ તેમાં તારે આ રીતે ટકવાનું છે.

ભૂતકાળમાં થઈ ગયેલા ઋષિઓ - વિજ્ઞાનીઓ વગેરે મહામનીષીઓની મહેનત એળે ન જાય એ પણ તારે જોવાનું છે. કારણ કે તું જો આ માર્ગોને ઓળખીશ અને ઓળખાવીશ તો જ એમની મહેનત એળે નહિ જાય.

તારું મગજ જરાયે શંકા વગર કામ કરતું હોવું જોઇએ. આવા તારા જ્ઞાનયુકત કર્મથી તારે રોમેરોમ આનંદના દીવા પ્રગટશે એ નક્કી છે પણ ત્યાં પૂર્ણવિરામ નથી.

'હું તરી ગયો' એ તારા જીવન-અમૃતનો સાચો ઓડકાર નથી. તારા જીવનનું ધ્યેય તો એ હોવું જોઈએ કે તું તારી પાછળ જગત મૂકી જા તેમાં તેં બીજા માણસોને દિવ્ય બનાવવામાં કેટલી મદદ કરી છે.

ટૂંકાણમાં મનુષ્યના પાંચ કર્તવ્ય છે. સંસારમાં જે કાંઈ છુટુંછવાયું છે તેને વ્યવસ્થિત કરવું. પ્રકાશની પાછળ જ ચાલીશ એવો અડગ નિરધાર કર્મમાં જગવવો. પૂર્વસૂરિઓના કાર્યોનો પૂરેપૂરો લાભ લેવો. જ્ઞાનયુકત કર્મનો વિસ્તાર કરવો અને અન્ય માનવોને દિવ્ય માનવ બનાવવામાં મદદ કરવી.

જીવનનો નકશો તૈયાર છે. એના પ્રકાશમાં આપણે આપણા તૈયાર કરેલ નકશામાં કાંઈ ફેરફાર કરવા જેવું લાગે તો સત્વર કરીએ.

— પ્રમોદ

# એક જ દિવસમાં અમરાપુર સહિત ૧૧ ગામનો મર્દાનગીભર્યો કબજો મેળવતી લોકસેના

(સોરઠની લોકક્રાંતિ : હપ્તો ૧૭મો) રતુભાઇ અદાણી

અમરાપુરના આક્રમણમાં જોડાયેલા ચારેય દળના દળપતિઓ બે ભાગમાં વહેંચાઈને પોત-પોતાના દળો સાથે, પોતાના ભાગે આવેલા વિસ્તારોમાં ગામડાં કબજે કરવા માટે રવાના થઈ ગયા અને અમરાપુરમાં આરઝી હકૂમત તરફથી કરવી જોઈતી વહીવટી વ્યવસ્થા બરાબર ગોઠવાઈ ગઈ, એટલે હું કુંકાવાવના અમારા મથકે જવા જીપ ગાડીમાં રવાના થયો. ડ્રાઈવર અને હું બે જ જણ હતા. ધડબડ ધડબડ કરતી જીપગાડી આગળ વધી.

મારી જીપ જઈ રહી હતી એ માર્ગ, સવારે અમે કુંકાવાવથી આવ્યા એનો એ જ હતો. રસ્તાની બન્ને બાજુનાં ઝાડ પણ એના એ જ હતાં. ચોપાસ પથરાયેલા ખેતર–વાડી પણ એના એ જ હતાં. ખેતરોમાં લહેરાતો મોલ પણ એનો એ જ હતો. નીચેની ધરતી પણ એની એ જ હતી. પણ અમરાપુરથી કુંકાવાવ જતી વખતે મને બધામાં ફેર વરતાવા લાગ્યો. બધું નવું નવું લાગવા માંડયું. રસ્તા ઉપરનો કીચડ અમારા અને બીજાના વાહનોની અવરજવરથી ઓછો થયેલો લાગ્યો. ઝાડવાં હરખાઈ રહ્યા હતાં. ખેતર રળિયામણાં લાગતાં હતાં. મોલ હિલોળા લઈ રહ્યો હતો. આવો અનુભવ થાય એ સ્વાભાવિક હતું. કારણ કે આવતી વખતે આ ધરતી ઉપર પાકિસ્તાનમાં ભળવા માગતા જુનાગઢના નવાબની હકૂમત હતી. જતી વખતે આ જ ધરતી ઉપર આરઝી હકૂમતની આણ સ્થાપિત થઈ ચૂકી હતી, નવાબની હકૂમતનો અંત આવ્યો હતો.

અમરાપુર આવતી વખતે અમારી મનોદશા પણ જુદી હતી. "કંઇક કરવા જઈ રહ્યા છીએ" એવી મનમાં મસ્તી હતી. અંતરમાં ઉત્સાહ અને થનગનાટ હતાં. ઠંડી આબોહવા છતાં શરીરમાં ધમધમાટ હતો. "જૂનાગઢનું પોલીસદળ અમરાપુરમાં કેવોક સામનો કરશે ? ગોળીઓની કેવીક રમઝટ બોલશે ? કોના નસીબમાં ઘાયલ થવાનું કે મોતને ભેટવાનું લખાયું હશે ?" એવા કંઈક વિચારો મનમાં ઘૂમરાતા હતા. અમરાપુરથી જતી વખતે મારી મનોદશા પણ બદલાઈ ગઈ હતી. લોકસેનાએ હાંસલ કરેલ નાનકડા વિજયનો પણ મનમાં આછેરો આનંદ હતો, લોકસેનાએ બજાવેલ કામગીરી બદલ સંતોષ હતો. અમરાપુરના અનુભવે બીજાં ગામડાંઓનો કબજો મેળવવાનું આસાન લાગતું હતું. જૂનાગઢની મૂળ ધરતી ઉપર આક્રમણ કરતી વખતે આકરી કસોટી થવાની એ પણ નક્કી હતું. એને માટે વધુ કાળજીથી વ્યૂહ ગોઠવવાના વિચારો ઘૂંટતો ઘૂંટતો હું ધીમી ગતિએ જઈ રહેલી જીપમાં આગળ વધી રહ્યો હતો. જીપનો એકવડિયા બાંધાનો દુબળો પાતળો પણ રંગીલા સ્વભાવનો ચબરાક ડ્રાઈવર મસ્તીથી જીપ હંકારતાં હંકારતાં, ધીમા મધુર કંઠે કોઈ ગીત ગણગણી રહ્યો હતો.

થોડો માર્ગ કાપ્યો હશે ત્યાં સામેથી એક વૃદ્ધ પુરુષ ધીમી ચાલે આવતો દેખાયો. માથે લીરા લટકતી મેલી ઘેલી પાઘડી, ડીલે ફાટેલાં વસ્ત્રો, ઉઘાડા પગ અને ખભા ઉપર બેસાડેલું મોટા ઢીંગલાં જેવું એક બાળક. પાછળ એક જુવાનજોધ બાઈ છાતીએ નાનકડા બાળકને વળગાડીને ચાલી આવે. નજીક આવતાં અમને મારગ દેવા તેઓ એક બાજુ તરીને રસ્તાની બાજુએ ઊભા રહી ગયા.

જેવી અમારી જીપ એમની પાસે પહોંચી એટલે એક હાથે ખભા ઉપર ઘોડો પલાણીને બેઠેલા બાળકને પકડી રાખી, બીજા હાથે કુરનીશ

બજાવી, એ જ હાથ ઊંચો કરીને વૃદ્ધ પુરુષ બોલી ઉઠયો, "ખમ્મા ! અન્નદાતાને ઘણી ખમ્મા !"

અન્નદાતાનું સંબોધન જીંદગીમાં પહેલી વાર સાંભળ્યું. સાંભળીને હું ચમકયો. જીપ ઊભી રખાવી. પૂછ્યું "કયાં હાલ્યા ?"

"અમરાપર." ટૂંકો જવાબ મળ્યો.

"કયાં ગ્યા તા ?" મેં પ્રશ્ન કર્યો.

"દીકરીને દિવાળી કરવા તેડવા ગ્યો'તો." ડોસાએ જવાબ આપ્યો.

"કેવા છો ?" મેં પૂછ્યું.

"રબેહર છઈં, બાપ !" જાણે કંઈક નાનપ–ભોંઠપ અનુભવતો હોય એમ વૃદ્ધ પુરુષ, ખભા ઉપર બેસાડેલા બાળકને નીચે ઉતારીને, પાઘડીના લીરા આંટીમાં સંતાડી દેવાનો પ્રયત્ન કરતાં કરતાં બોલ્યો. પાછળ ઉભેલી દીકરીએ પણ એક હાથે પોતાની છાતીએ વળગાડેલા બાળકને પકડી રાખી, બીજા હાથે હવામાં લહેરાતા પોતાના કપડાં ઠીક કર્યાં.

"હેં ડોસા ! તમે હમણાં કોને અન્નદાતા કહીને ખમ્મા ખમ્મા ભણ્યા ?" મારી જિજ્ઞાસા-વૃત્તિ સતેજ થઈ.

જૂનાણાના ધણી નવાબ સાહેબને, બાપ ! ગમે તેમ તોયે નવાબ સાહેબ વસ્તિના અન્નદાતા કહેવાય." ડોસાએ લોકોમાં રૂઢ થઈ ગયેલી જૂની માન્યતા પ્રગટ કરી.

"પણ હું જૂનાગઢનો નવાબ નથી." મેં હસતાં હસતાં કહ્યું.

"જાણું છું બાપ ! જાણું છું. તમે જૂના-ગઢના નવાબ નથી એ જાણું છું. જનમ ધરીને મેં કોઈ દી નવાબ સાહેબના દર્શન કર્યાં નથી. અને નવાબ સાહેબ આમ એકલા રખડવા નીકળે પણ નહીં. તમે નવાબ સાહેબ નહીં પણ નવાબ સાહેબના માણહ હશો, તમ જેવાને ભાળીને ખમ્મા તો અન્નદાતા નવાબ સાહેબને જ ભણાય ને !" ડોસાએ જવાબ આપ્યો. રબેહર એટલે ઋષિ કહેવાય, અને ઋષિ વાચાળ બહુ હોય.

કુંકાવાવના અમારા મથકે પહોંચવાની મારે ઉતાવળ હતી, પણ મને વૃદ્ધ આદમીની વાતમાં રસ પડયો.

"હેં ડોસા ! જૂનાગઢના નવાબ વસતિને ઘરે ઘરે દાણા પહોંચતા કરે છે તે તમે એમને અન્નદાતા કહીને ખમ્મા ખમ્મા કરો છો ?" મેં પૂછ્યું.

"નવાબ સાહેબ ઘરે ઘરે દાણા પૂરવા થોડા આવે ? તો તો એમની તિજોરી તળિયા ઝાટક જ થઈ જાય ને ! એમના રાજ્યમાં અમને સખે રહેવા અને રોટલો માગી ખાવા દે, ઈયે ઓછી વાત ન ગણાય." ગમે તેવી પરિસ્થિતિમાં સંતોષ માનવાને ટેવાયેલા ડોસાએ જવાબ આપ્યો.

"પણ હવે અમરાપુરમાં નવાબનું રાજ્ય રહ્યું નથી. અને એ તમારા ધણી પણ રહ્યા નથી. આજ સવારે આરઝી હકૂમતે અમરાપુરનો કબજો લઈ લીધો છે." મેં બહારગામથી ચાલ્યા આવતા ડોસાને સમાચાર આપ્યા.

"હેં ?" ડોસાએ આશ્ચર્ય વ્યક્ત કર્યું.

"હા. આજથી અમરાપુરમાં નવાબની હકૂ-મત પૂરી થઈ. નવાબનો અધિકાર ખતમ થયો. આજથી અમરાપુરમાં આરઝી હકૂમતનું રાજ શરૂ થઈ ગયું. હું નવાબનો માણસ નહિ, આરઝી હકૂમતનો સિપાઈ છું." મેં ડોસાને વિગતે વાત કરી.

"સાચું કો' છો ? ઘણી ખમ્મા ! ઘણી ખમ્મા ! ગાંધી મારાજની જે." તુરત જ વૃદ્ધ આદમીનો રંગ બદલાઈ ગયો. ડોસો ટટ્ટાર બની ગયો.

"હવે બીજા કોઈ તમારા અન્નદાતા નહિ, તમે જ તમારા અન્નદાતા." મેં ડોસાને લાચારીભરી મનોદશામાંથી બહાર કાઢવા પ્રયાસ કર્યો.

"સાંભળ્યું 'તું કે નવાબ સાહેબ સોરઠની

ભોમકાને પાકિસ્તાનમાં ભેળવી દેવા માગતા'તા. એને રોકવા આરઝી રચાણી ઈયે સાંભળ્યું 'તું. તેદીથી નવાબ સાહેબના માણસોએ અમ માથે જુલમનાં ઝાડવાં ઉગાડવા માંડયાં છે. વેઠ તો અમે જન્મ્યા ત્યારથી જ નસીબમાં લખાવીને આવ્યા છીએ. કોક દી વેઠે બોલાવે તો વાંધોય નહિ પણ હમણાં હમણાં તો દી ઊગ્યો નથી અને અમને વેઠે બોલાવ્યા નથી. વેઠ કરી કરીને કડના મંકોડા તૂટી ગયા છે, હવે ગાંધીબાપુના રાજમાં અમારી વેઠ ઓછી કરાવજો બાપલા !" ડોસાએ એમનો સળગતો પ્રશ્ન રજૂ કરતાં કરતાં બે હાથ જોડયા. લોકો આરઝી હકૂમતને આરઝીના ટૂંકા નામથી જ ઓળખતા અને આ ડોસા જેવા અનેક લોકોને મન નવું રાજ, આરઝી હકૂમતનું રાજ, એટલે ગાંધીબાપુનું રાજ.

"હવે તમારી પાસે કોઈ વેઠ કરાવશે નહીં, કોઈ વેઠ કરાવી શકશે નહીં." મેં ડોસાને ધરપત આપી. અને ડ્રાઈવરને જીપ ચલાવવા ઈશારો કર્યો.

નીચે ઉતારેલા બાળકને ફરી ખંધોલે બેસાડી, "ઘણી ખમ્મા ! ઘણી ખમ્મા ! ગાંધી મા'રાજની જે" કહેતો ડોસો એની દીકરીને લઈને અમરાપુર તરફ ચાલતો થયો. એની સાથેની વાતચીત ઘણું ઘણું કહી જતી હતી.

થોડે દૂર ગયો ત્યાં મારગને કાંઠે આવેલ એક ખેતરના શેઢે એક જુવાન હાથમાં પકડેલી ગોફણ ઘૂમાવતો ઊભો હતો. મારી જીપ નજીક ગઈ એટલે બન્ને હાથ ઊંચા કરીને જુવાન બોલી ઉઠયો, "જે હિન્દ."

કેટલાક લોકો હવે "રામ રામ" ને બદલે "જય હિન્દ" કહીને એક બીજાનું અભિવાદન કરતા થઈ ગયેલા. કેટલાક "જય હિન્દ"ને બદલે "જે હિન્દ" કહીને રોડવી લેતા.

"જય હિન્દ." મેં ચાલતી જીપે એક હાથ ઊંચો કરીને જવાબ આપ્યો.

"હવે ગાંધીબાપુનું રાજ થયું એટલે અમારા મોલ ભેળાઈ ન જાય એવું કાંક કરજો, સાબ !" ચાલતી જીપે જુવાનના બોલ કાને અથડાયા.

લોકસેનાની હલચલથી જુવાન પરિચિત લાગ્યો. અમરાપુરમાં હકૂમતની આણ સ્થાપિત થઈ છે. એનો એ જાણકાર લાગ્યો, પેલા ડોસાને વેઠ એ સળગતો પ્રશ્ન હતો. ખેડૂતોને એમના મોલ ભેળાઈ જાય છે એ સળગતો પ્રશ્ન હતો.

જુવાનની વાતેય સાચી હતી. રાત દિવસ જોયા વિના, ટાટ તડકો ગણકાર્યા વિના, કાળી મહેનત કરીને ખેડૂત મોલ પકવે, ડૂંડામાં દાણા બેસવા માંડે કે પંખીનાં ટોળેટોળાં ઊતરી પડે. દિવસ આખો ગોફણ ફેરવી ફેરવી, રીડિયારમણ અને હોકારા દેકારા કરી, પંખી ઉડાડી, મોલ બચાવવા ખેડૂત પ્રયત્ન કરે, પણ રાત્રે હરાયા ઢોર ખેતર ખૂંદી નાખે અને હરાયા માણસો કાંપા ભરી ભરીને ડૂંડા વાઢી જાય ત્યાં ખેડૂત લાચાર બની રહે. મહેનતનું અરધું ફળ પણ હાથમાં ન આવે. નવાબના માણસોને ગિરફતાર કરવાથી કે આરઝી હકૂમતનો ઢંઢેરો વાંચી સંભળાવવાથી લોકોને નવાબીનો અંત આવ્યાની કે આરઝી હકૂમતના શાસનની ખાત્રી ન થાય. સીમમાંથી કોઈ ખાટસવાદિયા એક ડૂંડું પણ વાઢવાની હિંમત કરી શકે નહિં ત્યારે લોકોને લાગે કે નવાબનું રાજ ગયું અને આરઝી હકૂમતનું રાજ આવ્યું. આને માટે પાકો બંદોબસ્ત કરવાની ગડમથલ કરતાં કરતાં હું કુંકાવાવના અમારા મથકે જઈ પહોંચ્યો.

અમરાપુરથી રવાના થયેલા લોકસેનાના મિત્રો કુંકાવાવની છાવણીમાં હાઉકલો કરી, વીરચંદભાઈએ તૈયાર કરાવેલ સુખડી અને ગાઠિયા સાથે લઈ, પોતપોતાની દિશામાં રવાના થઈ ગયેલા. પહેરા ઉપરના ચાર સૈનિકો સિવાય છાવણી સૈનિકોથી ખાલી હતી. પણ હું છાવણીમા પહોંચ્યો ત્યારે ધમધમાટનો પાર નહિ. મિલના અમારા યજમાનો અને કુંકાવાવના હોંશીલા આગેવાનો ભારે આનંદ અને ઉત્સાહથી છાવણીના મેદાનને ગજવી રહ્યા હતા.

હું દરવાજામાં દાખલ થયો, સૌને રામ-રામ કર્યા, ઉત્સાહથી એકમેક સૌ ભેટયા. વીરચંદ-ભાઈને જાણ થતાં તેઓ પણ ઉતાવળા ઉતાવળા આવી પહોંચ્યા. એમના હરખનો પાર નહોતો. છાવણીની પૂર્વતૈયારી કરવા માટે દિવસોથી કુંકાવાવમાં એમણે ઉઠાવેલી ઝહેમત આજે એમને સાર્થક થઈ લાગી. પણ થોડી વાર પછી એમણે ચિંતા-જનક સમાચાર આપ્યા.

અમરાપુરનો કબજો લેવાઈ ગયા પછી, આરઝી હકૂમતના વડા મથકે વિજયના સમાચાર પહોંચાડવા રસિકભાઈ અને મિત્રો મારતી મોટરે રવાના થયેલા. કુંકાવાવની છાવણીમાં ડોકિયું કરી તેઓ રાજકોટ જવા માર–માર કરતા ઊપડી ગયા. આગલી આખી રાતનો ઉજાગરો હતો. એક મટકું પણ મારવા મળેલું નહિ. થાક પણ સારો એવો લાગેલો. છતાં રસિકભાઈએ જાતે જ મોટર ચલા-વવાનું પસંદ કર્યું. મોટર ચલાવવાનો રસિકભાઈને બહોળો અનુભવ હતો. અભ્યાસ અર્થે લંડન રહ્યા ત્યારે એમણે જાતે મોટર ચલાવીને યુરોપમાં લાંબા લાંબા પ્રવાસ ખેડેલા. પરિષદના મંત્રી તરીકે તેઓ જાતે મોટર ચલાવીને ચોમેર ઘૂમી વળતા. સ્ટીયરીંગ ઉપરનો એમને કાબુ ગજબનો હતો.

ભાંગેલી સડક ઉપર રમકડાની જેમ ગાડી રમાડતા જાય. એમની સાથે મોહનભાઈ–સોપાન અને અમૃતલાલ શેઠના યુવાન પુત્ર મનુભાઈ શેઠ હતા. અમરાપુરના આક્રમણ અને વિજયની વાતો કરતાં કરતાં મોટા ભાગનો રસ્તો તો હેમખેમ ખૂટી ગયો. પણ પછી બધાની આંખો ભારે થવા લાગી. વાતોનો પ્રવાહ રૂકી ગયો. બધા મૌન બની ગયા. ગાડી વેગપૂર્વક દોડી જતી હતી. રાજકોટ નજીક આવી રહ્યું હતું. બે-ત્રણ માઈલનો જ પંથ બાકી રહ્યો હતો. બરાબર એ જ વખતે રસિકભાઈને ઝોકું આવી ગયું. ગાડી ઉપરનો કાબુ છૂટી ગયો. નાળા ઉપરથી પસાર થતી મોટરે વળાંક લીધો. નાળાની દિવાલ તોડીને મોટર નીચેના ટ્રૂપટમાં જઈને ખાબકી. પટમાં ઊંધી પડેલી ગાડીની હાલત જોતાં માની ન શકાય કે એમાં બેઠેલ કોઈ બચ્યું હોય. પણ જાણે ચમત્કાર થયો. સૂળીની સજા સોઈથી સરી. મનુભાઈને પગમાં ફ્રેક્ચર થયું. રસિકભાઈને અને મોહનભાઈને છાતીમાં, વાંસામાં અને શરીરે સારી એવી પછડાટ લાગી. બધા બેભાન થઈને પડયા. પણ બધા આબાદ બચી ગયા.

થોડીવારમાં જ સડક ઉપરથી કોઈ મોટરમાં પસાર થતા થોડા મિત્રોએ આ અકસ્માત જોયો. બધા નીચે ઊતર્યા, રસિકભાઈને ઓળખી લીધા. પૂરતી સંખ્યાને અભાવે કોઈને બહાર કાઢવાનું એમને માટે મુશ્કેલ હતું. એટલે તાબડતોબ એમણે આરઝી હકૂમતની કચેરીએ જઈને જાણ કરી.

આરઝી હકૂમતના પ્રધાનમંડળના સભ્યો, આગેવાનો, કાર્યકરો કચેરીમાં બેઠાં બેઠાં રસિક-ભાઈના આગમનની અને વિજયના સમાચારની રાહ જોઈ રહ્યા હતા, પરંતુ રસિકભાઈને બદલે એમને નડેલ અકસ્માતના સમાચાર જાણવા મલ્યા.

અમરાપુરના મોરચે વિજય મલ્યાનું સૌએ અનુમાન તો બાંધી લીધું. પણ એના આનંદને બદલે કચેરીમાં ગ્લાનિ છવાઈ ગઈ. અકસ્માતને સ્થળે તાબડતોબ મદદ પહોંચાડવામાં આવી. ગાડી નીચે દબાઈને બેભાન અવસ્થામાં પડેલા રસિક-ભાઈ, મોહનભાઈ અને મનુભાઈને કાળજીથી બહાર કાઢી, સારવાર માટે તુરત જ હોસ્પીટલમાં પહોંચાડી દેવામાં આવ્યા. કોઈની હાલત ચિંતાજનક નથી એવી ડોકટરોની જાહેરાત પછી સૌના મન હેઠાં બેઠાં.

દશેરાના મંગળ પ્રભાતે આરઝી હકૂમતે સાચા અર્થમાં વિજય પ્રસ્થાન કરી, નવાબની ધરતી ઉપર આક્રમણ કરી, લડાઈના શ્રીગણેશ માંડયા છે, અમરાપુર સર કરવામાં આવ્યું છે અને લોકસેનાના જુવાનો બીજાં ગામડાં કબજે કરી રહ્યા છે એવા પાકા સમાચાર મળતાં જ આરઝી હકૂમતની કચેરી આનંદથી નાચી ઊઠી.

રસિકભાઈને નડેલ મોટર અકસ્માતે

ફેલાવેલી ગ્લાનિ થોડો સમય વિસરાઈ ગઈ. શહેરમાં પણ આ સમાચાર વાયુવેગે ફેલાઇ ગયા. લોકસેનાએ પ્રથમ પગલે જ હાંસલ કરેલ વિજયની ધામધૂમથી ઉજવણી થઈ. આ જ નિમિત્તે મળેલી જાહેર સભામાં તો શામળદાસભાઈએ જૂનાગઢનો ઉપરકોટનો કિલ્લો હવે હાથવેંતમાં જ છે એવી ઘોષણા પણ કરી દીધી.

રસિકભાઈને મોટર અકસ્માતમાં સારી એવી ચોટ લાગી છે, છાતીમાં સારી એવી પીડા છે અને હોસ્પિટલમાં ઠીક ઠીક સમય સારવાર લેવી પડશે એ સમાચાર જાણી અંગત રીતે મેં આંચકો અનુભવ્યો. ખરે ટાણે જ એ પટકાઈ પડયા. એમના સ્વભાવ મુજબ હોસ્પિટલમાં બિછાને પડયા પડયા પણ તેઓ આરઝી હકૂમતના જ વિચારો કર્યા કરવાના, જરૂરી બાબતોમાં સૂતા સૂતા તેઓ દોરવણી પણ આપતા રહેવાના, એ વાત સાચી; પણ રસિકભાઈ આરઝી હકૂમતની કચેરીમાં બેઠા હોય કે લોકસેનાના મોરચા ઉપર ઘૂમતા હોય અને હોસ્પિટલના બિછાનામાં પડયા હોય એ બે વચ્ચે ફેર એ તો ફેર.

અકસ્માતના સમાચાર મળતાં જ રાજકોટ જઈ રસિકભાઈને મળી આવવાની ઈચ્છા થઈ આવી, પરંતુ આજે જ ઊઘડેલો મોરચો છોડીને જવું ઉચિત ન લાગ્યું. એટલે એમને મળવા જવાની ઈચ્છા દાબી દઈને હું છાવણીમાં શરૂ કરેલી નાનકડી કચેરીમાં જઈને બેઠો અને કામમાં મન પરોવી દીધું.

જેવો હું કચેરીમાં જઈને બેઠો કે તુરત જ મારા અંગત મદદનીશે આવીને જણાવ્યું કે અમરાપુરમાં ચંદનસિંહજી પાસેથી લઈને મેં એમને આપેલ ઘરેણાંની નાની પોટલી અને રૂપિયાની થોકડી અહિ આવીને તપાસતાં, ઘરેણાની એક જોડમાંથી એક નંગ ઘટે છે અને નોટોની થોકડીમાં ચાર હજાર રૂપિયાને બદલે ત્રણ હજાર રૂપિયા છે.

લડાઈના મોરચા ઉપર આ વાત સાવ મામૂલી–નાની ગણાય. કોઈને ઘરેણાં કે નોટો જોવા –ગણવાની નિરાંત ન હોય, કંઈક ગણતરી ફેર પણ હોઈ શકે.

પણ આની બીજી બાજુ પણ હતી. દેશના ભાગલા પડતાંની સાથે જ પાકિસ્તાનમાં ભારતમાં આવી રહેલા નિરાશ્રિતો ઉપર જે અમાનુષી જુલ્મો વરસાવવામાં આવ્યા, જે રીતે એમને લૂંટવામાં આવ્યા, જે રીતે એમને રહેંસવામાં આવ્યા એનું જેણે જેણે દૃશ્ય જોયું કે સાંભળ્યું હોય એના દિલમાં રોષ અને વેરની આગ પ્રગટયા વિના રહે નહીં, આનો બદલો લેવાનું માનસ પણ જાગે. મોકો મળ્યે એમને લૂંટવામાં, રંજાડવામાં હરકત નહીં એવી રીતે પણ મન કામ કરે. પરન્તુ આરઝી હકૂમતની નીતિ સ્પષ્ટ હતી. સોરઠને પાકિસ્તાનમાં જવા દેવાય નહીં એ એક માત્ર એનું ધ્યેય હતું. લડવું પડે તો નવાબનાં દળો સાથે લડવાની વાત પણ હતી. પરન્તુ કોમવાદને આરઝી હકૂમતમાં સ્થાન ન હતું. લૂંટફાટ કે રંજાડને સહેજ પણ ઉત્તેજન ન મળે એ માટે પૂરતી કાળજી સેવવામાં આવતી હતી.

એટલે અમરાપુરમાંથી જપ્ત કરેલાં ઘરેણાં અને રોકડ અંગે ખરી પરિસ્થિતિ શું છે એ જાણવું જરૂરી બન્યું. ચંદનસિંહજી તો જસુભાઈની સાથે ગયેલા. સાંજે પાછા આવે ત્યારે જ આની સ્પષ્ટતા થઈ શકે. ત્યાં સુધી રાહ જોવી રહી, પરન્તુ આ નાનકડી વાતે મને બેચેન બનાવી દીધો.

અમરાપુરનું થાણું આરઝી હકૂમતના કબજામાં આવી ગયું એટલે આ થાણા નીચેના ગામો પણ ખરી રીતે આરઝી હકૂમતના કબજામાં આવી ગયાં ગણાય. અમરાપુરથી સંદેશો મોકલીને આ ગામના પોલીસો, પટેલો અને પસાયતાઓને બોલાવ્યા હોત તો બધા દોડીને અમરાપુર આવી જાત. પણ એથી લોકોને સત્તાપલટો થયો લાગે નહીં. આરઝી હકૂમતનો લોકોને પરિચય થાય નહીં. ગામડાંઓમાં પ્રગટાવવા ધારેલી નવી હવા પ્રગટે નહીં. ગામે ગામ જઈ ગામ લોકોની હાજરીમાં નવાબના માણસોને કેદ કરી, દફતર કબજે કરી, "નવાબની સત્તાનો અંત આવે છે અને આરઝી હકૂમતની સત્તા શરૂ થાય છે" એવી જાહેરાત કરવામાં આવે તો જ નવાબના શાસનમાં દબાયેલી, કચડાયેલી પ્રજાને પરિવર્તનનું ભાન થાય.

ગામ કબજે કર્યા પછી, ગામનું જે દફતર હાથમાં આવે એનું શું કરવું એ પ્રશ્ન થયો, આ

દફતરમાં ગામની અગત્યની માહિતી હોય. આરઝી હકૂમતને ગામનો વહિવટ કરવામાં એ માહિતી ઉપયોગી પણ નીવડે એટલે દફતર કબજે કરીને સાંચવી રાખવું એવો એક અભિપ્રાય થયો.

પરન્તુ ગામના પોલીસ, પટેલ વગેરેએ નવાબની પાકિસ્તાનમાં જોડાવાની જાહેરાત પછી નિર્દોષ પ્રજાને રંજાડવા માટે કરેલી કાર્યવાહી પણ આ જ દફતરમાં નોંધાયેલી હોય. ગામલોકોને મન એ લટકતી તલવાર લાગે. એનો નાશ કરવામાં આવે તો જ લોકો હાશકારો અનુભવે, તો જ એમને નવાબના શાસનનો અંત આવ્યો લાગે. એટલે ગામ લોકોની સામે જ એ દફતરને સળગાવી દેવું એવો ગુણવંતભાઈ અને બીજા કેટલાક સાથીઓનો મત થયો.

બન્ને અભિપ્રાયોમાં તથ્ય હતું. બન્નેમાં લાભાલાભ હતા, પરન્તુ આવી બાબતોમાં લાંબો વિચાર કરવાની વેળા જ ન હતી. થોડી ચર્ચાને અંતે નિર્ણય લેવાયો કે ગામ કબજે કર્યા પછી, પોલીસપટેલ પાસેથી જે દફતર મળે એનો ગામલોકોની હાજરીમાં જ સળગાવીને નાશ કરવો.

લોકસેનાના બે ભાગમાં વહેંચાયેલા દળો આ દષ્ટિએ અમરાપુર થાણા નીચેના ગામેગામ જઈ, નવાબની હકૂમતનો અંત લાવી, આરઝી હકૂમતનો ધ્વજ ફરકાવવા લાગ્યા.

અમરાપુરમાં ભળકડું થતાં જ, પોલીસથાણા ઉપર છાપો મારી, સૂતેલા સિપાહીઓને દબાવી દીધા હતા. ગામે ગામ તો એવું બને નહીં. ગામમાં કોઈ એકલ દોકલ પોલીસ હોય, પટેલ હોય, પસાયતા હોય, કોઈ કોઈ ગામે સત્તા ટકાવી રાખવાનો ભાર માથે લઈને ફરતા નવાબના વફાદાર લોકો પણ હોય. દિવસ દરમિયાન બધા જાગતા, હરતા ફરતા હોય, સામનો કરવો હોય તો તેઓ સહેલાઈથી કરી શકે.

પરન્તુ સામાન્ય રીતે તો લોકસેનાના સૈનિકો ગામમાં સાવધાનીથી પ્રવેશ કરે કે તુરત જ આ લોકો સામે ચાલીને, હથિયાર હેઠા મૂકી શરણે થઈ જવા લાગ્યા. કોઈ કોઈ ગામે સામનો પણ થયો. ગોળીઓ પણ છૂટી. મરવા કે મારવાના પ્રસંગો પણ ઊભા થયા. લોકસેનાના સૈનિકોની કસોટી પણ થઈ.

જસુભાઈ અને કે. બાલમસિંહ એક પછી એક ગામ કબજે કરતાં કરતાં નાના વાઘણિયા ગામે જઈ પહોંચ્યા. ચંદનસિંહજી એમની સાથે હતા. ગામના પ્રવેશદ્વારે જઈને ઊભા રહ્યા. ગામના પસાયતાએ શરણે થવાને બદલે સામનો કરવાનું નક્કી કર્યું. પ્રવેશદ્વારથી ગામમાં જતા રસ્તા ઉપર થોડે દૂર સામે જ ગામનો ચોરો હતો. પસાયતો ચોરા ઉપર જઈ, પેંતરો ભરી, સામનો કરવા માટે ભરી બંદૂક લઈને ઊભો રહી ગયો.

લોકસેનાના સૈનિકો માટે પ્રવેશદ્વારે ઊભા ઊભા જ ગોળી છોડીને પસાયતાને ખતમ કરવાનું આસાન હતું. સામનો કરનારને ગોળીએ વીંધવામાં ખોટું પણ ન હતું. પરન્તુ જસુભાઈએ ગોળી છોડી ખતમ કરવાને બદલે, પોતાની રાયફલ બાજુમાં ઊભેલા સાથીને આપી, મૂઠીઓ વાળીને હડી કાઢી. એક રીતે આ નર્યું ગાંડપણ જ કહેવાય, મોતના મોઢામાં ધસી જવા જેવું જ હતું. પસાયતો ગોળી છોડે તો મોતને ભેટવાની જ વાત હતી. બધા સ્તબ્ધ બનીને જોઈ રહ્યા.

પસાયતો જસુભાઈને દોડયા આવતા જોઈ રહ્યો. કોણ જાણે શું થયું, બંદૂક એમને એમ રહી ગઈ. પસાયતો પૂતળાની જેમ ખોડાઈ રહ્યો. જસુભાઈએ ચોરા પાસે પહોંચી છલાંગ મારી બંદૂક સોતા પસાયતાને બથ ભરી લીધી. જસુભાઈના હાથની મડાગાંઠ વળી ગઈ.. પસાયતો ચસકી ન શક્યો. થોડી જ વારમાં બીજા સાથીઓ પહોંચી ગયા. પસાયતાને નિઃશસ્ત્ર કરી, કેદ કરવામાં આવ્યો. ગામ કબજે કરવામાં આવ્યું.

ચંદનસિંહજીથી બોલી જવાયું, "હૈ તો દુબલા પતલા લડકા, લેકીન શેરકા બચ્ચા હૈ."

બપોર પછી હું ગુણવંતભાઈની સાથે મોરચામાં જોડાયો. ખિજડિયા કરીને ગામ. ગામને ઉતારે જવા માટે ગામ આખાની બજાર વીંધવી પડે એવું જોખમ લેવુ ઠીક ન લાગ્યું. એટલે

પાછળની વાડ તોડી, દીવાલ ઠેકી, અમે લાગલા જ ઉતારાના મેદાનમાં પહોંચી ગયા. ચોકમાં લીમડાનું એક મોટું ઝાડ હતું. ઝાડ ફરતો ઓટો. ઓટા ઉપર ખાટલો ઢાળીને બાબી વંશના જ એક દરબાર બપોરનો આરામ કરી રહ્યા હતા. દરબાર રણજીતસિંહજીએ અને મેં આ દરબારને સૂતા જ દબાવ્યા.

સામે રાઈફલ અને રીવોલ્વરની નાળો ખોડાયેલી જોઈ, દરબાર હેબતાઈ ગયા. એમના કપાળે પરસેવો બાઝી ગયો. હાથ પણ પાણી પાણી થવા લાગ્યા. કશી આનાકાની કે રકઝક વિના દરબાર શરણે થઈ ગયા. એમને કેદ કરવામાં આવ્યા. એવામાં બંદૂકની ગોળીનો અવાજ સંભળાયો. ઝાડથી થોડે દૂર એક કાચા મકાનની વંડી પાછળ આ ભડાકો થયેલો. વાઘની જેમ ગુણવંતભાઈ એ તરફ ધસી ગયા અને કૂદી કૂદીને વંડી ઉપરથી મકાનના ફળીયામાં રીવોલ્વરની ગોળીઓ છોડવા લાગ્યા. પાંચ સાત ગોળીઓ છૂટી પણ સામેથી કશો જ જવાબ મળે નહીં.

મેં ગુણવંતભાઈને ગોળીઓ છોડતા રોકયા. હું ખડકી પાસે જઈ પહોંચ્યો. ખડકી સાવ જાહલ. એક પાટું મારતાની સાથે ખડકી હેઠી જઈ પડી. અંદર પગ મૂકું છું ત્યાં જ ગુણવંતભાઈની ગોળીઓથી બચવા માટે ઓશરીના ખૂણામાં ભરાઈ બેઠેલો આધેડ ઉમરનો એક પસાયતો દોડીને મારા પગમાં પડયો.

"કેમ લડવું છે?" મેં ઊંચા અવાજે પૂછયું.

"ના સાહેબ! ભૂલથી ગોળી છૂટી ગઈ." પસાયતાએ બે હાથ જોડયા. એને કેદ કરવામાં આવ્યો.

ગુણવંતભાઈ બીજી કામગીરીમાં લાગી ગયા. મેં પસાયતાના ઘરની જડતી લેવા એના ઓરડામાં પ્રવેશ કર્યો. એક ખૂણામાં માટીની કોઠી, બીજા ખૂણામાં રસોડું, થોડાં ઠામ–વાસણ, જડતી લેવા જેવું કંઈ હતું જ નહીં. હું ઓરડાની બહાર નીકળવા જતો હતો ત્યાંજ કોઠીનું ઢાંકણું હલ્યું. હું પાછો ફર્યો. કોઠીમાં સંતાઈને કોઈ બેઠું હોય એમ લાગ્યું. મેં રીવોલ્વર હાથમાં લીધી.

"કોઠીમાં કોણ છે?" મેં ઊંચા અવાજે પ્રશ્ન કર્યો.

ઘડીભર કંઈ જવાબ ન મળ્યો.

"જે હોય એ બહાર આવે નહીં તો કોઠી તોડવી પડશે." મેં ચેતવણી આપી.

અને તુરત જ કોઠીનું ઢાંકણું ઊંચું થયું. વિખરાયેલા વાળ સાથે એક બાઈનું ડોકું બહાર નીકળ્યું. ફિક્કો ચહેરો, ઊંડી ઊતરી ગયેલી આંખો, ગભરાટનો કોઈ પાર નહીં, અને ભયથી શરીર ધ્રુજે.

"મારા ખાવીંદને મારશો નહીં." બન્ને હાથ બહાર કાઢી બાઈ કરગરવા લાગી.

"બેન! બહાર નીકળ. તારા ખાવીંદનો કે તારો કોઈ વાળ પણ વાંકો નહીં કરે." મેં ધરપત આપી.

બે જીવ સોતી બાઈ, મહેનત કરીને કોઠીની બહાર નીકળી. જાણે જીવતું હાડપીંજર જોઈ લો.

પસાયતાના ઘરની અને બાઈની દશા જોઈને હું દ્રવી ઊઠયો. તુરત જ ઓરડામાંથી બહાર નીકળી ગયો.

ગામનો કબજો લેવાનો વિધિ પૂરો થયે, પકડેલા કેદીઓને લઈને અમે ગામ છોડયું. બીજું એક ગામ કબજે કરી અમે કુંકાવાવની છાવણીમાં આવી પહોંચ્યા.

એક પછી એક ગામ કબજે કરતા લોકસેનાના સાથીઓ અમરાપુર સહિત આખા દિવસમાં કુલ ૧૧ ગામ ઉપર આરઝી હકૂમતનો ધ્વજ ફરકાવી સાંજે કુંકાવાવ છાવણીમાં પરત આવવા લાગ્યા. મારી નજર ચંદનસિંહજીને શોધતી હતી. પણ તેઓ દેખાયા નહીં. જસુભાઈને પૂછતાં જાણવા મળ્યું કે બપોર પછીના મોરચામાં વાઘણિયાના દરબારશ્રી પણ એમની સાથે જોડાયેલા. અને ચંદનસિંહજી એમની સાથે વાઘણિયા ગયા છે. રાતનુ ભોજન ત્યાં જ લેવાના છે અને સંભવતઃ રાત પણ ત્યાં જ ગાળે.

અમરાપુરમાંથી હાથ કરેલ ઘરેણાં અને રોકડ અંગે એમને મળીને ચોખવટ કરું નહીં ત્યાં સુધી મને ચેન પડે એમ ન હતું. ખાધાપીધા વિના અને ઘડીનોય પોરો ખાધા વિના દિવસભર સખત કામગીરી કરીને પાછા ફરતા અને સવારથી કેવળ નાસ્તા ઉપર જ રહેલા સૈનિકોની વીરચંદભાઈ પૂરી કાળજી લેવાના જ હતા. દરબાર રણજીતસિંહજી, અને એમના સાથીઓને છાવણીમાં ફાવે એમ ન હોઈ, એક સારી ધર્મશાળામાં એમના ઉતારાની સગવડ કરાવવી પડી અને હું વીરચંદભાઈની રજા લઈને ખાધાપીધા વિના જ જીપ લઈને વાઘણિયા જવા રવાના થઈ ગયો. (ક્રમશઃ)

# ચારણીસાહિત્યનો વિકલાંગ વિદ્વાન રતુદાન રોહડિયા

જયમલ્લ પરમાર



ઘણું કરીને એ ૧૯૫૨ની સાલ હતી. રાજકોટમાં 'ફૂલછાબ' દૈનિકની મારી કેબીનમાં સવારના પહોરમાં એક ૨૨-૨૩ વરસનો જુવાન આવી ચડયો. દેખાવે જરાક અસ્વાભાવિક જણાયો. વાત શરૂ કરતા એ બોબડો અને સાવ બધીર જણાયો પણ એના કોચલાઈ ગયેલા શરીરની નિશ્ચયાત્મક આંખો જુદું તેજ દેખાડતી હતી.

થોડી વારતાઓ અને લેખો એણે મારી સામે ધર્યા. વારતાઓ કાંઈક લોકવારતાઓ જેવી પણ ભાષા શિષ્ટ હતી અને લેખો કેટલેક અંશે સમાજસુધારા અંગેના હતા. એને કામ જોઈતુ હતું. 'ફૂલછાબ' મુશ્કેલ પરિસ્થિતિમાંથી પસાર થઈ રહ્યું હતું અને ભૂપત વડોદરિયા, મહમદ માંકડ તથા દિનુભાઈ માંકડ જેવા બહુશ્રુત લેખકો અમારી સાથે હતા. યુવાન નિરાશ થઈને પાછો ગયો.

ચારણો સાથેના મારા ઘનિષ્ટ સંબંધોના દાવે એ કામ મેળવવા આવેલા અને મારા જીવનસાથી નિરંજન વર્માના એ દૂરના સગા પણ થાય. પ્રુફ-રીડીંગમાં, અંગ્રેજીનું ભાષાંતર કરવામાં કે રીપોર્ટીંગમા એ ખપ લાગે તેમ ન હતા. અને 'ફૂલછાબ'ને એ કાળે અનુરૂપ તેવા લેખ વાર્તા તેઓ લખી શકે તેમ ન હતા, એથી એમને લાઈલાજે રજા આપવી પડેલી.

એ હતા આજની સૌરાષ્ટ્ર યુનિવર્સિટીનો ચારણીસાહિત્યનો વિભાગ સંભાળી રહેલા શ્રી રતુદાન રોહડિયા. 'ફૂલછાબ'માં મળ્યા પછીનાં ૧૬ વર્ષે ફરી પાછા રતુદાન મળ્યા ત્યારે દુનિયા ઘણી બદલાઈ ગઈ હતી. સાવ બહેરા બોબડા અને જીવનના જતરડામા ઝરડાઈ ગયેલા રતુદાને એમના સાહિત્યના અભ્યાસમાં અસાધારણ વિકાસ સાધેલો અને એમની બોબડી ભાષા પણ કાંઈક વધુ સ્પષ્ટ થયેલી. વાચન લેખનની એમણે ઘણી દુનિયા ખેડી નાખેલી, અને હું પણ 'ઊર્મિનવરચના' માસિક દ્વારા લોકસાહિત્ય અને ચારણીસાહિત્યની ધૂણી ધખાવીને બેઠેલો.

શ્રી રતુદાન રોહડિયા તથા એમની ફૂઈના દીકરા દાદુદાન પ્ર. ગઢવીના દિલમાં ચારણો અને ચારણી સાહિત્યનુ સંશોધન કરવાની તીવ્ર ઝંખના જાગેલી. ચારણીસાહિત્યના ઉત્કર્ષના કેંક અભિલાષો તેઓ સેવતા હતા.

સૌરાષ્ટ્ર યુનિવર્સિટી પણ નવી સવી જ શરૂ થયેલ અને એના વાઈસ ચાન્સેલર શ્રી ડોલરભાઈના દિલમાં લોકસાહિત્ય અને ચારણી સાહિત્યના સંશોધન સંશુદ્ધિ અને વિકાસ કરવાની ઉદાત્ત ઝંખના. એમણે ચારણી સાહિત્યના સંશોધનની બન્ને ભાઈઓની યોજનાને આવકારી અને બન્ને ચારણી સાહિત્યની હસ્તપ્રતો મેળવવાના કામે લાગી ગયા.

એ એક ભારે દુઃખદ અને આઘાતજનક સ્મરણ છે. નેસડે ને ગામડે ભટકી ભટકીને સંશોધનની દુનિયાથી અજાણ અને પછાતપણાથી રીઢા બની ગયેલા અભણ અને કેંક અંશે થોડું ભણેલા એવા મધ્યકાલીન યુગની મનોદશામાં રાચતા છતાં

પરંપરાના વારસાથી જ્વલંત એવા ચારણોના અંતરના પ્રથમ ખંભાતી તાળાં ખોલાવી એમને ચારણીસાહિત્યના ઉદ્ધાર માટે અભિમુખ કરવા, પછી એમના કામ જૂના પટારા ખોલાવી એમની બાપદાદાના પરમ વારસાની અમુલખ મૂડી સમા ગ્રંથો કઢાવવા, એમને ગળે ઉતરાવીને એ ગ્રંથો મેળવવા અને પાછા વિના મૂલ્યે અને જે ચારણોના ગામની મુલાકાત લ્યે એના ઈતિહાસની નોંધો પણ તૈયાર કરી યુનિવર્સિટીને આપવી, એ કાર્ય કરવા માટે દરેકને રોજનું સાડા ત્રણ રૂપિયાનું ભથ્થું અને ૩૦ થી ૪૦ દિવસના મહેનતાણા રૂપે અઢીસો અઢીસો રૂપિયા મળતા હતા. આમાં એમનું કયાંથી પૂરું થાય? છતાં શિક્ષણક્ષેત્રના શોષણખોર મહાનુભાવો યુનિવર્સિટીમાં બેઠાં બેઠાં પોતાના હિતમાં એમનું શોષણ કરતા જ રહ્યા, કરતા જ રહ્યા.

આર્થિક સંકડામણમાંથી એમને કાઢવા થોડું વધુ મહેનતાણું આપવા કોઇએ તૈયારી ન બતાવી અને ચારણી સાહિત્યની અમૂલ્ય હસ્તપ્રતો ને ઐતિહાસિક નોંધો મફતમાં મેળવતા જ રહ્યા. આથી સરસ્વતીનો પ્રસાદ પામેલા શક્તિશાળી કવિ દાદુભાઈ છૂટા થયા. પણ મૂક અને બધીર એવા રતુદાન કયાં જાય? માંડ ડાળ મળેલી એને કેવી રીતે છોડે? જીવનના આધાર સમો ચારણીસાહિત્યના સંશોધનનો મનપસંદ વિષય મળ્યો અને પાછો યુનિવર્સિટી જેવો આશ્રય. એથી એ વળગી રહ્યા, સન્નિષ્ઠાથી કામ કરતા રહ્યા અને એમની વિકલાંગતાના ઓશિયાળાપણાનો ગેરલાભ યુનિવર્સિટી ઉઠાવતી જ રહી અને યુનિવર્સિટી પાસે રાખેલી ધરખમ અપેક્ષાઓ ધૂળમાં મળતી રહી.

આ મૂંગા અને બહેરા વિકલાંક પાસેથી એમના ઉપરના માણસો પોતાના સવારથ સારૂ દયાહીન રીતે કામ લેતા રહ્યા. એમનું મહેનતાણું વધારવા અમારે નાનકડું આંદોલન ઉઠાવવું પડયું ત્યારે ભથ્થું સાડાચાર રૂપિયાને બદલે રોજના ૯ રૂપિયા કરી આપ્યા રોજમદાર તરીકે. પછી બહુ દબાણ થતાં ૨૭૦ ના ૩૦૦ કરી આપ્યા. એ વખતે પટાવાળા એમના કરતાં વધારે પગાર ને વધારે સવલતો મેળવતા હતા. જ્યારે ૩૦૦ ના ૩૫૦ કર્યાં ત્યાં સુધીમાં રતુદાને તૈયાર કરી આપેલા શબ્દાર્થ, ભાવાર્થ, વ્યુત્પત્તિ અને પાઠાંતરો મેળવીને 'અંગદવિષ્ટિ' અને 'કુંડળિયા જસરાજ હરધોળાણીરા' નામનાં સંશોધિત પુસ્તકો યુનિવર્સિટી તરફથી એમના ખાતાના ઉપરીના નામે પ્રગટ થયાં અને પછી 'ઓખાહરણ' અને 'ચારણી સાહિત્ય પ્રદીપ' પ્રગટ થતાં રહેલ છે. ૧૧ વરસે એમને ૪૫૦ રૂપિયા મળે છે. અને છતાં એને કાયમી કરવામાં નથી આવ્યા. જેવી એમના જીવનકાર્યની ઘોર ઉપેક્ષા થઈ છે એવું જ એમનું ભાવિ ઘોર અંધકારમય જ રાખ્યું છે. રતુદાને સૌરાષ્ટ્ર, ગુજરાત અને કચ્છમાંથી મેળવેલી ૪૦૦ ઉપરાંત હસ્તપ્રતો, એની વિદ્વદ્‌માન્ય સૂચિ, ચારણો અને ચારણીસાહિત્યના એમના શોધકાર્યની સમૃદ્ધ નોંધો, એમણે તૈયાર કરી આપેલા ગ્રંથો મેળવીને સૌરાષ્ટ્ર યુનિવર્સિટી એમને અપાયે જતી મુદત પૂરી થતાં ગમે ત્યારે ફેંકી દઈ એમને રસ્તાના રઝળતા અને એમનાં અંધ બધીર અને મૂંગાં પત્ની તથા નાનકડા બાળકને નિરાધાર બનાવી દઈ શકે તેમ છે. કાયમી કર્મચારીઓને મળતા કોઈ લાભ એમને ૧૧ વર્ષની સતત નોકરી પછી પણ મળતા નથી.

રેલ્વે દ્વારા, બસ દ્વારા અને પગપાળા હજારો માઈલની મુસાફરી કરી, સેંકડો માણસોનો સંપર્ક સાધી, ભૂખ્યા દુખ્યા કાળી મહેનત કરી યુનિવર્સિટીને કાયમી ગૌરવ અર્પતો ચારણીસાહિત્યની હસ્તપ્રતોનો અમૂલ્ય ખજાનો મેળવી આપી એના ઉપર સંશોધન કરીને ઉપરી–અધિકારીઓના ગ્રંથો તૈયાર કરી આપી એમને વિદ્વદ્ જગતમાં પ્રતિષ્ઠા અપાવનાર રતુદાનપછી આવનારા અનેક કર્મચારીઓ કાયમી બની ગયા છે. કેંકચીંથરાંની ઢીંગલીઓ માથે યુનિવર્સિટીની હાથણીઓ કળશ ઢોળતી રહેતાં રાતોરાત 'નિગાહ રખ્ખો મહેરબાન'ની સલામું ઝીલતા થઈ ગયા છે, ત્યારે અગિયાર અગિયાર વરસથી ક.ળી જહેમત

કરતાં છતાં જેનાં અંગ કૃશ બનીને કોચલાઇ રહ્યાં છે એવા મેલાઘેલા લાગતા રતુદાન યુનિવર્સિટીનું વૈતરું નકરા સાડા ચારસો રૂપિયામાં એકનિષ્ઠાથી કર્યા કરે છે.

એમણે ચારણી સાહિત્ય ઉપર કરેલા કામની નોંધ સાથેના પાનામાં જ જોઈ શકાશે. એક માત્ર 'ઊર્મિનવરચના' માસિકમાં જ ૧૯૭૦ થી ૧૯૮૦ સુધીનાં દસ વર્ષમાં એમણે નિર્ભેળ ચારણીસાહિત્યના વિવિધ અંગો ઉપર ૭૬ લેખો લખ્યા છે. પાંચ સાત લેખો હજી પડયા છે. જેમાંથી એમણે યુનિવર્સિટી માટે ગુજરાત રાજસ્થાનનો પ્રવાસ ખેડી ' ચારણો અને ચારણીસાહિત્યનું જે શોધકાર્ય કર્યું છે તેના જ ૨૩ લેખો છે. એવા બહેરા ને બોબડાપણાથી વિવશ નહિ બનેલા પુરુષાર્થી અને કાર્યનિષ્ઠ વિકલાંગની આ કથા છે. 'ઊર્મિનવરચના' ઉપરાંત એમણે અન્યત્ર પ્રગટ કરાવેલા ચારણીસાહિત્યના લેખોની સંખ્યા ૧૫૦ જેટલી થાય છે. આમ એમણે ૨૨૫ જેટલા લેખો લખ્યા છે.

'નૂતન સૌરાષ્ટ્ર' દૈનિકમાં ૧ વર્ષ સુધી 'સજીવન અખ્ખરાં'ની લેખમાળા ચાલુ રાખેલી. બીજાં અનેક ગુજરાતી અને હિંદી સામયિકોમાં તેઓ અભ્યાસનીય લેખો લખતા રહ્યા છે અને જે પ્રગટ નથી થયા એવા તૈયાર પડેલા લેખોની સંખ્યા પણ નાની સૂની નથી.

એમણે ચારણીસાહિત્યના માસિક 'દેવીપુત્ર'નું તંત્રીપદ સંભાળી ઘણા લેખો લખેલા અને થોડા જ સમય પહેલાં બીજા ઉત્સાહી ચારણ મિત્રો સાથે મળીને 'ઈસરદાન ડિંગળી સાહિત્ય પ્રસાર અને પ્રકાશન ટ્રસ્ટ'ની રચના કરી છે. રતુદાન એના પ્રમુખ છે. ગોંડલની ભુવનેશ્વરી પીઠના આચાર્ય શ્રી ઘનશ્યામભાઈએ આપેલા અનુદાનથી શ્રી હરસુરભાઈ ના. ગઢવી દ્વારા સંપાદિત થયેલ 'હરિરસ' ગ્રંથનું પ્રકાશન કર્યું છે અને ઈસરદાસજીના જીવનની રૂપરેખા અને એમના બીજા ગ્રંથ નિંદાસ્તુતિનું શ્રી રતુદાને કરેલું સંપાદન પ્રગટ થવા તૈયાર પડયું છે.

કોઈ એક કૃતિનું સંપાદન કરતાં તેઓ એ અંગેનાં પાઠાંતરો મેળવવા શકય એટલી હસ્તપ્રતો જ્યાં જ્યાંથી મળે ત્યાં ત્યાંથી ભારે પરિશ્રમપૂર્વક મેળવીને પણ પૂરો અભ્યાસ કર્યા બાદ સંપાદન કરે છે. એમના જેટલી નિષ્ઠા અને ઊંડાણથી અભ્યાસ કરી નીચે માથે સતત કામ કરનારા યુનિવર્સિટીમાંથી જવલ્લે જ મળશે.

રાજકોટ જિલ્લાના આજના પડધરી તાલુકામાં 'ધુનાનું ગામ' નામે ૧૫–૨૦ ખોરડાનું એક ગામ છે. મૂળ એ ધ્રોળ રાજ્યને તાબે હતું. વધુ ભાગે ચારણોથી જ વસેલું. ભકતવર્ય ઈસરદાસજીના મોટા પુત્ર જગાજીના કુળમાં પિતા બાણીદાન અને માતા કુંવરબાઈના ઘરે રતુદાન જન્મ્યા ત્યારે તો સાવ સાજા સારા. ઘરે થોડી જમીન જાગીર ખરી પણ ખેડ ઊભડ કરે અને પિતા બાણીદાન પડધરી પાસેના વણપરી ગામે પોલીસપટેલ.

રતુદાનને પડધરીની નિશાળમાં એકડિયામાં બેસાડયા. સાત આઠ મહિના કક્કો ઘૂંટયો ત્યાં ટાઈફોઇડ થયો. એમાંથી બચી તો ગયા પણ ટાઈફોઇડ જીભ કાન અને સ્મૃતિ ત્રણેય લેતો ગયો. દસેક વરસની ઉમરે રતુદાન બહેરા, મૂંગા અને સ્મૃતિહીન બની ગયા.

કાંઈક દવાદારૂ કર્યા, કાંઈક બાધા આખડી રાખ્યાં. રાજકોટ ડોકટરોને બતાવ્યું, પણ સૌએ હાથ ધોઈ નાખ્યા. બહેરા મૂંગા તો કેંક હોય છે, પણ સ્મૃતિભ્રંશ થાય એટલે તો સાવ નકામા બની જાય. ખાતોપીતો હરતોફરતો, બોલતો ચાલતો અને ખેલતો કૂદતો રતુદાન કોડીને મૂલે થવા લાગ્યો. એ કાંઈ સમજે નહિ અને કોઈ એને સમજાવી શકે નહિ. રતુદાન પછી ચાર ભાંડરૂ થયેલાં. ત્રણ ભાઈ અને એક બહેન. એમાં રતુદાન એક બહેરો મૂંગો અને સ્મૃતિહીન. એક માનાં હેત ન ઓસર્યાં, બાકી 'રતુડો' કુટુંબમાં અને સમાજમાં ઉપેક્ષિત બનતો ગયો.

એક વખત એને શ્રી માવદાનજી રતુનો

ગ્રંથ યદુવંશપ્રકાશ હાથ પડયો. પાનાં ફેરવતાં એમાં 'ક' નજરે પડયો. રતુદાનને થયું કે આ 'ક' ને કયાંક જોયો છે. મગજ ખેંચતાં ખેંચતાં યાદ આવ્યું કે પોતે ભણતા ને પાટીમાં ઘૂંટતા એ આ 'ક' લાગે છે. જિજ્ઞાસા જાગી. સ્મૃતિ થોડી સળવળી અને 'ક' નો 'કા' થયો. 'કા'નો 'કાકા' થયો અને આમ અક્ષરો ઉકલતા થયા. પણ કોણ એને સ્વર અને વ્યંજનોની સમજ પાડે ?

મગજમાં ગોટાળો થયા કરે. જિજ્ઞાસા જાગી ગઈ. શક્તિની ચેતના સળવળી. એમાંથી અક્ષરો ઊકેલવાનો રસ ઊભો થઈ ગયો, પણ કાના માત્રને હ્રસ્વ દીર્ઘની કડાકૂટ. નિશાળમાં જે થોડું શીખેલા તે યાદ આવવા માંડયું અને અક્ષરોમાંથી શબ્દો બંધાવા માંડયાં. ખાવા પીવા અને આંટા મારવા કે બળતણ વીણવા ને વાછડાં ચારવા સિવાય બીજું કામ નહિ. નહિ કોઈને વાત કરવાની. નહિ કોઈની વાત સાંભળવાની. એથી શક્તિ અક્ષરો ઊકેલવામાં કેન્દ્રિત થવા માંડી અને દસ વરસની ઉમરમાં જે કાંઈ સાંભળેલું કે શીખેલા તે મદદે આવવા માંડયું ને વગર ગુરૂએ રતુદાન વાંચતા થઈ ગયા. ગ્રંથ એના ગુરૂ બન્યા. પોતાના સિવાયની બાકીની સૃષ્ટિ સાથેનો એનો સંબંધ વાચનથી બંધાયો.

અક્ષરોની ઓળખ થયા પછી એની હથેળીમાં કોઈ આંગળીથી લખે તે અધું લખતાં આખું સમજી જાય. જતે દિવસે હવામાં આંગળીથી અક્ષર આલેખાય તે સમજવાની ટેવ પડી ગઈ.

પિતાની નોકરીની બદલી થતાં જાળિયા દેવાણીની નિશાળમાં પરભારા બીજી ચોપડીમાં બેસાડયા પણ ભણે કોણ ? પુસ્તકો જ વાંચ્યા કર્યાં. નાનાભાઈની નોકરી સિક્કા ગામે થઇ. પડખેના બેડ ગામની લાઇબ્રેરી હાથ પડી ગઈ. પછી બીજું તો કોઇ વ્યસન જ વાંચવા સિવાય ન વળગ્યું. સિક્કાની રાત્રિશાળામાં થોડું અંગ્રેજી શીખવા પ્રયત્ન કર્યો, અને આમ બહેરા–બોબડા રતુદાનની શક્તિ વાચન અને પછી લેખન તરફ વળવા માંડી. ખાતાં પીતાં, નવરાશ મળતાં વાંચ્યા જ કરે, વિકલાંગતાથી બદ્ધ બની ગયેલી શક્તિ વાંચવા લખવા તરફ વળી ગઈ.

કુટુંબમાં સૌને ઓછી વધતી લાગણી ખરી પણ રતુદાન કહે છે કે "સર્વોચ્ચ લાગણી માતાજીની હતી. બહેરા અને મૂંગા બન્યા પછી મારું મૂલ્ય ઘણું ઓછું અંકાતું. સૌ મને નકામો ગણતા. મારા મોટા બાપુનો દીકરો કેસરદાન જે પણ મૂક અને બધીર છે તે મારો પરમ મિત્ર છે. જિંદગીમાં એની ભારે અવગણના થતી રહી છે. અપંગ એટલે સાવ નકામો એમ સૌ માનતાં હતાં. મને તે બરાબર ખટકેલું. 'તું બહેરો છો, તું શું સમજે ?' એમ મારામાં સમજણ પણ નથી એ વાતની મને ખટક રહેતી. મારી વાતને મારા વિચાર કે અભિપ્રાયને કોઈ દાદ ન દેતું. બહેરા મૂંગાની શાળામાં દાખલ થવા ઈચ્છા કરેલી પણ મારા પિતાજીને મને ભણાવવામાં ઝાઝો રસ ન હતો."

રતુદાન કહે છે કે આમ વગર ભણ્યે વાંચતો તો થયો પણ એકલો વાંચવાનો રસ પણ કાંઈ યાદ રહે નહિ અને એની કડાકૂટ નહિ. એક દિવસ એમના ભાભુએ "રતુડા"ને સાનમાં સમજાવીને પૂછયું કે "રોયા રતુડા ! આખો દી ચોપડામાં માથું ઘાલીને વાંચ્યા કરે છે તે એમાં શું લખ્યું છે એ તો કહે ?"

રતુદાન કહે : "એ તો કાંઈ યાદ નથી." ત્યારે ભાભુ કહે : "મેર મૂઆ મૂરખા ! કાંઈ યાદ રહેતું નથી તયેં વાંચ્યા શું કરવા કરશ ? એના કરતાં ખેતરે જઈને મજૂરી કર તો કાં'ક મહેનત ફળશે."

ભાભુની વાતથી વળી રતુદાનના મગજમાં ઝબકારો થયો અને વાંચેલું યાદ રાખવાની મહેનત શરૂ કરી. એમાંથી ધીરે ધીરે સ્મૃતિ જાગ્રત થવા માંડી. સ્મૃતિહીનતા દૂર થવા માંડી અને પછી તો વાંચેલું પુસ્તક આખું કડકડાટ બોબડી બોલીમાં બોલી જાય એવી યાદદાસ્ત કેળવાઈ ગઈ.

કુટુંબ રતુદાન પ્રત્યે દયા દાખવે પણ પ્રેમ કે કરુણાના અંકુરો મા સિવાય બીજે કયાંયથી ન મળે.

'રતુદાન કહે છે કે: "લાગણી હોવી એક વસ્તુ છે, પણ મૂલ્ય હોવું બીજી વસ્તુ છે. જેમ જેમ વાંચતો ગયો તેમ તેમ વિચાર-ભેદ વધતો ગયો, પરિણામે આ રૂઢિ ખોટી છે, આ માન્યતા ખોટી છે, ભૂવા-જતિ ખોટા છે એવી મારી વાતોએ અને હરિજનને અડવામાં આભડછેટ ન રાખવી જોઈએ એવી વાતો અને વર્તને મારા વડીલોની આંખે ચડી ગયો કે આ છોકરો એકતો સાવ બેરો એટલે નકામો અને વાંચીને પાછો વંઠી ગયો. એટલે જ્યાં લગી મારા ગામમાં રહ્યો ત્યાં સુધીનો બધો જ સમય વડીલો અને ભાઈઓ સાથે ઝગડવામાં જ વીત્યો. આઝાદી પછી તો આ વિચારભેદ વધતો જ ગયો. મૂળ કારણ ઘરખેડ અંગેના મારા વિચારોનો એટલે કે બારખલી નાબુદીનો રોષ હતો. હું માનતો હતો કે બારખલી નાબુદી એ કડવું પણ ઉપકારક ઔષધ છે. આમાં જ ચારણોનું હિત થશે

"સૌરાષ્ટ્ર સરકારે ગ્રામવિકાસની, ખેતી-વિકાસની, અને બીજી ઘણી યોજના કરી, એમાં મને રસ, પણ વડીલો માની બેઠેલા કે આ બધા કોંગ્રેસના લોકોને છેતરવાના ફંદા છે. એથી એમનો આંધળો વિરોધ.

અમારા ગામમાં પંચાયત નહિ મેં યુવક મંડળ ઊભું કર્યું. પછી પંચાયત માટે માગણી મૂકી. આમાંયે વડીલોનો વિરોધ. અને મને 'કોંગરેસી થૈ ગ્યો' ની ગાળો સુણાવે અને એમાંયે વડીલોને અણગમતી પંચાયત આવી, મને સરપંચ ચૂંટ્યો. આમ મેં ગામમાં પંચાયત લાવવાનું પાપ કર્યું. અને એ પ્રસંગે શ્રી ન્યાલચંદ શેઠ અને શ્રી કાંતિભાઈ શાહ જેવા આગેવાન કોંગ્રેસીઓને ગામમાં લાવીને ગામ અભડાવવાનું યે મેં પાપ કર્યું તેથી વડીલો સારી પેઠે રોષે ભરાયેલા. કંઈ કામ ન થવા દે, તો પણ સરપંચપદેથી જતાં જતાં પણ મેં શ્રી જવાહરલાલ નહેરુને પત્ર લખીને ગામ માટે શાળા તો મેળવી જ. એટલે બાળપણમાં કુટુંબને કંઈક દયામય લાગણી હશે ખરી પણ મોટપણે મેં વંઠી જઈને એ ખોયેલી. કેવળ મારાં માતાજીની જ લાગણી એકધારી રહેલી. 'પોતાના રતુ' માટે એમની મારા પિતાજી અને બીજા સૌ સામે લડવાની તૈયારી સતત રહેતી આમ તેઓ શાંત સ્વભાવનાં પણ 'પોતાના રતુ' માટે લડવાની પણ પૂરી તૈયારીવાળાં.

"મારે માટે વાંચવું એ જીવવા માટેની એક અનિવાર્ય શરત જેવું બની ગયેલું. મૂક અને બધીર કે જે ન કોઈની વાત સાંભળી શકે, ન કોઈની સાથે વાત કરી શકે. તેને માટે ભર્યું ગામ કે ભર્યું કુટુંબ હોવા છતાંય શું ખાલી ખાલી ન લાગે? આમ માણસો વચ્ચે ઘેરાયેલ હોવા છતાંયે હું એકલો પડી જતો, આ કારણે ભાષાની, માનવ-મનની અને વિચારોની સોબત માટે મારે પુસ્તકો વાંચવા અનિવાર્ય પણ હતાં એ મનોરંજન જ્ઞાન અને સોબત આપતાં. જેમ જેમ પુસ્તકો વાંચતો ગયો તેમ તેમ મને એમાં વધુને વધુ રસ પડતો ગયો. આ રસને કારણે સાહિત્યપ્રીતિ ઉદ્‌ભવી. બાકી મને કોઈ માર્ગ-દર્શન આપે એવું તો ગામડાંમાં કોઈ હતું નહિ. બાકી મારી હિંમતને તોડી પાડવાવાળા ઘણા હતા. સાચું કહું તો હું લેખ લખવા બેસું એ મારા પિતાશ્રીને રુચે એવી વસ્તુ ન હતી. પણ મને લખતો બંધ કરવા માટે પણ તેમની પાસે કોઈ ઈલાજ ન હતો. ખેતીમાં મારા શ્રમ અને કામની લગનને કારણે તો સૌને સંતોષ હતો, અને બપોરે જ્યારે બીજા સૂતા હોય ત્યારે હું વાંચતો કે લખતો હોઉં. આવું તો કાયમ ચાલતું.

"પુસ્તકોના અભાવે જે હાથ આવે તે વાંચી નાખવાની વૃત્તિ જાગી હતી, અને એમાં સારું નરસું બધું જ હાથ ચડે. છતાંયે જેણે મારા મન પર સૌથી વધુ અસર કરી હોય એવાં બે પુસ્તકો છે. એમાંનું એક છે સસ્તું સાહિત્યનું પ્રકાશન 'આગળ ધસો.' એણે મને નિરાશાઓ સામે ઝૂઝવાની શક્તિ-પ્રેરણા આપેલી. એમાંથી હું એટલું શિખ્યો કે જીવન સંગ્રામમાં લડતાં લડતાં હારી જવાય તો ભલે, પણ લડયા વગર નાસી છૂટીને હાર કબુલ તો ન જ કરવી. બીજું પુસ્તક હતું 'લા મિઝરેબલ'-એક

ફ્રેંચ નવલકથા. એણે પણ મારા મન પર ઊંડી અસર કરેલી.

"મારી ચારણી સાહિત્યની એકાંગી ઉપાસના તે મારી કૂળ પરંપરા અને અમારા ઘરમાં પડેલાં જૂનાં ચારણીસાહિત્યના થોથાંઓએ લગાડેલ રસનું કારણ છે. હિન્દી, ગુજરાતી, પ્રાચીન, અર્વાચીન નવલકથા, નાટ્ય, આત્મકથા અને પ્રવાસ વર્ણનો ભરપટ્ટે વાંચ્યાં છે, અને બધીરતાને કારણે મારી ભાષામાં લોક કરતાં શિષ્ટતા તરફનો ઝોક વધુ લાગતો હોય તો એનું કારણ પણ આ છે. જો કે ચારણીસાહિત્ય ઉપરાંત લોકવાર્તાઓ, ટૂંકી નવલિકાઓ, નાટિકાઓ, અને એકાદ નવલકથા પણ ઘસડી કાઢેલ છે. પણ મારો મુખ્ય શોખ ચારણીસાહિત્ય જ રહ્યો છે. અને હવે તો છેલ્લાં કેટલાંયે વર્ષો થયાં ચારણીસાહિત્ય મારે માટે શોખ અને આજીવિકા બન્નેનું સાધન બનેલ છે. એ સાથે વાર્તામાસિકોનું ધીમેધીમે લુપ્ત થઈ જવું એ વસ્તુએ પણ મને ચારણીસાહિત્ય પ્રત્યે વધુને વધુ અભિમુખ થવા પ્રેર્યો છે.

"હું ચારણીસાહિત્ય પ્રત્યે કઈ રીતે વળ્યો એ કહું. મારી પ્રથમ પ્રકાશિત વાર્તા 'દંભી સમાજ' એ તો સામાજિક વાર્તા હતી, પણ 'ચારણબંધુ'ના તંત્રીશ્રી માધવસિંહ રોહડિયાએ મને લોકકથાઓ લખવા પ્રેરણા આપી. આનું એ પણ કારણ ખરું કે 'ચારણબંધુ'માં કોઈ સામાજિક વાર્તા આવે, સમાજના દંભાચાર પર એમાં નાનકડો કે મોટો કટાક્ષ હોય, તો અમારા સમાજના ૭૫ ટકા એ બંધબેસતી પાઘડી પહેરી લ્યે પછી તંત્રી શ્રી માધવસિંહ પર હલ્લો આવે અને પછી એને માથે માછલાં ધૂવે.

"એટલે દૂધથી દાઝેલા માધવસિંહજી સામાજિક લેખોને બદલે લોકકથા માગે અને હવે ચારણોની વાતોમાં કવિશ્વરોની કથાઓમાં ચારણીસાહિત્ય તો આવવાનું જ. દુહા આવે, ક્યાંક છંદો આવે, આ બધું મેળવવા મારે ઘરમાંની હસ્તપ્રતોનું શરણું લેવું પડે. એ મારે વાંચવી પડે, ઉકેલવી પડે, અને આમ આમ 'પઢતાં પઢતાં' ચારણીસાહિત્યમાં હું ફોડાંમાં ફસાયો હોઉં તેમ ઊંડો અને વધુ ઊંડો ઊતરતો ગયો. હવે તો સાવ ગારદ જ થયો છું. ડોસા–ડોશી પાસેથી થોડી કથા–કરચો મેળવું. હસ્તપ્રતોમાંથી થોડા દુહા મેળવું અને એમાંથી લોકકથા સર્જું. આવું ચાલ્યા કરતું હતું. હવે તો એય બંધ છે. હસ્તપ્રતો ઘણું આપી ગઈ છે.

"મારું ક્ષેત્ર અધિકાંશ મધ્યકાલીન ચારણીસાહિત્ય રહ્યું છે અને એમાંયે ઈસરદાસજી પરના થીસીઝનો ૯૦% ભાગ મેં શિષ્યોને લખી આપેલો. આ કારણે મધ્યકાલીન ચારણીસાહિત્યની દૃષ્ટિએ ઈસરદાસજીનો મારા પર સર્વોચ્ચ પ્રભાવ પડયો છે. અને વીસમી સદીના લેખકોમાં સ્વ શ્રી મેઘાણીજીએ એમના સાહિત્ય દ્વારા મને પ્રભાવિત કરીને ચારણી સાહિત્ય તરફ ધકેલ્યો છે. ચારણ વિદ્વાનોમાં સ્વ. શ્રી ખેતસિંહજી મિશણનાં લખાણોમાંથી મેં પ્રેરણા મેળવી છે."

આ બધીર અને અર્ધમૂક રતુદાનના જીવનમાં પણ લગ્નનો લહાવો લેવાની લાગણી રહ્યા કરતી. પણ એમનો હાથ ઝાલે એવી કોઈ ચારણ્ય ન મળી. છેવટે એમનાથી બે ડગલાં આગળ મૂક, બધીર અને દિવસે જ થોડું ઝાંખું દેખી શકે એવી કન્યા મળતાં એમણે લગ્ન કર્યાં અને દેવના ચક્કર જેવો એક દીકરો પણ પામ્યા. માબાપ બન્ને મૂંગાં ને બહેરાં, ઉપરાંત મા દિવસે જ થોડું દેખે એને ઘેર બોલતો ચાલતો દેખતો અને ચબરાક દીકરાનો જન્મ થયો એ એમના વિકલાંગ જીવનનો સૌથી મોટો લ્હાવો બની રહ્યો.

પણ કોયડો ઊભો થયો કે રાતના છોકરો રડે તો આ બેય ઊંઘતાં મૂંગાં સાંભળે કેમ? એથી એક કારસો કર્યો. રતુદાન રાતે પગે દોરી બાંધી સૂવે. દોરી બારીમાંથી ઠેઠ પડોશીના ઘેર પહોંચે. પછી રાતે છોકરો રડે એટલે પડોશી દોરી ખેંચે ને રતુદાન ઊંઘમાંથી છોકરાની વારસ કરે.

પણ બન્ને મૂંગાં બહેરાં અને પત્ની તો વળી

દેખે પણ દિવસે નહિ જેવું જ, એની સાથે વાતચીત ને વ્યવહાર કેમ પાડયો ? એ જ રીતે એમનો તદ્દન નાનકડો દીકરો તીથુ બાપ અને માને સમજાવે કેમ ? પણ એક દિવસ મારે ત્યાં આ નાનકડા તીથુને હાથના ઈસારાથી રતુદાનને એટલી સરસ રીતે સમજાવતો જોયો કે હું તો મુગ્ધ થઈ ગયો. એ સંબંધે રતુદાન કહે છે કે :

"તીથુ માટે કઠીનાઈ એ આવેલી કે એને મારી જીભ દ્વારા વહેતી અને એની માની સંકેત દ્વારા વ્યક્ત થતી બંને ભાષાઓ એકી સાથે જ શિખવી પડેલી. પણ સંકેત દ્વારા એને એની મા સાથે વાત કરવામાં ઝાઝી તકલીફ પડતી નથી. ખરેખર તો બીજાં માણસોને જ તીથુની માની વાત સમજાતી નથી. તીથુની માની અપંગતા એવી છે કે એને આંગળીના સ્પર્શના સંકેત દ્વારા જ સમજાવવી પડે છે. જે વિદ્યા તીથુએ સાધ્ય કરી લીધી છે. અને મેં પણ. કેમકે હું નાનપણથી જ મારા મોટા બાપુ જીવણદાનના દિકરા કેસરદાન પૂર્ણ મૂક બધિર છે એમની સાથે મારે સારી એવી આત્મીયતા જામેલી., આમ મૂક-બધીર સાથે વાત કરવા-જીવવાનો મને બાળપણથી જ અનુભવ છે. જે પત્ની સાથેના જીવનમાં કામ લાગી ગયો.

"વળી મૂળથી જ હું સાદાં ભોજનનો આગ્રહી છું. લગ્ન પહેલાં મારો ખોરાક દૂધ ભાખરી જ રહેતો, એટલે સ્વાદનો ચટકો મને લાગ્યો નથી, અને તીથુનાં મા દિવસે ઝાંખુ દેખે રાત્રે મુદ્દલ ન દેખે છતાંયે અમારા પૂરતી રસોઈ તો બરાબર કરી શકે છે અને નાનાં નાનાં કામોમાં હું પણ એમને સાથ આપું છું. પણ મારા સાથ વગર પણ બધું જ ઘરકામ તેઓ કરી લ્યે છે. ગૂંથે પણ છે. અને ગોદડાં પણ સીવે છે. હા, મારે કે તીથુએ એમને સોયમાં દોરો પરોવી દેવાનો હોય. અને આમ, નાનું નાનું ભરત અને મોતી કામ પણ તેઓ પોતાની રીતે કરી શકે છે. હું શોધ પ્રવાસે ૧૫-૨૦ દિવસ બહારગામ જાઉં ત્યારે તેઓ એકલાં પણ રહે છે. પણ જો તીથુ રમતાં રમતાં કયાંક આઘો પાછો થઈ જાય તો એને શોધતાં તકલીફ પડે ખરી. અને ઝાંખું દેખાવાને કારણે ઘરમાં રમતાં છોકરાં-પાડોશીનાં અને તીથુને હડફેટે લેવાનું પણ કયારેક બને.

"બાકી મારે કોઈ જ માન્યતાનો આગ્રહ નથી. ન પુજાપાઠમાં કે ન તીર્થયાત્રામાં શ્રદ્ધા છે. મંદિરમાં જવાનો શોખ નથી, પણ કયારેક જવું પડે તો વંદન કરવાનો યે વાંધો નથી. બાકી તીથુનાં મા કંઈક શ્રદ્ધાળુ રહ્યાં. એટલે એમની માગણી મુજબ માતાજીને નાળિયેર વધેરવામાં પણ 'કહ્યાગરા કંથ'નું પ્રમાણ-પત્ર મેળવવાની લાલચે જોડાઈને માતાજીને પગે પણ લાગી લઉં છું. અને કયારેક એકાદશી કરવાનો નિર્ણય કરે તો એને સાથ આપવા માટે હું પણ એ દિવસે એની સાથે એકટાણું કરી લઉં છું. (જો કે એણે માનેલ એકાદશી પાંચમ-સાતમ કે બારશ તેરશ જ હોય છે. પણ શ્રદ્ધાને બળે એ ફળ પામી જાય, મારે તો એકટાણાંથી થોડી તબિયત સુધરી એટલો જ લાભ મળ્યો સમજવો) અને આ બદલ તીથુની મા એનાં પિયરિયાં પાસે મારાં વખાણ કરે એને જ ધર્મલાભ સમજવો રહ્યો.. બાકી તો માનુ છું-હું જે ચારણીસાહિત્યના સંશોધનનું કામ કરું છું એને જ ધર્મ માનુ છું એજ પુજા પાઠ છે અને એમાંથી જ જ્ઞાન-ભક્તિ પમાય છે. ધર્મ છેવટે હૃદયની વસ્તુ છે એને પ્રદર્શનમાં ન મૂકાય.

"જગત જીવવા જેવું છે. આપણે આપણા રસ્તે ચાલ્યા કરીએ. અપંગ અને સશક્ત સૌને જગતના કડવા-મીઠા અનુભવો થવાના જ જે મને પણ થયા છે. એટલે જગતે અમને કંઈ જ દાદ નથી દીધી એવાં રોદણાં રોવાનો કંઈ જ અર્થ નથી. ધુનાના ગામના અપંગ રતુડાને જો આજે નાનકડા વિદ્વાન રતુભાઈ રૂપે સર્જવામાં જગતનો યે ફાળો છે જ. બાકી કોઈ સાંભળતી-દેખતી ચારણે મારો હાથ લગ્નની બજારમાં ન ઝાલ્યો એનો મને ખટકો યે છે. પણ સામે એ પણ હકીકત છે કે કદાચ મારાં મૂક-બધીર અને અર્ધ અંધ પત્ની પાસેથી જે પામ્યો છું એ કોઈ સાંભળતી ચારણ્ય પાસેથી

કદાચ નયે પામત."

શ્રી રતુદાન ઉપેક્ષિત થવા છતાં કદી હિંમત હાર્યા નથી, કારણ કે એમનામાં આત્મવિશ્વાસ કેળવાતો રહ્યો કે પુરુષાર્થથી સર્વ સુલભ થાય છે, એથી નિરાધારીતા એમણે કદી અનુભવી નથી. ન તો કોઈ દિવસ એમણે કોઈની દયા યાચી છે. હા, પ્રેમ માગ્યો છે અને પરિશ્રમને પોતાની સંજીવની બનાવી છે. પુરુષાર્થ એ જ એમની પ્રાર્થના બની રહી છે. એ ધોખો ધરીને કદી બેસી નથી રહ્યા.

સંસાર વ્યવહારમાં ઘણી બાબતોથી પોતે અનભિજ્ઞ છે. એમની અપંગતાની એ મર્યાદા છે, પણ જે કાર્યને એમણે જીવનધર્મનું સાધન માન્યું એમાં તેઓએ પૂરેપૂરી કાર્યદક્ષતા પુરવાર કરી આપી છે. એથી જ ઉપેક્ષા કરનારા સમાજના શૈક્ષણિક પ્રતિનિધિઓ એમની અપેક્ષા કરતા થયા છે.

વિકલાંગોની આવી ઘોર ઉપેક્ષા ઘણીવાર એમનામાં ભારે વિકૃતિઓ લાવે છે. રતુદાનમાં ત્યારે આવી ઉપેક્ષા છતાં નિખાલસતા અને નિર્મળતા સાદ્યંત જળવાઈ રહી છે. અન્યાય સામેનો પુણ્ય-પ્રકોપ અવશ્ય અનુભવે છે ને કયારેક એ પ્રકોપ વ્યક્ત પણ થઈ જાય છે, પણ લાંબો સમય એ પ્રકોપ એમને અસ્વસ્થ નથી બનાવી શકતો એટલા એ નરમ દિલ અને સરળ છે. એમનામાં એક સુધારકનો આત્મા પડયો છે, એથી વિચારોમાં ઘણા પ્રગતિશીલ અને ઉદાર છે. બધીરતા અને ખોબડાપણાને કારણે ચર્ચાઓમાં ઊંડા ઊતરી શકતા નથી, એથી વિવાદથી હંમેશાં આઘા રહે છે. એમની વિકલાંગતાએ એમને વિતંડાવાદથી બચાવી લીધા છે.

બીજાના બોધ સાંભળવામાંથી એ બચતા રહ્યા છે. પણ ચારણીસાહિત્યની સરસ્વતી આ બહેરા અને અર્ધમૂંગા સાથે સદૈવ બોલતી રહી છે. આદ્યકાળ, પ્રાચીનકાળ અને મધ્યકાળના ચારણી સાહિત્યનું એમણે જેટલું કાર્ય કર્યું છે એટલું મારી સાંભરણમાં કોઇ સાંભળતા અને બોલતાએ કર્યું જાણ્યું નથી. બીજી કવિતાઓ, વાર્તાઓ, ભજનો અને રાજવંશોના ઈતિહાસો ઘણાએ ઘણા લખ્યા છે, પણ એમાં ચારણીસાહિત્ય કેટલું તે પ્રશ્ન રહે છે. હા, રતુદાન ભાથી કવિ જરૂર નથી.

મેઘાણીભાઈએ 'ચારણો અને ચારણીસાહિત્ય'નો ગ્રંથ આપ્યા પછી ચારણી સાહિત્યના લગભગ સર્વ અંગોને સ્પર્શતું સંશોધન, સંમાર્જન અને સેંકડો લેખોરૂપે વીપુલ પ્રકાશન એમણે કર્યું છે. એમાંથી એવા ઈશ્વરી–સંકેતનો ભાસ થાય કે ચારણીસાહિત્યની આવી ઉન્નત અને વ્યાપક સેવા કરવા માટે તો એમને વિકલાંગ નહિ બનાવ્યા હોય ને? નહિતો જે સમાજે જેની ઉપેક્ષા કરી એના માથે અપેક્ષાનો વરદ હસ્ત સરસ્વતી થોડો સ્થાપે?

## રતુભાઇ રોહડિયાની સાહિત્ય - સેવા

સંપાદનો : (શાસ્ત્રીય)

(૧) ઓખાહરણ (ડો. ઈ. ર. દવે સાથે)

(૨) ચારણી સાહિત્ય પ્રદીપ (ડો. ઈ. ર. દવે સાથે)

અપ્રગટ : (શાસ્ત્રીય)

(૧) ચારણી સાહિત્યઃ પ્રાચીન કાળ

(૨) ચારણી સાહિત્યઃ મધ્યકાળ

(૩) શોધની આઠ પેદાશો.

(૪) ચારણી સાહિત્ય, આપણું સાંસ્કૃતિક ગૌરવ (ડૉ. ઇ. ર. દવે સાથે)

(૫) લીંબડીની ઝમાળ

લોકકથા (પ્રગટ)

૧ રતન સવાયાં લાખ.

૨ જગદંબા જેતબાઈ

લોકભોગ્ય સંપાદનો (અપ્રગટ)

(૧) નિંદાસ્તુતિ કર્તાઃ ઈસરદાસ

(૨) બાળલીલા કર્તાઃ માંડણ વરસડા (?)

(૩) પ્રીતસત : પરમાણુંદ ઝૂલા

(૪) વીરમદેવપન્નાં રી–વાત

(૫) ઢોલા મારુ રી વાત – લુણપાળ મહેક કૃત

લેખમાળા

(૧) શોધયાત્રા (ઊર્મિનવરચના ૨૩ હમા બે વર્ષ)
(૨) સજીવન અખ્ખરાં (નૂતન સૌરાષ્ટ્ર ૧ વર્ષ)

હાથપરતું સંપાદન :

(૧) સિંહ સુવરની વાત (ડૉ. તેરૈયા સાથે)

પત્રકારિત્વ :

(૧) તંત્રી : દેવીપુત્ર (માસિક)

છૂટક લેખો :

(૧) ઊર્મિનવરચના (૨) અખંડ આનંદ (૩) સ્ત્રી જીવન (૪) દૃષ્ટિ (૫) અંજલિ (૬) સવિતા (૭) કિસ્મત (૮) ચારણ બંધુ (૯) નિરંજન (૧૦) વર્ષા (૧૧) રત્નાકર (૧૨) દેવીપુત્ર (૧૩) મુંબઈ સમાચાર વિગેરેમાં અનેક છૂટક લેખો આવ્યા છે.

અભિનંદન ગ્રંથો – અંકો :

(૧) દુલેરાય કારાણી અભિનંદન ગ્રંથ (૨) સુરાભાઈ ભરવાડ અભિનંદન ગ્રંથ (૩) શ્રી. મેરુભા સ્મૃતિ વિશેષાંક (૪) ગ્વાલ ગ્રંથ (કે. કા. શાસ્ત્રી)

પીએચડીના વિદ્યાર્થીઓને મહાનિબંધમાં સહાય

(૧) પ્રા. શ્રી રમણીકલાલ મારુ (૨) પ્રા. શ્રી ઇંદ્રવદન આચાર્ય (૩) પ્રા. શ્રી. નિર્મળા આસનાની (૪) શ્રી વીણા પુરોહિત (૫) પ્રા. વ્રજલાલ સાવલિયા (૬) શ્રી શિવદાન મહેડુ (૭) પ્રા. શ્રી બળવંત જાની (૮) શ્રી નિરંજન રાજ્યગુરુ (૯) શ્રી ભોપાલસિંહ રાઠોડ (૧૦) પ્રા. શ્રી અનંત વ્યાસ (૧૧) નિર્મળા લાલા.

સાક્ષરોને સહકાર

(૧) ભુપતિરામ સાકરિયા (૨) શ્રી અગરચંદ નાહટા (૩) શ્રી નારાયણસિંહ સાંદુ (૪) શ્રી સોહનદાન ચારણ (૫) સુબોધ અગ્રવાલ (૬) શ્રી રમણલાલ પાઠક (૭) શ્રી જોરાવરસિંહ જાદવ (૮) શ્રી હીરાલાલ માહેશ્વરી (૯) શ્રી રામદાન રત્નુ (૧૦) નરોત્તમ પલાણ

એક વખત પેરિસમાં ભયંકર હુલ્લડ ફાટી નીકળ્યું ત્યારે, મેથ્યુ ડેન્જલર નામનો પત્રકાર હુલ્લડખોરો તરફથી ફેંકાતા પથ્થરોના વરસાદની વચ્ચે પોતાના છાપા માટેનો અહેવાલ લખતો બેઠો હતો.

હુલ્લડ બેકાબૂ બન્યું એટલે મિલિટરીએ નિરુપાયે ગોળીબાર કરવા માંડયો. એમાં મેથ્યુને પણ ગોળી વાગી ગઇ ને એ ઘાયલ થઈ ઢળી પડયો.

સારવાર માટે આવેલા ડૅાકટરે પૂછ્યું : "અરે, તમે પણ ઘાયલ થયા છો ?"

"હા એટલો બધો ઘાયલ થયો છું કે લખી પણ શકતો નથી ?"

ડૅાકટરે કહ્યું : "પણ લખવાથી શું દહાડો વળશે ? હવે તો આરામ જ તમારે માટે મુખ્ય કાર્ય છે."

પત્રકારે કહ્યું : "ના. મારે માટે આરામ નહિ, બનેલા બનાવોનો અહેવાલ મારા છાપામાં મોકલી આપવો એ મુખ્ય કાર્ય છે. પોતાનું કર્તવ્ય અદા કરવું એ જ મુખ્ય કાર્ય છે, માટે આ કલમ ઉઠાવો અને મારા અહેવાલની નીચે એક લાઈન ઉમેરી દો : "સાંજે ત્રણ કલાક ને વીસ મિનિટે મિલિટરીએ ગોળીબાર કર્યો. એ ગોળીબારમાં ત્રણ જણ ઘવાયાને એક જણાનું મૃત્યુ થયું."

ડૅાકટરે પૂછયું : "મૃત્યુ કોનું થયું ?"

જવાબ મળ્યો : "મારું..."

ને આ શબ્દો બોલતાં બોલતાં તો પત્રકારનું પ્રાણ પંખેરું ઊડી ગયું.

આ છે કર્તવ્યનિષ્ઠાનો મધુર આનંદ. જે કર્તવ્ય બજાવે છે એને જ આ આનંદ સાંપડે છે.

# હોય તો શું ? ન હોય તો શું ? ? નિદાનની ભૂલભુલામણી

(વનસ્પતિ પોષક તત્ત્વોની ગાથા–૩)

અનિલ હ. ભટ્ટ

વનસ્પતિ પોષક તત્ત્વોની ખામીને લઈને છોડ જે સંજ્ઞાઓ બતાવે છે તે આપણે આ પહેલાના અંકામાં શીખી તો ગયા પણ આ રીતે કરેલ નિદાનમાં ભૂલ થવાનો પણ પૂરો સંભવ રહેલો હોય છે. જેવી રીતે આપણને તાવ આવતો હોય તો તેના મૂળમાં ઘણાં કારણો પડેલાં હોય છે. ઉદાહરણ તરીકે મેલેરિયાને લીધે તાવ આવે, કાકડા વધ્યા હોય તો પણ તાવ આવે, ગૂમડાં નીકળ્યા હોય તોય તાવ આવે અને ક્ષયરોગને લીધે પણ તાવ આવે. આમાં તાવનું આવવું એ એક સંજ્ઞા છે. પણ એના મૂળમાં વિવિધ કારણો રહેલા છે. આથી તાવ એ અસર છે પણ કારણ નથી તે સમજી લેવું જરૂરી છે. તેવી જ રીતે પાકમાં થતી વિવિધ સંજ્ઞાઓ જેવી કે પાનનો રંગ બદલાઈ જવો, છોડની વૃદ્ધિ ધીમી થવી, પાનનું ફાટી જવું વિગેરે ફક્ત અમુક પોષક તત્ત્વોની ખામીને લઈને જ છે એવું ચોક્કસપણે આપણે નિદાન ન કરી શકીએ.

કારણ કે હવામાનને લઈને (દા.ત નીચું ઉષ્ણુતામાન, હિમ પડવું, પવનની ગતિ વિગેરે), જમીનની સ્થિતિને લઈને (દા.ત. પાણીનો ભરાવો, પાણીનો અભાવ, જમીનનું સખત પડ, સેન્દ્રિય તત્ત્વની ખામી વિગેરે), જીવાત અને રોગના ઉપદ્રવને કારણે પાક સંરક્ષણ દવાઓ કે ખાતરો આપવાથી થએલ ઈજાને કારણે કે પછી વધારે માત્રામાં અપાઇ ગયેલા વનસ્પતિ પોષક તત્ત્વોને લઈને (દા.ત. નાઇટ્રોજન, ફોસ્ફરસ, પોટાશ, મેગ્નેશ્યમ, બોરોન, તાંબુ, જસત વિગેરે) પણ છોડ વનસ્પતિ પોષક તત્ત્વોની ખામીને લીધે દેખાતી ખામીઓ જેવી જ સંજ્ઞાઓ બતાવે છે. આથી એક વાત યાદ રાખવા જેવી છે કે પાકની સંજ્ઞાઓ ઉપર બતાવેલ કારણોને લઈને છે કે પછી પોષક તત્ત્વોની ખામીને લઈને છે એનું ચોક્કસ નિદાન કાળજીપૂર્વક કરવું જ જોઈએ. જો નિદાનમાં ભૂલ થાય તો દુ:ખતું હોય પેટ અને ચોળીએ માથું એના જેવો ઘાટ થાય.

આ ઉપરાંત બીજી પણ એક મુશ્કેલી છે. ધારો કે આપણે કાળજીપૂર્વક નિદાન કર્યું કે અમુક સંજ્ઞા અમુક તત્ત્વની ઉણપને લઈને જ છે; પણ ત્યારે પાક એટલો બધો વધી ગયો હોય છે, પકવતા તરફ પહોંચી ગયો હોય છે કે એ તત્ત્વ આપીએ તો પણ ઉત્પાદન ઉપર તેની અસર નહિવત્ થાય છે અથવા થતી નથી. ખાસ કરીને ફોસ્ફરસ અને પોટાશની બાબતમાં આવું બનતું હોય છે.

કેટલાક પાક જો કે એવા છે કે જે વનસ્પતિ પોષક તત્ત્વોની ખામી તુરત જ બતાવે છે–ઉણપની અસર ઝડપથી ઉપસી આવે છે. ઉદાહરણ તરીકે કેટલાક માણસોની પ્રકૃતિ હવામાનમાં સ્હેજ સ્હાજ ફેરફાર થાય તો તુરત જ તેની અસર શરીર પર થાય છે. જેમ કે તાવ આવવો, શરદી થવી વગેરે. તેવી જ રીતે કેટલાક પાકો પણ એવા છે કે વનસ્પતિ પોષક તત્ત્વોની ઉણપની સંજ્ઞાઓ ઝડપથી જાહેર કરે છે. એટલે કે પાન, છોડ પર તેની અસર વર્તાય છે. આવા પાક અને તત્ત્વો નીચે પ્રમાણે છે :

| તત્ત્વોના નામ | પાકોનાં નામ |
|---|---|
| નાઈટ્રોજન | કોબીજ અને ફ્લાવર |
| ફોસ્ફરસ | સરસવ |
| પોટાશ | બટાકા |
| ચૂનો | કોબીજ અને ફ્લાવર |
| મેગ્નેશ્યમ | બટાકા |
| લોહ | કોબીજ અને ફ્લાવર |
| સોડિયમ | સુગરબીટ |
| મેગેનીઝ | સુગરબીટ, ઓટ અને બટકા |
| બોરોન | સુગરબીટ. |

## શું શેમાં છે ?

આપણે અત્યાર સુધી એ જોઈ ગયા કે વનસ્પતિને ૧૬ પોષક તત્ત્વો જરૂરી છે. વળી જે પોષક તત્ત્વો વનસ્પતિને જરૂરી છે તેમાંના ૧૪ જેટલા તો પ્રાણી અને મનુષ્યને પણ જરૂરી છે તે તો આપણે અગાઉ જોઈ ગયા છીએ. આથી આપણે આપણી તંદુરસ્તી જાળવવા માટે પણ વનસ્પતિને પૂરતા પ્રમાણમાં પોષક તત્ત્વો આપવા જોઈએ; વળી સ્વભાવિક છે કે બધા જ પોષક તત્ત્વો વનસ્પતિને પૂરતા પ્રમાણમાં મળે તો પાકનું ઉત્પાદન પણ અનેકગણું વધારે લઈ શકાય.

પણ 'ખાટલે મોટી ખોટ કે પાયો જ ન મળે' એ કહેવતની જેમ કયું તત્ત્વ શેમાં રહેલું છે એ આપણે જાણતા જ ન હોઈએ તો ? ડોકટર કહે ખરા કે તમારામાં અમુક પ્રજીવકોની (વિટામિન્સની) ખામી છે પણ તેની દવા જ ન બતાવે તો ? આથી કયા રસાયણિક ખાતરોમાં કયા તત્ત્વો રહેલાં છે તેની ટૂંકી છતાં ઉપયોગી માહિતી નીચે આપવામાં આવી છે.

૧. નાઇટ્રોજન : એમોનિયમ સલ્ફેટ (૨૦ ટકા), યુરિયા (૪૫ ટકા), સોડિયમ નાઈટ્રેટ (૧૬ ટકા), કેલ્સ્યમ નાઈટ્રેટ (૧૫ ટકા), કેલ્સ્યમ એમોનિયમ નાઈટ્રેટ (૨૦ ટકા), એમોનિયમ સલ્ફેટ નાઈટ્રેટ (૨૬ ટકા), એમોનિયમ નાઇટ્રેટ (૩૩ ટકા).

૨. ફોસ્ફરસ : સુપર ફોસ્ફેટ (૧૬ ટકા), ટ્રીપલ સુપર ફોસ્ફેટ (૪૫ ટકા), ડાયકેલ્સ્યમ ફોસ્ફેટ (૩૪ થી ૩૯ ટકા), બેઝિક સ્લેગ (૧૪ થી ૧૮ ટકા).

૩. પોટાશ : પોટેસ્યમ સલ્ફેટ (૪૮ થી ૫૨ ટકા), મ્યુરેટ ઓફ પોટાશ (૬૦ ટકા), પોટેસ્યમ નાઇટ્રેટ (૪૪ ટકા).

૪. ચૂનો : સુપર ફોસ્ફેટ (૧૯ ટકા), કેલ્સ્યમ નાઈટ્રેટ (૧૯ ટકા), કેલ્સ્યમ એમોનિયમ નાઈટ્રેટ (૮ ટકા), જીપ્સમ–ચીરોડી (૨૯ ટકા).

૫. મેગ્નેશ્યમ : કેલ્સ્યમ એમોનિયમ નાઇટ્રેટ (૪ ટકા), કેલ્સ્યમ નાઈટ્રેટ (૧½ ટકા), સુપર ફોસ્ફેટ (૦.૩ ટકા), પોટેશ્યમ સલ્ફેટ (૦.૬ ટકા)

૬. ગંધક : એમોનિયમ સલ્ફેટ (૨૪ ટકા), સુપર ફોસ્ફેટ (૧૧ ટકા), પોટેશ્યમ સલ્ફેટ (૧૮ ટકા).

૭. તાંબુ : કોપર સલ્ફેટ (૨૫ થી ૩૫ ટકા).

૮. જસત : ઝીંક સલ્ફેટ (૨૩ થી ૩૫ ટકા).

૯. બોરોન : બોરેકસ (૧૦ ટકા).

૧૦. મેંગેનીઝ : મેંગેનીઝ સલ્ફેટ (૨૩ ટકા).

૧૧. મોલિબ્ડેનમ્ :– સોડીઅમ મોલિબ્લેટ (૩૭ થી ૩૯ ટકા).

૧૨ લોહ : ફેરસ સલ્ફેટ (૨૦ ટકા), ફેરિક સલ્ફેટ (૧૭ ટકા).

ઉપર જે તત્ત્વો આપેલા છે તેની સામે એ તત્ત્વ શેમાં રહેલું છે તે પદાર્થનું નામ અને કૌંસમાં એ તત્ત્વ કેટલા પ્રમાણમાં રહેલું છે તે બતાવ્યું છે. આ બધાનો ઝીણવટથી અભ્યાસ કરતાં જણાશે કે કેટલાક ખાતરોમાં એક કરતા વધારે તત્ત્વો રહેલાં છે. જેમ કે સુપર ફોસ્ફેટ. સુપર ફોસ્ફેટમાં ૧૬ ટકા ફોસ્ફરસ તો છે જ પણ સાથે સાથે ૧૯ ટકા ચૂનો, ૧૧ ટકા ગંધક અને ૦.૩ ટકા મેગ્નેશ્યમ પણ રહેલાં છે. આથી આડકતરી રીતે કે અજાણતા આપણે જમીનમાં એક કરતા વધારે તત્ત્વો ઉમેરતાં રહીએ છીએ અને તેથી કદાચ આ તત્ત્વોની ખામી નહિવત્ રહે છે અથવા રહેતી નથી. પરિણામે આ તત્ત્વોની જરૂરિયાત વિષે આપણે જોઇએ તેટલા સભાન નથી.

આમ વનસ્પતિપોષક તત્ત્વોની કથા કેવી અવનવી અને રસભરી છે !

# સુલેમાન સાંઈ

મણિભાઈ વોરા

બળેજ ગામની ઉત્તરે ચિત્રાકેડાના માર્ગ ઉપર એક સાંઈનો તકિયો હતો. મેખડીથી આવેલ આધેડ વયના ફકીર સુલેમાનબાપુ અને તેના પીઢ પત્ની રહીમા બૂ આ તકિયામાં રહેતાં. તકિયાને ફરતી નાની વંડી અને અંદર નાનું નીચું નળિયેલ ખોરડું. દખણાદા બારે ઓરડો અને આગળ ઉઘાડી ઓસરી. ઓસરીમાં આથમણી બાજુ સાંઇ મૌલાની ધૂણી અને પાસે ખૂણામાં મોરપીંછની ઝૂડી, લાંબી કાળી સીસમની લાકડી ઊભાં હોય, વાતાવરણમાં લોબાનધૂપ મહેકતો હોય...

કાદીવાળી પત્થરાળ ભોમમાં બહુ મોટાં વૃક્ષો નહીં, નાનાં ઝાડ અને ફૂલના છોડવા સારા ઉછેરેલ હતાં, જમીન સાફ, ચોકખાઈ તો સાંઈબાપુના તકિયાની જ. તકિયામાં કોઈ પશુ-પંખી પાળેલાં નહીં, મુક્ત પંખીડાં ઘણાં આવે. તેને રોજ ચણ નાંખવામાં આવે. તકિયાની એક બાજુ જમીન સાફ કરીને ચોક કર્યો હતો, જ્યાં ચણવા પંખીમેળો ભરાતો.

સાંઈ અને બૂ સાથે પંખીઓ હળી ગયા'તાં, ચાલ્યા જતા હોય ત્યારે પણ પગ પાસે આજુબાજુ મોર, ઢેલ, પારેવાં, હોલાં, પોપટ, ચકલાં ચણતાં હોય. દરરોજ સાંજે સાંઈ ગામમાં માધુકરી માટે નીકળે, જે દાણા મળે તે પક્ષીઓની ચણ થાય.

બળેજ, ભૂવાકેડો, ચિત્રાકેડો, ભાણુસરામાં બધી હિન્દુ વસ્તી. મુસલમાન માત્ર સુલેમાન સાંઇનું જ એક ખોરડું; પણ સાંઇનું માન ઘણું હતું. રબારી, મેર, કોળી, બાવા, બ્રાહ્મણ, વાણિયા, લુવાણા સૈના સાંઈ હતા.

અબુઆતા પટેલથી માંડી ધકુ વાઘરણ સુધીના સમસ્ત ગામલોકના સન્માનનીય સાંઈ વસ્તીને દુઃખ-દર્દમાંથી મુક્ત કરવા ખુદાની બંદગી કરતા. તકિયાને આથમણે કરે નમાઝ પઢતા સાંઈ બહુ અરઘતા.

કયારેક કાળી ઊનનો સાતગાંઠવાળો તાવનો દોરો કરી આપતા. લોબાનનો ધૂપ દઈને બાંધવાનો, તાવ ઊતરી જાય ત્યારે કૂતરાને રોટલો નાંખવાનું સાંઈ કહેતા, ને શીખ દેતા : 'નેક દિલથી બિમાર માટે ખુદાની બંદગી કરું છું, અલ્લાહનું નામ લઈને દોરો બનાવું છું, રહમ માગું છું, મંતર તંતર કાંઈ નથી જાણતો...'

સાંઈને માલિકમાં શ્રદ્ધા હતી, પોતાની પવિત્રતામાં અતૂટ વિશ્વાસ હતો, બંદગીમાં યકીન હતું.

રહમાબૂ મધ્યમ કદની ઘઉંલા વર્ણની મહિલા હતી, ચૂસ્ત પાઈજામાની સફેદ ઈજાર, સફેદ આભો અને માથે કથ્થાઈ રંગનું ઓઢણું ધારણ કરતાં. નાકમાં સોનાનું નાનું ફૂલ, હાથમાં રૂપાની બંગડી અને પાન તો ગલોફામાં હોય જ. માંગરોળનાં દીકરી હતાં ને એટલે પાન ચાવવાનો શોખ જીવનભર રહ્યો. બહુ સુપાત્ર સ્ત્રી હતાં, કદી નવરાં બેસતાં નહીં. તકિયામાં સાફસૂફી કર્યા કરે, સુવ્યવસ્થામાં સદાયે કાર્યરત રહે, બેસતાં-ઊઠતાં 'યા અલ્લાહ' બોલે એવું નિરાભિમાની જાજરમાન વ્યક્તિત્વ.

સાંઈ અને બૂ સાદાં, ભલાં ભોળાં ઈન્સાન હતાં એટલે જ તકિયાની હવા આવનારને શાંતિ અને તાઝગી દેતી.

ખરા અર્થમાં લોકસેવક ખુદાનો બંદો સુલેમાન સાંઈ સફેદ લૂંગી, ઝભા જેવું આછા આસમાની રંગનું ખમીસ,માથે લીલો ફટકો,ડોકમાં અકીકના લાલ મણકાની માળા, હાથમાં લાંબી કાળી સીસમની લાકડી ધરાવતા પાંચ હાથ પૂરા, ભરેલા શરીરના સાંઈ ઘરમાં પણ કદી માથું ખુલ્લું રાખતા નહીં. સહેજ ભીનો વાન, આંખમાં કેરી, કાતરેલી દાઢી, અવાજમાં ઝનાની સૂર અને ટાઢો સ્વભાવ તેની ઊંડી સમજનું દર્શન–

કરાવતાં હતાં. વાંસળી વગાડવાનો બેહદ શોખ હતો એમને...

મજાની મોટી કાળી કાષ્ટની વાંસળી કમરે બેસી હોય. સંત–સાધુઓની ભજનમંડળી જામે ત્યારે એ બસી જયારે સાંઈના કરચલીવાળા, દાઢીવાળા મૂખે જામે અને સાંઈ બંસી વગાડતા ડોલતા હોય ત્યારે સાઈની બંસીનો નાદ તીણો નહીં પણ ગૂઢ ગભીર ઘેરો અને ભવ્ય જણાતો. દિવ્ય અને અલૌકિક એ નાદનો પ્રભાવ લાંબા અંતર સુધી પથરાઈ રહેતો.

ભવનાથના મેળામાં, માધવપુરના મેળામાં અને સોમનાથના મેળામાં સાંઈ અચૂક પહોચી જતા. તો રવિવારના દિવસે બપોર પછી બળેજની નિશાળમાં સંગીતપ્રેમી ગ્રામજનો ભેળા થતા ત્યારે શાળાના મહેતાજી પુરુષોત્તમભાઈ ભજન ગીત ગાય અને સુલેમાનસાંઈ વાંસળીથી સાથ આપે:

અરજી લેજો ગિરિધારી ઉરધારી રે
મને લેજો મૂરારિ ઉગારી રે...

શબ્દોના મોરલા પાછળ બંસીના ઘેરાનાદની કળા ચડે, વાતાવરણ સભર ભરાઈ ઊઠે. કાકા મીઠા- મહારાજ, ચોકિયાત, પટેલ, કામદાર, પસાયતા વગેરે તો હોય જ. શાળાનાં દ્વાર બાળકો માટે અને સમસ્ત ગ્રામપ્રજા માટે ખુલ્લાં હોય, આખો સમૂહ આ મિલનને માણે આ મરજિયાત સંસ્કારસભામાં આજની યોજેલી સાંસ્કૃતિક સંસ્કાર મિલન પ્રવૃત્તિઓ કરતાં વધુ સંસ્કાર શિક્ષણનું કામ સરતું, ઉહાપોહ લેશ નહીં ને લાભ ઘણી વ્યક્તિઓને મળતો.

બળેજ ભૂવાડેકામાં માતાજીના મઢના ભૂવા 'આતાધૂંધો' ભૂવો હતા, જૈન પાર્શ્વનાથનું દહેરાસર, શિવાલય અને પિઠડનો ચોરો હતાં. પાદરમાં શિવમંદિર અને નારણગિરિ સાધુનો મઠ હતો. ગામમાં વૈષ્ણવ કુટુંબો માટે નાનકડી હવેલી હતી જેના મુખ્યાજી વેલજી મહારાજ હતા. ગામની ઉત્તર દિશાએ આ સુલેમાન સાંઈનો તકિયો. એ સિવાય નાથબાવા માલધારીના ગામ ભાણસરાનાં પ્રાચીન શિવ–શક્તિ–સૂર્યના દહેરામાં મહાદેવ, રાંદલ, વાછરાનાં મંદિરો હતાં. લોકસંસ્કારનાં આ સાત્ત્વિક કેન્દ્રો હતાં.

એ તકિયો અને તેમા વસતું દૈવી દંપતિ આજે હયાત નથી, પણ સ્મૃતિ ઉપર ન ભૂંસાય કે ન ઝાંખી પડે એવી અમીટ છાપ મૂકી ગયાં છે એ બધાં કાળની ગર્તામાં અટવાયેલાં સંસ્મરણો...

❋

## સાભાર સ્વીકાર

### શ્રી અરવિંદની દૃષ્ટિએ ગીતાનો દિવ્ય સંદેશ

લે. ડૉ. હ. માહેશ્વરી : અનુવાદક, ડૉ. ભક્તિનાથ ગિરીન્દ્રનાથ શુક્લ : સરદાર પટેલ યુનિવર્સિટી : વલ્લભ વિદ્યાનગર : મૂ. ૧૩ રૂપિયા

### પ્રસારનાં પ્રકાશનો સ્વ. ઝવેરચંદ મેઘાણી લિખિત

**સોરઠ તારાં વહેતાં પાણી** : મૂ. રૂા. ૧૬ : **બીડેલાં દ્વાર** મૂ. રૂા. ૧૨ : **પ્રતિમાઓ** : મૂ. રૂા. ૯ : **વસુંધરાનાં વહાણું દવલાં** : મૂ. રૂા. ૧૦. પ્રકાશક : પ્રસાર : ૧૮૮૮ આતાભાઈ એવેન્યુ ભાવનગર – ૩૬૪૦૦૨

**તને** : ચંપકલાલ સંઘવી : મહાવીર ચોક, વલસાડ : મૂ. રૂા. ૧૩ : જર્મન લોકકથાઓ – પરીઓના દેશમાં : મૂળ લેખક : ગ્રીમ બંધુઓ : અનુવાદિકા – ઈન્દુબાલા દીવાન : હરિહર પ્રકાશન : પોરબંદર : મૂ રૂા. સાત.

# બધાના પ્રશ્નો એકી સાથે ઊકલી ગયા

પ્રવાસી

જામનગરના નરેશ જામ રણજીતસિંહજી આજીવન અવિવાહિત રહેલા. એમનું અવસાન થતાં, જામનગરની ગાદીના વારસદાર તરીકે, જામનગરના નવા જામસાહેબ તરીકે, લશ્કરમાં ઊંચા હોદ્દા ઉપર સેવા આપી રહેલા શ્રી દિગ્વિજયસિંહજી ઉપર કળશ ઢોળાયો. જામ દિગ્વિજયસિંહજી જામનગરની ગાદી ઉપર સત્તારૂઢ થયા.

પોતાના એક સાથી, જામનગરના મહારાજા બન્યા એની ખુશી મનાવવા અને જામનગરની મહેમાનગતિ માણવા લશ્કરના જૂના સાથીદારોનું જામનગર આગમન શરૂ થઈ ગયું. આવા અતિથિઓ માટે શિકારનો કાર્યક્રમ તો હોય જ. હરણાં, રોઝડાં અને મોરલાનો સોથ વળવા માંડયો.

મોટા પાયા ઉપર આચરાતી આ હિંસા જોઈને જામનગરનું મહાજન કકળી ઊઠયું. ચણભણાટ શરૂ થયો. છેવટ મહાજન તરીકે સૌ એકઠા થયા. એક પછી એક બધાએ બંધબારણે મળેલી બેઠકમાં રોષ ઠાલવ્યો. પણ કરવું શું? બેસતા રાજાને કહેવું કેમ? અને કહેવું હોય તો કહે કોણ? અને આ તો લશ્કરી મિજાજ લઈને ગાદીએ બેઠેલા રાજા. લાંબી ચર્ચાને અંતે આખા મહાજને જામસાહેબને મળી, હિંસા રોકવા માટે વિનંતિ કરવાનું નક્કી થયું. દિવાન સાહેબને મળી જામસાહેબની મુલાકાત માગી. જામસાહેબે તુરત જ મહાજનને મળવા સમય આપ્યો.

જામસાહેબના મહેલમાં મહાજનનું સ્વાગત કરવા ગાદી તકીઆ ગોઠવાઈ ગયા. ચપરાશીઓ ખડે પગે ઊભા રહી ગયા.

મહાજન આવ્યું. જામસાહેબે જાતે એમને આવકાર આપ્યો. ગાદી તકિયા ઉપર મહાજનને બેસાડયું. આગતા સ્વાગતા શરૂ થઈ ગઈ. મહાજનને મન અહોવાનાં થઈ પડયા. મનોમન વિચારવા લાગ્યા કે આવા પ્રેમાળ મહારાજાને મળવા માટે આપણે નકામા ખચકાતા હતા.

"બોલો! કેમ આવવું પડયું?" જામસાહેબે સમગ્ર મહાજન ઉપર નજર ફેરવીને પ્રશ્ન કર્યો.

કોણ શરૂઆત કરે? સૌ એકબીજા સામું જોવા લાગ્યા.

"દિલમાં જે વાત હોય એ બેધડક કહો. મારું મહાજન એ મારે મન મોટી વાત છે. એવું શું છે કે તમારે બધાએ આંટો ખાવો પડયો?" જામસાહેબે બધાને પાણી પાણી કરી નાખ્યા.

છેવટ મહાજનના એક મોવડી ઊભા થયા. એક હાથે પાઘડી ઠીક કરી, બીજા હાથે ખેસ સરખો ગોઠવ્યો, હતી એટલી હિંમત એકઠી કરી, બે હાથ જોડી ખચકાતા ખચકાતા શરૂઆત કરી: "બાપુ! આપ મહારાજા છો. આપને અમે શું કહીએ? પણ એક વાતે અમારું મન બહુ કોચવાય છે?"

"એવું શું છે કે મારા મહાજનને કોચવાવું પડે?" જામસાહેબ હસ્યા.

"બાપુ! આપ ગાદીએ આવ્યા એનો અમને અનહદ આનંદ છે પણ..." મોવડી અટકી ગયા.

"કેમ થોથવાઈ ગયા? બોલો! આનંદ થયો હોય તો પછી કોચવણ શેની છે?" જામસાહેબે મરક મરક હસીને પૂછયું.

"બાપુ! આપ ગાદીએ આવ્યા પછી હિંસા..." મહાજનના મોવડી ફરી ખચકાઈ ગયા.

"બોલો! બોલો! હિંસાનું શું છે?" જામસાહેબે પૂછયું.

"બાપુ! આપ ગાદીએ બેઠા પછી હિંસા બહુ

વધી પડી છે. એથી અમારું દિલ બહુ દુભાય છે." મોવડીએ જોડેલા હાથે માંડ માંડ વાક્ય પૂરું કર્યું.

"હિંસા? દિવાનસાહેબ તો કહે છે રાજ આખામાં પૂરી શાંતિ છે." જામસાહેબે હસતાં હસતાં જવાબ આપ્યો.

"શહેરમાં તો શાંતિ છે આપના રાજમાં ઈ પાંતીની કોઈ ઉપાધ નથી" મોવડીએ સ્પષ્ટતા કરી.

"ત્યારે કઇ હિંસાખોરીથી મારા મહાજનનું દિલ દુભાય છે?" જામસાહેબે આત્મીયતા દાખવીને પ્રશ્ન કર્યો.

"હમણાં શિકાર વધુ થાય છે. હરણાં, રોઝડાં અને મોરલાનો સોથ વળી રહ્યો છે. અમારાથી આ જોયું જાતું નથી." મહાજનના મોવડીને ધીરે ધીરે હિંમત આવતી ગઈ.

"શિકાર થતો હશે. પણ એ તો સીમમાં થાય, જંગલમાં થાય. તમારે ક્યાં એ જોવું પડે છે?" જામસાહેબે પ્રશ્ન કર્યો.

"અમારી નજરે જોવું પડતું નથી પણ રાજમાં મોટા પાયે શિકાર થાય, મૂંગા પ્રાણી અને પંખીની હિંસા થાય, એ સાંભળીને પણ અમારી સૌની લાગણી બહુ કોચવાય છે." બીજા એક મોવડીએ ઊભા થઈને જવાબ આપ્યો.

"એમ? નજરે જોયા વિના, કેવળ સાંભળીને પણ તમે કોચવાતા હો તો મારે તમને કોચવાવા નથી દેવા. શિકાર બંધ કરવાનો હુકમ કરી દઉં. પછી કાંઈ?" જામસાહેબે તત્પરતા દાખવી.

"ઘણી ખમ્મા બાપુને. મોટા જામસાહેબે પણ અમારું માન રાખી, જામનગરમાં મોરના શિકારની બંધી ફરમાવી હતી." પહેલા મોવડીએ જૂની વાતની યાદ આપી.

"બાપુએ મોરના શિકારની બંધી ફરમાવી હતી હું શિકાર માત્રની બંધી ફરમાવી દઉં પછી તો તમે રાજીને?" જામસાહેબે ટાઢે કોઠે કહ્યું.

જામસાહેબની વાત સાંભળી મહાજનના મોવડી આભાર માનવા જતા હતા ત્યાં જ એક ચપરાશી ઉતાવળે પગે આવી, જામસાહેબને કુરનીશ બજાવી ઊભો રહ્યો.

"કેમ? શું છે?" જામસાહેબે ચપરાશી સામે જોયું.

"બાપુ! બહાર ગામડાના પંદરવીસ ખેડુ આવ્યા છે. આપને મળવાની રજા માગે છે." ચપરાશીએ જણાવ્યું.

"કહો કે હમણાં સબુર કરે. હું જામનગરના મારા મહાજન સાથે વાતમાં રોકાયેલો છું મહાજનના ગયા પછી એમને મળવા બોલાવીશ ત્યાં સુધી નિરાંતે બહાર બેસે." જામસાહેબે સૂચના આપી.

"પણ બાપુ! બધાય ખેડુ મરી ગયા, મરી ગયાની રાડો પાડતા આવ્યા છે. બાપુને તરત મળવા માટે આજીજી કરે છે." ચપરાશીએ ખેડૂતોનો આગ્રહ કહી સંભળાવ્યો.

"બહુ જરૂરનું કામ હોય તો ભલે આવે. બોલાવો અંદર." જામસાહેબે હુકમ કર્યો.

"તમે મારું મહાજન પણ ખેડુય મારી પ્રજા. એમને અણધાર્યું દુઃખ આવી પડ્યું હોય તો એમનેય મારે તુરત સાંભળવા જોઈએ. તમને હરકત નથીને?" જામસાહેબે મહાજન તરફ ફરીને પૂછ્યું.

"આપને તો રૈયત બધી સરખી. આપે એમનેય સાંભળવા જોઈએ. ભલે ખુશીથી આવે. અમારી વાત પૂરી થઈ. આપે અમારું વેણ રાખ્યું એ બદલ અમે બધાય આપનો આભાર માનીએ છીએ. આપ રજા આપો તો અમે ઉઠીએ." મહાજનના એક મોવડીએ રજા માગી.

"ઉતાવળ ન હોય તો બેસો ખેડુ માથે શું દુઃખ આવી પડયું છે એ તમે પણ સાંભળો. હું તો નવો નવો રાજા છું. તમે ડાહી કોમ ગણાવ. વખતે

તમારી સલાહ મને ઉપયોગી થઈ પડે." જામસાહેબે મલાવો કર્યો પણ મહાજનને લાગ્યું કે જામસાહેબે એમને બહુ મોટપ આપી. સૌ રાજી રાજી થઈ ગયા. થોડીવારમાં પંદર વીસ ખેડૂતોનું ટોળું મહેલના ખંડમાં ધસી આવ્યું. મેલા ઘેલા કપડાં, સીધા ખેતરોમાંથી ચાલ્યા આવતા લાગે. ઉંબરામાંથી જ બાપુને ઘણી ખમ્મા કહેતા, લળી લળીને, ઝુકી ઝૂકીને બન્ને હાથે સલામ ભરતા ઊભા રહ્યા.

"આવો! આવો! કેમ અચાનક આવવું પડયું?" જામસાહેબે ટોળાને આવકાર આપ્યો.

"બાપુ! અમે ખેડુ મરી ગયા. આપ બચાવો તો બચાય એમ છે." ટોળાની આગેવાની લેનાર એક ખેડૂતે બે હાથ જોડી વાત શરૂ કરી.

"બધાય શાંતિથી બેસો, શ્વાસ ખાવ અને નિરાંતે વાત કરો. મારી રૈયત દુઃખી થવી ન જોઈએ." જામસાહેબે બેસવાનો ઈશારો કર્યો. બધા ખેડૂતો આગળથી પાથરી રાખેલી જાજમ ઉપર બેસી ગયા.

"અરે! કોણ છે? બધાય પટેલિયાઓને પાણી આપો." જામ સાહેબે ઊભેલા ચપરાશીને હુકમ કર્યો. પાણી આવ્યું. બધાએ પાણી પીધું. "હવે કરો નિરાંતે વાત." જામ સાહેબે ખેડૂતો તરફ ફરીને જણાવ્યું.

"બાપુ! આવો ત્રાસ તો કોઈ દિ હતો નહીં. આપ રક્ષણ આપો તો બચાય એમ છે. નહીંતર અમે સંધાય મરી રહેશું." આગેવાને કડકડાટ વાતનો આદર કર્યો.

"શહેરમાં બંદોબસ્ત તો પાકો છે. એ બંદોબસ્ત અધૂરો લાગતો હોય તો વધુ સિપાહીઓની ગોઠવણ કરીએ." જામસાહેબે હૈયાધારણ આપી.

"શહેરમાં તો બંદોબસ્ત પાકો છે. બારણા ઉઘાડા મૂકીને સૂઈ રહીએ તોય આપના રાજમાં કોઈ નામ લે એમ નથી. ખોરડા તો અમારા સલામત છે પણ ખેતર સલામત નથી. ઊભો પાક રોળાઈ જાય છે. દાણોય હાથમાં આવે એમ નથી. રાજનો ભાગ તો આપ જતો કરવાની મહેરબાની કરશો. પણ અમારા બાળ બચ્ચાંને ખાવા દાણો મળશે નહીં. આપ કંઈક બંદોબસ્ત કરો તો જ અમારો પાક બચે." ખેડૂત આગેવાન નિઃસંકોચ બોલ્યે જતો હતો.

"મારા રાજ્યની સીમમાં રંજાડ કરે એવા કોણ બે માથાના પાકયા છે? સીમમાં રોન ગોઠવવાનો હુકમ કરું. તમારા પાકને કોઈ હાથ પણ ના અડાડે પછી કાંઈ." જામસાહેબ ગંભીર બની ગયા લાગ્યા.

"ઘણી ખમ્મા, અન્નદાતાને! પણ બાપુ! આપના રાજમાં બે માથાવાળો કોઈ આદમી તો ઘડીભર પણ જીવી ન શકે. અમને માણસોની રંજાડ નથી. જાનવરોની રંજાડ વધી ગઈ છે." બીજા ખેડૂત આગેવાને ઊભા થઈને સ્પષ્ટતા કરી.

"જાનવરો વળી કઈ જાતની રંજાડ કરે છે? ચોખ્ખું બોલો તો સમજાય." જામસાહેબે પ્રશ્ન કર્યો.

"બાપુ! હમણાં હમણાં હરણ અને રોઝ બહુ વધી પડયા છે. કાળી મહેનત કરીને મોલ ઉજેરીએ અને હરણાનું કે રોઝડાનું એક ટોળું ખાબકે એટલે ખેતર આખું સફાચટ. અમારી કરી કમાણી એળે જાય. ચાડિયા ઊભા કરીએ, અડીથી પોટાશના ભડાકા કરીએ પણ કાંઈ વળતું નથી. ઊભા ઊભા અમારું ખેતર ધમરોળાતું જોઈને આંખમાંથી લોહી વરસે છે. હવે અન્નદાતા! આ ત્રાસમાંથી અમને બચાવવા આપને આજીજી કરવા આવ્યા છીએ. તારવા કે મારવા આપના હાથમાં છે." ખેડૂત આગેવાને સ્પષ્ટતા કરી.

"આ જાનવરને રોકવા તમે જાતે કાંઈ મહેનત કરતા નથી?" જામસાહેબે ખેડૂતોને મૂળ વાત ઉપર લાવવા પ્રયાસ કર્યો.

"બાપુ! મહેનત તો કરીએ છીએ. પણ અમારા તગડયા હરણા-રોઝડા તગડાતા નથી. આપ શિકારીનો બંદોબસ્ત કરો તો આ ત્રાસમાંથી બચાય." ખેડૂતે મુદ્દાની વાત કરી.

"એટલે હું હરણા-રોઝડાનો શિકાર કરાવું

એમને ? બોલશો મા ! મારા કોક મહેમાને બેચાર હણુકાં કે રોઝડાંનો શિકાર કર્યો હશે ત્યાં તો આપણું મહાજન કકળી ઊઠશું. તમે મારી રૈયત, મહાજન પણ મારી રૈયત. એકને રાજી રાખવા મારાથી બીજાને કોચવાવાય નહીં. બીજો કંઈક ઉપાય વિચારો." જામસાહેબે મોઢું ફેરવીને કહ્યું. મહાજન બાપડું આ સાંભળીને હરખાઇ ગયું.

"બાપુ ! માર્યા વિના આ રાક્ષસી માયા ટળે એમ નથી. અમને તો હથિયાર ઉપાડવા ફાવે નહીં. ગોળી છોડવી એ અમારા ખેડુના લોહીમાં જ નહીં. આપ કંઈ બંદોબસ્ત ન કરો તો પછી કરમ અમારાં !" ખેડૂત આગેવાને કપાળ કૂટયું.

"એમ કપાળ કૂટવાની જરૂર નથી. તમેય અહીં છો અને મહાજન પણ અહીં બેઠું છે. કંઈક તોડ કાઢો. તમારી સીમમાં હણુકા અને રોઝડા કેટલાં હશે ?" જામસાહેબે નવાઇભર્યો પ્રશ્નો કર્યો. બધાને આ પ્રશ્નથી આશ્ચર્ય થયું. ખેડૂતો માથા ખજવાળવા લાગ્યા.

"બાપુ ! હણુકાં અને રોઝડાં ગણ્યા તો નથી. ટોળાબંધ છે. અમે અહીં આવ્યા છીએ એટલા ખેડુના ખેતરમાં જ હજારેક હણુકાં – રોઝડાં આવતા હશે." એક ખેડૂતે અંદાજ આપ્યો. એમ ખોટા આંકડા ન અપાય. હજાર બજાર હણુકાં – રોઝડાં ન હોય. હશે પાંચસો જેટલાં. ઠીક. હવે એક હણુકું રોઝડું દરરોજ કરી કરીને કેટલું નુકસાન કરે ? જામસાહેબે ગણિત માંડવું શરૂ કર્યું.

"બાપુ ! એનો નેઠો નહીં. ખાય એના કરતાં બગાડે વધુ." ખેડૂતે જવાબ આપ્યો.

"પણ કંઈક અંદાજ તો આપશો કે નહીં ? એક જાનવર દરરોજ ખાઈને કે બગાડીને એક મણનું નુકશાન કરે ? બે મણનું નુકશાન કરે ?" જામસાહેબ એક પછી એક પગલું માંડતા ગયા.

"બાપુ ! અમે અભણ કોમ. અમને એવો હિસાબ ન આવડે. જુવાર બાજરાનો ઊભો મોલ ધર્મ-રોળી નાખે તો કેવળ ચારા કડબનું નુકશાન ન થાય એમાંથી પેદા થનારો બાજરો અને જુવાર પણ જાય." ખેડૂતે પણ હુશિયારીપૂર્વક જવાબ આપ્યો.

"તમે અભણ હશો. પણ તમારી વાત ઉપરથી લાગે છે કે તમે અબુધ નથી. સરખી વાત કરો તો કંઈક રસ્તો નીકળે !" જામસાહેબ થોડા કડક થયા.

"અમે તો અન્નદાતા, અમારા રોદણાં રોવા આવ્યા છીએ આપને ઠીક લાગે એવા આંકડા માંડો." ખેડૂત નરમાશથી બોલ્યો.

"તમારી વાત ઉપરથી સમજું છું કે દરરોજ ૫૦૦ જાનવર તમારા ખેતરમાં આવે તો રોજના હિસાબે ૫૦૦ મણ નીરણનો બગાડ કરે. મણ નીરણની કિંમત શું ગણાય ?" જામસાહેબે પૂછ્યું.

"બાપુ ! અમારે નીરણ તો વેચવાની હોય નહીં. અમારા ઢોર માંડ ગદરે. પણ વેચાતી લેવા જઈએ તો મણના ઓછામાં ઓછા બે ત્રણ આના તો દેવા પડે." ખેડૂત આગેવાને ખૂબ વિચાર કરીને જવાબ આપ્યો.

"એટલે તમને ૧૫–૨૦ ખેડુતને દરરોજનું સાઠેક રૂપિયા જેટલું નુકસાન થાય. આટલી નાની વાત અને મરી ગયા મરી ગયાની પોક મૂકો છો ? જુઓ મારા રાજ્યમાં શિકાર થાય તો મારું મહાજન કોચવાય એટલે શિકારની બંધી ફરમાવવા હમણાંજ મેં મહાજન પાસે જીભ કચરી છે. એટલે એની તો વાત જ કરશો નહીં. હવે રહી તમારી નુકસાનીની વાત. તમને એવી નુકસાની પણ પોસાય નહીં. એટલે હવે તમે તમારા ખેતરમાં હણુકાં કે રોઝડાં આવે તો એને કાંકરોય મારશો નહીં. નહીંતર આપણું મહાજન કોચવાય. તમારા ૧૫–૨૦ ખેડૂતવતી એક જણ દરરોજ મહાજન પાસે જાજો. મહાજન તમને નુક-સાનીના દરરોજ રૂ. ૬૦ તો નહીં પણ રૂ. ૫૦ ચૂકવી આપશે. બેયની વાત રહી ગઈ."

જામસાહેબે મહાજન તરફ તીરછી આંખે જોતાં જોતાં ઈન્સાફ કર્યો. મહાજનના સભ્યો ચમકી ઊઠયા.

બાપુ! બાપુ! અમે મરી રહીએ. લાખની પાણુ થઈ. દરરોજના રૂ. ૫૦ એટલે મહિનાના રૂ. ૧૫૦૦ અને વરસના અઢાર હજાર રૂપિયા થાય અને રાજમાં ૧૫-૨૦ ખેડુ જ ઓછા છે? આ વાત આગળ વધે તો બધાય ખેડુ ઉમટી પડે. અમારે બધાયને ઘરનાં નળિયાં વેચવાં પડે. મહાજનની એવી તેવડ નહીં." મહાજનના મોવડીએ ઊભા થઈને હાથ જોડયા.

"તમારે હરણુ-રોઝ મરવા દેવાં નથી. ખેડૂતોને એથી નુકસાન થાય એનો વિચાર કરવો નથી. બેય વાત ન ચાલે. કાં દરરોજ ખેડુતોને નુકસાની ચૂકવવાનું સ્વીકારો. અને એને માટે તમારી તૈયારી ન હોય તો આ ખેડુને એમનો મારગ લેવા દો." જામ સાહેબ-નો પ્રેમાળ અને આત્મીય લાગતો અવાજ ફરી ગયો.

ખેડુતોએ એમને પઢાવી રાખેલો પાઠ સફળતા-પૂર્વક ભજવી બતાવ્યો. મહાજન વિમાસણમાં મૂકાઈ ગયું. થોડી વાર શાંતિ છવાઈ ગઈ.

"બાપુ! લોકોની લાગણી કોચવાતી હતી એટલે આપને અરજ કરવાની મહાજન તરીકે અમારી ફરજ. નુકસાની ચૂકવવાનું તો અમારું ગજુ નહીં. આપને કહેવાનું કહી ચૂકયા. અમારી ફરજ પૂરી થઈ. આપ મહારાજા છો. આપને યોગ્ય લાગે એમ કરો. ફરી આ બાબત અમે ફરિયાદ કરવા નહીં આવીએ." મહાજનના મોવડીએ ઊભા થઈને સ્પષ્ટતા કરી.

ઈશારો થતાં ખેડૂતો સલામ ભરી વિદાય થયા. થોડી વારે મહાજનના સભ્યોએ પણ જામસાહેબ-ને પ્રણામ કરી વિદાય લીધી.

ડાહી ગણાતી કોમ ઘા ખાઈ ગઈ એનો વસ-વસો લઈને ઘેર પહોંચ્યા.

અત્યાર સુધી મૂગા પ્રેક્ષક તરીકે બેસી રહેલા હુશિયાર દિવાન પોતાના નવા મહારાજાની કરામત ઉપર આફરીન થઈ ગયા.

જામસાહેબ પણ સફળ દાવ ખેલ્યાના સંતોષ સાથે ઊભા થયા.

શિકાર ચાલુ રહ્યો. હરણ-રોઝની સંખ્યા ધીરે ધીરે ઘટતી ગઈ. મહાજનને તો હવે કોચવાણુ રડી જ નહોતી. બધા પ્રશ્નો એકી સાથે ઊકલી ગયા.

---

શ્રી. જામસાહેબના સ્વમુખેથી સાંભળેલી વાત ઉપરથી.

---

પૃ. ૧૦૦૩થી ચાલુ

તમારે યાં હૂંહા નો હોય, તો અમે ગાડામાં હાયેં લાવ્યા છી. અમારે તો તમારી પાંહે સીંચણ વણા-વવાનું નક્કી જ હતું."

હવે વેવાઈ મૂંઝાણા. છેવટ વિચાર કરીને કયે, "તંઈ તમારી શરત જાતી કરો, અમે અમારી શરત જાતી કરી છી. હવે વરને તોરણુ મોકલો અમે ઝટ પોંખી લઈં."

માધા પટલ કયે, "તમારી મરજી, આ તો તમને ઉપાધીમાં અમારે નથી નાખવા, નકર તમારી કન્યા ભલે તમારે ઘેર રઈ. અમે આ જ ગામમાં બીજે ઘેરથી કન્યા લઈને જ જાવાના છી."

વેવાઈ કયે, 'અરે એવું થાય કોઈ દિ?' ત્યાં તો પોંખનારી હાજર થઇ ગઈ, ને વરરાજા તારણે ય આવી ગ્યા.

સવજી પટેલ કાન પકડી ગ્યા. મેલાં ઘેલાં બાપે આજ આબરૂ રાખી. જાનૈયા કયે, ઘરડાં વગર ગાડાં ના વળે!

---

કામ ક્રોધ રૂ લોભ તીંહું બડે નરક કે દ્વાર
જો ચાહત કલ્યાણ નિજ તજો તીન વિકાર
સુમ શેઠો ને કાચબો, પર ઘર પોળાં થાય.
સમય આવે આપ ઘર સાવ સંકેલાય જાય

કામી કુપ નો ઓળખે લોભી ન ગણે લજ્જા,
મરણ વેળા નો પારખે ભુખ્યું ન ગણે અખજ્જ
શૂરન કે તન સુમમન કાટ કમઠકી પીઠ,
કેશવ સૂકો ચર્મ અરૂ શઠહઠ દુરીજન દીઠ.

# ઢૂંહાની પારાણુય

જયંતીલાલ સો. દવે

સવજી પટેલના હૈયામાં હરખ માતો નથી. આજ મોટા દીકરાની જાન જોડીને પૈણાવવા જવાનું છે. પોતે રાજાના માનીતા, ગામના પટેલ, ઘેર જમીન, જાગીર, પૈસો ટકો, ઘરમાં રિદ્ધિનો પાર નથી. આજે ઘરમાં માણસ માતું નથી. જાનના ગાડાં જોડવા માટે જુવાનિયા થનગની રૂયા છે. બળદની સારામાં સારી જોડયું ગોતાય છે. પાણિયાળા બળદનાં પાણી માપવાનો વખત આજે આવી ગયો છે. ગાડાંના પૈડાં, ધરી બધું સંભળાય છે. ઊલખામાંથી દિવેલ કાઢીને ઊંજે છે. બળદનો શણગાર ચઢાવે છે. કોઈ બળદને ખાણ ખવરાવે છે. પણ સવજી પટેલનો વિચાર એના બાપ માધા પટેલને જાનમાં લઈ જવાનો નથી.

સવજી પટેલ કયે, 'આતા, જાનમાં નોઆવો તો ? ગઢપણમાં તમારાથી હડદો નૈ ખમાય. આ જુવાનિયા ગાડાં ધોડવે, કાંઈક પડી આખડી જાવ, તો ઉપાધી થાવ." માધા પટેલ સમજી ગ્યા કે, "દીકરો મારાથી શરમાય છે."

માધા પટેલ કયે, "હું ઘર સાંચવવા રઈશ. ઘચાઈ દિ' જાનમાં ગ્યાં."

સવજી પટેલને તો એટલું જ જોવું'તું સવજી પટેલની માં હરખુ પટલાણી વળી પોતાના ઘરવાળાને પૂછવા આવ્યા, "તમારે જાનમાં નથી આવવું ?"

માધા પટેલ કયે, "એમ જ કે'વાયને ! સવજીની મરજી નથી. પણ એમ કરજે આ બાજ-રાના ઢૂંહા છે, એના કોથળા ભરીને સીવી લે. મને ય ઈ એક કોથળામાં સીવી લેજે. મારું મોઢું, નાક ને આંખ્યુંને ઠેકાણે કોથળામાં કાણાં પાડી દેજે. આ ઢૂંહાના ચાર પાંચ કોથળા એક બીજાની અડખે પડખે મૂકી દેજે. મને કોઈ ભાળે નહિ. છેલ્લે ગાડે તું રે'જે. પણ જાનમાં તો આવવું જ છે."

હરખુ પટલાણી કયે, 'ભલે !' હરખુ પટલા-ણીએ તો ડોહલે કીધું ઈ પરમાણે બધુંય કર્યું. જાનના ગાડાં જૂત્યાં, એટલે છેલ્લા ગાડામાં કોથળા ગોઠવી દીધાં. બધાં ય કયે, "આ ઢૂંહાના કોથળા શું કામ લેતા હશે ?"

બીજા કયે, 'લેવા દયોને ! ગલઢા માણહ તો જી કરતા હોય ઈ જ કરે ! કોઈનું ન માને !'

જાનના ગાડાં છૂટયાં. આજ ધીંગા ધોરી હાથમાં રે'તાં નથી. કોનું ગાડું મોર્ય થાય, એની શરતું લાગવા માંડી છે. બળદે ય સમજી ગ્યા હોય એમ રંગમાં આવી ગ્યા છે.

જાન વેવાઈના ગામના પાદરે આવી ગઈ છે. ગામ બાર્ય ધરમશાળા હતી, યાં ગાડાં છોડયા, જુવાનિયા આભલાં પાઘડિયું ઠીક ઠાક કરવા માંડયા, ત્યાં તો વેવાઇ ને બીજાં સગા વાલાં મંડયા આવવાં સૌ રામ રામ કરે છે, ગોળના પાણી પાય છે, અને એમ કરતાં સામૈયા થ્યાં, જાન ઉતારે આવી. ઉતારે પોગ્યાં ત્યારે વેવાઈએ એક ચારણી મોકલી અને કે'વડાવ્યું, કે આ ચારણીના ચાર છેડા કાચ્ચા સૂતરથી બાંધી, ઈ ચારણીથી કૂવામાંથી પાણી કાઢો અને ઈ પાણીએ નવડાવીને વરને તોરણ છબવા મોકલો, તો જ અમે પોંખશું. નકર નહિ પોંખીએ. જે આ શરત તમારાથી પૂરી થાય તો કન્યાને પરણો, નકર લીલે તોરણે પાછા જાવ.

સવજી પટેલ મુંઝાણા. "હવે શું કરવું ? આ તો નાક કપાઈ જાશે. હું ગામમાં મોઢું શું દેખાડીશ ? શરત પૂરી નૈ થાય તો કિંમત કોડીની ય નૈ રે.' રાજા પટલાઈ આંચકી લે'શે. જાનૈયાને ય રોણું, જોણું ને વગોણું બધુંય એક સામટું થ્યું હવે શું કરશું ?"

કો'ક કયે, 'સવજી પટલ આમાં શું કરે ?

કાંઈ કાચા સૂતરે બાંધેલી ચારણી રે'તી હશે?'

બીજો કયે, "પણ કાંઇ ચારણીમાં પાણી રે'તુ હશે ઈ પાણી નીકળે કયાંથી, ને વરલાડાને નવડાવે કયાંથી ?"

ત્યારે કો'કે કીધું કે, "અક્કલ બડી કે ભેંસ ?"

સવજી પટેલ તો મુંઝાઈને ગ્યા પોતાની મા પાંહે. છોકરાને નિમાણો જોઈને ડોશી કયે, 'કાં માડી ? કેમ નિમાણો નિમાણો ફરસ ?"

સવજી પટેલ કયે, 'તમે મા જાણો તો છો.'

હરખુ પટલાણી કયે, "તારા આતાને જરાક પૂછી જો ને !"

સવજી પટેલ ગળગળા થૈ ગ્યા, "મા, મારા આતાને લાવ્યા હોત, તો તો સારું જ હતું ને, હવે શું થાય ?"

હરખુ પટલાણી કયે, 'શું થાય, શું ? જા ધરમશાળાના પટમાં છેલ્લે ગાડે દૂંહાના કોથળા સંભાળી જો. એમાં તારા આતા બેઠા હશે !"

સવજી પટેલ કયે, "હેં આ શું બોલો છો, મારા આતાને દૂંહાના કોથળામાં કોણે નાખ્યા ?"

હરખુ પટલાણી કયે, "મેં નાખ્યા, તારે નો'તા લાવવા પછી શું થાય ?"

સવજી પટેલ ઘોડયા, જઈને જોયું, ને પોતે રોવા જેવા થઈ ગ્યા. "અરે મારા આતાની આ દશા ? મારા જેવો મૂરખ કોણ ?"

પટલે તો કોથળો ચીરી નાખ્યો, "આતા, મારી ભૂલ થૈ ગૈ."

આતા તો દૂંહા ખંખેરતા કયે, "કાંઈ વાંધો ને. હથેવાળો થૈ ગ્યોને !"

પટેલ કયે, "ના આતા. વેવાઈએ શરત મૂકી છે."

"એમ, કેવીક શરત છે, કે'તો ખરો !" સવજી પટેલ કયે, "શરત એટલી જ છે કે ચારણીના ચાર છેડા કાચા સૂતરે બાંધીને કુવામાં ઈ ચારણી નાખીને પાણી કાઢો ઈ પાણીએ વરને નવડાવો, પછી જ પોંખણાં થાય !"

"એટલી જ શરત છે કે કાંઈ વધારે ?" સવજી પટેલ કયે, "શરત એટલી જ છે."

માધા પટેલ કયે, "એમાં મુંઝાઈ શું કામ ગ્યો ? હાલ હું આવું ભેગો. શરત આપણે પૂરી જ કરી દેવી છે, અને કન્યાને લઈને જાવું છે."

લૂગડાં ઠીક ઠાક કરતાંક, પાઘડી સરખી કરતાંક, માધા પટેલ તો પહોંચી ગ્યા માંડવે.

"એ વેવાઈ, રામરામ."

"રામરામ રામરામ આવો માધા પટલ, આવો ! કેમ મોડું કર્યું ?" માધા પટલ કયે 'મોડું વે'લું તો થ્યા કરે, પણ તમે તો કાંઈક શરત મૂકી છે, એવું સાંભળ્યું છે ને ?"

વેવાઇ કયે, "શરત તો પે'લી, પછી જ વર પોંખાય, નકર વર પાછો જાય !"

"અમારે તમારી શરત માથે ચડાવવી છે. એમાં કયાં મોથ મારવાની છે ? ચારણીએ પાણી કાઢીને વરને નવડાવશું, તમે તારે બધાય જોવા આવજો પણ તમે ભૂલી ગ્યા છો !"

"શું ભૂલી ગ્યા છી ?" વેવાઈએ પૂછયું. "વેવાઇ તમે ચારણી મોકલી, ચારણીને બાંધવા ચાર સૂતરના કટકા મૂકયા. પણ તમે સીંચણિયું ભૂલી ગ્યા. દૂંહાની પરાણ્ય મૂકીને એનું સીંચણિયું અમને વણી દયો, પછી ઈ સીંચણિયે સીંચીને અમે ચારણી ભરી ભરીને પાણી કાઢશું, અને વરને નવડાવશું."

વેવાઈ તો સજ્જડ થૈ ગ્યા.

"દૂહાની પરાણ તો પટેલ કોઈ દિ' વળે જ નહિ."

"ઈ અમારે કયાં જોવાનું છે. તમારી શરત અમારે પૂરી કરવી, ને અમારી શરત તમે પૂરી કરો.



અનુ. પૃ. ૧૦૦૧

नर्मदाशंकर હ. વ્યાસ

જીવનના મૌલિક તત્ત્વની શોધ, પશ્ચિમના વિજ્ઞાન પ્રમાણે વિદ્યુત છે, પૂર્વની આંતરખોજ પ્રમાણે ધ્વનિ છે અને એ ધ્વનિ સ્વયંભૂ છે, અનાહત છે. આ ધ્વનિ જીવનનો ખરો ધબકાર છે, જીવનના ઊંડાણમાંથી, જીવનની ગહરાઈમાંથી એ ધ્વનિ ઉદ્દભવે છે. સમગ્ર અસ્તિત્વ એ ધ્વનિનું ઘનીભૂતરૂપ છે. શબ્દનું ઘનીભૂતરૂપ છે. એટલે વેદને શબ્દબ્રહ્મ કહેલ છે.

વિજ્ઞાન અને યોગ બન્ને સહમત છે કે વિદ્યુત અને ધ્વનિ બે અલગ અલગ વસ્તુ નથી. ધ્વનિને વિદ્યુતનું રૂપ સમજો કે વિદ્યુતને ધ્વનિનું રૂપ સમજો, પણ એક વાત નક્કી છે કે જીવનની ચરમ સીમા, આખરી, આત્યંતિક જે તત્ત્વ છે તે વિદ્યુત જેવું છે અથવા ધ્વનિ જેવું છે.

પદાર્થ દ્વારા આત્યંતિકની શોધ કરવામાં આવે તો વિદ્યુત મળે છે, પણ જો ચૈતન્ય દ્વારા આત્યંતિકની શોધ કરવામાં આવે તો ચૈતન્યનું આધારભૂત સ્વરૂપ ધ્વનિ છે, શબ્દ છે, વિચાર છે, ચૈતન્ય છે, મન છે, મનન છે. ધ્વનિનું જે અંતિમ રૂપ છે એ ૐકાર છે, ઓરૂમ્ છે.

ૐકાર માત્ર હિંદુઓની જ શોધ છે, તેવું નથી. ૐકાર સર્વસ્વીકૃત છે. જૈન, બુદ્ધ, મુસલમાન અને ખ્રિસ્તી, બધા ૐકારનો સ્વીકાર કરે છે.

શબ્દશાસ્ત્રી કહે છે કે 'અમીન' ૐનુંજ રૂપ છે. જે અંદરનો ધ્વનિ છે તેને કોઈ ૐ સમજે છે, કોઈ 'અમીન' સમજે છે. અંગ્રેજીમાં 'ઓમની પ્રેજંટ' 'ઓમની પોટંટ', 'ઓમની સાયંટ' વગેરે શબ્દોનો જન્મ 'ઓમ્'માંથી થયો છે. જેમકે ૐનો અનાહત નાદ સર્વવ્યાપક છે, સર્વશક્તિમાન છે, સર્વક્ષ છે.

'ઓરૂમ્' સંસ્કૃતનો આધારભૂત ધ્વનિ છે. સંસ્કૃતની જેટલી ધ્વનિઓ છે તે બધાનો સમાવેશ 'ઓરૂમ્'માં થઈ જાય છે.

ઓરૂમ્ બન્યો છે, અ ઉ મ્ ત્રણ ધ્વનિના સંયોજનથી A U M આ ત્રણ મૂળ સ્વર છે. બધા શબ્દો આ ત્રણ સ્વરમાંથી નિર્મિત થાય છે.

સંસ્કૃતમાંથી દુનિયાની બધી સુસંસ્કૃત ભાષાઓનો જન્મ થયો છે. સંસ્કૃત આદિ ભાષા છે. અંગ્રેજી, ફ્રેંચ, ઈસ્લામ, રશિયન, જર્મન, ઈટાલિયન, સ્પેનીશ, સ્વીડીશ, ડેનીશ, દુનિયાની ગમે તે પ્રજાઓની ભાષામાં સંસ્કૃતના મૂળધાતુ ઉપસ્થિત છે. યહૂદિઓની ભાષામાં 'ઓમ'ને 'લોગોસ' કહે છે. ઈસાઈઓની ભાષામાં 'શબ્દ' કહે છે. ઈસ્લામની ભાષામા 'અમીન' કહે છે

ઓરૂમ્‌ના ધ્વનિથી અંતરયાત્રા શક્ય બને છે. ઓરૂમ્‌નો ધ્વનિ સતત અંદર સ્વયંભૂ રીતે ગૂંજી રહ્યો છે. આ ધ્વનિ જ માનવીનો પ્રાણ છે. આ ધ્વનિ ખોવાઈ જાય તો માનવીનું જીવન ખોવાઈ જાય છે. માનવીનું અસ્તિત્વ આ ધ્વનિની સ્ફુરણા રૂપે છે.

માનવી બહારના એટલા બધા ધ્વનિઓથી શબ્દો અને ઘોંઘાટથી ઘેરાયેલો છે કે તેને અંદરના 'ઓરૂમ્'ના ગુંજનની પ્રતીતિ થતી નથી. 'ઓરૂમ'નો ધ્વનિ ઘણો સૂક્ષ્મ છે અને ખૂબ ઊંડાણમાં છે. આ ધ્વનિ સાંભળવા માટે માનવીનું મન તદ્દન શાંત થવું જોઈએ. મન અવ્યસ્ત થવું જોઈએ, બહારના ઘોંઘાટથી મુક્ત થવું જોઈએ.

'ઓરૂમ્'ના બહિર્મુખ પાઠ, જપ, એ મૂળ ધ્વનિના ગુંજનનો અનુભવ નહિ કરાવે. ૐનો જપ તો ઉપર ઉપર રહેશે. 'ઓરૂમ્'નું આંતરિક ગુંજન તો અંતર્મુખ વૃત્તિ થતાં જ અનુભવાય છે. એ કંઈ પ્રયત્નને પરિણામે નથી થતો, એ તો અંદરની ઘટના છે.

ઓરૂમ્‌ના ગુંજન સાથે જેનો સંબંધ જોડાઈ ગયો એ જીવનના પરમ આધાર સાથે એકરૂપ બને છે. બ્રહ્મના અસલ નાદ સાથે એક બને છે. એ મોક્ષને ઉપલબ્ધ બને છે.

ઓરૂમ્ નો ધ્વનિ છે, તે અનાહત નાદ છે. અનાહત નાદ કોઈ પણ જાતના સંઘર્ષ વિના, ઘર્ષણ-વિના સ્વયંભૂ સર્જાય છે. એ અસ્તિત્વનું સ્વરૂપ છે. એ ઉત્પન્ન થતો નથી. એ તો અનાદિ અનંત છે.

# પ્રયોગોમાં જાણવા જેવું

રતિભાઈ અંધારિયા

## (અ) મગફળી વાવેલ જમીન પર ઢાંકણથી પાણી બચે છે

તામીલનાડુમાં આવેલ ભવાનીસાગર ખેતી શંશોધન કેન્દ્રના અખતરા ઉપરથી માલુમ પડયું છે કે મગફળીનો પાક વાવ્યો હોય તે જમીન પર ઢાંકણ કરવાથી પાણીમાં બચત થઈ અને આવક પણ વધુ મળી હતી.

પિયતથી ઉછેરવામાં આવતી ઊભડી મગફળીની જાત ટી. એમ. બી.–૨ ઉપર આ પ્રયોગ કરવામાં આવ્યો હતો.

બે જાતના ઢાંકણનો અભ્યાસ કર્યો હતો.

(૧) ગ્લીરીસીડીઆ નામના છોડના પાંદડાનું ઢાંકણ.
(૨) ડાંગરના પરાળનું ઢાંકણ.

આ બન્ને ઢાંકણ સાથે વચલી ખેડ (આંતરખેડ)ની પણ સરખામણી કરવામાં આવી હતી.

ગ્લીરીસીડીઆના છોડના પાંદડા ભેગા કરી એક રાત સૂકવી તે પાંદડાને મગફળીના છોડની આજુ બાજુ એક સરખા પાથરવામાં આવેલ. પરાળના ઝીણાં ટપકા કરી તેનો ઉપયોગ કરવામાં આવેલ. આ બન્ને ઢાંકણનો ૨½ સેન્ટીમીટર (ઈંચ એક) જેટલો થર જમીન ઉપર કરવામાં આવેલ. મગફળી ઉગી ગયા પછી આ ઢાંકણ કરવામાં આવેલ.

ઢાંકણથી પાણીનો બચાવ થયો હતો. ઢાંકણ વિનાની જમીનમાં મગફળીને ૮ પાણની જરૂર પડી હતી ત્યારે ઢાંકણવાળા પ્લોટમાં ૬ પાણ પાવા પડયા હતા.

ગુજરાતમાં છેલ્લા ત્રણ વરસથી મગફળીનું ઉનાળુ વાવેતર વધવા લાગ્યું છે. આપણે જાણીએ છીએ તેમ ઉનાળુ મગફળી પાણી પાયા વિના થઈ શકે નહીં. બીજ ને ખાતર તો મોંઘા હોય જ છે તેમાં પાવાનો ખર્ચ પણ ગણના પાત્ર આવે છે. આમ પાણીનો બચાવ કરવા માટે વૈજ્ઞાનિક ઉપાય ઘઉંના કુંવળ કે ખેતરના પાંદડા ભેગા કરી મગફળીના છોડ આજુબાજુ પાથરી ઉપર જણાવ્યા પ્રમાણે કરવું જોઈએ.

## (બ) ગાયોમાં વિયાઝણ ગાળો વધારી શકાય છે :

ગાયોને મોરથુથુ ખોરાકમાં આપવાથી બે વિયાંઝણ વચ્ચેનું અંતર ઠીક ઠીક ઘટાડી શકાય છે. ઉત્તર પ્રદેશમાં આવેલ ઈઝતનગરમાં જ્યાં આ અખતરો સિદ્ધ થયો છે ત્યાં દરેક ગાયને દરરોજ ખાણ-દાણની સાથે ¼ ગ્રામ મોરથુથુ આપવામાં આવ્યું હતું. આ ગાયોને ચરવા જવાની છૂટ હતી. ઈઝતનગરમાં ઢોરને ખાણમાં મોટેભાગે ઘઉંનું ભૂસું, જવ અને મગફળીનો ખોળ આપવામાં આવે છે. એ ઉપરાંત ઘઉંનું કુંવળ પણ નીરવામાં આવે છે.

જે ગાયોને મોરથુથુ આપવામાં આવતું તે ગાયોએ મોરથુથુ ખવરાવવામાં નહોતું આવતું તે ગાયો કરતાં બે વિયાંઝણ વચ્ચે સરાસરી ૭૨ દિવસ ઘટાડી શકાયા હતા; એમ જાણવા મળ્યું.

## (ક) શેરડીમાં નિંદામણનો નાશ કરો

શેરડીના પાકમાં નિંદામણનો નાશ કરવાથી ઉત્પાદનમાં ૨૫ થી ૪૦ ટકાનો વધારો થાય છે તેમ અખતરાઓથી સાબિત થયું છે.

રસાયણથી પણ નિંદામણનો નાશ કરી શકાય છે. આ માટે જે રસાયણ વાપરવામાં આવે છે તેનું નામ છે ૨ – ૪–ડી. ૨૭૦ લીટર પાણીમાં ૧ કિ. ગ્રામ આ રસાયણ લઈ પાણીમાં ઓગાળી સારી રીતે હલાવી એક એકર પાકમાં છંટકાવ કરી શકાય છે.

રોપણી પછી ૧૦ – ૧૨ દિવસ બાદ પહેલો છંટકાવ કરવો જોઈએ. આનાથી ઉગતી કુમળી નિંદામણની કુંપળો મરી જાય છે. આ છંટકાવ પછી તેમાં ખેલી હાંકવી જોઈએ. રસાયણનો બીજો હપ્તો વરસાદ પછી તુરત જ છાંટવો. આમ કરવાથી નિંદામણનો નાશ થશે.

# શક્તિની દવાઓથી ચેતજો

બાલકૃષ્ણ વૈદ્ય

દરેક છાપામાં જોશો તો શક્તિ આપનારી દવાઓની જાહેરાત મોટા અક્ષરોમાં છાપેલી દેખાશે. શહેર અને કસ્બાઓમાં ઠેર ઠેર શક્તિની દવાઓનાં પાટીઆં દેખાશે. મોટી મોટી ભીંતો એની જાહેરાતોથી ચિતરાયેલી દેખાશે. પહેલાં ગોવા રેડીઓ ઉપરથી શક્તિઓની દવાઓની જાહેરાત ખૂબ આવતી આજે પણ કેટલીય ફાર્મસીઓના એજંટો શક્તિની દવાઓ વેચવા માટે શહેરની મુલાકાત લે છે. મુલાકાતની તારીખો પણ છપાતી હોય છે. આવી દવાઓ લઈ લઈને શરીરથી અને પૈસાથી પાયમાલ થયેલા ઘણા માણસો તમને જોવા મળશે.

છાપાંઓમાં વૈદ્યકીય લેખો આવતા હોય છે એમાં પણ જો શક્તિની દવા લખી હોય તો ઘણા વાચકો એ નોંધી લેતા હોય છે અને એનો અખતરો પણ કરતા હોય છે વૈદ્યકના પુસ્તકો વાંચી વાંચીને પણ પ્રયોગો કરનારા ઘણા છે. પરંતુ એથી ફાયદો મેળવનારા કરતાં હેરાન થનારાની સંખ્યા ઘણી મોટી રહે છે.

આવા એક ભાઈ અશક્તિ છે એમ માનીને ઘણા વખતથી ઘરમાં પડી રહેતા. બહાર નીકળતાં ચક્કર આવે, પડી જવાની બીક લાગે. એને લીધે બહાર જાય જ નહિ. અનિવાર્ય સંજોગોમાં જવું પડે તો કોઈને સાથે લઈને જ નીકળે. ઘણી ઘણી શક્તિની દવાઓ કરી. પણ જેમ દવા કરે તેમ તેમ બેચેની વધતી જ જાય. હકિકતે એમને એક રોગ હતો તે પકડાયો એની સાચી ચિકિત્સા થઈ એટલે એક મહિનામાં સાજા થઇ ગયા. અને કામ પર ચડી ગયા. એ પછી ક્યારેય અશક્તિની ફરિયાદ થઈ નથી.

બીજા એક ભાઈને અશક્તિ રહેતી હતી. ક્યાંક એમણે વાંચ્યું કે અશ્વગંધા પાક ખાવાથી અશક્તિ દૂર થાય છે. એ ભાઈને પાંડુરોગ હતો. પ્રકૃતિ પણ પિત્તની હતી એથી મેં એમને અશ્વગંધા પાક લેવાની ના પાડી. પરંતુ એક સહૃદયી મિત્રે એમને પૈસા આપ્યા. એક વૈદ્ય મિત્રે એમને પાક બનાવી આપ્યો અને એમણે પાક ખાધો. ત્રણેક દિવસમાં એટલી બધી ગરમી વધી ગઈ કે માથું ફાટફાટ થાય, ઊંઘ ન આવે. ચોથે દિવસે તો પરિસ્થિતિ અસહ્ય બની ગઈ. અરધી રાત્રે મારે ઘેર આવ્યા. એમને ગરમી શાંત કરવાના ઉપચારો કર્યા ત્યારે આરામ થયો. પછી એમણે પાક ખાવાનું બંધ કર્યું.

એક જૈન સાધુને તરુણ ઉમરમાં જ શુક્રસ્રાવ વધી ગયો એથી અશક્તિ આવી ગઈ. શ્રાવકો મોટાં ચિકિત્સકોને લઈ આવે અને તેઓ બતાવે તે શક્તિની દવાઓ આપ્યા કરે. ફરિયાદ વધતી જ રહી. એમના ગુરૂ મહારાજને સમજાવ્યા કે ચિકિત્સા ખોટી થાય છે. બ્રહ્મચારીને શુક્રના વેગનું શમન કરનારા ઉપચારો અપાય–શુક્રવર્ધક અને પ્રવર્તક નહિ. આ બધી જે શક્તિની દવાઓ અપાય છે તે અવળી અસર કરે છે. ત્યારે તેમણે બધા ઉપચારો બંધ કરાવ્યા અને સાદા શામક ઉપચારોથી ફરિયાદ મટી ગઈ.

એક ભાઈને ડબલ નીમોનીઆ થયેલો. એ મટયા પછી અશક્તિ જતી ન હતી. એ માટે સાલમપાક ખાધો. શક્તિ તો ખૂબ આવી પણ શિયાળામાં અંગે અંગમાંથી તણખા છૂટે એવી ગરમી લાગે. બહેનોની બાબતમાં પણ જોયું છે કે એક બહેનને અત્યાર્તવ હતો, ખૂબ લોહી પડે. એથી આવતી અશક્તિ દૂર કરવા માટે એમને બી કોમ્પ્લેક્સ અપાય. પરંતુ આ વીટામીન આર્તવ વધારનારું છે. સ્ત્રીઓના આર્તવ લાવનાર હોર્મોનને ઉત્તેજે છે. એટલે વિટામીનથી શક્તિ વધે, પણ સાથે લોહી પડવાની ફરિયાદ પણ વધતી જ જાય. વિટામીન બી કોમ્પ્લેક્સ લેવાનું બંધ કર્યા પછી રાહત મળી.

## સાચો ઉપાય

અશક્તિ દૂર કરવાનો સાચો ઉપાય એ છે કે અશક્તિનું 'મૂળ સ્વરૂપ અને કારણ સમજવું. દરેકની શારીરિક પ્રકૃતિ પણ એક સરખી હોતી નથી. અશક્તિના કારણો પણ પણ એક સરખાં હોતા નથી. એ કારણે બધા પ્રકારની અશક્તિઓનો એક જ ઉપાય હોઈ ન શકે. લોકોમાં એવી માન્યતા છે કે આયુર્વેદની દવાઓ કદાચ ફાયદો ન કરે, પણ નુકસાન તો ન જ કરે. એ વાત સાચી છે કે એલોપથીની દવાઓ ઝડપથી અને જોરદાર અસર કરે છે. એથી લાભ તરત થાય છે એમ રોગનિદાન ખોટું થયું હોય તો નુકસાન પણ ઝડપી અને જોરદાર કરે છે, મારી પણ નાખે છે. આજ કારણે એલોપથીની દવા લેનારને ત્યાં જોશો તો જૂદી જૂદી દવાઓનો સ્ટોર એકઠો થઈ ગયો દેખાશે. દવાનું પેકીંગ ખરીદીને થોડી વાપર્યા પછી ખબર પડે છે કે આ દવા અનુકૂળ આવતી નથી એટલે એનો ઉપયોગ તરત બંધ કરવામાં આવે છે અને બીજી દવા લખી દેવામાં આવે છે. આમ અનેક દવાઓ એકઠી થઈ જાય છે. કોઈ કોઈ દવાનાં તો એવાં ભયંકર રીએકશન આવતાં હોય છે કે દરદીને સખત શીળસ ઉપડે. અથવા મૃત્યુકારક ઉપદ્રવો પણ થઈ આવે. એથી ડોકટરો પણ આજે, દવાનો થોડો ડોઝ આપી જુએ છે અને ફાવી જાય તો જ વધારે ડોઝ આપે છે. પરંતુ ઘણીવાર રીએકશન મોડાં આવે છે ત્યારે તકલીફ ઊભી કરે જ છે.

આયુર્વેદની દવા પણ ખોટી રીતે અપાઇ હોય તો નુકસાન કરે જ છે. પિત્તની પ્રકૃતિવાળા દરદીને ગરમ દવા અપાઈ જાય તો તરત શરીરે ખુજલી, ગરમી ઉપડી આવે છે. પેટમાં દાહ ઉપડે છે. માથું પકડાય છે.

દવાઓ જ શા માટે? ખોરાક પણ પ્રકૃતિથી વિરુદ્ધ ગુણવાળો હોય તો નડયા વિના રહેતો નથી. આયુર્વેદ તો કહે છે કે કોઈ પણ વસ્તુ વાપરતા પહેલાં પોતાની પ્રકૃતિ, જ્યાં રહેતા હોઈએ એ દેશની પ્રકૃતિ અને જે ઋતુ ચાલતી હોય તેની પ્રકૃતિ એ બધાં જોવાં જોઈએ અને તેને અનુરૂપ ઔષધ પસંદ કરવું જોઇએ.

## અશક્તિના પ્રકારો:

ઔષધ પસંદ કરતા પહેલાં અશક્તિને સમજી લેવી જોઈએ. આયુર્વેદમાં અશક્તિના પાંચ પ્રકારોનું વર્ણન આવે છે: (૧) દોષ દુર્બળ (૨) વ્યાધિ દુર્બળ (૩) ઔષધ દુર્બળ (૪) ધાતુ દુર્બળ અને (૫) સત્વદુર્બળ. આપણે આ દુર્બળતાને ક્રમવાર લઈએ.

### દોષ દુર્બળ :

શરીરમાં કફ, પિત્ત કે વાયુ જ્યારે સંચિત થવા માંડે ત્યારે એ ભાર રૂપ બને છે. શરીરને એનો ભાર dead weight નકામો બોજો લાગે છે. એનો થાક લાગે છે છતાં એ ભાર તો વેઠવો જ પડે છે. પરિણામે સુ તી અને દુર્બળતા અનુભવાય છે. પથારી છોડવી ગમતી નથી. કામ કરવાનું મન થતું નથી. ખાવાની રુચિ થતી નથી. થોડાક શ્રમથી પણ થાકી જવાય છે. એ વખતે માણસ અશક્તિ સમજીને વીટામીન્સ લે છે. શક્તિદાયક કોઈ દવા લે છે. સુસ્તી ઉડાડવા કોઇ ચા કે કોફીનો ડોઝ પણ લે છે. એથી ઘડીક સારું લાગે છે ફરી એની એ સ્થિતિ થઈ જાય છે. છેવટે દોષ કોઇ રોગમાં પરિણમે છે ત્યારે એનો ઉપચાર શોધવા મથે છે.

પરંતુ એ વખતે માણસ જો દોષ કયો વધ્યો છે તે સમજીને એનો સાચો ઉપાય કરી લે તો તરત ફાયદો થતો હોય છે. એકાદ લંઘન, પેટ સાફની અને અપચો દૂર કરનારી એકાદ ફાકી, સુંઠ ગે.ળની એકાદ ગોળી અથવા એકાદ કલાકની ઊંઘ બધી ફરિયાદ મટાડી દે છે.

### રોગ દુર્બળ

રોગથી દુર્બળ થયેલા માણસો તો ઘણા જોવા મળતા હોય છે. રોગ પ્રકટ થાય તો એની ખબર પડે. પણ કેટલાય રોગ સુપ્ત રીતે શરીરમાં પડી રહે

છે અને અવાર નવાર ડોકું કાઢી જાય છે. આપણા દેશમાં મરડો, વિષમજ્વર (મેલેરીઆ), જૂનો ફ્લુ વગેરે એકવાર જોરદાર રીતે આવી ગયા હોય પછી શરીરમાં હળવા રૂપે પડયા રહે છે અને થોડુંક પણ નિમિત્ત મળતાં જોર કરીને બહાર આવી જાય છે. એ રોગો શરીરને કાયમ નબળું રાખ્યા કરે છે. એક ભાઈને વારંવાર શરદી થઈ જાય, બહુ ખરાબ પ્રકારની ઉધરસ આવે, પેટ બગડે અને ચામડી પર વિકાર નીકળી પડે, અશક્તિ તો અત્યંત રહે. તપાસ કરતાં જાણવા મળ્યું કે એ ભાઈને તાવ સાથે ઝેરી કમળો થયેલો. ઉપચારોથી કમળો મટયો પરંતુ લીવરની વિકૃતિ હજી મટી ન હતી એને લીધે આ બધા ઉપદ્રવો થયા કરતા હતા. લીવરમાંથી શુદ્ધ પિત્ત ઉત્પન્ન થઈને કામ કરતું થાય ત્યારે આ બધા ઉપદ્રવો મટે. એના ઉપચાર કર્યા અને બધી ફરિયાદો દૂર થઈ. અશક્તિ પણ ગઈ.

એક દરદીની ચામડી શામળી થઈ ગયેલી. સ્વભાવ ચીડીઓ થઈ ગયેલો અને અશક્તિ રહ્યા કરે અને અવાર નવાર માથાનો દુઃખાવો થઈ આવે. તપાસ કરતાં જૂનો મેલેરીઆ નીકળ્યો. એના ઉપચાર કર્યા પછી સારું થયું. એક બહેનને આખે શરીરે ખરજવું થઈ પડેલું. ઘણી દવાઓ લગાડી પણ ફાયદો થાય નહિ. પાચન બરાબર થાય નહિ અને અશક્તિ રહ્યા કરે. એમને જૂનો મરડો હતો. મરડો મટયો એની સાથે ચામડીનો રોગ પણ મટયો.

બધા રોગોમાં આવી મૂળ રોગથી જુદી જ ફરિયાદો સાથેની અશક્તિ ઊભી થતી હોય છે. મૂળ રોગને શોધીને એનો ઉપચાર કરવામાં આવે ત્યારે તરત અશક્તિ અને ઉપદ્રવો બધું દૂર થાય છે. રોગ મટયા પછીની અશક્તિ પણ લાંબો વખત રહેતી હોય છે. એ વખતે પણ ઔષધોની પસંદગીમાં બહુ ધ્યાન રાખવું જરૂરી છે.

ઔષધ દુર્બળ :

ઘણા રોગીઓ ઔષધ પાછળ એવા પડી જાય છે કે રોગ મટે પછી પણ ઔષધ છોડતા નથી. એ એમ માને છે કે આ ઔષધથી મને રોગ મટયો છે એટલે એ મારે માટે બહુ ઉપયોગી છે. આપણે ત્યાં કડવાણી લેવી જોઈએ એવી માન્યતા છે. આ માન્યતા સાચી છે પણ રૂક્ષ વાયુપ્રકૃતિવાળો માણસ ઉનાળાની લુખી ઋતુમાં કે મારવાડ જેવી રૂક્ષ ભૂમિમાં પણ કડવાણી લેતો જ રહે તો એથી દુર્બળતા જ આવે. શરદી થઈ હોય, વરસાદની ઠંડી ઋતુ હોય એ દિવસોમાં સુંઠને ગોળની લાડુડી ખાય તો ગુણ કરે, પણ શરદી મટી જાય, ઋતુ પણ બદલાઈ જાય અને સુંઠ ખાધા કરે તો ગરમી થાય એ સ્વાભાવિક છે. ઔષધોના અતિરેકથી દુર્બળતા આવવાના ઘણા દાખલા જોવા મળે છે. જંતુનાશક દવાઓ લેવાથી રોગનાં જંતુઓ મરી જાય છે અને રોગ તરત મટી જાય છે. પણ વધારે વખત એવી દવાઓ ચાલુ રાખવાથી શરીરના જીવંત કોષો ઉપર એ ઝેરી અસર કરે છે. અને કોષોનું ઓજ તોડી નાખે છે. આંતરડામાં રહેલાં નિર્દોષ અને પાચનમાં ઉપયોગી જંતુઓ પણ જંતુનાશક દવાના વધારે પડતા ઉપયોગથી મરી જાય છે. એને પરિણામે પાચન બગડે છે અને નબળાઈ આવે છે. આવા દરદીઓને નિર્દોષ બેક્ટીરીઆવાળી દવાઓ કે યીસ્ટ ટેબ્લેટ્સ આપવી પડે છે.

ધાતુ દુર્બળ :

આયુર્વેદ માને છે કે શરીરમાં સાત ધાતુઓ છે. રસ, રક્ત, માંસ, મેદ, અસ્થિ, મજ્જા અને શુક્ર. એમાંની કોઈ પણ એક ધાતુ અથવા બધી ધાતુઓની ઊણપ શરીરમાં ઊભી થતી હોય છે. આગળ આવી ગયેલા કોઈ રોગનું એ પરિણામ હોય છે અથવા અયુક્ત આહારનું અથવા અપચાનું પરિણામ હોય છે. ખોરાક લેવાય, ભૂખ બરાબર લાગે, મળ પણ સારું આવે છતાં એમાંથી કોઈ વાર શક્તિ ઉત્પન્ન થતી હોતી નથી. કારણ કે આહારરસનું જે ધાતુમાં રૂપાંતર થવું જોઈએ તે થતું હોતું નથી. શરીરમાં જેવી રીતે જઠરાગ્નિ હોય છે તેવી રીતે પ્રત્યેક ધાતુઓનો અગ્નિ પણ હોય છે જે આહાર રસનું ધાતુમાં રૂપાંતર કરે છે. ધાત્વગ્નિનો યોગ્ય ઉપચાર કર્યા વિના ઉત્તમ આહાર કે ઔષધનો લાભ

મળતો નથી. શરીરમાં ધાત્વગ્નિને કામ કરતા, એન્ઝાઈમ ડોકટરો દવામાં આપે છે એથી તરત લાભ થાય છે પણ જ્યાં સુધી એન્ઝાઈમ લેવાય ત્યાં સુધી જ ફાયદો રહે છે. એન્ઝાઈમ બંધ કર્યા પછી થોડા દિવસમાં જ ફરી અશક્તિ આવી જાય છે

ખાનપાનની દરેક વસ્તુમાં પણ એનો પોતાનો ભૂતાગ્નિ રહ્યો છે જે પાચન અને રૂપાંતરમાં સહાય કરે છે. પરંતુ આજે મુશ્કેલી એ છે કે વસ્તુનો પોતાનો ગુણ રહેવા પામ્યો નથી. ઘીને બદલે વેજીટેબલ મળે છે. વેજીટેબલ તેલ પણ નથી અને ઘી પણ નથી. તેલને ઘી બનાવવા માટે જે કણી પાડવામાં આવે છે એને પરિણામે એની પચનીયતા જતી રહે છે અને આંતરડાંને વિના કારણ ગરમ કરે છે. દૂધ ડેરીઓ થયા પછી રોકડ કમાણીનુ સાધન બની ગયું અને ગામડામાં દૂધ ઘરના છોકરાંઓ માટે પણ ન રાખતાં શહેરમાં વેચવા મોકલી દેવાય છે. શહેરમાં પણ દૂધ મળતાં પહેલાં એને ફ્રીજમાં ઠારે છે. એમાંથી મલાઈ થોડી ઘણી ખેંચી લે છે. અને ગાય કે ભેંસ દોવાય પછી કેટલાય કલાકો બાદ દૂધ વાપરનારને મળે છે. એના ગુણોમાં કેટલા ફેરફાર થતા હશે એ કોણ જુએ છે? શહેરોમાં ફ્રીજ આવ્યા પછી તો કેટલાંય કુટુંબો શાક ફળ અને રસોઈ પણ તાજી કરવાને બદલે ફ્રીજમાં સંઘરીને વાપરે છે. એના મૂળ સ્વાદ અને ગુણમાં ફેર પડે જ છે એ સૌનો અનુભવ છે.

હમણાં હમણાં એક વાત બહુ ચર્ચાતી થઈ છે. આપણા શરીરમાં શક્તિ અને પુષ્ટિ આપનાર તત્ત્વ પ્રોટીન છે. આપણા ખોરાકમાં પ્રોટીન ખૂટે છે એમ કહેવાય છે. અને પ્રોટીન માંસ અને ઈંડામાંથી મળે છે, મચ્છીમાંથી મળે છે. એનો ઉપયોગ આપણે કરતા નથી કારણ કે આપણે ધર્મજડ છીએ, રૂઢીજડ છીએ. આવા પ્રચારને પરિણામે પ્રગતિશીલો માંસ મચ્છી ઈંડાં વગેરે વાપરતા થયા છે. પરંતુ આ પ્રચાર નર્યો ભ્રમ છે. જેઓ માસાહાર તરફ વળે છે એમના શરીરને કોઈ વિશેષ લાભ થતો નથી. પરંતુ જે ઉચ્ચ સંસ્કાર આપણા જીવનમાં મહા પ્રયાસે આવ્યા છે તે ટળી રહ્યા છે.

બાજરાનો રોટલો અને દાળ અથવા શાક અને કોઈવાર તો કેવળ રોટલો અને મરચું તથા છાશ કે દૂધ ખાઈને જેઓ સખત પરિશ્રમ કરી શકે છે, લડાઈઓ પણ લડી શક્યા છે એવી આપણી કેટલીય કોમો આજે પણ શરીરબળમાં દૃષ્ટાંતરૂપ છે. આટઆટલો પરિશ્રમ કરનારને પણ માંસ મચ્છી કે ઈંડાંના પ્રોટીનની જરૂર ન પડી એ હવે બેઠાડુ બની ગયેલા શહેરીઓને જરૂર પડી? તંદુરસ્તીમાં પણ માંસાહારીઓ વનસ્પત્યાહારીઓ કરતાં વધારે તંદુરસ્ત છે એવુ કોઈ બતાવી શકયું નથી.

મારા ઘણા માંસાહારી દરદીઓમાં જોયું છે કે એમને ચારપાંચ દિવસ માંસાહાર બંધ કરવામાં આવે છે તો તરત અશક્તિ વરતાય છે. જૈનો અઠાઈ તપ કરે છે, આઠ આઠ દિવસના ઉપવાસ કરે છે છતાં જેટલી અશક્તિ નથી લાગતી એટલી અશક્તિ આ લોકોને માંસ સિવાયનો બધો વનસ્પત્યાહાર સારી રીતે લેવા છતાં અશક્તિ લાગે છે. આટલો વખત માંસ ખાધું એની શક્તિનો કોઈ સંગ્રહ પણ અનુભવાતો નથી એ બતાવે છે કે માંસ વગેરે ખાવાથી વધારે શક્તિ આવે છે એવું નથી. પણ એનુ પાચન થતાં પહેલાં આંતરડામાં રહેલાં બેક્ટીરીઆ એમાં આથો લાવે છે. ફરમેન્ટેશન થાય છે એ લોહીમાં ભળીને એક પ્રકારનો નશો ઉભો કરે છે એને પરિણામે શક્તિનો આભાસ ઊભો થાય છે. ધીમે ધીમે એ નશાનુ વ્યસન થઈ જાય છે. એક દિવસ પણ ન લેવાય તો અશક્તિ અનુભવાય છે.

આયુર્વેદ તો કહે છે કે આહાર તેવો ઓડકાર. આહાર ફક્ત શરીર જ નથી બનાવતું મન પણ બનાવે છે. એથી ચરક કહે છે કે જેમને ચિત્તની શાંતિ અને ચિત્તનો વિકાસ મેળવવાં છે એમણે માંસ અને મદ્યથી દૂર જ રહેવુ. આપણે જે યુગમાં જીવી રહ્યા છીએ એમાં શરીરનુ ઘણુ કામ યંત્રોએ ઉપાડી લીધું છે. પણ મન ઉપરનો બોજો ઘણો વધી ગયો છે. મનને સ્વસ્થ, શાંત અને જાગ્રત રાખવા માટે પ્રોટીનના ભ્રમમાંથી બચવુ બહુ જરૂરી છે. તાજાં શાક, ભાજી, દૂધ, ફળ અને અનાજ અને એની તાજી બનાવટો જેટલી વપરાશે તેટલો તેનામાં રહેલો ભૂતાગ્નિ પણ આપણને સહાય કરશે.

છેલ્લી સત્વદુર્બળની ચર્ચા કરવાની રહે છે પરંતુ એ વિષય માનસ શાસ્ત્રનો પણ હોવાથી એ અંગેનો અલગ સ્વતંત્ર લેખ અપાય એ જરૂરી છે.

# સૌરાષ્ટ્રની કેટલીક જૂની ટંકશાળો

હસમુખ વ્યાસ

વ્યક્તિની જીવન જરૂરિયાતો જેમ જેમ વધવા માંડી તેમ તેમ તેની પરસ્પર આપ–લેની વ્યવસ્થા ઊભી થતી ગઈ અને સુવ્યવસ્થિત થવા લાગી. છેવટે વસ્તુના બદલે તેના મૂલ્ય જેટલી કિંમત ચૂકવવાની પ્રથા ઊભી થઈ; અમલમાં આવી. અને આમાંથી મુદ્રા સિક્કાઓ (coins) પ્રચલિત થયા. સિક્કાઓ છાપવા માટેની ટંકશાળો સ્થપાવા માંડી. વિશ્વમાં સૌ પ્રથમ ઈ. પૂ. ૮મી સદીમાં અને ઈ. પૂ. ૪થી સદીમાં ભારતમાં મુદ્રાઓનું નિર્માણ થયાનું માનવામાં આવે છે. ભારતમાં વિવિધ રાજ્ય સમય દરમ્યાન વિભિન્ન મુદ્રાઓ–સિક્કાઓ પાડવામાં–છાપવામાં આવતા. કોઈ વિશિષ્ટ પ્રસંગની યાદગીરી માટે પણ સિક્કા છપાયાના દાખલા મળે છે જ. અંગ્રેજ રાજ્યકાળ દરમ્યાન ભારતમાં બે પ્રકારનું ચલણ અમલમાં હતું: (૧) સરકારી અર્થાત્ અંગ્રેજ સત્તાનું ચલણ (૨) દેશી રાજ્યોનું ચલણ. બન્ને પ્રકારના ચલણ છાપવા માટેની તેમની પોતપોતાની ટંકશાળો (Mints) હતી. આમાંથી સૌરાષ્ટ્રની કેટલીક જૂની ટંકશાળો અને તેમના ચલણી સિક્કાઓ વિષે જોઈએ.

અંગ્રેજ રાજ્યકાળ દરમ્યાન સૌરાષ્ટ્રમાં જે જૂની ટંકશાળો ને સિક્કાઓ અમલમાં હતાં તેમાં (૧) જૂનાગઢ (૨) જામનગર (૩) પોરબંદર અને (૪) ભાવનગર રાજ્યને તેમની અંગત ટંકશાળો હતી.

(૧) જૂનાગઢ

જૂનાગઢમાં મોગલ રાજ્યકાળ દરમ્યાન એક ટંકશાળ હતી અને તેમાં 'મહમૂદી' નામના સિક્કા છપાતા, પણ મોગલ રાજ્યસત્તા નબળી પડતાં ને અસ્ત થતાની સાથે તેમની ટંકશાળ પણ બંધ થઈ. એ પછીથી નવાબ હમીદખાનના સમય દરમ્યાન ઈ. સ. ૧૭૮૦માં અમરજી દીવાને ટંકશાળ ફરી શરૂ કરાવી સિક્કાઓ પાડવા શરૂ કરાવ્યા. અમરજી દીવાને ટંકશાળ શરૂ કરાવી હોઈ તેમના નામ ઉપરથી જે સિક્કાઓ અમલી બન્યા તે ''દીવાન શાઈ'' કહેવાયા ને 'કોરી' સ્વરૂપે હતાં. અર્થાત્ તે 'દીવાન શાઈ કોરી' તરીકે પ્રચલિત થયા. આ સિક્કાઓ ઉપર ફારસીમાં 'બાદશાહ ગાજી મહમદ અકબર શીક્કો જરબે જૂનાગઢ બાશન' અને નાગરીમાં 'શ્રી દીવાન' અને સંવત છપાતા. 'દીવાનશાઈ કોરી' સામાન્ય રીતે બાર વાલ (લગભગ ૧૦ આની)ના વજનની રહેતી આમાં સાડા સાત ટકા રૂપું અને સાડા ચાર ટકા તાંબું ભેળવાતું. એક સો કોરી બરાબર રૂ. ૨૭ – ૨ – ૨ ની કિંમત રહેતી. અર્ધી કોરીઓ પણ છપાતી. આ ઉપરાંત ત્રાંબાના દોકડા, અર્ધા દોકડાં પણ છપાતા. ૩૬ દોકડા = ૧ કોરી ગણાતી.

(૨) જામનગર

'જામશાહી કોરી' નામે ઓળખાતા જામનગરના સિક્કાઓ જ્યારે પ્રથમ વખત છાપવામાં આવ્યા ત્યારે તેની ઉપર ફારસીમાં 'સુલતાન મુઝફ્ફરશાહ હીજરી સાલ ૯૭૮' અને ગુજરાતીમાં 'શ્રી જામ' છપાતું. પણ પછી આમાં સુધારો કરી 'શ્રી જામ વિભાજી' તથા સાલ છપાવા માંડી. સં. ૧૬૪૦માં સૌ પ્રથમ જામનગરમાં ટંકશાળ સ્થપાયેલ. સામાન્ય રીતે રૂપાની કોરીઓ છપાતી પણ ઈ. સ. ૧૮૬૩માં સોનાની કોરીઓ છાપવાની શરૂઆત પણ કરાયેલ જે તુરંત જ બંધ કરવામાં આવેલ. રૂપાની કોરી ઉપરાત અર્ધી કોરી તેમજ તાંબાનાં દોકડા, ઢીંગલા અને ઢબું પણ છપાતાં.

૧ રૂ. = ૩$\frac{1}{2}$ કોરી

૧ કોરી = ૩૦ દોકડા

૧ ઢીંગલો = ૧$\frac{1}{2}$ દોકડો

૧ ઢબું = ૩ દોકડા

ઈ. સ. ૧૮૬૩માં સોનાની જે કોરી છાપવામાં આવેલ તેનું મૂલ્ય આ પ્રમાણે ગણાતુ :

૧ સોનાની કોરી = ૩૨ રૂપાની કોરી.

(૩) પોરબંદર

જામનગરમાં 'જામશાહી કોરી' છપાવી શરૂ થઈ લગભગ ત્યારથી જ પોરબંદર રાજ્યે પણ 'રાણાશાહી' નામે રૂપાની કોરી છાપવી શરૂ કરેલ. રૂપાની કોરી ઉપરાંત અર્ધી અને પા તાંબાની કોરી પણ છપાતી.

૧ રૂ. = ૩ કોરી.
૧ કોરી = ૩૨ દેકડા.

(૪) ભાવનગર

ભાવનગર રાજ્યને પણ રાજ્યની માલિકીની ટંકશાળ હતી ને રૂપાના તેમજ તાંબાના સિક્કાઓ તેમાં છપાતાં પણ ઈ. સ. ૧૮૪૦માં અંગ્રેજો સાથે એક કરાર થતાં રાજ્યની ટંકશાળ બંધ થઈને સરકારી બ્રિટીશ સિક્કા–ચલણ અમલી બન્યું.

સૌરાષ્ટ્રના ઉપરોક્ત ચાર મોટા દેશી રાજ્યો પોત પોતાની ટંકશાળો ને ચલણ ધરાવતા હતાં. આ ઉપરાંત સરકારી નાણું (રૂપિયો–આના–પાઈ) તો પ્રચલિત હતું જ. વળી, બાબરિયાવાડ, ઉના તેમજ દક્ષિણના ભાગોમાં ફિરંગીનું રિઆળ ચલણનાં સિક્કા ચાલતા.

૧ રિઆળ = ૮ દીવાનશાહી કોરી.

ઈ. સ. ૧૮૭૬માં અંગ્રેજ સરકારે પોતાના સિક્કા પાડતા–છાપતા–દેશી રાજ્યોને ઓફર કરેલ કે જો તેઓ (દેશી રાજ્યો) પોતાની ટંકશાળો બંધ કરે ને સિક્કાઓ માટેની જરૂરી ધાતુ મોકલે તો તેઓ કંઈ પણ ચાર્જ લીધા સિવાય જરૂરિયાત મુજબના સિક્કા છાપી આપશે પણ બિકાનેર, અલ્વર જેવા કેટલાક ગણ્યાગાંઠ્યા રાજ્યોએ જ આ ઓફર સ્વીકારેલ બાકીના રાજ્યોએ તેઓ સ્વતંત્ર ભારતમાં વિલીન થવા ત્યાં સુધી પોતાની ટંકશાળો ચાલુ રાખી હતી.



## સુલભ મેઘાણી સાહિત્ય

# દુહા અને સાખીઓ

સં. જયમલ્લ પરમાર

## દુહાના દુહા

કામણુ કરે કમાલ, ખોડી ખાંભી ખળભળે;
પાણા કરે પ્રીતાળ, દુહો અમારા દેશનો.
કાળોતરો કરડેલ, અવળી રૂંવાટી અંગ શું;
દુહાનો ડંખેલ, ઘેને ઘેઘૂર આંખડી.
સોરઠિયો દુહો ભલો, ભલી મરવણ રી બાત;
જોબન છાઈ ધણ ભલી, તારા છાઈ રાત.
નહિ રાગ નહિ રાગણી, નહિ ગાણું નહિ ગીત;
ચરરર વીંધે ચિત્ત, બરડ બાણુ બરડાતણું.
દુહો દસમો વેદ, સમજે તેને સાલે;
વિંયાતણની વેણ, વાંઝણિયું શું જાણે!
દુહો દડતો વેદ, સરજનહારે સરજિયો;
એમાં મીન નકર મેખ, સાચું સોરઠિયો ભણે.
અણઘડ, ખરહટ અંગ, જાડી એની જાતડી;
તીર કામઠડે તંગ, તાતું તીખું તીરછું.
ઊંડાણના એંધાણ, નહિ છબછબિયાં છીછરાં;
કુણા વીંધી કાન, આરૂં ભોંકે અંતરે
નહિ જાનું નહિ જાંગ, પેટ નહિ પેટાળ નહિ;
લમણાનો લઈ લાગ, ગોફણ ગોળો ગાજતો.
દિલડે દેતો દાગ, તૂટયાં જીગર જાળવે;
તડતડતો તેજાબ, ઘામાં ઈ ઘારાં કરે,
છોગાળો કે છેલ, નહિ બબચાં બુખલા;
માથાંના મૂકેલ, ઘાયલ ઈ ઘા જીરવે.
દુહો ખેલે દાવ, જ્યાં જંગીનાં ગડગડે;
જનોઈ વઢ જ્યાં ઘાવ, માથાં પડે ને ધડ લડે
બીએ બજારૂ લોક, ધ્રુજે મંદિર માળિયાં;
ઝીણણિયાના ઝોક, વગડે હોંક વગાડતો.
બહાદુર સાથે બાથ, પાણીમઠ્ઠાને પરસ નહિ;
સિંહણ–સિંહનો સાથ, નહિ સસલાં શિયાળિયાં
મોઢે દેતો માર, મોઢે માથાં ફેરવે;
ખમતલ ખૂંદણહાર, સમે સાચવે સાથરો,
દુહો ઢમકની ઢાલ, નોધારાની ઓથડી;
દુહો તાર ટપાલ, દુહો દૂત દરગાહનો.
દુહો દેહીમાંય, ઉલટ વણ આવે નહિ;
ખાવું ખોભાઈમાં, ભૂખ વિના ભાવે નહિ.
દુહો કહીએ ત્યાં જઈ, જ્યાં બેઠા હોય સુજાણ;
અધૂરો પૂરો કરે ને પૂરો કરે વખાણ.
દુહો જાણે બે જણા, કામિની અને કુરંગ;
કુરંગ અર્પે પ્રાણને કામિની અર્પે અંગ.

*

## રામનામથી શરૂ થતા દુહા

રામ ભણો ભણ્ય રામ ભણ્ય, અવરાં રામ ભણાય;
જા મુખ રામ ન ઉચ્ચરે, તા મુખ લોહ જડાય.
રામ ભરોસે આદર્યું, ઈ રામ ભરોસે રાખ;
રામ ભરોસે રે સદા, રામ રામ મુખ ભાખ.
રામનામકી ઔષધિ, ખરી નીતસે ખાય;
અંગ પીડા વ્યાપે નહિ, મહારોગ મીટ જાય.
રામનામકે પટંતરે, દેવેકો કુછ નાહિં;
કયા લે ગુર સંતોષીએ, હોંસ રહી મન માહિં.
રામ નામકી લૂટ હે. લૂટ સકે તો લૂટ;
પીછે તુ પછતાયગો, પ્રાણ જાયગો છૂટ.
રામ પિયારા છાંડિ કરી, કરે આનકા જાપ;
વેશ્યા કેરા પૂત જ્યું, કહે કોનસું બાપ?
રામ રસાયન પ્રેમ રસ, પીવત અધિક રસાલ;
કબીર પીવન દુલભ હે, માંગે શીશ કલાલ.
રામ તુમ્હારે નામ બિન, જો મુખ નિકસે ઔર,
ઈસ અપરાધી જીવકો, તીની લોક કત ઠૌર?
રામ વિછોઈ વિરહની, ફિર મિલન ન પાવે,
દાદુ તલપે મીન જ્યું, તુઝ દયા ન આવે
રામનામ બિન લેનકો, ઓર વસ્તુ કહિ કૌન?
સુંદર જપ તપ દાન વ્રત, લાગે ખારે લોન.
રામનામ પિયુષ તજી, વિષ પીવે મતિહીન;
સુંદર ડાલે ભટકને, જન જન આગે દીન.
રામ રામ કે નામકો, જહાં નહિ લવલેશ;
પાની તહાં ન પીજિયે, પરિહરિયે સો દેશ.

રામ નામ દુઈ અખ્ખરે, રટે નિરંતર કોઈ;
દૂલન દીપક બરી ઊઠે, મન પરતીતિ જો હોય.

રામ બિના ફિક્કા લગે, કિરિયા સાસ્તર જ્ઞાન;
દરિયા દીપક કહ કરે, ઉદવ ભયા નિજ ભાન.

રામ નામકે લેત હી, પાતક ઝુરે અનેક;
રે નર હરિકે નામકી, રાખો મનમેં ટેક.

રામ ભજન ઔર હરિકથા, તુલસી દુર્લભ હોય;
જીવન જોબન રાજ ધન, અવિચલ રહે ન કોય

રામ કહ્યો તિન સબ લહ્યો, સકલ શાસ્ત્રકો ભેદ;
અર્ધનામ ગુણિકા તરી, કહાં પઢીથી બેદ ?

રામ રૂપૈયા રોક હૈ, છિનભર છાના નાહિ;
સાહેબ સરખા શેઠિયા, બસે નગરકે માંહિ.

રામ મરે જમ મેં મરૂં, મેરી મરે બલાય;
સદ્‌ગુરૂકા બાલકા, મરે ન મારા જાય.

*

## ભજનની શરૂઆતમાં ગવાતી સાખીઓ

દુંદાળો દુઃખભંજણો, સદાય બાળે વેશ;
પરથમ પહેલાં સમરીએ, ગવરી પુત્ર ગણેશ.

સમર્યો લખ લાભ દિયે, વિદ્યા તણો ઉપદેશ;
પંચદેવ રક્ષા કરે, બ્રહ્મા વિષ્ણુ મહેશજી

ગૌરી તારા પુત્રને, સમરે સૌની મોર્ય;
દિવસે સમરે વાણિયા ને રાતે સમરે ચોર.

સદા ભવાની સહાય રે'જો, સનમુખ રે'જો ગણેશ;
પંચદેવ રક્ષા કરે, બ્રહ્મા વિષ્ણુ મહેશજી.

પે'લી નમણુ ગુરૂદેવને, દૂજી નમણુ ગણેશ;
ત્રીજી નમું ત્રિગુણા, બ્રહ્મા વિષ્ણુ મહેશજી

રામા કહું કે રામદે, હીરા કહું કે લાલ;
જેને રામો ભેટીઆ તે નર હુવા ન્યાલજી.

આવ્યો પણ જાણ્યો નહિ, મનખા દેહનો મર્મ;
શેર લોટને કારણે, કોટિ બાંધ્યા કર્મજી.

ચંદન સાખી પરહરે, દુર્ગંધ હોય ત્યાં જાય;
મૂર્ખને ભક્તિ ન ભાવે, કાં ઊંઘે કાં ઊઠી જાય.

ગુરૂ મિલ્યા તો સબ મિલ્યા, નહિ તો મિલ્યા ન કોઈ;
માત પિતા સુત બાંધવા, સો તો ઘરઘર હોય.

સાધુ ચંદન બાવના, સરસ રૂપ સંસાર,
રાતદિન લપટયો રહે, વિષ ન તજે લગાર.

સાધુ ચંદન બાવના, શીતળ જાકો અંગ;
લહેર મીટાવે ભોરીંગકી, દેદે અપનો રંગ.

સાહેબ કે દરબારમેં, કમી કાહુકી નાહિ;
બંદા મોજ પાવે નહિ, ચૂક ચાકરી માંહી.

નુગરા મનુષ્ય મત મિલો, પાપી મિલો હજાર;
એક નુગરા કે શીર પર, પાપ લક્ષનો ભાર.

કામી તરે ક્રોધી તરે, લોભીકી ગત હોય;
કહે કબીર સલીલ નર, તરતા ન દીઠા કોઈ.

મીઠાબોલા મનહરા, ચાવા ને ચકોર;
કહે કબીર ક્રિયા બિના, આવે કોરા ધાકોર.

ગોડી પૂછે ગોડીઆને, કયો ભલેરો દેશ;
સંપત હોય તો ઘરભલા, નહિ તો ભલો પરદેશ.

લકડી કહે લુહારકો, મુઝે જલાવે તુંય;
એક દિન એવો આવશે, તુજ જલાવું હુંય.

દવ બળે તરૂવર જલે, પંખી માળા માંય.
તમે ઊડો પંખીઓ, અમારે પાંખું નાંય.

ફૂલ ખાધાં પાન મરોડિયાં, બેઠા શીતલ છાંય;
તુમ જલો હમ ઊડ ચલે, જીવતકા ફલ નાંય.

સાસરિયામાં સુખ નહિ, મહિયરે નહિ માન;
સુખ દુઃખની વાતડી, કોઈ ધરતું નથી ધ્યાન.

ઊંડા કૂવે ઉતારિયાં, તરત તૂટયાં વરત;
તારણહારો તારશે, સામળીઓ સમરથ.

પીપળ પાન ન તોડીએ, ન કાપીએ વડની ડાળ,
વહેતા જળમાં ન થૂંકીએ, તો ગુરૂને પડે ગાળ.

પશુ ઘડંતે નર ઘડયો, ભૂલ્યો શીંગ ને પૂછ;
તુલસી હરિની ભક્તિ બિન, ધીક દાઢી ધીક મૂછ.

હંસા સરવર સેવીએ, જેની લાંબી હોય પાળ;
ન સેવીએ ખાડા ખાબોચિયાં,
એના ઉચાળા અંતરિયાળ.

ફળિયાં શોભાવતાં

# પારેવાં

[બાલશ્રેણી]

જયમલ્લ પરમાર

પાળે ઘૂમે પારેવડા, પારેવાં લ્યો,
મઢીએ ઘૂમે મોર, માના જન્મ્યાં !
પારેવાં લ્યો .

પાળે જ શા માટે, ફળિયામા ને ઓસરીમા – ઘરમા ને ઘર માથે ઘૂમતા અને રાતદિવસ આપણા દોસ્ત બની રહેતા આ પારેવાના લોકસાહિત્યના ગીત કા ન મળે ? સ્વભાવે તદ્દન શાત, કોઈની સાથે ઝઘડવુ નહિ, પોતાના કામથી કામ–એવા પારેવાને કોણ યાદ ન કરે ? પણ કોઈ એના ગીત ભલે ન રચે, લોકો એને ભગવાનના બ્રાહ્મણ તો કહે જ ને ? ને તેથી તો પારેવાને કોઈ મારતુ નથી.

પારેવા વિષે એક વાત કહેવાય છે કે–જૂના સમયમા અનાજ તો પારેવા જ ખાતા, માણસજાત તો શિકાર કરીને માસ જ ખાતી. પારેવાએ માણસજાતનુ દુ:ખ જોયુ અને ભગવાનને અરજ કરી માણસજાતને અનાજ આપ્યુ. માણસોએ ઉપકારવશ થઈને પારેવાને રોજ ચણ નાખવાનુ ભગવાનને વચન દીધુ.

આ બધાને અતે ભગવાને પારેવાને વરદાન દીધુ કે સવાપહોર દિવસ સુધી અનાજને બદલે કાકરી ખાશો તો યે તમને પચી જશે. કદાચ માણસો પારેવાને ચણ નાખવાનુ ભૂલી જાય તો યે વાધો ન આવે એટલે જ ભગવાને વરદાન દીધુ હશે ને ?

આ કારણે તો ભાવિક લોકો સવારના પહોરમા, દિવસ ઊગ્યા પહેલા જ, ચણ નાખવા નીકળી પડે છે

અસળ ધાન આરોગતાં, પારેવા લ્યો
ભૂખ્યાં કાકર ખાય, માના જન્મ્યા !
પારેવાં લ્યો... .

કાંકરી ખાવાની આ વાત વૈજ્ઞાનિક રીતે પણ સાચી છે. એને કલ્પના ન માનતા હો ! પારેવાનું પેટ ચીરતા એમાથી કાકરીઓ મળી આવે છે – શા માટે તેઓ કાકરા ખાતા હશે ?

વાત એમ છે કે પખીનુ જઠર જાડા ચામડાનુ બનેલુ હોય છે, ને તેની અદર બે ગાદલીઓ હોય છે. એની વચ્ચે આવેલ ખોરાક ઘટીના પડની જેમ દળાય છે એ વખતે પારેવાએ ખાધેલ કાકરીઓ ખોરાક દળવામા મદદગાર બને છે. જો કાકરી ખાધી ન હોય તો ખોરાક દળવામાં અને પચાવવામા મુશ્કેલી પડે આ રીતે ખોરાક દળાયા બાદ જ આંતરડામા મોકલાય અને તેમાથી લોહી વગેરે થાય

સવારનો પો'ર હોય, ઠડો વાયરો વાતો હોય,

લોકો હજુ દાતણ કરતાં હોય અને ઘરમાંથી ડોસા કે ડોસીમા નાના એવા ઠામમાં ધોળી શંખલાં જેવી જાર લગે અને પાસેના ચોકમાં કે ચબૂતરે ચણ નાખવા જાય.

નાનાં બાળક પણ ચણ નાખવા સાથે જાય. મા–બાપના હાથમાંથી જાર લઈને પોતે ય ચણ નાખે અને પારેવાંને 'તી...તી...'કરતાં બોલાવે

બેની બાએ...બોલાવિયાં...પારેવા લ્યો,
તી...તી...તાં...તી બોલે, માનાં જન્મ્યાં !
પારેવાં લ્યો...

ચબૂતરો અને ચણ એ તો આપણાં ગામડાંનાં ધાર્મિક નિશાન. હજી પણ ગામડાંમાં કોઈએ કાંઈ ગુનો કર્યો હોય તો પંચ પરમેશ્વર સજા તરીકે પારેવાંને અમુક પાલી કે મણ ચણ નાખવાનું કહીને છોડી દે. ચણ ખાતાં પારેવાંના ચબૂતરા પાસે કોઈથી બંદૂકનો અવાજ ન કરાય, પાણાનો ઘા ન થાય, જોરથી અવાજ પણ ન કરાય. ગામડાંમાં એનું સ્થાન ચોરા જેવા ધાર્મિક સ્થાન સાથે જ અંકાય.

ચોરે પ્રભુનાં ગીત ગાતા પટેલિયા;
ચબૂતરે પારેવડા છ...રે
નાનાંશાં ગામડાંના નાના વિસામા;
ચોરો ને બીજો ચબૂતરો છ...રે

સવારના પો'રમાં ચબૂતરે ભાતભાતનાં પંખી ભેગાં થયાં હોય તેમાં પારેવાનો આરો વારો નહિ. ચકલાં ને કાબર આવે, કાગડા ને મોર આવે, ક્યારેક પોપટ પણ ચડી આવે. સવારના ટાઢા પો'રમાં ચણ ખાતાં પંખીઓ ચબૂતરા પર મહામેળો રચે–પણ એ બધાંની વચ્ચે વિશેષે ઘૂમનારા તો પારેવાં જ.

ચબૂતરેથી ઊડીને પારેવાં ફળિયે ફળિયે પહોંચી જાય. ઘુ ઘુ કરતાં જાય, ફટ્ ફટ્ પાંખો ઉડાડતાં જાય અને જમીન પર પગલીઓ પાડતાં જાય. એ પગલીઓથી આખા ફળિયાને અવનવી ભાતની ફૂલ-ગૂંથણીથી ભરી દે.

આંગણિયે પગ પાડતાં, પારેવા લો !
ધૂળમાં ગૂંથે ફૂલ, માનાં જન્મ્યાં, પારેવા લ્યો

પારેવાંનો રંગ પણ સાદો છતાં મનોહર. તેર ઇંચ જેવડી ભરાવદાર કાયા, આખા શરીરનો રંગ આંખોને જરાક ભડકાવે તેવો વાદળી, પાંખને છેડે બે કાળા લીટા–ઊગતા ચિત્રકારે જાણે ચીતરવા પ્રયત્ન કર્યો હોય અને આડા બે પટા મારી દીધા હોય તેવા. પૂંછડીના છેડા સહેજ કાળાશ પડતાં. પેટ અને પૂંછડી નીચેનો રંગ જરા દૂધિયો.

પણ એની રંગશોભા તો એની ડોક, ચાંચ, આંખ અને પગમાં જ. ચાંચ જોઈ હોય તો સ્લેટિયા રંગની, પણ એના મૂળમાં ઉપરના ભાગે સફેદ ટપકું. ટપકું જરા ઊપસી આવેલું એટલે સફેદ મોતી પરોવ્યું હોય એવું જ લાગે. આંખ જુઓ તો લાલ રંગની. વચલી કીકીનું આછું ટપકું પડે ખરું.

પાંચ ધોળાં, પાંચ વાદળી, પારેવાં લ્યો !
આંખડી રાતી ચોળ, માનાં જન્મ્યાં,
પારેવા લ્યો.

પણ પારેવાંનું સૌન્દર્ય તો નીતરી ગયું છે એની ડોકમાં જ. મોરને કળા, કૂકડાને માંજર તેમ પારેવાંનું રૂપ એની ડોકમાં વાદળી રંગ પર જરાયે ભડકો કર્યા વગર ધીમે ધીમે જાળીમાં લીલો રંગ પથરાઈ ગયો હોય અને એના પર જાંબુડિયા રંગની ઝાંય પાડે. જાંબુડિયો રંગ ખરો પણ ભારે ચળકતો. આસપાસ એ ચળકતા રંગના જાણે ઓછાયા પડે.

ઘબડ...કું ..ઘબડ.. કું એવી ઘુઘવાટી કરતું નર–પારેવું ગળું ફુલાવ ને પારેવી પાસે ચકરાવા લઈ નૃત્ય શરૂ કરે છે ત્યાર એના ફૂલેલ ગળામાંથી લીલો રંગ પણ ખીલી ઊઠે છે અને જાંબુડિયો રંગ ચમકારા મારે છે. એ રંગો પર સૂર્યનો પ્રકાશ પડે એટલે થઈ રહ્યું. લીલો અને જાંબુડિયો રંગ જાણે સૂરજમહારાજનાં કિરણ–માળ સામે રંગની છાલકો ફેંકે છે–જેમ બરફના ચકચકિત કણો સૂરજનાં કિરણોને વધુ પ્રકાશિત કરીને પાછાં ઠેલે તેવી જ રીતે.

ઘેરું ઘેરું કાંઇ ઘૂઘવે, પારેવાં લ્યો !
લીલી ફુલાવે ડોક, માનાં જન્મ્યાં પારેવાં લ્યો.

એના આવા સાદા રંગભર્યા દેહને કેસરિયા કે નારંગી રંગે શોભતા નાના પગ ઉપાડે. ટપટપ પગલાંઓ પાડતાં, સવારથી સાંજ સુધીમાં એ આપણાં આંગણામાં અનેકવિધ ચિતરામણ રચી જાય આવા રૂડા પગ અડવા હોય તો કાંઈ શોભે ? તેથી તો ઘણા પારેવાંના પ્રેમી લોકો ઝીણી ઝીણી ઝાંઝરીઓ ઘડાવીને પારેવાંને પહેરાવે છે. ઘૂઘ રવાળા પગે ચાલતાં ઠુમક-ઠુમક એના ઠમકારા કરતાં જાય ને આંગણાને સંગીતથી ભરતાં જાય.

ઝીણી ઝીણી ચાર ઝાંઝરી, પારેવાં લ્યો !
ઘૂઘરિયાળી ઘડાવો, માના જન્મ્યાં, પારેવાં લ્યો !

સવારથી સાંજ સુધી એકધારું એક જ જીવન –જમીનમાંથી ગોતી ગોતીને અનાજના કણ ખાવા, સામસામા ઘુઘવાટ કરવા અને ઝડપી ગતિથી ઊડવું. કેટલાંક પારેવાં સવારનો વખત ભલે રહેઠાણ પાસે ગાળે, પણ મોટા ભાગનાં પારેવાં તો ટોળે વળીને વગડામાં ચાલ્યાં જાય, ખેતરે ખેતરે ભમ્યા કરે, અને અનાજના કણ ખાધા કરે.

પારેવું મોટે ભાગે કણ–ભોગી હોઈને ખેતરના પાકને નુકસાનકારી ગણાયું છે. જીવાતને ખાતું એ નજરે બહુ ચડયું નથી તેથી આપણા લોકો એને અહિંસક માને છે, પણ ખરી રીતે તો એ ચણતાં ચણતાં નાની જીવાત પણ ખાય છે જ.

પારેવાં બધાં સાથે રહે, છતાં નર અને માદા સાથે જ ફર્યા કરે. સાંજને સમયે ટોળામાંથી જુદા પડે ત્યારે નર–માદા પોતાના મૂળ રહેઠાણે સાથે ચાલ્યાં જાય. પારેવાં વિષે લોકો માને છે કે એનું એક વાર જોડું બંધાઈ ગયા પછી આખી જિંદગી છૂટું ન પડે. વૈજ્ઞાનિક રીતે પણ આ વાત સાચી છે.

જોડલું જુદું થાય નહિ, પારેવાં લ્યો......
રોજ પારેવી સંગ, માનાં જન્મ્યાં, પારેવાં લ્યો.

બાકી પારેવું મોટે ભાગે ટોળામાં જ રહે, ઊડે પણ ટોળામાં જ, એવું એ સમૂહચારી પંખી છે.

આખું ટોળું ઊડતું હોય ત્યારે એના ઊડ્ડયનની શોભા સાચા રૂપમા ખીલી ઊઠે. એમ તો કાગડા અને કાબરો પણ સમૂહમાં ઊડે છે, પણ એક સાથે ઊડતાં કોઈ પંખી વાદળનો જ ખ્યાલ કરાવે અને જમીન પર વાદળા જેવો છાંયો પાડતાં જાય એ તો પારેવાં જ. ઘૂમરી લઈ લચક લેતાં જાય–જાણે પહોળો ચંદરવો ઝૂલતો હોય તેમ વચમાં ઝોળો પાડતાં જાય અને વળાંક લેતાં ચકરાવા રચતાં જાય. ગમે ત્યાં સુધી એ ઊડ્ડયન જોયા કરોને, એની મનોહારિતા ઓછી નહિ થવાની.

આભને આરે ઊડતાં, પારેવાં લ્યો !
પોઢતાં ધરતીમાંય, માનાં જન્મ્યા પારેવાં લ્યો.

પારેવાંની ઊડવાની ગતિ જ વેગીલી. ધીમે ઊડે એ પારેવું જ નહિ. જરાક ઊડે તો યે કાંઈક કામસર જ નીકળ્યું હોય તેમ જ લાગે. એકલું પારેવું ઊડયું જતું હોય તો આપણને એ અડવું અડવું જ લાગે. તેને જોઈને એમ જ વિચાર થાય કે તે જાણે એના ટોળા સાથે ભળી જવા જોરથી ઊડી રહ્યું છે. (વધુ આવતા અંકે)

(વધુ આવતા અંકે)

❋

બેટા જાયા કવણ ગુણ, અવગુણ કવણ મૂવાં ?
જો ઊભાં ઘર આપણી, ગંજી જે અવરાં.
એ ત્રણ ભમતાં ભલાં, જોગી પંડિત સપૂત,
એ ત્રણ ઘર બેઠાં ભલાં, મૂરખ નાર–કપૂત.
મન મરે, માયા મરે, મર મર જાય શરીર,
આશા તૃષ્ણા નો મરે, કે ગયે દાસ કબીર.

# આપણું આકાશ

જયમલ્લ પરમાર

## ચલાયમાન ધ્રુવ

૧. ધ્રુવ, ૨. ક્રતુ, ૩. પુલહ, ૪. પુલસ્ત્ય, ૫. અત્રિ, ૬. અંગિરસ, ૭. વસિષ્ઠ, ૮. અરુંધતી, ૯. મરીચિ, ૧૦. ધ્રુવપંખ, ૧૧. ધ્રુવમત્સ્ય

આજે તો ફાગણ વદ ચૌદશ; એટલે ફાલ્ગુની માસ. આ માસ તો ફલ્ગુ–નિવૃત્તિનો મહિનો. માઘ માસમાં ખેડૂતોએ શિયાળુ પાકની લણણી કરી ધાન ઘરમાં ભર્યાં. હવે તો વગર ખેતીએ કુદરત પોતે વન-જંગલ અને પહાડ–કોતરોમાં સૌંદર્યનો પાક તૈયાર કરશે. આંબે મોર બેસાડીને આંબે આંબે મધમાખ અને ભમરાનાં વૃંદને બોલાવશે. મહુડે મહુડે ફૂલના ફાગ વધારીને સુગંધના દોર છૂટા મૂકશે. પેલા ખાખરા પરનાં પાનેપાન ખંખેરી નાખીને એને અંગેઅંગ લીલી ટોપી પહેરાવી કેસરવર્ણાં કેસૂડાં મૂકી દેશે અને સૂકા પ્રદેશને માથે ઠેર ઠેર કેસરી ગજરા ગોઠવી દેશે.

### સૃષ્ટિના સૌંદર્યસાજ

આટલાં રૂપ કુદરત સજાવે પછી કુદરતનાં અન્ય બાળ હસી ન ઊઠે? પેલી કોયલ ચાર–પાંચ માસ રાગને કંઠમાં પૂરીને બેસી ગઈ હતી તે આછો રાગ છોડી ફાગણને વધાવશે. શિયાળુ ઠંડીથી ઠરી ગયેલો પવન ઠંડીના દુપટ્ટા ઉતારી છૂટે અંગે દોટ મૂકશે અને કુદરતનાં બાળને હૈયે મીઠાં સ્પંદનો ઊભાં કરી ડોલાવશે.

આસપાસ આટલો આનંદ પ્રસરી રહ્યો હોય પછી પેલો માનવબાળ કેમ બેસી રહે? એ પણ ગીતો અને દુહા ગાતો ગામને ગોંદરે ગોંદરે રમતોથી ગાંડો થઈને ઘૂમ્યા કરવાનો. હુતાશની આવતાં તો એ ગુલાલ અને કેસૂડાંની રંગ–પિચકારીએ અંગને તરબોળ કરી દેવાનો અને શિયાળુ ટાઢે આંતરિક તાકાત આપ્યા છતાં મુખ પર મૂકેલી શ્યામલતાને વિવિધ રંગ – છોળોથી ધોઈ નાખવાનો. ફાગણ માસના દેવ તો ભગ. ભગ એટલે સૌંદર્ય પણ થાય અને પ્રેમ પણ થાય. પ્રેમમાં મસ્ત બનેલા આપોઆપ સૌંદર્યથી ઓપી ઊઠે એ સહજ છે. કુદરત પોતે જ્યારે સૌંદર્યના સાજ સજે ત્યારે માનવી એની સાથે કદમ મિલાવીને એકરૂપ થાય, તો જ પૃથ્વીપટની એકવિધતા જળવાઈ રહે ને?

આજે તો આખી રાત અંધારાનું ઘોર સામ્રાજ્ય રહેવાનું. વહેલી સવારે ચાંદામામા તેમની બીજ–ચંદ્રિકાની તેજકટારી લઈને અંધારાં ચીરવા આવશે. ત્યાં સુધી અંધારાં જ અંધારાં. સાંજને

સમયે આથમણી દિશાએ આવતી શુક્લપક્ષની બીજ-ચંદ્રિકાનાં દર્શન કરવા તો લોકો ટોળે વળે છે; પણ ઊગમણી દિશાએ સવારને પહોર ઊગતી કૃષ્ણપક્ષની આ બીજ-ચંદ્રિકાને આપણામાંથી કેટલાએ નીરખી હશે ? પેલી બીજ પોતાના મસ્તક પર અંધારાનું સામ્રાજ્ય મૂકીને ચાલી જાય છે, આ બીજ જાણે અંધારાના સામ્રાજ્યને મસ્તકે મુકુટ પહેરાવવા આવી પહોંચે છે. એ પોતાનો રેખામય મુકુટ અંધારાને પહેરાવે છે તે અનુપમ દૃશ્ય નીરખવા પેલી તેજ-રૂપિણી ઉષા આવી પહોંચે છે અને બીજમુકુટ-પહેર્યાં અંધારાના સામ્રાજ્ય પર પ્રકાશનું સામ્રાજ્ય પાથરી દે છે.

## કૃષ્ણપક્ષની બીજ-ચંદ્રિકા

કૃષ્ણપક્ષની આ બીજ-ચંદ્રિકા તો ઊગે ત્યાં જ આથમી જવાની. ચૌદશનાં અંધારાં આ વાત જાણતાં લાગે છે, તેથી જ તેઓ અમાસની શ્યામ-લતાનું સ્વરૂપ ધારણ કરવા માટે જોર કરી કરીને પોતાના ઓછાયા પાથરી દેવાનાં; પણ જેમ જેમ એ અંધારાં જોર કરવાનાં તેમ તેમ પેલા તારાઓનાં તેજ વધારે પ્રકાશી ઊઠવાનાં. ચૌદશ જાણે કે ચંદ્રને દૂર ધકેલીને મેં અંધકાર-સામ્રાજ્ય સ્થાપી દીધું, પણ તેનો એ સંતોષ લઈ શકે તે-પહેલાં જ પેલા તારાઓ કહેશે : 'ગાંડી થા મા, ગાંડી ! પ્રકાશ એ તો સૌનો જીવનઆધાર, અમે છીએ ને રાતરાણીને અંધકારમાં રહેવા દેશું ?'

રાત વધતી જાય છે અને અંધારું ઘૂંટાતું જાય છે. જાણે કાળા કાળા આકાશ-પછેડામાં આકાશને પેલે પાર વસતા તેજની ફાંટ બાંધી લેવા કોઇ ન નીકળ્યું હોય ? જ્યાં જ્યાં, જેટલું જેટલું તેજ દેખાય તેને તેને પકડી પકડીને બાંધી દેવું. બહાર નીકળે તો અંધારાંને હેરાન કરે ! એ તેજની ફાંટને કસકસાવીને બાંધે છે, જોરજોરથી બાંધે છે, પણ રે નસીબ ! સ્વાર્થમાં અને લોભમાં વીંટ-ળાઈને જોરથી ફાંટ બાંધતાં તો ફાંટ પોતે જ ફાટી ગઈ અને અંદર પૂરેલા તારાના તેજની શેડયોએ ઠેર ઠેર કાણાં પાડી દીધાં અને આખા આકાશને ચાળણી જેવું કરી મૂકયું. પેલા નવરાતના ગરબામાં ગર્ભ-દીપમાં દીવડાને કેદ કરે છે તો દીવડો ગરબાને કાણે કાણેથી તેજનાં કિરણોને સ્વરૂપે બહાર કૂદી પડે છે, એવું જ આકાશનું થયું ને ?

## તારક-ટોળીઓની રમત

પોતાના પ્રયત્નોમાં નિષ્ફળ જવાથી ખિજા-યેલું આકાશ વધારે કાળું થવા લાગે છે. એના મુખ પર ખીજ જોઈને તેને વધારે ખીજવવા પેલા તારાઓ વધારે પ્રકાશવા લાગે છે. અરે એમણે તો આકાશનો આવડો મોટો પટ જોઈને રમતો પણ આદરી દીધી. રમતોના પણ કેટલા પ્રકાર ! દરિ-યાનો મોટો પટ જોઈને છોકરાં પાંચીકા અને શંખલાં વીણી જાતજાતના આકાર રચવા નથી લાગતાં ? એમ જ આકાશ-પટની ચારે બાજુ તારક-શંખલાં-માંથી જાતજાતના ઘાટ રચાવા લાગ્યા. અહોહોહો, ચારે બાજુ નવા નવા ને વિધવિધ ઘાટ ! એક ઘાટ જોઈએ અને બીજા ઘાટ ભૂલીએ એવા સુંદર અને સોહામણા !

આજે કયા ઘાટ જોશું ? આ માસના અધિષ્ઠાતા નક્ષત્ર ફાલ્ગુનીનાં દર્શન તો આપણે ગયા માસમાં જ કરી લીધાં છે ને ! દર વખતે આપણે ઊગમણી દિશાએ નજર નાખતાં નાખતાં નક્ષત્ર-મંડળના રાજમાર્ગ પર ચાલ્યા જઈએ છીએ અને જે સામે મળે તેમને 'જય જય' કરીને ઓળખાણ-પિછાન કરી લઈએ છીએ - શહેરમાં કોઈ કામે નીકળીએ અને ઊભી બજારે ચાલ્યા જઈએ તેમ. પણ આ વખતે તો ડાબી તરફ નજર ફેરવીને ઉત્તર તરફના આકાશનાં દર્શન કરી લેવાં છે, બજારે નીકળ્યા પછી પાસેની શેરીઓમાં આપણે કોઈ સગાં-વહાલાંને મળવા કે અન્ય કામ પતાવવા નથી જતા ?

## ધ્રુવ મહારાજ

ખરી રીતે આકાશદર્શનની શરૂઆત ઉત્તર દિશાથી જ કરવી જોઈએ. ઉત્તર દિશામાં બરાબર આપણી પૃથ્વીના ઉત્તર ધ્રુવબિંદુ પર 'ધ્રુવ મહારાજ

બિરાજે છે. અપર માનાં કડવાં વચન સાંભળીને તપશ્ચર્યા કરવા ચાલ્યા ગયેલ ધ્રુવ મહારાજને તેમના અડગ તપથી રાજી થઈને ભગવાને હજારો વર્ષનું સુખી સામ્રાજ્ય આપેલું. ત્યારબાદ તેમને આકાશ મધ્યે અચળ સ્થાન આપી દીધું છે. આ ધ્રુવ મહારાજ તો આકાશના મધ્યબિંદુ જેવા. આખા આકાશનાં નક્ષત્રમંડળો અને તારામંડળો ચારે બાજુ ફર્યા કરે, ધ્રુવ મહારાજ તો તેમની તપશ્ચર્યા જેવા એક જ સ્થળે અડોલ અને અચલ બેઠા છે.

પેલી પવનચકરીમાં ચારેબાજુ ઘોડા દોડયા કરે, પણ વચલો થાંભલો સ્થિર નથી હોતો ? પણ ના, ધ્રુવ માટે એ રૂપક બરાબર બંધબેસતું નથી આવતું. તેમને તો આપણે ઘરના દાદા કહેવા જોઈએ. દાદાની આસપાસ આખું કુટુંબ વીંટળાઈને બેઠું હોય. દેશપરદેશ ખેડતા યુવાન દીકરાઓ ચારે બાજુ ફરતા હોય, પણ વૃદ્ધ દાદા બધાંનું ધ્યાન રાખતા એક જ સ્થળે બેઠા હોય.

ધ્રુવદાદાને આકાશમધ્યે શોધવા કઈ રીતે ? ઉત્તર આકાશમાં બરાબર વચ્ચે નજર કરીએ તો એટલામાં એક જ પ્રકાશિત તારો દેખાય છે. એનું નામ ધ્રુવ, બહુ પ્રકાશિત નહિ, તેમ તદ્દન ઝાંખો પણ નહિ વૃદ્ધદાદા કાંઈ યુવાન જેવા ઓછા જ પ્રકાશિત હોય? એની આસપાસ ચારેબાજુ કોઈ પ્રકાશિત તારો છે જ નહિ. દાદાની આમન્યા પાળતા જાણે દૂર દૂર રહ્યા કરે છે. એટલે ધ્રુવદાદા તરત નજરે ચડી જવાના.

કદાચ આકાશ જોવાને બહુ નહિ ટેવાયેલી આંખને ધ્રુવદાદા એમ તરત નજરે નહિ ચડે. ચાલો, એમના એકાદ પુત્રપરિવારની ઓળખાણ કરીને તેમની સંગાથે જઈ એમને મળી આવીએ.

## સપ્તર્ષિની સંગાથે

ગયે મહિને આપણે મઘા–દાતરડી જોઈ હતી ને ? સ્થેન પડે અને આપણને વગાડી બેસે એવી રીતે એ બરાબર આપણા માથા ઉપર જ ટિંગાઈ રહી છે. એ મઘા–દાતરડીથી ઉત્તર તરફ નજર ફેંકીએ એટલે સાત તારાઓનું ઝૂમખું દેખાવાનું. આખા ઉત્તર આકાશને માપવા માટે જાણે આડું થઈને પડયું છે. ચારનું ચોસલું અને પૂર્વ તરફ ત્રણનું છોગલું. કોઈની પણ નજરને પકડી લે એવા પ્રકાશિત અને રૂપાળા ઘાટદાર આ તારાઓ છે. એ સાત તારાનું નામ સપ્તર્ષિ. ગામડાંના લોકો એને 'સાતરખ્ય' કહે છે. દરિયામાં જ જીવન ગાળનારા અને તારાઓની તેજ–દિશા નીરખીને વહાણ હાંકનારા ખારવાઓ એને 'સાતેસરી'ને નામે ઓળખે છે.

એ સપ્તર્ષિના ચોરસના પશ્ચિમ તરફના પ્રથમ બે તારાઓમાંથી ઉત્તર દિશામાં નીચે લીટી મારીએ અને કોઈ પ્રકાશિત તારા સાથે અથડાઈ પડીએ તો જાણવું, કે એ ધ્રુવતારક પોતે. સપ્તર્ષિના એ પ્રથમ બે તારાઓનાં નામ ક્રતુ અને પુલહ. ધ્રુવતારકની આસપાસ ગોળાકારે સપ્તર્ષિમંડળ ફરે છે; પણ આ બે તારાઓ કદી ધ્રુવતારક સાથેની એક લીટી છોડતા નથી. વર્ષના ગમે એ વખતે તમે એને પૂછો, તેઓ બંને ધ્રુવ મહારાજનાં દર્શન કરવાના. આથી તેમને અંગ્રેજીમાં 'ધ્રુવદર્શક' The Pointersને નામે ઓળખે છે.

આપણા ધર્મપૂજક અને ગુણપૂજક હિંદી માનસે અડગ ટેકવાળા ધ્રુવ મહારાજને આકાશમાં સ્થાપી દીધા છે. વર્ષોથી બાળક અને બુઢ્ઢાં એમની બાળવયની અડગ તપશ્ચર્યાને યાદ કરી વંદના કરે છે અને લગ્ન બાદ અચળ જીવન જીવવાનો આદેશ આપવાનો હોય તેમ ગોર મહારાજ વર–કન્યાને ધ્રુવ મહારાજનાં દર્શન કરાવે છે.

## પુરાણી કલ્પનાઓ

ઋગ્વેદની અંદર આ ધ્રુવના તારાને 'અજ-એકપદ'ની ઉપમા આપવામાં આવી છે. એ ઉપમા આ સમગ્ર સૃષ્ટિના સરજનહારને લક્ષ્યમાં રાખીને અપાઈ છે. એ સરજનહાર 'અજ' છે એટલે કે અજન્મા છે–એનો જન્મ છે જ નહિ. 'એકપદ' છે એટલે કે એને પોતાને ગતિ નથી, પણ એના એક પગની આસપાસ–એના અચળ સ્વરૂપની આસપાસ

–સમગ્ર વિશ્વ ચકાકારે ફર્યા કરે છે. અચલ ધ્રુવતારાની આસપાસ સમગ્ર આકાશ ચકરાવા લઈ જ રહ્યું છે ને ?

ધ્રુવ તારા વિષે આપણે ત્યાં જ આવી કલ્પના છે તેમ નથી. ઓસ્ટ્રેલિયાના જંગલી લોકો એને 'તુરુનબુરુન' Turunburun કહે છે. એનો સીધો અર્થ તેઓ દેવતારો–God–Star કરે છે, અને તેનું વર્ણન કરતાં કહે છે, કે એ દેવતારાને એક જ આંખ છે અને એક જ પગ છે.

આ રીતે પાશ્ચાત્યોમાં એક વન દેવતા છે જેનું નામ પાન: Pan છે. એ દેવતાને યે એક જ પગ હોવાની કલ્પના છે. વધારામાં એનો એક પગ નીચલા ભાગે બકરીના પગ જેવો હોય છે એવી માન્યતા છે. આપણા ઋગ્વેદના શબ્દ 'અજએકપદ'નો બીજો અર્થ એક પગવાળો બકરો પણ થાય. ત્યારે શું આ ધ્રુવ મહારાજના અચલ સ્વરૂપને નીરખીને આ બધી પ્રજાઓનાં માનસમાં જુદે જુદે સ્થળે રહ્યા છતાં એક જ જાતની કલ્પનાઓ ઉદ્ભવી હશે ? કે એ કલ્પના એક સ્થળે ઉદ્ભવ્યા પછી ઠેર ઠેર ફેલાઈ ગઈ હશે ?

આકાશના બધા તારાઓ ફરે, પણ આ ધ્રુવ તારો કાં ન ફરે ? આકાશના કોઈ પણ તારા કરતા એમનું તપ એટલું બધું વધારે હતું કે એથી જ શું દેશદેશમાં એમના વિષે એકસરખી કલ્પનાઓ ઉદ્ભવી હશે ?

## ધ્રુવ તારો અસ્થિર છે

જરા થોભો, બધા ભલે ધ્રુવતારાને અચલ કહે, પરંતુ એ ધ્રુવતારો પણ આકાશના ચકરાવામાં થોડો થોડો ફરે છે એમ કહું તો ન ચિડાતા હો !

ધ્રુવ કેમ ફરતો નથી દેખાતો એનું સીધું કારણ આ છે. પશ્ચિમ–પૂર્વ દિશામાં પોતાની ધરી આસપાસ ચકરાવા લેતી પૃથ્વીના ઉત્તર–દક્ષિણ જે છેડા છે તેને ઉત્તર અને દક્ષિણ ધ્રુવ કહે છે. એમાનાં ઉત્તર ધ્રુવની ઉપર જ આ આકાશનો ધ્રુવ-તારો આવેલો છે. આથી પૃથ્વી ફરતી હોય છતાં ધ્રુવ આપણને ફરતો નથી દેખાતો. પૃથ્વીના ઉત્તર ધ્રુવ બિન્દુ પર જઈને આપણે ઉભા રહીએ તો જેમ આ માસમાં મઘા નક્ષત્ર આપણે માથે પ્રકાશે છે તેમ ત્યાં ધ્રુવ તારો બરાબર માથે ટમકતો હોય.

પણ ધ્રુવનો આ તારો પૃથ્વીના ઉત્તર ધ્રુવને બરાબર માથે નથી. પૃથ્વીના ઉત્તરધ્રુવની સામે અવકાશમાં જે બિંદુ આવે તેને આકાશી ઉત્તર ધ્રુવ કહે છે. તેનાથી આ ધ્રુવ તારો ૧¾ અંશ દૂર છે. તેથી આકાશી ઉત્તરધ્રુવ–બિંદુની આસપાસ ધ્રુવના આ તારાને ૧¾ અંશનું ચક્કર માર્યા કરવું પડે છે. પણ આ ચક્કર ઘણું નાનું થયું–આપણી નજરે ન ચડે એટલું નાનું : આપણા લોકોને કહીએ તો ન માને એવો ઝીણો ફેર. પણ જે ફેર; હોય એ તો આપણે કહી દેવો જોઈએ ને ? ખોટું કહીએ તો ધ્રુવ મહારાજ પોતે આપણા પર ચિડાય ને ?

ત્યારે આકાશી ઉત્તરધ્રુવનું બિંદુ કયાં આવે ? સપ્તર્ષિના પેલા વસિષ્ઠના તારાથી આપણા ધ્રુવ–તારા સુધી લીટી દોરીએ તો એ લીટી પર એ ધ્રુવ આવેલો છે. પણ હજી વસિષ્ઠના તારાની ઓળખાણ કરવાની બાકી છે.

ધ્રુવ તારા વિષે સાચી વાત કરવા બેઠા જ છીએ ત્યારે થોડીક વધારે વાત કહી દઉં. જો ધ્રુવના તારાને દૂરબીનથી જોઈએ તો ધ્રુવનો તારો એકલો નથી દેખાતો, પણ એની આસપાસ બીજા બે તારાઓ છે. ધ્રુવનો તારો મળીને કુલ ત્રણ તારાઓ એકબીજાની આસપાસ ફરી રહ્યા છે. તેઓ ત્રિમૂર્તિ બનીને નૃત્ય કરી રહ્યા છે. પણ ઉઘાડી આંખે તો આપણને એકલો ધ્રુવ જ દેખાય છે અને એકલા બેઠા તપ કરતા હોવાનો દેખાવ રજૂ કરે છે.

છતાં યે આ ધ્રુવ તારો ઉત્તરધ્રુવબિંદુની પાસેમાં પાસે છે. હજારો વર્ષોથી જે ધ્રુવ તારો અંધારી રાતોમાં અનેક ખારવાઓનો જીવન–આધાર બન્યો હશે, જીવનમાં હારી ગયેલ અનેક માનવોનો પ્રેરણાદાતા બન્યો હશે, એ ધ્રુવને નમસ્કાર કરી



વસંત

માર્ચ તા. ૧ રાતના ૧૧–૦ એપ્રિલ તા. ૧ રાતના ૯–૦

,, તા. ૧૫ ,, ૧૦–૦ ,, તા. ૧૫ ,, ૮–૦

આપણે ઉત્તર–આકાશના આજકાલના અધિષ્ઠાતા સપ્તર્ષિ મહારાજનાં દર્શને ચાલીએ.

## આર્યોના આદ્ય પિતામહો

સપ્તર્ષિના સાતે તારા લગભગ એક સરખા પ્રકાશિત છે. એકસરખા પ્રકાશિત તારાઓ જ આપણું લક્ષ્ય ખેંચી શકે ને ? આકાશના પ્રેમી લોકોનાં મનમાં ધ્રુવતારાની આસપાસ ફરતા આ સાતઋષિઓએ અનેક ચિત્રો ઊભાં કર્યાં છે. આ સપ્તર્ષિ છે કોણુ ? એમનાં નામ શાં ?

એમનાં નામ ક્રતુ, પુલહ, પુલસ્ત્ય, અત્રિ, અંગિરા, વસિષ્ઠ અને મરીચિ. સ્વાયંભુવ મન્વંતરમાં પ્રજા ઉત્પન્ન કરવા માટે બ્રહ્મદેવે દસ પુત્રો ઉત્પન્ન કરેલા, તેમાંના સાત પુત્રો તે આ સપ્તર્ષિ. પણુ તેમને સોંપવામાં આવેલાં કામ પ્રજોત્પત્તિ અને સૃષ્ટિ સંચાલન કરતાં તપમાં વિશેષ રસ પડયો. કર્તવ્યચ્યુત થયા તેથી મહાદેવ તેમના પર ક્રોધે ભરાયા અને શાપ આપી તેમનાં મરણુ નિપજાવ્યાં.

એ જ પુત્રોને ચાલુ વૈવસ્વત મન્વંતરમાં બ્રહ્મદેવે ફરીથી ઉત્પન્ન કર્યા અને તેમને સૃષ્ટિ-સંચાલનનું કામ સોંપ્યું, તેમણે પ્રજોત્પત્તિ કરી અને પ્રજાએ સમાજમાં કેમ રહેવું તેના નિયમો ઘડયા. આખી આર્ય પ્રજાના જો પિતામહ ગણી શકાય તો તે આ સપ્તર્ષિઓ જ. એવા આદ્ય પિતામહોને આર્યો આકાશમાં બેસાડીને હમેશાં રાત્રે સ્મરણવંદના કરે એ ઉચિત જ છે ને ?

ચાલો, સપ્તર્ષિસ્વરૂપે બેઠેલા દરેક આદ્ય પિતામહની ઝૂંપડીએ જઇ આવીએ, તેમને વંદન કરી આવીએ અને ઓળખાણુ પણુ કરતા આવીએ.

ધ્રુવતારકનાં દર્શન કરાવનાર પ્રથમ બે ઋષિ તે ક્રતુ અને પુલહ. ક્રતુ બ્રહ્મદેવના કર : હાથમાંથી ઉત્પન્ન થયેલ અને પુલહ અગ્નિના લાંબા કેશમાંથી ઉત્પન્ન થયેલા. સપ્તર્ષિમંડળના ચોકઠામાં બીજા બે તારા રહ્યા તેમનાં નામ પુલસ્ત્ય અને અત્રિ. પુલસ્ત્ય યજ્ઞમાં પીળચટા વાળમાંથી પેદા થયેલા, અત્રિ ઋષિ તો એમનાં પત્ની સતી અનસૂયાને કારણે આપણને વધારે પરિચિત છે. સતી અનસૂયાના સતીત્વની પરીક્ષા કરવા માટે બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ આવેલા તે યાદ છે ને ? તેમણે આવીને માગણી કરેલી કે નગ્ન સ્વરૂપે અમને ભિક્ષા આપો. સતીએ અંજલિ છાંટીને બાળક બનાવી દીધેલા અને ઘોડિયામાં સુવરાવીને પય પાયેલાં. પછી તો એ ત્રિમૂર્તિને એમને ઘેર દત્તાત્રેયને રૂપે અવતરવું પડેલું. એ સાંભરે છે ને ? આ અત્રિ મહારાજને ઘેર રામ વનવાસે જતાં દંડકારણ્યમાં ગયા હતા અને સતી અનસૂયાએ સીતાજીને પતિવ્રતવિષયક નીતિ સમજાવી હતી.

અત્રિ મહારાજનાં દર્શન કરી લઈએ એટલે સપ્તર્ષિના ચાર તારાનું ચોકઠું પૂરું થાય. બહાર નીકળતાં પ્રથમ તારો આવે તે અંગિરા ઋષિનો.

## અવિભક્ત આત્મા

છઠ્ઠો તારો તે વસિષ્ઠ મુનિનો. રઘુવંશી ક્ષત્રિયોના એ કુલગુરુ. રઘુવંશમાં અનેક ઊથલપાથલ થઈ ગઈ, છતાં સૌને સાચવતા અને ઉપદેશ આપતા એ મુનિ રઘુવંશમાં નિરંતર દેખાય છે. એમના એ શાંત તપોમય જીવનની અને બ્રહ્મર્ષિપદની તો વિશ્વામિત્રને અદેખાઈ થયેલી તે માટે તેમણે તપ આદરેલું અને વસિષ્ઠને મોઢે બ્રહ્મર્ષિ કહેવડાવવા તેમણે અનેક રસ્તા લીધેલા. પણ વિશ્વામિત્રમાં જે ક્રોધસ્વરૂપે ક્ષત્રિયતત્ત્વ ભર્યું હતું તે કારણે વસિષ્ઠ એમને બ્રહ્મર્ષિ કહેતા ન હતા. વિશ્વામિત્રે વસિષ્ઠને ઘણા હેરાન કર્યા, પણ અડગ રહેલા એ ક્ષમાશીલ બ્રહ્મર્ષિ પાસે છેવટ ક્રોધાન્વિત રાજર્ષિને હારીને પગમાં પડી જવું પડયું.

વસિષ્ઠ મુનિએ સપ્તર્ષિમાં સ્થાન લીધું છે તે માત્ર તેમના બ્રહ્મર્ષિપદને કારણે નહિ, પણ એમના પત્ની અરુંધતી સાથેના એમના અવિભક્ત પ્રેમસ્વરૂપના કારણે. દેવોના યજ્ઞમાં બધા ઋષિઓને આમંત્રણ મળેલાં. વસિષ્ઠ ઋષિને પણ આમંત્રણ મળ્યું. એ સમયમાં પત્નીઓને યજ્ઞમંડપોમાં સ્થાન

નહિ હતું; પરંતુ જીવનમાં કોઈ વ્યવહારમાં કદી અર્ધાંગના અરુંધતીથી જુદા નહિ પડેલા વસિષ્ઠ આ યજ્ઞમાં એકલા શાના જાય ? અનેક અંતરાયો વચ્ચે થઈને અંતરના શુદ્ધ પ્રેમે પરણેલા અને અ-વિભક્ત આત્માની કોટિએ પહોંચેલા વસિષ્ઠ અરુંધતીને છોડીને યજ્ઞમાં એકલા કેમ આવે ? એમને અને અરુંધતીને જુદાં પાડનાર કોણ ?

તેમને બંનેને જુદાં પાડવાના ઘણા ઘણા પ્રયત્નો થયા. એકલા વસિષ્ઠને યજ્ઞમાં આવવા સમજાવટ થઈ. પણ એ અડગ આત્માઓ પાસે સૌ હાર્યા; અને એમને યજ્ઞમાં પત્ની સાથે આવવાની પરવાનગી મળી. એ સમયની રૂઢિને તોડી અન્ય ઋષિઓની સાથે અરુંધતીનો પિંડ પણ જુદો મુકાયો.

આજે યે સપ્તર્ષિમંડળમાં બીજા ઋષિઓ એકલા બેઠા છે, પણ વસિષ્ઠ મુનિ પાસે ઋષિપત્ની અરુંધતિનું સ્થાન દેવોની પેઠે આપણા જ્યોતિષીઓએ આપી દીધું છે.

## અરુંધતીનું સ્થાન

ક્યાં છે માતા અરુંધતી ? વસિષ્ઠના તારાની જમણી બાજુ નીચે નજર કરજો એટલે ઝીણા તેજે પ્રકાશતો ચોથા વર્ગનો એક તારો નજરે પડવાનો, એ તારો અરુંધતીનો. જરા ઝાંખો, આંખને કસરત કરાવે એવો, પણ દેખાયા પછી વસિષ્ઠ–અરુંધતીની કથાનું મહાત્મ્ય સમજાયા વગર નહિ રહે.

વસિષ્ઠ–અરુંધતીનો આ એકનિષ્ઠ પ્રેમ આપણે ત્યાં આદર્શ બન્યો છે અને લગ્નમાં ચોરીનાં ચાર મંગળ વરત્યાં બાદ તરત આ વસિષ્ઠ–અરુંધતીના તારાના દર્શન વર–કન્યાને કરાવીને ગોર-મહારાજ નવપરણિત દંપતીને આશીર્વાદ આપે છે, કે:

'વસિષ્ઠ–અરુંધતીનાં સૌભાગ્ય'

અરુંધતીનો એ તારો ઝાંખો હોવા છતાં, શું આપણે ત્યાં, કે શું પરદેશોમાં, ભારે સ્થાન પ્રાપ્ત કરી ગયો છે. આપણે ત્યાં કોઈ એ તારો ન દેખી શકે તો એની આંખના દેવતા ઊઠી ગયા કહેવાય છે અને તે ૭ માસમાં મરણ પામે તેમ મનાય છે. જીવવાની ઈચ્છાવાળાં કોઈ ડોસીમાને અંધારી રાતે આંખે છાજલી કરીને ઉત્તર દિશા તરફ ઝીણી નજરે જોતાં દેખે તો જાણજો કે ડોસીમાં હજી વધારે જીવવાની વેતરણમાં છે.

અરબસ્તાનના સપાટ રણપ્રદેશમાં રાત્રે કૂચ કરતી વખતે સૈનિકોને દિશાઓ શોધવા માટે મોટા આધાર ચાંદરડાંઓનો. આથી ત્યાંની લશ્કર-ભરતીમાં નિયમ હતો કે જેઓ અરુંધતીના તારાને જોઈ શકે એને જ લશ્કરમાં દાખલ કરી શકાય.

વસિષ્ઠ–અરુંધતી તો એક આત્મા જેવાં, સાથે જ વસનારાં–એવી આપણી લોકમાન્યતા સામે વૈજ્ઞાનિક સત્ય રજૂ કરીએ; કે સાથે દેખાતા એ બે તારા એકબીજાથી કરોડો ગાઉ દૂર બેઠા છે. શેરીના દીવા આગળ–પાછળ દૂર દૂર હોવા છતાં એક છેડેથી જોતાં એક સાથે દેખાય તેમ આ તારાઓ પણ સાથે દેખાય છે. આ વાત કહેતાં રખે પુરાણપ્રેમી લોકો મારવા દોડે! પણ સાચી વાત કહ્યા સિવાય છૂટકો છે ?

એક બીજી વાત. આ વસિષ્ઠ તારો એક જ દેખાય છે, પણ દૂરબીન–દૃષ્ટિ કહે છે, કે એની પાસે એક બીજો તારો બેઠો છે અને તેઓ બંને એક-બીજાની આસપાસ ફરી રહ્યા છે.

ત્યારે આપણે વસિષ્ઠની આસપાસ ફરતા અને જોડિયા તારાને અરુંધતી કહેશું કે આપણને નરી નજરે દેખાય છે એ તારાને અરુંધતી કહેશું ? પણ જોડિયો તારો તો વિજ્ઞાનની દૃષ્ટિએ દેખાય છે. વિજ્ઞાનને પુરાણની કલ્પના સાથે શેનો મેળ ખાય ? એ વસિષ્ઠના જોડિયા તારાને વૈજ્ઞાનિકો ગમે તે નામ આપશે, આપણે તો આપણને નજરે દેખાતા તારાને જ અરુંધતી કહીએ.

સપ્તર્ષિ–મંડળમાં બાકી રહેલ સાતમો તારો મરીચિનો, એટલું કહીએ એટલે સપ્તર્ષિનું સંપૂર્ણ દર્શન કરી લીધું કહેવાય.

## સપ્તર્ષિનાં વિવિધ સ્વરૂપ

સપ્તર્ષિના છેલ્લા ત્રણ તારાને પિચ્છભાર કહી આપણા શાસ્ત્રકારોએ સપ્તર્ષિને 'શિખંડી': મોર એવું સુંદર નામ આપ્યું છે. આજકાલનાં દિવસોમાં સપ્તર્ષિ જ્યારે આકાશમધ્યે વિરાજે છે ત્યારે જ એ કલ્પના બરાબર બંધબેસતી આવે છે. સપ્તર્ષિને બીજી કલ્પના મહાભારતકારે આપી છે હાથીની. ધ્રુવ એ ગરુડ છે, તેના એક પગમાં તેણે હાથીને પકડયો છે અને બીજા પગમાં કાચબો પકડયો છે. સરોવરમાં એકબીજા સાથે લડી રહેલા હાથીઅને કાચબાને ખાઈ જવા કશ્યપમુનિએ ગરુડને કહેલું. આ ગરુડ તે ધ્રુવ, હાથી તે સપ્તર્ષિ અને કાચબો તે શર્મિષ્ઠા. હાથી અને કાચબાને જુદા જુદા પગમાં પકડી રાખવાને કારણે તે ધ્રુવની આસપાસ ફરી રહ્યા છે. સપ્તર્ષિ જ્યારે પશ્ચિમ બાજુએ આથમવા આવે ત્યારે ચાર તારાનું ચોકઠું નીચે બેસે છે અને ત્રણ તારા હાથીએ ઊંચી કરેલી સૂંઢની જેમ ઊંચે તોળાઈ રહે છે. જાણે 'ગજેન્દ્રમોક્ષ'-માંનો હાથી ઊંચી સૂંઢ કરીને વિષ્ણુને ચરણે ફૂલ ધરી રહ્યો છે.

આપણાં ગામડાંના લોકો સપ્તર્ષિને 'ખાટલી' કહે છે. અલબત્ત, ખાટલીનો આકાર તો પ્રથમના ત્રણ તારાઓમાં છે. તેને હળ પણ કહે છે. છેલ્લા ત્રણ તારાને હાથો કલ્પીએ તો હળ જેવો દેખાવ થાય છે ખરો. પાશ્ચાત્યો પણ એને હળ The Plough કહે છે. ગુજરાતમાં સપ્તર્ષિને ગ્રામજનો 'ગાલ્લી' કહે છે. સપ્તર્ષિમાં ગાડા જેવો આકાર છે તેમાં ના નહિ પ્રથમના ચાર તારાઓનું પેટાળ, છૂટા ત્રણ તારા એની ઊંધનો ભાગ. પાશ્ચાત્યો પણ એને રાજા ચાર્લ્સનું ગાડું King Charles' Wain or wagon કહે છે.

આ સપ્તર્ષિના તે તારાનાં અંગ્રેજી નામ આરબ લોકોમાં જે નામ પ્રચલિત છે તેના પરથી જ આવેલાં છે. ક્રતુનું આરબ નામ દુભે (Dubhe) પુલહનું નામ મિરાક (Mirak), પુલસ્ત્યનું નામ ફેકડા (Phekda), અત્રિનું નામ મેગ્રેઝ (Megrez), અંગિરાનું નામ એલિઓથ (Alioth), વસિષ્ઠનું નામ મિઝાર (Mizar), અને મરીચિનું નામ બેનાત્નસ્ચ' (Benatnasch). અરુંધતીના તારાનું આરબ નામ 'અલકર' (Alcor).

## મોટા રીંછની કથા

આ સપ્તર્ષિમંડળને પાશ્ચાત્યો બીજું નામ આપે છે: 'મોટું રીંછ' : The great bear અથવા Ursa Major. સપ્તર્ષિમાં રીંછનો આકાર કેવી રીતે ઊભો થાય ? એના ચાર તારાનું ચોકઠું એ પેટ અને ત્રણ તારા એ ઊંચી કરેલી પૂછડી ઉત્તર ધ્રુવના પ્રદેશોમાં ઘણાં સફેદ રીંછ વસે છે. એનો શિકાર કરવા જતાં એ રીંછડાના થાપા લાગ્યા હશે અને તેની યાદગીરીમાં એને સ્થાન આપી દીધું હશે ? ના, એની પાછળ એક કથા રહેલી છે.

ગ્રીસ દેશમાં કેલીસ્ટો નામે એક બાઈ રહેતી. બાઈને એક દીકરો, દીકરાનું નામ આર્કસ. કેલીસ્ટો એટલી બધી ભલી કે આડોશીપાડોશી તેના પર હેત ઢોળે. આખો દિવસ એ આનંદમાં વિતાવે અને સૌને આનંદમાં તરબોળ રાખે. આકાશી દેવો પણ એના પર રાજી.

પણ ભગવાન જ્યુપિટરની ઈર્ષ્યાળુ પત્ની જૂનોથી એ કેમ સહન થાય ? એક વખત કેલીસ્ટો આડોશીપાડોશીઓ સાથે જંગલમાં શિકારે ગયેલી. તેના સાથીદારોથી તે જુદી પડી કે જૂનોએ આવીને તેને રીંછ બનાવી દીધી. બિચારી કેલીસ્ટો પોતાનું બદલી ગયેલું રૂપ જોઈને ભાગી છુટી અને ગુફાઓમાં સંતાઈ ગઈ–રખેને તેનાં સાથીદારો તેને જોઈ જાય અને ડરી જાય તો ?

જંગલમાં તેણે એકલાં એકલાં રીંછને રૂપે પંદર વર્ષ વિતાવ્યાં. આટલાં વર્ષમાં એનો દીકરો આર્કસ જુવાન થઈ ગયો. એ શિકારનો ભારે શોખીન અને નિશાનબાજીમાં ભારે કુશળ. એક દિવસ તે જંગલમાં શિકારે આવ્યો અને એક હરણની પાછળ પડતાં અચાનક પેલી રીંછની ગુફા પાસે આવી પહોંચ્યો.

પંદરે પંદર વર્ષ સુધી દીકરાને યાદ કરીને જંગલમાં પડી રહેલી કેલીસ્ટોએ દીકરાને જોયો અને માતૃત્વની અમીદૃષ્ટિથી આર્કસ સામે તાકી રહી; પણ આર્કસને કયાંથી ખબર કે સામે ઊભી છે તે

એની મા છે? તો એણે એની સામે તીર તાક્યું અને મારવા તૈયાર થયો.

દીકરાને અજાણપણે માનો સંહાર કરતો ભગવાન જ્યુપિટર કેમ જોઈ શકે? તરત તેમણે પ્રગટ થઈને આર્કસના હાથમાંથી તીરકામઠું પડાવી લીધાં અને પોતાની પત્ની જૂનોએ ભલી બાઇ કેલી સ્ટોને રીંછનું રૂપ આપીને હેરાન કરેલ તેનું વળતર વાળવા માટે મા અને દીકરાને પ્રકાશિત તારાઓનું ઝૂમખું બનાવીને આકાશમાં મૂકી દીધાં. માને બનાવી સપ્તર્ષિઃ મોટું રીંછ–The Great Bear અને દીકરાને બનાવ્યું નાનું રીંછ–The Little Bear.

પણ જૂનો કેલીસ્ટોને પ્રકાશિત તારાઓને સ્વરૂપે કેમ જોઇ શકે? એને તો વધારે અદેખાઈ થવા લાગી. એ નેપ્ચ્યુન પાસે ગઈ અને તેને પોતાની દુઃખકથા કહી. તેણે વરુણદેવ પાસે માંગણી કરી, કે આ મા–દીકરાને કદી સમુદ્ર–મહેલમાં પ્રવેશવા દેશો નહિ. વરુણદેવે હા પાડી.

સમુદ્રમહેલ એટલે ઉત્તર ક્ષિતિજની નીચે આવેલો અંધકારમય પ્રદેશ. યુરોપના પ્રદેશમાં ધ્રુવનો તારો આપણા કરતાં વધારે ઊંચે આકાશમાં દેખાય, તેથી ત્યાંના લોકોને નજરે સપ્તર્ષિ કદી યે ઉત્તર ક્ષિતિજમાં ડૂબી જતા ન દેખાય. આટલું કરીને જૂનોએ પોતાની ઈર્ષ્યા બર આવ્યાનો સંતોષ લીધો હશે, પણ રે ઈર્ષ્યા! જો જૂનો આપણા પ્રદેશમાં કે દક્ષિણના દેશોમાં આવીને જુએ તો ત્યાંથી સપ્તર્ષિ ઉત્તર ક્ષિતિજમાં થઈને સમુદ્ર–મહેલમાં ડૂબી જતા જરૂર દેખાય. એની ઈર્ષ્યાને સમગ્ર જગતમાં સ્થાન થોડું જ મળે?

પેલી ભલી બાઈ કેલીસ્ટોના દીકરાની યાદ-ગીરીમાં જ્યુપિટરે રચેલું નાનું રીંછ કયાં? આપણા ધ્રુવતારાની આસપાસ એ રીંછ બેઠેલું છે. મોટા સપ્તર્ષિમંડળની જ જાણે નાની આવૃત્તિ હોય તેવું એક નાનું સપ્તર્ષિમંડળ ધ્રુવતારાએ પોતાની આસપાસ રચી દીધું છે ધ્રુવ એનો છેલ્લો તારો. જેમ આપણા સપ્તર્ષિમંડળમાં છેલ્લો તારો મરીચિ છે તેમ ધ્રુવથી સપ્તર્ષિમંડળના અંગિરા અને વસિષ્ઠના તારા તરફ નજર ફેંકીએ એટલે એ નાનું સપ્તર્ષિમંડળ રચાઇ જવાનું. એનું નામ ધ્રુવમત્સ્ય. ધ્રુવ એનો પહેલો તારો. બીજા તારા આવે પછી આગળ ચાલતાં ચાર તારાનું ચોકઠું. સપ્તર્ષિના છેલ્લા બે તારા જેમ ધ્રુવની સામે તાકી રહે છે તેમ આ ધ્રુવમત્સ્યના છેલ્લા બે તારા અંગિરા અને વસિષ્ઠના તારાની સામે જ બરાબર તાકી રહે છે અને ફરતા રહે છે. સૂર્યમુખી ફૂલ સૂરજના મુખ સામે જ રહીને સવાર, બપોર, સાંજ ફરતું નથી? એમ જ આ તારાઓ સપ્તર્ષિ સામે મોં રાખીને ફર્યા કરે છે. જાણે નજર–તારલા નોંધીને પુત્ર આર્કસ માતા કેલીસ્ટો સામે નીરખી રહ્યો છે; અને માતા કેલીસ્ટો સપ્તર્ષિમંડળને સ્વરૂપે દિન-રાત પુત્રની આસપાસ ફરીને આખું વર્ષ રખેવાળી કર્યા કરે છે.

## ધ્રુપંખડી

આપણા લોકો ધ્રુવમત્સ્યના આ છેલ્લા બે તારાઓને 'ધ્રુવપંખ' કે 'ધ્રુપંખડી' કહે છે. ધ્રુવને આકાશમાં સ્થાન આપ્યા પછી એની આસપાસ ચમર ઢાળતી બે અપ્સરાઓ ન મુકાય તો તે આપણા હિંદી માનસને કેમ ગમે? ગામડાંનાં લોકો આ ધ્રુપંખડી પરથી પણ ધ્રુવને એકદમ શોધી કાઢે છે.

પાશ્ચાત્યો આ ધ્રુવ–પંખડીને રક્ષકો : The guards કહે છે. કહેવાય છે, કે સપ્તર્ષિમંડળ એક રાક્ષસ હતું. એને મનમાં થયું, કે જેટલા તેજસ્વી તારા મળે એટલા પકડી પાડું ને મારી હદમાં પૂરી દઉં. સાત તારા ભેગા કર્યા પછી ધ્રુવને પકડવા માટે રાક્ષસ દોડયો, પણ દેવો ચેતી ગયા અને તેની આડે આ રક્ષકો મૂકી દીધા! સપ્તર્ષિ ઈશાનમાં ઊગે ત્યાં એ આડા ઊભા હોય. આકાશમાં સપ્તર્ષિ ઉપર આવે ત્યાં રક્ષકો સામા ચોકી કરતા દેખાય વાયવ્યમાં સપ્તર્ષિ આથમવા જાય ત્યારે પણ રક્ષકો સામા ને સામા. ધ્રુવ સામે નજર પણ ન કરવા દે. બિચારા સપ્તર્ષિ–રાક્ષસ ચારે બાજુ ફર્યા કરે અને ફાંફાં માર્યા કરે. નાના એવા એ રક્ષકો ધ્રુવનું રક્ષણ કરે છે ત્યાં સુધી સપ્તર્ષિ–રાક્ષસના ભાર નહિ કે નામ લઈ શકે અને પોતાના સાત તારામાં ઉમેરો કરી શકે.

# બધા જ પત્નીના ગુલામ ?

જુના વખતની વાત છે.

એક હતો રાજા.

બેઠાંબેઠાં એને કોઈ મહત્ત્વનું કામ સૂઝી આવ્યું. કામ જરા જોખમી.

એક વફાદાર સેવકને બોલાવીને, એ કામ પાર પાડી આવવા હુકમ કર્યો.

"ભલે અન્નદાતા! પણ કામની જવાબદારી લેતાં પહેલાં મારે મારા પત્નીને પૂછવું જોઈશે" સેવકે માથું નમાવીને જવાબ આપ્યો.

"જે પોતાની અક્કલથી વિચારી ન શકે અને પત્નીને પૂછ્યા વિના ડગલું પણ ન માંડે એવાને હું જવાબદારી સોંપવા ઈચ્છતો નથી." રાજા ખિન્ન બની ગયો.

બીજા સેવકને બોલાવી કામ સોંપ્યું. બીજા સેવક તરફથી પણ એવો જ જવાબ મળ્યો.

ત્રીજા સેવકને બોલાવીને કામ સોંપ્યું. એના તરફથી પણ એવો જ જવાબ મળ્યો.

"મારા રાજ્યમાં બધા જ પત્નીના ગુલામ? કોઈ પોતાની અક્કલથી સ્વતંત્ર રીતે વિચારીને નિર્ણય લઈ ન શકે?" રાજાની ખિન્નતાનો પાર ન રહ્યો.

ગામમાં કોક તો પત્નીને પૂછ્યા વિના નિર્ણય લઈ શકે એવો મરદ નીકળશે; એમ વિચારી રાજાએ નગરમાં પડો વગડાવ્યો. બીજે દિવસે સવારે નગરના બધા પુરુષોને દરબારમાં હાજર થવા ફરમાન કાઢ્યું.

બીજે દિવસે સવારે નગરજનોથી દરબાર ખીચોખીચ ભરાઈ ગયો. બધાના મનમાં એક જ પ્રશ્ન ઘોળાય.

"આપણને શા માટે બોલાવ્યા હશે?"

થોડીવારમાં છડીદારોએ છડી પોકારી. રાજાએ દરબારમાં પ્રવેશ કર્યો. સૌએ ઉભા થઈને રાજાને આદર દીધો. રાજાએ પોતાનું આસન લીધું. નગરજનો બેસી ગયા.

"તમે બધા ઊભા થઈને સામે એક હારમાં ગોઠવાઈ જાઓ." રાજાએ આદેશ આપ્યો.

બધા એક હારમાં ગોઠવાઈ ગયા.

"સાંભળો! મારે એક મહત્ત્વનું કામ સોંપવું છે. કોને સોંપવું એની પરીક્ષા કરવા તમને બોલાવ્યા છે. હવે હું જે કામ સોંપું એની જવાબદારી સ્વીકારતાં પહેલાં જેમને પોતાની પત્નીની સલાહ લેવી પડે એમ હોય એ હારમાં ઊભા છો ત્યાંથી બે ડગલાં આગળ આવી જાય." રાજાએ સૂચના આપી.

હારબંધ ઊભેલા લશ્કરના સિપાહીઓને 'દો કદમ આગે'નો જાણે હુકમ મળ્યો હોય એમ બધા બે ડગલાં આગળ આવી ગયા. માત્ર એક જણ જ્યાં-ને ત્યાં જેમ હતો એમને એમ ખોડાઈ રહ્યો.

"શાબાશ! અંતે મારા નગરમાં એક મરદ નીકળ્યો જે પોતાની પત્નીને પૂછ્યા વિના, સ્વતંત્ર રીતે, પોતાની અક્કલથી વિચારીને નિર્ણય લઈ શકે." રાજા ખુશ થયો. ઊઠીને એની પાસે ગયો. એનો વાંસો થાબડ્યો. એને સારી એવી બક્ષીસ આપવાનો ઉમળકો થઈ આવ્યો.

"મારા નગરમાં બધા પોતપોતાની પત્નીના ગુલામ નીકળ્યા. કોઈનામાં સ્વતંત્ર રીતે વિચારવાની કે વર્તવાની હિંમત નહીં. એક તું ભડ નીકળ્યો. પણ તારામાં આવી હિંમત આવી ક્યાંથી એ તો કહે?" રાજાએ જિજ્ઞાસાથી પૂછ્યું.

"બાપુ! મારા પત્નીએ અમે પરણ્યા ત્યારથી જ એક સૂચના આપી રાખી છે કે એને પૂછ્યા વિના મારે જીંદગીમાં એક પણ ડગલું ભરવું નહીં. આપે બે ડગલાં આગળ આવવાનો હુકમ તો કર્યો પણ મારા પત્નીની સૂચના અવગણીને, એને પૂછ્યા વિના, મારાથી એક પણ ડગલું કેમ ભરાય?" નગરજને બે હાથ જોડીને ખુલાસો કર્યો.

"તું પણ પત્નીનો ગુલામ નીકળ્યો!" રાજાએ કપાળ કૂટ્યું.

[મધુબા પાસેથી સાંભળેલું]

# ભવાની ટ્રેક્ટર પ્લાઉ

આશ્રમ રોડ

**અમદાવાદ**

ટે. નં. ૭૮૯૭૪
૭૭૧૫૪



ફેક્ટરી

**ભવાની એસ્ટેટ : સરખેજ**

ટે. નં. ૪૧૦૩૯૬

# શ્રી તાલાલા તાલુકા સહકારી ખાંડ ઉદ્યોગ મંડળી લીમીટેડ, તાલાલા (ગીર)

જીલ્લો જુનાગઢ (ગુજરાત રાજ્ય)

ઉત્પાદક સભાસદ સંખ્યા : ૬૬૨૮
સભ્યોનું શેર ભંડોળ : રૂા. ૬૫ લાખ
ગુજરાત સરકારશ્રીનો શેર ફાળો : રૂા. ૧૬૦ લાખ

: કાર્યક્ષેત્ર :

તાલાલાથી ૨૦ માઈલની ત્રિજ્યામાં આવરતો વિસ્તાર જેમાં તાલાલા, વેરાવળ, માળિયા (હાટીના), કેશોદ, મેંદરડા, તાલુકાના ત્રિજ્યામાં આવર્તિત ગામડાનો સમાવેશ થાય છે.

| એચ. એસ. શાહ | નારણભાઈ લાલાભાઈ મીંજરોલા | દેવસીભાઈ નારણભાઈ સોલંકી (બાબુભાઈ) |
|---|---|---|
| મેનેજીંગ ડીરેક્ટર | વાઈસ-ચેરમેન | ચેરમેન |

# જામનગર ડીસ્ટ્રીકટ કો-ઓપરેટીવ બેંક લી.

**સહકાર ભવન, રણજીત રોડ, જામનગર**

**-: બેન્કની વિવિધ થાપણ યોજનાઓ :-**

### ૦ ઇનામી થાપણ યોજના :

બેંકની રિદ્ધિ સિદ્ધિ બચત થાપણ યોજના હેઠળ રૂા. ૧૦૦/- રોકી બચત ખાતાના ધોરણે સાડા પાંચ ટકાનું વ્યાજ મેળવવાની સાથે દર ૭ માસે યોજાતા રૂા. ૩૫,૦૦૦/-ના ઈનામી ડ્રો માંથી ૧૦૪ ઈનામો પૈકીનું કોઇપણ ઇનામ મેળવવા પાત્ર બનશે - પ્રથમ ઈનામ રૂપિયા દસ હજાર.

### ૦ અક્ષયનિધિ ભેટ થાપણ યોજના :

આ થાપણ યોજના હેઠળ રૂા. ૫૦૦/- નેવું માસની મુદત માટે રોકનાર થાપણદારને રકમ મુકતાની સાથે જ સ્ટીલની થાળી, વાટકો, તથા ગ્લાસ ભેટ આપવામાં આવશે અને મુદત પૂરી થયે રૂા. ૧૦૦૦/- પરત મળશે.

### ૦ બાંધી મુદત ભેટ થાપણ યોજના :

રૂા. ૫૦૦/- એકસાઈઠ માસની મુદત માટે બાંધી મુદત થાપણ યોજના હેઠળ મુકનાર થાપણ-દારને રકમ મુકતાની સાથે સ્ટીલના થાળી, વાટકો તથા ગ્લાસ ભેટ આપવામાં આવશે - મુદત પૂરી થયે રૂા. ૭૫૦/- પરત મળશે

### ૦ વિમાથી સુરક્ષિત :

આ બેંકમાં રોકવામાં આવેલ પ્રત્યેક થાપણદારની થાપણ રૂા. ૩૦,૦૦૦/- સુધીની મર્યાદામાં વિમાથી સુરક્ષિત છે.

સંસ્થાઓ - ટ્રસ્ટ વગેરેની થાપણો પણ ઉપરોકત યોજના હેઠળ સ્વીકારવામાં આવે છે.
જિલ્લામાં બેંકની ૩૨ પૈકી કોઈપણ કચેરીનો સંપર્ક સાધો.

**બી. કે. કોઠારી**
જનરલ મેનેજર

# ધી જૂનાગઢ ડીસ્ટ્રીકટ સેન્ટ્રલ કો. ઓપરેટીવ બેંક લિ.

હુસેની બિલ્ડીંગ, મહાત્મા ગાંધી રોડ, જુનાગઢ ૩૬૨ ૦૦૧

ફોન નંબર : ૧૧૩૮ ચેરમેન-મેનેજર
૧૨૨૩ મેનેજર નિવાસ

ફોન નંબર : ૨૦૭ મેનેજર
૨૦૭-એ
એકાઉન્ટન્ટ

આપના ભાવિ ખર્ચને પહોંચી વળવા અને વધુ વ્યાજ મેળવવા માટે નાણાંનું રોકાણ આયોજનાપુર્વક કરવા આ રહી અમારી વિવિધ થાપણ યોજનાઓ :

(૧) ફીકસ્ડ ડીપોઝીટ યોજના
(૨) સ્પે. ફીકસ્ડ ડીપોઝીટ યોજના
(૩) રીકરીંગ થાપણ યોજના
(૪) ત્રિમાસિક વ્યાજ રીઇન્વેસ્ટમેન્ટ
(૫) માસિક આવક યોજના
(૬) જનતા વિમા અકસ્માત પોલીસીઓ

બેંકમાં રોકવામાં આવેલ થાપણો પ્રત્યેક થાપણદાર દીઠ રૂા. 30 000 સુધીની મર્યાદામાં વિમાથી સુરક્ષિત છે.

જૂનાગઢ જીલ્લામાં સૌથી વધુ શાખાઓ ધરાવતી એકમાત્ર સંસ્થા

**એન. વી દેસાઇ**
મેનેજર

**ગોવિંદભાઇ કા. પટેલ**
પ્રમુખ

## ધી જૂનાગઢ ડીસ્ટ્રીકટ સેન્ટ્રલ કો. ઓપ. બેંક લિ.

જૂનાગઢ



ગ્રામ : પીપલ બેંક | ટે. નં. ૩૬૭૪૪૬-૪૭

# ધી અમદાવાદ પીપલ્સ કો-ઓપરેટીવ બેંક લિ.

મુખ્ય કચેરી : પીપલ્સ બેંક બીલ્ડીંગ, પો. બો. ૧૩૩, ભદ્ર, અમદાવાદ

સ્થાપના સને ૧૯૩૨ | સુવર્ણ જયંતી વર્ષ ૧૯૮૧-૮૨

શાખાઓ : ખડીયા, સાબરમતી, મણીનગર, પાલડી, શાહપુર, સરસપુર તથા ધંધુકા

ટે. નં. : ૩૬૪૯૨૪ ૬૬૪૮૩ ૫૪૫૮૬ ૭૭૨૩૧ ૨૨૦૫૩ ૩૭૪૩૩૭ ૪૪

ચેરમેન શ્રી **હરિપ્રસાદ કેશરીપ્રસાદ ઠાકોર**

મેનેજીંગ ડાયરેક્ટર શ્રી **ડાહ્યાભાઈ કાલીદાસ પટેલ**

| | |
|---|---|
| (૧) ભરપાઈ થએલ શેરભંડોળ... | રૂ. ૪૨,૫૨,૩૫૪ |
| (૨) રીઝર્વ તથા બીજા ફંડો... | રૂ. ૬૧,૫૯,૨૦૦ |
| (૩) થાપણો... | રૂ. ૯,૭૩,૯૩ ૪૦૦ |
| (૪) કામકાજનું ભંડોળ... | રૂ. ૧૧ ૬૭,૫૮,૮૦૦ |

(૧) બેંક છેલ્લાં ૫ વર્ષથી બેંકીંગની તમામ પ્રકારની સેવાઓ આપે છે.

(૨) બેંક માન્ય કરેલી કંપનીઓના શેરો સામે ધીરાણ આપે છે.

(૩) બેંક પબ્લીક ટ્રસ્ટનાં નાણાં સ્વીકારે છે.

(૪) બેંક બાંધી મુદતની થાપણ પર આકર્ષક દર આપે છે સમયમર્યાદા મુજબ વધુમાં વધુ ૧૧% ટકાના દરથી થાપણો સ્વીકારે છે. વ્યાજ દર છ મહીને આપવામાં આવે છે.

(૫) બેંકની કેશ-સર્ટીફીકેટ તેમજ નાની બચત યોજનાનો લાભ લો.

(૬) બેંકે મન્થલી ઇન્ટરેસ્ટ ડીપોઝીટ સ્કીમ શરૂ કરી છે.

(૭) બેંકે સ્વપ્નસિદ્ધ તથા વર્ષાસન ડીપોઝીટ સ્કીમ શરૂ કરી છે.

(૮) અમારી બેંકમાં મૂકેલી થાપણો ઈન્સ્યોરન્સ સ્કીમ નીચે સુરક્ષિત છે.

અનંત જોષી
મેનેજર



હું તમને એક જડીબુટ્ટી આપું છું જ્યારે જ્યારે તમને શંકા પડે, અથવા જ્યારે જ્યારે તમારી જાતનો ખ્યાલ જ પ્રધાન બની જાય, ત્યારે ત્યારે નીચેની કસોટી વાપરવી. તમે જોયેલા ગરીબમાં ગરીબ અને દૂબળામાં દૂબળા માણસનો ચહેરો તમારે સંભારવો, અને પછી તમારી જાતને પૂછવું કે, હું જે પગલું ભરવા માગું છું તે એને કંઇ ઉપયોગનું થઇ પડશે ખરું ? તેનાથી એને કંઇ લાભ થશે ખરો ? તેનાથી એને પોતાના જીવન અને ભાગ્ય ઉપરનો કાબૂ પાછો મળશે ખરો ? એટલે બીજી રીતે કહીએ તો, ભૂખે મરતા અને આધ્યાત્મિક ભૂખમરો વેઠતા કરોડોનું સ્વરાજ એનાથી આવશે ખરું ?

પછી તમારી શંકા અને તમારી જાત તમને ઓગળી જતી માલૂમ પડશે.

– ગાંધીજી

# શ્રી મોહનલાલ ખીમજીભાઇ ચંદારાણા ચેરિટી ટ્રસ્ટ

(રજિ. નં. ઇ ૨૨૫)

ચલાલા

જિલ્લો-અમરેલી (સૌરાષ્ટ્ર)

# પ્રગતિશીલ ખેતીનું રહસ્ય

## : ગુજરાત રાજ્ય બીજ નિગમનાં બિયારણો :

વધારે ઉત્પાદન તથા અધિક વળતર માટે ગુજરાત રાજ્ય બીજ નિગમના વિશ્વાસનીય તથા ઉત્તમ સર્ટિફાઇડ તેમ જ ફાઉન્ડેશન બિયારણ વાપરવાનો આગ્રહ રાખો.

| | | |
|---|---|---|
| સંકર કપાસ | : | સંકર-૪, વારાલક્ષ્મી અને સંકર-૬ |
| સંકર બાજરી | : | બી. જે. ૧૦૪, સી. જે. ૧૦૪ અને બી. કે. ૫૬૦ |
| સંકર મકાઇ | : | ગંગા સફેદ-૨ અને ગંગા-૫ (પીળી) |
| સંકર જુવાર | : | સીએસ એચ-૫ |
| ઘઉં | : | કલ્યાણસોના, સોનાલીકા, જે-૨૪, જે-૧-૭ અને લોક-૧ |
| મગફળી | : | જૂનાગઢ-૧૧, જીએયુજી-૧, જીએયુજી-૧૦ અને જે એલ-૨૪ |
| રાઇ | : | વરુણા (ટી-૫૯) |
| જીરુ | : | એમસી-૪૩ |
| કઠોળ | : | મગ ગુજરાત-૨, ચોળા, પુસા ફાલ્ગુની તથા અડદ ગાન્ડેવાલ તુવેર ટી-૧૫-૧૫ અને એચસી-૩ |
| ભીંડા | : | પુસા સાવની |

### આપની જરૂરિયાત માટે સંપર્ક કરો.

૧. ગુજરાત રાજ્ય બીજ નિગમ લિ. સેક્ટર-૧૬, પેટ્રોલ પંપ પાસે, ગાંધીનગર-૩૮૨૦૧૬ — ફોન : ૨૫૩૧, ૨૩૨૮, ૩૦૯૫

૨. ગુજરાત રાજ્ય બીજ નિગમ લિ.
જિલ્લા પંચાયત કચેરી પાછળ,
મ્યુનિસિપલ ક્વાર્ટર નં. ૧૦
અમરેલી-૩૬૪૬૦૧ — ફોન : ૨૯૫૧

૩ ગુજરાત રાજ્ય બીજ નિગમ લિ.
જમીન વિકાસ બેન્ક પાસે,
શિહોર, જિ. ભાવનગર. — -

ગુજરાત રાજ્યમાં સહકારી ધોરણે ધીરાણ કરતી શિડ્યુલ બેંક

તરીકે રીઝર્વ બેંકની સ્વીકૃતિ પામેલી સર્વોચ્ચ બેંકીંગ સંસ્થા

# ધી ગુજરાત સ્ટેટ કો-ઓપરેટીવ બેંક લિ. અમદાવાદ

સહકાર ભવન, રીલીફરોડ, પો. બો. નં. ૩૦૨ અમદાવાદ.

ટે. નં. ૩૮૧૯૭૦
૩૮૧૯૭૧
૩૮૧૯૭૨
૩૮૨૫૮૮
૩૮૩૮૩૦

તાર : એપેક્ષ બેંક
ટેલેક્ષ : AM 253

## પ્રગતિદર્શક આંકડાઓ (તા. ૩૦-૬-૮૧)

| | |
|---|---|
| ભરપાઇ થયેલ શેરભંડોળ | ૫.૭૦ કરોડ |
| રીઝર્વ અને અન્ય ભંડોળ | ૧૬.૮૬ કરોડ |
| થાપણો | ૧૪૯.૮૦ કરોડ |
| કાર્યભંડોળ | ૨૨૯.૫૮ કરોડ |

**દ્વારકાદાસ મો. પટેલ**
ચેરમેન

**મહેન્દ્રભાઇ મો. વ્યાસ**
જનરલ મેનેજર

**જશભાઇ ઉ. પટેલ**
વાઈસ ચેરમેન

સેઈફ ડીપોઝીટ વોલ્ટની અદ્યતન સુવિધા સાથે બધા જ પ્રકારની બેંકિંગ સેવાઓ પૂરી પાડવામાં આવે છે.



વર્ષ–૫૩ : અંક ૧
સળંગ અંક : ૬૨૫

# ઊર્મિનવરચના

તંત્રી : જયમલ્લ પરમાર
આદ્ય તંત્રી : સ્વ. ઇચ્છારલાલ મો. દવે

જાંબુડા – લોકસાહિત્ય પરિવાર શિબિર– સંમેલનમાં ડૉ. જીવરાજ મહેતા સ્મારક ટ્રસ્ટ અને લોકસાહિત્ય પરિવારના પ્રમુખ શ્રી. રતુભાઈ અદાણી ડૉ. જી. મ. સ્મા. ટ્રસ્ટ તરફથી ચારણી સાહિત્યની વિશિષ્ટ સેવા કરનાર વિકલાંગ ચારણ વિદ્વાન શ્રી. રતુદાન રોહડિયા અને તેમનાં વિકલાંગ પત્ની શ્રી. જિતુબહેનને રૂપિયા અગિયારહજાર એકસો ને અગિયારની થેલી અર્પણ કરી સન્માની રહ્યા છે.





ડૉ. જીવરાજ મહેતા
સ્મારક ટ્રસ્ટ પ્રકાશન
એપ્રિલ : ૧૯૮૨

# શ્રી તાલાલા તાલુકા સહકારી ખાંડ ઉદ્યોગ મંડળી લીમીટેડ, તાલાલા (ગીર)

જીલ્લો જુનાગઢ (ગુજરાત રાજ્ય)

ઉત્પાદક સભાસદ સંખ્યા : ૬૬૨૮
સભ્યોનું શેર ભંડોળ : રૂા. ૬૫ લાખ
ગુજરાત સરકારશ્રીનો શેર ફાળો : રૂા. ૧૬૦ લાખ

: કાર્યક્ષેત્ર :

તાલાલાથી ૨૦ માઈલની ત્રિજ્યામાં આવરતો વિસ્તાર જેમાં તાલાલા, વેરાવળ, માળિયા (હાટીના), કેશોદ, મેંદરડા, તાલુકાના ત્રિજ્યામાં આવર્તિત ગામડાનો સમાવેશ થાય છે.

| એચ. એસ. શાહ | નારણભાઇ લાલાભાઈ મીંજરોલા | દેવસીભાઇ નારણભાઇ સોલંકી (બાબુભાઇ) |
|---|---|---|
| મેનેજીંગ ડીરેક્ટર | વાઈસ-ચેરમેન | ચેરમેન |

# આજે રૂપિયો કાલે સવા
# પરમે થાશે પાંચ...
# 'ઘરનું ઘર' તો આજ કરો
# ના કાલે આવે આંચ...

## જ્યાં કામ ત્યાં આરામ
### ઔદ્યોગિક વિસ્તારની બાજુમાં જ
## ઓઢવ-નરોડા



**પાર્શ્વનાથ કોર્પોરેટ**

૫૦, હરસિધ્ધ ચેમ્બર્સ આશ્રમરોડ, અમદાવાદ-૩૮૦ ૦૧૪. ફોન નં. ૪૬૬૬૪૭

Viren

*We wish a great*
*Success of*
*Oormi Navrachna*

**From**

# J P M Group of Industries



101, Arun Chambers, Tardeo

BOMBAY - 400 034

Tel. - 378429, 374117, 379028

Telex - J P M 4262



# નટવરલાલ શામળદાસ એન્ડ કું.

૬૪, નગીનદાસ માસ્તર રોડ
મુંબઈ–૪૦૦૦૨૩
ના સૌજન્યથી



# વળિયા બ્રધર્સ

૮૭/૮૯, નગીનદાસ માસ્તર રોડ

મુંબઈ - ૪૦૦ ૦૨૩

ના સૌજન્યથી

# ડૉ. જીવરાજ મહેતા સ્મારક ટ્રસ્ટ પ્રકાશન

# ઊર્મિનવરચના

સલાહકાર સમિતિ :
શ્રી રતુભાઈ અદાણી
વૈદ્ય શ્રી બાલકૃષ્ણ દવે
શ્રી રતિભાઈ અંધારિયા
શ્રી ધીરેનભાઈ ગાંધી

*

ડૉ. જીવરાજ મહેતા સ્મારક ટ્રસ્ટ
જીવરાજ ભુવન
અમરેલી – ૩૬૪૬૦૧

*

ડૉ. જીવરાજ મહેતા સ્મારક ટ્રસ્ટ
કલ્યાણધામ
મુ. ચાવંડ ૩૬૪૪૩૫
(તા. લાઠી : જિ. અમરેલી)

*

ડૉ. જીવરાજ મહેતા સ્મારક ટ્રસ્ટ
આરોગ્યધામ
અમદાવાદ–૩૮૦૦૦૭

*

ડૉ. જીવરાજ મહેતા સ્મારક ટ્રસ્ટ
નટવરલાલ શામળદાસ એન્ડ કું.
૯૪, નગીનદાસ માસ્તર રોડ
ટે. નં. ૨૭૪૨૨૧
મુંબઈ – ૪૦૦૦૨૩

*

Delhi office –
Phone – 915 O 72
Manager
Oormy Navrachana
Navinchandra B. Shah
98 Ravindra Nagar
NEW DELHI–110003

## સત્યની આરાધના

જગત દ્વંદ્વોથી ભરેલું છે. સુખની પાછળ દુ:ખ ને દુ:ખની પાછળ સુખ રહેલું છે. તડકો છે તો છાંયડો પણ છે, પ્રકાશ છે તો અંધારું પણ છે, જન્મ છે તો મૃત્યુ પણ છે. આ દ્વંદ્વોથી દૂર રહેવું તે અનાસક્તિ, દ્વંદ્વોને જીતવાનો ઉપાય તેમનો નાશ કરવો એ નથી, પણ દ્વંદ્વાતીત, અનાસક્ત થવું એ છે. આ પાછલું સૂચવે છે કે બધાની ચાવી સત્યની આરાધનામાં રહી છે. સત્યની ઉપાસનામાંથી સહુ ચીજ મળી રહે છે.

ત્યારે સત્યની આરાધના કેમ થાય ? સત્ય કોણ જાણે છે ? અહીં સાપેક્ષ સત્યની વાત છે. આપણે જે સત્યરૂપે જોઈએ તે સત્ય. આટલું સત્ય પાળવાનું પણ ઘણું મુશ્કેલ છે એવી અનુભવે ખાતરી થશે. માણસ જાણતો છતાં સત્ય કહેતાં કેમ અચકાય છે ? શરમનો માર્યો ? કોની શરમ ? ઉપરી હોય તો શું ? નોકર હોય તો શું ? વાત એમ છે કે આદત માણસને ખાઈ જાય છે. આપણે વિચાર કરીએ અને બૂરી આદત છોડી દઈએ. ન છૂટે તો સત્યને રસ્તે ન જઈ શકાય. વાત એમ છે કે સત્યને માટે બધું જ કુરબાન કરવું જોઈએ. આપણે જેવા છીએ તેવા દેખાવા નથી માગતા પણ એથી સારા દેખાવા માગીએ છીએ. ઊંચા થવાની ઇચ્છા હોય તો ઊંચા કામ કરીએ ને ઊંચા વિચાર કરીએ તો કેવું સારું ! એ ન બની શકે તો ભલે નીચા દેખાઈએ. તો જ કોઈ દિવસ ઊંચે ચઢીશું.

('નિત્ય મનન'માંથી) –ગાંધીજી

જીવરાજ મહેતા સ્મારક ટ્રસ્ટ વતી મુદ્રક અને પ્રકાશક : રાજુલ ઈ. દવે ૧૩, જાગનાથ પ્લૉટ, રાજકોટ–૧
મુદ્રણ સ્થાન : સુરૂપ મુદ્રિકા, ડૉ. યાજ્ઞિક રોડ, કન્યા છાત્રાલય સામે, રેસકોર્સ રોડ, રાજકોટ–૧

ઊર્મિ નવરચના

તંત્રી : જયમલ્લ પરમાર

એપ્રિલ '૮૨ : વર્ષ : ૫૩ : અંક : ૧ : સળંગ અંક : ૬૨૫

| પૃષ્ઠ | લેખ | લેખક |
|---|---|---|
| ૧૯ | મિંચકારો | સુધાંશુ |
| | "વસંત વલ્લભ" | સહદેવસિંહજી વાળા |
| | બોલ, જોઈએ ! | મનહર ચરાડવા |
| ૨૦ | જ્વલંત અને એકાંકી યોદ્ધા આ. કૃપાલાની... | સંપાદકીય |
| ૨૧ | સિપેહસાલારની જોખમી મૂલ્યનિષ્ઠા ને સિપાહીની અદબ... | રતુભાઈ અદાણી |
| ૨૭ | ઉંદરને ઘંટ કોણ બાંધશે ?... | અનિલ હ. ભટ્ટ |
| ૩૦ | વૃક્ષ–નારાયણની કથા... | ડૉ. વિઠ્ઠલભાઈ પટેલ |
| ૩૩ | સત્ય દર્શન... | નર્મદાશંકર હ. વ્યાસ |
| ૩૪ | ટૂંકા ગાળાના પાક 'મગ'... | રતિભાઈ અંધારિયા |
| ૩૫ | શ્વેત કુષ્ટ : સફેદ કોઢ : લક્ષણો, કારણો અને ઉપચારો... | બાલકૃષ્ણ વૈદ્ય |
| ૪૧ | ચારણી–સાહિત્યની સેવા અને વિકલાંગ સન્માન સમારંભ .. | જયમલ્લ પરમાર |
| ૫૭ | આપણું આકાશ... | જયમલ્લ પરમાર |
| ૬૪ | ફળિયાંને શોભાવતાં પારેવાં... | જયમલ્લ પરમાર |

**જાહેરખબરો આપનારાઓને વિનંતી**

જાહેરખબરના ચેક, ડ્રાફ્ટ કે મનીઓર્ડર 'ઊર્મિનવરચના'ના નામે ભરી મોકલવાં.

**ગ્રાહકોને નોંધ લેવા વિનંતી**

દર માસની પહેલી તારીખે અંક પ્રગટ થાય છે.

* ગ્રાહકોને અંક આઠ દિવસ સુધીમાં ન મળે તો તે વિભાગની પોસ્ટ ઓફિસે ફરિયાદ કર્યા બાદ કાર્યાલયને નકલ મોકલવી. અંક સિલિકમાં હશે તો જ મોકલાશે.

સરનામું બદલાયાની ખબર અંકની પ્રસિદ્ધિ પહેલાં પંદર દિવસે ગ્રાહક નંબર સાથે કાર્યાલયને પહોંચાડવી.

'ઊર્મિનવરચના'ના લવાજમના દર

| | |
|---|---|
| વાર્ષિક–દેશમાં | રૂ. ૨૫–૦૦ |
| વાર્ષિક પરદેશમાં | રૂ. ૬૦–૦૦ |

**લેખકોને—**

લેખ, વાર્તા કે કવિતા વગેરે ન સ્વીકારાતાં પરત મેળવવા ઈચ્છનારે જરૂરી ટિકિટ સાથે જ બીડવી.

* આ માસિકમાં પ્રસિદ્ધ થતા વિચારો જે તે લેખકોના હોય છે. તંત્રી તે વિચારમાં સંમત જ હોય તેવું માનવું નહિ.

**એજન્ટોને—**

* 'ઊર્મિનવરચના'ના વેચાણ અને ગ્રાહકો અંગેના પત્રવ્યવહાર નીચેના સરનામે કરવો.

ફોન નં. ૨૪૩૭૨
ઊર્મિનવરચના કાર્યાલય
૧૩, જાગનાથ પ્લોટ
રાજકોટ ૩૬૦ ૦૦૧ (જિ. રાજકોટ)

## મિંચકારો

મોજાં ! મારોને મિંચકારો,
લાગે સમદર સારો,
રંગ રે બદલે ને
પલપલ ન્યારો !
મોજાં ! મારોને મિંચકારો !
મોજાં ! આ તો અથાગનું ઉત્થાન,
કુદરત એનામાં ગુલતાન,
સમદર દેખ્યે ના અકારો,
લાગે સારો;
મોજાં મારોને મિંચકારો !
જિંદગાની આતમનો ઝબકારો,
નથી હોય મમતાનો ભારો;
અંતરે વિહારો,
વીરા ! મ્હારા ! આતમા સંભારો;
મોજાં ! મારોને મિંચકારો !
મિંચકારો રે,
મિંચકારો !
જાણે અંકાશ ચડતો સિતારો :
પલકારો દઈને –
કર-તો પરિયાણો
એવા જીવતરને માણો;
મોજાં ! મારોને મિંચકારો !

– સુધાંશુ

## "વસંત વલ્લભા"

ચાલી જોને ! રમણરસની રાજરાજેશ્વરી આ,
ઋતુઘેલી ઘુંઘટ ઉલઝી કેલી – હેલી હસીલી.
વસંતનો વહન અધીરો વાયુ વેહતો વિલોકી,
પુષ્પાંગોનાં શિખરી. મધુરાં ઋાંગ આછાં છવાયાં.

ઘેન બિડયાં અર્ધ ઉઘડયાં પલ્લવી લોચનાળી.
મદ–હોસીના છલકી પડતા નેત્ર સુધા રસોને
ચૂમી લેવા અલક-યત્નો વ્યર્થ જાવા કરાવી.
દક્ષિણામોદ મિત્ર વસીલો પ્રેરતો તો પીવાને.

દીર્ઘાશ્લેષી દમન સહવા પુષ્પ સ્વાંગે સજેલા
પ્રેમોત્કર્ષે પ્રસરી વદતા હોય નિમંત્રણોને ?
વાયુ ભેળા વિલસી રચતા ચંદ્રિકા દ્વિજની શા
વક્રી થાતી વનલતાનાં શિરકેશો સુંવાળા.

શશાંકની ચરણ રજને શિરધારીત્રી કેરા.
બાજુબંધો જકડી ઉઠવી અર્ધ પીતી અનંગા
બપૈયાનાં "પિયુ" ગુંજનથી ચોંકી છુટી હ્રદેથી
રસભંગીથી કપીત અધરો પર્ણ રક્તાંબ વર્ણા

ધિરા-ધાત્રી ! ઉપરનોને પોષતી અંગ શોષી
રસ વંતિકા કવન સરના કુંજની કોકિલા તું
કેવી રૂઠી વસંત-વલ્લભા ! ને કયાં ઋતુ વર્ષા ?
દષ્ટે થાતી સૃષ્ટિ હરિતા વૃષ્ટિ વારી તણાથી.

– સહદેવસિંહજી વાળા

## બોલ, જોઈએ !

### (સવૈયાબદ્ધ) પંચપ્રશ્ના ગીતગઝલ

તારી આ આંગળિયું વિશે સૂરજ ચંદરતારા ઝળકે;
મારી આ આંગળિયું વિશે હું શું કહીશ ?–બોલ, જોઈએ !
ભીંત બધી યે ચોળા નાખી એક જ લીલુડી ચપટીમાં,
રૂંવે રૂંવામાં નભ ટહુકે; હું કયાં રહીશ ? – બોલ, જોઈએ !
સદિયું કેરો કાળોઆળો થાક ભરેલો દરિયો આવ્યો;
કે છલકેલી આંખ્યુંમાં ઈ હું કાં વહીશ ? – બોલ, જોઈએ !
જાણ્યાં તો ઠીક અણજાણ્યાં પણ ડુંગરિયા-વન બાથ ભરે, ને–
વ્યોમ વરસતું આણેકમાણેક; હું શેં સહીશ ? – બોલ, જોઈએ,
હસમસ હસમસ કોઈ સજનની મધમધ સોણુલ મીઠી પળમાં;
જોયેલું જળનગર ફરીથી હું કયાં લહીશ ? – બોલ, જોઈએ !

– મનહર ચરાડવા

# જ્વલંત અને એકાકી યોદ્ધા આ. કૃપાલાની

– સંપાદકીય

નરદમ નિખાલસ, અપાર પ્રમાણિક, તેજસ્વી બુદ્ધિપ્રભા, પ્રખર વિદ્વતા, અમાપ સિદ્ધાંત–નિષ્ઠા, ધારદાર વ્યક્તિત્વ, અવિરત યોદ્ધા અને વિરલ રાજકારણી એટલે આ. કૃપાલાની. ૯૪ વર્ષના એમના સુદીર્ઘ જીવનકાળ સુધી પોતાને જે સાચું લાગ્યું તે માટે નિર્ભિકપણે એ ઝૂઝતા જ રહ્યા. વિશ્રામ તો એને વૃદ્ધાવસ્થાએ લેવા દીધો તેટલો જ લીધો.

ગાંધીજીના અંતેવાસીઓમાંથી એક એક પ્રતિભા અનોખા ઈતિહાસ સર્જી ગયેલ છે. એવા છેલ્લા બે સમર્થોમાં રાજાજી અને કૃપાલાનીજીને ગણાવી શકાય. એમનાં સમસ્ત જીવન અને સમગ્ર શક્તિ દેશસેવામાં જ ખર્ચાઈ. જીવનની પલે પલ તેઓ ગણી ગણીને ચૂકવતા ગયા. આપણો દેશ એ રીતે મહાન ભાગ્યશાળી છે કે એને એવા મહાન સપુતોનો ભવ્ય વારસો મળતો રહ્યો છે.

તે છતાં આપણો સ્વાધીન દેશ મહત્તાની દૃષ્ટિએ દુર્બળ બનતો જાય છે એનું દુઃખ ગાંધીજીથી માંડીને કૃપાલાનીજી સુદ્ધાં અવસાન પામતાં પહેલાં વ્યક્ત કરતા ગયા છે. એને ગાંધીવાદી વિચારસરણીની નિષ્ફળતા માનવી કે એ વિચારસરણીને અનુસરનારાઓની નિષ્ફળતા માનવી ?

જવાહરલાલ નહેરુ, રાજાજી, અબુલકલામ આઝાદ, સરદાર પટેલ, રાજેનબાબુ ને આ. કૃપાલાની વગેરે સૌ સમર્થો હતા છતાં કોઈ બે વચ્ચે ભાગ્યે જ એકરાગ રહ્યો છે. શા કારણે ? જો બધા જ સાચા હતા તો એ સાચે એ સૌને દેશસેવાના કોઈ એક પ્રશ્ને એક કાં ન કર્યા ? કે પછી સૌનું સાચ્ જુદું જુદું હશે ?

કોંગ્રેસમાં ગાંધીવાદ ન જળવાયો પણ રાજાજીએ સ્વતંત્રપક્ષ સ્થાપ્યો એમાં ગાંધીવાદ કેટલો જળવાયો ? કૃપાલાનીજીએ કૃષક મઝદૂર પ્રજાપક્ષ સ્થાપ્યો એમાંથી પ્રજાસમાજવાદીપક્ષ પણ રચાયો એમાં ગાંધીવાદ કેટલો જળવાયો ? છેવટ જયપ્રકાશજીએ અને કૃપાલાનીજીએ જનતાપક્ષની રચના કરાવી એનાં બેહુદાં પરિણામો જોતાં એમાં પણ ગાંધીવાદ કેટલો જળવાયો ?

ગાંધીવાદ એ સૌને એકતંત કાં ન કરી શક્યો ? કે પછી ગાંધીવાદને સૌ પોતપોતાની રીતે સમજ્યા હશે ? દેશના એ બધા ગાંધીવાદી મહારથીઓમાંથી કોઈ બે એક કાં ન રહ્યા ? કે પછી ગાંધીવાદને પચાવવાની દેશમાં શક્તિ પેદા નથી થઈ શકી એનાં એ પરિણામ હશે ? તો પછી એનું પ્રેરક અને પ્રભાવક બળ ગાંધીવાદ હશે કે રાજકારણ ?

કૃપાલાનીજીનું તો વ્યક્તિત્વ જ જ્વલંત હતું. અલ્હાબાદમાં જવાહરલાલજી અને કૃપાલાનીજી બન્ને કોંગ્રેસના મહામંત્રી હતા ત્યારેય એકરાગ નહતા. કૃપાલાનીજીની અમાપ સેવા છતાં એમણે માત્ર કોંગ્રેસ જ નહિ પણ પોતે રચેલો પક્ષ પણ છોડયો. પોતે સ્પષ્ટવક્તા ને નિડર પણ પ્રકૃતિ ઉગ્ર અને અસમાધાનકારી એટલે એકાકી બનતા ગયા. ખુદ ગાંધીજીને પણ સાચું લાગે તે સંભળાવ્યે રહેતા. આ રીતે જનતાને જગાડવાની ફરજ અંત સુધી બજાવતા રહ્યા. એમની વાણી માત્ર તેજસ્વી જ નહિ તેજાબી પણ હતી.

સાચું લાગે તે બોલવું પણ પ્રિય બોલવું એ એમની પ્રકૃતિમાં નહતું. આમ થતાં થતાં છેવટ એકલા પડી ગયા. ઘડપણ વેરતું ગયું. એમના મૃત્યુ પહેલાંના થોડા દિવસે ફરિયાદ ઊઠી કે આવડા મહાન નેતા અમદાવાદમાં દિવસો વિતાવી રહ્યા છે પણ કોઈ એમને મળવા(પૂછવા)પણ નથી આવતું.

આ ફરિયાદ આ. કૃપાલાનીજી એકલા માટે નથી ઊઠી પણ જરાને કારણે જેમનું જીવનકાર્ય જગતથી છૂટતું જાય છે એવા એક કાળના સૌ સમર્થ સેવકો માટે ઊઠે છે. વિનોબાજીની પણ એજ ફરિયાદ નથી ? એ જ કારણે એ સૌની જિજીવિષા નહિ છૂટતી જતી હોયને ? સંભવ છે કે જેમના જીવનનું ઐતિહાસિક કાર્ય પૂરું થતું જતું હશે, એ બધાને માટે આમ જ બનતું હશે, અને છતાં એ બધી નિરનિરાળી પ્રતિભાઓની જીવનજ્યોત સદા જલતી રહીને જગતને પોતપોતાની રીતે અજવાળી રહેલ છે.

# સિપેહસાલારની જોખમી મૂલ્યનિષ્ઠા ને સિપાહીની અદબ

રતુભાઈ અદાણી

(સોરઠની લોકક્રાન્તિ : હપ્તો ૧૮મો)

કુંકાવાવથી વાઘણિયા જવા જેવો હું રવાના થયો ત્યાં જ છાવણીના મેદાનના સામેના છેડે દસ-બાર મોટર ઊભી હતી એના ઉપર મારી નજર પડી. અમરાપુરના આક્રમણમાં લોકસેનાના સૈનિકો ઘાયલ થાય તો એમને રાજકોટના મુખ્ય મથકે તાબડતોબ પહોંચાડવા માટે રાજકોટમાંથી દસબાર મોટર ભાડે કરેલી. કુંકાવાવ છાવણી સુધી આવ્યા પછી આગળ વધીને અમરાપુર સુધી આવવામાં એમને જોખમ લાગ્યું. એટલે બધી ગાડીઓને કુંકાવાવની છાવણીમાં જ રોકી રાખેલી.

અમરાપુરનું આક્રમણ લોહીનું એક પણ ટીપું લીધા વિના સફળ થયું અને ત્યાર પછી તો બીજા ગામડાંઓ કબજે કરવામાં ખાસ સામનો કે ઝપાઝપી થાય એવી શક્યતા નહોતી, અને થોડી ઘણી ઝપાઝપી થાય તો એને પહોંચી વળવા માટે અમારી પાસે પૂરતાં સાધનો અને વાહનો હતાં. એટલે બપોરે આ બધી ગાડીઓને છૂટી કરી દેવાની હતી. એ માટે સૂચના પણ અપાઈ ગઈ હતી. પરન્તુ બીજી દોડધામ અને ધમાલમાં એમને છૂટા કરવાનું વિસરાઈ ગયું. મોટરચાલકો તો જાણે કોઈ જાનમાં આવ્યા હોય એ રીતે એક ખૂણે ગાડીઓ ગોઠવીને ટાઢે કોઠે આનંદથી બેસી રહેલા. આટલી વાત ધ્યાન બહાર જવા પામી અને એ કારણે મોટરનું વધું ભાડું ચૂકવવું પડશે એનો રંજ અનુભવ્યો. તુરત જ પાછા ફરી મોટર ચાલકોને બોલાવી, એમને ભાડું ચૂકવી, રવાના કરીને હું વાઘણિયા જવા માટે બહાર નીકળ્યો

કુંકાવાવથી વાઘણિયા બહુ છેટું નહીં. દશેરાની અજવાળી રાતનો ચંદ્રમા આકાશમાં દોડધામ કરતાં વેરવિખેર વાદળાંઓ વચ્ચે સંતાકૂકડી રમતો રમતો ધરતી ઉપર શીતળ ચાંદની રેલાવી રહ્યો હતો. રસ્તાની બંને બાજુના ખેતરોમાં લચી પડતો મોલ મંદ મંદ વાતા વાયુની હળવી થપાટો ખાતો ખાતો હિલોળા લઈ રહ્યો હતો. ઝૂલતા ઝાડ-પાન મીઠું સંગીત ગાઈ રહ્યા હતા. ગુલાબી ઠંડી હતી. વાતાવરણ આહ્‌લાદક હતું. કુદરત ખાલી હતી. પણ એની મજા લૂંટનાર કોઈ બેપગો માનવી રસ્તા ઉપર નજરે ન પડે. એક તો એ જમાનામાં વાહનોની અવરજવર બહુ ઓછી. એમાં આરઝી હકૂમતે અમરાપુર ગામ ઉપર કરેલા આક્રમણની વાયુવેગે પ્રસરી ગયેલી વાતોએ અને દિવસભર લોકસેનાના સૈનિકોએ આ વિસ્તારમાં બોલાવેલી બઘડાટીએ કુંકાવાવ અને એની આસપાસના ગામોમાં, દશેરાનો દિવસ હોવા છતાં સોપો પાડી દીધેલો. દૂરના કોઈ ગામમાંથી દશેરાના ઉત્સવના આછા આછા પડઘા સંભળાય, પણ રસ્તો ભેંકાર લાગે. મેટલના રસ્તામાં પડી ગયેલા વળિયા ઉપર હીંચકા ખાતી જીપમાં હું કુદરતનું સંગીત માણતો માણતો થોડીવારમાં જ વાઘણિયા જઈ પહોંચ્યો. વાઘણિયા ગામ જાગતું હતું. ચોકમાં દશેરાના ઉત્સવની રમઝટ બોલતી હતી.

રજવાડું નાનું હોય કે મોટું, પણ દરબારગઢમાં તુરત જ સીધો પ્રવેશ મળે નહીં. એને માટે ઠરેલી પદ્ધતિ અનુસરવી પડે, કહેણ મોકલવું પડે, રાહ જોવી પડે, પછી પ્રવેશ મળે, પરંતુ મારે વાઘણિયા દરબાર સાથે પાંચેક વર્ષ જૂનો પરિચય હતો. કોઈ કોઈ વાર મારે વાઘણિયા જવાનું બનતું. કોઈ કોઈ વાર વાઘણિયા દરબાર પણ વાઘણિયાની બાજુમાં જ આવેલા તરવડા ગામે અમારી સંસ્થામાં આવી ચડતા. આરઝી હકૂમતની રચના થતાં પ્રારંભથી જ એમણે અમારી નાની મોટી બધી પ્રવૃત્તિઓમાં જે રીતે ઉત્સાહપૂર્વક સક્રિય રસ લેવાનું શરૂ કર્યું, એને પરિણામે અમારો પરિચય વધારે ગાઢ બનેલો. એટલે ચોક વટાવીને જેવી મારી જીપ

દરબારગઢની ડેલીએ જઈને ઊભી રહી કે તુરત જ પહેરેગીર દોડીને સામે આવ્યો, રામ રામ કર્યા, દરબારગઢમાં મારા આગમનની જાણ કરી. અને અંદરથી કશો જવાબ મળે એની રાહ જોયા વીના જ મને દરબારગઢના અંદરના ભાગમાં લઈ જવામાં આવ્યો.

દરબારગઢના અંદરના ભાગમાં પ્રવેશ કરતાં જ સામે વાઘણિયા દરબારના વડવાઓએ બંધાવેલ લાંબી ઓશરીવાળું એક મોટું મકાન આવેલું હતું. એનું ચોકસાઈપૂર્વકનું ચણતર અને એની કલાત્મક સજાવટ જોતાં, એ ગારા કચ્ચરથી ચણેલું માટીનું કાચું મકાન હોવા છતાં પાકું ચીરાબંધ લાગે.

વાઘણિયા દરબાર શિવના ભક્ત હતા. અને વાદળી રંગના શોખીન હતા. એટલે મકાનની દિવાલોને, થાંભલીઓને અને રાચરચીલાને વાદળી રંગથી રંગવામાં આવેલ અને ઠેર ઠેર શિવજીના ત્રિપુંડની મુદ્રાઓ જોવા મળે. દિવાલો, થાંભલીઓ અને રાચરચીલાના વાદળી રંગ, ઓશરીમાં ટમટમતા દીવાઓના દૂધિયા પ્રકાશ અને ફળિયામાં નીતરતી ચાંદનીનો ખીલેલો રૂપેરી રંગ, ત્રણેયની સુંદર મીલાવટ થતી હતી.

મકાનની ઓસરીની દિવાલો ઉપર ગોઠવેલા અને ભોંયતળિયે બેઠકોમાં પાથરેલા સાવજ દીપડા અને કાળિયારના મોરા નખ સાથેના કેળવેલા ચામડાં વાતાવરણમાં નવી જ ભાત પાડતા હતાં. આ ચામડાં કોઈની પાસેથી ખરીદેલા કે ભેટ મેળવેલા નહીં. દરબાર પોતે શિકારના ભારે શોખીન હતા. માંચડો બાંધીને એમણે કદી શિકાર કરેલો નહીં. ધરતી ઉપર પગપાળા સામે ચાલીને જ સાવજ-દીપડાં ઉપર ઘા કરે. કોઈ વખત શિકાર ભાગી છૂટે તો વાહનમાં એમનો પીછો કરીને ગોળી છોડે. દરબાર નિશાનબાજ પણ એવા એમની ગોળી ખાલી જાય નહીં. આવી રીતે, પોતે જાતે જ શિકાર કરેલા સાવજ, દીપડા અને કાળિયારના કેળવેલા ચામડાં-

ઓનું ખાસું પ્રદર્શન જોવા મળે. આ મકાનની આગળના ભાગમાં આવેલી પોર્ચમાં જૂના મોડેલની પણ ગોળીઓથી ઘવાયેલી અને આગળથી થોડી બળી જવા પામેલી એક મોટરને વ્યવસ્થિત રીતે ગોઠવીને રાખવામાં આવેલી. આ મોટર જોઈને સહેજે આશ્ચર્ય થયા વિના રહે. નહીં. પણ એની સાથે વાઘણિયા દરબારના સાહસનો અને ક્ષાત્રવટનો એક પ્રસંગ સંકળાયેલો હતો.

દેશી રાજ્યોના એ જમાનામાં પોતાને થયેલા કે લાગતા અન્યાયનો પ્રતિકાર કરવા અને એનું નિવારણ લાવવા, વટ અને સ્વમાનવાળા લોકો માટે બહારવટે નીકળી પડવું એ સામાન્ય વાત લેખાતી; પરંતુ એની સાથે કેટલાક માથાભારે માણસો એક રાજ્યની ઓથ લઈને પાડોશી રાજ્યની હદમાં જઈ ગામડાંઓ ભાંગી, લૂંટફાટ કરી, ત્રાસ ફેલાવવામાં પણ બહાદૂરી લેખતા. જૂનાગઢ રાજ્યમાં આવેલા સોઢાણા વઢાણાના સંધીઓ આવી લૂંટફાટ માટે જાણીતા હતા. આ સંધી લોકો અવારનવાર પડોશ રજવાડાના ગામોમાં જઈ, લૂંટફાટ કે ખૂનખરાબા કરી, જૂનાગઢ રાજ્યની હદમાં નાસી જઈને સલામતીનો શ્વાસ લેતા. રાજ્યનું એમને સીધી રીતે નહીં તો આડકતરી રીતે રક્ષણ મળી રહેતુ.

થોડા વર્ષ પહેલાંની વાત છે. એક દિવસ વાઘણિયા દરબાર સમી સાંજે દરબારગઢના આંગણામાં પાળેલા પક્ષીઓ રમાડતાં બેઠા હતા. એવે વખતે એમના કાને બંદૂકના ભડાકા સંભળાયા. દરબાર સડાક કરતા ઊભા થઈ ગયા. તુરત જ વાવડ કઢાવ્યા. જાણવા મળ્યું કે સંધી લોકો પડખેનું એક ગામ ભાંગવા ચડી આવ્યા છે. એ ગામ વાઘણિયાની હકૂમતમાં હતું નહીં, એટલે એનું રક્ષણ કરવા માટે દોડી જવાની સીધી રીતે એમની જવાબદારી ન ગણાય. પણ પોતે વાઘણિયામાં બેઠા હોય અને અને પડખેનુ ગામ ભંગાતું હોય, પછી ભલે એ બીજા રજવાડાનુ હોય, તો પણ પોતાને ભોંઠપ લાગે, એવા ખ્યાલે તુરત જ તેઓ સાબદા થઈ ગયા, હથિયારો લીધાં, પોતાની મોટર તૈયાર કરી, અને

ચૂનંદા એવા થોડા સશસ્ત્ર સિપાહીઓને સાથે લઈને તાબડતોબ ભંગાતા ગામ તરફ હંકારી ગયા.

મોટરનો અવાજ સાંભળીને સંધીઓ ચેતી ગયા. એમણે અણધાર્યા આવી પડેલા આ પડકારને ખાળવા એક મકાનની ઓથ લઈ મોટર ઉપર ગોળીઓની ઝડી વરસાવી. વાઘણિયા દરબાર અને એમના સિપાહીઓ માટે મોટર સિવાય બીજી કોઈ ઓથ નહોતી. તુરત જ મોટરમાંથી કૂદી પડી, મોટરની ઓથ લઈ, એમણે પણ ગોળીઓનો મારો ચલાવ્યો. સામ સામા મોરચા બંધાઈ ગયા. ગોળીઓની રમઝટ ચાલી. વાઘણિયા દરબાર અને એમના સિપાહીઓની બંદુકોમાંથી છૂટતી ગોળીઓએ સંધી લૂટારાઓને થથરાવી નાખ્યા. એમને પીછેહઠ કરવી પડી. લુંટફાટ કર્યા વિના જ તેઓ ભાગી છૂટયા અને થોડીવારમાં જ અંધારામાં ઓગળી ગયા.

અંધારામાં એમનો પીછો કરવાનું શકય ન હતું. પેટ્રોલની ટાંકીમાં સંધીઓની એક ગોળી લાગતાં મોટર સળગી ઉઠી પણ સંધીઓના ભાગી જવાથી સુરક્ષિત અને નિર્ભય બની ચૂકેલા ગામલોકોએ દોડી આવીને આગ બુઝાવી દીધી. વાઘણિયા દરબાર ગામને લૂંટાતું રોકી શકયા એટલો સંતોષ લઈ, ગામમાંથી કોઈનું ઘોડું માગીને વાઘણિયા પહોંચ્યા.

પ્રસંગ તો નાનો ગણાય છતાં યાદ રહી જાય એવો તો ખરો. આ પ્રસંગની યાદગીરીમાં ગોળીમાંથી વીંધાઈ ગયેલી, થોડી બળી ગયેલી અને વાદળી રંગે રંગેલી એ મોટરને ટાયર વિનાના પૈડાં ઉપર પોર્ચમાં ગોઠવીને સાચવી રાખવામાં આવેલી.

વાઘણિયા દરબાર પશુ પંખીના પણ ભારે શોખીન. હરણ અને કાળિયાર જેવા પશુઓ તેમજ જાતજાતના અને ભાતભાતના નાનામોટા પક્ષીઓની કૂદાકૂદ અને ધૂમાધૂમથી આંગણું ગૂંજતું લાગે. વાદળી સાફા પહેરેલા ચાકરો અને વાદળી સાડીઓ પહેરેલી વડારણોના અવર જવરથી ફળિયું ધમધમ્યા કરે.

મકાનની સજાવટ અને ફળિયાનો ધમધમાટ જોતો હું સહેજ આગળ વધ્યો. બાજુમાં જ વાઘણિયા દરબારે નવા બંધાવેલા એક પાકા મકાનની કાટખૂણે આવેલી ઓશરીના ખૂણામાં હિંડોળાખાટ ઉપર બેસીને વાઘણિયા દરબાર હળવી ઠેસે હિંચકા ખાઈ રહ્યા હતા. બાજુમાં પડેલ એક મોટી અને લાંઠકી ખુરસી ઉપર સરદાર ચંદનસિંહજી, પોતાના ગણવેશમાં જ, પણ પગ લંબાવીને હળવાફૂલ જેવા થઈને આરામ કરી રહ્યા હતા. એમના ચાર સાથીદારો ખોળામાં રાઈફલ રમાડતા રમાડતા ઓશરીની કોર ઉપર બેઠા હતા.

અચાનક મને આવેલો જોઈને દરબાર અમરૂભાઈ અને સરદાર ચંદનસિંહજી ભારે આશ્ચર્યમાં ડૂબી ગયા. દરબારે મને મીઠો આવકાર આપ્યો. મેં ચંદનસિંહજીની સામે એક ખુરસીમાં બેઠક લીધી. થોડી વાર મૌન છવાઈ રહ્યું.

"સરદારજી ! હુ તો કુંકાવાવમાં તમારી રાહ જોતો હતો. પણ જસુભાઈની સાથે કુંકાવાવની છાવણીમાં આવવાને બદલે તમે તો અહીં જ રોકાઇ ગયા !" મેં વાતની શરૂઆત કરી.

"સરદારજી અહીં રોકાઈ ગયા છે એમ કહેવાય નહીં. વાત એમ બની કે આજે બપોર પછી મનેય મન થઈ ગયું અને હું જસુભાઈની સાથે આક્રમણમાં જોડાયો. ભારે મજા આવી, અને સાચું કહું ? હુંય મનમાં માનતો હતો કે આ જુવાનડા નીકળી તો પડયા છે પણ ખરે ટાણે ટકશે ખરા ? પરંતુ આજે જસુભાઈને અને બીજા જુવાનડાઓને સાચી રીતે ઓળખવાનો મોકો મળ્યો. તેઓ મરદાનગીનો ખેલ ખેલી જાણે છે. સાંજે કામ પૂરું થયે બધા કુંકાવાવ જવા રવાના થયા. સરદારજી પણ બધાની સાથે કુંકાવાવ જ જઈ રહ્યા હતા. પણ હું સમજી ગયેલો કે આખો દિવસ મનભાવતું ભોજન ન મળવાને કારણે સરદારજી ઢીલા પડી ગયેલા. કુંકાવાવમાં તો એમને માટે કશી સગવડ થઈ શકે નહીં એટલે હું જ એમને આગ્રહ કરીને મારી સાથે વાઘણિયા

લઈ આવ્યો છું. તમે પણ આવી પહોંચ્યા એ બહુ સારું થયું. હવે સાથે જ વાળુ કરશું." સરદારજીને બદલે દરબાર અમરૂભાઈએ જ વિગતથી જવાબ આપ્યો.

"દરબાર સાહેબ! વાળુ કરવુ હોય તો તો આ મારું ઘર જ છે ને! પણ આજે એવી નિરાંત લઈને આવ્યો નથી. સરદારજીનું જરૂરી કામ હતું. તેઓ કુંકાવાવ આવવાને બદલે અહીં રોકાઇ ગયા છે એમ જાણ્યું એટલે ઊભા ઊભા 'એમની સાથે થોડી વાત કરવા જ આવ્યો છું. મારે પાછા ફરવાની ઉતાવળ છે. પરન્તુ પહેલાં તમે નિરાતે વાળુ કરી લો. ત્યાં સુધી હું અહીં બેઠો છું" મેં દરબારના આગ્રહભર્યા નિમંત્રણનો વિનયપૂર્વક અસ્વીકાર કર્યો.

"આપણુ વાળુ તો તૈયાર જ છે પણ સરદારજી અહીં થોડા આપણા ખીચડી કઢી જમવા આવ્યા છે? કાના કસુબા વિના બંધાણીની નાડયું તૂટે એ તો આપણે જાણીએ છીએ. પણ મનગમતા ભોજન વિના પણ નાડયું તૂટતી હશે એ આજ જાણ્યું. સરદારજીને એમનુ મનભાવતું ભોજન ખાવાની ઇચ્છા થઈ છે, એટલે અમારા આવ્યા પછી જ એમની રસોઇ શરૂ કરાવી છે. વાળુને થોડી વાર લાગશે. જરૂરી કામ હોય તો વાળુ પહેલાં જ વાત પતાવી લો ને?" દરબારે સૂચન કર્યું.

વાત કઇ રીતે કરવી એની થોડો વખત મેં ગડમથલ અનુભવી.

"સરદારજી! અમરાપુરના આક્રમણ પછી જસુભાઇની સાથે રવાના થતી વખતે તમે મને અમરાપુરમાં ઘરેણાંની એક નાની પોટલી અને નોટોની એક થોકડી આપેલી. એમાં કેટલા ઘરેણાં અને કેટલા રૂપિયા હતા એનો કંઈ ખ્યાલ છે?" મેં થોડા સંકોચ સાથે વાતની શરૂઆત કરી.

"કેમ? અત્યારે એનુ શું છે?" આરામથી બેઠેલા સરદારજી ટટ્ટાર થઈ ગયા.

"ચોકસાઈ ખાતર જાણવા માગું છું." મેં ટૂંકો જવાબ આપ્યો.

ઘરેણા તો ગણ્યા ન હતાં. હાથ પડયા એની પોટલી બાંધી લીધેલી રૂપિયાની નોટો ગણેલી, ચાર હજાર રૂપિયા હતા" સરદારજીએ જવાબ આપ્યો.

"મને સ્મરણે છે કે તમે અમરાપુરમાં મને નોટોની થોકડી આપી ત્યારે ચાર હજાર રૂપિયા છે– એમ કહીને જ આપેલી, પરંતુ કુંકાવાવની છાવણીમાં આ ઘરેણાં અને રકમ જમા કરાવતી વખતે ગણ્યા, તો રૂપિયા ચાર હજારને બદલે ત્રણ હજાર હોવાનું મને કહેવામાં આવ્યું છે."

"તો ગણવામાં કંઈક ભૂલ થઈ હશે. મેં ખુરશીમાં બેસીને નિરાંતે થોડી નોટો ગણેલી? ચાલતાં ચાલતાં ઉતાવળે ગણેલી, અને આખી થોકડી જેમની તેમ તમને આપી દીધેલી. ખરું જોતાં આ તો લડાઈ છે. આવી ગણતરી કરવા બેસાય નહી." સરદારજી વધુ ટટ્ટાર થયા.

"હું ય સમજું છું કે અમરાપુર આપણે વેપાર કરવા નહી પણ લડવા ગયેલા. ધડ માથે માથું ન હોય ત્યારે આવી ગણતરી કરવા બેસાય નહીં. એ પણ હું સમજું છું. તમે નોટો ગણ્યા વિના અને આંકડો કીધા વિના મને થોકડી આપી હોત તો તો સવાલ જ ઊભો થવાનો નહોતો પણ તમારા કહેવા મુજબ ભલે ચાલતાં ચાલતાં અને ઉતાવળમાં પણ તમે નોટો ગણેલી ખરી. ઉતાવળમાં ગણીએ તો નોટો હોય એના કરતાં ઓછી ગણવાની ભૂલ થાય, વધુ ગણવાની ભૂલ થાય જ નહીં. તમે ચાર હજારની નોટો ગણી અને નીકળી ત્રણ હજારની. હજાર રૂપિયાની નોટો કદાચ ખીસામાં રહી ગઈ હોય, જરા ખીસાં તપાસી જોશો?" મેં કહ્યુ.

"મેં હજાર રૂપિયાની નોટો રાખી લીધી છે એવી તમને શંકા જાય છે?" સરદારજી ઊંચા અવાજે, જરા ગુસ્સાથી બોલી ઊઠયા. "શંકાનો સવાલ નથી. ચોકસાઇનો સવાલ છે." મેં હળવાશથી કહ્યું.

"મેં તો જે હાથ પડયું એ તમને આપી દીધું. મારા ખીસામાં કશું જ નથી." ટૂંકા વાકયમાં પણ સરદારજીના ગુસ્સાની માત્રા વધેલી લાગી.

"સરદારજી! ચોકસાઈ ખાતર કહું છું કે ફરી એક વાર તમારાં ખીસાં તપાસી જુઓ." મેં પણ જરા કડક અવાજે કહ્યું."

"મેં આખો દિવસ ખીસાં તપાસ્યા કર્યાં છે. ખીસામાં કશું જ નથી." સરદારજી એમની વાતને વળગી રહ્યા.

સરદારજીનો મને વિશેષ પરિચય તો હતો નહીં. લશ્કરી માણસ રહ્યા. વધુ તાણવાથી વાત વણસી પણ જાય. પણ આગળ પાછળની આવી વાતોનો વિચાર કરવાને બદલે મારાથી સખ્ત અવાજે કહેવાઈ ગયું. "સરદારજી! જરા ઊભા થશો?"

આટલું કહ્યા પછી મને લાગ્યું કે આમ કહેવામાં જોખમ હતું. સરદારજીને અપમાન લાગે તો કદાચ બગડી પણ બેસે. પણ મારા આશ્ચર્ય વચ્ચે તેઓ એક પણ અક્ષર બોલ્યા વિના સડાક દઈને ઊભા થઈ ગયા.

ગણવેશધારી સરદારજીના ખાખી કોટના એક બાજુના નીચલા ખીસામાં મેં હાથ નાખ્યો, ખીસું ખાલી, હું થોડો ભોંઠો પડયો, પણ જ્યાં બીજા ખીસામાં હાથ નાખ્યો તો હજાર રૂપિયાની નોટો અને વધારામાં સોનાના પટ્ટા સાથેની એક કાંડા ઘડિયાળ નીકળી પડયા.

સરદારજીએ ધાર્યું જ નહોતું કે કોઈ એમનાં ખીસામાં હાથ નાખશે અને એમને ભોંઠા પડવાનો વખત આવશે. એમના ચહેરાની રેખા તંગ થઈ ગઈ. પણ તુરત જ તેઓ છોભીલા પડી ગયા, બીજા ખીસા તપાસવાની મેં ઈચ્છા કે હિંમત કરી નહીં. તેઓ શાંતિથી પોતાની ખુરસીમાં બેસી ગયા.

"સરદારજી! અવિવેક થતો લાગે તો માફ કરશો. પણ આજે સવારે અમરાપુરમાં મેં તમને કહેલું જ કે આરઝી હકૂમતની લોકસેના જૂનાગઢને મુક્ત કરવા માટે લડવા નીકળી છે. ઝૂંટાઝૂંટી કે લૂંટફાટ માટે નહીં. કોઈ પણ સ્ત્રી પુરુષની અંગત મિલ્કતને હાથ પણ ન લગાડવાની અમારી નીતિ ધ્યાનમાં રાખવાની મેં તમને વિનંતી કરેલી. ઉતાવળમાં હજાર રૂપિયાની થોકડી ખીસામાં રહી જાય એ તો સમજાય એવી વાત છે. પરંતુ સોનાના પટ્ટાવાળું આ કાંડા ઘળિયાલ કયાંથી આવ્યું?" મેં મારી બેઠક ઉપર બેસતાં બેસતાં કહ્યું.

સરદારજી મૌન રહ્યા. વાઘણિયા દરબાર સ્તબ્ધ બનીને જોઈ રહ્યા. વધુ વાતચીતની જરૂર ન રહી. સમજવા જેવું સૌએ સમજી લીધું.

"બાપુ! મહેમાનોની થાળિયું તૈયાર છે." કમ્મરે ભેટ અને માથે વાદળી સાફો બાંધેલા ચાકરે આવીને જાણ કરી.

"સરદારજી! ઊઠો! મન ઉપર કશો ભાર રાખ્યા વિના નિરાંતે તમારું ભોજન લઈ લો. પછી આપણે સાથે જ નીકળીયે." મેં કહ્યું.

"સરદારજીનું મન છે તો ભલે ને અહીં રાત રોકાઈ જાય! કુંકાવાવની છાવણીમાં એમની સગવડ નહીં સચવાય અહીં સગવડ તૈયાર છે." દરબાર અમરૂભાઈએ વિવેક કર્યો.

"દરબાર સાહેબ! હું અહીં હજાર રૂપિયાનો હિસાબ કરવા નથી આવ્યો. સરદારજીનું બહુ જરૂરી કામ છે. અહીંને બદલે તેઓ કુંકાવાવ આવે એ જરૂરી છે." મેં જણાવ્યું.

દરબાર કે સરદાર કશું બોલ્યા નહીં.

સરદારજીને અને એમના સાથીઓને લઈને દરબાર ભોજનખંડમાં ગયા. હું બેઠકમાં જ બેસી રહ્યો.

થોડીવારે બધા ભોજન લઈને આવી ગયા. એટલે મેં દરબાર અમરૂભાઈની વિદાય લીધી. અને સરદારજી તથા એમના સાથીઓને લઈને કુંકાવાવ જવા રવાના થયો.

એ જ રસ્તો, એ જ ચાંદની, એ જ ઠંડી, એ જ મજાનું વાતવરણ, એ જ કુદરત, એ જ શાંતિ, પણ હકિકતે એ તરફ અમારું કોઈનું લક્ષ ગયું જ નહીં. મનમાં ગડમથલ ચાલતી હતી, થોડીવારમાં જ કુંકાવાવની છાવણીમાં અમે

જઈ પહોંચ્યા.

કુંકાવાવ પહોંચ્યા ત્યારે છાવણીમાં જમાવટ થઈ ગઈ હતી. ભળકડું થતા પહેલાં, યુદ્ધ માટે છાવણીમાંથી હંકારી ગયેલા સૈનિક મિત્રોમાંથી મોટા ભાગના સૈનિકો આખા દિવસના શ્રમ, ભૂખ, અને થાક પછી પણ ઉત્સાહથી ઉછળતા ઉછળતા છાવણીમાં આવી પહોંચ્યા હતા. અને ભોજન લઈને, જ્યાં જગ્યા મળી ત્યાં આડે પડખે પડયા પડયા પોતપોતાના અનુભવો વર્ણવી રહ્યા હતા.

અમે પણ ખુલ્લા મેદાનમાં જ એક બાજુ થોડી બેઠક જમાવી.

"સરદારજી ! મારું વાઘણિયા આવવાનું ખરું પ્રયોજન તો એ હતું કે રાજકોટથી તાકીદનો સંદેશો મળ્યો છે અને તમને તાબડતોબ રાજકોટ બોલાવ્યા છે." મેં સરદારજીને કહ્યું.

"ઢેબરભાઈએ તો મને તમારી મદદમાં રહેવાનું જણાવ્યું છે." સરદારજી બોલ્યા.

"વાત ખરી. તમે આજે અમારી સાથે રહ્યા. અમને ઘણી મદદ કરી. હું ઢેબરભાઈનો, રસિકભાઈનો અને તમારો ખૂબ ખૂબ અહેસાનમંદ છું." મેં કહ્યું.

"પણ મારાથી તમને છોડીને જવાય જ કેમ ?" સરદારજીએ પ્રશ્ન કર્યો.

જેમણે તમને અમારી સાથે રહેવાની સૂચના આપી એ જ તમને તાબડતોબ રાજકોટ બોલાવતા હોય તો ?" મેં સામે પ્રશ્ન કર્યો.

"પણ કંઈ કારણ જણાવ્યું છે ?" સરદારજીએ બીજો પ્રશ્ન કર્યો.

"કંઈ કારણ જણાવ્યું નથી. પણ ખાસ માણસ સાથે આટલો જ સંદેશો આવ્યો છે." મેં કહ્યું.

સરદારજી વિચારમા પડી ગયા.

"તમે અહીંની ચીંતા કરશો નહીં. રાજકોટમાં આપણે મળ્યા ત્યારે તમને લાગતું હતું કે વગર તાલીમે, વગર ગણવેશે, વગર સાધનોએ અમે કેમ લડી શકીશું ? પણ આજે તમે આખો દિવસ અમારી સાથે રહ્યા, અમારા જુવાનને લડાઈના મેદાનની આછી પાતળી રમત રમતા જોયા. હવે ફિકર કરવા જેવું લાગે છે ?" મેં પૂછ્યું.

"જુવાનો છે તો હિંમતવાળા." સરદારજીએ ટૂંકો અભિપ્રાય આપ્યો.

"તો તમો રાજકોટ જઈ ઢેબરભાઈને પણ નચિંત રહેવા જણાવો એમ ઈચ્છું. થોડી વાર બેસો હું આવેલ સંદેશવાહકને પત્ર લખી આપું." સરદારજીને મેદાનમાં જ બેસાડી હું કાર્યાલયમાં ગયો. એક સૈનિકને સરદારજી સાથે રાજકોટ જવા તૈયાર કર્યો. એની સાથે શામળદાસભાઈને સંબોધીને પત્ર લખી આપ્યો કે અમારી ચિંતા કરીને ઢેબરભાઈએ સરદાર ચંદનસિંહજીને અમારી સાથે રહેવા અને મદદ કરવા મોકલ્યા એ બદલ ખૂબ આભાર. તેઓ ખૂબ અનુભવી અને કુશળ અફસર છે એની પણ ના નહીં. પરન્તુ એમની કેટલીક રીતરસમ અને એમના કેટલાક ખ્યાલો જોતાં વધુ વખત એમને લોકસેનાની સાથે રાખવા એ મને હિતાવહ નથી લાગતું. પત્રમાં વધુ લખતો નથી. મળવાનું થશે ત્યારે વિગતે વાત કરશું. અત્યારે તો એમને રાજકોટ મોકલું છું. તમને એની જરૂર લાગે તો રાજકોટ જ રોકી રાખશો. અહીં મોકલતા નહીં. અહીં એમના વિના કોઈ મુશ્કેલી નહીં આવે.

ચંદનસિંહજી ભારે ચબરાક હતા. એમને રાજકોટ જ મોકલવાનું કારણ સમજી ગયા. મનમાં ખૂબ નારાજ હતા પણ આખરે એ લશ્કરી તાલીમ પામેલા એક અનુભવી અફસર હતા. કશી આનાકાની કર્યા સિવાય તેઓ રાજકોટ જવા તૈયાર થઈ ગયા. એમનું આ શિસ્તપાલન જોઈને મને એમના માટે માન પેદા થયું. હવે કદાચ ન પણ મળીએ એમ સમજીને અમે હસ્તધૂનન કરી છૂટા પડયા. થોડીવારમાં જ સરદાર ચંદનસિંહજી, એમના ચાર સાથીઓ તેમજ શામળદાસભાઈ ઉપરનો મારો પત્ર લઈ જનાર સૈનિકને લઈને જીપ રાજકોટ જવા રવાના થઈ ગઈ.

આખા દિવસનો થાક ઉતારવા અમે પથા-



[અનુ. પૃ. ૨૯

# ઉંદરને ઘંટ કોણ બાંધશે ?

અનિલ હ. ભટ્ટ

બિલાડી ચુપચુપ આવીને ઉંદરોને ઝડપી લે છે એનો ઉપાય વિચારવા માટે ઉંદરોની એક સભા મળી. એક કહેવાતા શાણા ઉંદરે પ્રસ્તાવ મૂક્યો કે જો આપણે બિલાડીની કોટે ઘંટ બાંધીએ તો એ ચાલે ત્યારે એનો અવાજ થાય ને આપણે સંતાઈ જઈ શકીએ. આવી વાર્તા આપણે સૌએ નાનપણમાં સાંભળી છે.

બિલાડીની કોટે કોઈએ ઘંટ બાંધ્યો કે નહિ તે આપણે જાણતા નથી, પણ આપણા માટે ઉંદરને ગળે ઘંટ બાંધવાની વેળા આવી પહોંચી છે, એ નિઃશંક છે. નીચે આપેલી હકીકતો પર જરા દૃષ્ટિપાત કરો.

## બે એ બસ ભરીને

સુખી કુટુમ્બ માટે બે બાળકો બસ છે પણ બે ઉંદર જો ભેગા થાય તો બસ ભરીને બચ્ચાં પેદા કરી શકે છે. ઉંદરોની વસતિની વૃદ્ધિ ખૂબ ઝડપી છે અને ઉંદરની એક જોડી (મિસ્ટર અને મિસિસ ઉંદર) વર્ષે ૧૨૭૦ની સંખ્યા કરી નાખે છે. તેમની આવરદા પ્રમાણમાં લાંબી હોય છે અને જો તેમને પાંજરામાં રાખવામાં આવે તો પણ તેઓ પાંચ વર્ષ સુધી જીવી શક્યાના દાખલા છે. ભારતમાં દર સેકન્ડે એક બાળક જન્મે છે એવું સાંભળીને આપણે 'અધધધ...' એમ બોલી પડીએ છીએ, પણ આ જ ભારતમાં દર સેકન્ડે ૬૦ ઉંદર જન્મે છે એવું તમને કોઈ કહે તો ? વર્ષના બારે માસ ઉંદર બચ્ચાંને જન્મ આપી શકે છે અને એક વર્ષમાં હજારો ઉંદરોની ફોજ પેદા થઈ શકે છે. ઉંદરમાં ગર્ભ ધારણ કરવાની શકિત ત્રણ માસની ઉંમરથી જ શરૂ થઈ જાય છે અને માદા ઉંદર દર ચાર દિવસે આવી સ્થિતિમાં આવે છે, જે ત્રણ દિવસ સુધી ચાલુ રહે છે. ગર્ભ ધારણ પછી ૩ થી ૪ અઠવાડિયે માદા આશરે ૮ થી ૧૦ બચ્ચાંને જન્મ આપે છે. આ બચ્ચાંઓ ત્રણ માસની ઉંમર થતાં ફરી પાછા બચ્ચાંને પેદા કરવા શક્તિમાન બની જાય છે. આ રીતે એક નર–માદા વર્ષ દરમિયાન ૫૦૦ થી ૮૦૦ બચ્ચાંઓ પેદા કરે છે અને એક વર્ષમાં તો ૩૫૦ લાખ જેટલી ઉંદરની સેના ઊભી કરી નાખે છે. ભારતમાં વ્યક્તિ દીઠ ૫ થી ૮ ઉંદર આવે છે.

ઉંદરો શૂન્યથી નીચે ૧૦ ડિગ્રી સેન્ટીગ્રેડ ઉષ્ણતામાને જીવી શકે છે ને રણમાં પણ રહી શકે છે. જુદા જુદા અંદાજો પ્રમાણે ભારતમાં ઉંદરોની વસ્તી ૨ અબજ ૪૦ કરોડથી માંડીને ૪ અબજ ૮૦ કરોડની વચ્ચે છે. ઉત્તર પ્રદેશમાં ઘર દીઠ ૮.૦ થી ૧૮.૫, ગુજરાતમાં ૯.૪૪ અને રાજસ્થાનમાં ૫.૨૦ ઉંદરો હોવાનો અંદાજ છે. મુંબઈમાં વર્ષોથી દરરોજના આશરે ૩૦૦૦ ઉંદરો પકડવામાં આવે છે, છતાં તેમની સંખ્યા ઘટતી નથી કારણ કે ઉંદરોને પકડવાથી અંદરો અંદર થતી જીવવા માટેની હરીફાઈ ઓછી થાય છે ને તેથી દરેક ઉંદરને પૂરતો ખોરાક મળી રહે છે.

## ઉંદરને ઓળખો

ઉંદર ક્રિકેટની રમતના ચિટકુ બેટ્સમેન જેવા હોય છે. ગમે તેવી કટોકટીભરી સ્થિતિમાં પણ ટકી રહે. ઉંદર પાણીમાં તરી શકે, ગમે ત્યાં ચઢી–ઉતરી શકે, ચાર માળના મકાનની અગાશી પરથી ફેંકો તો પણ હાડકાં પાંસળાં ભાંગે નહિ, ૩ – ૪ દિવસ ઉપવાસ ખેંચી કાઢે અને ૧ – ૨ દિવસ પાણી ન મળે તો પણ ચલાવી શકે. એના દાંત દર વર્ષે ૧૨ સેન્ટીમીટર જેટલા વધી જાય અને એ જો વધારે લાંબા થઈ જાય તો ઉંદર ખોરાક લઈ ન શકે અને મરણને શરણ થાય. આવું ન બને તેટલા માટે તેને સતત કંઈ ને કંઈ કોતર્યા કરવું પડે છે. આ માટે તે ખેતર ખોદતો રહે, કપડાં – લાકડાં ફાડતો રહે અને પતરાં પણ કાપી નાખે. આ રીતે પોતાના દાંતને યોગ્ય

કદમાં જાળવી રાખે છે.

આપણે ખાઈ શકીએ કે પ્રાણીઓ ખાઈ શકે તેવા બધા જ પ્રકારનો ખોરાક ઉંદર ઝાપટી શકે છે. તે રતાંધળો હોવાથી તેની દૃષ્ટિ ટૂંકી છે પણ કુદરતે બદલામાં તેને સ્વાદેન્દ્રિય અને ઘ્રાણેન્દ્રિય ખૂબ જ સતેજ આપી છે. ખોરાક કઈ દિશામાં હશે તે દૂરથી પારખી શકે છે અને સ્હેજ ભય જેવુ જણાતાં (ઉભી પૂછડીએ !) ભાગી છૂટે છે.

ઉંદરમામા શંકાશીલ પતિ જેવા છે. સ્વભાવે ઉંદરની જાત વહેમી હોવાથી નવો ખોરાક ચકાસણી વગર આરોગતા નથી. અરે, રોજિંદા 'જમણ'નું જો વાસણ બદલાઈ જાય તો તે વાસણને પણ શંકાથી જૂએ ! ઉંદર પોતાના આવવા-જવાને રસ્તે ચીકણો પદાર્થ છોડતો જાય છે જેથી પાછા ફરતા ભૂલા ન પડી જવાય. રસ્તામાં કોઈ નવો અવરોધ આવે તો ઉંદરભાઈ પાછા વહેમાય, તેની આજુ-બાજુ ફરે ને મૂળ રસ્તો શોધીને, જંપે. મોટા ભાગે તેઓ રાતે ખોરાકની શોધમાં નીકળે છે.

### દુશ્મન નંબર વન

ઉંદરની જાત માનવ જાતની મોટામાં મોટી શત્રુ છે એમાં આપને શંકા છે? જો શંકા હોય તો આંગળ વાંચો.

એક અનુમાન પ્રમાણે ૬૦ કરોડ ઉંદર જેટલું અનાજ એક વર્ષમાં ઝાપટી જાય તેટલું અનાજ ૧૦ કરોડ લોકોને એક વર્ષ માટે પૂરતું થઇ પડે. આ શ્રીમાન ૪૨૦ જેટલું અનાજ ખાય છે તેના કરતાં વીસગણું અનાજ તેમની લીંડી, પેશાબ અને વાળથી બગાડે છે. એક ઉંદર દરરોજ સરેરાશ ૨૫ થી ૧૨૫ લીંડીઓ મૂકે છે અને ૧૫ થી ૨૫ મીલિલિટર પેશાબ કરે છે. તે ઉપરાંત તેના લગભગ પાંચ લાખ વાળમાથી નિયમિત થોડા થોડા વાળ ખરતા જ રહે છે. એક લીંડીમાં ઉંદરના શરીરના સરેરાશ ૧૦૦ થી ૨૦૦ વાળના ટૂકડા હોય છે.

ઉંદરો પાકને વાવતા પણ નથી કે નથી લણતા, આમ છતાં ભારતનાં ઘણા માણસો કરતાં તેને વધારે ખોરાક મળે છે. આપણા દેશમાં દસ ટકા જેટલું અનાજનું નુકસાન તો ફકત ઉંદરો જ કરે છે. નિષ્ણાંતો માને છે કે આ બગાડ જો અટકાવી શકાય તો ઘઉં અને ડાંગરમાં આપણે સ્વાવલંબી થઈ જઈએ. હુગલી જિલ્લાના દિગસૂઈ ગામમાં લોકોએ ઉંદર દીઠ મારવાના માત્ર બે પૈસા ખર્ચીને ૨૪૦૦ ઉંદરોનો (રામ બોલો ભાઈ રામ) નાશ કર્યો અને એક જ મહિનામાં ખા......સ્સું એક ટન અનાજ બચાવ્યું હતું. એક સાપ એક વર્ષમાં આશરે ૩૦૦ થી ૪૦૦ ઉંદરો સ્વાહા કરી જાય છે. આવા બિન-ઝેરી સાપ ઉછેર્યા હોય તો ?

આસામ અને તેની આજુબાજુના પ્રદેશોમાં ઉંદરો ખેત-પેદાશને ૮૦ થી ૯૦ ટકા જેટલું નુકસાન પહોંચાડે છે. રાજસ્થાનમાં ૧૯૭૦માં કેટલાક જિલ્લાઓમાં ચાર વખત બાજરો વાવવો પડ્યો હતો કારણ કે દરેક વખતે ઉંદરોએ તેનો નાશ કરેલો. થોડા વર્ષ અગાઉ સૌરાષ્ટ્રમાં મગફળીના પાકમાં ઉંદરોને લીધે ખૂબ જ નુકસાન થયું હતું અને ઉંદરોના નાશ માટે સામૂહિક ઉપાયોનું આયોજન કરવું પડયું હતું. પરિણામે ત્યાં હવે નિરાંત છે. જ્યારે લક્ષદ્વિપના નાળિયેરીના પાકોમાં આ જ ઉંદરો ૧૫ થી ૫૦ ટકા જેટલું નુકસાન કરે છે.

ઉંદરોના દાંત જીવનભર ઊગ્યા કરે છે ને અંદરથી વળાંકવાળા ધારદાર બને છે. તેઓ માણસની ખોપરી તોડીને મગજ સુધી પોતાના દાંત ખૂંપાવી શકે છે. ઉંદરો પ્લેગ, ટાઈફોઇડ, પેરાટાઈફોઈડ, બેકટેરિયલ ફૂડ પોયઝનીંગ જેવા ભયંકર રોગો ફેલાવવા માટે જવાબદાર છે. ઉંદરો બાળકોને કરડે છે, આગ ફેલાવી શકે છે, રેલ્વે અકસ્માતો સર્જી શકે છે, મોંઘાદાટ કપડાં, પૈસાની નોટો અને ઈલેકટ્રિક વાયર પણ ફાડી નાખે છે. કાઠમંડુ (નેપાળ) થી મળતા સમાચારો પ્રમાણે ત્યાં ભારતીય સહાયથી બંધાયેલ ગંડક સિંચાઈ કેનાલમાં ભંગાણ તેમ જ લિકેજ માટે અને સૂરજપુર વિદ્યુત મથક ચાલુ કરવામાં થયેલા એક માસના વિલંબ માટે ખેતરાઉ ઉંદરોનું ટોળું જવાબદાર હતું. ઉંદરોએ મોટા

પ્રમાણમાં પાડેલા દરો કે જે પૈકીનાં કેટલાક ૫૦ મીટર જેટલાં લાંબા હતાં તેને પરિણામે કેનાલમાં ગાબડાં પડી ગયા હતા. નવું શરૂ થનારું જળ-વિદ્યુત મથક આ ભંગાણથી માત્ર એક કિલોમીટર જ દૂર હોઈ તેના પર પણ અસર પડી હતી.

બોલો, આથી વિશેષ કંઈ જાણવું છે? અને આમ છતાં આપણી અંધશ્રદ્ધા તો જુઓ કે બિકાનેરમાં આવેલા દેશનોખ મંદિરના કરણીમાતાના ભક્તજનો ઉંદરોને લાડુ ધરાવે છે. બાજરીના દાણા નજીકમાં જ પડયા હોવા છતાં આ ઉંદર મહારાજો બાજરીને અડતા નથી પણ ભક્તજનો લાડુ ક્યારે ધરે તેની રાહ જોઈ બેસી રહે છે.

### એક ઉખાણું ઉકેલો

એક નાનો ઉંદર અને એક મોટો ઉંદર અનુક્રમે સરેરાશ રોજનું ૧૦ ગ્રામ અને ૨૦ ગ્રામ અનાજ ખાય બગાડે છે. ભારતમાં જો મનુષ્યોની વસતિ ૭૦ કરોડ હોય અને જો વ્યક્તિદીઠ સરેરાશ પાંચ ઉંદરો આવે તો બધા ઉંદરો મળીને રોજનું કેટલું અનાજ ખાતા હશે? આખા વર્ષમાં ઉંદરો જે અનાજ ખાય કે બગાડે તેની કિંમત કેટલી થતી હશે? આ અનાજ જો બચાવી શકાય તો કેટલા માણસોને પૂરતો ખોરાક આપી શકાય?

સાવધાનઃ નબળા હૃદયવાળાએ ઉપરનો કોયડો ઉકેલવા પ્રયત્ન કરવો નહિ, કારણકે ગણતરીમાં નુકસાનીની રકમ કરોડો રૂપિયામાં આવે છે!

### મરે તો જ સવા લાખનો :

હાથીભાઈ ભલે જીવતા લાખના અને મરે તો સવાલાખના કહેવાય, પણ આપણા આ ઉંદરમામા તો મરે તો જ કામના. ઉંદરની ચામડીમાંથી પર્સ, ઘડિયાળના પટ્ટા, કમ્મરના પટ્ટા, બૂટ, હાથના મોજાં વિગેરે બનાવીને નિકાસ કરવામાં આવે છે.

### અને છેલ્લે

આ બધી વાતો વાંચીને એમ લાગે છે કે ઉંદરને ઘંટડી બાંધવાથી આપણું કામ પતે એમ નથી. ઉંદરનું સંપૂર્ણ નિયંત્રણ જ જરૂરી છે. ઉંદરને ખોરાક અને પાણી ન મળે તેવી રીતે બધું વ્યવસ્થિત બંધ રાખીએ, છાપરામાં તેમની ભરાઈ રહેવાની જગ્યાએ પહોંચવાના માર્ગમાં અવરોધો મૂકીએ, બિલ્લીમાશી (ઘંટ બાંધ્યા વગરની રતો!) ને પાળીએ ને દિવસે પણ સંતાઈ રહેવાનું ન મળે તેમ કરીએ તો, તે ખીજે જતા રહેશે. ઉંદર-નિયંત્રણમાં એક વાત યાદ રાખવા જેવી છે. તમે ઉંદર નિયંત્રણ કરતા હશો ને તમારો પડોશી નહિ કરતો હોય, તો એ નહિ ચાલે, સામૂહિક પ્રયત્ન એ જ એક માત્ર ઉપાય છે.

❋

પૃ. ૨૬થી ચાલુ]

રીમાં લંબાવીએ ત્યાર પહેલાં અમારે બીજા દિવસનો વિગતવાર કાર્યક્રમ ઘડી કાઢવાનો હતો એટલે વીરચંદભાઈ, દળપતિઓ અને હું એ કામમાં ગૂંથાયા. લોકસેનાના કેટલાક સૈનિકોએ કબજે કરેલ ગામોના રક્ષણની અને વહીવટની જવાબદારી સોંપવામાં આવતાં, આક્રમણ માટે અમારું સંખ્યા બળ ઘટવા પામેલું એ ગણતરીએ બીજા દિવસનો કાર્યક્રમ ઘડી રાતના બેએક વાગ્યે અમે ફારેગ થયા. કાર્યાલયની નાની કોટડીમાંથી બહાર નીકળીને જોયું તો દિવસ આખો અવિરત શ્રમ લઈને થાકયા પાકયા, લોથ થઈ ગયેલા સૈનિકો, છાવણીની ટૂંકી જગ્યામાં ભીંસોભીંસ ઢળી પડયા હતા. ઠંડીનો ચમકારો હોઈને બેચાર કુરકુરિયા સૈનિકોના પડખામાં લપાઈને હૂંફ મેળવી રહ્યા હતા. ફરજ ઉપરના સંત્રીઓ ખડેપગે શસ્ત્રોનો અને છાવણીનો પહેરો ભરી રહ્યા હતા. સૈનિકો સૂઈ ગયા હતા છતાં છાવણી જીવંત લાગતી હતી. અમારે આંખનું ઝેર ઉતારવા થોડી વાર લંબાવવું હતુ. પણ લંબાવવા જેટલી જગ્યા જ ન મળે. એટલે અમે બેઠાં બેઠાં જ ઝોલાં ખાઈને રાત પસાર કરી.

(ક્રમશઃ)

# વૃક્ષ-નારાયણની કથા

ડૉ. વિઠ્ઠલભાઇ પટેલ (સુરેન્દ્ર બાગવાળા)

## પ્રથમ અધ્યાય

એક વખત સ્વર્ગમાં કૃષ્ણ ભગવાન આનંદ માણી રહ્યા હતા, ત્યારે વિચાર આવ્યો : "હું તો આનંદ કરું છું, પરંતુ ભૂતલ પર મારા ભક્તો સુખી તો હશે ને ?"

તેમણે નારદજીને બોલાવી કહ્યું : "જાઓ પૃથ્વી પર અને જાણી આવો કે ત્યાં લોકો બરાબર સુખી તો છે ને ?"

નારદજી તો ઊપડયા હાથમાં તંબુરો લઈ ગામ ચોરા પર જઈ બેઠા. મનમાં થયુ, આ તંબુરો વગાડીશ એટલે સૌ લોકો સાંભળવા દોડી આવશે. નારદજી તંબુરો વગાડી થાકયા પણ કોઈ આવ્યું નહીં.

એટલામાં ત્યાંથી એક માણસ હાંફળો ફાંફળો જતો હતો, તેને ઊભો રાખ્યો અને પૂછયું : "કાં ભાઈ, છો તો મજામાંને ?" પેલો માણસ તો ગુસ્સે થઈ ગયો, કહે : "હું કયાં તારી જેમ નવરો છું ! મારો દિકરો દવાખાને પડયો છે, દવા લાવવી છે સાંજે પગાર મળશે ત્યારે દવા લાવવાનો વેંત થશે."

એટલામાં એક કેડ વળી ગયેલા ડોશીમા નીકળ્યાં. બિચારીને માથે મોટો ભારો. નારદજીને દયા આવી, દોડયા પૂછવા : "માજી, આટલો મોટો ભારો ન ઉપાડતાં હો તો ?" માજી તો ગુસ્સે થઇ બોલ્યાં : "આટલા લાકડાંની ભારી વેચવા ન જાઉં તો સાંજે ખીચડી લાવવાના પૈસા કયાંથી લાવું ? તો તો મારે ઉપવાસ કરવો પડે."

નારદજી ખૂબ દુઃખી થઈ ગયા. દોડયા ભગવાન પાસે અને કહ્યુ : ભગવાન ! ત્યાં પૃથ્વી પર તો બધાય દુઃખી છે. બધે જ તૂટો દેખાય છે. સર્વે લોકો જીવવા માટે ફાંફા મારે છે. હે ભગવાન, લોકોને સુખ મળે તેનો કોઈ રસ્તો બતાવો તેઓનું દુઃખ મારાથી જોવાતું નથી."

ભગવાન બોલ્યા : "નારદજી, પૃથ્વી પર પાછા જાઓ, લોકોને સમજાવો કે આ બધાય દુઃખનો એક જ ઉપાય છે, આ દુઃખ નિવારણ માટે જ મેં મારું નામ "રણછોડ" રાખ્યું છે. લોકો છોડ કાપે છે, વૃક્ષો કાપે છે, લીલોતરીનો નાશ કરે છે, માટે જ પૃથ્વી પર વરસાદ ઘટી ગયો છે, સર્વત્ર રણનો ફેલાવો થઈ રહ્યો છે, દુકાળ પડે છે, અનાજ પાકતું નથી. દુઃખમાંથી મુક્તિ મેળવવા વૃક્ષો વાવો તો રણછોડરાયનું નામ લેવાથી પણ વધુ પુણ્ય મળશે, સૌ સુખી થશે"

ભગવાન રણછોડરાયનો આ સંદેશો લોકોએ ઝીલ્યો, ખૂબ જ વૃક્ષો વાવ્યાં, વરસાદ વધ્યો, અનાજના ઢગ થયા, બળતણનો તૂટો ન રહ્યો અને સૌ લોકો સુખી થયા.

આ વાત નારદજીએ કહી ત્યારે લોકોએ પૂછયું : "હે નારદજી ! આ મંગલદાયી જંગલ ઉછેરવાની વાત અથથી ઈતિ કહો; જેથી અમે સૌ પણ વૃક્ષ ઉછેરી સમૃદ્ધિ પામીએ."

નારદજીએ તે સમયે જે વાત સમજાવી તે વાત આજે તમને સૌને સંભળાવું છું. તમે પણ આ જ રીતે જંગલ ઊછેરશો તો સુખ, સમૃદ્ધિ અને શાંતિને વરશો."

## દ્વિતીય અધ્યાય

લોકોએ નારદજીને પૂછયું, "અમને વખત નથી, અમને રોપ ઊછેરતાં આવડતું નથી તો અમારે શું કરવું જોઈએ ?"

નારદજી કહે : "તમને સૌને મફત રોપ આપીશું."

લોકોએ પૂછયું : "અમારી પાસે થોડી જમીન છે. એ બધી જમીનમાં ઝાડ વાવી દઇએ તો અનાજ કયાં વાવીએ ?"

તેમને શીખવ્યું કે થોડી જમીનમાં ઝાઝા ઝાડ વાવો. બને તો ખેતરને શેઢે પાળે બે બે ફૂટને અંતરે એવી દશ જેટલી હારમાં વાવો તથી સૌને ખૂબ જ ફાયદો થશે.

વૃક્ષોની સંખ્યા વધતાં જમીનમાંથી મળતાં ખોરાકની ખેંચ પડશે, દરેક ઝાડ વધુ ખોરાક મેળવવા મહેનત શરૂ કરશે, મૂળિયાં ઊંડે ઊતરશે, ત્યાંથી ખોરાક ખેંચી લાવશે. આ પોષણ પાંદડે પહોંચશે, સૂરજનો તડકો મળે તો જ આ ખોરાક પચે, સૂરજનો તડકો મેળવવા ઝાડ વધુ ઊંચા થશે.

થોડી જમીનમાં વધુ ઝાડ વાવવાથી

ઊંચાં ઝાડ

વધુ પૈસા

થોડી જમીનમાં વધુ ઉપજ.

તેથી પાસે પાસે ઝાડ વાવીએ.

એક એકરમાં દશ હજાર ઝાડ પણ વાવીએ.

બે ઝાડ વચ્ચે દોઢથી બે ફુટ (૪૫ થી ૬૦ સે. મી. જગ્યા રાખીએ).

બે હાર વચ્ચે પણ તેટલી જ જગ્યા રાખીએ.

ખૂબ ખૂબ મહેનત કરીએ.

ઝાડમાં વચ્ચે ખાલા પડે તે નવા રોપથી ભરી દઈએ.

ત્રણ વર્ષે ઝાડ કાપીએ.

પછી ભલેને પાતળાં હોય? વળી તો થશેને?

એક ઝાડ આપણને દશ રૂપિયા તો આપશેને?

આવું કરીશું તો રૂપિયાના ઢગ થશે.

કરજ દેવું માથેથી જશે.

કોઈના ઓશિયાળા નહીં રહીએ.

આપણા જ ખેતરે આપણને સૌને કામ મળી રહેશે.

બીજાને ત્યાં મજૂરીએ નહિ જવું પડે!

બળતણ લેવા બહાર નહીં જવું પડે!

ઘર ચલાવવા પૈસા મળી રહેશે.

સૌ સુખી થશે.

લોકો : "નારદજી, તમારી વાત તો અમને સમજાણી.

"અમે સૌ મહેનત તો કરીશું.

અમને સમજાવો કે

આ ઝાડ કેવાં હોવાં જોઈએ?

રોપ્યા પછી શું કાળજી લેવી જોઈએ?

ઝાડ કઈ રીતે કાપવાં?

આ બધી વાત અમને વિસ્તારથી કહો, જેથી અમે સૌ દુઃખમાંથી મુક્ત થઈ સુખ પામીએ."

## તૃતીય અધ્યાય

નારદજી બોલ્યા : સાંભળો ત્યારે, થોડી જમીનમાં વધુ વૃક્ષ વાવવાં. ઊંચાં વધે તેવાં ઝાડ પસંદ કરવા.

આવાં ઝાડ છે : નીલગીરી, સુબાબુલ, સરૂ.

- o નીલગીરીનાં પાંદડાં તો ઊંટ કે બકરી પણ ન ખાય.
- o સુબાબુલના પાંદડાં ઢોર માટે સરસ ખોરાક થાય.
- o સરૂનું મજબુત સરસ લાકડું થાય
- o ગાય, ભેંશ રાખવી હોય તો સુબાબુલ ઉત્તમ.
- o ભરવાડનો ત્રાસ હોય તો નીલગીરી ઉત્તમ.
- o વધુ વરસાદ હોય તો સરૂ ઉત્તમ.
- o સુબાબુલમાં નાઈટ્રોજન ઉત્પન્ન કરનાર ગાંઠો છે.
- o ઓછા ખાતરે વધુ ફાયદો.

સુબાબુલ નીલગીરી સાથે વાવીએ, ઓછા, ખાતરે વધુ ઉપજ લઈએ.

રોપા વનવિભાગ પાસેથી મફત લઈએ.

જમીનમાં ઊધઈ હશે તો નીલગીરીનાં મૂળ ખાઈ જશે, છોડ મરશે, આપણને ડૂબાડશે જમીનમાં બી. એચ. સી. કે ગેમેક્ષીન (૧૦ ટકાની) ભૂકી નાખીએ. આટલું જરૂર કરીએ.

જમીનમાં ઊંડી ખેડ કરો.

રોપની કોથળાની લંબાઈથી બે ઈંચ (પાંચ સેન્ટીમીટર) ઊંડા તથા કોથળાથી થોડા પહોળા ખાડા કરો.

ખાડા પહોળા નહીં કરશો, નહિ તો રોપ હલી જશે.

રોપતાં પહેલાં દરેક ખાડામાં બી. એચ. સી. ભૂકી તથા એરંડીનો ખોળ અવશ્ય નાખો.

વરસાદ આવ્યે રોપણી કરો.

રોપની કોથળીનું પ્લાસ્ટીક રોપતાં પહેલાં કાઢો.

રોપ ખાડામાં મૂકી, ખાલી જગ્યામાં માટી

પૂરો, ઊભા થઈ પગ વતી બાજુની માટી દબાવો, રોપ સજ્જડ થશે, પવન આવશે તો મૂળ સુધી હલી નહીં જાય.

વરસાદ ન આવે તો રોપને પાણી આપો.

લોકો : નારદજી, તમે કહ્યું તેમ અમે રોપ જરૂરથી વાવીશું; કાળજી પણ લઈશું.

હવે રોપ વાવ્યા પછી અમારે શું કાળજી લેવી તે વિગતે સમજાવો

## ચોથો અધ્યાય

જેટલું મળી શકે તેટલું પાણી છોડને આપ્યા કરો. પાણી પૂરતું હોય તો વરસમાં વીશ પાણુ આપો. વધુ પાણી હોય તો ત્રીસ પાણુ સુધી આપો. પાણી ઓછું હોય તો જેટલું આપી શકાય તેટલું આપો.

કૂવો દૂર હોય તો અને પાણી ઓછું હોય તો બળદગાડામાં પીપ મૂકો અને પીપને પાણી આપવા ચકલી લગાડો. રબ્બર અથવા પ્લાસ્ટીકનો પાઈપ ચકલીને લગાડી અને દરેક ઝાડને પાણી આપો.

બળદ ગાડું ન હોય તો માટલાથી પણ પાણી લઈ જાઓ. ગમે તેમ કરો, જેટલું મળે તેટલું પાણી ઝાડને આપો.

**ઝાડ બચાવો, ઝાડ જીવાડો, ઝાડ તમને જીવાડશે.**

આટલું જરૂર કરો.

જમીનમાં ઊંડી ખેડ કરો.

રોપની કોથળીની લંબાઈથી બે ઇંચ (પાંચ સેન્ટીમીટર) ઊંડા તથા કોથળીથી થોડા પહોળા ખાડા કરો. ખાડા પહોળા નહીં કરશો, નહિ તો રોપ હલી જશે.

રોપતાં પહેલાં દરેક ખાડામાં બી. એચ. સી. ભૂકી તથા એરંડીનો ખોળ અવશ્ય નાખો.

વરસાદ આવે રોપણી કરો.

રોપની કોથળીનુ પ્લાસ્ટીક રોપતાં પહેલાં કાઢો.

રોપ ખાડામાં મૂકી, ખાલી જગ્યામાં માટી પૂરો. ઊભા થઈ પગવતી બાજુની માટી દબાવો; રોપ સજ્જડ થશે, પવન આવશે તો પણ મૂળ સુધી હલી નહીં જાય.

વરસાદ ન આવે તો રોપને પાણી આપો.

લોકો : નારદજી, તમે કહ્યું તેમ અમે રોપ જરૂરથી વાવીશું; કાળજી પણ લઈશું.

હવે રોપ વાવ્યા પછી અમારે શું કાળજી લેવી તે વિગતે સમજાવો.

## પાંચમો અધ્યાય

એક એકરમાં દશ હજાર ઝાડ, નવ હજાર તો જીવાડીએ.

દર વર્ષે ત્રણ હજાર ઝાડ કાપીએ દર વરસે ઉપજ મેળવીએ.

દરેક ઝાડને જમીનથી બે ઈંચ (પાંચ સેન્ટીમીટર) ઉંચાઈએ કાપવાં.

કાપવામાં કરવત વાપરવી. કરવત ન મળે તો કુહાડી વાપરવી.

એક બાજુ ઢાળ રહે તેમ કાપ મૂકવો, તેથી ચોમાસાનુ પાણી દડી જશે. ઝાડ કોહવાશે નહીં.

કાપ્યા પછી થડ પર અને આજુબાજુ બી એચ. સી. ભૂકી છાંટવી. ઊધઈથી ઝાડને બચાવવું.

ઝાડ કાપ્યા પછી થડથી ૮ ઇંચ (૨૦ સેન્ટીમીટર) દર ૫૦ ગ્રામ યૂરિયા આપવું.

કાપેલ ઝાડની ડાળીઓ સોરી સીધી વળિઓ તૈયાર કરવી.

વચ્ચે વાંક હોય તો વાંક પાસેથી કાપી ટુકડા કરવા.

**સીધી વળી વધુ પૈસા**

મકાનનાં ધાબાં ભરવા સેન્ટ્રીંગની વળિયો લેવા સૌ દોડી આવશે.

સાંતીના સામડા માટે ખેડૂત આવશે.

મકાન માળવા મોતી, વળી લેવા પણ આવશે.

કાગળના કારખાનાવાળા પણ આવશે.

આપણે માલ વેચવો, પૈસા હાથ કરવા.

આવું કરશો તો સૌ સંપત્તિ, સુખ અને શાંતિ પામશો.

# सत्य दर्शन

નર્મદાશંકર હ. વ્યાસ

સત્ય એટલે શું ? સત્યની બાબતમાં અનેક પ્રકારનાં અલગ અલગ મંતવ્યો પ્રવર્તે છે. વાસ્તવમાં સત્ય એક અવિભાજ્ય અનંત અજેય અને પરિવર્તનશીલ છે જેને વ્યાપક સત્ય, સનાતન સત્ય તરીકે ઓળખી શકાય, જાણી શકાય.

પરિસ્થિતિગત સત્ય અંતિમ સત્ય નથી. તેમજ સાપેક્ષ સત્ય પણ અંતિમ સત્ય નથી.

સત્ય એટલું બધું વિરાટ છે કે માનવીની મર્યાદિત બુદ્ધિ તેને પકડી શકતી નથી. માનવીએ જાણેલું કે સમજેલું સત્ય સાપેક્ષ સત્ય હોવાનું; સાંપ્રદાયિક સત્ય હોવાનું. પરિસ્થિતિ, દેશકાળ અને સંજોગો પ્રમાણે તારવેલું સત્ય માનવીના જીવન માટે માર્ગદર્શક જરૂર બની શકે પણ એ માર્ગદર્શન દ્વારા અંતિમ સત્યની ઝાંખી થવી શકય નથી. અંતિમ સત્ય, અફર સત્ય માટે તો માનવીએ બુદ્ધિની કક્ષાથી પર થવાની જરૂર છે, બલ્કે પોતાના મર્યાદિત વ્યક્તિત્વને વિરાટમાં ઓગાળી નાખવાની આવશ્યકતા છે. એટલે માનવીનું હોવાપણું જ્યાં સુધી વિરાટ અસ્તિત્વથી અળગું છે, ભિન્ન છે, ત્યાં સુધી વિરાટ સત્ય પણ તેની પકડથી પર છે.

સાધારણ રીતે માનવી પરિસ્થિતિગત સત્ય કે સાપેક્ષ સત્યથી સંતોષ પ્રાપ્ત કરી લે છે, કારણ કે તેને પોતાના વ્યક્તિત્વને જાળવી રાખવું છે. માનવી માટે પોતાના અસ્તિત્વની સભાનતાથી મુક્ત થવું લગભગ શકય નથી. અપવાદ રૂપે કોઈ વિરલ વ્યકિતઓ કે અવતારી પુરૂષો પોતાના વ્યકિતગત અસ્તિત્વની સભાનતાથી મુક્ત થયા હોય, તે જુદી વાત છે.

વાસ્તવમાં તો માનવીની આધ્યાત્મિક પ્રગતિ અંતિમ સત્ય કે અદ્વૈતને પામવા માટે હોય છે. પણ મન કે બુદ્ધિની કક્ષાએ જીવતો માનવી એક જાતનો પર્યાપ્તિનો ભાવ સેવવા મંડે છે અને ત્યાં તેની આધ્યાત્મિક પ્રગતિ અટકી જાય છે; અને તેની અનંત યાત્રા, અંતિમ સત્ય પામવાની અનંત યાત્રા અટકી જઈ, તે જન્મજન્માંતરની સાંકળમાં ચાલુ રહે છે, અલબત ઊંચી કક્ષાના માનવી તરીકે.

દેહની કક્ષાએ જીવતા માનવી માટે તો પરિસ્થિતિગત કે સાપેક્ષ સત્યની ઝાંખી થવી અશકય છે. તેમ જ માત્ર મનની કક્ષાએ જીવતા માનવી માટે કલ્પનાના જગતમાં વિહાર શકય છે પણ સત્યની અનંત યાત્રાના પથ ઉપર તે પગલાં પાડી શકતો નથી.

બુદ્ધિની કક્ષાએ જીવતા માનવી માટે સાપેક્ષ સત્ય લભ્ય બને છે, પણ અંતિમ સત્ય માટે તો માનવીએ બુદ્ધિથી પર થઈ અનંત સાથે એકરૂપતા સાધવી પડે છે

એટલે સહેલાઈથી માની લેવું કે મને સત્ય દર્શન થયું છે તે મનની કે બુદ્ધિની છલના હોય છે. સત્ય લભ્ય વસ્તુ નથી, પ્રાપ્ત કરવાની વસ્તુ નથી, એતો અંતિમ અનુભૂતિની ઘટના છે. માનવીના જીવનની સમગ્ર રીતે પરિવર્તનની ઘટના છે. એ અંતિમ સત્યની અનુભૂતિ બાદ, માનવી પોતાની મર્યાદાઓથી પર થઈ જાય છે અને એ પરમ સત્ય સાથે તદ્રુપ બની જાય છે.

પરિસ્થિતિગત સત્યની અવસ્થામાં તેમજ સાપેક્ષ સત્યની અવસ્થામાં આ સાચું કે તે સાચું ? એ પ્રકારની દ્વિધા રહે છે. સત્ય, પરમ સત્ય, અનંત સત્ય દ્વિધાથી પર છે; દ્વૈતથી પર છે. દ્વૈત દ્વિધાને વરેલું છે. દ્વિધા માનવીની મર્યાદા છે.

પરમ સત્યમાં તદ્રુપ થવા માટે માનવીએ દ્વૈતની દ્વિધામાંથી મુક્ત થઈ, અદ્વૈત ભાવમાં અભેદ, ભાવમાં, અભિન્ન ભાવમાં સ્થિર થવાની જરૂર છે. પરમ અદ્વૈત એ જ પરમ સત્ય છે. આ પરમ સત્યમાં લીન થઇ જવાનું માનવજીવનનું અંતિમ ધ્યેય છે. એ જ મુક્તિ છે એજ મોક્ષ છે.

# ટૂંકા ગાળાનો પાક 'મગ'

રતિભાઈ અંધારિયા

મગ એક ઉપયોગી કઠોળ પાક છે. ભારતમાં અનાજના પાકોનું જેટલા વિસ્તારમાં વાવેતર થાય છે તેના પાંચમા ભાગની જમીનમાં દર વરસે કઠોળ પાકો લેવામાં આવે છે.

ગુજરાતમાં પાંચ લાખ એકતાલીસ હજાર હેક્ટરમાં કઠોળ વવાય છે, જેનું વાર્ષિક ઉત્પાદન બે લાખ ટન જેટલું આવે છે. ગુજરાતની પ્રજાને સંતુલિત ખોરાકની દૃષ્ટિએ જેટલું કઠોળ જોઈએ તેનાથી અડધું માંડ આપણે ઉત્પન્ન કરીએ છીએ.

કઠોળ બે રીતે આપણને ઉપયોગી છે. તે માણસને રોજના ખોરાકમાં જે પ્રોટીનની જરૂર પડે છે તે ખૂબજ જરૂરી તત્ત્વ પૂરું પાડે છે. બીજું જે જમીનમાં કઠોળ પાક વવાય તેમાં ફળદ્રુપતા ટકી રહે છે અને કેટલીકવાર તે વધારવામાં મદદરૂપ થાય છે.

આપણા રાજ્યમાં ઘટતું કઠોળ આપણે બહારથી લાવવું પડે અગર તો આપણું ઉત્પાદન બમણું કરવું જોઈએ. આ માટે એક કરતાં વધુ મોસમમાં વવાય તેવા કઠોળ પાકોનું આપણે વાવેતર વધારવું જોઈએ. મગ એવો એક કઠોળ પાક છે કે જે ચોમાસામાં તો વવાય છે પણ તેને અર્ધ શિયાળુ કે ઉનાળુ પાક તરીકે પણ લઈ શકાય છે.

ચાલુ સાલે પાછોતરા કે કમોસમી વરસાદ પડયો હોઈ ઘણાં ખેડૂતોને કૂવામાં પાણી વધેલ છે. વળી કપાસ કાઢયા પછી જમીન પણ તૈયાર થઈ હશે એટલે તેમા મગ જે ૭૦ દિવસના ટૂંકા ગાળામાં લઈ શકાય છે તેનો લાભ લેવો જોઈએ. વહેલી પાકતી ઘઉંની જાત જેવી કે કલ્યાણ સોના, સોનાલિકા કે લોક–૧ વાવેલ હોય તે ઘઉં પણ વઢાઈ ગયા હશે તે જમીનમાં પણ પાણીની સગવડ હોય તેવા ખેડૂતો ઉનાળુ મગ વાવે તો વધારાની આવક થશે, ચારો મળશે અને જમીનનો કસ પણ વધશે.

**કઈ જાત વાવવી ?** મગની વહેલી પાકતી જાત ગુજરાત-૨ છે અને તે ૬૫ થી ૭૦ દિવસમાં તૈયાર થઈ જશે. આ જાતમાં પહેલી વીણીમાં જ ૭૫ ટકા પાક તૈયાર થઈ જશે અને પછી ૧૦–૧૫ દિવસને ગાળે બાકીની શીંગો પાકી જશે.

**જમીન અને ખેડ :** મગ લગભગ બધી જાતની જમીનમાં થઇ શકે છે, પણ મધ્યમ કાળી અને ગોરાડુ જમીનમાં તેનો ઉતારો વધુ આવે છે. રેતાળ હળવી જમીનમાં પૂરતું ખાતર ને પાણી હોય તો પણ ઉતારો સારો મળે છે.

વાવતા પહેલાં એક વખત લોખંડના હળથી અગર બે વખત આડા ઊભી ગણુ લાકડાના હળથી આપી, કળિયા બે વખત ચલાવી ઢેફાં ચોળી જમીન તૈયાર કરવી.

**ખાતર:** ચોમાસુ પાકમાં પૂરતા પ્રમાણમાં દેશી ખાતર નાખ્યું હોય તો તેમાં મગ લેતી વખતે ખાતર ન આપીએ તો ચાલે. નહીંતર એકરે ૫થી ૧૦ ગાડી સારું ગળતિયું ખાતર વેરીને ખેડ કરવી. આ ઉપરાંત એકરે ૨૦ કિ. ગ્રા. ડાય એમોનિયમ ફોસ્ફેટ (ડી. એ. પી.) જમીનમાં વાવી દેવું અગર તો ૫૦ કિ. ગ્રા. સુપર અને ૧૦ કિ. ગ્રા. યુરિયા વાવવાથી પણ મગને ફાયદો થશે.

**વાવણી :** જમીન તૈયાર થયે ઓરવાણનું પાણી મૂકી પાંસ બરોબર થાય ત્યારે મગની વાવણી કરવી. ફેબ્રુઆરીના પહેલા અઠવાડિયામાં ઠંડી ઓછી થયે મગનું વાવેતર થઈ શકે છે. તે પછી આખા માર્ચ દરમિયાન ગમે ત્યારે વાવી શકાય છે. બે હાર વચ્ચે ૪૫ સે. મિ. એટલે કે દોઢ ફૂટનું અંતર રાખી એકરે ૬ થી ૮ કિલોગ્રામ બીજ વાવવુ.

**માવજત:** બીજા પાકોની જેમ શરૂઆતમાં પાકની સાથે ઉગી ગયેલા અન્ય નિંદામણો કાઢી નાખવા અને એકથી બે વખત આન્તરખેડ કરવી.

ઉનાળુ મગમાં ખાસ રોગ આવતા નથી. વાદળછાયું આકાશ રહે તો ચૂસિયા જીવાત પાનને કોમળ પડિયામાંથી રસ ચૂસે છે. તેને અટકાવવા માટે રોગોર કે ડાયમેક્રોન–૧૦૦ જેવી દવાનો છંટકાવ કરવો. કોઇ વખત ઈયળનો ઉપદ્રવ દેખાય છે. તેને કાબુમાં લેવા નુવાન કે એન્ડોસલ્ફાન જેવી દવા છાંટવાથી લાભ થશે.

**ઉત્પાદન :** એકરે ૩૦૦થી ૫૦૦ કિ ગ્રામ જેટલું ઉત્પાદન આવે છે.

# શ્વેત કુષ્ટ : સફેદ કોઢ : લક્ષણો કારણો અને ઉપચારો

બાલકૃષ્ણ વૈદ્ય

સફેદ કોઢનો વિકાર હમણાં હમણાં ખૂબ વધ્યો છે. ચામડી ઉપર સફેદ ડાઘ થયો હોય, કોઈ કોઈની ચામડી તો સાવ સફેદ થઈ ગઈ હોય, ચામડી ઉપરના વાળ પણ નાની વયમાં સફેદ થઈ ગયા હોય એવા માણસો ઘણાં જોવા મળે છે. સ્ત્રીઓ, પુરુષો, બાળકો અને મોટાઓ, શ્રીમંતો અને ગરીબો સૌને આ રોગ થતો જોવા મળે છે. રોગનું લક્ષણ રુજા –પીડા છે. પણ આ રોગમાં કોઈ પીડા હોતી નથી. એનો ચેપ લાગતો નથી વારસામાં પણ ભાગ્યે જ કોઈને ઉતરે છે. એવી કોઈ એની દેખીતી તકલીફ નથી. પણ જેને આ રોગ થાય તેનું રૂપ ખંડિત થઈ જાય છે. એથી રોગી પોતે ઝાંખપ અનુભવે છે. એટલું જ નહિ, લગ્ન માટેની પસંદગીમાં એનું મૂલ્ય ઘણું નીચું ઉતરી જાય છે. રૂપની મૂર્તિ સમી કન્યાને કોઢનો એક પણ ચાંદલો દેખાય તો એને સ્વીકારવા ભાગ્યે જ કોઈ તૈયાર થશે. આ રોગ પ્રત્યે સમાજમાં એવી ગ્રંથી બંધાઈ ગઈ છે કે એને લીધે આ રોગ વેદનાજનક નહિ પણ કરૂણાજનક બની ગયો છે.

સફેદ કોઢને અંગ્રેજીમાં લ્યુકોડર્મા કહે છે. ચામડી સફેદ થઈ જાય છે. જેઓ ગર્ભમાંથી જ સાવ ધોળાં જન્મે છે, જેની આંખની પાંપણ પણ ધોળી હોય છે એને અંગ્રેજીમાં આલ્બીનો કહે છે. એ સફેદ કોઢ નથી, એ મટતો પણ નથી. કારણ કે ચામડીને રંગ આપનાર તત્ત્વ મેલેનીન છે, એ ઉત્પન્ન કરનારા કોષો એના શરીરમાં ગર્ભકાળથી જ હોતા નથી. પરંતુ શરીરમાં મેલેનીન ઉત્પન્ન કરતા કોષો હોય અને જન્મ પછી કોઈ વિકારને કારણે મેલેનીનની ઉત્પત્તિ ઓછી થાય અને ચામડીને પૂરતા પ્રમાણમાં તે ન મળે તો ચામડીના કોઈ કોઈ ભાગમાંથી રંગ જતો રહેવા માંડે છે. ધોળા ચાંદલા દેખાવા લાગે છે. આ સ્થિતિ વધારે વખત ચાલુ રહે અને વિકારનું કારણ ઊભું હોય તો એ ડાઘ વધતા જઈને આખા શરીરમાં ફેલાઈ જાય છે. અને શરીરને ધોળું કરી દે છે. આ વિકારને સફેદ કોઢ અથવા શ્વેતકુષ્ટ કહે છે.

સફેદ કોઢની સામે આટલી બધી અડકનુ એક કારણ કોઢ શબ્દની ભડક હોય એમ લાગે છે. કોઢ શબ્દની સાથે જ રગતપિતિયા નજરે તરે છે. નાક બેસી ગયું હોય, કપાળ સૂઝેલું હોય, આંગળાં અને કોઈ વાર કાંડેથી હાથ ખરી ગયા હોય, ચામડી પર ન રૂઝાતાં, વહેતાં વ્રણ–ચાઠાં હોય. એ રોગને અંગ્રેજીમાં લેપ્રસી કહે છે. આપણે ત્યાં એને રગતપિત્ત અથવા ગલતકુષ્ટ કહે છે. કારણ કે એમાં અંગો ગળી ગળીને ખરી પડે છે. એ રોગ જૂદો જ છે. અહીં એને યાદ કરવાની જરૂર નથી.

રગતપિત્ત શબ્દ પણ ખોટી રીતે વપરાય છે. આયુર્વેદમાં રક્તપિત એટલે શરીરના કોઈ પણ માર્ગેથી પિત્તથી કુપિત્ત થયેલું લોહી પડયા કરે એવો રોગ. અંગ્રેજીમાં જેને સ્કર્વી કહે છે એને મળતો આ રોગ છે. આ કોઈ ખરાબ રોગ નથી. અને સફેદ કોઢ સાથે એને કોઈ સંબંધ નથી.

કોઢ–કુષ્ટ એટલે ચામડીને કુષ્ણિત[૧]–કુરૂપ કરે વિકૃત કરે એવો રોગ. ચામડીની વિકૃતિ કરનારા રોગો કુષ્ટ કહેવાય છે. કુષ્ટ માત્રામાં[૨] રસ, રક્ત, માસ લસિકા (ચામડીની નીચે રહેતું પાણી), કફ, પિત્ત અને વાયુ આ સાતેય બગડે છે. ઉપરાંત એમાં કોઈ એક પ્રકારના જંતુઓ પણ હોય છે. એનો આરંભ ચામડીથી

૧ અષ્ટાંગ હૃદય

૨ સુશ્રુત નિદાન ૫–૩

૧ कुष्णाति सर्वं वपु इति कुष्ट
अष्टांग हृदय निदान १४

२ सर्वाणि कुष्ठानि सवातानि सपित्तानि सश्लेष्माणि सक्रमिणि भवति । सुश्रुत निदान ५-२-३

થાય છે પણ જેમ જેમ વખત જતો જાય તેમ તેમ હોઠો, એડી, માંસ અને પેટને પણ ખવાડે છે. આ સાતેય ધાતુઓનો ખવાડો જેમાં બહુ અને ઊંડો ગયો હોય એવા કુષ્ઠને મહાકુષ્ઠ કહે છે. સાત જાતના મહાકુષ્ઠ આયુર્વેદે વર્ણવ્યા છે. દાદર, ખસ, ખરજવું એવા ઓછા ખવાડવાળા કુષ્ઠને ક્ષુદ્રકુષ્ઠ કહે છે. એના અગિયાર પ્રકાર વર્ણવવામાં આવ્યા છે. કુષ્ઠના કુલ અઢાર પ્રકાર છે. શ્વેતકુષ્ઠ આ અઢાર પ્રકારના કુષ્ઠોમાં આવતો નથી; છતાં શ્વેતકુષ્ઠ ચામડીને થોડી પણ કુરૂપ તો કરે જ છે. વળી કુષ્ઠની અને એની ઉત્પત્તિનાં કારણો સરખાં છે. આ કારણે શ્વેતકુષ્ઠને પણ કુષ્ઠના પ્રકરણમાં વર્ણવવામાં આવ્યો છે. છતાં આ[1] રોગને કુષ્ઠથી અલગ માન્યો છે. કારણ કે આ રોગ ત્વચામાં જ રહે છે. અને એમાં રસિકાની દુષ્ટિ ન હોવાથી સ્રાવ–પરુ ઝરવું કે પાક, પરુ એવું કંઈ થતું નથી. કદીય વેદના પણ હોતી નથી. એથી આ રોગની કોઈ ભડક રાખવાની જરૂર હોતી નથી.

આપણા દેશમાં આ રોગ બહુ જૂનો છે. અથર્વવેદમાં પણ એનું વર્ણન આવે છે. ચરક, સુશ્રુત અને અષ્ટાંગ હૃદયમાં તો એનું વર્ણન છે જ. પણ જેના ગ્રંથો આજે નાશ પામી ગયા છે તે વિશ્વામિત્ર, ભોજ, ભાલુકી, વગેરે વિદ્વાનોએ લખેલ ગ્રંથોના છૂટા છવાયા શ્લોકોના ઉતારા નોંધાયેલા મળે છે એમાં પણ આ રોગનું વર્ણન છે.

સફેદ કોઢ જેવા ડાઘ દાઝવાથી થયેલાં ઘા રૂઝાયા પછી પણ રહી જતા હોય છે. પણ એ વધતા નથી. એ રોગ નથી. કોઈ જખમ હોય થયો તે રૂઝાયા પછી પણ કોઈને આવા ડાઘ રહી જાય છે. કમરે કસીને ધોતિયાની ખરસટ દોર અથવા નાડા કે ચડ્ડિયાની નાડી બાંધવાથી ત્યાં કોઈકને સફેદ ડાઘ થઈ આવે છે એ પણ કોઢ નથી. એથી એની ચર્ચા અહીં કરતા નથી.

ચામડીને કુત્સિત કરનારા આ રોગને પૂર્વજન્મનાં પાપકર્મનું પરિણામ પણ માનવામાં આવે છે. સફેદ કોઢના રોગીઓ એ માટે વ્રતો કરે છે. શ્રદ્ધાપૂર્વક કરેલાં વ્રતો જીવન શક્તિને વધારતાં હોવાથી કેટલાકના રોગ મટે પણ છે. પરંતુ આ રોગ મુખ્યત્વે શારીરિક કારણોથી થાય છે અને યોગ્ય ઉપચારો લાંબો વખત પથ્ય પાલન સાથે કરવાથી મટે પણ છે.

કેટલાક રોગીઓ સૂર્યના મંત્રો કરે છે. જળમાં બેસીને આદિત્ય હૃદય સ્તોત્રનો પાઠ કરે છે. એથી પણ લાભ થાય છે. એમાં શ્રદ્ધા ઉપરાંત આ રોગમાં સૂર્યનો પોતાનો પ્રભાવ પણ છે. વૃક્ષો અને વનસ્પતિઓ ઉપર સૂર્યનાં કિરણોની અસર જાણીતી છે. પાંદડાંમાં રહેલી લીલપ (ક્લોરોફીલ) સૂર્યનાં કિરણોને ઝીલીને પોતાની અંદર સતત હવામાંથી મળતા રહેતા કાર્બનને ગ્રહણ કરીને એનું વિવિધ રાસાયણિક દ્રવ્યોમાં રૂપાંતર કરે છે અને ઓક્સીજન છોડે છે. સૂર્યાસ્ત પછી એ પ્રક્રિયા ઉલટાઈ જાય છે. ઓક્સીજન લે છે અને કાર્બન છોડે છે. વનસ્પતિઓ અને વૃક્ષોનું જીવન કાર્ય સૂર્યનાં કિરણોના સ્પર્શથી જ ચાલતું રહે છે.

પ્રાણીઓ અને મનુષ્યોના જીવન ઉપર પણ સૂર્યનાં કિરણો આવા જ કેટલા કેમીકલ સંયોજનો કરતાં રહે છે. ચામડીમાં વિટામીન ડી પેદા થતું રહે છે. લીવરમાં ફોલીક એસીડ ઉત્પન્ન થતું રહે છે. લોહી અને ચામડીને રંગ આપવામાં એ બહુ મોટો ભાગ ભજવે છે.

પરંતુ સૂર્યનાં કિરણો સહન કરવાની મનુષ્યની શક્તિ મર્યાદિત છે. વિષુવવૃત્ત અને ઉષ્ણકટિબંધના દેશો જ્યાં સૂર્યનાં કિરણો સીધાં અને તીવ્ર હોય છે ત્યાં એ કિરણો એમ ને એમ ચામડી સહી ન શકે. એથી કુદરતી રીતે જ એ કિરણોને ગાળી નાખે એવું આવરણ ઉભું કરનારું મેલેનીન નામનું તત્ત્વ શરીરમાં

---

૧ સુશ્રુત નિદાન ૫–૨૩

૨ किलास कुष्ठ विकल्प एव
त्वक्दोष सामान्यात् निदान सामान्यात्

३ अग्निदग्धस्य किलासस्य तन्नुजस्य च यत् त्वचि ।

२ पापक्रिया पूर्व कृतं च कर्म चरक नि. ७ અથવા
અ. હૃ. ૧૩–૪

ઉત્પન્ન થાય છે. અને તે ચામડીમાં ધકેલાય છે.

આયુર્વેદ માને છે કે ચામડીનાં ૭ પડ છે. તેમાંથી ચોથું પડ તામ્રા કહેવાય છે તેમાં આ રંગ કરનાર તત્ત્વ ઉત્પન્ન થાય છે. આ પડમાં તામ્રા વધારે રહેતું હોય છે, જે રંગની ઉત્પત્તિને મદદ કરે છે અહીં જો[1] રંગ ઉત્પન્ન ન થાય તો શ્વેત કુષ્ટ થાય છે.

સૂર્યનો તાપ જેમ આકરો તેમ મેલેનીનના આવરણની વધારે જરૂરત રહે છે. જેની ચામડીમાં વધારે મેલેનીન હોય છે એ ઉગ્ર કિરણોને ગાળી નાખે છે. વધારે મેલેનીન વાળી ચામડી કાળી હોય છે.

चतुर्थी ताम्रात्वच कुष्टकिलासाधिष्ठान सुश्रुत २

આયુર્વેદે ચામડીના ચાર વર્ણ – રંગ વર્ણવ્યા છે. કૃષ્ણ, શ્યામ, શ્યામાવદાત અને અવદાત.[1] કૃષ્ણ એટલે કાળી. વિષુવવૃત્ત અને ઉષ્ણ કટિબંધ પ્રદેશોમાં રહેલા લોકોની ત્વચા કાળી હોય છે. શ્યામ એટલે આકાશી – ઓછી કાળી – શ્યામલ. વિષુવવૃત્તથી થોડા દૂરના દેશોમાં સૂર્યનાં કિરણો અતિ ઉગ્ર નથી હોતા એથી ત્યાંના લોકોનો વર્ણ શામળો હોય છે. ઉષ્ણ કટિબંધોની ઉત્તરે અને દક્ષિણે સમશીતોષ્ણ કટિબંધના દેશોમાં સૂર્યના કિરણો સીધાં નહિ પણ ઢળતાં આવે છે. તાપ ઉનાળામાં જ હોય છે. બાકીની ઋતુઓમાં તે સાધારણ હોય છે એથી લોકોનો વર્ણ શ્યામાવદાત-ઘઉંવરણો હોય છે. જ્યાંના કિરણો મંદ અને અત્યંત ઢળતાં આવે છે ત્યાંના લોકોનો વર્ણ અવદાત–શ્વેત ગૌર હોય છે.

આયુર્વેદના મતે ત્વચાને રંગ આપવાનું કાર્ય તેજોધાતુ – આગ્નેય[2] પિત્તનું છે. એથી જ્યાં સાધારણ તાપ હોય છે ત્યાં કંચન જેવો પીતાભ ગૌરવર્ણ હોય છે. મેલેનીન પૂરતા પ્રમાણમાં ઉત્પન્ન ન થાય ત્યારે શ્વેત કુષ્ટ થાય છે.

૧ कृष्णश्याम श्यामावदातावदात वर्णाः

ચરક સૂત્ર ૧ – ૮

૨ राग पक्त्योजस्तेजो मेधोष्मकृत् पित्तं

સુશ્રુત સૂત્ર ૧૫ – ૨૩

આયુર્વેદે પણ આ વર્ણવિકારના મૂળમાં પ્રકાશ –તેજોધાતુના[3] ક્ષય અથવા ક્ષોભને કારણ માન્યો છે.

નાશ પામેલી મનાતી સંહિતાઓમાંથી બે સંહિતાઓ હમણાં હમણાં હાથ લાગી છે તેમાંની એક ભેલ સંહિતા છે. તેમાં લખ્યું છે કે જેમ આકાશમાં સૂર્ય છે તેમ મનુષ્યની નાભિમાં સૂર્યકાંતમણિની પેઠે અગ્નિ રહ્યો છે. એનાં કિરણો મંદ પડે કે ક્ષુબ્ધ થાય. અથવા અવરોધાય ત્યારે ત્વચામાં વર્ણની વિકૃતિ થાય છે.

દોષોમાં આગ્નેય દોષ પિત્ત છે કુષ્ટ અને વિસર્પ બધે ચામડી પર પ્રગટ થતા રોગો છે અને બન્નેમાં રસ, રક્ત માંસ, લસિકા, કફ, પિત્ત અને વાયુ આ સાતેયની દુષ્ટિ કહી છે પણ તેમાં ભેદ એ રીતે પડે છે કે વિસર્પમાં[4] પિત્ત પ્રબળ હોય છે. કુષ્ટમાં પિત્ત મંદ હોય છે. આ કારણે ચિકિત્સામાં આગળ જણાશે કે બાવચી[5] અને ચિત્રક જેવાં ઉષ્ણવીર્ય ઔષધો શ્વેતકુષ્ટમાં વપરાયાં છે. એટલું જ નહિ બાવચી અને ગોળ ખાઈને શરીર ઉપર પહેલા બે પહોરનો સૂર્યનો તડકો યથાશક્તિ લેવાનુ પણ વાગ્ભટે સૂચન કર્યું છે.

જામનગરમાં સ્થાપાયેલાં સોલેરીઅમમાં સ્વ. ડૉ. પ્રાણજીવન મહેતાના માર્ગદર્શન નીચે સફેદ કોઢના રોગીઓને સૂર્યનાં કિરણો આપીને રોગ મટાડવાના પ્રયોગો લાંબો વખત કરેલાં એનાં પરિણામ પણ સારાં આવેલાં. કમનસીબે આજે સોલેરીઅમ હોવા છતાં એનો ઉપયોગ થતો નથી.

આ રોગની ઉત્પત્તિનું વર્ણન કરતાં કહ્યું છે કે દૂષિત થયેલા કફ અને પિત્તને કુપિત થયેલો વાયુ તિર્યગ્મા નાડીઓ[6] દ્વારા અંદરથી બહાર ચામડી પર ધકેલે

૩ पारुष्य वर्णभेद तोदनिष्प्रभत्वानि तेजोविस्रंसने भवति

સુશ્રુત સૂત્ર ૨૮

૪ कुष्टस्य मंद पित्तं विसर्पस्य पित्तप्रबलं सप्तद्रव्यं

ભેલ અષ્ટાંગ હૃદય ચિ–૧૯

૬ સુશ્રુત ચિ. ૫. ૩.

છે અને ચામડીને શિથિલ કરીને એમાં વિકૃતિ ઊભી કરે છે. કફ અને પિત્ત પોતે પંગુ છે. વાયુનો ધક્કો સાથે ન ભળે ત્યાં સુધી તે રોગ કરી શકતા નથી. એ ધક્કો લાગે ત્યાં સુધી દોષો, જેમ જમીનમાં પડેલું બીજ વરસાદની ઋતુની રાહ જોઈને પડયું રહે છે તેમ શરીરમાં પડયા રહે છે. એ દરમ્યાન જો દોષોનો પ્રતિકાર ન થાય અને વાયુના પ્રકોપનું નિમિત્ત મળે તો ત્રણેય દોષો સાથે મળીને ચામડીમાં જઈને વિકાર કરે છે. રોગ કરવામાં ત્રણેય દોષો સાથે ભળે છે છતાં એમાં કોઈ એક દોષનું પ્રાધાન્ય હોય છે અને એ દોષ ઉપરથી રોગનો પ્રકાર ઓળખાય છે. જેમકે કોઢમાં કફથી થયેલા ડાઘ સફેદ હોય અને ચામડી સ્થૂળ – જાડી હોય છે. પિત્તથી થયેલા ડાઘ કમળ જેવા લાલ હોય છે અને ચામડી લીસી અને પાતળી હોય છે. વાયુથી થયેલા ડાઘ આછા લાલ – અરુણ વર્ણના હોય છે અને ચામડી ખરસટ હોય છે.

સામાન્ય રીતે તો દરેક માણસની ત્વચા સારયુક્ત હોય છે. એને લીધે ત્વચા[1] સ્નિગ્ધ, સુંવાળી, મૃદુ, પ્રસન્ન, સૂક્ષ્મ, અલ્પ, ગંભીર, સુકુમાર રોમવાળી અને કાંતિયુક્ત હોય છે. ત્વચાનો સાર એ જ રક્ત ધાતુનો સાર મનાયો છે.

રસનું કાર્ય બતાવતા ચરક કહે છે કે બરાબર ભૂખ લાગવાથી જઠરાગ્નિ બળવાન બન્યો હોય ત્યારે વિવિધ પ્રકારનો આહાર વિધિપૂર્વક લેવાથી એ આહારનું સમ્યક પાચન થઈને એનો રસધાતુ બને છે. એ રસ કશાય અવરોધ વિના બધા ધાતુઓ, ધાતુઓના અગ્નિઓ અને ધાતુઓને વહેનારા સ્રોતો એ બધાના સહકારથી સમગ્ર શરીરમાં સતત ફરતો રહે છે અને શરીરને પુષ્ટિ બલ, વર્ણ સુખ અને આયુષ્ય સાથે જોડે છે. અને શરીરના બધા ધાતુઓનું બળ વધારે છે.

---

૧. स्निग्धश्लक्ष्ण मृदु प्रसन्न सूक्ष्माल्प गंभीर सुकुमार लोमा सप्रभेव च त्वक् त्वक्साराणाम्

ચરક વિમાન ૮ - ૧૦૩

જ્યાં સુધી રસધાતુ સારયુક્ત હોય છે ત્યાં સુધી ત્વચા પણ સારયુક્ત રહે છે. પરંતુ આહાર અને વ્યવહારમાં કેટલીક એવી ભૂલો થાય છે જે ત્વચાને શિથિલ–સારહીન કરી દે છે જેને લીધે પ્રકુપિત દોષો ચામડીમાં જઈને રોગ ઉત્પન્ન કરી શકે છે.

ચરકે[2] આહાર લેવાની ખાસ વિધિ બતાવી છે. એ રીતે આહાર લેવાય તો રસધાતુ અને પરિણામે ત્વચામાં કયારેય સારહિનતા આવે નહિ. એમણે કહ્યું છે કે ખોરાક તાજો–ગરમ હોવો જોઈએ. સ્નિગ્ધ હોવો જોઈએ. આગળનું ખાધેલું પચી ગયું હોય પછી જ ખાવું જોઇએ. ખોરાક માપસર લેવો જોઈએ. ખોરાકનાં દ્રવ્યો પરસ્પર વિરોધી વીર્યવાળાં હોવાં ન જોઈએ. સારાં સ્થળે, જરૂરી બધી સગવડો સાથે જમવા બેસવું જોઈએ. બહુ બોલબોલ કર્યા વિના કે બહુ હસ્યા વિના, બહુ ધીમેથી નહિ, તેમ બહુ ઉતાવળે પણ નહિ એ રીતે, ખાવામાં મન પરોવીને નિરાંતે જમવું જોઈએ. પોતાની પ્રકૃતિ અને પોતાના શરીરની જરૂરત લક્ષમાં રાખીને જમવું જોઈએ.

પરંતુ આજે આપણે જમવાનો સમય આપણી ભૂખ જોઈને નિશ્ચત કરી શકાતો નથી. આગલું ખાધેલું પચ્યું ન હોય તો પણ જમવાનો સમય થાય એટલે જમવા બેસી જવુ પડે છે. દરેકની પોતાની ઘડિયાળ હોય છે. પેટમાં ભૂખ લાગે કે તરત પિત્ત છોડે છે. અને પેટમાં ગરમી ઊભી કરે છે. પણ ઘણાને યાંત્રિક ઘડિયાળ પ્રમાણે જમવાનો સમય થયો હોતો નથી. જમવાનું તૈયાર હોતું પણ નથી. ભૂખ લાગ્યા છતાં ખાવાનું ન હોય તો ભૂખ મરી જાય છે અને શરીરમાં પિત્ત થાય છે. ભૂખ વગર ઘડિયાળના યાંત્રિક સમયને અનુસરીને જમવાથી અથવા ભૂખ મરી ગયા પછી મોડેથી જમવાથી અજીર્ણ થાય છે. અને આહારરસ ખાટો થઈ જાય છે. સમયને પહોંચી વળવા માટે ઉતાવળથી લુશલુશ ખાધેલો આહાર અથવા સાથે ટીફીન લઈ જઈને ઠરી ગયેલો, છુટ્ટીના સમયે લીધેલો આહાર પણ પેટ ભરે છે, આહાર રસનો સાર

---

૨ ચરક–આહારવિધિ વિશેષાય તન

ઉત્પન્ન થતો નથી.

ઉપરાંત ઘણીવાર જીભના લૌલ્યથી અથવા અથવા સામાજિક દબાણથી જમ્યા ઉપર પણ જમવું પડે છે. એથી અજીર્ણ વધે છે. અજીર્ણ વારંવાર રહ્યા કરે તો પચ્યા વગરનો કાચો રસ ભેગો થઈને 'આમ' કરે છે. આ 'આમ' પોતે જ વિષ છે. ત્રણેય દોષોને પ્રકુપિત કરે છે અને ફક્ત રસધાતુનો જ નહિ બધા ધાતુઓના સારનો નાશ કરે છે.

એજ રીતે જમતી વખતે મગજ ઠેકાણે ન હોય, ક્રોધનો આવેગ હોય, શોકનો ઊભરો શમ્યો ન હોય, મન ખિન્ન થઈ ગયું હોય ત્યારે પણ ખાધેલું પચતું નથી. તડકેથી આવીને અથવા થાક્યાપાક્યા આવીને આરામ લીધા વગર જમવા બેસે તો પણ ખાધેલું પચતું નથી. આવી રીતે અજીર્ણથી થયેલો આહારરસ બગડેલો હોઈને રસધાતુને સારહીન અને દૂષિત કરે છે.

જમતી વખતનું વાતાવરણ પણ પાચન ઉપર ઘણી મોટી અસર કરે છે.

આહારમાં લેવાતા પદાર્થો ઉપર પણ ધ્યાન આપવું બહુ જરૂરી છે. ન પચે એવા ભારે પદાર્થો હોય, ખાનારની પ્રકૃતિને અનુકૂળ આહારદ્રવ્યો ન હોય, જે દેશમાં હોઇએ એ દેશની કે ઋતુની પ્રકૃતિને અનુરૂપ ન હોય પોતાની ઉમર અને પાચન શક્તિને અનુરૂપ પણ ન હોય એવા પદાર્થો લેવાથી પણ પાચન થતું નથી અને રસને બગાડે છે. જો આહાર દ્રવ્યમાં કોઈ ખરાબ વસ્તુ પડી ગઈ હોય અને એ ઝેરી બની જાય છે, તેમ ઉતરી ગયેલો વાસી પદાર્થ ફરીથી રાંધીને એમાં મસાલા નવેસરથી નાખીને ગમે તેટલા સ્વાદિષ્ટ બનાવાય છતાં એની અસર ઝેરી થાય જ છે. અને રસધાતુને દૂષિત કરે છે.

સફેદ કોઢ કરવામાં સૌથી મોટા કારણભૂત આહારદોષ વિરૂદ્ધાહાર છે. એનું આયુર્વેદે શાસ્ત્ર રજુ કર્યું છે તે ગંભીરતાથી લક્ષમાં લેવા જેવું છે.

વિરૂદ્ધાહારની આયુર્વેદે આપેલી સમજણ આપણા લોકજીવનમાં બરાબર ઉતરી ગઇ છે. અને એનું પાલન પણ બરાબર થાય છે. પરંતુ આધુનિક વિજ્ઞાને હજી એના પર લક્ષ આપ્યું ન હોવાથી વિજ્ઞાન દ્વારા ન આવ્યું એ બધું ખોટું અને માત્ર લોકોનો વહેમ છે, એમ સમજનારા આપણા શિક્ષિતો એના પ્રત્યે ઉપેક્ષા સેવે છે અને આહારમાં સ્વૈરાચાર ચલાવે છે. પરંતુ ચરક કહે છે. કે [1]વિરૂદ્ધાહારથી નપુંસકતા, અંધતા, વીસર્પ, જલોદર, વિસ્ફોટક, ઉન્માદ, ભગંદર, મૂર્ચ્છા, મળોનો અવરોધ, ગળાના રોગો, આમવિષ, સફેદ કોઢ, કુષ્ટ, ગ્રહણી, સોજા, અમ્લપિત્ત, જ્વર, પીનસ અને સંતાનોની વિકૃતિ એમાંથી કોઈપણ રોગ થાય છે. મૃત્યુ પણ થાય છે. સુશ્રુત કહે છે કે[2] વિરૂદ્ધાહારથી વ્યાધિ, ઈંદ્રિયોની દુર્બળતા અને મૃત્યુ પણ થાય છે. એ બતાવે છે કે આ કોઈ એવી વિકૃતિ ઊભી કરે છે જેથી ખવાયેલી વસ્તુઓના પાચન અને ધાતુકરણની પ્રક્રિયામાં Metabolism એવો અવરોધ ઊભો કરી દે છે કે એનાથી કોઈ અસાધ્ય રોગ થાય, સંતાનોમાં વિકૃતિ જન્માવે અને મૃત્યુ પણ કરે. દુષી વિષનાજ લક્ષણો ઊભાં કરે છે.

આની અસર શરીર પર કેવી રીતે થાય છે એ બતાવતાં સુશ્રુત લખે છે કે જે[3] પદાર્થો ખાવાથી કફ પિત્ત અને વાયુ ક્ષુબ્ધ થાય, ઉત્કલેશ પામે પણ બહાર નીકળી ન જતાં શરીરમાં જ રહી જાય, એ શરીરમાં ગંભીર વિકાર કરે છે. ઉપરાંત રસ, રક્ત વગેરે ધાતુઓનું પણ અયથાર્થ પણું કરે છે અને વિકારો ઉત્પન્ન કરે છે. આ અયથાર્થપણું ધાતુઓની વિકૃત રચના—જે સંતાનોમાં પણ વિકૃતિ કરે અને મૃત્યુ પણ કરે. દેહધાતુઓનો જે વિરોધી નીવડે તે વિરૂદ્ધાહાર એમ ચરકે કહ્યું છે. વિરૂદ્ધાહારની[4] આ વિશિષ્ટશક્તિ ગણી છે. વિજ્ઞાનની દષ્ટિએ આ વાત સમજવા પૂરો પ્રયાસ થવો

---

૧ ચરક સૂત્ર-૨૬-૧૦૩-૧૦૩

૨ સુશ્રુત સૂત્ર-૨૦-૧૯

૩ સુશ્રુત સૂત્ર-૨૦-૨૦

૪ ચરક સૂત્ર ૨—૮૧

જરૂરી છે અને વિરૂદ્ધાહારની બાબતમાં સાવધાનતા પણ જરૂરી છે.

કેટલીક બાબતો એવી છે જે સંપૂર્ણપણે પથ્ય–હિતકારી છે. જેમકે પાણી, દૂધ, ચોખા, ઘી વગેરે. કેટલીક સંપૂર્ણપણે અહિતકારી છે. જેમકે વિષ, ક્ષાર. બીજી કેટલીક એવી છે જે વાયુને હિતકારી હોય, પણ પિત્તને અહિતકારી હોય એને હિતાહિતકારી કહે છે. જે અહિતકારી જ છે તે દેહધાતુઓને બગાડનારી હોવાથી એને વિરૂદ્ધાહારમાં ગણી છે. લક્ષણથી એના ભેદ પાડવામાં આવ્યા છે,

જેમકે:

| | |
|---|---|
| ૧ દેહધાતુવિરોધી | વિવિધ વિષો-ક્ષારો-વગેરે |
| ૨ પરસ્પર ગુણવિરુદ્ધ | જેમકે દૂધ અને ડુંગળી સાથે ન ખવાય. |
| ૩ સંયોગવિરુદ્ધ. | દૂધ અને ખાટાં ફળો સાથે ન લેવાય. |
| ૪ સંસ્કારવિરુદ્ધ | મધ ગરમ કરીને ન લેવાય. |
| ૫ દેશવિરૂદ્ધ-શરીરવિરુદ્ધ | તડકેથી આવતા માણસે મધ નલેવાય. |
| ૬ કાલવિરુદ્ધ | રાત્રે દહીં ન ખવાય. |
| ૭ માત્રાવિરુદ્ધ | મધ અને ઘી સરખા ભાગે ન લેવાય. |
| ૮ સ્વભાવવિરુદ્ધ | વિષ સ્વભાવથીજ લેવા જેવું નથી. |

આ પ્રકારના વિરુદ્ધાહારનું સેવન ન જ થાય. બીજા કેટલાક વિરુદ્ધાહાર[1] એવા છે જેનું વધારે પડતું સેવન સતત કરવાથી નુકશાન કરે છે જેમકે:

૧ દૂધ અને કેળાં, દહીં અને કેળાં સાથે ન લેવાં. બન્ને મધુર છે. કફ કરનારાં છે. સાથે લેવાય તો એનો કફકારક ગુણ વધી જાય અને મહાકફકારક નીવડે. દૂધ અને માછલી સાથે ન લેવાં. કેમકે દૂધ શીતવીર્ય છે અને માછલી ઉષ્ણવીર્ય છે. વિર્યવિરુદ્ધ દ્રવ્યો ભેગાં લેવાથી રકતદુષ્ટિ થાય છે.

૨ મધ, તેલ, ગોળ, દૂધ, અડદ, મૂળા એ વસ્તુઓ એક સાથે ન લેવી. એ પરસ્પર રસવિરુદ્ધ, ગુણવિરુદ્ધ અને વીર્યવિરુદ્ધ પણ છે એથી કંપ, બહેરાપણું, અંધતા, જડતા, અને જીભની મુસ્કેલી કરે છે.

૩ મૂળા, લસણ, ડુંગળી, તુલસી એમાંની કોઈ વસ્તુ દૂધ સાથે નલેવી.

૪ કોઈ પણ ખાટા પદાર્થો દૂધ સાથે ન લેવા અથવા ખાટું ખાઈને ઉપર દૂધ ન પીવું.

૫ દૂધ, મધ, પુષ્કરમૂળ રોટલી શાક વગેરે સાથે ન ખાવા. એ વિરૂદ્ધ સંયોગ થાય છે.

૬ કાંસાના વાસણમાં દસ રાત્રી સુધી રાખેલું ઘી ઝેરી બની જાય છે.

૭ મધ, ઘી, તેલ, વસા, પાણી એમાંથી કોઈપણ બે કે વધારે વસ્તુ સરખે ભાગે ન લેવી.

મધુરાદિ રસ, ઉષ્ણ–શીત વગેરે ગુણો ઉષ્ણ શીતવીર્ય, મધુરાદિ વિપાક એ બધાં પરસ્પર ઉપકારક અથવા વિરોધી બને છે. એ સમજવા જેવું છે. અહીં એનો વિસ્તાર ન કરીએ.

[1] ચરક સૂત્ર ૨–૮૨

(વધુ આવતા અંકે)

✳

સોમ પૂછત હે સોમકું કીં કારો મોઢો કીન ?
કે ગાંઠેકી ગીર પડયો કે કીસીકું દિન...
નહિં ગાંઠેથી ગીર પડયો, નહિં કીસીકું દિન–
એક દાતાને દેતાં ભાળ્યો, એથી કોરો મોઢો કીન
માયા ઝાઝી મેળવ્યે જો ઝાઝું જીવાત
તો નંદના નો થાત, મસાણે ડેરા માનડા

જાંબુડા-લોકસાહિત્ય પરિવાર શિબિર સંમેલન

# ચારણી-સાહિત્યની સેવા અને વિકલાંગ સન્માન સમારંભ

જયમલ્લ પરમાર

શ્રી કાનજીભાઇ બારોટે જાંબુડામાં વિકલાંગ સન્માન સમારંભમાં બોલતાં યથાર્થ રીતે કહેલુ કે લોકસાહિત્ય - પરિવારનાં મિલન તો ઘણાં મળ્યાં પણ જાંબુડાનુ મિલન એ સૌમાં વિશિષ્ટ ભાત પાડે છે.

એક તો યજમાન-સભ્ય શ્રી લાખાભાઈ ગઢવીના અનોધા આદર-સત્કાર અને મોઘેરી મહેમાનગતી. કોઈને કોઈ બાબતમાં ઓછુ ન આવી જાય એ માટે થોડા થોડા થાય અને અંતરના ભાવના મખમલી ગાલીચા પાથરતા આવે. એમના અંતરની કુણપ, સુજનતાભરી નમ્રતા અને વિનય વિવેકભરી લાખેણી રખાવટે સૌના મન હરી લીધાં. ઘરનાં નાનાં મોટાં સૌ દિવસરાત જોયા સિવાય એકધારાં મહેમાનગતિમા અનેરા ઉત્સાહથી પરોવાયેલાં રહેતા હતા. ધાર્યા બહાર પહોંચી ન વળે એટલી સખ્યામાં મહેમાનો આવતા રહ્યા અને એ જ હૈયાના હરખ અને આંખના અમીથી સૌનો આદર સત્કાર સૌ કરતા રહ્યા. લાખાભાઈના ઘરથી પંચાયતગૃહ અને હાઈસ્કૂલના પાધરના મકાન સુધી મહેમાનોની હીસ બોલતી રહી. એમા પહેલે દિવસે ટાઢ કહે મારુ કામ. ઘોળે દિવસેય ટાઢનો સોકરડો બોલે.

એની બીજી વિશિષ્ટતા એ હતી કે જાબુડા-મિલનથી પદ્ધતિસરના સ્વાધ્યાયની શરૂઆત થઈ. લોકસાહિત્યને સમગ્ર રીતે આવરી લેતા ૨૬ પ્રશ્નો પંદર દિવસ પહેલાથી સૌને પહોચી ગયેલા. એની પૂરી તૈયારી સાથે તા. ૨૯મીના બપોરે બે વાગ્યે સ્વાધ્યાય અંગેની બેઠક શ્રી રતુભાઈ અદાણીના અધ્યક્ષસ્થાને સભ્યોની હાજરી સાથે શરૂ થઈ.

શ્રી નાથાલાલ ચદારાણા, વૈદ્યશ્રી મોટાભાઈ ગઢડાવાળા, શ્રી પુષ્પાબહેન છાયા અને શ્રી ઉપેન્દ્રભાઈ



[યજમાન શ્રી. લાખાભાઈ ગઢવી, પરિવારનુ સ્વાગત કરતાં ને વિકલાંગ સન્માન સમારભનુ સચાલન કરતાં પ્રવચન કરે છે.]

ત્રિવેદી અગત્યના કારણોસર હાજર નહિ રહી શકેલા. પણ આ વખતની બેઠકમાં ડૉ. જીવરાજ મહેતા સ્મારક ટ્રસ્ટના મેનેજીંગ ટ્રસ્ટી શ્રી હાવાભાઈ સઘવી અને બીજા ટ્રસ્ટી શ્રી વાડીભાઈ કામદારની ઉપસ્થિતિ બેઠકને વધુ ગૌરવ અર્પતી હતી.

આ બેઠકમાં જોડીઆની બેઠકનો અહેવાલ રજૂ થયો અને ત્યારબાદ સ્વાધ્યાયનુ કામ શરૂ થયું. પહેલે દિવસે બપોરના બેથી સાંજના ૭ સુધી

એમ ચાર કલાક બેઠક ચાલી. બીજે દિવસે સવારના નવથી સાડાબાર એમ સાડાત્રણ કલાક બેઠક ચાલી અને બપોરના ચારથી ૭ વાગ્યા સુધી એમ કુલ ૧૦ કલાક સુધી લોકસાહિત્યના સાંસ્કૃતિક પ્રશ્નોની ચર્ચા-વિચારણા થઈ. આ સમગ્ર વિચાર-વિમર્શનુ સુફલ સંચાલન પરિવારના મંત્રી દ. શ્રી પુંજાવાળાએ કરેલુ.

આ ત્રણેય બેઠકોમાં કથાકારો અને લોકસાહિત્યકારો, વાર્તા અને કહેણીના ભેદ, ભજન અને લોકગીતોના તફાવત અને લોકગીતો તથા છંદ-કવિત વચ્ચેના સૂક્ષ્મ ભેદોની રસમય ચર્ચા થઈ. પણ સભ્યોએ એટલો વિશદ રસ લીધો કે ૧૦ કલાક સુધી એ ચાર પ્રશ્નો ઉપર વિચાર-વિમર્શ ચાલુ રહ્યો.

આ બેઠકમા સુપ્રસિદ્ધ કથાકાર શ્રી અમરદાસજી ખારાવાળા, તત્વદર્શી ભક્તવર્ય શ્રી રામભાઈ રામનામવાળા, અમરેલી જિલ્લા પંચાયતના પ્રમુખ ડૉ. શ્રી જસાણી, બાબરીઆવાડના આગેવાન શ્રી દેવાયતભાઈ વરૂ, થાન વિસ્તારના ઝાલાવાડના આગેવાન ડૉ.શ્રી રાણાસાહેબ અને નાની સાણુથલીના શ્રી અમરાવાળા (નાનાભાઈ) જેવા પીઢ અગ્રણીઓએ ભાગ લીધેલો.

લોકસાહિત્યકારોમાથી પ્રથમ કોટિના પીઢ અગ્રણી શ્રી કાનજીભાઈ બારોટ, શ્રી. હિંગોળદાન નરેલા, શ્રી લાખાભાઈ ગઢવી, શ્રી જીતુદાન ગઢવી, શ્રી. ભિખુદાન ગઢવી, શ્રી. તખતદાન રોહડિયા, શ્રી. દાદુભાઈ ગઢવી, શ્રી. હરદાન ગઢવી, શ્રી. કમલેશ ગઢવી, શ્રી વિક્રમવાળા શ્રી. હકુભાઈ લીલા, શ્રી. મેઘરાજ ગઢવી, શ્રી. જવાહર ગઢવી, શ્રી. બાપલભાઈ ગઢવી, શ્રી. અરવિંદ બારોટ, શ્રી. કરસનભાઈ પઢિયાર, શ્રી. હેમંત ચૌહાણ. શ્રી. દમયંતીબહેન ઉપાધ્યાય, શ્રી. નાનજીભાઈ પટેલ, શ્રી. દેવજી શેખા, શ્રી. નટુભાઈ જોષી, શ્રી. મનસુખભાઈ ભટ્ટ, શ્રી. નિરંજન રાજ્યગુરૂ, શ્રી. પી. સી. મકદાણી, શ્રી. ચુનીભાઈ ભટ્ટ, શ્રી. જયમલ્લ પરમાર અને વાદનમાં ઉસ્તાદ હાજીભાઈ ઈસાભાઈ, સજીરાવાદક ટપુભાઈ દેગામા, વાયોલીનવાદકો શ્રી. નરેન્દ્ર પરમાર ને શ્રી હસમુખ ભટ્ટ તથા ઊગતા અને આશાસ્પદ યુવાન તબલચી શ્રી દિનેશ ગઢવીએ ભાગ લીધેલો. શ્રી. નાનજીભાઈ મિસ્ત્રી બીજે દિવસે સાંજે પહોંચી શકેલા. શ્રી. રતુદાન રોહડિયા હાજર રહેલા પણ બધીરતા અને બોબડાપણાને કારણે વિચાર-વિમર્શમાં ભાગ નહિ લઈ શકેલા.



[કાર્યક્રમ આપતા પરિવારના સભ્યો. દ. શ્રી. પુંજાવાળા, શ્રી. નટુભાઈ જોષી, શ્રી. અમરદાસ ખારાવાળા, શ્રી. જવાહર ગઢવી, શ્રી. જિતુદાન, કવિદાદ, કમલેશ, અરવિંદ બારોટ, ટપુભાઈ દેગામા અને ઉસ્તાદ હાજીભાઈ વગેરે.]

બન્ને દિવસે આસપાસના ગામો તથા જામનગરના આગેવાનો અને આધકારીઓની સારી પેઠે આવજા રહી અને બન્ને રાતના કાર્યક્રમોમાં પણ સૌએ ખૂબ આનંદ માણ્યો. રાતના કાર્યક્રમોમાં જામનગર જિલ્લા પંચાયતના પ્રમુખ શ્રી. મોહનભાઈ

પટેલ, જામનગર કોર્પોરેશનના પ્રમુખ શ્રી. જયુ-ભાઈ તન્ના અને બીજા ઘણા આગેવાનો તથા અધિકારીઓ, રાજકવિ શ્રી નારાયણદાનજી બાલિયા, અગ્રીમ કલાકારો શ્રી. શાહબુદીન રાઠોડ તથા શ્રી. પ્રવીણદાન ગઢવી સમા મહેમાનો અને લોકસાહિત્યના જાતા એવા ગુજરાત વિદ્યાપીઠના લોકસાહિત્યના પ્રોફેસર શ્રી કનુભાઈ જાની તથા સૌરાષ્ટ્ર યુનિ.ના લોકસાહિત્યના લેક્ચરર શ્રી હિમાંશુ ભટ્ટ પણ ઉપસ્થિત રહેલા.

તા. ૬ઠ્ઠીની રાતે પંચાયતગૃહ બહાર બાંધેલા મંચનો કાગળો ખોલાવે એવો પવન વીઝાવા માંડયો. ટાઢના સુસવાટા વાય. રાતે સાડાઆઠે તખ્તો પંચાયતગૃહની ઓસરીમાં ફેરવ્યો, પણ સાડાનવ સુધી ટાઢ જાણે કાર્યક્રમની સામે મંડાણી. સાડાનવે મેદની ઉભરાવા લાગી. પંચાયતનું મેદાન ભરચક થયું ને ડેલા બહાર સૂસવાતા પવનમાં લોકો કાર્યક્રમ માણવા ભીંસોભીંસ ભરાવા લાગ્યા.

યજમાન શ્રી લાખાભાઈ ગઢવીએ પરિવાર-મિલનને, મહેમાનોને અને મેદનીને આવકારતું રંગભર્યું રસભર્યું નિવેદન કર્યું એક જ દોહામા એને આવરીએ—

સાયર ભેર્યું થોડિયું,
સુંજા ઘટમા ઘણેરિયું;
હક્કી તડના પોગિયું,
ત્યાં દૂજી ઊપડિયું.

લોકસાહિત્ય પરિવારના પ્રમુખ શ્રી રતુભાઈએ પરિવાર અને એના સંસ્કારસિંચનના કાર્યક્રમનો મહિમા સમજાવ્યો અને જયમલ્લ પરમારે—

સિંહ ગિરાં મઠ મંદિરાં,
નારી નીર નરા;
ખ્યાતાં ખાતાં બંદરાં,
સોરઠ સંત સરાં.

એ દુહાની સારગર્ભિતાની સમજૂતિ આપી એ સાથે દુહા અને છંદગાનની બધડાટી બોલી :

દુહા અને છંદગાનમાં શ્રી જિતુદાન ગઢવી, શ્રી દાદુભાઈ ગઢવી, શ્રી તખતદાન રોહડિયા, શ્રી અરવિંદ બારોટ, શ્રી. હરદાન ગઢવી, શ્રી કમલેશ ગઢવી અને શ્રી. કરસન પઢિયારે લોકસંગીતની તાકાતનો પ્રભાવ પાથરી દીધો.

એ પછી હેમંત ચૌહાણે 'નાવ્ય નિરંજન તમારાં ઘર તો અકળ છે.' એ ભજન પછી દાસી જીવણના પ્યાલાના ભજનો ગાઈને ભક્તિસંગીતની લહેરો ઉપાડી. બાપલભાઈ ગઢવીએ 'રાજવટ'ની વાર્તામાં નાની પણ પ્રબળ રેખાઓથી ચિત્રાત્મક બાનીમા ચોટ લગાવી દીધી. શ્રી અરવિંદ બારોટ 'લાલ સનેડા' ગાઈને જાણે ભવાઈના ગાનમાં ઝુલાવી ગયા ને એ જ ઢાળમાં કરસનભાઈ અને મિત્રો ભવાઈવેશના ગાનમા ઝુલાવી ગયા.

શ્રી. તખતદાને લગ્નગીતોનુ રંગભર્યું રસદર્શન કરાવ્યું અને કરસનભાઈએ 'ઘુઘરિયાળા ઝાપલા'ના લગ્નગીતના રસને દોહરાવી ગયા. ત્યારે હરદાનભાઈ બળધા ગોધાની વાત લાવી કવિની



[રામસાગર ઉપર ભજન ગાતા શ્રી. હેમંત ચૌહાણ અને વાયોલીન શ્રી. નાનજીભાઈ મિસ્ત્રી]

ચતુરાઈની ચોટ લગાવી ગયા.

શ્રી. નાનજીભાઈ પટેલે સોનલને ગઢડાના ગોખેથી ઝલાણી તે પરણ્યાના વીર–પુરુષાર્થથી છોડાવી અને હકુભાઈ લીલાએ લોકગીતોમાં રહેલા કાનુડાનુ રસદર્શન કરાવ્યું અને એજ રસદર્શન જમુનાને કાંઠે થયાનુ સુંદર ગીત 'જમુનાને કાંઠે જી જવી રે' શ્રી દમયંતીબહેન ઉપાધ્યાય ગાઈ ગયાં.

કવિ દાદે શ્રોતાઓને 'શબદુના મેળા'ના ચકડોળે ઝુલાવ્યા અને એવા રસ–રંગ ભર્યા કાર્યક્રમ માથે કૃષ્ણ–સુદામાની મૈત્રિનુ રહસ્ય દર્શન કરાવી શ્રી. અમરદાસજી ખારાવાળા ભક્તિરસનો પ્રભાવ પાથરી ગયા.

જાળુડા શિબિરની ત્રીજી વિશિષ્ટતા એ રહી કે ચારણોના ગામમા ચારણ યજમાનને ત્યા ચારણીસાહિત્યની અદ્વિતીય અને અસાધારણ સેવા કરનાર વિકલાંગ ચારણ રતુદાન રોહડિયાનું એમના અર્ધઅંધ મૂક અને બહેરાં પત્ની શ્રી જશુબહેનનું તથા લોકસંગીતના શ્રેષ્ઠ અંધ વાયોલીનવાદક શ્રી. નાનજી મિસ્ત્રી અને તેમનાં અંધ પત્ની શ્રી. લલિતાબહેનનું ડૉ. જીવરાજ મહેતા ટ્રસ્ટ અને લોકસાહિત્ય પરિવાર તરફથી બહુમાન થયું તે.

વિરલ હતો એ પ્રસંગ. નજરે નિહાળીને જ એનો ખરો ખ્યાલ પામી શકાય. બીજા દિવસ દરમિયાન શ્રી. રતુભાઈ અદાણીએ શ્રી. રતુદાન રોહડિયા સાથે એમની હથેળીમાં આંગળાથી લખીને સન્માન અંગે વાત કરી ત્યારે શ્રી. રતુદાન કહે "સન્માન મારું નહિ પણ મારાં પત્નીનુ કરવુ જોઈએ." રતુભાઈ કહે "કેમ ?" તો કહે "એ મારા સાથે બાઝી ઝગડી નહિ અને વાચવા લખવા દીધું એટલે હું વાચી લખી શક્યો."

શ્રી. રતુદાન હોશિયાર નીકળ્યા. શ્રી. રતુભાઈએ શ્રી. રતુદાનના અર્ધ અંધ બહેરાં અને મૂગા પત્નીને તેડવા તરત ગાડી મોકલી અને શ્રી. કુસુમબહેન અદાણી, શ્રી. મંજુબહેન ગાંધી, શ્રી. મધુબહેન શાહ, શ્રી. કંચનબહેન કામદાર, અને શ્રી. વિદ્યાબહેન દવેએ રાજકોટ પાસેના મુંજકા ગામે શ્રી. રતુદાન સાથે જઈને સબહુમાન શ્રી. રતુદાનનાં પત્ની શ્રી. જિતુબહેનને તેડી આવ્યાં.


[શ્રોતાઓનુ એક દૃશ્ય, શ્રી. રતુભાઈ અદાણી શ્રી. વાડીભાઈ કામદાર, શ્રી. દેવાયતભાઈ વરૂ, ડૉ. શ્રી. જસાણી તથા દ. શ્રી. પુંજાવાળા આગલી હરોળમાં દેખાય છે.]

આ વિકલાગ સન્માનને કારણે રાતના સાડા આઠથી સમારંભનો પ્રારભ થયો. શ્રી. નાનજીભાઈ મિસ્ત્રી જ મોડા આવ્યા તથા એમનાં પત્નીને તેડી આવી શકાયેલાં નહિ. પંચાયતગૃહના એ જ વિશાળ ચોકમા ભારે ઉલટ અને ઉત્સાહ વચ્ચે વિકલાંગ સન્માન સમારભની શરૂઆત થઈ. આ સમારંભનુ પ્રમુખસ્થાન લેવા જયમલ પરમારે ડૉ. જીવરાજ મહેતા સ્મારક ટ્રસ્ટ અને લોકસાહિત્ય પરિવારના શ્રી. રતુભાઈ અદાણીને વિનંતી કરી. સભાએ તે વધાવી લીધી અને શ્રી. રતુભાઈના પ્રમુખસ્થાને

શ્રી. લાખાભાઇ ગઢવી સમારંભની કાર્યવિધિનુ સંચાલન કરતા અંતરના ભાવની ભભકથી ગૂંથેલા શબ્દોની પુષ્પમાળા પ્રમુખશ્રીને તથા વિકલાંગ સમારંભના પ્રત્યેક વક્તાની પ્રેમાદરભરી પરખ સાથે આરોપતા ગયા. અને વિકલાંગોને પણ ભર્યા ભર્યા ભાવનો અર્ધ્ય આપ્યો. શરૂઆતમાં શ્રી. તખતદાન, શ્રી. હરદાન તથા શ્રી જ્વાહર ગઢવીએ હરિરસની સમૂહ સ્તુતિગાનથી કરી. ત્યારબાદ શ્રી. જયમલ્લ પરમારે ચારણોનાં બિરદ અને લક્ષણો વર્ણવતાં જણાવ્યું કે :

કેસર, ચંદન, નિજકુરંગ ચારણ સેંદુર ને સિંહ;
એ તાં નગર ન નીપજે, એ પહાડામાંય પ્રસિદ્ધ.

એટલે કે ચારણો પહાડોમાથી આવ્યા. પણ કોના વંશજ ? તો કહે :

ગિરિજા સૂત ચારણ ગણાં, મણા પિતામહાદેવ;
પખ મોસાળે શેષ પત, સરમત રસના સેવ.

મોસાળ પાતાળે શેષનાગ અને માતાપિતા પાર્વતી અને મહાદેવ. જીવનકાર્ય સરસ્વતીની ઉપાસનાનુ.

પહાડોમાંથી મેદાનમાં આવ્યા. એક વર્ગ રાજ દરબારે પ્રતિષ્ઠા પામ્યો. બીજો વર્ગ માલધારી રહ્યો. ત્રીજો વર્ગ બળદ – ઘોડાના વ્યાપારે વળગ્યો અને ચોથો વર્ગ લોકો વચ્ચે જઈ વસ્યો. ત્યારે શુ હતાં એનાં લક્ષણો ? તો કહે :

ગુંજ બડેરા, દ્રવ્ય આંધળા
ગૂઝણ વેળા નંદ;
રાજદુવ્યારે વ્યંડળા,
સો લખત કવિયંદ.

કોઈની અંગત ને ખાનગી વાતો કાને ન ધરે. ધરે તો પેટમાં ઉતારી જાય એવા સાગર-પેટા. આઘી પાછી ન કરે. દ્રવ્યથી લલચાય નહિ. આઈ સોનલબાઈ આઈ જામનગર ગયેલા. જામસાહેબે રૂપિયાનો થાળ પગે ધર્યો તે હડસેલીને ઊભા થઈ ગયાં. કહે છે કે ચારણ પૈસાથી ખરીદાય નહિ. રાજાઓએ પૈસા આપીને ચારણને બગાડયા છે. ચારણોનો ઉદ્ધાર ચારણો વતી જ થાય.

ત્યારે રાજદુવારે વ્યંડળા એટલે એટલા સંયમી નિયમી કે રાણીવાસના રખોપા ચારણોના હાથમાં સુરક્ષિત એવા જ રણવાસમાં બહાદૂરીથી ઝૂઝનારા. પછી કહે:

સત્યવક્તા રંજન સભા, કુશળ દીલ હિત કાજ
બેપરવા દિલકા બડા, સો સચ્ચા કવિરાજ.

સભાનુ રંજન પણ ખોટુ ન કરે. એવા જ નિડર, બેતમા અને વિશાળ દિલના.

આવા ચારણોની શક્તિ શ્રી રતુભાઈએ સૌરાષ્ટ્ર રાજ્ય દરમિયાન પરખી. શ્રી. દુલાભાઈ કાગ, શ્રી. શંકરદાનજી અને શ્રી. મેરૂભા ગટવીની શક્તિની પરંપરા ચાલુ રાખવા ત્રણેય બાળતો



[ શ્રી. જયમલ્લ પરમાર ચારણોનાં બિરદ–લક્ષણો વર્ણવતા અને શ્રી રતુદાન રોહડિયા તથા શ્રી નાનજીભાઈ મિસ્ત્રી વગેરેનો પરિચય આપતા]

વિદ્યાર્થીઓ પોતાની પાસે રાખી કેળવે એ માટે માસિક બસો બસો રૂપિયા બાંધી આપ્યા. ચારણ બારોટના છોકરાઓને લોકસાહિત્યની તાલીમ આપવા જૂનાગઢમાં લોકસાહિત્ય વિદ્યાલય શરૂ કર્યું અને પોરબંદરના રાજ કવિ યશકર્ણજી રતનુ તથા શ્રી પિંગળશીભાઈ ગઢવીની એમાં નિયુક્તિ કરી. પશ્ચાત વર્ગ બોર્ડ તરફથી આ વિદ્યાર્થીઓની શિષ્યવૃત્તિઓ બાંધી દીધી.

શ્રી દુલાભાઈ કાગ તથા શ્રી. મેરૂભા ગઢવીને વિદ્યાલયમાં આવવા જવા માટે વાર્ષિક હજાર હજાર રૂપિયા ખર્ચી બાંધી આપી. સૌરાષ્ટ્ર સંગીત નૃત્ય નાટય અકાદમીના વડીલ વિદ્વાન તરીકે સ્થાપી બન્નેનુ લોકસાહિત્ય સંમેલનમા બહુમાન કરી શાલ ઓઢાડી. પશ્ચાત વર્ગ બોર્ડ બંધ થતા જિલ્લા પંચાયતો તરફથી શિષ્યવૃત્તિઓ અપાવી. વિદ્યાર્થીઓ મળતા બંધ થતા શ્રી. પિંગળશીભાઈને જૂનાગઢ જિલ્લાની કેટલીક શાળાઓમાં લોકસાહિત્યના વર્ગો લેવાની વ્યવસ્થા કરી. એ વિદ્યાલયમાથી સાઠ વિદ્યાર્થીઓ તૈયાર થયેલા. અહિં હાજર રહેલા શ્રી. લાખાભાઈ ગઢવી, શ્રી બાપલભાઈ ગઢવી તખતદાન રોહડિયા શ્રી. કરસનભાઈ પઢિયાર, શ્રી. મેઘરાજ, શ્રી. હરદાન, ભાઈ જવાહર, વગેરે એના વિદ્યાર્થીઓ છે. આજે એ જ રતુભાઈને હાથે ચારણી સાહિત્યની અસાધારણ અને અદ્વિતીય સેવા કરનાર વિકલાગ ચારણ વિદ્વાન રતુદાન રોહડિયાનું સન્માન થઈ રહ્યું છે એમાં ચારણો અને ચારણી સાહિત્ય પ્રત્યેના શ્રી રતુભાઈના સ્નેહાદરનુ સાતત્ય રહેલુ છે. મુંબઈની વિધાનસભામાં ગુજરાતના આદરણીય સેવક અને આગેવાન ધારાસભ્ય સ્વ. શ્રી કલ્યાણજી કાકાથી ચારણો અંગે થોડું ઘસાતુ બોલાઈ ગયેલું ત્યારે એ જ વખતે ચારણોના ઉચ્ચ બિરદ અને ઉત્તમ લક્ષણો વર્ણવીને ચારણોની શ્રેષ્ઠતા શ્રી રતુભાઈએ જ પુરવાર કરી બતાવેલી.



[ગુજરાત વિદ્યાપીઠના લોકસાહિત્યના પ્રોફેસર શ્રી. કનુભાઈ જાની ચારણી સાહિત્યની સેવા તથા વિકલાંગોના સન્માનને આવકારી રહ્યા છે.]

ત્યારબાદ શ્રી. જયમલ્લભાઈએ રતુદાન રોહડિયાના જીવન અને ચારણી સાહિત્યની સેવાનો ખ્યાલ આપેલો જે માર્ચ માસના ઊર્મિનવરચનામાં વિસ્તૃત લેખ દ્વારા અપાઈ ગયો છે. શ્રી જયમલ્લભાઇએ શ્રી. રતુદાનનાં ચારણી સાહિત્યના પ્રગટ અને અપ્રગટ પુસ્તકોમાથી એક એકને વર્ણવીને સમારંભમાં રજૂ કર્યા. એ પછી રતુદાનનાં અર્ધઅંધ મૂગા અને બહેરાં પત્ની જસુબહેન અને રતુદાનના દંપતી જીવન અને એના નાનકડા પુત્ર તિર્થંકરનો ખ્યાલ આપ્યો. એ જ રાતે શ્રી. નાનજીભાઈ મિસ્ત્રીની શક્તિ અંગ ખ્યાલ આપ્યો તે પણ ઊર્મિનવરચનાના ફેબ્રુઆરી અંકમા અપાઈ ગયો છે.

ત્યારબાદ શ્રી. લાખાભાઈ એક પછી એક વકતાનો ભાવવાહીને યથાતથ પરિચય આપતા ગયા ને આ પ્રસંગને અનુલક્ષીને શ્રી કાનજીભાઈ બારોટે જણાવ્યું કે :

પરિવારનાં મિલન તો અનેક થયાં પણ લાખાભાઈને આંગણે જે મિલન થયું એમાં એક અતિ વિશિષ્ટતા મને લાગી. એનો બહુ ઉમંગ મને થાય છે. અમારા ચારણ–બારોટ સમાજ બધાનું બહુમાન હું ગણું છું. એક પ્રસંગ મને યાદ આવે છે. પ્રસંગ શું મને મોજ આવે છે. પણ હું સિદ્ધરાજ જયસિંહ નથી, હું કાનજીભાઈ બારોટ છું અને રતુદાનભાઈ રોહડિયા ગુજરાતીના આદિ વિદ્વાન હેમચંદ્રાચાર્ય નથી, એ રતુદાન છે. હેમચંદ્રે વ્યાકરણનો ગ્રંથ બનાવ્યો. કાલિકાલ સર્વજ્ઞ હેમચંદ્રસૂરીનું બહુમાન કરવા એના ગ્રંથનું હાથી માથે ફેરવી બહુમાન કરેલું. હવે આંય આપણી પાસે હાથી યે નથી, અહીં સિદ્ધપુર પાટણે ય નથી આ જાંબુડા છે. જોકે સિદ્ધરાજનું કામ જીવરાજ મહેતા ટ્રસ્ટે સંભાળ્યું હોય એવું લાગે છે. અને હાથીને બદલે આપણો પરિવાર છે. ઈ પરિવાર જે રતુદાનભાઈના ગ્રંથોને પોતાના મનરૂપી અંબાડીમાં લઈ ફરે તો સાચું માન કર્યું ગણાય. ત્યારે અમારા ચારણ–બારોટની પરિસ્થિતિનો નિષ્કર્ષ આપ્યો જયમલભાઈએ. એ અમારા ચારણોના પણ ચારણ છે. રતુભાઈ અમારા કલાકારોના ઝવેરી છે.

"બાપ ! ઊર્મિ બીજે કોઠે બેસી જાશે. રતુભાઈ વિશે મને એક વ્યાખ્યા આવે છે. પત્થર ખાણમાંથી જેમ હીરા ગોતીને પાસા પાડીને બહાર મૂકે છે હવે અમારું જે થાય ઈ ખરું આજ મને એટલો હર્ષ થાય છે કે :

હું નહીં હનુમાન, તું નહીં દશરથ તનય;
ન કર હૃદય ચીરીને આજ,
બતાવત બરડાના ધણી.

"હું સિદ્ધરાજ નથી : રતુભાઈ ! પણ મને આનંદ ને ઊર્મિ એટલી જ થાય છે..."

શ્રી. કાનજીભાઈ પછી ગુજરાત વિદ્યાપીઠના લોકસાહિત્યના પ્રોફેસર શ્રી. કનુભાઈ જાનીએ બોલતાં કહ્યું :

"મુરબ્બીઓ ! હું તો આટલા બધા દેવીપુત્રો મળતા હોય, હું કહેતો હોઉં કે વાણીનો ઉપાસક છું અને ન આવું તો જૂઠો ગણાઉં, એટલે એક તીર્થસ્થાનમાં આવ્યો છું. આ હું બોલવા ખાતર નથી કહેતો પણ 'ઊર્મિનવરચના'માં મેં વાંચ્યું અને 'ઊર્મિ' છાપેલા અક્ષરોની બહાર નીકળી ગઈ. એક બહારવટિયાનું આપણે સન્માન કરીએ છીએ. કઈ રીતે ? એક તો જન્મ આપવો તો ભગવાને ચારણને ઘેર, દેવીપૂતર એટલે વાણીના ધણી અને એની પાસેથી વાણી જ હરી લીધી. વાણીના ચાર પ્રકાર, હરી લીધી એ તો વૈખરી વાણી–પછી આ માણસ મૌનનો ઉપાસક બન્યો. તેદી' એણે 'ક' જોયો ને 'ક' ઓળખ્યો. એક પગલું સાચી દિશાનું હોય તો દિશાઓ તો મળી જ રહેશે, બળતા હૃદયે યુનિ.માં આવ્યો. મને એમ હતું કે – રાજકોટમાં લોક-



[ચારણી સાહિત્યની વિશિષ્ટ સેવા માટે શ્રી. રતુદાન રોહડિયાની પ્રશંસા કરતા દ. શ્રી. પુંજવાળા]

સાહિત્યની ખુરશી નહીં, ચેર નહીં – ગાદી હશે. મેં મૈસુર યુનિ.માં જોયુ ત્યાં લોકસાહિત્યમાં ૧૪૫ માણસો કામ કરે છે. મેઘાણીભાઈ કામ કરી ગયા એનું આપણે બહુમાન કર્યું. પછી બહુમાનનાં વાજાં હજુ સુધી વગાડયાં પણ એક માણસ મૂંગો મૂંગો કામ કર્યા કરે છે, ઈશ્વરની સામે. ઈશ્વરે જે આડશો ઊભી કરી તેને વટાવી ગયો છે આપ બળે. એ વખતે આપણે કોઈ એને ટેકો આપવા નહોતા ગયા. આજે પહેલીવાર બીજા કોઈને સૂઝે એ પહેલાં આપણને સૂઝયુ છે, એ આપણું ગૌરવ છે. પૂણ્ય પ્રસંગ છે એનો આનંદ છે. નાનજીભાઈ મિસ્ત્રી અંગે કહુ તો પરદેશી કહી શકાય એવા વાદ્યની કામઠી આજે 'કાઠી' બની ગઈ છે. વાયોલીનની 'કાઠી' કાઠી બની ગઈ છે. અને બિથોવન બહેરો હતો એની ઉત્તમ રચનાઓ બહેરાશ વધતી ગઈ ત્યારે થઈ.

"અંતરમા ઘૂટાયેલી તળપદી શ્રુતિઓ સાભળીએ છીએ. સુરશબ્દેય મારે નહિ વાપરવો જોઈએ. એ શ્રુતિઓ જે આપણા સંગીતનો પ્રાણ છે એ નાનજીભાઈની કામઠી પરથી ઊતરે છે.



[એક ચારણને નાતે રતુદાન રોહડિયાના સન્માનને આવકારી રહેલા કવિ શ્રી. દાદ]

"ચારણી સાહિત્ય પર બહુ ઓછું કામ થયું છે. ૧૨૩ કવિઓની યાદી તો મારા એક વિદ્યાર્થીએ બનાવેલી. ત્યારે એ બધું કામ હજુ બાકી જ છે. આજે એની શુભ શરૂઆતમાં આપ સૌ કંકુના છાંટા નાખો છો એમાં મને એક બ્રાહ્મણ તરીકે ઊભો કર્યો એ બદલ આપ સૌનો આભાર માનું છું."

ત્યારબાદ ડ. શ્રી. પુંજાવાળાએ બોલતા જણાવ્યું કે:

"ડૉ. જી. મ. સ્મા. ટ્રસ્ટે સૌરાષ્ટ્રના એક ચારણી સાહિત્યના પ્રખર વિદ્વાન અને લોકસાહિત્યના અભ્યાસી શ્રી રતુદાનભાઈનું સન્માન કરવાનો નિર્ણય લીધો—મને લાગે છે કે કેટલાક વિચારો–નિર્ણયો સમયોચિત શુભ સ્થળ પર લેવાઈ જાય તો એનાં પરિણામો બહુ જ સુંદર રીતે ઓછા–સમયમાં જોવા મળે એમાં કોઈ બે મત નથી.

"અવતાર ચરિત્રનો કર્તા કવિવર નરહરદાસજી કહે છે: અવતાર ચરિત્રના ઉદ્ઘાટન વખતે ચૌદવર્ષ સુધી જે ચારણ બાઈની પરિસ્થિતિનો, પતિ તરીકેનો ખ્યાલ કવિને જરૂર રહ્યો નથી. પંદરમા વર્ષે પ્રભાતે એક વખત એ ચારણ્ય બાઈએ કીધું કે: "કવિવર! આજ તમારા જીવનનો એક ઉત્તમ પ્રકારનો – જે તમારું કર્મ છે એનું ફળ મળે છે. 'અવતાર ચરિત્ર' નામનો ગ્રંથ ભારત વર્ષને ચરણે આપ ધરી રહ્યા છો અને એટલુ બોલતાં બાઈની આંખમાં બે આસુ હતા. ત્યારે કવિવર નરહરદાસજીએ એ આંસુને પરખીને કહ્યું કે: "હું સમજું છું કે 'અવતાર ચરિત્ર'ના લેખનમાં એવો કોઈ સમય મળ્યો નથી

કે તમને સંતાન થાય.'' જોજો માણસની તપશ્ચર્યા કેવી છે !

"પણ મને લાગે છે કે "અવતાર ચરિત્ર" નામનુ સંતાન છે એ ભારતવર્ષને ચરણે ધર્યું છે. આથી મોટી સંતતિ કઈ હોઈ શકે ?''

"રતુભાઈ રોહડિયા અને એમનાં પત્નીએ એક જ આ સાહિત્યની સતતિ આપણા હાથમાં મૂકી છે. એનું મૂલ્ય જરાય ઓછું નથી.

"એક પાણીનું બિંદુ તપેલા લોખંડ પર પડે તો એનુ નામ નિશાન ન રહે. કમળ પર પડે, સવારમાં સાચાં મોતી જેવું દેખાય પણ જો એ જ પાણીનું બિંદુ સ્વાતિ નક્ષત્રમાં કાલુ માછલીની છીપમાં પડે તો સવાલાખનુ મોતી નિપજે. કારણકે સ્થળ ને સમય એમણે એવા પસંદ કર્યા છે, એવા સ્થળ–કાળ ડૉ. જી. મ. ટ્રસ્ટ તરફથી રતુભાઈ અદાણીએ રતુદાનભાઈનુ સન્માન કરવાનો નિર્ણય લીધો એમાં દેખાય છે. સૌથી શ્રેષ્ઠ વાત તો એ છે કે – જેના હાથ હાલ્યા હશે, પગ ચાલ્યા હશે, બુદ્ધિ ચાલી હશે જે કારણે આવા સરસ ચારણી સાહિત્યના ગ્રંથો ઉપર અભ્યાસ કર્યો છે પણ જેમના હાથ પગ ને બુદ્ધિ કેવળ રસોઈ રાંધવામાં અને કેવળ ટાઢને વખતે શાલ્યું ઓઢાડવામાં ને ઉનાળામાં હવા નાખવા માટે હાલ્યા હશે એવાં બેનનું સન્માન કરવાનુ પણ સૂઝયું છે.

"અવતાર ચરિત્રની પૂર્ણાહુતિ થઈ ત્યારે કવિની તપશ્ચર્યા–'અવતારચરિત્ર' નામનું સંતાન– રતુદાનભાઈ અને એમનાં પત્નીએ સાહિત્યની સંતતિ આપી છે. આવા પ્રસંગમાં આંગળી અડાડવાનોય, ટેકો આપવાનોય લાવો મળતો હોય ત્યારે અમારી છાતી ગજગજ ફૂલે છે. કાનજીભાઈએ કહ્યુ એમ આવી સમૃદ્ધિ હવે પછી ચારણી સાહિત્યનાં પુસ્તકો પ્રગટ થતાં રહેશે એવી આશા નહીં હિમાલય જેવડી શ્રદ્ધાથી હુ કહું છું. કારણ કે થોડીક વ્યકિતના મોઢાં સામે જોઉં ત્યારે મને એમ લાગે છે કે હું ગુજરાત સરકાર સામુ નહીં ભારત સરકાર સામું જોઉં છું.''

ત્યાર બાદ બોલતા શ્રી લાખાભાઈએ જણાવ્યું કે: "રતુભાઇએ એવો આગ્રહ રાખ્યો કે– આ સમયે એમનાં પત્ની હાજર રહે અને એમની હાજરીમાં એનું પણ બહુમાન થાય.

"એક બ્રાહ્મણ દંપતી. બ્રાહ્મણને એવી ઈચ્છા થઈ કે: "મારે સન્યાસ લેવો છે." એટલે એમના પત્નીને કીધુ કે: હવે તો હું સન્યાસ લેવાની ઈચ્છા રાખુ છુ."

તો બ્રાહ્મણી કહે : "હુ ય હાર્યે આવુ."

''તમારે હાર્યે આવવાનુ નો હોય.''



[ડૉ. જીવરાજ મહેતા સ્મારક ટ્રસ્ટના મેનેજીંગ ટ્રસ્ટી શ્રી. હાવાભાઈ સંઘવી શ્રેષ્ઠ વાયોલીન વાદક વિકલાંગ શ્રી. નાનજીભાઈ મિસ્ત્રીને શાલ ઓઢાડી રહ્યા છે.]

"પણ એમા તમને વાંધો કયા છે?" તો કયે : 'ના, ઈ નો બને.' "પણ બ્રાહ્મણી કહે : પણ આટલા વરસના અનુભવ પછી મારામા એટલોય વિશ્વાસ નો બેઠો? એક કામ કરો. જેમ અત્યારે છોડીને જઈ શકો છો તેમ ઈ વખતે પણ જ્યારે તમને લાગે ત્યારે છોડી દેજો. જ્યારે મારામા કાઈ ખામી દેખાય, ત્યા લગી તો સાથે રહેવા દયો!" બહુ આગ્રહ કર્યો ત્યારે સાથે આવવાની રજા આપી પણ બ્રાહ્મણે કહ્યુ કે "એક કામ કરો આપણે રસ્તે ચાલીએ ત્યારે અમુક અંતરે તમારે પાછળ રહેવુ."

'ચાલી નીકળ્યા. રસ્તામા સોનાનો દાગીનો પડેલો બ્રાહ્મણે જોયો. એને થયુ કે પાછળ ગોરાણી આવે છે. સોનુ જોતા લાલચ થશે. એટલે પગથી ધૂળ નાખી ઢાકવાનો પ્રયત્ન કર્યો. ત્યા તો ગોરાણી નજીક આવી ગયા "શુ કરો છો?" બ્રાહ્મણ કહે "નજર ગઈને! મને બીક જ હતી હમણા જ લલચાશે. સોનુ જોયુ નથી ને લાલચ થઈ નથી."

બ્રાહ્મણી કહે અરે ભલા માણસ! હજીયે તમે આને સોનુ માનો છો? ધૂળ માથે ધૂળ નાખવાની હોય?" ત્યારે બ્રાહ્મણે કીધુ કે ગોરાણી! હવે તમે આગળ હાલો. કદાચ હુ ક્યાક ભૂલ ખાઈશને તો તમે મને રોકશો તમે આગળ ચાલો."

"એમ રતુભાઈએ કાઈક આવુ જ કર્યુ. રતુદાનભાઈના પત્નીનુ સન્માન એમની સાથે જ થાય એવો આગ્રહ રાખ્યો. પત્નીને આગળ કર્યા"

ત્યારબાદ બોલતા કવિ દાદુભાઈએ જણાવ્યુ કે :

"રતુભાઈ રોહડિયાનો પરિચય વિસ્તૃત રીતે અપાઈ ગયો. મારા મામાના દીકરા થાય છે. મહાત્મા ઈસરદાનજીના વંશના છે. પણ એના ફૂઈના દીકરાને નાતે નહીં એક ચારણના નાતે મને આજ ઘણો હરખ થાય છે કે યોગ્ય વ્યક્તિનુ યોગ્ય સંસ્થા દ્વારા અને યોગ્ય વ્યક્તિ દ્વારા સન્માન થાય છે. આ રતુદાનભાઈનુ કદાચ બીજાએ સન્માન કર્યુ હોત તો મને આટલો બધો આનંદ ન થાત પણ રતુભાઈનુ સન્માન એક હીરાના પારખુએ કર્યુ છે. એક દુહો યાદ આવે છે :

**ચેરીને પગતલ દિયો**
**તાતે ઘટયો ન માન**
**પણ જાનનહાર અજાનભયો**
**મારો તાતે હૈયો ફટાન.**

હીરો બજારમા પડયો'તો ને એક શેરી વાળનારી બાઈ ત્યાંથી નીકળી, હીરો પગ કચરાયો. માથે છાણાનો સુંડલો હતો. એટલે એણે ચળકતા હીરાને પગને અંગૂઠે ને આંગળીએથી ઊપાડયો. હાથેથી સાફ કર્યો તો વધુ ચળકવા માંડયો. ચૂંદડીને છેડે બાંધી દીધો.



[ડૉ. જી. મ. સ્મા. ટ્રસ્ટના ટ્રસ્ટી શ્રી. વાડીભાઈ કામદાર શ્રી. રતુદાનના વિકલાગ પત્ની શ્રી. જિતુબહેનને શાલ ઓઢાડી રહ્યા છે. પડખે શ્રી રતુદાન ઊભા છે.]

છાણનો સૂંડલો હેઠો મૂકયો ને હીરો લઈને બાઈ ઝવેરીની દુકાને દેખાડવા ગઈ ઝવેરીને હીરો દેખાડયો. પણ ઝવેરીએ જ્યાં હીરો જોયો ત્યાં આંખે અંધારા મંડયા આવવા. એની જિંદગીમાં કોઈ દી' આવો હીરો જોયેલો નહીં. એટલે બાઈને પૂછયું :

"બેન તને આ કયાંથી જડયું ? આ ચીજ કયાંથી મળી ?" તો કયે "મને રસ્તામાથી જડયું છે. મારે વેચવુ છે."

કયેઃ "તારે શું લેવુ છે આનું?" એટલે બાઈ બોલી કે "મને કાંઈ ખબર નો પડે. તમે જ કયો ને એની કિમત કેટલી છે ? તમારે શુ દેવું છે ?"

"ઝવેરીનો જીવ લોભે ગયો. એટલે બાઈને કીધું : "બાઈ ! આની કિંમત તો બહુ તો પાંચેક રૂપિયા આવે." ઈ બાઈને ખબર નો પડી કે આની કિંમત શું છે, ઝવેરીએ ઓછું કીધું છે કે વધારે એનું માપ કાઢી શકવાની એનામાં શક્તિ નહોતી. પણ ઝવેરીના બોલવા ઉપર એને વે'મ પડયો કે ઝવેરી કાં'ક ખોટું બોલે છે. ઈ ઉચ્ચારની અંદર એને કાંઈક કપટ દેખાણું. કીધું-"લાવો મારી વસ્તુ પાછી. મારે નથી વેચવી." એટલે ઝવેરીએ હીરાનો ઘા કર્યો. હીરાનો ઘા થતાં હીરાના એક હજાર કટકા થયા. હીરો ભાંગે નહી. હીરામાં ઘોબો પડે નહીં પણ આજ હીરાના હજાર કટકા થઈ ગ્યા. અને હજાર કટકાની એક એક કણીમાથી અવાજ આવ્યો : "હે ઝવેરી ! આ ચેરીને પગતલ દિયો મારો તાતે ઘટયો ન માન;

આ તો કચરો વાળનારી બાઈ છે એને બચારી ને ખબર શું પરે કે હીરાના શુ મૂલ છે. પણ તું જાનનહાર અજાન ભયો મારો તાતે દિયો ફટાન. ઈ કારણે મારા કટકા થઈ ગ્યા..."

"એવા ઝવેરી નથી રતુભાઈ... પણ સાચા હીરાને પારખી એનાં મૂલ કરી જતન કરે છે એવા ઝવેરીએ આજે ચારણી સાહિત્યના હીરાનું મૂલ કર્યું છે એ અભિનંદનીય છે.

"ઈ જે ઘા,નથી કરતા પણ જાળવે છે, સાચા હીરાનું મૂલ્ય આંકે છે. એવા સાચા ઝવેરી પાસે જેની કિંમત થઈ છે. ઈ અમારા ચારણી સાહિત્યના. જેને લહિયા કહીએ એવા રતુભાઈનું સન્માન કરનાર સંસ્થાને રતુભાઈને અને રતુભાઈને હુ લાખ લાખ ધન્યવાદ આપું છુ."

દાદુભાઈના વક્તવ્ય પછી શાલ ઓઢાડવાનો વિધિ શરૂ થયો તાલીઓના ગગડાટ વચ્ચે ડૉ. જી. મ. સ્મા. ટ્રસ્ટના મેનેજીંગ ટ્રસ્ટીએ શ્રી. નાનજીભાઈને તાલીઓના ગગડાટ વચ્ચે શાલ ઓઢાડી ને બે શબ્દો કહ્યા કે મને બોલવુ ફાવતું નથી પણ આવું ગમે છે બહુ. મારે પણ આવા વિકલાંગોનાં કામ કરવાના હોય છે વગેરે.

એ પછી ડૉ. જી. મ. સ્મા. ટ્રસ્ટના ટ્રસ્ટી



[શ્રી કાનજીભાઈ બારોટ શ્રી. નાનજીભાઈનાં વિકલાંગ પત્ની શ્રી. લલિતાબહેનની શાલ શ્રી નાનજીભાઈને ઓઢાડી રહ્યા છે.]

શ્રી વાડીભાઈ કામદારે શ્રી. રતુદાનનાં પત્ની જસુબહેનને મેદનીના આનંદ ઉત્સાહ વચ્ચે શાલ ઓઢાડી અને બે શબ્દો બોલતાં જણાવ્યું કે : "ડૉ. જીવરાજ મહેતાએ એકલા ગુજરાતની નહિ પણ ભારતભરની સેવા કરી છે. આખા દેશમાં ગુજરાતનો વહીવટ આગળ પડતો ગણાયો એનુ શ્રેય ડૉ. જીવરાજ મહેતાને જાય છે. એવા જ શ્રેયના ભાગીદાર શ્રી રતુભાઈ અદાણી છે. મારે વહીવટી તંત્ર સાથે પ્રણાલિ નજરે પડે તો અધિકારીઓ કહે છે કે એનો યશ શ્રી રતુભાઈને ફાળે જાય છે.

"આજે આપણે વિકલાંગોને સન્માનિત કરી રહ્યા છીએ. પરદેશમાં આવી અપંગ વ્યક્તિએ આટલું મહત્ત્વનુ સંશોધન કર્યું હોત તો એની આર્થિક રીતે ને સામાજિક રીતે એની પ્રસિદ્ધિ ખૂબ થઈ હોત. આજે આ જાંબુડા ગામમા એની પ્રસિદ્ધિ ભલે ઓછી થઈ હોય પણ જે ભાવથી અને પ્રેમથી જે રીતે એમનુ સન્માન થઈ રહ્યું છે તે ખરેખર એક પવિત્ર પ્રસંગ છે. અને એમાં મને ભાગીદાર બનાવવા માટે હું આપનો આભાર માનુ છું"

એ પછી શ્રી. કાનજીભાઈ બારોટે નાનજીભાઈનાં પત્ની શ્રી. લલિતાબહેનની શાલ નાનજીભાઈને ઓઢાડી અને શ્રી જયમલ્લ પરમારે શ્રી. રતુદાનને શાલ ઓઢાડતાં તાળીઓના ગગડાટથી સભાજનોએ સન્માનનાં વારણાં લીધાં. ત્યારબાદ પ્રમુખસ્થાનેથી વ્યાખ્યાન આપતાં શ્રી. રતુભાઈએ જણાવ્યું કે:

"ભાઈશ્રી રતુદાનભાઈ, ભાઈશ્રી નાનજીભાઈ, બહેનશ્રી જશુબહેન, અહીં ઉપસ્થિત નથી છતાં જેનું બહુમાન કરાયું છે તેવાં બહેનશ્રી લલિતાબહેન, લોકસાહિત્યના સાથી મિત્રો, ડૉ. જી. મહેતા સ્મારક ટ્રસ્ટના અમારા ટ્રસ્ટી સાથીઓ, ઉપસ્થિત બહેનો અને ભાઈઓ! ગઈ કાલે જાહેર થયું તેમ આજે સાડાઆઠથી સાડાનવ તમે જેના વિશે ઘણી ઘણી વાતો સાંભળી એ આપણા મિત્રોનો સન્માન સમારંભ હતો. અને સાડાનવ પછી ગઈ કાલે જે રીતે લોકસાહિત્ય પરિવારના કલાકાર મિત્રોનો કાર્યક્રમ માણ્યો તેવો જ કાર્યક્રમ શરૂ થવાનો હતો. પણ અમારે જયમલ્લભાઈ ક્યારેક કહે કે ચારણને સૂર ન હોય એમ લોકસાહિત્યના–અમારા પરિવારના કાર્યક્રમને સમયનું બંધન રહેતુ નથી.



[શ્રી. જયમલ્લ પરમાર ચારણી સાહિત્યના વિકલાંગ વિદ્વાન શ્રી. રતુદાન રોહડિયાને શાલ ઓઢાડે છે.]

"વખત તો થયો છે. કાનજીભાઈને હોંશ આવે, જયમલ્લભાઈને હોંશ આવે ને મનેય થાય કે અડધો કલાક ધાબડયે રાખું પણ સમય ઘણો થયો છે. એટલે વધુ સમય નહીં લઉં. મારી પહેલાંના વક્તાઓએ ખાસ કરીને જયમલ્લભાઈએ આ પ્રસંગ વિશે, તેના મહત્ત્વ વિશે, જેનુ આપણે સન્માન કરીએ છીએ તેમના જીવન વિશે અને કાર્ય વિશે ઘણી ઘણી વાતો થઈ. સાથે સાથે ચારણજ્ઞાતિ, ચારણીસાહિત્ય, લોકસાહિત્ય વગેરે વિશે પણ ઘણી વાતો

કરી જ છે. એટલે મારે એ વિષે વધુ ઊંડા ઊતરવું નથી. લાખાભાઈએ પણ કાર્યક્રમનું સંચાલન કરતી વખતે ઘણી મઝાની વાતો કરી છે હું આ એક કલાકના સમારંભનો પ્રમુખ છું અને પ્રમુખ તરીકે મારે બે શબ્દો કહેવા એ મારી પવિત્ર ફરજ છે. એ ફરજ મારે ભાગે આવી છે, હું બંધાઈ ગયો છું – એટલે બેઠો છું.

"જયમલ્લભાઈનો અને મારો સંબંધ ઘણાં વર્ષોથી બંધાઈ ગયો છે. આજકાલનો નથી. લગભગ પચાસેક વર્ષ થયાં. પણ ધીરેધીરે એવો સંબંધ બંધાઈ ગયો છે કે રાજકોટમાં બેઠાંબેઠાં એના મનમાં વાત ઊગે ને એના પડઘો મને કેશોદમાં પડે. અને કેશોદમાં મારામનમાં કોઈ વાત ઊગે – લોકસાહિત્યની – રાજકારણમાં તો જયમલ્લભાઈને પાડતો નથી. પણ લોકસાહિત્યની ને ટ્રસ્ટની એવી સામાજિક સેવાની ઘણી પ્રવૃત્તિનો મારા મનમાં કેશોદ બેઠાંબેઠાં પડઘો પડે તેને જયમલ્લભાઈ ઝીલે. એટલે આ આયોજન કોણે કર્યું છે એનો ઉલ્લેખ થયો. પણ મારે કહેવું જોઈએ કે લોકસાહિત્યના વિકાસ માટે લો. સા. પરિવાર માટે ઊર્મિનવરચના માટે, ડૉ. જી. મ. ટ્રસ્ટ માટે ઘણી ઘણી વાતો કરીએ છીએ પણ લોકસાહિત્ય પરિવાર વિશે વાતો કરતા કરતા સૂચન કર્યું કે વિકલાંગ વર્ષ છે. આખી દુનિયા આજે અપંગોનું વર્ષ ઊજવે છે. એ ઊજવવાનું ધ્યેય એ કે આ વર્ષની અંદર માણસ તરીકે જેમને ભગવાને અવતાર આપ્યો છે છતાં કેટલીક શક્તિ હણી લીધી છે એવા અપંગો પછી હાથે પગે અપંગ હોય, આંખે અંધ હોય, કાને બહેરા હોય એને – એનું જીવન વધુ સરળ બને, મનમાં નવી આશા જન્મે, નવો ઉત્સાહ જન્મે, એને પ્રેરણા મળે, એમાં નવું બળ આવે અને એમનું જીવન ધન્ય બનાવે એવી ઘણી યોજનાઓ ચાલે છે. દુનિયામાં ને દેશમાં. ડૉ. જી મ. ટ્રસ્ટે પણ આ અપંગો માટેનું વર્ષ છે એટલા માટે કેટલાક અપંગોને બની શકે ત્યાં સુધી સહાયરૂપ થવાનું વિચાર્યું છે અને કશી હો હા કર્યા સિવાય એ માટેની કેટલીક પ્રવૃત્તિઓ ચાલે છે. પણ જયમલ્લભાઈને થયું કે આ બધું ચાલે છે તેમાં લોકસાહિત્ય પરિવાર ને ઊર્મિનવરચના દ્વારા એ બધાનો મેળ મેળવીએ અને સાથે સાથે આપણે સાંભળ્યો ન હોય, જોયો ન હોય એવો અદ્‌ભુત પુરુષાર્થ – એનો કંઈક વિચાર કરીએ તો સારું. એમાંથી આ પ્રસંગ ઊભો થઈ ગયો.

"રતુભાઈ રોહડિયા વિશે ઘણી વાતો થઈ. બોલી શકતા નથી, બોલે તો આપણે બહુ સમજી પણ ન શકીએ. સાંભળતા તો છે જ નહીં. એમને જ્યારે વાત કરી ત્યારે તેઓ આટલા બધા હોશિયાર છે એની ખબર પડી. એનામાં ઘણી શક્તિ છે–સાહિત્યની સંશોધનની ઈતિહાસની પણ વ્યવહારમાં પણ ઘણા કુશળ છે એની મને પછી



[શ્રી. રતુભાઈ અદાણી શ્રી. રતુદાન રોહડિયાની હથેળીમાં આલેખીને વાતચીત કરી રહ્યા છે.]

ખબર પડી. એમને કહ્યું. આ તમારું બહુમાન કરવાનો નમ્ર વિચાર કર્યો છે ત્યારે એણે સામેથી કહ્યું "મારું ? મારું બહુમાન ન હોય. કરવું હોય તો મારી ઘરવાળીનું કરો." સામેથી માગી લીધું. હું ન સમજ્યો. એ કહે : "ઈ યે મારા જેવી જ છે. "હું તો ભાળું છું પણ ઈ તો દિવસે ય થોડુંક જ ભાળે છે. રાતે નથી દેખતી." અને એના કરતાં મહત્ત્વની વાત એ કરી કે : "મારા કામની તમે કદર કરવા માગતા હો, મારા કામની પ્રશંસા કરતા હો, મારા કામ માટે–સંશોધન માટે મારું બહુમાન કરતા હો તો એમાં વધારે ફાળો મારી ઘરવાળીનો છે." કહ્યું. "કેમ ?" તો કહે "મારી સાથે બાધતી નથી." કીધું "તમે બાધો તો ખબર નો પડે ને કોઈને ?" કહે "ના ઊંધું છે. આ દેખતાસાંભળતા માણસો બાધે તો દુનિયાને ખબર ન પડવા દયે પણ જો અમે બાધીએ તો આખી દુનિયા ભેગી થાય. એણે મને બહુ સહકાર આપ્યો છે." અમે તેમના સન્માનમાં એક ભૂલ કરતા હતા તે રતુદાનભાઈએ સુધારી દીધી અને રતુદાનભાઈના બહુમાન સાથે સાથે એમનાં પત્નીનું પણ બહુમાન કરવાનો વિચાર સૂઝ્યો.

"નાનજીભાઈ વિશે તો જયમલ્લભાઈએ પરિચય આપ્યો જ છે. પણ નાનજીભાઈને મળવાનો પ્રસંગ નહોતો મળ્યો એટલે રતુદાનભાઈમાં જે વ્યવહારકુશળતા છે એવી જ વ્યવહારકુશળતા નાનજીભાઈમાં છે કે નહીં તે ખબર ન પડી. અહીંયા આવ્યા પછી મને તો હમણાં ખબર પડી કે તેમનાં પત્ની પણ વિકલાગ છે. એમનું પણ બહુમાન કરવુ જોઈએ. આ રીતે ચારેય વ્યકિતઓનું બહુમાન કરવાનો આજે આ પ્રસંગ યોજ્યો છે, ડૉ. જીવરાજ મહેતા સ્મારક ટ્રસ્ટ તરફથી.

"મારે નમ્રતાથી કહેવું જોઈએ કે રતુદાન રોહડિયાનું સન્માન જે રીતે દેશમાં થવુ જોઈએ– વાડીભાઈએ કહ્યું તેમ દુનિયાનો બીજો કોઈ દેશ હોત તો રતુદાનભાઈએ કર્યું છે તેનાથી અર્ધું કામ–સંશોધન કર્યું હોત તો પણ આખી દુનિયાએ જાણ્યું હોત. એનું ઘણા મોટા પાયે બહુમાન થયું હોત. પણ આજે આપણે કમનસીબ છીએ કે આપણા સમાજે, આપણા દેશે, અરે આપણા રાજ્યે આની નોંધ લીધી નથી. પણ ડૉ. જીવરાજ મહેતા સ્મારક ટ્રસ્ટ, લોક સાહિત્ય પરિવાર અને ઊર્મિનવરચનાએ આ દિશામાં પ્રયાસ કર્યો છે. એવી આશા સાથે કે રતુદાનભાઈને ભગવાને જે શક્તિ આપી છે એમાં ખૂબ વધારો થાય. એમને હાથે જે સુંદર કામ થયાં છે. એવાં જ વધુ સુંદર કામો થતાં રહે. એને પરિણામે આપણું ચારણી સાહિત્ય અને લોકસાહિત્ય આજે છે એનાથી વધુ પ્રકાશમાં આવે. એની અંદર જે સત્ત્વ અને શકિત પડી છે તેનો સમાજને લાભ મળે.

"વખત ઘણો થયો છે. એટલે વધુ નહીં કહું પણ માત્ર શાલ ઓઢાડીને જ આ બહુમાન કરવાનો કાર્યક્રમ નથી, ફૂલ નહીં તો ફૂલની પાંખડી–કાનજીભાઈએ કહ્યું તેમ સિદ્ધરાજ જયસિંહ હોત તો તો પાંચ દશ લાખ રૂપિયાની થેલી અર્પણ થાત. શ્રી રતુદાનને હું ઈચ્છું છું કે ગુજરાત સરકારે સારી કદર કરવી જોઈએ. જો ભગવાન એને સદ્‌બુદ્ધિ સુઝાડે તો આમ કરવામાં ગુજરાત સરકાર, ગુજરાતનું મંત્રીમંડળ રતુદાનનું નહી પણ પોતાનું જ સન્માન કરશે...જો એને આવું સુઝે તો...હું વાત કરીશ. સાંભળશે કે નહીં એની ખબર નથી. કેન્દ્ર સરકારનું પણ ધ્યાન ખેંચીશ. જશ ખાટવા નહીં પણ ધ્યાન ખેંચવા આ બહુમાન થાય છે."

એમ પોતાનું વક્તવ્ય પૂરું કરતાં શ્રી રતુભાઈએ શ્રી રતુદાન અને એમનાં પત્નીને રૂપિયા બે હજારની થેલી અર્પણ કરતાં કહ્યું કે, "આ બે હજાર રૂપરડીમાં કાંઈ આપી દેતા નથી, પણ હું જયમલ્લભાઈને કહુ છું કે રૂપિયા ૨૫૦૧ રતુદાનભાઈને આપે. અને હવે પછી દર વર્ષે ચારણીસાહિત્ય કે લોકસાહિત્યના ક્ષેત્રે વિશિષ્ટ

કામગીરી કરનારને ડૉ. જીવરાજ મહેતા ટ્રસ્ટ તરફથી રૂા. અઢીહજારની થેલી ને શાલ અર્પણ થશે.''

હર્ષોદ્ગાર અને તાલીઓના ગગડાટથી મેદનીએ આ અર્પણવિધિ અને જાહેરાતને વધાવી લીધાં. પણ રતુભાઈનું દિલ ન માન્યું. આવે પ્રસંગે લોકસાહિત્ય પરિવારના સભ્યોનાં દિલ ન ડોળે તો કોનાં ડોળે? એમણે સૌએ શ્રી. દેવાયતભાઈ વરના હાથે એક હજારને એક અપાવ્યા. ત્યાં તો જામનગર કોર્પોરેશનના પ્રમુખ શ્રી. જશુભાઈ તન્નાના ૧૦૦૧ ને જિલ્લા પંચાયતના પ્રમુખ શ્રી. મોહનભાઈ પટેલના ૧૦૦૧, કંચનબહેન વાડીભાઈ કામદારના ૫૦૧, શ્રી. કુસુમબહેન અદાણી, શ્રી. મંજુબહેન ગાંધી ને શ્રી. વિદ્યાબહેન દવેના ૫૦૧ અને શ્રી. અમરસિંહ બારોટના ૧૦૧ બોલાયા. જોતજોતામાં ૬૬૬૭ થઈ ગયા. ત્યારબાદ શ્રી. નટવરલાલ શામળદાસ વોરાના ૧૫૦૧ અને શ્રી. નાથાલાલ ચંદારાણાના ૧૦૦૧ જાહેર થયા છે.

કાર્યક્રમ આગળ ચાલ્યો. રતુભાઈનું દિલ હજી કબુલતું નહતું. મિત્રો સાથે થોડી વાતો કરી કાર્યક્રમ વચ્ચે આવી જાહેર કર્યું કે શ્રી. રતુદાનને ૧૦ હજારની થેલી અર્પણ થાય છે. એટલેથી યે દિલ ન માન્યું તે ડૉ. જીવરાજ મહેતા સ્મારક ટ્રસ્ટે રૂપિયા ૧૧૧૧૧ આપવાનો નિર્ણય લીધો. શ્રોતા, વક્તા અને પરિવારના સૌ આનંદવિભોર થઈ ગયા.

પછીથી શરૂ થયેલા કાર્યક્રમનાં બે પ્રેરક બળો બન્યાં. એક તો સ્વાધ્યાયની સંસ્કાર વિચારણાની ગંભીર અસરો અને ચારણીસાહિત્યનું અને વિકલાંગોનાં આવાં અનોખાં આદરમાન. શ્રી. રતુદાન અને એમનાં પત્નીનાં ઉમંગ ઉલટનું તો પૂછવું શું? શ્રી. રતુભાઈએ શ્રી. રતુદાનને બે શબ્દો બોલવા કહ્યું. જે બે શબ્દો બોલ્યા એમાંથી આટલું સમજાયું.

"ભાઈઓ અને બહેનો! ભગવાને તો મને બોલવાની મનાઈ કરી છે, પણ રતુભાઈનો એવો આગ્રહ છે કે મારે બે મિનિટ બોલવું. ઘણાય મને પૂછે છે કે તમે 'કોશીશ' ફિલ્મ જોઈ છે? (આ ફિલ્મમાં વિકલાંગ દંપતીની વાત છે) હું એને કહું છું. "ભાઈ! અમે કોશીશમાં જ જીવીએ છીએ, કોશીશમાં જીવ્યા છીએ, એટલું જ નહિ પણ આગળ વધવાની થોડી થોડી કોશીશ કરીએ છીએ, અને એટલે જ ડૉ. જીવરાજ મહેતા સ્મારક ટ્રસ્ટનો અને રતુભાઈનો આભાર માનું છું."

આજનો કાર્યક્રમ બીજી ભાત્યનો હતો. અષાઢી મોરલા ગહેકે "એમ પરિવારના મોરલા દુહા–છંદમાં ગહેકી ઊઠ્યા. જિતુદાન, તખતદાન, કવિ દાદ, કમલેશ ગટવી, અરવિંદ બારોટ, હરદાન ગઢવી અને કરસનભાઈ પઢિયારે પડ માથે ઉપાડી લીધું.

હેમંત ચૌહાણે એવી જમાવટ ઉપર આત્મવિશ્વાસથી ભજનોની ઝૂક બોલાવી 'દેખંદા કોઈ આ દિલમાંય' અને 'ચડી રે શિખર પર હેલી જોઈ લ્યો' એવી જમાવટ ઉપર કાનજીભાઈ બારોટ કાનુડા ચભાડની દિલાવરી, ઝિંદાદીલી અને કાવ્યના મર્મની વાત લઈ આવ્યા ને જમાવટ ટેકો લઈ ગઈ. એવી કાવ્યબાની ઉપર કમલેશ ગઢવી 'ઊંચી રબારણ પાંદડિયાનો હાર'નું ગીત પ્રબળ જોમ અને હૈયાના હિલોળથી ગાઈ ગયા અને દમયંતીબહેન ઉપાધ્યાયે જે ગામમાં આવો ભવ્ય ઉત્સવ ઊજવાયો એને અંજલિ અર્પતું ગીત ગાયું 'જામ તારું જાંબુડું રળિયામણું રે.'

અને આવ્યા દ. શ્રી પુજાવાળા થોક થોક વસંતના વધામણાં એમણે કવિતાથી કર્યાં અને કેશુડે નીંધલેલા પલાશના વન માથે કોયલના ટહુકાર સાથે શૃંગાર રસની રેલી મચાવી એવા શૃંગારની રસરેલી માથે અમરમાની ભક્તિના ભવ્ય વણાટ સાથે યૌવનના સંઘર્ષનાં લહેરિયાં ઊડાવ્યાં.

આવી રસ જમાવટ સાથે શ્રી જિતુદાન

ગઢવીએ 'ઊભી ઊભી ઊગમણે દરબાર' એ ગીતના વિપ્રલંભ શૃંગારને મીઠી મનભાવન વેદનાથી મઢી દીધું. લાખાભાઈ માથેથી તો બધાએ પડ ઉપાડી લીધું છતા ઓછો ભાર નહતો. છતા સૌની ચાહનાથી એક ભજન ગાઇ ગયા અને ભિખુદાનને આવી હલક ભરી હળવાશ પાથરી દીધી. પણ એમના દિલમાથી પ્રસગની મોજના તુર્રા છૂટતા હતા. ભલકારીના ઉઠેરા ઊપડતા હતા હાસ્ય એમને માટે હસ્તા-કમલવત્ છે પણ સનપાત સાહિત્યના સસ્કારનો વણો આવતો હતો. આવા પીઠ થાબડનારા હોય ત્યા અ તરમાથી ઉમળકા કેમ ન છૂટે એવા સૌના દિલની લાગણીને વ્યક્ત કરતા ભાવવાહી ઉચ્ચારણો સાથે એમણે મેદનીને હસાવી, હુલરાવી પરિવાર-મિલનના સસ્કાર-સમારભનુ સમાપન કર્યુ.

રાતના અઢી વાગવા આવ્યા હતા. કાર્ય-ક્રમનુ સમાપન થયુ છતા મેદનીએ ઊઠવાનો ઉંસારો ય ન દેખાડતા કાર્યક્રમ ચાલુ રાખવા આગ્રહ કર્યો. ચારણી સાહિત્ય અને વિકલાગ સન્માન સમારભમા જ એકને બદલે બે કલાક નીકળી ગયેલા તેથી ચાર સગ્યોના કાર્યક્રમો તો બધ રાખેલા અને રાતદિવસની થકાન જોતા શ્રોતાઓનો આભાર માની કાર્યક્રમની સમાપ્તિ કરી. પાછલી રાતના નાસ્તાને ન્યાય આપી એકબીજાને ઘળતા મળતા છેલ્લા પ્રહરના સાણુ સકોરતી રાતના પવનની ઘેને ઘેરતી લેરખીઓ વચ્ચે સૌએ વિદાય લીધી. અણોહરા માડવડામા એકલા લાખા-ભાઈ આટા મારતા હતા.



[શ્રી રતુદાન રોહડિયા પોતાની ખોબડી બોલીમા સન્માનનો આભાર વ્યક્ત કરી રહ્યા છે]



મારા ગીતો કાર્યક્રમોમા ગાતા અને કેસેટમા રેકોર્ડ કરાવતા કલાકાર મિત્રોને નમ્ર વિનતી કે મારા ગીતો માટે મારી પૂર્વમજૂરી લેવી મને અને મારા ગીતોને ન્યાય મળે એટલા માટે કમને આ જાહેરાત કરવી પડે છે

કવિ 'દાદ'

# આપણું આકાશ

જયમલ્લ પરમાર

## આકાશી તોરણિયાં

ચૈત્ર માસ બેઠાંને આજ ઘણા દિવસ થઈ ગયા. આજે તો ચૈત્ર વદ આઠમ. હવે તો ચૈત્ર ઊતરવા પણ આવ્યો. આ માસના દેવ દિવાકર (સૂર્ય) ભગવાન દિનાકરે ફાગણ માસમાં ફેંકવાં શરૂ કરેલાં કિરણો વધારે તપ્ત થઈ ને પૃથ્વી માથે પડવા લાગ્યાં છે; પણ એ કિરણો બાળનારાં નથી ચેતનવંતાં છે. આ માસનું નામ ચિત્+રા : ચેતન આપનાર સાર્થક કરવા માટે એના દેવ દિવાકર સમગ્ર વનશ્રીને ચેતન આપીને પ્રફુલ્લિત કરી રહ્યા છે. વનવનનાં ઝાડ–છોડ ભગવાન દિવાકરનું સ્વાગત કરવા માટે ફૂલના ફાગ અંગે અંગ ધારણ કરી રહ્યાં છે. વસંતઋતુ બેસતાં જ હવેલીએ હવેલીએ 'ફૂલદોલ' વચ્ચે હીંચી રહેલા કનૈયાજી ગીતમાં પણ આ ઋતુ પર પસંદગી ઢોળતાં વાક્ય ઉચ્ચારી ગયા છે, કે ऋतुनाम् कुसुमाकरः 'સર્વ ઋતુઓમાં હું કુસુમાકર (વસંત) છું.' ફૂલડે ફોરતી વસંતઋતુ કોને ન ગમે ? પેલા શકપ્રવર્તક રાજા શાલિવાહનને પણ પોતાના વર્ષની શરૂઆત ચૈત્રથી કરી છે ત્યારે એ પણ વસંતઋતુનો રસભોક્તા હશે એમ માનવું ને ?

## ફૂલડાં ફંગોળતો ચૈત્ર

ચૈત્રનો સ્વભાવ જ સૃષ્ટિને ચિત્ર–વિચિત્ર સાજ સજાવવાનો. કેટલાં યે ઝાડ પોતાના ફૂલ હૈયામાં સંઘરીને વર્ષભર અટૂલાં ઊભાં હતાં. ચૈત્રના તડકા પડયા ત્યાં તો નવા પાંદડાં ધારણ કરીને ઝાડવાં અંતર ઓગળીને અંદરથી જાણે ફૂલ કાઢવા લાગ્યાં છે. જાઈ અને જૂઈ, મોગરો, પારિજાતક ને ગુલાબ તો ખીલે જ છે, સાવ સોટા જ ધારણ કરીને તથા પાંદડાં ખંખેરીને એકલો ઊભેલો સંઘેસરો પોતાને માથે પીળી ઝાંયવાળી કલગીઓ ધારણ કરી ખરા તડકા સામે ઊભો છે. વનવનમાં કેસૂડાંના ફાલ આવ્યા હશે, પણ શહેરમાં એ જોવા નહિ મળે. અહીં તો જાણે શ્વેતરંગી બળબળતા તડકા સામે ક્રોધાયમાન થતો હોય તેમ સામે આંખો કાઢતો ને ફૂલડાને ફંગોળતો ગુલમોર ઝૂલી રહ્યો છે. ચૈત્રના તડકાને એ પડકારે છે, કે : 'આવી જાને સામે, તું ભલે શ્વેતરંગી રહ્યો, પણ લોકો તારાથી નાસે છે. હું છું લાલ રંગીઃ પણ મારાં રૂપને રંગ જોઈને આંખ ઠારશે.'

દિવસભર બાળે છે ચૈત્રના તાપ. સાંજને સમયે પણ ભાગતો સાપ પૂછડી મારતો જાય, તેમ તાપ ઊના વાયરા મૂકતો જાય છે અને વાતાવરણને તપ્ત રાખતો જાય છે; પણ ધીમે ધીમે એ તપ્ત વાયરામાં અંધારાની શીળપ ઘૂંટાતી આવે છે. વાયરા ઠંડા પડતા જાય છે અને પૃથ્વીને ઠારતાં ઠારતાં માનવહૈયાને માથે ઠંડા વાતાવરણની પામરીઓ ફરકાવતા જાય છે. એવે વખતે માનવ–આંખોને પોતાનાં ઠંડાં તેજે ઠારતા ને અજવાળતા આકાશમધ્યે તારાદેવો આવે છે. ચૈત્રના તપ્ત દિવસ જાણે વર્ષ પહેલાં કયારેક આવ્યા હશે એવાં શીળાં તેજ અને ચમકાર એ લાવે છે અને પૃથ્વી પર શીતળતા પાથરી દે છે.

## અંધારી આઠમનું સામ્રાજ્ય

આજે ચૈત્ર વદ આઠમ આઠમનો અર્ધચંદ્ર અધીં રાત્રે આવશે અને માનવીઓ જ્યારે નિદ્રામાં લેટતાં હશે ત્યારે પોતાના હાથમાં રાત્રિના રાજ–દોર ધારણ કરશે. શુકલપક્ષની આઠમનો અર્ધચંદ્ર સાંજથી મધરાત સુધી રાજ–દોર ધારણ કરતો હોય છે. કૃષ્ણપક્ષનો અર્ધચંદ્ર મધરાત બાદ. શુકલપક્ષનો ચંદ્ર બીજ–ચંદ્રિકાથી શરૂ કરીને હંમેશાં પોતાના અંગ પર તેજની લકીર ચડાવતો જાય છે અને એના અંગના તેજ–વિકાસ સાથે પેલા તારા ઝાંખા પડતા જાય છે. એમનાં તેજ તો ચંદ્રે નહિ ચોરી લીધાં હોય ? 'બળતામાં બળે' એ ન્યાયે ચંદ્રના અંગ–

વિકાસ સાથે રાત્રિ-સામ્રાજ્ય પર એનો કાળ-વિકાસ પણ વધતો જાય છે.

પણ પૂર્ણચંદ્રને દિવસે આખી રાત સામ્રાજ્ય ભોગવનાર ચંદ્ર થાકી જાય છે. પારકા તેજે પારકા પ્રદેશ પર સામ્રાજ્ય કેટલોક વખત ભોગવી શકાય? થયેલી ભૂલ સમજીને પોતાનો ભાર હળવો કરવા ચંદ્ર રોજ તેજની એક લકીર ઓછી કરતો જાય છે અને સામ્રાજ્યકાળ પણ કાપતો જાય છે. પોતાનું ગુમાવેલું તેજ પાછું મળતાં તારા વધારે ને વધારે પ્રકાશતા જાય છે. પ્રકાશવાનો સમય પણ વધતો જાય છે. આજે ચંદ્રે પોતાનો અર્ધોઅર્ધ ભાર કાપી નાખ્યો હશે. એની સામે અત્યારે તારા હસી રહ્યા છે. ચંદ્રનું અર્ધ-સ્વરૂપ નીરખવા માટે આપણે અર્ધી રાત જાગવું પડે. એ પહેલાં આપણે નિત્ય એકધારા તેજે પોતાનું એકધારું સામ્રાજ્ય જમાવતા તારાનાં દર્શન કરી લઈએ.

ચૈત્ર માસનું નક્ષત્ર ચિત્રા. ક્યાં આવ્યું એ? સપ્તર્ષિ મહારાજ ક્યાં ગયા? એમની સહાયે ચિત્રાને નીરખી આવીએ. સપ્તર્ષિ મહારાજ ઉત્તર દિશા તરફ બરાબર મધ્યાકાશે આવ્યા છે. ધ્રુવ સાથે તેના પહેલા બે તારા સમાંતર રાખતાં રાખતાં સપ્તર્ષિએ પોતાની પૂછડીના ત્રણ તારાને ઉત્તરથી દક્ષિણ તરફ ફેંક્યા છે—ગોફણ ફંગોળતાં અંદરથી પથરા ફેંકાઈ જાય તેમ. એથી યે વિશેષ ખ્યાલ તો સૂપડાંમાંથી દડી ગયેલ દાણા જેવો આવે છે. સપ્તર્ષિના પાછલા પાંચ તારા એ સૂપડું બનાવે છે, એમાંથી દડી ગયેલા દાણા તેજસ્વી તારાઓને રૂપે એની સીધી લીટીમાં દક્ષિણ તરફ દૂર દૂર ચમકી રહ્યા છે.

## આકાશ-મંડપનાં તોરણિયાં

આ તારાઓમાં સપ્તર્ષિના પૂંછડાની લંબાઈથી બમણું આકાશ કાપતાં પ્રથમ દેખાતો વધુ ચળકતો છે તે સ્વાતિ અને એટલું જ બીજું અંતર દક્ષિણ તરફ કાપતાં બીજો તારો દેખાય તે ચિત્રા. પૂર્વ તરફ નજર કરીને ઊભા રહીએ એટલે સમાંતરે એક સીધી લીટી પર બંને તારા આખા આકાશની વચ્ચે ઊભા દેખાય છે—જાણે સમાંતરે ખોડેલ એકસરખી ઊંચાઈના બે જંગી થાંભલાની ટોચો તબકી રહી છે; પણ થાંભલા ક્યાં? થાંભલા તો નથી દેખાતા, પણ પૂર્વમાં ઊગવાથી માંડીને અર્ધા આકાશ સુધી પહોંચે છે ત્યાં સુધી અર્ધા આકાશમાં આવી સરખી લીટી રચતા આ બે તારાઓને જોઈ ગામડાંના માણસો એને 'તોરણિયાં' કહે છે. આવા આકાશ-મંડપમાં આવડાં મોટાં તોરણ કોને માટે બંધાયાં હશે? આકાશમંડપનાં બધાં નક્ષત્ર અને તારામંડળ એ 'તોરણ' સામે મીટ માંડીને આજકાલ બેઠાં છે; પણ એ તોરણને છબનારો કાં નથી આવતો?

ચૈત્ર માસનું નક્ષત્ર ચિત્રા, પણ સ્વાતિનો તારો ભારે ચળકતો છે, એનું તેજ તો ૦.૨૪ છે, એટલે કે પ્રથમ વર્ગના તારા કરતાં યે વધારે છે; એટલે ચિત્રા તરફ નજર નાખીએ તો યે સ્વાતિ આપણી નજરને ખેંચીને તેની તરફ લઈ જાય છે. આ સ્વાતિ રંગે નારંગી છે. આપણી આંખ સામે મોહક રંગે શાંતિથી પ્રકાશી રહ્યો છે, પણ એ દેખાય છે તેવો શાંત નથી. એ વર્તનમાં ભારે ઉત્પાતિયો દેખાય છે.

## ઉત્પાતિયો સ્વાતિ

તારાઓનાં જૂનાં વર્ણન બોલે છે, કે જૂના કાળમાં એ ચિત્રાના તારાની નીચે હતો અને આજે તો એ ચિત્રાથી ઉત્તરે દૂર દૂર ક્યાંયે જઈને બેઠો છે. 'તૈત્તિરીય' બ્રાહ્મણમાં નક્ષત્રીય પ્રજાપતિ નામે એક આકૃતિનું વર્ણન આ રીતે આપેલ છે: 'હસ્ત નક્ષત્ર તે આકૃતિનો હાથ, ચિત્રા માથું, સ્વાતિ હૃદય, વિશાખાના બે તારા તે જંઘા અને અનુરાધા તે ઊભા રહેવાની જગ્યા.' આ વર્ણન પ્રમાણે સ્વાતિનો તારો એ સમયે ચિત્રાની નીચે હતો. આજે તો એ ચિત્રાની ઉત્તરે દૂર દૂર બેઠો છે. એનું કારણ? તેની ગતિ.

સ્વાતિ દોડયા જ કરે છે, દોડયા જ કરે છે —અજબ વેગથી દોડયા કરે છે. આપણને એનો જરાક જેટલો ફેરફાર હજારો વર્ષે દેખાય એટલો તે આપણાથી દૂર છે; પણ એને દોડી દોડીને જવું છે ક્યાં?

સપ્તર્ષિમાં ભળી જવું છે, કે શું ? સપ્તર્ષિમાં બેસવાની એને જગ્યા કોણ આપવાનું છે ? સપ્તર્ષિ જોડે બેસવા માટે એકલો વેગ ન જોઈએ ભાઈ! એવા તપ પણ કેળવવાં જોઈએ.

આ સ્વાતિ નક્ષત્રમાં સૂર્ય લગભગ આસો માસમાં હોય છે. એ માસની પૂર્ણિમાએ એટલે શરદપૂર્ણિમાને દિવસે જો વરસાદ પડે અને સમુદ્રની માછલીઓ એ પાણી અદ્ધરોઅદ્ધર ઝીલે તો એનાં સાચાં મોતી બંધાય, એવી આપણે ત્યાં માન્યતા છે. એ માન્યતામાં વજૂદ કશું નથી લાગતું.

આ સ્વાતિ વિષે પેલું ભડલી – વાક્ય બોલે છે, કે :

'વરસે સ્વાંત, તો ન વાગે તાંત.'

સ્વાતિ નક્ષત્રમાં જયારે સૂર્ય હોય છે ત્યારે, એટલે આસો માસમાં, કપાસ પર ફૂલ લાગેલાં હોય છે. એ સમયે જો વરસાદ પડે, તો કપાસનાં ફૂલ ખરી જાય. એ પછી કપાસ શાનો આવે અને પીંજારો તાંત કયાંથી બજાવે ?

સ્વાતિનું અંગ્રેજી નામ આર્કટરસ : Arcturus. એને એક બહુ જ ઝાંખો જોડિયો તારો છે અને તેઓ બંને એકબીજાની આસપાસ ૨૧૧ દિવસમાં એક ચકરાવો ફર્યા કરે છે.

આ સ્વાતિ પોતે હલધર નામે એક તારા મંડળનો સભ્ય છે. આપણે ત્યાં એનું બીજું નામ 'ભૂતેશ' બોલાય છે. આ હલધર–તારામંડળને અંગ્રેજીમાં બૂટીસ: Bootes કહે છે.

## પાશ્ચાત્યોનો હળપતિ

કયાં છે એ હલધર–તારામંડળના તારાઓ ? સ્વાતિની પૂર્વે ડાબી બાજુ થોડા તારાઓની હાર પડી છે. એ બધા હલધર–તારામંડળના સભ્યો છે. આ હલધરને બૂટીસ ઉપરાંત અંગ્રેજીમાં ગોવાળિયો: The Herdsman, હળપતિ: The ploughman અને ખેડૂત : The Ox-driver કહે છે. એના વિષે ત્યાં એક કથાનક પણ છે.

ગ્રીસ દેશના જંગલમાં એક માણસ રહેતો. એને ઘેર ચાર–પાંચ દીકરા. બધા મળીને આખો દિવસ જંગલમાં રખડયા કરે અને ફળફળાદિ વીણી લાવીને પેટ ભર્યા કરે. થોડાં વર્ષ ગયાં અને દીકરાનો બાપ મરી ગયો. ભાઈઓ જંગલનો ભાગ પાડવા બેઠા. બધા ભાઈઓમાં 'બૂટીસ' સૌથી નાનો હતો. મોટા ભાઈઓએ બાપની બધી મિલકત અંદરોઅંદર વહેંચી લીધી. જંગલના વિભાગ પણ પોતાના ભાગમાં લઈ લીધા. બૂટીસને નાનો જાણીને કાંઈ ન આપ્યું. અને તેને ખાલી હાથે એ પ્રદેશ બહાર કાઢી મૂકયો.

સ્વાવલંબી બૂટીસ ન મૂંઝાયો. તે જંગલ બહાર આવેલ સપાટ મેદાનમાં આવીને રહ્યો અને ત્યાં હાથે ખેડ કરવા લાગ્યો. ધીમે ધીમે તેણે વધારે પાક મેળવવા માટે જમીનની ખેતી કરવા માટે 'હળ'ની શોધ કરી અને ઘણો બધો પાક ઉપજાવ્યો. જંગલનાં ફળફળાદિ ખાઈને એ વખતે લોકો જીવતાં; પણ પૂરતાં ફળફળાદિ ન મળવાથી તેઓ હેરાન થતાં. બૂટીસે તેમને પણ ખેતી શીખવી અને ખોરાક મેળવી લેવાનો રસ્તો બતાવ્યો. લોકો તેના પર ખુશ થયાં.

પોતાનો દીકરો હેરાન થઈ ગયો હશે ધારીને બૂટીસની મા તેની પાછળ આવી. તેણે પોતાના દીકરાનાં ઘર ધનધાન્યથી ભરેલાં દીઠાં અને તેની આસપાસનાં લોકો પણ તેના દીકરાની શોધક બુદ્ધિથી સુખી થયેલાં જોઈને તે આનંદ પામી. લોકોએ તથા તેની માએ તેની શોધની ખુશાલીમાં બૂટીસને આકાશમાં આ તારામંડળનું નામ આપીને જગત સમક્ષ અમર કરી દીધો; અને તેનું નામ હળપતિ : Ploughman સાર્થ કરી દીધું.

જો બૂટીસ પ્રથમ હળશોધક અને હળપતિ હતો તો એનું હળ કયાં ? હળ તો એની પૂર્વે જ બેઠું છે. સપ્તર્ષિને આપણા લોકો હળ કહે છે અને પાશ્ચાત્યો પણ The plough કહે છે. બૂટીસે જ પોતાનું પ્રથમ હળ ત્યાં નહિ બેસાડી દીધું હોય ને ?

## હળપતિ ઋષભદેવ

ગ્રીસમાં જો બૂટીસ પ્રથમ હળપતિ ગણાતો હોય તો આપણા ઇતિહાસમાં ઋષભદેવ પ્રથમ હળપતિ થઈ ગયા છે. તેમણે જ પ્રથમ હળની શોધ કરી અને આર્યાવર્તમાં ખેતી શરૂ કરી. સાથે સાથે કુંભારનો ચાક પણ શોધ્યો અને સમાજમાં તેવા કેટલાયે ધંધા શરૂ કરાવેલા; પણ પ્રજાને તેમણે કર્મ-માર્ગી બનાવી અને પોતે જ્યારે જંગલમાં તપ કરવા ચાલ્યા ગયા ત્યારે પોતાના પુત્રના હાથમાં આર્યાવર્તનું સંચાલન સોંપતા ગયા. તેમના મોટા પુત્ર ભરત પરથી જ આ દેશનું નામ ભરતવર્ષ પડ્યું છે ને ?

આ ઋષભ નામનો અર્થ બળદ થાય છે. હળને તો બળદ જ ખેંચે ને ? ઋષભ એટલે પૃથ્વીના કૃષિદેવ અને વૃષભ એટલે દેવલોકના કૃષિદેવ. દેવલોકના રાજા ઇંદ્રને એટલા માટે જ વૃષભ કહે છે. ખેતીમાં ઋષભની પ્રાથમિક જરૂરિયાત છે; અને ખેતી માનવ જીવનની પ્રાથમિક જરૂરિયાતની ચીજ છે. તેથી જ ઋષભ શબ્દને માન આપીને તેનાં રૂપક પણ આપવામાં આવ્યાં છે. ગીતામાં શ્રીકૃષ્ણે અર્જુનને પુરુષર્ષભ : પુરુષોમાં ઋષભ એવી ઉપમા આપેલી.

આપણે ત્યાં ખેતીની શરૂઆત કરનાર ઋષભદેવનું નામ એ રીતે તદ્દન યથાર્થ જ છે ને ? અને પેલા બૂટીસનું બીજું નામ: Ox-driver: બળદ હાંકનાર આપવામાં આવ્યું છે, તે પણ બરાબર મળતું થઈ જાય છે ને ? તો પછી આપણે આ તારામંડળને ઋષભદેવ કહીએ તો શું ખોટું ? આ મંડળમાં શોભતો સ્વાતિનો તારો ઋષભદેવની કીર્તિનાં યથાર્થ તેજગાન ગાઈ રહ્યો છે ને ?

## હલધર બલરામ

ઋષભદેવની જેમ જ હળને પ્રતિષ્ઠા આપનાર બીજા હતા બલરામ. એમણે તો પોતાના આયુધ તરીકે હળને જ રાખ્યું હતું, એથી તે 'હલાયુધ' કહેવાતા. શ્રીકૃષ્ણ જો ગોવાળિયા હતા અને તેમણે ગોપાલનવિદ્યા લોકોને આપી, તો બલરામ ખેડૂત હતા અને તેમણે લોકોને ખેડ પર જીવવાનું (કૃષિવિદ્યા) શીખવ્યું, એથી જ એમનું બીજું નામ 'હલધર' પડી ગયું છે.

આ હળને તેમણે ખેતર અને યુદ્ધક્ષેત્ર બંને સ્થળે એકસરખું વાપરી બતાવ્યું હતું. જ્યારે કૃષ્ણપુત્ર સાંબ દુર્યોધનપુત્રી લક્ષ્મણાનું સ્વયંવરમાંથી હરણ કરીને ભાગી જતો હતો ત્યારે કૌરવોએ પકડીને તેને હસ્તિનાપુરમાં કેદ રાખેલો. બલરામે કૌરવોને સમજાવ્યા, કે એકલવાયા છોકરાને આટલા બધા મળીને પકડી રાખો તે શોભે નહિ; માટે છોડી મૂકો. કૌરવો ન માન્યા, એટલે બલરામે યમુના-કિનારે જઈને હસ્તિનાપુરના ગઢમાં હળ ભરાવીને જરાક ખેંચતાં હજારો ઘર પડી ગયાં અને હસ્તિનાપુર નગર વાંકું થઈ ગયું. કૌરવો બલરામને શરણે આવ્યા, એટલે બલરામે હળ પાછું ખેંચી લીધું; પણ ત્યારથી હસ્તિનાપુર વાંકું ને વાંકું જ રહ્યું.

ઋષભદેવ હલધર, બલરામ હલધર અને પેલો બૂટીસ પણ હલધર. ગમે તેનું નામ આપવું હોય તે આપી શકાય.

આ હલધરના મુખ્ય તારા સ્વાતિને આરબ લોકો ભાલાળો : The Lance-bearer કહે છે. ખેડૂતને શિકારી પશુઓ હાંકવા ભાલો રાખવો જોઈએ તે સમજી શકાય છે; પણ ચીના લોકો એને 'મહાશૃંગ' Great Horn અને 'શાહાનશાહોનો મહેલ' કહે છે તે શા પરથી ? ખેડ કરનાર વૃષભનાં શૃંગની અંદર જ સાચા શાહાનશાહોનો મહેલ આવી જાય છે, એમ કહેવાનો ઈરાદો હશે શું ?

આ હલધરનો આકાર તે કેવો કલ્પવો ? થોડાક તારાને દબાવી દઈએ તો બરાબર પતંગ થઈ જાય. પતંગ જાણે ઉત્તર-દક્ષિણ દિશા તરફ ઊડી રહ્યો છે. સ્વાતિ એની પૂછડીમાં કંદેલિયો : દીવો મૂક્યો હોય તેમ ચમકયા કરે છે; પણ કયાં હળને ધારણ કરનાર બૂટીસ, ઋષભદેવ કે બલરામ અને કયાં કલ્પના પતંગની ! કલ્પના ચગે ત્યારે વાયુમાં ગોથ ખાતા પતંગની પેઠે કશો મેળ જ નથી રાખતી !



શ્રી ૭૩૬

| | | | | |
|---|---|---|---|---|
| મે | તા. ૧ રાતના ૧૧–૦ | | જૂન | તા. ૧ રાતના ૯–૦ |
| ,, | તા. ૧૫ ,, ૧૦–૦ | | ,, | તા. ૧૫ ,, ૮–૦ |

## ઘેલી ચિત્રા

હવે આપણે ચિત્રાનાં દર્શન કરી લઈએ; નહિ તો એને ખોટું લાગશે. એને થશે, કે મારા નામ-ધારી માસમાં વિહરો છો અને મને જ ભૂલી જાઓ છો કે? પણ શું કરીએ આપણે? શા માટે એ જરા ઝાંખી થઈ અને સ્વાતિ નક્ષત્રથી દૂર જઈને બેઠી? ઘેલી છે એ તો સ્વભાવે. ભડલીવાક્ય પણ એને માટે બોલે છે, કે:

ઘેલી ચિત્રા માંડે ખેલ,
તો કાળે ઉનાળે આણે રેલ.

ચિત્રા નક્ષત્ર જો ખેલ માંડે, તો કાળે ઉનાળે પણ રેલમછેલ વરસાદ આવે. ચિત્રા નક્ષત્રમાં સૂર્ય લગભગ ભાદરવા માસમાં હોય છે, તેથી ભાદરવા માસમાં તાપ પડે છે તેને આપણા લોકો 'ચિત્રા-ચિત્રાના તાપ' પડયા કહે છે. આ ચિત્રાનો તારો આપણા સૂર્ય કરતાં ૧૫૦૦ ગણો પ્રકાશિત છે. આ ચિત્રાને પાશ્ચાત્યો Ear of wheat: ઘઉંની ડૂંડી કહે છે.

પહેલા વર્ગના તેજે પ્રકાશતા આ ચિત્રાનું અંગ્રેજી નામ સ્પાઈકા: Spica. એને પણ એક જોડિયો તારો છે. એ તારો દૂરબીનથી પણ ન દેખી શકાય એટલો ઝાંખો છે.

જેનો જોડિયો તારો પણ આટલો બધો ઝાંખો એ ચિત્રા તરફ કેટલો વખત નજર ઠેરવી શકાય? ચાલો એની આસપાસ આંટો મારીએ, એટલે ચિત્રાને એમ થાય, કે મારા વર્તુલમાં નિરીક્ષકોની આંખો હજી ફર્યા કરે છે. ભલે એટલો સંતોષ એ મેળવે.

ચિત્રાની ઉત્તરે ઉપરના ભાગમાં બે ઝાંખા તારા આવેલા છે. એમને શોધવા માટે તો નકશાનો જ આધાર લેવો પડે, એમનાં નામ 'અપાંવત્સ' અને 'આપ.' આ તારાઓમાં કોઈ ખાસ વિશિષ્ટતા નથી પણ ગમે તે કારણે એ તારાઓનો ઉલ્લેખ આપણા વેદોમાં થઈ ગયો છે. જેનામાં ખાસ વિશિષ્ટતા ન હોય એ તો ભુલાઈ જ જાય ને? પરિણામે એમને કોઈ યાદ જ કરતું નથી, પણ આપણા પૂર્વજોએ જ્યારે એમને સ્થાપ્યા છે ત્યારે એમના માનમાં એ તારાઓને આપણે યાદ કરીને અંજલિ અર્પણ કરી લઈએ.

## કન્યાનાં બાળ

આ ચિત્રા, અપાંવત્સ અને આપ–બધા કન્યા નક્ષત્રમંડળના સભ્યો છે. કન્યા નક્ષત્રમંડળનું અંગ્રેજી નામ વર્ગો: The Virgo. આ કન્યારાશિમાં ભગવાન ઇસુખ્રિસ્તનો જન્મ થયો હતો, તેથી તો તેઓ 'કન્યાપુત્ર' તરીકે પ્રસિદ્ધ થયા નહિ ને? ઈસુખ્રિસ્તને સુતારના દીકરા ગણાવવામાં આવ્યા છે, એ તો જગજાહેર વાત છે. આ કન્યા નક્ષત્ર દેવ 'ત્વષ્ટા': વિશ્વકર્મા છે. વિશ્વકર્મા પણ મહાન સુતાર જ છે ને? એ રીતે તો ભગવાન ઈસુખ્રિસ્ત લોકકલ્પનાના મેળમાં સુતાર–પુત્ર નહિ ગણાયા હોય?

આ કન્યા નક્ષત્ર માટે પાશ્ચાત્યોમાં એક કથાનક ચાલે છે, કે–જ્યારે સત્યયુગ – સુવર્ણયુગ આ પૃથ્વી પર પ્રવર્તતો હતો ત્યારે માનવીઓનાં જીવન એવાં આદર્શ અને અનુકરણીય હતાં, કે દેવોને પણ પૃથ્વી પર માનવીરૂપે અવતરવાનું મન થતું. એ રીતે એક અપ્સરા માનવજીવનથી આકર્ષાઈને આર્કેડિયાના રાજાને ઘેર પુત્રીરૂપે અવતરી. એનાં નામ પાડયાં વર્ગો અને આસ્ટ્રિયા. વર્ષો વીત્યાં અને પૃથ્વી પર સુવર્ણયુગ આથમીને કળિયુગ બેઠો. માનવીનાં મન બગડી ગયાં અને જીવનવ્યવહાર હીન બનવા લાગ્યો. માનવીઓનાં જીવનનાં દુષ્કૃત્યો નીરખીને વર્ગો કંટાળી. છેવટે તે ઊડીને દેવલોકમાં પાછી ચાલી ગઈ. બે યુગના સંધિકાળની યાદમાં વર્ગોને દેવોએ આકાશમાં બેસાડી દીધી.

આ નક્ષત્રની અંદર ઘણી ઘણી નિહારીકાઓ વસે છે, એથી આ નક્ષત્રને 'નિહારિકાક્ષેત્ર': The Field of the Nebulae કહેવામાં આવે છે, પણ એ નિહારિકાઓ આપણને કયાં ખુલ્લી નજરે જોવા મળવાની છે; માટે આ નક્ષત્રની રાણી ચિત્રાનાં દર્શન કરીને આગળ ચાલીએ.

## ગંગામૈયાનો હસ્ત ?

આ ચિત્રારાણી તરફ ફરજ સમજીને નજર માંડીએ તો યે એના પર નજર ઠરતી નથી અને એનાથી જમણી બાજુ ઊંચે મજાનો ઘાટ રચતા ચાર–પાંચ તારાનાં ઝૂંડ તરફ નજર ચાલી જાય છે. એ તારાઓના ઝૂંડનું નામ હસ્ત નક્ષત્ર. આમાં હસ્તનો આકાર ક્યાં દેખાય છે, ભાઈ ?

ઉપરના ચાર તારા તે એની ચાર આંગળીઓ. નીચલો તારો તે એક અંગૂઠો. જાણે સમગ્ર પૃથ્વી માથે આશિષ વર્ષાવવા માટે કોઈએ વરદ હસ્ત ખુલ્લો કર્યો છે. કલ્પના મંડાઈ ગયા પછી તો ચાર આંગળીને છેડે ડાબી બાજુ ઝીણું તેજે પ્રકાશતો તારો ટચલી આંગળી પછી કોઈ લાડકવાયા બાળકને ઊગેલી છઠ્ઠી આંગળીની કલ્પના આપી દે છે.

જેનો આવડો વિશાળ પંજો હશે તેનો હાથ કેવડો વિરાટ હશે ? પંજો દેખાય છે, પણ પેલો વિરાટ હાથ કાં ન દેખાય ? જાણે સ્નાન કરતા કોઈએ ડૂબકી મારીને પોતે ક્યાં છે તે બતાવવા પાણી માથે પંજો કાઢયો છે. ત્યારે પેલા હરિજનભક્ત રોહીદાસનું નાળિયેર ઝીલવા બહાર કાઢેલો ગંગામૈયાનો ચૂડા–ખળકતો આ હાથ તો ન હોય ? !

લોકકથા કહે છે, કે રોહીદાસ ચમાર હતા. કુંડમાં ચામડાં પકાવતાં એ પ્રભુભક્તિ કરતા. એક વખત તેમના ગામને પાદરથી કાશીએ જતો યાત્રાળુ સંઘ નીકળ્યો. સંઘે કહ્યું : 'ચાલો ભગત ગંગાજી નાહવા.' રોહીદાસે તેમને કહ્યું : 'હું તો એટલે દૂર ગંગામાનાં દર્શને ક્યાંથી આવી શકું ? ગંગામૈયાને મારું નાળિયેર પહોંચાડશો ? પણ માતાજી નાળિયેર હાથોહાથ લે, તો જ આપજો.' સંઘ કાશીએ પહોંચ્યો, ત્યાં એક જણે ગંગાકાઠે ઊભા રહીને કહ્યું : 'માતાજી, રોહીદાસ ચમારે આ નાળિયેર મોકલ્યું છે, પણ હાથોહાથ લો તો જ.'

એ વખતે ગંગાનાં નીર વચ્ચેથી કંકણ શોભતો એક હાથ કોણી સુધી ઊંચો થયો અને નાળિયેર ઝીલીને જળમાં સમાઈ ગયો. આકાશમાં ગંગામૈયાનો એ હાથ તો અહીં આ તારાસ્વરૂપે નહિ શોભતો હોય ને ? અને આ હસ્ત નક્ષત્રથી પેલાં આકાશગંગા પણ ઝાઝાં દૂર ક્યાં છે ?

## હસ્તનું જોર

આ હસ્ત જ્યારે ઊગતો હોય છે, ત્યારે જાપાનીસ પંખો ઊઘડયો હોય તેવો લાગે છે; પણ કોઈ રસિકજનને એ કલ્પના નહિ ગમે. એના મનમાં કોઈ અંધાર–સરોવરમાંથી ઊગતા આવતા અને રાત્રિ-મધ્યે ખીલતા કોઈ કમળની કલ્પના ઊભી થાય, તો ના નહિ.

સપ્તર્ષિને પણ એ કમળ ગમ્યું લાગે છે. જુઓ ને, સપ્તર્ષિએ જાણે એ હસ્ત–કમળને પકડવા માટે જ માર્ગ વચ્ચે સ્વાતિ–ચિત્રાના થાંભલા મૂકીને ઝૂલતો સેતુ રચી દીધો છે; પણ ના, ના, હસ્ત તો ભારે જોરાવર છે. થોડી રાત ગયે એનું જોર વધવાનું. એ સ્વાતિ અને ચિત્રાના સેતુ–સ્થંભો તો તોડી પાડશે અને માંડશે તેમને ખેંચવા. પ્રથમ ચિત્રા એની સાથે પળશે, સ્વાતિને પણ તણાયા વગર છૂટકો નહિ અને સપ્તર્ષિ પણ જાણે સ્વાતિ–ચિત્રાને દોરડે બંધાયેલા વહાણની જેમ નમી પડશે. આ તો હસ્તને પકડવા જતાં સપ્તર્ષિ પોતે જ પકડાઈ ગયાં !

હસ્તનું આ જોર સ્વાતિ–ચિત્રાની સમાંતર લીટી તોડી નાખીને ચિત્રાને વહેલી વહેલા ડુબાવી દે છે, આમ કેમ થતું હશે, ભલા ? સ્વાતિ–ચિત્રા ઊગે છે તો સાથે, આકાશમાં ઠીક ઠીક પંથ સાથે જ કાપે છે, પણ આકાશમધ્યે આવતાં ચિત્રા આગળ વધી જાય છે, સ્વાતિ પાછળ રહી જાય છે અને ચિત્રા સ્વાતિ પહેલાં વહેલી દોઢ કલાકે આથમી જાય છે.

એનું કારણ આટલું જ છે : ચિત્રારાણી દક્ષિણ ગોળાર્ધમાં છે, જ્યારે આપણે ઉત્તર ગોળાર્ધ નીચેના પ્રદેશમાં વસીએ છીએ. એ કારણે આપણને તે ઓછો સમય દેખાય, આથી આપણને તે વહેલી આથમી જતી દેખાય છે; પણ સ્વાતિ ઉત્તર ગોળાર્ધમાં વસે છે, આથી આપણને તે વધારે સમય દેખાય છે.

## ગગન ગાજે હાથિયો

હસ્તને ગામડાનાં લોકો 'હાથિયો' કહે છે. એ નક્ષત્રમાં આકાશમાં ગડગડાટ વધારે થાય છે અને વરસાદ ઓછો પડે છે. કાલીય નાગને કૃષ્ણ નાથવા ગયેલા અને એ તુમુલ યુદ્ધના પડઘા પાડવા લાગ્યા એ સમયનું વર્ણન કરતાં નરસિંહ મહેતાએ 'નાગ-દમન'માં ગાયું છે, કે :

સહસ્ર ફેણ ફૂફવે, જેમ ગગન ગાજે હાથિયો...
જલકમળ છાંડી જાને બાળા.

આ હાથિયો વરસે પછી ઝેરી જીવાતની દાઢ ધોવાય એવી લોકોમાં માન્યતા છે; એટલે કે આ નક્ષત્રમાં વરસાદ પડતાં ખૂબ ખૂબ નીકળી પડેલાં ઝેરી જીવજંતુ, સાપ, વીંછી વગેરે મરી જાય.

આ હસ્તને પાશ્ચાત્યો કોર્વસ : The Corvus કાગડો કહે છે. ચોખ્ખા પંજા કે કમળના આકાર દેખાડતા આ હસ્તમાં તેમને કાગડાનો આકાર કેવી રીતે દેખાયો હશે ?

ગયે માસે નીરખી ગયેલ અને તેમાંથી વધેલ ¾ ઉ. ફાલ્ગુની +૧ હસ્ત નક્ષત્ર+½ ચિત્રા નક્ષત્ર મળીને ૨¼ નક્ષત્રની કન્યારાશિનું આપણે સંપૂર્ણ દર્શન કરી લીધું :

## ઉત્તરાકાશનો મુકુટ

આપણે ચિત્રાની પાસે બેઠેલા હસ્તનાં ઠીક ઠીક દર્શન કર્યાં. હવે પાછા સ્વાતિ પાસે જઈ આવીએ. સ્વાતિની નીચે હલધરના તારાના પતંગ તરફ નજર ફેંકી તેની નીચે ચાલ્યા આવતા 'મુકુટ'નાં દર્શન કરી લઈએ. કેવો મજાનો આકાર છે ! કુલ તારા સાત. અર્ધગોળાકારે ઉત્તર બાજુ મુખ રાખી ઊભા છે. વચલો તારો વધુ તેજથી ચકચકી રહ્યો છે. એ તારો બરાબર વચ્ચે નથી હો? જરાક ઉપરથી બાજુ ઢળકતો છે. કોઈ લહેરી યુવાન માથે બાંકી ટોપી માંડે એવી રચના છે; પણ અત્યારે તો એ કોઈ કડિયાળી ડાંગની કુંડલી જેવો દેખાય છે જરાક ઉપર ચડતાં વળી ઘોડાની ખરીનો દેખાવ રજૂ કરશે. માથે આવતાં એ મુકુટનો આકાર ધારણ કરશે. આથમતી વખતે આકાશ–વાડીમાંથી ફૂલ વીણતી ટોપલી બની જવાનો. કે રોહીદાસ ચમારનું નાળિયેર પહોંચ્યું છે, એની ખાતરી આપવા માટે ગંગાજીએ ફેંકેલું એ સુવર્ણકંકણ છે ?

આ મુકુટને પાશ્ચાત્યો પણ The Northern Corona અથવા Corona Borealis કહે છે. થોડાં જ નક્ષત્રો પોતાનાં નામ આકાર પરથી મેળવી શક્યાં છે, તેમાં આ મુકુટ સ્થાન ધરાવે છે.

આટલાં નક્ષત્ર અને તારા નીરખ્યાં, ત્યાં તો આકાશ કેટલું ફરી ગયું ? પણ આ બધું શું છે ? પેલું હરણું વાંકો પગ કરીને પાછળ જોવા પ્રયત્ન કરે છે. શિકારી પણ આકાશમાં ઊંચે આવીને જાણે ડોકું તાણી રહેલ છે. અગસ્ત્ય મહારાજ પણ જાણે કશાની રાહ જોતા દક્ષિણ તરફ અટકી ગયા છે. પેલો મઘાનો સિંહ પણ અર્ધા આકાશે ઝંડો ફરકાવતો ઊભો રહી ગયો છે આ બધા શેની રાહ જુએ છે ? આજે આકાશમાં કોઈનું બાદશાહી આગમન થવાનું છે, કે શું ? હિંદવાસીઓના આરાધ્ય દેવ કૃષ્ણસ્વરૂપ શૌરીની તો તેઓ રાહ નથી જોતાં ને ?

## અનંત આશા

પેલાં સ્વાતિ–ચિત્રાનાં તોરણિયાંએ તોરણ બાંધ્યાં, વાસુકિ નાગે પોતાના અંગમાંથી ફૂલમાળા રચીને નીચે ફેંકી, હસ્તે એ ફૂલમાળાને ઝીલી, 'મુકુટ' પણ લાવી મૂક્યો; પણ એ ફૂલમાળા અને મુકુટનો પહેરનારો કાં ન આવે ? 'કોઈ આવશે, કોઈ આવશે' એવી અનંત આશા રાખીને બધા તારા આંખો મટમટાવતા બેઠા છે. આશાનું ઔત્સુક્ય બધાનાં મુખ પર હોવા છતાં કોઈના મુખ પર ગ્લાનિ તો નથી જ દેખાતી. આશા પોતે છે જ એવી, કે એ કોઈને દુઃખમય ન રાખે. એના ચમકારના દોર માથે ઝૂલતાં ઝૂલતાં યે માનવી હસી શકે, એવી તો એ મીઠી અને મધુરી છે.



# ફળિયાંને શોભાવતાં પારેવાં

(ગતાંકથી પૂરું)

બાલ શ્રેણી

જયમલ્લ પરમાર

એક શિકારીએ પાકથી ભરેલા ખેતરમાં જાળ નાખેલી. યુવાન પારેવે એ ખેતરનો પાક જોયો ને પોતાના ટોળાને તેના સમાચાર આપ્યા. ઘરડે પારેવે ના પાડી છતાં સૌ પારેવા ત્યાં ચણવા ગયાં જ.

ખેતરે જઈને ચણવા બેઠાં એવા જ જાળમાં સપડાયાં. ઘરડે પારેવે સલાહ આપી કે તમે સૌ એક સાથે ઊડો. બધા એક સાથે ઊડયાં અને ભરાયેલી જાળ પગ સાથે ટિંગાતી આવી. એક સાથે ઊડતાં ઊડતા તેઓ પોતાને રહેઠાણે ગયાં અને તેમના મિત્રો ઉંદરને બોલાવી બધી વાત કરી. ઉંદરે જાળને કાપી ખાધી અને પારેવા આ રીતે શિકારીના પંજામાથી છૂટયા.

પારેવાનુ ટોળુ હજારોનુ હોય છતાં બાજની પાંખ ફરકે ત્યાં બધા લીધે શ્વાસે ભાગી છૂટે. રઘવાયા થતાં નાસવાની દિશા ભૂલી જાય અને બાજની સાથે જ ભટકાઈ પડે. ચ્રી . કચ્રી કરતો બાજ સહેજે એક–બે પારેવાને પકડી–પીખી ખોરાક મેળવીને ચાલ્યો જાય. એમાથી મરે તો એક–બે પારેવા જ, પણ એકેએક પારેવાના મોઢા પર જાણે પોતે જ મરી ગયું ન હોય તેવો ડર પથરાઈ જાય.

મોટે ભાગે બાજ પારેવા પર જ નભતો હોય છે. દિવસમાં એકાદ વખત પારેવાના ટોળા પર તટી પડે એટલે એને આખા દિવસનો ખોરાક મળી જાય. સવારના પહોરમાં જ બાજ કે ધોળવો ગરુડ પારેવાના ટોળા પર હલ્લો કરે અને કલાક-દોઢ કલાક સુધી પાછળ પડીને રગડયા કરે. પારેવાંના રહેઠાણની આસપાસ જુઓ તો એમનાં વાદળી લીસા લીસા અનેક પીંછાંઓ ઊડતાં હોય. બાજના રહેઠાણની આસપાસ પણ પારેવાંના પીછાંનો ઢગલો પડયો હોય છે તે પણ આ કારણે.

આવાં ગભરુડાં પારેવાં ઘણાનો ભોગ થઈ બેઠા છે. અતિઝડપે ઊડી જતાં પારેવાંનું નિશાન તાકવુ એ શિકારીઓમા હોશિયારીનુ સ્થાન ગણાયું છે. કોળી–વાઘરીના છોકરાં છત્રીના સળીયાનાં તીર-કામઠા કરી નિશાન તાકવાનુ પ્રથમ પારેવાં પર શીખે છે. આ રીતે પારેવાને મારી નાખ્યા પછી તેઓ ત્યાં ને ત્યા જ એના પગ શિંગની પેઠે કાચા ને કાચા ખાઈ જતા હોય છે. પારેવાનુ માસ ખાવુ માસાહારીઓમા મધુર ગણાયુ છે એનુ માસ ગરમ હોઈ સંધિવા કે પક્ષઘાતમા પણ ખાવામાં આવે છે.

પારેવાની હગાર પણ ખૂબ જ ગરમ ગણાય છે, અને તેથી પાકેલુ ગૂમડું ફોડવા એની હગારનો લેપ કરવામા આવે છે. વાળા જેવા ગભીર રોગનો

નાશ કરવા પણ મધ સાથે પારેવાની હગાર અપાય છે.

પણ આ તો એનો તદ્દન છૂટક ઉપયોગ. ઈરાન–અફઘાનિસ્તાન જેવાં રાજ્યોની સરકારો તથા પ્રજા પારેવાંને એક સાથે મારીને તેનું ખાતર કરાવે છે, કારણ કે એના ખાતરથી તરબૂચ ઘણાં સારા થાય છે.

બાજ અને શિકારીઓનો ભોગ બની બેસતું પારેવું બિલાડીઓનો પણ એટલો જ ભોગ થઈ પડે છે. મકાન પર, ઝાડ પર, રસ્તામાં કે ફળિયામાં ફરતા પારેવાં પર છલંગ મારીને અચાનક બિલાડી કૂદી પડે છે, પારેવાંની ડોક પકડી લ્યે છે અને લોહીથી ટપકતા પારેવાંને ઉપાડીને ચાલતી થાય છે.

આપણે ત્યાં મનાય છે કે બિલાડી પારેવાં પર ઝપટ મારે છે ત્યારે પારેવું ધૂળમાં માથું ભરાવી દ્યે છે. પોતે બિલાડીને જોતું નથી તેથી બિલાડી પણ તેને જોતી નથી એવી મૂર્ખ કલ્પના એની પાછળ છે, પણ આ વાત સાચી નથી. બિલાડીના ભયને લીધે એ હાંફળું થઈને ઊડી જવાની શક્તિ ગુમાવી પડયું રહેતું હોય તો ના નહિ.

પારેવાં રહે સમૂહમાં જ. એનાં રહેઠાણ જોવાં હોય તો આપણા કોઈ પણ સાર્વજનિક મોટા મકાન તરફ નજર ફેરવજો. શાળા, કોર્ટ, ધર્મશાળા કે દરબારગઢ – મોટાં મકાન ભાળ્યાં કે પારેવાંએ રહેઠાણ કર્યું જ છે. હજારોની સંખ્યામાં તેઓ ત્યાં રહેવા લાગે.

સવાર–સાંજ છાપરા પર જ્યારે બધાં પારેવાં એક સાથે મળી બેઠાં હોય ત્યારે નળિયાંને તદ્દન ઢાંકી લ્યે–આખું મકાન પારેવાંથી જ જાણે છાયું હોય એવો દેખાવ ઊભો કરે. હજારો પારેવાં અંદર અંદર ફર્યા કરતાં હોય ત્યારે નળિયાંને જીવ આવતો હોય એમ જ લાગે. હજારો વાદળી પારેવાંમાં ઘૂમતાં દસ–બાર સફેદ કે કાબરચીતરાં પારેવાં નવીન ભાત ઊભી કરે છે. ઘડીક દેખાતાં ને ઘડીક સંતાઈ જતાં એ પારેવાં દરિયામાં કોઈ સફેદ તરવૈયા ડૂબકી દાવ રમતાં હોય તેવો દેખાવ ખડો કરી દ્યે છે.

મોટાં મકાનો પર ધામો નાખી બેઠેલાં પારેવાં મકાનની બારીઓ પર, ગોખલા પર કે અંદરના ઘોડિયાટ પર ભરાઈ બેસે છે. કોર્ટમાં હંમેશ સાંજ પડયે પટાવાળાને અને શાળામાં વિદ્યાર્થીઓને પારેવાંને બહાર તગડવાનું કામ વધી પડે છે. નાના વિદ્યાર્થીઓને તો એમાંથી રમત મળી જાય છે. હો...લ્લા...હો કરતા વિદ્યાર્થીઓ ઠેકડા મારતા હોય, પારેવું એક છેડેથી ઊડી બીજે છેડે બેસતું હોય, અને ફફડાટ કરતું પીંછાં ખેરવતું હોય. માંડ કલાકે બહાર નીકળે. જો અંદર રહી જાય તો બંધ બારણે ગૂંગળાઈને મરી જાય.

પડતર મકાનો, અવાવરુ કૂવા વગેરે એનાં રહેઠાણનાં સ્થાન. ગમે ત્યારે જાઓ તો અંદરથી ઘુ...ઉ...ઉ...ઘુ...ઉ...ઉ એવો ઘોર ઊઠતો હોય અને ચકરાવા લઈ ઘેરા ઘેરા પડછંદા પાડતા હોય. અવાવરુ કૂવાને પીંછાં, ચરક અને માળાના કચરાથી વધારે ગંદો અને ગોબરો કરી મૂકતાં હોય તો તે પારેવાં જ. વપરાતા કૂવાની બખોલોમાં યે તે ભરાઈ બેઠાં હોય. કોસમાંથી પાણી ટપકતાં હોય એની નીચે એ માળા બાવતાં હોય અને કૂવાને કચરાથી ભરી બગાડી મેલતાં હોય.



[આભને આરે ઊડતાં પારેવાં]

એનો વાવ–કૂવા માટેનો આવો પ્રેમ જોઈને એના પ્રેમીજનો કે ભક્તલોકો કૂવાની અંદર દીવાલોમાં પારેવાં બેસીને માળો બાંધી શકે અને ઈંડાં ઉછેરી શકે તે માટે ખાસ કંડારેલાં ગોખલા મુકાવે છે.

શાળાઓ અને કોર્ટના એકાદ ખૂણામાં નાનો સરખો આધાર મળે તો એણે માળો બાંધવા માંડયો જ હોય. શિક્ષક વિદ્યાર્થીઓને અટપટા વિષય શીખવતા હોય કે બડા ન્યાયધીશ સાહેબ ગંભીર મુખ રાખી ન્યાય તોળતા હોય ત્યારે ઉપર ખૂણામાં ભરાઈ બેઠેલ પારેવાં ઘુ...ઉ...ઉ...ઘુ...ઉ...ઉના પડછંદા પાડયા કરતાં હોય–જાણે અંતરમાંથી ઘૂંટી ઘૂંટીને અવાજને ઘેરો કરતાં જતાં હોય છે.

ઘુ...ના રણકાર સાથે ટેબલ અને પાટલીઓ પર માળો બાંધતાં બાંધતાં સળીઓનો મેઘ વરસાવતાં હોય છે. બીચારો પટાવાળો અવાજ કર્યા વિના પારેવાંને ઉડાડવા ઘણો પ્રયત્ન કરે, પણ પારેવું તો લહેરથી પોતાનું કાર્ય કરતું બેઠું જ રહે. આજુબાજુ ગમે તેટલા માણસો ફરતાં હોય તો ય એને માળો બાંધવામાં કે ઈંડાં સેવવામાં કદી યે કશો વાંધો આવતો નથી.

માળો ટકવવા એને જરા જેટલીક જગ્યા મળે એટલે બસ. ઝાડ પર એ માળો બાંધતું જ નથી, પરંતુ મોટાં મકાનોમાં અંદરનાં ઘોડિયાટ કે વળીઓ પર, થાંભલા પર કે ગોખલામાં એ માળો બાંધે છે. ભાડિયા કૂવાની અંદર જેટલી બખોલો મળી આવે તેનો એ ઉપયોગ કરી નાખે છે. માળામાં મોટે ભાગે લીમડાની સળીઓ વધારે મળી આવે.

જો જગ્યા સગવડવાળી હોય તો સળીઓ ગૂંથીને માળો બનાવે, નહિ તો પછી આડીઅવળી સળીઓ નાખી ગમે તેમ માળો ગોઠવી કાઢે. જરાક જેટલો ધક્કો વાગે અને માળો વીંખાઈને નીચે જઈ પડે એની પારેવાંને પરવા નથી. ભલે ને અંદરથી ઈંડાં પડી જાય–એક વાર ઈંડાં પડી જાય તો ફરીને ઈંડાં મૂકી દે, પણ માળો સારો કરવાનું એને સૂઝે જ નહિ.

સમૂહમાં રહેતું પારેવું ઈંડાં મૂકતી વખતે અને બચ્ચાં ઉછેરતી વખતે બબ્બેના જોડકામાં મળી જાય છે.

સામાન્ય રીતે પારેવાં એકી વખતે સાથે બે ઈંડાં મૂકે છે, પણ ઈંડાં તો આખું વરસ વખતોવખત મૂકયા જ કરે. કેટલીક વાર તો આગલાં બચ્ચાં હજી મોટાં ન થયાં હોય ત્યાં જ તો પારેવીએ બીજાં ઈંડાં મૂકી દીધાં હોય અને એને સેવવા પણ બેસી ગઈ હોય.

પારેવાંનો આટલો શિકાર થવા છતાં તે ઘટતાં નથી તે એની આ સતત ઈંડાં મૂકવાની શકિતને લીધે. પારેવાંની ઉંમર લગભગ વીસ વર્ષની આસપાસ ગણાય છે.

પણ પારેવી ઈંડાં સેવવા બેસે તે એનાં જીવનનું સૌથી સુંદર અને મનોહારી દ્રશ્ય છે. ઈંડાં મૂકયાં એટલે પારેવી એની પાસેથી ખસવાની જ નહિ–આઠે પહોર અને બત્રીસે ઘડી ઈંડાં પર જ બેઠી હોય, કયારેક જરાક ઊંચીનીચી થાય એટલું જ માત્ર હલનચલન. ઘુઘવાટ પણ શાન્ત હોય. આખા મોઢા પર કે શરીર પર એક જ ભાવ દેખાય–માના પ્રેમનો. બચ્ચાં પ્રત્યે માતાનો ભાવ કેવો હોય છે એ જોવું હોય તો ઈંડાં સેવતી પારેવી તરફ નજર નાખી જોજો – જીવનમાં જાણે એને કશું જ કામ નથી, કશી ચિંતા નથી એક



[પારેવાનું ટબમાં સ્નાન]

જ કામ છે અને તે ઈંડાં સેવવાનું.

નર-પારેવું આવે ને ઈંડાં પર બેસે ત્યારે ઘડીક વાર પારેવી ઊડે ખરી એટલા વખતમાં દોડાદોડ જઈને બહારથી થોડો ચારો કરી આવે, પણ એ તો ગઈ કે પાછી આવી જ છે. ઈંડાં સેવવા બેસે પછી એની પાસે પાણી કે ચણ મૂકીએ તો પણ તેને એ અડે નહિ. જેટલો વખત ઈંડાંનું સેવન ચાલે ત્યાં સુધી એનું આવું એકધારું જીવન ચાલ્યા કરે.

ઈંડાંમાંથી બચ્ચાં બહાર નીકળે ત્યારે તેમની આંખો તદ્દન બંધ હોય અને શરીર પર જરા પણ રુંવાટી ન હોય, તદ્દન નાગી ચામડી જ દેહ પર હોય. શરૂઆતના દિવસોમાં એનાં મા-બાપ એમનાં મોઢાંમાંથી નીકળતો દૂધ જેવો પદાર્થ બચ્ચાંને ખવરાવે.

આ જાતનું દૂધિયું ખવરાવવાની ટેવ પંખી-વર્ગમાં માત્ર પારેવાંની જાતને જ છે. બચ્ચાં ચણ ખાતાં થઈ જાય ત્યાર પછી પણ એમને માબાપ ચણ સાથે દૂધિયું ભેળવીને આપતાં હોય છે. બચ્ચાંને ખવરાવવાની એની રીત પણ બીજાં પંખીઓથી જુદી જાતની. બીજા પંખીઓ બચ્ચાંને ખવરાવે ત્યારે તેઓ બચ્ચાં મો ઉઘાડે તેમાં ચણ મૂકે, પણ પારેવાંમાં એથી ઉલટું : તેમાં મા-બાપ મોં ઉઘાડે તેમાંથી બચ્ચાં ચાંચ નાખીને ખોરાક પોતાની મેળે ખાઈ જાય.

આપણું આ વાદળી પારેવું આખા હિંદમાં ઠેર ઠેર રહે છે. આ પારેવું જ હિંદનાં લગભગ બધાં પારેવાંનું પૂર્વજ મનાય છે. પારેવાંનો મૂળ જાતિસ્વભાવ ઘણો ભડકણો ગણાય છે, પણ આ પારેવું તો આપણી સાથે બીક છોડીને તદ્દન ભળી ગયું છે—હજી એનાં સગાં બીજાં પારેવાં માણસ પાસે ઢૂંકતાં નથી.

પારેવાંનું બીજું નામ કબૂતર. કબૂતર તો ફારસી શબ્દ છે, પણ આપણે ત્યાં એ શબ્દ પૂરેપૂરો ચલણી થઈ ગયો છે; છતાં સામાન્ય લોકોની જીભે ચડી ગયેલું નામ તો પારેવાં જ. એનું બીજું ફારસી નામ પરીન્દા.

આપણે આંગણે આંગણે ઘૂમતાં આ પારેવાં અને વગડે વગડે ભટકતો હોલો બંને એક જ વર્ગનાં પંખી છે. એમનાં બંનેનાં શરીરનું ઘડતર, રહેણી-કરણી અને બચ્ચાંને ખવરાવવાની રીત પણ એક-સરખાં જ છે.

## હરિયાળ

તમને થશે કે આ પારેવાંની વાતો તો ઘણી મજાની, એનો સાદો રંગ આંખોને ન ભડકાવે તે વાત પણ સાચી, પણ ઘડીક વાર જોવાનું મન થઈ જાય એવા સુંદર અને પ્રકાશિત રંગો પારે-વાંમાં ક્યાં છે? તમારી વાત સાચી છે. આપણે ઘેર ઘેર હરતાં-ફરતાં આ વાદળી પારેવાંમાં એવા રંગ નથી હોતા, પણ એના પિત્રાઈ હરિયાળ નામનાં પારેવાંએ ઘણા સુંદર રંગ પોતાના દેહ પર પકડી લીધા છે.

પણ જાણે એને પોતાનાં રંગ પર મોહ થઈ ગયો તે કારણે લોકોની વસ્તી વચ્ચે એ વસતું નથી. જાણે એના રંગો સાચવવા એણે ઝાઝાં ઝાડ અને વનરાજીવાળા પ્રદેશો પસંદ કર્યા છે. તમારે એનું સૌંદર્ય નીરખવું હોય તો એવા પ્રદેશમાં જવું પડે ને ભટકી ભટકીને ઝાડ સાથે એકરંગ થઈ ગયેલાં એ હરિયળને શોધવાં પડે. એનાં દર્શન મોંઘામૂલાં છે.

આપણાં પારેવાંનો મુખ્ય રંગ વાદળી, ત્યારે આ હરિયાળનો મુખ્ય રંગ લીલો અને પીળી ઝાંયવાળો. એનું માથું સહેજ પીળું પણ ડોક અને છાતી તો ચળકતાં પીળાં. ગળા આસપાસ ભૂખરો પટ્ટો હોય એની પાંખો શરૂઆતમાં પીળી, પછી લીલી, ત્યાર પછી છેવાડે કાળા જેવી દેખાય, પણ છેલ્લાં પીંછાં તો અત્યંત પીળાં.

પેટ અને પાંખો નીચેનો ભાગ ભૂખરો હોય છે, જે પીળી છાતીથી એકદમ જુદો તરી આવે છે. પાંખ નીચે નારંગી પટ્ટા, વાદળી આંખ આસપાસ ગુલાબી કૂંડાળું, ચાંચ મૂળમાં જાડી અને લીલાશ પડતી. એની ચાંચની જાડાઈથી તે આપણાં પારેવાંથી એકદમ જુદું તરી આવે છે. પગ પણ નારંગી.

આવા વિવિધ રંગે શોભતું આ હરિયાળ જમીન પર ભાગ્યે જ ઊતરે છે. જમીનના ભૂખરા રંગ પર બેસવામાં તેને નાનપ લાગતી હશે. ફળનો જ આહાર કરે અને ઝાડ પર જ રહે. ઝાડનાં પાંદડાં સાથે રંગ એવો ભળી જાય કે હજારો હરિયાળ ઝાડ માથે બેઠાં હોય પણ અવાજ ન કરતાં હોય તો પારખી શકાય નહિ.

ઊડવામાં તો આપણાં પારેવાં જેવા જ વેગીલાં. પણ તેઓ ભારે આળસુ–ઠેઠ પાસે જઈને ન ઉડાડીએ ત્યાં સુધી ઊડે જ નહિ. પાણી પીવા યે નીચે ન ઊતરે. ફળફળાદિમાંથી જ જોઈતો ભેજ મેળવી લે. ખાસ કરીને એને વડના ટેટા અને પીપળ–પીપળાની ટેટીઓ બહુ ભાવે, આથી તેઓ ઉત્તર હિંદનાં વડ-પીપળનાં ઝાડોમાં હજારોની સંખ્યામાં વસે છે.

ઝાડ પરના એના કાયમી વસવાટને કારણે એના પગ ભારે મજબૂત થઈ ગયા છે. ઝાડની ડાળીઓ પરથી પોપટની પેઠે લહેરથી ફરતાં હોય છે. કાયમી ઝાડ પર વસવા છતાં જરૂર પડયે બીજાં પારેવાંની જેમ જ એ સારી પેઠે ઊડી શકે છે, પણ પસંદ કરેલ ઘટા તે એકદમ છોડતાં નથી.

પંખીઓને ઊડયા બાદ નીચે ઊતરવુ હોય છે ત્યારે તેણે નીચેના હવાના દબાણને દૂર કરવા માટે જોરથી પાંખો ફફડાવવી પડે છે. આવે વખતે પાંખો ખૂબ ફફડાવવા માટે જોઈએ એટલી જગ્યા હરિયાળને ઘાડી ઘટાઓમાં રહેવાને કારણે મળતી નથી.

ટૂંકી જગ્યામાં થોડાક જ ફફડાટથી ઝાડ પર ઊતરી શકાય તે માટે હરિયાળની પાંખમાં ત્રીજે પીંછે એક ચીરો હોય છે. પાંખ નીચેનું દબાણ એ જ ચીરામાંથી હવા પસાર થઈ જતાં ઓછું થઈ જાય છે અને હરિયાળ એકદમ ઊતરી શકે છે. આ ચીરો એને ઘાડી વાંકીચૂંકી ડાળીઓમાં પસાર થતી વખતે હવાના દબાણને ઓછું-વતું કરવામાં મદદગાર બને છે.

લગભગ આ જાતની જ સગવડ કરવા માટે ઍરોપ્લેનની પાંખમાં પણ છેડાના ભાગે ચીરો પાડવામાં આવે છે. આવા ચીરા કોઈ કોઈ શિકારી પંખીઓની પાંખમાં હોય છે.

આપણાં પારેવાંની જેમ જ હરિયાળનો માળો પણ ભાંગેલો–તૂટેલો અને ઢંગધડા વગરનો હોય છે. એ સફેદ ઈંડાં મૂકે છે અને એકધારી શાંતિથી સેવ્યા કરે છે. નાનપણમાં બચ્ચાંને દૂધિયું ખવરાવે વગેરે બધો જ વ્યવહાર આપણાં પારેવાં જેવો જ હોય છે. આ હરિયાળનુ બીજું નામ હરેવાં. એના લીલા હરિયાળ રંગ પરથી જ આ નામ પડયું લાગે છે.

દુનિયાના અનેક પ્રદેશમાં પારેવાં જબરી સંખ્યામાં રહે છે. એક દેશથી બીજે દેશ કે એક પ્રાંતથી બીજે પ્રાંત તેઓ પ્રવાસ કરતાં હોય છે. તેમની જબ્બર સંખ્યા પર તેમનામાં થતા ડિપ્થેરિયા નામના રોગે કાબૂ રાખ્યો છે.

પરદેશી પારેવાંમાં ઑસ્ટ્રેલિયાનું વો-ગા–વો-ગા નામનું પારેવું ભારે વિચિત્ર રીતે માળા બાંધે છે. જ્યારે ઈંડાં મૂકવાનો સમય થાય ત્યારે પારેવી બેઠી હોય ત્યાં નર–પારેવુ એક સળી લઈને આવે. પ્રથમ માદાની આસપાસ ત્રણ આંટા મારે. ત્યાર બાદ એ સળી પર બેસે ને પછી એ સળી માદાને આપી દે. આ રીતે કલાકો સુધી સળી લાવ્યા કરે અને માદાને આપ્યા કરે. સળીઓ પૂરતી ભેગી થઈ જાય એટલે માદા તેમાંથી માળો બનાવે અને ઈંડાં મૂકે.



[સંદેશા સાથે પારેવાંને ઉડાડે છે]

# શ્રી ગોંડલ નગરપાલિકા

જાહેર—વિજ્ઞપ્તિ

૧. ગોંડલ ઔદ્યોગિક રીતે વિકસતું શહેર છે અને નગરપાલિકા નવા ઉદ્યોગો સ્થાપવા ઉદ્યોગપતિઓને આવકારે છે.

૨. નગરપાલિકાના કરવેરા નિયમિત રીતે ભરપાઇ કરો.

૩. જન્મની નોંધણી દિવસ ૭ સાતમાં અને મરણની નોંધણી દિવસ ૩ ત્રણમાં નગરપાલિકા કચેરીમાં કરાવી લેવાનું કાયદાથી ફરજિયાત છે.

૪. બાળકોના સ્વાસ્થ્યની સુરક્ષા માટે પોલિયો – વેકસિન ત્રિગુણીરસી વિ. માટે નગરપાલિકા સંચાલિત માતા-બાળકલ્યાણ કેન્દ્રની અવશ્ય મુલાકાત લ્યો.

૫. સ્વચ્છતા જાળવવામાં સહાયરૂપ બનો.

૬. નગરપાલિકાની મિલકત જનતાની મિલકત છે તેને નુકસાન ન કરો.

૭. રાષ્ટ્રની પ્રગતિ અને સમૃદ્ધ જીવન માટે વધુ વૃક્ષ વાવો.

૮. સુખી અને સમૃદ્ધ "કુટુમ્બ કલ્યાણકેન્દ્રની" મુલાકાત લ્યો.

૯. નગરપાલિકાની ધોરણસર પરવાનગી મેળવ્યા પછી જ ચણતરકામ કરવું કરાવવું અને પૂરું થયે તુરત જ નગરપાલિકાને લેખિત જાણ કરવા વિનંતી છે.

૧૦. નગરપાલિકા, નગરજનોની વિજ્ઞપ્તિ પરત્વે ખૂબ જ લક્ષ આપો.

**ગોંડલ. તારીખ ૧૩-૪-૧૯૮૧** **ગોવિન્દલાલ એસ. દેસાઈ**

પ્રમુખ

નગરપાલિકા, ગોંડલ.

શુભેચ્છા સહ....

# ધી. ગોંડલ વિભાગ નાગરિક સહકારી બેંક લી. ગોંડલ

મહાત્મા ગાંધી રોડ, ગોંડલ. પીન કોડ નં. ૩૬૦૩૧૧
સ્થાપના તા. ૩-૫-૫૫

બેંકની પ્રગતિના આંકડા
**ઓડીટ વર્ગ "અ"**

| ૧૯૫૫-૫૬ ૨૫ વર્ષ પહેલાં | | | | ૩૦-૬-૮૧ ૨૫ વર્ષ પછી |
|---|---|---|---|---|
| રૂા. | ૨૬,૦૦૦ | શેર ભંડોળ | રૂા. | ૬,૬૩,૦૦૦ |
| રૂા. | ૩૧૮ | રીઝર્વ ફંડ | રૂા. | ૮,૮૭,૦૦૦ |
| રૂા. | ૧,૦૭૦ | થાપણ | રૂા. | ૧,૩૦,૧૮,૦૦૦ |
| રૂા. | ૧,૨૦,૮૦૦ | ધીરાણ | રૂા. | ૭૮,૪૦,૦૦૦ |
| રૂા. | ૧,૭૭,૦૦૦ | કાર્યભંડોળ | રૂા. | ૧,૫૫,૩૪,૦૦૦ |
| | ૩૧૮ | સભાસદ સંખ્યા | | ૭,૦૦૪ |
| રૂા. | ૭૬૦ | નફો | | ૨,૭૮,૦૦૦ |

**રજીસ્ટર્ડ ઓફીસ :** ફોન ૧૫૫
" ૩૨૫
મહાત્મા ગાંધી રોડ, ગોંડલ

**શાખા :** અદ્યતન સેઈફ ડીપોઝીટ વોલ્ટની સુવિધા
મુ. દેરડી (કુંભાજી) તા. ગોંડલ (જી. રાજકોટ)

**કાંતિલાલ એલ. ભટ્ટ** — મેનેજર
**જયંતિલાલ એસ. પટેલ** — મેનેજીંગ ડીરેકટર
**મહેશકુમાર એસ. પારેખ** — ચેરમેન

# કલાકારનું અલૌકિક સર્જન
# પણ પહેલાં જરૂરી
# પેટ પૂજન

# બેન્ક ઓફ ઇન્ડિયા તમારી મદદગાર છે.

ટંકટંકના ભોજનની જ્યાં ચિંતા હોય એવા સંજોગોમાં પ્રતિભાશાળી વ્યક્તિ માટે પણ સુંદર કલાકૃતિનું સરજન કરવું અતિ કપરું છે.

કારણ કે કમનસીબે પ્રેરણાના ઝબકારા કરતાં ભૂખના ચાબુકારા વધુ તીવ્ર હોય છે. અને કલાકારને પણ ક્યારેક આ સંજોગોનો સામનો કરવો પડે છે.

બેન્ક ઓફ ઇન્ડિયા તમારી કાળજી સેવામાં સમજદાર છે.

અમે નાનો પણ પોતીકો ધંધો કરતી અસંખ્ય વ્યક્તિઓને આર્થિક મદદ કરીએ છીએ. અને તેમાં માનવીય પુરુષાર્થના પ્રત્યેક પાસાને આવરી લેવામાં આવે છે. તેમાં કારીગરો, કસબીઓ, હુન્નરબાજોથી માંડી અનેક જાતના નાના ધંધાદારીઓનો સમાવેશ થઇ જાય છે. આ ધીરાણ પણ પાછું બને તેટલા નીચા વ્યાજના દરે કરવામાં આવે છે. કારણ કે આવા નાનામાં નાના માનવીને જ મોટામાં મોટી બેન્ક મદદ કરવી જોઇએ એમ અમારું માનવું છે.

વધુમાં ફક્ત હક-વંચિતોની જરૂરિયાતોની જાગૃતિ દ્વારા જ આપણે આપણા દૂરંદેશીપૂર્ણ ૨૦ મુદ્દાના કાર્યક્રમની સાર્થકતા સિદ્ધ કરી શકીએ એમ છીએ.




**બેન્ક ઓફ ઇન્ડિયા**

નાનામાં નાના માનવીની વહારે ધાતી
મોટામાં મોટી રાષ્ટ્રીયકૃત બેન્ક

Concept-BOI-4722 GUJ

મેં તો મારૂં મન સંસાર પ્રત્યે લગાવી દીધું હતું. તમે પોતે જ તે મનને લઇ લીધું છે. સુખના રૂપમાં મેં દુઃખની ચાહના કરી હતી. પરન્તુ તમે તો દુઃખના રૂપમાં સુખ આપ્યું છે.

શત-શત સ્વાર્થોની સાધના માટે જેનું મન શત-શત જગ્યાએ વીખરાએલું હતું. ફેંકી દીધેલી પરિત્યક્ત વસ્તુને, તમે કેવી રીતે ઊંચકી લાવ્યા ? અને તમે એ મનને ભક્તિના બંધનમાં બાંધી દીધું.

સુખ સુખનું રટણ કરતાં કરતાં દ્વારે દ્વારે તમે કેટલી દિશાઓમાં તેની શોધ કરાવી છે. અને તમે મારા આત્મીય છો આ વાત સમજાવી દીધી.

તમારી કરુણા કયે રસ્તે કોને ક્યાં ક્યાં લઇ જાય છે. જ્યારે નયનો ખોલીને જોયું તો ખબર પડી કે તમે પોતાને દ્વારે લઇ આવ્યા છો.

**રવીન્દ્રનાથ ટાગોર**

# પ્રગતિશીલ ખેતીનું રહસ્ય

## : ગુજરાત રાજ્ય બીજ નિગમનાં બિયારણો :

વધારે ઉત્પાદન તથા અધિક વળતર માટે ગુજરાત રાજ્ય બીજ નિગમના વિશ્વાસનીય તથા ઉત્તમ સર્ટિફાઇડ તેમ જ ફાઉન્ડેશન બિયારણ વાપરવાનો આગ્રહ રાખો.

| | | |
|---|---|---|
| સંકર કપાસ | : | સંકર-૪, વારાલક્ષ્મી અને સંકર-૬ |
| સંકર બાજરી | : | બી. જે. ૧૦૪, સી. જે. ૧૦૪ અને બી. કે. ૫૬૦ |
| સંકર મકાઇ | : | ગંગા સફેદ-૨ અને ગંગા-૫ (પીળી) |
| સંકર જુવાર | : | સીએસ એચ-૫ |
| ઘઉં | : | કલ્યાણસોના, સોનાલીકા, જે-૨૪, જે-૧-૭ અને લોક-૧ |
| મગફળી | : | જૂનાગઢ-૧૧, જીએયુજી-૧, જીએયુજી-૧૦ અને જે એલ-૨૪ |
| રાઇ | : | વરુણા (ટી-૫૯) |
| જીરુ | : | એમસી-૪૩ |
| કઠોળ | : | મગ ગુજરાત-૨, ચોળા, પુસા ફાલ્ગુની તથા અડદ ઝાન્ડેવાલ તુવેર ટી-૧૫-૧૫ અને એચસી-૩ |
| ભીંડા | : | પુસા સાવની |

### આપની જરૂરિયાત માટે સંપર્ક કરો.

૧. ગુજરાત રાજ્ય બીજ નિગમ લિ. — ફોન : ૨૫૩૧, ૨૩૨૮, ૩૦૯૫
બીજ ભવન, સેક્ટર-૧૦-અ,
ગાંધીનગર-૩૮૨૦૧૦

૨. ગુજરાત રાજ્ય બીજ નિગમ લિ. — ફોન : ૨૯૫૧
જિલ્લા પંચાયત કચેરી પાછળ,
મ્યુનિસિપલ ક્વાર્ટર નં. ૧૦
અમરેલી-૩૬૪૬૦૧

૩. ગુજરાત રાજ્ય બીજ નિગમ લિ. — ફોન : ૧૧૧
જમીન વિકાસ બેન્ક પાસે,
શિહોર, જિ. ભાવનગર.

"વિના સહકાર નહિ ઉદ્ધાર"

# શ્રી રાજુલા તાલુકા સહકારી ખરીદ વેચાણ સંઘ લી.

પો. બો. નં. ૧૭, ટાવર પાસે, રાજુલા સીટી (જી. અમરેલી)

"રજત જયંતિ વર્ષ"

તાર : "સહકાર"

નોંધણી ક્રમાંક : ૧૫૩૬
તા. ૧૦-૫-૧૯૫૬
(ઓડીટ વર્ગ અ)

ટેલીફોન : મુખ્ય ઓફીસ ૩૮
સીધી ખરીદી વિભાગ ૧૩૮
પ્રમુખ નિવાસસ્થાન ૧૨૩
મેનેજરશ્રી નિવાસસ્થાન ૧૪૮

| | |
|---|---|
| શેર ભંડોળ રૂ. | ૨,૮૪,૧૦૦=૦૦ |
| અનામત તથા અન્ય ભંડોળ રૂ. | ૧૨,૬૫,૬૬૭=૫૪ |
| થાપણો રૂ. | ૯,૬૪,૬૪૩=૪૦ |
| સભાસદ સંખ્યા- | ૨૨૩ |

## : વ્યવસ્થાપક કમીટી મંડળ :

| | |
|---|---|
| શ્રી ખોડુભાઇ પોપટભાઇ પટેલ | પ્રમુખ |
| શ્રી પીઠાભાઇ ડાહ્યાભાઇ | ઉપપ્રમુખ |
| શ્રી કરશનભાઇ ભગવાનભાઇ પટેલ | સભ્ય |
| ,, લાખાભાઈ મેઘજીભાઇ પટેલ | ,, |
| ,, રાણાભાઇ ગોવીંદભાઇ | ,, |
| ,, નાનાભાઈ સગાળભાઇ | ,, |
| ,, દયાળભાઇ ગોવિંદભાઇ પટેલ | ,, |
| ,, ભીમજીભાઇ લાખાભાઇ પટેલ | ,, |
| ,, પરશોતમભાઇ રામભાઈ પટેલ | ,, |
| ,, બાલુભાઈ ભાભાભાઇ | ,, |
| ,, ભીખાભાઇ લુણાભાઈ | ,, |
| ,, પાતાભાઇ જીવાભાઇ | ,, |
| ,, જમાલખાંભાઈ મુરાદખાંભાઇ પઠાણ | ,, |
| મોહનભાઇ નાનજીભાઇ પટેલ | બેં.ક. પ્રતિનિધિ |
| ઓધવજીભાઇ કે. વાળા | મેનેજર |

# જિલ્લાની વિકાસ કુચમાં ભાગીદાર બનીએ

(૧) જિલ્લાની કલ્યાણકારી પ્રવૃત્તિઓમાં તન, મન, અને ધનથી સહકાર આપીએ.

(૨) જિલ્લા આયોજન મંડળે ઉપાડેલી, વિવેકાધીન તથા પ્રોત્સાહક ગ્રાન્ટની અનેકવિધ ગ્રામવિકાસ પ્રવૃત્તિઓ તેમજ નાની બચત પ્રોત્સાહક ગ્રાન્ટની યોજનાઓ પૂર્ણ કરવા આપણો સહકાર આપીએ.

(૩) સમાજના નબળા વર્ગને ન્યુનતમ જરૂરિયાતો પૂરી પાડવાના અને તેમને માટે રહેણાંક ઊભા કરવાના કાર્યને સફળ બનાવીએ.

(૪) રાષ્ટ્રના વિકાસ માટે નાની બચત યોજનાની સફળતા માટે ભાગીદાર બનીએ, "કુટુંબ-કલ્યાણ, અસ્પૃશ્યતા નિવારણ", વિગેરે પાયાના કાર્યક્રમોની સફળતા માટે પૂરો સહકાર આપીએ.

(૫) જિલ્લા પંચાયતની અન્ય કલ્યાણકારી પ્રવૃત્તિઓમાં હાર્દિક સાથ અને સહકાર આપી જિલ્લાનો વિકાસ સાધીએ.

(જિલ્લા પંચાયત જામનગર તરફથી)

# ધી જૂનાગઢ ડીસ્ટ્રીકટ સેન્ટ્રલ કો. ઓપરેટીવ બેંક લિ.

હુસેની બિલ્ડીંગ, મહાત્મા ગાંધી રોડ, જુનાગઢ ૩૬૨ ૦૦૧

ફોન નંબર : ૧૧૩૮ ચેરમેન–મેનેજર
૧૨૨૩ મેનેજર નિવાસ

ફોન નંબર : ૨૦૭ મેનેજર
૨૦૭–એ
એકાઉન્ટન્ટ

આપના ભાવિ ખર્ચને પહોંચી વળવા અને વધુ વ્યાજ મેળવવા માટે નાણાંનું રોકાણ આયોજનાપુર્વક કરવા આ રહી અમારી વિવિધ થાપણ યોજનાઓ :

(૧) ફીકસ્ડ ડીપોઝીટ યોજના
(૨) સ્પે. ફીકસ્ડ ડીપોઝીટ યોજના
(૩) રીકરીંગ થાપણ યોજના
(૪) ત્રિમાસિક વ્યાજ રીઇન્વેસ્ટમેન્ટ
(૫) માસિક આવક યોજના
(૬) જનતા વિમા અકસ્માત પોલીસીઓ

બેંકમાં રોકવામાં આવેલ થાપણો પ્રત્યેક થાપણદાર દીઠ રૂા. ૩૦,૦૦૦ સુધીની મર્યાદામાં વિમાથી સુરક્ષિત છે.

જૂનાગઢ જીલ્લામાં સૌથી વધુ શાખાઓ ધરાવતી એકમાત્ર સંસ્થા

**એન. વી દેસાઇ**
**મેનેજર**

**ગોવિંદભાઇ કા. પટેલ**
**પ્રમુખ**

## ધી જૂનાગઢ ડીસ્ટ્રીકટ સેન્ટ્રલ કો. ઓપ. બેંક લિ.

**જૂનાગઢ**



હાર્દિક શુભેચ્છાઓ

ગ્રામોદ્યોગની યોજનાની પાછળ કલ્પના તો એ છે કે આપણે રોજની જરૂરિયાતો ગામડાંમાં બનેલી ચીજોથી પૂરી પાડવી જોઇએ; અને જ્યારે એમ જણાય કે અમુક ચીજો તો ગામડાંમાં મળતી જ નથી, ત્યારે આપણે જોવું જોઇએ કે એ ચીજો થોડીક મહેનત અને સંગઠનથી ગામડાંના માણસો બનાવી શકે ને એમાંથી કંઇ નફો કરી શકે એમ છે કે નહીં. નફાનો અંદાજ કાઢવામાં આપણે પોતાનો નહીં પણ ગ્રામવાસીનો ખ્યાલ રાખવો જોઇએ. એમ બને કે શરૂઆતમાં આપણે સામાન્ય ભાવ કરતાં જરાક વધારે આપવું પડે અને બદલામાં હલકી ચીજ મળે. પણ જો આપણે એ ચીજો બનાવી આપનાર માણસના કામમા રસ લેતાં થઈશું, એ માલ સુધારે એવો આગ્રહ રાખીશું, અને એને એ સુધારવામાં મદદ કરીશું તો એ ચીજો જરૂર સુધરશે.

–ગાંધીજી

ગ્રામ : પીપલ બેંક ટે. નં. ૩૬૭૪૪૬-૪૭

# ધી અમદાવાદ પીપલ્સ કો-ઓપરેટીવ બેંક લિ.

મુખ્ય કચેરી : પીપલ્સ બેંક બીલ્ડીંગ, પો. બો. ૧૩૩, ભદ્ર, અમદાવાદ

સ્થાપના સને ૧૯૩૨ સુવર્ણ જયંતી વર્ષ ૧૯૮૧-૮૨

શાખાઓ : ખડીયા, સાબરમતી, મણીનગર, પાલડી, શાહપુર, સરસપુર તથા ધંધુકા

ટે. નં. : ૩૬૪૯૨૪ ૬૬૪૮૩ ૫૪૫૮૬ ૭૭૨૩૧ ૨૨૦૫૩ ૩૭૪૩૩૭ ૪૪

ચેરમેન શ્રી **હરિપ્રસાદ કેશરીપ્રસાદ ઠાકોર**

મેનેજીંગ ડાયરેકટર શ્રી **ડાહ્યાભાઈ કાલીદાસ પટેલ**

| | | |
|---|---|---|
| (૧) ભરપાઈ થએલ શેરભંડોળ... | રૂા. | ૪૨,૫૨,૩૫૪ |
| (૨) રીઝર્વ તથા બીજા ફંડો... | રૂા. | ૬૧,૫૯,૨૦૦ |
| (૩) થાપણો... | રૂા. | ૯,૩૩,૯૩,૪૦૦ |
| (૪) કામકાજનું ભંડોળ... | રૂા. | ૧૧,૬૭,૫૮,૮૦૦ |

(૧) બેંક છેલ્લાં ૫ વર્ષથી બેંકીંગની તમામ પ્રકારની સેવાઓ આપે છે.

(૨) બેંક માન્ય કરેલી કંપનીઓના શેરો સામે ધીરાણ આપે છે.

(૩) બેંક પબ્લીક ટ્રસ્ટનાં નાણાં સ્વીકારે છે.

(૪) બેંક બાંધી મુદતની થાપણ પર આકર્ષક દર આપે છે સમયમર્યાદા મુજબ વધુમાં વધુ ૧૧% ટકાના દરથી થાપણો સ્વીકારે છે. વ્યાજ દર ૭ મહીને આપવામાં આવે છે.

(૫) બેંકની કેશ-સર્ટીફીકેટ તેમજ નાની બચત યોજનાનો લાભ લો.

(૬) બેંકે મન્થલી ઇન્ટરેસ્ટ ડીપોઝીટ સ્કીમ શરૂ કરી છે.

(૭) બેંકે સ્વપ્નસિદ્ધ તથા વર્ષાસન ડીપોઝીટ સ્કીમ શરૂ કરી છે.

(૮) અમારી બેંકમાં મૂકેલી થાપણો ઈન્સ્યોરન્સ સ્કીમ નીચે સુરક્ષિત છે.

અનંત જોષી
મેનેજર



# લોકવારતાની રસલહાણ

## ભાગ ૧લો

## કિં રૂા. ૨૦

સાદા બુકપોસ્ટથી મગાવતાં પુસ્તક ગુમ થશે તો જવાબદારી મગાવનારની રહેશે. સાદા બુકપોસ્ટ માટે ૧ રૂપિયો વધારે મોકલવો. રજીસ્ટર્ડથી મગાવનારે ૪ રૂપિયા વધારે મોકલવા. પૈસા મનીઓર્ડરથી મોકલવા. વી. પી. નહિ કરાય.

## ગુજરાતના ૩૦ સમર્થ લોકવાર્તાકારોનો અપૂર્વ રસથાળ

| | | |
|---|---|---|
| ૧. કાનજીભાઈ બારોટ | ૧૧. ખોડીદાસ ભા. પરમાર | ૨૧. હિંગોળદાન નરેલા |
| ૨. પિંગળશીભાઈ ગઢવી | ૧૨. અમરદાસજી ખારાવાળા | ૨૨. ગભરૂ ભડિયાદરા |
| ૩. મૂળુભાઈ પાલિયા | ૧૩. દ. શ્રી. પુંજાવાળા | ૨૩ દાદાભાઈ જે. વાળા |
| ૪. બળદેવભાઈ નરેલા | ૧૪. બાપલભાઈ ગઢવી | ૨૪. ડૉ. નાગજીભાઈ ભટ્ટિ |
| ૫. મેરામભાઈ બારોટ | ૧૫. દાદુભાઈ પ્ર. ગઢવી | ૨૫. જેઠસુર બારોટ |
| ૬. કવિશ્રી દુલાભાઈ કાગ | ૧૬. મહંત હરિકૃષ્ણાચાર્ય | ૨૬. ડૉ. મગનલાલ ગોંડલિયા |
| ૭. સુરગભાઈ વરૂ | ૧૭. શંભુદાન બારોટ | ૨૭. કવિ કાનજીભાઈ લીલા |
| ૮. નાજાભાઈ વાળા | ૧૮. રતુભાઇ રોહડિયા | ૨૮. લખુભાઈ ગઢવી |
| ૯. વૈદ્ય મોટાભાઇ ગઢડાવાળા | ૧૯. હરસુરભાઈ ના. ગઢવી | ૨૯. રતુભાઈ અદાણી |
| ૧૦. કવિ મેકરણભાઇ લીલા | ૨૦. ડૉ. હરિલાલ ગોદાની | ૩૦. જયમલ્લ પરમાર |

ઊર્મિનવરચના
૧૩, અમનાથ પ્લૉટ : રાજકોટ-૩૬૦૦૦૧

વ્યવસ્થાપક : ઊર્મિનવરચના
ટેલીફોન નં. ૨૪૩૭૨



Oormy Navrachana Rajkot-1 (April-'82) કિં રૂા. ૨-૫૦ Regd. No.G-RJ-

# ઊર્મિ નવરચના


આદ્ય તંત્રી: સ્વ. ઈશ્વરલાલ મો. દવે　　તંત્રી : જયમલ્લ પરમાર

વર્ષ—૫૩ : અંક ૨　　સળંગ અંક : ૬૨૬　　મે : ૧૯૮૨

ડા. જીવરાજ મહેતા સ્મારક ટ્રસ્ટ પ્રકાશન




સમ્રાટ બિમ્બીસારે એકવાર મહાવીરને જઈને કહ્યું કે : "હું મારી પાસે જે કાંઈ છે તે બધું આપી દઈને સત્ય મેળવવા ઈચ્છું છું, પણ હું જે માણસને દુઃખથી મુક્ત કરે એ સત્ય ઈચ્છું છું." મહાવીરે સમ્રાટને કહ્યું કે : "તમારા રાજ્યના પુણ્યશાળી શ્રાવક પાસેથી એક સામાયિકનું એક ધ્યાનનું ફળ મેળવો. આ ફળથી સત્ય અને મોક્ષપ્રાપ્તિનો તમારો માર્ગ પ્રશસ્ત બનશે." સમ્રાટે શ્રાવક પાસે યાચના કરી. શ્રાવકે કહ્યું : "મહારાજ ! સામાયિક તો સમતાનું નામ છે. રાગદ્વેષની વિષમતાને દૂર કરી સ્વયંમાં રહેવું એ જ સામાયિક છે—એ કોઈ કોઈને કેવી રીતે આપી શકે ? તમે જેને ખરીદવા ઈચ્છો છો એ તમારે જાતે જ મેળવવું જોઈશે."



# નટવરલાલ શામળદાસ એન્ડ કો.

૯૪, નગીનદાસ માસ્તર રોડ

મુંબઈ-૪૦૦૦૨૩

ના સૌજન્યથી

# ખાદી ગ્રામોદ્યોગ સંઘ



## સંસ્થાની પ્રવૃત્તિઓ

૧– સમન્વય, રાજકોટ–જેમાં સુથારી, લુહારી, ઉદ્યોગ, ચર્મોદ્યોગ, તેલઘાણી ઉદ્યોગ, પોલીવસ્ત્ર, કંતાઈ ઉદ્યોગ તથા ગુજરાતમાં એક માત્ર 'કુટીર' ટોઇલેટ સાબુનું ઉત્પાદન કરે છે.

૨– જરી–રેશમ કેન્દ્ર, સુરત–કૃત્રિમ જરી તેમ જ રેશમના ઉત્પાદક.

૩– ગ્રામશિલ્પ, અમદાવાદ–ખાદી તેમ જ ગ્રામોદ્યોગની વસ્તુઓનું વેચાણકેન્દ્ર

૪– ચર્મશિલ્પ, અમદાવાદ–ચર્મોદ્યોગની તમામ પ્રકારની ચીજો વેચનાર.

૫– ખાદી ઉત્પત્તિ–વેચાણ કેન્દ્ર, સુરેન્દ્રનગર:– ખાદી ઉત્પત્તિ કેન્દ્ર, જેના દ્વારા લગભગ ૫૦ જેટલાં વણકર કુટુંબો તથા ૨૦૦ કાંતનારાઓને રોજી મળે છે.

૬– પોલીવસ્ત્ર ઉત્પાદન કેન્દ્ર, વાંકાનેર.

૭– અંબર કેન્દ્ર, ખેડીપરા, રાજકોટ, ધીયાવડ, પડધરી. પોલીવસ્ત્ર તેમ જ અંબર કેન્દ્રો દ્વારા લગભગ ૧૫૦ જેટલી બહેનોને રોજી મળે છે.

'સમન્વય' : જયંત સોસાયટી : ભવડી પ્લોટ
રાજકોટ-૩



# ગણેશ હાઉસીંગ કોર્પોરેશન

ફોન – ૩૮૨૫૭૫, ૩૮૨૭૦૭

પથ્થર કૂવા : પેટ્રોલ પંપની બાજુમાં
રીલીફ રોડ : અમદાવાદ

"વિના સહકાર નહિ ઉદ્ધાર"

# શ્રી રાજુલા તાલુકા સહકારી ખરીદ વેચાણ સંઘ લી.

પો. બો. નં. ૧૭, ટાવર પાસે, રાજુલા સીટી (જી. અમરેલી)

"રજત જયંતિ વર્ષ"

નોંધણી ક્રમાંક: ૨૫૩૬
તા. ૧૦-૫-૧૯૫૬
(ઓડીટ વર્ગ અ)

તાર: "સહકાર"
ટેલીફોન: મુખ્ય ઓફિસ ૩૮
સંઘની ખરીદી વિભાગ ૧૩૮
પ્રમુખ નિવાસસ્થાન ૧૨૩
મેનેજરશ્રી નિવાસસ્થાન ૧૪૮

| | |
|---|---|
| શેર ભંડોળ રૂ. | ૨,૮૪,૧૦૦=૦૦ |
| અનામત તથા અન્ય ભંડોળ રૂ. | ૧૨,૩૫,૬૬૭=૫૪ |
| થાપણો રૂ. | ૭,૬૪,૬૪૩=૪૦ |
| સભાસદ સંખ્યા- | ૨૨૩ |

## : વ્યવસ્થાપક કમીટી મંડળ :

| | |
|---|---|
| શ્રી બાબુભાઈ પોપટભાઈ પટેલ | પ્રમુખ |
| શ્રી મીઠાભાઈ વાઘાભાઈ | ઉપપ્રમુખ |
| શ્રી કરશનભાઈ ભગવાનભાઈ પટેલ | સભ્ય |
| ,, લાખાભાઈ મેઘજીભાઈ પટેલ | ,, |
| ,, રાણાભાઈ ગોવીંદભાઈ | ,, |
| ,, નાનાભાઈ જગાભાઈ | ,, |
| ,, દયાળભાઈ ગોવિંદભાઈ પટેલ | ,, |
| ,, ભીમજીભાઈ લાખાભાઈ પટેલ | ,, |
| ,, પરશોત્તમભાઈ રામભાઈ પટેલ | ,, |
| ,, બાબુભાઈ લાલભાઈ | ,, |
| ,, ભીખાભાઈ કુશાભાઈ | ,, |
| ,, પાતાભાઈ જીવાભાઈ | ,, |
| ,, જમાલખાંભાઈ મુરાદખાંભાઈ પઠાણ | ,, |
| મોહનભાઈ નાનજીભાઈ પટેલ | બેંક પ્રતિનિધિ |
| ઓધવજીભાઈ કે. વાળા | મેનેજર |

# જિલ્લાની વિકાસ કુચમાં ભાગીદાર બનીએ

(૧) જિલ્લાની કલ્યાણકારી પ્રવૃત્તિઓમાં તન, મન, અને ધનથી સહકાર આપીએ.

(૨) જિલ્લા આયોજન મંડળે ઉપાડેલી, વિવેકાધીન તથા પ્રોત્સાહક ગ્રાન્ટની અનેકવિધ ગ્રામવિકાસ પ્રવૃત્તિઓ તેમજ નાની બચત પ્રોત્સાહક ગ્રાન્ટની યોજનાઓ પૂર્ણ કરવા આપણો સહકાર આપીએ.

(૩) સમાજના નબળા વર્ગને ન્યુનતમ જરૂરિયાતો પૂરી પાડવાના અને તેમને માટે રહેણાંક ઊભા કરવાના કાર્યને સફળ બનાવીએ.

(૪) રાષ્ટ્રના વિકાસ માટે નાની બચત યોજનાની સફળતા માટે ભાગીદાર બનીએ, "કુટુંબ-કલ્યાણ, અસ્પૃશ્યતા નિવારણ" વિગેરે પાયાના કાર્યક્રમોની સફળતા માટે પૂરો સહકાર આપીએ.

(૫) જિલ્લા પંચાયતની અન્ય કલ્યાણકારી પ્રવૃત્તિઓમાં હાર્દિક સાથ અને સહકાર આપી જિલ્લાનો વિકાસ સાધીએ.

(જિલ્લા પંચાયત જામનગર તરફથી)

ડૉ. જીવરાજ મહેતા સ્મારક ટ્રસ્ટ પ્રકાશન
ઊર્મિ નવરચના



*

ડૉ. જીવરાજ મહેતા સ્મારક ટ્રસ્ટ
જીવરાજ ભુવન
અમરેલી – ૩૬૪૬૦૧

*

ડૉ. જીવરાજ મહેતા સ્મારક ટ્રસ્ટ
કલ્યાણધામ
મુ. ચાવંડ ૩૬૪૪૩૫
(તા. લાઠી : જિ. અમરેલી)

*

ડૉ. જીવરાજ મહેતા સ્મારક ટ્રસ્ટ
આરોગ્યધામ
અમદાવાદ–૩૮૦૦૦૭

*

ડૉ. જીવરાજ મહેતા સ્મારક ટ્રસ્ટ
નટવરલાલ શામળદાસ એન્ડ કું.
૯૪, નગીનદાસ માસ્તર રોડ
ટે. નં. ૨૭૪૨૨૧
મુંબઈ – ૪૦૦૦૨૩

*

Delhi office –
Phone – 915 0 72
Manager
Oormy Navrachana
Navinchandra B. Shah
98 Ravindra Nagar
NEW DELHI–110003

## વૈરાગ્યમાં મુક્તિ નથી

સાચો ગૃહસ્થાશ્રમ તો પોતાનો સ્વાર્થ ઓછો કરવા માટે અને બીજા માટે કેમ ત્યાગ કરવો એ શીખવવા સારુ એક શાળા છે. ગૃહસ્થાશ્રમનો સાચો પાયો ત્યાગ છે, ભોગ નથી. એટલા માટે જે ઘરમાં ત્યાગવૃત્તિ જોવામાં આવે છે તે ઘર સ્વર્ગ સમાન છે. અને જ્યાં ભોગવૃત્તિ પ્રબળ છે ત્યાં નરક જેવું બની જાય છે. એ ત્યાગવૃત્તિ ગૃહસ્થાશ્રમમાં જેમ જેમ ખીલે છે તેમ તેમ સંન્યાસ અને વાનપ્રસ્થ આશ્રમો માટે માણસના જીવનમાં બીજ નંખાતાં જાય છે અને તે બીજ યોગ્ય સમયે ફળ પામે છે.

ગુરુદેવની એક કવિતામાં આવે છે કે એક વાર એક માણસે પ્રભુની ઓળખ કેમ થાય એ નક્કી કર્યું. એ સારુ પોતાનું ઘર તજવાનો પણ નિશ્ચય કર્યો. એક રાતે તે ઘેરથી નીકળી જંગલ ભણી ઉપડયો. જેમ જેમ એ ઘરથી દૂર જતો ગયો તેમ તેમ વારંવાર આકાશમાંથી કોઈ તેને કહી રહ્યું હોય એમ તેને લાગ્યું : "જેટલો દૂર તું તારા ઘરથી જાય છે તેટલો જ દૂર મારી પાસેથી જાય છે." પહેલાં તો તેને થયું કે આ શબ્દો કોઈ સેતાન બોલી રહ્યો છે. એ તેને ઘેર પાછો ધસડી જવા માટે લલચાવી રહ્યો છે પણ અંતે તેને પ્રતીતિ થઈ કે આ આકાશવાણી પ્રભુની જ વાણી છે. તેથી એ ઘેર પાછો ફર્યો, થોડા વખત પછી તેણે પોતાના ઘરમાં જ પ્રભુના સ્પર્શનો અનુભવ કર્યો.

સાચી મુક્તિ તો અંદરની એક વિશેષ મનોવૃત્તિ છે, આત્માનું વલણ છે, બહારનો કોઈ આડંબર નથી. જેમ કવિતાની મુક્તિ છંદના બંધનમાં છે, તેમ ગૃહસ્થાશ્રમમાં પણ મુક્તિ પોતાને ત્યાગ – બંધનમાં બાંધવાથી માણસને મળી શકે છે.

– ગુરુદયાલ મલ્લિક

જીવરાજ મહેતા સ્મારક ટ્રસ્ટ વતી મુદ્રક અને પ્રકાશક : રાહુલ ઈ. દવે ૧૩, જગનાથ પ્લોટ, રાજકોટ–૧
મુદ્રણ સ્થાન : સ્વરૂપ મુદ્રિકા, ડૉ. યાજ્ઞિક રોડ, કન્યા છાત્રાલય સામે, રેસકોર્સ રોડ, રાજકોટ–૧

ઊર્મિ નવરચના

તંત્રી : જયમલ્લ પરમાર

મે '૮૨ : વર્ષ : ૫૩ : અંક : ૨ : સળંગ અંક : ૬૨૬



*

## જાહેરખબરો આપનારાઓને વિનંતી

જાહેરખબરના ચેક, ડ્રાફ્ટ કે મનીઓર્ડર 'ઊર્મિનવરચના'ના નામે ભરી મોકલવાં.

## ગ્રાહકોને નોંધ લેવા વિનંતી

દર માસની પહેલી તારીખે અંક પ્રગટ થાય છે.

* ગ્રાહકોને અંક આઠ દિવસ સુધીમાં ન મળે તો તે વિભાગની પોસ્ટ ઓફિસે ફરિયાદ કર્યા બાદ કાર્યાલયને નકલ મોકલવી. અંક સિલિકમાં હશે તો જ મોકલાશે.

સરનામું બદલાયાની ખબર અંકની પ્રસિદ્ધિ પહેલાં પંદર દિવસે ગ્રાહક નંબર સાથે કાર્યાલયને પહોંચાડવી.

'ઊર્મિનવરચના'ના લવાજમના દર

| | |
|---|---|
| વાર્ષિક–દેશમાં | રૂ. ૨૫–૦૦ |
| વાર્ષિક–પરદેશમાં | રૂ. ૬૦–૦૦ |

**લેખકોને—**

લેખ, વાર્તા કે કવિતા વગેરે ન સ્વીકારાતાં પરત મેળવવા ઈચ્છનારે જરૂરી ટિકિટ સાથે જ બીડવી.

* આ માસિકમાં પ્રસિદ્ધ થતા વિચારો જે તે લેખકોના હોય છે. તંત્રી તે વિચારમાં સંમત જ હોય તેવું માનવું નહિ.

**એજન્ટોને—**

* 'ઊર્મિનવરચના'ના વેચાણ અને ગ્રાહકો અંગેનો પત્રવ્યવહાર નીચેના સરનામે કરવો.

ફોન નં. ૨૪૩૭૨

ઊર્મિનવરચના કાર્યાલય

૧૩, જાગનાથ પ્લોટ

રાજકોટ ૩૬૦૦૦૧ (જિ. રાજકોટ)

## ગોકુળથી ગયા ગિરિધારી

રાધાના મૃદુ કરકમલ ધૃત
    ઘટ · બિન સૂની જમુના ધારા
ઝાંઝર ઝંકૃત હંસ અનુકૃત
    ચરણસ્પર્શ બિન સૂના કિનારા

શ્યામ રાતમાં વાત કૃષ્ણની
    કદંબ કુસુમે સ્મિત છલકાયાં
મયૂર નર્તને રાસ કૃષ્ણના
    પવને બંસીનાં ગીત ગાયાં

મયૂર પિચ્છમાં શ્યામ નેત્રને
    જોતી સ્તંભિત રાધારાણી
આજ રાધિકા કરકમલ ધૃત
    ઘટબિન સૂનાં જમુના પાણી

વૃંદાવનની કુંજ કુંજમાં
    જલ પ્રતિબિંબિત તેજપુંજમાં
ચરતાં આ ધેનુનાં ધણમાં
    મોરંગ રેણુના કણકણમાં

વેણુનાં સ્વર ગુંજન, શિંજન
    કૃષ્ણ પાદનૂપુરનાં માણી
ગોકુલમાં સર્વત્ર શ્યામને
    જોતી સ્તંભિત રાધારાણી

આજ રાધિકા કરકમલ ધૃત
    ઘટબિન સૂનાં જમુના પાણી
હૃદય મગન બન્યું બંસીનાદે
    કમલનયન વિસ્તૃત આહ્લાદે

સ્મિત વિકસિત મૃદુ ઓષ્ઠસંપુટે
    મનમોહનના પ્રેમલ સાદે
હૃદય નયનદ્વય સ્થિત મોહનમયી
    મોહન મોહિત રાધારાણી

મોહન મોહન મોહન સઘળે
    ગોકુલની રાધા ખોવાણી
રાધાના મૃદુ કરકમલ ધૃત
    ઘટબિન સૂનાં જમુના પાણી

રજની દીક્ષિત

## પાદરે પીડાઈ રહી પ્રીત....

પાદરે પીડાઈ રહી પ્રીત...

વેલ્યુંના ચેડામાં હણસે વિજોગણ,
    લીલીછમ વેદનાનાં ગીત......
    પાદરે પીડાઇ રહી પ્રીત......
ગલઢેરા પિંપળાને વિંટેલા તાંતણે,
    વિંટ્યા'તા લાખલાખ કોડ,
વખંભર વડલાની અટેકી વડવાયે,
    બઢી'તી જોબનની હોડ,
આજ વેઘુર આંબલીયું આડી થઈ ઉભી
    મધમીઠાં સમણાંની ભીંત......
    પાદરે પીડાઈ રહી પ્રીત......

વેળુભર વોકળામાં ગાળેલા વીરડાનાં,
    ખાળ્યાં'તાં સાતે પાતાળ,
ટેરવાંની તરસ્યુંને મેલી'તી મોકળી,
    ડહોળ્યાં'તાં પાણી પ્રીતાળ,
આજ ખાલીખમ વીરડાની પાંપણ ભીંજાય
    ને, અંતર ઉલેચે અતીત......
    પાદરે પીડાઈ રહી પ્રીત......

અટેકી ટેકમાં આભ ઊંચા ડુંગરાના,
    માથા પર મૂક્યા'તા પગ,
અટેકા પાણકાને અટેકા ઝાડવાયે,
    બાંધી'તી અંતરની રગ,
આજ વાગે જ્યાં ઠેસ ચોક આવંતી હૈડકી,
    હોય સજણાં સંભારવાની રીત......
    પાદરે પીડાઈ રહી પ્રીત......

કોરાકટ કાળજામાં કોળતાં લાડ લાજ
    અડધેરાં થાતાં અપંગ,
તન મન બેચાય આજ સાજણની સાથ,
    વધ્યું અંતર રહે સાથ અંગ અંગ,
નેહા સનેહા કેમ તોડાયો તોડાય,
    આજ સજણામાં સુંધાતુ ચિત......
    પાદરે પીડાઈ રહી પ્રીત......

ઈશુ ગઢવી

# મુનિ શ્રી સંતબાલજી

મુનિ શ્રી સંતબાલજી ટૂંકી માંદગી ભોગવી ૭૮ વર્ષની વયે તા. ૨૬મી માર્ચે મુંબઈ હરકીશનદાસ હોસ્પીટલમાં કાળધર્મ પામ્યા. જૈન મુનિના બધા આચારો પાળવા સાથે એમણે સીધી રીતે જનસેવાની શરૂઆત સાથે અનેકવિધ રચનાત્મક પ્રવૃત્તિઓના પોતે પ્રેરક બળ બનેલા. ભાલ નળકાંઠા પ્રાયોગિક સંઘ, માતૃસંસ્થા અને થાણા જિલ્લાના ચિંચણી ગામે જનસેવાના ચતુર્વિધ વિચારોના સમન્વયના એક આંતરરાષ્ટ્રીય કેન્દ્રની પણ સ્થાપના કરેલી. એમના દેહ વિલયથી સાધુ સમાજને, આપણા જાહેર જીવનને અને લોકકલ્યાણના રચનાત્મક ક્ષેત્રને ન પૂરાય તેવી ખોટ પડી છે.

સૌરાષ્ટ્રના મોરબી તાલુકાના ટોળ ગામે એક વણિક કુટુંબમાં પિતા નાગજીભાઈ દોશી અને માતા મોતીબહેનની કુખે એમનો જન્મ થયો. પૂર્વાશ્રમના આ શિવલાલ નાનપણમાં પિતાનું છત્ર ગુમાવી બેઠા. જામનગરના બાલંભા ગામે મોસાળમાં એમનો ઉછેર થયો. અભ્યાસ પૂરો કર્યા પછી તેઓ મુંબઇના એક વોરા ગૃહસ્થની લાકડાનો વેપાર કરતી પેઢીમાં જોડાયા. એમનું વેવિશાળ પણ થયેલું, પણ ત્યાગ અને વૈરાગ્યની ભાવના બળવત્તર બનતી જતી હતી. પ્રગતિશીલ વિચારો ધરાવતા અને વ્યાપક સમાજમાં પ્રભાવશાળી એવા કવિવર્ય મુનિ શ્રી નાનચંદ્રજી મહારાજ પાસે ઊગતી યુવાનીમાં દીક્ષા લેવાનુ નક્કી કર્યું અને વેવિશાળ થયેલું એમની અનુમતી મેળવી મુનિ શ્રી નાનચંદ્રજી મહારાજ પાસે દીક્ષા અંગીકાર કરી. એમના સાધુજીવનનું નામ સૌભાગ્યચંદ્રજી મહારાજ, પણ મુનિ શ્રી નાનચંદ્રજી મહારાજ પોતાને 'સંત શિષ્ય' કહેવરાવતા, જ્યારે સૌભાગ્યચંદ્રજી મહારાજે 'સંતબાલ' નામ ધારણ કર્યું. પ્રાકૃત, માગધી ને સંસ્કૃત વગેરે સાહિત્યનો તેમણે ધર્મભાવે ઊંડો અભ્યાસ કર્યો.

એમણે શતાવધાનની સિદ્ધિ હાંસલ કરી પોતાની અસાધારણ સ્મરણશક્તિ અને બુદ્ધિ પ્રતિભાનો પરિચય આપ્યો. શતાવધાનના કાર્યક્રમો યોજાવા લાગ્યા. પરંતુ લોકોને એમાં ચમત્કારનો ભાસ થવા લાગ્યો. આવો ભાસ ઊભો થાય એમ તેઓશ્રી ઈચ્છતાં ન હતા એટલે તેઓશ્રીએ શતાવધાનના પ્રયોગો બંધ કરી દીધા.

એમના ગુરૂ મુનિ શ્રી નાનચંદ્રજી મહારાજ પ્રગતિશીલ વિચારના હતા. એમણે ઘણાં લોકકલ્યાણના કાર્યોની પ્રેરણા આપેલી અને એ કારણે કેળવણી, સ્ત્રીઉત્કર્ષની પ્રવૃત્તિઓની સંસ્થાઓ સ્થપાઈ અને ખાદી ગ્રામોદ્યોગને પણ તેમણે ખૂબ ઉત્તેજન આપેલું. પણ સંતબાલજીને એથી સંતોષ ન હતો, તેઓ તો એથી ઘણા આગળ જવાના ક્રાન્તિકારી વિચારો ધરાવતા હતા. સાધુજીવનના શિસ્તના ચૂસ્ત આગ્રહી હોવા છતાં એમને કેટલીક પરંપરાઓ બિનજરૂરી લાગી. કેવળ ધર્મોપદેશનું કાર્ય એમને અપૂરતું લાગ્યું. સાધુજીવન ગાળતાં ગાળતાં પણ સમાજસેવા અને રચનાત્મક પ્રવૃત્તિઓ દ્વારા સક્રિય પ્રદાન કરવાની ભાવના બળવાન બનતી ચાલી.

જૈન મુનિ આરંભ–સમારંભનાં કાર્યો કરે નહિ અને કરવામા સીધી રીતે અનુમોદન આપે નહિ આથી ગુરૂ સાથે મત ભેદ થયો. કોઈ ઉતાવળે નિર્ણય ન લેવાઈ જાય એટલા માટે નર્મદા કિનારે રણાપુરમાં વાસ કરી એક વર્ષ સુધી મૌન સેવ્યું. જૈન સાધુજીવનની ચાલુ પરંપરામાં ફેરફાર કરવાના ૯ મુદ્દા જાહેર કર્યા. ગુરૂ સાથે વિચારણા કરી અને ગુરૂ સાથે પૂરા આદર અને પૂરી શ્રદ્ધા સાથે એમનાથી જુદા પડી એકલવિહારી બન્યા.

સંતબાલજીને સંપ્રદાય બહાર મૂકયા. શરૂઆતમાં સંતબાલજી પ્રત્યે સારો એવો વિરોધ હતો

પણ તેમની પ્રમાણિકતા, નિષ્ઠા અને સેવાનાં સુંદર કાર્યો જોયા પછી આ વિરોધ શમતો ગયો અને તેમના પ્રત્યે આદર ઊભો થતો ગયો.

સંતબાલજી બુદ્ધિશાળી અને વિદ્વાન હતા. જૈનદર્શન અને સાહિત્યનો તેમને સારો અભ્યાસ હતો. ઉત્તરાધ્યયન અને આચારાંગ વગેરે આગમોનો તેમણે ગુજરાતી અનુવાદ અને વિવેચના કરી છે. તત્ત્વાર્થ સૂત્રનું તેમણે સમશ્લોકી ગુજરાતી ભાષાંતર કર્યું છે. પણ તેઓ સર્વધર્મ સમભાવના પુરસ્કર્તા હતા. એથી અન્યધર્મો અંગે પણ સારા એવા વિચારોનું પ્રકાશન તેઓ કરતા રહેલા. 'વિશ્વવાત્સલ્ય' અને અન્ય સામયિકો દ્વારા તેઓ પોતાના મૌલિક વિચારો પ્રગટ કરતા રહેતા.

વિહાર કરતાં કરતાં એક સમયે એમણે વાઘજીપુરામાં ચાતુર્માસ કરેલો. એ વખતે શ્રી છગનભાઈ, ડાહ્યાભાઈ અને અન્ય કાર્યકરોની વિનંતીથી એમણે ભાલપ્રદેશમાં પ્રવેશ કર્યો. એમની પ્રેરણાથી શિયાળના એક જૈન શ્રાવકની સ્મૃતિમાં જીવરાજ જળ સહાયક સમિતિ દ્વારા લોકોની પાણીની હાડમારી નિવારવાની પ્રવૃત્તિ શરૂ થઈ. ત્યારબાદ એક પછી એક પ્રવૃત્તિઓ શરૂ થતી રહી.

રચનાત્મક દૃષ્ટિએ લોકોમાં જાગૃતિ-સંગઠન કેળવવા, જીવન સુધારણાનો સર્વાંગીણ કાર્યક્રમ હાથ ધરવા અને એ માટે મૌલિક પ્રયોગો હાથ ધરવા એમની પ્રેરણાથી ભાલ નળકાંઠા પ્રાયોગિક સંઘની સ્થાપના થઈ. ધોળકા તાલુકાનું ગુંદી ગામ એનું મુખ્ય મથક બન્યું. આજે પણ ગુંદીને કેન્દ્રમાં રાખી સમગ્ર પ્રદેશમાં ભાલ નળકાંઠા પ્રાયોગિક સંઘ અનેકવિધ રચનાત્મક પ્રવૃત્તિ ચલાવી રહેલ છે. શુદ્ધિપ્રયોગ એ એમનો વિશિષ્ટ પ્રકારનો અને સફળતાને વરેલો પ્રયોગ હતો.

ગાંધીજીના વિચારોથી અત્યંત પ્રભાવિત બનીને એમણે એમની રચનાત્મક પ્રવૃત્તિઓનો ઊંડો અભ્યાસ કર્યો. કેટલીક મૌલિક વિચારણા કરી અને અવનવા અનેક પ્રયોગો પણ હાથ ધર્યા. ખેડૂતોના પ્રશ્નોમાં, જમીન સુધારણાના કાર્યક્રમોમાં, નશાબંધી અને અન્ય રચનાત્મક પ્રવૃત્તિમાં ઊંડો રસ લેતા રહી તેઓ સમાજને દોરવણી આપતા રહ્યા અને સમગ્ર ભારતની તેમણે પદયાત્રા કરી.

તબિયતને કારણે કાયમ વિહાર કરવાનું મુશ્કેલ બનતાં ૧૦-૧૨ વરસથી એમણે થાણા જિલ્લાના દહાણુ તાલુકાના ચિંચણ ગામે મહાવીર નગર આંતરરાષ્ટ્રીય કેન્દ્ર શરૂ કરી ત્યાં સ્થિરવાસ સ્વીકાર્યો. એમનું લેખનકાર્ય અને અન્ય પ્રયોગો ચાલુ રહ્યા. આ કેન્દ્ર તારાપુર અણુમથકની બાજુમાં જ આવેલું છે.

આ કેન્દ્રમાં પૂ. ગાંધીજી, શ્રીમદ રાજચંદ્ર, જવાહરલાલ નહેરુ અને એમના ગુરુ શ્રી નાનચંદ્રજી મહારાજના વિચારોને કેન્દ્રમાં રાખીને ચાર વિભાગો સ્થાપવાની અને વિકસાવવાની એમની ભાવના હતી, પણ એ કાર્ય અધૂરું રહ્યું.

એમણે ૭૭ વર્ષનું તપસ્વી જીવન પૂરું કર્યું. બળેવના દિવસે ૭૮ વર્ષ પૂરાં થવાનાં હતાં. અનેક પ્રવૃત્તિઓ એમના મગજમાં ઘોળાતી હતી.

એમના મૂળ વતન ટોળ ગામે એમનાં માતા અને બહેનની પુણ્ય સ્મૃતિમાં 'મોતીમણિ સ્મૃતિ' દ્વારા પરોપકારનાં અનેક કાર્યો થઈ રહ્યાં છે.

દેહવિલય પહેલાં એક મહિને એકાએક એમના ઉપર લકવાનો હુમલો થયો. બેભાન બન્યા. સારવાર માટે મુંબઈ લાવવામાં આવ્યા. ત્યાં એમની તબિયત સુધરતી જતી હતી. જાગૃત અવસ્થામાં બોલી ન શકે તો પણ હાસ્ય વેર્યા કરે. બહુ કષ્ટપૂર્વક બોલી શકે ત્યારે એમના મુખેથી પ્રભુસ્મરણ અને પ્રાર્થના સાંભળવા મળે. એમાં તબિયત સુધરતાં જતાં આપ્તજનો, અનુયાયીઓ અને ચાહકોએ રાહત અનુભવી. પરંતુ ૨૬મી માર્ચે પ્રાર્થના કરી અને દૂધ લીધું એ પછી હૃદયરોગનો જોરદાર હુમલો આવ્યો અને ક્ષણભંગુર દેહનો ત્યાગ કરી આ દુનિયાની વિદાય લીધી.

તાજેતરમાં જ ગુજરાતની રચનાત્મક સંસ્થાઓ અને રચનાત્મક કાર્યકરોએ રચનાત્મક પ્રવૃત્તિનું તેજ શુદ્ધિ અને પ્રભાવ વધે એ માટે બનતા પ્રયાસો કરી છૂટવાના આશયથી એક પરિવાર રચવાનો વિચાર કર્યો એ જાણીને સંતબાલજી મહારાજ ખૂબ જ પ્રસન્ન થયેલા અને આ સંગઠનને પોતાના આશીર્વાદ આપેલા.

સંતબાલજીના અનુયાયીઓ, ચાહકો અને ભક્તોની સંખ્યા નાની નથી, પરંતુ શ્રી મણિભાઈ અને બહેન શ્રી મીરાબહેન છેલ્લાં ૪૦ વર્ષથી વગર દીક્ષાએ સાધુ જીવનનું આકરું શિસ્ત સ્વીકારી એમની સાથે જ રહ્યા. વિહારમાં સાથે, તપશ્ચર્યામાં સાથે. જીવનની છેલ્લી ઘડી સુધી આ બન્નેએ સંતબાલજીની સેવા કરી, એમના કાર્યમાં બહુમૂલ્ય ફાળો આપ્યો છે.

પૂ. સંતબાલજી મહારાજે એમના જીવન અને કાર્યો દ્વારા કેવળ જૈન સમાજની નહિ પણ સમગ્ર સમાજની અમૂલ્ય સેવા કરી. એમના દેહવિલયથી આપણું જાહેર જીવન વધુ ગરીબ બન્યું છે. એમના આત્માને પરમ શાંતિ જ હોય. આપણે એમના જીવનમાંથી બળ અને પ્રેરણા મેળવતા રહીએ એવી પ્રાર્થના સાથે એમને ડૉ. જીવરાજ મહેતા સ્મારક ટ્રસ્ટ અને ઊર્મિનવરચના પરિવાર ભાવભરી શ્રદ્ધાંજલિ અર્પે છે.

*

## ભૂંગળાએ તો ફજેતી કરાવી

ત્રીસેક વર્ષ પહેલાનો પ્રસંગ છે.

એક ગામમાં ગ્રામ પંચાયત તરફથી ભવ્ય સમારંભ યોજાયો.

રાજપ્રમુખશ્રી, થોડા મંત્રીઓ અને અન્ય આગેવાનો આ સમારંભમાં હાજરી આપવાના હતાં.

ગ્રામ પંચાયત તરફથી માઈકનો પ્રબંધ કરવામાં આવેલો.

ગામ આખું ઉત્સાહથી સમારંભમાં ઊમટી પડેલું. સમારંભ ખૂબ જ સફળ રીતે પાર પડયો. જાહેરાત કરવામાં આવી કે રાત્રે ભજન સંગીતનો કાર્યક્રમ યોજવામાં આવ્યો. છે. સૌને આ કાર્યક્રમનો લાભ લેવા વિનંતી કરવામાં આવી.

રાતે કાર્યક્રમ શરૂ થયો.

મહેમાનો આવી ગયા. ભજનિકો અને સંગીતકારો આવી ગયા.

સભામંડપમાં થોડા ટાબરિયાં આવ્યા.

બાકી મંડપ ખાલી ખમ.

બધાને આશ્ચર્ય થયું.

સરપંચે ગામમાં હાકલો કરવા આંટો માર્યો.

"મંડપમાં ભૂંગળા મૂકયા છે એ એવા તો ગાંગરે છે કે, ઘેર સૂતાં સૂતાં બધુંય સંભળાય છે. પછી ટાઢે ઠરવા સભામાં શીદને આવવું ?" એક ગ્રામવાસીએ ખુલાસો કર્યો.

'આ ભૂંગળાએ તો ફજેતી કરાવી.' સરપંચથી બોલી જવાયું.

# દેવગામનો અજીબ અનુભવ

(સોરઠની લોકક્રાન્તિ હપ્તો ૧૯મો)

રતુભાઈ અદાણી

આગલા દિવસનો થાકોડો ઊતર્યો ન ઊતર્યો, ઊંઘ પૂરી થઈ ન થઈ, ત્યાં બગબગું થઈ ગયું. અમે બે ચાર જણા તો જાગતા સૂતા હતા અને સૂતા જાગતા હતા પરન્તુ બધાં સૈનિક મિત્રો ઘસઘસાટ ઊંઘતા હતા. ઉઠાડવાનું મન ન થાય. પણ ઉઠાડયા વિના છૂટકો ન હતો. અમરાપુર થાણાનાં બધાં ગામો બે ત્રણ દિવસમાં કબજે કરી લેવાં હતાં.

લશ્કરી છાવણીમાં તો સૈનિકોને જગાડવા માટે બ્યુગલ વગાડવામાં આવે. અમારી પાસે એક બ્યુગલ તો હતું. પણ એ વગાડી જાણે એવો કોઈ જણ ન હતો. એટલે સૈનિકોને જગાડવા માટે તાળીના પટાકા સાથે હાક મારી વીજળીની એક ચાંપ દબાવતાં જેમ અનેક દીવા એકસાથે ઝબકી ઊઠે, એમ એક હાક મારતાંની સાથે ચપોચપ બધા સૈનિકો બેઠા થઈ ગયા, અને ઉતાવળે ઉતાવળે પ્રાતઃકર્મ પતાવી, શીરામણ કરી, પોતપોતાની બંદૂકો સંભાળી મેદાનમાં પહોંચી ગયા.

મેદાન ઉપર નજર ફેરવી તો ત્રણ દળપતિઓ અને એમના દળના સૈનિક મિત્રો હાજર થઈ ગયેલા પણ દરબાર રણજીતસિંહજી કે એમના દળનો કોઈ સૈનિક નજરે ન પડે. એમને એક ધર્મશાળામાં ઉતારો આપ્યો હતો અને વહેલી સવારે છાવણીમાં આવી પહોંચવાની વાત પણ થઈ હતી. પણ કોઈ આવ્યા નહીં એટલે એમની તપાસ કરવા હું ધર્મશાળાએ જવા ઊપડયો.

ધર્મશાળાના દરવાજે પહોંચી પગીને પૂછયું તો કહે કે 'હજી કોઈ સળવળ્યું નથી.' હું દાદરો ચડીને ઉપરના ખંડમાં ગયો. જઈને જોઉં છું તો દરબાર રણજીતસિંહજી અને એમના વીસ જેટલા સાથીઓ ગોદડાં ઓઢીને ઘસઘસાટ ઊંઘે.

એક ખૂણામાં ઢોલિયા ઉપર સૂતેલા દરબાર રણજીતસિંહજીને મેં હળવેથી ઢંઢોળીને જગાડયા. આળસ મરડી, આંખો ચોળતાં ચોળતાં દરબાર ગોદડું હડસેલીને પથારીમાં બેઠા થયા.

"દરબાર સાહેબ! ભારે ઊંઘ ખેંચી. નળિયાં સોનાનાં થવા આવ્યાં. કૂચ કરવાનો સમય થઈ ગયો. ઉઠાડશું ને બધાને?" મેં કહ્યું.

"ઉઠાડવા હોય તો ભલે પણ કોઈ ઊઠે એવું લાગતું નથી." દરબાર રણજીતસિંહજીએ ખંડમાં સૂતેલા સાથીઓ ઉપર નજર ફેરવતાં ફેરવતાં કહ્યું.

"કેમ? કંઈ થયું છે?" મેં આશ્ચર્ય વ્યક્ત કર્યું.

"થાય તો બીજું શું? પણ તમે કાલે વહેલી સવારથી ઠેઠ મોડી રાત સુધી એકધારા બધાયને લબડધક્કે લીધા એટલે થાકીને લોથ થઈ ગયા છે. તમે જગાડયો એટલે હું પરાણે બેઠો થયો. પણ મારાથી યે ઊઠાય એમ નથી." દરબારે પોતાની પીંડી પંપાળતાં પંપાળતાં જવાબ આપ્યો.

"થાક તો બધાયને સરખો જ લાગે! પણ છાવણીમાં બધા મિત્રો ક્યારના તૈયાર થઈને મેદાનમાં પહોંચી ગયા છે. તમને કોઈને જોયા નહીં એટલે બોલાવવા આવવું પડયું. ઊઠતી વખતે કદાચ થોડું વસમું લાગે, પણ ઊઠયા પછી હાથમાં હથિયાર લેતાં જ બધા રંગમાં આવી જશે." મેં બધાને સાબદા કરવા આગ્રહ રાખ્યો.

"થાક તો બધાયને સરખો લાગે એ તમારી વાત સાચી પણ બીજામાં અને અમારામાં ફેર. છાવણીમાં બીજા સૈનિકો બધાય ઊગતા જુવાનો

છે. એમના શરીર રબ્બરના દડાની જેમ ઊછળતા આવે છે. એમની હારે હાલવાનું અમારું ગજું નહીં. એમની હારે અમારી સરખામણી નો થાય." ઢોલિયામાથી ઊઠીને બાજુની ખુરશી ઉપર બેસતાં બેસતાં દરબાર રણજીતસિંહજીએ બચાવ કર્યો.

"મને તમારી વાત ગળે ન ઊતરે, દરબાર સાહેબ ! છાવણીના સૈનિકો ઊગતા જુવાન, રબ્બરના દડા જેવા, શક્તિના ફૂવારા જેવા, એ બધી વાત સાચી. પણ ગમે તેમ તોય એ સૈનિકો તરીકે કાચા ગણાય. મોટા ભાગનાને માટે તો છાવણીનું જીવન સાવ નવું નવું ગણાય. અને તમે બધા તો લડાયક ખમીરનો વારસો પામેલા, ઘોડા ખેલવી જાણનારા, હથિયાર વાપરી જાણનારા, કસાયેલા યોદ્ધાઓ ગણાવ." મેં મારું દષ્ટિબિંદુ રજૂ કર્યું.

"તમારી અધીઁ વાત સાચી. અમારા વડવાઓએ રણમેદાનો શોભાવેલાં ખરા. એ લડી જાણતા અને પ્રસંગ આવ્યે મરી પણ જાણતા. અમે એમના વારસદાર ખરા. પણ ક્યાં એમનું તલવારની ધાર ઉપર જીવાતું જીવન ! અને ક્યાં અમારું ડાયરામાં બેઠાં બેઠાં દિવસે દિવસે કટાતું જતું જીવન ! અમારે ભાગે કોઈ ધીંગાણું ખેલવાનો અવસર આવ્યો નથી." દરબારે ખુરશીમાં બેઠાં બેઠાં પોતાની દલીલ આગળ વધારી.

"પણ તો ય વારસાગત સંસ્કાર એ મોટી વાત છે." મેં કહ્યું.

"એટલે જ તો અમે આરઝી હકૂમતને ઉપયોગી થવાની ભાવનાથી આવ્યા. પણ અમને કલ્પના ય નહીં કે વહેલી સવારથી મોડી રાત સુધી અમારે એકધારા હડદોલાવુ પડશે. ઘેર કાવા કસુંબામાં ઘડીનો ય વિલંબ થાય તો નાડયું તૂટવા માડે. અહીં કાવા કસુંબાનું નામ નહીં. ઘેર બૂટની વાધરી પણ ચાકર બાંધી આપે. અહીં બધું ય હાથે કરવું પડે. આટલી બધી ઝીક ઝીલવાનું અમારુ ગજું નહી." દરબાર રણજીતસિંહજીએ એમના મનની વાત સ્પષ્ટ કરી.

"તમે કહો છો એમ બધા થાકી ગયા હો તો બપોર સુધી ભલે બધા આરામ કરો. તમારી ટુકડી માટે બપોર પછીનો કાર્યક્રમ રાખશું" મેં જણાવ્યું.

"હું તો તમે કહેશો તો બપોરે સાબદો થઈને છાવણીમાં આવી જઈશ. બીજા બધા સાબદા થાય એવું લાગતું નથી. એટલે આજ આખો દિવસ પોરો ખાઈ લેવા દો. કાલે સવારે બધડાટી બોલાવશું." રણજીતસિંહજીએ આ રીતે પોતાનો નિર્ણય જણાવ્યો.

વધુ આગ્રહ કરવાનો કોઈ અર્થ ન હતો. આખો દિવસ એમને પોરો આપ્યા સિવાય છૂટકો ન હતો. એટલે, "ભલે ! આજ આખો દિવસ આરામ કરો." એમ કહીને તેમજ ધર્મશાળાના વ્યવસ્થાપકને બોલાવી, દરબાર રણજીતસિંહજી અને એમના સાથીઓની પૂરી સંભાળ લેવાની ભલામણ કરીને મેં દરબારને રામ રામ કરી વિદાય લીધી.

આગલી રાત્રે અમે જે કાર્યક્રમ વિચારેલો અને કામની વહેંચણી કરેલી એ વખતે ગણતરીમાં લીધેલ સૈનિકોમાંથી અચાનક એક દળના વીસ સૈનિકો ઓછા થઈ ગયા એટલે અમારે તુરત જ નવેસરથી કામની વહેંચણી વિચારવી પડી.

એક બાજુથી પોરો ખાવા માટે એક દળ રોકાઈ ગયું તો બીજી બાજુથી અનાયાસે જ લોકસેનાને કેટલાક કસાયેલા સૈનિકોની સેવાનો લાભ મળી ગયો. જૂનાગઢના નવાબી તંત્રે કેવળ કોમવાદને ધોરણે વિચાર કરીને વ્યૂહરચના ગોઠવવાનું શરૂ કરી દીધેલું. પોલીસ બેડામાં પણ હિન્દુ સિપાહીઓ ઉપર ભરોસો ન રાખતાં એમની કનડગત શરૂ થઈ ગયેલી. આથી નારાજ થયેલા સિપાહીઓ પોલીસ બેડા છોડી, હિજરત કરવા લાગ્યા. આવા કેટલાક સિપાહીઓએ આરઝી હકૂમતની લોકસેનામાં જોડાઈને નવાબી તંત્રના અન્યાય સામે લડવાનું પસંદ કર્યું. આવા થોડા સિપાહીઓ

કૂંકાવાવની છાવણીમાં આવી પહોંચ્યા. પૂરી ચકાસણી પછી એમને લોકસેનામાં દાખલ કરવામાં આવ્યા.

લોકસેનાનું સંખ્યાબળ જોતાં બે ટૂકડીઓ વચ્ચે જ કામની ફાળવણી કરવી પડી. એક ગુણવંતભાઈની ટુકડી, બીજી જસુભાઈની ટુકડી. કેપ્ટન બાલમસિંહના સાથીઓને આ બે ટુકડીમાં વહેંચી દેવામાં આવ્યા. જૂનાગઢથી આવેલા સિપાહીઓને પણ આ બે ટુકડીમાં ફાળવી આપવામાં આવ્યા. બંને ટૂકડીઓને જુદી જુદી દિશામાં ગામડાંઓ કબજે કરવાની કામગીરી સોંપવામાં આવી. આઝાદ હિન્દ ફોજના રણગીતો લલકારતાં લલકારતાં બંને ટુકડીના મિત્રો પોતપોતાની દિશામાં રવાના થઈ ગયા.

અમરાપુર થાણા નીચે, પણ થોડે દૂર, દેવગામ નામનું એક એકલવાયું ગામ. લોકસેનાના સૈનિકો માટે નવાબના ગામડાં કબજે કરવાં એ રમતવાત થઈ પડેલી. પરન્તુ દેવગામ માટે અમને મળેલી માહિતી મુજબ એ ગામના પાદરમાં ૧૫૦ જેટલા ડફેરો ધામો નાખીને પડયા હતા. નવાબી તંત્રે એમની સાથે કંઈ ગોઠવણ કરી હોય તો આ ડફેરો લોકસેનાનો સખત સામનો કરે એવો પૂરો સંભવ હતો. દેવગામમાં મુસ્લીમ કુટુંબોની સંખ્યા પણ સારી એવી. અને એથી વિશેષ, નવાબના કેટલાક ભાયાતો પણ દેવગામમાં વસે. આ બધા ઝનૂને ચડી જાય તો આકરો મુકાબલો કરે.

આ દૃષ્ટિએ અન્ય ગામો કબજે કરવા જેટલું આ ગામ કબજે કરવું આસાન નહોતું. પૂરી સાવધાની સાથે અને આવી પડે તો ખરાખરીના ખેલ ખેલી લેવાની તૈયારી સાથે જ આ ગામ ઉપર હલ્લો કરવો રહ્યો.

આ દેવગામ ઉપર હુમલો કરવાની જવાબદારી ગુણવંતભાઈની ટૂકડીને ફાળે આવેલી. ગુણવંતભાઈના સાહસિક સ્વાભાવને આ વાત ગમે એવી હતી. એમણે કુંકાવાવની છાવણીમાંથી રવાના થઈને દેવગામની દિશા સાંધી.

દેવગામમાં ગમે તેવી કટોકટી સર્જાય તો પણ ગુણવંતભાઈ અને એમની ટુકડીના સાથીઓ એને પહોંચી વળશે, એવો અમને સૌને વિશ્વાસ હતો. છતાં છાવણીમાં બીજા કેટલાક આટોપવા જેવાં કામ આટોપીને હું પણ કલાકેક પછી દેવગામ જવા ઊપડયો. કેપ્ટન બાલમસિંહજી મારી સાથે હતા. થોડી વારમાં જ અમે દેવગામ પહોંચી ગયા.

દેવગામના પાદરમાં એક ઘેઘૂર ઝાડ. ઝાડની નીચે ગુણવંતભાઈની ટૂકડીના વાહનો ઊભાં હતાં. બે સૈનિકો બંદૂક લઈને પહેરો ભરતા હતા. કામચલાઉ પણ વ્યવસ્થિત છાવણી જ જોઈ લો.

જતાં વેંત જ પરખાઈ ગયું કે દેવગામનો કબજો આસાનીથી લેવાઈ ગયો છે. કોઈ ડફેરોએ સામનો કર્યો નથી. એમ ગામમાંથી કોઈએ પ્રતિકાર કર્યો નથી. ગુણવંતભાઈ અને એમના સાથીઓ ગામમાં શંકાસ્પદ કુટુંબોની તપાસ અને ઝડતીના કામમાં લાગી ગયેલા. અમે પણ અમારું વાહન ઝાડ નીચે મૂકી પગપાળા ગામમાં દાખલ થયા. સામાન્ય રીતે સવારના ભાગમાં જ્યાં ધમધમાટ જોવા મળે એ બજારમાં સૂનકાર વ્યાપી ગયેલો. કોઇની અવરજવર નહીં. મોટા ભાગના માણસો ગામ ઉપર લોકસેનાની ટૂકડી ચડી આવી છે એ જોઈને કે સાંભળીને ભયભીત બની પોતપોતાના ઘરમાં જ પૂરાઈને બેસી ગયેલા.

આવી સૂની બજારમાં હું અને કેપ્ટન બાલમસિંહ આગળ વધ્યા. થોડું ચાલ્યા, ત્યાં પરચુરણ માલ સામાનની એક હાટડી આવી. કોઈ ખોજા ગૃહસ્થની માલિકીની આ હાટડી. માલિક હાજર ન હતો. તાળું તોડીને દુકાનના બારણાં ખોલી નાખવામાં આવેલાં. એક સૈનિક આ દુકાનની ઝડતી લઈ રહ્યો હતો.

હું થોડીવાર આ હાટડી સામે ઊભો રહ્યો. ઝડતી લેનાર સૈનિકે ઝડતી લેતાં લેતાં, સીગરેટના પાકીટવાળાં ખાનામાંથી બે સિગરેટનાં પાકીટ લઈને હળવેથી પોતાનાં ખીસ્સામાં સેરવી દીધાં.

"એય જુવાન ! શું કરે છે ?" મેં બજારમાં ઊભા ઊભા જ મોટા અવાજે પ્રશ્ન કર્યો.

તુરત જ સૈનિકે બહાર ઓટલા ઉપર આવી, બંદૂક ખખડાવી, છટાથી સલામ કરી.

"શું કરે છે ?" મેં ફરી એ જ પ્રશ્ન કર્યો.

"આ દુકાનની ઝડતી લેવાનો મને હૂકમ મળ્યો છે." સૈનિકે પદ્ધતિસરનો જવાબ આપ્યો.

"ઝડતી લેવાઈ ગઈ ?" મેં પૂછ્યું.

"હા સાહેબ !" સૈનિકે ફરી સલામ ભરી.

"છે કાંઈ વાંધાભર્યું ?" મેં પ્રશ્ન કર્યો.

"ના-જી સાહેબ !" સૈનિકે જવાબ આપ્યો.

"કંઈ વાંધાભરી ચીજ નથી તો ખિસ્સામાં શું નાખ્યું ?" મેં મુદ્દાનો પ્રશ્ન કર્યો.

જૂનાગઢના પોલીસ બેડામાંથી ચુપચુપ નીકળી, હીજરત કરી, આગલે દિવસે કુંકાવાવની છાવણીમાં આવેલા સિપાહીઓ પૈકીનો જ આ સિપાહી હતો. મારો પ્રશ્ન સાંભળી એ ઝંખવાણો પડી ગયો.

"આપણે દેવગામમાં જૂનાગઢના નવાબની હકૂમતનો અંત આણી, આરઝી હકૂમતની આણ ફરકાવવા આવ્યા છીએ, ચોરી કે લૂંટ કરવા નહી. સીગરેટનાં બે પાકીટ તફડાવી લેવાં એ ચોરી કહેવાય. એ જાણે છે ?" મેં કહ્યું.

"ભૂલ થઇ ગઈ." સૈનિકે ઢીલા થઈને જવાબ આપ્યો.

"દુકાનનો માલિક ભલે હાજર ન હોય, દુકાનમાંથી એક પણ ચીજ લેવાય નહીં. બન્ને પાકીટ હતાં ત્યાં જ પાછાં મૂકી દે." મેં સૂચના આપી.

સૈનિકે ખિસ્સામાંથી બંને પાકીટ કાઢીને હતાં ત્યાં ગોઠવી દીધાં.

સૈનિકને લઈને અમે ઝાડ નીચે ગોઠવાયેલી છાવણીમાં ગયા. સૈનિક પાસેથી બંદૂક લઈ લેવામાં આવી. વાહનની અંદર બેસી જવાની સૂચના આપવામાં આવી. અને સાંજે બીજા કેદીઓની સાથે એને ત્રણ દિવસ માટે અમરાપુરની જેલમાં મોકલી આપવાનો હુકમ કરવામાં આવ્યો.

લોકસેનાના સૈનિકો જૂનાગઢને પાકિસ્તાનમાં ભળતું રોકવા માટે લડવા આવ્યા છે, ચોરી કે લૂંટ કરવા નહીં, એવી જૂનાગઢની પોલીસ ફોજમાંથી આવેલા સિપાહીઓ ઉપર છાપ પાડવા આ સૈનિકને આટલી કડક સજા કરવી જરૂરી લાગી.

ફરી અમે ગામમાં દાખલ થયા. સૂમસામ બજાર વીંધીને અમે આગળ વધ્યા. થોડે દૂર ગયા ત્યાં એક નાનો ચોક આવ્યો. ચોકની સામે મોટો ખખડધજ ડેલો. ડેલાનો એક તોતીંગ દરવાજો બંધ, બીજો દરવાજો ખુલ્લો. ત્રણ ચાર સૈનિકો દરવાજામાં પ્રવેશ કરવા જતા હતા. સામે એક જુવાન ખુલ્લા દરવાજા વચ્ચે માર્ગ રોકીને ઊભો હતો. આસપાસ બીજા બે ચાર જણ તમાશો જોઈ રહ્યા હતા.

"નવાબના ભાયાતનું આ મકાન છે. ઝડતી લેવા અમે અંદર જવા માગીએ છીએ. આ ભાયાત અંદર જવાની ના કહી, માર્ગ રોકી, રકઝક કરી રહ્યા છે. સારું થયું તમે આવી ગયા." મને જોઈને એક સૈનિકે મારી પાસે આવી પરિસ્થિતિનો ખ્યાલ આપ્યો.

સૈનિકોના મારી સાથેના વર્તાવથી નવાબનો ભાયાત જે સમજ્યો હોય એ ખરું, પણ તુરત જ દોડીને એ અંદરથી બે ખાટલી લઈ આવ્યો. એક ખાટલી ઉપર એણે મેલીઘેલી પછેડી પાથરી અને એના ઉપર બેસવાનો મને આગ્રહ કર્યો.

"અત્યારે અમે તમારી મહેમાનગતિ માણવા

નથી આવ્યા. આરઝી હકૂમત તરફથી આ ગામ કબજે કરવા આવ્યા છીએ." મેં ઊભા ઊભા જ કહ્યું.

"તે ખુશીથી ગામનો કબજો લો. અમે ક્યાં આડા આવીએ છીએ ?" ભાયાતે કહ્યું.

ગામનો કબજો તો લેવાઈ ગયો. હવે ગામમાં નવાબના વફાદાર ગણાતા અને હથિયાર રાખતા લોકોના ઘરની ઝડતી લેવાનું કામ ચાલી રહ્યું છે." મેં કહ્યું.

"કબજો ભલે લેવાઈ ગયો. અને શક પડતો હોય એના ઘરની ઝડતી પણ ખુશીથી લો. અમે એમાંય આડા આવતા નથી." નવાબના ભાયાતે ટાઢે કોઠે જવાબ આપ્યો.

"તમે નવાબના ભાયાત છો. તમારા ઘરની ઝડતી લેવી પડશે. અને તમને કેદ કરવામાં આવે છે." મેં સ્પષ્ટતા કરી.

ભાયાત અને એના સાગરીતો ઘડીભર સ્તબ્ધ બનીને અમારા સામું જોઈ રહ્યા.

મેં સૈનિક મિત્રોને અંદર જઈને ઝડતી શરૂ કરવા સૂચના આપી.

"ઝડતી લેતાં પહેલાં મારી એક વાત સાંભળો." ભાયાતે સૈનિકોને આગળ વધતા રોકી, વિનંતી કરી.

"એક નહીં, બે વાત સાંભળું. પણ ઝડતી લીધા વિના છૂટકો નથી. અને આમ વખત બગાડવો અમને પાલવે એમ નથી." મેં કડક અવાજે કહ્યું.

"ઝડતી લેવા દેવામાં મને કોઈ વાતની હરકત નથી. પણ અમારા ખાનદાનમાં ઓઝલ પડદાનો રિવાજ છે. હજી કોઈએ આ રિવાજ તોડયો નથી. અમારો એટલો મલાજો રહેવા દો તો સારું." ભાયાતે વિનવણી કરી.

"એ બહાનું ચાલે નહીં. ઓઝલ પડદાવાળી બહેનો એક બાજુ જાય. તમે સાથે રહો. બહેનોની પૂરી અદબ કરવામાં આવશે. પણ ઝડતી તો લેવી જ પડશે." મેં ફરી સાફ શબ્દોમાં અમારો નિર્ણય જણાવ્યો.

"એમ કરો. ઝડતી લેવી જ હોય તો કોઈ બાઈ માણસને ઝડતી લેવા મોકલો." ભાયાતે ઉકેલ સૂચવ્યો.

"અમારી સાથે કોઈ બહેન છે નહીં, અને હોય પણ નહીં." મેં કહ્યું. "તો એમ કરો–ગામમાંથી બે ચાર બાઈ માણસોને બોલાવી લઈએ. એ ભલે આખું ઘર ફેંદી વળે." ભાયાતે બીજો ઉકેલ સૂચવ્યો.

"તમારા ગામની બહેનોને તમારી શરમ પહોંચે. એમના ઉપર ભરોસો રાખી શકાય નહીં." મેં જણાવ્યું.

"પણ તમારે ઘરની ઝડતી લેવી છે શા માટે ?" ભાયાતે નવો જ પ્રશ્ન કર્યો.

"મેં તમને જણાવ્યું જ છે કે તમે નવાબના ભાયાત છો. તમારા ઘરમાં હથિયાર હોવાનો પૂરો સંભવ છે. આજે નહીં તો કાલે એનો અમારી સામે ઉપયોગ થાય. એટલે બધાં હથિયાર જપ્ત કરવા જ રહ્યા." મેં ઝડતીનું કારણ બતાવ્યું.

"અમે નવાબના ભાયાત ખરા. પણ અમારે રાજ કરવું 'તું ? બાપદાદાના વખતથી અમને ગરાસમાં મળેલ જમીનનો કટકો ખેડી ખાઈએ છીએ. અમારે હથિયાર રાખવાંય શા ખપનાં ?" ભાયાતે સ્પષ્ટતા કરી.

"તમે સાચું કહો છો ? તમારાં ઘરમાં એક પણ હથિયાર નથી ?" મેં એની આંખમાં આંખ પરોવીને પ્રશ્ન કર્યો.

"મારા લોહીના સોગંદ ખાઈને કહું છું કે આ ગામમાં અને મારા ભાઈઓના ઘરમાં સમ ખાવા પૂરતું ય એકપણ હથિયાર નથી. ઝડતી

છો તો તમને ખાત્રી થશે. તમે ધારો તો ઝડતી લઈ શકો. પણ હજી સુધી કોઈ પરપુરુષ અમારા ઘરમાં દાખલ થયા નથી અને ખુદાની મહેરબાનીથી અત્યાર સુધી અમારા ઘરનો મલાજો જળવાઈ રહ્યો છે. એ ન તૂટે એટલી જ મારી અરજ છે.'' ભાયાતના બોલવામાં સચ્ચાઈનો રણકાર લાગ્યો.

એકવડિયા બાંધાનો, દૂબળો પાતળો કસાયેલ દેહ, કાળી ભમ્મર દાઢી મૂછ, તડકો ખાઈ ખાઈને પાકો બની ગયેલો ચહેરો, આંખ ઊંડી પણ એમાં અજબ ચમકારો, તોળાઈ તોળાઈને બહાર આવતો એક એક બોલ, વાણીમાં વિવેક અને નમ્રતાનો કોઈ પાર નહીં, આવા જુવાનને બીજા કોઈના નહીં અને પોતાના લોહીના સોગંદ ખાતો સાંભળીને હું એની સામે જોઈ જ રહ્યો. એના બોલ ઉપર ભરોસો રાખવો કે નહીં એની ઘડીભર મનમાં ગડમથલ ચાલી. જોખમ હોય તો એ ખેડીને પણ એના બોલ ઉપર ભરોસો રાખવાનું થઈ આવ્યું.

''તમારા બોલ ઉપર ભરોસો રાખીને ઝડતી લેવાનું માંડી વાળીએ છીએ.'' મેં જાહેર કર્યું.

''મોટી મહેરબાની! ખુદા તમને ખુશ રાખે.'' ભાયાતે બન્ને હાથ આકાશ તરફ લંબાવી, રાજીપો વ્યક્ત કર્યો.

''ઝડતી તો નથી લેતા પણ તમે તૈયાર થઈ જાઓ, નવાબના ભાયાતને નાતે તમને કેદ તો કરવા જ પડશે.'' મેં જણાવ્યું.

''અમને ગિરફતાર કરીને લઈ જશો તો ના નહીં પડાય. પણ વાંક ગુન્હા વિના અમ દૂબળા માણસોની ખેડ રખડી પડશે.'' ભાયાતે ભારે હુશિયારીપૂર્વક દલીલ કરી.

''તમારો બીજો કોઈ વાંક ગુન્હો નથી. પણ તમે નવાબના ભાયાત છો. તમને કદાચ નવાબનું પેટમાં બળે. આજે નહીં તો કાલે, કદાચ તમને ચાળો કરવાનું મન થઈ જાય. અને એવું કોઈ જોખમ ખેડવા માગતા નથી.'' મેં પણ પૂરી સ્પષ્ટતા કરી.

''તમારી વાત સાચી. અમે નવાબ સાહેબના ભાયાત છીએ. પણ અમારી થોડી અરજ સાંભળશો? અમે ભાયાત ખરા, પણ કહેવા પૂરતા જ. નવાબ સાહેબને અને અમારે સાત પેઢીનું અંતર. જનમ ધરીને મેં જૂનાગઢ જોયું નથી. અને નવાબ સાહેબને ભાળ્યા નથી. નવાબ સાહેબને ઘેર જૂનાગઢનું રાજ છે, અમારી પાસે ગરાસની એક કટકી છે. નવાબ સાહેબ સોના રૂપાના પલંગમાં પોઢતા હશે, મારા ઘરમાં આવી બે ચાર ખાટલી છે. નવાબ સાહેબ સવા મણની તળાઈમાં આળોટતા હશે, મારા ઘરમાં ખાટલી ઉપર પાથરવા સારી ધડકી પણ નથી, એટલે આ પછેડી પાથરવી પડી છે. નવાબ સાહેબ ઉપર ચાકરો ચમ્મર ઢોળતા હશે, અને કાળે ઉનાળે, ધોમ તડકામાં ઢેફાં ભાંગીએ છીએ. નવાબ સાહેબ બત્રીસ જાતનાં ભોજન કરતા હશે, અને પરસેવાથી નિપજાવેલ જાર – બાજરાના રોટલાથી અમારા પેટનો ખાડો પૂરીએ છીએ. નવાબ સાહેબ આલેશાન મહેલમાં રહેતા હશે. અમારા ઘરના છાપરા ઉપર પૂરાં નળિયાંય નથી. નવાબ સાહેબને ખ્યાલ પણ નહીં હોય કે અમે એના ભાયાત છીએ. અમે નવાબ સાહેબના ભાયાત ખરા પણ આવા ભાયાત છીએ. એ અમારો ગુન્હો ગણાતો હોય તો ખુશીથી અમને ગિરફતાર કરીને લઈ જાઓ.'' ભાયાતે સચોટ રીતે પોતાની સ્થિતિનું વર્ણન કરી સંભળાવ્યું.

ભાયાતની વાત સાંભળીને અમે પણ વિચારમાં પડી ગયા. એ કહેવાય નવાબના ભાયાત. પણ દુબળામાં દુબળા ખેડુત કરતાં ય એની બદતર હાલત. એને ગિરફતાર કરવાથી શો અર્થ સરવાનો?

''તમારાં વેણ ઉપર ભરોસો રાખીને તમારા ઘરની ઝડતી લેવાનું બંધ રાખ્યું. એ જ રીતે તમારા ઉપર ભરોસો રાખીને તમને કેદ કરીને લઈ જવાનું માંડી વાળીએ. પણ ગામમાં કોઈ કાંકરીચાળો પણ કરશે તો એને માટે તમને જવાબદાર લેખવામાં આવશે. ભૂલશો નહીં કે હવે આ ગામમાં નવાબની હકૂમત નથી. આરઝી હકૂમતની આણ

શરૂ થઈ છે." મેં એમને ચીમકી આપી.

"આખા ગામની જવાબદારી તો અમારાથી કેમ લેવાય ? અમારા પૂરતી તો તમે નિરાંત રાખજો, ખુદા તમને ખુશ રાખે." ભાયાતે ફરી આકાશ તરફ હાથ ઊંચા કરી, દિલની દુવા વ્યક્ત કરી.

અમે ભાયાતનો ડેલો છોડી આગળ વધ્યા. પણ એટલી વારમાં તો ગુણવંતભાઈએ આખા ગામની ઝડતીનું કામ પૂરું કરી નાખેલું. એટલે અમે ગામને પાદર ઝાડ નીચેની કામચલાઉ છાવણીમાં જઈ પહોંચ્યા. થોડી વારમાં ગુણવંતભાઈ અને અન્ય સાથીઓ પણ આવી પહોંચ્યા.

બપોરનો સમય થવા આવ્યો હતો. ખાવા માટે ખટારામાં સુખડી અને ગાંઠિયાનું પોટલું તો હતું જ પણ ભાણે બેસીને જમવાનું મળે તો જીવને સોદરી વળે. એટલે 'ગામમાં રોટલા ઘડાવી લઈએ.' એવું ગુણવંતભાઈએ સૂચન કર્યું.

"એમાં કંઈ હરકત નહીં. એટલો સમય બધા સૈનિકોને આરામ મળશે." મેં ગુણવંતભાઇના સૂચનને આવકાર્યું.

જમવાની વ્યવસ્થા કરવા માટે ગામના પટેલને બોલાવી લાવવા ગુણવંતભાઇએ એક સૈનિકને મોકલ્યો.

થોડીવારે પટેલ આવી પહોંચ્યા.

"પટેલ ! બપોર થવા આવ્યા છે છતાં તમે તો કોઈએ ખાવા માટે વિવેક પણ કર્યો નહીં. એટલે અમારે સામેથી કહેવું પડે છે. બે પાંચ ઘરે રોટલા ઘડાવવાની તાબડતોબ વ્યવસ્થા કરો. છાશ રોટલા ચાલશે." ગુણવંતભાઈએ પટેલને સૂચના આપી.

"અમને એમ કે તમને ખાવા માટે રોકાવાનું કહેવાય કે કેમ ? પણ હવે તો ગામ આખું આરઝીનું છે. બહુ ઉતાવળ ન હોય તો રોટલા છાશને બદલે જમવાની પૂરી વ્યવસ્થા કરીએ." પટેલે ભારે હોંશ દેખાડી.

"જેમ તમને ઠીક લાગે એમ કરો. પણ જે કંઈ કરો એ જલ્દી કરજો, અને જે વ્યવસ્થા કરો એની તુરત જાણ કરી જજો." ગુણવંતભાઈએ બીજી સૂચના આપી.

નમસ્કાર કરીને પટેલ ગામમાં ગયા. બધા સૈનિકો ઝાડની છાયામાં જુદા જુદા ઝુમખામાં બેસી આરામ કરવા લાગ્યા.

દસ મિનિટ થઈ, વીસ મિનિટ થઈ. થાતાં થાતાં ખાસ્સો અર્ધો કલાક વીતી ગયો. પટેલ ઢૂકયા જ નહીં.

ગુણવંતભાઈએ પટેલને બોલાવી લાવવા ફરી બે સૈનિકોને મોકલ્યા. થોડીવારે પટેલ અને ગામના બે ત્રણ આગેવાનો આવી પહોંચ્યા.

"કેમ પટેલ ! બહુ વાર લાગી ?" ગુણવંતભાઈએ પૂછ્યું

"તમારો હુકમ થયો એટલે તરત જ હું ગામમાં ગયો. બે ચાર મોવડીઓને બોલાવ્યા. રસોઈ કરવા ગામમાંથી મા'રાજને પણ બોલાવી લીધા. હોંશ તો હતી દાળ, ભાત, શાક અને ચૂરમાના લાડુ બનાવવાની. વરસ પણ સારું છે. અને તમ જેવા અમારે આંગણે ક્યાંથી ? પણ એક મૂંઝવણ પેદા થઈ છે. એની ગડમથલમાં હતા, ત્યાં જ તમારું તેડું આવ્યું." પટેલે બે હાથ જોડીને વાત કરી. એના બોલવામાં ખંધાઈ દેખાઈ આવતી હતી.

"ગામને મૂંઝવણ ઈ વાતની થઈ કે આજે તો હોંશે હોંશે આપણે આરઝીવાળાને જમાડીએ. જમીને એ તો બધા ચાલ્યા જશે. અને ન કરે નારાયણ, પણ આવતીકાલે નવાબની ફોજ આવી ચડે તો આપણાં તો ચામડાં જ ઊતરડી નાખે ને ? એવે વખતે આપણને કોણ બચાવે ?" પટેલે ખંધાઈપૂર્વક વાત કરી.

"ચૂરમાની મા મૂઈ, ૨૦-૨૫ જણના રોટલા ઘડાવવા માટે તમારે ગામના મોવડી ભેગા.

કરવા પડયા ? પટલાઈ કરો છો કે શું ? અહીં હવે નવાબની ફોજ આવી રહી. અને ફોજને નામે કોઈ ખાટસવાદિયા અટકચાળો કરવા આવે તો એને પાઠ ભણાવવા અમારા ચાર સૈનિકો અહીં રહેવાના છે. તમને આવતીકાલની બીક લાગી. પણ આજે અમને અહીંથી ભૂખ્યા વળાવવામાં બીક ન લાગી ?" ગુણવંતભાઈ થોડા તપીને બોલી ગયા.

"એ જ અમારી મૂંઝવણ છે, અમારે તો આજેય મોત અને આવતી કાલેય મોત. ન જમાડીએ તો આજે મોત. જમાડીએ તો આવતી-કાલે મોત." પટેલે ગામના મોવડીઓ ઉપર નજર ફેરવતાં ફેરવતાં કહ્યું.

"તમારે બેમાંથી એકેય મોતની ચિંતા કરવી નહીં. અમારે જમવું જ હોય, તો તમારે સગવડ કરી જ આપવી પડે. પણ એમ પરાણે અમારે રોટલા ખાવા નથી અને હવે તો તમે તાણ કરો તોય તમ જેવા નમાલા ગામનું અન્ન પેટમાં નાખવું નથી. જાવ ! લીલા લહેર કરો." મારાથી કહેવાઈ ગયું.

"જમવાનું નામ લીધું, બધા સૈનિકો જમવાની રાહ જોઈ રહ્યા છે, અને એમને એમ હાલી નીકળવું ? ગામ લોકોને આપણે વિવેક શીખવાડવો જોઈએ." ગુણવંતભાઈ બોલ્યા.

"ગુણવંતભાઈ ! હજી આપણે ખાંડાના ખેલ ખેલવા બાકી છે. આવા નબળા માણસોના હાથનું અન્ન આપણે પેટમાં નાખવું નથી. હવે આ ગામનું અન્ન પાણી ન ખપે."

"હં...હં...અમને કાળી ટીલી આપો મા. તમે કહેતા હો તો અમારું જે થવાનું હોય એ થાય, હમણાં ઊભા ઊભા રસોઈ કરાવી નાખીએ." પટેલ બોલી ઊઠયા.

"બુંદસે ગઈ સો હોજસે ના આવે–પટેલ ! તમારું મન, પેટ અને પાણી પરખાઈ ગયાં. અમારે તો હવે તમારા ગામમાં ખાવું પીવુ હરામ. પણ અમારા ચાર સૈનિકો અહીં રહેશે એની સંભાળ નથી લીધી તો તમારી ખેર નથી." મેં ઊઠતાં ઊઠતાં પટેલને ચેતવણી આપી.

ચાર સૈનિકોને દેવગામની જવાબદારી સોંપી અમે વાહનોમા ગોઠવાઈ ગયા. પટેલ અને ગામના આગેવાનો ચારેય સૈનિકોને જમવા માટે સાથે લઈને ગામમાં ગયા. અમે દેવગામ છોડી રવાના થયા. થોડુંક ગયા ત્યાં દેવગામની હદ પૂરી થઈ. એક મજાની વાડી આવી. ઝાડ નીચે અમે પડાવ નાખ્યો. ખટારામાંથી સુખડી–ગાંઠિયાનું પોટલું લાવી એના ઉપર ઝપટ બોલાવી. વાડીના ખેડુ દંપતિએ હોશપૂર્વક કૂવામાંથી સીંચી સીંચીને પાણી પાયું. ઓડકાર ખાઈને અમે સૌ ઊભા થયા. માથું ફાડી નાખે એવા ધોમ તડકામાં ગુણવંતભાઈ અને એમના સાથીઓ ખુલ્લા વાહનમાં ગોઠવાઈને બીજા ગામડાં કબજે કરવા ઊપડી ગયા. હું કુંકાવાવ જવા રવાના થયો.



## 'જે' નંબરના ગ્રાહકોને વિનંતી

આપનું લવાજમ મે માસના અંક સાથે પૂરું થાય છે તો જૂન ૧૯૮૨થી મે ૧૯૮૩ સુધીના વર્ષનું લવાજમ તા. ૨૦–૫–૮૨ સુધીમાં 'ઊર્મિ નવરચના'ના નામે મોકલી આપવા વિનંતી. પત્રવ્યવહારમાં આપનો ગ્રાહક નંબર અવશ્ય જણાવશો.

– વ્યવસ્થાપક

# સંત તુલસીદાસજીના એક ભજનનું લોકીકરણ

સં. જયમલ્લ પરમાર

## તુલસીદાસજીનું મૂળ ભજન

કહાંકે પથિક કહાં કીન્હ હૈ ગમનવા
કૌન ગામ કૌન ઠામકે વાસી રામ
કે કારણ તુમ્હે તજ્યો હૈ ભવનવાં – કહાંકે.
'ઉત્તર દિસિ એક નગરી અયોધ્યા
રાજા દશરથ નૃપ, વહાં હૈ ભવનવાં' – કહાંકે.
'ઉનહીકે હમ દોનો કુંવરવા
માતા કે વચન સુની તજ્યો હૈ ભવનવાં' – કહાંકે.
ગ્રામ – વધુ પૂછે સીયાસે
'કૌનસે પ્રીતમ કૌનસે દેવરવાં' – કહાંકે.
સીયા મુસકાઈ બોલત મૃદુ બાની
સાંવરો સો પ્રીતમ ગોર સો દેવરવાં – કહાંકે.
તુલસીદાસ પ્રભુ આસ ચરનનકી
મેરો મન હર લીનો, જાનકી – રમનવાં – કહાંકે.

## ઉપરના ભજનનું લોકીકરણ

હું તુને પૂછું મારી બેની રે સુવાગણ રે તું તો મુને કહી સમજાવ;
કિયારે મુલકના રે બેની તમે રે વટાવડાં, કિયા રે મુલક તમે જાઓ રે
સુવાગણ સુંદરી રે સુવાગણ સુંદરી.
ઓતરાખંડ અજોધા નગરી રે બડા બડા શેર ગંભીર
અમારા રાજાની બેની મત રે કમત ભાઈ, હમકો દિયો વનવાસરે – સુવાગણ.
હું તુને પૂછું મારી બેની રે સુવાગણ રે, તું તો મુને કહી સમજાવ,
કિયે રે કારણ તમે રાજ રે તજીને, કેમ રે આવ્યાં વનવાસ રે – સુવાગણ.
અમારાં સાસુજીથી શોકય રે સુવાગણ, માગ્યું એના પિયુજીની પાસ
ઉનકા પૂતર હુંદો બેની રાજ રે તિલક દિયો, હમકું દિયો વનવાસ રે – સુવાગણ.
હું તુને પૂછું મારી બેની રે સુવાગણ રે, તું તો મુને કહી સમજાવ,
કિયા રે સરૂપે તારો દેરીડો લગત હે, કિયા રે સરૂપે ભરથાર રે – સુવાગણ.
ગલે બીચ કંઠી ને તુલસીની માળા, હાથમાં ધનુષ ને તીર,
ગોરે ગોરે ગાત્રે મારો દેરીડો લગત હે, શ્યામ રે સરીખો ભરથાર રે – સુવાગણ.
ઈતને વચન સુની ભઈ દિલગીરી, નેનુંમેં વરસે નીર,
આજુનો દિવસ બેની અમારે મંદિર રહો, તમ રે સહિત દોનુ વીર રે – સુવાગણ.
તમારાં રોકયાં અમે કેમ રહીએ સજની, તમ મુખે અમીરસ વેણ,
અમે રે પરદેશી અમારે પંથ રે ચલત હે, કરી લિયો નેનું હુંદાં શેણ રે – સુવાગણ.
તીન જણાં તીન લોકની શોભા, છોડી ચાલ્યાં નિજ ધામ,
તુલસી હરિકું નીરખી મગન ભઈ, સીયા લખમણ શ્રીરામ રે – સુવાગણ

# ત્રણ રાસ અને એક રાસડો

રૂડો જમતાજીનો આરો, કદમ્બ કેરી છાયા રે;
ત્યાં કાંઈ બેઠાં રાધાજીનાર, કસુંબલ ઓઢી રે.
એને કસુંબલે કસબી કોર પાલવ રૂડો ઝળકે રે;
ત્યાં કાંઈ આવ્યો કાનુડો હાણી છેડો લીધો તાણી રે.
દસ સાદ કરે દીનોનાથ, ન બોલે નારી રે;
બોલો બોલો રાધાગોરાંનાર, અબોલા આ શાને રે.
વ્હાલે હીરના હીંચોળા બંધાવી, હીંચોળેલ અમને રે;
હવે અંતરમાંથી વીસારો, ઘટે નહિ તમને રે.
વ્હાલે ફૂલના પછેડા ઓઢાડયા, વ્હાલે મારે અમને રે;
હવે ખેંચી લ્યો છો મારાજ, ઘટે નહિ તમને રે.

*

મહી ઢળશે રે મારાં ગોરસ ઢળશે
જી જાવા દો ને રે
મોહન મહીડાં ઢળશે
હાથમાં ચૂડી ને માથે મૈયારાં રે
કંકણ ચૂડીએ મારાં કાંડાં ખળકે–જી જાવા દો
આ કાંઠે ગંગા ને ઓલે કાંઠે જમના
વચમાં સરજુ કેરાં વહેણાં ખમકે–જી જાવા દો
જમુનાને તીર વાલો મોરલી વગાડે રે
ધુંધુણ્યું દેશમાં । મારાં મહીડાં ઢળશે–જી જાવા દો

માથે મટુકી મહી વેચવાને ગ્યાં'તાં
અમારાં મહી કોઈ લ્યો રે
વહુવારૂ મહી વેચવાને ગ્યાં'તાં.
વેચતાં ને સાટતાં ગ્રોળમાં રે પેઠાં;
કાનુડે છેડલો ઝાલ્યો... વહુવારૂ.
મેલો મેલો બાળા કાન અમારો છેડો,
ઘીરે સાસુડી પૂછે... .. વહુવારૂ
ઘીરે ગિયા તિયાં સાસુડી પૂછે;
આવડલી વાર કયાં લાગી...વહુવારૂ.
નવાનગરમાં પડી હડતાલું;
અમારાં મૈ કોઈ લ્યે નૈ ...વહુવારૂ.
ઘેલાં વૌવારૂ તમે ઘેલાં શું બોલો,
કાનુડે રાસ રમાડયાં ... વહુવારૂ.
ધમણ ધમાવો ને અમોલ ધખાવો,
સમ ખવરાવો સાચા... વહુવારૂ.
ધમણ ધમાવી ને સમ ખવરાવ્યા,
સમ ખવરાવ્યા સાચા... વહુવારૂ.

*

માડી મુને વાળુડિયાં પીરસાવો, દીવડિયો પછે વાહો રે લોલ;
સૈયરૂં મારી ગાય છે નવલાં ગીતો, જીવડો મારો તિયાં ભમે રે લોલ.
શેરિયુંમાં થાય છે હાલકલોલ, ખોવાણી મારી દામણી રે લોલ;
માડી મારા સસરાને તેડાવો, ઘડાવે મારી દામણી રે લોલ.
સસરાજીએ સોનીડા તેડાવ્યા, ઘડાવી મારી દામણી રે લોલ;
માડી અમે સોવર પાણી ગ્યાં'તાં, સીતાજીને બેડલે રે લોલ.
કાંઠડે ઊભો કાનો દાણી, કે મારી મુને કાંકરી રે લોલ;
કાના કાંકરડી મત મારો, નંદવાશે મારાં બેડલાં રે લોલ.
છોકરી કિયા ગામની પાણિયારી, અસુરાં પાણી સાંચર્યાં રે લોલ;
છોકરા તારે શી પડપૂછ, અમે ગોકુળ ગામનાં રે લોલ.
જોયું જોયું ગોકુળ રૂડું ગામ, એક ખડે પડી રિયું રે લોલ;
છોકરા ઊગમણી ડેલીને, આથમણા ઓરડાં રે લોલ.
છોકરા ડેલીના રંગત બાર, મોલારે મોર ટહુકતા રે લોલ;
કાનુડા આવજે મારે ઘેર, ચોળીને ખાવા ચૂરમાં રે લોલ.

# "હાકયમ એક હમીર"

બળદેવભાઈ નરેલા

ઈ. સ. ૧૨૫૦માં મારવાડથી ખેરગઢના ગોહિલ સેજકજી સૌરાષ્ટ્રમાં આવ્યા અને તેણે સેજકપુર વસાવ્યું.

ભુજક બલી સેજક ભૂપ,
રાજન સરવસ રૂપ;
એહી ધર ખેરગઢ તે આઈ,
મરધર મેલ્ય સોરઠ માંઈ;
તે પંચાલ કરી પ્રસ્થાન,
મુરલીધરન સાચો માન,
તે કુલદેવકો પરતાપ,
અનભે ભ્રાત કુંવરાં આપ,
લાયક બાંધ્ય લીલા લે'ર,
સેજકપુર નામે શે'ર,

આ સેજકજીના કુંવર રાણજી જેણે રાણપુર વસાવ્યું અને તેના મોખડાજી ગોહિલ થયા. જેનું માથું પડયું અને ધડ લડયું, અને મોખડા પીર તરીકે પૂજાણા.

આ મોખડાજીની તેરમી પેઢીએ હરભમજી થયા. તેમની ગાદી શિહોરમાં. તેમના ભાઈ ગોવિંદજી હતા. તેમને ભંડારીઆના ગામો ગિરાસમાં આપેલ. તેનાં વંશજો 'ગોવિંદાણી' તરીકે ઓળખાણા. તેને બે પુત્રો. મોટા છત્રસાલજી અને નાના હમીરજી. આ હમીરજી ખૂબ જ તેજસ્વી અને શૂરવીર હતા. નાનપણથી જ તેની હાક વાગતી. તેમના પિતા ગોવિંદજીની ઉંમર થઈ ગયેલ અને તેમાં બીમાર પડયા. બીમારીને બિછાને સૂતાં સૂતાં એક વાત મનમાં ઘૂંટાણા કરતી હતી. એટલે એક દિવસ હમીરજીને પલંગ પાસે એકલાને બોલાવ્યા. કહ્યું, "બાપ ! બેસ !" હમીરજી બાપુના પગ પાસે બેઠા. બાપુએ કહ્યું, "બેટા ! એક વાત મારા મનમાં ઘોળાય છે કે તું બહુ જોરદાર છો, ખૂબ જાડયું ભાયું વાળો હો, એટલે મોટાભાઈને તું ગીરાસ ખાવા નહીં દે." આટલું બોલ્યા ત્યાં આંખ્યુંમાં દોરા આવી ગયા અને અટકી ગયા. એટલે હમીરજીએ પડખે રૂપાની ઝારી પાણીની પડી હતી તેમાંથી અંજલિ ભરી કહ્યું : "બાપુ ! હું આજથી પ્રતિજ્ઞા કરું છું કે આપના ગીરાસમાંથી એક છાતિયાવા જમીન પણ મારે ગાની માટી ખપે તો ખપે. તમારા આશીર્વાદથી અને મારી ભૂજાના જોરે હું મારો રોટલો કરી લઈશ. મોટાભાઈને મોરલીધર સો વરસના કરે. અને તેના વંશવારસો એ ગીરાસ ભોગવે" આટલું સાંભળી ગોવિંદજીનું હૈયું ભરાઈ ગયું. કંઈ બોલી શકયા નહીં પણ નાનાની હિંમત અને ત્યાગનો આનંદ અને મનની મૂંઝવણનું સમાધાનનો સંતોષ અનુભવ્યો. બીજે દિવસે ગોવિંદજીએ દેહ છોડી દીધો.

હમીરજીએ મોટાભાઈની જમણી ભૂજા થઈ સાથે રહી ગોવિંદજીનું ગોહિલોને શોભે તેવું કારજ કર્યું.

ગોવિંદજીના કારજ પછી તુરત હમીરજીએ થોડા વીણાવ રાજપૂતો ભેગા કર્યા. પણ કેવા ?

અડાબીડ મરદ મેદાન જઈ, આટકે,
કડાબીન હાથ લઈ, કોપવંત કાટકે,
ઝરે તણખા, ભુજા તેગને ઝાટકે,
તોપને નાળચે મરદ જઈ ત્રાટકે.

લોઢાની સાંકળુ તણુખલા જેમ ત્રોડી નાખે અને તોપના નાળચામાં ખીલા ધરબી દીએ. આવા મર્યા મુવાના રાસ રજપૂતો લઈ કુકડ ઉપર ત્રાટકયા અને કુકડ ઘરે કર્યું. પછી દિહોર વસાવ્યું. પણ દિહોરનો તો ખરોબર દસકો જામ્યો અને "દિહોર દલ્લી-

સારખુ" કે'વાણું. હમીરજીની ડેલીએ અડાભીડ ડાયરો જામે. કવિઓ, વાર્તાકારો જ્યાં રસની રેલમછેલ ચલાવતા હોય, રેડીઆ કસુંબા ઘૂંટાતા હોય અને આનંદ મંગલ થતાં હોય. કોઈ દૂરાચારની કે અનીતિની વાત હમીરજી સાંભળતા તો તેની રોમવળી અવળી થઈ જતી. ક્ષાત્રધર્મના પાલક હતા.

ધરા સિરાસો ધરે, મરે પણ ખેધ ન મૂકે;
ભાગે સો નહીં લરે, શૂર બ્રદ કદી ન ચૂકે.
નિરાધારકો દેખ, દીએ આધાર આપબલ;
અડગ વચન ઉચ્ચાર, સ્નેહમેં કરે નહીં છલ.
પર ત્રિયાસંગ ભેટે નહીં,
ધરત ધ્યાન અબધૂતકો;
કવિ સમજ ભેદ પિંગલ કહે,
યહી ધર્મ રજપૂતકો.

આ હમીરજીનાં બેન ઈડર આપેલ તેમાં સૌરાષ્ટ્ર તરફના ભવાયાનું એક પેડું એ તરફ ગયું. અને ઈડર મહારાજ પાસે હમીરજીની ખૂબ તારીફ કરી. હમીરજીની ઉદારતા, તેની શૂરવીરતા, તેનો રોટલો તેના ભારોભાર વખાણ કર્યાં એટલે ઈડર મહારાજે કહ્યું: "તમે જે ખેલ બતાવવાના છો તેમાં હમીરજીનો કોઇ પ્રસંગ બતાવી શકો? ભવાયાએ કહ્યું: "બાપુ, જરૂર બતાવીએ, આપ તો ગ્રાહક છો, અમારે મન એથી રૂડુ શું?"

ગઢમાં હમીરજીનાં બહેનને ખબર પડી એટલે કહેવડાવ્યું કે નાયકને કહેજો કે ભાઈનું નામ મોટું છે, રોટલો મોટો છે તો તેનો પ્રસંગ દેખાડવામાં કંઈ પૈસાની જરૂર હોય તો હું હજાર બે હજાર મોકલું. નાયકે જવાબ મોકલ્યો કે આજ આ પ્રસંગ બતાવવાનો મોકો મળ્યો એ જ લાખું રૂપીઆ છે. અમારે દીહોરનો પ્રતાપ છે. કંઈ જરૂર પૈસાની નથી.

પછી રાત્રે ખેલમાં એક પ્રસંગ એવો બતાવ્યો કે હમીરજીને એવી પ્રતિજ્ઞા હતી કે રોટલા જમવા ઊભા થાય એટલે જેટલા સાથે બેઠા હોય તે બધા એક પંગતે જમે. તેમાં ઊભા થતા હોય અને દસ પંદર મેમાનો પેઘડાં છાંડે તો તેને એ જ ઘડીએ અને એ જ પંગતે સાથે જમાડી દીએ. આ જોઈ ઈડર મહારાજને વિચાર આવ્યો કે આ તો પારખાં લીધાં જેવું. એવે વખતે જવું કે ડાયરો રોટલા જમવા ઊઠવાની તૈયારીમાં હોય અને પચીસ અસવારે રામ રામ કરવા. આ પરીક્ષા કરવાનો મનસુબો ઘડયો.

થોડા દિવસ જવા દઇ પોતે અને પોતાના કામદાર અને ભેળા પચીસ બીજા ઘોડેસવારે લઇ રવાના થયા. વિચાર કર્યો કે દિહોરથી થોડે છેટે સવારમાં પડાવ નાખી રોકાવુ અને બરોબર રોટલા વખતે દિહોર પહોંચવું.

અહીં દિહોરમાં હમીરજીની ડેલીએ દહાની તર જામી ગઇ હોય તેમ ડાયરો જમાવટ લઇ ગયો છે. બબ્બે વખત રેડિયા કસુંબા લેવાઈ ગયા છે અને રોટલા જમવા ઊઠવાની તૈયારી હતી ત્યાં પચીસ ઘોડે જીન કસકસતાં આવે અને ઈડર નરેશ ઊતરી પડયા. હમીરજીને તો મિજમાન જોઈ કસું ગૂટવા માંડી. "અરે ભાઇ આજ તો સોનાનો સૂરજ ઊગ્યો. દિવસ સુધરી ગયો. આજ આપની પધરામણી!" કહી બથમાં લઇ મળ્યા.

ગઢમાં ખબર પડયા. હમીરજીનાં ઠકરાણીએ વિચાર કર્યો કે આજ બરોબર કસોટી છે, પણ ગામમાં ઘરે ઘરે ઘીના તાવડા ચૂલે ચડી ગયા અને ભાતભાતનાં ભોજન તૈયાર થવા માંડયાં. બાએ વાળંદને બોલાવી કહ્યું: "જા ડેલીએ જઇ ખબર દે કે રોટલા જમવા પધારો." વાળંદે કહ્યું: "પણ બા! પચીસ તો મેમાનો છે. હજી તો પેઘડાં છાંડયાં છે. થોડી વાર પછી બોલાવીએ તો અહીં બધુ તૈયાર થઈ જાય." બાએ કહ્યું "તું તારે જઈને કહી દેને! ઠાકોરના ટેક છે. મોરલીધર લાજ રાખશે."

વાળંદે ડેલીએ આવી હાથ જોડી કહ્યું: "બાપુ! પધારો જમવા. રોટલા તૈયાર છે." સાભળતાં ઈડર મહારાજ તો દંગ થઇ ગયા. હમીરજીએ ધાર્યું કે રાજપૂતાણીએ મારી પ્રતિજ્ઞા માટે હિંમત કરી છે.

પણ આટલા બધાનું ઘડીકમાં તૈયાર ક્યાંથી હોય! પણ હવે મોરલીધર...મોરલીધર...આમ વિચારી કહ્યું: "પધારો સહુ જમવા!" તેમ કહી બધા ઊઠયા. ડેલીને પહેલે પગથીએ હમીરજીએ પગ મૂકયો અને એક ચારણે હાકલ કરી, લલકાર્યા:

રતના ઉત પાકયો રિયણુ,
તું પરચાળો પીર;
દિહોર તેં દિપાવિયું,
હાકયમ એક હમીર–૧
ખાડાને ખાબોચિયાં,
તું નદિયુંનાં નીર;
પિવા કજ આવે પૃથી,
તરસ્યાં તારે તીર–૨

હમીરજી પહેલે પગથીએ ઊભા ઊભા કહે છે: "કવિરાજ! આ જ રૂડો દી છે. હું તમને આલાપર ગામ આપું છું."

કવિરાજે બિરદાવવા માંડયા. એક એવો રિવાજ છે કે જ્યાં સુધી કવિરાજ બિરદાવતા હોય ત્યાં સુધી ચલાય નહીં, એટલે પોતે ઊભા રહ્યા. પછી બીજે પગથીએ પગ દીધો ત્યાં બીજે કવિરાજે દુહા કહ્યા:

ખાંડા ધારે ખેલિયો,
ઘોડાથી ઘમસાણ,
દીપક એક દિહોરમાં,
રંગ છે ગોહિલ રાણ–૧
માગેલ મહિપત મોખડે
દરિયા ઉપર દાંણ,
શિર પડયું ને ધડ લડયું.
ઈ તારાં એંધાણ–૨

આમ કવિઓ બિરદાવતા જાય છે. અને પગથીઆં ઊતરતા જાય છે. જ્યાં ડેલીના ચાર પગથીઆં ઊતર્યા ત્યાં ચારણોને ચાર ગામ દીધાં અને જ્યાં ગઢમાં જમવા પૂગ્યા ત્યાં બપોર નમી ગયા. તૈયાર થાળ ઢાંકીને મેલવા પડેલા. સહુ સાથે બેસી બત્રીસ જાતનાં ભોજન આનંદથી જમ્યા પણ ઈડર મહારાજને થયું કે આંટો માથે પડયો. કામદારે ચાલતાં ચાલતાં કહ્યું: "બાપુ! આ તો ફેરો ફોગટનો થયો. જરા ઉતાવળ કરવીથી ને!" ઈડર મહારાજ કહે: "કામદાર! પગથીએ પગથીએ, પૈસો પૈસો ફેંકતો હોય તો તો કહેવાય કે બહુકરણનો અવતાર થયો છો તે હાલ્યને હવે રોટલાનું મોડું થાય છે, પણ જેનો ધણી પગથીએ પગથીએ ગામ આપતો હોય તેને કેમ કહેવાય? તેને તો રંગ જ દેવો જોઈએ." ઈડર મહારાજ પોતાના સગાની દિલાવરી જોઈ ખુશી થયા અને પાછા પધારી ગયા. પણ હમીરજીની કીર્તિ રહી ગઈ.

નામ રહંદા ઠક્કરાં, નાણાં નહીં રહંત;
કીર્તિ કેરાં કોટડાં, પાડયાં નહીં પડંત

*

## દીવાદાંડી બનાવવા માટે....

જેલ જીવનની હાડમારી સહેવા લાયક બનાવવા માટે મોતીલાલજી નેહરુ સખત ફર્સ પર સૂવાની ટેવ પાડી રહ્યા હતા.

સ્વરૂપરાણીએ પૂછયું: "આ શું કરી રહ્યા છો?"

મોતીલાલજી હસતાં હસતાં કહે.

"જેલ જનારાઓના મારે નેતા બનવાનું છે. તો નેતા બનનારે પ્રથમ પોતાની જાતનું નેતૃત્વ કરવું જોઇએ ને? તેની પ્રેક્ટિસ કરી રહ્યો છું."

પ્રકાશ પાથરવા ઈચ્છનારે પ્રથમ પોતાના દિલમાંજ દીવો પેટાવવો જોઈએ ને?

# પશ્ચાતાપ અને પ્રાયશ્ચિત

નર્મદાશંકર હ. વ્યાસ

પશ્ચાતાપ એ પ્રાયશ્ચિત નથી. સાધારણ રીતે લોકો પશ્ચાતાપને પ્રાયશ્ચિત સમજી લે છે, પણ વાસ્તવમાં બે વચ્ચે આસમાન જમીન જેટલો તફાવત છે. બન્નેનો તત્ત્વતઃ વિચાર કરશું તો બે વચ્ચેનો તફાવત સ્પષ્ટ થશે.

બન્નેની પ્રક્રિયા જીવનની જુદી જુદી કક્ષાએ સંભવે છે. પશ્ચાતાપ મનની કક્ષાએ હોય છે, જ્યારે પ્રાયશ્ચિત આત્માની કક્ષાએ, ચૈતન્યની કક્ષાએ સંભવે છે. પશ્ચાતાપ જીવનની ઉપરછલી કક્ષાએ હોય છે અને પ્રાયશ્ચિત જીવનના ઊંડાણમા, જીવન પરિવર્તનની પ્રક્રિયા રૂપે હોય છે. પશ્ચાતાપને કર્મ સાથે સંબંધ છે; પ્રાયશ્ચિતને જીવનના અસ્તિત્વ સાથે સંબંધ છે.

પશ્ચાતાપ કોઈ પણ ખોટું કાર્ય થઈ ગયું તેને માટે હોય છે. કાર્યની સાથે તેનું અનુસંધાન કરવામા આવે છે, જીવનની સાથે નહિ. માનવી પોતે તો સારો માણસ છે, પણ પરિસ્થિતિને કારણે તેનાથી ખોટું કાર્ય થઈ ગયું અને તે માટે તે પશ્ચાતાપ કરે છે. તેમાં કાર્યની ક્ષતિ છે, પોતાની ક્ષતિ નથી. પોતે તો બરાબર છે. જ્યાં સુધી આ ભાવ હોય છે ત્યાં સુધી પ્રાયશ્ચિતનો ખ્યાલ પણ નથી આવતો, પ્રાયશ્ચિત સંભવતું નથી. પ્રાયશ્ચિત તો ત્યારે સંભવે છે કે જ્યારે માનવીને પ્રતીતિ થાય છે કે મારામાં કંઈક ઊણપ છે, મારામાં કંઈક ભૂલ છે, જેને પરિણામે ખોટું કર્મ થાય છે.

સાધારણ રીતે ખોટા કર્મની જોખમદારી માનવી પોતે લેવા નથી માગતો પણ સંજોગો ઉપર તેમજ પરિસ્થિતિ ઉપર નાખતો હોય છે. વાસ્તવમાં તો કર્તાની ઊણપને લીધે, કર્તાની ભૂલને લીધે ખોટું કર્મ થતું હોય છે, પણ માનવીનું મન તે હકીકત સહજ રીતે સ્વીકારવા તૈયાર નથી હોતું.

ત્રણ પ્રકારના લોકો હોય છે. એક તો એ પ્રકારના લોકો હોય છે જેને સદાય બીજાની ભૂલ જ દેખાય છે; બીજો વર્ગ એ છે કે જેને સદાય કર્મની ભૂલ દેખાય છે; અને ત્રીજો વર્ગ એ છે કે જેને પોતાની ભૂલ દેખાય છે. પોતાની ભૂલની પ્રતીતિ થવી એ જીવનની અનુપમ સાધના છે. જે લોકોને કેવળ બીજાની જ ભૂલો દેખાય છે, તેમને તો પસ્તાવા જેવુ પણ કંઈ નથી હોતું. જે લોકોને કર્મની ભૂલ દેખાય છે તે પશ્ચાતાપ કરે છે, પણ પશ્ચાતાપથી આગળ નથી જઈ શકતા. જે લોકોને પોતાની ભૂલ સમજાય છે તે લોકો પ્રાયશ્ચિતમાં ઊતરે છે. અને પ્રાયશ્ચિતમાં ઊતરતાં જ જીવન પરિવર્તનની પ્રક્રિયા શરૂ થાય છે. પ્રાયશ્ચિતને પરિણામે માનવીના અસ્તિત્વની કક્ષા બદલાઈ જાય છે. જ્યારે પશ્ચાતાપ માત્ર મનની કક્ષાએ ઉપરછલો હોઈ તેમાં જીવન પરિવર્તનની પ્રક્રિયા શક્ય નથી.

પશ્ચાતાપ અહંકારને બચાવવાની પ્રક્રિયા છે. ભૂલ પોતાને લીધે નહિ પણ પરિસ્થિતિને લીધે હોય છે, એટલે ભૂલ માટે ક્ષમા માગી લઈ પોતાની જે એક પ્રતિમા છે તેને બચાવી લેવા પ્રયત્ન કરે છે. હું પોતે ક્રોધી નથી પણ સંજોગોવસાત મારે ક્રોધ કરવો પડે છે. આવો ભાવ મનની એક મોટામાં મોટી છલના છે. મન માનવીને પ્રત્યેક પગલે છેતરે છે. પોતાની પ્રતિમા બચાવવા માટે સદાય તર્ક શોધી કાઢે છે.

પ્રાયશ્ચિતનો ભાવ તર્કનો આશરો નથી લેતો. પોતાની જાત પ્રત્યે જે ખરેખર પ્રમાણીક છે તે જ પ્રાયશ્ચિતમાં ઊતરે છે. મનની કક્ષાએ જીવતો માનવી પોતાની જાતને સદાય છેતરતો હોય છે; એટલે તે કદી જીવનના ઊંડાણમાં ઊતરી શકતો નથી. અને જ્યાં સુધી જીવનના ઊંડાણની ઝાંખી નથી થતી ત્યાં સુધી તેના જીવનમાં પ્રાયશ્ચિતની પ્રક્રિયા શક્ય નથી. પ્રાયશ્ચિત વીના માનવીનું ઉર્ધ્વીકરણ થતું નથી. પ્રાયશ્ચિતથી માનવીની આંતર ચેતનાનું પરિવર્તન થાય છે. અને માનવી જીવ મટી શિવ બને છે. પશ્ચાતાપમાં આ પ્રક્રિયા શક્ય નથી. પશ્ચાત્તાપને પ્રાયશ્ચિત સમજી લેવાની ભૂલ ન થવી જોઈએ. પશ્ચાતાપ કથીર છે તો પ્રાયશ્ચિત સાચું સોનું છે.

(હિંડોલ : ૨૨, જાગનાથ, રાજકોટ)

# શ્વેત કુષ્ટ : સફેદ કોઢ : લક્ષણો કારણો અને ઉપચારો

(ગતાંકથી પૂરું)

બાલકૃષ્ણ વૈદ્ય

આપણા વ્યવહારમાં વારંવાર થતા હોય છે. એ અંગે સુશ્રુત કહે છે કે જે માણસનો[1] જઠરાગ્નિ પ્રબળ છે, જે તરુણ વયનો છે, ખૂબ વ્યાયામ અને પરિશ્રમ કરનારો છે, જેના શરીરમાં સ્નિગ્ધતા છે એ આવાં કોઈવાર થતાં અપથ્યોને પચાવી જાય છે. એ જ રીતે જેઓએ એની ધીમે ધીમે સેવન કરીને ટેવ પાડી દીધી છે એને પણ નડતાં નથી. જેમકે મહમદ બેગડો હંમેશાં ઝેર લેતો હતો અને એને સાત્મ્ય થઈ ગયું હતું. જે અપથ્ય અલ્પ પ્રમાણમાં અને કયારેક થતું હોય છે એ પણ પચી જતું હોય છે.

આમ છતાં જે વિરૂદ્ધાહારથી[2] નુકશાન થયું જણાય તેનો ઉપાય વિરેચન અને વમન છે. કારણ કે જેનો ક્ષોભ કે ઉત્ક્લેશ થયો છે એ દોષો બહાર કાઢી શકાયા નથી એને વમન, વિરેચન દ્વારા કાઢી નાખી શકાય છે. શરીર ઉપર જે વિરૂદ્ધાહારની પ્રબળ અસર થઈ હોય એની બધી અસરો શરીર પરથી દૂર કરવા માટે રસાયન પ્રયોગો ચરક અને સુશ્રુત બન્નેએ સૂચવ્યા છે. કાયાકલ્પના પ્રયોગ તરીકે ગણાતા શિલાજીત, આંબળાં, સુવર્ણ લોહભસ્મ વગેરે રસાયન પ્રયોગો શરીરમાં ઊંડે સુધી ગયેલી વિકૃતિઓને પણ દૂર કરે છે.

સૌથી સારો ઉપાય પહેલેથી જ હિતસેવન કરવાની જાગ્રતિ રાખવાનો છે એમ સુશ્રુત કહે છે. અને વારંવાર રસાયન પ્રયોગ કરતા રહેવાની ભલામણ કરે છે જેથી કોઈવાર વિરૂદ્ધાહાર થઈ જાય તો પણ પચી જાય.

વર્ણકર તત્ત્વોનો નાશ કરીને કિલાસ–સફેદ કોઢ કરનારા વિરૂદ્ધાહાર સિવાયના કેટલાંક કારણો આપણા વ્યવહારમાં પડેલાં છે. જેમકે એકદમ ઠંડા પદાર્થો આઈસક્રીમ વગેરે લઈને તરત ગરમ ગરમ ચા કે કોફી લઈએ છીએ. અથવા ચા કોફી લઈને તરત ઠંડો આઈસક્રીમ લઈએ છીએ. એરકંડીશન્ડ રૂમમાંથી સીધા તડકામાં જઈએ છીએ અથવા સખત તડકામાંથી આવીને તરત ઠંડા પાણીમાં પડીએ છીએ, ઠંડું પાણી પીએ છીએ કે એર કંડીશન્ડ રૂમમાં જઈને બેસીએ છીએ. ભય, થાક કે તાપથી નીકળીને તરત ઠંડું લઈએ છીએ. જીવન એવું ઉતાવળું થઈ ગયું છે કે પેટ સાફ કરવા જુલાબ લીધો હોય એના ઉપર ભારે ખોરાક લઈએ છીએ. અથવા ભારે ખોરાક ખાઈને ઉપર પેટ સાફ કરવા જુલાબ પણ લઈએ છીએ. વચ્ચે જરૂરી સમયનું અંતર પડવા દેતા નથી. આપણાં પાચન યંત્રો મૂત્રપિંડો, લીવર, ચામડી વગેરે અંગો એવાં સંવેદનશીલ છે કે ક્રમભંગના આવા અતિચારો તે સહી શકતાં નથી અને ચામડી વગેરે અંગોને સારહીન કરી દે છે. તીખા તમતમતા પદાર્થો ધરાઈને ખાધા પછી તરત તડકો, શ્રમ કે વ્યવાય (મૈથુન)નું સેવન કરવામાં આવે તો પણ આવી જ અસર થાય છે. ઉલટીનો વેગ રોકવાથી થતા ચામડીના વિકારો તો જાણીતા છે. શીત ઉષ્ણનો ક્રમ ન જાળવવાથી તેજોધાતુનો ક્ષોભ થાય છે એની શરીર પર ઊંડી અસર થાય છે.

એક એવા દરદી મળ્યા જેના શિશ્ન ઉપર સફેદ કોઢ હતો. વધારે પૂછતાં જાણવા મળ્યું કે સંતતિ નિયમનના હેતુથી તેઓ સ્ત્રીના આર્તવકાળ દરમ્યાન સ્ત્રી સંગ કરતા હતા. આર્તવકાળ ઝેર બહાર કાઢે છે. એ સમયે સંગ થાય તો અંધતા અને મૃત્યુના બનાવો પણ નોંધાયા છે. આર્તવ રોકવાની ગોળીઓ લેવાની આજકાલ સ્ત્રીઓમાં ફેશન ચાલી છે. શરીરનો કોઈ પણ કુદરતી વેગ રોકવાથી નુકશાન થાય છે. પરંતુ આર્તવ તો ઝેર હોવાથી એનો વેગ

શરીરમાં પાછો ફરતાં અત્યંત નુકશાન કરે છે.

શરીરના બધા ધાતુઓનું પોષણ રસધાતુથી જ થતું હોય છે. પરંતુ જ્યારે રસ દૂષિત થાય ત્યારે રક્ત, માંસ અને મેદ ઉપર પણ એની અસર થાય છે. આ રોગમાં પણ એવું બને છે. પરંતુ આ રોગનું સ્થાન મુખ્યત્વે ત્વચા હોવાથી બીજા ધાતુઓ ઉપર બહુજ ઓછી અસર થાય છે, ફકત વર્ણફેર થાય છે. જેમ કે રસ ધાતુમાં ડાઘ લુખ્ખો સફેદ હોય છે. રક્ત તથા માંસથી ત્રાંબા જેવો લાલ હોય છે. અને મેદથી ડાઘ સ્નિગ્ધ શ્વેત હોય છે. વર્ણફેરથી નામ પણ બદલાય છે. રસ ધાતુમાં રહેલ સફેદ કોઢને અરુણ, રક્ત અને માંસમાં રહેલને કિલાસ અને મેદ સુધી ગયેલાને શ્વિત્ર કહે છે પરંતુ વ્યવહારમાં તો આ ત્રણેય નામો સફેદ કોઢના અર્થમાં જ વપરાય છે. પ્રત્યક્ષ દૃષ્ટિએ સફેદ ડાઘ કફ અને મેદનો હોય છે. એને શ્વિત્ર કહે છે. પિત્ત અને રક્તનો ડાઘ લાલ હોય છે એને કિલાસ કહે છે. અને માંસમાં રહેલા વાયુના ડાઘને દારૂણ અથવા અરૂણ કહે છે એનું સમર્થન ભાલુકિના શ્લોકમાંથી મળે છે એ કહે છે કે [3] આ રોગનું મુખ્ય લક્ષણ શ્વેતતા છે. રોગનું સ્થાન ત્વચા છે અને જેમ ગરમ વસ્તુને સ્પર્શથી જ જાણી લેવાય છે તેમ આ રોગના ડાઘને પણ સ્પર્શથી જ ઓળખી લઈ શકાય છે. કારણ કે નીરોગી ત્વચા કરતાં રોગી ત્વચા સ્પર્શમાં જૂદી જ લાગે છે. સ્પર્શના સંસ્કારથી એ જાણી લઈ શકાય છે. ભાલુકિ દારૂણને માંસાશ્રિત ગણાવે છે. એ જોતાં દારૂણ સંજ્ઞા પણ અર્થપૂર્ણ ઠરે છે. દારૂણ પરિધ્વંસી હોય છે એટલે કે એના ઉપર સફેદ ફોતરી થઈને ખરતી રહે છે. ત્વચા ખરસટ હોય છે. આ લક્ષણો અંગ્રેજીમાં જેને સોરીએસીસ કહે છે તેને વધારે મળતાં આવે છે. તેના સંશોધકો માને છે કે ચામડીના કોષો ઉત્પન્ન થઈને ચામડીના છેલ્લા સ્તરે ૨૧ દિવસે પહોંચે છે અને પોતાનું જીવન કાર્ય પૂરું કરે છે. - પરંતુ કોઈ વિકૃતિને લીધે એ પ્રક્રિયા ઉત્તેજિત થઈને ઝડપી બની જાય છે ત્યારે એ કોષો ૩-૪ દિવસમાં જ છેડે પહોંચી જાય છે અને ફોતરી રૂપે પ્રગટ થઈને ખરતી રહે છે. દારૂણ માંસગત હોવાથી ત્વચાના કોષો નીચેથી ઉપર ત્વચાનું દારણ કરીને ઉપર આવતા હોય તેમ વેગપૂર્વક બહાર આવે છે. આ રોગ મટાડવા માટે એક બાજુથી વર્ણતત્વ ઊભું કરવાનો અને બીજી બાજુથી એની છેડા તરફની ગતિ મંદ પાડવાનો પ્રયાસ કરવામાં આવે તો આ રોગ મટાડી શકાય છે. સૂર્યનાં કિરણો એમાં સહાય કરે છે. એકલા ડાઘ મટાડવાથી નહિં વાયુથી થનારા દારૂણમાં વિષમ વેગ હોવાથી ચામડીના કોષોની છેડા તરફથી ગતિ એકદમ વધે છે.

એથી જ્યારે વેગ ઉપડે છે ત્યારે ધોળી ફોતરી થવાની અને ખરવાની પ્રક્રિયા પણ વધી જતી હોય છે. જ્યારે વેગ શાંત થઈ જાય ત્યારે ફોતરી બનવાની અને ખરવાની બન્ને ક્રિયા બંધ હોય છે. સહેજ આછા લાલ અરૂણ ડાઘ રહે છે.

સફેદ કોઢમાં ત્રણેય દોષો કારણ રૂપે હોવાથી કફ અને પિત્તપ્રધાન ડાઘોમાં પણ વાયુની ઓછી વધતી અસર હોય જ છે એથી સફેદ કોઢમાં પણ વાયુના વિષમ વેગ થોડી પણ અસર કરે જ છે. અને રોગમાં એને લીધે આરોહ અવરોહ થાય છે. લોકો એને અજવાળિયા અંધારિયાં સાથે સરખાવે છે.

સફેદ કોઢની રસ ઉપરાંત[4] રક્ત, માંસ અને મેદ સુધી અસર પહોંચે છે એને લીધે એની અસર આ રોગની સાધ્યાસાધ્યતા પર પણ પડે છે. રસમાં રહેલો રોગ સુખસાધ્ય છે. રક્ત અને માંસમાં ગયેલો રોગ કષ્ટ સાધ્ય છે. મેદ સુધી પહોંચેલો[5] રોગ યાપ્ય છે. એજ રીતે તાજો થયેલો રોગ સાધ્ય છે. રોગ જેમ જૂનો થતો જાય તેમ મટાડવો મુશ્કેલ બનતો જાય છે. નખ, હોઠ, હાથ-પગનાં તળિયાં, ગુહ્ય ભાગમાં થયેલો રોગ મટતો નથી. શરીરમાં બહુ ફેલાઈ ગયેલો રોગ પણ મટતો નથી.

આ રોગ પાપકર્મજન્ય[6] પણ કહ્યો છે. એનો અર્થ એ કે એના ચિત્ત પર રજોગુણ અને તમોગુણજન્ય કામ, ક્રોધ, ઈર્ષ્યા, શોક વગેરેના

આવેગો ઘણા પ્રબળ હોય છે અને જીવમાં અત્યંત ઉત્તાપ હોય છે. એથી માનતા રાખે, સૂર્યના મંત્રો ભણે એ બધું કરે સાથે સાથે ચિત્તની[૭] શાંતિ અને પ્રસન્નતા ઊભી થાય એ માટે ચિત્ત શુદ્ધિના ઉપાયો પણ કરે. અહંકાર છોડીને પ્રેમથી મૈત્રી અને કરુણાના ભાવથી કરેલાં પુણ્યકર્મો ચિત્તશુદ્ધિમાં મદદ કરે છે. પુણ્ય સંચયથી પાપનો ક્ષય થાય છે. અને ચિત્તશુદ્ધિ પણ થાય જ છે. ચરક ચિત્તશુદ્ધિ અને ચિત્ત–સમાધાનને સૌથી મોટું રસાયણ કહે છે.

રોગની ચિકિત્સાનું પહેલું સૂત્ર એ છે કે નિદાન પરિવર્જનં રોગ કરનારાં કારણોનો ત્યાગ કરવો. પાપકર્મથી ચિત્ત પાછું વાળવું એ પહેલું કાર્ય થયું. બીજું કારણ ત્વચા સારહીન થઈ છે એને ફરી સારયુક્ત કરવી. આગળ કહેવાયું છે કે ત્વચાનો સાર એ જ રસધાતુનો સાર છે. રસધાતુને સારયુક્ત કરવા માટે પાચન સુધારવું. સફેદ કોઢના રોગીઓને મોટે ભાગે વિદગ્ધાજીર્ણ હોય છે. ખાટા ઘચરકા આવે, ખાટી ઉલટી થાય, પેટમાં દાહ થાય, ભૂખ્યા રહી ન શકાય અને ખાધું પચે નહિ. આ સ્થિતિ લાંબા વખતથી હોય છે. કફપ્રધાન હોય એનો અગ્નિ મંદ રહે છે એથી ખાધેલું પેટમાં પડી રહે છે અને એમાં આથો આવીને આગળ ચાલે છે. ઝાડામાં ચિકાશ અને કબજીઆત રહે છે અને પેટ ભરેલું જ લાગે છે. વાયુવાળાને કયારેક એકદમ સારું લાગે, તો કયારેક ભૂખ જતી રહે, ખાધું પચે નહિ એવી વિષમતા રહ્યા કરે. એને પણ કબજીઆત રહે, મળમાં ચિકાશ રહે અથવા મળ સૂકાઈ જાય. કયારેક ઝાડા પણ થાય. દોષ જોઈને પાચન સુધારવા પહેલો પ્રયાસ કરવો. પાચન સુધારવા માટે જરૂર લાગે તો એકાદ બે ઉપવાસ કરવા. થોડા દિવસ ફળો–ભાજીના અને મગના સુપ ઉપર રહેવું. તેલ મરચું અને બને તો મીઠું પણ બંધ કરવુ. ખાટા, ખારા, તીખા પદાર્થો જીભના સ્વાદ માટે બહુ લીધા હોય એની અસર રસ, રક્ત બધાં પર થઈ હોય છે. જીભમાં સ્વાભાવિક અમીનો સ્વાદ આવવા દેવો. આમાં લસિકાની દુષ્ટિ હોતી નથી એટલે ગળપણ બંધ કરવાની જરૂર નથી પણ ઓછું કરવું જ.

ત્યાર પછી શોધન આવે છે. રોગનાં કારણરૂપ બનેલા વિરૂદ્ધાહાર કે એવી ભૂલોથી ક્ષુભિત થયેલા દોષો શરીરમાં બહાર નીકળ્યા વિના સંઘરાયા હોય છે તેને વિરેચન[૮] દ્વારા કાઢી નાખવા જો પંચકર્મની રીતે સ્નેહન સ્વેદન કરીને વમન, વિરેચન, બસ્તિ, નસ્યકર્મ વગેરેથી પૂરું સંશોધન કરી લેવાય તો ઉત્તમ; પણ એ અનુકૂળતા ન હોય તો કફના પ્રાધાન્યમાં પકાવેલી હળદરનું ચૂર્ણ, ચિત્રકમૂળનું ચૂર્ણ અને હરડેનું સેવન કરાવવુ. પિત્તના પ્રાધાન્યમાં આરોગ્યવર્ધની અથવા શેકેલાં કડુનું ચૂર્ણ અથવા ત્રિફળાચૂર્ણ આપવું. વાયુ પ્રધાન હોય અને સાથે કફ હોય તો સૂંઠ કે ચિત્રક મૂળના ઉકાળા સાથે એરંડિયું આપવું. વાયુ સાથે પિત્ત હોય તો અમૃતારિષ્ટ અથવા ગળોના સ્વરસ કે ઉકાળા સાથે એરંડિયું આપવું. થોડા દિવસ આ પ્રમાણે કરવાથી કોઠો શુદ્ધ થશે. વધારે વખત પણ ચાલુ રાખવાથી નુકશાન નથી.

ત્વચામાં વર્ણ પાછો લાવવા માટેનું ઉત્તમ ઔષધ બાવચી છે. બાવચીના છોડ ઊભે વગડે થતા હોય છે. એ સસ્તી છે. એનાં બીયાંમાં એવું તેલ રહેલું છે જે વર્ણકર કોષોને ઉત્તેજે છે, રક્તની શુદ્ધિ કરે છે, મળ મૂત્ર સારું લાવે છે, શક્તિ પણ આપે છે. સફેદ કોઢ મટાડવાની જે મોટી મોટી જાહેરખબરો આવે છે તેઓ મોટે ભાગે બાવચીનાં બીજ અથવા એનું તેલ અથવા બન્ને મોકલતા હોય છે.

બાવચી ઉષ્ણવીર્ય છે. એટલે ઉનાળામાં કે પિત્તની પ્રકૃતિવાળાને આપવાથી કોઈને ઉલટી થવા જેવું થાય છે. એથી પિત્તવાળાએ એકલી બાવચી વાપરવી ઠીક નથી. લીંબડાના પંચાંગ–અંતરછાલ, પાન, ફુલ, લીંબોળીનાં મીંજ અને મૂળની છાલ સાથે બાવચી આપવી. ખેરનો સાર અથવા એનું ચૂર્ણ મેળવવાથી બાબચી ઝડપથી

કામ કરે છે. ત્રિફળાં, જેઠીમધ અને માક્ષિક ભસ્મનું બનાવેલું માક્ષિક સોમામૃત મેળવવાથી ચામડીનો સાર વધે છે. પેટમાં દાહ રહેતો હોય, ત્વચા બહુ નબળી હોય તો એમાં શતાવરીનાં મૂળનું ચૂર્ણ પણ મેળવી શકાય.

કફપ્રધાન રોગમાં બાવચીની સાથે હળદર, અરડુસીના પાન અને માક્ષિક ભસ્મ ઉમેરવાં. અગ્નિમાંદ્ય વધારે હોય તો ચિત્રકમૂળનું ચૂર્ણ ઉમેરવું.

વાતપ્રધાન રોગમાં ગળો, વાવડીંગ, ચોપચીની, ઉપલસરી, એરંડમૂળ, બીયો અને સીસમના ચૂર્ણ સાથે બાવચી મેળવીને લેવી.

જ્યાં બે દોષોનું પ્રાધાન્ય હોય ત્યાં આમાંથી જે જે ઔષધો દોષાનુસાર ભેગાં કરવા પડે તે કરી શકાય છે.

કૃમિ પણ ઘણીવાર અજીર્ણના મૂળમાં હોય છે એ દૂર કરવા માટે વાવડીંગ, પિતપાપડાનાં બીજ, કાંચકા, અને કપિલાનું ચૂર્ણ મેળવીને થોડા દિવસ લેવાથી કૃમિ દૂર થાય છે અને અજીર્ણ વિકાર મટે છે.

ઘણીવાર રસદુષ્ટિના મૂળમાં જૂનો મરડો આમાતિસાર હોય છે. એ માટે કડાછાલ, ઈંદ્રજવ, કાળીજીરી, હરડે, કરિયાતું અને લીંબોળીનાં બીજ ભેગાં કરીને લેવાથી મરડો અને રક્તદુષ્ટિ બન્ને મટે છે. ચામડી નીરોગી બને છે.

ડાઘ ઉપર લગાડવા માટે બાવચીનું તેલ, લીંબોળીનું તેલ અને કરંજનું તેલ મેળવીને લગાડવાં અથવા બાવચી સાથે હળદર, ખેરસાર અને સોનાગેરૂ પાણીમાં કાલવીને લગાડવાં. બાવચી, રસવંતી અને સોનાગેરૂ પણ મેળવીને પાણીમાં લગાડી શકાય.

આ ઉપચારો એકાદ માસમાં પરિણામ આપવા લાગે છે. ઉપર લખેલી દવાઓ ખાઈને સવારના તડકે બેસવાથી ડાઘ ઉપર જલદી અસર થાય છે. બાવચીનું તેલ લગાડીને તડકે બેસવાથી પિત્તપ્રકૃતિવાળાને તરત ફોલ્લા ઊઠે છે. ફોલ્લાનું પાણી કાઢી નાખીને લીલી કોથમરી વાટીને ત્યાં મૂકવી. રૂઝ આવી જશે અને વર્ણ પણ આવશે, હળદર, લીંબડો. પટોળ, કડુ, વજ, રક્તરોહિષ, જેઠીમધનો કવાથ કફપિત્તજન્ય રોગ મટાડે છે.

કેટલાક પ્રયોગો શાસ્ત્રોમાંથી મળે છે એ પણ અહીં નોંધીએ છીએ.

મૂળાનાં બીજ અને બાવચીનાં બીજ ગોમૂત્રમાં લઢીને લગાડવાં.

ગધેડાનું અસ્થિ બાળીને ગાયના રક્ત સાથે મેળવીને લગાડવું, હાથીના મૂત્ર સાથે નીલોત્પલ લગાડવું. નીલોત્પલ–શ્યામકમલ કુષ્ટ અને સૈંધવ સાથે પણ લગાડાય છે હાથીના ચામડાની મશી તેલમાં મેળવીને લગાડવી. રસવંતી ગોમૂત્રમાં મેળવીને લગાડવી તેમજ પીવી. પટોલનું મૂળ, ઈંદ્રામણીનું મૂળ, ત્રિફળાં, ત્રણેય એકેક તોલો ત્રાયમાણ અને કડુ અર્ધો અર્ધો તોલો અને સુંઠ પા તોલો ઉકાળીને, ઠંડું થયે મધ સાથે પીવુ.

ખેર, લીંબડા ગળો, દેવદાર, હળદરથી ઘી પકાવીને પીવુ. વાતપ્રધાન કુષ્ટ મટે. હરડે, સુંઠ, પીપર, મરી, ચવક, ચિત્રક અને ગોળ ભેગાં કરીને એક મહિના સુધી લેવાં. કફ અને વાયુનો શ્વિત્ર મટે. બેડાં અને બાવચી ભેગાં કરીને એનો ઉકાળો પીવો, તડકે બેસવું, એથી ડાઘ ઉપર ફોલ્લા ઉઠશે તે ફોડીને પાણી જવા દેવું. છાશ અને ભાત અથવા છાશ અને રોટલી ત્રણ દિવસ મીઠા વગરનું ખાવું. ભાંગરાને તેલમાં શેકીને લોઢાના વાસણમાં રાખીને ખાવો અને ઉપર બીયાથી પકાવેલું દૂધ પીવું. આવા અનેક પ્રયોગો છે.

ખનીજ ઔષધોમાં ગંધક શુદ્ધ કરીને તેને રક્તશોધક ઔષધોની ભાવના આપીને બનાવેલો ગંધક રસાયન વપરાય છે. હરતાલ શુદ્ધ કરીને તેના યોગો ખાવામાં તેમજ લગાડવા માટે બીજાં ઔષધો સાથે યોજવાડી

તરીકે વપરાય છે અને ઝડપી પરિણામ આપે છે. હરતાલ બીજા ઔષધો સાથે મેળવીને ડાઘા ઉપર લગાડવાથી થોડા સમયમાં નવી ચામડી આવે છે. પણ અંદરની પૂરી શુદ્ધિ થયા વિના એ સુધારો ટકતો નથી.

મહર્ષિ અણ્ણાસાહેબ પટવર્ધને શ્વેત કુષ્ઠ માટે જે ઉકાળાથી બહુ સારું પરિણામ મેળવેલું તે ઉકાળામાં ગળો તો. ૧, જેઠીમધ તો ૧, લીમડાનાં પાન ૨૨, સારોડી માસા ૪, ધમાસો મા-૧, એરંડ મૂળ મા-૩, ભોરીંગણીનાં મૂળ મા-૩, સૂંઠ મા-૪, વાવડીંગ મા. ૬, કડુ મા-૩, કરિયાતું મા-૬, મજીઠ મા-૩, દારૂ હળદર મા-૪, હીમેજ મા-૩, પદ્મકાષ્ઠ મા-૩, ધાણા મા-૬, નાગરમોથ મા-૪ – આનો ઉકાળો વિધિપૂર્વક તૈયાર કરીને તેમાં બાવચી તો-૧ અને અરડુસીનાં પાન નં-૨ વાટીને એની ચટણી કરીને મેળવવી અને એ રીતે ઉકાળો પીવો. કફ અને મેદના ડાઘામાં જલદી લાલાશ આવતી નથી અને લાલ રંગ આવે એ પછી નવા વર્ણના અંકુરો આવવા માંડે છે. એ માટે ચિત્રકમૂળ અને બાવચી ગોમૂત્રમાં લઢીને લગાડવું. પિત્તમાં બાવચી સાથે લાખનું ચૂર્ણ મેળવીને લગાડવું. ખદીરઘૃત, નિંબઘૃત, દાર્વીઘૃત અથવા પટોલઘૃત પિત્ત–પ્રધાન પ્રકારોમાં ગુણ કરે છે. ખેર અને દેવદારના ઉકાળામાં મધ મેળવીને લોહપાત્રમાં પેક કરીને મૂકી રાખવું. એમાં ત્રિફળાં, એલચી, તજ, તમાલ-પત્ર, મરી અને નાગકેસર મેળવવાં. એથી જે આસવ તૈયાર થશે તેને ધાતુઓ ઉપર થયેલી અસર દૂર કરવા માટે અને એને પુનઃ સારયુક્ત કરવા માટે રસાયન પ્રયોગો બહુ જરૂરી છે. એમાં કેટલાક પ્રયોગો તો આ રોગ માટે ખાસ છે. ખેરના ઝાડનાં મૂળમાં છેદ કરીને આજુબાજુ અગ્નિનો ભઠ્ઠો કરવો. એથી એ છેદમાંથી રસ ઝરશે તે ઝીલી લેવો. એ રસ સાથે આંમળાનો રસ અને મધ-ઘી સાથે મેળવીને રોજ ચાટવાં. ખેરનું મૂળ શક્ય ન હોય તો ખેરનો ઉકાળો કરીને સોળમા ભાગનું પાણી રહે ત્યારે આંબળાંનો રસ, મધ અને ઘી મેળવીને લેવું.

શિલાજિતનો પણ રસાયન તરીકે પ્રયોગ કરવામાં આવે છે. ખાખરાના થડને કાપીને જમીનમાં રહેલા ભાગમાં ખાડો કરી તેમાં લીલાં આંબળાં ભરવાં, ફરતો અગ્નિ આપવો. એથી ખાખરાના થડમાં આંબળાં બફાઈ જશે. આંબળાં બહાર કાઢી લઈને મધમાં મૂકી રાખવાં. એ આંબળાં ખાવાથી એક વૃદ્ધ માણસ જેને આખે શરીરે સફેદ કોઢ હતો અને વાળ પણ ધોળા થઈ ગયેલા એના વાળ કાળા થઈ ગયેલા. આ પ્રયોગ બીજી વખત કરવાથી ચામડી ઉપર પણ અસર થશે એવી ધારણા હતી. પરન્તુ એમનું એ દરમ્યાન અવસાન થતાં પ્રયોગ બંધ રહ્યો.

વિડંગ તંદુલનો રસાયન પ્રયોગ ઝંડુ ભટ્ટજી કરાવતા. ખેર, અસન(બીયો), લીમડાનાં પંચાંગ અને ગરમાળો એ ચારેયનો ઉકાળો કરીને એનું ઘન બનાવવું, એમાં મધ અને ઘી મેળવીને સાંજે ચાટવું એથી પણ સફેદ કોઢ મટે છે–રસાયન તરીકે કામ કરે છે. તેને મન્થાસવ કહે છે. એ કિલાસ મટાડે છે અને વાયુનું પણ શમન કરે છે.

ભિલામા પણ રસાયન ગુણ ધરાવે છે. કિલાસમાં કાળા તલનું તેલ, ભિલામાનું તેલ આંબ-ળાંનો રસ, સાલ સારાદિ ગણનાં ઔષધોનો કવાથ, ત્રિફળાં,સૂંઠ, પીપર, મરી, ફાલસાંની મજની, વાવડીંગ, ચિત્રક, બાવચી, હળદર, દારૂ હળદર, નસોતર, ઈંદ્ર-જવ, જેઠીમધ, અતિવિષ, પ્રિયંગુ એ બધાંના કવાથમાં ઘી પકાવીને મધ સાથે લેવું અને મગ આંબળાંનો યુષ, ઘી, અને ખેરના પાણીમાં પકાવેલા ભાત ખાવા આપવા. ખેરથી પકાવેલું પાણી જ પીવું. એથી પણ કિલાસ અને કુષ્ઠ મટે છે. ખેર અને સીસમના ચૂર્ણનો ઉકાળો કરીને એનો બનાવેલો આસવ પીવો.

રસાયન પ્રયોગો અને સફેદ કોઢના અન્ય ઉપચારો ચાલતા હોય ત્યારે મીઠું, ખટાશ, તેલ, મરચુ બંધ કરવાં જોઈએ. કેટલાક દૂધનો નિષેધ કરે છે. કુષ્ઠમાં લસીકાની દુષ્ટિ પણ હોય છે અને દૂધ કલેદ વધારનારું છે. એથી કુષ્ઠમાં દૂધ હિતાવહ નથી

પરંતુ સફેદ કોઢમાં લસિકાની દુષ્ટિ હોતી નથી અને રસાયન પ્રયોગોમાં તો દૂધ આવશ્યક ગણ્યું છે. ઉજાગરો, તડકો, દિવસે સૂવું એ બધાં છોડવાં જોઈએ. કોઈની સાથે કલેશમાં તો ન જ ઊતરવું. જે ચોખા ચોમાસામાં પાકે છે તે પિત્ત કરે છે પરંતુ ઘઉંની જેમ જે શિયાળામાં પાકે છે તે બળ આપે છે અને પિત્ત કરતા નથી. આપણા દેશમાં આ રોગનો અનુભવ પ્રાચીન કાળથી સંઘરાતો આવ્યો છે. અનુભવસિદ્ધ ઉપચારો શાસ્ત્રો ઉપરાંત લોકોમાં પણ પ્રચલિત હશે. અહીં દર્શાવેલા ઉપચારો શાસ્ત્ર અને અનુભવ બન્નેમાંથી લીધેલા છે.

કુશળ વૈદ્યોની દેખરેખ નીચે રોગ મટાડવો જ છે એવા દૃઢ સંકલ્પ અને શ્રદ્ધાપૂર્વક પથ્ય પાલન કરીને પ્રયત્ન કરવામાં આવશે તો રોગ અવશ્ય મટશે. શાસ્ત્ર કહે છે કે અસાધ્ય રોગો પણ રસાયન, જપ, તપ અને સિદ્ધપુરુષોની કૃપાથી મટે છે.

(શ્રી બાલકૃષ્ણ વૈદ્ય : ઉપાશ્રય શેરી : ચાંદી બજાર : લાલબાગ સામે : જામનગર)

**પાદટીપ :**

૧. સુશ્રુત સૂત્ર ૨૦–૨૧

૨. સુશ્રુત સૂત્ર ૨૦–૨૧

૩. संस्कारात् सहजात् स्थान दोषात् श्वेत तयाऽपि तत्। किलासमभिविज्ञेयं संस्पर्शादिव दाववत्॥ दारुणं ततु विज्ञेयं मांसधातु समाश्रितम्। मेदः श्रितं भवेच्छवेतं तथा श्वित्रं निरूच्यते ॥
सुश्रुत नि. ५. १७ नी टीका.

४. दोषे रक्ताश्रिते रक्तं ताम्रं मांसाश्रिते ।
श्वेतं मेदः श्रिते चित्रं गुरू तच्चोत्तरोत्तरम् ॥
चरक चि. ७–१७४

५. तेषु संबद्ध मंडल मनोजातं
रक्तरोमचासाध्यमग्निदग्धं च ॥
सुश्रुत नि. पू–१७

६. कर्मभि : पापरेकोस्य प्राहु: कुष्टस्य संभवम् ।
सुश्रुत नि पू–३०

७. चरक चि. ૧–૪–30–3૧

८. विरुद्धाशनजात रोगान् प्रतिहन्ति विरेचनम् ।
वमनं शमनं चैव पूर्वं वा हितसेवनम् ॥
सुश्रुत सूत्र २० १०६

*

## શું બદલો લઈશું ?

વરસાદના દિવસો હતા. ઘરના છાપરામાંથી ઘણું પાણી ગળતું હતું. તેથી એક માણસ જાતે છાપરા પર ચઢી તે રોકવા પ્રયત્ન કરી રહ્યો હતો. બિચારાનો પગ લપસી ગયો અને તે રસ્તા પર પડયો. નીચે રસ્તા પરથી એક ફક્કડ માણસ જઈ રહ્યો હતો. તેના પર બિચારો એકાએક પડયો. તે ફક્કડ માણસને ઈજા તો થઈ, પણ તેથી યે વધુ તો તેના કપડાં બગડયાં એ તેનાથી કેમ સહન થાય ? તેણે ન્યાયાધીશ પાસે જઈ ફરિયાદ કરી. ન્યાયાધીશે એ ફક્કડ આદમીને કહ્યું 'આ ગરીબ માણસને પણ ઈજા થઈ છે, માટે એને ક્ષમા કરો !' એ માણસે અભિમાનથી જવાબ આપ્યો : આ ન્યાયની કચેરી છે. હું ધર્મનો ઉપદેશ સાંભળવા નથી આવ્યો. હું ન્યાય માગું છું !' ન્યાયાધીશે ગંભીર મુખમુદ્રા ધારણ કરી ફેંસલો આપ્યો; 'ગરીબ માણસ ગુનેગાર છે. તેને સજા થવી જ જોઈએ. એથી મારું ફરમાન છે કે આ ઉજળા કપડાંવાળો માણસ ઘરના છાપરા પરથી આ ગરીબ માણસ પર પડે, સંભવ છે કે માણસનું ઘર બહુ ઊંચું હોવાથી ગરીબ માણસને વધુ ઈજા થાય. જો ખરેખર એમ થશે તો ફરીથી ન્યાય કરવો પડશે. એથી એણે સાવધાનીપૂર્વક પડવું જરૂરનું છે !'

—કાકાસાહેબ કાલેલકર

# બે કહેવત કથાઓ

(વાત કહેનાર ગૌરીબેન : સરધાર સં. જયંતીલાલ દવે)

એક હતો બ્રામણ. બ્રામણ હતો ગરીબ. પૂરું થાય નહિ, દીકરિયાળું ઘર, બ્રામણને થ્યું "ક્યાંક જાઉં, કાંઈક કમાઉં, આ દીકરિયુંને વરાવવી પડશે, પૈણાવવી પડશે, કાલ સવારે ટાણાં ઉપર ટાણાં આવશે." બ્રામણે તો ખભે ખડિયો ને પાઘડીમાં ટીપણું નાખતાકને રમકાવી મેલ્યા. એક ગામ ને બીજું ગામ કરતાં કરતાં તો અઘોર વન આવ્યું. તોય આ તો ધીમો ધીમો વન વીંધતો કેડીએ કેડીએ હાલી નીકળ્યો. આ બ્રામણ જાતો હશે, ત્યાં તો સાવઝની ગરજના સંભળાણી. આણે તો હિંમત કરીને પડખેના નેરામાં ડોકું કાઢ્યું, ત્યાં એક સાવઝ પડયો પડયો લોચે. પગમાં મોટો કાંટો ખૂંતી ગ્યો હશે, તે પીડાનો પાર નો. બ્રામણને દયા આવી. નેરામાં ઊતરી, સાવઝને પડખે ચડી, પગ દબાવીને કાંટો કાઢી નાખ્યો. સાવઝ કયે, "હાલો મારી હાર્યે. મારા ભોંયરામાં ઘણું છે. લઈ જાવ." બ્રામણને સાવઝે ઊપડે એટલું ધન દીધું. ઈ લઈને ઘેર આવ્યો.

બ્રામણે પાછા આવીને ઘર ચણાવ્યા છે, ખાય છે, પીવે છે, ને લે'ર કરે છે વારે વારે બ્રામણી તો બ્રામણને કયે, "જાવ તમારા ભાઈબંધ પાંહે !"

આ તો જઈ જઈને લઈ આવે. આમ કરતા કરતા દીકરીને કન્યાકાળ આવ્યો. બ્રામણે તો લગન લીધા છે. બ્રામણી કે' છે, જાવ તમારા ભાઈ બંધ પાંહે. સાવઝે ખૂબ દીધું. બ્રામણી કયે, "ના. કન્યાદાન સાવઝ પાંહે દેવડાવવું છે. ઈ તમારા ભાઈબંધને તેડીને જ આવો."

બ્રામણ કે' "ઈ નો આવે !"

બ્રામણી કયે, "ના, તમે જાવ ને જાવ !" બ્રામણ તો પોગ્યો વનમાં. સાવઝને કયે, 'તમે પધારો ને પધારો !"

સાવઝ તો આવ્યો. જબરી મોટી ગાદી બનાવી. એના ઉપર વનરાજ બેઠા છે.

હવે બા'રગામથી જાન આવી ગઈ છે. સામૈયા થ્યા છે, પણ વર જયાં માંડવામાં આવે છે, ત્યાં તો સામો સાવઝ ! — જમાઈ તો સાવઝને જોતાં જ ભાગ્યો.

માંડવાવાળા તો ગ્યા જાનૈયા પાંહે. તમારો દીકરો ગાંડો થૈ ગ્યો લાગે છે, માંડવામાંથી જ ભાગે છે. આવું હતું, તો અમને કેવું'તું તો ખરું !

વરનો બાપ કયે, "મારો દીકરો ડાયો છે. એમાં તો કાંઈ કે'વાપણું નથી, પણ માંડવા વચ્ચે સાવઝ છે, યાંથી તો ભલભલાય ભાગે. ઈ કાંઈ કોઈનો કાકો થાય છે ?"

કન્યાનો બાપ કયે, "એમાં બીવાનું શું છે, ઈ તો મારો કૂતરો છે !"

સાવઝ આ સાંભળી ગ્યો. હાડોહાડ લાગી ગઈ. કે "માણસ સાથે સંબંધ રાખ્યાનું આ ફળ ! મેં અપૂર્યા પૂર્યા, તયેં મને કૂતરો ઠેરવ્યો. બામણને મારી જ નાખું." બધાં ય પગમાં પડયા. "માફ કરો !"

સાવઝ કયે, "ભલે હું હવે રહું નહિ. પણ હવેથી ચોરીમાં મારું ચીતરે ય કરશો નહિ !"

ત્યારથી ચોરીમાં સાવઝ ચીતરાતો નથી.

*

શ્રાવણ મહિનો આવ્યો. ભાઈને એમ થ્યું કે હાલને બેનને ઘેર જાઉં. ભાઈ તો બેનને ઘેર ગ્યો છે.

બેનને ઘેર ભાઈ<br>
સાસુને ઘેર જમાઈ.

આ તો શી વાત. પણ બેન તો એવી વાતુડી એવી વાતુડી કે જુલમની વાતુડી ! વાતું જ કર્યા કરે પણ ખાવા પીવાનું જે સીતારામ ! ભાઈ પણ બોલકણો. ઈ કયે : "બેન, તારી વાતું તો ખૂટતી જ નથી. પણ મને તો હવે ભૂખ લાગી છે !"

બેને તો ઘઉંની ઘૂઘરી બાફી નાખી. 'હાલ્ય, ભાઈ, બેહી જા જમવા." ખાંડ, ઘી, દૂધ, ને ઘૂઘરી તો ખાધા, પણ પાછો બોલ્યા વગર નો રયો, કે "બેન, આ ઘૂઘરીમાં શું ?" બેન કયે, 'ઘૂઘરી ઘઉંમાંથી થાય, શીરો, લાપસી, સેવ, લાડવા, રોટલી ઈ એય ઘઉંમાંથી જ થાય ને ? ઘૂઘરી જ ખરી. બધું ય ઘૂંઘરીમાંથી જ થાય !"

હવે વખત વખતનું કામ કરે છે. બેનને ઘેર મોહાળું આવ્યું. ભાઈ તો ગ્યો છે મોહાળું કરવા. બેન જોયું કે ભાઈ તો કાંઈ લાવ્યો જ નથી. બેઠી બેઠી રહ રહ રોવે.

મોહાળા વખત થૈ ગે.
કે "મોહાળા ભરો !"

પાડોશી કે', ઘરનાં કે', પણ મોહાળા ભરવા કયાંથી ? ભાઈ તો બેનને કે' છે, "બેન, મોહાળા ભરો !" બેનની આંખમાં આંસુડા મા'તા નથી. બાપુ, મારે સાડલે મોહાળા ભરું ? મારે લૂગડે તમને મોટાં કરવાં ? બેન તો મનમાં મુંઝાય.

બેન કયે, 'ભાઈ, ઓરો આવ્યને. છોકરો કયે, "ફૈબા કેમ રોવે છે ?"

બાપા કયે, "ફૈબા તો હાડે રાંક છે, એટલે રોવે."

બેન કયે, "ભાઈ મોહાળામાં શું ભરશો ?" ભાઈ કયે, 'આ ખડિયામાં છે મોહાળું ! બેને તો ખડિયામાં જોયું તો કપાસ ! "અરે ભાઈ, આમાં તો કપાસ છે !" ભાઈ કયે 'બેન, કપાસમાંથી બધું ય થાય. જે પે'રવું હોય, ઈ વણાવજે, ને છપાવજે અમને શું ખબર્ય કે તમને શેનો શોખ છે ?'

બેન એવી સઘરી
કે હું ગયો તઈં રાંધી ઘૂઘરી
અને કર્યો તપાસ
મામેરામાં લાવ્યો કપાસ.

હવે બેન રોવે ઈ ખોટું. ઘઉંમાંથી બધું ય થાય, એમ કપાસમાંથી બધું ય થાય.

બેન તો પસ્તાણી. "હવે ભાઈ, હું ઘૂઘરી કોઈ દિ' નૈ કરું"

આ ભાઈએ તો છૂટક છૂટક પે'રામણી કરવાને બદલે રૂપિયા બે હજાર રોકડા મામેરામાં આપી દીધા.

મોહાળું માથે ચડાવ્યું. તડીંગદાર તડીંગદાર કરતું મોહાળું આપ્યું ઘેરે. ફરીવાર લાપસિયું રાંધિયું.

આનંદ મંગળ થૈ ગ્યાં.

"ભાયું ! કોઈ કપાસ લઈને જાશોમા !"

❋

પૃ. ૧૫૨થી ચાલુ]

બઝાતી નથી, સંસારમાં એ આસક્ત થતો નથી અને ધર્મનું પાલન કરતાં કરતાં સંસારના કામો નિષ્કામ ભાવે કર્યે જાય છે. ભાઈ, આ એક સીધી સાદી વાત છે, અને સૌ સમજે તો સંસારનાં અર્ધાં દુઃખો ઓછાં થઈ જાય."

"આપની આ સીધી સાદી વાત સાંભળીને મને ઘણું ભાન થયું છે." ભક્તે કહ્યું, અને સંત કબીરની પાછળ ધીમે ધીમે ચાલવા લાગ્યા.

–અને એણે જોયું કે સંતના માથા ઉપર સતત આગ બળતી હતી.

# સજાણ વિછોયાના દુઃખના દુહા (મરશિયા)

ભવ ભવ ગોત્યે ભટકતાં, ન જડે જોડીદાર;
જાકી હેડી હલ ગઈ, તાકા બુરા હવાલ.

ડુંગર ઉપર દવ જલે, ખન ખન જલે અંગાર;
જાકી જોડી હાલ ગઈ, તાકા બુરા હવાલ.

જેની ભાંગે જોડ, એને માયાની મીઠપ નહિ;
કાગા વાતું કોડ, પંડને સુખ ન પાલવે.

ખીમરા મોટી ખોડ, માણુસને મરવા તણી;
બીજી લાખ કરોડ, ઈ જેવી એકેય નહિ.

મળશે કોઈ દિન માનવી, દેશ વિદેશ ગિયાં;
વો સાજણ નહિ સાંપડે, ધરતી ઢંક થિયાં.

આવેલ દનડા જાય, પાછા પાલવશે નહિ;
મચ્છ મહાજળમાંય, કર વછૂટ્યું વેરડા.

આંબેથી ઊકેલ, બાવળ મન બેસે નહિ;
ચંદનના ચૂકેલ, વન કોઇ વિસામો નહિ.

લાગી હત જો લા, તો તો આડા ફરીને ઓલવત;
પણ દલડે લાગ્યો દા, આતો હડેડયો ડુંગર હેમીઆ.

જળ ઊંડાં બેડી જાદરી, કાંઠો નવ કળાય;
જેના ખૂટલ ખારવા, એને વા પણ કવા વાય.

આભે સધું ગૂટિયું, નવાણુ નોધારાં થિયાં;
વાયલ વા કવા, તે અરહો જળ ઊંડાં થિયાં.

કેનાક પાડે કેનાક પોઠિયે, કેનાક ગાડાં ભરાય;
અમારા દરિયે વીંઝરા, દખનાં વહાણુ ભરાય.

વીંઝણુશી આ વહાણુ, દરિયે હાલે ડોલતાં;
એને નહિ નેજો નિશાણુ, નાવ ફીસે નાંગળિયે ?

જેમ વરસે છે મેહ, જુઆ મસાણુ ઉપરે;
દુઃખે દાઝી દેહ, નહિ પાણી એને ઓલવે.

કાં ટૌકે ગરજ છ મોર ! ગોખે ગરવાને ચડી;
કાળી કાળજ કોર, પીંજર દાઝયો પાણીએ.

કોઈ વખૂટલ વહાણુ, સંધ આરો સૂઝે નહિ;
મધદરિયે મેરાણુ, બારે બૂડયાં બાનરા.

ગર સળગી ગજબ થિયો, સળગ્યાં સાતે વન;
લાખું બાળ્યાં લાકડાં, બથું ભરીને બાનરા.

કાપડ ફાટયું હોય, એને તાણો લઈને તૂણીએ;
કાળજ ફાટયું હોય, એને સાંધો ન મળે સૂરના.

વાછરડું વાળા, ભાંભરતું ભળાય;
થર આતમ નો થાય, પરસ્યા વિણુના પોરહા.

દલને ડામણુ દઇ, ઊભું ઊંટ વારે;
રિયું રાડયું દિયે, પાદર તારે પોરહા.

દેયું દિયાડે, સાચવતાં સોનાંજી;
રોળાણી રાખોડે, પાદર તારે પોરહા.

ઊડી મન અંબર ચડે, ચકવાં જી સદાય;
કફરી રાત કળાય, પોહ ન ફાટે પોરહા.

હૂતું તે હરાવિયું, ખજીનો બેઠો ખોઈ;
કામણુગારું કોઈ, પાદર તારું પોરહા.

ઘેરા મળે ઘણા, રામડા રોઝાંના !
મરગ્યાસું મેળા, સરજ્યા લાધે સૂરના.

રાતુંને રંગે, ભમતી હું ફૂવા ભરું;
નેણાને નીરે, સાયર છલીઆ સૂરના.

સારડિયું સગા, પંડયમાં જઈ પૂગિયું;
વલાસ્યું વલહા, ખણુ ખણુ સંભરે ખીમરા.

ગયું લાગિયું ગુઢાણુ, ઇંગારા ઓલાયા નહિ;
મરતે મારૂ રાણુ, ખોડસ ધખિયાં ખીમરા.

આંખડિયે ખૂટયાં અમી, બાધે ઝાંખ્ય બાવાં;
જીવવાના ઝાવાં, ઢરડે મોણીસર ધણી;

સમદર હિલોળા પનંગથર, થરવેણુ સર વાળ;
સજ્જન અમને સાંભરે, દીમાં એની વાર.

દાઢમાં ખટકે કાંકરો, કાણું ખટકે નેણ;
વચન ખટકે વાવલાં, ગિયાં તે ખટકે શેણુ.

અંગડે લાગી આગ, આઠે પહોર ઓલાય નહિ;
બળતાં બાથ ભરે, વારી નાખી વાઘડો.

ચિંધણુ ચાળવિયાં, ખેરા માંય ખંખેરિયાં;
રાણા રાખ થિયાં, તોય વિસરશાં નહિ વાઘને.

સજન તમારી ખાખ પર, ઝાઝા હજો જુવાર;
ભર ભર છાંટું અંજલિ, અમિયલ ભવ અણુપાર.

## 'લોકવારતાની રસલહાણ'ના વારતા સંગ્રહની

# સંક્ષિપ્ત પણ સંપૂર્ણ સમીક્ષા

સમીક્ષક : પ્રા. ખોડીદાસ પરમાર

ગુજરાત રાજ્યના ૩૦ લેખકોની કલમે રજૂઆત પામેલી આ લોકકથાઓ, દંતકથાઓ અને વાર્તાઓ ખરેખર સ...રસ છે.

"રંગ કોને દેવા ?" નો ઉપાડ જરાક નવી ભાત્યનો છે; વાતચીતમાં વિગત પૂરતી રહે છે અને તેમાં કૌતુકરસ લંબાઈને જ્યારે સ્ફોટ થાય છે, ત્યાં એક આંચકો લાગે છે, પણ દંતકથામાં કે લોકકથામાં અંતના એંધાણ આવા જ હોય છે. માત્ર કોઈકમાં સુખાંત હોય પણ તેમાં રાગ ચડતી ન લાગે. "દીકરાનું દાન" એ સૌરાષ્ટ્રની ધરતીમાં માનવ માનવ પ્રત્યેના હેતપ્રીત અને રૂડા ભાવનાની ગત્યને પ્રીછનાર હૈયારખાં માનવીની કથા કહે છે. પોતાના આશરે આવેલ, પોતાના માનેલના દખમાં જો ભાગ ન ભળે તો માનવ શેના ? આમ પોતાનાં સોંપીને-પોતાના કર્યાની ઉચ્ચ ભાવનાનું વેવારી કથન મનવિજ્ઞાનનો મહિમા માંડે છે. "દેવાણંદ ડગશે નહિ"માં બે કથાઘટકનું નિરુપણ–પશુની વફાદારી, ટૂંકાપેટા સગાની નાદારી–સાથે પરંપરિત વળું પશુ પાછળ – વાવ, તળાવ કરીને સ્મરણથાનની વાર્તા, કથામાં પશુ અને માનવના સંસ્કાર – દિલાવરી તોળાયાં છે. "અફળ ઝાડવાનાં ફળ" ન હોય, પણ સંસ્કારી ખાનદાનમાં તો એ વ્યક્તિગત ન લેવાતા સમિષ્ટિ હિતાર્થે ફળે છે. અહીં નારીગૌરવની આભા અને વ્યક્તિ કરતા સમિષ્ટિનું હિત હૈયે ઝાલનારને માટે તે અહીં શ્રેય રૂપ છે. "લાજાળુની લાજ"માં આ દેશનું "ઊજળું ઓસાણુ" નારીનું ડહાપણ, આંગણના અતિથિને ભોંઠામણ ન લાગે તેથી પોતે કાંઈ લીધું નથી છતાં પૈસા લીધા, કઈને મહેમાની આબરુ રાખી (સરખાવો કથાઘટક "ઝુમણાની ચોરી"માં આપો–) "વિધાતાની લેખણે" તળપદ વળોટની ભારે મહેંકદાર ભાષાશૈલીની આ વાર્તામાં મધ્યકાલીન નારી કથની–કર્મ અને કાર્યોના બંધન સાથે ભવાટવીની કથા ઓઠાં રૂપે કહેવાઈ છે. "લાખો અને ગોરાંદે"ની પ્રેમકથામાં સાચો પ્રેમ અને તેય બોલકો છે। કથા પ્રસંગ પાંખો હોવા છતાં સંવાદી વળોટ ઠીકઠીક ગંઠયો છે. મગરે કદાચ ગોરાંદેનાં પગે પૂંછડાની થાપટ નહિ મારી હોય ? (દુહાબદ્ધ પ્રેમકથા). "નાથીબાઈ જામ–સલાયાનાં" દરિયો ખૂંદનાર વહાણવટી અને વાણોતર તેમજ દેશમાનવની સાથે પતિપરાયણ નાથીબાઈની હિંમત અદ્‌ભૂત છે. પરમુલક સુધી પહોંચનારી નારીનું શહૂર, પતિ અને અનેકને છોડાવી લાવનારની રોમાંચક કથા છે. (જુઓ "દરિયાલાલ" ગુણવંતરાય આચાર્યમાં પણ આવું જ કથાઘટક છે.) "મરદાઈનાં પારખાં" કાઠીની કે ફાટતી, તેની બીકે વ્યક્તિ પૂજા સાથે પૂતળું ભાંગે જીવંત વ્યક્તિ જેનું પ્રતીક હોય તેનું અપમાન કરતાંય લોકો બીતાં તે મધ્યકાલીન કથાઘટકને અહીં સારી રીતે ઉપસાવ્યું છે (દક્ષ યજ્ઞમાં શિવના પૂતળાનું અને સંયુકત સ્વયંવરમાં પૃથ્વીરાજનું પૂતળું કથા ઘટક) "વાં'લપના ઢગલાં"માં મેઘવાળ લખા–વાલીની પ્રેમ શૌર્ય અંકિત કથા છે. આજે લોકકથાનકનાં જૂના નવા થર ઉલેચાતા આવી રૂડી દુહાબદ્ધ પ્રેમકથાઓ સાંપડે છે. એક કાળે રા. વિ. પાઠક – ખેમી, ધૂમકેતુ – લખમી, મેઘાણી – જી'બા જેવી વાર્તા દ્વારા તળપદી જાતિના જીવનને ચિતર્યું, પણ આ તો સાચી લોકકથા છે. "વહુનાં વળામણાં" વેરીઝેરી વ્યસનો કુટુંબકબીલા-નેય પીંખી નાખે તેની હેતુલક્ષી વાર્તા. અંતે ઘીના ઠામમાં ઘી પડતાં સૌરાષ્ટ્રનાં માનવની સાચી

માણસાઈ કેવી હતી – તેનું સુંદર દૃષ્ટાંત આ વાર્તા પૂરું પાડે છે (મેઘાણી કૃત, "શેત્રુંજીને કાંઠે" અને "આહીરની ઉદારતા" પ્રકારનું કથાઘટક છે.) "જોધારમલની જનેતા"માં કાળાની શહાદતભરી વડાઈ, દેવલબાઈની ગૌરવભરી ખાનદાની, જોગીદાસની વડાઈ–માનવ માનવના હૈયાની ખેલદિલીભરી વશેકાઈ અહીં દર્શિત થાય છે. દીકરાને મારતલ પણ આંગણાનો આવ્યો અતિથિ ? આ કથાઘટક મેઘાણીની કથા પણ છે. "જુદેરી મિલન ભોમ" રૂઢિ અને અમીર–ગરીબના વ્યવહારિક વેરાઆંતરા નીચે હિજરાતા બે પ્રેમીજીવોની આ વાર્તામાં અમર પ્રેમ દીપની ઉર્ધ્વતા દર્શિત થઈ છે. (લોકકથા કરતા ટૂંકી વાર્તાનું દર્શન લાગે છે.) "ભાઈબહેનના સ્નેહ મિનાર" માનવજીવનમાં સત્પ્રણય એ ચિરંતન તંતુ છે. પછી તે ભાઈભાઈ, મા દીકરો કે બહેનભાઈનો હોય છે. આવા ભાઈબહેનનાં પ્રેમભાવનાને મૂર્ત વ્યક્ત કરતા પિપરાણી–લોલિયાણુના પ્રતીક મિનાર આજે ય છે. (એક લોકગીત, 'જાહલ નવઘણ' કથામાં આ બધું જોઈ શકાય છે. "મોતની લે'માં બાહુ અને હૈયા બળિયો કેસર – શૌર્યને ચાહનારો, બળથી દુશ્મનને ડરાવે છે. હિંદવો કેસર નારીઓના હરણ કરીને ય લડાઈ માગે છે. મોતને માણનારો બળિયો છે (મરતાં બાપને પાણી મૂકીને વેર વાળવું કે ઇચ્છા પૂરી કરવી, રા'ખેંગાર, 'હોથલ'નું કથાઘટક, સવેલીનું હરણ કરી જવું. રાવણ, કૃષ્ણ, વગેરે પરંપરાના કથાઘટક છે.) (શ્રી વોરાસાત કૃત કચ્છ દેશની જૂની વાર્તાઓમાં પણ 'કેસર મકવાણો' સંપાદિત થઈ છે.) "ખોડી તેં શીંગાળી કીધી"માં કાઠિયાવાડી ઢોર ચોરી – ચહેરા મોરા બદલી હદપાર કરનાર "પઠંગા", મોરાપુ" પાનારા અને જેતલ જેવા "કોશલ્યા"ની કથામાં ઢોર ચોરની વાત બહુ જ સારી રીતે કરી છે. (મરદાઈ માથા સાટ – જોરાવરસિંહની – ચોરનું માવતરમાં આવું જ વણું છે). "શૂરવીર સૂંઢાળા" પોતપોતાની જ આમન્યા ચલાવનારા શૂરવીરોની આ કથામાં ધણી અને ધરા ખાતર માથું આપનારની કથા, – માથા સાટે હામ અને હાડ બળુકાઈ – મરદાઈની લોકકથા છે. (તોપના કાનમાં ખીલા ઠોકનાર જવાંમર્દોની વાતુંની પણ પરંપરા છે.) "અડેય દ્વારકા"માં નારી હૃદયનું અપત્યરૂપનું સંવેદન. (વેવિશાળમાં સુશીલા ચૂલો સંકોરે, શિહોરના બ્રાહ્મણ રાજકુમારને રાંધી આપનાર બાબરિયા કન્યા વગેરે જેવું જ કથા ઘટક છે.) "હોકાળી વાવ"માં અખૂડ પ્રવાહની સરવાણીનું વહેન, વહેનમાં હોકાનો ખોભળો જવો અને તે પછી કથા પરંપરા પ્રમાણે ચીડથી કે દૂધથી વહેન બંધ કરવું – તે ખેડવાયાના જીવનમાંની વાત નાવીન્ય દેખાડે છે. (બોટાદ પાસે જનડા ગામના કૂવા વિશે પણ આવી જ દંતકથા ચાલે છે.) "પરણ્યો પીંગલે" વડીલોનુ કજોડું નઉં પણ પ્રેમથી પાવેલનું જોડું – નવીનતા છે, પણ પરંપરાએ દુકાળમાં કોઈની નાની દીકરી મોટી કરીને પરણવાની વાર્તાઓ – પરંપરિત રૂપે કહેવાય છે (જુઓ સરસ્વતીચંદ્રમાં શેઠ શેઠાણીની વાત – ભાગ ૧.)

"સૈયો ઊગત સોનરા" દુકાળ ઊતરાવવાની રખાવટ, સોરઠીઆની મહેમાનગતિ પરંપરિત પ્રકારની લોકકથા (મેઘાણી કૃત. ભાઈ ! કથાઘટક) "ગોહરિયો" પશુ કથા. પાળેલા ખૂંટની વફાદારી–પ્રેમ. (દૂડા– ભોજે વેળુંનામાં ગાય–કથાઘટક). "વેરે વેર શમે નહિ" કાઠીઓના ઘોડાં પ્રેમ અને યુક્તિપૂર્વક ઘોડી કેમ પાછી મેળવી, અંતે એકબીજાએ સમજી લીધું. વ્યવહારિક કથા. "વીઢનો વાણિયો" કચ્છી બાનીમાં કહેવાએલ કચ્છી કથામાં રાજવીની ઈર્ષાવૃત્તિ ટૂંકી બુદ્ધિ સામે ચતુરબુદ્ધિ વાણિયો અને અધર્મે દેવ પણ સાથ ન આવે તેવી હેતુલક્ષી કથા, "ઓલાદનાં ઓઢણાં" મહુવાના તાલબ જમાદારની નિમકહલાલ ખ્વાબ અને એકવચનીપણાની આ લોકકથામાં આરબી ખમીર જોઈ શકાય છે. (ધરતી ની અમીરાત – આરબની વફાદારી, મેઘાણી કૃત મૈંને ઉસકી રોટી ખાઈ" બંને કથાઓ આરબના બરુદને દર્શાવતા વળાંની કથાઓ). ગામનો રંડાપો, ઘોડાના દાન, ચતુરાઈથી અને કાવ્યત્વથી ઠાકોરોને

જીતનાર કવિઓ ઘણીવાર સુક્તિ દ્વારાએ રાજવી કે ગામતળની ખામી બતાવે – તેવો અંત ચોટદાર. ચતુરાઈભરી કથા. "ખરો ખેલનહાર" લોહી અને લોહીના સંસ્કાર અંતે ભીરુને પણ ભડ બનાવે તેવો બજાણિયો શરીરબળિયો ખરો, પણ ઢોલકીને નાદે કાંડાબળે અને હૈયાબળે ચોરોને ભગાડે છે, નવી ભાત પાડતી પ્રસંગ કથા. "ઉબેણને કાંઠે" માલ મિલ્કત કરતાં આબરુ વધારે – આ પ્રસંગે ગામ છોડયું; અપૈયો લીધો અને ગામ ભાંગવા આવનાર સામે શહાદતે લડીને ગામને બચાવ્યું એ કથાનકને જોડતી પરંપરિત રૂઢિની લોકકથા છે. (મરદાઈ માથા સાટે – "રંગ છે રૈયા ભાભાને ! "ઊજળાં ઓહાણ"માં સ્મૃતિના ચગાંમાં આ પ્રકારના કથા-ઘટકો છે) "સાધુઓની શહાદત"માં વચન ખાતર ફનાગિરિ વહોરનાર સાધુની નેકટેકની કથા છે. પરધર્મી રાજ્યમાં સુમેળ કરાવનાર કોઈ તૈયાર નહિ. કેટલા અંશે લોકોમાં ભીતિ હશે ? (વલભીમાં વાલમ બ્રાહ્મણોના ધરણાને હાથી છોડીને તગડયા એ કથાઘટક છે.) "ખાંડા ધારે ખેલ" ઘણો અઘરો છે. જરાક ચૂકી જવાય તો અનર્થ થાય, તે રીતે ભકતો ચૂકે છે, અને સતને ત્રાજવે બંનેનો ન્યાય તોળાય છે. ભાષાશૈલીનો વળોટ મનહર અને હાવકો છે.

"લોકવારતાની રસલહાણ" સ–રસ સંગ્રહ છે. શૂરવીર, સતી, જતિ અને ધર્મ ટેક, પ્રેમ અને શૌર્ય, ખેલદિલ, સત ધરમ, સ્વાર્પણ અને આશરા ધરમ સાથે સત્પ્રણય, પશુ પ્રેમ, પશુની શહાદત વગેરે વિવિધ વિષયોનું અહીં સુંદર રીતે આકલન થયું છે. વિષય વૈવિધ્ય હોવાથી વાચક બધીય લોકકથાઓ, દંતકથાઓ અને વાર્તાઓ હોંશે હોંશે વાંચે તેવો સંગ્રહ છે.

લોકકથા, વારતા લોક પરંપરા એ, લોકોના સમૂહ વચ્ચે, લોકોમાં જ રજૂ કરવાની હોવાથી રસિક કથાનક, ધોધમાર ચલિત ગતિએ વહ્યો જતો વાર્તા પ્રવાહ, સીધી આદિ, મધ્ય અને અંતવાળી કથા, ભાષા–બોલી સરળ તળપદી હોવી આવશ્યક મનાય. ભાષા શૈલી જોમવાળી અને સમજી શકાય તેવી સરળ, વર્ણનો સુરેખ અને દૃશ્યાત્મક પાત્રો સજીવ અને માનવ ગુણવાળા, જન-સમૂહના જૂથમાંના હોય તેવા, રસ પ્રસંગ, બનાવ ઘટના અને કિસ્સાને યોગ્ય જોઈએ. લોકવારતા, કથામાં અલંકાર વિશેષ પ્રયોજાતા કૃત્રિમતા આવે અને જેને માટે હોય તે સમજી પણ ન શકે. કૃતિ અધવચ્ચેથી રજૂ કરતા ટૂંકી વાર્તાનો વળોટ પકડે તેવી રીતે માંડણી યોગ્ય નથી. આ વાર્તા સંગ્રહ હોંશે હોંશે સૌ મિત્રોએ વાંચ્યો છે.



## 'સૌરાષ્ટ્રની રસધાર' ફરી સસ્તી કિંમતે

ઝવેરચંદ મેઘાણીના વિખ્યાત લોકકથા સંગ્રહ 'સૌરાષ્ટ્રની રસધાર'ની અત્યંત સસ્તી આવૃત્તિ ૧૯૮૦માં બહાર પડી કે તરત ખલાસ થઈ ગયેલી અને ઘણા વાચકો પોતાની નકલ મેળવી નહોતા શકયા. 'સૌરાષ્ટ્રની રસધાર'ના પાંચ ભાગમાં શૌર્ય સ્વાર્પણ–બલિદાનની ભાવના આલેખતી એકસો કથાઓ છે. લગભગ ૧૧૦૦ પાનાંનાં આ પાંચ પુસ્તકો વર્તમાન બજાર–ધોરણે રૂા. ૧૧૦નાં થાય, પણ મેઘાણી કુટુંબ તરફથી મે મહિનામાં બહાર પડનારી આ સંપુટની નવી આવૃત્તિ તા. ૧૫–૫–૮૨ સુધીમાં આગોતરા ગ્રાહક બની જનારને રૂા. ૩૫માં ઘેરબેઠાં મળશે. રકમ મોકલવાનું સરનામું છે : પ્રસાર, ૧૮૮૮ આતાભાઈ માર્ગ, ભાવનગર ૩૬૪૦૦૨. 'સુલભ મેઘાણી સાહિત્ય' શ્રેણીમાં બહાર પડેલાં બીજા ચાર પુસ્તકસંપુટોની માહિતી પણ એ જ સરનામેથી મેળવી શકાશે.

# નિંદામણનો નાશ જંતુથી થઈ શકે છે

રતિભાઈ અંધારિયા

મુખ્ય પાક સાથે એ પાકના છોડ સિવાય એની મેળે ઉગીને વધતા છોડને નિંદામણ કહે છે. અને આપણે ઇચ્છતા ન હોઈએ તેવા ઉગેલા છોડના નાશ માટે વચલી કે આન્તર ખેડ કરવામાં આવે છે. આ નિંદામણને હાથ વડે દાતરડીથી પણ કાઢી નાખવામાં આવે છે. જ્યારે મોસમમાં ખેત મજૂરો મળતા નથી અને મળે છે તો ઊંચી દાડી ચૂકવવી પડે છે એટલે એ પદ્ધતિ એકંદરે ખર્ચાળ છે. આના ઉપાય તરીકે દવા કે રસાયણો છાંટીને નિંદામણનો નાશ કરવાના ઈલાજો શોધાય છે અને વિકસિત દેશોમાં તો મોટાભાગના ખેડૂતો મોટા પાયા ઉપર આવા રસાયણોનો ઉપયોગ કરે છે.

નિંદામણ ઉગી નીકળે તો મુખ્ય પાકનો ઉતારો ઓછો આવે છે. નિંદામણનો છોડ જમીનમાં રહેલા ખોરાક માટે, હવા પ્રકાશ તેમજ ભેજ માટે મુખ્ય પાકના છોડ સાથે હરિફાઈ કરતા હોય છે. એટલે નિંદામણનો નાશ કરવો તે જરૂરી છે.

નિંદામણના નાશ માટે યાંત્રિક કે રાસાયણિક ઇલાજો લેવામાં આવે છે તેવી રીતે જૈવિક ઇલાજોથી નિંદામણ કાબુમાં આવે કે નહીં તે બાબત આ વિષયના ઘણા વૈજ્ઞાનિકોનું ધ્યાન કેન્દ્રિત થયું છે.

અમેરિકા દેશને આ દિશામાં ઠીક ઠીક સફળતા મળી છે.૫૪૦ જેટલા જુદા જુદા નિંદામણો અમેરિકામાં જોવા મળે છે. તેમાંથી અર્ધા ઉપરાંત તો બહારથી અજાણતા દાખલ થઈ ગયા છે. આફ્રિકા, એશિયા અને લેટિન અમેરિકા વગેરે દેશોમાંથી દાખલ થયેલ આ નિંદામણ માટે જે તે દેશોમાં અમેરિકાના જંતુશાસ્ત્રીઓ જઈ નિંદામણ ઉપર નભનાર જીવાત કે જંતુને શોધી કાઢે છે અને ત્યાંથી તે જીવાતનાં ઈંડા કે પુખ્ત જીવાત લાવી તેનો ઉછેર કરી વસતિ વધારી આ જંતુઓ જે તે નિંદામણ ઉપર છોડવામાં આવે છે. મુખ્ય પાકને ન ખાય અને જે તે નિંદામણના છોડ જ આ જંતુ ખાય છે. તે અંગે સો ટકા અવલોકન અને પ્રયોગ કર્યા પછી જ ખેતરના પાકમાં આ જીવાતને છોડવામાં આવે છે.

કેલિફોર્નિયાના ડૉ. લોઈડ એન્ડર્સના કહેવા મુજબ જીવાતથી નિંદામણ નાશ કરવાનો ઈલાજ એમને ત્યાં વધુને વધુ કારગત નીવડતો જાય છે.

આવી જીવાત નિંદામણ છોડના રસ ચૂસી લે છે, અગર તો પાન વગેરે ખાઇ જાય છે. અને છોડને નિસ્તેજ તેમજ શક્તિહીન બનાવી દે છે. જીવાતની સંખ્યા કુદરતી વધતી જાય છે અને છેવટે નિંદામણનો છોડ ઠામુકો અસર વિનાનો બની જાય છે.

યુરોપમાંથી દાખલ થયેલી ટેન્સીટ – રેગવોર્ટ નામે નિંદામણ અમેરિકામાં લગભગ ૫ લાખ એકર ઘાસિયા જમીનમાં ફેલાયેલી છે. આના ઈલાજ માટે એ દેશના જંતુશાસ્ત્રી યુરોપના દેશોમાં ફરી, રખડી આ નિંદામણ ઉપર નભનાર એક જીવાત શોધી કાઢી. તેના ૮૦૦ બચ્ચા અમેરિકા લાવી રેગવોર્ટ ઉપર તેને છોડયા. દર વરસે આ જીવાતની સંખ્યા અનેકગણી વધવા લાગી અને પરિણામે હજારો એકર જમીનમાથી આ નિંદામણનો નાશ થયો છે.

બધા જ નિંદામણ માટે આવા પ્રકારની જીવાત મળી જ આવે એવુ ન પણ બને તે આ ઇલાજની મર્યાદા છે. વળી યાંત્રિક અને રસાયણિક ઇલાજો એટલા જ જરૂરી છે અને રહેશે. પરંતુ આ જૈવિક ઇલાજ સરળ અને સસ્તો છે.

ભારત દેશમાં એકર દીઠ ઉત્પાદન બીજા ઘણાં દેશોની સરખામણીએ ઓછું આવે છે તેના કારણોમાં સમયસર ન કઢાતા એવા નિંદામણો પણ એક કારણ છે. આપણા વૈજ્ઞાનિકો પણ નિંદામણ નાશ કરી શકે તેવી જીવાતો શોધવામાં ધ્યાન કેન્દ્રિત કરે તો સમગ્ર રાષ્ટ્રને મોટો ફાયદો થશે.

(મુ. પો. સોનગઢ: ૩૬૪ ૨૫૦ : જિ. ભાવનગર)

# આપણું આકાશ

જયમલ્લ પરમાર

## પ્રકાશવર્ષનો અશ્વ



૧. વહાણ, ૨. યમ ને ચિત્રગુપ્ત, ૩. સ્વસ્તિક ૪. ત્રિશંકુ

આજે વૈશાખ સુદ પાંચમ. આજે જાણે પુનર્વસુ નક્ષત્રની સુહાગની રાત છે. આજે એને આંગણે કિશોરસ્વરૂપ ચંદ્રદેવે ડેરા નાખ્યા છે–ના, આંગણે નહિ, ઘરની વચ્ચોવચ. પુનર્વસુ અને પ્રભાસના તારાની હોડી વચ્ચે આજે પાંચમનો ચંદ્ર બેસી ગયો છે. અલબત્ત, પ્રભાસના તારા તરફ જરા ઢળકતો ખરો. હોડી એ બાજુ નમેલી છે, એટલે એ રીતે બેસે તેમાં નવાઈ નહિ.

કેટલાક પુનર્વસુ નક્ષત્રમાં ચાર તારા ગણે છે. બે પુનર્વસુના, ત્રીજો પ્રભાસનો અને ચોથો પ્રભાસ પાસેનો ઝાંખો તારો, એટલે તો ચંદ્ર પુનર્વસુની મધ્યમાં જ આવીને બેઠો કહેવાય; તેથી તો આજે પુનર્વસુને મન સુહાગની રાત છે. બરાબર બે વર્ષ પહેલાં આ જ દિવસે ચંદ્ર પુનર્વસુની વચમાં આવીને બેઠેલો. બે વર્ષે ફરી પાછાં પુનર્વસુનાં ભાગ્ય ઊઘડયાં છે.

ચંદ્ર સત્તાવીસ નક્ષત્રોનો સ્વામી–નક્ષત્રપતિ કહેવાય છે. સત્તાવીસ નક્ષત્રો એની રાણીઓ કહેવાય છે. એ બધી નક્ષત્ર–રાણીઓ પાસેથી રોજ રાતે તે નીકળે છે ખરો, પણ કોઈને પાદરથી સલામ ભરી ચાલ્યો જાય, તો કોઈને ઘરને આંગણેથી હોંકારો દેતો ચાલ્યો જાય; પણ કોઈ નક્ષત્ર–રાણીના ઘરમધ્યે આવીને રાત રોકાતો હોય એવું માન તો માત્ર 'રોહિણી' નક્ષત્રને મળ્યું છે. તેથી તો ચંદ્ર 'રોહિણીપતિ' કહેવાય છે,

### નૌકાપતિ ચંદ્ર

રોહિણી પ્રત્યેના તેના આ પક્ષપાતને કારણે પ્રજાપતિએ તેને શાપ આપેલો અને તેને ક્ષય નીકળતાં એનું તેજ હરાઈ ગયેલું. ઘણી સ્તુતિને અંતે હમેશાં પૂર્ણિમા જેટલા તેજે પ્રકાશતા એ ચંદ્રને પ્રજાપતિએ રોજ કળા કરતો બનાવ્યો; અને એટલો શાપ પાછો ખેંચ્યો. ચંદ્રની આ બધી વીતક કથા એકલા રોહિણી નક્ષત્ર તરફ પક્ષપાત રાખવાને કારણે.

ત્યારે આજે એ કાં પુનર્વસુ નક્ષત્રને ઘેર ભૂલો પડયો? આજે એને આખી રાત પુનર્વસુ નક્ષત્રરાણીના ઘરમધ્યે ગાળવી પડશે. રોહિણીને ઘેર તે રોકાય છે, તેથી એને 'રોહિણીપતિ' કહીએ છીએ,

તો હવે એને પુનર્વસુની હોડીના ચાલક તરીકે 'નૌકા-પતિ' પણ શા માટે ન કહેવો ?

પણ પુનર્વસુ નક્ષત્ર આજે આવી ચર્ચામાં નહિ ઊતરે. આજે એને આનંદનો દિવસ છે. એણે ચંદ્રને તેજસ્વી મોતીડે વધાવ્યો છે. મોતીડાં આકાશ-ચોકમાં વેરાઈ ગયાં છે. મોતીડાં ઝીલતો ઝીલતો ચંદ્ર નૌકાને હાંકતો આકાશસાગરમાં માર્ગ કાપતો જાય છે.

ચંદ્રની આગળ દક્ષિણે વ્યાધનો તારો લખલખી રહ્યો છે. ખાલી કપાળમાં એકાદ સૌંદર્ય-ટીલડી ચોડવા ચંદ્રને મન થાય છે; પણ વ્યાધને પકડવો કેવી રીતે ? એ તો એના માર્ગથી દૂર દૂર બેઠો છે ? અને ચંદ્ર પોતાનો માર્ગ ક્યાં છોડી શકે તેમ છે? છતાં યે વ્યાધને પકડવા માટે ચંદ્રે હોડી નમાવી. પાછળથી પોતાને યે ધક્કો લાગ્યો હોય તેમ ચંદ્ર પણ દક્ષિણ તરફ નમી ગયો છે. હોડી ચાલી, ધીમે ધીમે દક્ષિણ તરફ. હોડી નમતાં નમતાં વ્યાધને હમણાં પકડી લઈશ એમ ચંદ્ર ધારતો હશે. એ પ્રયત્નના થાકથી તો એના મુખ પર થોડીક ઝાંખપ નહિ આવી ગઈ હોય ? પણ વ્યાધને પકડવાના લોભમાં ને લોભમાં વ્યાધ ક્યાં પહોંચ્યો છે ? એનું યે એને ભાન નથી. એ આંખો મીંચીને વ્યાધની પાછળ પડ્યો છે, ત્યાં તો વ્યાધ ડૂબી ગયો. એને પકડવાની આશામાં એ વ્યાધની શોધમાં પોતાની હોડીને હોદારવાનો.

## દક્ષિણ દિશાની સફર

આજે તો દક્ષિણ-આકાશની સફર કરવી છે. આપણે ઉત્તર ગોળાર્ધ નીચે વસીએ છીએ તેથી આપણાં બધાં નક્ષત્રો અને તારામંડળો ઉત્તર ધ્રુવની આસપાસ આખું વર્ષ ફર્યા કરે છે. એ કારણે દેશાવરમાં ફરતા રખડુ મુસાફરની નજર પોતાના ઘર તરફ રહે, એમ આપણી નજર ઉત્તર ધ્રુવ તરફ જ રહ્યા કરી છે. ઉત્તર દિશાને આપણે પુણ્યવતી માની છે. લગ્ન બાદ ઉત્તર દિશા તરફ દૃષ્ટિ કરાવવામાં આવે છે. રાત્રે ઉત્તર તરફ નજર રાખી સૂવું કલ્યાણકારી મનાય છે.

દક્ષિણ ધ્રુવ આપણને ક્યાં દેખાય છે ? એનું કોણ જાણે કેવું યે સ્વરૂપ હશે ! અજાણ્યા પર કોણ વિશ્વાસ રાખે ? એ કારણે દક્ષિણ દિશા તરફ જોવું અપશુકનકારક ગણાય છે. એ બાજુનાં બારણાંવાળાં ઘર બાંધવાં અપવિત્ર ગણાય છે. એ દિશા તરફ નજર રાખીને સૂવું અકલ્યાણકારી મનાય છે.

આપણાથી એ માન્યતાને કેમ વળગી રહેવાશે ? દક્ષિણ દિશામાં તો મૃગશીર્ષ અને વ્યાધ ચળકે, અગસ્ત્ય અને વહાણ પ્રકાશે, ત્રિશંકુ, નરતુરંગ અને વૃશ્ચિક વિરાજે-એ સૌંદર્યવંતા નક્ષત્રો અને તારામંડળોથી અનુપમ લાગતું ને શોભતું દક્ષિણ આકાશ આપણાથી કેમ છોડી શકાય ?

દક્ષિણ દિશા તરફ નજર કરીને ઊભા રહીએ છીએ, તો શું દેખાય છે ? સૌથી પ્રથમ તો આપણી ઓળખાણનાં તારામંડળોએ નૂતન સ્વરૂપે આકાશ સર કર્યું દેખાય છે.

## વાસુકિનો ગઢ

વાસુકિએ તો જાણે દક્ષિણ દિશા માટે પૂર્વ-પશ્ચિમ ગઢ બાંધી દીધો છે પશ્ચિમ તરફનો ગુંબજ બની છે આશ્લેષા અને પૂર્વ તરફનો કોઠો બન્યો છે હસ્ત. વાસુકિની વાંકીચૂકી ચાલી જતી તારકમાળાએ જાણે ગઢને માથે કાંગરા રચી દીધા છે. કાંગરા મણિ જેવા તારાથી ચળકી રહ્યા છે-જાણે દ્વારિકાનગરીનો કોટ :

'મણિમય રત્ન જડયાં કાંગરે—'

આપણે જાણીતાં તારામંડળોને નીરખવાને બદલે વહેલા વહેલા દક્ષિણ દિશા તરફ ઊતરી જઈએ. દક્ષિણ દિશાનાં તારામંડળો તરફ આપણે પૂરતી નજર નથી નાખતા, તેથી એ માનમોંઘા ને રિસાળવાં થઈ ગયાં છે. થોડો સમય ચમકીને તરત આથમી જવાનાં. અગસ્ત્ય થોડા દિવસ ચમકી પાછા આવવાનો વાયદો આપીને દક્ષિણમાં ડૂબી ગયા છે. પેલો વ્યાધ ઊંચેથી નીચે છલંગ મારવાની

તૈયારી કરતો હોય તેમ ચમકતો ચમકતો આગળ થયો છે. એની નીચે ચળકતા એના પાછલા તારા ઊંચે આવીને વ્યાધની હારમાં લગભગ બેસી ગયા છે—જાણે કોઈ તરવૈયો લહેરથી છતીખાટલી પાણી પર તરી રહ્યો હોય એવું લાગે છે.

એ વ્યાધની નીચેના ભાગમાં નજર કરો જાણે દક્ષિણ સાગરમાં ઝાંખા તારાઓનું એક જબરું વહાણ તરી રહ્યું દેખાય છે. આટલા દિવસ તો આડું ટિંગાઈ રહ્યું હતું, પણ આજના દિવસોમાં તે દક્ષિણ સપાટીની સમાંતરે બરાબર તરી રહ્યું દેખાય છે. આ વહાણ તો ભારે જબરું. પુનર્વસુની નૌકા એની પાસે કેટલી નાની લાગે છે! એ તો જાણે નાની હોડી. એવડી હોડી ઘર-આગણાંની નદીઓ પર વિહાર કરવાં કામ આવે. દક્ષિણ મહાસાગરનાં અગાધ પાણી કાપવાં હોય તો તો ફડાકા મારતા સઢથી બાંધેલ મહાન વહાણ જ જોઈએ. એને ઠેકાણે નાની હોડીના શા ભાર ?

વહાણનો કેવો મજાનો આકાર છે! માત્ર પાંચ જ તારાએ એના પેટાળનું માળખું ઘડયું છે. એ માળખા પર ઊંચે લટકતા તારાઓએ એનો કૂવાથંભ રચી દીધો છે. કૂવાથંભની નીચે આજુબાજુ ચમકતા તારાઓને ફડાકા મારતા સઢ કલ્પી લઈએ તો ખોટું નથી. સઢને ફડાકે ધીરે વાવડે ચાલતા વહાણની ગતિ ધીમી છે; પણ એ ધીમી ગતિમાં ગૌરવ છે. પોતાના શાંત ગૌરવથી વહાણ દક્ષિણ દિશાને પણ ગૌરવાન્વિત કરી રહ્યું છે.

આવા જ કોઈ વહાણની મદદ લઈને પેલો પ્રવાસી સ્કોટ દક્ષિણ ધ્રુવની સફરે નીકળ્યો હશે ને? દક્ષિણ ધ્રુવને શોધવા જતાં બરફનાં તોફાને એ અટવાઈ ગયેલા એ સાહસવીરની સફરના અવશેષ તો રહ્યા ન હતા. એની સાહસકથાનો સંદેશો સુણાવતાં એનાં વહાણ પાછળ રહ્યાં હતાં. આ વહાણ એમાંનું એક તો નથી ને? કોઈ ભકત પ્રભુની વાટ જોતો ઊભો હોય, તેમ એ પણ એના માલિકની અનંત પ્રતીક્ષા કરતું નહિ ઊભું હોય?

## શૂરવીર જેસન

પણ ના, ના. આ વહાણની પાછળ તો પાશ્ચાત્યોમાં એક કથાનક બેઠું છે—ગ્રીસ દેશમાં ઈસન નામે રાજા રાજ્ય કરતો. એની વૃદ્ધાવસ્થાની નબળાઈનો લાભ લઈને પેલીઆસ નામના તેની ભાઈએ તેની પાસેથી રાજ્ય પડાવી લીધું. રાજા ઈસન તેની રાણીઓ તથા બાળપુત્ર જેસન સાથે જંગલમાં ચાલ્યો ગયો. કુમાર જેસનને જંગલમાં ચિરોન નામના વિદ્યાગુરુ નરતુરંગ પાસે યુદ્ધ-વિદ્યાની સંપૂર્ણ કેળવણી આપી. કુમાર જેસન યુવાન થયો, ત્યારે એનું રાજ્ય તેના કાકાએ પડાવી લીધું છે તેની વાત કરીને રાજ્ય પાછું મેળવવા પિતાએ સમજાવ્યો.

શૂરવીર છતાં પરોપકારી જેસન રાજધાનીમાં આવ્યો અને કાકા પાસે રાજ્યની માગણી કરી. કાકાએ જેસનનો પરબારો અંત લાવવા માટે બીજો માર્ગ કાઢયો. તેણે જેસનને કહ્યું: 'આપણા વતનમાં રામ નામે પવિત્ર ઘેટું વસતું, તેની સોનેરી ઊન કોલ્ચીસ નામના દૂર દેશમાં પડી છે તે પાછી અહીં લઈ આવ; કેમકે એ સોનેરી ઊન જે દેશમાં હોય તે દેશની પ્રજા સુખસંપત્તિ ભોગવે એવું વરદાન છે.'

શૂરવીર જેસન તૈયાર થયો. દૂર દેશ કોલ્ચીસ જવા માટે તેણે વહાણ બનાવ્યું નામ પાડયું આર્ગો: Argo. આર્ગો એટલે તીરવેગી. પરોપકારી જેસ-નને આ જોખમ ખેડવા માટે તૈયાર થયેલો જોઈને દેવી જૂનાએ તેના પર ખુશ થઈને ઓક ઝાડનું એક લાકડું મોકલ્યું. એ લાકડામાંથી તેણે વહાણનો મોરો ને સુકાન બનાવ્યાં.

આ પછી તેણે દેશના શૂરવીર યુવાનોને પોતાના સાહસભર્યા પ્રવાસમાં સાથ આપવાં હાકલ દીધી. કેસ્ટર અને પોલક્ષ, હરક્યુલીસ અને ઓર્ફી-અસ જેવા કેટલા યે યુવાન શૂરવીરો તેની સાથે ઊપડયા. પ્રવાસમાં કામ લાગે તે માટે તેણે હોલો, કાગડો અને ધનનો ચરુ સાથે લઈ લીધાં.

વહાણમાં દરિયો કાપતાં કાપતાં તેઓ કાળા સમુદ્રે પહોંચ્યા. કાળા સમુદ્રમાં બે રાક્ષસી ખડક. કોઈ પણ વહાણ તેમની વચ્ચેથી નીકળે, કે તેઓ ફેરફૂદડી ફરતાં ભેગા થઈને ભટકાય અને વહાણના ભુક્કા બોલાવી દે. એ ખડક વચ્ચે પસાર થતાં પહેલાં જેસને હોલાને ઉડાડયો. હોલાને પોતાની વચ્ચેથી પસાર થતો જોઈને ખડકો ઘૂમરી ખાતા ભટકાયા; પણ તે પહેલાં હોલો પસાર થઈ ગયેલો. ખડક જુદા પડીને સ્થિર થાય તે પહેલાં જ જેસને વહાણને તેમની વચ્ચેથી પસાર કરી દીધું.

આમ પ્રવાસ કરતાં તેઓ કોલ્ચીસ દેશ પહોંચ્યા. તેઓ સોનેરી ઊન લેવા આવ્યા છે તેની ત્યાંના રાજાને વાત કરી. રાજાની શરત પ્રમાણે શૂરવીર જેસને તેના પર મોહી પડેલી કુંવરીની મદદથી જંગલી ગોધાઓને યુદ્ધક્ષેત્રમાં નાથ્યા, તેમને હળે જોડીને રાક્ષસી જમીનમાં દૈત્યના દાંત વાવ્યા અને ઘોર જંગલમાં ચોકી કરતા રાક્ષસને મારીને ત્યાં લટકતી સોનેરી ઊનને લઈ આવ્યો.

આવાં અનેક પરાક્રમ કરીને જેસન ગ્રીસ દેશ પાછો ફર્યો અને તેના કાકા પાસેથી ગાદી પડાવી લઈ તેના પિતાને ગાદી સોંપી. પ્રજાને સુખસગવડો આપી અને સુખચેનમાં વર્ષ ગુજાર્યાં. આ જેસનના સમગ્ર સાહસિક કાફલાને દેવોએ આકાશમાં તારાઓને રૂપે સ્થાન આપ્યું. પેલા કેસ્ટર અને પોલક્ષ તે આપણા પુનર્વસુ. તેને તો આપણે જોઈ ગયા. પેલો કાગડો : (કોર્વસ–The Corvus) પણ હસ્ત નક્ષત્રને રૂપે આપણી ઓળખાણ કરી ગયો. સાહસવીર હર્ક્યુલીસને મળવા માટે આપણે એકાદ–બે માસ થોભવું પડશે. જેસનના વિદ્યાગુરુ નરતુરંગ, એનું વહાણ, પેલો હોલો અને પ્રવાસમાં છૂટે હાથે જેમાંથી ધન ખર્ચેલું તે ચરુનાં દર્શન આપણને દક્ષિણ આકાશમાં જ થશે, કેમકે એ બધાંને આ સ્થળે જ દેવોએ સ્થાપી દીધાં છે.

## વહાણના વિભાગ

આપણે જે વહાણનાં દર્શન કરીને જેસનની પરાક્રમકથા સાંભળી તે વહાણ પોતે આર્ગો અથવા આર્ગો–નેવીસ : (Argo or Argo navis) નામનું જેસનનું વહાણ. પેલા અગસ્ત્ય મહારાજ : Canopurs આ વહાણ-મંડળના જ સભ્ય છે. જાણે એ વહાણનું ચળકતું સુકાન છે. દેવી જૂનોએ જ સુકાન બનાવવા દૈવી લાકડું મોકલેલું ને ? આ વહાણના પશ્ચિમ તરફના અગસ્ત્ય મહારાજ સહિતના તારાઓને કહે છે નૌકાતલ : કીલ : The keel અથવા કેરીના : Carina. વચલા સઢ ધરાવતા કૂવાથંભના ભાગને કહે છે નૌકાવસ્ત્ર : સેઈલ્સ : The sails અથવા વેલા Vela. અને પૂર્વ તરફના પાછલા તારાઓને કહે છે નૌકાપૃષ્ઠ : સ્ટર્ન: The stern અથવા પપિસ: Puppis. આવડા મોટા વહાણનો વભાગ કરીને ન નીરખીએ તો કદાચ નજર ગોથું ખાઈને દક્ષિણ મહાસાગરમાં પડી જાય, એવો સંભવ ખરો.

આ વહાણની અંદર એક તારો ભારે રૂપવિકાર કરી ગયો છે. ૧૬૭૭માં તે ચોથા વર્ગનો એક તારો હતો. ૧૮૩૭માં તે વ્યાધ જેટલો પ્રકાશિત થઈ ગયેલો. હવે તે ઝાંખો થઈને ૮મા વર્ગના તારાના પ્રકાશ જેટલો પ્રકાશિત છે. આ ઉપરાંત હમણાં છેલ્લે ૧૯૪૨ના નવેંબરની ૧૩મી તારીખે આ વહાણના નૌકા પૃષ્ઠમાં એક તારો દેખાયો છે. પ્રથમ વખત એનો પ્રકાશ બીજા વર્ગના તારા જેટલો દેખાયો છે. તારાનો આ રૂપવિકાર એટલે શું ? તેની વિગતમાં આપણે હવે પછી ઊતરશું.

### મત્સ્યાવતાર

જેસન કરતાં જુદી જાતની છતાં દક્ષિણનાં આ તારામંડળોને બંધબેસતી આવે તેવી વાત આપણે ત્યાં સત્યવ્રત રાજાની છે. એક વખત સત્યવ્રત રાજાએ સંધ્યા કરવા પાણીની અંજલિ ભરી, તેમાં માછલું આવી ગયું, તેનું રક્ષણ કરવા રાજાએ તેને પ્યાલામાં મૂકયું પણ માછલું વધવા લાગ્યું.

તેના વિસ્તાર પ્રમાણે રાજા તેને મોટાં વાસણ, નદી, સરોવર અને સમુદ્રમાં મૂકતા ગયા. સમુદ્ર પણ તેનાથી ભરાઈ ગયો, તેથી આ માછલું કોઈ દેવ હોવું જોઈએ, એમ ધારીને રાજાએ તેની પ્રાર્થના કરી. મત્સ્યે રાજાને કહ્યું, કે થોડા સમય પછી જળનો મહાપ્રલય આવવાનો છે; માટે મોટું વહાણ તૈયાર કરીને પૃથ્વી પર વસતાં પશુપક્ષીની એક એક જોડીને લઈને નીકળી જજે. રાજાએ તે પ્રમાણે કર્યું અને થોડા દિવસ બાદ જળપ્રલય આવી પહોંચ્યો.

આ જ અરસામાં બ્રહ્મદેવને નિદ્રાધીન જોઈને હયગ્રીવ નામે દૈત્ય વેદો હરી ગયેલો અને સમુદ્રમાં ભરાઈ બેઠેલો. તેની પાસેથી વેદો પાછા લેવા ભગવાને મત્સ્યાવતાર ધારણ કર્યો. આ મત્સ્યાવતાર તે જ રાજા સત્યવ્રત પાસે આવેલ મત્સ્ય. જળપ્રલય વખતે મત્સ્યે હયગ્રીવને હણીને તેની પાસેથી વેદ પાછા લીધા, નિદ્રા બાદ બ્રહ્મદેવને પાછા સોંપ્યા. જળપ્રલય દરમિયાન રાજાના વહાણને સાપથી પોતાની સાથે બાંધીને ફેરવ્યું અને રાજા સાથે વાર્તાલાપ કર્યો. આ વાર્તાલાપ તે જ મત્સ્યપુરાણ.

દક્ષિણ દિશાસાગરનાં અનંત શ્યામ પાણીમાં તરતા આ વહાણને આપણે રાજા સત્યવ્રતનું વહાણ કેમ ન કલ્પી શકીએ? પશુ–પંખીનું એક એક જોડું તે સાથે લઇ ગયેલા, તેમાંનાં આ દક્ષિણ મહાસાગરની ઉપર જ વસતાં પેલાં મૃગશીર્ષ, શશક કપોત, કાગડો (હસ્ત) વગેરે તો નહિ હોય? અને પેલો હયગ્રીવ દૈત્ય–તેને આ નરતુરંગ માનીએ, તો શું ખોટું છે? નરતુરંગ એ પાશ્ચાત્ય કલ્પના છે. એ કલ્પના પ્રમાણે નરતુરંગનું શરીર ઘોડાનું અને માથું માનવીનું હોય છે. હયગ્રીવમાં પણ ડોક સુધી ઘોડાનું સ્વરૂપ કલ્પાયું છે.

## પૃથ્વી–પ્રલય

આવી કથા તો બાઈબલમાં પણ છે. માનવીઓનાં પાપ નીરખીને પ્રભુએ પૃથ્વીને માથે પ્રલય લાવવાનો વિચાર કર્યો. માત્ર સદાચારી નોહાને બચાવવા માટે ભગવાને તેને એક વહાણમાં તેનાં કુટુંબીઓ તેમ જ પશુપંખીના એક એક જોડા સાથે બેસીને સમુદ્રમાં ચાલ્યા જવાનું કહેલું. એ પછી જળપ્રલય થયો, ચાલીસ દિવસ અનરાધાર વરસાદ વરસ્યો, પૃથ્વી પર પંદર-પંદર હાથ પાણી ચડી ગયાં, પચાસમે દહાડે પાણી ઓસરવા લાગ્યાં.

પૃથ્વી પરથી પાણી ઓસર્યાં છે કે નહિ, તે જોવા માટે નોહાએ કાગડાને મોકલેલો, પણ તે પાછો નહિ આવેલો. પાશ્ચાત્ય કલ્પના પ્રમાણે કાગડો તે આપણો હસ્ત. તે આ વહાણથી દૂર જઈ ને જ બેઠો લાગે છે ને? ત્યાર બાદ કપોતને ઉડાડેલો અને તે શુભ સમાચાર લાવેલો; જેસનની કથામાં પણ કપોત–હોલો આવે જ છે ને?

પણ આ બધાં કરતાં આ વહાણને આપણે અગસ્ત્ય મુનિનું જ વહાણ કલ્પી લઈએ તો શું ખોટું છે? અગસ્ત્ય મહારાજે જ આપણે ત્યાં પ્રથમ સમુદ્રયાત્રા કરી અને નૌકાશાસ્ત્ર પ્રજાને શીખવ્યું. એમણે કદાચ નાનું વહાણ બનાવ્યું હશે, પણ એ મહાન પ્રસંગને યોગ્ય અંજલિ આપવા આવડા મોટા વહાણને સ્થાપી દઈએ તો કશું ખોટું નથી.

બધી કલ્પનાઓ મૂકીને આપણે પેલા જેસનના જોડીદારોને વહેલા વહેલા મળી લઈએ; પણ દક્ષિણ દિશાનાં તારામંડળો જોવા એ મુશ્કેલ કામ છે. તારામંડળો જાણે ક્ષિતિજના આસપાસ, અરે ભૂસ્યો, જાણે પાણીની સપાટી માથે તરતાં દેખાય છે. એ સપાટી પર આસાનીથી નજર નાખવા દે એવા આપણે ત્યાં ચોક કેવા? આજુબાજુ ઠાંસોઠાંસ ઘર ભર્યાં છે, ઊંચા ઊંચા મોભ અને કરા આડા ઊભા કરતાં અને રૂડાં નક્ષત્રો આડે હાથ ધરતાં વંડી માથે ચડીએ, તો જ એ તારક–મંડળો નજરે પડે. આપણા કુદરતી જીવન આડે આવી કેટલી યે વંડીઓ રચાઇ ગઈ છે અને કુદરતની કૃપા જેવાં તારામંડળો સામે ખુલ્લી નજર પણ નાખવા નથી દેતી.

અગસ્ત્ય મહારાજ તો આથમી ગયા, પણ

તેમની ઉપર પેલા શશકની નીચે થોડાક તારા ઝાંખા ઝાંખા પડયા છે. તેનું નામ કપોત : હોલો : કોલંબિયા : The columbia. જળખંખાકાર વખતે પૃથ્વીપારના શુભ સમાચાર લાવતાં ઊંચે ઊંચે તેને ઊડવું પડયું હશે અને ઝાંખો ઝાંખો દેખાયો હશે, તેથી જ તેને ઝાંખા તારાઓને રૂપે સ્થાપ્યો હશે ?

## દક્ષિણનો સ્વસ્તિક

હવે પેલા વહાણથી પૂર્વ દિશામાં આગળ વધીએ. વહાણથી દૂર બરાબર દક્ષિણ દિશાની અધવચ્ચે સ્વસ્તિક ઝૂલી રહ્યો છે. માત્ર ચાર જ તારાઓ. ચારે તારાઓને સામસામી લીટીએ સાંકળી દઈએ તો જિસસ ક્રાઈસ્ટના ક્રોસ જેવો એ બની જાય. સ્વસ્તિક કરતાં એ ક્રોસ જેવો લાગે છે. પાશ્ચાત્યો એને દાક્ષિણાત્ય ક્રોસ : સધર્ન ક્રોસ : The southern cross અથવા ક્રક્સ : Crux જ કહે છે. ઉત્તર આકાશને આજકાલ સપ્તર્ષિ અજવાળે છે, ત્યારે દક્ષિણ આકાશને આ જાપાનીઝ બાણુડા જેવો લાગતો સ્વસ્તિક શોભાવે છે. જેમ સપ્તર્ષિના ક્રતુ–પુલહના તારા ઉત્તર ધ્રુવ બતાવે છે, તેમ આ સ્વસ્તિકના ઉપરના તારામાંથી નીચેના તારાની આગળ દક્ષિણમાં લીટી લંબાવીએ, તો એ લગભગ દક્ષિણ ધ્રુવને મળે છે. એ રીતે સ્વસ્તિક દક્ષિણ દિશામાં સપ્તર્ષિનું કામ સારે છે. અલબત્ત, દક્ષિણ ધ્રુવને સ્થળે કોઈ તારા નથી–દક્ષિણ ધ્રુવને કલ્પી લેવો જ પડે છે.

સ્વસ્તિકની એક બીજી ભારે ઉપયોગિતા છે. એના ઉપર–નીચેના બંને તારા સાથે જ યામ્યોત્તર રેખા ઉપર આવે છે, એ વખતે તેના બાકીના બે આડા તારા પૂર્વ–પશ્ચિમ દિશામાં આવી જાય છે. આ કારણે સ્વસ્તિકને નીરખીને જુદી જુદી ઋતુમાં સમય અને દિશા ઓળખવાનું અભ્યાસીઓને સુગમ પડે છે. આ કારણે તેને 'દક્ષિણનું દૈવી ઘડિયાળ' : સધર્ન સિલેસ્ટિયલ કલોક : The southern Celestial Clock કહે છે.

## ટિંગાતો ત્રિશંકુ

આપણા ખલાસીઓને આ સ્વસ્તિકનું તારામંડળ વહાણો હંકારવામાં ઘણું મદદગાર થાય છે. તેઓ એને 'ચોકી' કહે છે. એમની સફરોમાં આ તારામંડળ દિશાઓની જાણ કરીને તેમની ચોકી કરે છે; તેથી જ તેનું નામ ચોકી પાડી દીધું હશે ?

આ ચાર તારાઓમાં સૌથી નીચે લટકતા તારાને 'ત્રિશંકુ' કહે છે. બ્રાહ્મણની સ્ત્રીઓનું હરણ, પિતૃક્રોધ અને ગૌહત્યાનાં ત્રિવિધ પાતકથી જેનું નામ ત્રિશંકુ પડેલું, તેને એક વખત સદેહે સ્વર્ગમાં જવાની ઈચ્છા થઈ. એ માટે કરવાના યજ્ઞમાં ઋષિ વસિષ્ઠને તેણે અધ્વર્યુ થવા કહ્યું, પણ વસિષ્ઠે ના પાડી; અને તેના વર્તન પરથી તેને ચાંડાલ થવાનો શાપ આપ્યો. વિશ્વામિત્ર પર આ રાજાનો ઉપકાર હતો, તેથી વિશ્વામિત્રે તેના યજ્ઞના અધ્વર્યુ થવા હા પાડી અને બ્રાહ્મણોને તેડાં મોકલ્યાં–પણ કોઈ ન આવ્યું.

છતાં યે વિશ્વામિત્રે યજ્ઞ કર્યો, તો દેવો હવિર્ભાગ લેવા ન આવ્યા. આથી વિશ્વમિત્રે તેને પોતાના તપને તેજે સદેહે સ્વર્ગમાં મોકલ્યો. ઈંદ્રે એ અપવિત્ર દેહધારીને પૃથ્વી પર પાછો ફેંકયો. વિશ્વમિત્ર તેને નીચે પડતો જોઈને 'તિષ્ઠ તિષ્ઠ' – 'સ્થિર થા, સ્થિર થા' એમ કહ્યું અને ત્રિશંકુ સ્વર્ગ–પૃથ્વી વચ્ચે ટિંગાઈ રહ્યો, ત્યારથી એ ત્યાં જ ટિંગાઈ રહ્યો છે. ઊંચે સ્વર્ગ તરફ ચડવાનો એનો પ્રયાસ ઓછો નથી; પણ ઊંચે ચડવા જાય છે ત્યાં જ એને આથમવું પડે છે અને દક્ષિણાકાશમાં ડૂબી જવું પડે છે.

આ ત્રિશંકુના તારાની આસપાસ બીજા બે જોડિયા તારા છે. એ ત્રણે મળીને એકબીજા આસપાસ ઘૂમી રહ્યા છે. આ ત્રણ તારાને કારણે પણ એનું ત્રિશંકુ નામ યથાર્થ બની જાય છે. ત્રિશંકુને આટલા તેજે આપણી પાસે રજૂ થવા માટે સૂર્ય કરતાં ૧૯૦૦ ગણો પ્રકાશ રાખવો પડે છે.

## દક્ષિણ દિશાના દ્વારપાળ

આ સ્વસ્તિકની ઉપર બે તારા સરખે તેજે પ્રકાશી રહ્યા છે, એ કોણ છે? એમનું કશું નામ નથી આપવામાં આવ્યું. આવા સરખા તેજનાં તારાઓને નામ ન અપાય, એ કેમ ચાલે? ચાલો, આપણે જ નામ પાડીએ. દક્ષિણ દિશામાં આવેલો છે, ત્યારે એમાંના એકનું દક્ષિણ દિશાના દેવ 'યમ'નું નામ આપી દઇએ તો? જો એકનું નામ 'યમ' પાડીએ, તો બીજાનું નામ યમનો ચોપડો સાચવનાર 'ચિત્રગુપ્ત'નું નામ આપ્યા વગર છૂટકો નહિ.



૫. નરતુરંગ ૬. વૃક

પૂર્વ તરફથી તારાઓની હારમાળા ચાલી આવે છે. સ્વસ્તિકની પાછળ યમ ને ચિત્રગુપ્ત જેવા જ જોડીદાર ચાલ્યા આવે છે. સ્વસ્તિકના વચલા બે તારામાંથી પૂર્વ તરફ લીટી લંબાવીએ, તો એમને જઈ મળે. એ જોડીનું નામ નરતુરંગ. એનું બીજું નામ 'નરાધ' કહેવાય છે. આ નરતુરંગ તો આપણા શૂરવીર જેસનના વિદ્યાગુરુ : સેન્ટાઉરસ : Cantaurus. નરતુરંગનું તારામંડળ તો ઘણું મોટું છે. આસપાસ મોટું છે. આસપાસ ચળકતા બધા તારાઓ એ તારામંડળના સભ્યો છે; પણ એમાં આપણું ધ્યાન ખેંચનારા તો સરખે તેજે પ્રકાશનારા આ બે તારા જ. બંને પ્રથમ વર્ગના તારા છે. આટલા સરખે સરખે તેજે પ્રકાશનારા બે તારા આખા આકાશમાં આટલા નજીક ક્યાં યે નથી. આપણે ત્યાં એમને 'જય – વિજય' એવું ચોક્કસ નામ આપવામાં આવ્યું છે. સનત–સનકાદિ ઋષિઓને પણ રજા વિના પ્રભુ પાસે જવાની ના પાડનાર અને તે માટે શાપ સહન કરનાર એ તો કર્તવ્યનિષ્ઠ દ્વારપાળ દ્વંદ્વ જય–વિજય. શાસ્ત્રોમાં દક્ષિણ દિશાના દ્વારપાળ પણ જય–વિજય કહ્યા છે. હમણાં તેઓ દક્ષિણ ક્ષિતિજની સમાંતરે થઈ જશે, પણ એને સમાંતર થવું હોય ત્યારની વાત ત્યારે–અત્યારે તો તેની એક બીજી વિશિષ્ટતા જાણી લઈએ.

નરતુરંગના બંને તારામાંથી પૂર્વ તરફનો 'જય' તારો આપણી પૃથ્વીની પાસેમાં પાસેનો તારો છે. પાસે એટલે કેટલો? ૪૩⁄૪ પ્રકાશવર્ષ. તમને થશે કે અહીં તો અંતરનું માપ કાઢવું છે અને વર્ષની વાત ક્યાં કરી? વર્ષ તો વખતનું માપ કાઢવામાં કામ આવે. થોભો, થોભો! આપણે અત્યારે પૃથ્વી છોડીને અનંત બ્રહ્માંડની વચ્ચે ઘૂમી રહ્યા છીએ. અનંત બ્રહ્માંડનાં માપ આપણી પૃથ્વીના માપે કેમ મપાય?

## પ્રકાશવર્ષનું માપ

આપણી પૃથ્વી આપણને કેવડી મોટી લાગે છે! હજી યે પૃથ્વીના કેટલા યે ભાગ વણશોધાયા પડ્યા છે. એ પૃથ્વીનો વ્યાસ ૮૦૦૦ માઈલનો. પૃથ્વીની નિકટમાં નિકટ ફરનારો ચંદ્ર પૃથ્વીથી ૨,૩૦,૦૦૦ માઈલ દૂર. પૃથ્વીનો પ્રાણાધાર સૂર્ય પૃથ્વીથી ૯૩,૦૦૦,૦૦૦ માઇલ દૂર. પણ આ સૂર્યને મૂકીને આકાશમાં દૂર ચાલ્યા એટલે કરોડો, અબજો શું, પણ હજારો-અબજો માઈલ સુધી ખાલી ભાગ પડ્યો છે. (સૂર્યને છોડીને) સૌથી પ્રથમ તારો આપણને મળે છે ૨૫૦૦૦,૦૦,૦૦,૦૦,૦૦૦ માઈલે એટલે કે પચીસ હજાર અબજ માઇલને અંતરે અને તે આપણો



**ગ્રીષ્મ**

| | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|
| મે | તા. | ૧ રાતના | ૧૧–૦ | | જૂન | તા. | ૧ રાતના | ૯–૦ |
| ,, | તા. | ૧૫ ,, | ૧૦–૦ | | ,, | તા. | ૧૫ ,, | ૮–૦ |

નરતુરંગનો તારો. આ માઈલને માપે આપણે આગળ આવીએ, તો છેવટે મીંડાંની સંખ્યા પેલી કીડીની હારમાળા જેવી બની જાય અને તેને સાચવવી કે ગણવી મુશ્કેલ પડે. આથી જ્યોતિર્વિદોએ અવકાશના વિરાટ અંતરને માપવા માટે એક વિરાટ ગજ તૈયાર કર્યો છે અને તેનુ નામ પ્રકાશવર્ષ.

પ્રકાશવર્ષ એટલે શું ? એક વર્ષમાં પ્રકાશ જેટલો માઈલ દૂર સુધી જઈ શકે તે અંતર. પ્રકાશ એક સેકંડમાં ૧,૮૬,૦૦૦ માઈલનું અંતર કાપી શકે છે. એક વરસની સેકંડ (૩,૧૫,૩૬,૦૦૦) ત્રણ કરોડ, પંદર લાખ છત્રીસ હજાર થાય. એ હિસાબે એક વર્ષમાં પ્રકાશ લગભગ (૬૦૦૦,૦૦, ૦૦,૦૦,૦૦૦) ૭ હજાર અબજ માઈલનું અંતર કાપી શકે છે.

## તારાઓનું અંતર

આ માપને હિસાબે પેલા સૂર્યનો પ્રકાશ આપણી પૃથ્વી પર આઠ મિનિટમાં પહોંચી જાય છે અને પાસેમાં પાસેના તારા નરતુરંગના તારાનો પ્રકાશ ૪$\frac{1}{3}$ વર્ષમાં પહોંચે છે; એટલે કે નરતુરંગનો પાસેમાં પાસે ગણાતો તારો આપણા સૂર્ય કરતાં ૨૪૦૦૦ ગણો દૂર જઈને બેઠો છે. આવા વિરાટ પ્રકાશવર્ષની રીતે માપતાં આગળ ચાલીએ તો દસ પ્રકાશવર્ષના અંદર માત્ર ચાર જ તારાઓ આવે છે.

આ રીતે માપતાં આપણે જોઈ ગયેલા તારાઓમાં પેલો વ્યાધનો તારો આપણાથી ૮$\frac{1}{3}$ પ્રકાશવર્ષ દૂર છે. પ્રભાસનો તારો ૧૧ પ્રકાશવર્ષ, પુનર્વસુનો પોલક્ષ તારો ૩૪ પ્રકાશવર્ષ, સ્વાતિનો તારો ૪૩ પ્રકાશવર્ષ, ધ્રુવનો તારો ૭૯ પ્રકાશવર્ષ મઘાનો યોગતારો ૯૯ પ્રકાશવર્ષ દૂર છે. એથી યે આગળ ચાલતાં પેલો આર્દ્રાનો તારો ૧૮૧ પ્રકાશવર્ષ, ચિત્રાનો તારો ૨૩૨ પ્રકાશવર્ષ અને બાણરજનો તારો ૪૬૫ પ્રકાશવર્ષ દૂર છે.

આટલાં મોટાં અંતર વાંચીને ત્યાં જ તમે બદ્ધ-દૃષ્ટિ ન બની જતા. આકાશના આ વિરાટ પ્રદેશમાં દૃષ્ટિ બંધાઈ જાય, તો આરો નહિ આવે; કેમકે ૫૦૦-૬૦૦ પ્રકાશવર્ષ જેની પાસે મામૂલી ગણાઈ જાય એવા વિરાટ પ્રદેશો હજી જોવાના આપણે માટે બાકી છે.

વ્યાધનો તારો આપણાથી ૮$\frac{1}{3}$ પ્રકાશવર્ષ દૂર એટલે આપણે અત્યારે વ્યાધનું જે તેજ જોઈ રહ્યા છીએ તેને ત્યાંથી નીકળ્યાને ૮$\frac{1}{3}$ પ્ર. વર્ષ વીતી ગયાં. એ જ રીતે બાણરજનાં તારાનું આપણે જે તેજ જોઈએ છીએ તે તો ૪૬૫ વર્ષ જૂનું. એ પ્રકાશ ત્યાંથી નીકળીને સેકંડની ૧,૮૬,૦૦૦ માઈલની ઝડપે આપણને તેનો સંદેશો પહોંચાડી રહ્યો છે, પણ એટલાં વર્ષમાં એ તારાઓની શી સ્થિતિ થઈ હશે તેની કોને ખબર ? કદાચ એ તારાના ભુક્કા બોલી ગયા હોય તો યે તેનો સંદેશો પહોંચતાં આપણને તે જેટલાં પ્રકાશવર્ષ દૂર હોય તેટલાં વર્ષ લાગે.

## પ્રકાશવર્ષની ટપાલ

કેટલા યે હિંદવાસીઓ આફ્રિકા જઈને વસ્યા છે. તેમની ટપાલ હિંદમાં લગભગ ચૌદ દિવસે પહોંચે, એટલે કે તેમની ટપાલ અહીં આવે ત્યારે ચૌદ દિવસના જૂના સમાચાર તેમનાં સગાંવહાલાંને મળે. એ ચૌદ દિવસ દરમિયાન આફ્રિકામાં જે કાંઇ બનાવ બન્યો હોય તેમની સગાંવહાલાંને શી ખબર પડે ? બનાવ બાદ તરત જ ખબર લખે તો બીજા ચૌદ દિવસ લાગે ને ? ક્યાં કલાકના વીસ-પચીસ સમુદ્ર-માઈલની ઝડપે ચાલનાર વહાણ મારફત પહોંચતી ચૌદ દિવસની આપણી ટપાલ અને ક્યાં એક સેંકડના ૧,૮૬,૦૦૦ માઈલની ઝડપે સંદેશો પહોંચાડનાર તારાઓના પ્રકાશવર્ષની ટપાલ ! આપણી પૃથ્વી પર અત્યારે મહાન યુદ્ધ ખેલાઇ રહ્યું છે તેનો સંદેશો પેલા તારાઓને પહોંચતાં (જો ત્યાં માનવીઓ વસતાં હોય તો) તેઓ આપણાથી દૂર હોય તેટલાં વર્ષ થાય. એ દરમિયાન તો આ મહાયુદ્ધનો કોણ જાણે કેવો યે અંત આવ્યો હોય ?

આવા મહાન અંતરને આપણે જો માઈલથી માપવા બેસીએ તેના અમદાવાદથી કલકત્તા વચ્ચેના

અંતરને ઈંચથી માપવા બેસીએ તેના કરતાં હજારગણા મૂર્ખા ગણાઈએ.

આ પ્રકાશવર્ષનું માપ જાણે અધૂરું પડતું હોય તેમ વૈજ્ઞાનિકોએ સફળતા ખાતર 'પાર્સેક': Parsecનું નવું માપ કાઢયું છે, એક પાર્સેક એટલે ૩$\frac{1}{4}$ પ્રકાશવર્ષ.

નરતુરંગનો 'જય' તારો આપણાથી ૪$\frac{1}{3}$ પ્રકાશવર્ષ દૂર છે, પણ એની જ પાસે બેઠેલો દેખાતો 'વિજય' તારો ૩૦૦ પ્રકાશવર્ષ દૂર છે. બંને પાસે સરખે તેજે પ્રકાશતા દેખાય છે, પણ એકબીજાથી કેટલા બધા દૂર છે? પેલા દૂર દૂર બેઠેલા 'વિજય' તારાને 'જય' તારા જેટલું જ તેજ બતાવવા માટે કેટલો બધો પ્રકાશ સાચવવો પડતો હશે? 'વિજય' આપણા સૂર્યથી ૩૦૦૦ ગણો પ્રકાશિત છે, જ્યારે 'જય' તારો આપણા સૂર્ય કરતાં માત્ર ૧.૩ ગણો પ્રકાશિત છે. આ 'જય' તારો પણ એક જોડિયો તારો છે હો?

## યમપુરીનું દ્વાર

આ નરતુરંગ અને સ્વસ્તિકની વચ્ચે સ્વસ્તિકની બરાબર પાસે એક કાળો ભાગ દેખાય છે. આગળના વખતમાં લોકો તેને કોલસાનો કોથળો—કોલ સેક: The Coal Sack કહેતા. ઑસ્ટ્રેલિયામાં એ વિષે એક લોકકથા છે. તે લોકકથા પ્રમાણે આ કોલસાનો કોથળો તો અંધાર—દેશનુ યમપુરીનું મુખદ્વાર છે. એ મુખદ્વારનો આકાર પેલા જંગલી પંખી એમુના મોઢા જેવો છે. એમુ સ્વસ્તિકના ઝાડની નીચે મોં ફાડીને જાણે બેઠું છે. પાપી માનવી એ ઝાડ નીચે આશરો લેવા આવે કે તરત એને તે મોં ફાડીને ગડપ કરી જાય છે; પણ હવે વૈજ્ઞાનિક નજરે એ કોલસાના કોથળા વિષે શોધ કરી છે—એ તો કાળું વાદળ છે, પણ તારક–વાદળાની પૂરી ઓળખાણ આપણે આગળ કરવી છે, એટલે અહીં એની વિશેષ વાત રહેવા દઈએ.

પેલા મૃગના આગલા પગથી માંડીને વ્યાધ પાસે થઈ વહાણને નવરાવતી સ્વસ્તિકને સ્નાન કરાવતી અને નરતુંગને અભિષેક કરતી દક્ષિણ દિશાને અજવાળતી આકાશગંગા પૂર્વમાં ચાલી જાય છે એનાથી યે આ વિભાગમાં દૂર દૂર આપણે નથી જોઈ શકતા તેવા દક્ષિણ ધ્રુવ આસપાસના પ્રદેશમાં કેટલાયે તારક–વાદળાં, તારકગુચ્છ અને નિહારિકા પડયાં છે, એમને આપણે ભલે ન જોઈ શકીએ પણ એની વિગતો જાણીને તો આનંદ લઈએ

એ વિભાગમાં લાર્જર મેગેલેનિક કલાઉડ: (Larger Megallenic Cloud) અને લેસ્સર મેગેલેનિક કલાઉડ: (Lesser Megallenic Cloud) નામનાં તારકવાદળાં નરી આંખે દેખી શકાય તેવાં છે. એમાયે પહેલું તારકવાદળું તો પૂર્ણિમાની દૂધિયા રાતમાં યે પોતાનુ રૂપ બતાવી શકે તેવું ઊજળું છે. પેલો જેસન આવાં તારકવાદળાં અને તારકગુચ્છરૂપી જ સોનેરી ઊન લેવા નહિ ઊપડયો હોય ને? પણ આપણે એ પ્રદેશ તરફ નજર પણ કયાં કરી શકવાના છીએ? ચાલો આપણે આપણા વહાલા નરતુરંગ, સ્વસ્તિક અને જયવિજયના પ્રદેશમાં.

## સમાંતર લીટીઓનું સામ્રાજ્ય

દક્ષિણ આકાશમાં જાણે સમાંતર લીટીઓનું જ સામ્રાજ્ય પ્રવર્તતું લાગે છે. સૌથી પહેલાં 'વહાણ' ક્ષિતિજની સમાંતરે હતું. સ્વસ્તિકના પશ્ચિમ તરફના તારાઓ સમાંતર થયા. એ પછી 'જયવિજયે' સમાંતરનો અધિકાર લીધો. તેની પછી 'નરતુરંગ'નો વારો આવશે. આથમતાં આથમતાં 'સ્વસ્તિક'ના પૂર્વ તરફના ઉપરના બે તારા સમાંતર થતા જવાના અને તેમના પ્રદેશનું સામ્રાજ્ય અખંડ રાખતા જવાના.

આ નરતુરંગ અને પેલા પૂર્વમાં ઊગતા આવતા વિરાટ વીંછીડાની વચ્ચે આટલા બધા ચળકતા તારા શાના પડયા છે? પાશ્ચાત્યો એને વૃક: વરુ: લુપસ: The Lupus કહે છે; પણ આમ વરુનો આકાર કેવી રીતે આવ્યો? વરુને ત્યાં

સ્થાપવાનું કારણ પણ શું ? કોઈ માહિતી મળતી નથી.

આપણા પૂર્વજોએ પણ એ તારામંડળને કાં કાંઇ નામ ન આપ્યું ? તારાઓ જ તારાઓ, ઘણા બધા તારાઓ. આટલા બધા તારા હોવા છતાં એમાંથી કોઈ ઘાટ ન ઊભો થાય તો પછી એને શું નામ આપવું ? જાણે મૂઠી ભરીને કોઈએ તારાઓને જેમ આવે તેમ ફગાવી દીધા છે. મઝાના રૂપધારી સ્વસ્તિક અને આબેહૂબ આકાર રચતા વૃશ્ચિક વચ્ચે આડાઅવળા પડેલા અને થોડાઘણા ચળકતા તારાઓ તરફ કોણ લક્ષ આપે? શા માટે તેઓ એકસરખા તેજે ન પ્રકાશ્યા અને એકસરખો આકાર ન રચ્યો ? જેનામાં એકધારિતા નહિ એના તરફ કોઈ નજર ન નાખે એવો સામાન્ય નિયમ પણ તેઓ નહિ જાણતા હોય ?

## કલ્પનાને શરણે

પરંતુ સ્વસ્તિકના સામ્રાજ્ય બાદ દક્ષિણ આકાશને એમણે જ આજકાલ શોભાવી દીધું છે. આપણે એને તદ્દન એમ ને એમ જવા દઈએ તો એમને અન્યાય થાય. ગમે તેમ તો યે તેઓ એક લોકસમૂહ છે, અને આજના જમાનામાં સમૂહનું જ બળ છે ને ? ચાલો, એ સમૂહમાંથી એકાદ ઘાટ આપણી મેળે કલ્પી કાઢીએ.

મુખ્ય મુખ્ય તારાઓને જ લઈએ તો જયવિજયની સામેથી એક વળાંક નીચે ઊતરે છે. પછી નીચે બે તારા મળીને નાનો જથ્થો ઝાંખો થતો ઠેઠ વીંછીના આંકડાને અડી જાય છે.

આંખ ઝીણી કરીને કલ્પના મેળવીએ તો એમાંથી મોરનો આકાર કલ્પી શકાશે. પેલા તારાઓનો વળાંક તે એની ચાંચ અને ડોક, તારાઓનો જથ્થો તે એનું પેટ, એ જથ્થાની નીચે એકાદ–બે તારા એ પગ, અને ત્યાર બાદ ઠેઠ વીંછીડા સુધી ચાલ્યો જતો તારાઓનો ઝાંખો જથ્થો તે મયુરનો પિચ્છભાર. મોર બરાબર રચાઈ ગયો. હવે તો ચાંચ પાસે તારાઓની ઢગલી પડી છે તેને એ ચણવા જતો હોય તેમ કલ્પવું મુશ્કેલ નથી.

આપણે તારાઓ નીરખીને તેમાંથી નવરાશની પળે હજાર આકાર અને કલ્પનાઓ ઊભી કરીએ. પણ તેને આપણી કલ્પનાનું નામ થોડું જ આપી શકાય છે ? એ તો તેમનાં શાસ્ત્રીય નામોથી જ ઓળખાવાના. તે જ રીતે આપણે રૂડી રીતે કલ્પી કાઢેલો આ મયુર વકઃ વરુને નામે જ જગત સમક્ષ ઓળખાવાનો.

વકને નીરખીને આપણે દક્ષિણ આકાશના પશ્ચિમ છેડાથી પૂર્વ છેડા સુધી સફર કરી આવ્યા. આ તો અવળી ગંગા વહી. પેલી આકાશગંગા પણ આપણા પ્રવાસમાર્ગે જ વહે છે ને ? અને હિંદની ગંગા પણ પશ્ચિમથી પૂર્વ તરફ વહે છે; તેથી જ અતિ પવિત્ર ગણાય છે. ત્યારે આપણો આજનો પ્રવાસ પુણ્યમય બની ગયો.

## ચરુની ગાથા

એ પુણ્યમય પંથમાંથી છલંગ મારીને જરા આકાશમાં ઉપર આવો. પેલો હસ્ત કેટલો બધો ઊંચો આવી ગયો છે ? વાસુકિ આકાશમાં આડો થઈ ને પડયો છે. એ વાસુકિની પૂછડી અને હસ્ત વચ્ચે થોડાક તારા પડયા છે. એમનું નામ ચષક : ચરુ અથવા પેલા શૂરવીર જેસને જેમાંથી છૂટે હાથે ખર્ચ કરેલું તે કેટર : The Crater. બરાબર વાસુકિ નાગની પૂછડીની નીચે ચરુ પડયો છે, એટલે કોઈ લોકકથા જ યાદ આવે અને લોકકથામાં કોઈને કોઇ ભરફેણિયો નાગ પોતાના રાફડામાં ઊંડે ઊંડે સાત સાત ચરુની માથા દબાવીને બેઠો જ હોય–જાણે વાસુકિની પૂછડી નીચે દબાયેલ આ માથાનો ચરુ હાથ કરવા પેલો હસ્ત પાછળ પડયો છે. પણ હસ્તના હાથમાં એ ચરુ આવતો જ નથી. આ ચરુ પેલી લોકકથાના ભરફેણિયા નાગના રાફડામાં કયાં પડેલો છે ?/આ તો દેવતાઈ નાગ વાસુકિએ કોઈ શૂરવીર જેસન જેવા સાહસિક જુવાનને માટે

સાચવી રાખેલો ચરુ છે. એ ભલે તેમાંથી છૂટે હાથે ખર્ચ કરે; પણ જેને તેને હાથ તે ન આવે.

બસ, આ ચરુનાં દર્શન કરીને પેલા જેસનનાં સંગાથીઓ સાથે આપણે સમગ્ર દક્ષિણ આકાશને સલામ ભરી લીધી. સૌને સલામ કરી ત્યાં તો પેલો વહાણનો મોરો પશ્ચિમ ભણી ઊતરી ગયો છે. ગોવાળિયે ખભે ધરેલી લાકડી જેવા જયવિજય નીચે નમ્યા છે. જાપાનીઝ બાબુડા જેવા સ્વસ્તિકને ધક્કો મારી કોઈ પશ્ચિમ તરફ પાડી રહ્યું છે. પાછળ તેની સહાયે નરતુરંગ અને વૃક આવી રહ્યા છે; પણ તેઓ તેમનાં ક્ષેત્રોમાં બંધાઈ ગયા છે. મદદ કરવાની ઈચ્છા છતાં સ્વ–સ્થાન છોડીને તેઓ બીજાને મદદ કરવા કઈ રીતે જઈ શકે?

આજકાલના દિવસોમાં આપણા ઉત્તર આકાશના આંગણાની વચ્ચોવચ્ચ રંગોળી પૂરી હોય તેવાં સપ્તર્ષિ, ધ્રુવમત્સ્ય, મઘા, ફાલ્ગુની ને ચિત્રા–સ્વાતિ ચળકી રહ્યાં છે. ઉત્તર આકાશ આપણને કેટલું સ્પષ્ટ અને વિના આયાસે દેખાય છે? અજાણતાં યે તેના તરફ આપણું લક્ષ્ય દોરાઈ જાય છે.

## દક્ષિણાકાશની રંગોળી

એ જ રીતે દક્ષિણ ધ્રુવની નજર તળે આવેલા પ્રદેશોમાં દક્ષિણ આકાશમાં તારામંડળો દેખાતાં હશે ને? આપણા જ દેશની પાસે આવેલ પેલા સિલોનની આસપાસ અને તેની નીચે દક્ષિણ વિષુવવૃત્ત હેઠળના પ્રદેશોમાં આ વહાણ ને આ સ્વસ્તિક, આ જયવિજય અને આ યમ, ચિત્રગુપ્ત–આ વૃક અને વૃશ્ચિક કેવાં દેખાતાં હશે? તેમના આકાશના આંગણામાં એ તારામંડળો રંગોળી પૂરતા હશે તે ત્યાંનાં વતનીઓને કેવાં સુંદર લાગતાં હશે? આપણા કોઈ મિત્ર, એ પ્રદેશમાં વસતા હોય તો તેમને આપણા ઉત્તરાકાશમાં રસિક વર્ણન સાથે તેનું ચિત્ર પણ મોકલીએ–જો તે આપણને ત્યાં દેખાતા દક્ષિણાકાશના વર્ણન સાથે તેનું ચિત્ર મોકલે તો.



એક કલાકાર.

એમની પીંછીમાંથી ઉત્તમ ચિત્રોનું સર્જન થયા કરે.

એક દિવસ આ કલાકારે ચિત્ર દોરવાનું શરૂ કર્યું.

એમના મનમાં તો ચિત્રની પૂરી કલ્પના હોય જ. પણ શરૂઆત તો આડી અવડી રેખાઓથી જ થાય.

કલાકારના માતા પાસે બેસીને પુત્રની કળા જોયા કરે. શરૂઆતની આડી અવડી રેખાઓથી એમને ચિત્રનો ખ્યાલ તો ન જ આવે

'દીકરા! આમ આડી અવળી રેખાઓ દોરવાને બદલે એકધારું ચિત્ર દોરતો હો તો?' માતાએ કહ્યું.

"તને એમાં ખબર ન પડે. આવી અવળી રેખાઓ જ થોડી વારમાં ચિત્ર ઉપસાવશે." કલાકારે પીંછીથી રેખા દોરતાં દોરતાં કહ્યું.

'ગાંડિયા! મને ખબર ન પડે એમ? મારામાં કળાની સૂઝ હશે ત્યારે જ તારામાં એ સૂઝ આવી હશે એ કેમ ભૂલી જાય છે?' માતાએ ટકોર કરી.

"તારી વાત સાચી, બા!" કલાકાર હસી પડયો.

## શ્રી રતુદાન રોહડિયાના સન્માનને આવકારતા બે પત્રો

શ્રી રતુભાઈ રોહડિયાની તપયાત્રાનું આલેખન આપે યથાર્થરૂપે કર્યું છે. રતુભાઈ રોહડિયાના સન્માન દ્વારા આપ સૌએ સાહિત્યરુચિ અને વિશાળ હૃદયની પ્રતીતિ કરાવી છે.

ડૉ. જીવરાજ મહેતા સ્મારક ટ્રસ્ટ તરફથી રૂપિયા ૧૧૧૧૧ જેવી માતબર રકમ આપવાનું કાર્ય શ્રી રતુભાઈ અદાણીને હજારો ધન્યવાદ આપવા પ્રેરે છે. વિદ્યાના કદરદાન શ્રી રતુભાઈ અદાણી જેવા ઉદારચિત્ત આત્મા ગુજરાતના જિલ્લે જિલ્લે એક હોત તો કાવ્ય-સાહિત્યને ગદપણ આવત નહિ. ઉત્તરાર્ધ અવસ્થામાં પણ કાવ્ય-સાહિત્ય ટકી રહ્યું છે અને તેની આવી રૂડી કિંમત આંકનાર કો'ક કો'ક દેશપ્રેમી રતુભાઈ અદાણી જેવા હસ્તી ધરાવે છે, તે જાણી જોઈ આનંદ થાય છે.

રાજકવિ નારાયણદાન બાલિયા
(જામનગર)

"શ્રી. રતુભાઈ રોહડિયાકા સન્માન કરકે ઈસ કહાવતકો સર્વથા સિદ્ધ કર દિયા હૈ કિ હીરેકી પરખ જૌહરીકો હી હોતી હૈ. વાસ્તવમેં પુસ્તકોંકે બીચ દબે હુએ અમૂલ્ય હીરેકો પહચાનકે સાથ નિકાલ કર સાહિત્ય સમાજકે સમક્ષ રખ્ખા હૈ, ઈસ પરખ વ પહચાનકે લિએ બહુત બહુત ધન્યવાદ. યહ રતુદાનજીકા હી નહિ સમસ્ત ચારણી સાહિત્યકા સમ્માન હૈ. ઈસ લિએ રાજસ્થાનકા સમસ્ત ચારણ સમાજ હૃદયસે આભારી હૈ.

"રતુદાનજી જૈસે ચારણી સાહિત્ય કે વિદ્વાન ગુજરાતમેં હી નહિ સંપૂર્ણ ભારતવર્ષમેં ઈને ગિને હી હૈ. શ્રી. રોહડિયા સાહબકા સમ્માન કરવાકર આપ લોગોને સાહિત્ય વ કલાપ્રિયતાકા પરિચય દિયા હૈ... ઈસસે સ્પષ્ટ હોતા હૈ કિ ગુજરાતમેં ભી વિદ્વાનોંકી ઈજ્જત વ સમ્માન કરનેવાલોંકી કમી નહીં હૈ.

'મૈં ભગવાન સે યહ કામના કરતા હું કિ વો આપકો બલ બુદ્ધિ વ પ્રેરણા દે તાકિ ઈસી પ્રકાર સદૈવ વિદ્વાનોંકા સમ્માન કરવાતેં રહે."

નારાયણસિંહ સાન્દુ:સર્વેક્ષણ વ પ્રકાશન અધિકારી,
રાજસ્થાન સંગીત નાટક અકાદમી કાર્યાલય, જોધપુર

---

# આવો એમને ઓળખીએ

અનિલ હ. ભટ્ટ

આપણા દેશમાં જેવી હરિજનોની પરિસ્થિતિ છે લગભગ તેવી જ દશા હબસીઓની અમેરિકામાં છે. ત્યાં પહેલા હબસીઓને ગુલામ તરીકે રાખવામાં આવતા. કુદરતને જ્ઞાતિ-જાતિમાં કે ગોરી-કાળી ચામડીમાં કોઈ ભેદભાવ નથી એ સાબિત કરવા માટે ઘણાં દાખલા આપી શકાય એમ છે.

બુદ્ધિ, શક્તિ કે સામર્થ્ય ઉચ્ચ જ્ઞાતિ કે ગોરી ચામડી જોઈને ભગવાન આપતો નથી. સંતો-મહંતો, વૈજ્ઞાનિકો કે રણબંકાઓને આપણે તેમનામાં રહેલી શક્તિથી ઓળખીએ છીએ. આ વાંચેલી વાત આવા એક ઓલિયા વૈજ્ઞાનિકની છે.

હબસી માતાની કૂખે અવતરેલો આ કાળા રંગનો છોકરો ગુલામ તરીકે જ જન્મ્યો. ગુલામોનો વેપાર કરતી ટોળકીએ માતા માટે તો ગ્રાહક શોધી કાઢ્યો પણ બાળકને ખરીદનાર કોઈ ન નીકળ્યું. અપૂરતા પોષણ -અને દારૂણ પરિસ્થિતિને લઈને તેને ઉંટાટિયું થઈ ગયું.

પણ તે થોડો મોટો થયો અને કામ કરી શકે તેવો થયો ત્યારે મોઝીઝ કારવર નામના માણસે તેને લંગડા ઘોડાના બદલામાં ખરીદ્યો. શ્રી કારવરને એમ લાગ્યું કે એણે ખોટનો ધંધો કર્યો છે. મજાકમાં એ છોકરાનું નામ એણે 'જયોર્જ વોશિંગ્ટન' પાડ્યું.

નામ પ્રમાણે ગુણ આવે કે કેમ એ પ્રશ્ન છે પણ આ કિસ્સામાં તો એવું જ બન્યું. તેણે ઘરકામ, દરજીકામ, રસોઈકામ વિગેરે શીખી લીધું. તે જે કાંઈ કરતો તે અત્યંત ચીવટપૂર્વક કરતો. આથી તે જે કાંઈ કરતો તે ઊડીને આંખે વળગતું.

પાસે કોડી તો હતી નહિં એટલે ગંધાતા તબેલામાં રહીને દૂર આવેલી શાળામાં ભણ્યો. શાળાનો અભ્યાસક્રમ પતાવીને કોલેજમાં દાખલ થવા માટે તેણે આઈઓવા યુનિવર્સિટીમાં અરજી કરી ને તે મંજૂર પણ થઈ. સત્તાવાળાઓને જ્યારે જાણ થઈ કે આ 'જયોર્જ વોશિંગ્ટન' તો હબસી છે એટલે ગલ્લા તલ્લા કર્યા ને એને દાખલ ન કર્યો. એ નિરાશ ન થયો. તેણે લોન્ડ્રી શરૂ કરી ને પૈસા ભેગા કર્યા. ને બીજે વર્ષે સીમ્પસન કોલેજમાં પ્રવેશ મેળવ્યો. ત્યાંનો અભ્યાસક્રમ પતાવીને તે આઈઓવા કોલેજમાં ડિગ્રીકોર્સમાં દાખલ થયો. આ અભ્યાસ દરમ્યાન તેણે એવા ખંત અને લગનથી શોધખોળો ચાલુ રાખી કે જ્યારે તે કૃષિ સ્નાતક થયો ત્યારે ખેતી વિષેનું તેનું જ્ઞાન અભૂતપૂર્વ હતું. ચામડીથી નહિ પણ જ્ઞાનથી આકર્ષાઈને એ જ કોલેજમાં તેને કૃષિ અધ્યાપક તરીકે નોકરી મળી.

મજાકમાં પાડેલું 'જયોર્જ વોશિંગ્ટન' નામ ડૉ. જયોર્જ વોશિંગ્ટન કારવાર તરીકે ખ્યાતિ પામવા લાગ્યું. તેમણે કૃષિ ક્ષેત્રે જે સંશોધન કર્યા તે નીચે પ્રમાણે છે :

૧ મગફળીમાંથી ચીઝ, કેન્ડી, ઈન્સ્ટન્ટ કોફી, તેલ, દાઢી કરવાનું લોશન, રંગ, લીનોલિયમ, ખોળ, સાબુ, શેમ્પુ, પ્રિન્ટિંગ ઈન્ક, અથાણા વિગેરે.

૨ ઝાડના છોતરાં, છોડા કે છાલમાંથી સીન્થેટિક મારબલ, જંગલના પાંદડાઓ, રેસાઓ, કાદવ, અધાર તથા કચરામાંથી ખાતર.

૩ હલકી કક્ષાના બટાકામાંથી સ્ટાર્ચ, સરસ, સરકો, બુટ પોલીશ, શાહી, રંગ, ગોળ વિગેરે.

૪ ટસ્કેજી પ્રાંતની ૨૯ એકર જેટલી નકામી પડેલી જમીનને ઉપજાઉ બનાવી.

૫ ટસ્કેજી પરગણામાં ખેડૂતો પછાત હતા અને કોઈ કારણસર કપાસનો પાક નિષ્ફળ જતો હોવાથી હંમેશા દેવામાં ડૂબેલા રહેતા. ત્યાંની પ્રજાને

મગફળી અને બટાકા ઉગાડતા શીખવ્યું. ખેડૂતોએ મબલખ પાક ઉગાડયો. કપાસની જેમ મગફળી–બટાકાનું બજાર નહોતું. આથી તેમણે સંશોધન કરીને પૂરવાર કર્યું કે આ પાકોમાં કેટલી વિવિધતા ભરી પડી છે.

૯ મગફળી તો કાચું સોનું છે એમ માની ને સરકારે તેની ઉપર ધરખમ વેરા નાંખ્યા. સરકાર સમક્ષ હૃદયદ્રાવક પ્રવચન કરીને આ વેરા કાઢી નખાવ્યા.

ડૉ. કારવાર જગમશહૂર થતા ચાલ્યા. એમની કીર્તિ ટોચ પર પહોંચી. જ્યારે આ માનવતાવાદી કાળા માથાનાં અને કાળા રંગવાળા કૃષિ વૈજ્ઞાનિકની કિંમત પૈસાના ધોરણે થવા માંડી ત્યારે તેમણે કાઢેલા કેટલાક ઉદ્‌ગારો વાંચીએ :

૧ 'હું લાખ કમાઉ એના કરતાં મારા લાખ કૃષિ બાંધવોનો ઉદ્ધાર કરું તો એ મારે માટે ઘણી મોટી આવક હશે.'

૨ 'મગફળી કુદરત ઉગાડે છે ને કુદરત કોઈ ફી લેતી નથી. હું પણ કેવી રીતે લઈ શકું? તમને લાગતું હોય કે તમે સારું ઉત્પાદન લઈ શકો છો તો ભગવાનનો પાડ માનો અને માનવ જાતની સેવા કરો. માણસ, માણસ માટે જીવે એટલું જ બસ છે. જો એમ બનશે તો કુદરત વધુ ઉદારતાથી માનવજાત પર મહેરબાન બની રહેશે.'

૩ 'રોજ સવારે ચાર વાગે ઉઠવાનો મારો નિયમ છે. ત્યાર પછી હું જંગલમાં ઉપડી જાઉં છું. ત્યાંના અદ્‌ભૂત રહસ્યો નિહાળું છું. પાછા ફરતી વખતે મને કંઈક નવા તત્ત્વો કે ખાતરોનો ભેદ મળી આવે છે. કૃષિ વૈજ્ઞાનિકોએ માત્ર બે જ વાત જોવાની છે. માઈક્રોસ્કોપમાંથી નવી શોધ અને ખેતરમાંથી ઉતરતો મબલખ પાક.'

અને છેલ્લે, મને એક પ્રશ્ન થાય છે કે આપણે માનવો, માનવને માનવ તરીકે જોતા અને સન્માનતા ક્યારે શીખીશું?

(શ્રી. અનિલ. હ. ભટ્ટ : ખેતીવાડી : ૩૮૮ ૧૧૦ : આણંદ : જિ. ખેડા)

☼

## સાભાર સ્વીકાર

ઓગણીસમી સદીનું સંપાદિત ગ્રંથસ્થ ગુજરાતી લોકકથા સાહિત્ય : પ્રિયકાન્ત પરીખ મુખ્ય વિક્રેતા : નવભારત સાહિત્ય મંદિર : પતાસા પોળ સામે : ગાંધીમાર્ગ, અમદાવાદ – મૂ. રૂ. ૨૨

શબ્દ નિમિત્ત : કનુભાઈ જાની : વિક્રેતા : ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય : ગાંધી માર્ગ : મૂ. રૂ. ૧૪

શાશ્વતી : માણેકલાલ પટેલ : મુખ્ય વિક્રેતા : આર. આર. શેઠની કું. મુ. રૂ. ૩–૨૫

આત્મચેતનાનું મહિસર : ડૉ. હિમાંશુ ભટ્ટ : પ્રવીણ પુસ્તક ભંડાર : બસ સ્ટેન્ડ પાસે રાજકોટ : મૂ. રૂ. ૨૦

# સ્મશાન વૈરાગ્ય

સર્વેશ્વર

સંત કબીરના એક ભક્ત બહાર ગામથી એમને મળવા આવ્યા. કબીર ઘેર ન હતા. એમના પત્નીએ કહ્યું. "તેઓ તો સ્મશાને ગયા છે. ત્યાં જશો તો મળશે."

આ ભકતે કબીરને કોઈ દિવસ દીઠા ન હતા કે એમને મળ્યો ન હતો. એણે કહ્યું, "પરંતુ મા, હું તો કબીર સાહેબને દીઠે ઓળખતો નથી. એમને, ત્યાં હું કેવી રીતે ઓળખી શકીશ?" કબીરનાં પત્નીએ કહ્યું, "એમના માથા ઉપર આગ સળગતી હશે, એ નિશાનીએ તમે એમને ઓળખી શકશો."

પેલો ભકત સ્મશાને ગયો. ચિતા બળતી હતી, અને એણે જોયું તો બધા જ ડાઘૂઓના માથા ઉપર આગ સળગતી હતી. એ કબીરને ઓળખી ન શકયો, અને પાછો વળ્યો. એણે ફરીથી કબીરનાં પત્નીને પૂછ્યું, "મા, સ્મશાનમાં તો બધા જ ડાઘૂઓના માથા ઉપર આગ સળગે છે, હું એમને ઓળખી ન શકયો."

સંતના પત્નીએ કહ્યું, "જ્યારે બધા જ ડાઘૂઓના માથા ઉપરની આગ બૂઝાઈ જશે ત્યારે પણ એમના માથા ઉપર આગ સળગતી હશે, એ નિશાનીએ તમે એમને ઓળખી શકશો." ભકત, ફરીથી સ્મશાને ગયો. ચિતા હવે ઓલવવા આવી હતી, અને સાથે સાથે એણે જોયું તો ઘણા લોકોના માથા ઉપર આગ બૂઝાવા લાગી હતી. એ પછી બધાએ નદીમાં સ્નાન કર્યું અને સ્નાન કર્યા પછી તો લગભગ બધાના માથા ઉપરથી આગ ઓલવાઈ ગઈ હતી. ફકત એક જ વ્યકિતના માથા ઉપર આગ હજુ બળતી હતી. ભક્તને લાગ્યું કે એ જ સંત કબીર હશે. એણે એમની પાસે જઈને પ્રણામ કર્યા અને પૂછ્યું, "આપ જ સંત કબીર છો?"

"સંત નહીં, માત્ર કબીર છું," નમ્રતાથી જવાબ મળ્યો.

ભકતે કહ્યું, "આપની પાસે હું સત્સંગ માટે આવ્યો છું, પરંતુ હવે માત્ર એક જ શંકાનું સમાધાન ઈચ્છું છું."

"બોલો, કઈ શંકા?" કબીરે કહ્યું.

"હું જ્યારે સ્મશાનમાં આવ્યો ત્યારે મેં જોયું કે બધા જ ડાઘૂઓના માથા ઉપર આગ સળગતી હતી, પછી ધીમે ધીમે બધાના માથા ઉપરથી બૂઝાઈ ગઈ, અને હવે ફકત આપના માથા ઉપર જ આગ સળગતી જોઉં છું. આ આગનું રહસ્ય શું છે?"

ગંભીરતાથી સંત કબીરે કહ્યું, "ભાઈ, આ આગ સ્મશાન – સત્ય છે, અને આ સત્ય જ, શાશ્વત સત્ય છે."

"એ કેવી રીતે?" ભકતે પૂછ્યું.

"એ સત્ય છે કે જન્મ લેનાર દરેક નાશવંત છે, જે જન્મે છે, એનો નાશ – એનું મૃત્યુ નક્કી જ છે, પરંતુ માણસને ખબર હોવા છતાંય હંમેશાં એ આ વાત ભૂલી જાય છે, અને તે મૃત્યુ પામવાનો નથી, એવા ભ્રમમાં રહીને જ વર્તન કરે છે, અને અનેક પ્રકારનાં પાપાચરણ કરે છે. એ જ્યારે સ્મશાને આવે છે, ત્યારે એને આ ભાન થાય છે, અને એને સ્મશાન–વૈરાગ્ય કહેવાય છે, અને એના માથા ઉપર આ ભાન–જ્ઞાનની આગ સળગે છે, પરંતુ એ પછી આગ ઓલવાઈ જાય છે. પરંતુ જે મનુષ્ય, આ સળગતી આગ સાથે સંસારમાં પાછો ફરે છે, જ્ઞાનને હૃદયમાં વસાવી લે છે, એના માથાની આગ કોઈ વાર

[અનુ. પૃ. ૧૩૨

શુભેચ્છા સહ....

# ધી. ગોંડલ વિભાગ નાગરિક સહકારી બેંક લી. ગોંડલ

મહાત્મા ગાંધી રોડ, ગોંડલ. પીન કોડ નં. ૩૬૦૩૧૧
સ્થાપના તા. ૩-૫-૫૫

બેંકની પ્રગતિના આંકડા

**ઓડીટ વર્ગ "અ"**

| ૧૯૫૫-૫૬ | | | | |
|---|---|---|---|---|
| ૨૫ વર્ષ પહેલાં | | | | ૩૦-૬-૮૧<br>૨૫ વર્ષ પછી |
| રૂ. | ૨૬,૦૦૦ | શેર ભંડોળ | રૂ. | ૬,૬૩,૦૦૦ |
| રૂ. | ૩૧૮ | રીઝર્વ ફંડ | રૂ. | ૮,૮૭,૦૦૦ |
| રૂ. | ૧,૦૭૦ | થાપણુ | રૂ. | ૧,૩૦,૧૮,૦૦૦ |
| રૂ. | ૧,૨૦,૮૦૦ | ધીરાણુ | રૂ. | ૭૮,૪૦,૦૦૦ |
| રૂ. | ૧,૭૭,૦૦૦ | કાર્યભંડોળ | રૂ. | ૧,૫૫,૩૪,૦૦૦ |
| | ૩૧૮ | સભાસદ સંખ્યા | | ૭,૦૮૪ |
| રૂ. | ૭૬૦ | નફો | | ૨,૭૮,૦૦૦ |

રજીસ્ટર્ડ ઓફીસ : ફોન ૧૫૫
,, ૩૨૫
મહાત્મા ગાંધી રોડ, ગોંડલ

શાખા : અદ્યતન સેઈફ ડીપોઝીટ વોલ્ટની સુવિધા
મુ- દેરડી (કુંભાજી) તા. ગોંડલ (જી. રાજકોટ)

**કાંતિલાલ એલ. ભટ્ટ** — મેનેજર
**જયંતિલાલ એસ. પટેલ** — મેનેજીંગ ડીરેક્ટર
**મહેશકુમાર એસ. પારેખ** — ચેરમેન

દૂધ જેવી સફેદી માટે..






# નિરમા

## વૉશિંગ પાવડર અને સાબુ

નિરમા કેમીકલ વર્કસ, અમદાવાદ ૨૩.

નકલથી સાવધાન!

"આજે રૂપિયો કાલે અઢા
પરમે થાશે પાંચ...
'ઘરનું ઘર' તો આજ કરો
ના કાલે આવે આંચ...

જ્યાં કામ ત્યાં આરામ
ઔદ્યોગિક વિસ્તારની બાજુમાં જ
ઓઢવ-નરોડા



**પાર્શ્વનાથ એસ્ટેટ કોર્પોરેશન**

૫૦, હરસિદ્ધ ચેમ્બર્સ આશ્રમરોડ, અમદાવાદ-૩૮૦ ૦૧૪. ફોન નં. ૪૪૬૬૬૭

Viren



ગ્રામ : પીપલ બેંક ટે. નં. ૩૬૭૪૪૬-૪૭

# ધી અમદાવાદ પીપલ્સ કો-ઓપરેટીવ બેંક લિ.

મુખ્ય કચેરી : પીપલ્સ બેંક બીલ્ડીંગ, પો. બો. ૧૩૩, ભદ્ર, અમદાવાદ

સ્થાપના સને ૧૯૩૨ સુવર્ણ જયંતી વર્ષ ૧૯૮૧-૮૨

શાખાઓ : ખડીયા, સાબરમતી, મણીનગર, પાલડી, શાહપુર, સરસપુર તથા ધંધુકા

ટે. નં. : ૩૬૪૯૨૪ ૬૬૪૮૩ ૫૪૫૮૬ ૭૭૨૩૧ ૨૨૦૫૩ ૩૭૪૩૩૭ ૪૪

ચેરમેન શ્રી **હરિપ્રસાદ કેશરીપ્રસાદ ઠાકોર**

મેનેજીંગ ડાયરેકટર શ્રી **ડાહ્યાભાઈ કાલીદાસ પટેલ**

| | |
|---|---|
| (૧) ભરપાઈ થએલ શેરભંડોળ... | રૂ. ૪૨,૫૨,૩૫૪ |
| (૨) રીઝર્વ તથા બીજા ફંડો... | રૂ. ૬૧,૫૯,૨૦૦ |
| (૩) થાપણો... | રૂ. ૯,૭૩,૯૩,૪૦૦ |
| (૪) કામકાજનું ભંડોળ... | રૂ. ૧૧,૬૭,૫૮,૮૦૦ |

(૧) બેંક છેલ્લાં ૫ વર્ષથી બેંકીંગની તમામ પ્રકારની સેવાઓ આપે છે.

(૨) બેંક માન્ય કરેલી કંપનીઓના શેરો સામે ધીરાણ આપે છે.

(૩) બેંક પબ્લીક ટ્રસ્ટનાં નાણાં સ્વીકારે છે.

(૪) બેંક બાંધી મુદતની થાપણ પર આકર્ષક દર આપે છે સમયમર્યાદા મુજબ વધુમાં વધુ ૧૧% ટકાના દરથી થાપણો સ્વીકારે છે. વ્યાજ દર ૭ મહીને આપવામાં આવે છે.

(૫) બેંકની કેશ-સર્ટીફીકેટ તેમજ નાની બચત યોજનાનો લાભ લો.

(૬) બેંકે મન્થલી ઇન્ટરેસ્ટ ડીપોઝીટ સ્કીમ શરૂ કરી છે.

(૭) બેંકે સ્વપ્નસિદ્ધ તથા વર્ષાસન ડીપોઝીટ સ્કીમ શરૂ કરી છે.

(૮) અમારી બેંકમાં મૂકેલી થાપણો ઈન્સ્યોરન્સ સ્કીમ નીચે સુરક્ષિત છે.

**અનંત જોષી**
મેનેજર



# શ્રી તાલાલા તાલુકા સહકારી ખાંડ ઉદ્યોગ મંડળી લીમીટેડ, તાલાલા (ગીર)

જીલ્લો જુનાગઢ (ગુજરાત રાજ્ય)

ઉત્પાદક સભાસદ સંખ્યા : ૬૬૨૮
સભ્યોનું શેર ભંડોળ : રૂા. ૬૫ લાખ
ગુજરાત સરકારશ્રીનો શેર ફાળો : રૂા. ૧૬૦ લાખ

: કાર્યક્ષેત્ર :

તાલાલાથી ૨૦ માઈલની ત્રિજ્યામાં આવરતો વિસ્તાર જેમાં તાલાલા, વેરાવળ, માળિયા (હાટીના), કેશોદ, મેંદરડા, તાલુકાના ત્રિજ્યામાં આવર્તિત ગામડાનો સમાવેશ થાય છે.

| | | |
|---|---|---|
| **એચ. એસ. શાહ** | **નારણભાઈ લાલાભાઈ મીંજરોલા** | **દેવસીભાઈ નારણભાઈ સોલંકી (બાબુભાઈ)** |
| મેનેજીંગ ડીરેક્ટર | વાઈસ-ચેરમેન | ચેરમેન |

હાર્દિક શુભેચ્છાઓ

ગ્રામોદ્યોગની યોજનાની પાછળ કલ્પના તો એ છે કે આપણે રોજની જરૂરિયાતો ગામડાંમાં બનેલી ચીજોથી પૂરી પાડવી જોઈએ; અને જ્યારે એમ જણાય કે અમુક ચીજો તો ગામડાંમાં મળતી જ નથી, ત્યારે આપણે જોવું જોઈએ કે એ ચીજો થોડીક મહેનત અને સંગઠનથી ગામડાંના માણસો બનાવી શકે ને એમાંથી કંઈ નફો કરી શકે એમ છે કે નહીં. નફાનો અંદાજ કાઢવામાં આપણે પોતાનો નહીં પણ ગ્રામવાસીનો ખ્યાલ રાખવો જોઈએ. એમ બને કે શરૂઆતમાં આપણે સામાન્ય ભાવ કરતાં જરાક વધારે આપવું પડે અને બદલામાં હલકી ચીજ મળે. પણ જો આપણે એ ચીજો બનાવી આપનાર માણસના કામમાં રસ લેતાં થઈશું, એ માલ સુધારે એવો આગ્રહ રાખીશું, અને એને એ સુધારવામાં મદદ કરીશું તો એ ચીજો જરૂર સુધરશે.

—ગાંધીજી

# લોકવારતાની રસલહાણ

## ભાગ ૧લો

## કિં રૂા. ૨૦

સાદા બુકપોસ્ટથી મગાવતાં પુસ્તક ગુમ થશે તો જવાબદારી મગાવનારની રહેશે સાદા બુકપોસ્ટ માટે ૧ રૂપિયો વધારે મોકલવો રજીસ્ટર્ડથી મગાવનારે ૪ રૂપિયા વધારે મોકલવા, પેસા મનીઓર્ડરથી મોકલવા, વી. પી. નહિ કરાય.

ગુજરાતના ૩૦ સમર્થ લોકવાર્તાકારોનો અપૂર્વ રસથાળ

૧. કાનજીભાઈ બારોટ
૨. પિંગળશીભાઈ ગઢવી
૩. મૂળુભાઈ પાલિયા
૪. બળદેવભાઈ નરેલા
૫. મેરામભાઈ બારોટ
૬. કવિશ્રી દુલાભાઈ કાગ
૭ સુરગભાઈ વરૂ
૮. નાજાભાઈ વાળા
૯ વૈદ્ય મોટાભાઇ ગઢડાવાળા
૧૦. કવિ મેકરણભાઇ લીલા
૧૧. ખોડીદાસ ભા પરમાર
૧૨. અમરદાસજી ખારાવાળા
૧૩ દ. શ્રી. પુંજાવાળા
૧૪. બાપલભાઈ ગઢવી
૧૫. દાદુભાઈ પ્ર ગઢવી
૧૬. મહંત હરિકૃષ્ણાચાર્ય
૧૭. શભુદાન બારોટ
૧૮. રતુભાઇ રોહડિયા
૧૯. હરસુરભાઈ ના ગઢવી
૨૦. ડૉ. હરિલાલ ગોદાની
૨૧ હિંગોળદાન નરેલા
૨૨. ગભરૂ ભડિયાદરા
૨૩ દાદાભાઈ જે. વાળા
૨૪. ડૉ. નાગજીભાઈ ભટ્ટિ
૨૫. જેઠસુર બારોટ
૨૬. ડૉ મગનલાલ ગોંડલિયા
૨૭ કવિ કાનજીભાઈ લીલા
૨૮. લખુભાઈ ગઢવી
૨૯. રતુભાઈ અદાણી
૩૦. જયમલ્લ પરમાર

ઊર્મિનવરચના
૧૩, જાગનાથ પ્લોટ : રાજકોટ-૩૬૦૦૦૧

વ્યવસ્થાપક : ઊર્મિનવરચના
ટેલીફોન નં. ૨૪૩૭૨

Oormy Navrachana Rajkot-1 (May-'82) કિં રૂા. ૨-૫૦ Regd. No.G-RJ-82





# ઊર્મિ નવરચના

આદ્યતંત્રી: સ્વ ઈશ્વરલાલ મો. દવે    તંત્રી: જયમલ્લ પરમાર

વર્ષ–૫૩ : અંક ૩    સળંગ અંક : ૬૨૭  જૂન : ૧૯૮૨

ડૉ. જીવરાજ મહેતા સ્મારક ટ્રસ્ટ પ્રકાશન



# ભવાની ટ્રેક્ટર પ્લાઉ

આશ્રમ રોડ

**અમદાવાદ**

ટે. નં. ૭૮૯૭૪
૭૭૧૫૪



**ફેક્ટરી**

## ભવાની એસ્ટેટ : સરખેજ

ટે. નં. ૪૧૦૩૯૬

# ધી હારીજ તાલુકા સહકારી ખરીદ વેચાણ સંઘ લી.

ન્યુ સહકાર ભુવન, માર્કેટયાર્ડ હારીજ

ટેલીફોન ઓફિસ - ૨૩
પ્રમુખશ્રી ,, - ૯૦
મેનેજીંગ ડી. રહેઠાણ - ૯૧

| | |
|---|---|
| શેરભંડોળ ભરપાઈ થયેલ | રૂા. ૨૯૭૫૦ |
| રીઝર્વફંડ | રૂા. ૨૮૧૦૧૫ |
| મકાનફંડ | રૂા. ૨૦૩૫૬૩ |
| ઇતરફંડો | રૂા. ૨૯૭૫૬૦ |

## સંસ્થાની કામગીરી

અનાજ, કઠોળ, ગોળ — કાપડ,
સીંગતેલ, ઘી, — કપાસિયા તેલીબીયાં
રસાયણીક ખાતરો, બીયારણો, — સીમેન્ટ
કાલાં કપાસ

ખરીદી વિતરણ વેચાણ
કમીશન એજન્ટ તરીકે કામગીરી

થાપણો સેવિંગ્સ ૧૨ % } સ્વીકારે છે.
ફીકસડ ૧૪ %

શ્રી રવિશંકર હ. મહેતા
પ્રમુખ

શ્રી કરશનભાઈ હ. ચૌધરી
મેનેજીંગ ડીરેક્ટર

જયંતિલાલ એ. દવે
મેનેજર

With best compliments from

# Leena Coal Trading Co.

Coal Movement Adviser & Transport Contractor



# Shah Brothers

Coal-Coke Merchants

116. Geeta Bhavan, Queta Colony
NAGPUR – 440 008

Phone : 43017 – 43814 Gram : COALKING



# નટવરલાલ શામળદાસ એન્ડ કું.

૯૪, નગીનદાસ માસ્તર રોડ

મુંબઈ–૪૦૦ ૦૨૩

ના સૌજન્યથી

# ખાદી ગ્રામોદ્યોગ સંઘ



## સંસ્થાની પ્રવૃત્તિઓ

૧– સમન્વય, રાજકોટ–જેમાં સુથારી, લુહારી, ઉદ્યોગ, ચર્મોદ્યોગ, તેલઘાણી ઉદ્યોગ, પોલી-વસ્ત્ર, કંતાઈ ઉદ્યોગ તથા ગુજરાતમાં એક માત્ર 'કુટીર' ટોઇલેટ સાબુનું ઉત્પાદન કરે છે.

૨– જરી–રેશમ કેન્દ્ર, સુરત–કૃત્રિમ જરી તેમ જ રેશમના ઉત્પાદક.

૩– ગ્રામશિલ્પ, અમદાવાદ–ખાદી તેમ જ ગ્રામોદ્યોગની વસ્તુઓનું વેચાણકેન્દ્ર.

૪– ચર્મશિલ્પ, અમદાવાદ–ચર્મોદ્યોગની તમામ પ્રકારની ચીજો વેચનાર.

૫– ખાદી ઉત્પત્તિ–વેચાણ કેન્દ્ર, સુરેન્દ્રનગર:– ખાદી ઉત્પત્તિ કેન્દ્ર, જેના દ્વારા લગભગ ૫૦ જેટલાં વણકર કુટુંબો તથા ૨૦૦ કાંતનારાઓને રોજી મળે છે.

૬– પોલીવસ્ત્ર ઉત્પાદન કેન્દ્ર, વાંકાનેર.

૭– અંબર કેન્દ્ર, ખેડીપરા, રાજકોટ, ધીયાવડ, પડધરી. પોલીવસ્ત્ર તેમ જ અંબર કેન્દ્રો દ્વારા લગભગ ૧૫૦ જેટલી બહેનોને રોજી મળે છે.

'સમન્વય' : જયંત સોસાયટી : અવડી પ્લોટ
રાજકોટ–૩૬૦ ૦૦૪

# પ્રગતિશીલ ખેતીનું રહસ્ય

## : ગુજરાત રાજ્ય બીજ નિગમનાં બિયારણો :

વધારે ઉત્પાદન તથા અધિક વળતર માટે ગુજરાત રાજ્ય બીજ નિગમના વિશ્વાસનીય તથા ઉત્તમ સર્ટિફાઇડ તેમ જ ફાઉન્ડેશન બિયારણ વાપરવાનો આગ્રહ રાખો.

સંકર કપાસ : સંકર–૪, વારાલક્ષ્મી અને સંકર–૬
સંકર બાજરી : બી. જે. ૧૦૪, સી. જે. ૧૦૪ અને બી. કે. ૫૬૦
સંકર મકાઇ : ગંગા સફેદ–૨ અને ગંગા–૫ (પીળી)
સંકર જુવાર : સીએસ એચ–૫
ઘઉં : કલ્યાણસોના, સોનાલીકા, જે–૨૪, જે–૧–૭ અને લોક–૧
મગફળી : જૂનાગઢ–૧૧, જીએયુજી–૧, જીએયુજી–૧૦ અને જે એલ–૨૪
રાઇ : વરુણા (ટી–૫૯)
જીરુ : એમસી–૪૩
કઠોળ : મગ ગુજરાત–૨, ચોળા, પુસા ફાલ્ગુની તથા અડદ ગ્રાન્ડેવાલ તુવેર ટી–૧૫–૧૫ અને એચસી–૩
ભીંડા : પુસા સાવની

### આપની જરૂરિયાત માટે સંપર્ક કરો

૧. ગુજરાત રાજ્ય બીજ નિગમ લિ. — ફોન : ૨૫૩૧, ૨૩૨૮, ૩૦૯૫
સેકટર – ૧૦ – એ. એરફોર્સની સામે
ગાંધીનગર – ૩૮૨ ૦૧૦ – એ.

૨. ગુજરાત રાજ્ય બીજ નિગમ લિ. — ફોન : ૨૯૫૧
જિલ્લા પંચાયત કચેરી પાછળ,
મ્યુનિસિપલ કવાર્ટર નં. ૧૦
અમરેલી–૩૬૪૬૦૧

૩. ગુજરાત રાજ્ય બીજ નિગમ લિ. — ફોન : ૧૧૬
જમીન વિકાસ બેન્ક પાસે,
શિહોર, જિ. ભાવનગર.

ગ્રામ : પીપલ બેંક

ટે. નં. ૩૬૭૪૪૬-૪૭

# ધી અમદાવાદ પીપલ્સ કો-ઓપરેટીવ બેંક લિ.

મુખ્ય કચેરી : પીપલ્સ બેંક બીલ્ડીંગ, પો. બો. ૧૩૩, ભદ્ર, અમદાવાદ

સ્થાપના સને ૧૯૩૨

સુવર્ણ જયંતી વર્ષ ૧૯૮૧-૮૨

| શાખાઓ : | ખડીયા, | સાબરમતી, | મણીનગર, | પાલડી, | શાહપુર, | સરસપુર | તથા ધંધુકા |
|---|---|---|---|---|---|---|---|
| ટે. નં. : | ૩૬૪૯૨૪ | ૬૬૪૮૩ | ૫૪૫૮૬ | ૭૭૨૩૧ | ૨૨૦૫૩ | ૩૭૪૩૩૭ | ૪૪ |

ચેરમેન શ્રી **હરિપ્રસાદ કેશરીપ્રસાદ ઠાકોર**

મેનેજીંગ ડાયરેક્ટર શ્રી **ડાહ્યાભાઈ કાલીદાસ પટેલ**

| | | |
|---|---|---|
| (૧) ભરપાઈ થએલ શેરભંડોળ... | રૂા. | ૪૨,૫૨,૩૫૪ |
| (૨) રીઝર્વ તથા બીજા ફંડો... | રૂા. | ૬૧,૫૯,૨૦૦ |
| (૩) થાપણો... | રૂા. | ૯,૭૩,૯૩,૪૦૦ |
| (૪) કામકાજનું ભંડોળ... | રૂા. | ૧૧,૬૭,૫૮,૮૦૦ |

(૧) બેંક છેલ્લાં ૫ વર્ષથી બેંકીંગની તમામ પ્રકારની સેવાઓ આપે છે.

(૨) બેંક માન્ય કરેલી કંપનીઓના શેરો સામે ધીરાણ આપે છે.

(૩) બેંક પબ્લીક ટ્રસ્ટનાં નાણાં સ્વીકારે છે.

(૪) બેંક બાંધી મુદતની થાપણ પર આકર્ષક દર આપે છે સમયમર્યાદા મુજબ વધુમાં વધુ ૧૧% ટકાના દરથી થાપણો સ્વીકારે છે. વ્યાજ દર છ મહીને આપવામાં આવે છે.

(૫) બેંકની કેશ-સર્ટીફીકેટ તેમજ નાની બચત યોજનાનો લાભ લો.

(૬) બેંકે મન્થલી ઇન્ટરેસ્ટ ડીપોઝીટ સ્કીમ શરૂ કરી છે.

(૭) બેંકે સ્વપ્નસિદ્ધ તથા વર્ષાસન ડીપોઝીટ સ્કીમ શરૂ કરી છે.

(૮) અમારી બેંકમાં મૂકેલી થાપણો ઈન્સ્યોરન્સ સ્કીમ નીચે સુરક્ષિત છે.

**અનંત જોષી**
મેનેજર

પોતાની સમજને બરાબર સમજનાર ડાહ્યો માણસ જ સાચો વીર પુરુષ છે. તેનો આત્મા સત્ય વડે સુસજ્જ અને ઈશ્વરના સ્મિત વડે અવલંબિત હોય છે. જીવનમાં વા-વંટોળનો તે સાવચેતીભર્યો છતાં શાંત ચિત્તે તે સામનો કરે છે. એ સામનો કરતાં કરતાં તે બળ એકઠું કરે છે અને પ્રાણ આપવાની જરૂર પડે તો કર્તવ્યની વેદી પર જ મરી જાણે છે. આપણે વીર પુરુષો અને યુદ્ધોની જરૂરિયાત જ હોય તો અસત્યના વિરુદ્ધ સમું એકે યુદ્ધ નથી અને લોહી વહેવડાવ્યા સિવાય સત્ય અને દયાનો વિજય મેળવનાર સમો કોઈ વીર પુરુષ નથી.

— ખુશનેલ

# શ્રી મોહનલાલ ખીમજીભાઇ ચંદારાણા ચેરિટી ટ્રસ્ટ

(રજિ. નં. ઇ ૨૨૫)

**ચલાલા**

**જિલ્લો-અમરેલી (સૌરાષ્ટ્ર)**

ડૉ. જીવરાજ મહેતા સ્મારક ટ્રસ્ટ પ્રકાશન
ઊર્મિનવરચના



## યોગ્યતાનો ઉપયોગ

જે માણસ પોતાના જીવનનો પૂર્ણ વિકાસ કરવા માગે છે એ કદી પ્રગતિ કર્યા વિના રહેતો નથી. એના ચરણ હંમેશા પ્રગતિ–પંથ પર જ રહે છે. એનું લક્ષ્ય હંમેશા આગળ વધવાનું જ હોય છે. જો માર્ગ પર એ રોકાય તો થોડા વખત માટે નકામો બોજો ઊતારી નાખવા માટે અને અવરોધોને દૂર કરવા માટે જ એ રોકાય છે. પછી પુનઃ એ આગળ વધવા લાગે છે. અને એમ ચાલતાં ચાલતાં એ જીવનના લક્ષ્ય સુધી પહોંચી જાય છે.

જો તમે પણ તમારી સૂતેલી શક્તિઓને જગાડવા ઈચ્છતા હો તો તમારે હંમેશા પ્રગતિના માર્ગે આગેકૂચ ચાલુ રાખવી પડશે. નવું નવું જ્ઞાન પ્રાપ્ત કરીને બુદ્ધિને વિકસાવવી પડશે. આત્માની શક્તિ વધારવી પડશે. જીવનમાં નિસ્વાર્થી અને પ્રેમમય બનવાનું રહેશે.

મનુષ્ય જેટલે અંશે પોતાની જાતને વધારે ઓળખે છે એટલે અંશે એ પોતાનો વિશેષ વિકાસ સાધી શકે છે. આપણી યોગ્યતાનો આપણે જેટલો વધુ ઉપયોગ કરીશું એટલી આપણી શક્તિ વધશે અને આપણે આપણી જીવનધારાને પ્રગતિ ભણી લઈ જઈ શકીશું.

માણસ જંગલી અવસ્થામાંથી સુસંસ્કૃત બન્યો એ આપણી નિરંતર ચાલતી પ્રગતિની કથા છે. આ પ્રગતિ દરમિયાન આપણે એવી શક્તિઓનો વિકાસ કર્યો જેની આદિવાસી માનવે કલ્પના પણ નહોતી કરી. આમ છતાં યે માનવીની પ્રગતિકૂચ હજુ ચાલે જ છે, કેમ કે એનું લક્ષ્ય મહાન છે.

ગ્રીસના મહાન ડેલ્ફીન મંદિરના દ્વાર પર આ શબ્દો અંકિત થયેલાં છે : 'તમારી જાતને ઓળખો.'

એ દેશના સાત બુદ્ધિમાન મહાપુરુષોના જ્ઞાનનો આ સાર છે :

'તમારી જાતને ઓળખો'–સફળ જીવનનો આ જ મૂળ મંત્ર છે. પોતાની જાતને ઓળખવી અને પોતાના અંતરમાં વસતા ઈશ્વરના રૂપને પિછાનવું એ જ માનવજીવનનું એક માત્ર લક્ષ્ય છે.

સ્વેટ માર્ડન

જીવરાજ મહેતા સ્મારક ટ્રસ્ટ વતી મુદ્રક અને પ્રકાશક : રાજુલ ઈ. દવે ૧૩, જાગનાથ પ્લોટ, રાજકોટ–૧
મુદ્રણ સ્થાન : સુરૂપ મુદ્રિકા, ડૉ. યાજ્ઞિક રોડ, કન્યા છાત્રાલય સામે, રેસકોર્સ રોડ, રાજકોટ–૧

# ઊર્મિનવરચના

તંત્રી : જયમલ્લ પરમાર

જુન '૮૨ : વર્ષ : ૫૩ : અંક : ૩ : સળંગ અંક : ૬૨૭



*

## જાહેરખબરો આપનારાઓને વિનંતી

જાહેરખબરના ચેક, ડ્રાફ્ટ કે મનીઓર્ડર 'ઊર્મિનવરચના'ના નામે ભરી મોકલવાં.

## ગ્રાહકોને નોંધ લેવા વિનંતી

દર માસની પહેલી તારીખે અંક પ્રગટ થાય છે.

* ગ્રાહકોને અંક આઠ દિવસ સુધીમાં ન મળે તો તે વિભાગની પોસ્ટ ઓફિસે ફરિયાદ કર્યા બાદ કાર્યાલયને નકલ મોકલવી. અંક સિલિકમાં હશે તો જ મોકલાશે.

સરનામું બદલાયાની ખબર અંકની પ્રસિદ્ધિ પહેલાં પંદર દિવસે ગ્રાહક નંબર સાથે કાર્યાલયને પહોંચાડવી.

'ઊર્મિનવરચના'ના લવાજમના દર

| | |
|---|---|
| વાર્ષિક–દેશમાં | રૂા. ૨૫–૦૦ |
| વાર્ષિક–પરદેશમાં | રૂા. ૬૦–૦૦ |

લેખકોને—

લેખ, વાર્તા કે કવિતા વગેરે ન સ્વીકારાતાં પરત મેળવવા ઈચ્છનારે જરૂરી ટિકિટ સાથે જ બીડવી.

* આ માસિકમાં પ્રસિદ્ધ થતા વિચારો જે તે લેખકોના હોય છે. તંત્રી તે વિચારમાં સંમત જ હોય તેવું માનવું નહિ.

એજન્ટોને—

* 'ઊર્મિનવરચના'ના વેચાણ અને ગ્રાહકો અંગેનો પત્રવ્યવહાર નીચેના સરનામે કરવો.

ફોન નં. ૨૪૩૭૨

ઊર્મિનવરચના કાર્યાલય

૧૩, જાગનાથ પ્લોટ

રાજકોટ ૩૬૦ ૦૦૧ (જિ. રાજકોટ)

## પાષાણમૂર્તિ

પાષાણમૂર્તિ, સુણજે ફરિયાદ મારી.
આસાદે પધરાવીયો કંઈ તને ભેંટો અમોલી ધરી,
મોંઘી શ્રીફળ, હાર, ચંદનતણી સામગ્રી તુંને ધરી;
કાયા કષ્ટ સહ્યું ઘણું કંઈ અરે ! મેં એકટાણાં કરી,
યાત્રા કંઈક અનેક ધામ તણી મેં હા કષ્ટ વેઠી કરી.
શું એ વ્યર્થ ગયું સહુ
, પ્રભુ તને ઊણું હજી શું પડયું !
શેણે ના રીઝવી શકયો પ્રભુ તને કહેને હવે શું કરું !
વિચારે માનવી ત્યાં તો, અંતરે નાદ કો ઊઠયો;
"આત્માનાં દ્વાર તું ખોલ, કયારનો હું અહીં ઊભો."

મંદાકિની મો. દવે

*

## ગોકુળિયું એમ નહિ છૂટશે....

જાઓ તો જાઓ ભલે ગોકુળિયું છોડી રાજ,
ગોકુળિયું એમ નહિ છૂટશે.
રહેશો કેટલાક દી રમ્યા વિણુ રાસ રાજ
કો'ક દી ધીરજ સાવ ખૂટશે.
ગોકુળિયું એમ નહિ છૂટશે.
કદંબ ને કાલિંદી, ગોરજ ગોકુળની રાજ,
સમણાંની શૂળ થઈ ખૂંચશે,
ગુલાબ ને ગોમતી સમદરની છોળ રાજ,
દ્વારકાનો દંભ નહિ રૂચશે,
ગોકુળિયું એમ નહિ છૂટશે.
ગોરંભી ગાજશે વનરાને કુંજ રાજ,
કાળજનાં ઘેન–વેણુ ઘૂંટશે,
વાંસળિયું વાગવાની નહિ થાય અસવાણુ રાજ,
વેણુંનાં વ્હાલ કેમ રૂઠશે,
ગોકુળિયું એમ નહિ છૂટશે.
રોપું છું આંહી આજ કદંબની ડાળ રાજ,
આંસુ ચોધાર પીને ઊગશે,
ભૂલા પડીને કદી આવો આ કોર્ય રાજ,
સગપણની છાંય થઈ ઊભશે,
ગોકુળિયું એમ નહિ છૂટશે.

ઇસુ ગઢવી

## નગરપલટો

ઘણાં વર્ષો થકી જૂનાં પરિચિત જે હતાં
મકાનો શહેરમાંથી તે ઊતરતાં જાય છે;
વીણી લીંબોઈ જેની ડાળ નીચેથી અમે,
હવે તે દોસ્ત સૌ લીમડા ઊખડતા જાય છે.

નવું મોટું અને સુન્દર બને છે શહેર આ,
ને મારું શહેર ને શૈશવ ઊખડતાં જાય છે.
હરેક દિવસે લખ્યા આકાશમાં જે ચોપડા
હરેક સાંજે જૂનાં પાનાં ઊથલતાં જાય છે;
જે ચહેરા ઓળખ્યા મારા ગણી મેં, ચિત્ર તે
જગતની ભીંત પરથી સૌ ઊતરતાં જાય છે;
ને મારી જિંદગીની ભીંત પરથી પોપડા
લૂણો લાગી ધીરે ધીરે ઊખડતા જાય છે.

રજની દીક્ષિત

*

## માનું લહાણું

રોજ સાસુ હતાં ટોકતાં રે મારૂં કાળજ બાળી,
શોકય તણા દેવા શ્રાપ હતાં દબડાવતાં દાડી.
ભાભલડી કહી ભાવથી જે નવરાવતાં નેહે,
બેઠાં હતાં વણુબોલડે રે નણદલ અ–નેહે.
"ઓલીને વીર-કાં મારે નહિ ! બાળી કોને રમાડું?"
રોતી ઝાલી ઊભી અંચળો રે ધીન શે સમજાવું ?
નેત્રસુધા ભરતી અટકી પિયુ પ્રીત પુરાણી,
દાઝી જતી મન–દેહને રે નિશ્વાસ રૂંધાણી.
ધૂધવતું નો'તું ધોડિયું ને ઘર ઓજ–વિહોણું,
રાંદલને ય રમવાય હતું મારૂં આંગણું ઊણું.
ઝાઝા દીની ઝંખના હતી રે કુણી પાટુડિયુંની,
તન હતું તડપી રહ્યું રે નાની ઢાંકળિયુંની.
આવી વસ્યું સુખ સામટું ને સ્વર્ગ ગોદ સમાણું,
મારી ઉમર લાગી જાય બેટા ! માનું એ જ છે લહાણું.

સહદેવ(સંહજી વાળા

# મેરાકનો રાજકરણી મહારથી માલદેવજી ઓડેદરા

જયમલ્લ પરમાર

સૌરાષ્ટ્રના પશ્ચિમ કંઠારે અજાજુડ ને ખમીરવંતી જાતિઓનો વસવાટ છે. એમાં પોરબંદર પંથકમાં આજે જેની ગણતરી થાય છે તે ઘેડ-બરડામાં મરદામરદ મેર જાતિ વસે છે. જેઠવાઓને આ પ્રદેશ જીતવામાં અને મધ્યકાલીન યુદ્ધ-સંઘર્ષોમાં રક્ષણ આપવામાં આ લડાયક મેર જાતિ જ મુખ્યત્વે રહી છે. કાળાંતરે તેનું ખમીર ટકી રહ્યું પણ અન્ય રીતે પછાત પડતી ગઈ. એમાં માલદેવજી રાણા નામના આગેવાન આ મેર જાતિમાં પાકયા. એમણે મેરોની જવાંમર્દી ને ઝિંદાદિલીને જાગૃત કરી અને અન્ય વિકસતી જાતિઓની હરોળમાં લાવવા જીવન અર્પણ કર્યું. એમનો સૌથી યશસ્વી પ્રયાસ મેરોને શિક્ષણ આપવાનો રહ્યો. અને એમની જ્વલંત પ્રેરણાથી શ્રી માલદેવજી ઓડેદરાની મેરોમાં વિરલ એવી પ્રતિભા પાંગરી.

વકીલો, દાકતરો, ઈજનેરો ને રાજકારણીઓ તો રાજા રામમોહનરાયના સમયથી આ દેશમાં પાકતા આવ્યા છે. નવાયુગનો ઉદય તો આમ ગાંધીજી પહેલાંથી શરૂ થયેલો પણ નીચે પડેલી પછાત અને પ્રાચીન જાતિઓનું નવપ્રસ્થાન એ ગાંધીયુગનો પ્રભાવ છે. એક તો આઝાદી માટેના સત્યાગ્રહ સંગ્રામોને કારણે અને ત્યારબાદ લોકશાહીના સ્થાપનને કારણે આ પછાત અને પ્રાચીન જાતિઓને સમાજ અને રાજકારણમાં વિશિષ્ટ સ્થાન પ્રાપ્ત થયું. પણ અર્થકારણ, રાજકારણ અને સત્તાના સંઘર્ષમાં પોતાના વ્યકિતત્વનો વિકાસ કરવો એ અસાધારણ બાબત હતી. માલદેવજીભાઈ સારા વકીલ થયા, પ્રતિભાશાળી વિધાનસભ્ય થયા, પ્રતિષ્ઠિત નાણામંત્રી થયા, ઘણી બધી રાજ્યની અને કેન્દ્રની સમિતિના સભ્ય અને અધ્યક્ષ થયા, સ્વરાજ પછીના ગુજરાતના નવા નેતૃત્વમાં સૌની સાથે ખભેખભા મિલાવીને કામ કર્યું, અભ્યાસનીયતા, અધ્યયનશીલતા અને તેજસ્વી બુદ્ધિપ્રતિભા ઝળકાવી એ એમની વિરલતા અને વિશિષ્ટતા હતી.

મેર જાતિ જવાંમર્દ ને ઝિંદાદિલ છે, માર્યા મૂઆના રાસડા છે. પણ એમને સંજોગો યારી આપે તો દેશની વિકસિત જાતિઓ જેટલી જ કાર્યકુશળતા, કાર્યક્ષમતા, વ્યવહારકુશળતા, વહીવટકુશળતા અને બુદ્ધિપ્રતિભા છે તે શ્રી. માલદેવજી ઓડેદરાએ પુરવાર કરી આપ્યું.

એમની સેવાઓ વિવિધક્ષેત્રે વિકાસ પામેલી. સામાજિક, આર્થિક, સાંસ્કૃતિક તેમજ શૈક્ષણિક પ્રવૃત્તિઓ એક બાજુ તો બીજી બાજુ આયોજન, સહકાર, ગ્રામ પંચાયત, ખેતીવાડી અને ગ્રામ પંચાયત ક્ષેત્રે પથરાયેલી હતી. કોઈ પણ વિષય તેઓ લોકોને લોકભાષામાં આબાદ રીતે સમજાવતા. એમને સમજવામાં એમનો તળપદો ઢંગ લોકપ્રિય બનેલો.

ઊગતી યુવાનીમાં રાષ્ટ્રીયતાનો રંગ લાગ્યો ત્યારથી વતનને, કોમને, જિલ્લાને અને ગુજરાત તથા દેશને એમની સેવાઓ વિવિધરીતે ને વિવિધરૂપે મળતી રહી છે. અંગતરીતે પણ તેઓ લાગણીશીલ, પ્રેમાળ અને મળતાવડા હતા અને સમાજના તમામ સ્તરો સાથે એકસરખો સંબંધ જાળવતા આવતા.

ગુજરાત કોંગ્રેસ (આઈ) સંગઠનનું અણઉકેલ કોકડું ઉકેલવાની જવાબદારી જ્યારે એમના શીરે મૂકવામાં આવી ત્યારે તેઓ શરીરથી જોઈએ તેવા સ્વસ્થ ન હતા. કીડનીની તકલીફ ઘર કરી ગયેલી, અને કોંગ્રેસ પ્રદેશ સમિતિનાં સૂત્રો હાથ ધર્યાં ન ધર્યાં ત્યાં રોગે ગંભીર વળાંક લીધો ને ગુજરાતે પોતાનો શક્તિશાળી સપુત ગુમાવ્યો. એમના જતાં મરદામરદ મેર કોમને, વિલક્ષણ ઉકેલ માગતી પોરબંદરની રાજકીય પ્રતિભાને, ગુજરાતના નેતૃત્વને અને લોકસેવાને ભારે ફટકો પડયો છે. એમના જેવી નૂતન શક્તિએ પ્રગટાવેલા આશાદીપોને અજવાળે પ્રાચીન જાતિઓની આગેકુચ આગળ વધતી જ રહો.

# મોટી હળિયાદ કબજે કરતાં જીવસટોસટની જવાંમર્દી

(સોરઠની લોકક્રાન્તિ : હપ્તો ૨૦મો)

રતુભાઈ અદાણી

ગુણવંતભાઈની ટુકડીથી છૂટો પડીને હું કુંકાવાવ છાવણીમાં પહોંચ્યો ત્યારે બપોર ઢળવા આવ્યા હતા. જસુભાઈના અને ગુણવંતભાઈના દળો એક પછી એક ગામ સર કરી આગળ વધી રહ્યાના સમાચાર મળતા રહ્યા. અમરાપુરનું મથક પણ વ્યવસ્થિત-રીતે કામ કરી રહ્યું છે, એવી મતલબનો અહેવાલ મળ્યો.

સાંજ પડવા આવી. જસુભાઈની ટુકડી વિજયગાન ગાતી ગાતી છાવણીમાં આવી પહોંચી. છાવણીનું સૂનું ચોગાન ધમધમવા લાગ્યું. ગુણવંત-ભાઈની ટુકડીની રાહ જોવાતી હતી.

બરાબર એ જ વખતે આરઝી હકૂમતના એક પ્રધાન શ્રી ભવાનીશંકરભાઈ ઓઝા માર માર કરતી મોટરે કુંકાવાવ છાવણીમાં આવી પહોંચ્યા. મેં માન્યું કે ફરવા અને અમારી ખબર કાઢવા આવ્યા હશે. ફળિયામાં જ એક ખૂણે ખુરશીઓ નાખીને અમે બેઠા.

"એક મહત્ત્વની બાતમી મળી છે. તમને એની જાણ કરવા શામળદાસભાઈએ મને મોકલ્યો છે." ભવાનીશંકરભાઈએ થોડી વારે સ્વસ્થ થઈને વાત શરૂ કરી.

"એવી તે કઈ મહત્ત્વની બાતમી મળી છે કે તમારે રાજકોટથી અહીં સુધી ધક્કો ખાવો પડ્યો !" મેં આશ્ચર્ય વ્યક્ત કર્યું.

"બાતમી એવા પ્રકારની છે કે, આપણે અમરાપુર અને બીજાં ગામો કબજે કર્યાં. એથી ધૂંધવાયેલા નવાબી તંત્રે વળતો હુમલો કરવા ભેંસાણમાં અઢીસો જેટલા સિંધીઓ એકઠા કર્યા છે. કદાચ આજકાલમાં આ સિંધી લોકો અમરાપુર અને કુંકાવાવની આપણી છાવણી ઉપર હલ્લો કરે."

ભવાનીશંકરભાઈ ગંભીર બની ગયા.

"બાતમી સાચી હોય તો સાવધ રહેવા જેવી વાત ગણાય. પણ મને આ બાતમીમાં બહુ તથ્ય નથી લાગતું. જૂનાગઢ રાજ્ય વળતો હલ્લો કરવા માગે તો એની પાસે ફોજ કયાં નથી ? સિંધી કે ડફેરને શા માટે મોકલે ?" મેં મારી શંકા વ્યકત કરી.

"નવાબની ફોજને ભેંસાણથી અમરાપુર કે કુંકાવાવ આવવા માટે તો બીજાં રજવાડાંની હદ-માંથી પસાર થવું પડે. નવાબની ફોજ ભારત સાથે જોડાયેલ કોઈ રજવાડાંની હદમાં પ્રવેશ કરે તો એને ભારત ઉપરનું આક્રમણ ગણવામાં આવશે, એવી ભારત સરકારે ચેતવણી આપી છે. એટલે ભારત સરકાર સાથે સંઘર્ષમાં ઊતરવાની જૂનાગઢ રાજ્ય હિંમત ન જ કરે." ભવાનીશંકરભાઈએ સ્પષ્ટતા કરી.

"તમારી વાત સાચી. ભારત સરકારે એની સાથે જોડાયેલા કોઈ રાજ્યની હદમાં પ્રવેશ કરવા સામે જૂનાગઢ રાજ્યને ચેતવણી આપી છે પણ સીમાડા ઉપર કયાં ચોકી પહેરો છે ? નવાબની ફોજ આવવું હોય તો અમરાપુર કુંકાવાવ ઉપર ધસી આવી શકે." મેં દલીલ કરી.

"એમને એમ કરવામાં જોખમ લાગ્યું હશે. આપણને મળેલી બાતમી પ્રમાણે તો ભેંસાણમાં ૨૫૦ સિંધીઓને એકઠા કરવામાં આવ્યા છે અને આ સિંધીઓ ગમે ત્યારે આપણા ઉપર હલ્લો લઈ આવે. આપણે સાવધ રહેવુ જોઈએ. એ માટે જ મેં રાજકોટથી અહીં સુધીનો ધક્કો ખાધો છે." ભવાનીશંકરભાઈએ જણાવ્યું.

"કચેરીને મળેલી બાતમી પહોંચાડવા તમે આવ્યા એ સારું કર્યું. પણ મને નથી લાગતું કે

આ બાતમી સાચી નીવડે. આજે જ આપણે દેવગામ કબજે કર્યું. બાતમી તો એવી હતી કે દેવગામના પાદરમાં ૧૫૦ જેટલા ડફેરો પડયા છે અને કદાચ આ ડફેરો આપણો સામનો પણ કરે. પરન્તુ ગુણવંતભાઈ એમના દળ સાથે દેવગામ ગયા ત્યારે સામનો કરવા માટે ત્યાં એક પણ ડફેર જોવા મળ્યો નહિં. એક વાત ખરી. અંતે આ લડાઈ છે. આપણા જીતેલા ગામો પાછા લેવા જૂનાગઢ રાજ્ય સીધી રીતે નહીં તો આવા સિંધીઓ–ડફેરો મારફત પ્રયત્ન કરે પણ ખરા. એનો મુકાબલો કરવા આપણી પૂરી તૈયારી છે. તમે બેફીકર રહેશો." મેં એમને હૈયાધારણ આપી.

થોડીવારે ભવાનીશંકરભાઈએ ઊઠવાની તૈયારી કરી. પણ જતાં પહેલાં કંઈક વાત કરવા મને એક બાજુ બોલાવ્યો.

"ભારથી કરીને કોઈ સૈનિક આપણી છાવણીમાં છે?" ભવાનીભાઈએ પૂછ્યું.

"હા. જૂનાગઢના જ વતની એવા એક નહીં પણ બે ભારથીભાઈઓ આપણી છાવણીમાં છે. છે કંઈ એમના અંગે?" મેં સામેથી પૂછ્યું.

"એક એવી પણ બાતમી મળી છે કે એમાંના એક ભારથી જૂનાગઢ રાજ્યના જાસૂસ છે. જાસૂસી કરવા જ એ આરઝી હકૂમતમાં જોડાયા છે." ભવાનીભાઈએ વાત કરી.

"ભવાનીશંકરભાઈ! તમારી આ વાત સાંભળીને મને હસવુ આવે છે. હું એમને સારી પેઠે જાણું છું. જોખમ ખેડીને તેઓ મને જૂનાગઢ લઈ ગયેલા. ભારથીભાઈ જાસૂસ હોત તો હું જૂનાગઢથી હીમખીમ પાછો આવ્યો ન હોત. એમના પિતાશ્રીએ તો જૂનાગઢ રાજ્ય સામે લડવા માટે એમના નાના દીકરાને પણ ખુમારીપૂર્વક મારી સાથે વળાવેલો. હું એમના વિષે આવી વાત માનવા તૈયાર નથી." મેં મારો સ્પષ્ટ અભિપ્રાય જણાવ્યો.

"તોય ચેતતા રહેવું સારું." ભવાનીભાઈએ ભલામણ કરી. અમે રામ રામ કરી છૂટા પડયા.

સિંધી લોકો ચડી આવે તો એમને પહોંચી વળવાની ગોઠવણ કરવામાં અમારું મન પરોવાયેલું હતું. પણ થોડીવારે મને જાણ થઈ કે ભવાનીશંકરભાઈ ભારથીભાઈને પોતાની સાથે રાજકોટ લઈ ગયા છે. આ સાંભળી મારા આશ્ચર્યનો પાર રહ્યો નહીં. રોષ પણ અનુભવ્યો. છાવણીના જવાબદાર અધિકારીને કહ્યા સિવાય બારોબાર કોઈ સૈનિકને આ રીતે લઈ જવાય જ નહીં. પરંતુ ભવાનીભાઈ રહ્યા વેપારી ગૃહસ્થ, એમને આવા નિયમ કે શિસ્તની જાણ ન હોય. પરન્તુ ભારથીભાઈ તો લોકસેનાના સૈનિક છે. છાવણીના અધિકારીને પૂછ્યા વિના, કેવળ ભવાનીભાઈના કહેવાથી તેઓ રાજકોટ એમની સાથે કેમ જઈ શકે? આ ખ્યાલે ભારથીભાઈ ઉપર મને મનમાં ચીડ ચડી. પરન્તુ અત્યારે તો સિંધી લોકો હલ્લો કરે તો એનો કઈ રીતે મુકાબલો કરવો એ વધુ મહત્ત્વનો પ્રશ્ન હતો. એની ગોઠવણમાં અમે બધા રોકાયેલા હોઈ, આ નાની પણ મહત્ત્વની વાત તત્ક્ષણ વિસારે મૂકવી પડી.

ગુણવંતભાઈની ટુકડી હજી પાછી ફરી નહોતી. જસુભાઈની ટુકડી હાજર હતી. પરન્તુ છેલ્લા બે દિવસના અવિરત શ્રમ અને થાક પછી, એમને પૂરતો આરામ આપવો જરૂરી હતો. એટલે સિંધી લોકોના સામના માટે શો પ્રબંધ કરવો એની વિચારણા કરવા માટે અમે બેઠા. જસુભાઈ અને એમના દળના કેટલાક સાથીઓ હાજર હતા.

"રાજકોટમાં આપણું અનામતદળ છે જ. ન છૂટકે જ એમનો ઉપયોગ કરવાની ગણતરી રાખી છે. આપણે બધા થાકયા હોઈએ તો એમને બોલાવી લઈએ." મેં વિચાર મૂકયો.

"એમને બોલાવવા હોય તો ભલે. પણ અમે બધા છીએ જ. સિંધીઓ આવશે તો એમને પહોંચી વળશું." એક સૈનિક મિત્ર બોલી ઊઠયો.

"પણ તમે થાક અને ઊંઘથી ઘેરાયેલા છો. સિંધીઓ ગમે ત્યારે ચડી આવે. આખી રાત આપણે જાગતા રહેવું પડશે." મેં કહ્યું.

"તો જાગશું." સૈનિક મિત્ર બોલ્યો.

"થાક અને ઊંઘના કારણે આખી રાત જાગી શકાશે ?" મેં પ્રશ્ન કર્યો.

"નહીં જગાય તો આંખમાં તેલ આંજીને જાગશું." બીજો સૈનિક ટટ્ટાર થઈને બોલી ઊઠ્યો.

"શાબાશ !" મારાથી બોલી જવાયું.

એક ટુકડી એક દિવસની ફરજ પછી આજે આખો દિવસ આરામ લઈ રહી છે, જ્યારે આ રણબંકડાઓ બીજા દિવસના અવિરત શ્રમ પછી પણ આંખમાં તેલ આંજીને ઉજાગરો કરી, સિંધી લોકો ચડી આવે તો એમનો મુકાબલો કરવાની તૈયારી બતાવે છે. છાતી ગજ ગજ ઊછળ્યા વિના કેમ રહી શકે ?

જસુભાઈની ટુકડીના સૈનિકો અને કુંકાવાવ છાવણીમાં રહેલા અન્ય સૈનિકોને બે ભાગમાં વહેંચી નાખવામાં આવ્યા. એક ટુકડીને અમરાપુર મોકલવાનું અને બીજી ટુકડીને કુંકાવાવની જવાબદારી સોંપવાનું વિચારવામાં આવ્યું.

જમીકારવીને થોડીવારમાં જ બધા સૈનિકો હાજર થઈ ગયા. જાણે થાકનું નામ નહીં. આંખમાં ઊંઘનો અણસાર નહીં. એક ટુકડી અમરાપુર જવા રવાના થઈ ગઈ. બીજી ટુકડીએ કુંકાવાવ છાવણીમાં અને ભેંસાણના માર્ગે ઓડા બાંધી દીધા.

મોડી રાત સુધી ગુણવંતભાઈની ટુકડી પાછી ફરી નહીં. 'કેમ મોડું થયું હશે ?' 'ક્યાં રોકાઈ ગયા હશે ?' 'કોઈ મુશ્કેલીમાં સપડાઈ ગયા હશે ?' ભાતભાતના વિચારો આવવા લાગ્યા.

"તપાસ કરવા કોઈને મોકલીએ." એક સૂચન થયું.

પણ પ્રશ્ન થયો કે તપાસ કરવા કોઈને ક્યાં મોકલવા ? આખા દિવસમાં સર કરી શકાય એટલા ગામોની યાદી તો સાથે મળીને વિચારેલી. પણ એનો ક્રમ અને કાર્યક્રમ ગોઠવવાનું તો દળપતિ ઉપર છોડેલું. એટલે અત્યારે ગુણવંતભાઈ અને એમના સાથીઓ ક્યાં હશે એ જાણવું બહુ મુશ્કેલ હતું.

દૂરથી કોઈ મોટરનો પ્રકાશ દેખાય એટલે, 'એ આવ્યા !' એમ પહેરેગીર સૈનિક બોલી ઊઠે મોટર છાવણી નજીક આવી, બાજુમાંથી પસાર થતી સડક ઉપર આગળ વધે એટલે સૌ હતાશ બની જાય.

આકાશમાં આસો માસની અજવાળી અગિયારશનો ચંદ્રમા ખીલ્યો હતો. ચોમેર ચાંદની રેલાઈ રહી હતી. મન ભરાઈ જાય એવું વાતાવરણ હતું. પણ અમારા મન ગુણવંતભાઈની ટુકડીની, ચિંતાથી ઘેરાયેલા હોઈ, ચાંદની રાતનો આનંદ લૂંટી શકીએ એવી અમારા મનની, સ્થિતિ ન હતી.

એવામાં એક વાહન પ્રકાશના શેરડા પાથરતું પાથરતું નજીક આવતું દેખાયું. ધીરે ધીરે કરતાં વાહન છાવણીની નજીક આવ્યું.

"આ તો આપણી જ જીપગાડી હોવી જોઈએ." એક નહીં અને બે ત્રણ સૈનિકો એકી સાથે બોલી ઊઠયા.

'બીજા વાહનોની જેમ આ વાહન પણ દગો દઈને બારોબાર સડક ઉપર વહેતું તો નહીં થઈ જાય ?' મનમાં શંકા ઉદ્‌ભવી. એવામાં જીપગાડીએ વળાંક લઈને દરવાજામાં પ્રવેશ કર્યો. હાંફતી હાંફતી જીપ ફળિયામાં આવીને ઊભી રહી. જાણે કોઈ ભરોટું આવીને ઊભું. ટ્રક ઓટકાઈ ગયેલ. બીજે ગામથી આવતી જીપ અનાયાસે મળી ગઈ. બધા સૈનિકો એક જીપમાં ગોઠવાઈ ગયેલા. જીપ ઊભી રહી એટલે ધબ...ધબ... સૌ નીચે કૂદી પડયા. આગલી બેઠકમાંથી ગુણવંતભાઈએ એક

હાથમાં તોળેલી રાઈફલ સાથે કૂદકો માર્યો.

બધાને હીમખીમ પાછા ફરેલા જોઈને નિરાંત તો થઈ. પણ 'આટલું મોડું કેમ થયું ?' 'ક્યાં રોકાઈ રહેવું પડયું ?' એ બધું જાણવાની તીવ્ર જિજ્ઞાસા જાગી ઊઠી.

"બધા હાથ મ્હોં ધૂઓ. ભોજન કરી લો. પછી નિરાંતે તમારાં પરાક્રમ સાંભળીએ." વીરચંદભાઈએ સૂચન કર્યું પણ સાંભળનારાઓની જિજ્ઞાસા કરતાં પોતાની વાત કહેવા માટે સૈનિકોની ઈચ્છા વધુ પ્રબળ હતી. એટલે ફળિયામાં જ સૌ ઘેરો વળીને બેસી ગયા.

પોરહ ચડે એવો પ્રસંગ સાંભળવા મળ્યો.

દેવગામના સીમાડેથી જુદા પડયા પછી, ધોમ તડકો માથે લઈને રવાના થયેલી ગુણવંતભાઈની ટુકડી એક પછી એક ગામ સર કરતી કરતી સાંજના સુમારે મોટી હળિયાદ નામના ગામ નજીક જઈ પહોંચી. પાદરમાં જ વાહન ખોટકાયું. એટલે પગપાળા સૌ સાવધાનીપૂર્વક ગામ તરફ આગળ વધ્યા.

આ મોટી હળિયાદમાં મામદ નામનો એક સિંધી પસાયતો હતો. માથાભારે માણસ તરીકે હળિયાદ અને આસપાસના ગામોમાં એની રાડ બોલે. બધાં લક્ષણ પૂરા. બાઈ માણસો એની નજરે ન ચડી જવાય એની કાળજી રાખે. મન થાય ત્યારે ગમે ત્યાં લૂંટફાટ કે ઝોંટાઝોંટી કરી લે. એની સાથે એના જેવા જ થોડા ભાઈબંધો હતા. સ્ત્રી પુરુષ સૌ એને મનથી ધિક્કારે. પણ એની સામે ચૂંકારો કરવાની કોઈની હિંમત નહીં.

દશેરાને દિવસે આરઝીહકૂમતે અમરાપુર સર કર્યું, અને ત્યાર પછી અમરાપુર થાણાના એક પછી એક ગામમાં આરઝીહકૂમતની આણ ફેલાતી જાય છે, એ સમાચાર સાંભળીને મામદ પસાયતો ધગી ઊઠયો. નવાબ પ્રત્યેની કોઈ વફાદારીને કારણે નહીં પણ એના માથાભારેપણાના ગર્વને કારણે.

બીજા દિવસનું સવાર થયું. આજે આરઝી હકૂમતના સૈનિકો ગમે ત્યારે આવી ચડે એમ માની મામદ પસાયતો એકલા પંડે બંદૂક અને તરવાર લઈને ગામના ચોરે પહોંચી ગયો.

"હું જીવતો છું ત્યાં સુધી મગદૂર નથી આરઝીની કે ગામમાં પગ મૂકી શકે. મરીશ તો બેચાર જણને સાથે લેતો જઈશ." આપી અભિમાની વાણી બોલતો બોલતો ભરેલી બંદૂક અને ખુલ્લી તરવાર સાથે એ બજારમાં આંટા મારતો રહ્યો. લોકોને અને ખાસ કરીને હિન્દુ વસતિને ભાંડવા-દબડાવવાનું તો એને ક્યાંય લેવા જવું પડે એમ હતું જ નહીં.

મામદ પસાયતો સાંજ સુધી આ રીતે ઘૂમતો રહ્યો. સાંજ પડવા આવી એટલે એણે માની લીધું કે હવે કોઈ આવશે નહીં. મનથી એણે એને પોતાનો વિજય ખપાવ્યો.

"મામદ બેઠો હોય ત્યાં સુધી તાકાત છે કોઇની કે આ ગામ ઉપર નજર પણ નાખી શકે ?" એમ કહી એણે ગામના છેવાડે આવેલા પોતાના ઘર તરફ પગ માંડયા.

એના ચાલુ ક્રમ પ્રમાણે કે માની લીધેલા વિજયની ખુશાલીમાં એણે પોતાના બે ચાર સાગરીતોને મહેફીલ માણવા માટે પોતાને ઘેર બોલાવ્યા. મિજબાનીની તૈયારી શરૂ કરી દીધી.

ગામને તો જાણે આ વાત સાથે કોઈ નિસ્બત ન હોય એવું લાગે.

ગુણવંતભાઈ એમના સાથીઓ સાથે હળિયાદ પહોંચ્યા ત્યારે ગામના દરવાજે કે ચોકમાં એમનું સ્વાગત કરવા-સામનો કરવા કોઈ હાજર નહીં. પૂછપરછ કરતાં જાણવા મળ્યું કે સામનો કરવાની તૈયારી સાથે મામદ પસાયતો દિવસ આખો

[અનુ. પૃ. ૨૨૧

# મધુસંપર્ક : પાઠભેદે ત્રણ ગીત

અહીં પાઠભેદનાં ત્રણ ગીતો આપ્યાં છે. પહેલું ગીત છે ગત મે-૮૨ના અંકમાં પૃષ્ઠ ૧૨૦ ઉપર આપેલ બે રાસને એક રાસડો માંહેનું પહેલું ગીત. આ પહેલા ગીત અંગે આપણા ડૉ. શ્રી હરિવલ્લભ ભાયાણી જણાવે છે કે :

"પહેલા રાસ (કે ધોળ)નો જે પાઠ મારાં સદ્‌ગત દાદીમાને મોઢેથી મેં સાંભળેલ તે આ સાથે મોકલું છું. એક બે પંક્તિ વધારે છે. એક બે સહેજ જુદી છે અને થોડોક પાઠભેદ છે, જે આવા કંઠસ્થ ધોળો માટે સ્વાભાવિક છે. "હઠ લીધો હરિની સાથ રિસાવ્યાં રાધારે" એ વધારાની પંક્તિ સંદર્ભ માટે કદાચ જરૂરી છે. પાઠભેદનું એ ગીત નીચે મુજબ છે :

આવો રૂડો જમનાજીનો આરો કદમ કેરી છાયા રે
તિયાં રમે છે રાધા નાર કસુંબા ઓઢી રે
એને કંસુબે કશબી કોર કશબ બહુ ઝળકે રે
એને બોલાવે દિનાનાથ નારી નવ બોલે રે
બોલો બોલો રાધાનાર અબોલા આ શેના રે
હઠ લીધો હરિની સાથ રિસાવ્યાં રાધા રે
વા'લે ફૂલના પછેડા ઓઢાડેલ અમને રે
હવે ઝડીઝોટી જાવ ઘટે નહિ તમને રે
વા'લે દૂધ સાકર પાઈ ઉછેરેલ અમને રે
હવે વખડાં ઘોળી ઘોળી પાવ ઘટે નહીં તમને રે
વા'લે હીરને હીંચોળે હીંચોળેલ અમને રે
હવે અંતરથી ઉતારો ઘટે નહીં તમને રે

બીજું ગીત છે મણીઆરાનું. ૧૯૮૨ના ફેબ્રુઆરી માસના અંકમાં પૃષ્ઠ ૯૦થી મણીઆરાના થોડા વિવરણ સાથે પાંચ મણીઆરા આપ્યા છે. અહીં આપેલ છઠ્ઠો મણીઆરો પાઠભેદે કેટલોક જુદો પડે છે. એમાં છેલ્લી લીટી પહેલાની લીટીની બીજી પંક્તિ એવી આવે છે કે 'શામળી સોરઠનો મણિયાર.' અહીં 'સોરઠ'ને બદલે 'સૂરત' શબ્દ હોવો જોઈએ એમ લાગે છે. સામળી અથવા સાંવરી સૂરત વ્યકિતની હોઈ શકે, પણ અહીં આખા પ્રદેશનું એ વિશેષણ બની જાય છે. એ પાઠ નીચે મુજબ છે :

મણિયારડા રે છયો ગોરલના સાયેબા રે
વાંકા રે નોણારો લાલ મણિયાર
છયો ગોરલના સાયેબા રે
નીમાણા નેણારો લાલ મણિયાર.

જનમ તો એ દીધો મણિયારાની માવડી રે
ગોરી એને રૂપ તો એ દીધાં દીનોનાથ
—ગોરલના.

જેવી તોએ તલસરાં કે તાપણી રે
ગોરી મુંજી આવી રે પરદેશી કેરી પ્રીત
—ગોરલના.

સાહેલિયું પાણી સંચરી રે
ગોરી મુંજી આજ ઊડે રે ઘેરો લાલ ગુલાલ
—ગોરલના.

આવતો એ કાં તો દિલ્લી કેરો પાતશા રે
ગોરી મુંજી કાં તો રે કાળે ઘોડે મણિયાર
—ગોરલના.

બાર બાર વરસે મણિયારો આવિયો રે
ગોરી મેં તો રોતાં રે આ મેલ્યા નાનાબાળ
—ગોરલના.

ગોરલના સાયબા રે, શામળી સોરઠનો મણિયાર
ખમ્મા ! મીઠલના સાયબા રે વાંકડિયું મૂછારો મણિયાર

ત્રીજું ગીત છે ૧૯૮૨ના મે માસના અંકમાં પૃષ્ઠ ૧૧૯મા ઉપર આપેલ તુલસીદાસજીના એક ભજનના લોકીકરણના પાઠભેદવાળું ગીત. એ નીચે મુજબ છે. સંભવ છે કે આ ગીતના મૂળ અંશો લોકગીતમાંથી જ તુલસીદાસજીએ લીધા હોય.

બાઈ કો'ને કિયો દેશ !
વનમાં ચાલ્યાં રે-સીતા બાળુડે વેશ.
રામ લખમણ વન ચાલિયા ને સાથે સીતા નાર,

[અનુ. પૃ. ૧૯૯

# લોકીકરણ

## તાનસેન, કબીર અને તુલસીદાસનાં ત્રણ ભજનોનું

સં. જયમલ્લ પરમાર

જોબના કૈંની વાટે ગ્યો, ઢૂંઢો કોઈ પગપગા—જો.
હાથમાં લકડી દઈ ગ્યો, ચલત હે ડગ ડગા;
મુખમેં સે દાંત પડ ગિયા, બોલત હે ફગફગા – જો.
કાળી બગાં શેડ ચલી, બેસી ગઈ ધોળી બગાં;
નેનુંમેં સે નુર ગિયા, દેખત હે ટગટગા – જો.
જોબનિયા હે રંગી ભંગી, જેસે રંગકુ સંગ ચલે;
ગલેં લપેટકે રખું લગાઈ, અબ જોબનિયા ફીર મિલે-જો
જોબનિયાએ એસી કરી, દઈ ગિયો એ મુજને દગો;
કહેત મિયાં તાનસેન, જોબનિયો નહિ અપનો સગો–જો

આંખ બિના પાંખ બિના
મુખ વિનાની નારી રે – હોજી રે
એક એક કૂવો ને પાંચ પનિહારી રે,
પાણીડાં ભરે એતો ન્યારી ન્યારી રે – આંખ.
સુકન લાગી વાડી ડૂકન લાગા કૂવા રે,
હાથડા ઘસંતી હાલી જાય પનિહારી રે. આંખ.
કહત કબીરા સુનો મેરે સાધુ,
નારી જાણી હોય તો લાવે સને પાછી રે – આંખ.

રઘુવંશી રાજા મેરો રામ તો કનૈયો
રામ તો કનૈયો પ્રભુ કૃષ્ણ તો કનૈયો – રઘુ.
રામે તો રાવણ મારી વિભિષણ થાપ્યો;
કંસને પછાડી કાને ઉગ્રસેન ઉગાર્યો – રઘુ.
દશરથકો સુત, વસુદેવકો છૈયો;
લખમણજીકો વીરો, બલભદ્રજીકો ભૈયો – રઘુ.
કૌશલ્યાજીકો જાયો, દેવકીજી કો છૈયો;
માતા જશોદાજીએ લાડ તો લડાયો – રઘુ.
પાણી માથે રામે પાજ તો બંધાયો;
ટચલી આંગળિયે વાલે ગોવરધન તોળ્યો – રઘુ.
અયોધ્યાકો રાજા, ગોકુલકો કનાઈ
રામ ધનુષધારી, કાને મોરલી બજાઈ – રઘુ.
સીતાજીકો વર, રૂખમણીજીકો સ્વામી;
ગાય તુલસીદાસ ચરણોમેં શીશ નામી – રઘુ.

સંત – કવિઓનાં ભજનો લોકો પોતાને જચે અને પચે એવાં રૂપ આપતા રહીને ગાતા હોય છે. એમાં કોઈ એકાદ વ્યક્તિએ કરેલું રૂપાંતર નથી હોતું પણ અનેક વ્યક્તિઓ દ્વારા સમૂહને કંઠે ઝીલાય અને ગવાય એવાં રૂપાંતર થતાં રહે છે. જુદા જુદા સ્થળે જુદા જુદા ફેરફારો સાથે પણ ગવાતાં હોય છે. કેટલેક સ્થળે એની ભાષા અને ઢંગ સંપૂર્ણ પ્રાદેશિક વળોટ પકડી લે છે તો કેટલેક સ્થળે ગુજરાતી–હિંદીના મિશ્ર સ્વરૂપમાં ગવાતાં રહે છે. ઉત્તર હિંદના સાધુઓની અસર લોકો ઉપર સારી પેઠે રહ્યા કરી છે, એટલે ક્યારેક હિંદીનો આવડે એવો ઉપયોગ કરવામાં મહત્તા મનાય છે. જ્યારે ઘણીવાર મૂળ હિંદી કે ખડી બોલીના ભજન કરતાં વધારે સારાં તળપદા વળોટમાં પણ એવાં ભજનો ગવાતાં હોય છે. તુલસીદાસ અને મીરાંનાં ઘણાં ભજનો આવાં સંપૂર્ણ તળપદા રૂપમાં ગવાય છે. અને મીરાં તથા નરસિંહ મહેતાના નામે ગવાતા ઘણાં ભજનો વિષે તો એમ કહી શકાય કે એમને નામે જોડાઈને ગવાતાં હોય ! મીરાંનાં ઘણાં ગુજરાતી ભજનોનાં મૂળ હિંદીરૂપ મળતાં નથી. પછી મીરાંએ આખર અવસ્થા દ્વારકામાં ગાળી હોય અને ખુદ મીરાંની મેવાડી ભાષા ઉપર ગુજરાતીની અસર થઈ હોય એમ પણ સંભવે.

આ સંત કવિઓની વાણી લોકોના અંતરની ખરલમાં ઘુંટાતી રહે છે ને એમાંથી સાર્વજનિક સ્વરૂપો બંધાતાં રહે છે, પણ એની સત્ત્વશીલતા યથાતથ જળવાતી આવે છે ને પ્રાદેશિક બોલીમાં એનાં કેટલાંક સ્વરૂપો ઉલટાં વધુ સારાં નીપજે છે. લોકોના પ્રાણતત્ત્વોમાં આ ભજનો પચે તો જ સારાં સ્વરૂપો નીપજે અને પોતાની બોલીમાં સાર્વજનિક ભાવના ભક્તિના પહેલ એમાં પડતા રહ્યા છે, હજી ગઈકાલ સુધી ભજનિકોએ ભક્તમંડળ વચ્ચે એના અર્થો કરી બતાવવા પડતા અને 'શબ્દ'ના સંસ્કાર જીવતા માટેનો ત્યાં આગ્રહ રહેતો, એથી મૂળ ભજનની ન વિકૃતિ થતી, ન એની સત્ત્વશીલતા નાશ પામતી.

# પાંચાળના શીલવંત ઓઢો ખાચર અને કવિ પાલરવભા

જયમલ્લ પરમાર

'એની નાડી ધોયે આડાં ભાંગે' એવી લોકકહેણી આજે ક્યાંય નથી સંભળાતી. ઉલટ પક્ષે એવું કહેવા જાઓ તો લોક હાંસી ઉડાવે. જમાનો જે ઝડપે બદલાતો જાય છે તે જોતાં એક સમય એવો પણ આવે કે 'શીલ' શબ્દ જ સમાજની બોલચાલમાંથી રદબાતલ થઈ ગયો હશે. તે દિવસે માનવીને અને પશુને પણ 'શીલ' સાથે સંબંધ હતો એવી વાતો લોકોને પરીકથા જેવી લાગશે. તીલિસ્માતી કથા જેવી લાગશે.

બહુ જૂના સમયની વાત નથી. ઝાલાવાડના પાંચાળ પ્રદેશમાં ચોટીલાથી થોડે દૂર નાજા ખાચરના ગણાતા ભીમોરાના કાઠી દરબાર ઓઢા ખાચરના શીલને બિરદાવતા થોડા દૂહા ચારણ દૂહાગીર કવિ પાલરવભાએ રચેલા. આ શીલ એટલે જેનું જીવન સમસ્ત સાત્વિક હોય, જેનાં વાણી-વર્તન એકરંગાં ને ઊજળાં હોય, નેકટેકના શ્વાસે જ જે હરદમ જીવતા હોય એમાંથી જ એવાં શીલ નીપજે છે. પછી એવાં શીલવંત માનવીનાં જીવન ઈશ્વર-પરાયણ બની જાય છે, સમષ્ટિની મિલ્કત બની જાય છે.

જ્યાં દાતારી અને દગાખોરી સાથે ખેલાતાં હોય, જ્યાં પારકાંને પોતાનાં કરવાની ધાડલૂંટની શૂરવીરતા હોય, જ્યાં નબળાને દબાવવાનું જ ખૂંટબળ હોય, જ્યાં ભોળાં ને શ્રદ્ધાળુને ભ્રમિત કરનારી બુદ્ધિમાની હોય ત્યાં એ શીલના સ્વપ્નાં સંભવતાં નથી. એટલે જ પાલરવભા કહે છે કે :

હે નાડી હમીરરા ! વૈદક હોડ વદાં,
પીધે પાવરરા ! આડાં ભાંગે ઓઢીઆ.

હે હમીરના પુત્ર ! તારી તો નાડી એવી છે કે હું એની વૈદો સામે હોડ બકી શકું. વૈદકથી દવાથી ઔષધિઓથી જે આડા ગર્ભ સવળા નથી થતા તે તારી નાડીને પલાળીને પીવાથી થાય છે.

સુંદરને બાળક સમે કસટ દયે કરતાર;
એનો લે ઉગાર, આવત નાડી ઓઢીઆ.

સુંદરને એટલે કે સ્ત્રીને પ્રસુતિ વેળા ભગવાન તો કસટ-કષ્ટ-દુઃખ આપે છે, પણ હે ઓઢા ખાચર તારી નાડી એ દુઃખનો ઉગાર બને છે.

તરિયા અન્ન નીંદર તજણ,
જગમલ બે બટ જુગ;
ભમરો વિંધણ ભૂપ ! તો ઓળખીઓ ઓઢીઆ.

હે ઓઢા ખાચર ! તને મેં ઓળખ્યો. તું સ્ત્રી, અન્ન અને ઊંઘ તજનારો જતિ છો. રાવણ ભમરો થઈને ઈન્દ્રના વિમાનમાં સંતાયો તેને પોતાના અણીશુદ્ધ શીલને કારણે ઓળખીને વીંધી શકનાર તું લખમણ જતિ તુલ્ય છો.

ખેળાને બેસારે ખલક, મેપંત ખોળામાંય;
ખંડપત ખુશી થાય, અણસારેથી ઓઢીઆ.

ખેળો - ભવાયો સ્ત્રીના વેશમાં ખેલતો ખેલતો આવી ઈનામની લાલચે દરબારોના ખોળામાં બેસી જાય છે ને ખંડપતિઓ ખુશી ખુશી થઈ જાય છે- પણ :

પદમણીએ પાવરના ધણી (તું)
રીઝયો નહિ રૂપ;
ભોળવાઈ ગ્યા'તા ભૂપ એકલશીંગી ઓઢીઆ.

આવા હડાબોળ કળજગમાં તું તો પદમણીઓના રૂપે પણ ન મોહાયો, નહિ તો એકલશીંગ ઋષિ જેવા પણ ભોળવાઈ ગયા હતા.

પૃ. ૧૯૭થી ચાલુ]

ત્રણ જણાં પંથે પડયાં,
એને પુછે પૂરની નાર - બાઈ.
પૂછયા સરખી વાત રે બાઈ, પુછું છું આ વાર,
રોષ ન આણો રૂદે, અમે ગામડીઆં ઘરનાર-બાઈ.
આવા રૂપાળાબે વટાવડા ને સરખા સરખી જોડ,
આમાં તમારો સ્વામી કિયા, થઈ અમારે હોડ - બાઈ.
ઓતરાખંડમાં અજોધ્યા, તે એ અમારૂં ગામ,
સસરો મારે ભૂપત ભારે, દશરથ એવું નામ - બાઈ.
રાજા પાસે વચન માગ્યાં, માગ્યાં પોતાને કાજ,
પોતાનાંને રાજ આપ્યા, અમને તો વનવાસ - બાઈ
ગોરા છે મુજ દેરીડા, મુજ સ્વામી ભીને વાન,
નયણાં ઠેરી સાન કરીને, ઓળખાવ્યા ભગવાન - બાઈ

## દુહા વર્ષાના

આભે થારાળા કાઢિયા, વાછળ ચમકી વીજ;
રૂદાને રાણા સાંભર્યો, આવી અષાઢી બીજ. ૧

કોટે મોર કણુકીઆ, વાદળ ઝબકી વીજ;
રૂદાને રાણા સાંભર્યો, આવી અષાઢી બીજ. ૨

મે મે કરતાં મરીએ અમે, પણ મેને તો મનમાંય નહિ;
કાં વળુંભી વાદળી, કાં માંદો પડીઓ મેહ. ૩

તું આવ્યે ઉમા ઘણો, તું ગ્યે ગળે ઝલાણુ;
મે થા ને મેમાન, બ–ઘડી બરડાના ધણી. ૪

મે તું તો મેહ, વૂઠે વનસ્પતિ વળે;
ઝાકળને જામે, ભોમ ન પાકે ભાણુના. ૫

મા તણાવ તું મેહ, તારાં વેઠ્યાં નહિ વરતીએ;
એક સગપણ બીજો સનેહ, તારે તાણ્યે તૂટશે. ૬

વણુ સગે વણુ સાગવે, વણુ નાતરીએ નેહ;
વણુ માવતરે જીવીએ, એક તું વણુ મરીએ મેહ. ૭

આભાં ગડે વીજાં ઝબે, પવન ઉડાડે ખેહ;
જગ બાધું જીવાડવા, મેહપત આયો મેહ. ૮

આભાં ગડે વીજાં ઝબે, મોરાં કરે મલાર;
ધરા અંબરને ધરપવા, આયો મેહ ઉદાર ૯

ઉલટિયો ઉત્તર દિશે, ગાજ્યો ઘોર ગંભીર;
મારૂ ઢોલો સંભર્યો, નેણે ખૂટયાં નીર. ૧૦

ભાદરવો રતમાં ભલો, ભલી વૃખા વરસંત.
સાજણ આવે સાંભરી, હૈયું અમ તલસંત. ૧૧

ચોમાસાના ચાર ધરા ધરપતિ રીઝતી;
મેહુલિયે મદાર, રાજા જેટલો રાંકને. ૧૨

ફોજ ઘટા ખગ દામિની, બુંદા બરસી મેહ;
આજ અકેલી પિયુ વિના, મારણ આયો મેહ. ૧૩

ચઢી અષાઢી વાદળી, ઢોલો ચડિયો ચિત્ત;
વર્ષા વરસે બુંદબુંદ, આંસુ વરસે નિત. ૧૪

કણુખી કમળ કણુસલું, ધરા ધીર ને ધાર;
ઉનાળે ધખ ધખ કરે, વર્ષામાં જયજયકાર. ૧૫

આભાં ઉલટયાં જળ ભર્યાં, ગળકયાં ઢેલડ મોર;
શ્રાવણુ વસમો સાયબા, લાગે કાંટા થોર. ૧૬

બાલણુ ભાજી ભેંસ, તાપે તલપાપડ થિયે;
તાંસળી તાજી ઘેંસ, વર્ષા રાજીપો દિયે. ૧૭

વીજળિયાં લજી નહિ, મેહા તું તો લજ;
સેજ સૂની સંગ્રામ પિય, મધરો મધરો ગજ. ૧૮

આભાં ગડિયાં તંબુ જરિયા, હલકર ભરિયા હોજ;
કામન કંથ ચિતારિયા, શીખ દો ને સીસોડ. ૧૯

નવજળ ભરિયા મગ્ગડા, ગયણુ ધડક્કઈ મેહુ;
ઈત્થંતરિ જઈ આવિસિઈ, તઈ જાણી સિઈ નેહુ. ૨૦

આજ ધરા દિન ઉમટયો, મોટી છાંટા મેહ;
બીજી પાઘ પધારસ્યો, જદ જાણુંલી નેહ. ૨૧

વાડી માથે વાદળાં, મેડી માથે મે;
ઊભી અરદાસાં કરૂં, એક હોંકારો દે. ૨૨

ઊજળી હાલી હટારણે, માથે મંડાણો મેહ;
વાલ્યમ વરસને, અંગ પલાળે ઊજળી. ૨૩

મૂંઝવમા તું મેહ, ઊંડા જળમાં ઉતારીને
મોઢું દેખાડ મે, ભોંડપ મ દે ભાણુના. ૨૪

મેહુલા વરસણ આવિયા ધરણી સજે શણગાર;
પેરણુ નીલો કંચવો, ઓઢણુ મેઘ મલાર. ૨૫

શ્રાવણુ વરસણુ આવિયા, ધરતી રંગ સુરંગ;
ઘર બેઠાં મજલસ કરો, હરિયાં ચરે તુરંગ. ૨૬

હંસા તો સરવર રટે, ઘનકું રટે જ મોર;
હમ તુમસે, મિલના રટે, જૈસે ચંદ ચકોર. ૨૭

મોરાં વિણુ ડુંગર કસા, મેહ વિણુ કેસા મલાર;
ત્રિયા બિન તીજાં કસા, પિય બિન કેસા ત્યોહાર. ૨૮

વાદળ ચમકે વાદળી, ગાજે વરસે મેહ;
કાગ ઉડાવે કામિની, રાજા ! શીખ ન દેસ. ૨૯

બપૈયા કોયલ બોલિયા તલખ્યાં મોરાં તે;
ઓતરખંડથી આવજે, મોંઘો થામાં મેહ. ૩૦

કોયલ કરે ટહુકડા, પપીહા કરે પુકાર
ઘન ઘુર અંબર ઘુમડિયો, ઘર ઝર મેહાં ધાર. ૩૧

કયાં ચદ, ચકોર કયાં, કયાં મોર કયાં મેહ;
અળગા તો યે ઢૂંકડા, સાચો જયાંહી સ્નેહ. ૩૨

# साक्षी अने कर्ता

નર્મદાશંકર હ. વ્યાસ

માનવીની અંદર બે તત્ત્વ રહેલાં છે. એક તો વ્યક્તિની અંદર જ્ઞાતા છે, સાક્ષી છે; અને બીજો વ્યક્તિની અંદર કર્તા છે, ભોક્તા છે.

માણ્ડુક્ય ઉપનિષદમાં કહ્યું છે કે જેમ એક જ ઝાડ ઉપર બે પક્ષી બેઠેલાં હોય છે; એક પક્ષી નીચે બેઠું છે, એક પક્ષી ઉપર બેઠું છે.

નીચેનું પક્ષી ઉછળે છે, કૂદે છે, નાચે છે, ફળ ચાખે છે, પ્રેમ કરે છે, પ્રેયસીને પુકારે છે, વગેરે બધું કરે છે. ઉપરનું પક્ષી શાન્ત બેઠું બેઠું નીચેના પક્ષીને જોયા કરે છે.

પ્રત્યેક વ્યક્તિની અંદર બે તત્ત્વ છે, એક તો એની અંદર દ્રષ્ટા છે, જે માત્ર જુવે છે, કેવળ સાક્ષી છે, એ કંઈ કરતું નથી.

અને બીજું તત્ત્વ એની અંદર છે, જે બધાં કાર્ય કરે છે. સતત્ કાર્યરત છે; દુકાન ચલાવે છે, લડે છે, ઝગડે છે. મિત્રાચારી કરે છે, પ્રેમ કરે છે, ગૃહસ્થીના બધા ધર્મ બજાવે છે; છેલ્લે સંન્યાસ લે છે, એ કર્તા છે; અને પેલું તત્ત્વ પાછળ બેઠું બેઠું, એ બધું જોયા કરે છે.

કરવાવાળું તત્ત્વ માનવી નથી. કરવાવાળું તત્ત્વ માનવીના અનેક જન્મોના કર્મોની જોડરૂપ છે; અને કરવાવાળું તત્ત્વ પૂરેપૂરું સમાપ્ત ન થાય ત્યાં સુધી માનવીને મુક્તિ મળતી નથી.

એ કાર્યશીલ તત્ત્વને મન કહો, બૌદ્ધોએ એને 'સંઘાત' કહ્યું છે. જૈનોએ તેને કર્મફળ કહ્યું છે, ઉપનિષદે તેને કર્તાતત્ત્વ કહ્યું છે; પણ એ તત્ત્વથી પર, એ તત્ત્વની ભૂમિકામાં બીજું તત્ત્વ છે, જે માત્ર જોવાવાળું છે, કેવળ સાક્ષી છે.

વિશેષ સ્પષ્ટતા માટે દાખલો જોઈએ તો, જેમકે એક ચોર ચોરી કરવા જાય છે, જ્યારે ચોરી કરવા જાય છે, ત્યારે પણ એની અંદર કોઈ જાણે છે કે 'હું ચોરી કરવા જાઉં છું', એ જાણવાવાળું તત્ત્વ અંદર છે, તમે ગમે તે કર્મ કરો, ગમે તે પ્રવૃત્તિ કરો, અંદર રહેલું તત્ત્વ જાણે છે, આ કર્મ થાય છે. પણ આ અંદર રહેલા જાણવાવાળા તત્ત્વને લોકો બરાબર જાણતા નથી. એ તત્ત્વથી ભાગ્યે જ કોઈ પરિચિત હોય છે, અને એ અજ્ઞાનની સ્થિતિ જ મુખ્ય અડચણ રૂપ છે. માનવી એ તત્ત્વને સાવ ભૂલી જાય છે અને પોતે પૂરેપૂરો કર્તા બની જાય છે અને સાક્ષી મટી જાય છે.

ભગવાન બુદ્ધે કહેલું કે ભૂખ પહેલાં પણ લાગતી, હજુ પણ ભૂખ લાગે છે. પણ પહેલાં એમ સમજતો કે 'મને ભૂખ લાગી છે' હવે હું જોઈ શકું છું કે શરીરને ભૂખ લાગી છે.' એ ભેદ છે, તફાવત તો થોડો છે, પણ બહુ મોટો છે. સૂક્ષ્મ પણ અંતહીન.

આપણે બીમાર પડીએ છીએ ત્યારે એમ લાગે છે કે આપણે બીમાર પડી ગયા, પણ એને બદલે એમ સમજાય કે શરીર બીમાર પડયું છે, તો તમે શરીર નથી, પણ શરીરથી પર, શરીરને જોવાવાળા સાક્ષી છો, તેવી પ્રતીતિ સહજ થશે.

જેટલો આ સાક્ષીભાવ મજબૂત થતો જાય તેટલું પરમાત્માનું સાન્નિધ્ય દૃઢ થતું જાય, અને જેટલો કર્તાભાવ અનુભવાય તેટલું સંસારમાં ડૂબતું જવાય.

કર્મની સાથે એકતા અનુભવાય તો તમે સંસારમાં સરકતા જાવ છો, કર્મની સાથે એકતા તૂટી જાય તો તમે પરમાત્મામાં લીન થઈ જાવ છો.

વાસ્તવમાં આત્મતત્ત્વ તો સદા સર્વદા નિર્લેપ હોય છે, પણ વાસનાયુક્ત જીવાત્મા પોતાને કર્તા માની બેસે છે, અને સાક્ષીભાવથી અલિપ્ત બને છે. સાક્ષીભાવ એ માનવજીવનના આધ્યાત્મિક વિકાસની ચરમ સીમા છે.

# અક્ષરનાં ઓવારણાં

નરોત્તમ પલાણ

(૧) કટોકટીનું અભય

ઈ.સ. ૧૯૭૫ની ૨૧મી જુલાઈથી ૧૯૭૬-ની ૫મી નવેમ્બર સુધીના લગભગ સોળ મહિના ઈન્દિરા સરકાર દ્વારા આપણા દેશમાં કટોકટી રહી. આ દરમિયાન લોકસભામાં, શ્રીપુરુષોત્તમ ગણેશ માવળંકરે જે ૨૪ પ્રવચનો આપ્યાં તે અંગ્રેજીમાં 'No, Sir' નામથી અને ગુજરાતીમાં 'ભગવાન આ માફ નહિ કરે.' એવા શીર્ષક હેઠળ પ્રસિદ્ધ થયા છે. લોકસભાના સત્તાવાર હેવાલમાંથી આ પ્રવચનોને ગ્રંથસ્થ કરતાં લેખકે તેની ભૂમિકા તથા છેલ્લે પાંચ પરિશિષ્ટોમાં જરૂરી માહિતીનું ઉમેરણ કરી આ પ્રકાશનને એક ઐતિહાસિક મૂલ્ય પ્રદાન કર્યું છે.

આ પુસ્તકના અનેક આકર્ષણો છે, જેમાં આપણને અનુભવવું ગમે અને અનુભવીને પોરસાવું ગમે તેવી હકીકત એક લોકશાહી દેશનો નાગરિક કેવો અભય હોય અને કેવો નિઃસ્પૃહ હોય તેનું જે ચિત્ર અહીં ઉપસે છે તે છે. સમયે સમયે, કયારેક તો વાચાળ લાગે તેટલી હદે પહોંચીને પણ માવળંકરે પોતાના પ્રવચનો આપ્યાં અને ઈન્દિરા સરકારના લગભગ દરેક નિર્ણયના વિરોધમાં પોતાનો અવાજ ઉઠાવ્યો. કટોકટીને અનુષંગે લાદવામાં આવેલાં બંધનોમાં 'ભારતીય બંધારણ'ની મૂળભૂત ભાવનાનું ખંડન હતું – આ વાત સ્પષ્ટ કરતાં લેખકે લગભગ આર્તસ્વરે -'બંધારણના શબ્દને તેમજ તેની ભાવનાને માન આપો' એવી લાગણી વ્યક્ત કરી છે. આવી રહેલા ખરડાને 'ખતરનાક તથા રાક્ષસી' કહીને પણ તેમણે ઓળખાવ્યા છે. કટોકટીને કારણે 'ભારતનું પ્રથમ પ્રજાસત્તાક મરી પરવાર્યું છે' એવી દર્દનાક જાહેરાત કરતાં પણ તેઓ અચકાયા નથી! આજે આટલા સમય પછી માવળંકરના આ પ્રવચનોમાં કટોકટીનું અભય આપણને વરતાઈ આવે છે.

આ પુસ્તકની અન્ય ઉપયોગીતા એ છે કે બંધારણ અને લોકસભા અંગેના નીતિનિયમોની વૈવિધ્યભરી માહિતી અહીં છે. લેખક તો જાણે લોકસભાને ખોળે જ ઉછર્યા છે! કાયદા કાનૂન અને કલમોના અર્થઘટન પરત્વેની સહજ સૂઝથી આ ૨૫૬ પૃષ્ઠો આમ એકદમ જીવંત બનેલા છે. બંધારણ અને બંધારણ વિશેના દેશવિદેશી વિદ્વાનોના અભિપ્રાયની છણાવટ તથા અનેક તાજાં અવતરણોની ઉપસ્થિતિ આ પુસ્તકના શૈક્ષણિક મૂલ્યને વધારે છે.

કટોકટી દરમિયાન પસાર થઈ રહેલા એક પછી એક ખરડા વ્યક્તિસ્વાતંત્ર્યનો કેવો ખાત્મો બોલાવી રહ્યા હતા અને માવળંકર જેવા જાગરુક નાગરિકો વિનય અને વિવેકથી તેનો કેવો મક્કમ વિરોધ કરી રહ્યા હતા તે જાણવું સહુ કોઈ માટે ભારે રસિક થઈ પડે છે. આ ગ્રંથમાંથી પસાર થતાં–એને વાંચતાં અને અનુભવતાં આપણે એકદમ દેશના વર્તમાન સાથે મૂકાઈ જઈએ છીએ! ભારતની સાંપ્રત તાસીર, એની ગતિવિધિનો સાક્ષાત્કાર આ પ્રકાશનની સૌથી મહાન સિદ્ધિ છે.

અહીં બધી સિદ્ધિઓ અને બધું ઉચિત જ છે એવું નથી, માવળંકરના વિધાનો અને એમનો 'દેખાડો' ક્યાંક અપ્રિય પણ લાગે છે! બંધારણમાં થઈ રહેલા સુધારા પરત્વે માવળંકરનું એવું વલણ જણાય છે કે બંધારણમાં ફેરફાર ન થઈ શકે! વાસ્તવમાં સમયની માંગના સંદર્ભે ઉચિત ફેરફારો અયોગ્ય નથી. વારેવારે આવતાં અવતરણોથી' આ પુસ્તકનું વાંચન ભારેખમ બન્યું છે. લેખકમાં આત્મસભાનતાની માત્રા કંઈક વિશેષ

છે તે અને પોતાના પિતાશ્રીનો, ક્યારેક તો અપ્રસ્તુત લાગે એવી રીતે ઉલ્લેખ આ પુસ્તકના અણગમતા અંશો છે. પુસ્તકનું શીર્ષક અને રૂપરંગ મુદ્રણ પણ બોલકાં છે. માવળંકર જેવી સત્ત્વશીલ વ્યક્તિને આવી રીતે પોતાનું પુસ્તક શણગારવું પડે તે સ્વીકારી ન શકાય એવી હકીકત છે.

## (૨) ઓંજણા કોમનો સાહિત્યપ્રવેશ

યુવાન વાર્તાકાર ડૉ. કેશુભાઈ દેસાઈ એકી સાથે 'વન વનનાં પારેવાં' અને 'જોબનવન' નામની બે નવલકથાઓ લઈને આવે છે, ત્યારે આવકાર આપ્યા વિના રહી શકાતું નથી. આ કથાઓમાં પણ ગુજરાતની એક પછાત કોમ – ઓંજણાકોમનું ચિત્ર પ્રધાન હોય એ વિશેષ આવકાર્ય બની રહે છે. વર્ષો પહેલાં આપણા સમર્થ વાર્તાકાર સ્વ. રામનારાયણ વિ. પાઠકે પોતાની એક ટૂંકીવાર્તા 'સાચી વારતા'માં ઓંજણાકોમના એક પાત્રનો સ્હેજ પરિચય કરાવ્યો હતો. પાઠકસાહેબના એ સ્હેજ પરિચયમાં પણ ઓંજણાની આગવી ખાસિયત, એનું સ્વભાવ લક્ષણ બરાબર ચરિતાર્થ થઈ ઉઠેલું ! આજે એ કોમ વિશેની એક આખી જીવનકથા વાંચતાં ગુજરાતના એક જનપદને જાણવાનો આનંદ થયો, જો કે આ માત્ર દર્શન જ થયાં, એનો સાક્ષાત્કાર લેખક હવે પછી કરાવશે એવી આશા.

'વનવનનાં પારેવાં'નું કથાવસ્તુ એક પ્રણયત્રિકોણ છે. નાયક કલજી એક સાથે બે યુવતીઓ તરફ આકર્ષાય છે. પાછળથી પ્રવેશ કરનાર સીતા પોતાની જ્ઞાતિની હોય એના તરફ વિશેષ ઢળે છે અને છેવટે કોઈના સ્વીકારની ભૂમિકાએ પહોંચ્યા વિના સર્વસ્વનો અસ્વીકાર કરી 'હું–હું છું' એવી ભાવના સાથે અદશ્ય થાય છે. આ કથામાં જોવા મળતી ઓંજણાકોમની ઝલક અને ખંડ નવ આદિની પ્રસંગ ગૂંથણી લેખકની શક્તિનો સુખદ પરિચય આપે છે, પરંતુ એકંદરે મર્યાદાઓ વિશેષ છે. આપણને થાય કે લેખકે ઉતાવળ ન કરી હોત તો એક સારી કલાકૃતિ સિદ્ધ થાત. કથાના જે જે અંશોમાં અસ્વાભાવિકતા રહી ગઈ છે તેમાં લેખકની અશક્તિ કરતાં ઉતાવળ કારણભૂત હોવાનું જણાય છે, જેમકે 'મન' માફ કરાં બાવજી, મું તમારી ગાય સું'' એમ બોલતો કલજી 'તમે તો ઘણા લોકોના સંપર્કમાં આવ્યા હશો' એવા શબ્દોમાં સીતાને પત્ર લખે કે ગિરજાશંકરના ચરિતરને જોઈ અચંબો પામતી ગામડાની અભણ હંતી – "એના લબડી પડેલા હોઠ, બોખું મોં, એની કરુણા ઉપજાવે એવી કાકલૂદી" જેવી ભાષામાં વિચાર કરે ત્યારે પ્રતીતિકરતા રહેતી નથી. નવલકથાના સાહિત્યસ્વરૂપની જાણકારી જાણે ખૂટતી હોય એમ પણ લાગે છે. આમ છતાંય લેખક પાસે સૂઝ છે, ભાષા છે, આવતી કાલે એનાં સારાં પરિણામો આપણે પામશું અને ઓંજણા કોમનો આ જે સાહિત્યપ્રવેશ થઈ રહ્યો છે તે આપણે ત્યાં જાનપદી કથાની જે ખોટ છે તે પૂરી કરનાર બનો એવી અપેક્ષા સાથે કેશુભાઈનું સ્વાગતમ્ !

## (૩) મન મધુવન

સાહિત્ય–લોકસાહિત્યના એક અભ્યાસી તરીકે ડૉ. ચંદ્રકાંત મહેતા (મીર મુરાદ)ને આપણે ઓળખીએ છીએ, હવે 'મન મધુવન'થી તેઓ એક વાર્તાકાર તરીકે ઉપસ્થિત થાય છે. ડૉ. મધુસુદન પારેખ કહે છે તેમ એમનું આ મધુવન ભાવનાથી મહેકતું છે. લેખકની ભાષાભંગી અને શબ્દલીલા, ક્યાંક એમની કૌતુકરાગિતા અને કલ્પનાના ઉડ્ડયનો આપણને વિસ્મય પ્રેરે છે. વાર્તાકાર તરીકેની ઘણી બધી સજ્જતા મહેતા પાસે છે, જોકે અહીં સંગ્રહાયેલા બધા જ પ્રસંગો વાર્તાનું સ્વરૂપ પામી શક્યા નથી. એકવિધતા પણ ઠીક ઠીક છે. મોટે ભાગે લગ્ન વિષયક પ્રસંગો અને વિચારોનું નિરૂપણ છે, જે યુવાનવર્ગને જરૂર ગમી જાય. એક ટકોર કરવાનું મન થાય છે કે

લખાય અથવા અમુક સામયિકમાં છપાય તે બધું જ ગ્રંથસ્થ કરવાનું ટાળવું જોઈએ. 'મન મધુવન'-ની રચનાઓ પરત્વે આવો વિવેક રખાયો હોત તો પ્રકાશન વિશેષ મૂલ્યવાન બનત એમ લાગે છે.

(૪) ઓખામંડળની કાચી સામગ્રી

સ્વ. કલ્યાણરાય ન. જોશી એક વિદ્યાપ્રેમી સજ્જન તરીકે પ્રતિષ્ઠિત હતા. જીવનના અંત સુધી તેમણે પોતાના પ્રદેશની સેવા બજાવી છે. સતત કંઈ ને કંઈ કરતું રહેવું એ એમની જીવન-શ્રદ્ધા હતી. દ્વારકાનું એમનું 'ઉદ્ધવ નિકેતન' સાચો અર્થમાં ઉદ્ધવ – જ્ઞાનનું નિકેતન હતું. નાની નાની બાબતોને એ ચીવટથી ભેળી કરતા અને પોતાને સૂઝે તે આ અર્થઘટનો સાથે એને પ્રકાશિત કરતા રહેતા. સ્વ. કલ્યાણરાયના અર્થઘટનો કરતાંય એમણે ભેળી કરેલી કાચી સામગ્રીનું મૂલ્ય સવિશેષ છે. આવી થોડીક સામગ્રીનું એમના મૃત્યુ પછી પ્રકાશન થયું તે 'દ્વારકાના પ્રદેશનો સાંસ્કૃતિક ઈતિહાસ' છે. શ્રી સયાજી સાહિત્યમાળાના ૩૫૮મા પુષ્પ તરીકે એમ. એસ. યુનિવર્સિટીએ એને પ્રકાશિત કરેલ છે. કુલ ૩૫૨ પૃષ્ઠોમાં ભેળી થયેલી આ સામગ્રી ખાસ તો ઓખામંડળના સાંસ્કૃતિક અભ્યાસ માટેની અતિ વિરલ એવી કાચી સામગ્રી છે. કુલ ૪૦ પ્રકરણો, એક પરિશિષ્ટ અને ઉપોદ્ઘાતમાં લેખકે પોતાના જીવન દરમિયાન ખંતથી એકઠી કરેલી માહિતીનો સંચય કર્યો છે. ક્યાંક એકને એક વાત અને અમુક પૃષ્ઠો બેવડાયા છે, પણ તેમાં પ્રમાદ કરતાં વિશેષ સ્પષ્ટ થવાની ભાવના પ્રમુખ જણાય છે. જેમકે પૃ. ૨૪૮,૪૯ અને ૫૦નું આખું ઘોળ પરિશિષ્ટ એકમાં પુનઃ એ જ સ્વરૂપે મૂકાયું છે.

દ્વારકાની ભૂરચના, ત્યાં વિકસેલો શંખ-મોતીનો ઉદ્યોગ, ગોમતી ચક્ર ગોપીચંદન અને પ્રલયની માહિતી, દ્વારકાનો અસલ પ્રદેશ આજનું ઓખામંડળ જ નહિ પણ પોરબંદર જામનગર સુધીનો વિસ્તાર, આ પ્રદેશની જૈનબૌદ્ધ સંસ્કૃતિ અને અસલી સંસ્કૃતિના અભિલેખો; વનસ્પતિ, પ્રાણી, સૂર્યશક્તિ લિંગપૂજાનો પ્રારંભ, આ પ્રદેશમાં વપરાયેલાં યુદ્ધનાં હથિયારો અને વૈષ્ણવી દ્વારકાના સાહિત્યિક ઉલ્લેખો, શ્રીવલ્લભાચાર્ય અને પુષ્ટિ પરિવારની માહિતી સાથે મીરાંનો દેહત્યાગ ક્યાં થયો તેની તપાસ, ઓખામંડળની બોલી સાથે એનાં શિલ્પ સ્થાપત્યની ચર્ચા વગેરે અનેક વિષયો લેખકે અહીં ચર્ચ્યા છે. નિઃશંક ઓખામંડળ વિશેની આ સામગ્રી હવે પછીના વ્યવસ્થિત અભ્યાસ માટેની એક પ્રાથમિક ભૂમિકા બની રહેશે.

પુસ્તકમાંથી પસાર થતાં એમ લાગે છે કે જે ખરેખરી અગત્યની બીના કે અવશેષો છે તે તરફ લેખકનું ધ્યાન ગયું નથી અને સામાન્ય કહેવાય એવી બાબતો ઉપર લેખકે વિશેષ ધ્યાન આપ્યું છે. લેખક પાસે ખરી વસ્તુના પારેખની ઊંડી દૃષ્ટિ નથી, તેમજ માહિતીની ચોકસાઈ પણ બારોબાર છે. થોડા ઉદાહરણો જોઈએ તો 'બરડાના પાતા ગામે બ્રાહ્મી લિપિમાં કોતરાયલ શિલાલેખ મળી આવ્યો' (પૃ. ૩૦), 'વાનિજક' શબ્દનો 'વાણિયા' જેવી કોઈ મંડળી' (પૃ. ૧૨) એવો અર્થ, ભગવાન બુદ્ધના મુખ્ય સ્તૂપોમાં બેટની ગણના, બેટમાં આરસની બુદ્ધ મૂર્તિ હતી જે શ્રીમતી સુમતીબેન મોરારજી લઈ ગયા તેવી નોંધ (પૃ. ૪૨), બેટમાં શંખનારાયણનો ટેકરો બૌદ્ધ હોવાની વાત, (પૃ. ૪૪) કોઈ કવિએ પોતાના વતનનું આલંકારિક વર્ણન કર્યું તેને ઐતિહાસિક માની લેવાની વૃત્તિ (પૃ. ૭૨) વગેરે અસંખ્ય વિધાનો તથ્યવિહીન અને યોગ્ય તપાસના અભાવે થયેલા છે. ભાષાશૈલી પણ પ્રલંબ અને મુદ્દો ઉપસાવવા અસમર્થ છે. લેખકે કહેલી બુદ્ધમૂર્તિ વિશે આ અવલોકનકારે તપાસ હાથ ધરેલી, પરિણામે તે મૂર્તિ જ મૂળમાં જૈન માલૂમ પડેલી ! આજે પણ એ જૈનમૂર્તિનો પરિકર બેટ લાયબ્રેરીમાં હયાત છે જેનો આ અવલોકનકારે ફોટો લીધેલ છે. આવી જ તથ્યવિહીન અથવા સપાટી પરની ચર્ચા 'મીરાંબાઈનો દેહ ત્યાગ દ્વારકામાં કે

[અનુ. પૃ. ૨૧૬

# આપણું આકાશ

જયમલ્લ પરમાર

## મહાકાય વીંછીડો



૧. વિશાખા, ૨. અનુરાધા, ૩. જ્યેષ્ઠા, (વચલો તારો પારિજાત), ૪. મૂળ

વૈશાખ માસ તો ઊતરવા આવ્યો. આ માસના દેવ વિશાખ: અગ્નિએ પોતાના બાહુ લંબાવીને તેનું સ્વરૂપ આ વર્ષે દુષ્કાળ–દેવતા સાથે સંપૂર્ણ રીતે દેખાડયું છે. આખા દિવસ દરમિયાન પેલા આભના ગભારા પર એકબીજાં પર એકબીજાં વાદળાં ખડકાતાં આવે છે. મનમાન્યાં ઘાટ અને આકૃતિઓ તેઓ રચતાં આવે છે અને કયારેક તો પેલા પીંજારાની તાંત પર ઊડતા રૂના પોલ જેવાં તેઓ બનીને ઊડવા લાગે છે: પણ ઊડતાં ઊડતાં તેઓ અટકી જાય છે, તેથી રૂના પોલનું રૂપક હવે સાર્થક નથી લાગતું; કારણ કે પવનના ફડાકાથી વાદળાંમાં વેગ ઘણો દેખાય છે, પણ તેઓ જલ-ભારથી લચી પડયાં છે અને પેલા સૂર્યનારાયણના અગ્નિસ્વરૂપ તાપના તમાચાથી ઉગ્ર બન્યાં છે. નથી તેઓ આકાશને છોડીને ચાલી જઈ શકતાં કે નથી તેઓ વરસીને હળવાં બની શકતાં. પેલા તાપના તમાચા તો ખાવા જ પડે છે. પરિણામે તેઓના રંગ ખિન્નયેલા યુવાનની આંખોના રંગની જેમ વેગ સહિત ફેરવાતા જાય છે અને ખીજમાં જાણે આકાશને ભીંસી નાખવા માટે આમતેમ દોડાદોડી આદરી દે છે.

### શીતળતાની શોધમાં

પેલો પવન પણ જાણે તાપનો હરીફ નીવડયો હોય તેમ ધરતીના આ છેડાથી પેલા છેડા સુધી ઘૂમરીઓ ખાતો અને માથાં પછાડતો ભટકી રહ્યો છે. 'કયાંયે શીતળતા? કયાંયે શીતળતા!' એમ પોકારતો એ ભટકી રહ્યો છે. અન્ય માસોમાં શીતળ લાગતો પવન થોડોક એના રોષથી અને વિશેષ પેલા તાપના ઉકળાટથી ગરમ થઈ રહ્યો છે અને ઝાડનાં લીલાં પાનમાંથી શીતળતા શોધવા ત્યાં ભટકાય છે. ત્યાંથી યે તે પાછો પડે છે. આથી તે પાનનો શીતળ લીલો રંગ લૂંટીને તેને સ્થાને પીળો રંગ રહેવા દે છે. બિચારાં પાંદડાં પીળા રંગથી

ઘજવાઈને નીચે પડે છે. પવન નીચે પાંદડાં સાથે લડાઈ આરંભે છે અને તેમના વંટોળ બનાવી ઊંચે આકાશમાં ચડાવે છે. સાથે સાથે ધરતીની તપેલી ધૂળની ડમરીઓ ચડે છે અને આકાશને તાપથી કંટાળી ગયું હોય તેવું કંટાળામય ધૂંધળું સ્વરૂપ આપી દે છે.

પોતાના પાણીપ્રવાહથી જનગણને પોતાને કાંઠે બોલાવતી પેલી નદીઓના આરા પાણી સુકાતાં ઉજ્જડ બન્યા છે. નદીઓ તો શું કૂવા પણ જળ વિના ખાલી થયા છે. ધરતીનાં જળ જાણે વૈશાખના તાપથી બચીને પોતાની શીતળતા સાચવી રાખવા ધરતીના પેટાળમાં ઊંડાં ઊતરી ગયાં છે.

## નાસી છૂટેલો માનવી

તાપ, તાપથી તપી ગયેલ વાયુ અને વાયુથી ઊડી રહેલ ધૂળ–વંટોળથી બચવા માનવી ઘરમાં ઘૂસી જાય છે, પણ ત્યાં યે તાપ તેને છોડતો નથી. તાપથી બચવા તે ચંદનલેપ કરે છે, ખસની ટટ્ટીઓ બાંધી પાણી છાંટે છે–પણ એ બધા થૂંકના સાંધા. સાંજ સુધી એને ઘરમાં ગોંધાઇ રહેવું પડે છે. વગડામાં ઝાડછોડ પર ફૂલો તો ઘણાં યે લચી પડયાં છે, પણ એના પર આંખ ફેરવવા દે તેટલી છૂટ મૂકવા માટે પેલો તાપ કયાં તૈયાર છે? એ તો પોતાના સામ્રાજ્યનો દંડ બરાબર પૃથ્વીપાટ માથે વીંઝી રહ્યો છે.

આખા દિવસના આવા તાપ, વાયુ અને વંટોળ બાદ સાંજ મનોહર અને શીતકારક નીવડે છે – આખા દિવસના માનવીના ઉકળાટને ધોઇ નાખવા તે જાણે આવી ન પહોંચી હોય! અને શરૂઆત શરૂ થાય છે પછી સુખની પરંપરાનો આરો નથી હોતો. શીતળ સાંજની પાછળ અંધારી રાત સાથે પેલાં તારામંડળો આવી પહોચે છે અને તેઓ પણ શીતળતા પાથરવા લાગી જાય છે.

પણ આખો દિવસ વાદળાં દેખાડીને રાતે ચોખ્ખી બનતી રાત ભલે શીતળ હોય, માનવી માટે સમગ્ર રીતે નીરખતાં એ દુઃખકારક નીવડવાની છે; કેમકે પેલા દુહામાં કહ્યું છે, તેમ–

'દિએ કાઢે દુવાળા ને રાતે કાઢે તારા,
આણંદ કે' કરમાણંદા, ઈ છપ્પનિયાના ચાળા.'

જો દિવસે વાદળાં દેખાડીને પાછા રાત્રે સ્વચ્છ તારા દેખાય, તો એ દુષ્કાળનાં ચિહ્ન સમજવાં.

## ગંધવતી વસુંધરા

આજે તો અચાનક મે ગડૂડયો હતો. પેલાં ખીજે બળતાં વાદળાં પણ ટાંભરવાયાં બન્યાં હતાં અને પોતાનું દુઃખ રડતાં હોય તેમ થોડા છાંટા પૃથ્વી પર નાખીને માતા વસુંધરાનું 'ગંધવતી' વિશેષણ સાર્થક કર્યું હતું. માટીની આ વર્ષાકાલીન સૌરભ પાછલા વર્ષોની યાદી આપીને મનમાં સ્મરણોની ગલીપચી કરાવીને તાજા જ વીતેલા તપ્ત દિનોને વિસરાવી દે છે.

પેલો પવન માતા વસુંધરાને આર્દ્ર બનેલી જોઈને તેને હૈયે લેટી આવ્યો છે; અને તેની ગરમી નિતારી ભીનો ભીનો થઈ આવ્યો છે. અને ભીનો ભીનો પવન શરીર પર ઠંડક ઢોળે છે અને ઠંડી બનેલી નજર વિશાળ બની અવકાશપટ પર વિહાર કરવા નીકળે છે. આકાશપટ પર નજર કરતાં હળવે હાથે લીંપણ કરેલ હોય તેવાં આકાશવ્યાપી વાદળાં આંખોને ભરી દે છે. હવે તેમનામાં યે પેલા તાપના તમાચાથી આવેલી ઉગ્રતા રહી નથી, તેથી આંખને પકડી રાખે છે. આજનાં વાદળાં પોતાની શોભા સહિત આવ્યાં છે; એટલે તેઓ રાત થઈ અને પેલાં તારામંડળોને થોડી વાર નહિ નીરખવા દે તો યે તેના પર રીસ નહિ ચડે.

વાદળાંને થોડા ખેલ ખેલી લેવા દો. આજે તેમનો આનંદનો દિવસ છે, અને તેમના આનંદ સાથે આપણો આનંદ પણ સંકળાયો છે ને?

ધીમે ધીમે અર્ધી રાત પસાર થાય છે ને વાદળાં વીખરાય છે. ઘેનભરી આંખમાંથી ઊંઘ ઊડે છે અને કોઈ વિરાટ તાવડામાં ધાણી ફૂટતી

આવતી હોય, તેમ તારાઓ પ્રગટ થતા આવે છે. ધાણીના દાણેદાણાને પકડવા પેલું બાળક તાવડા આસપાસ દોડાદોડ મચાવે છે; તેમ આ તારક–ધાણી આપણી આંખોમાંથી નીંદ ઉડાડી દૃષ્ટિને ગગનને ગોખે દોડાદોડી કરવા લોભાવીને ખેંચી જાય છે.

## લોભામણી દક્ષિણ દિશા

ગયે વખતે દર્શન કરેલી દક્ષિણ દિશા જ હજી નજરને બાંધી રાખે છે. દક્ષિણ દશાના મોહમાં જે કોઈ પડે તેને એકદમ છોડે તેવી એ દિશા નથી. પોતાનો સૌન્દર્ય–થાળ એ બતાવતી આવે અને આપણું મન લોભાવતી આવે–દક્ષિણ દિશા તરફ આપણું લક્ષ્ય વિશેષ નહિ ગયું એનું જાણે વળતર જ વાળવા ન બેઠી હોય!

દક્ષિણ મહાસાગરનો પંથ કાપીકાપીને પેલું વહાણ આથમી ગયું. ત્રિશંકુ ને યમ–ચિત્રગુપ્ત ખાંગા થઈ ગયા અને જયવિજય તથા વૃક દક્ષિણમાં મધ્યસ્થાને બિરાજી રહ્યા છે. જયવિજય બરાબર ક્ષિતિજની સમાંતરે આવીને માત્ર બે તારાની એક સીધી લીટીમાં યે સૌન્દર્ય હોય છે, તેવી પ્રતીતિ કરાવી રહ્યા છે. એની ઉપર પહોળા આકાશ પર પથરાઇ ગયેલો અને ડોક સરખી કરી પશ્ચિમ તરફ નજર નાખતો હોય તેવા મયૂર જેવો પેલો વૃકનો તારાસમૂહ આંખને લોભાવે છે; પણ નીચે સીધી લાકડી જેવા પેલા જયવિજયના તારા નજરને છોડતા નથી. મયૂર જેવો લાગતો પેલા વૃકનો તારા-સમૂહ ભલે વિશાળ અને સુંદર હોય, પણ બાળક-મનને તો જયવિજયની લાકડી જ ગમે. એનો ઘોડો કરીને ગમે ત્યારે રમી શકાય ને?

આ બધાં તારામંડળો જાણે દક્ષિણના એક મોટા નક્ષત્રમંડળનાં છડીદાર છે. તેઓ ભલે રૂપાળાં રહ્યાં, પણ પેલા મૃગશીર્ષની મર્યાદારેખાની બાદ દક્ષિણ દિશા પર આધિપત્ય પેલા વૃશ્ચિકનું–વીંછી-ડાનું. આ બધાં તારામંડળો જાણે અલ્પવિરામ–અર્ધવિરામ જેવાં. વીંછીડા પાસે પહોંચીએ એટલે દક્ષિણ દિશાનું પૂર્ણવિરામ પૂરું થાય.

## નક્ષત્રોનાં વ્યક્તિત્વ

કેટલાંક નક્ષત્રો એવાં હોય છે, કે તેઓ આવે ત્યારે જાણે ભર્યુંભાદર્યું કુટુંબ આવીને ઊભું હોય તેમ લાગે. એ આપણને કુટુંબના એકેએક સભ્યોની ઓળખાણ આપે, વિશેષ પરિચય પણ કરાવે અને ન ખૂટે તેવા કુટુંબના દરેક સભ્યને 'જય–જય' કર્યા બાદ ઓળખતા થઈએ ત્યાં તો આપણી મુલાકાતનો સમય પસાર થઈ ગયો હોય–બીજે જવાનો સમય કે આવશ્યકતા પછી ન રહે.

ઉત્તરાકાશમાં સપ્તર્ષિનું એ સ્થાન છે, મધ્યાકાશમાં એ સ્થાન મૃગશીર્ષનું અને દક્ષિણા-કાશમાં વીંછીડાનું છે. એ તારામંડળોને નીરખવા બેસીએ ત્યારે તેઓ એકલાં લાગે જ નહિ–જાણે સાજનમાજન સહિત આખી જાન ચાલી આવે છે.

એ વિરાટ વિંછીડાની મુલાકાત લેતાં પહેલાં આપણે આકાશી રાજમાર્ગ પર ચાલતાં બાકી રહેતાં બીજાં નક્ષત્રોને મળી લઈએ; નહિ તો પછી તેમની મુલાકાતનો સમય નહિ રહે. વીંછીડો ડંખ દઈને આપણને મીઠી વેદનામાં વીંટી રાખશે.

પેલી ઘેલી ચિત્રા દક્ષિણ તરફ લચીને પશ્ચિમમાં ખેંચાઈ ગઈ છે. તેનો જોડીદાર સ્વાતિ હવે જાણે તેનો અનુચર બન્યો હોય તેમ પાછળ રહ્યો છે; અને આજકાલ તે મધ્યાકાશે પોતાનું સ્થાન સાચવી રહ્યો છે. સ્વાતિ અને ચિત્રા સાથે ઊગે છે, છતાં સ્વાતિ નક્ષત્રને ચિત્રાની પાછળ કેમ સ્થાન આપ્યું છે તે આજકાલ સ્વાતિ પોતે પાછળ રહીને બોલી રહેલ છે.

આ સ્વાતિ–ચિત્રાના તારાઓ સાથે પૂર્વમાં દક્ષિણ આકાશે ત્રિકોણ રચાય એ ઠેકાણે થોડાક તારા પડયા છે. એ તારાઓ તે જ વિશાખા નક્ષત્ર. જાણે વિશાખ : અગ્નિદેવ તાપ કાઢી કાઢીને તે થાકયા બાદ ઝાંખા બની ગયા છે. અગ્નિદેવની દોટ

પણ ઓછી છે? તેઓ પોતાના હાથ વૈશાખ પહેલાં ચૈત્રમાં પણ લંબાવે અને વૈશાખ બાદ જેઠમાં પણ પહોંચાડે; તેથી તો આ વિશાખ નક્ષત્રના તારા લાંબા થઈને છેટે છેટે નહિ પડયા હોય ને? આ વિશાખાને પાશ્ચાત્યો લ્યુબેન: Luben કહે છે.

## સમતુલા જાળવતી તુલા

વિશાખનાં દર્શન કરતાં આપણે તુલા રાશિ સુધીનું આકાશ જોખી લીધું કહી શકાય. ગયા માસમાં જોઈ ગયેલાં નક્ષત્રો માંહેથી ½ ચિત્રા+ સ્વાતિ + ¾ વિશાખા મળીને તુલા રાશિ પૂરી થઈ.

આ તુલા રાશિ શોભે છે વિશાખાને કારણે જ; કેમકે વિશાખાનો આકાર જ તુલા: છાબડાં જેવો છે. સ્વાતિની નીચે અગ્નિદિશામાં આગળ વધીએ તો એક તારો દેખાવાનો. એ તારો તે છાબડાંની દોરી. એથી આગળ ચાલતાં વચ્ચે તારો આવે તે દાંડી અને છેલ્લાં બે તારા એ છાબડાં. પાશ્ચાત્યો પણ વિશાખાથી બનેલી તુલા રાશિને તુલા: લિબ્રો: Libro જ કહે છે.

આ રાશિનું નામ તુલા કેમ પડયું હશે? આપણી રાશિઓ બાર. તેમાં તુલા રાશિ સાતમી. આકાશના મધ્ય ભાગે આવેલી એ રાશિ જાણે આકાશના ત્યાંથી પડતા બંને વિભાગની સમતુલા જાળવી રહી છે. 'તૈત્તરિય' બ્રાહ્મણમાં આ આકાશી નક્ષત્રોના બે વિભાગ પાડવામાં આવેલા છે: એક દેવયાન અને બીજો પિતૃયાન. દેવો તો આકાશમાં વસે, પણ આપણા પિતૃઓને યે આકાશમાં વસવા સ્થાન જોઈએ ને? દેવયાન–વિભાગ પ્રથમ છ રાશિમાં અને પિતૃયાન–વિભાગ બાકીની છ રાશિમાં આવે. આ બંને વિભાગની સમતુલા જાળવનાર વચ્ચે આવેલી તુલા રાશિ. આવા મોટા આકાશ–મંડપના મધ્યભાગે બેસવામાં તુલા રાશિ ખરેખર પેલી રમતોમાં બંને પક્ષોનું ધ્યાન રાખતા 'અમ્પાયર' જેવું માન ખાટી ગઈ છે.

આ તુલા રાશિની માનીતી વિશાખા માટે પેલું ભડલી–વાકય બોલે છે, કે:

> સ્વાતિ દીવા જો બળે
> વિશાખા ખેલે ગાય;
> તો રાણીજાયા રણે ચડે
> અને પૃથ્વી પરલે થાય.

જો સ્વાતિ નક્ષત્રમાં દિવાળી આવે અને વિશાખા નક્ષત્રમાં ગોધણ–તેરસ આવે તો એને મહાયુદ્ધની અને પૃથ્વીના પ્રલયની નિશાની સમજવી.

આ વિશાખાનો સાથી ચળકતો તારો એક બીજા તારાની સાથે જોડિયો બનીને રાસ ખેલ્યા કરે છે. આપણાથી તે બેઠો છે તો ૭૮ પ્રકાશવર્ષને અંતરે.

જેને આપણે તુલાની દાંડી ગણી તે તારાઓના ઉપરના ભાગે એક તારકગુચ્છ આવેલો છે. એ તારકગુચ્છ આપણાથી બરાબર ૪૧,૦૦૦ પ્રકાશવર્ષ દૂર હોવાનું માપી શકાયું છે. ધીમે ધીમે આપણે તારાઓના હજાર પ્રકાશવર્ષ સુધીના અંતરને વટાવી વિશાળ અવકાશમાં પ્રવેશી રહ્યા છીએ તે ખ્યાલ રાખજો. અલબત્ત, હજી યે તારકગુચ્છની ઓળખાણ આ માસે નથી કરવી. આવતે માસે વાત.

## વીંછીનો ડંખ

કારણ કે અનેક વાતોમાં રોકાયા છતાં, આપણા પગ પાસેથી બે આંગળનો નાનો વીંછી નીકળે, તો આપણું ધ્યાન તેના તરફ ખેંચી લે છે. ત્યારે આ વિશાખાની પાછળ ચાલ્યો આવતો પેલો આકાશવ્યાપી વીંછી આપણને આડુંઅવળું ધ્યાન શાનો આપવા દેશે? બીજી વાતોમાં રોકાઈ જશું તો ડંખ મારીને તેના તરફ ધ્યાન ખેંચી લેશે, એ કરતાં આપણી મેળે સમજી જવું સારું.

વિશાખાની નીચે ચાર તારા દેખાય છે: ત્રણ તારા ચળકતા અને એક ઝાંખો. આ તારાનું બન્યું અનુરાધા નક્ષત્ર. અરે અનુરાધા અહીં કયાંથી

પહોંચી ? આટલામાં ક્યાંક કૃષ્ણ હોવા જ જોઇએ. હા, હા, સામે જ આકાશમાં શૌરીનું તારામંડળ દેખાય છે. શૌરી તે જ શૂરકુલભૂષણ કૃષ્ણભગવાન ને ? એમનાથી રિસાઈને વીંછીના ડંખનો ઢોંગ કરવા તો અનુરાધા અહીં વૃશ્ચિક વચ્ચે આવીને નહિ બેઠા હોય ને ? પણ આપણે હિજી શૌરીની ઓળખાણ કરવી બાકી છે, એટલે અનુરાધાની એ રીસનો ખ્યાલ નહિ કરીએ; કેમકે અનુરાધા વીંછીના મુખ પાસે બેઠી છે. વીંછીની શરૂઆત આ અનુરાધા નક્ષત્રથી થાય છે. અનુરાધાને પાશ્ચાત્યો કહે છે વીંછીના ચીપિયા : સ્કોર્પીઓ ક્લિપર્સ : Scorpio -clippers.

અનુરાધાના ચાર તારાની એ ઢળતી હાર પહેલાં દક્ષિણ ક્ષિતિજને સમાંતરે હતી. એ લીટીની નીચે ત્રણ તારાની વાંકી એ લંબરેખા પડી છે. એનો વચલો તારો મંગળના ગ્રહ જેવો લાલ લાલ રંગે ચળકતો પ્રથમ વર્ગનો તારો છે. એનું નામ પારિજાત. પારિજાતકના ફૂલની અંદર લાલ રંગ હોય છે, પણ એ લાલ રંગમાં તો સ્નિગ્ધતા હોય છે—આ તો ભડકિયો લાલ રંગ : જાણે મંગળના ગ્રહના લાલ રંગ જોડે હરિફાઈ કરવા બેઠો છે. આથી જ પાશ્ચાત્યો એને એન્ટારીસ: Antares અથવા મંગળનો પ્રતિસ્પર્ધી : The Rival of Mars કહે છે. વીંછીના અંગ પરથી તેનું બીજું નામ પડયું છે વીંછીની આંખ : સ્કોર્પીઓ આઇ : Scorpio-Eye.

આ પારિજાતના પરિચય પછી શું આપણે કલ્પના કરી શકીએ ખરા, કે પુરાણોમાં વિશાખા નક્ષત્રમાં ભ્રમણ કરતા કહેવાતા નારદજીના કહેવાથી સત્યભામાને બદલે આ અનુરાધા સમુદ્રમંથનમાંથી નીકળેલા દેવવૃક્ષ પરિજાતકને મેળવવા માટે રિસાઈને અહીં બેઠા છે ?

### હરીફાઈની ઉવેખના

પણ કયાં બિચારો મંગળનો ગ્રહ અને કયાં વિરાટ પારિજાત ! મંગળનો ગ્રહ તો સૂર્યના ગ્રહમંડળમાંનો એક નાનકડો સભ્ય. એનો વ્યાસ માંડ ૪૨૧૦ માઈલનો; પણ આ વિરાટ પરિજાતનો વ્યાસ તો ૪૦૦૦ લાખ માઇલનો છે. આપણે પ્રથમ માસે જ તેની ઓળખાણ કરી લીધી છે ને ? એ તો પેલા લાલ લાલ રંગે ચળકતા દાનવ તારાઓમાં પ્રથમ સ્થાન ધરાવતો પ્રથમ વર્ગનો તારો છે. એની સાથે બિચારો મગતરા જેવો મંગળ શી હરીફાઈ કરશે ! અલબત્ત, મંગળ તેની પાસેથી પસાર થાય છે ખરો, અને કયારેક આપણી આંખને ભ્રમમાં નાખી દે છે ખરો, પણ પારિજાત તો એની સામે હસતો હોય તેમ એના સ્થાન પર અચળ રહે છે; અને મંગળને તેની સામે લાલ લાલ આંખો કાઢીને ચાલતાં થવુ પડે છે.

આ પારિજાત ભલે મંગળ પાસે મોટો રહ્યો, તેને સાતમા વર્ગનો એક જોડિયો તારો છે, તેની આસપાસ તો તેને ડાહ્યા થઈને દ્વંદ્વ–નૃત્ય કરવું પડે છે. અલબત્ત, એ દ્વંદ્વ–નૃત્યનો પ્રકાશ આપણને ઠેઠ ૨૫૧ વર્ષે જોવા મળે છે. આ પરિજાત આપણાથી ૩૮૦ પ્રકાશવર્ષને અંતરે બેઠો છે અને તેનું તેજ તો આપણા સૂર્ય કરતાં ૪૦૦૦ગણું વધારે છે.

આ પારિજાતની નીચે એક તારકગુચ્છ આવેલ છે. એ તો વળી આપણાથી ૬૫,૧૮૦ પ્રકાશવર્ષ દૂર છે અને વીંછીએ દોડાદોડીમાં આસપાસ ધૂળ ઉડાડી હોય, તેમ એની અંદર એક બીજો પણ તારકગુચ્છ છે. તે આપણાથી ૨૦૩૭ પ્રકાશવર્ષ દૂર છે. એની અંદર ૨૦૦ તારા છે, પણ આપણને એ નરી નજરે નહિ દેખાય; કેમકે એ બધા તારા ૬ થી ૮મા વર્ગનો ઝાંખો પ્રકાશ ધરાવે છે.

આ પારિજાતની આસપાસ ઉપરનીચે એક એક તારો મળતાં એ પણ પેલા વ્યાધના બાણ જેવી વાંકી છતાં ત્રણ તારાની લાકડી બની ગયો છે. એ ત્રણે તારા મળીને બન્યું જ્યેષ્ઠા નક્ષત્ર. આ જ્યેષ્ઠા નક્ષત્રને નીરખી લેતાં આપણે બાકી રહેલા ફ્રૈ વિશાખ+૧ અનુરાધા+૧ જ્યેષ્ઠા નક્ષત્ર મળીને વૃશ્ચિક

રાશિ પૂરી જોઈ લીધી. અમસ્થા વીંછીથી લોકો ડરે છે, તો આવડા મોટા આકાશી વીંછીથી તેઓ કેમ ન ડરે? આથી આ રાશિમાં જ્યારે ચંદ્ર હોય ત્યાં વીંછીડો ચાલે એમ લોકો કહે છે; અને કોઈ નવાં કામ ત્યારે આરંભતા નથી.

વીંછીડો આપણે ત્યાં ભારે નક્ષત્ર ગણાય છે: આ નક્ષત્રમાં આપણા લોકો બહારગામ જતા નથી. વીંછી આંકડો મારે અને ગામતરામાં વિક્ષેપ પડે, એવી તેઓ માન્યતા ધરાવે છે.

## વીંછીની આકૃતિ

પણ વીંછીડો સ્વભાવે જ ભારે તોફાની છે, અનુરાધા જેના મુખ–ચીપિયા છે અને પારિજાત જેની આંખ કલ્પાય છે એવા આ વૃશ્ચિકનો વિસ્તાર તેના ક્ષેત્ર બહાર પણ આગળ વધ્યો છે. અમસ્થી યે આટલામાં આખા વીંછીડાની આકૃતિ ક્યાં ઊભી થાય છે? એ આકૃતિ પૂરી નીરખવા આપણે આંખને નીચે ઉતારવી પડશે.

જ્યેષ્ઠા નક્ષત્ર પછી ત્રણ–ચાર તારા મળીને એની પૂછડીનો વળાંક નીચે ચાલ્યો જાય છે, અને દૂર દૂર ગોળાકાર રચી માત્ર બે ચળકતા તારાથી વીંછી ડંખભર્યો આંકડો રચી લે છે. એ બે તારા તે જ આપણું મૂળ નક્ષત્ર અને પાશ્ચાત્યોના કહેવા પ્રમાણે વીંછીનો ડંખ: સ્કોર્પીઓ સ્ટિંગ: Scorpio Sting. આપણે પણ એ મૂળ નક્ષત્રને વીંછીડાનું જ અંગ ગણવું જોઈએ. એના જ તેજસ્વી ઝેરની બીકથી વીંછીની વિશાળ કાયાને પાથરવા માટે આકાશમધ્યે સૌએ દૂર ખસીને સ્થાન આપ્યું છે.

આ મૂળ નક્ષત્ર તો વીંછીનો ડંખ–એનું સમગ્ર ઝેર ત્યાં જ આવીને વસે ને? વીંછીના અંગમાં તે જ માત્ર ભયસ્થાન. આવા ભયભરેલા મૂળ નક્ષત્રમાં કોઈનો જન્મ થાય, તો તે આપણે ત્યાં ઘણું અશુભ ગણાય છે અને તે બાળક તેનાં માબાપને મૂળમાંથી ઉખેડી નાખે તેમ મનાય છે. આથી તે નક્ષત્રમાં જન્મેલા બાળક માટે મૂળ નક્ષત્રની ગ્રહશાન્તિની મોટી ક્રિયા કરાવવામાં આવે છે. પેલાં સોલંકીરાજ 'મૂળરાજનો જન્મ આ જ નક્ષત્રમાં થયેલ અને તેના અંધ જ્યોતિર્વિદ પિતાએ તેનું આવું ભવિષ્ય ભાખેલું. નાનપણમાં જ તેનાં માતાપિતા મરી ગયાં અને મોટી વયે તેણે મામાને મારીને રાજ પડાવી લીધેલું.

હવે ઠેઠ અનુરાધાથી માંડીને મૂળ નક્ષત્ર સુધી નજર ફેરવી જાઓ, એટલે આખો વીંછીનો આકાર ઊભો થઈ જશે. આંકડાના ઝેરને કારણે આપણે આંગણાના વીંછીના દેહસૌંદર્યને દેહરચનાને નીરખી કે નિહાળી શકતા નથી, તો અખંડ તેજોરાશિથી ચમકતા આ આકાશવ્યાપી વીંછીડાનું આકાશ–સૌંદર્ય આંખોમાં ભરી ભરીને કાં ન માણીએ?

આખા આકાશમાં અનેક નક્ષત્રો આવેલાં છે, પણ કોઈ નક્ષત્રે પોતાના આકારનું નામ ધર્યું હોય તો તે આ એક વીંછીડાએ જ. આબેહૂબ વીંછીનો જ આકાર. કોઈ અજાણ્યો માણસ જુએ તો પણ તે એને વીંછીના આકારની જ ઉપમા આપે, એથી તો એને પાશ્ચાત્યો પણ વીંછી: સ્કોર્પીઅન; The scorpian : scorpio : કહે છે.

## વીંછીનું સત્કૃત્ય

પાશ્ચાત્યોમાં આ વીંછી વિષે એક કથાનક છે. પેલો ઓરાયન નામનો શિકારી વનમાં ચારે તરફ જેનાતેના શિકાર કરીને ત્રાસ વર્તાવી રહ્યો હતો. એ વખતે લોકોનો વાસ વન–જંગલમાં જ હતો. જો જંગલમાં રહેવું લોકોને માટે ત્રાસજનક નીવડે, તો તેમનાં જીવન દુ:ખમય થઈ જાય. આથી તે ઓરાયન શિકારીને હણવા માટે દેવી જૂનોએ આ વીંછીડાને મોકલ્યો, ધરતીનું પેટાળ તોડીને એ વીંછી બહાર આવ્યો. ઓરાયન શિકારીના રાક્ષસી અંગને ડંખ દેવા માટે એણે પણ રાક્ષસી કાયા ધરી. ઓરાયનને ડંખ દીધો. ઓરાયન તે ઝેરથી મરણ પામ્યો અને દેવી જૂનોએ વીંછીને તેના

સત્કૃત્ય માટે આકાશમાં સ્થાપ્યો. પાશ્ચાત્ય લોકો હજી તેમના પૂર્વજો માટે કરેલા પુણ્યકર્મ માટે વૃશ્ચિક પ્રત્યે પરોપકારભાવથી જુએ છે.

આપણે ત્યાં વીંછી માટે કોઈ કથાનક નથી. અલબત્ત દક્ષિણના અમુક પ્રદેશોમાં નાગપૂજાની જેમ વૃશ્ચિકપૂજા ચાલે છે. શું એ પ્રદેશમાં વીંછી બહુ હશે, તેના ડંખ કારી નીવડયા હશે અને સમગ્ર હિંદીવાસીઓએ સર્પડંખથી ડરીને સર્પપૂજા કરી, તેમ ત્યાંના લોકોએ વૃશ્ચિકપૂજા શરૂ કરી હશે? તેઓ વૃશ્ચિકનાં મંદિરો કરે છે અને વર્ષોના થોડા દિવસ તેની પૂજા ચલાવે છે. આ વૃશ્ચિક-પૂજારીઓએ આકાશના આ વૃશ્ચિકને નીરખ્યો હશે કે નહિ? તેઓ આ વૃશ્ચિકને નીરખે તો વગર મંદિર ચણ્યે તેમને આકાશ-મંદિરમાં વૃશ્ચિકનાં દર્શન કરવા મળે અને ગમે ત્યારે તેઓ એની પૂજા કરી શકે.

વીંછીના મોઢાના આંકડા તરીકે સૌ અનુ-રાધાને કલ્પે છે, પણ વીંછીનું પેટ અને પૂછડી જોતાં, તેમની સરખામણીમાં મોઢાના આંકડા નાના લાગે છે. આંકડા બંધ કરીને છાનોમાનો લપાઈને બેઠેલો વીંછી લાગે; પણ આકાશમાં આવડા વિરાટ સ્વરૂપે નીકળેલ વીંછીને સંતાઈને બેઠો કલ્પવો એ બરાબર નથી. એ કરતાં વિશાખાને જ એના પહોળા કરેલ આંકડા માની લઈએ તો શું ખોટું છે? એથી એનું પ્રમાણ જળવાઈ રહેશે. તેના ક્ષેત્રની બહાર વીંછી જો ડંખ રાખીને બેઠો છે તો મોઢાના આંકડા પણ તે બહાર ફેલાવવા જશે તો કોઈ ના પાડવા નહિ આવે.

## મીઠી મૂંઝવણ

પણ આ વીંછી ભારે તોફાની છે. નામે અને દેખાવે સુંદર લાગતું અનુરાધા નક્ષત્ર આપણને ઘડીક ખેંચી રાખે, ઘડીક પારિજાત એની લાલ લાલ ચળકતી આંખે આપણને મીંચકારો કરી બોલાવે, પૂછડીનો વળાંક ધ્યાન લોભાવે—ત્યાં તો માત્ર બે જ તારાથી દીપતો પેલો આંકડો થોડાક એના સૌંદર્યથી અને થોડાક એના ડંખ-ડરથી આપણી નજર છોડે નહિ. આપણે વીંછીના કયા અંગ પર નજર સ્થિર કરવી અને કયા અંગ પર નહિ, તેની મૂંઝવણ ઊભી કરી દે છે.

વીંછીનો પેલો આંકડો પોતાના તેજે પ્રકાશે છે અને બરાબર આકાશગંગાના ચળકતા ભાગ પાસે બેસવા છતાં પોતાનું તેજ છોડતો નથી. વર્ષોથી એ આકાશગંગાના પુણ્યોદકમાં સ્નાન કરે છે; પણ એનું તેજ જરાય કમી નથી થતું. એને તો જાણે આકાશ-ગંગાના ઝાંખા પાણી વચ્ચે પણ પ્રકાશતાં વિશેષ તેજ મળ્યું છે આથી એ આકાશગંગામાં તર્યો જ કરવાનો અને પોતાનું તેજ અખંડ રાખવાનો. એ પોતાના કુદરતી સ્વભાવને વધારે વફાદાર છે. ભલે કોઈ કટાક્ષમાં કહે, કે 'પડી ટેવ તે તો ટળે કેમ ટાળી.'

વીંછીડાને જોવાની લહેર તો જ્યારે એ દક્ષિણ આકાશમાં આડો પડયો હોય ત્યારે. એ વખત જાણે આકાશી સમદરમાં મગરમચ્છ શેલારા મારી રહ્યો દેખાય. કોઈ વાયુ-પ્રેમીને એમાં વીંજણો દેખાય અને કોઈ અશ્વ-પ્રેમીને તેમાં ઘોડાની જબરી વાઘ પણ દેખાય. જેવી જેની કલ્પના તે પ્રમાણે તે વીંછી પર સવાર થઈને આકાશમાં વિહરી શકે. કલ્પનાનું બખ્તર પહેર્યા પછી એના પર સવાર થવામાં કશો વાંધો નથી. વીંછીના ડંખથી સુરક્ષિત બની જવાશે અને વીંછી કાબૂમાં આવી જશે, તે વધારામાં.

*

## જીવનનો આનંદ

જીવનનો આનંદ તો એમાં છે કે જ્યારે આપણે કોઈને એ આનંદમાં ભાગીદાર બનાવી શકીએ. ભાગીદારીની આ પરંપરા જ કદાચ વિશ્વને ટકાવી રહી છે.

# ચારણી સાહિત્યનાં રૂપ અને પરંપરા

મ. મ. અધ્યા. કેશવરામ કા. શાસ્ત્રી (બાંભણિયા), 'વિદ્યાવાચસ્પતિ'

ચારણી સાહિત્યને આપણે બે વિભાગમાં વિભક્ત કરી શકિયે છિયે: ૧. છેલ્લાં હજારેક વર્ષમાં ગ્રંથ રૂપે કરેલી રચનાઓ અને ૨. દાયકાઓમાં રજૂ કરવામાં આવતું લોકસાહિત્ય. આ પાછલા સાહિત્યનો કોઈ એક નિશ્ચિત કર્તા હોવાનું પ્રાપ્ય ન હોઈ શકે. એનો અર્થ એ નથી કે એવા દુહા – રાસડા–પલેડા જેવા સાહિત્યનો કોઈ કર્તા ન હોય. કર્તા અવશ્ય હોય, કારણ કે એ વિનાનું કોઈ પણ પ્રકારના સાહિત્યનું અસ્તિત્વ જ સંભવે નહિ. આ કર્તાઓ પુરુષો હોય તેમ સ્ત્રીઓ પણ હોય, અને એને સાહિત્યરચના કરવાને કોઈ પણ પ્રકારની પૂર્વ-તાલીમની પણ જરૂર ન હોય; સ્વયંભૂ રીતે જ તે તે વક્તા કે ગાયકના મુખમાંથી સાહિત્ય વહેતું રહે છે અને એક જીભથી બીજી જીભે એમ પરંપરાએ અનેક જીભે એ વહેતું રહે છે. એનાં રચનારાંઓમાં ચારણ પણ હોય તેમ પ્રજાના કોઈ પણ વર્ગના સ્ત્રીપુરુષો પણ હોય. ઉ. ત. કાદુ મકરાણીનો કે રામાવાળાનો રાસડો બનાવનાર કોઈ બહેન જ હોય કે જેણે રાસડાને અંતે પોતાની કોઈ છાપ આપી જ ન હોય અને બહેનોમાં પરંપરાએ જોડાવાતા રહે. લોકસાહિત્યના પાલારૂપ દુહા – સોરઠાઓનું પણ એવું જ છે. એ જ રીતે સારા માઠા પ્રસંગે ગવાતાં સર્વ પ્રકારનાં ગીતો–મરસિયા વગેરેની પણ એવી જ સ્થિતિ છે. આ પાછલી પરંપરા આપણે ત્યાં પ્રાગૈતિહાસિક સમય જેટલી જૂની છે. સામાન્ય રીતે વૈદિક સંહિતાઓને આપણે આદ્ય–ઈતિહાસ યુગમાં મૂકિયે છિયે, પરંતુ ઋગ્વેદ સંહિતામાંનો કેટલોક ભાગ સ્વ. લોકમાન્ય ટિળક અને પોલેન્ડના એક વિદ્વાન યાકોબિને મતે ઈ. પૂ. ૬૦૦૦ વર્ષથી પણ પૂર્વમાં ચાલ્યો જાય છે. આ અહીં લખવાનું પ્રયોજન એ છે કે ઋગ્વેદાદિ સંહિતાઓ હકીકતમાં લોકસાહિત્ય છે, કારણ કે એનો કોઇ એક નિશ્ચિત કર્તા નથી અને પરંપરાએ એ લોકમાં ઊતરી આવી છે.

આપણી પાસે મહાભારત રામાયણ અને વિપુલ પુરાણ સાહિત્ય છે. રામાયણને વાલ્મીકિ ઋષિની રચના હોવાનું સ્વીકારવામાં આવ્યું છે. તે મહાભારત અને પુરાણોની રચના કૃષ્ણદ્વૈપાયન વ્યાસને હાથે થયાનું વિશ્રુત છે. ભાગવત પુરાણની રચના બાદરાયણ વ્યાસની કહેવાય છે, જે બંને વ્યાસોને એક જ ગણી લેવામાં આવ્યા છે. મહાભારતમાં આપણને ચાર થર જોવામાં આવે છે: ૧. અત્યારે પ્રાપ્ત (ભાંડારકર ઓરિયન્ટલ રિસર્ચ ઈન્સ્ટિટ્યૂટ–પૂનાની સમીક્ષિત અધિકૃત) વાચના, હરિવંશ સહિત ૭૮,૬૭૫ અંકિત શ્લોકોની; ૨. શાંતિપર્વ અનુશાસન પર્વ અને તત્ત્વજ્ઞાનને લગતાં ઉમેરણ વિનાની વાચના, જેમાં હરિવંશ પણ ન ન હોય; ૩. મહાભારતના આદિપર્વમાં ઉલ્લેખાયેલ છે તેવી ઉપાખ્યાનો વિનાની ૨૪,૦૦૦ શ્લોકોની 'ભારતસંહિતા'; ૪. શક્ય રીતે માત્ર ૮,૮૦૦ શ્લોકોનો 'જય' ઇતિહાસ.

રામાયણની વાચના (વડોદરાના પ્રાચ્યવિદ્યામંદિરની સમીક્ષિત), જેમાં પણ 'બાલકાંડ' અને 'ઉત્તરકાંડ' પાછળથી ઉમેરાયાનો વિદ્વાનો સર્વાનુમતે સ્વીકાર કરે છે.

અઢાર પુરાણો વ્યાસનાં કહ્યાં છે, પણ પુરાણોનાં સ્વરૂપ જોતાં એક જ કર્તાના તો ઠીક, એક જ સમયનાં પણ નથી. પૂર્વે એક જ પુરાણ હતું અને પછી અઢાર પુરાણ થયાં તેમ અત્યારે મળતાં પુરાણોનાં નામનાં પ્રાચીન પુરાણ હતાં અને નાશ પામી જતાં વર્તમાનમાં પ્રાપ્ય પુરાણ જુદે જુદે સમયે અસ્તિત્વમાં આવ્યાં. પુરાણો સામાન્ય રીતે સૂત રોમહર્ષણ અને શૌનક ઋષિના સંવાદમાં વિસ્તર્યાં છે, છતાં ભાગવતપુરાણ સૂત રોમહર્ષણના

પુત્ર સૌતિ રૌમહર્ષણિ અને શૌનકના સંવાદમાં છે. રામાયણમાં આવી સંવાદાત્મક સ્થિતિ નથી, પણ એનો પ્રકાર તો મહાભારતનો જ છે. આ સમગ્ર સાહિત્ય અજ્ઞાત કર્તાઓનાં એમાં જુદે, જુદે સમયે એવા જ અજ્ઞાત કર્તાઓને હાથે થયેલા ઉમેરા અને પરિવર્તનોવાળાં છે. હકીકતે તો સૂતોની આપણે ત્યાં એક પરંપરા હતી, જેઓ આ સાહિત્યની રચના કર્યે જતા હતા અને લોકમાં વહેતું મૂકતા જતા હતા. સૂતો સામાન્ય રીતે સારથિનો વ્યવસાય કરતા હતા, એમ છતાં ખુદ સંજયને જોતાં એ વસ્તુ સ્પષ્ટ થઈ જાય છે કે એ સારથિ હોવા છતાં ભીષ્મપર્વથી લઈ શલ્યપર્વ સુધીનાં યુદ્ધોનાં વર્ણન સંજય ધૃતરાષ્ટ્રને કહી બતાવતો હોય એ રીતે જોવા મળે છે.

આપણે ત્યાં દુહાસાહિત્ય ૧૧મી સદી જેટલું જૂનું તો મળે જ છે. અલંકારશાસ્ત્રના કેટલાક ગ્રંથ એનાથી પણ એકાદ સદી જૂને જાય છે, જેમાં ક્વચિત્ ઉદાહરણો મળી આવે છે, પણ સારો સંગ્રહ તો આચાર્ય, હેમચંદ્રે (ઈ. સ. ૧૦૮૯–૧૧૭૩)પોતાના 'સિદ્ધહૈમ' સંજ્ઞક સંસ્કૃત વ્યાકરણના આઠમા અધ્યાયમાં છ પ્રકૃતોનો પણ વિકાસ બતાવતાં છેલ્લા ચોથા પદમાં 'અપભ્રંશ' ભાષાનું વ્યાકરણ આપતાં અવતરણો તરીકે એ ભાષા પૂરતાં જ ઉતારેલાં પદ્ય આપ્યાં એમાં જોવા મળે છે. આમાંના કોઈ કોઈ દુહા પૂર્વના સાહિત્ય ગ્રંથોમાં જોવા મળ્યા છે, જેમાંથી તે તેનું કર્તૃત્વ પકડી શકાય, પરંતુ બાકીનાનાં મૂલ સ્થાન જાણી શકાયાં નથી. સ્વરૂપ જોતાં પણ એવા દુહા લોકસાહિત્યના લોકોની જીભે પ્રચાર–પ્રસારમાં રહેલા છે. એવો પ્રત્યેક દુહો એક 'મુક્તક' સ્વરૂપનો છે, જે સળંગ ગ્રંથોમાંની રચના હોય જ નહિ. આચાર્ય હેમચંદ્ર પછી આનું પ્રવાહી સાહિત્ય હાથપ્રતોમાં જવલ્લે જ જોવા મળે છે. ૧૯મી સદીના અંતભાગમાં અને ૨૦મી સદીના આરંભથી લઈ સોરઠી દુહા–સાહિત્ય ગ્રંથસ્થ થવા લાગ્યું ત્યાં સુધી ભાટ ચારણો અને મોટે ભાગે ગ્રામીણ જનતામાં મુખ પરંપરાએ વહેતું આવ્યું હતું અને હજી પણ એ પ્રવાહ વણથંભ્યો ચાલુ છે. સારા–માઠા પ્રસંગનું ગીત સાહિત્ય રાસડા–સાહિત્ય મરસિયા વગેરે આ જ રીતે ઊતરી આવ્યાં છે અને નવાં રચાતાં થઈ જનતામાં પ્રસરતાં રહે છે; બેશક, એની વિપુલતા ઓસરતી ચાલી છે.

ભાટ ચારણોએ આ દુહા સોરઠા વગેરેના પ્રકારના સાહિત્યને. અનેક લોકવાર્તાઓ કહેતાં કહેતાં પણ એમાં વણી લીધું છે. પોરબંદરના સ્વ. જગજીવન પાઠક, સ્વ. ઝવેરચંદ મેઘાણી, સદ્ગત રાયચૂરા, તારાચંદ અડાલજા વગેરે વાર્તાસંકલન કરનારાઓનાં ગ્રંથોમાં વાર્તાઓમાં વણાઈને આ પ્રકારનું સાહિત્ય ગ્રંથસ્થ થયું છે. સ્વ. મેઘાણીએ તો દુહા–સોરઠા સિવાયના ગેય સાહિત્યને પણ સંગ્રહીત કર્યું છે.

વ્યક્તિગત રીતે પણ ચોક્કસ ભાટ ચારણોએ મુખ્યત્વે પૌરાણિક વસ્તુ તેમજ ઐતિહાસિક પ્રસંગોને કેન્દ્રમાં રાખી સ્વતંત્ર કાવ્ય રચ્યાં છે. ઇસરદાસજીના 'હરિરસ' જેવાં થોડાં જ કાવ્ય રીતસર છપાઈ પ્રસિદ્ધ થયાં છે, બાકી હજી ભાટ ચારણોનાં ઘરોમાં સચવાયેલા ચોપડાઓમાં અપ્રસિદ્ધ પડયાં છે. થોડા જ આવા ચોપડા સૌરાષ્ટ્ર યુનિવર્સિટીના ગુજરાતી ભાષાભવનમાં આવ્યા છે.

આમાં આરંભમાં બતાવ્યું તે પ્રમાણે બંને પ્રકારના સાહિત્યના રચન તેમજ સંરક્ષણની મોટી સેવા ભાટ–ચારણોએ કરી છે એ સદ્ભાગ્ય છે.

મહત્ત્વના ઉપરના બેઉ પ્રકારમાં ચારણી સાહિત્યના રૂપનો આછો ખ્યાલ આવી શકશે. લોકસાહિત્યને અલગ રાખી પૌરાણિક તેમ ઐતિહાસિક વસ્તુવાળાં ચારણી કાવ્યોમાં રાજાઓનાં પ્રશસ્તિ કાવ્યોનો પણ સમાવેશ થાય છે. જુદે જુદે સમયે પોતાના આશ્રયદાતાઓની પ્રશસ્તિઓનાં કાવ્ય મોટા ભાગનાં હજી અપ્રસિદ્ધ દશામાં પડયાં છે. વળી છૂટક કવિત્તો વગેરે પણ પ્રશસ્તિ આપતાં સરજાયાં છે. લૌકિકકથાઓના એક સમર્થ સર્જક કવિ શામળને ખેડા જિલ્લામાં મહુધા પાસે આવેલા સીંહુજ

ગામના ગરાસિયા રખીદાસ પટેલની વિનંતિથી લેવા ગયેલા ગુમાન બારોટના હસ્તાક્ષરમાં શામળનાં થોડાં કાવ્યનો ચોપડો મળ્યો છે. તેમાં ખુદ ગુમાનબારોટે રખીદાસ વગેરે આશ્રયદાતા પટેલોની પ્રશસ્તિમાં લખાયેલા કવિત્ત જેવા મળ્યાં છે. સૌરાષ્ટ્ર યુનિવર્સિટીને મળેલા સાહિત્યની વિવરણાત્મક યાદીઓ પ્રસિદ્ધ થશે ત્યારે આવા કર્તૃત્વવાળા તેમજ કર્તૃત્વવિનાના સાહિત્યનો કાંઈક ખ્યાલ આવી શકશે.

મારા અમૃત મહોત્સવ પ્રસંગે પ્રકાશિત થયેલા 'ગ્રાલગ્રંથ'માં જાણીતા ચારણી–સાહિત્ય–સંશોધક શ્રી. રતુભાઈ રોહડિયાના 'ગુજરાતના ચારણી સાહિત્યનું ઐતિહાસિકપાનું' (પૃ– ૮૭ – ૧૧૨) એ લેખમાં મુખ્યત્વે ઐતિહાસિક રચના અને થોડીક પૌરાણિક રચનાઓ નોંધાઈ છે એ અહીં નોંધવું જોઈએ.

પરંપરાનો કાંઇક આછો ખ્યાલ આ પૂર્વે પરોક્ષ રીતે ચીંધાયો છે. અહીં એ વિષયમાં ઐતિહાસિક રીતે થોડું જાણિયે.

પ્રાચીનકાલમાં આપણા દેશમાં નારાશંસીઓ હતાં. 'નરાશંસ' એટલે 'માણસોના વખાણ' 'નરાશંસ' કરનારાતે 'નારાશંસી'. 'નરાશંસ'નો અર્થ 'યજ્ઞ' તેમ 'અગ્નિ' પણ થાય છે. આ વિકસિત અર્થો છે. હકીકતમાં વૈદિકયજ્ઞ યાગાદિક થતા હતા ત્યારે જેમ સાંઝે નિવૃત્ત થયા પછી ચડતી રાતે સામના ગાતાઓ સામગાન કરતા હતા, નટો ઉર્વશી–પુરૂરવા યમ–યમી જેવા સંવાદ ભજવતા હતા તે પ્રમાણે નારાશંસીઓ પ્રશસ્તિગાન કરતા હતા. આ નારાશંસીઓની પરંપરામાં 'ચારણ' વર્ગ હોય એવું કહી શકાય, કારણકે પ્રજાના આનંદ પ્રમોદને પોષનારા અર્ધદૈવી ગંધર્વો વિદ્યાધરોની સાથે સાથે 'ચારણ' શબ્દ પણ મહાભારત વિ. ઉત્તરકાલીન ગ્રંથોમાં આવે છે. ચોથી પાંચમી સદીના અમરકોશમાં ચારણનો પર્યાય કુશીલવ (૨–૧૦–૧૨) છે. કુશીલવ નટો પણ હતા, નર્તકો પણ હતા. ચારણો નટો કે નર્તકો હોવાનું જાણવામાં આવ્યું નથી. સૂતો મધ્યકાલમાં ચારણોની સેવા આપતા હતા. સૂતો અને ચારણો એક જ છે કે જુદા એ વિશે અભિપ્રાય પર આવવાનું આપણી પાસે કોઈ સાધન નથી. હકીકતે આપણી સામે તો ઇ. સ. ૧૪૫૦ આસપાસ સંગૃહીત થયેલ 'પુરાતન પ્રબંધ–સંગ્રહ'માં પૃથ્વીરાજનાં પ્રસંગમાં* ચંદ બલિદ્દિકનો પહેલો નિર્દેશ મળે છે, જેને આપણે 'બારોટ' સમજિયે છિયે. અને એ ત્યાં દ્વારભટ્ટ તો છે જ. એ ગ્રંથમાં 'ચારણો' પણ નોંધાયા છે જ. એ પછી એ રીતે નિર્દેશ થયો હોય એવો ઉલ્લેખ જાણવામાં નથી. ઉપર બતાવ્યો છે તે ગુમાન બારોટ તો લહિયા તરીકે અને પટેલોની પ્રશસ્તિના કર્તા તરીકે જાણવામાં આવ્યો છે જ. સાહિત્યકાર તરીકે સુપ્રસિદ્ધ 'હરિરસ' શીર્ષક પ્રભુસ્તુતિના ચારણી છાંટના કાવ્ય (ગુ. વિ. સભા હં. લિ. નં. ૪૭૭ એક્. સં. ૧૬૯૫ની હાથપ્રત) ના કર્તા ઈસર બારોટને આપણે જાણિયે છિયે કે જેમનું વતન લીંબડી અને પછી કેટલોક સમય જામનગરના જામરાવળના દરબારમાં હતા, જ્યાં એમના ગુરુ પીતાંબર કરી હતા. એમનો સમય ૧૭મી સદીનો પૂર્વાર્ધ છે.

ચારણોએ ચાલુ વિકસતી આવતી ગુજરાતી ભાષામાં તોએમને વારસામાં મળેલ ડિંગળી ભાષામાં એ બેઉ ભાષાઓમાં રચના કરી છે. મારવાડના ચારણો 'ગુજરાતી'ને સ્થાને 'મારવાડી' ઉપયોગમાં લે એ સામાન્ય છે. ડિંગળી ભાષા તો બેઉને એમના કાવ્યો માટે વૈદિકી ભાષા જેટલી માન્ય છે.

---

* 'પુરાતન પ્રબંધ સંગ્રહ'ના પૃ. ૮૬ ઉપર આપેલા પ્રસંગમાં પૃથ્વીરાજ ચાહમાનને ચંદબલિદ્દુ દ્વારભટ્ટ અપભ્રંશ ભાષામાં બે કુંડળિયા સંભળાવે છે, જેમાંના ૧લા કુંડળિયામાં છઠ્ઠી લીટીમાં ચન્દવલદ્દિ છાપ છે અને ૨જા કુંડળિયામાં ૪થી લીટીમાં ચન્દવલિદ્દુ છાપ છે. લોકમાં 'ચંદ બરદાયી' રૂઢ છે, જે ચંદવરદાયી હોય. વલિદ્દ એની અવટંક છે; એ કદાચ દેશ્ય શબ્દ છે.

આ કવિઓના પ્રદાનનું જો પૃથક્કરણ કરવામાં આવે તો નીચે મુજબ પ્રકાર તારવી શકાય :

૧. મુક્તકો — ૨. નાનાં ખંડકાવ્યો
૩. પૌરાણિક કાવ્યો — ૪. કલ્પનામૂલક-લૌકિક કથાકાવ્યો
૫. જ્ઞાનમૂલક કાવ્યો — ૬. પ્રશસ્તિ કાવ્યો
૭. ઇતિહાસમૂલક કાવ્યો.

આમ સાત જ નહિ, એનાથી પણ વધુ ગણાવી શકાય. મોટા ભાગનાં કાવ્ય મોટે ભાગે પ્રચલિત માત્રામેળ છંદોમાં હોય છે; કવચિત ભુજંગી તોટક વગેરે અક્ષરમેળ પણ જોવા મળે છે. પહુડી અડયલ મડયલ જેવાં છંદોની વિશિષ્ટતા જોવા મળે છે. કુંડળિયા અને કવિત્તોનાં પણ દર્શન થાય છે.

અહીં રૂપની જ વાત હોઈ રચનાઓ અને કર્તાઓ વિશે કહેવું યોગ્ય ધાર્યું નથી. દબાયેલું સાહિત્ય સર્વેક્ષણની સરાણ ઉપર ચડે તો અખૂટ ભંડાર ભર્યો છે તેની ઝાંખી સુલભ થાય.

ભાષાની દૃષ્ટિએ ચારણોની લાક્ષણિકતા ધ્યાનમાં લેવા જેવી છે. લાખ કડીનાં કહેવાતા 'પૃથુરાજરાસા'ની ભાષા ઉપર તો વિશ્વાસ રાખી શકાય એમ નથી, કારણ કે અસલ રાસો પાંચેક હજાર કડીનો હતો તેમાં ઉત્તરોત્તર ઉમેરા થતાં એનું મોટું પૂર થઈ ગયું છે. એનું નાનું સ્વરૂપ સ્વ. મુનિશ્રી જિનવિજયજી મહારાજને મળેલું અને એનું સંપાદન પણ થયું જાણવામાં આવ્યું છે, જેનો ઉપયોગ કરવાની સરળતા નથી થઈ, પણ સૂચક બીજો મહત્ત્વપૂર્ણ નમૂનો ઈડરના શ્રીધર 'વ્યાસના રણમલ્લ છંદનો છે (ઈ. સ. ૧૩૯૮ આસપાસની રચના). એની હાથપ્રત પણ સં. ૧૬૬૨ (ઈ. સ. ૧૬૦૫) જેટલી જૂની છે (જે પૂનાની ડેક્કન કોલેજના હ. લિ. સંગ્રહમાં સચવાયેલી છે, અને પ્રસિદ્ધ પણ થઈ ગયેલ છે). ચારણી ભાષાનો એટલે કે ડિંગળ ભાષાનો આ એક સૂચક નમૂનો સાચવી રાખે છે એ એની વિશિષ્ટતા છે. 'ડિંગળ' શબ્દની વ્યુત્પત્તિના વિષયના ઊંડાણમાં હું અહીં નહિ ઊતરું. અત્યાર સુધીના વિભિન્ન વિદ્વાનોના પ્રયત્ન કામયાબ નીવડયા નથી. 'એ કોઈ દેશ્ય શબ્દ જ છે એટલાથી જ આપણે સંતોષ લઇયે. વિશિષ્ટતા એના ભાષા-સ્વરૂપની છે. જેમને પ્રાકૃત અને અપભ્રંશના ભાષાસ્વરૂપોનો પરિચય છે તેવા વિદ્વાનો ડિંગળી ભાષાસ્વરૂપને જોતાં જ કહી શકવાની સ્થિતિમાં છે કે પ્રચલિત ભાષાને કૃત્રિમ રીતે પ્રાકૃતનો ઓપ આપવામાં આવ્યો હોય છે. જેવો કે શબ્દોમાં વચ્ચે આવતા એકવડા વ્યંજનોને બેવડાવવાનું, આંતરિક અનુસ્વારને પણ જાળવી રાખવવાનું તેમ ચરણને અંતે આવતાં અકારાંત શબ્દોમાં, તેમ વચ્ચે કોઇ પણ સ્વરમાં અનુસ્વારનું ઉમેરણ. અપભ્રંશ કે પ્રાકૃત શબ્દોમાં સ્વાભાવિક બેવડા વ્યંજન હોય તેઓને સાચવી રાખવાનું વલણ હોય છે જ :

'કુક્કારિ મીર મલિક્ક મુક્કરહ
મૂછ મરડીં મચ્છરઈ,
સંચરઇ શક સુરતાણ સાહણ
સાહસી સવિ સંચરઇ.'
અને
જિ ખુબ્બે અ લક્ખે ઉલક્કે અલિક્કઇ,
જિ બક્કે બહક્કે લહિક્કે રમુક્કઇ,
જિ ચંગે તુરંગે તરંગે ચડન્ત;
રણમલ્લ 'દિઠ્ઠેણ દીન' મુંડન્તા.

આ સાહિત્યમાં માત્રામેળ છંદો ઉપરાંત ભુજંગપ્રયાત જેવા ગણમેળ વર્ણ છંદ પણ વપરાયેલા જોવા મળે છે.

એક વસ્તુ અત્યંત સ્પષ્ટ છે કે ગુજરાતી મારવાડી વગેરે બોલીઓ-ભાષાઓ વિકસતી આવતાં તેના અર્વાચીન સ્વરૂપ સુધી આવી પહોંચી છે, ત્યારે ડિંગળ ભાષાએ પ્રાકૃત લાક્ષણિકતા સાચવવા જતાં એને કૃત્રિમ રૂપ આપી દીધું છે, જે કદી કોઈ પણ સ્થળે જનતાના વ્યવહારની જીવતી ભાષા નહોતી અને આજે

પણ નથી તે ચારણી કાવ્યોમાં જ સીમિત છે. એ ખરું છે કે જૂની ડિંગળી ભાષામાંથી ઉત્તરકાલીન કવિઓએ વિકસાવેલું ભાષા સ્વરૂપ પ્રમાણમાં મારવાડી સંસ્કાર તરફ ઝૂકેલું જોવા મળે છે. એ સાથે જિવ્હામૂલીય 'ળ' ઉચ્ચારણ દંત્ય 'લ'ને સ્થાને ખૂબ પ્રચલિત છે, એ સાથે પ્રાકૃત અપભ્રંશ કાળના 'અ + ઈ' અને અપભ્રંશ કાલના 'અ + ઉ' ના વિકાસ ગુજરાત મારવાડી ઉચ્ચારણોમાં વિવૃત 'ઍ' અને 'ઑ' ઊતરી આવ્યા છે, જેને સ્થળે ગુજરાતીમાં સાદા 'એ' અને 'ઓ' લખાય છે. તો મારવાડીમાં હિંદીની જેમ 'ઐ' અને 'ઔ' લખાય છે. શ્રી હરસુરભાઈ ગઢવીએ સંપાદિત કરેલા ઈસરકૃત 'હરિરસ'ના પદ્યોની જોડણી જોવાથી આ વધુ સ્પષ્ટ થશે

ફરી સ્પષ્ટ કરવાનું કે મધ્યકાલની ડિંગળી ભાષા અને એમાંથી વિકસી આવેલી અર્વાચીન સમય સુધીની ડિંગળીભાષા કોઈપણ કાળે ન તો મારવાડમાં કે ન તો ગુજરાતમાં જનતાની નિત્યની વ્યવહારની જીવતી ભાષા હતી; એનું યથાતથ સ્વરૂપ સાચવી રાખવાનો યશ ભાટ અને ચારણોને જ છે.

❋

પૃ. ૨૦૪થી ચાલુ]

બેટમાં ?' એ વિશે છે. પરંપરાગત એક માન્યતા છે કે મીરાંબાઈ સદેહે દ્વારકાધીશમાં સમાયા. લેખકે એ વિશે જાણી તપાસ કર્યા વિના આ પ્રસંગ દ્વારકામાં બન્યો કે બેટમાં ? તેની તપાસ આદરી છે અને રાજસ્થાની યાત્રાળુઓ આજે વર્ષો થયાં બેટમા જ જતાં હોવા છતાં મીરાંનો દેહવિલય દ્વારકામાં દર્શાવે છે. મીરાંનો દ્વારકાગમનનો સમય, એ સમયે દ્વારકાના કે બેટના કયા મંદિરો હયાત છે તેની તપાસ, મીરાંનો દેહ ખરેખર અહીં જ વિલય થયો કે નહિ તે મહાપ્રશ્ન વગેરેની વિચારણા વિના ઘણી સસ્તી ચર્ચા અહીં છે.

આમ છતાંય ઓખામંડળ વિશેની આ કાચી સામગ્રી અભ્યાસી માટે ઉપયોગી છે. પોતાની પર્યાપ્ત સૂઝ શક્તિ વડે પણ સ્વ. કલ્યાણરાયભાઈએ પોતાના વતનની નોંધપાત્ર સેવા બજાવી છે. આવી અને આટલી માહિતી એ પ્રદેશના વતની સિવાય અન્ય કોઈ ભાગ્યે જ આપી શકે. આ દૃષ્ટિએ એમના આ મરણોત્તર પ્રકાશનનો સત્કાર કરી, ઓખામંડળ વિશે આટલી થોકબંધ માહિતી પ્રકાશિત કરવા બદલ શ્રી સયાજી સાહિત્યમાળાના અધિકારી મિત્રોનું અભિવાદન કરીએ.

(૧) 'ભગવાન આ માફ નહિ કરે' લે. પુરુષોત્તમ ગણેશ માવળંકર, સન્નિષ્ઠ પ્રકાશન.(૧૯૭૯) પચીસ રૂપિયા.

(૨) 'વનવનનાં પારેવાં' લે. ડૉ. કેશુભાઈ દેસાઈ આનર્ત પ્રકાશન (૧૯૮૧) મૂ. ૨૧ – ૨૫

(૩) 'મન મધુવન' લે. ચંદ્રકાન્ત મહેતા, કર્મ પ્રકાશન (૧૯૮૦) વીસ રૂપિયા

(૪) 'દ્વારકાના પ્રદેશનો સાંસ્કૃતિક ઈતિહાસ' લે. સ્વ. કલ્યાણરાય ન. જોશી પ્રાચ્ય વિદ્યામંદિર, (૧૯૭૯) મૂલ્ય ૪૪–૦૦

❋

મહારાષ્ટ્રની પ્રજાનો ઉછેર જે થોડાક ઉમદા આધ્યાત્મિક ગ્રંથો ઉપર થયો છે તેમાં 'દાસબોધ'નું સ્થાન મહત્ત્વનું છે.

સમર્થ સ્વામી રામદાસે આ ગ્રંથ ઈ. સ. ૧૬૬૦ની આસપાસમાં રચ્યો હતો. ગુરુ–શિષ્યના સંવાદ દ્વારા શ્રી સમર્થે અનેક આધ્યાત્મિક પ્રશ્નોની ઊંડી વિચારણા કરી છે. આશરે ત્રણસો વર્ષ પછી આ ગ્રંથમાં મલયાનિલ જેવી તાજગી અનુભવી શકાય છે.

# આયુર્વેદ, મોતિયો અને દૃષ્ટિ-વિકારો

બાલકૃષ્ણ વૈદ્ય

જામનગર આયુર્વેદ કૉલેજની સાથે આયુર્વેદનું એક ઉત્તમ સંગ્રહસ્થાન છે. તેમાં પ્રસૂતિશાસ્ત્રનો પણ એક વિભાગ છે. એ જોવા માટે રાજકુટુંબના એક અતિથિ આવ્યા. પ્રસૂતિ-શાસ્ત્રનો વિભાગ જોઈને તેઓએ સંસ્થાના અધ્યક્ષ ડૉ. પ્રાણજીવન મહેતાને પૂછ્યું–"આપણા દેશમાં પ્રસૂતિશાસ્ત્ર ન હતું. એ પશ્ચિમથી આવ્યું છે આ વાત બરાબર છે?" આયુર્વેદના અને એલોપથીના બન્નેનાં ઊંડા અભ્યાસી ડૉ. મહેતાને આ પ્રશ્ન સાંભળીને ખૂબ દુઃખ થયું પણ આવા પ્રશ્નોની નવાઈ નથી. આજે ઘણાને ખબર નહીં હોય કે આપણે ત્યાં નેત્રરોગોનું શાસ્ત્ર પણ ખૂબ વિકસેલું હતું.

હમણાં હમણાં ઠેર ઠેર નેત્રયજ્ઞો થઈ રહ્યા છે. મોટી સંખ્યામાં મોતિયાનાં ઓપરેશનો થઈ રહ્યાં છે. એમ મનાયું છે કે મોતિયાની શરૂઆત થાય એટલે તે પાકે ત્યાં સુધી રાહ જોવાની જ રહી. વચ્ચેના ગાળામાં કોઈ ઉપચાર આ રોગને મટાડી શકતો નથી. મોતિયો પાકે એટલે ઓપરેશન કરાવવું જ પડે છે. મોતિયો ક્યારે પાકશે એ કોઈ ન કહી શકે. મોતિયાની પેઠે આંખે અંધાપો લાવનારા બીજા પણ રોગો છે. એમાંના કેટલાકનું તો ઓપરેશન પણ થઈ શકતું નથી, અંધાપો જ લાવે. આ ઉપરાંત ટૂંકી નજર, લાંબી નજર વગેરે દૃષ્ટિ વિકારો પણ અસાધ્ય મનાયા છે. અને તેમાં ચશ્મા અનિવાર્ય મનાયાં છે. આજે તો બાળકોને પણ ચશ્મા આવતાં થયાં છે. દૂર દૂર પથરાયેલાં ગામડાંઓ માટે નેત્રયજ્ઞો આશીર્વાદરૂપ નીવડયા છે.

આ સંજોગોમાં નેત્રરોગો અંગે આયુર્વેદનું પ્રદાન શું હોઈ શકે તે જોઈએ. નેત્રરોગોનું શાસ્ત્ર ચક્ષુર્વેદ રૂપે આપણે ત્યાં બહુ પ્રાચીનકાળથી વિકસ્યું છે.[1] વિદેહાધિપતિ રાજા જનકે દૃષ્ટિના દેવ સૂર્યને પ્રસન્ન કરવા તપ કર્યું અને સૂર્ય દેવે પ્રસન્ન થઈને જનકરાજાને ચક્ષુર્વેદ શીખવ્યો. ત્યારપછી એ જ વિદેહના બીજા રાજા નિમિએ નેત્રના ૭૬ રોગોનું વિવિધ રીતે વર્ગીકરણ કર્યું. પ્રત્યેક રોગનાં કારણો, લક્ષણો અને એની ચિકિત્સા વર્ણવી. કરાલભટ, શૌનક, સાત્યકી વગેરે અન્ય નેત્રવિદોએ પણ શાસ્ત્રની સંહિતાઓ રચી. પરંતુ આજે એમાંની કોઈ સંહિતા ઉપલબ્ધ નથી. ચરક અને સુશ્રુતના ભાષ્યકારોએ એ સંહિતાઓમાંથી કેટલાય શ્લોકો આધાર તરીકે લીધા છે. એ બતાવે છે કે એમના સમય સુધી એ સંહિતાઓ ઉપલબ્ધ હતી. પરંતુ પરદેશી આક્રમણો દરમ્યાન એનો નાશ થઈ ગયો છે. આજનો ચક્ષુર્વેદ ચરક, સુશ્રુત, અષ્ટાંગહૃદય અને હમણાં હમણાં પ્રાપ્ત થયેલી ભેલ સહિતા અને કાશ્યપ સંહિતામાં નેત્ર રોગો વિષે જે પ્રકરણો છે તેના ઉપર જ ઊભો છે.

નેત્રની રચના નેત્રવિદોએ પાંચ વિભાગો–મંડળોમાં વહેંચી છે. પાંપણ, પોપચાં, સફેદ ભાગ, ડોળાનો કાળો ભાગ અને દૃષ્ટિ મંડળ, આ પાંચ મંડળો છે. એ ઉપરાંત છ પટલ ગણવામાં આવ્યાં છે. બન્ને પોપચાં બાહ્ય પટલો છે. અંદરના ચાર પટલ છે.[2] શરીરમાંથી આવતી રસ અને રક્તવહા નાડીઓ જ્યાં નેત્ર પિંડને સ્પર્શે છે અને અંદર દાખલ થાય છે ત્યાં પ્રથમ પટલ છે. એને જલ અને તેજનું પટલ કહ્યું છે. તેજનો અર્થ અહીં દૃષ્ટિની આલોચક શક્તિ છે તે શુદ્ધ રક્તમાંથી મળે છે. શરીરને પોષણ પૂરું પાડનાર રસ ધાતુ જલનું મૂળ છે. આ પટલમાં રસ અને રક્તવહા નાડીઓ દ્વારા પ્રાપ્ત થતાં જલ અને તેજ મુખ્ય છે.

બીજું પટલ નેત્રપિંડ જેનો બનેલો છે તે માંસ ધાતુનું છે. એમાં માંસ, સ્નાયુઓ મુખ્ય છે. એ આધાર આપે છે. ત્રીજું પટલ મેદ ધાતુનું બનેલું છે, નેત્રનું સ્નિગ્ધ દ્રવ્ય વિટ્રીઅસ અથવા

નેત્ર મજ્જા આ પટલમાં મુખ્ય છે. દૃષ્ટિ પર પડતા રહેતા પ્રકાશના આઘાતોને એ ઝીલે છે. છેલ્લું અને ચોથું પટલ અસ્થિ ધાતુનું બનેલું છે. કાળો ડોળો એમાં મુખ્ય છે. દૃષ્ટિનું એ કઠણુ કવચ છે.[૩] આ ચારેય પટલોનું એક માત્ર પ્રયોજન દૃષ્ટિને શક્તિ આપવાનું, એને કાર્યક્ષમ રાખવાનું અને એનું રક્ષણુ કરવાનું છે. એ બધાંનાં કેન્દ્રમાં દૃષ્ટિ છે. દૃષ્ટિના રોગોની સંપ્રાપ્તિ સમજવા માટે આ ચારેય પટલોની સમજણુ અત્યંત મહત્ત્વની છે.

રસ અને રક્ત દ્વારા દૃષ્ટિ મંડળને મળતું પોષણુ એનું વહન કરનારી શિરાઓ દ્વારા આગળને આગળ ધકેલાતું રહે છે અને એના છેડે–ડોળા સુધી પહોંચીને એ રસ અને રક્ત પાછા પ્રવાહમાં આવે છે, આ શિરાઓ દ્વારા ફક્ત રસ અને રક્તનુ જ વહન થતું નથી, શરીરમાં સતત ઉત્પન્ન થતા અને એમનું સ્વાભાવિક કાર્ય કરતા રહેતા કફ, પિત્ત અને વાયુ પણુ એની સાથે ભળેલા હોય છે.[૪] અને એ પણુ રસ અને રક્તની સાથે છેડે સુધી પહોંચીને પ્રવાહમાં ભળે છે.

કફ, પિત્ત અને વાયુ ખરેખર તો સોમ, અગ્નિ અને વાયુ રૂપ અગ્નિસોમીય પ્રાણુનાં જ ત્રણુ સ્વરૂપ છે, પરંતુ જ્યારે એ વિકૃત થાય છે ત્યારે દોષ રૂપ કહેવાય છે એ દોષો રસ અને રક્તને પણું દૂષિત કરે છે. આ[૫] વિકૃત દોષો પ્રકુપિત થઈને જ્યારે નાડીઓમાં વહે છે ત્યારે નાડીઓના સૂક્ષ્મ છેડાઓને પોતાના વિકારોથી પૂરી દે છે. પટલોનું સમગ્રતયા લક્ષ કાળા ડોળાની મધ્યમાં રહેલા દૃષ્ટિ વિવર ઉપર હોવાથી રસ, રક્ત અને દોષો બધાંની ગતિનું કેન્દ્ર વિવર જ રહે છે. અને દૃષ્ટિ વિવરના છેક ઉપરના છેડે આવેલાં પારદર્શક પડ ઉપર દોષો જમા થવા લાગે છે. પરિણામે દૃષ્ટિનું કાર્ય આલોચન બગાડવા માંડે છે.

નેત્રોત્પતિની દૃષ્ટિએ જે છેલ્લું પટલ ગણાયેલું તે રોગોત્પત્તિમાં[૬] પહેલું પટલ બને છે. ક્રમ ઊલટો થઈ જાય છે. પટલોની સમજણુમાં આ રહસ્ય ઘણીવાર ચૂકાઈ જાય છે. એથી ભ્રમ પેદા થાય છે.

નેત્રરોગો કુલ ૭૬ ગણવામાં આવ્યા છે, તેમાં બીજા રોગો તો જુદાં જુદાં મંડળોમાં થનારા છે. રક્ત બાર રોગો દૃષ્ટિ મંડળના છે. એમાં પણુ ૭ રોગો તો દૃષ્ટિની વિકૃતિ સૂચવનારા છે. દિવસે જોઈ શકે પણુ રાત્રે જોઈ ન શકે, રાત્રે જોઈ શકે પણુ દિવસે જોઈ ન શકે, નજીકનું જોઈ શકે પણુ દૂરનું જોઈ ન શકે, દૂરનુ જોઈ શકે પણુ નજીકનુ જોઈ ન શકે. રંગ દેખાય જ નહીં, અથવા ચિત્ર વિચિત્ર રંગો દેખાય. આ બધા રોગો જુદાં જુદાં પટલમાં થતા વિકારો છે. દૃષ્ટિ વિવરના નહો. એથી એ રોગોમાં દેખાય છે પણુ વિકૃત રીતે દેખાય છે. બાકીના ૭ રોગો દૃષ્ટિ વિવર પર દોષોનું આવરણુ આવી જતાં દૃષ્ટિ ઢંકાઈ જવાથી થનારા તિમિર–અંધાપો લાવનાર રોગો છે. આ પ્રત્યેક રોગ વાયુ, કફ રક્ત વગેરેથી જુદાં જુદાં પ્રકારના થાય છે. કફથી થનારૂં શ્વેત આવરણુ શ્વેત મોતી જેવું અથવા જલનાં ટીપાં જેવું દેખાતું હોવાથી એને મોતિયો કહે છે. બીજા દોષોથી થનારાં આવરણુ પણુ મોતિયાના જ વિવિધ પ્રકારો છે.

મોતિયાની ઉત્પત્તિ તો દોષનો સંચય આગળ કહ્યું તેમ પ્રથમ પટલમાં થયો ત્યારથી જ શરૂ થઈ જાય છે. પણુ ત્યાં રક્તવાહિનીઓના બહુ જ સૂક્ષ્મ છેડા પહોંચે છે અને એ પણુ દોષોથી પૂરાયા હોય છે એથી ત્યાં રક્ત પહોંચી શકતું નથી એને લીધે રક્તજન્ય રાગ (રંગ) પણુ ત્યાં પહોંચી શકતો નથી. તેથી દૃષ્ટિ વિવર દૃષ્ટિનું ગ્રહણુ કરી શકે છે જોઈ શકે છે પણુ એની પારદર્શકતા ઓછી થઈ હોવાથી સ્પષ્ટ દેખાતું નથી. સ્પષ્ટ જોવા માટે આંખો ખેંચવી પડે છે. ચોળવી પડે છે.

મોતિયો અને એ પ્રકારના છયે તિમિરોની વિશેષતા એ છે કે એમાં થોડો પણુ રાગ ભળે છે અને ધીમે ધીમે વધતો જઈને દૃષ્ટિ વિવરને અપારદર્શક બનાવી દે છે. દૃષ્ટિ વિકારો જે ૭ કહ્યા એમાં રાગ હોતો નથી.

દષ્ટિ નિરાવરણ થતાં જ બધું દેખાવા લાગે છે.

કોઈવાર આ ઉપચારો કરવાં છતાં મોતિયો પીગળતો નથી ત્યારે નેત્રમાં તકલીફ ઊભી થાય છે આથી આ કાઉચીંગ પદ્ધતિને હવે પડતી મૂકવામાં આવી છે અને સફેદ ભાગ તથા કાળા ડોળાની સંધિમાં છેદ મૂકીને એ છેદ વાટે મોતિયાનું પડ બહાર જ કાઢી નાખવામાં આવે છે.

શસ્ત્રકર્મ માટે કઈ પદ્ધતિ લેવામાં આવે છે એનો અહીં પ્રશ્ન નથી. મોતિયો કે દષ્ટિમાં થતા રોગો થવાના આરંભમાં જ તેના ઉપચાર આયુર્વેદે બતાવ્યા છે. તે સમજી લેવા જોઈએ અને પુનઃ પુનઃ પ્રયોગ દ્વારા સિદ્ધ કરીને તેનો મોટા પાયા પર વિનિયોગ કરવો જોઈએ. નેત્રરોગોમાં આયુર્વેદનું એ સૌથી મોટું પ્રદાન નીવડશે

સુશ્રુતે આ માટે ચિકિત્સા સૂત્ર આપતાં કહ્યું છે કે,

संक्षेपतः क्रियायोगो निदान परिवर्जनम् ।
वातादीनां प्रतीघातः प्रोक्तो विस्तरशः पुनः ॥
(સુશ્રુત ઉ. ૧–૨૫)

સંક્ષેપમાં એને માટેનો ક્રિયાયોગ એ છે કે દોષોને પ્રકોપાવનારાં કારણોનો ત્યાગ કરવો અને અને પ્રકુપિત દોષોનું નિવારણ કરવું. એનુ વિસ્તૃત વર્ણન પછી કર્યું છે.

નેત્રરોગો[૯] કરનારાં કારણો નીચે પ્રમાણે કહ્યાં છે. તડકામાં કે અગ્નિ સમીપ વધારે રહીને તપેલાં શરીરે એકદમ ઠંડાં પાણીમાં ડૂબકી મારવી અથવા એકદમ ઠંડાનુ સેવન કરવું. આંખો ખેંચી ખેંચીને દૂર દૂર જોવુ અથવા અતિ સૂક્ષ્મ પદાર્થો જોવા, રાત્રે જાગરણ કરવુ અને દિવસે સૂવું, રૂદન, શોક, ક્રોધ, ચિત્તનો અત્યંત ક્લેશ, હૃદયને આઘાત આપે એવા ક્લેશો, અતિ વિષય સેવન અને વીર્યનાશ, સૂરકો અને એવા અમ્લ પદાર્થોનુ અતિ સેવન, કળથી, અડદ , વગેરે ઉષ્ણવીર્ય પદાર્થોનું વધારે સેવન, મળ, મૂત્ર, છીંક, ઓડકાર, વાયુ, આર્તવ વગેરે કુદરતી હાજતોનો પ્રયત્નપૂર્વક અવરોધ, અતિશય પ્રસ્વેદ, અતિશય ધૂમ્રપાન, ઉલટીનો વેગ રોકવો, અતિશય વમન, વરાળ લાગવી વગેરે કારણો નેત્રને દુર્બળ કરે છે અને દોષોને પ્રકુપિત કરીને નેત્રોમાં ધકેલે છે.

બાલ્યવસ્થામાં કે યુવાવસ્થામાં પ્રાણબળ અધિક હોવાથી દોષોનો સંચય દષ્ટિ વિવર સુધી ભાગ્યે જ પહોંચે છે. જેનો નેત્રપિંડ સ્વસ્થ છે અને દષ્ટિ બળવાન છે એનાં નેત્રો પણ દોષનો સંચય થવા દેતાં નથી; પરંતુ વૃદ્ધાવસ્થામાં પ્રાણ અલ્પ થાય છે. અગ્નિ મંદ થાય છે અને નેત્ર વગેરે ઈંદ્રિયોમાં પણ દુર્બળતા આવે છે ત્યારે કોઈ કારણે પ્રકુપિત થયેલા દોષો દષ્ટિમંડળમાં અને દષ્ટિવિવરમાં પણ અધિષ્ઠાત કરે છે. એથી મોતિયા જેવા રોગો વૃદ્ધાવસ્થામાં વિશેષે કરીને થાય છે.

(ક્રમશઃ)

**પાદટીપ :**

૧ शालाक्यतंत्राभिहिता विदेहाधिपकीर्तिता ।
સુશ્રુત ઉ. ૧–૪

૨ तेजो जलाश्रितं बाह्यं तेष्वन्यत् पिशिताश्रितम्
मेदस्तृतीयं पटलमाश्रितं त्वस्थि चापरम् ॥
तेजः शब्देनालोचकतेजःसमाश्रयं सिरागतं
रक्तं बोद्धव्यं । जलं त्वग्गतो रसधातुः ॥
સુશ્રુત (ઉ. ૧–૧૮)

૩ आवृतं पटलेनाक्ष्णोबाह्येनविवराकृतिम्
સુશ્રુત (ઉ. ૭-૪)

૪ न हि वातं सिराः काश्चिन्न पित्तं केवलं तथा
श्लेष्माणं वा वहन्त्येता अतः सर्ववहाः स्मृताः ॥
(સુશ્રુત શા. ૭–૧૮)

૫ सिराभिरभिसं प्राप्य विगुणोऽभ्यन्तरे भृशम्
प्रथमे पटले दोषो यस्य दृष्टौ व्यवस्थितः ॥
(સુશ્રુત ઉ. ૭ – ૬)

૬ रोगास्तदाश्रयान् घोरान् षट्च षट् च प्रचक्ष्महे
पटलानुप्रविष्टस्य तिमिरस्य च लक्षणम् ।
સુશ્રુત ઉ. ૭– ૫.

૭ ते प्रागवस्थाया साध्याः उत्तरावस्थायामसाध्या
परं श्लैष्मिकं लिङ्गनाशं विहाय ।
(સુશ્રુત ઉ. ૧૭–૨ ડલ્હણ ટીકા)

૮ स्निग्ध स्विन्नस्य तस्याथ काले
नात्युष्ण शीतले ।
निरभ्र इव घर्मांशुर्यदा दृष्टिः प्रकाशते ।
સુશ્રુત ઉ. ૧૭–૫૭થી ૬૪

૯ સુશ્રુત – ઉ. ૧ – ૨૩

પૃ. ૧૯૬થી ચાલુ]
ચોરા પાસે અને બજારમાં ફરતો રહેલો. કોઈ આવ્યું નહીં એટલે એ એના ઘેર ચાલ્યો ગયો છે અને ત્યાં એના ચાર-પાંચ સાગરીતો સાથે મહેફીલ માણી રહ્યો છે.

સામનો કરવા ઈચ્છતો પસાયતો જબ્બે ન થાય ત્યાં સુધી ગામનો કબજો લીધો ન ગણાય. એટલે ગુણવંતભાઈ પસાયતાનું ઘર શોધી એના ફળિયે પહોંચ્યા.

મામદ પસાયતાએ ઘરના દરવાજા બંધ કરી દીધા. અને અંદરથી ગોળીઓ છોડવી શરૂ કરી. ગુણવંતભાઈએ અને એમના સાથીઓએ સામે ગોળીઓની રમઝટ બોલાવી.

મામદ પસાયતાની બંદૂકમાંની છૂટેલી એક ગોળી તો ધમૂમ્મ્ કરતી ગુણવંતભાઈના કાન પાસેથી ચાલી ગઈ. તેઓ સહેજમાં બચી જવા પામ્યા. મામદ અને એના સાગરીતો અંદર, લોકસેનાની ટુકડી બહાર, કોઈ કોઈનું નિશાન લઈ શકે નહીં.

એવામાં છાપરાના ખપેડા ફાડી, નળિયાં ખેસવી અંદરથી એક જણાએ ડોકું બહાર કાઢયું. અલબત્ત સામે નિશાન લઇ ઘા કરવાના આશયથી. પરન્તુ ચાંદનીના અજવાળામાં ગુણવંતભાઈની ચકોર નજર છાપરાંમાંથી નીકળતા એ ડોકા ઉપર પડી. એનું નિશાન લઈ ગોળીઓ વછૂટવા લાગી. તુરત જ ડોકું અંદર ચાલ્યુ ગયું.

થોડી વારે, કાં મામદ પસાયતાનો અને એના સાગરીતોનો દારૂગોળો ખૂટયો હોય, કાં શરણે ગયા, સિવાય હવે બીજો કોઇ છૂટકો નથી એમ લાગ્યું હોય, પણ યુદ્ધવિરામની નિશાની થઈ. હથિયાર છોડી, બહાર નીકળી, શરણે થઇ જવાની ગુણવંતભાઇએ પસાયતાને હાકલ કરી.

મામદ પસાયતાએ બારણું ખોલ્યું. પણ હથિયાર મૂકીને બહાર આવવાને બદલે બંદૂક લઇને બહાર આવ્યો. બહાર આવીને હથિયાર મૂકી શરણે થવાને બદલે મામદ પસાયતાએ ગુણવંતભાઈ સાથે જીભાજોડી શરૂ કરી. બંદૂક ઉપાડી ઘા કરવાનો એનો ઈરાદો ગુણવંતભાઇ કળી ગયા. પછી એને જીવતો રહેવા દેવાય? એ બંદૂક ઉપાડીને ઘા કરવા જાય ત્યાર પહેલાં તો ગુણવંતભાઈની રાયફલમાંથી છૂટેલી બે ગોળીઓએ મામદને જમીનદોસ્ત કરી દીધો. એનો બીજો એક સાગરીત ઘવાયો. બાકીના બધા શરણે આવ્યા.

મામદના શબને ત્યાં જ પડયું રહેવા દઈ, ગિરફતાર કરેલા કેદીઓને સાથે લઈ, ગુણવંતભાઈ અને સૈનિક મિત્રો ચોરે આવ્યા. ગામને આ આખા બનાવ સાથે જાણે કંઇ સંબંધ નથી એમ લાગતું હતું. પણ મામદ પસાયતો મરાયો એ સમાચાર ફેલાઈ જતાં ગામમાં રાહતની લાગણી ફેલાઈ ગઈ. નિર્જીવ લાગતાં ગામમાં એકાએક ચેતન આવી ગયું. ગામ લોકો ઉત્સાહને હેલારે ચડયા. ખૂબ ઉમળકાભેર ગ્રામવાસીઓએ લોકસેનાનું સ્વાગત કર્યું. આરઝીહકૂમતે ગામ કબજે કર્યું, જૂનાગઢના નવાબની હકૂમતનો અંત આવ્યો, આરઝી હકૂમતની આણ શરૂ થઈ. આ બધી વાતો કરતાં ગામને મન વધુ મહત્ત્વ તો હતું એમને રંજાડનાર મામદ પસાયતો મરાયો એનું.

ગામની રક્ષા માટે તાબડતોબ ચોકીદળની રચના થઈ ગઈ. ૫૦૦ માણસોની વસતી ધરાવતા આ નાનકડા ગામમાંથી ૫૦ જેટલા જુવાનો ચોકીદળમાં જોડાઈ ગયા. હળિયાદ ગામની રક્ષા કાજે પાકો બંદોબસ્ત કરી, મોડું થઈ જવાને કારણે હળિયાદથી ગિરફતાર કરેલા કેદીઓને લઈને ટુકડી રાત્રે પોણા બે વાગ્યે કુંકાવાવ છાવણીમાં આવી પહોંચી.

ગુણવંતભાઈની આગેવાની નીચે લોકસેનાના એક દળે હળિયાદમાં જાન સટોસટનું ધીંગાણું ખેલી જે વીરતા દાખવી એ બદલ સૌએ ગૌરવની લાગણી અનુભવી. પણ ગુણવંતભાઈને મન તો તેઓ જાણે હુ તૂ તૂ તૂ ની રમત રમીને આવ્યા હોય એવું જ લાગતું હતું.

કલાકોની જોખમી અને અવિરત કામગીરી

પછી આ ટુકડીને નિરાંતે જમવાનો અને ઊંઘવાનો અધિકાર હતો. પણ ભેંસાણ તરફથી કદાચ સિંધી લોકો ગમે ત્યારે છાવણી ઉપર હલ્લો કરે એવી વાત સાંભળી, બધા જુવાન મિત્રો ઝટપટ જમી લઈ, તૈયાર થઈ, જાણે થાકનું નામ નહીં, આંખમાં ઊંઘનો એકપણ અણસાર નહીં, એ રીતે ફરજ માટે હાજર થઈ ગયા. એમને આખી રાત ફરજ ઉપર મોકલવામાં ક્રૂરતા લાગી. પણ મન કઠણ કર્યા સિવાય બીજો કોઈ માર્ગ ન હતો. એમને કુંકાવાવ છાવણીમાં અને સીમમાં ઓડા બાંધીને બેસી જવાની ફરજ સોંપવામાં આવી.

બધા ફરજ ઉપર ગયા ત્યારે એ જ ટુકડીનો એક સૈનિક છૂપી રીતે મારી પાસે આવ્યો.

'કેમ ?' મેં પૂછ્યું.

"હું શિસ્તનો ભંગ કરું છું. છતાં મારી ફરજ સમજીને તમને એક વાત કહેવા આવ્યો છું."

સૈનિક મિત્રે ધીમા અવાજે વાત કરી.

"એવું શું છે ?" મેં પૂછ્યું.

"હું ચાડી ખાવા નથી આવ્યો પણ આપણને ન છાજે એવી એક વાત બની છે એની તમને જાણ કરવા આવ્યો છું."

"હું તમારી એ ભાવનાની કદર કરું છું. શિસ્તભંગ થતો હશે તો એની જવાબદારી હું લઈશ." મેં કહ્યું.

"તો ચાલો મારી સાથે." સૈનિકે કહ્યું.

"ક્યાં ?" મેં પૂછ્યું.

"જીપ સુધી." સૈનિકે કહ્યું.

"જીપ તો ખાલી પડી છે. ત્યાં સુધી જવાનું કંઈ કારણ ?" મને સૈનિક મિત્રની વાતથી આશ્ચર્ય થતું હતું.

"મારે તમને જીપમાં પડેલ એક વસ્તુ બતાવવાની છે." સૈનિક મિત્રે કહ્યું.

"ક્રોધે ચાલે એમ હોય તો ત્યાં સુધી જવું નથી." મેં કહ્યું.

"ના, ત્યાં સુધી આવો એવો મારો આગ્રહ છે." સૈનિક મિત્ર એની વાતને વળગી રહ્યો.

હું ઊઠીને એની સાથે મેદાનમાં એક બાજુ પડેલી જીપ સુધી ગયો. જીપની પાછલી બેઠક નીચે કોથળામાં લપેટીને સંતાડી દીધેલ એક ચીજ તરફ સૈનિક મિત્રે આંગળી કરી.

"શું છે આમાં ?" મેં પૂછ્યું.

'મોટી હળિયાદના પસાયતા મામદનું માથું." સૈનિકે ધીમા અવાજે કહ્યું.

"આ ગાંડપણ કોણે કર્યું ?" મેં આશ્ચર્ય પામીને પૂછ્યું.

"મેં મારા દળપતિની જાણ બહાર તમને આટલી વાત કરીને શિસ્તભંગ કર્યો છે. બીજું વિશેષ તો કંઈ નહીં કહું પણ એટલું જ કહીશ કે ગોળીથી ઠાર થયેલ મામદ પસાયતનું શબ એના ફળિયામાં જ પડયું હતું. હળિયાદ છોડતાં પહેલાં એની જ તલવારથી એનું માથું કાપી, આ કોથળામાં લપેટી, જીપમાં મૂકી દેવામાં આવ્યું છે. કોણે આ પરાક્રમ કર્યું એ હું કહીશ નહીં. પણ મને આ ગમ્યું નથી. મારું દિલ દુભાયું. આપણને આ શોભે નહીં એટલે તમને વાત કરી. મારાથી શિસ્તભંગ થયો હોય તો તમને ઠીક લાગે એમ કરજો. મેં મારી ફરજ બજાવી છે." સૈનિક હાથમાં રાયફલ તોળતો તોળતો એની ફરજ ઉપર ચાલ્યો ગયો.

મેં તુરત જ ગુણવંતભાઈને બોલાવ્યા.

"કબજે કરેલા ગામોમાંથી વાંધાભર્યું કંઈ મળ્યું છે ?" ગુણવંતભાઈ આવ્યા એટલે મેં પ્રશ્ન કર્યો.

"ના. ના." ગુણવંતભાઈએ ટૂંકો જવાબ આપ્યો.

"જીપમાં કંઈ લાવ્યા છો?" મેં પ્રશ્ન કર્યો.

"બીજું તો કંઈ નથી. પણ હળિયાદના એકે એક સ્ત્રી પુરુષના મનમાં જેને માટે કેવળ ધિક્કાર ભર્યો હતો, જેણે બહેનોને રંજાડવામાં અને ગરીબોને હેરાન કરવામાં મણા રાખી નથી અને જે આપણી સામે દગો રમવા માંગતો હતો. એ મામદ પસાયતાનું માથું છે. બીજા નરાધમો ઉપર ધાક બેસાડવા આ મામદનું માથું ભાલે ભરાવીને ગામડાંઓમાં ફેરવ્યું હોય તો ખોટું નહીં." ગુણવંતભાઈએ જણાવ્યું.

"ગુણવંતભાઇ! રણમેદાનમાં લડતાં લડતાં તરવારથી દુશ્મનનું માથું ઉતારી લેવામાં મર્દાનગી ગણાય. મરેલા માણસનું માથું વાઢી લેવામાં મર્દાનગી નથી. મરેલા માણસની તો સૌએ અદબ કરવી જોઇએ." મેં મારી લાગણી વ્યક્ત કરી.

"તમે ના પાડતા હો તો મામદનું માથું ભાલે ભરાવીને ફેરવવાનું માંડી વાળીએ." ગુણવંત-ભાઈ સરળતાથી બોલ્યા.

"મરેલા માણસનું માથું ભાલે ભરાવીને ફેરવવામાં નથી આપણી મર્દાનગી, નથી આપણી શોભા. તમે પણ લડાઈના ઝનૂનને ઘડીભર ખંખેરીને વિચાર કરશો તો તમને પણ એમ જ લાગશે." મેં કહ્યું.

"તો એ માથું ક્યાંક દટાવી દઇએ." ગુણ-વંતભાઇએ ઉકેલ સૂચવ્યો.

"ના, એ માથું એના ધડ પાસે મૂકી આવવું જોઇએ. કાપ્યું સંધાશે તો નહીં. પણ દફનવિધિ વખતે ધડ–માથું અદબપૂર્વક સાથે દફનાવાય એ આપણે જોવું જોઇએ." મેં સૂચવ્યું.

"ભલે તમે ઈચ્છતા હો તો કોઈ સૈનિક સાથે જીપમાં એનું માથું પાછું મોકલી દઇએ." ગુણવંતભાઇએ કહ્યું.

"કોણે માથું કાપ્યું એ હું પૂછતો નથી. જાણવા પણ નથી ઇચ્છતો. પણ તમે દળપતિ છો. એટલે નૈતિક રીતે આની જવાબદારી તમારી જ ગણાય. હું ઈચ્છું કે તમે જાતે જ મામદનું માથું અદબપૂર્વક એના ધડ સાથે મૂકી આવો." મેં વિનંતી કરી.

અને તુરત જ ગુણવંતભાઇ જીપ લઇને હળિયાદ જવા રવાના થઈ ગયા. અને માથું યથા-સ્થાને મૂકી મોડેથી પાછા ફર્યા.

થોડીવાર પછી ઉજાશ થવા લાગ્યો. સૈનિક મિત્રો આંખ ઉપર પાણી છાંટતા રહી સિંધીઓ ચડી આવે તો એનો સામનો કરવાની તૈયારી સાથે ચોકી કરી રહ્યા હતા. પણ કોઇ સિંધી ડોકાયો નહીં. હવે કોઇ આવે એવો સંભવ પણ ન લાગ્યો. એટલે બધા છાવણીમાં હતાશ થઇને પાછા ફર્યા. દિવસ ઊગ્યે ફરી ફરજ ઉપર ચડી જવા માટે આંખનું ઝેર ઉતારવું જરૂરી હતું. બધા થોડા વખત માટે આડે પડખે-થયા.

અમરાપુર ગયેલી ટુકડીએ ત્યાં છાવણીમાં નાખીને પડેલા સૈનિકોને સિંધીઓ અમરાપુર ઉપર ચડી આવે એવો સંભવ હોવાની જાણ કરી. બધા તુરત સાબદા થઇ ગયા. અમરાપુરનું ચોકીદળ પણ ધીરે ધીરે વ્યવસ્થિત થઈ રહ્યું હતું. તેઓ પણ સિંધીઓના આક્રમણની વાત સાંભળી રંગમાં આવી ગયા. સૈનિકો અને સ્વયંસેવકો અમરાપુરની આસ-પાસ અને ભેંસાણ તરફની સીમમાં ઓડા બાંધીને બેસી ગયા. દુર્લભજીભાઈ નાગ્રેચાએ થોડા સાથીઓને લઇ લોકોમાંથી ઘોડા મેળવી, ખાસી ઘોડેસ્વારોની ટુકડી તૈયાર કરી લીધી. અને બંદૂકો લઇને સીમમાં રોન મારવાનું શરૂ કરી દીધું. મજાલ છે ઊંધની કે, ટુકડી આવી શકે? રાત પૂરી થવા આવી. અજવાળું થવા લાગ્યું. કોઈ સીંધી કળાણો નહીં. અને હવે આવે એવો સંભવ પણ નહીં. બાતમી આજ પૂરતી ખોટી નીકળી પણ આવો મુકાબલો કરવાનો પ્રસંગ આવે તો લોકસેનાની અને લોકોની કેટલી તૈયારી છે એનો અંદાજ મળી ગયો. સૌનો વિશ્વાસ વધી ગયો.

ફરજ ઉપરના સૈનિકો–સ્વયંસેવકો અમરા-પુર પાછા ફર્યા, અમરાપુરની છાવણીના સૈનિકો

અને સ્થાનિક સ્વયંસેવકો અમરાપુર રોકાઈ ગયા. બીજા સૈનિકો કુંકાવાવ જવા રવાના થઈ ગયા. કુંકાવાવ આવીને આંખનું ઝેર ઉતારવા થોડીવાર માટે તેઓ બધા પણ થોડીવાર માટે આડે પડખે પડયા.

સૂર્યનારાયણે કોર કાઢી. પહેરા ઉપરના સૈનિકો સિવાય બધા ધસઘસાટ ઊંઘતા હતા. ભલે થોડો આરામ કરે, એવા ખ્યાલે બધાને ઊંઘવા દીધા.

દરબાર રણજીતસિંહજીની ટુકડી ૩૬ કલાકથી આરામ કરી રહી હતી. સવાર પડતાં જ છાવણીમાં હાજર થઈ જવાની દરબાર રણજીતસિંહજીએ ખાત્રી આપી હતી. પણ કોઇ દેખાયા નહીં. એટલે હું એમના ઉતારે જઈને જોઉં છું તો બધા આરામથી ઊંઘતા હતા.

મેં દરબાર રણજીતસિંહજીને જગાડયા.

"હજી થાક પૂરો ઊતર્યો નથી. બપોર સુધી આરામ કરવો પડશે." હું કંઈ કહું ત્યાર પહેલાં જ દરબાર સૂતા સૂતા અને આંખો ચોળતા ચોળતા બોલી ઊઠયા.

હું એમની સામે જોઇ જ રહ્યો. મને દાળમાં કંઇક કાળું લાગ્યું. છેલ્લા બે દિવસથી કેટલાક આગેવાનોની અવર જવરમાં કંઈક ભેદ હોય એવું લાગ્યું.

"સારું ત્યારે. બપોરે તૈયાર રહેજો. બપોર પછી હું પણ તમારી સાથે આવીશ." આટલું કહીને હું સડસડાટ નીચે ઊતરી, છાવણીમાં આવી પહોંચ્યો.

છાવણીમાં બધા સૈનિક મિત્રો તૈયાર થઈને મેદાનમાં આવી એમની બંદૂકો રમાડી રહ્યા હતા. અમરાપુર થાણાના બાકી રહેલા ગામડાઓ સર કરવા માટે બે ટુકડીઓ જુદી જુદી દિશામાં રવાના થઈ ગઈ.

એમને વળાવીને હું થોડું વહીવટી કામ આટોપવા અને દરબાર રણજીતસિંહજીનું દળ બપોરે તૈયાર થાય તો વાઘણિયા દરબારશ્રીને સાથે લઈને વાઘણિયા નજીકના ગામડાઓ સર કરવાનો કાર્યક્રમ તૈયાર કરવા માટે છાવણીના કાર્યાલયમાં જવા માટે પગ ઉપાડું છું, ત્યાં જ કુંકાવાવમાં રહેતા બીલખા રાજ્યના એક અધિકારી આવીને મારી સામે ઊભા રહ્યા.

આ અધિકારીને બીલખાના દરબાર કે દિવાન તરફથી ખાસ સૂચના મળી હોય કે પછી એમને સ્વયં આરઝીહકૂમત માટે દિલમાં ઉત્સાહ પ્રગટયો હોય, પણ તેઓ નાની મોટી અનેક બાબતોમાં અમને બને એટલા ઉપયોગી થવાનો પ્રયત્ન કરતા.

બીલખા જૂનાગઢથી સાવ નજીક હતું. બીલખા જવા-આવવા માટે જૂનાગઢ શહેરમાંથી જ પસાર થવું પડે. પાકિસ્તાન સાથે જોડાવાનો નિર્ણય કર્યા પછી પણ જૂનાગઢ રાજ્યે બીલખા માટે કોઈ અવરોધ ઊભો કર્યો નહતો. એટલે બીલખાના દિવાન શ્રી છોટુભાઈ માટે કશી રોકટોક વિના, જૂનાગઢની હલચલ પારખવાનું અને રજેરજ માહિતી મેળવવાનું ખૂબ આસાન હતું. મળતી માહિતીમાંથી અમને ઉપયોગી થઈ પડે એવી બાતમી તેઓ આ અધિકારી મારફત અમને પહોંચાડી દેતા.

સવારના પહોરમાં જ અધિકારીને છાવણીમાં આવેલા જોઈને મેં અનુમાન કર્યું કે તેઓ કંઈક મહત્ત્વના સમાચાર કે ઉપયોગી બાતમી લઈને આવ્યા હોવા જોઈએ.

"કાં ? કંઈ નવાજૂની ?" અધિકારી મિત્ર આવીને ઊભા રહ્યા કે તુરત જ મેં જિજ્ઞાસાપૂર્વક પ્રશ્ન કર્યો.

"આજે તો ખૂબ જ મહત્ત્વના સમાચાર આપવા આવ્યો છું." અધિકારી મિત્ર મોઢા ઉપર આછું સ્મિત લાવીને બોલ્યા.

"જૂનાગઢ રાજ્યે ભેંસાણમાં એકઠા કરેલા સિંધી લોકો ગઈ કાલે હલ્લો લઈને આવ્યા નહીં, પણ આજે જરૂર આવી પહોંચવાના એ જ મહત્ત્વના સમાચાર છે ને ?" મેં પણ હસતાં હસતાં કહ્યું.

"એ સમાચાર તો ગઈ કાલે જ અમને મળી ગયા હતા. પણ મને એ વાતમાં તથ્ય ન લાગ્યું. એટલે હું તમને એ સમાચાર આપવા આવ્યો જ નહીં." અધિકારી મિત્રે જણાવ્યું.

"તમે આ તથ્યવિનાના સમાચાર આપવા ન આવ્યા. પણ આરઝીહકૂમતની અમારી વડી કચેરીને આ બાતમી મળતાં એક પ્રધાન જાતે એ બાતમી લઈને આવી પહોંચ્યા. મને એમાં બહુ વજુદ ન લાગ્યું. પણ ગાફેલ રહેવું પરવડે નહીં. એટલે ગઈ કાલે સિંધી લોકોના હલ્લાની રાહ જોતાં જોતાં અમારા મિત્રોએ આખી રાતનો ઉજાગરો વેઠ્યો." મેં કહ્યું.

"આજે હું જે સમાચાર આપવા આવ્યો છું એ ઉજાગરો કરાવે એવા નથી, પણ ઉજાગરા ટળે એવા છે. સિંધી લોકો હવે હલ્લો કરવા આવી રહ્યા ! બલ્કે જૂનાગઢની તળભૂમિ ઉપર આક્રમણ કરવાનો આરઝીહકૂમતનો માર્ગ મોકળો થાય છે." અધિકારી મિત્રે સીધા સમાચાર આપવાને બદલે વાતમાં મોણ નાખવા માંડ્યું.

"ભગતનું નામ તો પાડો ! એવા તે કયા સમાચાર છે ?" મારી આતુરતા વધવા લાગી.

"અંદર નિરાંતે બેસીએ. પછી માંડીને વાત કરું. એમને એમ નહીં ચાલે. આજે તો મોં મીઠું કરાવવું પડશે." અધિકારી મિત્રે કાર્યાલય તરફ પગ ઉપાડ્યા.

હું પણ, એમની પાછળ પાછળ ખેંચાતો, મહત્ત્વના સમાચાર સાંભળવાની ઉત્સુકતા સાથે કાર્યાલયમાં જઈને બેઠો. (ક્રમશઃ)

❋

## પડ જોવો પાંચાળ

આછાં પાણી વીરડે, ધરતી લાંપળિયાળ,
સર ભર્યાં સારસ લવે, પડ જોવો પાંચાળ.

નદી ખળકે નિઝરણાં, મલપતા પીએ માલ;
ગામે કસુંબા ગોવાળિયા, પડ જોવો પાંચાળ.

ગૂઢે વસ્તર ગોરિયાં, પગપીંડીનો તાલ;
પનઘટ ઉપર પરવરે, પડ જોવો પાંચાળ.

કંકુવરણી ભોમકા, સરવો સાલેમાળ;
નર પટાધર નીપજે, ભોંય દેવકો પાંચાળ.

ઓદરથી ઉરે સરસ, નાક નેણનો તાલ;
ચાર હાથનો ચોટલો, પડ જોવો પાંચાળ.

નરનારી બન્ને ભલાં, કદી ન આંગણ કાળ;
આવેલાને આદર કરે, પડ જોવો પાંચાળ.

આછાં પાણી વીરડે, ધરતી લાંપળિયાળ;
સરભર્યાં સારસ લવે, પડ જોવો પાંચાળ.

ઠાંગો માંડવ ઠીક છે, કદી ન આંગણ કાળ;
ચાર પગાં ચરતાં ફરે, પડ જોવો પાંચાળ.

તાતા તોરીંગ મૃગકૂદણા, લીલા પીળા લાલ;
એવા વછેરા ઊછરે, પડ જોવો પાંચાળ.

કૂકડકંધા મૃગકૂદણા, શત્રુને હૈયે સાલ;
નવરંગ તોરીંગ નીપજે, પડ જોવો પાંચાળ.

કંકુવરણી ભોમકા, સરવો સાલેમાળ;
ચંગા માડુ નીપજે, ભોંય દેવકો પાંચાળ.

કંકુવરણી ભોમકા, ઝાઝાં હરમા ને લાંપાળ;
હર નીરાં હંસ લે, ભોંય દેવકો પાંચાળ.

# આચમન

જ્યોતિર્ રાવળ

સજુભાઈ જેવા સીધા સાદા સરળ માણસને એકવાર જીંદગીમાં પહેલીવાર અદાલતમાં સાક્ષી પૂરવાનો પ્રસંગ પડયો. પણ જે દિવસે મુદત હતી એજ દિવસે કુટુંબમાં કોઈનું મૃત્યુ થતાં એ મુંઝાયા. અદાલતમાં સાક્ષી આપવા જવું કે સગાને અવલ-મંઝિલે પહોંચાડવા જવું? પણ પડોશીએ રસ્તો કાઢી આપ્યો. 'તમારા સગાને કાઢતાં તો હજી વાર લાગશે. તે દરમ્યાન તમે એક કામ કરો. અદાલતમાં જાવ..., જરૂરી સ્ટેમ્પ લગાડી એક અરજી કારકુનને આપો. મરનાર તમારું નજીકનું સગું છે એટલે કારકુન મુદત આપી દેશે.'

ભલે. કહી સજુભાઈ અદાલતમાં પહોંચ્યા. 'કોર્ટકલાર્ક' પાસે સારી એવી લાઈન હતી. સજુભાઇ પણ એ લાઈનમાં ઊભા રહી ગયા. એમનો વારો આવતાં જ અરજી હાથમાં લઈ કારકુને બે આંગળી હલાવી પણ સજુભાઈને એમાં સમજ ન પડી. કારકુન જેવી જ આંગળીઓની ચેષ્ટા કરી પૂછયું. ભાઈ, આનો અર્થ શો?

'એનો અર્થ એટલો જ કે બે રૂપિયા કાઢો'-કલાર્કે કહ્યું.

'પણ બે રૂપિયા શેના એતો કહો?'

'શેના તે મુદત આપવાના.'

અને સજુભાઇનો મિજાજ ગયો. ઊંચા સાદે કહ્યું. 'આ તે ન્યાયલય છે કે અન્યાયાલય? મુદત આપવાના તે બે રૂપિયા હોય! માથે ગાંધીબાપૂનો ફોટો છે અને શરમ નથી આવતી છડેચોક લાંચ માંગતા.'

કારકુન મોં પાસે ગણગણતું મચ્છર ઉડાડતો હોય તેમ બોલ્યો: 'એ કાકા, અવાજ ધીમો કરો. અને બાપુનો ફોટો જરા ધ્યાનથી જૂઓ –'

સજુભાઇએ ફરી ગાંધીબાપૂની છબી પર નજર કરી. છબીમાં એકલા ગાંધીજી નહોતા. ગાંધીજીની સાથે સરદાર અને નહેરુ પણ હતા. અને ગાંધીજીએ બેઉ મહાનુભાવોને આશીર્વાદ આપતા હોય તેવો ભાવ હતો. સજુભાઈએ સઘળું જોઈ કંઈ વિચારે તે પહેલાં જ કારકુનનાં શબ્દો એમના કાનમાં અફળાયા: 'ગાંધીબાપુ તો પાંચનું કહે છે.... પણ હું તો બેમાં પતાવું છું સમજ્યા! ચાલો હવે... બેની નોટ કાઢો...અને મુદત લઈ ચાલતી પકડો.'

બિચારા સજુભાઈ – બંડીના ખિસ્સામાં હાથ નહોતો નાંખવો તોય એમને નાંખવો પડયો – કારકુનના જ્ઞાન સામે કચવાતા કચવાતાં –



## સાભાર-સ્વીકાર

ક્ષિતિજ : ડૉ. રમણલાલ ચી. શાહ : અધ્યક્ષ ગુજરાતી વિભાગ: મુંબઈ યુનિ. મુંબઈ : મૂ. રૂ. ૨૫.

ઇકરાર : લે. શ્રી. કિસ્મત કુરેશી : ભાવનગર મૂ. રૂ. ૭–૫૦.

ઇન્કિલાબનો આતશ : શ્રી નરેન્દ્ર દવે વનપ્રવેશ અભિનંદન તરફથી પ્રગટ થયેલ અભિનંદન ગ્રંથ : સંપાદકો : કનૈયાલાલ જોષી તથા મુકુન્દ શાહ : બી–૨ : ઓરિએન્ક એપાર્ટમેન્ટ્સ, ઉસ્માનપુરા : અમદાવાદ, ૧૩. પૃષ્ઠ ૬૩૭ : મૂ. રૂ. ૨૫.

# ગુજરાતની મક્કમ આગેકૂચ

ઉત્પાદકતા વર્ષને અનુલક્ષીને વડા પ્રધાન શ્રીમતિ ઇન્દિરા ગાંધીએ આપેલા [illegible] ના સૂત્રને ગુજરાત સરકારે જનતાના સંપૂર્ણ સહયોગ સાથે ચરિતાર્થ કર્યું છે. વિવિધ ક્ષેત્રે ભારે સિદ્ધિઓ પ્રાપ્ત કરીને,ગુજરાત આજે દેશભરનું અગ્રેસર રાજ્ય બન્યું છે. રાજ્યના વિકાસની ઉજ્જ્વળ કેડીના આ છે કેટલાંક સિમા ચિહ્નો :–

- રૂા. ૩,૭૬૦ કરોડની છઠ્ઠી યોજના.
- ખેતી માટે યોજનામાં રૂા. ૧૫૦૬ કરોડની જોગવાઇ.
- નર્મદા યોજના માટે રૂા. ૩૩૦ કરોડ.
- ઔદ્યોગિક ક્ષેત્રે દેશમાં બીજું સ્થાન.
- દુનિયાભરમાં યુરિયાનું મોટામાં મોટું કારખાનું–નર્મદા ફર્ટીલાઇઝર.
- હજીરા ખાતે ખાતરના બીજાં બે કારખાના.
- ઉભરાટ ખાતે ગેસનું ભૂમિબિન્દુ.
- હરિજનોના કલ્યાણ માટે રૂા. ૩૫ કરોડની જોગવાઇ.
- ઝૂંપડા ઘરના લોકો માટે ત્રણ લાખ પાકા ઘરની યોજના.
- રાજ્યનો વિકાસ દર વધારીને પાંચ ટકા.



"વિના સહકાર નહિ ઉદ્ધાર"

# શ્રી રાજુલા તાલુકા સહકારી ખરીદ વેચાણ સંઘ લી.

પો. બો. નં. ૧૭, ટાવર પાસે, રાજુલા સીટી (જી. અમરેલી)

"રજત જયંતિ વર્ષ"

તાર : "સહકાર"

નોંધણી ક્રમાંક : ૧૫૩૬
તા. ૧૦–૫–૧૯૫૬
(ઓડીટ વર્ગ અ)

ટેલીફોન : મુખ્ય ઓફીસ ૩૮
સીધી ખરીદી વિભાગ ૧૩૮
પ્રમુખ નિવાસસ્થાન ૧૨૩
મેનેજરશ્રી નિવાસસ્થાન ૧૪૮

| | |
|---|---|
| શેર ભંડોળ રૂા. | ૨,૮૪,૧૦૦=૦૦ |
| અનામત તથા અન્ય ભંડોળ રૂા. | ૧૨,૬૫,૬૬૭=૫૪ |
| થાપણો રૂા. | ૯,૬૪,૬૪૩=૪૦ |
| સભાસદ સંખ્યા– | ૨૨૩ |

## : વ્યવસ્થાપક કમીટી મંડળ :

| | |
|---|---|
| શ્રી બાબુભાઇ પોપટભાઇ પટેલ | પ્રમુખ |
| શ્રી પીઠાભાઇ ડાહ્યાભાઇ | ઉપપ્રમુખ |
| શ્રી કરશનભાઇ ભગવાનભાઇ પટેલ | સભ્ય |
| ,, લાખાભાઈ મેઘજીભાઇ પટેલ | ,, |
| ,, રાણાભાઇ ગોવીંદભાઇ | ,, |
| ,, નાનાભાઈ સગાળભાઇ | ,, |
| ,, દયાળભાઇ ગોવિંદભાઇ પટેલ | ,, |
| ,, ભીમજીભાઇ લાખાભાઇ પટેલ | ,, |
| ,, પરશોતમભાઇ રામભાઈ પટેલ | ,, |
| ,, બાલુભાઈ ભાભાભાઇ | ,, |
| ,, ભીખાભાઇ લુણાભાઇ | ,, |
| ,, પાતાભાઇ જીવાભાઇ | ,, |
| ,, જમાલખાંભાઈ મુરાદખાંભાઇ પઠાણ | ,, |
| મોહનભાઇ નાનજીભાઇ પટેલ | બેંક પ્રતિનિધિ |
| ઓધવજીભાઇ કે. વાળા | મેનેજર |

# શ્રી તાલાલા તાલુકા સહકારી ખાંડ ઉદ્યોગ મંડળી લીમીટેડ, તાલાલા (ગીર)

જીલ્લો જુનાગઢ (ગુજરાત રાજ્ય)

ઉત્પાદક સભાસદ સંખ્યા : ૬૬૨૮
સભ્યોનું શેર ભંડોળ : રૂ. ૬૫ લાખ
ગુજરાત સરકારશ્રીનો શેર ફાળો : રૂ. ૧૬૦ લાખ

: કાર્યક્ષેત્ર :

તાલાલાથી ૨૦ માઈલની ત્રિજ્યામાં આવરતો વિસ્તાર જેમાં તાલાલા, વેરાવળ, માળિયા (હાટીના), કેશોદ, મેંદરડા, તાલુકાના ત્રિજ્યામાં આવર્તિત ગામડાનો સમાવેશ થાય છે.

| એચ. એસ. શાહ | નારણભાઈ લાલાભાઈ મીંજરોલા | દેવસીભાઇ નારણભાઇ સોલંકી (બાબુભાઇ) |
|---|---|---|
| મેનેજીંગ ડીરેક્ટર | વાઈસ–ચેરમેન | ચેરમેન |

# જામનગર ડીસ્ટ્રીકટ કો-ઓપરેટીવ બેંક લી.

સહકાર ભવન, રણજીત રોડ, જામનગર

## -: બેન્કની વિવિધ થાપણ યોજનાઓ :-

### ૦ ઇનામી થાપણ યોજના :

બેંકની રિદ્ધિ સિદ્ધિ બચત થાપણ યોજના હેઠળ રૂા. ૧૦૦/- રોકી બચત ખાતાના ધોરણે સાડા પાંચ ટકાનું વ્યાજ મેળવવાની સાથે દર છ માસે યોજાતા રૂા. ૩૫,૦૦૦/-ના ઈનામી ડ્રો માંથી ૧૦૪ ઈનામો પૈકીનું કોઇપણ ઇનામ મેળવવા પાત્ર બનશે - પ્રથમ ઈનામ રૂપિયા દસ હજાર.

### ૦ અક્ષયનિધિ ભેટ થાપણ યોજના :

આ થાપણ યોજના હેઠળ રૂા. ૫૦૦/- નેવું માસની મુદત માટે રોકનાર થાપણદારને રકમ મુકતાની સાથે જ સ્ટીલની થાળી, વાટકો, તથા ગ્લાસ ભેટ આપવામાં આવશે અને મુદત પૂરી થયે રૂા. ૧૦૦૦/- પરત મળશે.

### ૦ બાંધી મુદત ભેટ થાપણ યોજના :

રૂા. ૫૦૦/- એકસાઈઠ માસની મુદત માટે બાંધી મુદત થાપણ યોજના હેઠળ મુકનાર થાપણદારને રકમ મુકતાની સાથે સ્ટીલના થાળી, વાટકો તથા ગ્લાસ ભેટ આપવામાં આવશે - મુદત પૂરી થયે રૂા. ૭૫૦/- પરત મળશે

### ૦ વિમાથી સુરક્ષિત :

આ બેંકમાં રોકવામાં આવેલ પ્રત્યેક થાપણદારની થાપણ રૂા. ૩૦,૦૦૦/- સુધીની મર્યાદામાં વિમાથી સુરક્ષિત છે.

સંસ્થાઓ - ટ્રસ્ટ વગેરેની થાપણો પણ ઉપરોકત યોજના હેઠળ સ્વીકારવામાં આવે છે.
જિલ્લામાં બેંકની ૩૨ પેકી કોઈપણ કચેરીના સંપર્ક સાધો.

**બી. કે. કોઠારી**
જનરલ મેનેજર

# જિલ્લાની વિકાસ કુચમાં ભાગીદાર બનીએ

(૧) જિલ્લાની કલ્યાણકારી પ્રવૃત્તિઓમાં તન, મન, અને ધનથી સહકાર આપીએ.

(૨) જિલ્લા આયોજન મંડળે ઉપાડેલી, વિવેકાધીન તથા પ્રોત્સાહક ગ્રાન્ટની અનેકવિધ ગ્રામવિકાસ પ્રવૃત્તિઓ તેમજ નાની બચત પ્રોત્સાહક ગ્રાન્ટની યોજનાઓ પૂર્ણ કરવા આપણો સહકાર આપીએ.

(૩) સમાજના નબળા વર્ગને ન્યુનતમ જરૂરિયાતો પૂરી પાડવાના અને તેમને માટે રહેણાંક ઊભા કરવાના કાર્યને સફળ બનાવીએ.

(૪) રાષ્ટ્રના વિકાસ માટે નાની બચત યોજનાની સફળતા માટે ભાગીદાર બનીએ, "કુટુંબ-કલ્યાણ, અસ્પૃશ્યતા નિવારણ" વિગેરે પાયાના કાર્યક્રમોની સફળતા માટે પૂરો સહકાર આપીએ.

(૫) જિલ્લા પંચાયતની અન્ય કલ્યાણકારી પ્રવૃત્તિઓમાં હાર્દિક સાથ અને સહકાર-આપી જિલ્લાનો વિકાસ સાધીએ.

(જિલ્લા પંચાયત જામનગર તરફથી)

શુભેચ્છા સહ....

# શ્રી. ગોંડલ વિભાગ નાગરિક સહકારી બેંક લી. ગોંડલ

મહાત્મા ગાંધી રોડ, ગોંડલ. પીન કોડ નં. ૩૬૦૩૧૧
સ્થાપના તા. ૩-૫-૫૫

બેંકની પ્રગતિના આંકડા

**ઓડીટ વર્ગ "અ"**

| ૧૯૫૫-૫૬ | | | | |
|---|---|---|---|---|
| ૨૫ વર્ષ પહેલાં | | | | ૩૦-૬-૮૧ ૨૫ વર્ષ પછી |
| રૂા. | ૨૬,૦૦૦ | શેર ભંડોળ | રૂા. | ૬,૬૩,૦૦૦ |
| રૂા. | ૩૧૮ | રીઝર્વ ફંડ | રૂા. | ૮,૮૭,૦૦૦ |
| રૂા. | ૧,૦૭૦ | થાપણ | રૂા. | ૧,૩૦,૧૮,૦૦૦ |
| રૂા. | ૧,૨૦,૮૦૦ | ધીરાણ | રૂા. | ૭૮,૪૦,૦૦૦ |
| રૂા. | ૧,૭૭,૦૦૦ | કાર્યભંડોળ | રૂા. | ૧,૫૫,૩૪,૦૦૦ |
| | ૩૧૮ | સભાસદ સંખ્યા | | ૭,૦૮૪ |
| રૂા. | ૭૬૦ | નફો | | ૨,૭૮,૦૦૦ |

રજીસ્ટર્ડ ઓફીસ : ફોન ૧૫૫
" ૩૨૫
મહાત્મા ગાંધી રોડ, ગોંડલ

શાખા : અદ્યતન સેઈફ ડીપોઝીટ વોલ્ટની સુવિધા
મુ. દેરડી (કુંભાજી) તા. ગોંડલ (જી. રાજકોટ)

કાંતિલાલ એલ. ભટ્ટ — મેનેજર
જયંતિલાલ એસ. પટેલ — મેનેજીંગ ડીરેકટર
મહેશકુમાર એસ. પારેખ — ચેરમેન

## હાર્દિક શુભેચ્છાઓ

ગ્રામોદ્યોગની યોજનાની પાછળ કલ્પના તો એ છે કે આપણે રોજની જરૂરિયાતો ગામડાંમાં બનેલી ચીજોથી પૂરી પાડવી જોઇએ; અને જ્યારે એમ જણાય કે અમુક ચીજો તો ગામડાંમાં મળતી જ નથી, ત્યારે આપણે જોવું જોઇએ કે એ ચીજો થોડીક મહેનત અને સંગઠનથી ગામડાંના માણસો બનાવી શકે ને એમાંથી કંઇ નફો કરી શકે એમ છે કે નહીં. નફાનો અંદાજ કાઢવામાં આપણે પોતાનો નહીં પણ ગ્રામવાસીનો ખ્યાલ રાખવો જોઇએ. એમ બને કે શરૂઆતમાં આપણે સામાન્ય ભાવ કરતાં જરાક વધારે આપવું પડે અને બદલામાં હલકી ચીજ મળે. પણ જો આપણે એ ચીજો બનાવી આપનાર માણસના કામમાં રસ લેતાં થઈશું, એ માલ સુધારે એવો આગ્રહ રાખીશું, અને એને એ સુધારવામાં મદદ કરીશું તો એ ચીજો જરૂર સુધરશે.

—ગાંધીજી

કનુભાઈ હોઝડિયા
મેનેજીંગ ડિરેક્ટર

# વિનય સોલ્વન્ટ એક્સ્ટ્રેક્શન ઇન્ડસ્ટ્રીઝ પ્રા. લિ.

ધોરાજી રોડ, જૂનાગઢ

# જી.એમ.ડી.સી.

નાં

## ઉચ્ચ ગુણવત્તાવાળા ખનિજો






**ગુજરાત મિનરલ ડેવલપમેન્ટ કોર્પોરેશન લિમિટેડ**
(ગુજરાત સરકારનું સાહસ)
"ખનિજ ભવન"
આશ્રમરોડ, અમદાવાદ-૩૮૦ ૦૦૯
ફોન : ૭૯૩૭૫-૭૬-૭૭-૭૮
તાર : MINCORP ટેલેક્ષ: ૦૧૨-૩૨૦

- ફલોરસ્પાર
  એસીડ તથા મેટલર્જીકલ ગ્રેડ
- સિલિકાસેન્ડ
- બોકસાઈટ
  વિવિધ ગુણવત્તામાં
- લિગ્નાઈટ

Navnit 245/81

## ધી ગુજરાત સ્ટેટ કો-ઓપરેટીવ હાઉસીંગ ફાઇનાન્સ સોસાયટી લિ.

"ગૃહ નિર્માણ" આશ્રમરોડ અમદાવાદ-૩૮૦ ૦૦૯

ટેલિફોન નં. ૪૪૮૫૨૮ - ૪૪૦૨૩

ચેરમેન : બન્સીલાલ બી. પંડયા. વાઇસ ચેરમેન : જે. આઇ. પટેલ

ગુજરાત રાજ્યમાં સહકારી કાયદા અન્વયે નોંધાવામાં આવતી સહકારી ગૃહમંડળીઓના સભ્યોના વસવાટો બાંધવા માટે નાણાં ધીરતી રાજ્યની એક માત્ર ટોચની સંસ્થા

| | | | |
|---|---|---|---|
| યોજનાનો પ્રકાર | ૬૫% | ૮૦% | ૯૦% |
| આવકની મર્યાદા | - | રૂા. ૨૦૦ થી રૂા. ૬૦૦ સુધી | - |
| બાંધકામની મર્યાદા | ૧૦૦ ચો. મી. | ૬૦ ચો. મી. | ૩૦ ચો. મી. |
| યોજનાની મર્યાદા | જમીનની કિંમત સિવાય રૂા. ૮૦,૦૦૦ | જમીનની કિંમત સિવાય રૂા. ૪૦,૦૦૦ | જમીનની કિંમત સિવાય રૂા. ૨૦,૦૦૦ |
| વ્યાજનો દર | ૧૧½% | ૧૧½% | ૧૧½% |
| સભ્ય દીઠ વધુમાં વધુ મંજૂર કરવામાં આવતી લોનની રકમ | રૂા. ૩૦,૦૦૦ | રૂા. ૨૫,૦૦૦ | રૂા. ૧૮,૦૦૦ |

-: વધુ વિગત માટે મળો યા લખો :- કે. એસ. તલાટી મેનેજર




જનતાની ખાત્રી લાયક અને વિશ્વાસપાત્ર ઉત્પાદક મહિન્દ્ર એન્ડ મહિન્દ્ર લિ.નાં એમ.ડી.૨૩૫૦ હજારો ડીઝલ એન્જીનોએ લાખો કિલોમીટર સરળતાથી આપેલ છે.






સમગ્ર સૌરાષ્ટ્ર અને કચ્છ માટે અધિકૃત વિક્રેતા

**ઓટોમોટિવ મેન્યુફેકચરર્સ લિમીટેડ**

ગોંડલ રોડ રાજકોટ. ફોન:૨૧૧૧૧-૨૧૧૧૮

રજી. હેડ ઓફિસ:
૧૦૮ બજાર રોડ, કુર્લા, મુંબઇ-૪૦૦૦૭૦

અન્ય શાખાઓ:
મુંબઇ·સીકંદરાબાદ·અમદાવાદ·વિજયવાડા·પુના·નાગપુર·વિશાખાપટ્ટનમ

# લોકવાર્તાની રસલહાણ

## ભાગ ૧લો

## કિં રૂા. ૨૦

સાદા બુકપોસ્ટથી મગાવતાં પુસ્તક ગુમ થશે તો જવાબદારી મગાવનારની રહેશે. સાદા બુકપોસ્ટ માટે ૧ રૂપિયો વધારે મોકલવો. રજીસ્ટર્ડથી મગાવનારે ૪ રૂપિયા વધારે મોકલવા. પૈસા મનીઓર્ડરથી મોકલવા. વી. પી. નહિ કરાય.

## ગુજરાતના ૩૦ સમર્થ લોકવાર્તાકારોનો અપૂર્વ રસથાળ

૧. કાનજીભાઈ બારોટ
૨. પિંગળશીભાઈ ગઢવી
૩. મૂળુભાઈ પાલિયા
૪. બળદેવભાઈ નરેલા
૫. મેરામભાઈ બારોટ
૬. કવિશ્રી દુલાભાઈ કાગ
૭. સુરગભાઈ વરૂ
૮. નાજાભાઈ વાળા
૯. વૈદ્ય મોટાભાઈ ગઢડાવાળા
૧૦. કવિ મેકરણભાઈ લીલા
૧૧. ખોડીદાસ ભા. પરમાર
૧૨. અમરદાસજી ખારાવાળા
૧૩. દ. શ્રી. પુંજાવાળા
૧૪. બાપલભાઈ ગઢવી
૧૫. દાદુભાઈ પ્ર. ગઢવી
૧૬. મહંત હરિકૃષ્ણાચાર્ય
૧૭. શંભુદાન બારોટ
૧૮. રતુભાઈ રોહડિયા
૧૯. હરસુરભાઈ ના. ગઢવી
૨૦. ડૉ. હરિલાલ ગૌદાની
૨૧. હિંગોળદાન નરેલા
૨૨. ગભરૂ ભડિયાદરા
૨૩ દાદાભાઈ જે. વાળા
૨૪. ડૉ. નાગજીભાઈ ભટ્ટિ
૨૫. જેઠસુર બારોટ
૨૬. ડૉ. મગનલાલ ગોંડલિયા
૨૭. કવિ કાનજીભાઈ લીલા
૨૮. લખુભાઈ ગઢવી
૨૯. રતુભાઈ અદાણી
૩૦. જયમલ્લ પરમાર

ઊર્મિનવરચના
૧૩, જાગનાથ પ્લૉટ : રાજકોટ-૩૬૦૦૦૧

વ્યવસ્થાપક : ઊર્મિનવરચના
ટેલીફોન નં. ૨૪૩૭૨

Oormy Navrachana Rajkot-1 (June-'82) કિં રૂા. ૨-૫૦ Regd. No.G-RJ-82







With best compliments from

# Leena Coal Trading Co.

Coal Movement Adviser & Transport Contractor



# Shah Brothers

Coal-Coke Merchants

116. Geeta Bhavan, Queta Colony
NAGPUR – 440 008

Phone : 43017 – 43814 Gram : COALKING

# ભવાની ટ્રેક્ટર પ્લાઉ

આશ્રમ રોડ

**અમદાવાદ**

ટે. નં. ૭૮૯૭૪
૭૭૧૫૪



ફેક્ટરી

## ભવાની એસ્ટેટ : સરખેજ

ટે. નં. ૪૧૦૩૯૬

# ખાદી ગ્રામોદ્યોગ સંઘ



## સંસ્થાની પ્રવૃત્તિઓ

૧- સમન્વય, રાજકોટ-જેમાં સુથારી, લુહારી, ઉદ્યોગ, ચર્મોદ્યોગ, તેલઘાણી ઉદ્યોગ, પોલીવસ્ત્ર, કંતાઈ ઉદ્યોગ તથા ગુજરાતમાં એક માત્ર 'કુટીર' ટોઈલેટ સાબુનું ઉત્પાદન કરે છે.

૨- જરી-રેશમ કેન્દ્ર, સુરત-કૃત્રિમ જરી તેમ જ રેશમના ઉત્પાદક.

૩- ગ્રામશિલ્પ, અમદાવાદ-ખાદી તેમ જ ગ્રામોદ્યોગની વસ્તુઓનું વેચાણકેન્દ્ર.

૪- ચર્મશિલ્પ, અમદાવાદ-ચર્મોદ્યોગની તમામ પ્રકારની ચીજો વેચનાર.

૫- ખાદી ઉત્પત્તિ-વેચાણ કેન્દ્ર, સુરેન્દ્રનગરઃ- ખાદી ઉત્પત્તિ કેન્દ્ર, જેના દ્વારા લગભગ ૫૦ જેટલાં વણકર કુટુંબો તથા ૨૦૦ કાંતનારાઓને રોજી મળે છે.

૬- પોલીવસ્ત્ર ઉત્પાદન કેન્દ્ર, વાંકાનેર.

૭- અંબર કેન્દ્ર, બેડીપરા, રાજકોટ, ધીયાવડ, પડધરી. પોલીવસ્ત્ર તેમ જ અંબર કેન્દ્રો દ્વારા લગભગ ૧૫૦ જેટલી બહેનોને રોજી મળે છે.

'સમન્વય' : જયંત સોસાયટી : મવડી પ્લોટ
રાજકોટ-૩૬૦ ૦૦૪

# જિલ્લાની વિકાસ કુચમાં ભાગીદાર બનીએ

(૧) જિલ્લાની કલ્યાણકારી પ્રવૃત્તિઓમાં તન, મન, અને ધનથી સહકાર આપીએ.

(૨) જિલ્લા આયોજન મંડળે ઉપાડેલી, વિવેકાધીન તથા પ્રોત્સાહક ગ્રાન્ટની અનેકવિધ ગ્રામવિકાસ પ્રવૃત્તિઓ તેમજ નાની બચત પ્રોત્સાહક ગ્રાન્ટની યોજનાઓ પૂર્ણ કરવા આપણો સહકાર આપીએ.

(૩) સમાજના નબળા વર્ગને ન્યુનતમ જરૂરિયાતો પૂરી પાડવાના અને તેમને માટે રહેણાંક ઊભા કરવાના કાર્યને સફળ બનાવીએ.

(૪) રાષ્ટ્રના વિકાસ માટે નાની બચત યોજનાની સફળતા માટે ભાગીદાર બનીએ, "કુટુંબ-કલ્યાણ, અસ્પૃશ્યતા નિવારણ" વિગેરે પાયાના કાર્યક્રમોની સફળતા માટે પૂરો સહકાર આપીએ.

(૫) જિલ્લા પંચાયતની અન્ય કલ્યાણકારી પ્રવૃત્તિઓમાં હાર્દિક સાથ અને સહકાર આપી જિલ્લાનો વિકાસ સાધીએ.

(જિલ્લા પંચાયત જામનગર તરફથી)

# પ્રગતિશીલ ખેતીનું રહસ્ય

## : ગુજરાત રાજ્ય બીજ નિગમનાં બિયારણો :

વધારે ઉત્પાદન તથા અધિક વળતર માટે ગુજરાત રાજ્ય બીજ નિગમના વિશ્વાસનીય તથા ઉત્તમ સર્ટિફાઇડ તેમ જ ફાઉન્ડેશન બિયારણ વાપરવાનો આગ્રહ રાખો.

| | | |
|---|---|---|
| સંકર કપાસ | : | સંકર-૪, વારાલક્ષ્મી અને સંકર-૬ |
| સંકર બાજરી | : | બી. જે. ૧૦૪, સી. જે. ૧૦૪ અને બી. કે. ૫૬૦ |
| સંકર મકાઇ | : | ગંગા સફેદ-૨ અને ગંગા-૫ (પીળી) |
| સંકર જુવાર | : | સીએસ એચ-૫ |
| ઘઉં | : | કલ્યાણસોના, સોનાલીકા, જે-૨૪, જે-૧-૭ અને લોક-૧ |
| મગફળી | : | જૂનાગઢ-૧૧, જીએયુજી-૧, જીએયુજી-૧૦ અને જે એલ-૨૪ |
| રાઈ | : | વરુણા (ટી-૫૯) |
| જીરુ | : | એમસી-૪૩ |
| કઠોળ | : | મગ ગુજરાત-૨, ચોળા, પુસા ફાલ્ગુની તથા અડદ ઝાન્ડેવાલ તુવેર ટી-૧૫-૧૫ અને એચસી-૩ |
| ભીંડા | : | પુસા સાવની |

### આપની જરૂરિયાત માટે સંપર્ક કરો

૧. ગુજરાત રાજ્ય બીજ નિગમ લિ. — ફોન : ૨૫૩૧, ૨૩૨૮, ૩૦૯૫
સેક્ટર-૧૦-એ. એરફોર્સની સામે
ગાંધીનગર-૩૮૨ ૦૧૦-એ.

૨. ગુજરાત રાજ્ય બીજ નિગમ લિ. — ફોન : ૨૯૫૧
જિલ્લા પંચાયત કચેરી પાછળ,
મ્યુનિસિપલ ક્વાર્ટર નં. ૧૦
અમરેલી-૩૬૪૬૦૧

૩. ગુજરાત રાજ્ય બીજ નિગમ લિ. — ફોન : ૧૧૬
જમીન વિકાસ બેન્ક પાસે,
શિહોર, જિ. ભાવનગર.

# ડૉ. જીવરાજ મહેતા સ્મારક ટ્રસ્ટ પ્રકાશન
# ઊર્મિનવરચના



*

ડૉ. જીવરાજ મહેતા સ્મારક ટ્રસ્ટ
જીવરાજ ભુવન
અમરેલી – ૩૬૪૬૦૧

*

ડૉ. જીવરાજ મહેતા સ્મારક ટ્રસ્ટ
કલ્યાણધામ મુ. ચાવંડ ૩૬૪૪૩૫
(તા. લાઠી : જિ. અમરેલી)

*

ડૉ. જીવરાજ મહેતા સ્મારક ટ્રસ્ટ
આરોગ્યધામ
અમદાવાદ–૩૮૦૦૦૭

*

ડૉ. જીવરાજ મહેતા સ્મારક ટ્રસ્ટ
નટવરલાલ શામળદાસ એન્ડ કું.
૯૪, નગીનદાસ માસ્તર રોડ
ટે. નં. ૨૭૪૨૨૧
મુંબઈ – ૪૦૦૦૨૩

*

'ઊર્મિનવરચના'
ટેલીફોન નં. ૨૪૩૭૨
૧૩, જાગનાથ પ્લૉટ, રાજકોટ
Delhi office –
Phone – 615072
Navinchandra B. Shah
98 Ravindra Nagar
NEW DELHI-110003

## વિજય

જાત પર સંયમ મેળવવાથી મોટો વિજય અન્ય કોઇ નથી. તે સર્વ સ્થાયી સુખનો પાયો છે.

શાંત સહનશીલતા સફળતાનો નિશ્ચિત માર્ગ છે.

મનુષ્યે સર્વદા પોતાના મનમાં વિજયને માટે દૃઢ નિશ્ચય રાખવો જોઇએ અને પોતાના હૃદયમાં અટલ વિશ્વાસ અને નિર્ભરતા રાખવાં જોઇએ.

કોઈ ચીજ કઠીન છે એટલા માટે તમારે તે છોડી દેવી ન જોઇએ. એથી ઊલટું, ચીજ જેટલી અધિક કઠિન હોય, એમાં સફળતા માટે તમારે એટલો જ અધિક સંકલ્પ કરવો જોઇએ.

અગાઉથી મુશ્કેલીઓનો વિચાર ન કરશો. એ રીતે કંઈ મુશ્કેલીઓને જીતવામાં મદદ નથી મળતી, એમને આવવામાં મદદ થાય છે.

ભૂલો પગથિયાં બની શકે છે અને અંધારાનાં ફાંફાં વિજયમાં બદલાઈ શકે છે.

અંતરની સચ્ચાઈમાં વિજયની ખાતરી રહેલી છે.

ખુબ સાચા દિલથી, તમારામાંની અંધકારમય વસ્તુઓને, એક પછી એક જીતતા જાઓ.

–માતાજી

જીવરાજ મહેતા સ્મારક ટ્રસ્ટ વતી મુદ્રક અને પ્રકાશક : રાજુલ ઈ. દવે ૧૩, જાગનાથ પ્લૉટ, રાજકોટ–૧
મુદ્રણ સ્થાન : સુરૂપ મુદ્રિકા, ડૉ. યાજ્ઞિક રોડ, કન્યા છાત્રાલય સામે, રેસકોર્સ રોડ, રાજકોટ– ૧

# ઊર્મિ નવરચના

તંત્રી : જયમલ્લ પરમાર

જુલાઈ '૮૨ : વર્ષ : ૫૩ : અંક : ૪ : સળંગ અંક : ૬૨૮



*

## જાહેરખબરો આપનારાઓને વિનંતી

જાહેરખબરના ચેક, ડ્રાફ્ટ કે મનીઓર્ડર 'ઊર્મિનવરચના'ના નામે ભરી મોકલવાં.

## ગ્રાહકોને નોંધ લેવા વિનંતી

દર માસની પહેલી તારીખે અંક પ્રગટ થાય છે.

* ગ્રાહકોને અંક આઠ દિવસ સુધીમાં ન મળે તો તે વિભાગની પોસ્ટ ઓફિસે ફરિયાદ કર્યા બાદ કાર્યાલયને નકલ મોકલવી. અંક સિલિકમાં હશે તો જ મોકલાશે.

સરનામું બદલાયાની ખબર અંકની પ્રસિદ્ધિ પહેલાં પંદર દિવસે ગ્રાહક નંબર સાથે કાર્યાલયને પહોંચાડવી.

'ઊર્મિનવરચના'ના લવાજમના દર

| | |
|---|---|
| વાર્ષિક-દેશમાં | રૂ. ૨૫-૦૦ |
| વાર્ષિક-પરદેશમાં | રૂ. ૬૦-૦૦ |

## લેખકોને—

લેખ, વાર્તા કે કવિતા વગેરે ન સ્વીકારાતાં પરત મેળવવા ઈચ્છનારે જરૂરી ટિકિટ સાથે જ બીડવી.

* આ માસિકમાં પ્રસિદ્ધ થતા વિચારો જે તે લેખકોના હોય છે. તંત્રી તે વિચારમાં સંમત જ હોય તેવું માનવું નહિ.

## એજન્ટોને—

* 'ઊર્મિનવરચના'ના વેચાણ અને ગ્રાહકો અંગેનો પત્રવ્યવહાર નીચેના સરનામે કરવો.

ફોન નં. ૨૪૩૭૨

ઊર્મિનવરચના કાર્યાલય

૧૩, જગનાથ પ્લોટ

રાજકોટ ૩૬૦૦૦૧ (જિ. રાજકોટ)

## વિદાય

પાદરે પીડાઈ રહી પ્રીત...
વેલ્યુના પેડામાં કણસે વિજોગણ,
લીલીછમ વેદનાનાં ગીત.
પાદરે પીડાઈ રહી પ્રીત...
ગલઢેરા પિંપળાને વીંટેલા તાંતણે,
વીંટયા'તા લાખ લાખ કોડ,
વખંભર વડલાની અકેકી વડવાયે,
માંડી'તી જોબનની હોડ,
ઘેઘૂર આંબલિયું આડી થઈ ઊભી,
મધમીઠાં સમણાંની ભીંત.
પાદરે પીડાઈ રહી પ્રીત...
વેળુભર વેંકળામાં ગાળેલા વીરડાનાં,
ખાળ્યાતા સાતે પાતાળ,
ટેરવાંની તરસ્યુંને મેલી'તી મોકળી,
ડહોળ્યાંતાં પાણી પ્રીતાળ,
ખાલીખમ વીરડાની પાંપણ ભીંજાય,
અંતર ઉલેચે અતીત.
પાદરે પીડાઈ રહી પ્રીત...
અકેકી ઠેકમાં આભઊંચા ડુંગરાના,
માથા પર મૂકયાતા પગ,
અકેકા પાણકાને અકેકા ઝાડવાયે,
બાંધી'તી અંતરની રગ.
વાગે જ્યાં ઠેસ થોક આવે છે હેડકી,
હોય હેતુ સંભારવાની રીત.
પાદરે પીડાઈ રહી પ્રીત...
કોરાકટ કાળજામાં કોળેલા લાડ આજ,
અડધેરાં થાતા અપંગ,
તનમન ખેંચાય કો'ક સાજણની સાથ,
અંતર રહેં સાથ અંગ અંગ,
નેડો સનેડો કેમ તોડયો તોડાય,
સજણાંમાં ચૂંથાતું ચિત્ત.
પાદરે પીડાઈ રહી પ્રીત...

ઇસુ ગઢવી

## દન રે ઊગે....

દન રે ઊગે તો દન આથમે,
આજુની તો બની જાય કાલ્યું રે;
ઊગે રે સૂરજ અંધારાં ઓગળે,
જીવન કેમ રિયે ઝાલ્યું રે.
કુંપળ ફૂટે ને કરણી આદરે,
ફાલી રે ફૂલી ને ફળ થાય;
કાચાં રે ખરે કોઈ પાકાં થઈ પડે,
કોઈ કોઈ પાકીને પુજાય.
સુગંધી ફોરે ને સંકટ સાંપડે,
ફૂલડાંને ચુંટાવાની ફાળું રે;
નિંદામણ કરે ને નરવાઈ નીપજે,
મોલાત્યું હસે છે મરમાળું રે.
દીવડો જગે ને દેવળ ઊજળું,
તળિયાનાં બળી જાય તેલ;
સરાણે ચડે ને સંકટ સાંપડે,
માથાં વાઢી ભેગો કરે મેલ.
વાતુંના વિવેકી વેધુ કેટલા,
સાધુ પણ કેટલા સુજાણ;
દાનરે અલગારી લાગે દોહલું
બરાબર લાગી જાય એ બાણ.

દાન અલગારી

## વગડે ગ્યાં'તાં વાલજી....

વગડે ગ્યાં'તાં વાલજી
ઈ વગડે મોંઘા ફાલ રે કોઠિંબડા
આડે મારગ ઊમટયાં, ઇ,
ફાંટે ભરી લ્યો ફાલ રે કોઠિંબડા
મીઠાં ને લ્યો મનગમતાં,
કડવાં ખાજો કાલ રે કોઠિંબડા
સીમ શેઢે આ સામટી,
કરી કેવું કમાલ રે કોઠિંબડા
હટકે લૌ લ્યો લાલજી,
થૈ ગ્યા આજે ન્યાલ રે કોઠિંબડા.

માણીગર

# સોરઠના ધરતીને નવાબની છેલ્લી સલામ

(સોરઠની લોકક્રાન્તિ : હપ્તો ૨૧મો)

રતુભાઈ અદાણી

કુંકાવાવની વહીવટી જવાબદારી સંભાળતા બીલખાના અધિકારી જૂનાગઢ રાજ્યની નાની મોટી હીલચાલ અંગે એમણે બીલખાથી મેળવેલી કે એમને બીલખાથી મોકલાતી બાતમી અમને પહોંચાડવા માટે અવારનવાર અમારી છાવણીમાં આવતા. સામાન્ય રીતે તેઓ આવી, ઊભા ઊભા જ બાતમી આપીને ચાલ્યા જતા. આજે એ રીતે બાતમી આપીને ચાલ્યા જવાને બદલે એમણે વાતમાં ખૂબ મોણુ નાખ્યું એટલે મને થોડું આશ્ચર્ય થયું.

"એવી તે વળી કઈ ખાનગી અને મહત્ત્વની બાતમી લાવ્યા હશે!" એવો વિચાર કરતાં કરતાં હું અમારી છાવણીમાં કાર્યાલય તરીકે ઉપયોગમાં લેવાતી એક નાનકડી ઓરડીમાં દાખલ થયો. અધિકારી મિત્ર મારી પાછળ પાછળ આવ્યા.

કાર્યાલયની નાનકડી ઓરડીમાં એક ખૂણે મારા અંગત મદદનીશ તરીકે ફરજ બજાવી રહેલા મુંબઇના એક જુવાન મિત્ર અને બીજા એક સૈનિક મિત્ર, એમ બે જણુ એક શેતરંજી ઉપર બેઠા બેઠા દફતરની કામગીરી કરી રહ્યા હતા. બીજા ખૂણે પડેલા મેજ પાસેની એક ખુરશીમા હું બેઠો. સામેની ખુરશીમાં અધિકારી મિત્ર આવીને બેઠા.

"તમે જે મહત્ત્વની અને ખાનગી બાતમી લાવ્યા છો એ કહેવામાં અહીં બેઠેલા બન્ને સૈનિક મિત્રોની હાજરીમાં વાંધો હોય તો હું એમને બન્નેને થોડો સમય બહાર જવાનું કહું." મેં વાતની શરૂઆત કરી.

"ના રે ના! એમની તો શું કોઈની હાજરીનો વાંધો નથી. હું તમને જે બાતમી આપવા આવ્યો છું એને ખાનગી રાખવા જૂનાગઢના નવાબી તંત્રે ઘણી મહેનત કરી, પણ હવે તો એ વાત વાયુવેગે બધે પ્રસરી જવાની." અધિકારી મિત્ર ખુરશીમાં સરખી રીતે ગોઠવાઈને બોલ્યા.

"એવી ખાનગી બાતમી નહોતી તો બહાર ઊભા ઊભા જ કહી દેવી હતીને! વાતને આટલી બધી મમળાવી શીદને? વારુ! કહો શી નવી બાતમી મળી છે?" મેં જિજ્ઞાસાપૂર્વક પૂછ્યું.

"વાત ખાનગી નથી. પણ આરઝીહકૂમત માટે અને ખાસ કરીને તમારા માટે મહત્ત્વની તો ખૂબ જ છે." અધિકારી મિત્રે વાતને રમાડવાનું ચાલુ રાખ્યું.

"વાત કર્યા વિના એ કેટલી મહત્ત્વની છે એનો કઈ રીતે ખ્યાલ આવે?" મેં કહ્યું.

"વાત એવી મહત્ત્વની છે કે હવે જોતજોતામાં રંગ બદલાઈ જવાનો." અધિકારી મિત્ર થોડા ટટ્ટાર થઈને બોલ્યા.

"શેનો રંગ બદલાઈ જવાનો? મૂળ વાત કરતા નથી અને આગળ પાછળની ગૂંથણી કર્યા કરો છો. ટૂંકમાં જરૂરી બાતમી આપી દેવાની તમારી રીતમાં આજે આશ્ચર્યજનક ફેર જોઈને મને તાજુબી થાય છે." મેં થોડો કંટાળો લાવીને કહ્યું.

"બીજા રંગ સાથે આપણે અત્યારે કોઈ નિસ્બત નથી. હું એમ કહેવા માગું છું કે જૂનાગઢના નવાબી તંત્ર સામેની આપણી લડાઈનો રંગ હવે બદલાઈ જવાનો." અધિકારી મિત્ર પોતે જ રંગમાં હોય એમ લાગ્યું.

"હજી તમે મગનું નામ નથી પાડતા. લડાઈનો રંગ હવે બદલાઈ જવાનો એનો તો સૌથી વધુ મને ખ્યાલ છે. તમે એમાં કોઈ નવી વાત કરી નહીં. અત્યારે તો અમે જૂનાગઢ રાજ્યની મૂળ

ભૂમિથી કપાયેલા ગામડાં કબજે કરી રહ્યા છીએ. આવા ગામડાંઓની સંખ્યા ૨૬ જેટલી છે. આજ સાંજ સુધીમાં આ બધા ગામડાંનો કબજો લેવાઈ જશે. પછી રહે છે જૂનાગઢથી દૂરના, પણ મજબુત ગઢથી સુરક્ષિત એવા બે ગામ. એક નવાગઢ અને બીજું ગાધકડા. આ બન્ને ગામો કબજે કરી લીધા પછી જૂનાગઢ રાજ્યની મૂળ ભૂમિ ઉપર આક્રમણ કરવાની અમારી નેમ છે. સ્વાભાવિક છે કે ત્યારે ખરાખરીનો ખેલ જામે અને લડાઈનો રંગ પણ બદલાઇ જાય." મેં અધિકારી મિત્રને અમારા વ્યુહનો થોડો ખ્યાલ આપ્યો.

"હું એ રીતે લડાઇનો રંગ બદલાઇ જવાની વાત કરતો નથી. હવે લડાઈનો રંગ આરઝીહકૂમતના લાભમાં પલટાઈ જવાનો. જૂનાગઢ હવે તમારા હાથવેંતમાં જ સમજો." અધિકારી મિત્રે મૂળ વાત ટાળવાનો જ પ્રયત્ન કર્યો.

"આરઝી હકૂમતની નેમ તો વહેલી તકે જૂનાગઢ કબજે કરી, ગરવા ગિરનારના શિખર ઉપર આપણો રાષ્ટ્રધ્વજ લહેરાવવાની છે. પણ એને માટે તો લોઢાના ચણા ચાવવા પડે એમ છે. નવાબી તંત્રે લડવાની સારી એવી તૈયારી કરી છે. એટલે જૂનાગઢ એમ તો હાથવેંતમાં દેખાતું નથી." મેં મારો અભિપ્રાય જણાવ્યો.

"હું એ જ મહત્ત્વની વાત કહેવા આવ્યો છું. લડાઈ તો લડવી પડશે. પણ હવે લોઢાના ચણા ચાવવાપણું રહેશે નહીં. નવાબી તંત્રને મરણતોલ ફટકો પડી ગયો છે." અધિકારી મિત્રે વાત લંબાવ્યે રાખી.

"તમે મારી ધીરજની હવે કસોટી કરી રહ્યા હો એવું લાગે છે. ગોળ ગોળ અને લાંબી લાંબી વાત કરો છો. પણ મૂળ વાત કરતા નથી. હવે તમારી દૃષ્ટિએ મહત્ત્વની વાતનો ફોડ પાડશો ?" મેં અકળાઇને પૂછ્યું.

"જાણે વાત એમ છે કે હું તમને જે મહત્ત્વની બાતમી આપવા આવ્યો છું એની અમારા (બીલખાના) દીવાન સાહેબને તો પરમ દિવસે જ ગંધ આવી ગઈ હતી. પણ ઊડતી વાત ઉપર ભરોસો ન રખાય. પાકી ખાત્રી કર્યા વિના તમને બાતમી પહોંચાડવાનો કંઈ અર્થ નહીં. ખાત્રી કરવામાં ખાસો સમય લાગ્યો. ગઈ કાલે રાત્રે પાકે પાયે બાતમી મળી એટલે અમારા દીવાન સાહેબે તાબડતોબ એ બાતમી પહોંચાડવા માટે મને મોકલ્યો છે." અધિકારી મિત્રની પ્રસ્તાવના પૂરી થતી નહોતી.

"પાકી ખાત્રી કર્યા પછી એ બાતમી પહોંચાડવા માટે દીવાન સાહેબે તમને મોકલ્યા એ સારું કર્યું. દીવાન સાહેબનો આભાર. પણ હવે બીજી વાતો કરવાને બદલે એ મહત્ત્વની બાતમી શું છે એ જણાવશો ? તમારે તમારું કામ ખોટી થતું હશે. મારેય ઘણાં કામ ખોટી થઈ રહ્યાં છે." મેં ભારપૂર્વક કહ્યું.

"જાણે વાત એમ છે કે જૂનાગઢને પાકિસ્તાનમાં જોડાવાના નિર્ણય માટે આપણે જેમને જવાબદાર ગણીએ છીએ એ ખૂદ નવાબ સાહેબ જ સોરઠની ધરતી છોડી કરાંચી ભેળા થઈ ગયા" અધિકારી મિત્રે અંતે ધટસ્ફોટ કર્યો.

"હેં ! ક્યારે ?" મારાથી બોલાઈ જવાયું.

"બિચારા નવાબ !" કાર્યાલયના ખૂણામાં બેસીને કામ કરતા અને એમના સરવા કાન અમારા તરફ રાખી રસપૂર્વક અમારી વાતો સાંભળી રહેલા બે સૈનિક મિત્રોમાંથી એક બોલી ઊઠયો.

"નવાબ જૂનાગઢથી ક્યારે રવાના થઈ ગયા ?" મારું આશ્ચર્ય શમ્યા પછી મેં પૂછ્યું.

"જૂનાગઢના નવાબ સાહેબ એમના કૂતરાઓને લઈને ફરવા નીકળે તોય એની આખા શહેરને જાણ થઈ જાય. પણ નવાબ સાહેબ કરાંચી ઊપડી ગયા એ વાત ગુપ્ત રાખવા જૂનાગઢના દીવાનસાહેબે ખૂબ તકેદારી રાખેલી. આખા બનાવ ઉપર અંધાર પછેડો પાથરી દેવામાં આવેલો. અમારા દીવાન સાહેબને પણ પાકી બાતમી મેળવતાં બે દિવસ

લાગ્યા. એમણે પ્રયત્નપૂર્વક મેળવેલી માહિતી મુજબ તો નવાબ સાહેબ દશેરાના દિવસે જ વહેલી સવારે એમના તમામ કુટુમ્બીજનો, લઈ જવાય એટલું ઝવેરાત અને માનીતા એવા ૨૬ કૂતરાઓને સાથે લઈને જૂનાગઢથી રવાના થઈ, વચ્ચે શાહપુરના બેગમ સાહેબના બંગલામાં થોડું રોકાઈ, ત્યાંથી કેશોદના હવાઈ મથકે પહોંચી, જાણે સોરઠની ધરતીને કાયમ માટે સલામ કરીને જતા હોય એવા ખિન્ન વદને, કરાંચીથી મગાવી રાખેલા વિમાનમાં ચડી, પાકિસ્તાન જવા રવાના થઈ ગયા. હવે કહો! આ મહત્ત્વની બાતમી ખરી કે નહીં? લડાઈનો રંગ હવે બદલાઈ જવાનો કે નહીં? જૂનાગઢ હવે હાથવેંતમાં ખરું કે નહીં? ધણી મેદાન છોડી જાય એનું કટક કેવુક લડે? નવાબી તંત્ર છેલ્લી ઘડી સુધી હવાતિયાં તો મારશે, પણ એમની કેડ ભાંગી ગઈ. એમનો જુસ્સો મરી પરવાર્યો." અધિકારી મિત્રના ચહેરા ઉપર આછું સ્મિત રેલાઈ રહ્યું.

"નવાબને માટે, નવાબી તંત્ર માટે તો આ બનાવ ખૂબ જ માઠો ગણાય. નવાબનું ભાવિ અંધકારમાં હડસેલાઈ ગયું. નવાબી તંત્ર માટે પણ આ મરણતોલ ફટકો ગણાય. પણ અમારે માટે આ જરૂર સારા સમાચાર ગણાય. મોઢું મીઠું કરાવવું પડે એવા સારા સમાચાર. પણ અત્યારે તો અહીં મોઢું મીઠું કરાવવા જેવું કશું છે નહીં. સૈનિકો માટે તૈયાર રાખવામાં આવતી ગોળપાપડી હશે. એકાદ બટકું ચાખશો?" મેં કહ્યું.

"ના. હજી મોઢું મીઠું કરવાને વાર છે. જૂનાગઢના કોટ ઉપર આરઝીહકૂમતનો વાવટો ફરકે ત્યારે નસીબમાં હશે તો સૌ સાથે મીઠાં મોઢાં કરીશું." અધિકારી મિત્ર ઊભા થતાં થતાં બોલ્યા. ઊભા ઊભા એમણે બીજી કેટલીક વાતો કરી અને રામરામ કરી વિદાય લીધી.

અધિકારી મિત્ર ગયા. હું વિચારને ચકડોળે ચડી ગયો. મારી નજર ભૂતકાળ ઉપર નોંધાઈ રહી

નાની મોટી ડુંગરમાળાઓ, પહાડો, પર્વતો, ગાઢ જંગલો, વિશાળ સાગર કાંઠો, ખળખળ વહેતી નદીઓ, નાઘેર જેવા ફળદ્રુપ પ્રદેશો, અને ધીંગી ધરતી જેવી બધી કુદરતી બક્ષીસ પામેલ આ સોરઠની ધરતીએ અત્યાર સુધી જે જાતજાતના અને ભાતભાતના રંગ જોયેલા તે મારી આંખ સામે તરવરવા લાગ્યા. રાખધૂળ જેવી બાબતમાં જામી પડતાં ધીંગાણા અને સત્તા માટે ખેલાયેલી ખૂનખાર લડાઈઓને પરિણામે આ ધરતીનાં કણેકણ લાલ રંગે રંગાઈ ચૂક્યાં છે. રા'ખેંગાર પાસેથી રાણકદેવીને ઝૂંટવી લેવા સિદ્ધરાજ જયસિંહે બાર બાર વરસ સુધી જૂનાગઢને નાખેલા ઘેરાથી પાડીને પાધર કરી નાખતી તાવણીમાંથી આ ધરતી પસાર થઈ છે. સોમનાથ મંદિરને લૂંટવા અને તોડવા માટે ગઝનવી, તઘલખ, ખીલજી, એહમદશાહ અને મહમ્મદ બેગડા જેવાઓએ કરેલાં ઝનૂની આક્રમણો આ ધરતીએ સહ્યાં છે. સોમનાથની સખાતે નીકળી પડેલ એકલવીર હમીરજી લાઠિયાએ અને ભીલ સરદાર વેગડાજીએ આ જ ધરતી ઉપર પ્રભાસ પાટણના આંગણામાં સ્વાર્પણ અને શૌર્યના ઇતિહાસ આલેખ્યા છે. દીવાન અમરજીએ મુત્સદ્દી અને મર્દાનગીનો પરિચય આ જ ધરતી ઉપરથી કરાવ્યો છે. ભક્ત શિરોમણી નરસિંહ મહેતાએ કાવ્ય અને ભક્તિની ગંગા આ જ ધરતી ઉપરથી વહેવડાવી છે. હથિયાર બાંધી જાણનાર મૈયા કોમે, નવાબ તરફથી થયેલા અન્યાયનો પ્રતિકાર કરવા, હથિયાર છોડી, કનરા ડુંગર ઉપર ધામા નાખી, નવાબની દગલબાજ ફોજે ઉપાડેલા હથિયારો સામે પોતાની ગરદન ધરી, શાંત શહીદી વહોરી લઈ, દુનિયાને અહિંસક સત્યાગ્રહનો પહેલો પાઠ આ જ ધરતી ઉપરથી આપ્યો છે. અનેક સંત–ભક્તોએ, કંઈક જોગમાયાઓએ લોકસેવાને માટે, આ જ ધરતી ઉપર પોતાનાં જીવન અર્પણ કર્યા છે. કંઈક દાનવીરોએ અને કંઈક શૂરવીરોએ આ ધરતીને ગૌરવ અપાવ્યું છે.

આ સોરઠની ગાદીએ આજથી પાંચસો વર્ષ પહેલાં, રા'માંડલિક રાજ કરે. દરરોજ ગંગા

નદીના પાણીની કાવડો મંગાવીને સ્નાન કરવાના નિયમને કારણે એ રા'ગંગાજળિયા તરીકે ઓળખાવા લાગ્યો. પવિત્ર અને પરાક્રમી રાજા તરીકે એની પ્રતિષ્ઠા બંધાયેલી. પરંતુ ત્યાં સુધીમાં ઉના દેલવાડાથી માંડીને માંગરોળ સુધી ઈસ્લામનો ઝંડો ફરકાવતા શેખો મોલવીઓ અને બેગડાની સલ્તનત પથરાઈ ચૂકેલી. રા'માંડલિક ધર્મ અને રાજ બચાવવા મહંમદ બેગડાનો ખંડિયો બનેલો. પણ ઈસ્લામની ભીંસ વધ્યે જતી હતી. છેવટ મહંમદ બેગડાએ માંડલિકને મુસલમાન થઈ જવા કહ્યું. એ એક વાત માંડલિકે ન સ્વીકારી અને સાડા ત્રણ વરસ ધર્મયુદ્ધ ખેલાયું. છેવટ રા' માંડલિક ઘવાઈને ભાગી છૂટયો તે ઈડરના જંગલમાં બેગડાના સૈનિકોની ઝપાઝપીમાં કામ આવ્યો ને સોરઠમાંથી ચૂડાસમા રાજ્યનો અંત આવ્યો. મુસલમાન ઈતિહાસકારોએ એવો પ્રચાર કર્યો છે કે માંડલિકે ઈસ્લામ અંગીકાર કર્યો. અમદાવાદની મસ્જીદમાં કુરાન પઢવાનું શરૂ કર્યું. અને અંતે ખાનજહાં તરીકે અમદાવાદ માણેકચોકના ખૂણાના એક મકાનમાં કબરમાં પોઢયો.

સોરઠની ધરતી ઉપર ગુજરાતના સુલતાનનું શાસન શરૂ થયું. મોગલોએ સુલતાન પાસેથી ગુજરાત જીતી લીધું ત્યારે સોરઠને "શાહી પ્રાન્ત" જાહેર કરવામાં આવ્યો અને "સોરઠ સરકાર"નો દરજ્જો આપવામાં આવ્યો. મોગલ સમ્રાટ તરફથી નીમાયેલા ફોજદાર નવરંગખાને વહીવટ સંભાળી લીધો. આ નવરંગખાન પછીના ૩૧મા ફોજદાર શેરખાને સને ૧૭૪૭માં પોતાની જાતને સ્વતંત્ર જાહેર કરી, બહાદુરખાન નામ ધારણ કરી, બાબી વંશના શાસનની સ્થાપના કરી. બરાબર બસ્સો વરસ પછી ૧૯૪૭મા દેશ આઝાદ થયો ત્યારે જૂનાગઢની ગાદી ઉપર નવાબ મહોબતખાનજી રાજ કરે.

એ વખતના કાઠિયાવાડમાં નાના મોટા ૨૨૨ જેટલાં રજવાડાં હતા. પરન્તુ મોટા ભાગના રજવાડાંઓમાં રાજા મહારાજાઓ રાજકારોબારમાં ખાસ રસ લેતા નહીં. દીવાનો કે કારભારીઓ જ રાજ ચલાવતા. રાજા મહારાજાઓનો મોટા ભાગનો સમય અમનચમનમાં જ પસાર થતો. દરેકને પોતપોતાની ધૂન વળગેલી. કોઈ રાજા મહારાજા મોટા ભાગનો સમય પ્રવાસમાં કે પરદેશમાં ગાળતાં. કોઈ શિકારમાં રચ્યા પચ્યા રહેતા. જૂનાગઢના નવાબને કૂતરાનો ગાંડો કહેવાય એવો શોખ વળગેલો. માગ્યા દામ દઈને એમણે દેશ પરદેશમાંથી જુદી જુદી જાતના અને જુદી જુદી ઓલાદના ૪૦૦ જેટલા કૂતરાઓ એકઠા કરેલા. પાછળથી નવાબના મહેલમાંથી મને મળેલી એક નોંધપોથીમાંથી નોંધાયેલા હિસાબ મુજબ એમણે "પેટ્રુસી" નામની એક કૂતરી પેરિસમાંથી રૂા. ૪૦૦૦/– આપીને ખરીદેલી. આ પેટ્રુસીએ પેરિસથી મુંબઈ હવાઈ જહાજમાં અને મુંબઈથી જૂનાગઢ કિંમતી મોટરમાં સફર ખેડેલી.

આ કૂતરાઓ માટે નવાબના મહેલની આસપાસ સુઘડ અને સગવડભર્યાં નિવાસો બાંધવામાં આવેલા. કૂતરાઓને પોઢવા માટે ચોરસ પલંગ, પલંગ ઉપર મુલાયમ ગાદીઓ, ગાદીઓ ઉપર રેશમી ઓછાડ અને ઓશીકા, ઉપર મચ્છરદાની, ઠંડક માટે છતમાં પંખાઓ, પગમાં પહેરવા માટે મોજાં, ઋતુઋતુનાં વસ્ત્રો, ખાવા પીવા માટે ઊંચી જાતનાં વાસણો, સાજે માંદે દવા અને ડોકટરની પૂરી સગવડ, માનીતા કૂતરાઓને ઘોડાની બગીમાં કે મોટરમાં ફરવા લઈ જવાય. એક બાજુ ગરીબ કુટુમ્બોમાં પોષક આહાર અને જરૂરી સગવડને અભાવે અનેક બાળકો ઈશ્વરના ધામમાં પહોંચતા રહે. બીજી બાજુ નવાબના કૂતરા આવા લાલન પાલન અને લાડ ભોગવે.

નવાબની કૂતરા પાછળની ઘેલછાએ એક વખત તો હદ વટાવી. એમના માનીતા કૂતરા કૂતરીનો એમણે લગ્ન સમારંભ યોજ્યો. ખૂબીની વાત તો એ કે ઘેલછાભર્યા આ સમારંભમાં અનેક મહાનુભાવોએ હાજરી આપીને પ્રસંગને શોભાવવાનો પ્રયત્ન કર્યો. ખૂબ ધામધૂમથી લગ્ન સમારંભ

ઊજવાયો. સરદારબાગ તરીકે ઓળખાતા વિસ્તારમાં નવાબના મહેલની નજીક આ કૂતરા–કૂતરીનાં લગ્ન માટે ખાસ બાંધવામાં આવેલો પાકો લગ્ન મંડપ આજે પણ નવાબના ગાંડપણની ચાડી ખાતો ઊભો છે.

નવાબનો કૂતરાનો શોખ અતિરેકને કારણે ગવાઈ ગયો. પરન્તુ નવાબને ગાયોનો પણ એટલો જ શોખ. એનું ગોપાલન અંગેનું જ્ઞાન અદ્ભુત લેખાતું. એમની ગૌશાળામાં ગિર ઓલાદની એકથી એક ચડિયાતી એવી ગાયોની સંખ્યા સારા પ્રમાણમાં હતી. ગિર ઓલાદ ઉપરાંત સિંધી ઓલાદની, બાઠકી જાતની, કાળા રંગની એમ જુદી જુદી ગાયોનાં પણ ધણ વસાવવામાં આવેલાં. નવાબ અવાર નવાર ગૌશાળાનું નિરીક્ષણ કરે. કોઈ વાર મન થઈ જાય તો ગાય દોહવા પણ બેસી જાય. માંદા ઢોરની માવજતમાં કોઈ જાતની ઊણપ રહેવા પામે નહીં; એની જાતે કાળજી લે. ખરું કહીએ તો નવાબ ગૌપ્રેમી હતા. પરન્તુ કૂતરાના ગાંડા શોખમાં એમનો સાચો ગૌપ્રેમ ઢંકાઈ ગયેલો.

નવાબને પરદેશના પ્રવાસનું આકર્ષણ નહીં. એક પછી એક સારા બંગલામાં રહેવાનો એમને ભારે શોખ. આ માટે વેરાવળ, ચોરવાડ, કેશોદ, શાહપુર, ચોકી, જૂનાગઢ વગેરે સ્થળોએ નવાબ માટે મહેલો સજેલા રહેતા. આઝાદી પછી વારસામાં મળેલા આ મહેલોનો આજે કોઈને કોઈ લોકોપયોગી પ્રવૃત્તિઓમાં ઉપયોગ થઈ રહ્યો છે.

નવાબને રાજ કારોબારની ખાસ ફડાફૂટ રહેતી નહીં. પણ કોઈ વખત ન્યાય તોળવાનો કે નિર્ણય આપવાનો પ્રસંગ આવે ત્યારે એના દિલમાં રહેલી ગરીબ લોકો માટેની હમદર્દી, બધા વર્ગો પ્રત્યેનો સમભાવ, અને મનની મોટાઈનાં દર્શન થતાં. વ્યક્તિ તરીકે એક સાદા, ભલા આદમી તરીકે એની ગણના થતી.

આવા નવાબે સોરઠના ભૂતકાળનો, સોરઠના લોકોના અને વાસ્તવિક પરિસ્થિતિનો લેશ માત્ર વિચાર કર્યા વિના પાકિસ્તાન સાથે જોડાણ કરવાનો વિચાર કર્યો ત્યારે લોકોના દિલમાં એમને માટે રોષની લાગણી ભભૂકી ઊઠેલી. જ્યારે એમના નામે પાકિસ્તાન સાથેના જોડાણની જાહેરાત થઈ ત્યારે લોકોના મનમાં એમને માટે ધિક્કારની લાગણી પેદા થયેલી. પરંતુ ખરું જોતાં નવાબે તો આખા પ્રકરણમાં કઠપૂતળી તરીકે જ ભાગ ભજવેલો. આખું કારસ્તાન હતું જૂનાગઢના પાકિસ્તાન તરફી દીવાન શાહનવાઝ ભૂતોનું. નવાબની હેસિયત નહોતી કે દીવાન ભૂતોની ઉપરવટ જઈ શકે. લાચાર બનીને એમને જોડાણ-ખત ઉપર સહી કરવી પડેલી. ત્યાર પછી તો નવાબની એક નજરબંદ કેદી જેવી જ દશા થઈ પડેલી. દીવાન ભૂતોએ એમની અને દુનિયાની વચ્ચે એક દીવાલ ખડી કરી દીધેલી. નવાબને એનો નિર્ણય ફેરવવાનું સમજાવવા માટે જામસાહેબ શ્રી દિગ્વિજયસિંહજીએ, ઢેબરભાઈએ અને બીજાઓએ ઘણા પ્રયાસો કર્યા. પણ ભૂતોની દીવાલ કોઈ ભેદી શક્યું નહીં.

પાકિસ્તાન સાથેના જોડાણની જાહેરાત કર્યા પછી દીવાન ભૂતો તો લડાયક મિજાજમાં હતા. ઘર આંગણે એમણે મોટા પ્રમાણમાં પોલીસની ભરતી શરૂ કરી દીધેલી. પાકિસ્તાન પાસે લશ્કરી સહાયની પણ માગણી કરેલી. પરન્તુ પાકિસ્તાનને લડાઈનું જોખમ ખેડવામાં ડહાપણ ન લાગ્યું. પાકિસ્તાન તરફથી લશ્કરી સહાય કે શસ્ત્ર સરંજામ મેળવવામાં સફળતા મળી નહીં. દીવાન ભૂતોનાં મોતિયાં મરવા લાગ્યાં.

જૂનાગઢ રાજ્ય તરફથી ત્યાંની પ્રજા ઉપર, ખાસ કરીને હિન્દુ પ્રજા ઉપર જૂલ્મો વરસાવવામાં આવે તો એમને રક્ષણ આપી શકાય એ હેતુથી ભારતીય સેનાની એક બ્રિગેડે રાજકોટમાં ધામો નાખ્યો, પણ દીવાન ભૂતોને લાગ્યું કે જૂનાગઢ ઉપર કૂચ કરવા માટે જ સેના ઊતરી પડી છે. પછી તો એમના ઘણ જ મરી ગયા.

નવાબને સમજાવવામાં આવ્યું કે "પાકિસ્તાનમાં એમની હાજરી હશે તો લશ્કરી સહાય મેળવવાનું સહેલું બનશે. વળી લડાઈનો મામલો હોઈ, સલામતી ખાતર પણ થોડો વખત તેઓ કરાંચી જાય તો ખોટું નહીં. થોડા સમયમાં જ ઘીને ઘડે ઘી પડી રહેશે, લોકોનો ઉફાણો શમી જશે, એટલે એમને કરાંચીથી બોલાવી, જૂનાગઢમાં એમનું શાનદાર સ્વાગત કરવામાં આવશે."

નવાબ ભોળા હતા. પણ એક વખત સોરઠની ધરતી છોડી એટલે ફરી એ કદી અહીંના ઝાડવાં જોવા નહીં પામે એટલી સાદી સીધી વાત ન સમજી શકે એટલા મૂરખ તો હતા જ નહીં. ભુતોની સલાહ અવગણી શકે એવી શક્તિ કે સ્થિતિ નહોતી, પણ પરિસ્થિતિ પામી ગયા. અને એટલે જ એકલા કરાંચી જવાને બદલે એમની બધી બેગમો, બધા શાહજાદા–શાહજાદીઓ, લેવાય એટલું ઝવેરાત, થોડા અંગત કર્મચારીઓ અને એમને પ્રિય એવા ૨૯ કૂતરા લઈને એમણે કરાંચી જવાનું સ્વીકાર્યું.

યોગ પણ કેવો બન્યો? અમે જ્યારે રાજકોટમાં જૂનાગઢની ભૂમિ ઉપર આક્રમણ શરૂ કરવાની તૈયારી કરી રહ્યાં હઈશું, એ જ વખતે તેઓ જૂનાગઢને છેલ્લી સલામ કરી કરાંચી જવાનુ આયોજન કરી રહ્યા હશે. અમે જ્યારે કુંકાવાવની છાવણીમાંથી અમરાપુર જવા માટે કૂચ શરૂ કરી હશે એ જ વખતે એમણે જૂનાગઢના મહેલમાંથી કેશોદ જવા માટે કૂચ શરૂ કરી હશે. કાદવ કીચડને કારણે અમે રસ્તામાં થોડા રોકાઈ ગયા હઈશું, ત્યારે જ તેઓ શાહપુરના બંગલામાં થોડો પોરો ખાવા રોકાયા હશે. અમે જ્યારે અમરાપુરના પાદરમાં પહોંચ્યા હઈશું, બરાબર ત્યારે જ તેઓ રસાલા સાથે કેશોદના હવાઈ મથકે પહોંચ્યા હશે. અમે અમરાપુરમાં જ્યારે વિજય પ્રવેશ કર્યો હશે, ત્યારે જ એમણે સોરઠની ધરતીની માયા છોડી હવાઈ જહાજમાં પ્રવેશ કર્યો હશે. અમે જ્યારે અમરાપુરમાં પહેલી જ વખત રાષ્ટ્રધ્વજ રોપીને સલામી આપી રહ્યા હઈશું, બરાબર એ જ વખતે એમણે બાબી વંશનો વાવટો સંકેલીને હવામાં ઊડવાનું શરૂ કર્યું હશે. અમે અમરાપુરના વિજય પછી બીજાં ગામડાંઓ કબજે કરવા આગળ વધી રહ્યા હઈશું, બરાબર એ જ વખતે તેઓ સોરઠના ધણી મટી, એક નિર્વાસિત બની, અંધકારમય ભાવિમાં, કરાચીની ધરતી ઉપર પગ માંડી રહ્યા હશે.

બાબી વંશની સ્થાપના પછી એક અગમવાણી પ્રચલિત બની હતી કે "બારમો બાબી અને તેરમી ટોપી", જૂનાગઢના નવાબ મહોબતખાનજીના નસીબમાં જ આ અગમવાણી સાચી ઠેરવવાનુ લખાયું હશે. ૧૭૪૭માં સ્થપાયેલ બાબી વંશના શાસનનો બરાબર ૨૦૦ વર્ષે ૧૯૪૭માં નવાબ મહોબતખાનજીના હાથે અંત આવ્યો.

જૂનાગઢનું પાકિસ્તાન સાથે જોડાણ કરવા માટે લોકોના દિલમાં નવાબ માટે રોષ અને ધિક્કારની લાગણી પેદા થયેલી. પરન્તુ સોરઠ સરકારનો અંચળો ઉતારી, સોરઠની ગાદી ગૂમાવી, એક લાચાર આદમી તરીકે એને કરાંચી ચાલ્યા જવું પડયું–નાસી જવું પડયું એ સાંભળીને લોકોના દિલમાં એમના પ્રત્યે અનુકંપા જાગે એવું હતું. અમારી છાવણીના એક સૈનિકની જીભેથી "બિચારા નવાબ!" એવા શબ્દો સરી પડેલા. ખરી રીતે એ શબ્દોમાં સોરઠના મોટા ભાગના લોકોની લાગણીનો પડઘો હતો.

નવાબ સોરઠની ધરતી છોડીને કરાંચી ચાલ્યા ગયા એટલે નવાબી તંત્ર લડાઈ છોડી શરણે આવશે એવી કોઈ શકયતા ન હતી. દીવાન ભૂતો અને નવાબી ફોજ પોતાની ટંગડી ઊંચી રાખવા માટે અને પોતાનાં પગલાંને વ્યાજબી ઠરાવવા માટે લડાઈ તો લડશે જ. હા, એમનો નૈતિક જુસ્સો તૂટી જાય, હિંમત હારી જાય, દિલથી મરણિયા થઈને લડવાનો ઉત્સાહ ન રહે, એવું બને ખરું! આરઝી-હકૂમતને એનો અચૂક લાભ મળવાનો. પણ હવે

પછીના અમે વિચારી રાખેલા વ્યુહમાં કશો ફેરફાર કરવાનું અમને જરૂરી ન લાગ્યું.

જૂનાગઢના નવાબને કરાંચી મોકલી દીધાની વાત ગુપ્ત રાખવા માટે દીવાન ભૂતોએ અને નવાબી તંત્રે પૂરી તકેદારી રાખેલી. પણ અંતે એ વાત ગુપ્ત રહી શકી નહીં. બીલખાના દીવાન શ્રી છોટુભાઈએ મને બાતમી પહોંચાડી. બીજી બાજુથી આ વાત વાયુવેગે પ્રસરવા લાગી. આરઝી-હકૂમતની મશ્કરી કરનારા એકાએક પ્રશંસા કરવા લાગ્યા. નવાબના નિર્ણયનું ઊલળી ઊલળીને સમર્થન કરનારા ટાઢા પડી ગયા. લોકોમાં વિશ્વાસનું, ઉત્સાહનું અને આનંદનું મોજું ફરી વળ્યું. નવાબની સૌએ દયા ખાધી.

નવાબ કરાંચી ચાલ્યા ગયાના સમાચાર અમારી છાવણીમાં પ્રસરી ગયા. છાવણીમાં હાજર હતા એ બધા સૈનિકો અને કાર્યકરો ગેલમાં આવી ગયા.

બપોર થયા. ૪૨ કલાકથી આરામ લઈ રહેલી ટુકડીએ બપોર પછી ફરજ ઉપર હાજર થવાનું જણાવેલ. એટલે હું દરબાર રણજીતસિંહજીની ટુકડીને આપેલ ઉતારા ઉપર ગયો.

બધા ભોજન લઈને. વામકુક્ષી કરી રહ્યા હતા.

"આપણે નક્કી કર્યા મુજબ, દૂર છેવાડે આવેલું ગળથ ગામ કબજે કરવા આપણે જવાનું છે. હું પણ તમારી સાથે આવું છું. બધાને સાબદા કરીશું ?" મે દરબાર રણજીતસિંહજી પાસે જઈને કહ્યું.

"થાક તો હજી પણ ઊતર્યો નથી. પણ હવે ના નહીં કહેવાય." દરબાર રણજીતસિંહજીએ હસતાં હસતાં જવાબ આપ્યો

"આપણી સાથે મોરચામાં જોડાવાની વાઘણિયા દરબારે પણ ઈચ્છા વ્યક્ત કરી છે. એમને સમાચાર આપી દીધા છે. તેઓ બપોરે ચાર વાગ્યે વાઘણિયાના પાદરમાં જ આપણી રાહ જોતા હશે. આપણે અહીંથી વાઘણિયા જઈશું. ત્યાંથી ગળથ." મેં કાર્યક્રમ જણાવ્યો.

થોડી વારે ટુકડીના બધા મિત્રો તૈયાર થયા. ઉતારેથી બધા છાવણીમાં ગયા. ત્યાંથી હથિયારો લઈ અમે વાઘણિયા તરફ જવા રવાના થયા.

✳

પૃ. ૩૦૩ થી ચાલુ]

ઈંડાં ઉછેરનો ધંધો કરવો હોય તેમણે ઈંડાં ખાવાજ જોઈએ એવું નથી. આપણે ઈંડાં ન ખાવા હોય તો ન ખાઈએ પણ આપણા દેશવાસીઓનો મરઘાપાલનથી અનાજનો અને પૌષ્ટિક ખોરાકનો પ્રશ્ન હળવો થતો હોય તો તેમાં રસ લેવો જોઇએ.

છેલ્લા દાયકામાં ગુજરાતમાં, ખાસ કરીને દક્ષિણ ગુજરાતમાં મરઘાં પાલનનો ઉદ્યોગ વિકસવા લાગ્યો છે અને તેની સહકારી મંડળીઓ પણ સારી કમાણી કરે છે. વળી "વ્હાઈટ લેગ હોર્ન" અને બીજી વધુ ઈંડાં દેતી જાતો પણ આપણે ત્યાં આવી છે. આમ છતાં મરઘાં પાલનનો અને શાકાહારી ઇંડાં મારફત પૂરક આવકનો ગુજરાતમાં ખૂબ મોટો અવકાશ છે.

✳

ઈત લોહ પુંજ હૈ ધર્યો, ઉત પારસમણિ હીન;<br>
વો કંચન કૈસે બને, પરસે બિના પ્રબીન!<br>
ધીંગા વાગે ઢોલ, આવી મળે અનેક જણ;<br>
ધીંગા મચે ધમરોળ, કોઈ ન આવે આંગણે.

દુઃખ તેને દાઝ, દુખ્યા વીણ દાઝે નહિ;<br>
કવણ કિયા ને કાજ, મરવા આવે ત્યાઉતન!<br>
શૂરા પાસે ઘર કરી, લજવી મોરા કંથ;<br>
તું રિયો હોત ઘરઝૂંપડે, તો હું રણમાં જાત.

# આયુર્વેદ, મોતિયો અને દૃષ્ટિ–વિકારો

(ગતાંકથી પૂરું)

બાલકૃષ્ણ વૈદ્ય

આયુર્વેદે વૃદ્ધાવસ્થાને રોકવાના હેતુથી स्वस्थस्य ऊर्जस्करं સ્વસ્થને પણ પ્રાણવાન બનાવનારી રસાયન ચિકિત્સા સૂચવી છે અને સમગ્ર શરીરના સ્વસ્થવૃત્તની સાથે સાથે દૃષ્ટિને બળવાન બનાવે એવી દૃષ્ટિ પ્રસાદનની પ્રક્રિયાઓ પણ સૂચવી છે.

ચરક કહે છે કે વ્યાયામ[1] (અત્યંત પરિશ્રમ) ઉષ્માની તીક્ષ્ણતા, અતિશય અહિત સેવન અને પ્રકુપિત વાયુની દ્રુત ગતિથી દોષો કોષ્ટમાંથી શાખાઓમાં–પ્રવાહમાંથી છેડા પર ધકેલાઈ જાય છે અને અને ત્યાં રહીને લાંબો વખત રોગ કરે છે. એ દોષોને ત્યાંથી ખસેડવા હોય તો દોષોની ઋતુ કે એવાં કોઈ કારણે વૃદ્ધિ થાય અને વધીને ઉભરાયેલો દોષ પુનઃ પ્રવાહમાં આવે ત્યાં સુધી રાહ જોવી જોઈએ અથવા સ્નેહન અને સ્વેદનથી પીગાળીને દોષને પુનઃ વહેતા કરવા જોઈએ. અથવા વાયુનું શમન થાય તો પણ જે દોષ વાયુથી ધકેલાઈને શાખામાં કે છેડે ગયો હોય તે પુનઃ પ્રવાહમાં આવી જાય છે. દોષ પાકે તો પણ જ્યાં ચોંટી રહ્યો હોય ત્યાંથી છુટ્ટો પડીને પુનઃ સ્રોતમાં વહેતો થાય છે. જ્યાંથી દોષ ધકેલાઈને શાખામાં કે છેડે પહોંચ્યો હોય તે સ્રોતોમુખનાં શોધનથી પણ દોષ પાછો ફરીને પ્રવાહમાં આવે છે. પ્રવાહમાં આવેલો દોષ[2] અણુ પ્રવણભાવના નિયમ પ્રમાણે પુનઃ કોષ્ટમાં આવી જાય છે અને મળમાર્ગેથી, મૂત્ર માર્ગેથી, સ્વેદ માર્ગેથી કે મુખ માર્ગેથી બહાર નીકળી જાય છે. પંચકર્મની પ્રક્રિયા આ સિદ્ધાંત ઉપર જ રચાયેલી છે. એ જ નિયમ દૃષ્ટિવિવરમાં કે દષ્ટિમંડળમાં કોઈપણ પટલમાં સ્થિર થયેલા દોષને બહાર કાઢવામાં ઉપયોગી નીવડે છે.

આયુર્વેદે એ માટે નીચેનો ક્રમ સૂચવ્યો છે. સ્નેહન, સ્વેદન પ્રથમ કરવું. એથી પીગળેલા દોષો પાછા રક્તવાહી સ્રોતમાં આવશે. એ વખતે શિરામોક્ષ કરીને થોડું રક્ત વહેવા દેવાથી, વહેતા થયેલા દોષો બહાર આવી જશે. જો કે તિમિર રોગમાં શિરામોક્ષનો નિષેધ છે છતાં જ્યાં તિમિર બીજા કે ત્રીજા પટલમાં હોય તો દોષનું અને વિશેષે કરીને રોગનું બળ ઘટાડવા માટે શિરામોક્ષ સૂચવાયો છે.

કોષ્ટમાં આવેલા દોષને વિરેચન દ્વારા બહાર કાઢી નાખવાનું સૂચવ્યું છે. એ માટે વાયુ પ્રધાન દોષોમાં દૂધ સાથે એરંડિયું, પિત્તપ્રધાન દોષોમાં ત્રિફળાઘૃત અને કફપ્રધાન દોષોમાં ત્રિવૃત્ત ઘૃત સૂચવાયાં છે. રક્તપ્રધાન વ્યાધિ (Ralinitis Pigmentosa)માં શિરામોક્ષ વધારે ફાયદો કરે. કેમકે એમાં રક્ત પ્રાધાન્ય છે. શિરામોક્ષ દરદીની પાત્રતા જોઈને કરવો જોઇએ. જો કે શિરામોક્ષ અનિવાર્ય પ્રક્રિયા નથી. એ વિના પણ ચાલે. પ્રથમ અથવા બીજા પટલમાં રહેલા દોષો આ રીતે એના સ્થાનેથી વિચલિત થશે અને બહાર આવી જશે. અંતરે અંતરે આ પ્રક્રિયાનું વારંવાર આવર્તન કરતા રહેવાથી અવશ્ય લાભ થશે.

આ ઉપરાંત રસાયન ઉપચારો કરવાથી પ્રાણબળ વધશે. એ પણ દોષોનો સંઘાત વિખેરીને પુનઃ નેત્રને સ્વસ્થ કરવામાં બળ પૂરશે.

યુક્તાહાર, ચિત્તની શાંતિ, જ્ઞાનતંતુઓને આરામ (Releasation), પ્રસન્નતા, ખુલ્લી હવા, શરીર અને નેત્રોને હળવો વ્યાયામ, સૂર્યનાં કોમળ કિરણોનું સેવન, લીલી વનસ્પતિ ઉપર ઉઘાડા પગે ચાલવું, નેત્રો સમક્ષ હરિયાળી વનસ્પતિનું સતત

૧. ચરક નિ. ૮ – ૩૮, ૩૯

૨. ચરક કલ્પ – ૧ – ૮

દર્શન વગેરે પણ બળ વધારવામાં અને નેત્રોને દોષ-રહિત કરવામાં અત્યંત સહાય કરે છે. પહેલા પંટલમાં રહેલા દોષો તો આ ઉપાયથી તરત દૂર કરી શકાય છે.

દૃષ્ટિ પ્રસાદન કરનારા ઉપચારોમાં જીવંતી, કોથમરી, સરગવાનાં પાનનો રસ, સરસડા (શિરીષ)નાં પાનનો રસ, ગળોનાં પાન વગેરેનું સેવન, નેત્રમાં એના રસનું આશ્ચોતન વગેરે સરસ પરિણામ આપે છે. આ ઉપરાંત શતાવરી પાયસ (શતાવરીથી પકાવેલું દૂધ), આમલકી પાયસ (આંબળાનાં રસથી પકાવેલું દૂધ), ત્રિફળાં ઘૃત, માક્ષિક સપ્તામૃત, અથવા સપ્તામૃત લોહ, રસાંજન, ત્રિફળાનું અંજન, ચંદ્રોદયા વર્તિ વગેરે પણ ખૂબ સહાય કરે છે. પુરાણ ઘૃત પણ ગુણકારી છે.

મુંબઇના એક નિસર્ગોપચારક શ્રી ચંદ્રકાંત શાહે આવા નેત્રરોગીઓના બે શિબિરો કર્યા એવો અહેવાલ 'ભૂમિપુત્ર'માં છપાયો હતો. એમાં એમણે પ્રાણવર્ધક ઉપચારોની સાથે આયુર્વેદોક્ત ત્રિફળાં ઘૃત, ચંદ્રોદયા વર્તિ, સપ્તામૃત લોહ વગેરેનો ઉપયોગ કર્યો છે. દૃષ્ટિ વિકારોમાં અને કાચા મોતિયાને પીગાળવામાં એમને સારી એવી સફળતા મળી છે.

એમણે અનુભવે જોયું છે કે મોતિયો અને આંખના રોગો કરનારાં કારણોમાં મુખ્ય કારણ 'આમ' છે. આયુર્વેદે પણ દોષોનો સંચય શરીર તેમજ નેત્રોમાં કરનારું મોટામાં મોટું કારણ 'આમ' માન્યું છે. એથી આંખના શોથ કે પાકવાળા વિકારોમાં લંઘન પણ કરાવવામાં આવે છે. મંદાગ્નિમાં આહાર લેતા રહેવાથી અજીર્ણ થાય છે. અને અજીર્ણથી આહાર-રસ પચ્યા વિનાનો રહીને 'આમ' થાય છે. ધાતુ-ઓનો અગ્નિ મંદ થયો હોય તો ધાતુઓનુ ઉત્તરોત્તર પરિણામ થતું નથી. આ રીતે અપકવ રહેલું પરિ-ણામ પણ 'આમ' કરે છે. 'આમ' ત્રણેય દોષોને પ્રકુપિત કરે છે. અને સ્રોતોને પૂરી દે છે. આથી આમ પાચન કરનારા અને સ્રોતોને શુદ્ધ કરનારા ઉપાયો લેવાશે તો જ્યાં ક્યાંય દોષ સંચિત થયો હશે તે દૂર થશે અને નેત્રો પણ એ રીતે દોષમુક્ત થશે. શ્રી ચંદ્રકાંત શાહે નિસર્ગોપચારની પ્રક્રિયાઓથી આમ-પાચન કરીને નેત્રવિકારોમાં સારી સફળતા મેળવી છે.

શ્રી ચંદ્રકાંત શાહે 'આમ'ની ઉત્પત્તિનું અને પરિણામે નેત્રોમાં મોતિયાની ઉત્પત્તિનુ પણ કારણ દૂધને ગણ્યું છે અને દૂધનો સદંતર નિષેધ સૂચવ્યો છે. પરંતુ આયુર્વેદ એમાં સંમત થઈ ન શકે. કારણ કે નારી સ્તન્ય દૂધ તો નેત્રોની પીડા દૂર કરવામાં ઉત્તમ મનાયું છે. નારી સ્તન્ય પછી બીજે નંબરે ગાયનું દૂધ આવે છે. બકરીનું દૂધ પણ ઉત્તમ માન્યું છે. ભેંસનું દૂધ કનિષ્ટ ગણાયું છે. શતાવરી પાયસ અને આમલકી પાયસ નેત્રો માટે ખાસ સૂચવાયાં છે. દૂધ રસાયનોમાં પણ શ્રેષ્ઠ મનાયું છે. શરીરના સર્વ ધાતુઓનો સાર તે ઓજ છે અને ઓજના દસેય ગુણો દૂધમાં રહેલા છે. એ દૂધને મોતિયો કરનારું કેમ કહી શકાય ?

પરંતુ મોટાં શહેરોમાં તબેલામાં બાંધી રખાતી ગાયો અને એથીય વધુ ભેંસોનુ દૂધ 'આમ' કરનારું બને, એ સ્વાભાવિક છે. ફ્રીજમાં રાખીને વધુ વખત સાચવેલું દૂધ પણ આમકારક બનતું હોય, આવાં દૂધનો ઉપયોગ આમપાચક સૂંઠ, પીપર, વગેરે ઔષધોથી સંસ્કારીને વાપરવું જોઈએ. દૂધનો-સદતર ત્યાગ તો મેલાં પાણી સાથે બાળકને પણ ફેંકી દેવા જેવો ગણાશે.

દૂધ અંગેનો એમનો અભિપ્રાય આપણે ન સ્વીકારીએ, પણ નેત્રવિકારો અને મોતિયાની આરંભની અવસ્થાઓમાં એમણે કરેલા સફળ પ્રયો-ગોને માર્ગદર્શક ગણીને આયુર્વેદજ્ઞોએ પણ પ્રયોગ કરવા જોઈએ. આયુર્વેદજ્ઞો પાસે તો ચક્ષુનું સમગ્ર શાસ્ત્ર પડયું છે. આ દિશામાં આપણે પ્રયોગો આગળ વધારશું તો જનતા પર મોટો ઉપકાર થશે અને આયુર્વેદની યશવૃદ્ધિ થશે.

*

સંગિ સુહાગા સુંદરી, નર કંચન ગલિ જાય;
રજ્જબ રતી ન ઉબરે, પાવક પ્રીતિ સમાય.

લોહ રંક તરુ કીટકો, પરસત પલટયો ન અંગ;
કહાં પારસ કહાં કી મિયા, કહાં ચંદન કહાં ભૃંગ.

# ધજાળા–લોકસાહિત્ય પરિવાર સંમેલન

[તા. ૫ અને ૬ જૂન]

જયમલ્લ પરમાર

જે શાસ્ત્રોમાં છે તે લોકસાહિત્યમાં છે. શાસ્ત્રોમાં સિદ્ધાંતો અનુભવ નવનીત અને બોધકથાઓ છે ત્યારે લોકસાહિત્યમાં તે ઉપરાંત દૈનંદિન જીવાતા જીવનના દંશ દ્વેષ અને કટુતાને નીતારી નાખેલ નિખાલસ જીવન પ્રવાહ સદાય વહ્યા કરે છે. એ માત્ર મનોરંજન નથી પણ ઉન્નત જીવન માટેની એવી મહાશાળા છે કે જેમાંથી જનજીવન ઉચ્ચ ગુણોથી ફૂલતું ફાલતું રહે. માધુર્ય એનો એક અંશ છે તો કારુણ્ય એનો બીજો અંશ છે. નવે ય રસોને સમાવતા આ બન્ને રસો લોકોના હૃદયને આર્દ્ર બનાવીને આનંદથી ભરી દે છે. આનંદ દ્વારા જીવનને સહજભાવે ઉન્નત બનાવવાની અદ્દભુત શક્તિ આ લોકસાહિત્યમાં છે. લોકસાહિત્ય પરિવારનું ધ્યેય આ શક્તિની સાધનાનું છે.

એવી સાધના દ્વારા સ્વઘડતર કરતા રહી પોતાના સ્વર–શબ્દની શક્તિનો અનુભવ જેનો છે તે લોકોના ચરણે ધરતા રહેવાની પરિવારની નેમ છે. પોતાના અનુભવ–આનંદમાં લોકોને સાથે લેતા રહેવાનો અને એ દ્વારા રાગાત્મક અને રસાત્મક એકતા કેળવવાનો પરિવારનો નમ્ર પ્રયાસ છે.

સંતો અને ભક્તોના તપ ત્યાગને, જતિ સતી અને શૂરના સત્ અને શૌર્યને, સર્વ શાસ્ત્રોનો જેમાં નીચોડ થયો છે તેવાં ભજનોને અને હજારો વરસથી પતીત અને પુણ્યશાળી, હીણાયેલાં અને માનવંતાં, ઊંચાં અને નીચાં, રાય અને રંક, અધમ અને ધર્મિષ્ઠ એવો લોકસમસ્ત જે પોતાના જીવનનાં સુખદુઃખને ગાઈ નાખી હળવાં ફૂલ બનીને નવી ચેતનાથી જીવન ભરતાં રહે છે એના સ્વર અને શબ્દને પરિવાર પોતાને આવડે એવા સ્વર અને શબ્દમાં આરાધે છે, ને જેમ જેમ એ જનતા જનાર્દનની ઢૂંકડો જતો જાય છે તેમ તેમ એના અહં ઓગળતા જાય છે. બીજાના ગુણને ગાનારો અભિમાન શેના ઉપર કરે ? એંકાર શેનો દેખાડે ?

આટલા માટે પરિવાર દર ત્રણ મહિને લોકો પાસે જાય છે. આમ તો સમયનો આ ગાળો ઘણો લાંબો છે. દર વર્ષે માત્ર ચાર જિલ્લામાં પહોંચાય, છતાં એની અસર ઘણી ઊંડી ને વ્યાપક છે. સંસ્કાર તો વાની પાંખે વીંઝાતો જાય છે. દિવસભર તો પરિવાર શબ્દ અને સ્વરની સાધનાની જ ચર્ચા વિચારણા કરે છે. દિવસે વિચારેલી પરીપાટી ઉપર રાતના પોતાના નિજાનંદમાં લોકોને ભાગીદાર બનાવે છે ને ત્રણ મહિના સુધી લોકસાહિત્યના એ સંસ્કારનું આવું પાતળું ચિંતન કર્યા કરે છે.

ગત એક વરસ દરમિયાન જૂનાગઢ જિલ્લાના અક્ષયગઢ–કેશોદ, અમરેલી જિલ્લાના ચલાળા, જામનગર જિલ્લાના જોડિયા ને પછી જાંબુડા અને ગત જૂન માસમાં ઝાલાવાડ જિલ્લાના ધજાળા ગામે પરિવારનાં મિલનો મળી ગયાં, એમાં લોકસાહિત્યના અનેકવિધ પ્રશ્નોની ચર્ચા થઈ અને અનેક ગામોના હજારો માણસોએ એ નિજાનંદના કાર્યક્રમોમાં ભાગ લીધો ને લોકસાહિત્યમાં રહેલા જીવનબળના સંસ્કારનો શક્ય એટલો પરિચય અપાયો.

બસોક વરસ પહેલાં જે ધરતી ઉપર અઢાર ભાર વનસ્પતિ માથે પવનના ઝકોળા ખોલતા હતા, ઠેર ઠેર ભરેલાં સરવર અને નદીના નિઝરણા માથે સારસ લવતાં હતાં, જ્યાં ટૂંક ડીલના અને જેની કેસવાળી ઢસડાતી આવતી હતી એવા ડાલામથ્થા સાદુળા ડણકું દેતા હતા, ઊંચી ઓલાદના જાતવાન ઘોડાં ઘરે ઘરે હમચી ખૂંદતા હતા અને હાલતાં ધીંગાણે ચડવાં પડતાં હોવાથી જેના ઘરની દીવાલો ઢાલોથી ઢંકાયેલી રહેતી ને ભાલાના થાંભલા રચાયેલા

રહેતાં, સેંકડો તીર્થસ્થાનોથી જે દેવભૂમિ લેખાતી એવી પાંચાળની ધરતીએ વેરાગણના વાઘા સજ્યા છે. વનસ્પતિના વસ્ત્રો, વિનાના ખાવા ધાતા વેરાન ડુંગરાની વચ્ચે વચ્ચે ગામડાં સતી પારવતી જેવા તપે તપતાં લાગે. સ્વરાજ પહેલાં પ્રજા સાવ છોતાસાઈ થઈ ગયેલી. એવાં ખંખ થઈ ગયેલાં ગામડાં વચ્ચે ૪૦૦–૫૦૦ માણસની મોટાભાગની કોળીની વસતી-વાળા ધજાળા ગામે દક્ષિણામૂર્તિ ભાવનગરમાંથી ભણીગણી કરમશીભાઈએ ગુજરાત વિદ્યાપીઠમાંથી શિક્ષણ પામીને ગ્રામસેવાની દીક્ષા લઈ ધજાળામાં આસન ભીડીને બન્ને ભાઈ બેસી ગયા. પ્રાથમિકશાળા, પંચાયત અને સહકારી મંડળી સ્થાપી. શ્રી. રતુભાઈ ત્યારે રાજ્યના મંત્રી મંડળમાં. એમણે સઘન યોજના આપી. ૧૯૫૮માં શ્રી. રતુભાઈના પ્રયાસથી લોક-શાળા મળી. ધજાળા જિલ્લામાં શ્રેષ્ઠ પંચાયત બની. સર્વોદય યોજના મળી અને ૧૦ વર્ષમાં તાલુકાનો સર્વાંગી વિકાસ સાધવા પ્રયત્ન કર્યો. પછાત પ્રજામાં ચેતના પ્રગટાવી. આજે ધજાળામાં લોકશાળા, આશ્રમશાળા, અને ઉત્તરબુનિયાદી વિદ્યાલયમાં ધોરણ ૧ થી ૧૦ સુધીના ૩૦૦ વિદ્યાર્થીઓ અભ્યાસ કરે છે.

૧૯૭૪માં ધજાળાની શાખા ચોટીલા તાલુકાના ભીમોરામાં શરૂ કરી. ત્યાં આશ્રમશાળા, પ્રાથમિક શાળા અને ઉત્તર બુનિયાદીમાં ધોરણ ૧ થી ૧૨માં ૩૫૦ વિદ્યાર્થીઓ ભણે છે. વિદ્યાર્થીઓ ભણીને ઉત્તિર્ણ થતા જાય છે અને બીજાને ભણાવતા જઈને સંસ્થાઓ ચલાવતા જાય છે ને જનતા જાગતી જાય છે.

લોકસાહિત્ય પરિવારને ધજાળા ઉતારવામાં પણ બન્ને ભાઈઓનો ગ્રામસેવા ને શિક્ષણ ઉપરાંત સાહિત્ય ચિત્ર અને સંગીતનો શોખ રહેલો છે. ભીમોરાની સંસ્થા અને ગુફા વગેરેને અજન્ટાનાં ચિત્રો વગેરેથી અલંકૃત કરેલ છે. ધજાળાનાં લોકગીતો, રાસગરબા ને લગ્નગીતો રાજકોટ આકાશવાણીમાં રેકોર્ડ કરાવ્યાં છે. સંસ્થામાંથી ભણેલા વિદ્યાર્થીઓ સારા ખેડૂતો, વેપારીઓ ને કોન્ટ્રાકટરો બનેલા છે.

શ્રી. કરમશીભાઈ આ વિસ્તારના ઘણા સમયથી ધારાસભ્ય રહેતા આવ્યા છે ને સવસીભાઈ સાયલા તાલુકા પંચાયતના પ્રમુખ છે. ભાનુભાઈ શુકલના અધ્યક્ષપદે બન્ને ભાઈઓ ધજાળાને ભીમો-રાની સંસ્થાઓ ચલાવે છે.

અમે ધજાળા પહોંચ્યા ત્યારે ડુંગરા દઝાડતા હતા પણ ધરતી હસતી હતી. કાંઈ ન ઊગે એવી વાંઝણી મનાતી ધરતી માથે મકવાણા બંધુ ખેલડીએ ધરાર ઉગાડેલાં હારબંધ અને મેદાનોને આવરી લેતાં ઝાડવાનાં ઝુંડ આંખને ઠારક આપતાં હતાં. આભલા જેવા સંસ્થાના ઓરડા મહેમાનોનાં વારણા લેતા હતા. લોકકલાથી આલેખાયેલ માટલાંની ભીતરડો અને સરૂના સુકા ઠુંઠાં ઉપર લટકતા રંગ બેરંગી લોટકા અપૂર્વ શોભા અરપતા હતા. ઊડીને આંખે વળગે એવી સુઘડતા સ્વચ્છતા અને વ્યવસ્થા સંસ્થાના કાર્યકરો અને વિદ્યાર્થીઓના સેવામય પરિ-શ્રમ અને પુરુષાર્થની દાદ માગી લેતા હતા. ધખારા નાખતી ધરતી માથે લાંબા અંતરો વચ્ચે પાણીની ડોલો એંચતા, ઘડીપલમાં મહેમાનોની પંગતો નાખી અબોલપણે સ્ફૂર્તિથી મનભાવન ભોજનથી પરિતૃપ્ત કરતા અને ઈસારામાં મહેમાનોની જરૂરિયાતોને પીછાની જતા એ વિદ્યાર્થીઓ અને કાર્યકરો ધન્ય-વાદના અધિકારી બની ગયા.

તા. ૫મી જૂને શ્રી. રતુભાઈ અદાણીના અધ્યક્ષપદે પરિવારની પહેલી બેઠક મળી. સર્વશ્રી અમરદાસજી ખારાવાળા, કાનજીભાઈ બારોટ, દ.શ્રી. પુંજવાળા, ડૉ. ઉમેદસિંહ રાણા, લાખાભાઈ ગઢવી, વેલજીભાઈ ગજ્જર, કમલેશ ગઢવી, હેમંત ચૌહાણ, દિનેશ ગઢવી, બાબુભાઈ રાજપુરા, ડોલરદાન ગઢવી. અરવિંદ બારોટ, નટુભાઈ જોષી, મનસુખભાઈ ભટ્ટ, ટપુભાઈ દેગામા, નરેન્દ્ર પરમાર, નિરંજન રાજગુરૂ, ચુનીભાઈ ભટ્ટ, પી. સી. મકદાણી, બાપલભાઈ ગઢવી, મેઘરાજ ગઢવી, કરસન પઢિયાર અને જયમલ પરમારે આ બે દિવસોની બેઠકોમાં ભાગ લીધો.

યજમાનપદે શ્રી. બાપલભાઈ ગઢવી હતા,

પણ એમનો ભાર શ્રી. કરમશીભાઈ અને શ્રી. સવસીભાઈએ ઉપાડી લીધો. શ્રી વિનોદભાઈ મકવાણા, શ્રી. બાપલભાઈ અને શ્રી. મેઘરાજભાઈ રાત દિવસ એકધારા મહેમાનગતીમાં પરોવાયેલા રહ્યા. માનવંતા મહેમાનોમાં સંસ્થાના અધ્યક્ષશ્રી. ભાનુભાઈ શુકલ, માન. ધારાસભ્યશ્રી. અરવિંદભાઈ આચાર્ય અને શ્રી. શાહબુદ્દીન રાઠોડ ઉપરાંત ઘણા બધા મિત્રો હતા.

પરિવારની બેઠકોમાં અધ્યક્ષશ્રી રતુભાઈએ જાંબુડા-મિલનમાં શ્રી. રતુભાઈ ગોહડિયાના થયેલા સન્માનની યાદ આપી, લોકસાહિત્ય અને લોકશિક્ષણ એક જ સિક્કાની બે બાજુ હોવાનો નિર્દેશ કર્યો અને લોકસાહિત્ય એ જીવન સાધના હોવાનું તલસ્પર્શી વિવરણ કર્યું. 'સાધના આપણે કરીએ છીએ એનો લાભ અન્યને મળતો રહે છે જેમ ફૂલ કાંઈ કહેતું નથી પણ એની સુગંધ પ્રસર્યા કરે છે તેમ. લોક-સાહિત્યની સાધના વધતી જાય તેમ આપણી મૂડી પણ વધતી જાય.'

શ્રી. રતુભાઇએ બે મિલન પહેલાં પરિવારમાં લીધેલા થોડા નવા મિત્રો દૂધમાં સાકર ભળી જાય એમ ભળી ગયા હોવાનું જણાવી એમની શક્તિને આવકાર આપ્યો, અને જીવનનાં મૂળભૂત મૂલ્યોને કસીને લોકસાહિત્યમાં રજૂ કરવાનું જણાવ્યું.

બન્ને દિવસ દરમિયાન ઘણા બધા પ્રશ્નોની ચર્ચા થઈ. 'કલાકાર', 'કથાકાર' અને 'લોકસાહિત્ય-કાર' શબ્દના અર્થ, ઉપયોગ અને આયોજનની વિચારણા થઈ, લોકસંગીત ઉપર થઇ રહેલા આક્રમણની ચર્ચા થઈ અને જયમલ્લ પરમારે સ્વર અને શબ્દના સંસ્કાર અને શક્તિ તથા દુહાની અર્થઘનતા અંગે વિસ્તૃત છણાવટ કરી.

લોકસાહિત્ય પરિવારનો આગામી કાર્યક્રમ ભાવનગર જિલ્લામાં આવતા ઓકટોબર માસની તા. ૯ અને ૧૦ એમ શનિ – રવિના બે દિવસ રાખ-વાનું નક્કી થયું.

રાતના નવના ટકોરે ધજાળાની લોકશાળા સંસ્થાના ભાઈબહેનોની સુંદર પ્રાર્થનાથી કાર્યક્રમની શરૂઆત થઈ. 'હળવે હળવે હંકારે, મારું ગાડું ભરેલ ભારે' એ ગીત પછી ઝાલાવાડના કવિ શ્રી. પ્રજારામ રાવળનુ 'આ ઝાલાવાડી ધરતી' એ હુબહુ ચિતાર આપતું ગીત ગવાયું.

શ્રી. કરમશીભાઈએ પરિવારના અધ્યક્ષશ્રી રતુભાઈને સંબોધન કરવા વિનંતી કરી. શ્રી. રતુ-ભાઈએ સંસ્થાના પ્રમુખ શ્રી. ભાનુભાઈ શુકલને બોલવા આગ્રહ કર્યો. શ્રી. ભાનુભાઈએ લોકસાહિત્ય પરિવાર અને મહેમાનોનુ સ્વાગત કર્યું અને પરિવારના અધ્યક્ષશ્રી રતુભાઈને ધજાળાની સંસ્થા સાથેનો પોતાનો ઘનિષ્ટ સંબંધ અને આજેય સંસ્થા મને મારી લાગે છે એટલું જ નહિ પણ સંસ્થાના આતિથ્યભાવમાં લોકસાહિત્ય પરિવારને પણ પોતાનું ઘર હોય એવો ભાવ જાગે છે, એમ જણાવીને જૂનાગઢ ગુજરાતી સાહિત્ય પરિષદના અધિવેશનમાં લોકસાહિત્યના કાર્યક્રમથી પ્રભાવિત થઈ પરિષદે લોકસાહિત્યની પ્રવૃત્તિ અપનાવી ત્યાંથી પરિવારનો ઉદ્‌ભવ થયો એ પ્રસંગને ટૂંકમાં વર્ણવી પરિવાર કઈ રીતે લોકોમાં પડેલી શક્તિને પ્રગટ કરવાનુ કાર્ય કરે છે તેનો નિર્દેશ કર્યો. પરિવારે સમાજમાં નવી તાકાત પેદા કરી છે. દેશ પરાધીન હતો ત્યારે બળુકી અંગ્રેજ સરકાર સામે લોકસાહિત્યે જુદ્ધ ખેડેલાં અને આજે પ્રજાનું સત્ત્વ હણાઈ રહ્યું છે ત્યારે લોકસાહિત્ય ઘણી ચેતના જગાડી શકે એમ જણાવી પરિવારની સાધનાનો મર્મ સમજાવ્યો. ત્યારબાદ જયમલ્લભાઈએ પાંચાળનો સાંસ્કૃતિક પરિચય આપ્યો ને દુહા-છંદના ગાનની શરૂઆત થઈ.

સર્વ શ્રી લાખાભાઈ ગઢવી, કમલેશ ગઢવી, અરવિંદ બારોટ, કરસનભાઈ પઢિયાર, હેમંત ચૌહાણ અને વેલજીભાઈ ગજ્જરે રળિયામણા પાંચાળની ધરતીના દુહાઓની રમઝટ બોલાવી પડ ઊંચું ઉઠાવી લીધું અને વર્ષાને આવાહન કરતા છ દોના મોરલા ગહેકાવ્યા.

કાર્યક્રમમાં લોક માંડયું ધાધલપર, સુદામડા, સાયલા અને આજુબાજુનાં ગામડાંઓમાંથી દલવાવા.

રસ્તા અને મેદાન ભરચક ભીંસ દેવા લાગ્યા. સાતસો માણુસની વસતીના ગામમાં સાતેક હજાર માણુસની હકડાઠઠ મેદની જામી.

છંદગાનથી ઊપડેલા સ્વરના આંદોલનની લહેરો માથે હેમંત ચૌહાણે મધુર અને મીઠી હલકથી મીરાંબાઈનું ભજન ઊપાડયું 'મેં તો છોડી છોડી કુળની લાજ', હેમંત ચૌહાણે ભજનની દર્દીલી જમાવટ કરી. મીરાંબાઈએ જાણે લાજાળુ દેખાવા ગોકુળથી ગિરિધારીને બંસી બજાવતા ઊતાર્યા.

બાબુભાઈ રાણપુરાએ લોકગીત ઊપાડયું "નદીમાં વીરડો ગાળતી રે સોમલ નદીમાં વીરડો ગાળતી". ઘોર ગંભીર અવાજ અને લયકારીથી સ્વરોને બે ઘડી થીજાવી રાખવાની એમની તેવડે સોમલને ટરવે સાત સાગરનાં ઈચ્છિત પાણી વીરડે ઊભરાવ્યાં.

આવ્યા કમલેશ ગઢવી. સ્વરના આરોહ અવરોહના રમતિયાળ કમલેશ ગીતને મનધાર્યા વળોટ આપે છે. 'ઢાળ્યા રે ઢાળ્યા રૂપલા બાજોઠ'નું એ જ જૂનું ગીત જાણે નવાં સંવેદન લઈને આવ્યું.

દિયર-ભોજાઈની ચોપાટની સોગઠાંબાજીને જાણે ઉપાલંભ આપતા હોય એમ અરવિંદ બારોટે ભજન ઉપાડયું કે 'એવાં-દોર'ગાં ભેળાં રે નવ બેસીએ.' જુવાન માટીડો જાણે સિધી ગયો કે એમાં 'પત પોતાની જાય' સુરીલા કંઠે મનભર મસ્તીથી અરવિંદ બારોટે હવા બાંધી દીધી.

ને બાપલભાઈ ગઢવીએ વીરાસન વાળીને વીરરસની વાર્તાનાં મંડાણ કર્યાં. અબ ઘડી વીજા ખસિયાને વેતરી નાખવો હોય એવા વેધક અને વીંઝાતી શૈલીમાં એમણે 'એવી જનેતાની કુખે વીર ભદર પાકે' એ વાત ઉપાડી અને દિલેર ખત્રણ જેમ ચોતીકાંતી પાંધને નાગમતી નદીમાં રંગનાં પાણી ચડાવે એવાં વીરરસનાં પાણુ મેદનીને ચડાવી દીધાં.

જાણે એના રંગ લાગ્યો કરસન પઢિયારને અને 'શ્રાવણ મહિને તે વાલો સંદેશા મોકલે' એવા ગીતે ઝૂરવા લાગ્યા. હરિના વિયોગે? ના ના હરિના સંયોગે. નામ જ એવું છે કરસન પણ એની હિલોળાતી ઘેરી હલકમાં ભાવ નીતરે છે ગોપીનો...'તો નાહક કર પર ધર્યો ગિરિવર ગિરિધરરાય!'

શૃંગાર રસ ઉપર વીર અને કરુણ રસ જ વધારે ઓપી નીકળે. એટલે જ લાખાભાઈ ગઢવીએ રા નવઘણની વાત સાથે વીર અને કરુણ રસની સાંકળ બાંધી જાહલની ચીઠ્ઠીની વાત માંડી. પણ એમના તીવ્ર-મધુર કંઠ ને વિલંબીત લયમાં વીર અને કરુણ રસના હેલારાથી મેદનીને હલબલાવી નાખી.

વીર અને કરુણ રસ ઉપર શાંત રસ જામે. ડોલરદાન મસ્ત ભજનિક છે. સ્વરની પ્રકૃતિ ગંભીર ને મસ્તીભરી છે. લાગલા જ ભજન ઉપર જામે છે. 'વનરા તે વનમાં રામે મઢુલી બનાવી' એ ભજન દ્વારા ડોલરની ફેરમ ફેરવા માંડી.

એમ તો વેલજીભાઈ પણ ભજનો ઉપર જમાવટ કરે છે, પણ રંગીલા બાજનો મોજીલો ગાયક. ભક્તિ ખરી પણ 'કંઈએક જાણે વ્રજની રે ગોપી' જેવો ભક્તિરસ, જેમાં કાનુડો ય તણાઈ જાય. અને એટલે જ કાનુડાને ઠપકો દેતું ગીત એમણે ઊપાડયું 'હું તો કાગળિયા લખી લખી થાકી, કાનુડા તારા મનમાં નથી."

વેલજીભાઈ પડ માથે આવે ને મોજના તોરા છૂટે. એક ઉપર બીજું અને બીજા ઉપર ત્રીજું એવી ગીત-સંકલના વડે પોતે ય લડે ને લાડણઘેલાં લોકને ય લડાવે. રંગીલા સ્વરની સંતાકુકડીની રમત મંડાય.

આવી મોજીલી ચગાવટ ઉપર ધીરગંભીર થઈને આવ્યા અમરદાસજી મહારાજ રામાયણની ધારાવહી સાથે. એમણે જુદી જુદી માનવ પ્રકૃતિનું અજબ મિશ્રણ બતાવી રામાયણમાં રહેલી માનવ-સમાનતા દ્વારા ભક્તિ અને પ્રેમનો પ્રભાવ પાથરી દીધો. એમણે કુટ શબ્દોના અર્થો અને વ્યુત્પત્તિઓ, વ્યંજના અને વ્યંગાર્થો વડે ગૂઢ રહસ્યો હસતાં

[અનુ. પૃ. ૨૯૩

# યુવાનો અને રચનાત્મક અભિગમ

રાજુલ દવે

આપણા દેશના યુવાનો રચનાત્મક પ્રવૃત્તિઓ તરફ નથી જ વળ્યા એવું નથી. આપણા યુવકો અને યુવતીઓમાંથી પણ ઘણાં પર્વતારોહણની તાલીમ લેતા થયા છે, અને ઉત્તુંગ પર્વતોના શિખરો સર કરવા સુધી પહોંચે છે. નર્મદા જેવી વિશાળ અને મહાન નદીઓના મૂળથી માંડીને જ્યાં દરિયાને ભેટે છે ત્યાં સુધીની નાનાં વહાણની સફર ખેરે છે ને બન્ને કાંઠાનો અભ્યાસ–પ્રવાસ ખેડતા થયા છે. દોડવીરો અને રમતવીરોમાં થોડાં નામ છે, પણ એવા રમતગમતના ક્ષેત્રે પણ પોતાનાં નામ ઝળકાવતા રહે છે. સમુદ્રની ખાડીઓ તરવામાં પણ નાથુભાઈ પહાડેની જેમ જુવાનોમાં ઝંખના જાગતી રહે છે. જો આપણી તેજસ્વી યુવા–પ્રતિભા વિદેશો તરફ વહેતી ન થઈ હોત તો વિજ્ઞાનના દરેક ક્ષેત્રે હજારો યુવકોની ઉજ્જવળ કારકિર્દીથી આપણો દેશ દીપતો હોત.

લશ્કરની ત્રણે ય પાંખોમાં જો નવયુવાનોની ભરતી થતી ન હોત તો સંરક્ષણ અને સલામતીની દૃષ્ટિએ દેશ આટલો સમૃદ્ધ ન હોત. એ જ રીતે વેપાર — ઉદ્યોગમાં પણ નવયુવાનો નવાં નવાં સાહસો ખેડતા થયા છે અને કલાના ક્ષેત્રે પણ નવયુવાનોનું પ્રદાન ઉજ્જવળ છે.

આ બધાં ક્ષેત્રોમાં યુવાન ઝંપલાવે છે તેમાં ક્યાંક એમની સાહસિક વૃત્તિ છે, ક્યાંક મહત્ત્વાકાંક્ષા છે તો ક્યાંક નોકરીવ્યવસાયની દૃષ્ટિએ ગોઠવાઈ જવાની વૃત્તિ પણ કામ કરે છે. રચનાત્મક અભિગમને લીધે જ આ બધાં ક્ષેત્રોમાં યુવકો ઝંપલાવે છે તેવુ નથી.

સ્વરાજ્ય આવ્યા બાદ યુવાનો માટે અનેક અવનવાં ક્ષેત્રો ખુલ્લાં થયાં છે, પણ દેશ અને દુનિયા અનેકવિધ કટોકટી અને સંઘર્ષોના વાવાઝોડે વીંઝાતાં આપણાં દેશમાં પણ સામાજિક અને આર્થિક અવ્યવસ્થા અને અસમાનતા એટલી હદે વધી ગઈ છે કે એણે રચનાત્મક અભિગમનું માળખું જ વીંખી નાખ્યું છે. પ્રત્યેક ક્ષેત્રે માર્ગ ન મળે તેવી મૂંઝવણો અને ગૂંગળામણો અનુભવવા માંડી, આથી વિવેક–વિચારની સમતુલા ખોરવાઈ રહી છે. આંખે અંધારાં છવાઇ જાય પછી માણસ જાય ક્યાં ? આથી નિષ્ફળતાનું ઝનૂન ધ્વંસને માર્ગે જ વળે.

રેગીંગની શરૂઆત ખરી રીતે તો નવા નવા વિદ્યાર્થીઓ સાથે આનંદ–પ્રમોદ દ્વારા પરિચય કેળવવા માટે થયેલી અને એ વળી ગઈ નવા વિદ્યાર્થીઓ ઉપર અત્યાચાર ગુજારવામાં ! છેવટ હમણાં જ એના ઉપર પ્રતિબંધ મૂકવામાં આવ્યો.

પરીક્ષાની પદ્ધતિઓ, શિક્ષણ આપવાની સવલતો, એની અગવડો અને છાત્રાલયો તથા તેનાં રસોડાં રમખાણોનાં ભાજન બની ગયાં. સમાજસેવાનાં તદ્દન નિર્દોષ કાર્યો માટે શરૂ થયેલી યુવક–પ્રવૃત્તિઓ અથડામણના અખાડા બની ગઈ. એટલા માટે સારા ને શક્તિશાળી યુવાનો સેવા પ્રવૃત્તિઓથી દૂર ભાગવા માંડયા છે. પ્રત્યેક ક્ષેત્રે તેઓ ભીંસ, ગૂંગળામણ, અથડામણ, પક્ષપાત અને હુંસાતુંસીનો અનુભવ કરે છે.

મોટેરાંઓએ આનો વિચાર ગંભીરતાથી કરવો જ પડશે કે આજની યુવાની એના ઉચિત સ્થાન, આર્થિક આલંબન અને ભાવિ સલામતીના ભયથી નિરાશ બનીને અરાજકતાને પંથે ન વળે, આધારો શોધતાં ન ઉશ્કેરાય અને એનો કોઈ પંથ કે વાદના નામે દુરુપયોગ ન થાય. એટલા માટે સદ્વિચારો અને સદ્જ્ઞાનના ગ્રંથોની વાચનભૂખ યુવાનોમાં જાગૃત કરવી પડશે. એ માટે ગામડાંથી માંડી શહેરો સુધી લતે લતે યુવાનો જ નાનાંનાનાં

પુસ્તકાલયો દ્વારા વૈચારિક આંદોલનો ઊભા કરી શકે. એ જ રીતે નિર્દોષ સામૂહિક મનોરંજન અને લલિતકલાઓની ચેતના જગાવી શકે.

યુવાનોની ખુવારીથી દેશ ખુવાર થશે. એ ભૂલવું ન જોઈએ કે અંતે તો એને બહેકાવનારને જ એ બૂડાડશે. અહીં જ યુવાનોએ વિચાર કરવા થોભવું પડશે કે દેશનું ભાવિ યુવાનોથી સલામત છે અને યુવકોનું ભાવિ રચનાત્મક અભિગમથી જ સલામત છે. દેશના હિતમાં જ પોતાનું હિત હોવાની દૃષ્ટિ કેળવાઈ જાય તો યુવાનો પોતાના પ્રત્યેક પગલાંને એ જ રીતે મૂલવતા થઈ જશે. કોઈ એક પગલાંથી તત્કાળ ધારી પ્રાપ્તિ થાય અને એમાં વિજય મળ્યાની ખુમારી પણ અનુભવાય, પણ સરવાળે એથી સમાજનું અને રાષ્ટ્રનું હિત સધાશે કે અહિત તેનો વિચાર કરીને જ પગલું ભરાવું જોઈએ. એને ન તો પ્રતિષ્ઠાનો સવાલ બનાવવો જોઈએ કે ન તત્કાલીન નફાતોટાનો

મહાન ધ્યેય અને મહાન સિદ્ધાંતોને નામે પોતાના બહારથી સુંદર લાગતા સ્વાર્થી દાવપેચ અને રૂપાળી લાગતી રમતોના પોતાને કોઈ સોગઠાં તો નથી બનાવી રહ્યું ને એટલી સબૂરી અને સમજ યુવાનોએ કેળવવી જ રહી. સેવા થતી હોય તો પણ નિસ્વાર્થ ભાવે થતી પ્રવૃત્તિઓમાં જ જોડાવું જોઈએ. શાનદાર લાગતાં સૂત્રોથી ખેંચાવું નહીં જોઈએ.

આજના પરિબળો એવાં છે કે યુવાનોને અહીંથી તહીં લક્ષ્યહીન રીતે ફંગોળ્યા કરે. એટલે તો આજે યુવાનોએ વધારે સાવધાની રાખીને પોતાને લાગતાં રચનાત્મક કાર્યોને મક્કમ રીતે વળગી રહેવું જોઈએ.

યુવાનોનો વિચાર કરીએ છીએ ત્યારે શહેરના શિક્ષિત કે શિક્ષણ પામેલા, અથવા શિક્ષિત બેકાર કે અશિક્ષિત બેકારો જ નહીં, પણ ગામડાંઓના અર્ધશિક્ષિત કે અશિક્ષિત યુવાનોનો પણ વિચાર કરવો રહે. કારણ કે ગામડાંઓમાં મનપસંદ કામ ન મળતાં ગામડાંના યુવાનો શહેરો તરફ ધસારો કરી રહ્યા છે અને શહેરોની સમસ્યાઓ વધતી જ જાય છે. આ વિચાર શાસનકર્તાઓએ જ નહીં, પણ સમગ્ર સમાજે કરવાનો રહે છે. જો માણસ પોતે પોતાનો જ વિચાર કરતો રહેશે તો દેશ અને દુનિયા કદી ન ઉકલે તેવા જટિલ કોકડામાં ફેરવાઈ જશે.

એટલે પ્રત્યેક શિક્ષિત અથવા સમજણા યુવાને ગામડાંઓના અર્ધશિક્ષિત અથવા અશિક્ષિત બેકાર યુવાનોનો વિચાર કરવો જ પડશે. નહીંતર પોતાની હાડમારીનું વેર એ સમાજ ઉપર વાળ્યા વગર નહીં રહે. અસામાજિક તત્ત્વોનો ઉપદ્રવ આ કારણે જ થાય છે. એટલે ગામડામાં શિક્ષણનું અને સંસ્કારનું પ્રમાણ વધે, મા-બાપ પોતાનાં બાળકોને એ રીતે કેળવતાં થાય, નિર્દોષ મનોરંજનનાં સાધનો અને એવી સાંસ્કારિક પ્રવૃત્તિઓ બચપણથી મળતી રહે અને ખેતી આધારિત અથવા ગામડાંઓમાં શકય એવાં ઉદ્યોગનાં સાધનો ઊભાં કરવામાં પણ આજના શિક્ષિત યુવાને રસ લેવો પડશે. જો આજનો યુવાન સમાજ સેવાઓની સંસ્થાઓ ઊભી કરી શહેરોના પછાત અને ગંદા વિસ્તારોમાં કામ કરતો થાય તો અસામાજિક તત્ત્વોનો અર્ધો ઉપદ્રવ ઓછો થઈ જાય.

આજના યુવાનની સ્થિતિ અભિમન્યુના કોઠા જેવી છે. ૭ કોઠા ભેદી નાખે, પણ સાતમા કોઠામાં સલવાઈ જાય. એટલે યુવકોએ કોઈપણ કાર્યનો રચનાત્મક દૃષ્ટિથી વિચાર કરવો પડશે. પણ તે પહેલાં સમાજના સારા નાગરિક બનવાની તાલીમ યુવકે દેવી ને લેવી રહે જ છે. એની સૌથી મોટી જવાબદારી મા-બાપ, સમાજ અને શિક્ષણ ઉપર રહે છે. જે પ્રકારની પરિસ્થિતિમાંથી આપણે પસાર થઈ રહ્યા છીએ તે સ્થિતિમાં સારી રીતે જીવવા માટે આપણું શરીર-સ્વાસ્થ્ય સારું રહે, શરીર ખડતલ તથા કામગરું બને અને કુટુંબ તથા સમાજના પરિશ્રમભર્યા કામકાજ ખંત અને ઉત્સાહથી ઉકેલી શકીએ એ માટે સમૂહશ્રમનાં કાર્યો કરવાં જોઈશે અને વ્યાયામશાળાઓ પણ ઊભી કરવી

પડશે. એમાંથી આપોઆપ નિર્બળોને રક્ષણ આપવાની અને જરૂરિયાતવાળાઓની સેવા કરવાની વૃત્તિઓનો વિકાસ થાય છે અને તંદુરસ્ત મન તથા તંદુરસ્ત તનને કારણે સમાજસેવાના અને વ્યવસાયનાં દ્વાર આપણે માટે ખૂલતાં જાય છે.

આજની પરિસ્થિતિમાંથી માર્ગ કાઢવા નોકરીઓ શોધવા અને કામ વગરનાઓને કામે લગાડવાનાં યુવક મંડળો ખોલવાં જોઈએ. જેમાં સૌથી વધારે જરૂરિયાતવાળાનો પ્રથમ વિચાર થાય. સમાજનો અને સરકારનો બની શકે તેટલો સહકાર મેળવી જેમને નોકરીઓ ન મળે અને આર્થિક રીતે આધારહીન હોય એને જે રીતે બની શકે તે રીતે સહાયભૂત થવા પ્રયત્ન કરવો જોઈએ.

વ્યવસાય-ધંધાની લાયકાત અને નાગરિક તરીકેની સંસ્કારિતા કેળવાય એવું શિક્ષણ અપાય અને શૈક્ષણિક-સંઘર્ષ દૂર કરી શકાય તો જ યુવાનોની અનર્ગળ શક્તિ વેડફાતી બચાવી શકાય, અને એ શક્તિ કોઈ વ્યવસાય કે નોકરીની લાયકાતને પૂરી પાડી શકાય. પોતાની શક્તિની ઉપયોગિતા સિદ્ધ કરવાની જવાબદારી યુવાનોએ અદા કરવી જ રહે. એ માટે શિક્ષણ અંગેનો આખો અભિગમ રચનાત્મક દૃષ્ટિએ જ વિચારવો રહ્યો.

આથી યુવાનો શરીરથી ખડતલ, શિક્ષણથી સંસ્કારી અને નોકરી-ધંધાની લાયકાત માટે મનથી મજબૂત, વૈચારિક દૃષ્ટિએ સ્વસ્થ, કામની દૃષ્ટિએ કાર્યકુશળ, વિવેકની દૃષ્ટિએ રાષ્ટ્રભાવી અને ધગશની દૃષ્ટિએ ઉચ્ચતા પ્રાપ્ત કરતા ઉમેદવારો તરીકે સિદ્ધ થશે.

અરાજક જેવી આજની પ્રવર્તમાન સ્થિતિમાંથી જો ક્યાંય નોકરી-વ્યવસાય મળે તો આજનો યુવક તત્કાળ તો જેમ સાપ દરમાં જાય ને સીધો થઇ જાય તેમ ઘડીક તો સીધો થઈ જાય છે. પણ એ પછી ફરીથી સંગઠિતરૂપે પોતપોતાનાં સંગઠનના લાભની દૃષ્ટિએ જ વિચારતો અને આંદોલનો ઉઠાવતો થાય છે. ત્યાં પણ સમગ્ર રાષ્ટ્રના હિતની દૃષ્ટિએ વિચારતો નહીં થાય તો એનાથી સર્જાતી અસમાનતા છેવટ અંધાધૂંધીમાં પરિણમશે અને વ્યક્તિ કે વર્ગનાં જ હિતોની સંકુચિતતા દેશને ડૂબાડશે. ત્યાં પણ રચનાત્મક અભિગમ જ વ્યક્તિને અને રાષ્ટ્રને સુખ, સમૃદ્ધિ અને મહત્તા તરફ દોરી જઇ શકશે.

આજના યુવકોમાં રચનાત્મક અભિગમ કેળવતો થાય અને તેની સંપૂર્ણ દૃષ્ટિ રચનાત્મક બને તેવી પ્રાર્થના છે.

(આકાશવાણી, રાજકોટના સૌજન્યથી)

*

પામર ન થા પતંગ જગ-દીપક જલ સા મધે;
'નાજ' નિરખ નિજ અંગ, ભોગે રોગ બધા ભર્યા.

ઈ જ ભેણી ઈ ભુંગડાં, ઈ જ ઝાંપો ઈ ઝોક;
હંસા જોડી હલ ગઈ તો જીવન સઘળો ફોક.

ઉભાં બાર, સૂતાં અઢાર, ચાલતા ત્રીસ બત્રીસા;
મૈથુન કરતાં ચોસઠ ચાલે, કેમ રીઝે જગદીસા?

પ્રીત તહાં પરદા નહિ, પરદા તહાં નહિ પ્રીત;
પ્રીત લિયે પરદા ભયા, વહી બાત વીપરીત.

કરવત કુજન કુહાડલો, વ્હેરી જુદાં કરંત;
સૂઈ સુહાગો સજ્જણાં, ઈ ભાંગ્યાં સાધંત.

ધરમ બીજ ધીરે વધે, વડ પીપર વિસ્તાર;
એરંડ કેરડ ને આકડો, એને વધતાં ન લાગે વાર.

ઝાકળિયલ જાતા રહે, ખરિયું ખંખેરી કરી;
નાથળ ઠપકો નો'ય, મોલચરાને માંડલિક.

ઝાકળના જળથી, ધરતી નો ધરાય;
નવખંડ નીલો થાય, મેની ધારાએ માંડલિક.

કાલ કરે સો આજ કર, આજ કરે સો અબ્બ;
પલ મેં પરલે હોયગી, ફીર કરેગા કબ?

પાવ પલક કી સુધ નહિ, કરે કાલકા સાજ;
કાલ અચાનક મારસી, જયોં તેતરંકો બાજ.

પુસ્તકાલયો દ્વારા વૈચારિક આંદોલનો ઊભા કરી શકે. એ જ રીતે નિર્દોષ સામૂહિક મનોરંજન અને લલિતકલાઓની ચેતના જગાવી શકે.

યુવાનોની ખુવારીથી દેશ ખુવાર થશે. એ ભૂલવું ન જોઈએ કે અંતે તો એને બહેકાવનારને જ એ બૂડાડશે. અહીં જ યુવાનોએ વિચાર કરવા થોભવું પડશે કે દેશનું ભાવિ યુવાનોથી સલામત છે અને યુવકોનું ભાવિ રચનાત્મક અભિગમથી જ સલામત છે. દેશના હિતમાં જ પોતાનું હિત હોવાની દૃષ્ટિ કેળવાઈ જાય તો યુવાનો પોતાના પ્રત્યેક પગલાંને એ જ રીતે મૂલવતા થઈ જશે. કોઈ એક પગલાંથી તત્કાળ ધારી પ્રાપ્તિ થાય અને એમાં વિજય મળ્યાની ખુમારી પણ અનુભવાય, પણ સરવાળે એથી સમાજનું અને રાષ્ટ્રનું હિત સધાશે કે અહિત તેનો વિચાર કરીને જ પગલું ભરાવું જોઈએ. એને ન તો પ્રતિષ્ઠાનો સવાલ બનાવવો જોઈએ કે ન તત્કાલીન નફાતોટાનો.

મહાન ધ્યેય અને મહાન સિદ્ધાંતોને નામે પોતાના બહારથી સુંદર લાગતા સ્વાર્થી દાવપેચ અને રૂપાળી લાગતી રમતોના પોતાને કોઈ સોગઠાં તો નથી બનાવી રહ્યું ને એટલી સબુરી અને સમજ યુવાનોએ કેળવવી જ રહી. સેવા થતી હોય તો પણ નિસ્વાર્થ ભાવે થતી પ્રવૃત્તિઓમાં જ જોડાવું જોઈએ. શાનદાર લાગતાં સૂત્રોથી ખેંચાવું નહીં જોઈએ.

આજના પરિબળો એવાં છે કે યુવાનોને અહીંથી તહીં લક્ષ્યહીન રીતે ફંગોળ્યા કરે. એટલે તો આજે યુવાનોએ વધારે સાવધાની રાખીને પોતાને લાગતાં રચનાત્મક કાર્યોને મક્કમ રીતે વળગી રહેવું જોઈએ.

યુવાનોના વિચાર કરીએ છીએ ત્યારે શહેરના શિક્ષિત કે શિક્ષણ પામેલા, અથવા શિક્ષિત બેકાર કે અશિક્ષિત બેકારો જ નહીં, પણ ગામડાંઓના અર્ધશિક્ષિત કે અશિક્ષિત યુવાનોનો પણ વિચાર કરવો રહે. કારણ કે ગામડાંઓમાં મનપસંદ કામ ન મળતાં ગામડાંના યુવાનો શહેરો તરફ ધસારો કરી રહ્યા છે અને શહેરોની સમસ્યાઓ વધતી જ જાય છે. આ વિચાર શાસનકર્તાઓએ જ નહીં, પણ સમગ્ર સમાજે કરવાનો રહે છે. જો માણસ પોતે પોતાનો જ વિચાર કરતો રહેશે તો દેશ અને દુનિયા કદી ન ઉકલે તેવા જટિલ કોકડામાં ફેરવાઈ જશે.

એટલે પ્રત્યેક શિક્ષિત અથવા સમજણા યુવાને ગામડાંઓના અર્ધશિક્ષિત અથવા અશિક્ષિત બેકાર યુવાનોનો વિચાર કરવો જ પડશે. નહીંતર પોતાની હાડમારીનું વેર એ સમાજ ઉપર વાળ્યા વગર નહીં રહે. અસામાજિક તત્ત્વોનો ઉપદ્રવ આ કારણે જ થાય છે. એટલે ગામડામાં શિક્ષણનું અને સંસ્કારનું પ્રમાણ વધે, મા–બાપ પોતાનાં બાળકોને એ રીતે કેળવતાં થાય, નિર્દોષ મનોરંજનનાં સાધનો અને એવી સાંસ્કારિક પ્રવૃત્તિઓ બચપણથી મળતી રહે અને ખેતી આધારિત અથવા ગામડાંઓમાં શકય એવાં ઉદ્યોગનાં સાધનો ઊભાં કરવામાં પણ આજના શિક્ષિત યુવાને રસ લેવો પડશે. જો આજનો યુવાન સમાજ સેવાઓની સંસ્થાઓ ઊભી કરી શહેરોના પછાત અને ગંદા વિસ્તારોમાં કામ કરતો થાય તો અસામાજિક તત્ત્વોનો અર્ધો ઉપદ્રવ ઓછો થઈ જાય.

આજના યુવાનની સ્થિતિ અભિમન્યુના કોઠા જેવી છે. ૭ કોઠા ભેદી નાખે, પણ સાતમા કોઠામાં સલવાઈ જાય. એટલે યુવકોએ કોઈપણ કાર્યનો રચનાત્મક દૃષ્ટિથી વિચાર કરવો પડશે. પણ તે પહેલાં સમાજના સારા નાગરિક બનવાની તાલીમ યુવકે દેવી ને લેવી રહે જ છે. એની સૌથી મોટી જવાબદારી મા–બાપ, સમાજ અને શિક્ષણ ઉપર રહે છે. જે પ્રકારની પરિસ્થિતિમાંથી આપણે પસાર થઈ રહ્યા છીએ તે સ્થિતિમાં સારી રીતે જીવવા માટે આપણું શરીર–સ્વાસ્થ્ય સારું રહે, શરીર ખડતલ તથા કામગરું બને અને કુટુંબ તથા સમાજના પરિશ્રમભર્યા કામકાજ ખંત અને ઉત્સાહથી ઉકેલી શકીએ એ માટે સમૂહશ્રમનાં કાર્યો કરવાં જોઈશે અને વ્યાયામશાળાઓ પણ ઊભી કરવી

પડશે. એમાંથી આપોઆપ નિર્બળોને રક્ષણ આપવાની અને જરૂરિયાતવાળાઓની સેવા કરવાની વૃત્તિઓનો વિકાસ થાય છે અને તંદુરસ્ત મન તથા તંદુરસ્ત તનને કારણે સમાજસેવાના અને વ્યવસાયનાં દ્વાર આપણે માટે ખૂલતાં જાય છે.

આજની પરિસ્થિતિમાંથી માર્ગ કાઢવા નોકરીઓ શોધવા અને કામ વગરનાઓને કામે લગાડવાનાં યુવક મંડળો ખોલવાં જોઈએ. જેમાં સૌથી વધારે જરૂરિયાતવાળાનો પ્રથમ વિચાર થાય. સમાજનો અને સરકારનો બની શકે તેટલો સહકાર મેળવી જેમને નોકરીઓ ન મળે અને આર્થિક રીતે આધારહીન હોય એને જે રીતે બની શકે તે રીતે સહાયભૂત થવા પ્રયત્ન કરવો જોઈએ.

વ્યવસાય-ધંધાની લાયકાત અને નાગરિક તરીકેની સંસ્કારિતા કેળવાય એવું શિક્ષણ અપાય અને શૈક્ષણિક-સંઘર્ષ દૂર કરી શકાય તો જ યુવાનોની અનર્ગળ શક્તિ વેડફાતી બચાવી શકાય, અને એ શક્તિ કોઈ વ્યવસાય કે નોકરીની લાયકાતને પૂરી પાડી શકાય. પોતાની શક્તિની ઉપયોગિતા સિદ્ધ કરવાની જવાબદારી યુવાનોએ અદા કરવી જ રહે. એ માટે શિક્ષણ અંગેનો આખો અભિગમ રચનાત્મક દૃષ્ટિએ જ વિચારવો રહ્યો.

આથી યુવાનો શરીરથી ખડતલ, શિક્ષણથી સંસ્કારી અને નોકરી-ધંધાની લાયકાત માટે મનથી મજબૂત, વૈચારિક દૃષ્ટિએ સ્વસ્થ, કામની દૃષ્ટિએ કાર્યકુશળ, વિવેકની દૃષ્ટિએ રાષ્ટ્રભાવી અને ધગશની દૃષ્ટિએ ઉચ્ચતા પ્રાપ્ત કરતા ઉમેદવારો તરીકે સિદ્ધ થશે.

અરાજક જેવી આજની પ્રવર્તમાન સ્થિતિમાંથી જો ક્યાંય નોકરી-વ્યવસાય મળે તો આજનો યુવક તત્કાળ તો જેમ સાપ દરમાં જાય ને સીધો થઈ જાય તેમ ઘડીક તો સીધો થઈ જાય છે. પણ એ પછી ફરીથી સંગઠિતરૂપે પોતપોતાનાં સંગઠનના લાભની દૃષ્ટિએ જ વિચારતો અને આંદોલનો ઉઠાવતો થાય છે. ત્યાં પણ સમગ્ર રાષ્ટ્રના હિતની દૃષ્ટિએ વિચારતો નહીં થાય તો એનાથી સર્જાતી અસમાનતા છેવટ અંધાધૂંધીમાં પરિણમશે અને વ્યક્તિ કે વર્ગનાં જ હિતોની સંકુચિતતા દેશને ડૂબાડશે. ત્યાં પણ રચનાત્મક અભિગમ જ વ્યક્તિને અને રાષ્ટ્રને સુખ, સમૃદ્ધિ અને મહત્તા તરફ દોરી જઈ શકશે.

આજના યુવકોમાં રચનાત્મક અભિગમ કેળવતો થાય અને તેની સંપૂર્ણ દૃષ્ટિ રચનાત્મક બને તેવી પ્રાર્થના છે.

(આકાશવાણી, રાજકોટના સૌજન્યથી)

*

પામર ન થા પતંગ જગ-દીપક જલ સા મયે;
'નાજ' નિરખ નિજ અંગ, ભોગે રોગ બધા ભર્યા.

ઈ જ ભેણી ઈ ભુંગડાં, ઈ જ ઝાંપો ઈ ઝોક;
હંસા જોડી હલ ગઈ તો જીવન સઘળો ફોક.

ઉભાં બાર, સૂતાં અઢાર, ચાલતા ત્રીસ બત્રીસા;
મૈથુન કરતાં ચોસઠ ચાલે, કેમ રીઝે જગદીસા?

પ્રીત તહાં પરદા નહિ, પરદા તહાં નહિ પ્રીત;
પ્રીત બિચે પરદા ભયા, વહી બાત વીપરીત.

કરવત કુજન કુહાડલો, વ્હેરી જુદાં કરંત;
સૂઈ સુહાગો સજ્જણાં, ઈ ભાંગ્યાં સાંધંત.

ધરમ બીજ ધીરે વધે, વડ પીપર વિસ્તાર;
એરડ કેરડ ને આકડો, એને વધતાં ન લાગે વાર.

ઝાકળિયલ જાતા રહે, ખરિયું ખંખેરી કરી;
નાથળ ઠપકો નો'ય, મોલચરાને માંડલિક.

ઝાકળના જળથી, ધરતી નો ધરાય;
નવખંડ નીલો થાય, મેની ધારાએ માંડલિક.

કાલ કરે સો આજ કર, આજ કરે સો અબ્બ;
પલ મેં પરલે હોયગી, ફીર કરેગા કબ?

પાવ પલક કી સુધ નહિ, કરે કાલકા સાજ;
કાલ અચાનક મારસી, જ્યોં તેતરકો બાજ.

/

# લોભ

નર્મદાશંકર હ. વ્યાસ

સંગ્રહ કરવાની વૃત્તિ એ લોભ છે. સંગ્રહ કરવો એ માનવીની જન્મજાત વૃત્તિ છે. ધનનો સંગ્રહ એ લોભનું સ્થૂળ સ્વરૂપ છે. લોભીજન ધનનો સંગ્રહ કર્યે જ જાય છે. એ સંગ્રહનો કોઈ અંત નથી. ધન તો એક બ્હાનું છે. ઘણા લોકો પોસ્ટલ સ્ટેમ્પ ભેગા કરતા હોય છે. કોઈને વળી સીગારેટની ખાલી ડબ્બીઓ ભેગી કરવાની ટેવ હોય છે. ઘણી વખત એમ લાગે છે કે એ કેવી નિર્દોષ ટેવ (હોબી) છે!

માનવી શું એકઠું કરે છે, એ મહત્ત્વનું નથી, પણ એને કંઈ પણ સંગ્રહ કરવાની ટેવ છે એ વાત મહત્ત્વની છે. સૂક્ષ્મ રીતે વિચાર કરતાં જણાશે કે જે માનવીના અંતઃસ્તલમાં ખાલીપો છે, તેને બાહ્ય રીતે કંઈને કંઈ એકત્રિત કરવાની ટેવ પડે છે. જ્યાં અંદર ખાલીપો નથી ત્યાં બહારના સ્થૂળ સંગ્રહને સ્થાન નથી.

જરૂરિયાત અને લોભમાં ઘણો તફાવત છે. તેમજ આવશ્યકતા અને લોભમાં પણ ઘણો તફાવત છે. મજા તો એ છે કે લોભી માણસ પોતાની આવશ્યકતાઓ પૂરી નથી કરી શકતો. આવશ્યકતા પૂરી કરવામાં જે ખર્ચ કરવો પડે તે એની હિમ્મત બહારની વાત છે. માંદગી વખતે દવા કે સારવારમાં ખર્ચ કરવો તદ્દન આવશ્યક હોય છે; છતાં એ ખર્ચ કરવા પણ તે તૈયાર નથી હોતો. લોભની વૃત્તિ તેના અંતઃસ્તલમાં એવું ઘર કરી બેસી ગઈ હોય છે કે તે પોતાની જાત માટે પણ આવશ્યક ખર્ચ કરવા તૈયાર નથી હોતો.

જે પોતા માટે ખર્ચ ન કરે તે બીજા માટે તો ન જ કરે તે તદ્દન સ્વાભાવિક છે. સંગ્રહવૃત્તિ તેનો આરાધ્ય દેવ છે. 'પૈસો મારો પરમેશ્વર' એ કહેવત તેણે જીવનમાં સંપૂર્ણરીતે ચરિતાર્થ કરેલી હોય છે.

લોભી માણસ જીવનમાં પ્રેમથી વંચિત રહી જાય છે. પ્રેમ તો માગે છે ત્યાગ. પ્રેમીજન ગમે તે ભોગ આપવા તત્પર હોય છે. લોભ અને પ્રેમનું મિલન અસંભવ છે, અશકય છે.

ધનવાન માણસો કંજૂસ બની જાય છે. ગરીબ કંજૂસ નથી બનતા. ગરીબ પણ જો આવતી કાલે ધનવાન થઈ જાય તો તે પણ કંજૂસ બની જવાનો. ધનનો સંગ્રહ અને કંજૂસાઈ જોડકાં ભાઈબંધ છે.

લોભ કે કંજૂસાઈ, અંદરના ખાલીપણાને લીધે હોય છે. માનવીનું અંતઃસ્તલ જો પ્રેમથી, કે સેવાના ભાવથી કે ત્યાગવૃત્તિથી કે ભોગ આપવાની તમન્નાથી ભરેલું હોય તો ત્યાં લોભને સ્થાન નથી.

જે માણસ બહારના સ્થૂળ સંગ્રહમાં પ્રવૃત્ત હોય તેનું અંતઃસ્તલ અનિવાર્ય રીતે ખાલી હોય છે. અંદરનો ખાલીપો સતત પૂકારતો હોય છે કે ભરો, સંગ્રહ કરો—એ લોભ છે. લોભના અનેક પ્રકાર છે. જેમકે ધનનો લોભ, જ્ઞાનનો લોભ, ત્યાગનો લોભ, પ્રતિષ્ઠાનો લોભ વગેરે વગેરે. એટલે તો જીવનમાં વિરોધાભાસ ઊભો થાય છે. લોભી માણસ પ્રતિષ્ઠાની ખાતર પૈસો વેરતો હોય છે, પણ મૂળમાં તો વૃત્તિ લોભની જ હોય છે. પ્રતિષ્ઠાનો લોભ છે એટલે પૈસો ખર્ચે છે!

કીર્તિનો લોભ સૂક્ષ્મ લોભ છે. ચાર ઉપવાસ કરવાથી પુણ્ય મળતું હોય તો બેવડું પુણ્ય મેળવવાના લોભથી આઠ ઉપવાસ પણ કરશે. પુણ્યની સાથે પાછી કીર્તિ તો ખરી જ. સમાજમાં વાહ વાહ થાય અને વધારે ને વધારે તપ કરવાનો પાનો ચડે! એ પણ લોભ છે. લોભનો ખાલીપો ત્યાગથી ભરી શકાય છે; જ્ઞાનના સંગ્રહથી પણ ભરી શકાય છે. જેમ જેમ વધારે ને વધારે જાણવાની વૃત્તિ થાય છે તેમ તેમ અંદરના લોભને તૃપ્તિ મળતી જાય છે.

સંસારનો ત્યાગ કરીને માનવી જંગલમાં જતો રહે છે. તે તપશ્ચર્યા કરે છે. તે હવે ત્યાગનો સંગ્રહ કરે છે. માણસ તો એનો એ જ છે, માત્ર તખ્તો બદલાય છે. સંસારમાં હતો ત્યારે ધન સંપત્તિ વગેરે એકઠું કરતો હતો, સ્થૂળ લોભ હતો, હવે જંગલમાં ત્યાગ, પુણ્ય એકઠું કરે છે, સૂક્ષ્મ લોભમાં રાચે છે.

# આપણું આકાશ

જયમલ્લ પરમાર

## તારકઝૂમખાંમાં

૧. મુકટ, ૨. શૌરીમંડળ, ૩. તારકઝૂમખું, ૪. ભુજંગધારી, ૫. વીંછીડો

જેઠ માસના દેવ જ્યેષ્ઠે : ઈંદ્ર મહારાજે પોતાના મોભા પ્રમાણે આ માસના દિવસો લાંબા કર્યા છે. આવડા લાંબા દિવસો છે એના કરતાં યે વધારે લાંબા લાગે છે અને કેમે ય સાંજ પડતી નથી; કેમકે પેલા વૈશાખ માસના દેવ અગ્નિએ પોતાના બાહુ આ માસમાં પણ પહોંચાડયા છે અને ગમે તે સાધન દ્વારા ચારે બાજુ ગરમી પહોંચાડવાનું ચાલુ રાખ્યું છે.

એમની ગરમીથી પેલી હવા પહોળી થાય છે, પાણી સુકાતાં નદીના પટ પહોળા થાય છે અને ધરતી પરથી ધૂળના ગોટા ઊડીને ધરતી પહોળી થાય છે. પેલાં વાદળાં પણ આકાશનો વિશાળ પટ નીરખીને પહોળાં પહોળાં થઈને આમથી તેમ જાય છે; અને ત્યાંથી આમ આવે છે. વાયુ એમને આમથી તેમ ફંગોળી રહ્યો છે. વાયુથી વાદળાં પહોળાં લાગે છે અને વાદળાંમાંથી પેલું આકાશ પહોળું લાગે છે.

### મેઘરાજાનું આક્રમણ

આ બધાંથી પહોળો થયેલો દિવસ સાંજ પડયે તો ચાલી ચાલીને થાકી ગયો અને માંડ ડગ માંગતો હોય તેમ લાગે છે. એના મોઢા પર ધૂળની ખેપટ લાગી હોય તેમ આકાશ ભૂખરું લાગે છે; પણ એ ભૂખરું આકાશ – મોં ધોવા માટે ધરતી માથે શીતળ જળ કયાંથી કાઢવું? જ્યાં સુધી ઠંડા થઈને પેલા વાયુદેવ સાંજને સમયે ન પધારે ત્યાં સુધી આકાશને મોઢું ધોવાની હામ થતી નથી.

પણ, આષાઢના દેવ મેઘરાજા ઉતાવળા થયા છે. ગયે વરસે તેઓ રિસાઈને ચાલ્યા ગયેલા અને તેમનાં ઘણાં મનામણાં થયેલાં; તેથી જાણે આ વર્ષે તેઓ વહેલા પધાર્યા છે. ધરતીના કૃષિદેવતા બળદને લઈને ખેડૂતોએ ખરબચડા ખેતર ખેડી ખેડીને ગાદલા જેવાં પોચાં બનાવ્યાં છે. આટલું થયા પછી તેના પર લેટવા માટે સ્વર્ગના કૃષિદેવતા પર્જન્યને પધારવું જ પડે ને? તેમને થયું હશે, કે ચાલો, વાદળ–ગાદલાંને છોડીને ખેતર–ગાદલાં પર લંબાવીએ. આ કારણે તેમણે પણ તેમની અષાઢ માસની હદ છોડીને આ જેઠ માસ પર આક્રમણ કર્યું છે અને ધૂળના ગોટ ઉડાડતા ઈંદ્ર મહારાજને ધક્કો મારીને વાદળીઓના દોવળાચોવળા થર ચારે બાજુ જમાવી દીધા છે.

### એકમાંથી અનંતનો વિસ્તાર

આકાશ જાણે વાદળાંના ફૂલગોટાથી લચી પડયું છે. કઈ ડાળીએ એ ફૂલ ઊગ્યાં? કોણે એ વીણ્યાં અને કોણે એ ફંગોળ્યાં? દેખાતું નથી, પણ ઘડીકવારમાં ફૂલડાંના ગોટમાંથી

एकोऽहं बहुस्याम्‌नी જેમ એકેએક વાદળું પોતાની અલ્પાકૃતિ મૂકી, પોતાના આકાશપટને નીરખીને વિશાળતા ધારણ કરે છે. પવનદેવની પાંખે ચડીને તેઓ ચારે દિશાઓ સર કરે છે. ઉત્તર દિશાએ થંભ રચી આવે છે, પૂર્વ દિશાએ કિનારા બાંધી આવે છે, દક્ષિણ દિશાએ જઈને વહાણ નાંગરી આવે છે.

પણ સાંજને સમયે પશ્ચિમ દિશા તરફ જતાં તો પેલો સૂરજદેવ પોતાની કિરણ-પિચકારીથી એમનાં મોઢાં રંગી નાખે છે અને બનાવી દે છે લાલ, ગુલાબી, કેસરિયાં, જાંબલી કે કાળાંધેરાં. સૂરજે તે કેટલાક રંગની પિચકારીઓ તેના મોઢામાં સંઘરી રાખી હશે? રંગથી ચીતરેલું મોં ધોવા જતાં ઊલટાં વિશેષ રંગે મોં રંગાય તેમ સૂરજની કિરણ-પિચકારીઓથી બચવા માટે ભાગી છૂટેલાં વાદળાંનાં મોં પર હતા તેના કરતાં વિશેષ રંગ દેખાય છે અને તેઓ મૂંઝાતાં મૂંઝાતાં ભાન ભૂલીને એકબીજા સાથે અથડાઈ પડે છે.

બાળકના એક હાથમાં લાડુ આપીએ અને બીજા હાથમાં પેંડો આપીએ, તો એની શી દશા થાય? એણે એ બેમાંથી ખાવું શું? એ જ રીતે રાત પડયા પછી યે ઘડી ઘડી પલટાતાં અને અવનવા આકાર રચી રૂડાં દૃશ્ય ઊભાં કરતાં વાદળાંને નીરખવાં, કે અખંડ તેજોરાશિથી ચમકતાં અને અખંડ જીવનો આદર્શ ઢોળ્યા કરતાં તારકમંડળને જોવાં?

રાત પડયે આકાશ સામે નજર કરતાં વાદળાંના ગોટા તારકમંડળોને નીરખવા નથી દેતા. દિવસ દરમિયાન ધૂળના ગોટાએ આકાશ માથે ભૂખરું લીંપણ કરેલું તે વાદળાંના ગોટાએ વિશેષ ઘાટું બનાવી દીધું છે—જાણે આખા આકાશ આડે ધૂંધળો ચંદરવો બાંધી દીધો છે. એ ચંદરવા આડે આકાશ આપણને નહિ દેખાય.

## ગેડીદડાનો ખેલાડી

પણ રાતના કોઈ અજબ ખેલાડી નીકળે છે અને ચંદરવામાં પોતાની ગેડીનો ફડાકો લગાવી દે છે અને ચીરા પાડી દે છે—અહીં તહીં, આ બાજુ, પેલી બાજુ, વાદળાંમાંથી તારાઓ એ ફાટેલ ચંદરવાની ચિરાડોમાંથી છાનામાના ડોકિયાં કરવા લાગે છે. એટલી ચિરાડોમાંથી આખા તારા-સમૂહો તો શાના દેખાય? પણ આખી માનવ-મેદનીમાંથી આપણા પ્રિયજનનો એકાદ હાથ, માથું કે પગ દેખાતાં આપણે તેને ઓળખી કાઢતા નથી? એ જ રીતે એક એક તારાને ઓથે આખા નક્ષત્રને આંખ ઓળખી કાઢે છે અને હસતી હસતી કહે છેઃ —ઓળખ્યા, ઓળખ્યા, છટકીને કેટલેક દૂર જવાના હતા? કેટલીક વખત છુપાઈને બેસી રહેવાના હતા?'

ગેડીઓના વારંવાર થતા ફડાકાથી પેલાં વાદળાં રવાના થાય છે ખરાં, પણ પેલી છાણ મેળવવા નીકળેલી છોકરીઓ પોદળામાં સાંઠો ખોસીને પોતાનો અધિકાર કાયમ કરતી જાય છે, તેમ વાદળાં પણ આછું-ઘેરું વાતાવરણ મૂકતાં જઈને આકાશ પર પોતાનો અધિકાર કાયમ બનાવતાં જાય છે.

## આકાશના અવનવા ઘાટ

ઘણે દિવસે આકાશ સામે જોવાથી એનો આખો ઘાટ ફરી ગયો છે. પશ્ચિમમાં મઘા નક્ષત્રની દાતરડી પડું કે પડશે થઈ રહી છે. આપણે તો દૂર ઊભા છીએ, તેથી બીક નથી; પણ પેલાં ક્ષિતિજના ખોરડા પર એ પડશે તો નળિયાંના ભુક્કા નહિ ઉડાવી દે? આ અણધાર્યા ચોમાસાના દિવસોમાં પછી એ ઘરમાં ચૂવા થશે તેનું શું?

પેલો વાસુકિ તો દાતરડીથી યે ઉતાવળો થઈને આથમણા રાફડામાં દોડતો દોડતો ઘૂસી જવા માગે છે. ઝપાટે ઘુસવા જતા એની પૂછડી ઊંચી થઈ ગઈ છે. આપણને તો એ પૂછડી ઝાલીને ખેંચવાનું મન થાય—જો વાસુકિ પાછો ફરીને સામે ફેણ ન માંડે તો.

પેલું પૂર્વા અને ઉત્તરા ફાલ્ગુનીનું ચોકઠું બિચારું આથરણું જતાં આડુંઅવળું વીંખાઈ ગયું છે.

પણ આ ઉત્તર દિશામાં શું છે? સપ્તર્ષિના

પતંગે તો હવે જાણે હાથીનો આકાર ધારણ કરી, પોતાના દેહ–ચોકઠાને હેઠો બેસારી, સૂંઢ ઊંચી કરી આકાશને અર્ધે ભાગે પહોંચાડી દીધી છે. ગજેન્દ્રમોક્ષમાં ગ્રાહે પકડેલા ગજેન્દ્રે સૂંઢ ઊંચી કરી હતી તેવો જ આકાર રચાઈ ગયો છે. ઊંચી કરેલી સૂંઢમાંથી પ્રભુને ચરણે ધરવા માટે કમળફૂલ ઊડતાં જાય છે. પહેલું ફૂલ સ્વાતિ, બીજું ફૂલ ચિત્રા, દૂર દૂર આકાશમાં જઈને વેરાઈ ગયાં છે.

નાનાં છોકરાંને તો સપ્તર્ષિમાં હાથી કરતાં એક બીજો આકાર દેખાવાનો. જાણે શેરી વચ્ચે ડોશીદડાની રમત માંડી હોય તેમ સપ્તર્ષિ–છોકરાએ પોતાને હાથેથી દડો ઉછાળ્યો છે. ઠેઠ દક્ષિણમાં તે ચિત્રાસ્વરૂપે પડ્યો છે. એ દડાને કોઈ પકડે તે પહેલાં તેની પાછળ બીજો દડો ઉછાળ્યો છે અને તે જઈ પડ્યો છે સ્વાતિ–રૂપે. સપ્તર્ષિ–છોકરાની સામે પડેલા ધ્રુવમત્સ્યને એની ડોશીનો પાણો કલ્પી લઈએ, તો કશું ખોટું નથી.

ધ્રુવમત્સ્યને સામે છેડે દક્ષિણ દિશામાં પેલો વીંછીડો આડો પડ્યો છે. એના પેટમાં પડેલો પરવાળા જેવો પારિજાત જેઠ માસનો અધિકારી હોવા છતાં, આપણે અત્યારે સુધી તેની સામે નથી જોયું; તેથી જાણે આપણી સામે આંખોના ડોળા લાલ કરી તાણી રહ્યો છે; પણ એના ડોળા સામે ઝાઝું જોવા બેસાય તેમ નથી. એ જ રીતે વીંછીડાના આંકડાએ ભરવાડની આંકડ ઝાડ પરથી વેલા તાણે તેમ દક્ષિણમાં થોડાક નક્ષત્ર ખેંચ્યાં છે, તે જોવા પણ બેસાય તેમ નથી. અત્યારે તો આ વીંછીડા અને સપ્તર્ષિ વચ્ચે આવેલા એકાદ–બે તારામંડળો નીરખી લેવા વિચાર છે.

## ભુજંગધારી અને ભુજંગ

વીંછીડાના ડાબા આંકડાના ઉપલા ભાગથી તારાઓની એક હાર ઉત્તર દિશા તરફ ચાલી જાય છે. થોડેક આવીને તે ઊંચે ચડે છે. થોડીક ઊંચી થયા બાદ ઊંટના ઢેકા જેવો આકાર રચીને એ નીચે નમી પડે છે. કોઈ ભરવાડને તો એવો આકાર જોઈને બેસી જવાનું જ મન થાય; પણ એનું નામ તો છે ભુજંગધારી : સર્પધર : ગારુડી. કયો ગારુડી અહીં સર્પ લઈને રમત કરવા નીકળ્યો છે? કોણ એની રમત નીરખવાનું છે? ખબર નથી પડતી. આપણે તો એને પાશ્ચાત્ય નામ ઓફિઉકસ: Ophiucus પરથી એ નામ આપી દીધું છે, એટલે વિશેષ માથાકૂટમાં નહિ ઊતરીએ તો ચાલશે.

એ ભુજંગધારી જો સર્પ રમાડવા નીકળ્યો છે, તો સર્પ ક્યાં? સર્પ તરીકે તો એની ઉપર પશ્ચિમમાં પડેલા તારાઓને અને તેની નીચે પૂર્વમાં પડેલા તારાઓને ગણાવવામાં આવે છે. શું ભુજંગધારીએ માથે, હાથે, પેટે, પગે બધે સાપ વીંટ્યા હશે અને ખેલ કરવા નીકળ્યો હશે? એ ઉપર–નીચેના તારાઓને પાશ્ચાત્યો સર્પેન્ટ્સ: serpents કહે છે. સર્પેન્ટ્સ એટલે જ સાપ. વિશેષ વિગતથી એને નામ આપીએ તો ભુજંગધારીની પશ્ચિમે પડેલા તારાઓને 'ભુજંગમુખ' કહે છે અને ભુજંગધારીની પૂર્વે પડેલા તારાઓને 'ભુજંગપુચ્છ' કહે છે. એનાં બીજાં નામ સર્પમુખ અને સર્પપુચ્છ.

એ સાપના સ્વામી પેલા ભુજંગધારીનો આકાર જો કલ્પવા બેસીએ તો કોઈ મદારી પ્રેક્ષકો પાસે પૈસા ઉઘરાવતો હોય ત્યારે સાપને ખભે નાખીને ફરતો હોય તેવો દેખાય છે. ભુજંગધારી ભુજંગને લઈ કમાઈ ખાય છે, તેથી ખભે નાખેલા ભુજંગના આકારથી તે ઓળખાય તેમાં નવાઈ શી? પણ કલ્પનાને લંબાવીએ તો કયારેક ભુજંગધારી પેલા કેપ્ટન કૂકના લાંબા હેટનો ખ્યાલ ઊભો કરે છે, તો કયારેક બંગાળમાં વરલાડી પરણ્યા બાદ બેસે છે, એવી પાલખીનો આકાર ઊભો કરે છે.

એ ભુજંગધારીથી ઉત્તર તરફ ચાલતાં ઊંચે પેલો 'મુકુટ' ઘોડાની ખરી જેવો ઘાટ રચીને આપણા માથા લગોલગ આવી ગયો છે. આ મુકુટથી નીચે પૂર્વભાગે કેટલાયે તારાઓ પડેલા છે. એનો કોઈ ઘાટ નથી કે જેમતેમ પડ્યા હોવાનું કોઈ રૂપ પણ નથી, છતાંયે એનાં બીજાં મહત્ત્વ ઘણાં છે તેથી એણે આપણી આંખોને તેના તરફ ખેંચી લીધી છે.

## શૌરીમંડળ

મુકુટની નીચે નજર કરતાં કેટલાક તારા જેમ આવે તેમ આડાઅવળા પડયા છે. પાણીમાં પાટુ મારતાં આસપાસ આમતેમ પાણીનાં બિન્દુ ઊડી પડે તેમ એ તારાઓ ઊડી પડયા છે. એ તારાનું નામ શૌરીમંડળ. શૌરી એટલે તો શૂરકુલભૂષણ શ્રીકૃષ્ણ મહારાજ. કૃષ્ણ મહારાજ સ્વભાવે જ સર્વ-વ્યાપી એટલે એમના નામથી પ્રસિદ્ધ થયેલા અને આસપાસ ચારે બાજુ પથરાયેલા એ તારામંડળનું ચોક્કસ સ્વરૂપ નક્કી કરવામાં આપણને મુશ્કેલી પડે છે—જેમ ગોપીઓને કૃષ્ણનું એક સ્વરૂપ નક્કી કરવામાં મુશ્કેલી પડી હતી તેમ જ. કૃષ્ણ જેમ જુદી જુદી ગોપીઓ સમક્ષ જુદે જુદે સ્વરૂપે દેખાતા તેમ આ શૌરીમંડળને નીરખનારા કોઈ એક આકાર તેમાંથી કલ્પે, તો કોઈ બીજો આકાર બાંધે.

આ શૌરીમંડળનો સૌથી પ્રકાશિત તારો પણ કાંઈક કૃષ્ણ–રાધાનું સ્વરૂપ રજૂ કરી જાય છે. મુખ્ય તારો આસમાની રંગનો છે અને તેની આસપાસ ફરનાર જોડિયો તારો નારંગી રંગનો. જાણે આસ-માની શ્યામસ્વરૂપ કૃષ્ણ મહારાજ અને આનંદમગ્ન રક્તવર્ણાં રાધાજી એકબીજા સાથે નૃત્ય કરી રહ્યાં છે.

આ શૌરીમંડળનું પાશ્ચાત્ય નામ હર્ક્યુલીસ: Hercules. હર્ક્યુલીસને પોતાને નીરખીએ તે પહેલાં તેનાં કેટલાં યે પરાક્રમો આપણી પાસે વાર્તા-સ્વરૂપે આવીને તેની આડકતરી ઓળખાણ કરી ગયાં છે. આજે હવે હર્ક્યુલીસની પૂરી અને સીધી ઓળખાણ કરી લઈએ.

### હર્ક્યુલીસની પરાક્રમગાથા

હર્ક્યુલીસ તો માનવકુલની સ્ત્રી આલ્કમીનાને પેટ અવતરેલો દેવ જ્યુપિટરનો પુત્ર. જ્યુપિટરની પત્ની જૂનો હર્ક્યુલીસની માની અદેખાઈ કરવા લાગી; અને તેને હેરાન કરવા હર્ક્યુલીસને કરડવા માટે બે સાપ મોકલ્યા. પણ ઘોડિયામાં હીંચતા અદ્‌ભુત બળવાળા હર્ક્યુલીસે બંને સાપને પકડીને ગળું દબાવી મારી નાખ્યા.

હર્ક્યુલીસ યુવાન થયો. શસ્ત્રવિદ્યા શીખ્યો. અનેક પરાક્રમો કરવા લાગ્યો અને તેના બાહુબળથી આખા ગ્રીસમાં પ્રખ્યાત થઈ ગયો. જૂનો આ કેમ સહન કરી શકે? તેણે હર્ક્યુલીસને ગાંડો કરી મૂકયો અને હર્ક્યુલીસે ગાંડપણમાં તેના પુત્રો તથા ભત્રીજા-ઓને મારી નાખ્યા. ગાંડપણ જતાં તેને પોતાના પાપકૃત્ય માટે પશ્ચાત્તાપ થવા લાગ્યો. પાપનું પ્રાયશ્ચિત્ત કરવા તે ડેલ્ફી દેવીને મંદિર ગયો, અને પૂજારીએ તેને પ્રાયશ્ચિત્ત રૂપે રાજા યુરસ્થીઅસની બાર વરસની ગુલામી કરવાનો માર્ગ સૂચવ્યો.

હર્ક્યુલીસ રાજાનો ગુલામ થઈને રહ્યો, પણ ફાટફાટ થતા બળવાળો જુવાન વગર પરાક્રમે કેમ બેસી શકે? રાજા યુરસ્થીઅસે તેને બાર કામો કરે તો ગુલામીમાંથી છોડવાની વાત કરી. હર્ક્યુલીસ તે માટે તૈયાર થયો. આ બાર કામો તો એકબીજાથી દુર્ઘટ અને જોખમી હતાં, પણ હર્ક્યુલીસ તેમાંથી પાર ઊતર્યો.

તેણે પેગ્ના જેમીન નામના સિંહને મારીને તેનું સિંહચર્મ લીધું, પાણીનાં ધરામાં રહેતા પેલા નવફેણી નાગને માર્યો ને તેના ઝેરમાં તીર બોળી લીધાં, રાક્ષસી રીંછને માર્યું, ડાયેનાના હરણ પકડયાં, રાક્ષસી પંખીઓનો નાશ કર્યો, ભયંકર પશુઓથી ભરેલો તબેલો સાફ કર્યો, જંગલી ગોધાને પકડયા, માનવમાંસભક્ષી ઘોડાને બાંધી લાવ્યો, હીપોલીટ રાણીનો કમરબંધ લઈ આવ્યો, જીરોન દેશનાં જાન-વર હાંકી આવ્યો, દૂર દેશ જઈને સુવર્ણફળ તોડી લાવ્યો. અને સૌથી છેલ્લે પાતાળમાં જઈને ત્રિનેત્ર કૂતરો લઈ આવ્યો. તેનાં આ પરાક્રમોથી દેશ તેની ગાથાઓ વડે ગાજવા લાગ્યો.

### હર્ક્યુલીસનો અંત

પણ તેનો અંત ભારે કરુણ રીતે આવ્યો. પ્રથમ પત્ની ડાઈનીરાએ અજાણમાં તેને એક નરવ્યુરે આપેલ પહેરણ હર્ક્યુલીસને પહેરાવવા નોકર મારફત મોકલ્યું; પણ એ પહેરણ તો કાલકૂટ ઝેરથી ભરેલું હતું. જેવું પહેરણ હર્ક્યુલીસના અંગ પર પડયું કે

તેને રોમેરોમ કાળી લાય લાગી.

પોતાનો અંત આવ્યો જાણીને હર્ક્યુલીસે આખા જંગલનાં ઝાડ તોડીને શાંતિથી પોતાની મેળે ચિતા ખડકી અને આગ ચાંપી દેહને બળવા દીધો. તેનો માનવ-દેહ નાશ પામતાં તેના ચેતન-દેહને પિતા જ્યુપિટરે તેડી લીધો, તેને દેવો સાથે ઑલિમ્પસ પર્વત પર સ્થાન આપ્યું અને માનવપ્રજા હર્ક્યુલીસનાં અદ્‌ભુત પરાક્રમ યાદ કરતી રહે તે માટે તેને આકાશ મધ્યે તારામંડળરૂપે બેસાડી દીધો.

જેમ હર્ક્યુલીસે પોતાના જીવનને અદ્‌ભુત પરાક્રમોથી ભરી દઈને સમગ્ર પ્રજાનું ધ્યાન પોતાના તરફ દોરી લીધું હતું, તેમ તેના નામ ધારી આ શૌરીમંડળે પોતાની અંદર કેટલીક અદ્‌ભુત વસ્તુઓ ભરી રાખી છે અને તે વડે અભ્યાસીઓનાં તેમ જ આપણાં મનને તેણે ખેંચી રાખ્યાં છે. હર્ક્યુલીસનાં પરાક્રમ સાંભળ્યા પછી ચાલો, એ શૌરીમંડળની અદ્‌ભુત ચીજોની ઓળખ કરી લઈએ.

## હર્ક્યુલીસનો તારકગુચ્છ

આ શૌરીમંડળના એક ઉપરના તારા પાસે પ્રકાશનું નાનું એવું ધાબું દેખાય છે. તદ્દન નિરભ્ર અને અંધારી રાત્રિએ જ આંખને કાંઈક દેખાય એવું એ ધાબું ભાગી ગયેલી કોઈ વાદળીનો નાનકડો કટકો લાગે; પણ આપણી આંખને ટેલિસ્કોપની મદદથી વિશાળ કરીને જોતાં એ નાનકડું ધાબું બની જાય છે તારાઓનો એક સમૂહ. ૫-૧૦ તારાઓ નહિ, ૧૦૦-૨૦૦ તારાઓ નહિ, ૧૦૦૦-૨૦૦૦ તારાઓ નહિ, પણ ખાસ્સા ૩૫૦૦૦ તારાઓનો સમૂહ. આટલા તારાઓ તો આપણા સૂર્ય જેટલા જ પ્રકાશિત. એ સિવાય તેની અંદર ત્રણ તારાઓ તો એવા પડયા છે, જે આપણા સૂર્યથી સોગણા વધારે પ્રકાશિત છે. આટલા બધા પ્રકાશિત તારાઓ પોતાની અંદર સમાવવા છતાં આ તારકગુચ્છ આપણી નરી આંખે માંડ દેખાય તેવો કાં? કારણ કે, તે આપણાથી ૩૩૦૦૦ પ્રકાશવર્ષને અંતરે વસે છે.



શૌરીમંડળમાં દેખાતો તારકગુચ્છ

આ તારકગુચ્છ આપણાથી ૩૩૦૦૦ પ્રકાશવર્ષ દૂર છે. એમાંના ૩૫૦૦૦ કરતાં વધારે તારા આપણા સૂર્ય જેવડા છે અને પેલા ત્રણ સફેદ ગોળાકાર વચ્ચે દેખાતા ત્રણ તારા તો આપણા સૂર્ય કરતાં સોગણા પ્રકાશિત છે. ચિત્રની મધ્યમાં દેખાતી નાનકડી લીટીનું અંતર ૪½ પ્રકાશવર્ષ (પાસેમાં પાસેના તારા નરતુરંગ જેટલું) છે અને મોટા ગોળાકારનો વ્યાસ ૧૬૦ પ્રકાશવર્ષ છે.

આપણા શૌરીમંડળના આ તારકગુચ્છનો વિસ્તાર જાણવો છે? આપણી આંખે નાનકડા ધાબા તરીકે દેખાતા એ તારકગુચ્છના એક છેડાથી બીજા છેડા સુધીનો વિસ્તાર ૩૬૦ પ્રકાશવર્ષનો છે. આ તારકગુચ્છને અંગ્રેજીમાં કલસ્ટર ઑફ હર્ક્યુલીસ : The Cluster of Hercules કહે છે.

## તારકગુચ્છનાં સ્વરૂપ

ડૉ. શેપ્લે નામના વિદ્વાને આવા તારકગુચ્છોનો ખાસ અભ્યાસ કર્યો છે અને તેમણે જણાવ્યું છે, કે આવો પાસેમાં પાસેનો તારકગુચ્છ આપણી પૃથ્વીથી ૧૮,૦૦ પ્રકાશવર્ષ દૂર છે, જ્યારે દૂરમાં દૂરનો તારકગુચ્છ ૧,૮૫,૦૦૦ પ્રકાશવર્ષ દૂર છે. આવા તારકગુચ્છ લગભગ એક હજાર શોધાયા

છે અને તેમની અંદરના તારા, તેમનું અંતર, તેમનો વિસ્તાર વગેરે નક્કી થઈ રહ્યાં છે. આ જાતના તારકગુચ્છ હવે વિશેષ શોધ્યા દેખાતા નથી, તેથી નક્કી થયું છે, કે હજારથી વધારે તારકગુચ્છો આકાશમાં નહિ હોય. આમાં નરી આંખે દેખાય તેવા તો પાંચ જ તારકગુચ્છો છે. આ તારકગુચ્છો આકાશમાં ગોઠવાયા છે, પણ જાણે ચોક્કસ રૂપે. આકાશમાં જેમ જેમ દૂર જઈએ તેમ તેમ તેઓ ઓછા થતા જાય છે અને છૂટા પડતા જાય છે.

આ જાતના તારકગુચ્છો પેલાં પારેવાંનાં ટોળાં એક સાથે એક દિશામાં ઊડયે જતાં હોય છે, તેમ એક જ દિશામાં દોડયા જાય છે. જેમાં પારેવાંનાં ટોળાંમાં વચલા ભાગે ખૂબ જ પારેવાં હોય અને છેવાડે જતાં છૂટાં થતાં જાય, તે જ રીતે આ તારકગુચ્છોના વચલા ભાગે તારાઓ ખીચોખીચ ભર્યા હોય છે; અને જેમ જેમ ગુચ્છોની બહાર નીકળતા જઈએ તેમ તેમ તારાઓ છૂટા છૂટા પડતા જાય છે. અમુક ગોળાકાર વિસ્તારમાં વસતા અને એક જ જાતના તારાઓ સમાવતા આ જાતના તારકગુચ્છને ગોળાકાર તારકગુચ્છઃ ગ્લોબ્યુલર સ્ટાર ક્લસ્ટર્સ: The Globular Star Clusters કહે છે. આપણે દક્ષિણ આકાશમાં સફર કરેલી ત્યારે ત્યાં ઘણા તારકગુચ્છો વિષે ઉલ્લેખ કરેલ છે. એ બધા તારકગુચ્છો ઉપર કહ્યા તે પ્રકારના છે. આ તારકગુચ્છો વ્યવસ્થિત પ્રકારના કહી શકાય. આ સિવાય બીજી બે જાતના તારકગુચ્છો આકાશમાં પડયા છે.

આપણે પુષ્ય નક્ષત્રનું નિરીક્ષણ કર્યું ત્યારે ત્યાં એક ૫૦૦ તારાઓનો પ્રીઝેપી નામનો ગુચ્છ છે એમ કહેલું, તે યાદ છે ને? એ ગુચ્છની અંદરના તારા આ ગોળાકાર તારકગુચ્છની પેઠે (વચ્ચે ખીચોખીચ અને બહાર છૂટા છૂટા એવી કોઈ રીત) ગોઠવાયા નથી હોતા—આડાઅવળા જેમતેમ તેઓ પડયા હોય છે. અલબત્ત, તેઓ એક જ જાતના તારા ખરા અને એક જ દિશામાં એક સરખી ગતિથી ઊડયે જાય છે ખરા.

ત્રીજી જાતનો તારકગુચ્છ તરીકે આપણા મૃગશીર્ષને કે સપ્તર્ષિના તારામંડળને કહી શકાય. એવા તારાઓ તો એકબીજાથી અસંખ્ય ગાઉ દૂર પડયા હોય છે; પણ તેઓ દોડયા જતા હોય છે એક જ દિશામાં અને તેમનું બંધારણ પણ એક જ જાતનું હોય છે. અલબત્ત, મૃગશીર્ષમાં પેલો આર્દ્રાનો તારો અને સપ્તર્ષિમાં પેલા બે તારા ક્રતુ (સૌથી પહેલો) અને મરીચિ (સૌથી છેલ્લો) આખા તારામંડળ સાથે નથી દોડતા. તેઓ તો ઊંધા જ દોડયે જાય છે; અને તેથી તેમની ગણતરી ગુચ્છમાં થતી નથી. ગુચ્છમાં નથી છતાં તેઓ મંડળમાં તો આપણને એક સાથે દેખાય છે. હજી આપણે જેનો પરિચય કરવાનો છે તે કૃતિકાના તારાઓ પણ આ ત્રીજા પ્રકારનો તારકગુચ્છ છે.

## કૃષ્ણનો મુકુટ

અત્યારે તો આપણે શૌરીમંડળના તારકગુચ્છને જ નીરખી લઈએ. બરાબર શૌરી—કૃષ્ણ મહારાજ—ની ઉપર આવેલો આ તારકગુચ્છનો ડાઘ મુગટ માથેની કલગી જેવો લાગે છે. કૃષ્ણ મહારાજને આપણે કયો મુકુટ પહેરાવશું? આ તારકગુચ્છનો મુકુટ કે આ શૌરીમંડળ પર જ આવેલ પેલો કોહિનૂરવાળો મુકુટ? કે પાસે ઊભેલા ભુજંગધારીમાંથી ઊભો થતો આધુનિક હેટ—આકારનો મુકુટ? કૃષ્ણ મહારાજે આધુનિક જમાના સાથે દોડવું હોય તો કલગીવાળો મુકુટ છોડી આધુનિક હેટ જ પહેરવો રહ્યો ને?

આ વાંચીને પેલા શબ્દશાસ્ત્રીઓ કયાંક મારવા દોડશે. તેઓ તો કહેશે, કે પાશ્ચાત્યોએ શૌરીમંડળને હર્ક્યુલીસ નામ આપ્યું છે ખરું, પણ જેમ પેલા શિકારી ઓરાયનનું મૂળ આર્યોનું અગ્રહાયન છે તેમ, હર્ક્યુલીસનું મૂળ તો હરિકુલેશ છે. હરિકુલેશ એટલે હરિકુલમાં જન્મેલા શ્રીકૃષ્ણ. હર્ક્યુલીસનાં પરાક્રમો પણ જુઓને? આબેહૂબ કૃષ્ણના બાલ્યકાળનાં પરાક્રમો જેવાં જ છે એ તો.

આપણાથી શબ્દોની એ માથાકૂટમાં નહિ ઊતરાય. આપણે તે શૌરીમંડળની એક બીજી

અદ્ભુતતા નીરખી લઈએ.

## તારાઓની ઝબકજ્યોત

આ શૌરીમંડળ તરફ ટેલિસ્કોપ રાખીને ૧૯૩૪માં એક વિદ્વાન તારાનું નિરીક્ષણ કરતા બેઠા હતા, ત્યાં અચાનક તેમની સામે પ્રકાશ દેખાયો અને એક તારો ચમકવા લાગ્યો. એનો પ્રકાશ વધવા લાગ્યો અને વધતો વધતો તે બીજા વર્ગના તારાના પ્રકાશ સુધી પહોંચી ગયો. તપાસ કરતાં ખબર પડી કે, જ્યાં આ તારો દેખાયો ત્યાં મૂળ તો ૧૫મા વર્ગનો તદ્દન ઝાંખો તારો હતો. એ જ ભાઈસાહેબ પેલો દેડકો બળદને જોઈને પોતાને દેહ ફુલાવતો ગયેલો, તેમ પોતાનો પ્રકાશ ફુલાવતા ફુલાવતા આટલા તેજદાર બની ગયેલા. એના મૂળ તેજથી તો ૧૬૦,૦૦૦ગણો તેજદાર તે બની ગયેલો; પણ છેવટ જેમ પેલા દેડકાનો દેહ ફૂટી ગયેલો, તેમ આ તારાનું પણ થયું અને થોડા વખત પછી એનો પત્તો લાગ્યો નહિ. આ તારાનું નામ નોવા હકર્યુલીસ : Nova Hercules-હકર્યુલીસનો નવીન તારો.

આ જાતનો આ કાંઈ પ્રથમ જ તારો ન હતો. આ જાતના પહેલાં પાંચેક પ્રકાશિત તારા શોધાઈ ગયા હતા; અને એથી ઝાંખા તારા તો કેટલા યે જોવા મળ્યા હતા. છેલ્લામાં છેલ્લો આ જાતનો તારો પેલા વહાણના નૌકાખંડમાં ૧૯૪૨ના નવેંબરની ૧૩મી તારીખે દેખાયો હતો. નજરે ચડયો ત્યારે એનો પ્રકાશ બીજા વર્ગનો હતો.

આ જાતના તારાને નવીન તારકા : નોવા : Novae કહે છે. દીવાની ઝબકજ્યોત તમે જોઈ છે? ઓલવાતો દીવો જેમ છેલ્લે છેલ્લે પોતાનું બધું જ બળ વાપરીને પ્રકાશનો છેલ્લો ઝબકારો પાથરીને અદ્દશ્ય બને છે, તેવું જ કાંઈક આ નવીન તારાઓનું હોય છે. તેઓ પણ તદ્દન ઝાંખા હોય છે તેમાંથી એકદમ ઝબકતા ઝબકતા ખૂબ જ પ્રકાશિત થઈ જાય છે; અને થોડા વખત પ્રકાશીને હમેશને માટે ઠરી જાય છે.

### ઝબકજ્યોતનું કારણ

આ ઝબકતારાઓ શા માટે થતા હોય છે? કેવી રીતે થતા હશે? કારણો તો ઘણાં અપાય છે, પણ સાચું કારણ કોણ કહી શકે? કોઈ કહે છે, કે એની પાસેથી કોઈ બીજો તારો પસાર થતાં અકબીજા ભટકાતાં આ ઝાંખા તારાના ભુક્કા બોલી જતા હશે, અને તેનું વસ્તુ બળીને મોટો ભડકો થતાં તેનો પ્રકાશ વધી જતો હશે. કોઈ કહે છે, કે બીજો તારો પાસેથી પસાર થાય એવો પ્રસંગ કયારેક જ આવે. આ તારાઓ કદાચ પેલાં નિહારિકાઓનાં વાદળાં સાથે ભટકતા હશે અને તેમનામાં ગરમી પેદા થતાં સળગી ઊઠતા હશે. પેલા ખરતા તારા પૃથ્વીના વાતાવરણ સાથે ઘસાતાં સળગી ઊઠે છે ને? એવું જ કદાચ આ તારાઓનું થતું હોય.

આ બધા કરતાં ત્રીજું એક કારણ કહેવામાં આવે છે; અને તેને વજૂદવાળું ગણવામાં આવે છે. તે કારણ પ્રમાણે આ તારાઓની અંદર જ કાંઈક ફેરફાર થતાં તેઓ અંદરથી ગરમ થઈ ઊઠે છે; અને તેથી તેની સપાટી સળગી ઊઠતાં તેનો પ્રકાશ વધી જાય છે. અંદરથી તેઓ ગરમ થઈ ગયેલા હોય છે, તેથી કેન્દ્ર સુધી તેઓ સળગી જાય છે; અને એથી જ થોડો વખત પ્રકાશ્યા પછી તેમને સ્થાને કશું દેખાતું નથી – તેનું સમગ્ર વસ્તુ જ નાશ પામી જાય છે. આ જાતના કેટલાક નૂતન તારામાંથી એક સેંકડે ૧૦૦૦ માઈલની ઝડપે ધુમાડા ઊંચે ચડતા જતા હોય છે અને થોડે થોડે દિવસે એવા ધુમાડા દેખાય છે; તેથી તેની સપાટીનાં એક પછી એક પડ સળગતાં જતાં હશે, તેમ મનાય છે.

આ ઝબકજ્યોતની સ્થિતિમાંથી લગભગ આકાશની અંદર આવેલા બધા તારાઓને પસાર થવું પડતું હશે; તેમ અભ્યાસીઓનું માનવું છે. એ રીતે આપણો સૂર્ય પણ એક દિવસ ઝબકજ્યોત થઈને અદ્દશ્ય બની જવાનો. અરેરે, તે દિવસે આપણી શી સ્થિતિ હશે? મૂંઝાતા નહિ, એ સ્થિતિ નીરખવા માટે માનવજાત આ ધરતી પર નહિ રહી હોય:

કેમકે સૂર્ય સળગી ઊઠતાં તેની અંદરથી ઊપડેલા ભડકાથી. આપણું સૂર્યમંડળ પોતે ક્યારનુંય નાશ પામી ગયું હશે.

## આપણું ગંમ્યસ્થાન

શૌરીમંડળ વિષે હજી એક ત્રીજી અદ્ભુત વાત આપણે જાણવાની બાકી છે. આકાશનાં બીજાં બધાં નક્ષત્ર ભલે ભારે રૂડાં હોય, સારા આકાર રચતાં હોય, પણ આપણું ગમ્યસ્થાન તો આ શૌરીમંડળ જ છે. જાણીને આશ્ચર્ય ન પામતા કે આપણું આખું સૂર્યમંડળ, સૂર્ય સાથે આ શૌરીમંડળ તરફ સેકંડના ૮ માઈલની ગતિથી ધપી રહ્યું છે.

પહેલાં તો પૃથ્વી ગોળ છે એમ કોઈએ નહિ માનેલું. પછી માન્યું, કે પૃથ્વીની આસપાસ વિશ્વ કે સૂર્ય નથી ફરતાં, પણ બિચારી પૃથ્વી આ સૂર્યની આસપાસ ફરે છે, એવું કહેવા માટે તો પેલા ગેલીલીઓને રિબાવી માર્યો. હવે તો એથી યે આગળ વાત નીકળી કે આપણો આ સૂર્ય પણ સ્થિર નથી. એ તેના આખા ગ્રહમંડળ સાથે શૌરીમંડળ તરફ જઈ રહ્યો છે. આ શૌરીમંડળ વળી આકાશમાં બીજે ક્યાંક દોડ્યું જતું જાહેર થાય, તો આશ્ચર્ય નહિ પામતા.

આપણું સૂર્યમંડળ શૌરીમંડળ તરફ દોડ્યું જાય છે, તે ખબર કેમ પડી ? આવડા મોટા આકાશમાં એ કઈ રીતે માપી શકાયું ?

રાતને સમયે કદી શેરી વચ્ચે ફરવા નીકળ્યા છો ? મ્યુ. ના ટમ ટમ બળતા દીવા જોયા છે ? રસ્તે ચાલતાં એક દીવો પાછળ રહે તે ધીમે ધીમે દૂર જતાં ઝાંખો બને અને સામેનો દીવો પાસે આવતો જાય તે પ્રકાશિત બને એ તો ખ્યાલ છે ને ? આ રીતે આખા આકાશનું નિરીક્ષણ કરતાં દેખાયું, કે જેમ જેમ શતકો વીતતાં જાય છે તેમ તેમ શૌરીમંડળ પાસેના તારાઓ આપણી નજીક નજીક દેખાતા જાય છે અને તેની વિરુદ્ધ દિશાના તારાઓ દૂર દૂર પડતા ઝાંખા થતા જાય છે.

આ દૃશ્યે જ્યોતિષશાસ્ત્રીઓને વિચારમાં નાખ્યાં, હાથમાં ટેલિસ્કોપ પકડાવ્યા. આંકડા અને માપ લીધાં અને કેટલીયે જહેમત પછી નક્કી થઈ શક્યું, કે આપણા સૂર્ય મહારાજ તો તેમના પુત્ર-પરિવાર સહિત શૌરીમંડળ તરફ ધસ્યે જાય છે.

આજના વૈજ્ઞાનિક જમાનામાં ગેલીલીઓની પેઠે એ શોધ કરનારા પર પીટ પાડનાર કોઈ ન હતું. ઊલટાના એ પાયા પર મંડાણ કરીને વૈજ્ઞાનિકો આગળ ચાલ્યા, ટેલિસ્કોપ શૌરીમંડળ તરફ ધર્યાં અને શૌરીમંડળના સ્વરૂપનો પૂરો પરિચય કરી લીધો. એમાં યે કયા ભાગ તરફ સૂર્ય ધપે છે એ નક્કી કર્યું અને એ ટપકાનું આખા બ્રહ્માંડમાં ક્યાં સ્થાન છે એ પણ શોધી કાઢ્યું.

## અસ્થિરતાનો સંદેશો

અજબ છે આ કુદરત ! નહિ આપણે સ્થિર, નહિ પૃથ્વી સ્થિર, નહિ સૂર્ય સ્થિર – અને જેના તરફ સૂર્ય ધપી રહ્યો છે એ શૌરીમંડળ પણ બીજા કોઈ તરફ દોડી રહ્યું છે, એમ આવતી કાલે સાબિત નહિ થાય તેની શી ખાતરી ? આખા બ્રહ્માંડમાં બધે અસ્થિરતા જ કાં ?

કે હમેશાં બદલાતું રહેવું અને નવીનતા ભર્યે જવી એ જ આખા વિશ્વનો કેન્દ્રિત વિચાર હશે ? તો આખા વિશ્વ સામે મગતરા જેવા આપણે માનવીઓ ખોટી સ્થિરતાને પકડીને કાં સંકુચિત બનીએ ? હમેશાં પલટાતા જતા પ્રસંગો અને પરિસ્થિતિથી શા માટે દુઃખ પામીએ ? બંધિયાર પાણી જેવી સ્થિરતા કરતાં વહેતાં પાણી જેવી અસ્થિરતાને જ બ્રહ્માંડનો અબાધિત નિયમ જાણીને તેને વધાવવામાં અને તેમાંથી આનંદ ખેંચવામાં કાં કૃતકૃત્યતા ન માનીએ ?



# અક્ષરનાં ઓવારણાં

નરોત્તમ પલાણ

## (૧) વૈષ્ણવી માધુર્ય

ઈ. સ. ની આઠમી સદીથી શરૂ થયેલાં ભક્તિ આંદોલનનાં નીર પંદરમી સદીમાં નિર્મળાં થતાં અનુભવાય છે. ચૌદમીના અંત સુધીમાં શ્રીમદ્ ભાગવત, શાંડિલ્ય ભક્તિસૂત્ર અને નારદભક્તિસૂત્રનો વ્યાપક પ્રચાર થઇ ગયો છે. રામાનુજ, નિમ્બાર્ક અને મધ્વની વૈષ્ણવાચાર્ય પરંપરા તથા જ્ઞાનદેવ, નામદેવ અને રામાનંદની સંતપરંપરાએ ભક્તિનો રસોત્સવ રચી દીધો છે. રાજકીય રીતે પછડાટ અનુભવી ચૂકેલી પ્રજાએ એક પ્રકારના માનસિક ઉલ્લાસ રૂપી ભક્તિમાં જીવનને પરોવ્યો છે અને 'જાગને જાદવા'ના પ્રભાતિયા સાથે પંદરમી સદીનો ઉદય થયો!

પંદરમી સદીની શરૂઆતના, ગુજરાત સાથે સંબંધિત ત્રણ મહાન પ્રસંગો તે: શ્રીનાથજીનું પ્રાકટ્ય અને નાથદ્વારામાં બિરાજવું, અમદાવાદની સ્થાપના અને પરમ વૈષ્ણવ ભક્ત નરસિંહનો જન્મ છે. નરસિંહની કરતાલના પડઘા ગિરનારની ટૂંકોમાં હજુ અવિરત છે. ત્યાં જ 'વલ્લભ વિઠ્ઠલ ગિરિધારી શ્રીયમુનાજીકી બલિહારી!' સાથે પુષ્ટિમાર્ગીય વૈષ્ણવ ભક્તિનું મોજું સૂરદાસની ચિત્તહર બાળલીલાનો મોહનથાળ ભરીને સમગ્ર ગુજરાત ઉપર ફરી વળ્યું! પંદરમી સદી એટલે નરસિંહ મહેતા અને પુષ્ટિભક્ત સૂરદાસ દ્વારા મઘમઘી ઊઠેલ વૈષ્ણવી માધુર્યની સદી!

અનેક રસિક વિદ્વાનોએ સૂર અને નરસિંહની તુલના કરતા નિબંધો તથા મહાનિબંધો આપ્યા છે. આમાં ડૉ. ભ્રમરલાલ જોશી તથા ડૉ. લલિતકુમાર પરીખ એક સાથે 'સૂરદાસ ઔર નરસિંહ મહેતા: તુલનાત્મક અધ્યયન' લઈને આવે છે. શ્રી જોષીનો મહાનિબંધ ૩૨૨ પૃષ્ઠોની ભરચક સામગ્રી ધરાવે છે. સૂર નરસિંહના જીવનવૃત્તાંતો, એમની કૃતિઓનો સામાન્ય પરિચય, સાહિત્યની પૃષ્ઠભૂમિ અને તુલનામાં તત્ત્વદર્શન, ભક્તિ, ભાવ અને કલાવિષયક નાની નાની અનેક બાબતો વિશે ચીવટથી લખાયું છે. સંખ્યાબંધ ગ્રંથોના આધારે શ્રી જોશીએ આ બન્ને ભક્તકવિઓ વિશે વ્યાપક માહિતી અહીં આપી છે.

ઈ.સ. ૧૪૭૯માં દિલ્હી પાસેના સીહી ગામમાં જન્મેલા સૂરદાસ, મહાપ્રભુ શ્રી વલ્લભાચાર્યજી દ્વારા પુષ્ટિસંપ્રદાયમાં દીક્ષિત થઈને આજીવન કૃષ્ણલીલાના પદો ગાય છે. લગભગ એંશી–પંચાશી વર્ષના આયુ દરમિયાન આઠ, દસ હજાર પદોની રચના કરી સમગ્ર ભારતીય સાહિત્યમાં ગૌરવવંતુ સ્થાન પ્રાપ્ત કરે છે. સૂરદાસ કરતાં લગભગ પાંસઠ વર્ષ મોટા નરસિંહ મહેતા ઈ. સ. ૧૪૧૪માં ભાવનગર પાસે તળાજામાં જન્મી, ભક્ત તરીકેની ખ્યાતિ પામ્યા પછી જૂનાગઢમાં આવી વસે છે. નરસિંહે કોઈ સંપ્રદાયની કંઠી બાંધી નથી, ભાગવતને આધારે ભક્તિમાં રમમાણ નરસિંહે જ્યારે જે અનુભૂતિ થઈ તેને પદબંધ કરતાં સાઠ–પાંસઠ વર્ષનું આયુષ્ય ભોગવ્યું અને હજારેક પદોની રચના કરી ઇ. સ. ૧૪૮૦માં વૈકુંઠવાસ કર્યો.

સૂર અને નરસિંહનાં જીવનની તુલના કરતાં શ્રીજોશીએ: સૂર અવિવાહિત હતા, નરસિંહ ગૃહસ્થ હતા. સૂર વલ્લભાચાર્યના આશ્રયે સુખી શાંત જીવન જીવ્યા, નરસિંહને ગૃહસ્થના વહેવારની તડકીછાંયડી જોવી પડી. કૃષ્ણભક્તિની સાધનામાં સૂરને વ્રજનું અનુકૂળ વાતાવરણ અને સંગતિનો અનુભવ થયો, નરસિંહને વિધર્મીઓની ખટપટથી આકરી કસોટીમાં મૂકાવું પડયું – વગેરે યોગ્ય તારણો આપ્યાં છે. પૃ. ૨૧ ઉપર બન્નેને બ્રાહ્મણ કહેવામાં આવ્યા છે, પરંતુ નરસિંહ નાગર હતો.

સૂર અને નરસિંહના સાહિત્યનો વિગતવાર

પરિચય આપ્યા પછી લેખક એવા તારણ ઉપર આવે છે કે બન્ને કવિઓના આરાધ્ય શ્રીકૃષ્ણ હોવા છતાંય, સંખ્યા અને કાવ્યત્વની નજરે સૂર નરસિંહ કરતાં વિશિષ્ટ છે, જ્યારે નરસિંહનું સાહિત્ય કોઈ સંપ્રદાયમાં બદ્ધ નથી તે નરસિંહની વિશિષ્ટતા છે. પ્રસ્તુત મહાનિબંધના ત્રીજા અધ્યાયમાં બન્નેના સાહિત્યની પૃષ્ઠભૂમિની ચર્ચા થઈ છે. સૂરસાહિત્યની પૃષ્ઠભૂમિ યોગ્ય છે, પરંતુ નરસિંહના સાહિત્યની પૃષ્ઠભૂમિ તરીકે લેખકે અણહિલવાડ પાટણના સોલંકી અને વાઘેલાની વિગતો આપી છે તે યોગ્ય નથી. અહીં લેખકના ધ્યાન બહાર રહ્યું છે કે નરસિંહના સમયમાં તળગુજરાત અને સૌરાષ્ટ્ર તદ્દન ભિન્ન રાજ્યો હતા! શ્રી જોશીએ અહીં આપેલ સામાજિક અને ધાર્મિક સ્થિતિનું બયાન પણ ભૂલ ભરેલું છે. નરસિંહે જ્યાં શ્વાસ લીધા અને છોડયા તે જૂનાગઢનો (સોરઠનો) સ્હેજ પણ નિર્દેશ કર્યા વિના નરસિંહના સાહિત્યની પૃષ્ઠભૂમિનો વિચાર અશાસ્ત્રીય લાગે છે.

નરસિંહની કવિતામાં વ્યકત થતા તત્ત્વદર્શનને લેખકે શ્રી વલ્લભાચાર્યના 'શુદ્ધાદ્વૈત' મતની મુદ્રા મારી છે તે પણ ચિંત્ય છે. નરસિંહ, વલ્લભને કે તેના પૂરોગામી વિષ્ણુસ્વામીને ઓળખતો નથી, નરસિંહનું તત્ત્વદર્શન પણ નરસિંહની જેમ શુદ્ધાદ્વૈત કે કેવલાદ્વૈતમાં બંધાય તેવું નથી! નરસિંહ ક્રાન્તિકારી સાધક છે, એણે જાતિપાતિ કે મતમતાંતર કોઈની પણ પરવા કર્યા વિના માત્ર આત્મિક અનુભૂતિને મસ્ત બનીને ગાઈ છે. એમ લાગે છે કે સૂરના પ્રભાવ હેઠળ આવી શ્રી જોશી, નરસિંહની ખરી વિશિષ્ટતા ઉપસાવી શકયા નથી!

અસ્તુ. સૂર-નરસિંહની કવિતામાં વ્યકત થતા ભક્તિપક્ષની ચર્ચા કરવામાં શ્રી જોશીને ધારી સફળતા મળી છે. બન્ને સર્જકો દાસ્યભક્તિથી નમ્ર બનેલા છે, પરંતુ સૂરમાં સખ્યભાવ અને વાત્સલ્ય મુખ્ય છે, જ્યારે નરસિંહમાં માધુર્ય અને શૃંગાર પ્રધાન છે. બન્નેની ભક્તિમાં થોડીક ભિન્નતા પણ છે: સૂરને નિર્ગુણભક્તિ કાંટા જેવી લાગે છે, નરસિંહને નિર્ગુણભક્તિ પણ ઉપાસ્ય છે.

અંતિમ બે પ્રકરણોમાં સૂર-નરસિંહની કવિતાના ભાવ અને કલાપક્ષની સાધાર સુંદર ચર્ચા લેખકે કરી છે. કૃષ્ણજન્મ, બાળલીલા, રાસલીલા, દાણલીલા આદિ ભાવપક્ષો બન્નેમાં સમાન છે, જોકે સૂર જેટલી સૂક્ષ્મતા નરસિંહમાં નથી. કાવ્યગત અલંકાર, છંદ, ઢાળ અને રાગરાગિણીમાં પણ બન્ને વચ્ચે ઘણું સામ્ય છે. જેમકે દોહા, ચોપાઈ, સવૈયા, હરિગીત, ઝુલણાં બન્નેમાં મળે છે, પરંતુ નરસિંહ પ્રમાણમાં પ્રાકૃત' અને તેની ભાષા વિશેષ લોકયોગ્ય છે, જ્યારે સૂર બધી રીતે વિદ્વદ્ભોગ્ય પણ છે. એકંદરે જોઈએ તો શ્રી જોશીનો આ તુલનાત્મક અભ્યાસ ઘણો વ્યાપક અને આમ સંતોષજનક છે. વૈષ્ણવ પરંપરાએ ભારતવર્ષની ભિન્ન ભિન્ન ભાષાઓને સૂર અને નરસિંહ જેવા પ્રતિભાશાળી કવિઓ આપ્યા તથા કૃષ્ણલીલા નિમિત્તે જીવનનો જે અપૂર્વ ઉલ્લાસ તેમણે ગાયો તેનું સમ્યગ્ દર્શન શ્રી જોશીના અભ્યાસની ફલશ્રુતિ છે.

## (૨) રેખાચિત્રોની રંગત

ડૉ. કેશુભાઈ દેસાઈ નાના મોટા ગદ્યખંડો અને રેખાચિત્રો લઈને 'એક ઘર જોયાનું યાદ' નામથી ઉપસ્થિત થાય છે. આ નામવાળા ખંડમાં ભૂત અને વર્તમાનની તુલના છે. લેખક ગઈકાલના પ્રમાણમાં આજની સુધરેલી સંસ્કૃતિને રોગિષ્ઠ માને છે અને આવા ઘરને રોગિષ્ઠ સંસ્કૃતિનું મ્યુઝિયમ કહે છે. ભૂતકાળના દુર્ગુણો કે વર્તમાનના સદ્ગુણોની કોઈ નોંધ અહીં કેમ નથી એવો પ્રશ્ન અસ્થાને છે. આ કોઈ તટસ્થ વિશ્લેષણ નથી, દૈનિકપત્રો માટે લખાયેલી કોલમોનો સંગ્રહ છે! આમ છતાંય આ ગદ્યખંડોમાં રહેલા સર્જક કેશુભાઈને આપણે શોધવાના છે.

પુસ્તક ચાર ખંડોમાં વહેંચાયેલું છે. પ્રથમ ખંડના વીસ લખાણોમાંથી દેહાણ્ય, વેળા વિજોગની, બહુરૂપી અને રાવણા એની સામગ્રી અને રજૂઆતને કારણે ઉલ્લેખનીય પ્રસંગ ચિત્રો છે. કાંણે જતા (કોઈ મૃત્યુ પામ્યું હોય તેને રડવા જતા) માણસોને

ઑંજણાકોમમાં 'રાવણુ' કહે છે. લેખકે એક લોકજ્ઞની હેસિયતથી એનું રંગીન ચિત્ર અહીં આપ્યું છે.

બીજા ખંડમાં વ્યક્તિચિત્રો છે. સમગ્ર પુસ્તક-નો આ ઘણો મૂલ્યવાન અંશ છે. સર્જક કેશુભાઈને વિશેષ કરી આપણે અહીં પામી શકીએ છીએ. પાસે સમખાવા એક પૈસો નથી અને દીકરીની દવા કરાવવા ખાનગી ડૉકટર પાસે એક ગરાસિયો આવ્યો છે. ડૉકટર સલાહ આપે છે કે સિવિલમાં જાવ, ત્યાં મફત દવાદારૂ મળશે, પરંતુ ગરાસિયો જતો નથી અને દીકરીની દવાના પૈસા ભરવા ચોરી કરે છે! પકડાય છે, જેલમાં જાય છે! ડૉકટરને પત્ર મળે છે 'સિવિલમાં કેસ કાઢવાની બારી ઉપર મારા વેવાઈ બેસે છે, તેની પાસે ગરીબડો બનીને કેમ જાઉં ?' ગરીબીને ખાનદાનીના ખોખામાં સંતાડીને જીવતા આ ગરવા ગરાસિયાનું સુંદર રેખાચિત્ર લેખકે આપ્યું છે. આવું જ બીજું હૃદયંગમ ચિત્ર જુગાજીનું છે. ગાંઠમાં પૈસો નથી, રોટલો રળવા માટે દુકાન કરવી છે. જુગાજીએ ઘરનાં નળિયાં વેંચી સો રૂપિયા મેળવ્યા ત્યાં નણુ મીરાણી આવી, એના છોકરાં ભૂખે મરતાં હતાં 'જે હોય તે આલો બાપા, આપની જે થશે.' અને જુગાજીએ સો એ સો રૂપિયા નણુ મીરાણી આગળ ફેંકી દીધા! ઉપકારવશ થયેલી મીરાણી બળેવને દી વીરાને રાખડી બાંધવા આવી! રાતે ખાતાં વધેલો મકાઈનો સૂકો રોટલો મીરાણી જોઈ ન જાય એટલા માટે જુગાજીએ માથે પોતાનો સાફો મૂકી દીધો! બહેનને રક્ષાબંધનનું કંઈક તો આપવું ઘટે પણ શું આપે ? પટેલના ખેતરમાં જુગાજી મજૂરી કરવા જતા હતા, દવા છાંટવાનો પટેલનો પંપ જુગાજી પાસે હતો, માથે પટેલનું નામ લખેલું હતું. જુગાજીએ તો નામ સાફ કર્યું, બારોબાર પંપ વેંચી નાખ્યો અને સાંજે પાછા આવીને રૂપિયા એકાવન રક્ષાબંધનના મીરાણીના હાથમાં મૂકયા!

વાહ વાહ કહ્યા વિના રહેવાય નહિ એવું આ રેખાચિત્ર છે. કેશુભાઈની સર્જકતા અહીં સોળેકળાએ ખીલી છે. આપણે આશા રાખીએ કે કેશુભાઈ આવાં એકથી ચડિયાતાં અનેક રેખાચિત્રોથી ગુજરાતી સાહિત્યને ભરી દે!

ખંડ ત્રણ અને ચારના ગદ્યખંડો પણ વિવિધ દૃષ્ટિએ ઉપાદેય છે. કયાંક લોકકથા, લોકગીત છે તો કયાંક રાજકારણ, કયાંક સુધારકની દૃષ્ટિ છે તો કયાંક આંદોલનની તાસીર. મર્યાદાઓ પણ પૂરતી છે: ઑંજણા કોમનો પક્ષ લેતાં કયાંક વિગ્રહનો સૂર સંભળાય છે તો કયાંક અતિ વાચાળતામાં સરી પડાયું છે. આત્મશ્લાઘા તો લગભગ સર્વંગ છે. કેશુભાઇ જેવા ડૉકટર આ માંદગીનો ઉપચાર નહિ કરે તો આખા સમાજને હાની પહોંચશે, એક સારો રેખાચિત્રકાર: પૂર્ણ પ્રફુલ્લ થયા વિના આથમી જાય તે હાની!

૩૧૭ પૃષ્ઠોનો એક જ બેઠકે વાંચી શકાય તેવી હળવીફૂલ શૈલી ધરાવતો આ ગદ્યસંગ્રહ ખાસ તો એનાં રેખાચિત્રોની રંગતને કારણે નોંધપાત્ર છે.

(૧) 'સૂરદાસ ઔર નરસિંહ મહેતા:
તુલનાત્મક અધ્યયન.'
ડૉ. ભ્રમરલાલ જોશી
પ્ર. ગુર્જર ભારતી, અમદાવાદ /પૃ. ૩૨૨+૨૦/
૩૫ રૂ.

(૨) 'એક ઘર જોયાનું યાદ'
ડૉ. કેશુભાઇ દેસાઇ
પ્ર. આનર્ત પ્રકાશન, તલોદ /પૃ ૩૧૭/ ૨૫ રૂ.

# લોકગીતોના પદ્ધતિસર સંગ્રહનું કાર્ય

હરિવલ્લભ ભાયાણી

'ઊર્મિનવરચના'ના જૂન '૮૨ના અંકમાં 'મધુ-સંપર્ક'માં ત્રણ લોકગીતના પાઠભેદ જયમલ્લભાઈએ આપ્યા છે. તે પહેલાં તેમણે વિવિધ 'મણિયારા' આપેલા. આવાં અનેક ઉદાહરણ આપણને મળશે. જેમકે રામવનવાસને લગતું જે ગોહિલવાડી લોકગીત કે ઘોળ ('ગુજરાતી લોકસાહિત્યમાળા, મણકો આઠમો, પૃ. ૨૪–૨૭; 'ઘોળમંગળ', પૃ–૨૩–૨૬) ખોડીદાસ પરમારે બે સ્થળે થોડાક પાઠફેર સાથે આપેલું છે, તે બીજાં કેટલાંક વધુ પાઠાંતરો સાથે ગવાતું મેં સાંભળ્યું છે. વળી મહુવામાં પચાસ–સાઠ વરસ પહેલાં તે નોરતામાં ગરબી રૂપે ગવાતું અને 'કેગ કરોધમાંથી બોલિયા, મા ભૈયરા, રામલખમણ વંન જાય' એ રીતે પંક્તિના બે ખંડ વચ્ચે સર્વત્ર 'મા ભૈયરા' મૂકીને તે ગવાતું. આ ઉપરાંત એ જુદાજુદા બે ઢાળમાં ગાવાની પ્રણાલી હતી : એક ઢબ ઝડપી હતી, બીજીમાં તે પ્રલંબ સૂરે ગવાતું. તે જ પ્રમાણે 'પધારો પિયર ભણી' એ ઘોળ ('ઘોળમંગળ', પૃ. ૨૮)ની પહેલી કડીના 'રામ લખમણ વન સીધાવતાં, સાથે સીતાજી સાબદા થાય, કહે રઘુરાય, પધારો પિયર ભણી' એરા પાઠને બદલે મને પરિચિત પાઠ-'રામલખમણ વનમાં સીધાવંતા, સતી સીતાજી આવંતા સાથ, કહે રઘુનાથ, પધારો પિયર ભણી' એ પ્રમાણે છે.

અત્યારસુધીમાં વિવિધ પુસ્તકોમાં, લોકસાહિત્ય-માળાના મણકાઓમાં, શોધનિબંધોમાં તથા 'ઊર્મિનવરચના' જેવાં સામયિકોમાં લોકગીતોનો સંગ્રહ કરવાનું કામ ઠીકઠીક પ્રમાણમાં થયું છે. તેની ઉપયોગિતા અને મૂલ્ય ઘણાં છે તે સ્વીકારવા સાથે એ પણ કહેવું જોઈએ કે મોટાભાગનું કામ ચોકસાઈ અને પદ્ધતિની દૃષ્ટિએ ઘણું જાડું છે. જે ગીત નોંધવામાં આવે તેના પાઠ અંગે ઓછામાં ઓછી આટલી બાબતો આપવી જરૂરી છે. (૧) કયા બોલીપ્રદેશની, કઈ કોમની, કઈ વ્યક્તિ પાસેથી ગીત મળ્યું ? (૨) કયા પ્રસંગે, ક્યારે કોનાથી તે ગવાય છે ? (૩) અત્યારે એ ગીતનું પ્રચલન કે વ્યાપકતા કેટલાં ? (૪) મૂળ બોલીમાં ગીતનો પાઠ- (૫) તે જે ઢાળમાં ગવાતું હોય તે ઢાળનું સ્વરૂપ કે બંધારણ અને સ્વરાંકન. (૬) ગીત પાઠફેરે જાણીતું હોય તો તેનાં પાઠાંતરો ને રૂપાંતરો. આમાંથી (૪) અને (૫) એ બાબતો અંગે સંગ્રાહકે વિશેષ તાલીમ મેળવવી પડે. તેને હાલ બાજુએ રાખીએ તો પણ બાકીની બાબતોને આપણે આવશ્યક ગણવી જોઈએ. સમજી શકાશે કે આપણાં લોકગીતો તેમના મૂળ રૂપમાં, પ્રમાણભૂત રૂપમાં સંગ્રહીત કરવા માટે વ્યવસ્થિત પદ્ધતિ અપનાવવી કેટલી જરૂરી છે. હવે તો લોકસાહિત્યના વિષય પર પીએચ. ડી.ની ઉપાધિ મેળવનારની સંખ્યા પણ વધી રહી છે, તો થોડીક પદ્ધતિની તાલીમ લઈને આ વિષયમાં આધુનિક સાધનોની મદદ લઈને ઊંચી કક્ષાએ કાર્ય કરાવવાનો તેમને માટે સારો અવકાશ છે. હકીકતે તો કોઈ વિદ્યાસંસ્થાએ કે યુનિવર્સિટીએ વૈજ્ઞાનિક પદ્ધતિએ લોકગીતોને પ્રદેશવાર અને કોમ-વાર સંગૃહીત કરવાનું વિશાળ કામ એક પંચવર્ષીય સંશોધન–યોજના તરીકે ઉપાડી લેવું જોઈએ, અને તેમાં અત્યાર સુધી જેમણે ઊંડો રસ લઈને લોકગીતો અંગે કાર્ય કર્યું છે તેમના સહકાર અને માર્ગદર્શન પણ મેળવવાં જોઈએ.

પૃ. ૨૭૬થી ચાલુ]
રમતાં જનસામાન્યને ઘૂંટડો ઊતરી જાય એ રીતે બતાવ્યાં. પણ તાલ વિનાનું ગાણું ન શોભે અને વાદ્ય વિનાનું સંગીત ન શોભે. આ ગીત સંગીતના સમારંભને ઊંચે ઉઠાવી રાખનાર હતા લવરમુછા તબલાવાદક ભાઈ દિનેશ ગઢવી, નરેન્દ્ર પરમાર અને ટપુભાઈ દેગામા. આ ત્રણેય લોકસાહિત્ય સમારંભના વિનાયક છે. ગરવા ગજાનન–ગણપતિ છે. એ ઊપડે તો કાર્યક્રમ ઊપડે, એ તાલ–સૂરમાંથી જાય તો ગાનારા બેહાલ થાય. ગણેશ તો વિઘ્નહર્તા ને વિઘ્નકર્તા બેય છે.

ટપુભાઇ દેગામા તો તાલના સિદ્ધહસ્ત સમજદાર અને ગંભીર વાદક છે. અન્ય વાદકો અને ક્યારેક ગાયકને પણ લક્ષમાં રાખે. એમનું મંજીરાં વાદન માત્ર રંગત જ નથી આણતું પણ તાલ–લયને બંદેશમાં રાખી સંગત તૂટવા નથી દેતું.

નરેન્દ્રભાઈ પરમાર મસ્ત પણ ઉત્તરોત્તર વાયોલીનમાં લોકસંગીતની કળાનાં શિખરો સર કરતા જાય છે. અબોલ અને એકરંગા પણ અજબ નિષ્ઠાથી વાયોલીન વગાડે છે. સાચા અર્થમાં સંગત કરે છે.

દિનેશને જોગાનજોગ તા. ૫મી જુને ૧૮ વરસ પૂરાં થતાં હતાં ને ૬ જૂને ૧૯ મા વરસનો આરંભ થતો હતો. આટલી નાની ઉંમરમાં તબલાં ઉપર એણે અજબ કાબૂ મેળવ્યો છે. તબલાનો અણુથક બજવૈયો છે ને હરદમ દેશીના બાજમાં આગળ વધતો રહે છે. એનો ખુલ્લો બાજ લોક–ગીતોમાં ચમક લાવી દે છે.

અમરદાસજીનો રામકથા ભાગ પૂરો થાય તે પહેલાં ઝાલાવાડની સોનગઢના ભાઈઓની રામકુભાઈ ખાચરના સંચાલનવાળી રાસ મંડળી આવી પહોંચી.

એ જ સાદો પણ શોભીતો ને લગીરે આછકલાઈ વગરનો પહેરવેશ–ચોરણો, કેડીયું ને માથે લાલ પાઘડી. દેખીતા ૩૦–૩૫ વરસની ઉપરના સૌ લાગે. દાંડિયાના ઝડપી આઘાત સાથે રમતા રમતા ઝડપી ગતિથી મંચ ઉપર પ્રવેશ્યા ને વિલંબીત ગતિનો લાગલો જ મણિયારો ઊપડયો. આવા મણિયારાના તાલે આજ સુધી મેરને જ રાસ લેતા જોયેલા. સોનગઢની મંડળીમાં પગલાનો ઉઠાવ, ફલાંગું, અંગની કીરત અને અંગ ભંગ મેરથી ચડે તેવાં પણ ઉતરે તેવાં તો નહિ જ. મેર કરતાં ગતિ થોડી વધારે પણ અંગમાં નર્તન પણ વિશેષ. વધુ વિશિષ્ટ એક ગવરાવે ને આટલા વેગ અંગભં! અને અજબ કીરત સાથે સૌ ગીત ઝીલતા આવે. સૌના કંઠમાંથી એક સરખો સૂર નીકળે. સહેજ તીણો અને પ્રાદેશિક ખાસિયતવાળો. એમની શિસ્તબદ્ધતા એટલે કે તાલ, લય, સૂર, અંગભંગ, કીરત, બેઠક, દાંડિયાના આઘાત, પગલાં અને વર્તનમાં એટલી બધી એકસૂત્રતા અને એકવિધતા–એકબદ્ધતા કે મુગ્ધ બની જઈએ. અજગ સામ્ય સાધ્યું છે.

મણિયારામાં હીંચ લઈને નર્તનની ગતિ અને ચાલ ફેરવ્યાં પણ સહજ–સ્વાભાવિક રીતે અને ત્યારબાદ ધમારમાં ચલતી લીધી એનું હમચી જેવું નર્તન પણ અજબ આકર્ષક હતું.

મણિયારાના બોલ હતા 'જીરે સામળીઆ તું તો અમારો વીર'. હીંચના બોલ હતા 'કાંકરી કાંકરી કાંકરી રે આજ શાને મારો છો મને કાંકરી.' પણ સોનગઢની રાસ મંડળીએ ખગાકાર કરી દીધા. લોકનૃત્યનું આવુ અજબ દસ્ય જોઈને લોકસાહિત્યના અમરત્વ વિષેની શ્રદ્ધા વધુ દઢ બની. રાતના બે વાગ્યે પહેલા દિવસના રાતના કાર્યક્રમનું સમાપન થયું.

બીજા દિવસે રાતના નવ વાગ્યે સંસ્થાના ભાઈ–બહેનોની અસરકારક પ્રાર્થનાથી શરૂઆત થઈ અને સાથે મહેમાનોને આવકારતું રૂડું ગીત ગાયું.

પહેલા દિવસની આબોહવા વાતાવરણમાં ગોરંભાતી હતી. એથી જ કદાચ 'ગરવ કર્યો સોઇ નર હાર્યો' એ સમૂહ ભજન ગાવાથી હવા જામી ગઈ. વાયોલીન ઉપર નરેન્દ્રભાઈ, મંજીરાં ઉપર

ટપુભાઇ અને તબલાં ઉપર દિનેશ ગઢવી જમાવટ લઈ ગયેલા. સમૂહગાનની સાથો સાથ જ વર્ષાના દુહા ઊપડયા અને છંદોમાં વર્ષા ઉપરાંત મેઘાણી-ભાઈના છંદોનું સમૂહગાન થયું.

આજે સમૂહગાન અને જુગલબંધીનો દિવસ હતો એમ કહીએ તો પણ ચાલે. કરસનભાઇ પઢિયારનો 'હરિ હરિ તે વનનો મોરલો' અને 'મારા હીરાગર મોરલા ઊડી જજે' એ બન્ને ગીતો સમૂહ ગાનમાં ભારે ચગ્યાં.

શ્રી ડોલરદાને 'રામના નામની હવે લેયું લાગી' એ ભજન મસ્ત બનીને ગાયું. પછી હીરા-ગર મોરલો ઉડીને તે કેટલોક આઘો જાય ?

રામના નામની–કૃષ્ણના નામની લેયું લાગે પછી રાણી રૂખમણી રીસાઈ રીસાઈને કેટલેક આઘે જાય ? પણ રૂખમણીના રીસામણાના ગીતને કમલેશભાઈએ સંવેદનથી ગાયું, ને શ્રી. દમયંતી બહેન ઉપાધ્યાય 'કાંગને ખેતર ગ્યા'તાં રે ગોરી કાંગ લ્યો' એ ગીત ગાઈ ગયાં.

શ્રી બાબુભાઇ રાણપુરા એમની મૌલિક છટાથી 'જાય જાય રે બાપલા તપેસરી'નું લોકગીત ગાઈ ગયા અને એના ઉપર હેમંત ચૌહાણ 'ભક્તિ કરો તો હરજી આગળ ભેદ જાણો' અને પાનબાઇનું 'સાનમાં સાન કહું એક ગુરૂજીની' એ ભજનો ગાઇ ગયા.

સાગરનાં મોજાં માથે નાવ હિલોળાતી આવે એમ હવાની જમાવટ ઉપર ગીતો હિલોળાતાં આવતાં હતાં. એમાં વેલજીભાઈએ મણિયારાની જમાવટ કરી પડને ચકરાવે ચડાવ્યું. એક બે ત્રણ ચાર એવી મણિયારાની ચખણી કરાવીને 'ચાંદો ઊગ્યો ચોકમાં ઘાયલ' એ ગીત લાખાભાઇ સાથેની જુગલબંધીમાં શું ચગાવ્યું શું ચગાવ્યું કે બધું સ્તબ્ધ બની ગયું. ભલકારા દેવા જતાં હવાની જમાવટને આઘાત લાગી જશે એવી ધાસ્તી લાગી.

પરિવારની મજા જ આ છે. કાર્યક્રમ એના અસલ સ્વરૂપમાં જામતો જાય છે ત્યારે પરિવારના સભ્યો વચ્ચેના બધી જ પ્રકારના ભેદો ભુલાઇ જાય છે ને અભેદ પ્રવર્તે છે. સૌ એકબીજાના પૂરક બની જાય છે. સ્વર, શબ્દ, રસ અને ભાવ સાકાર બનીને સ્વર કે વાણીના ઉદ્‌ગાતાનાં માનવ-ભાવોમાંથી દિવ્યભાવો તરફ લઇ જાય છે, બધાં સ્વરૂપો ગળી જઇને નાદ સ્વરૂપ બનતા જાય છે. પછી સ્વર ને શબ્દ એનાં સાધન માત્ર બને છે. આહતમાંથી આમ જ અનાહતમાં પહોંચાતુ હશે ને? ત્યારે એક નાદ સિવાયના જીવનની વિસ્મૃતિ થઈ જાય છે ને શ્રોતાજનો પણ તદાકાર બની જાય છે. એવી ક્ષણોનો દોર બંધાઈ જાય તો બેડો પાર થઇ જાય ને ?

જેવું સ્વરના ઉદ્‌ગાતામાં બને છે તેવુ જ વાણીના ઉદ્‌ગાતામાં બને છે. અમરદાસજી અને કાનજીભાઈ બારોટ તાજા જ ધાધલપરના ઘુંઘળી-નાથ અને ભીમોરાના નાજા ખાચરના ઐતિહાસિક ગઢની જાત્રા કરીને જ આવતા હતા. અમરદાસજી-એ નાજા ખાચરના શૌર્યની નાની વાત માંડી વીરરસ વહેતો કર્યો અને એ પ્રવાહને પકડી લઈ કાનજીભાઈએ ભાડલાના સોમલા ચાવડાની વીરરસની વાત માંડી. ધજાળા ફરતી ધરતી માથે કેંક પરાક્રમી પુરુષો પાકી ગયા છે તે કાનજીભાઈના મનનો કબજો લઈને બેસી ગયેલા. કાનજીભાઈનું રૂંવાડે રૂંવાડું વીરરસથી રંગાઈ ગયેલું. એમણે વીરરસનો ધોધ વહાવ્યો. અંતરમાંથી ઠલવાતું હતું ને ? વીરરસના ધોધના શિકરો ઊડવા માંડયાં.

પછી લાખાભાઈને તો બીજે કેડે જવા જેવું જ કયાં રહ્યું ? એમણે વાતની વાતમાં સંકલના કરતા જઈ શિવાજીનું હાલરડું ઉપાડી વીરરસમાં માતાના મનોભાવની આભા પાથરી દીધી. લાખાભાઈ લગાવટ લઈ ગયા.

દ. શ્રી. પુંજાવાળાને તો વીરરસનો રાજમાર્ગ મળી ગયો. ઔરંગઝેબના જમાનાની તીસમારખાં અને ડોડિયાની વીરરસની વાતમાં કરુણ રસની

ખીલાવટ કરી વીરપુરુષની વીરપત્નીની મૂંઝવણના અકળ કોયડાનાં ભરત ભરી વીરરસને પરાકાષ્ઠાએ પહોંચાડયો.

મેદની ભાવોદ્રેકથી ભીંજાઈ રહી હતી. પણ સમય સમયનું કામ કરે છે ને ? વાત વાતમાં રાતના બે વાગવા આવ્યા હતા. ·પરિવારના અધ્યક્ષ શ્રી. રતુભાઈ કરમશીભાઈ, સવસીભાઈ, ભાનુભાઈ અને એમની સંસ્થાઓનો આભાર માનવા ઊઠયા. અછો અછો આદરસત્કાર માટે ઊંડો આભાર માન્યો. ધજાળાની સંસ્થા નાની છે પણ કેટલીક મોટી સંસ્થાઓ કરતાં એનાં કાર્ય અને શક્તિ વધારે મોટાં હોવાનું જણાવ્યું ને શ્રી. કરમશીભાઈએ રતુભાઈ અને લોકસાહિત્ય પરિવાર ધજાળા આવ્યા અને બે દિવસ સુધી આપેલા સુંદર કાર્યક્રમ માટે અંતરનો આનંદ વ્યક્ત કરી કાંઈ ઊણપ રહી ગઈ હોય એ દરગુજર કરવા જણાવ્યું.

અને લોકસાહિત્યના સરળ અંશોના સારભૂત તત્ત્વ જેવું પરિવારના સભ્યોએ 'રાજ મને લાગ્યો કસુંબીનો રંગ'નું સમૂહગાન ઉપાડી વાતાવરણમાં કસુંબલ ભાવનાની ભરતીઓ ચડાવી કાર્યક્રમનું સમાપન કર્યું.

☼

**સુધારો :** ગત જૂન માસના અંકમાં મ. મ. અધ્યાપક શ્રી. કે. કા. શાસ્ત્રીજીનો 'ચારણી સાહિત્યનાં રૂપ અને પરંપરા' એ શીર્ષક સાથે લેખ છપાયો છે. તેમાં રાજસ્થાનમાં ભાદ્રેશમાં જન્મેલા મહાત્મા ઈસરદાસજી લીંબડીના વતની હોવાનું ભૂલથી લખાયું છે. એ બાબતમાં શાસ્ત્રીજીનું ધ્યાન દોરતાં તેમણે તે સુધારી લેવાનું જણાવેલું પણ તે સુધારવાનું રહી જવા પામ્યું છે. એ અંગે કેટલાંક ચર્ચાપત્રો આવ્યાં છે. એટલે ઈસરદાસજી લીંબડીના નહિ પણ ભાદ્રેશમાં જન્મ્યા હતા તેટલું સુધારીને વાંચવા વિનંતી છે.

☼

ઉનાળે અગ્નિ ઝરે, પંથ કરવા પાળા;
વસતા ઘર વસિયો નહિ, કે'દી કુચાળા.
ચોમાસે ડોડી ચૂવે, પાણી પરનાળાં,
વસતા ઘર વસિયો નહિ કે'રી કુંચાળા.
શિયાળે ટાઢયું સોપટે, હીલે હીમાળા;
વસતા ઘર વસિયો નહિ, કે'દી કુંચાળા.
હંસ તરંતો પરખિયેં, જાણી નદી વહંત;
સોનું કસી પરખિયેં, માણુસ વાત કરંત.
જંગ નગારાં જાણ નર, આણય ધગારાં અંગ,
તંગ લિયંતા તાડિયો, તોને રંગ તુરંગ
અસી ધાવણ તો પીવપર, વારી વાર અનેક;
રણ ત્રાટકતાં કંચ રે લગે ન ઝટકરા એક.
પાસે પાડોશી ચાડિયો, મૂંગો મિત્ર છે દૂર;
બેરી ઘરમાં બાયડી, એ અકળામણ ઉર.
છકેલ ઝાઝાં છોકરાં કામ ન કજિયાખોર;
ભેળા સાળો' ભવનમાં, એનાં દુઃખ અઘોર.
લોભી જનના લખણથી, લખમી પણ લજવાય;
વેંડળ ઘરની વલ્લભા, નિત્ય નિસાસા ખાય.
આંક ઈંધણ જવની તુણ, છોરૂ બાપે હળ્યા;
ચૂંચી નાર, છપરૂં ચૂવે, પાંચ પાપ મળ્યા.
સમાણસકુ સમાણસ મિલે, જ્યું કેસરમેં કપુર;
દુરીજનકુ દુરીજન મિલે, જ્યું ભાંગમેં ધતુર.

# આચમન

જ્યોતિર્ રાવળ

સ્વામી વિવેકાનંદ જે બોલતાં તે આચરણમાં મૂકી બતાવતા. એટલું જ નહિ પણ તેઓ કહેતા કે દૃઢ સંકલ્પબળ હોય તો તે બળ વડે પર્વતનો પણ ભૂકો બોલાવી શકાય.

સતત અધ્યયન અને દિવસભરની પ્રવૃત્તિને લીધે એકવાર સ્વામીજી માંદા પડયા. પહેલાં તો એમણે ગણકાર્યું નહિ પણ જ્યારે માંદગીએ તેમને વધુ જકડમાં લીધાં એટલે સૌના આગ્રહને વશ થઈ એમણે વૈદ્યરાજની સારવાર સ્વીકારવાનું પસંદ કર્યું.

વૈદની દવા એટલે આકરી પરેજી, જરૂર પડે તો મીઠું તો શું પાણીએ બંધ કરાવી દે. હજી મીઠા વગર ચલાવી શકાય પણ પાણી વગર? સ્વામી વિવેકાનંદ સામે આવી જ સ્થિતિ આવી પણ એમણે તો સ્હેજ પણ અસ્વસ્થ થયા વગર પરેજી પાળવાનું સ્વીકારી લીધું.

એક, બે, ત્રણ...એમ કરતાં એકવીસ એકવીસ દિવસનાં વ્હાણાં વીત્યા. એમનો એક શિષ્ય તો દિંગ થઈ ગયો. તેને થયું. 'ગુરુજીને તો કલાકે કલાકે પાણી પીવા જોઈતું હતું અને એ આટલા બધા દિવસ તરસ્યા કઈ રીતે રહી શકયા હશે?' ને એણે શંકાનું સમાધાન કરવા સ્વામીજીને પૂછયું ત્યારે સ્વામીજીએ તેને કહ્યું: 'ભાઈ, આ શરીર આખરે તો મનનું દાસ છે. મેં મનોમન સંકલ્પ કર્યો કે પાણી પીવું નહિ. તે જોયું કે મેં પીધું નથી. અરે, કોગળા કરું છું ત્યારે પાણીનું ટીપું ગળામાં પ્રવેશે તો તરત જ ગળાના સ્નાયુ બીડાઈ જાય છે. હવે તું જ વિચાર કર દૃઢ સંકલ્પ હોય તો તેની સામે મુસીબતો ટકે ખરી?'

આવો જ એક દાખલો છે શ્રીમતી ઈમેલ્ડ શૅંકલીનો ઈમેલ્ડ શૅંકલીએ પણ પોતાના જીવનમાં આવો એક પ્રયોગ ઊંચાઈ વધારવા માટે કરેલો પણ એ પ્રયોગ શરૂ કરતાં પહેલાં તેણે પોતાની ઉંચાઈનું માપ લેવડાવેલું—પાંચ ફૂટ ત્રણ ઈંચ.

પ્રૌઢ વયે આટલી ઉંચાઈ ઓછી તો ન કહેવાય. પણ એમને તો પ્રયોગ કરવો જ હતો—વિચારબળનો ઉપયોગ કરી માત્ર ચાર અઠવાડિયામાં જ તેમણે એક ઈંચ ઊંચાઈ વધારી હતી.

ઈમેલ્ડ શૅંકલીએ સંકલ્પશક્તિ અને આશાવાદી વિચારધારાનાં મહત્ત્વ ઉપર ખૂબ સંશોધન કર્યું છે.

✳

કંથ કટારી આપણી, ઊભાં પગાં ન હેય;
રૂધિર ઝકાળે ધડ પડે, ભાવે સોઢી લેય.
પ્રીતમ ઊઠ કબાણ લે, મૂછ મરોડ, ન રોય;
મરદે મરવુ હક્ક છે, રોવું હક્ક ન હોય.
ઊર્મિ વિણુ આવે નહિ, સાગરજળ ઉછરંગ;
કૃષ્ણ કનૈયો હોત નહિ, રાધા હોત ન સંગ.
ઊર્મિ વિણુ ઉપજે નહિ, કવિતા અને કિલોળ;
શબ્દ સુગંધી કેવડો, (ને) ઊર્મિકંકુ–લોળ.

ઊર્મિ વિણુ આપે નહિ, મીઠપ માયલું મન;
ખરફે ખોયાં અન્ન, (એનાં) કણુ કોળે નહિ કાળિયા.
જહાં મરમી ઊરમિ તહાં, જહાં શિવ તહાં ગંગ;
જહાઁ અંબ કોકિલ તહાં, જહાં ફૂલ તહા ભૃંગ.
સ્વાતિ મોતી નીપજે, ઉરથી ઊરમિ હોય;
આરસ પારસ ન્હોય, એની લાખું વારસ લાલિયા.
દેવો, મરવો, મારવો, ઝીલણુ ખગાંરી ખટાં
કલો 'કહે રે ઠાકરાં, વસમ' ખાતરી વટ.

દેવકો પાંચાળની લોકધરતી

# જયાં લોકસાહિત્ય પરિવારનું સંમેલન મળ્યું

જયમલ્લ પરમાર

હજી સુધી તો અણઉકેલ રહ્યો છે એ કોયડો કે જેમ ભારતના મધ્યભાગમાં પાંચાલ આવ્યું એમ સૌરાષ્ટ્રના મધ્યભાગમાં પાંચાલ કયાંથી આવ્યું? પાંચાળ નામ કેમ પડયું અને આ પાંચાળમા જ દ્રુપદનગરી હતી અને અહીં જ અર્જુને મચ્છવેધ કરેલો એવી કેટલીક લોકોક્તિ છે. પાંચાળમાં આવેલા આજના ચોબારી ગામને દ્રુપદ નગરી કહે છે ને કેટલાક તરણેતરના સરોવર (આજનો કુંડ)માં મચ્છવેધ થયાનુ જણાવે છે. પણ હજી એને કોઈ ઐતિહાસિક આધાર મળતો નથી. તેમ આઠમી સદીમાં ભારતના પાંચાલ કહેવાતા પ્રદેશમાંથી ઊતરી આવેલા પ્રતિહારો (પઢિયાર)એ આ પ્રદેશનું નામ પાંચાલ પાડયું હોય એ પણ એક તર્ક છે, એ જ રીતે પાંચમી સદીના પાંચાળના ઉલ્લેખ મળે છે, જ્યારે પાંચાળમાં મૌખરી વંશ રાજ કરતો હતો એમ કહેવાય છે. સૌરાષ્ટ્રના પાંચાળના પાંચમી સદી પહેલાના ઉલ્લેખો હજી નથી મળ્યા.

પાંચાળનું કેન્દ્રસ્થાન થાન ગણાય છે. થાનની આસપાસના સવાસો ચોરસ માઈલના પ્રદેશને પાંચાળ કહેવાતો. એક છેડો વાંકાનેરના જડેશ્વરને અને બીજો છેડો જસદણ ઘેલા સોમનાથને આંબતો. થાન એ પ્રાચીન સ્થળ હોવા છતાં એના મૂળનામ કે એના પ્રાચીન ઉલ્લેખો માત્ર સ્કંદપુરાણમાં મળે છે. સ્કંદપુરાણ ૧૪મી સદીમા રચાયુ કહેવાય છે. બહુ નજીકના કાળમાં જોડાયેલા એક દુહામા એને થદપટ્ટણ કહેવાયું છે. થાનને સ્કંદપુરાણમાં 'સ્થાન' કહ્યું છે. કડોળ પુરાણ (કડોળિયા બ્રાહ્મણોનું!) એના અંગે લખાયું કહેવાય છે. એમાં કડોળા (કંડોળિયા) અથવા કુંડલરૂપે રહેલા પ્રદેશના કેન્દ્ર સ્થાન તરીકે થાનનો ઉલ્લેખ હોવાનુ કહેવાય છે. દુહો એવો છે કે:

થાન કંડોળા થદપટ્ટણ, નવસો વાવ કૂવા;<br>
રાણા પહેલાં રાજીઆ, થાન બાબરીઆ હુવા.

આ દુહામાં રાણા (ઝાલા) પહેલાં બાબરીઆ રાજ કરતા હતા એમ જણાવ્યું છે તે ઐતિહાસિક દૃષ્ટિએ સાચું નથી. ઉલ્લેખો મળે છે તે મુજબ પાંચમી સદીમાં થાનમાં કાઠીઓ આવેલા એ પાછા સ્થળાંતર કરી ગયેલા. એ જ કાળે પાંચાળમાં કોઈ મૌખરીવંશ હતો, આઠમી સદીમાં પ્રતિહારો આવેલા. આઠમી સદીમા એ કાળે વઢવાણમાં ચાવડાઓનુ રાજ્ય હતું. સંભવ છે કે પાંચાળમાં પણ ત્યારે ચાવડાઓનુ જોર હોય. ૧૪મી સદીમાં સિંધના પાવારગઢમાંથી અબડા જામે શાખાયત કાઠીઓ ઉપર ભીંસ કરતાં ખસતા ખસતા તેઓ થાન આવ્યા. આ વખતે થાનમા સાંઢ અને સીંઢ નામના બાબરીઆ રાજ કરતા હતા. એમની પાસેથી કાઠીઓએ થાન જીતી લીધું. બાબરીઆ પાંચાળ અને એની આસપાસના પ્રદેશમા એ પછી પણ રહેલા. બાબરીઆ બાધકામમાં ને યંત્રવિદ્યામાં કુશળ ગણાયા અને લડાયક તો હતા જ.

બલુચીસ્તાનના મકવાણ પ્રદેશમાથી મકવાણા સિંધમા ઊતર્યા કહેવાય છે. પાટડીનો હરપાળદે મકવાણા શક્તિદેવીને પરણ્યા. દંતકથા કહે છે તે મુજબ હાથીથી બચાવવા શક્તિએ પોતાના કુંવરોને હાથ ઝાલીને બચાવ્યા તે ઝાલા કહેવાય છે ને એક ચારણબાળને ટાપલી મારીને ખસેડી લીધો તે ટાપરીઆ કહેવાય છે. ઝાલાવાડનાં તોરણ બાંધવામાં શક્તિદેવીએ બાબરીઆઓનો સાથ લીધેલો. હરપાળદેની બીજી રાણીના પુત્રો મકવાણા કહેવાણા.

આ ઝાલાઓ ૧૧મી સદીમાં આવ્યા. ૧૩મી

સદીમાં રા નવઘણ બીજાના પુત્ર ભીમે પોતાના બીજા નામ સરવા ઉપરથી પાંચાળમાં સરવા ગામ વસાવ્યું. એના વંશજો સરવૈયા કહેવાણા.

એ જ ૧૩મી સદીમાં મારવાડના ખેડગઢથી ઉતરેલા ગોહિલો સેજકજીની સરદારી સાથે આવ્યા ને ધાધલપર–સુદામડા આસપાસ વસવાટ કર્યો. સેજકજીએ પોતાના નામ ઉપરથી સેજકપર વસાવ્યું.

પંદરમી સદીમાં સિંધના થર પારકરથી ઊતરી પરમારો પાંચાળમાં આવ્યા. પાંચાળમાં ત્યારે વાઘેલાઓનાં રાજ હતાં. પરમારોના ઠાકોર લખધીરજીએ મૂળી વસાવ્યુ.

આમ ભારતની વાયવ્ય સરહદેથી આવેલા બાબરીઆ, એશિયા માઈનોરથી પંજાબમાં વસીને સિંધમાં કેટલોક વખત રાજ કરી પાંચાળમાં ઊતરનાર શાખાયત કાઠીઓ, મકવાન થઈ સિંધમાંથી કચ્છ થઈ સૌરાષ્ટ્રના પૂર્વ ભાગે ઊતરનાર મકવાણા – ઝાલા, જૂનાગઢના ચૂડાસમાઓ, મરુભૂમિના ગોહિલો, સિંધના થરપારકરના પરમારો, કનોજના પઢિયારો રાજસ્થાનના રાણાઓ, ગુજરાતમાં થઈને પાંચાળમાં ઊતરેલા ચાવડા અને વાઘેલાઓનો સંસ્કૃતિ સમન્વય પાંચાળમાં થયો.

હજી થોડું બાકી રહી જાય છે. આજથી બસોક વર્ષ પૂર્વે થાનમાં નાજા કરપડા (કાઠી)નું રાજ્ય હતું. એની પાસેથી એકવાર ઝાલાઓએ આંચકી લીધેલું. ફરી નાજા કરપડાનુ રાજ્ય થયું અને એની પાસેથી શેરગઢ–અજાબ (સોરઠ)ના ખીમા મહિયાએ થાન આચકી લીધું. આ મહિયાઓ ત્યારે વાંકાનેર ને રાજકોટના કુવાડવા સુધી ફેલાયેલા હતા. આ મહિયાઓ પાસેથી ઝાલાઓએ થાન લઈ લીધું. સ્કદપુરાણ અને પદ્મ-પુરાણમાં પાંચાળનુ મહાત્મ્ય છે તે કેટલાંક તીર્થો પૂરતું છે. તીર્થો ને પ્રદેશ વર્ણન બરાબર છે પણ બીજી વાતો અપ્રતીતિકર છે.

થાનને વાળા વેળાવળજીની બિરદાવલીમાં સૂરજગઢ કહેવાયું છે. અથવા સૂરજદેવળ આસપાસ કોઈ નગર હોય! પણ થાન અને પાંચાળના ઉલ્લેખ કરતાં થાનના ધર્મસ્થાનક વાસુકિના વધુ પ્રાચીન ઉલ્લેખો મળે છે. મહાભારતના વનપર્વમાં ઉલ્લેખ છે કે :

तत्र भोगवती नाम वासुकेस्तीर्थमुत्तमम् ॥

ભોગવતીમાં 'વાસુકિ' નામનું ઉત્તમ તીર્થ છે.

મહાભારત ત્રીજા ચોથા સૈકામાં લખાણું હોય તો વાસુકિતીર્થ તેનાથી પણ ઘણું પ્રાચીન કહી શકાય. ભોગાવતી એટલે ભોગાવો. આ ભોગાવતી નદી સરસ્વતીનો ફાંટો ગણાય છે. સરસ્વતીનો બીજો ફાંટો પ્રભાસ પાસે હીરણ્ય ને કપીલા સાથે મળી ત્રિવેણી સંગમ રચે છે. સરસ્વતી સાત પ્રવાહરૂપે વહી કહેવાય છે. કૃષ્ણ યાદવો સાથે સરસ્વતી દ્વારા સૌરાષ્ટ્રમાં આવ્યા કહેવાય છે. સૌરાષ્ટ્ર ત્યારે બેટ હતો. કચ્છથી ઝાલાવાડના આજના ઝીલાણંદથી ઝીંઝુવાડા ને ખારાઘોડા થઈ આજના નળ સરોવરને સાંધી આ સાગરજળ પ્રભાસપાટણે ભેળાં થતાં. આ સરસ્વતીના માર્ગે કૃષ્ણ સૌરાષ્ટ્રના કોળીઓને કુરૂક્ષેત્રમાં લઈ ગયેલા કહેવાય છે.

સરસ્વતીનું બીજું નામ ભોગાવતી છે. આ ભોગાવતીના કાંઠે ભોગવતી નગરી હતી અને એ નગરીમાં વાસુકિ નામે નાગજાતિનો રાજા હતો. સમુદ્રમંથનમાં પણ વાસુકિ નાગનાં નેતરાં કર્યાનો ઉલ્લેખ છે. કચ્છ અને સૌરાષ્ટ્ર જે કાળે પાતાળ પ્રદેશ કહેવાતા હતા ત્યારે દરિયા કાંઠે કર્કોટક કુળના નાગલોકોનું અને જમીન ઉપર તક્ષકકુળના નાગલોકોનું રાજ્ય હતું.

ત્યારે પાંચાળનું વાસુકિનું સ્થાનક બે હજાર વર્ષ જેટલું પ્રાચીન કહી શકાય. નાગપૂજા પાંચા-ળમાં એટલી પ્રાચીન છે. બીજાં પણ નાગપૂજાનાં સ્થાનકમા બાડિયાબેલી, તલસાણિયા અને અરમાળિ-યાને ગણાવી શકાય.

તરણેતરનું જૂનું મંદિર દસમી સદીમાં બંધાયાનું કહેવાય છે. એમ તો ઠાંગનાથ, ઝરિયા મહાદેવ, અનંતેશ્વર વગેરે છે. પણ શિવપૂજા એ બધાથી ઘણી પ્રાચીન હોવી જોઈએ. ત્ર્યમ્બક એટલે ત્રણ નેત્રવાળાનો ઉલ્લેખ યજુર્વેદમાં છે. જો સૌરાષ્ટ્રમાં આર્યેતર પ્રજા હોય અને તે સિંધુ સંસ્કૃતિવાળી હોય તો શિવપૂજા નાગપૂજાથી પણ પ્રાચીન હોવી જોઈએ. નાગજાતિ શિવપૂજક હતી. સૌરાષ્ટ્રમાં રાજ કરતી હતી. એમ કહેવાય છે કે શિવનું શરણ લેવા જ શિવને વીંટળાઈને એ રહેલી છે. શિવને નાગ વીંટાળવામાં આવે છે તે નાગજાતિનો સંસ્કાર છે.

એમ તો સૂર્યપૂજા પણ પાંચાળનો પ્રાચીન સંસ્કાર છે. દંતકથા એમ કહે છે કે સૂરજના રથને પાંચાળમાં ખેંચી લાવનાર સાત નાગભાઈઓ હતા. દસમી–અગિયારમી સદીના સૂર્યસ્થાનકોના અવશેષો પાંચાળમાં છે. પરબડીમાં, રેશમિયામાં, જૂના અને નવા સૂરજદેવળ તથા મૂળીના માંડવરાય. કાઠીઓ, ચારણો, પરમારો તો સૂર્યપૂજકો હતા, પણ બધી રીતે વિચારતાં પાંચાળનો એ લોકધર્મ પણ લાગે છે.

લોકોએ અનેકમાં એકને ઉપાસ્યા છે. થાન પાસેથી આઠમી સદીની એક વરાહમૂર્તિ વૈષ્ણવપૂજાનો અવશેષ છે. એ જ રીતે એના પ્રીતમકુંડને કમલકુંડ, સ્કંદપુરાણમાં પાંચાળનો 'પાપનારુદ્ર'–પાપનાશણાના થાનકનો ઉલ્લેખ છે. એ તરણેતર પાસે છે. ચોબારી ગામમાંથી શેષશાયી વિષ્ણુની કાળા આરસની મૂર્તિને એજન્સીના વખતમાં રાજકોટ મ્યુઝિયમમાં ખસેડી છે. વળી અવાલિયા ઠાકર અને વડવાલિયા પણ વિષ્ણુપૂજાના જ સંસ્કાર છે.

શક્તિપૂજા તો આદિકાળનો સંસ્કાર હોઈ શકે. ચોટીલાના ચામુંડામાતા, બીજે છેડે સુંદરી ભવાની, ભરવાડોની મચ્છોમાતા અને મૂળી પાસેના વિહોત માતા આજે ય એટલી આસ્થાથી પુજાય છે.

દસમી સદીમાં વલભીપુરનો નાશ થયો એની સાથે બૌદ્ધધર્મ પણ સૌરાષ્ટ્રમાંથી વીલીન થયો. સૌરાષ્ટ્રના અન્ય સ્થળોની જેમ પાંચાળમાં પણ બાડિયાબેલીમાં બૌદ્ધ ગુફાઓના અવશેષો છે. બૌદ્ધોના એક ભાગે નાથ સંપ્રદાયને અપનાવી લીધેલો એને સિદ્ધમાર્ગ કહે છે. આ નવનાથોમાંથી ચાર નાથની મૂર્તિઓ સૌરાષ્ટ્રમાંથી મળી છે. જલંધરનાથ, મચ્છંદરનાથ, કનીફનાથ અને ચોથી મૂર્તિ ધજાળા પાસેના ધાધલપુરની વાવના ઓટા ઉપર છે. મૂર્તિ છ ફૂટ ઊંચી અને વિકરાળ છે તે ધુંધળીનાથની કહેવાય છે. એ બારમી સદીની હોવાનું કહેવાય છે. આ દસમા નાથ તરીકેની સાધના ધુંધા નામનો કોળી કરતો હતો જેના શ્રાપથી ઢાંક પાટણનું પતન થયું કહેવાય છે. લોકવાયકા પ્રમાણે આવા અઘોર કૃત્યથી નવનાથોએ એની સિદ્ધિ હરી લીધી ને તે અલોપ થઈ બાર વર્ષે ટાંકથી ધાધલપર નીકળ્યો. આમ બૌદ્ધ અને નાથ સંપ્રદાયની અસર પણ ખરી. આપા રતાએ ઉપાસેલા તે ગેબીનાથમાં આજેય પાંચાળની પ્રજા માને છે ને એની જે બોલાવે છે. ગેબીનાથની માન્યતા પ્રાચીન છે.

સૌરાષ્ટ્રના સાગરકાંઠે ભ્રમણશીલ લડાયક જાતિઓ ઊતરતી રહી છે ને કંઠાળે વસતી જાતિઓ ઊંડાણમાં ધકેલાતી ગઈ છે. આમ સૌરાષ્ટ્રના મધ્યભાગે સૌરાષ્ટ્રની મૂળ વસતી ભરાતી ગઈ છે. એ આર્યો હતા કે આર્યેતર તે કહેવું કઠણ છે. પણ નાગલોકો, કોળીઓ, ભરવાડો ને રબારીઓ સૌરાષ્ટ્રની આદિવાસી કોમો હોવાનો સંભવ છે. જોકે યાદવો પણ મૂળ સૌરાષ્ટ્રમાંથી ગોકુળ-મથુરા તરફ ગયેલા ને ફરી સ્થળાંતર કરી કૃષ્ણ સાથે પાછા સૌરાષ્ટ્રમાં આવ્યા. આ યાદવો, આહિરો, પછીની રાજપૂત જાતિઓનું સૌરાષ્ટ્રની આદિ જાતિઓમાં લોહી મિશ્રણ થયું છે ને આહિરો, કાઠીઓ, ભરવાડો, કોળીઓ અને બીજી અનેક કોમોમાંથી રાજપૂતોની શાખ મળી આવે છે.

આમ ગ્રીસ પછી એશિયાની ઘણી જાતિઓનાં આગમન સૌરાષ્ટ્રમાં થયાં અને ધર્મ તથા

જાતિઓનાં સાંસ્કૃતિક સમન્વય થયા. પાંચાળ સૌરાષ્ટ્રનો પ્રતિનિધિ પ્રદેશ છે. એમાં વાણી, વિચાર, રહેનસહેન, નીતિરીતિ, નેક ટેક, બહાદુરી, દિલાવરી, એના ધીંગા પ્રશુય અને જબ્બર ધીંગાણાં, એની આસ્થા અને સાધક શૂરા સંતો, જતિ સતી અને ભક્તિની તવારીખ ગામડે ડુંગરે, વહેળે વેકળે, નદી તળાવે અને દેવ દેવળના કાંકરે કાંકરે કંડારાયેલી છે. ઝીલાણંદથી માંડીને શુક-ભાદરના સાગર–મિલન સુધી અને જડેશ્વરથી માંડીને જસદણ સુધી. એટલે જ એને દેવકો પાંચાળ કહે છે. થાન આસપાસ ૬૦ થી વધારે તીર્થો છે.

પાંચાળની પ્રજાનાં નેકટેકનાં ખમીરની એ સાંસ્કારિતા જમાનાની જડતા પર ઘડીક ટેકો લઈ ગયેલી લાગે છે, પણ તપનાં પાણી મોળાં નથી પડયાં. હજી થોડાં જ વર્ષો પૂર્વે ભોગાવાને તીરે એવો એક તપસ્વી પાકયો ગાંધીયુગના ફૂલ-ચંદભાઈ. મેઘાણીભાઈએ લખ્યું છે કે :

> "ભોગાવાની રેતના હે તપસ્વી !
> રાની રાણકદેવડીની ચિતાને
> બેઠો છો તું તાપને। હે જતિશા
> વર્ષોથી ? નાના યુગોથી અકેલો ?"

રાણકદેવીની સતની ચિતાના અંગારા ધીખતા જ રહે, જેવા વીર ભગતસિંહની ચિતાના, મહાત્મા ગાંધીની ચિતાના અંગારા ધખે છે તેમ. ટાઢી કારી તો ય એ અણબુઝ રહે. એવી સતની ચિતાઓ પર જતિ સતી અને તપી તપતા જ રહે છે. ફૂલચંદભાઈને મેઘાણીભાઈ કહે છે કે: 'હે જતિશા ! તું વર્ષોથી તાપે છે ? નાના યુગોથી અકેલો.' એટલે કે યુગયુગાંતરથી જતિ સતી અને તપી સતની અગન આગે તપતા જ આવ્યા છે. ફૂલચંદભાઈ એના પ્રતિનિધિ હતા.

પાંચાળના ભક્તમંડળમાં વધુ નહિ તો છેલ્લાં બસો વરસ દરમિયાન થાનનો કુંભાર મેપો, મોલડીનો આપો રતો, આપો જાદરો, આપો ગોરખો અને આપા જાદરાએ જેની આંખે બહાતેજ આંજ્યા એ આપો દાનો, આપા દાનાએ જેને પંજે નીમજ્યો તે આપો વીસામણ અને પાંચાળના સંત-વડલાની વડવાઈ ઠેઠ આપા ગીગાના સતાધાર સુધી પહોંચી. ત્યારે દલડીના કાંગો ભગત, વાંટાવદરનાં સાધ્વી રામબાઈ, કેરાળાના રાણીમા, સાયલાના લાલા ભગત, ઝીંઝુડાના હકા ભગત અને કોત્રોડીના કેશવ ભગતને કેમ ભૂલી જઈ શકીએ ? હકા ભગતને તો તરણેતરના મેળાની જાત્રાએ ઝોળીમાં લાવેલા ને મારા બચપણમાં જોયેલા.

સાધકોની, સંતો–ભક્તોની, જતિ સતીની, દિલાવરો અને શૂરાઓની આ સંસ્કૃતિનાં ઝરણાં લોકધરતીમાં ઊતરે છે ને એ લોકસેવામાં જ સંતોએ ભગવત્ સેવા ભાળી. સંતો એ લોકધરતીની સંસ્કૃતિ (પાતાળગંગા)ના અમર ઝરા છે. લોકોની દેખીતી મૂઢતા કે જડતાના ખડકો નીચે એ અમર ઝરા ખળકી રહ્યા છે. નેકટેકની વાતું'ને તો અહીં મોળો નથી. પણ આવી લોકધરતી માથે જ્યાં કર-સણભાઈ અને સવસીભાઈ લોકસેવાની ધજા ફર-કાવીને બેઠા છે ને ભાનુભાઈ શુક્લ જે સંસ્થાના અધ્યક્ષ છે એવા ધજાળા ગામે લોકસાહિત્ય પરિવારનું સંમેલન જૂન માસની તા. ૫ અને ૬ ના બે દિવસ માટે એ અમર ઝરાનું આચમન લેવા મળી ગયું.

❋

અપને પ્રીતમ લાલસે, મિલ બિછડે જિન કોય;
બિછુડત દુઃખ જાને વહી, જો કોઈ બિછુડા હોય.
જામેં ઉપજ્યો પ્રેમ કીર, જીઉ દોએહુ ન જાય;
તાકો પ્રેમ કહત હૈ, પ્રેમ નામ ઠહરાય.

જીય સહિત યા દેહકો, બિસર જાય સબ નેમ;
નાકાં જોતાં સો કહે, પંડિત પ્રેમી પ્રેમ.
બિસેકો સુખ રસ ભયા, નર નારીકા માંસ;
તામેં રજ્જબ ડૂબકે, કિયા જનમકા નાસ.

# મોસમની પ્રથમ વર્ષા

અનિલ હ. ભટ્ટ

ભારતની ખેતીને આકાશીય ખેતી કહેવામાં આવે છે; એટલે કે ખેતીની સફળતાનો આધાર વરસાદ પર રહેલો છે. પાકને જ્યારે જોઈએ ત્યારે અને જેટલું જોઈએ તેટલું પાણી મળી રહે એ રીતે જો વરસાદ પડે તો વર્ષ સોળ આની થયું કહેવાય. આમ કૃષિ વિજ્ઞાનના અન્ય ક્ષેત્રોમાં આપણે હરણફાળ ભરવા સહિયારો પુરુષાર્થ કરી રહ્યા છીએ છતાં પણ ભારતની ખેતી માટે પિયત હજી મર્યાદિત કક્ષાએ રહ્યું છે. આથી સૌની મીટ વર્ષાના આગમન પર મંડાયેલી રહે છે.

સામાન્ય રીતે ગુજરાતમાં જુન મહિનાના છેલ્લા અઠવાડિયામાં અથવા જુલાઈ મહિનાના પહેલા અઠવાડિયામાં વરસાદની શરૂઆત થતી હોય છે, એટલે આ વર્ષે કોઈ કોઈ જગ્યાએ વરસાદની શરૂઆત ધાર્યા કરતા વહેલી થઈ કહેવાય. આવા, અસાધારણ સંજોગોમાં ખેડૂતભાઈઓ ખેતરો તૈયાર કરવામાં મોડા પડતા હોય છે. સમયસર વાવણી કરવામાં ન આવે તો પાકનું ઉત્પાદન ઓછું થાય છે. આથી ખેડૂતભાઈઓએ નીચે આપેલી યાદી પ્રમાણે પૂર્વ તૈયારીઓ કરી હોય તો તેઓ સમયસર વાવણી કરી શકે. હવેથી ખરીફ ઋતુની શરૂઆત પહેલાં જ નીચે આપેલી યાદી પ્રમાણે તૈયારી કરી લેવી.

૧. બી ખરીદી રાખવું :

વધુ ઉત્પાદન આપે તેવું બિયારણ અગાઉથી ખરીદી લેવું. આ માટે સરકારમાન્ય અથવા અર્ધ સરકારી સંસ્થાઓ પાસેથી ખરીદવું હિતાવહ છે. આ માટે ગ્રામસેવકનો સંપર્ક સાધવો. સ્ફૂરણશક્તિના ટકા પણ જાણી લેવા.

૨. પાક વિષયક માહિતી જાણવી :

જે પાક આપણે વાવતા હોઈએ તે અંગેની વૈજ્ઞાનિક માહિતી મેળવી લેવી. આ માટે ગ્રામસેવક, વિસ્તરણ અધિકારી, ગુજરાત કૃષિ યુનિવર્સિટીના કેન્દ્રો પાસેથી મેળવી શકાય. કૃષિ સામયિકો પણ નિયમિત વાંચતા રહેવાથી ફાયદો થાય.

૩. રાસાયણિક ખાતરો અને દવાઓ લઈ રાખવી :

ભલામણ કર્યા પ્રમાણેનો જોઈતો ખાતરનો જથ્થો અને પાકસંરક્ષણ માટે જરૂરી કીટનાશી અને રોગનાશક દવાઓ પણ ખરીદી રાખવા, જેથી પાછળથી દોડાદોડી ન રહે. સમયસર ખાતરનો અને પાક સંરક્ષક દવાનો ઉપયોગ પણ પાક ઉત્પાદનમાં મહત્ત્વનો ભાગ ભજવે છે.

આમ, ઉપરના ત્રણ મુદ્દાઓ નજર સમક્ષ રાખવાથી વધારાનો ખર્ચ કર્યા સિવાય ખેત ઉત્પાદનમાં ફાયદો મેળવી શકાય છે.

## સારું બી વધુ ઉત્પાદન

આપણામાં કહેવત છે કે 'વાવે તેવું લણે ને કરે તેવું પામે.' આ કહેવત ખેતીમાં વપરાતા બિયારણને લાગુ પડે છે. પાકના વધુ ઉત્પાદનનો આધાર ખેડ, ખાતર ઉપર અવલંબે છે જ, પણ તેથી વધુ આ માટે વાપરવામાં આવેલ બિયારણ ઉપર છે. જમીન ગમે તેટલી સારી હોય, સારી ખેડ કરી હોય, ખાતર પણ ભલામણ કર્યા મુજબનું નાખ્યું હોય પણ બી જો ઉતરતી કક્ષાનું, અશુદ્ધ ટૂંકમાં ખાત્રી વગરનું હોય તો પરિણામ ધાર્યા પ્રમાણેનું આવતું નથી. પાકનાં ઉત્પાદનમાં ઘટાડો થવાના ઘણાં કારણો હશે પણ તેમાં પહેલું પગથિયું વાપરવામાં આવતું બિયારણ છે. જેમ પાવરધા સેનાપતિ વગરનું લશ્કર લડાઈના મેદાનમાં જીત મેળવતું નથી તેમ કૃષિક્ષેત્રે સારા બિયારણના અભાવે ભરપૂર ઉત્પાદન લેવું

મુશ્કેલ બને છે. આથી બિયારણની પસંદગી વધુ ધ્યાન માગી લે છે.

### બી પસંદ કરતી વખતે ધ્યાનમાં રાખવાના મુદ્દાઓ

(૧) બિયારણ ચોખ્ખું, ભેળસેળ વિનાનું અને ઉત્તમ કક્ષાનું પ્રમાણિત હોવું જોઈએ. તેમાં અન્ય પ્રકારના બી, નીંદામણના બી વિગેરે હોવા જોઈએ નહિ.

(૨) જૂનું બી હોય તો તેની ઊગવાની શક્તિ ઓછી હોય છે. તેથી બી તાજાં, ઊગી શકે તેવા પસંદ કરવા આને માટે બીની સ્ફૂરણશક્તિની કસોટી કરવી.

(૩) બી ચળકાટવાળાં, પોષાએલા, ભરાવદાર હોવા જરૂરી છે. કારણ કે જ્યારે બીમાંથી અંકુર ફૂટે છે ત્યારે તેમાં જમીનમાંથી ખોરાક ચૂસવાની શક્તિ હોતી નથી. તેથી અંકુર બીમાંથી ખોરાક મેળવે છે એટલે ભરાવદાર બી હોય તો શરૂમાં છોડનું પોષણ સારું થાય છે.

(૪) તંદુરસ્ત બીની સ્ફૂરણ શક્તિ વધુ હોવાથી બિયારણ ઓછું જોઈએ જ્યારે નબળા બી વાવવાથી છોડ સારા થતા નથી અને બીનું પ્રમાણ વધારે જોઈએ છે. પરિણામે ઉતાર ઓછો અને સરખામણીમાં ખર્ચ વધે. વળી ભેજવાળી જગ્યાએ સંગ્રહ કરાએલા બીની સ્ફૂરણ શકિત ઓછી હોય છે તેથી આવુ બિયારણ પસંદ કરવુ નહિ.

(૫) બી રોગયુકત કીટકના ડંખ વગરનું હોવું જરૂરી છે. ભલામણ કર્યા પ્રમાણે દવાનો પટ પણ આપવો જોઇએ. નહિતર રોગનો ફેલાવો થાય ને ઉત્પાદન ઘટે.

(૬) બહારથી બી લેતા પહેલાં તેની શુદ્ધતા, સ્ફૂરણ શકિત તથા ઉત્પાદન શકિત અંગે ગ્રામસેવક કે અન્ય કૃષિ વિષયક નિષ્ણાતની સલાહ લેવી સારી. બિયારણ ગમે ત્યાંથી ન ખરીદતા સરકાર પ્રમાણિત સંસ્થાઓ દ્વારા વેચાતા હોય તે જ ખરીદવા.

## નીંદણ નિયંત્રણ વધુ ઉત્પાદન

બિન ઉપયોગી નકામા છોડ બધી જ ઋતુમાં વિવિધ પ્રકારની જમીનમાં તેમજ તમામ પ્રકારની આબોહવાકીય પરિસ્થિતિમાં ઊગી નીકળે છે, જેને નીંદણ તરીકે ઓળખવામાં આવે છે. નીંદણ વાવેલા પાકને તેમ જ જમીનને નુકસાન પહોંચાડે છે. આ રીતે નીંદણ એ કૃષિ ઉત્પાદન ક્ષેત્રે ખેડૂતનો મોટો શત્રુ છે.

નીંદણ ખેતરમાં વાવેલા પાકને જરૂરી એવા પ્રકાશ, પાણી અને પોષકતત્ત્વોમાં ભાગ પડાવે છે. એટલું જ નહિ પણ પાકના વિકાસને એક યા બીજી રીતે રૂંધે છે અને પરિણામે પાકનું ઉત્પાદન ઘટે છે. વધુમાં નીંદણને કારણે ખેતીમાં મજૂરી ખર્ચ વધે છે. આમ ખેડૂતને બંને બાજુએથી માર પડતા ખોટ સહન કરવી પડે છે. ટૂંકમાં પાક સારી રીતે વૃદ્ધિ પામે અને વધુ ઉત્પાદન આવે તે માટે નીંદણનું નિયંત્રણ કરવુ જરૂરી બની રહે છે. આ માટે નીચે આપેલા મુદ્દાઓ ધ્યાનમાં લેવા જોઈએ.

(૧) નીંદણનો ફેલાવો અટકાવવા અને જલ્દીથી કાબૂમાં લાવવા માટે કોઈ પણ સંજોગોમાં બી તૈયાર થાય તે પહેલાં નીંદણના છોડનો નાશ કરવો.

(૨) નીંદણના પાકટ બીવાળાં છોડ ઢોરને ખવડાવવાં જોઈએ નહિ.

(૩) સારું કહેવાએલું છાણિયું ખાતર ખેતરમાં નાંખવુ તથા નીંદણવાળી જગ્યાએથી માટી લાવીને ખેતરમાં નાખવી નહિ.

(૪) ઢાળિયા તથા નિકો સાફ રાખવી.

(૫) કોઈ પણ જાતનું વાવેતર કરતા પહેલાં જરૂરી ખેડ કરી જમીન ચોખ્ખી બનાવ્યા પછી જ વાવણી કરવી.

(૬) સમયસર આંતર ખેડ કરવી.

(૭) નીંદણનાશક રસાયણોનો ભલામણ કર્યા મુજબ ને કાળજીપૂર્વક ઉપયોગ કરવો.

કૃષિ ઉત્પાદનને અસર કરતા મહત્ત્વના પણ સહેલાઈથી અમલમાં મૂકી શકાય તેવા મુદ્દાઓ ઉપર આપ્યા છે. આમાં ખાસ કાંઈ નવું કે અઘરું નથી છતાં આપણે કરીએ છીએ ખરા ? વિચારી જોજો.

# શાકાહારી ઈંડાં

રતિભાઈ અંધારિયા

ત્રણ દાયકાથી પણ વધુ વરસ પહેલાંની આ વાત છે. દક્ષિણ ભારતમાં કેરાળામાં માર્તંડમ્ નામનું એક ગામ છે. ત્યાં ખ્રિસ્તી પાદરીઓનું એક મંડળ ખેડૂતોના જીવન ધોરણને ઊંચું લાવવા માટે પૂરક ઉદ્યોગ આપવાના વિચારથી આ અને તેની આજુ-બાજુના ગામડામાં મરઘાં ઉછેર દાખલ કરવાનું નક્કી કર્યું. આ મંડળના વડા સારા સમાજશાસ્ત્રી હોવા ઉપરાંત ભારતીય અર્થશાસ્ત્રના પણ તેઓ ઊંડા અભ્યાસી હતા. ખેડૂતો તરફ હમદર્દી પણ પૂરતી હતી. અમેરિકાથી કૂકડાની સારી જાતો લાવીને તેનો આજુબાજુના ગામડામાં પ્રચાર કરવાનું શરૂ કર્યું. આ કાર્યક્રમ પાછળ રાત દિ' મથામણ કર્યા છતાં મોટાભાગના ખેડૂતોએ મરઘા ઉછેરનો ધંધો પૂરક ઉદ્યોગ તરીકે સ્વીકારવાની ના પાડી; તે જાણી આ ખ્રિસ્તી મંડળને ખૂબ નવાઈ લાગી.

ખેડૂતો પાસે જમીન ખૂબ જ ટૂંકી, સાધનો ટાંચા અને આવક તદ્દન ઓછી હોવા છતાં તેમના ધંધા ઉપરાંતની આવક આપનાર મરઘાં ઉછેર ઉદ્યોગ તરફ ખેડૂતો ઉત્સાહ વગરના કેમ છે તે સમજાતું નહોતું.

કારણો શોધતા શોધતા ઘણી મૂશ્કેલીએ મૂળ વાતનો તાગ મળ્યો. ખેડૂતોનો મોટો ભાગ હિન્દુઓનો અને તે પણ શાકાહારી હિન્દુઓનો હતો. આવા હિન્દુ ખેડૂતોથી મરઘાં પાલન અને ઈંડાંનો ધંધો શે થાય ? લોકોની ધર્મની લાગણીનો આ સવાલ હતો.

ખ્રિસ્તી મંડળે આખાયે કાર્યક્રમને લોકોની લાગણી સચવાય તે રીતે લોકો પાસે નવા સ્વરૂપે મૂકવાનું શરૂ કર્યું. તેમણે ખેડૂતોને સમજાવ્યું કે ઈંડાના બે પ્રકાર હોય છે. કેટલાંક ઈંડાં એવા હોય છે કે જેમાં ખૂબ જ નાના સ્વરૂપે પણ જીવ રહેલો હોય છે જેમાંથી બચ્ચું જન્મે છે. પરંતુ એવાં પણ ઈંડા હોય છે કે જેમાં આવો જીવ નથી હોતો અને આવા ઇંડાંમાંથી કયારેય બચ્ચુ જન્મે નહીં. આવાં ઈંડાં શાકાહારી ઇંડાં ગણવાનું લોકોને ગળે ઉતાર્યું. બજારમાંથી દૂધી, રીંગણાં કે ભીંડા જેવી શાકભાજી ખરીદીએ છીએ ત્યારે તેમાં જીવ છે કે નહીં ? તેવો વિચાર કરવો જેમ અસ્વાભાવિક છે તેવું જ આ નિર્જીવ ઈંડાં વિશે પણ સમજવું જોઈએ.

ખ્રિસ્તીમંડળની આ દલીલની અને વાતની જાદુઈ અસર મોટાભાગના ખેડૂતો ઉપર થઈ અને શાકાહારી ઈંડાં વેચવાનો પૂરક ધંધો અને મરઘાં પાલનનો વિચાર લોકોએ ઝડપથી અપનાવ્યો. માર્તંડમ્ ગામ અને તેની આજુબાજુનો પ્રદેશ મરઘાં પાલન ઉદ્યોગમાં આઝાદી પછીના વર્ષોમાં મોખરે રહ્યો હતો તે એક હકિકત છે.

આપણે ત્યાં ગુજરાતમાં પણ આ શાકાહારી ઈંડાની વાત ખેડૂતોને સમજાવવાની જરૂર છે. ઇંડામાં બચ્ચું હોય છે એટલે માંસાહારી લોકો સિવાય ઇંડાં વપરાય નહીં એ વાત સાચી છે. પણ ઈંડાંમાં બચ્ચું કયારે થાય ? કુકડા અને કુકડીનો સંયોગ થાય તો જ ઇંડાંમાં જીવ કે બચ્ચું હોઈ શકે. કુકડો રાખીએ જ નહીં અને છતાં પણ કુકડી ઇંડાં મૂકે તો ઈંડાંમાં બચ્ચું હોવાનો કોઈ કાળે સંભવ નથી. એટલે લોકોની ધર્મની લાગણી દુભવ્યા સિવાય પણ આ વાત સમજાવવાની ઘડી આવી ચૂકી છે. કુકડાની હયાતીમાં કુકડીએ ઈંડાં મૂકયા હોય તેમાં પણ બધાં જ ઈંડાંમાં જીવ કે બચ્ચું હોય જ છે એવું નથી. આમાં પણ ઘણાં ઇંડાં નિર્જીવ હોય છે. જો કે શરૂઆતના તબકકામાં આપણાં ખેડૂતોને કુકડો રાખ્યા સિવાય મરઘાં પાલનથી થતાં ઈંડાંની ઉપજ લેવાની વાત આપણે સમજાવવી જોઈએ.

[અનુ. પૃ. ૨૭૦

ઈશ્વર વાદળાંઓમાં વસતી શક્તિ નથી. ઈશ્વર અણુછતી શક્તિ છે અને આંગળાના નખ–માંસની જેટલા સમીપ છે, તેના કરતાં યે તે આપણી વધારે સમીપ છે. આપણામાં અણુછતી રહેલી અનેક શક્તિઓ છે, અને એકધારી મહેનતથી જ આપણે તે ખોળી શકીએ છીએ. એ જ રીતે, એ પરમ શક્તિને ખોળવાને માટે અટલ નિશ્ચયથી આપણે ખંતપૂર્વક ખોજ કરતા રહીએ તો આપણે તેને ખોળી શકીશું. એવો એક રસ્તો અહિંસાનો રસ્તો છે. એ બહુ જ જરૂરી છે, કેમકે ઈશ્વર આપણા સૌમાં રહેલો છે અને તેથી એક પણ અપવાદ વિના પ્રત્યેક મનુષ્ય સાથે આપણે એકરૂપ થઈ જવું જોઈએ. વિજ્ઞાનની ભાષામાં એને આકર્ષણ કહે છે. લોકોની સામાન્ય ભાષામાં એને પ્રેમ કહેવામાં આવે છે. પ્રેમ આપણને એક બીજા સાથે તેમ જ ઈશ્વર સાથે બાંધે છે. અહિંસા અને પ્રેમ એક જ વસ્તુ છે.

ગાંધીજી

ગુજરાતના આર્થિક વિકાસમાં
રાજ્ય સહકારી બેંકનો મહત્ત્વનો ફાળો.

| | |
|---|---|
| * ત્રિસ્તરી ધીરાણ માળખા દ્વારા ટૂંકી અને મધ્યમ મુદતનું ખેતીવાડી ધીરાણ | રૂા. ૨૫૯–૭૩ કરોડ |
| * નાના ખેડુતોને ધીરાણ | રૂા. ૪૦–૧૪ કરોડ |
| * પ્રતિવર્ષ નાના ખેડુતોને મંજુર થતું વ્યાજ વળતર. | રૂા. ૩૩–૦૦ લાખ |
| * સહકારી બેંકીંગ ક્ષેત્રે (રાજ્ય/જિલ્લા તથા નાગરિક સહકારી બેંકો તથા તેમની શાખાઓ દ્વારા) એકત્રીત કરાયેલ એકંદર થાપણો. | રૂા. ૭૯૨–૦૭ કરોડ |
| × કુટિર અને લઘુ ઉદ્યોગોને નાગરિક સહકારી બેંકો દ્વારા ૧૧ ટકા વ્યાજના દરે ઔદ્યોગિક ધીરાણ. | રૂા. ૩૭–૮૨ કરોડ |
| × પ્રોસેસીંગ મંડળીઓને અપાયેલું લાંબી મુદતનું ધીરાણ. | રૂા. ૧–૯૩ કરોડ |

## ધી ગુજરાત સ્ટેટ કો–ઓપરેટીવ બેંક લિ.

સહકાર ભવન, રિલીફરોડ, પો. બો. નં. ૩૦૨
**અમદાવાદ – ૩૮૦૦૦૧**

ટેલીફોન :– ૩૮૧૯૭૦–૭૧
૩૮૨૫૮૮

ટેલેગ્રામ :– APEXBANK
ટેલેક્ષ :–AM ૨૫૩ GSCB

# શ્રી તાલાલા તાલુકા સહકારી ખાંડ ઉદ્યોગ મંડળી લીમીટેડ, તાલાલા (ગીર)

જીલ્લો જુનાગઢ (ગુજરાત રાજ્ય)

ઉત્પાદક સભાસદ સંખ્યા : ૬૬૨૮

સભ્યોનું શેર ભંડોળ : રૂા ૬૫ લાખ

ગુજરાત સરકારશ્રીનો શેર ફાળો : રૂા. ૧૬૦ લાખ

: કાર્યક્ષેત્ર :

તાલાલાથી ૨૦ માઈલની ત્રિજ્યામાં આવરતો વિસ્તાર જેમાં તાલાલા, વેરાવળ, માળિયા (હાટીના), કેશોદ, મેંદરડા, તાલુકાના ત્રિજ્યામાં આવર્તિત ગામડાનો સમાવેશ થાય છે.

| એચ. એસ. શાહ | નારણભાઇ લાલાભાઈ મીંજરોલા | દેવસીભાઇ નારણભાઇ સોલંકી (બાબુભાઇ) |
|---|---|---|
| મેનેજીંગ ડીરેકટર | વાઈસ-ચેરમેન | ચેરમેન |

"વિના સહકાર નહિ ઉદ્ધાર"

# શ્રી રાજુલા તાલુકા સહકારી ખરીદ વેચાણ સંઘ લી.

પો. બો. નં. ૧૭, ટાવર પાસે, રાજુલા સીટી (જી. અમરેલી)

"રજત જયંતિ વર્ષ"

તાર : "સહકાર"

નોંધણી ક્રમાંક : ૧૫૩૬

તા. ૧૦-૫-૧૯૫૬

(ઓડીટ વર્ગ અ)

ટેલીફોન : મુખ્ય ઓફીસ ૩૮

સીધી ખરીદી વિભાગ ૧૩૮

પ્રમુખ નિવાસસ્થાન ૧૨૩

મેનેજરશ્રી નિવાસસ્થાન ૧૪૮

| | |
|---|---|
| શેર ભંડોળ રૂ. | ૨,૮૪,૧૦૦=૦૦ |
| અનામત તથા અન્ય ભંડોળ રૂ. | ૧૨,૬૫,૬૬૭=૫૪ |
| થાપણો રૂ. | ૯,૬૪,૬૪૩=૪૦ |
| સભાસદ સંખ્યા– | ૨૨૩ |

: વ્યવસ્થાપક કમીટી મંડળ :

| | | |
|---|---|---|
| શ્રી | બાબુભાઇ પોપટભાઇ પટેલ | પ્રમુખ |
| શ્રી | પીઠાભાઇ ડાહ્યાભાઇ | ઉપપ્રમુખ |
| શ્રી | કરશનભાઇ ભગવાનભાઇ પટેલ | સભ્ય |
| ,, | લાખાભાઈ મેઘજીભાઇ પટેલ | ,, |
| ,, | રાણાભાઇ ગોવીંદભાઇ | ,, |
| ,, | નાનાભાઈ સગાળભાઇ | ,, |
| ,, | દયાળભાઇ ગોવિંદભાઇ પટેલ | ,, |
| ,, | ભીમજીભાઇ લાખાભાઇ પટેલ | ,, |
| ,, | પરશોતમભાઇ રામભાઈ પટેલ | ,, |
| ,, | બાલુભાઈ ભાભાભાઇ | ,, |
| ,, | ભીખાભાઇ લુણાભાઈ | ,, |
| ,, | પાતાભાઇ જીવાભાઇ | ,, |
| ,, | જમાલખાંભાઈ મુરાદખાંભાઇ પઠાણ | ,, |
| | મોહનભાઇ નાનજીભાઇ પટેલ | બેંક પ્રતિનિધિ |
| | ઓઘવજીભાઇ કે. વાળા | મેનેજર |

દૂધ જેવી
સફેદી માટે...







# નિરમા

## વૉશિંગ પાવડર
## અને સાબુ

નકલથી
સાવધાન!

નિરમા કેમીકલ વર્કસ, અમદાવાદ-૨૩.

શુભેચ્છા સહ....

# ધી. ગોંડલ વિભાગ નાગરિક સહકારી બેંક લી. ગોંડલ

મહાત્મા ગાંધી રોડ, ગોંડલ. પીન કોડ નં. ૩૬૦૩૧૧
સ્થાપના તા. ૩-૫-૫૫

બેંકની પ્રગતિના આંકડા

**ઓડીટ વર્ગ "અ"**

| | | | | |
|---|---|---|---|---|
| ૧૯૫૫-૫૬ | | | | ૩૦-૬-૮૧ |
| ૨૫ વર્ષ પહેલાં | | | | ૨૫ વર્ષ પછી |
| રૂા. | ૨૬,૦૦૦ | શેર ભંડોળ | રૂા. | ૬,૬૩,૦૦૦ |
| રૂા. | ૩૧૮ | રીઝર્વ ફંડ | રૂા. | ૮,૮૭,૦૦૦ |
| રૂા. | ૧,૦૭૦ | થાપણુ | રૂા. | ૧,૩૦,૧૮,૦૦૦ |
| રૂા. | ૧,૨૦,૮૦૦ | ધીરાણુ | રૂા. | ૭૮,૪૦,૦૦૦ |
| રૂા. | ૧,૭૭,૦૦૦ | કાર્યભંડોળ | રૂા. | ૧,૫૫,૩૪,૦૦૦ |
| | ૩૧૮ | સભાસદ સંખ્યા | | ૭,૦૦૪ |
| રૂા. | ૭૬૦ | નફો | | ૨,૭૮,૦૦૦ |

રજીસ્ટર્ડ ઓફીસ : ફોન ૧૫૫
,, ૩૨૫
મહાત્મા ગાંધી રોડ, ગોંડલ

શાખા : અદ્યતન સેઈફ ડીપોઝીટ વોલ્ટની સુવિધા
મુ. દેરડી (કુંભાજી) તા. ગોંડલ (જી. રાજકોટ)

કાંતિલાલ એલ. વાટ્ટ — મેનેજર
જયંતિલાલ એસ. પટેલ — મેનેજીંગ ડીરેક્ટર
મહેશકુમાર એસ. પારેખ — ચેરમેન

હાર્દિક શુભેચ્છાઓ

ગ્રામોદ્યોગની યોજનાની પાછળ કલ્પના તો એ છે કે આપણે રોજની જરૂરિયાતો ગામડાંમાં બનેલી ચીજોથી પૂરી પાડવી જોઇએ; અને જ્યારે એમ જણાય કે અમુક ચીજો તો ગામડાંમાં મળતી જ નથી, ત્યારે આપણે જોવું જોઇએ કે એ ચીજો થોડીક મહેનત અને સંગઠનથી ગામડાંના માણસો બનાવી શકે ને એમાંથી કંઇ નફો કરી શકે એમ છે કે નહીં. નફાનો અંદાજ કાઢવામાં આપણે પોતાનો નહીં પણ ગ્રામવાસીનો ખ્યાલ રાખવો જોઇએ. એમ બને કે શરૂઆતમાં આપણે સામાન્ય ભાવ કરતાં જરાક વધારે આપવું પડે અને બદલામાં હલકી ચીજ મળે. પણ જો આપણે એ ચીજો બનાવી આપનાર માણસના કામમાં રસ લેતાં થઈશું, એ માલ સુધારે એવો આગ્રહ રાખીશું, અને એને એ સુધારવામાં મદદ કરીશું તો એ ચીજો જરૂર સુધરશે. —ગાંધીજી



# ગણેશ હાઉસીંગ કોર્પોરેશન

ફોન – ૩૮૨૫૭૫, ૩૮૨૭૦૭

પથ્થર કૂવા : પેટ્રોલ પંપની બાજુમાં
રીલીફ રોડ : **અમદાવાદ**

## ઊર્મિનવરચનાનું વાર્ષિક લવાજમ

# ઓગસ્ટ માસથી ૩૦ રૂપિયા થાય છે

ડૉ. જીવરાજ મહેતા સ્મારક ટ્રસ્ટે ઊર્મિનવરચનાનું પ્રકાશન હાથ ધર્યા પછી વધુમાં વધુ વૈવિધ્ય અને વધુમાં વધુ વાચન આપવાના અમારા કોડ હતા. એથી જાહેરખબરનાં પાનાં બાદ કરતાં વિવિધ વાચનના ૬૪ પાના આપવા સુધી કાગળ વધેલા. પણ બધી જ પ્રકારની મોંઘારત વધતાં જતાં ન છૂટકે પાનાં ઓછાં કરવાં પડયાં, તે છતાં પોસ્ટેજ વગેરેનું ભારે ખર્ચ વધતાં વાર્ષિક લવાજમના રૂા. ૨૫ ને બદલે ઓગસ્ટ માસથી રૂા. ૩૦ કરવા પડે છે. ઊર્મિનવરચનાના વધતા જતા સુજ્ઞ વાચકો એટલો સાથ સહકાર જરૂર આપશે એવી વિનંતી છે. પરદેશનું લવાજમ રૂા. ૭૫ રહેશે. ને છૂટક નકલના રૂા. ૩ રહેશે.

વ્યવસ્થાપક 'ઊર્મિનવરચના'

---

ગુજરાતના ૩૦ સમર્થ લોકવાર્તાકારોનો અપૂર્વ રસથાળ

# લોકવારતાની રસલહાણ - ભાગ ૧લો

## કિં. રૂા. ૨૦

સાદા બુકપોસ્ટથી મગાવતાં પુસ્તક ગુમ થશે તો એની જવાબદારી મગાવનારની રહેશે. સાદા બુકપોસ્ટ માટે ૧ રૂપિયો વધારે મોકલવો. રજીસ્ટર્ડથી મંગાવનારે ૪ રૂપિયા વધારે મોકલવા. એટલે કે રૂા. ૨૪ નું મનીઑર્ડર કરવું. વી. પી. નહિ કરાય.

ઊર્મિનવરચના
જ્યુબિલી, ગામ સામે, કચેરી ફિલ્ડ, પુનર્વાય પ્લોટ : રાજકોટ-૩૬૦૦૦૧

વ્યવસ્થાપક : ઊર્મિનવરચના
ટેલીફોન નં. ૨૪૩૭૨

Oormy Navrachana Rajkot-1 (July-'82) કિં રૂા. ૨-૫૦ Regd. No.G-RJ-82









# ઊર્મિનવરચના

આદ્ય તંત્રી: સ્વ. ઈશ્વરલાલ મો. દવે
તંત્રી: જયમલ્લ પરમાર

વર્ષ–૫૩ : અંક ૫ સળંગ અંક : ૬૨૯ ઓગસ્ટ : ૧૯૮૨

ડૉ. જીવરાજ મહેતા સ્મારક ટ્રસ્ટ પ્રકાશન








"સત્યનો વિજય છે, જ્યાં નીતિ છે ત્યાં
નારાયણ ભગવાનનો વાસ છે."

# મનુભાઇ રજનીકાંત શ્રોફ

**શ્રોફ એન્ડ ફાઇનાન્સિયર**

તથા

**શ્રી સાંઇબાબા આંગડિયા સર્વિસ**

**હિવિ. ઓફિસ**

પંચહાટડી, મહાલક્ષ્મી સ્ટ્રીટ, જૂનાગઢ પીન : ૩૬૨૦૦૧. ફોન : ૧૭૧૯

**શાખાઓ :** કેશોદ, વેરાવળ, ઉના, કોડીનાર, દિવ.

H. O. રીલીફરોડ પથ્થર કુવા, અમદાવાદ ફોન ; ૨૪૦૧૬; ૨૬૮૫૮

| ફીક્સ | ૩ માસ | ૬ માસ | ૯ માસ | ૧ વર્ષ | ૨ વર્ષ |
|---|---|---|---|---|---|
| | ૯% | ૧૦% | ૧૧% | ૧૨% | ૧૫% |

નોંધ: રૂા. ૧૦૦૦/- ઉપરની ફીક્સ્ડ પર દર માસે વ્યાજ આપવામાં આવે છે.

## "શુભલક્ષ્મી"

| | | | | | |
|---|---|---|---|---|---|
| રોકાણ રૂા. | ૧૦૦/- | ૫૦૦/- | ૧૦૦૦/- | ૨૦૦૦/- | ૫૦૦૦/- |
| પાંચ વર્ષને અંતે | ૨૦૦/- | ૧૦૦૦/- | ૨૦૦૦/- | ૪૦૦૦/- | ૧૦,૦૦૦/- |

**આ યોજનામાં વચ્ચે વ્યાજ મળશે નહીં.**

કરન્ટ એકાઉન્ટ : ૭%

સેવિંગ્સ એકાઉન્ટ : ૯% આપની નાની યા મોટી રકમ સેવિંગ્સ ખાતામાં જમા કરાવો, ઉપાડ માટે હુંડીની સગવડ.

ગુજરાત, કચ્છ, મહારાષ્ટ્રના લગભગ દરેક શહેરો પર ડ્રાફ્ટ કાઢી આપવામાં આવે છે, તથા આપના બહારથી આવતા માલની હુંડી, બીલ્ટી અમારા મારફત મંગાવી, અમારી અમૂલ્ય સેવાનો લાભ લઈ શકો છો.

[ઉપરોક્ત ૧૭ વર્ષ જૂની ૧૧૭ શાખા ધરાવતી અગ્રગણ્ય સંસ્થામાં આપના નાણાં રોકી નિશ્ચિંત બનો.]



શ્રોફીંગનાં તમામ કામ માટે આ શ્રોફને આપની બનાવવા વિનંતી.

સહકાર બદલ આભાર

-: વધુ વિગત માટે રૂબરૂ સંપર્ક સાધો :-

પ્રોપ્રાઈટર:
શ્રી આર. એન. દેસાઇ

મેનેજર
શ્રી દિલીપભાઈ ભીસે

**************-**************-**********

# ખાદી ગ્રામોદ્યોગ સંઘ



## સંસ્થાની પ્રવૃત્તિઓ

૧- સમન્વય, રાજકોટ–જેમાં સુથારી, લુહારી, ઉદ્યોગ, ચર્મોદ્યોગ, તેલઘાણી ઉદ્યોગ, પોલી-વસ્ત્ર, કંતાઈ ઉદ્યોગ તથા ગુજરાતમાં એક માત્ર 'કુટીર' ટોઇલેટ સાબુનું ઉત્પાદન કરે છે.

૨- જરી-રેશમ કેન્દ્ર, સુરત–કૃત્રિમ જરી તેમ જ રેશમના ઉત્પાદક.

૩- ગ્રામશિલ્પ, અમદાવાદ–ખાદી તેમ જ ગ્રામોદ્યોગની વસ્તુઓનું વેચાણકેન્દ્ર

૪- ચર્મશિલ્પ, અમદાવાદ–ચર્મોદ્યોગની તમામ પ્રકારની ચીજો વેચનાર.

૫- ખાદી ઉત્પત્તિ-વેચાણ કેન્દ્ર, સુરેન્દ્રનગરઃ– ખાદી ઉત્પત્તિ કેન્દ્ર, જેના દ્વારા લગભગ ૫૦ જેટલાં વણકર કુટુંબો તથા ૨૦૦ કાતનારાઓને રોજી મળે છે.

૬- પોલીવસ્ત્ર ઉત્પાદન કેન્દ્ર, વાંકાનેર.

૭- અંબર કેન્દ્ર, ખેડીપરા, રાજકોટ, ધીયાવડ, પડધરી. પોલીવસ્ત્ર તેમ જ અંબર કેન્દ્રો દ્વારા લગભગ ૧૫૦ જેટલી બહેનોને રોજી મળે છે.

'સમન્વય' : જયંત સોસાયટી : મવડી પ્લોટ
રાજકોટ-૩૬૦ ૦૦૪

# જિલ્લાની વિકાસ કુચમાં ભાગીદાર બનીએ

(૧) જિલ્લાની કલ્યાણકારી પ્રવૃત્તિઓમાં તન, મન, અને ધનથી સહકાર આપીએ.

(૨) જિલ્લા આયોજન મંડળે ઉપાડેલી, વિવેકાધીન તથા પ્રોત્સાહક ગ્રાન્ટની અનેકવિધ ગ્રામવિકાસ પ્રવૃત્તિઓ તેમજ નાની બચત પ્રોત્સાહક ગ્રાન્ટની યોજનાઓ પૂર્ણ કરવા આપણો સહકાર આપીએ.

(૩) સમાજના નબળા વર્ગને ન્યુનતમ જરૂરિયાતો પૂરી પાડવાના અને તેમને માટે રહેણાંક ઊભા કરવાના કાર્યને સફળ બનાવીએ.

(૪) રાષ્ટ્રના વિકાસ માટે નાની બચત યોજનાની સફળતા માટે 'ભાગીદાર બનીએ, "કુટુંબ-કલ્યાણ, અસ્પૃશ્યતા નિવારણ" વિગેરે પાયાના કાર્યક્રમોની સફળતા માટે પૂરો સહકાર આપીએ.

(૫) જિલ્લા પંચાયતની અન્ય કલ્યાણકારી પ્રવૃત્તિઓમાં હાર્દિક સાથ અને સહકાર આપી જિલ્લાનો વિકાસ સાધીએ.

(જિલ્લા પંચાયત જામનગર તરફથી)

# ડૉ જીવરાજ મહેતા સ્મારક ટ્રસ્ટ પ્રકાશન
# ઊર્મિ નવરચના




*


ડૉ. જીવરાજ મહેતા સ્મારક ટ્રસ્ટ
જીવરાજ ભુવન
અમરેલી – ૩૬૪૬૦૧

*

ડૉ. જીવરાજ મહેતા સ્મારક ટ્રસ્ટ
કલ્યાણધામ મુ. ચાવંડ ૩૬૪૪૩૫
(તા. લાઠી : જિ. અમરેલી)

*

ડૉ. જીવરાજ મહેતા સ્મારક ટ્રસ્ટ
આરોગ્યધામ
અમદાવાદ–૩૮૦૦૦૭

*

ડૉ. જીવરાજ મહેતા સ્મારક ટ્રસ્ટ
નટવરલાલ શામળદાસ એન્ડ કું.
૯૪, નગીનદાસ માસ્તર રોડ
ટે. નં. ૨૭૪૨૨૧
મુંબઈ – ૪૦૦૦૨૩

*

'ઊર્મિ નવરચના'
ટેલીફોન નં. ૨૪૩૭૨
૧૩, જાગનાથ પ્લોટ, રાજકોટ
Delhi office –
Phone – 615072
Navinchandra B. Shah
98 Ravindra Nagar
NEW DELHI–110003


## વિચાર અને કાર્ય

એક વાર ભગવાન બુદ્ધના અંતેવાસી શિષ્ય આયુષ્યમાન્ આનંદે ભગવાન બુદ્ધને પૂછ્યું : 'ભગવન્ ! ઈશ્વર છે કે નહીં ! છે, તો કેવો છે ? સૃષ્ટિ ઈશ્વરે બનાવી છે કે અનાદિ છે ? આ ચર્ચાસ્પદ પ્રશ્નો પર આપ પ્રકાશ કેમ નથી પાડતા ?' ત્યારે ભગવાન બુદ્ધે કહ્યું : 'આનંદ ! કોઈ પુરુષને તીર લાગી જાય અને કોઈ વૈદ એની ચિકિત્સા કરવા જાય તો એ સમયે વૈદ એનું તીર કાઢીને મલમપટ્ટી કરવાને બદલે અને એના વહેતા લોહીને બંધ કરવાને બદલે જો એવી તપાસ કરે કે તીર કોણે માર્યું ? કોણે બનાવ્યું ? કઈ દિશામાંથી આવ્યું ? મારવાવાળો કાળો હતો કે ગોરો ? તો તું એને મૂર્ખ કહીશ કે બુદ્ધિમાન ? આવી તપાસ કરવાને બદલે તો એ સમયે એનું લોહી બંધ કરીને મલમપટ્ટી કરવી એમાં જ શાણપણ છે. એ જ રીતે હે આયુષ્યમાન આનંદ ! ઈશ્વર, સૃષ્ટિ, મોક્ષાદિની કોરી ચર્ચા કરવા કરતાં મનુષ્યનું તૃષ્ણાતીર કાઢીને એને દુઃખમુક્ત થવાનો માર્ગ બતાવવો એ જ શ્રેષ્ઠ ધર્મ છે.


જીવરાજ મહેતા સ્મારક ટ્રસ્ટ વતી મુદ્રક અને પ્રકાશક : રાજુલ ઈ. દવે ૧૩, જાગનાથ પ્લોટ, રાજકોટ–૧
મુદ્રણ સ્થાન : સુરૂપ મુદ્રિકા, ડૉ. યાજ્ઞિક રોડ, કન્યા છાત્રાલય સામે, રેસકોર્સ રોડ, રાજકોટ– ૧

ઊર્મિનવરચના

તંત્રી : જયમલ્લ પરમાર

ઑગસ્ટ '૮૨ : વર્ષ : ૫૩ : અંક : ૫ : સળંગ અંક : ૬૨૯



*

ગળકે મોર ઝીંગોરિયા, મેલ ધડુકે માઢ;
વરવા કીરત વરણવા, આયો ઘઘુંબી અષાઢ. ૧
ડુંગરિયા હરિયા હુઆ, વન ઝીંગોર્યા મોર;
ઈણ રત તીને નીસરે, જાચક, ચાકર, ચોર. ૨
નદિયાં નાળાં નિર્ઝરણ, પાવસ ચઢીઆં પૂર;
કહો, કાદવ તીલકરખે પંથી પૂગલ દૂર. ૩
ધનુષ ચઢાવે સોધરા, ઈંદ્ર કહાવે આણ;
કરે ન સાવણ માસમેં, પંથી પંથ પ્રયાણ; ૪
નાળાં નદિયાં સું મિલે, નદિયાં સરવર જાય;
વિરછાં સું વેલા મિલે, ઐસી સહી ન જાય. ૫
રિંઝાતી વનરાય, નીતર્યા પાલવ પાંગર્યા;
ઘોરંભી ઘુઘવાય, અષાઢ એલાડું જતાં. ૬
ઘટી ઘટા ઘનઘોર, ઝબકે ઝીણી વીજળી;
ટગલી ટહુકે મોર, નીચે કળાયલ કુંજમાં. ૭

## જાહેરખબરો આપનારાઓને વિનંતી

જાહેરખબરના ચેક, ડ્રાફ્ટ કે મનીઓર્ડર 'ઊર્મિનવરચના'ના નામે ભરી મોકલવાં.

## ગ્રાહકોને નોંધ લેવા વિનંતી

દર માસની પહેલી તારીખે અંક પ્રગટ થાય છે.

* ગ્રાહકોને અંક આઠ દિવસ સુધીમાં ન મળે તો તે વિભાગની પોસ્ટ ઓફિસે ફરિયાદ કર્યા બાદ કાર્યાલયને નકલ મોકલવી. અંક સિલિકમાં હશે તો જ મોકલાશે.

સરનામું બદલાવાનું પ્રગટ અંકની પ્રસિદ્ધિ પહેલાં પંદર દિવસે ગ્રાહક નંબર સાથે કાર્યાલયને પહોંચાડવી.

'ઊર્મિનવરચના'ના લવાજમના દર

| | |
| --- | --- |
| વાર્ષિક—દેશમાં | રૂ. ૩૦–૦૦ |
| વાર્ષિક—પરદેશમાં | રૂ. ૭૫–૦૦ |

લેખકોને—

લેખ, વાર્તા કે કવિતા વગેરે ન સ્વીકારાતાં પરત મેળવવા ઈચ્છનારે જરૂરી ટિકિટ સાથે જ બીડવી.

* આ માસિકમાં પ્રસિદ્ધ થતા વિચારો જે તે લેખકોના હોય છે. તંત્રી તે વિચારમાં સંમત જ હોય તેવું માનવું નહિ.

એજન્ટોને—

* 'ઊર્મિનવરચના'ના વેચાણ અને ગ્રાહકો અંગેનો પત્રવ્યવહાર નીચેના સરનામે કરવો.

ફોન નં. ૨૪૩૭૨
ઊર્મિનવરચના કાર્યાલય
૧૩, જાગનાથ પ્લોટ
રાજકોટ ૩૬૦ ૦૦૧ (જિ. રાજકોટ)

# સ્વ. નાગરદાસભાઈએ જયોં કી ત્યોં ધરિ દીની ચદરિયા

રતિભાઈ ગોંધિયા

છેલ્લા ત્રણ ચાર મહિનામાં ગુજરાત-સૌરાષ્ટ્રના રચનાત્મક જગતે તેના સન્નિષ્ઠ સેવકો ગુમાવવાના ત્રણ ત્રણ આંચકા અનુભવ્યા. ગાંધીવાદી જૈન સાધુ મુનિ શ્રી સંતબાલજીની વિદાય થઈ, આધુનિક યુગના પ્રતિનિધિ જેવા રચનાત્મક અગ્રણી શ્રી અકબરભાઈ નાગોરી ગયા અને છેલ્લે તા. ૬-૭-૮૨ના હરકીસનદાસ હોસ્પીટલ, મુંબઈમાં અકિંચન તપસ્વી સૌરાષ્ટ્રની ખાદી પ્રવૃત્તિના સર્જક અને શિલ્પી શ્રી નાગરદાસભાઈએ હંમેશની વિદાય ચાદર ઓઢી લીધી. જેનાથી સૌરાષ્ટ્રનું ખાદીજગત અનાથ બની ગયું ! સૌરાષ્ટ્ર-ગુજરાતના ખાદી-જગતમાંથી એક પરંપરાની, સાદાઈ, શુદ્ધતા અને ઉચ્ચ જીવનની રહીસહી મૂડી પૂરી થઈ !

## પવિત્રતા અને શુદ્ધચારિત્રની ઝાંખી :

એક વખત મારા પ્રત્યે ભાવ રાખતા એક ધાર્મિક સંસ્થાના અધ્યક્ષ સ્વામીજી મારે ઘેર અચાનક આવી ચડતાં મને ક્ષોભ થયો, અને મેં એમને વિનંતી કરી કે "આપ મારે ત્યાં આવો તેને બદલે મને બોલાવી લેવો જોઈએ, કારણ કે આપ જેવા સાધુ મારે ત્યાં સામે ચાલીને આવો એવી ભક્તની આસ્થા કે લાયકાત મારામાં નથી."

મારા જેવી આવી વ્યક્તિઓ કે જેનામાં ભક્તના ભાવો ઓછા છે, અધ્યાત્મની કેડીની જેને પરખ નથી તેમને પણ ક્યારેક કોઈ બાબત, કોઈ વ્યક્તિત્વ એવી રીતે સ્પર્શી જાય છે કે તેને પ્રશ્નો ઊઠે છે કે : "આ શું બન્યું ?" "મારું હૃદય કેમ આટલું બધું પુલકિત બન્યું ?" 'આને શું કહેવાય ?"

૧૯૪૩ના આરંભમાં આફ્રિકાથી તાજા આવીને હું પ્રથમ વખત શ્રી નાગરદાસભાઈને મળ્યો ત્યારે મને આવો અનુભવ થયો. મારું મન તેમને મળતાં જ એવું અંજાઈ ગયું, પ્રસન્ન થઈ ગયું કે મારા મને પ્રશ્ન કર્યો કે "આ શું છે ?" જવાબ મળ્યો આને કહે છે અણિશુદ્ધ પવિત્રતાનો પરિચય, પ્રભાવ ! મને આંજી નાખનાર, પવિત્રતાનો પરિચય કરાવનાર એ હતી નાગરદાસભાઈની વિશાળ સ્ફટિકસી મોટી મોટી સફેદ આંખો, જે નિર્મળતાની પવિત્રતાની શુદ્ધ સ્ફટિક ચારિત્ર ની સાક્ષી પુરાવતી હતી. જે અનુભવ આજે ૪૦ વર્ષે પણ જેવોને તેવો તાજો છે.

## અકિંચનતાનો સ્વામી :

ભારત મહાન સાધુઓ અને ઉચ્ચ જીવનને વરેલા સમાજ સેવકોને પેદા કરવાની પરંપરાનો દેશ છે. આવી વિરલ વ્યક્તિઓના સહવાસનું સદ્‌ભાગ્ય મને પણ મળ્યું છે. પણ નાગરદાસભાઈની અકિંચનતા; સાદાઈનો દાખલો મળવો મુશ્કેલ છે. અપરિણીત જીવન જીવનારા પણ અનેક છે પણ અપરિણીત જીવનમાંએ પોતાના શરીર પ્રત્યે, ચહેરા પ્રત્યે, પહેરવેશ પ્રત્યે આકર્ષણ ન રાખવાનું સુલભ નથી પણ શ્રી નાગરદાસભાઈને તો જાણે આ બાબતનો સ્પર્શ જ નહોતો. આ બધી બાબતોમાં તેમની ઉદાસીનતાનો જોટો મળે તેમ નથી.

ક્યારેય અઢી ત્રણ જોડીથી વધુ કપડાં તેમણે રાખ્યાં નહિ ! જીવનભરમાં બે જ ગરમ ખંડી બનાવી જે પણ એક ફાટી ગઈ ત્યારે ! પોતાનો રહેવાનો કોઈ રૂમ રાખ્યો નહિ અને હમેશાં ઓફીસમાં જ સૂઈ રહ્યા. જીવનમાં ક્યારેય તેમનું વેત નું વાઉચર બન્યું નહિ રસોડે જમી લે તે જ તેમનું ખર્ચ. આવી અકિંચનતા ભાગ્યે જ શોધી મળશે.

સ્વરાજ્ય આવ્યા પછી સૌરાષ્ટ્ર ખાદી ગ્રામોદ્યોગ બોર્ડ અને ગુજરાત રાજ્ય ખાદી ગ્રામોદ્યોગ બોર્ડ જેવા રાજ્ય રચિત બોર્ડોમાં તેઓ લાંબા વર્ષો રહ્યા છે પણ કદાચ એ એક જ સભ્ય,

પ્રમુખ એવા હતા, જેમણે કદી પોતાના પ્રવાસ ભથ્થાનું બીલ સરકાર પાસે રજૂ કર્યું નથી. જીવનની આવી અનાસક્તિનો અનુભવ કરવાનું શકય નથી.

ગાંધીજીએ પોતે જ નિમેલા :

નાગરદાસભાઈ સૌરાષ્ટ્રના ખાદીકામના શિલ્પી અને સર્જક હતા, તેમનું પ્રેરણાનું બળ સ્વ. શ્રી નારણદાસભાઈ ગાંધી હતા અને સર્જનાત્મક બળ તેમનું પોતાનું હતું. ૧૯૩૮થી સૌરાષ્ટ્રમાં આવ્યા ત્યારથી કોઈપણ જાતના વિશ્રામ વગર ગામડે ગામડે ચરખા સુધારવાના સાધનોની થેલી લઈ ફરતા રહ્યા. જુના ચરખા ઉતરાવી ગ્રામજનો સાથે બેસી તેમના આપ્યા રોટલા છાશ ખાઈ સૌરાષ્ટ્રમાં ખાદીકામનો પાયો નાંખ્યો.

તેમના કામની હવા તુરત જ બની અને શ્રી નારણદાસભાઈ ગાંધી ગાંધી જયંતિ નિમિત્તે ગાંધીજીના આશીર્વાદથી દરિદ્રનારાયણ થેલી ઉઘરાવતા તે ૧૯૩૮ની સાલની થેલી ખાદીકામને અર્પણ કરી ગાંધીજીની સલાહ પ્રમાણે કાઠીયાવાડ ખાદી મંડળની રચના કરી, જેના પ્રમુખ તરીકે શ્રી નાનાભાઈ ભટ્ટ અને મંત્રી તરીકે શ્રી નાગરભાઈની નિમણૂક ગાંધીજીએ પોતે કરી. શ્રી નાગરદાસભાઈ આ નિમણૂકથી સંકોચાયા અને બાપુ પાસે ગયા અને કહ્યું "બાપુ હું તો બહુ નાનો માણસ છું, મારૂં આ કામ નહિ," બાપુએ કહ્યું તમને મેં નિમ્યા છે તમે કામ કરો.

હું ભૂલ ન કરતો હોઉં તો ગુજરાતમાં ખાદીકામમાં ગાંધીજી દ્વારા નિમાયેલા કદાચ શ્રી નાગરદાસભાઈ જ હતાં. અને આપણે સ્વીકારવું જોઈએ કે ગાંધીજીની નિમણૂક તેમણે ઊજળી કરી બતાવી. તેઓ એ બાબત જીવનભર સતત જાગૃતિ રાખતા હતા.

સાદાઈ, શુદ્ધતા અને ઉચ્ચ જીવન પરંપરાની વિદાય :

શ્રી નાગરદાસભાઈની વિદાય સાથે ખાદીમાં ઉભી થયેલી એક પરંપરાએ પણ વિદાય લીધી. આપણી સામે બીજા નાગરદાસભાઈ નથી જે તેઓની પરંપરાનું રક્ષણ કરે. તેના બે સુંદર દાખલાઓ છે.

ભારતમાં ડૉ. લોકનાથન કરીને મોટા અર્થશાસ્ત્રી થઈ ગયા. સ્વરાજ્ય આવ્યા પછી તેમના અવસાન સુધી તેઓ આયોજન પંચમાં મહત્વના હોદ્દા પર રહ્યા. તેમને ભારત સરકારે ખાદી ગ્રામોદ્યોગના કામ માટે એક અહેવાલ તૈયાર કરવાનું કામ સોંપ્યું.

તેમની સાથે જુદી જુદી ચર્ચા થતી, તેમાં ખાદી પાછળ રહેલું ભાવનાનું, સેવાનું તત્વ સમજાવવામાં અમને મુશ્કેલી પડતી તેથી અમે તેમને સૌરાષ્ટ્ર આવવાનું નિમંત્રણ આપ્યું.

રાજકોટથી તેમનો પ્રવાસ શરૂ થયો. કેન્દ્રો જોતાં જોતાં, પ્રવાસ કરતાં કરતાં તેમને જે કામ કરવાનું હતું તે અંગેની વાતો ચર્ચા થતી રહી અને રાત્રે મોડેથી અમે ચલાળા પહોંચીને સૂઈ ગયા. સવારે ઉઠી તેઓ જે રૂમમાં સૂતા હતા તેની ઓસરીમાં ઉભા રહી ચારે બાજુ નજર ફેરવી રહ્યા હતા. અને અચાનક પોતાને જાણે નવો પ્રકાશ મળ્યો હોય અને પોતાના મનની મુંઝવણ ઉકલી ગઈ હોય તેમ એકદમ ભાવાવેશમાં આવીને બોલી ઉઠયા "મને ખાત્રી થઇ ગઇ ખાદીકામ પાછળ ભાવનાનું બળ શું છે?"

હું અને શ્રી ગુલાબરાય મંકોડી જેઓ ખાદી કમીશનના મુખ્ય વહીવટી અધિકારી તરીકે સાથે હતા તે એકદમ વિસ્મય પામી પુછવા લાગ્યા શું બન્યું ડોકટર સાહેબ? ડૉ. લોકનાથન ત્યારે ઝબ્બા પાછળ મોટું થીગડું મારેલો ઝબ્બો પહેરીને સંસ્થાનું કમ્પાઉન્ડ વાળતા શ્રી નાગરદાસભાઈને પુલકિત મને જોઈ રહ્યા હતા. તેમને અમારે કંઈ સમજાવવાનું રહ્યું નહોતું.

શ્રી નાગરદાસભાઈ સ્વામી આનંદના લાડકા! સ્વામી આનંદને તેમના પર અગાધ પ્રેમ! હોય જ

[અનુ. પૃ ૩૭૬

# રાજપલટાનો એક પેચીદો પ્રશ્ન

(સોરઠની લોકક્રાન્તિ : હપ્તો ૨૨મો) રતુભાઇ અદાણી

વાઘણિયા દરબાર શ્રી અમરૂભાઈ શરૂઆતથી જ અમને બને એટલા મદદરૂપ થવાનો પ્રયત્ન કરી રહ્યા હતા. એક વખત જસુભાઈની સાથે એમણે અમરાપુરની આજુબાજુના ગામડાંઓ કબજે કરવામાં ભાગ લીધેલો. ફરી એક વખત અમારી સાથે મોરચામાં જોડાવાની એમણે ઈચ્છા વ્યક્ત કરી હોઈને, દરબાર રણજીતસિંહજીની ટુકડી સાથે ગળથ ગામ ઉપર કૂચ લઈ જવાનો નિર્ણય કરતાંની સાથે જ મેં એક ખાસ સંદેશ-વાહકની સાથે અમારા કાર્યક્રમની એમને જાણ કરી દીધેલી અને બપોર પછી નિયત સમયે વાઘણિયાના પાદરમાં જ એમના ચુનંદા સિપાહીઓ સાથે તૈયાર રહેવા જણાવી દીધેલું.

કુંકાવાવની છાવણીમાંથી રવાના થઈ અમે જોતજોતામાં જ વાઘણિયા પહોંચી ગયા. અમારા સંદેશા અનુસાર વાઘણિયા દરબાર એમના ચુનંદા સાથીઓ સાથે પાદરમાં જ અમારી રાહ જોતા ઊભા હતા.

માથે ઓડિયાં, કાળી ભમ્મર કાતરેલી દાઢી, કપાળમાં રાજના પ્રતીક તરીકે સ્વીકારેલું ત્રિપુંડ, પગમાં ઓખાઈ મોજડી, કસકસતી સુરવાલ, પહોળી અને ઝૂલતી આખી બાંયનું લાંબું અંગરખું, અંગરખા ઉપર આછા વાદળી રંગનું જાકીટ, કમ્મર ઉપર બાંધેલી ભેટ, ખભે રૂપાની પાવલીઓ જડેલ પટ્ટામાં લટકતી સોનેરી મૂઠની તલવાર અને હાથમાં રમકડાં જેવી પણ ઊંચા પ્રકારની બંદૂક, એવા વાઘણિયા દરબાર એમની વાદળી રંગની જીપ પાસે ઊભા હતા. એની પાછળ એક વાહનમાં એમના શસ્ત્રધારી સિપાહીઓ બેઠા હતા.

અમને જોઈને વાઘણિયા દરબાર અમારી તરફ આગળ વધ્યા. હું અને દરબાર રણજીતસિંહજી પણ અમારી જીપમાંથી નીચે કૂદી એમની સામે ચાલ્યા. અમે મળ્યા, ભેટયા, રામરામ કર્યા. તુરત જ ગળથ જવા માટે હું વાઘણિયા દરબારની સાથે એમની જીપમાં બેઠો. દરબાર જીપ ચાલુ કરે–કરે ત્યાં જ કુંકાવાવ તરફથી પૂર ઝડપે દોડી આવતી અને ધૂળના ગોટે ગોટા ઉડાડતી એક મોટર વાઘણિયાના પાદરમાં આવી પહોંચી અને અમારી જીપથી થોડે દૂર ઊભી રહી ગઈ.

જૂનાગઢનો પ્રશ્ન ઊભો થયો અને કાઠિયાવાડ રાજકીય પરિષદ્ તરફથી એ અંગે જુદા જુદા તબક્કે, જુદી જુદી જે પ્રવૃત્તિઓ હાથ ધરવામાં આવી એ દરેકમાં અમને પૂરો સાથ આપનાર અને આરઝીહકૂમતને જાહેર રીતે માન્યતા આપનાર એક આગેવાન દરબાર મોટરની આગલી બેઠકમાં બેઠા હતા. વાઘણિયા દરબારની એમના ઉપર નજર પડી કે તુરત જ તેઓ જીપ ચાલુ કરવી બંધ રાખી, નીચે ઊતરી મહેમાનને મળવા માટે એમની પાસે જઈ પહોંચ્યા. બન્નેએ એક બીજાને રામ રામ કર્યા અને પછી બન્ને દરબારે, અમારાથી થોડે દૂર જઈ, ઊભા ઊભા જ વાતે વળગ્યા. થોડીવાર આ રીતે ઊભા ઊભા જ વાતો કરી, મહેમાન દરબાર અમારા દળપતિ દરબાર રણજીતસિંહજીને મળવા એમના તરફ ગયા. વાઘણિયા દરબાર મારી પાસે આવ્યા.

"એકાદ બે ગામો ઉપરના આક્રમણમાં તમારી સાથે જોડાવાની મને ઘણી હોંશ હતી. તમે જુઓ છો એમ હું તૈયારી કરીને જ અહીં તમારી રાહ જોતો ઊભો હતો. પરન્તુ છેલ્લી ઘડીએ મહેમાન આવી ગયા. ઘેર મહેમાન આવે ત્યારે એમને મૂકીને નીકળી જવું અમારામાં ઠીક ન ગણાય. એટલે મારે ન છૂટકે રોકાઈ જવું પડે છે. મારા સિપાહીઓ તૈયાર થઈને જ છકડામાં ગોઠવાઈને બેઠા છે. એમને તમારી સાથે ખુશીથી

લઈ જાઓ." વાઘણિયા દરબાર હસતાં હસતાં બોલ્યા. પણ એમનો ચહેરો ઝંખવાઈ ગયેલો લાગ્યો.

વાઘણિયા દરબારની વાત સાંભળીને હું ઘા ખાઈ ગયો. પડદા પાછળ કંઈક રંધાઈ રહ્યું છે એવો વહેમ દૃઢ થયો. પણ અત્યારે એની ચોખવટ કરવાની વેળા ન હતી.

'કંઈ હરકત નહીં.' એટલું કહીને હું દરબાર રણજીતસિંહજીની ટુકડી તથા વાઘણિયા દરબારના સિપાહીઓને લઈને ગળથ જવા રવાના થઈ ગયો. અતિથિ દરબારને લઈને વાઘણિયા દરબાર જીપમાં બેસી દરબારગઢમાં હંકારી ગયા.

બે દિવસના અનુભવ પછી જૂનાગઢ રાજ્યના એકલ દોકલ ગામ કબજે કરવા એ હવે લોકસેનાની કોઈ પણ ટુકડી માટે રમતવાત બની ગઈ હતી. ગળથ ગામના ઝાડવાં દેખાયાં એટલે વાઘણિયાના સિપાહીઓને ગામ ફરતા ગોઠવી દીધા.

દરબાર રણજીતસિંહજી અને હું જીપ હંકારીને જ ગામમાં દાખલ થયા. પાછળ ટુકડીનું બીજું વાહન ચાલ્યું આવતું હતું. ગામના ચોકમાં જઈને અમે વાહનો ઊભાં રાખી નીચે ઉતર્યા.

ગામના ખખડી ગયેલા ચોરા ઉપર પાંચ સાત ગલઢા માણસો વચ્ચે હોકો લઈને બેઠા હતા. ચોરાની સામે આવેલા એક ઓટલા ઉપર પાંચદસ જુવાનો બેઠા બેઠાં ગામગપાટા મારી રહ્યા હતા.

અમારા વાહનોનો ઘરઘરાટ સાંભળીને ગામના થોડાં બાળકો એક શેરીના નાકે આવીને ઊભાં રહી ગયાં.

પંદરવીસ સશસ્ત્ર જુવાનો ગામમાં અચાનક ધસી આવે તો સહેજે ગામ લોકોમાં ગભરાટ ફેલાય. થોડી નાસભાગ પણ થાય. પરન્તુ ભારે આશ્ચર્યની વાત જોવા મળી. અમે ચોક સુધી વાહનોમાં ધસી ગયા, હથિયારો લઈને વાહનોમાંથી નીચે કૂદી પડયા, છતા કોઈને ન ઊઠયો કોઈ પ્રશ્ન, ન જોવા મળ્યો કોઈ જાતનો ગભરાટ, ન કળાયો કોઈ જાતનો સળવળાટ. બધા એમને એમ બેઠા બેઠા અમને જોઈ રહ્યા. ગલઢાનો ડાયરો વારાફરતી હોકો લઈને ઘૂંટ ખેંચતા રહ્યા. જુવાનો અમારી સામું જોતાં જોતાં એમની વાતોમાં મશગુલ રહ્યા. બાળકો કુતૂહલ વૃત્તિથી ટગર ટગર અમારી સામું જોઈ રહ્યા.

"ગામના પટેલ પસાયતા કયાં છે?" મેં ચોરા તરફ ડગ માંડી પ્રશ્ન કર્યો. ગામમાં કોઈ પોલીસ નથી એની અમને બાતમી મળી ચૂકી હતી.

'ગામના પટેલ બગસરા ગયા છે. એક પસાયતો છે. હમણા અહીં આવવો જોઈએ.' એક ગલઢા માણસે નિરાંતે બેઠાં બેઠાં જવાબ આપ્યો.

એટલામાં માથે મોટા ફીંડલા જેવી પાઘડી અને હાથમાં કડિયાળી ડાંગ લઈને એક જણ ઉતાવળો ઉતાવળો ચોકમાં આવી પહોચ્યો.

"ગામનો પસાયતો કયાં છે ?" દરબાર રણજીતસિંહજીએ હાક મારી.

"હું જ ગામનો પસાયતો છું." આવી પહોંચેલા જણે એક હાથે સલામ ભરીને જવાબ આપ્યો.

ટુકડીના જુવાન સાથીઓ ચોકમાં જુદી જુદી શેરીઓના નાકે ઓડા બાંધીને ગોઠવાઈ ગયા હતા.

"ગામનું દફતર કયાં છે ?" દરબાર રણજીતસિંહજીએ પસાયતાને પ્રશ્ન કર્યો.

"હાલો બતાવું" કહીને પસાયતો આગળ ચાલ્યો. ચોકમાં જ એક બાજુએ ગારાનો નાનકડો ઓટો અને ઓટા ઉપર ગારાની નાનકડી ઓરડી હતી. પસાયતે હાફળા ફાફળા ઓરડીનું બારણું ઉઘાડયું. ઓરડીમાં એક બાજુ મેલીઘેલી નાનકડી ગાદી, એક ખૂણામાં નાનકડું એકઢાળિયું. અને બાજુના ગોખલામા પોલીસ પટેલનું . દફતર, આ ગળથ ગામની કચેરી.

દરબાર રણજીતસિંહજીએ પસાયતા પાસે જ દફતર ઊપડાવી ગામના ચોકની વચ્ચો વચ્ચ

મૂકાવ્યું. અમારા રિવાજ પ્રમાણે એને આગ ચાંપવામાં આવી. અને દફતરની રાખ થઈ ગયા બાદ પસાયતાને કેદ કરી અમારા વાહનમાં બેસાડી દેવામાં આવ્યો. ગામમાં કોઈ માથાભારે માણસ કે નવાબનું પેટમાં બાળે એવો કોઈ જણ નથી એવી અમારી બાતમીને કારણે બીજા કોઈને કેદ કરવાની જરૂર નહોતી.

ચોરે બેઠેલા ઘરડા માણસો અને ઓટે બેઠેલા જુવાનો-જાણે કંડારેલાં પૂતળાં હોય એમ બેઠાં બેઠાં બધું જોયા કરે. સાંજ નમવા માંડી હતી. સીમમાંથી લોકો ઉતાવળા ઉતાવળા પાછા ફરી રહ્યા હતા. મોટા ભાગના લોકો તો ચોકમાંથી પસાર થઈ સીધા એમને ઘેર જતા રહ્યા. પણ ધીરે ધીરે ચોકમાં પણ લોકોની સંખ્યા વધતી ગઈ.

"હવે આ ગામમાંથી જૂનાગઢના નવાબની હકૂમતનો અંત આવે છે અને આરઝીહકૂમતની આણ શરૂ થાય છે. તમારા ગામનું દફતર પણ બળીને ખાખ થઈ ગયું. હવે કોરે પાને આરઝી-હકૂમતનો વહીવટ શરૂ થાય છે. તમારે બધાએ આરઝીહકૂમતને સહકાર આપવાનો છે." મેં ચોકના એક ખૂણે પડેલા મોટા પથ્થર ઉપર ઊભા રહીને જાહેરાત કરી.

પણ જાણે કોઈએ આ જાહેરાત સાંભળી જ ન હોય એમ બધા એમને એમ બેસી રહ્યા. એકદમ ચૂપકીદી છવાઈ ગઈ.

"બાપા, તમને ઠીક લાગે એમ કરો!" અંતે ચોરા ઉપર બેઠેલા એક વૃદ્ધજને હોકો બાજુએ મૂકીને મોં ખોલ્યું.

"અમને ઠીક લાગે એમ કરવાનો પ્રશ્ન જ નથી. જૂનાગઢના નવાબ આપણને પાકીસ્તાનમાં ભેળવવા માગતા હતા. લોકોએ એની સામે બળવો કર્યો. જૂનાગઢના જ લોકોએ આરઝી-હકૂમતની રચના કરી. આરઝીહકૂમતે નવાબી હકૂમતનો અંત આણી જૂનાગઢને ભારતમાં ભેળવવાનો સંકલ્પ કર્યો છે. જૂનાગઢ રાજ્યના એક પછી એક ગામ આરઝીહકૂમત કબજે કરતી જાય છે ગળથ ગામ ઉપર હવેથી નવાબની હકૂમતનો અંત આવે છે અને આરઝીહકૂમતની આણ શરૂ થાય છે" અમે ગામ લોકોને સમજ આપવાનો પ્રયત્ન કર્યો.

"અમારે તો નવાબનું રાજ હોય તોય ભલે, અને આરઝીનું રાજ થતું હોય તોય ભલે. અમે તો બાર મહીને અમારી ઉપજમાંથી રાજ-ભાગ આપી છૂટીએ. અત્યાર સુધી નવાબના માણસો રાજભાગ લઈ જતા હતા. હવે તમે ખુશીથી લઈ જજો. બીજી વાતું હારે અમારે કંઈ લેવા દેવા નહીં." ચોરે બેઠેલા એ વૃદ્ધ માણસે જવાબ આપ્યો.

વૃદ્ધ માણસનો જવાબ સાંભળી અમે સ્તબ્ધ થઈ ગયા.

દેશ આઝાદ થયો છે એની કોઈ અસર નહીં, જૂનાગઢના નવાબે સોરઠની ધરતીને પાકીસ્તાન સાથે જોડવાનો નિર્ણય લીધો એની પણ કશી ખેવના નહીં. નવાબની સામે લોકોએ બળવો કર્યો છે અને આરઝીહકૂમત જૂનાગઢના નવાબી તંત્ર સામે યુધ્ધે ચડી છે એની સાથે કશી નિસ્બત નહીં. ગામમાં ધસી આવેલા સશસ્ત્ર જુવાનો ધાડપાડુઓ છે કે આરઝીહકૂમતના સૈનિકો છે એ જાણવાની પણ કશી દરકાર નહીં. રાજકીય જાગૃતિની દૃષ્ટિએ જૂનાગઢ રાજ્યનો વિસ્તાર ઘણો પછાત રહેવા પામેલો. પણ આરઝી-હકૂમતની રચના પછી સોરઠના પછાત ગામોમાં પણ નવી હવા બધાવા લાગેલી ક્રાન્તિના મશાલ-ધારીઓ ખભે ખડિયો અને ખાપણ લઈને સોરઠની ધરતી ખૂંદવા મંડયા છે. ગળથ ગામને એની પણ કશી અસર નહીં! ઉદાસીનતા, અજ્ઞાન અને જાગૃતિના અભાવની દૃષ્ટિએ ગળથ ગામે તો અવધિ કરી.

ગામની રક્ષા માટે આ ગામના જુવાનોનું ચોકીદળ રચવાની કોઈ શકયતા જ રહી નહીં અને આવા ગામને રેઢું પણ કેમ કરીને મૂકી

જવાય ? દરબાર રણજીતસિંહજીની ટુકડીમાંથી બેએક સૈનિકોને આ ગામમાં મૂકવાનો વિચાર આવી ગયો. પણ છેલ્લા બે દિવસનું આખા દળનું માનસ જોતાં કોઈ સૈનિક ગળથ ગામમાં રહેવા તૈયાર થાય કે કેમ એવો પ્રશ્ન થયો. સોનાની જાળ પાણીમાં બોળવાનો કશો અર્થ નહીં.

શું કરવું એની ગડમથલ ચાલી રહી હતી. એવામાં મનની અંદર એક ઝબકારો થયો. કેદ કરેલા અને વાહનમાં બેસાડી દીધેલા પસાયતા ઉપર નજર ગઈ. એને નીચે બોલાવ્યો. પસાયતો આવીને સલામ ભરી ઊભો રહ્યો.

"કેટલા વરસથી પસાયતાની નોકરી કરે છે?" મેં પૂછ્યું.

"વીસેક વર્ષ થયાં હશે." પસાયતાએ જવાબ આપ્યો.

"વીસ વર્ષથી જેની નોકરી કરે છે એ જૂનાગઢના નવાબ તો વસતિને રેઢી મૂકીને કરાંચી ચાલ્યા ગયા ?" મેં કહ્યું.

"અમનેય એવી ઊડતી વાત મળી છે." પસાયતાએ કહ્યું.

નવાબ નાસી ગયાની નવાબી તંત્રે ખાનગી રાખવા ધારેલી વાત ઊડતી ઊડતી આ છેવાડાના નાનકડા ગામમાં પણ આટલી ઝડપથી પહોંચી ગઈ એની નવાઈ લાગી.

'હવે શું કરવું છે ? નવાબના નોકર તરીકે કેદી બનીને જેલમાં રહેવું છે ? કે આરઝીહકૂમતની નોકરીનો પટ્ટો લેવો છે ?" મેં એના ચહેરા ઉપર નજર ઠેરવીને પૂછ્યું.

"જેલમાં જવાનું અને રહેવાનું તો મન થોડું થાય ? પછી જેવો તમારો હુકમ." પસાયતાએ ભારે સ્વસ્થતાથી જવાબ આપ્યો.

"નવાબના પસાયતા તરીકે તારી નોકરી અત્યારથી પૂરી થઈ. આરઝીહકૂમતના પસાયતા તરીકે ગામની જવાબદારી લેવાની તૈયારી અને હિંમત છે ?" મેં સીધો પ્રશ્ન કર્યો.

"ભરોસો બેસતો હોય તો નોકરીમાં રાખી જુઓ. તમે ગયા પછી નવાબના માણસો ચડી આવે તો મારું કંઈ હાલે નહીં. બાકી ગામમાં કોઈ ઊંચા નીચું થાય નહીં. એની ખાત્રી રાખજો." પ્રથમ દૃષ્ટિએ રૂંઢ મૂંઢ લાગતા પસાયતાની ચબરાકી ચમકવા લાગી.

"તો તને કેદી તરીકે મુક્ત કરવામાં આવે છે અને આરઝીહકૂમત તરફથી આ ગામના પસાયતા તરીકે તારી નિમણૂક કરવામાં આવે છે." મેં જણાવ્યું.

"જેવો હુકમ." પસાયતાએ સલામ ભરી.

"સાંભળો તો મારી એક નાનકડી માગણી છે. મારી ડાંગ લઈ લીધી છે એ મને પાછી આપશો ?" પસાયતાએ માગણી કરી.

"આ ડાંગથી ગામનું કેવુંક રક્ષણ થઈ શકશે ?" વાહનમાં પડેલી એની ડાંગ મગાવી એના હાથમાં આપતાં મેં પ્રશ્ન કર્યો.

"એની તો ખરે ખબરું પડે. બંદૂકના નાળચા સામે હું કાયર. બાકી મારી ડાંગનો સવાદ ચાખેલો હજી કોઈ જણ બેઠો થયો નથી." પસાયતો કડિયાળી ડાંગને પંપાળતો પંપાળતો બોલ્યો.

પસાયતાને ગામની જવાબદારી સોંપી, પટેલ આવે ત્યારે કુંકાવાવ છાવણીમાં મોકલવાની સૂચના આપી, અમે ગામ છોડવાની તૈયારીમાં હતા એવામાં ચોકની એક શેરીના નાકે સારી એવી સંખ્યામાં જમા થઈ ગયેલા બાળકોના ટોળા ઉપર મારી નજર પડી. હું એમની પાસે ગયો.

"બોલો. મહાત્મા ગાંધીજીની..." બાળકો આ જયઘોષ ઝીલશે એવી કોઈ આશા ન હતી. છતાં મારાથી બોલાઈ જવાયું.

"જે......" બાળકોએ જવાબ આપ્યો.

"વધુ જોરથી બોલો. મહાત્મા ગાંધીજીની..." મેં બીજી વાર જયનાદ બોલાવ્યો.

"જે..." બાળકોએ હવામાં હાથ વીંઝીને બુલંદ અવાજે જવાબ આપ્યો.

અને પછી તો સરદાર વલ્લભભાઈ પટેલની જે, પંડિત જવાહરલાલ નહેરૂની જે. આરઝી હકૂમતની જે એમ એક પછી એક જયનાદો થયા.

ગામના લોકોમાં જાણે જીવ જ નહીં. ગામના બાળકોને નવી હવાનો સ્પર્શ થયેલો જાણીને આનંદ થયો. આશ્ચર્ય પણ થયું.

તપાસ કરતાં જાણવા મળ્યું કે ગામના ઠાકર મંદિરનો પૂજારી બાળકોને એકઠા કરીને એમનામાં નવા સંસ્કાર રેડવાનો પ્રયત્ન કરી રહ્યો છે.

બાળકોને ખુશ કરવા અમારી પાસે કશું હતું નહીં. લાંબો પલો હતો નહીં એટલે વાહનમાં ગોળપાપડીનું બચકું પણ લીધેલું નહીં. એટલે ફરી એક વખત મહાત્મા ગાંધીજીની જય બોલાવી અમે બાળકોની અને ગામની વિદાય લીધી.

ગળથથી રવાના થઈ અને વાઘણિયા પહોંચ્યા. વાઘણિયાના સિપાહીઓને ત્યાં જ રોકી દીધા. મન તો થયું દરબારગઢમાં જઈને વાઘણિયા દરબારને મળી આવવાનું. પણ અતિથિ દરબાર રોકાયા હોય તો એમની હાજરીમાં કંઈ વાત થાય નહીં. એટલે એમને મળવા જવાનું માંડી વાળી, અમે કુંકાવાવ જવા રવાના થયા. સૂર્યાસ્ત થઈ રહ્યો હતો. પશ્ચિમ દિશામાંથી રેલાતા ગુલાબી રંગમાં નહાતાં નહાતાં અમે કુંકાવાવ છાવણીમાં જઈ પહોંચ્યા.

જૂનાગઢ રાજ્યના અમરાપુર આસપાસના રહ્યાસહ્યા ગામડા કબજે કરવા માટે સવારથી નીકળી પડેલ ગુણવંતભાઈ, જસુભાઈ, કે. બાલમસિંહજી અને અન્ય જુવાન મિત્રો ખુશખુશાલ પાછા આવી રહ્યા હતા. છાવણી ઉત્સાહના વાતાવરણથી ધમધમી રહી હતી. ત્યાં દરબાર રણજીતસિંહજીએ મારી પાસે આવી હળવે હળવે કહ્યું કે:

"આજે ઊઠાય એમ તો નહોતું. પણ તમારૂં વેણ વાઢી શકાયું નહીં. બહુ દાખડો કર્યો હવે કાલનો દી પોરો દેવો પડશે."

"દરબાર સાહેબ! કાલે કેવળ તમારે જ નહીં, આપણા બધા જુવાનોને પોરો ખાવાનો છે." મેં હસતાં હસતાં કહ્યું.

"લોકસેનાના બધાય સૈનિકોના શરીર તો અમારી જેમ હાડ ચામના જ ને! એમનેય થાક તો લાગે જ ને!" દરબાર રણજીતસિંહજીએ હસતાં હસતાં કટાક્ષ કર્યો.

"ના, એમ નથી. બીજા કોઇ સૈનિકે હજી થાકની ફરિયાદ કરી નથી અને આરામનું નામ લીધું નથી. પરન્તુ અમરાપુર અને આસપાસનાં બધાં ગામ કબજે થઇ ગયાં. છેવાડાનું એક ગામ બાકી હતું એ આપણે કબજે કરી આવ્યા. હવે કબજે કરવા જેવું અહીં એકેય ગામ બાકી રહ્યું નથી.

દૂરનાં બે ગામ બાકી રહ્યાં છે. એક ગાધકડા અને બીજું નવાગઢ. પરંતુ એ કાર્યક્રમમાં તમારી ટુકડીને તસ્દી આપવી નથી. ગાધકડા ઉપર જસુભાઈની ટુકડી જશે, નવાગઢ ઉપર ગુણવંતભાઇની ટુકડી જશે. આ બન્ને ગામો કબજે થઇ ગયા બાદ તુરત આપણે જૂનાગઢની મૂળ ભૂમિ ઉપર આક્રમણ કરવાનો વ્યૂહ વિચારી રહ્યા છીએ. ત્યાં સુધી તમારી ટુકડીએ અહીં રહ્યા રહ્યા મહાવરો અને આરામ જ કરવાનો છે." મેં વિગતથી ખ્યાલ આપ્યો.

"તો એક વાત કરૂં? અઠવાડિયા સુધી અહીં પડયા પડયા આરામ જ કરવાનો હોય તો અમે એક અઠવાડિયું ઘેર આંટો મારી આવીએ તો? ઘનશ્યામભાઇ આવ્યા એટલે એમના અર્ધા વેણે અમારાં હજાર કામ પડતાં મૂકી, એમને એમ અમે હાલી નીકળ્યા છીએ." દરબાર રણજીતસિંહજીએ થોડા અચકાતાં અચકાતાં વાત કરી.

"અંગત રીતે મને પૂછો તો હું એક દિવસ માટે પણ ઘેર જવાની વાત પસંદ ન કરૂં. હું પણ તમારી જેમ જ અમારી સંસ્થાના બધાં કામ પડતાં મૂકીને અડધેથી જ હાલી નીકળ્યો છું. એક ક્ષણ માટે પણ છાવણી છોડીએ તો મનમાં જામતો જતો લડાઈનો દોર તૂટી જાય. પછી સંધાતા વાર લાગે.

એટલે આપણું ધ્યેય પાર ન પડે, આપણી લડાઈનો સુખદ અંત ન આવે ત્યાં ઘરને કે સંસ્થાને સંભારાય જ નહીં." મેં મારું મંતવ્ય જણાવ્યું.

"તો હવે દિલની વાત કરી દઉં. અમે બધા આવ્યા હતા તો આરઝીહકૂમતના નેજા નીચે જૂનાગઢની નવાબી ફોજ સામે લડી અમારા વડવાઓનો ઇતિહાસ તાજો કરવાની હોંશથી, પણ અહીં અમારી આવી આકરી કસોટી કરવામાં આવશે એવી કલ્પના નહીં. અમારે બહુ તણાઈ રહેવું પડે છે." દરબાર બોલ્યા.

"દરબાર સાહેબ! તમે ભારે નવાઈની વાત કરી રહ્યા છો. તમે જુઓ છો એમ બીજી ટુકડીઓના જુવાન મિત્રો છેલ્લા ત્રણ ચાર દિવસથી ઊંઘ હરામ કરી, રાત દી એક કરી, ઊભે પગે સતત ફરજ બજાવી રહ્યા છે. છતાં એમણે થાક કે આરામની વાત કરી નથી. જ્યારે તમે અને તમારી ટુકડીએ તો પ્રથમ એક દિવસ અને આજે અર્ધો દિવસ એમ કુલ મળીને દોઢ જ દિવસ મોરચામાં ભાગ લીધો છે. ખાસ્સો દોઢ દિવસ તો સૂતાં સૂતાં આરામ કર્યો છે. અને હજી તે આપણે રમત રમી રહ્યા છીએ. ખરી લડાઇ તો બાકી છે. છતાં આકરી કસોટીની વાત કરો છો?" મેં મારી અકળામણ વ્યક્ત કરી.

"તમે જે ગણો તે ખરું. પણ અમને એક અઠવાડિયું ઘેર જઇ આવવા દો તો સારું." દરબાર એમની વાતને વળગી રહ્યા.

મારા મનમાં છેલ્લા બે દિવસથી એમણે અપનાવેલું વલણ અને વાઘણિયા દોડી આવેલા એક આગેવાન દરબારની વાતનો દોર સંધાવા લાગ્યો.

"સારું ત્યારે. તમે ઉતારે પહોંચો, વાળુ પાણી કરો, ત્યાં સુધીમાં હું આવી પહોંચું છું. આમ ઊભા ઊભા વાત કરવાને બદલે નિરાંતે બેસીને વિચાર કરીએ." મેં કહ્યું.

દરબાર રણજીતસિંહજી એમની ટુકડીને લઇને ઉતારે જવા રવાના થઇ ગયા. હું એમના વિચારમાં ગોથાં ખાતો હતો. ત્યાં જ દિવસભર ગામડાંઓ કબજે કરવાની ફરજ બજાવીને પાછી ફરેલી ટુકડીઓના મિત્રો આવી આવીને એમના પરાક્રમની વાતો કરવા લાગ્યા. એમની વાતો સાંભળીને છાતી ગજગજ ઊછળે એવું હતું. પણ મારું મન દરબાર રણજીતસિંહજીની વાતોમાં કળાતો ભેદ સમજવા મથી રહ્યું હતું. બીજે ક્યાંયથી આ ભેદની કડી મળે એમ ન હતી. મળે તો વાઘણિયા દરબાર પાસેથી જ મળે. એટલે "હમણાં આવું છું" એમ મિત્રોને કહીને હું વાજોવાજ વાઘણિયા જવા ઊપડ્યો.

વાઘણિયા પહોંચી સીધો દરબારગઢમાં ગયો. વાઘણિયા દરબાર વાળુ પાણી કરી, મહેમાનને વળાવી, હિંડોળાખાટ ઉપર બેઠાં બેઠાં હિંચકા ખાઈ રહ્યા હતા.

એમણે નિખાલસ ભાવે જે વાત કરી એના ઉપરથી ભેદ પરખાઈ ગયો. જૂનાગઢ પાકીસ્તાનમાં જોડાય એ નાના મોટા કોઈ રજવાડાને ગમે કે પરવડે એવી વાત ન હતી. જૂનાગઢને પાકીસ્તાનમાં ભળતું રોકવા માટે રચાયેલી આરઝીહકૂમતમાં એમને એમના મનની વાતનો પડઘો પડતો લાગ્યો. એટલે કોઈ જાહેરમાં તો બીજા કોઈ ખાનગીમાં આરઝીહકૂમતને મદદ કરવા તત્પર થયા. પરન્તુ જ્યારે લડાઈના મોરચે લડવાની વાત આવી ત્યારે એક નાનકડા વર્તુળમાં ભારે વિચિત્ર વાતે જન્મ લીધો. "આરઝીહકૂમતમાં સીધી રીતે જોડાઇને યુદ્ધના મોરચે ગમે તેટલી બહાદુરી બતાવીએ, ગમે એટલો પ્રદેશ કબજે કરીએ, તો પણ એમાંથી એકાદ ગામડું પણ આપણને ગરાસમાં મળવાનું નથી.

આપણને ઈનામમાં કે ગરાસમાં જમીનનો કટકોય મળવાનો હોય તો જોખમ ખેડયું પ્રમાણ. પરન્તુ દેશ આઝાદ થયો અને પ્રજાકીય તંત્રની સ્થાપના થઈ. જૂનાગઢ રાજ્ય કબજે થયા પછી ત્યાં પણ લોકશાહી તંત્ર સ્થપાવાનું. બીજા રજવાડામાં પણ વહેલા મોડું એમ જ થવાનું. તો પછી

આપણે લડવું અને મરવું શા માટે? જૂનાગઢને બચાવવાનો પ્રશ્ન છે એને માટે તો આપણા વિના પણ આરઝીહકૂમત લડવાની છે. અને આરઝીહકૂમત સફળ નહીં થાય તો સરદાર સાહેબ તો બેઠા જ છે. એ કોઈ હિસાબે જૂનાગઢને પાકીસ્તાનમાં ભળવા નહીં દે. એટલે એની ચિંતા કરીને પણ જોખમ ખેડવાની જરૂર નથી. અને છેવટ તો સૌનું થશે એ આપણું થશે."

અમારી સાથે મોરચામાં જોડાવા માટે તૈયાર થઈને ઊભેલા વાઘણિયા દરબારને મહેમાન-ગતિના નામે દરબારગઢમાં પાછા ફરવું પડે, દરબાર રણજીતસિંહજી થાક, આરામ અને છેવટ અઠવાડિયા માટે ઘેર જવાની વાત કરે એની પાછળ આ જ વિચાર કામ કરી રહ્યો હોવો જોઈએ એ સમજવામાં વાર ન લાગી.

વાઘણિયા દરબારની વિદાય લઈને હું ઊભો થવા જતો હતો ત્યાં જ એમણે મને રોકયો.

"મારે એક ચોખવટ કરવી છે." દરબાર બોલ્યા.

"ખુશીથી." મેં કહ્યું.

"તમે જાણો છો કે આરઝીહકૂમતની રચના થઈ ત્યારથી હું મારાથી બનતી મદદ કરી રહ્યો છું. એને હું મારી ફરજ સમજું છું. અમરાપુરની આસપાસના ગામડાં કબજે કરીને અત્યારે તો આપણે ખરા યુદ્ધ માટે તાલીમ મેળવી રહ્યા છીએ. પણ જ્યારે જૂનાગઢની ભૂમિ ઉપર આક્રમણ શરૂ કરીએ ત્યારે એકાદ મોરચો સંભાળવાની મને હોંશ હતી. પરંતુ અમારા કેટલાક ભાઈબંધોનું મન જુદી રીતે કામ કરી રહ્યું છે એ મેં તમને જણાવ્યું. હું કોઈ મોરચામાં તમારી સાથે જોડાઉં એ અમારા કેટલાક ભાઈબંધોને ગમતું નથી. બધાને નારાજ કરીને હું તમારી સાથે જોડાઉં તો એકલો પડી જાઉં. એ અત્યારે મને પરવડે એવું નથી. મારા કસાયેલા માણસોનો અને મારી પાસે જે ટાંચા સાધનો છે એનો તમને ઠીક લાગે એમ ઉપયોગ કરી શકો છો. પણ હું જાતે ખુલ્લી રીતે કોઈ મોરચામાં તમારી સાથે જોડાઈ નહીં શકું. મારે માટે તમારા મનમાં કશી ગેરસમજ ન થાય એટલું જ ઇચ્છું છું." વાઘણિયા દરબારે ખૂબ જ નિખાલસતાપૂર્વક સ્પષ્ટતા કરી.

"હું તમને સારી રીતે જાણું છું. મોરચા ઉપરની તમારી હાજરી જ બીજા સાથીઓને ઉત્સાહ અને બળ આપનારી નીવડે પણ કોઈના મનમાં ઊઠેલ કમનસીબ વિચારને કારણે તમારા સીધા સાથથી વંચિત રહીશું એનું દુઃખ અવશ્ય છે. પણ માઠું લગાડવાનો પ્રશ્ન જ નથી. હું તમને કે કોઈને મુશ્કેલીમાં મૂકવા માગતો નથી અને તમારા માટે મારા મનમાં કશી ગેરસમજ પણ નહીં થાય એની ખાત્રી રાખજો." મેં એમની વિદાય લેતાં લેતાં કહ્યું.

આ ભેદ જાણ્યા પછી દરબાર રણજીતસિંહજી અને એમના સાથીઓને રોકવાનો પ્રયત્ન કરવાનું મને ઠીક ન લાગ્યું. કુંકાવાવ આવી હું તુરત જ એમના ઉતારે હંકારી ગયો. દરબાર રણજીતસિંહજી અને એમના સાથીઓ વાળુ પાણી કરી, મારી રાહ જોતા આરામથી બેઠા હતા.

"તમારી વાત ઉપર મેં વિચાર કરી જોયો. એક અઠવાડિયા માટે તમે બધા ઘેર જવા ઈચ્છો છો તો ખુશીથી જઈ આવો. પણ આપણું મુખ્ય મથક રાજકોટમાં છે. સારી વાત એ છે કે અહીંથી સીધા ઘેર જવાને બદલે રાજકોટ જવાનું રાખો. ઘનશ્યામભાઈ પણ ત્યાં જ છે. હું એમને પરિ-સ્થિતિની જાણ કરતો પત્ર લખું છું. તમે પણ બધી વાત કરજો. અને તેઓ સલાહ આપે તો ત્યાંથી સુખેથી અઠવાડિયા માટે ઘેર જઈ આવજો." મેં ઊભા ઊભા જ વાત કરી.

દરબાર રણજીતસિંહજીએ અને એમના સાથીઓએ મારી વાત વધાવી લીધી.

"અત્યારે આરામ કરો. સવારે રાજકોટ જવાની વ્યવસ્થા કરશું." મેં જણાવ્યું.

પરન્તુ રાજકોટ જવા માટે પણ સવાર સુધી રાહ જોવાને બદલે તુરત જ રવાના થઈ જવાની એમની તત્પરતા જોઇને મેં તુરત જ છાવણીમાંથી વાહનો મંગાવી લીધાં.

થોડીવારમાં જ વાહનો આવી ગયાં. એક અઠવાડિયા પછી આ કોઈ મિત્રો પરત આવવાના નથી એની મારા મનમાં ગાંઠ બંધાઈ ગઈ. છતાં "વહેલા વહેલા આવી પહોંચજો." એમ કહીને મેં બધા મિત્રોને વિદાય આપી. દરબાર રણુજીતસિંહજી અને એમના સાથીઓ રામરામ કરીને રાજકોટ જવા રવાના થઈ ગયા.

એમને વિદાય આપીને હું ભારે હૈયે પણ કંઈક હળવા મને છાવણીમાં પાછો ફર્યો.

રાત જામતી જતી હતી. પણ છાવણી ધમધમતી હતી. ત્રણ ત્રણ દિવસના અવિરત શ્રમ, થાક અને ઉજાગરા પછી પણ લોકસેનાના જુવાન મિત્રો ખુલ્લા મેદાનમાં પોતપોતાના નાના નાના વર્તુળોમાં ડાયરા જમાવીને બેઠા હતા.

અમારા વ્યૂહનો પહેલો તબક્કો પૂરો થયો. દશેરાના મંગળ પ્રભાતે અમે અમરાપુર તરફ કૂચનો પ્રારંભ કર્યો. અને ત્યાર પછી એક પછી એક ગામ તરફ કૂચ આગળ વધારી. ત્રણ દિવસમાં અમરાપુર, નાના વાઘણિયા, તોરી, ડમરાળા, નવા પીપરિયા, આદપર, ચારણપીપળી, જૂની હળિયાદ, નવી હળિયાદ, સારંગપુર, હડમતિયા, મોરવાળા, સુડા, ગળથ, બરવાળા–ગળથ ઘંટિયાણ, ભલગામ, માણેકવાડા, દેવગામ, બાંભણિયા, લાખાપાદર, રાંઢિયા, ખાનખીજડિયા, સુડાવડ, નવા જાંજરિયા અને રફાળા મળી કુલ ૨૬ ગામો કબજે કરી લીધા. હવે પછી ગાધકડા અને નવાગઢ કબજે કરવા માટે અને ત્યારબાદ જૂનાગઢની મૂળ ભૂમિ ઉપર આક્રમણ કરવાનો વ્યૂહ ગોઠવવા માટે મારે રાજકોટ જવું જરૂરી હતું. પરન્તુ જતાં પહેલાં કબજે કરવામાં આવેલાં ગામોના વહીવટ માટે પાકી વ્યવસ્થા કરવી જરૂરી હતી.

અમરાપુર ગામ કબજે કરતાંની સાથે જ અનોપચંદભાઈને એ ગામના વહીવટની જવાબદારી સોંપવામાં આવેલી. અને એમણે વહીવટનો દોર તૂટવા દીધા વિના વહીવટ સંભળી લીધેલો. બીજાં ગામો પૈકી અગત્યનાં અને જોખમી ગામોએ લોકસેનાના બબ્બે ચાર ચાર જુવાન મિત્રોને મૂકી દેવામાં આવેલા. પરન્તુ આ છવ્વીસે છવ્વીસ ગામમાં નવાબી તંત્રનો અંત આવી ગયો હોઈ, લોકોને વહીવટી તંત્રનો અભાવ અનુભવવો ન પડે એટલા માટે આરઝીહકૂમતનું વહીવટી તંત્ર વ્યવસ્થિત રીતે ગોઠવાઇ જાય એ જરૂરી હતું.

અમારા એક જૂના સાથી અને રાજકીય પરિષદના એક આગેવાન પ્રેમચંદભાઈ શાહને આ જવાબદારી સોંપવાનું શરૂઆતથી જ વિચારવામાં આવેલું. પ્રેમચંદભાઈએ છેલ્લા બે દિવસથી અમારી સાથે જ મુકામ કરેલો. એમની સાથે મળીને વાત કરી લીધી. અને આરઝીહકૂમતે જીતેલા અને હવે જીતવામાં આવે એ સમગ્ર પ્રદેશના મુખ્ય વહીવટી અધિકારી તરીકે, આરઝીહકૂમતે જીતેલા અને હવે જીતવામાં આવે એ સમગ્ર પ્રદેશના મુખ્ય વહીવટી અધિકારી તરીકે આરઝી હકૂમત તરફથી શામળદાસ ગાંધી વતી મેં એમના નામની જાહેરાત કરી દીધી. આ ગામોમાં બેવડી વ્યવસ્થા કરવાની રહેતી હતી. રક્ષણની દૃષ્ટિએ જરૂરી તકેદારી લોકસેનાના સૈનિકોએ રાખવાની હતી. વહીવટી વ્યવસ્થા માટે જુદું તંત્ર રચવાનું જરૂરી હતું. એટલે લોકસેનાના મિત્રો સાથે મળી આ બન્ને જવાબદારીઓ વચ્ચે યોગ્ય સંકલન—સહકાર રહે એ દૃષ્ટિએ વ્યવસ્થિત માળખું વિચારી લેવાની પ્રેમચંદભાઇને વિનંતી કરી. તુરત જ તેઓ મહત્વના સાથીઓ સાથે મંત્રણામાં બેસી ગયા. હું મારા બીજા કામમાં ગુંથાઈ ગયો. પ્રેમચંદભાઈએ સાથીઓ સાથે મંત્રણા પૂરી કરી એટલે રાતોરાત તેઓ કેટલાક સાથીઓ સાથે અમરાપુર જવા ઊપડી ગયા. હું મારાં કામ આટોપી રાજકોટ જવા માટે જીપમાં બેઠો. છાવણી છોડી ત્યારે બારસનો ચંદ્રમાં ડૂબવાની તૈયારી કરી રહ્યો હતો.

# ધાધલપુર અને ભીમોરાનો પ્રવાસ

કાનજીભાઈ બારોટ

લોકસાહિત્ય પરિવારનું મિલન સાયલા તાબે ધજાળા ગામે મળેલ, ત્યાં કરમશીભાઈ મકવાણાની સિદ્ધિના સ્વરૂપ લોકશાળા સંસ્થામાં તા. ૬–૬–૮૨–નો દિવસ. અમે કરમશીભાઈને કહ્યું : "ભાઇ ! મિલન રાખ્યું"તુ ભીમોરા લોકશાળામાં પણ વીજળીની સગવડ ત્યાં ન હોવાથી રાખવું પડયું ધજાળામાં. મૂળ વાત એમ છે કે અમારે દરબાર નાજા ખાચરનો ભીમોરાનો ગઢ જોવો રહી ગયો એનું શું કરશું ?"

બપોરનું ભોજન લીધું અને વાહન તૈયાર. કરમશીભાઇ કહે : "બારોટજી ! બેસી જાવ. ધાંધલપુર ચોટીલા થઈ ભીમોરા જવાનો સારો રસ્તો છે."

બેક મિત્રોને આવવા કહ્યું પણ ઝાલાવાડની લૂ (ગરમી)ની બીકે આવ્યા નહિ. શ્રી અમરદાસજી ખારાવાળા, શ્રી રતુભાઈના આરંઝી હકૂમતના સાથીત ભારતી મા'રાજ અને મનસુખભાઈ ભટ્ટ જીપમાં ચડયા. ડ્રાઇવરે જીપ ઉપાડી મેલી ખરરરર અને આવે ધાધલપુર. યાદ આવ્યો મહાદાતાર ભોકો ખવડ જેણે :

અધ પૈસો આપ્યો નહિ, તુ બીને તમામ;
માઠો તું મકરાણુ, ભોમ ભણે છે ભોકલા.

હે ભોકા ખવડ ! તું બી કઢેતાં ધરતીમાં તેં અરધો પૈસો પણ દાટયો નહિ, એટલે ભૂમિ તને લોભિયો ગણે છે.

કઢિયુંમાં દોરા કરે, સે બીજા સરદાર;
સાકર સાંજ સવાર, તું ભુંજાવસ ભોકલા.

બીજા સરદારોને ત્યાં રાતે વાળુમાં કઢીમાં ઘીનો દોરો જ હોય છે, પણ તારે ત્યાં તો દળેલી સાકર અને ઘીનાં ભોજન પીરસાય છે.

જેની તેની જોઇને, કરીએ નહિ કરીત;
રાખો કુળની રીત, ભોકો ગોદડનો ભણે.

ગોદડ ખવડનો સુત ભોકો કહે છે : "બીજાનો દેખ જોઈ કુવર્તન કરતા નહિ, પણ તમારા કુળની ખાનદાનીની રીતે વરતજો.

જાય દુઃખ જાચણુ તણા, જમદઢ તું જોવે;
કેદી કેરડીએ, ભોકલા દળદર ન ભાંગે.

પછી શૂરવીર ગોદડ ખવડ યાદ આવ્યા.

નો'તી તે નવી કરી, ગઢ જૂનાને ગામ;
બાબી અકલ બાળ, ખીજવીઓ ગોદડ ખવડ.

હે નવ સોરઠના ધણી બાબી નવાબ ! તેં નવાઇ કરી. તારી અકલને બાળી દે. ગોદડ ખવડને ખીજવીને તેં કયો લકુબો લીધો ? થોડાક ગામડાના ધણી ગોદડે તને નસાડયો ને જૂનાગઢને ખોટ બેસાડી.

ધાધલપરની દખણાદી કોર વિશાળ વાવ પાસે નાથ સંપ્રદાયના ધૂંધળીનાથની વિરાટકાય મૂર્તિ સિદ્ધિઓની તાકાત દર્શાવતી ઊગમણે મુખે ઊભી છે. શીર પર નાથ પંથની ટોપી કંડારી છે. કાનમાં કુંડળ, મરોડદાર મૂછ, અણુસાર અસલ કોળી જાતિની. ધૂંધળીનાથ જાતે કોળી હતા. શીલ્પીએ કમાલ કરી છે. એક પગ ખંડિત છે, પણ મુખ ઉપરનો જુસ્સો અખંડિત છે. સામેના શિવમંદિરના ઓટલે એક પત્થરનું માથું પડયું છે. ત્યાંના બાવાજીને પૂછતાં બોલ્યા કે : "ધૂંધળીનાથ કચ્છથી દાડમા દૈત્ય સાથે લડતા લડતા અહીં આવેલા. દૈત્યે ધૂંધળીનાથનો એક પગ ભાંગી નાખ્યો ને ધૂંધળીનાથે દૈત્યનું ડોકું મરડી નાખ્યું. ઇ દાડમા દૈત્યનું આ માથું છે." (વાહ, લોકકલ્પના પણ કેવી બને છે ?)

ધૂંધળીનાથે ચિતોડના રાણાને બે પુત્રોનાં વરદાન દીધાં પણ એક પુત્ર મને આપવો પડશે

એવો ઠરાવ કર્યો. બાર વરસે આવીને ધૂંધળીનાથે પુત્ર માગ્યો. ચિતોડપતિએ બન્ને દીકરા યોગી પાસે હાજર કર્યા : "મા'રાજ આપને ગમે તે લઈ જાઓ." પણ રાણી કૂડ રમ્યો'તો, તેજસ્વીને મેલા ઘેલા વસ્ત્રો પહેરાવેલ, તેજહીનને ઉત્તમ શણગાર સજાવેલ. ધૂંધળીનાથે એમાંથી તેજસ્વીને લઈ લીધો ને યોગ દીક્ષા દીધી.

ગુરુ અને શિષ્ય પ્રેહપાટણ (આજનું ઢાંક) આવ્યા. ડુંગરામાં ધૂંધળીનાથે બાર વરસની સમાધી લગાવતાં પહેલાં કહ્યું : 'બેટા સિદ્ધનાથ! તું આ આશ્રમમાં ભૂખ્યાં દુખ્યાંની સેવા કરજે."

પ્રેહપાટણની વસતી નાસ્તિક બની ગઈ હતી. સાધુ – અતિથિ વિમુખ હતી. શિષ્ય સિદ્ધનાથને કોઈ ચપટી લોટ આપે નહિ. રાણાકુળના બાળકે અનોધાં તપ આદર્યાં. જંગલમાં જઈ લાકડાના ભારા વેચી આશ્રમના અતિથિ અભ્યાગતની સેવા કરે છે.

બાર વરસે ધૂંધળીનાથની સમાધી છૂટી છે. શિષ્ય સિદ્ધનાથ થાકયો પાકયો ઊંઘી ગયો છે. એના માથાની આજુમાજુ માખીઓ બણબણે છે, માથામાંથી દુર્ગંધ છૂટે છે, લોહી પર ખદબદે છે.

ધૂંધળીનાથ આ જોઈને શિષ્યને જગાડી પૂછે છે : "બચ્ચા, આ કેમ થયું ?"

શિષ્ય કહે : "ગુરૂદેવ ! કરમ પીડા."

"ના બેટા, સાચું ન કહે તો ગુરુ દુહાઈ."

સિદ્ધનાથ સાચી વાત કહે છે. આ સાંભળી ધૂંધળીનાથનો ક્રોધ ત્રેમંડે ચડે છે : "બેટા ! આવાં અનેક પાટણ વૈભવવિલાસી બન્યાં છે. પાપી પૂજાય છે. સાચની સામે કોઈ જોતું નથી. એનો નાશ નજીક છે."

સિદ્ધનાથ કહે : "ગુરૂદેવ ! ક્ષમા કરો."

"ના બેટા, મારો ક્રોધ રોકાય એમ નથી. કોઈએ તને મદદ કરી હોય તો એને કહી આવ કે પાટણ છોડી ભાગી નીકળે."

સિદ્ધનાથ એકદમ આશ્રમના રોટલા ઘડતી કુંભારણ ડોશીને ચેતવે છે. ડોશી પોતાના છોકરા લઇને ભાગી નીકળે છે. ધૂંધળીનાથના ક્રોધની જ્વાળા વધે છે. ઢાંકના ડુંગરામાં ધરતીકંપ થાય છે. ઉકુકુકુકુકુ... ધૂંધળીનાથ હાથમાં ખપ્પર લઈ પૃથ્વી ઉપર ઊંધું પછાડી કહે છે : "પટ્ટણ સો દટ્ટણ, માયા સો મિટ્ટી."

"પાટણ દટાઈ જાવ ને માયા માટી બની જાવ."

એમ કહેવાય છે કે તે દિ' એક સાથે ચોરાસી પાટણનો ધૂંધળીમલે નાશ કર્યો. અનેક પાટણો હજી આપણી ભૂમિમાં દટાયેલાં કહેવાય છે.

મને લાગ્યું કે શ્રી કરમશીભાઈ અને સવસીભાઈ ધૂંધળીનાથનું પ્રાયશ્ચિત કરી રહ્યા છે. એમણે ઘંજળા અને ભીમોરાની લોકશાળાની નાની નાની બે નગરીઓ પ્રસ્થાપિત કરી છે.

ધાધલપુરથી અમારી જીપ ચોટીલાની સરહદમાં આવી ને પાંચાળની અધિષ્ઠાત્રિ ચામુંડાનું જગવિખ્યાત મંદિર દીઠું. અમે નમન કર્યું. બસસ્ટેશને આવ્યા. શ્રી મ. સુખભાઈ રાજકોટ ગયા અને અમારી જીપ જઈને ભીમોરા ઘરશાળાના આંગણામાં પ્રવેશીને ઊભી રહી. સંચાલકો સામા આવ્યા. સત્કાર્યા.

## ભીમોરાની ભીમ ગુફા

કહેવાય છે પાંડવોએ વનવાસનો કેટલોક વખત અહીં વીતાવ્યો. ભીમસેનના સ્થાપેલ ભીમેસર મહાદેવ પછી દાખલ થતાં ભીમની કાંકરી જોઈ પણ ઈ તો છે ભયંકર શીલા એમાં ભીમની આંગળીઓની નિશાની છે. કુંતા માતાએ છાશની ગોળી સરખી રાખવા ભીમ પાસે ટેકણ માગ્યું. ભીમસેન એના જેવડી શીલા–પથરો લાવ્યા. ઈ હજી ભીમગુફાના આંગણામાં પડી છે. કેવી લોકકલ્પના!

સામે ઉત્તરમુખે ભયંકર અને વિકરાળ કુદરતી ગુફા (પોલાણ) આગળનું ઊંડાણ પૂરી વિશાળ

આંગણું બનાવ્યું લાગે. જતા જમણીકોર કુદરતી એક નાની ગુફા છે. એને લાકડાનું દ્વાર છે. આ કુંતામાતાનું રસોડું કહેવાય છે. ભીમગુફાથી અગ્નિખૂણે વિકરાળ વાસુકિ (નાગ) વાડો છે. ભયંકર પોલાણમાં રાફડો છે. ત્યાં હજી પણ ઝેરી સરપો રહે છે, આશ્રમનો એક કિમતી બળદ સર્પદંશથી મરેલો અમે દીઠો.

એક વાત એવી મળી કે અર્જુને જ્યારે પાંડવવન બાળ્યું ત્યારે આ વાસંગી (નાગ) એની પાછળ પડેલો અને અહીં રહ્યો. એનો વિસ્તાર ચાલ્યો આવે છે. આ નાગને વેર વાળવાનો, અર્જુનને દંશ દેવાનો લાગ જ ન મળ્યો. કારણ માતાકુંતાના સત અને સખા રક્ષક કૃષ્ણ ભગવાનનાં એને રખોપાં હતાં.

ભીમગુફામાં એક નાનો કૂવો છે. એ ભીમકૂવો કહેવાય છે. હાલમાં આશ્રમવાસીઓએ ભગવાન બુદ્ધનાં ચિત્રો ગુફામાં ચિત્રાવ્યાં છે.

હવે ગુફાની આથમણીબાજુથી ઉપર થોડુંક પથરાળ ભોયમાં ચડતાં જ પ્રસિદ્ધ ભીમોરાનો ગઢ આવ્યો. સોરઠી શૂરવીર નાજા ખાચરના દાદા લાખા ખાચરે એ કિલ્લો બંધાવેલ. હાલમાં ખાલી ખંડીએરો છે. દોઢી દરવાજા, નકુચા બારણાં, બારિયું, મેડિયું, ઓરડા, ઓસરિયું, નાના નાના ચોક, ફળિયાં નાહા બારીઓ, કાટમાળ વીનાના ઊભાં છે. કોઠો પણ છે. એક ઠેકાણે નાજાખાચર આદિ શૂરવીરોના રણચગા છે એને વંદન કર્યાં.

ગઢથી ઊગમણીબાજુ એક વંડાવાળુ લાંબું મકાન છે. ત્યાંથી એક કાઠી યુવાન અમારી સાથે આવેલ. તેઓ અમોને માહિતી આપતા હતા. અમોએ કલ્પના કરી કે આ–હા–હા–હા આ ગઢ કેવો અલંકૃત હશે? એક વખતે પાંચાળો નાહોર (સિંહ) નાજેખાચર અહીંયી ડણુકાદેતો હશે. અમે ગયા એ પહેલાં થોડોક વરસાદ થયેલ એટલે ધરતી લીલવણી હતી. દુહો જાણ્યે સાર્થક થતો હતો કે :

ધર વંકી વંકો ધણી, વંકો ભીમોરા વાસ;
નીલો સુરાણી નાજિયો; મટે નહી બારો માસ.

ધરતી વંકી છે. એનો ધણી નાજોખાચર પણ વંકો છે ને ભીમોરાનો ગઢ પણ વંકડો છે. અને સુરા ખાચરનો પુત્ર નાજો ખાચર પણ બારેય માસ શૂરાતનમાં ને દાનમાં નીલો રહે છે.

વાત હૈયે ચડી કે આ–હા–હા–હા! એક દિવસ શૂરવીરતાની પરાકાષ્ટાનું સ્વરૂપ નાજાખાચરે ફક્ત દસ રણબંકડા સાથે પાંચ હજાર મરાઠી દળ સામો જંગ ખેલ્યો હશે ત્યારે નજરાજ કેવો રૂડો લાગ્યો હશે?

જસદણનો બારવટીઓ હનો ટાઢાણો ભીમોરાને શરણે આવ્યો. રાજા શેલા ખાચરે કહેવરાવ્યું કે : આપા નાજા! અમારા દુશ્મનને કાઢી મૂકો.”

ત્યારે ભીમોરાનો જવાબ હતો કે :

બારવટીઓ આવે બકી, હોય મર વેર હજાર;
એને ભીમોરે ભોંયાળ; શરણે રાખો સુરાઉત.

દરબાર શેલા ખાચરે ભીમોરા ઉપર મરાઠા સરદાર બાબારાવની કાળ–ઝાળ ફોજ ઉતારી ભીમોરા ઘેર્યું.

ત્રંબાળુ ચેલા તણાં; વાગ્યા કોઇ વહેળોય;
ગુરૂ ગરકયા નો'ય; નાહા બારી નાજિયા.

ચેલા ખાચરના વહરાયુદ્ધ ગંબાળુ ગડેડયાં, પણ નાજો તો ગુરૂ છે. મોટો છે ઈ નાહાબારી ગરકીને કેમ નાસે? મરાઠી ફોજની તોપુંના ગોળા ધ–ણુ–ણુ–ણુ કરતા ભીમોરાના ગઢને આથડયા.

આઠ મહીનાની આશ; મે ગાજે તંઇ શાદુળો મરે;
ન સાંખે નિજવાસ; નાળ્યુંના ધુબાકા નાજિયો.

સાદુળોસિંહ આઠ જ મહીના જીવે. પેલવાળના વરસાદની ગર્જના સાંભળી ઈ સિંહને થાય કે આ કોણ બીજો સિંહ ઘણેણી રહ્યો છે? કોઈ નજરે ન ચડતાં સાદુળો માથાં પછાડી મરે એમ

નજર જ દુશ્મનની તોપુંની ગર્જના કીં સાંખી શકે ?

સાથોસાથ વિષ્ટી પણ ચાલે છે કે : "નાજા ખાચર ! હનાને સોંપીને નજરાણું ભરી જાવ."

પણ ઈ તો;

મરવો ભીમ તણાં ગઢમાંઇ
કીં છોડા હું અવળ ચંડાઇ
આદ અનાદ તણી અવળાઇ
રાખા હું મુહે રામ દુહાઇ

બાબારાવને લાગે છે કે ભીમોરાના ગઢમાં હજારો યોદ્ધા હશે. પણ ના—ના છે ફક્ત અગ્યાર જ શૂરવીરો. એમાં બે તો મારવાડી રજપૂતો દ્વારકા-ની જાત્રાએ જતાં આપા નાજાના મે'માન થયા હતા. બાપુ નાજા ખાચરે તેઓને કહ્યું : "તમે નીકળી જાવ."

"ના–રે દરબાર, હમારે અઠે દ્વારકા. તુમારો અન્ન ખાયો હે, ગ.ળ નહી દેણી., થારે અણીરે ટાણે ભાગ્યા શાં તો હમારી માતાંકો લાજ હોવે."

એક છે કાઠીકુળનો વહીવંચો દેહો રાવળ. રવાજમાં સિંધુડો છેડી દાયરાને રણખંકડાની વાર્તાઓ સુણાવી રહ્યો છે. એણે કહ્યુ :

"આપ નાજા ખાચર ! બારી ઉઘાડ, મારે મરાઠી ફોજને નીરખવી છે."

'દેવ ! રહેવા ધ્યો. દુશ્મનની બંધૂકુંની ધાણી ફૂટે છે. વીણાઈ જાહો."

"બાપ વરસોદ (વર્ષાસન) અહીં શીખ ઘણી લીધી છે. એવું થાય તો સરધાપુરના તાળા સામૈયામાં રવાજ વગાડતો આવીશ."

દેહાબારોટે મેડીની બારી ખોલી. જેવું ડોકું કાઢયું ત્યાં મરાઠાની બંધૂક એને ગડીમ કરતી લાગી :

ભીમોરા દખણી ભડે; ઠણ્'કે ત્રંબક ઠોર;
(ઇ) મરણ નાજાની મોર; દીધું રાહોળ દેહળે.

ભીમોરા ને દક્ષિણીઓની ફોજું લડે છે. નગારાં ગડી રહ્યાં છે. એવે ટાણે દેહો રાવળ તો નાજાખાચર પડેલાં જ મૃત્યુને વર્યો

દેહો દેવ કામ્ય આવ્યા. બાબારાવની ફોજે ભીમોરાને ભરડે લીધો. ગઢ નીચે એક કૂવો ત્યાથી પાડાની પખાલે પાણી આવતું. ઈ કૂવાનો કબજો દુશ્મનોએ લઈ લેતાં ગઢમાં પાણીના સાંસા પડયા.

દસ દસ દિવસ થયા છે. પાણીના ઠામમાં રહટીયોય પાણી છે નહીં. દસ જોધાઓ નીર પીધા વીના ટક્કર ઝીલી રહ્યા છે.

એક રાતે તરસ્યા હનાએ બાપુના હોકાના ઉલખાનું પાણી પીધું દાયરાએ ફીટકાર દીધો. તૃષા ન છીપાતાં હનો ટાઢાણો ગઢની પછવાડેની બારી-એથી પડયો ને દડતો દડતો મરાઠી છાવણીમાં આવ્યો. હાથના ઈશારાથી કહ્યું "તરસ્યો છુ."

મરાઠાએ એને પાણી પાઈ પૂછ્યું. "ગઢમાં કેટલું કટક છે ?" તો કે : "દસ જ જણ છે."

મરાઠાઓએ હનાને એક વોકળામાં લઈ જઇ ગૂડી નાખ્યો.

બાબારાવ પાંચહજારી ફોજે વ્યુહ ગોઠવી ભીમોરાને દરવાજે આવ્યા. -

દખણીની નોબતો ધણેણી. શરણાયુંમાં શરા-તનના સૂર રેલાણા.

નાજો ખાચર કહે : "હવે દરવાજા ખુલ્લા મૂકી ધીંગાણું કરીએ પણ પરથમ ઘોડાને ગૂડી નાખીયે."

આઠ રણતુરંગીણીયો (ઘોડીઓ) હાજર થઈ. એક જ હારમાં એક પછી એક અપસરા જેવી ને પ્રાણથીએ પ્યારી એવી ઘોડીઓની ગરદન ઉપર પાંચાળી યોદ્ધાના ખડગોના પ્રહાર થયા. સાત ઘોડીઓ સમજતી હોય એમ થડકી પણ નહીં. એક એક ઘાએ એની ગરદનો કપાણી. સાતમી ઘોડી ધ્રૂજવા માંડી ત્યારે નાજા ખાચરે કહ્યું "ભણ્યું

ઈ ને જીવતર વાલો છે. મારતા નહીં.'' સાત પશુડાંએ ધણી પહેલાં જ પ્રાણ છોડયા.

ગઢના દરવાજા અડડડ ખૂલ્યા ત્યારે મારવાડી વીરોએ કહ્યું કે, "દરબાર, પેલો હમારો જુદ્ધ નીરખો."

બે ય વીરો પછેડિયું પાથરી મરાઠા સામે ધાય આવ્યા ને વેતગાઈ ગ્યા. મરાણાં અને આડ-હથિયારે જુદ્ધ થયું. હાથોહાથની લડાઈ ગઢમાં જામી. આઠ શૂરવીરોએ અનેક અરીના પ્રાણ લીધા અને પોતેય ટૂક ટૂક થઈ ગયા. નાજા ખાચરનું માથું વેરીની તરવારે અરધું કપાણું તો ય ડાબે હાથે માથું ટેકવી જમણે હાથે ભાંગેલ તરવારનો ટેકો લઈ નાજો ખાચર વીરાસનવાળી બેઠા. એને અંગે અનેક ઘા પડયા છે. દેહ લોહીમાં બંબોળ છે. દુશ્મન એની પાસે આવતો નથી. લીલારંગનો પાયજામો, પગમાં સોનાનો ત્રોડો છે. બાબરાવના ભાણેજના મનમાં થયું કે ત્રોડો કાઢી લઉં. નાજા ખાચર પાસે જઈ, વાંકો વળી ત્રોડો કાઢવા ખીલીના વળ ઊખેળવા લાગ્યો.

નાજા ખાચરને થયું કે 'અ-રે હું જીવતો ને આ મારા અંગેથી ઘરેણું ઉતારશે ?'

આપા નાજાએ એક હાથે માથું ટેકવી બીજે હાથે બાબારાવના ભાણેજના વાંસામાં ભાંગેલી તરવાર પરોવી દીધી અને પછી વેરીઓએ એનું કામ પૂરું કર્યું. કવિએ આ પ્રસંગનાં કાવ્યો કહ્યાં છે તેના નમુના આપું છું :

ઉતબંગ ટેકણ હેક; દુજે હાથ વાઇ બજડ;
(એમાં) વખાણુવો વિશેક,
નેક ભજ કીયો નાજિયા.

હે નાજા એક હાથે તેં કપાએલું મસ્તક સ્થિર રાખ્યું. બીજે હાથે દુશ્મનના દેહમાં તરવાર પરોવી. એમાં તારા કયા હાથના વખાણ કરું ?

રીખે ને સર રપિયર તણે; કોઈ વાઇ કરમાળ;
ઇ બાળાપણ બિરદાળ તને કી સાંભરિયું સુરાઉત

તેં રીસ કરીને દુશ્મનને માથે તરવાર બાળ-કના ખેલની જેમ ચલાવી તને શું નાનપણની રમતય સાંભરી આવી ?

**-: છપ્પય :-**

અરજણ બાણ અગત બળ
લડયો નહીં ગોપી લુંટાઇ;
વિક્રમ જાણય પ્રવીણ ખોઇ પત વાયસ ખાઇ
રાવણ હઠ રાખ સુર રથ જીવ સંતાયો;
દરજોધન બળદાખ માન ઉનકોહી મીટાયો.
મહામરણ કળપાંત એતા ભડ ડરિયા આગે;
નજરાજ માણ મૂકયો નહીં,
લોહી પ્રાણ છૂટયો લગે.

અર્જુનના બાણનું અતાગ બળ હતું પણ ગોપી લુટાણી ત્યારે લડયો નહીં. રાજાવીર વિક્રમ જેવા પુરુષે જીવવા માટે કાગડાનું માંસ ખાઈ લાજ ગુમાવી. હઠીલો રાજા રાવણ જીવવા માટે સૂર્યના રથમાં ભમરો થઈને રહ્યો. બળવાન દુર્યોધન વજ્ર-દેહ કરવા માટે જનેતા સામો નગ્ન ઊભો રહ્યો. તો મરવું તો કાળો કલ્પાંત છે. એવા મહાશૂરવીરો મૃત્યુથી બીના છે પણ હે નાજાખાચર! તેં તો લોહીને પ્રાણ છૂટયા સુધી માન મૂકયુ નહીં.

આ ઉજડ ગઢના કાટમાળ વિનાના ઓર-ડામાં નાજાખાચર, દેહારાવળ વિગેરેના રણુચગાને અમે વંદન કર્યાં અને ગઢ બહાર ઊગમણાં ચાલ્યા. આ પથરાળ ભોમમાં સાથેના કાઠીયુવાને પત્થરમાં કોરેલું એક પગલું બતાવ્યું ને કહ્યું કે 'પરનારી-ત્યાગી બાપુ ઓઢા ખાચરની આ નિશાની છે.'' "એક જ પગનું ચિન્હ કેમ ?" એણે વાત કહી "બાપુ ઓઢા ખાચર પોટલીએ (દિશાએ)થી પાછા વળતાં એક અસવાર નીચે ઊતરી ઓઢબાપુને પગે લાગ્યો ને બોલ્યો "ફલાણે ગામથી આવું છું, એક બ્હેનને બાળક આડું થયું છે. પેટસે (પ્રસવ) થતો નથી. પીડાય છે.'' ઓઢા ખાચર ત્યાં જ નાહ્યા, પવિત્ર થયા. પવિત્ર પાણીનો કળશિયો મગાવ્યો એના પાણીમાં

[અનુ. પૃ. ૩૬૬

# સ્વર અને શબ્દની શક્તિ

જયમલ્લ પરમાર

નિરક્ષર લોકો પણ શબ્દ-શબ્દના પ્રભાવ અને શક્તિને ખૂબ પીછાણે છે. લોકો પાસે પોતાનો ભાવ વ્યક્ત કરવા પૂરતો શબ્દ-ભંડોળ હોય છે અને જરૂર પડે છે ત્યાં નવા નવા શબ્દો પણ લોકો યોજી જાણે છે. અમરેલીમાં મ્યુઝિયમના એક મેળાવડામાં સ્વ. દુલાભાઈ કાગ અને સ્વ. રવિશંકર રાવળ ભેગા થઈ ગયેલા. એમાં દુલાભાઈએ કળા વિષે વિવરણ કરતાં શ્રી. રવિશંકર રાવળ મુગ્ધ બની ગયેલા. એમણે મને કહેલું કે: "કલા વિષે અમે ન વ્યક્ત કરી શકીએ એવી લોકભાષામાં દુલાભાઈએ પોતાના વિચારો વ્યક્ત કરતાં હું તો હેરત પામી ગયેલો. દુલાભાઈ પાસે પૂર્ણ ભાષા છે તો તે મેળવી લેવી જોઈએ."

શબ્દોના અભાવે લેખકો ને કવિઓનાં કામ અટકયાં હશે પણ લોકોનાં કામ કદી અટકયાં નથી. એમ કહેવાય છે કે આદિમાનવમાં પણ બીજી કોઈ પણ ભાષાની જેમ સૂક્ષ્મતમ ભાવો અને અર્થ વ્યક્ત કરવાનું સામર્થ્ય રહેલું છે. જગતની ઘણીખરી ભાષા અલિખિતરૂપે જ અસ્તિત્વ ધરાવે છે. અને ભાષાનાં સ્વરૂપો ઘણુંખરું બોલીઓ ઉપરથી જ બનેલાં હોય છે.

સંતો કઈ શાળામાં શબ્દજ્ઞાન શીખવા ગયા હશે? એવા અભણ સંતો શબદના પ્રભાવ અને શક્તિને સૌથી વધુ જાણતા હતા. એટલે જ એમણે ગાયું કે:

'લાગ્યાં શબદનાં બાણુ રે
એનાં પ્રેમે વીંધાયલ પ્રાણ
ભજનમેં ધૂમ રહેના હો જીવો રે
જેને લાગ્યાં શબદનાં બાણ જી.

શબદનાં બાણુથી જેના પ્રાણ વીંધાય એને પછી અલખની લે લાગી જાય.

દાસી જીવણે પણ ગાયું કે:

કલેજા કટારી રે, શબદ કટારી રે
માડી મૂને માવે લઇને મારી

જેસલ તોળલમાં પણ એ જ વેદના અન્ય રીતે વ્યક્ત થઈ છે:

વાયક આવ્યાં સંતો દો જણા
ત્રીજું કેમ રે સમાય રે?
શબદુંના બાંધ્યા સંતો કેમ રે'વે.
વાયક આવ્યાં રે

આમ સંતો ભકતોમાં તો શબદનો ઘણો મોટો મહિમા છે. શબદનો જ મહિમા છે.

"જિયો શબદને જિયો" એટલે બ્રહ્મને જીવો. શબ્દ એ જ બ્રહ્મ છે.

"બોલે ઈ કોઇ બીજો નથી,
ભીમો કયે ભગવાન;
અંતર વચમાં એટલું, આંખ ન ભાળે કાન.

આ વાણી નીકળે છે કયાંથી? ભગવાન જ સર્વત્ર બોલી રહ્યો છે. આંખ જેમ કાનને ભાળતી નથી, એવું જ અંતર આ વાણી એ જ ભગવાન છે એવું ન પીછાનનારામાં પડયું છે.

કયાંથી આવી વાણી?

વાચો વિભાન્તિ નિખિલા યદ્ અનુગ્રહેણ ॥

એના અનુગ્રહથી જ ચારે તરફથી બ્રહ્માંડમાં વાણી પ્રગટ થાય છે.

વાણીથી મન, મનથી પ્રાણ અને પ્રાણથી ચૈતન્યનાં દ્વાર ખૂલે છે.

દરેક વર્ણ (અક્ષર-વ્યંજન) પાછળ અવ્યક્ત પણ બોલવાથી વ્યક્ત એવા સ્વર રહેલા છે. આમ

તો એક જ સ્વર 'અ', પણ એનાં બાર રૂપ. એમાં 'અ' છે તે પ્રકાશ સ્વરૂપ પરમ શિવ છે ને બારમાંના છેલ્લા સ્વર 'અઃ'માં આવતો 'હ'કાર એ વિમર્શ શક્તિ છેઃ

अकारः सर्ववर्णाग्र्यः प्रकाशः परमः शिवः ।
हकारः अन्त्यकलारूपो विमर्शाख्यः प्रकीर्तितः ॥

એટલે કે એમાં શિવ–શક્તિનું મિલન છે એમ તંત્રો કહે છે. અઃમાં અનુસ્વાર આવતાં 'અહં' ઉચ્ચારાય છે. એમાં જ, 'હું શિવ'– 'હું બ્રહ્મ'નું પ્રાગટ્ય રહેલું છે. પણ એ 'અહં' વિકૃત થઈને 'હું જીવ' એવી કક્ષાએ નીચો ઊતરી જાય છે. આ જીવમાંથી શિવમાં લઈ જાય છે શબ્દ–શબદ. આ શબ્દ સહસ્રાર ચક્રમાં બે બિંદુનો વિસર્ગ કલ્પવામાં આવ્યો છે ત્યાં લઈ જાય છે. નીચલું બિંદુ તે શક્તિનું બિંદુ અને ઉપલું બિંદુ તે શિવનું બિંદુ. સર્વ કામનાઓ વિસર્જન થતાં આ શિવ અને શક્તિનું બ્રહ્મમાં મિલન થાય છે.

આમ આ શબ્દ–શબદ મંત્રમાં, તંત્રમાં, ગુરૂ મારફત કાન ફૂંકવામાં, શાસ્ત્રો પુરાણો અને ગ્રંથોની જેમ સંતો–ભક્તોની વાણીમાં અને ગેબમાં પણ રહેલો છે. આ શબદ જ પ્રાણને વીંધે છે ને એકબીજા વચ્ચે વ્યવહાર ચલાવે છે.

ત્યારે આ દરેક શબ્દ–શબદની પાછળ આદિસ્વર 'અ' રહેલો છે. આ શબ્દનો ઉચ્ચાર કરતાં એનાં બે સ્વરૂપ થાય. એક સ્વર અને બીજો અર્થ. ગદ્યમાં સ્વર લય પામતો જાય અને શબ્દો દ્વારા અર્થ વિસ્તરતો જાય, જ્યારે સંગીતમાં સ્વર ભાવનાં આવર્તનો ઉઠાવે છે.

સ્વરના જુદાં જુદાં ઉચ્ચારણો, સ્વરભાર કે સ્વરના આઘાતોથી શબ્દ નીપજે છે. શબ્દના મૂળમાં તો આ સ્વર પડ્યો છે. આ સ્વરને સંગીતશાસ્ત્રમાં અને સંતો–ભક્તો પણ નાદ કહે છે. આ નાદથી વાણી ઉત્પન્ન થાય છે. આ વાણીના ચાર પ્રકાર. વૈખરી, મધ્યમા, પશ્યંતી અને પરા. વૈખરી અને મધ્યમા આહતનાદમાં રચે છે, જ્યારે પશ્યંતીવાણી આહતને અનાહત તરફ લઈ જાય છે, અને પરાવાણી તે અનાહત નાદમાં. અહીં સ્વરથી–નાદથી નીપજેલો શબ્દ શબ્દાતીતમાં લઈ જાય છે.

नकारं प्राणनामानं दकारमनलं विदुः ।
जातः प्राणाग्निसंयोगात्तेन नादोऽभिधीयते ॥

'નાદ' શબ્દમાં 'ન' અને 'દ' એવા બે અક્ષર રહેલા છે. તેમાં 'ન' અક્ષર પ્રાણવાચક અને 'દ' અક્ષર અગ્નિવાચક છે. પ્રાણ અને અગ્નિ ધરાવતો શબ્દ તે નદ. તે ઉપરથી 'નાદ' શબ્દ થયો છે. પ્રાણ એટલે વાયુ અને અગ્નિ એટલે ઉષ્ણતાના સંયોગથી જે સંભળાય છે તેને 'નાદ' કહે છે.

नादेन व्यज्यते वर्णः पदं वर्णात् पदाद्वच ।
वचसो व्यवहारोऽयं नादाधीनमतो जगत ॥

નાદથી વર્ણ (અક્ષરો) ઉત્પન્ન થાય છે. વર્ણો અક્ષરોથી પદ (શબ્દ) બને છે. બે અથવા વધુ પદોથી વાક્યવાણી બને છે, જેનાથી જગતનો વ્યવહાર ચલાવી શકાય છે. આમ જગત નાદને આધીન છે.

જીવાત્માને જ્યારે બોલવાની ઈચ્છા થાય છે ત્યારે તે અંતઃકરણને બોલવાની પ્રેરણા કરે છે. અંતઃકરણ (મન) જઠરાગ્નિને પ્રેરે છે. જઠરાગ્નિ નાભિ નીચેનો બ્રહ્મગ્રંથિ (કુંડલિની)નો વાયુ છે તેને પ્રેરણા કરે છે. એટલે તે વાયુ નાભિથી અનુક્રમે હૃદય, કંઠ, મુખ અને મસ્તક સુધી ધ્વન્યાત્મ શબ્દને ઉત્પન્ન કરે છે તેને નાદ કહે છે.

આ નાદ–સ્વરની ઉપાસના એટલે સંગીતની સાધના. આ સંગીત ગ્રંથોની મદદથી નહિ પણ ગુરૂપરંપરાથી જ જળવાતું આવ્યું છે. ઈન્દ્રિયોને સુખ આપનારી કે ઈન્દ્રિયોને જ રીઝવનારી કલાઓ નાશ પામતી જાય છે અને માનવીઓને ઊંચે લઈ જનારી કલાઓ ચિરંતન રહેતી આવે છે. સંગીત કલા ચીરકાળથી ભક્તિ સાથે જોડાયેલી છે, અને જ્યાં સંગીત અધ્યાત્મ સાથે એકરૂપ રહેતું આવ્યું છે ત્યાં એણે અલૌકિક સિદ્ધિઓ પ્રાપ્ત કરી છે.

સ્વરની–નાદની ઉપાસના સૂક્ષ્મમાં લઈ જાય છે, જ્યારે જનસામાન્યમાં રસભાવ ઉત્પન્ન કરવાની શક્તિ વાદન કરતાં ગાયનમાં વધુ રહેલી છે, કારણ કે તે સ્વર અને શબ્દ બન્નેને ઉપાસે છે. આ સંગીત સહજતાથી લોકહૃદયને સ્પર્શે છે ને રોજની ઘટમાળમાંથી આત્માને મુક્ત કરી આનંદના–સૌંદર્યના સાગરમાં લઈ જાય છે. રોજના સુખ-દુઃખની સીમાઓમાંથી બહાર લાવી પરમાત્મા સાથે જીવાત્માના સંબંધના દોર બાંધી દે છે. આ દોર, આ આનંદ જ જીવ અને શિવના મિલનની ભૂમિકાનો પાયો છે.

આમ નાદનાં–સ્વરનાં અને એમાંથી શબ્દનાં બે સ્વરૂપ બંધાય. એક શબ્દ ઈશ્વર તરફ લઈ જાય બીજો શબ્દ એકબીજા વચ્ચે એકબીજાને સમજવા માટેનો વહેવાર કે સંદેશાવહેવાર બાંધે.

સ્વર કે ધ્વનિ બદલાય એમ શબ્દના અર્થ બદલાતા રહે. ધ્વનિના વિવિધ પ્રકારના ભારથી જેમ શબ્દ બને તેમ શબ્દોની વિવિધ યોજનાથી ભાષા બને. ભાષા વિજ્ઞાન એ જગતનું ઘણું વિકસીત અને વિકસી રહેલું શાસ્ત્ર છે. અહીં તો આપણે લોકબોલીના શબ્દની સંસ્કાર–શકિત અંગે જ વિચારીએ છીએ.

આમ એક જ શબ્દના ઉચ્ચારથી કોઈપણ વાદ, વિચાર, સંપ્રદાય, વર્ગ, જાતિ, ભેદ અને બ્રહ્મ સુધીના અર્થો પ્રગટે, ભગવાનનાં નામોમાં પણ નામ (શબ્દ) નો જ પ્રભાવ છે ને ? જેમ મંત્રમાં પણ શબ્દનો પ્રભાવ છે તેમ. દા. ત. ૐ. એક જ શબ્દ ઉશ્કેરી શકે તેમ શાંતિ અર્પી શકે. કેટલાક શબ્દો તો હજારો વરસનો સંસ્કાર સાથે લઈને ભાષાની વણઝારોમાં ફરતા હોય છે. દા. ત. 'કલા' શબ્દ. ક્યાંથી આવ્યો આ શબ્દ ? કહે છે કે આર્યો આ દેશમાં આવ્યા ત્યારે અહીંની કોઈક જાતિની ભાષામાંથી લીધેલો આ શબ્દ ઋગ્વેદમાં પ્રયોજાયો છે. કેટકેટલા સંસ્કારથી આ 'કલા' શબ્દ સંસ્કાર-સમૃદ્ધ થતો આવે છે ? આ એક જ 'કલા' શબ્દ ઉપર ગ્રંથોના ગ્રંથો રચાયા છે અને નવાં નવાં સંયોજનોથી નવા નવા અર્થો આ 'કલા' શબ્દે આપ્યા છે. શિવની જટામાં બિરાજતી બીજની કલાથી માંડીને ધૂર્તની કલા સુધીના.

આમ શબ્દો સંસ્કારાતા આવે છે તેમ તેમ એની શક્તિ વધતી જાય છે. ઐતિહાસિક અને સાંસ્કૃતિક કારણે શબ્દ વધુને વધુ મહત્ત્વ પ્રાપ્ત કરતો જાય છે, આથી શબ્દ પોતાની સાથે પ્રાગૈતિહાસિક કાળથી પુરાતત્ત્વ, પુરાણ, ઇતિહાસ, સમાજ અને તેની સસ્કૃતિઓનાં તત્ત્વો સંઘરતો આવે છે.

દા. ત. એમ કહેવાય છે કે સાત હજાર વરસ પહેલાં સૌરાષ્ટ્રમાં બહારથી આવી સુમેરિયન જાતિ વસતી તે 'ખતી' કહેવાતી. એ પછી એસિરિયા (સીરિયા)તરફ તેણે સ્થળાંતર કર્યું. એ ખતી વહાણ–વિદ્યામાં પ્રવીણ, લડાયક, બાંધકામમાં કુશળ અને બહાદૂર હતી. એ 'ખત્તી' જાતિઓ આ દેશમાં ફરી પાછી આવી. પ્રાકૃતમાં તે 'ખત્તીય' કહેવાણી અને સંસ્કૃતમાં તે 'ક્ષત્રિય' કહેવાણી. આ 'ક્ષત્રિય' શબ્દ કેટકેટલા યુગપ્રવાહો, ઇતિહાસ અને સસ્કૃતિઓનું સામર્થ્ય ધરાવે છે ? આમ શબ્દ અર્થને જ નથી લાવતો, સંસ્કાર પણ લાવે છે.

પ્રજાઓની જેમ શબ્દોની ચડતી પડતી આવે છે, અર્થાંતરો અને રૂપાંતરો થાય છે, ભાષાઓ બદલે છે. બોલીઓ બદલે છે, પરિસ્થિતિ બદલે છે પણ શબ્દની શક્તિ વધતી જાય છે. લોકસાહિત્યમાં આવા કેંક શબ્દો પુરાતત્ત્વ, પુરાણો ઈતિહાસ અને સંસ્કૃતિની સમૃદ્ધિથી તરબતર બનેલા મળી આવે છે. દુહાઓમાં ખાસ કરીને. એટલે દુહાને સમજવા એના શબ્દોમાં રહેલા સંસ્કારો સમજવા જ પડે. એ સિવાય અર્થઘન દુહાનો પૂરો અર્થ ન સમજાય.

જસદણ પાસેના લાલકા ગામમાં પાલરવ પાલિયા કરીને એક ચારણ થઈ ગયા. પોતે સાવ અભણ. કાળા અક્ષર કૂટી મારેલા. ભણેલા નહિ એટલે શાસ્ત્રો તો ક્યાંથી વાંચેલા હોય ! પણ ભારે કોઠા સૂઝ. હજી થોડાં જ વર્ષો પહેલાં જ્ઞાન એ

શ્રુતિનો વિષય હતો. વળી શાસ્ત્રો-પુરાણો સાંભળે. વાતડાહ્યાઓના ડાયરા મળે. ગ્રહણ શક્તિ અસાધારણ હોય એટલે પગલે પગલે જ્ઞાન પ્રાપ્ત કરતા જાય. પાલરવભા 'પખેડે દોહે પાલરવ' કહેવાઈ ગયા. હજી એ મારી સાંભરણમાં. એમની આખર અવસ્થામાં એમને હું મળેલો.

પાલરવભા કુંવારા વેણના કવિ હતા. બને ત્યાં સુધી એમના દુહામાં કોઈની ખોટેલી કડી કે ખોટેલા પ્રયોગો ન આવે. અણબોટયા અબોટ શબ્દો અને, અણબોટયા અબોટ પ્રયોગો આવે સામાન્ય રીતે દુહાગીરોમાં મોટે ભાગે પૂર્વકાલીન અને કયારેક સમકાલીન દુહાગીરોના દુહાની શૈલી, પ્રયોગો જુક્તિઓ, અર્થછાયા, શબ્દોનાં ચોસલાં અને કયારેક પંક્તિઓની પંક્તિઓ આવ્યા કરે. આ અભણ પાલરવભામાં લાગટ વણબોટેલી પંક્તિ, વણ-બોટેલા શબ્દો ને વણબોટેલા પ્રયોગો આવે. એથી એ 'કુંવારા વેણના કવિ' કહેવાઈ ગયા.

ચોટીલા પાસેના ભીમોરાના શૂરવીર નાજા ખાચરના પૌત્ર ઓઢા ખાચર એક શીલવંત પુરૂષ થઈ ગયા. એમના વિષે કહેવાતું કે એમની નાડી ધોયે બાઈયુંના આડાં ભાંગતાં એટલે કે પ્રસુતિવેળાએ બાળક ગર્ભાશયમાં આડું થઈ ગયું હોય તે સીધું થઈને અવતરે. લોક-જીવનમાં શીલવંત પુરૂષો અંગે આ આસ્થા નવી નથી. એ ઓઢા ખાચરને બીરદાવતાં પાલરવભાએ દુહો કહ્યો છે કે.

પદમણીએ, પાવરના ધણી,<br>
તું રીઝયો નહિ કળરૂપ;<br>
ભોળવાઇ ગ્યો' તો ભૂપ,<br>
એકલશીંગી ઓઢિયા.

આમાંનો એક એક શબ્દ પુરાતત્વ, પુરાણ ઈતિહાસ અને અનેક સંસ્કારો લઈને આવે છે. દુહાનો સીધો અર્થ તો એવો થાય કે "હે કુળરૂપ પાવરના ધણી ઓઢિયા ! એકલશીંગી જેવો ભૂપ ભોળવાઈ ગયો હતો પણ તું પદમણીમાં ન રીઝાણો."

જેના નામનો દુહો કહે એને વહાલ વાચક અને લાડણઘેલા અર્થમાં દુલાનું દુલિયાને મૂળનું મૂળિયા એમ ઓઢાનું ઓઢિયા રૂપ થાય. પણ પાવરના ધણી એટલે શું ? આધુનિક સમાજ એ શબ્દના ઈતિહાસથી થોડો આગળ નીકળી ગયો છે.

કાઠીઓ એલેકઝાંડર સિકંદરના પહેલાં એશિયા માઈનોર કે સિથિયાથી આવી પંજાબના ઉપરના ભાગમાં વસેલા. ત્યાંથી પાંચમી સદીમાં સૌરાષ્ટ્રમાં આવ્યા કહેવાય છે. સૌરાષ્ટ્રમાંથી તેઓ સ્થળાંતર કરી સિંધમાં વસ્યા.' એમનું સ્થાન સિંધનું પાવરગઢ હતું. અથવા 'પાહોરગઢ.' સિંધમાં જાડેજા અબડા જામે ભીંસ કરી અને ખસતા ખસતા કચ્છમાંથી આ શાખાયત કાઠીઓ પાંચાળમાં સંવત ૧૩૭૨માં ખાબરીઆઓ પાસેથી થાન ઝૂંટવી લઇ પાંચાળમાં વસ્યા. પાંચાળ સુધી પાછળ આવેલ જાડેજાઓને તેમણે તગડયા ને થાનથી સૌરાષ્ટ્રના મધ્ય ભાગે ફેલાણા. બીજા કથન અનુસાર પરમારો પાસેથી કાઠીઓએ થાન ઝૂંટવી લીધેલું.

આમ 'પાવરના ધણી' એવા એક શબ્દ પાછળ આટલો મોટો ઇતિહાસ પડેલો છે. ઓઢા ખાચરને પાલરવભાએ 'કળરૂપ' કહ્યા. એટલે જેના કુળમાં નાજા ખાચર જેવા પરાક્રમી અને પ્રતાપી પુરૂષો થઈ ગયાં છે, એ કુળને દીપાવનાર. પછી કહ્યું કે 'ભોળવાઈ ગ્યો' તો ભૂપ, એકલશીંગી ઓઢિયા.' એકલશીંગી તો ઋષિ હતા, એને ભૂપ શા માટે કહ્યા ? જન-સામાન્યમાં જેમ ભૂપ મહાન કહેવાય અને એ ભૂપ પોતાનું જ ધાર્યું કરવાવાળા હોય, બીજા કોઈને કોઈ વાતમાં મચક ન આપે એવી પોતાની તાકત ઉપર મુસ્તાક રહેનારા હોય. એમ ઋષિઓમાં પણ ભૂપ જેવા એકલશીંગી પણ ભોળવાઈ ગયા હતા. અહીં આ 'એકલશીંગી' શબ્દ એક પેચીદી પૌરાણિક કથા લઇને આવે છે.

એકલશૃંગી ઋષિના તપથી ઇન્દ્રાસન ડોલવા લાગ્યું. એનું તપ ભંગ કરવા ઈન્દ્રે અનેક ઉપાયો કર્યા. એકલશૃંગી અણડગ રહ્યા. છેવટ એક રૂપાળી

અપ્સરા એમની સામે નાચ કરી તપભંગ કરવા મોકલી. અપ્સરાએ છેવટ વસ્ત્રહીન થઈને પણ એકલશીંગીને કામ ઉત્પન્ન કરવા પ્રયત્નો કરી જોયા, પણ એકલશીંગીની આંખે તો એ અન્ય પદાર્થો જેવી જડ જ ભાસી. છેવટે દેવોએ એક સટકો કર્યો. જે ઝાડ નીચે એકલશૃંગી બેઠા બેઠા તપ કરતા હતા એ ઝાડ સાથે મધ ભરેલું માટલું ટાંગ્યું. ગળતીની જેમ એમાંથી મધનું ટીપું ઝર્યા કરે એવી રચના કરી. આ મધ બરાબર એકલશૃંગીના નાકના ટેરવા ઉપર પડી મૂછો ઉપર થઇ હોઠ ઉપર ફેલાવા માંડયું, દિવસો ઉપર દિવસો વીતવા માંડયા. દેવો નિરીક્ષણ કર્યા જ કરે. હોઠ ઉપર મધ પડવાથી હોઠ ચીકણા થયા તેથી એકલશૃગીથી ચીકાસ આઘી કરવા હોઠ ઉપર જીભ ફેરવાઈ ગઈ હોઠ ચીકણા થાય ને જીભ હોઠ ઉપર ફરવા લાગે. આમ કરતાં ચીકાસવાળી જીભ પછી મોઢામાં આવતાં મીઠી લાગી. એથી મોઢામાંથી જિહ્વારસ છૂટવા લાગ્યો. ગળ્યું લાગતાં એકલશૃંગી ઋષિ હોઠ ચાટવા લાગ્યા. સ્વાદની રસના સળવળવા લાગી. વૃત્તિ વળી રસ કયાંથી ટપકે છે તે જોવા. ઊંચે જોયું તો માટલામાંથી મીઠો રસ ઝરે. ઝાડે ચડી માટલું ઉતાર્યું; એમાંથી મધ ખાધું તપ તપને ઠેકાણે રહ્યું. ઈન્દ્રિયોના રસ જાગૃત થયા પછી એમને ચળાવવાનું અપ્સરા માટે બહુ સહેલું થઇ પડયું. એકલશૃંગી ભોળવાઈ ગયા.

આ એક શબ્દ રસો છોડીને તપસ્વી બનેલા ઋષિ, એનું તપભંગ કરવા અપ્સરાએ મોકલવાની દેવોની દુષ્ટતા, રસહીનમાં રસ પેદા કરી ઇન્દ્રિયોને ચળાવવાની મેલી કરામત અને છેવટ શિથિલ બનતી ઇન્દ્રિયો સુધીની અનેક પૌરાણિક વાત લઈને આવે છે. અભણ કવિ પાલરવભાએ તો એને આટલા માટે જ પ્રયોજ્યો છે કે એકલશૃંગી જેવો ભૂપ ભોળવાઈ ગયો પણ તું પદમણીમાં પણ ન રીઝયો – ન ભોળવાયો. પણ આ એકલશૃંગી શબ્દમાં એથીએ વિશેષ સંસ્કાર ભર્યો છે.

સિંધુ સંસ્કૃતિના પાંચ – છ હજાર વર્ષ પહેલાના જે અવશેષો મળ્યા છે એમાંથી એ વખતના લોકોના સૌથી જૂના દેવ એકલશૃંગની પ્રતિમા પણ મળી છે. માથામાં મધ્યભાગે ઊગેલા એક શીંગડાવાળા બળદની એ પ્રતિમા છે. સિંધુ સંસ્કૃતિના લોકોનો એ પ્રથમ દેવ એકલશૃંગ. એના ઉપરની નામ પડયું એકલશૃંગી આ દેવ આર્યેતર છે, પણ એનો સંસ્કાર હજારો વરસથી આપણા લોકજીવનમાં ચાલ્યો આવે છે. આપણા એક ભજનમાં એનો ઉલ્લેખ આવે છે કે :

"અવર રોઝાંને દો દો શીંગાં
સાયબાને એકલ શીંગ
એરે એંધાણે સાયબો આવશે."

રોઝાંનો અહીં અર્થ – જનાવરો – પશુના અર્થમાં લેવાયો છે. એટલે કે પ્રભુને-સાયબાને ઓળખવાનું એ એંધાણ છે કે પશુઓના ટોળામાં અન્ય પશુઓને બબ્બે શીંગ (શીંગડાં) હશે, જ્યારે એમાં એક શીંગવાળો ભાળો એ જ આપણો સાયબો – આપણો નાથ–આપણો પ્રભુ હશે. પ્રભુ એવા એંધાણે આવશે આ એક 'એકલશીંગી' શબ્દમાં પુરાતત્ત્વ, પુરાણ, ઇન્દ્રિય વિજ્ઞાન અને લોકધર્મનો આટલો સંસ્કાર ભર્યો છે. અંગ્રેજીમાં આ એકલશીંગીને 'યુનીકોર્ન' કહી છે.

દુહાના પ્રથમ ચરણ 'પદમણીએ પાવરના ધણી'માં 'પદમણી' શબ્દ કવિએ ચોક્કસ હેતુપૂર્વક યોજ્યો છે. આ દુહાના આગળનો દુહો એવો છે કે:

ખેળાને બેસારે ખલક, મેપત ખોળામાંય;
ખંડપત ખુશી થાય, અણસારેથી ઓઢિયા.

પહેલા ચરણમાં આવેલ 'ખલક (ખલ્ક) અરબ્બી શબ્દ છે, પણ 'ખેળ' શબ્દ આજે ઓછો પ્રચારમાં છે. 'ખેળા' એટલે સ્ત્રીનો વેશ પહેરીને ખેલે તે ભવાયો. 'મેપત' એટલે મહિપત – ઠાકોર દરબારો, ખંડપત એટલે ખંડપતિ – ઠાકોર. આ ખેળો – ભવાયો સ્ત્રી વેશે પડમાં નાચતો નાચતો ફરતો હોય. વિવિધ દ્રવ્યોથી રંગેલું મોઢું પોતાના બન્ને હાથમાં લીધેલી સળ-

ગતી કાકડીથી ઝગારા મારતું હોય લોકને રીઝવવા ઘણીવાર લોહો તો ઠીક પણ ભવાઈ જોતા ઠાકોરોના ખોળામાં બેસી જઈને નખરાં કરે અને ખેળો પુરૂષ હોવા છતાં માત્ર નખરાળી લાગતી સ્રીના અણુસારથી ધરતીના ધણી ઠાકોરો પણ ખુશી થઇ ઊલટમાં આવી જાય.

"પણ હે ઓઢા ખાચર ! તું તો પદમણી એટલે સર્વાંગ સુંદર સ્રીથી પણ કદી ન મોહાયો-ન રીઝાયો. "અહીં ખેળા"ની તુલનામાં 'પદમણી' શબ્દ યોજેલો છે.

ઓઢો ખાચર શીલવંત તો ખરા પણ સંસારી છતાં જતિ સમાન હોવાનું કવિ કહેવા માગે છે. અહીં જતિ શબ્દ પણ લોકસમાજમાં એટલો જ રૂઢ અને ગૂઢ છે. એટલા માટે પાલરવભાએ જતિ શબ્દની વ્યાખ્યા કરી છે :

નરિયા અન્ન નીંદર તજણ,
જગભલ બે ખટ જુગ;
ભમરો વીંધણ ભૂપ ! .
તોં ઓળખીઓ ઓઢીઆ !

ખટ એટલે છ. બે ખટ એટલે બાર. જુગને અહીં વરસમાં ઘટાવેલ છે. એટલે કે બાર બાર વરસ સુધી જે સ્રી અન્ન અને ઊંઘ તજે એ જતિ કહેવાય. એવો જતિ કોણ? તો કહે લખમણ જતિ. એ સંસારી હોવા છતાં એમનો બાર વરસનો વનવાસ કહે છે કે તે જતિ હતા. સીતાજીનું હરણ થયું સીતાજી પોતાને રાવણ હરી જતાં પોતાના અલંકારો રસ્તામાં નાખતાં ગયેલાં. એક પછી એક અલંકાર મળતાં રામ લક્ષ્મણને પૂછે છે કે "આ અલંકાર સીતાનાં છે ?' ત્યારે લક્ષ્મણજી જવાબ આપે છે.

नाऽहं जानामि केयुरं, नाऽहं जानामि कंकणं ।
नुपुरं चैव जानामि, नित्यं पदाभिवंदनात् ॥

નથી હું માતાજી (સીતાજી)ના કંઠના કેયુરને પીછાનતો કે નથી હું એમનાં કંકણને પીછાનતો. હું એમના ચરણે રોજ વંદન કરતો એટલે એક માત્ર એમનાં નુપુર (ઝાંઝર)ને પીછાનું છું. આમ બાર બાર વરસ સુધી સાથે રહેવા છતાં ઊંચી આંખ કરીને લક્ષ્મણજીએ કદી સીતાજીના અંગ સામું પણ નહોતું જોયું તેમ સદા જાગૃત રહેવા નીંદર પણ તજી દીધેલી. એવા સંસારી છતાં સ્રી, અન્ન અને ઊંઘને તજનાર લક્ષ્મણજીને લોકસમાજે જતિ કહ્યા છે.

લક્ષ્મણજી જતિસ્વરૂપ હતા એટલે જ રાવણ ભમરાનું રૂપ લઈ ઈન્દ્રના વિમાનમાં સંતાઈ ગયો હતો તેને ઓળખીને વીંધી નાખેલ. એટલા માટે પાલરવભાએ ઓઢા ખાચરને કહ્યું છે કે :

ભમરો વિંધણ ભૂપ, તોં ઓળખીઓ ઓઢીઆ !

તોં એટલે તને, 'હે ઓઢા ખાચર ! તને ઓળખ્યો, ઓળખ્યો. તું તો ભમરાના રૂપમાં રહેલા રાવણને વીંધી નાખનાર જતિ સમાન છો. ઓઢો ખાચર પરસ્રીનું મુખ ન જોતા. બહાર જતા ત્યારે ઉતારે આડી કનાત બંધાવતા.

લક્ષ્મણ જતિ સાથે સરખાવવા છતાં હજી કવિનું મન માનતું નથી. એટલે કહે છે કે :

ખટ જતિ ભાંખે ખલક, નવળંગ નાજહરા,
એમાં ગોરખ ગરઢેરા, તું આડીદર ઓઢીઆ.

લોકસમાજે આજ સુધી છ જણાને જતિ કહ્યા છે. લક્ષ્મણ જતિ, હનુમાન જતિ, ગોરખ જતિ વગેરે. આમ તો નૈષ્ઠિક બ્રહ્મચારીને લોકસમાજ જતિ કહે છે. છતાં લક્ષ્મણ જેવા બારબાર વરસના તપસ્વી સંસારીને જતિ કહ્યા એમ પોતાના ગુરૂ મછંદરનાથને કામરૂપ દેશમાં કામમાં લપેટાયા હોવાને કારણે ચેતવનાર ચેલા ગોરખનાથને પણ જતિ કહ્યા છે. "ચેત મછંદર ગોરખ આયા." ગોરખનાથે સૌંદર્યવતી સ્રીઓ વચ્ચે રહીને યોગસાધના કરેલી કહેવાય છે.

આમાં એક એક શબ્દ સમજવો પડે. 'ખટ જતિ ભાંખે ખલક' એટલે જગતમાં છ જતિ કહેવાય છે. નવળંગ એટલે નવરત્નોના તેજને પાણી-

વાળા. નાજહરા. 'હરા' પ્રત્યય છે. હરા એટલે પૌત્ર. ગરઢેરા એટલે મોટેરા ગામધણી. ઘરડા નહિ. 'આડીદર' એટલે અડધવાળો – અડાભીડ.

પાલરવભા કહે છે કે "હે નાજા ખાચરના નવરંગ પૌત્ર! આ જગતમાં છ જતિ કહેવાય છે, એમાં તુ ગોરખ જતિ સમાન અને અટંકી મોટેરો છો!"

આ જતિ સમાન શીલવંત ઓઢા ખાચરનાં તપની શક્તિ કેવી છે?

સુંદરને બાળક સમે, કસટ દિયે કરતાર;
એનો લે ઉગાર, આવત નાડી ઓઢીઆ.

અહીં સ્ત્રીને 'સુંદર' કહી છે. કવિનો હેતુ છે સ્ત્રી સુંદર અને કોમળ હોવા છતાં એને ભગવાને પ્રસૂતિની પીડા આપી છે. એવી સુંદર સ્ત્રીને બાળક અવતરવા સમયે કિરતારે તો પ્રસૂતિનું કસટ – કષ્ટ આપ્યું છે, પણ તારી નાડી આવી પહોંચતાં સ્ત્રીને એ કષ્ટમાંથી તું ઉગારી લ્યે છે.

કવિ કેટલા વિશ્વાસપૂર્વક ઓઢા ખાચરને બિરદાવે છે!

હે નાડી હમીરરા! વૈદક હોડ વદાં;
પીધે પાવરરા! આડાં ભાંગે ઓઢીયા!

આ એક જ 'હે' શબ્દના ઉચ્ચારમાં જ કવિએ અદ્ભુત રસ ઊભો કરી દીધો છે. હે 'નાડી હમીરરા!' 'હમીરરા' એટલે હમીરના પુત્ર

"હે હમીરના પુત્ર તારી નાડી એવી અદ્ભુત છે કે 'વૈદક હોડ વદાં' મોટા મોટા વૈદો સામે હું હોડ વદી શકું કે તમારાં ગમે તેવાં ઔષધ પણ કાર ન કરે ત્યાં ઓઢા ખાચરની નાડી ધોઈને પાતાં સગર્ભાના અવળા ગર્ભ સવળા બની જાય છે."

એટલે જ કવિએ–છાતી ઠોકીને ઓઢા ખાચરને કહ્યું છે કે 'પીધે પાવરરા! આડાં ભાંગે ઓઢીઆ!' હે પાવરગઢના ધણી ઓઢા ખાચર! તારી નાડી ધોઈને પીતાં સગર્ભાનાં આડાં ભાંગે છે.

આમ શબ્દોના માત્ર અર્થ જ નહિ, શબ્દોના સંસ્કારને પણ ન સમજવામાં આવે તો લોકસાહિત્યને તેમાંય ખાસ કરીને દુહાને સમજવા મુશ્કેલ પડે. એવા તો લોકસાહિત્યમાં અસંખ્ય શબ્દો છે, જે હવે સંજોગો બદલાતાં વિસરાતા જાય છે, પણ ઇતિહાસ અને સંસ્કૃતિથી, સમાજ અને એના રૂઢ વ્યવહારથી જે સંસ્કાર ભરપૂર છે.



# આપણું આકાશ

જયમલ્લ પરમાર

## બ્રહ્માંડનું ચક્ર

૮. ઉત્તરાષાઢ, ૯. પૂર્વાષાઢા, ૧૦. મૂળ, ૧૧. વીંછીડાનો આંકડો

આષાઢ માસના દેવ અષાઢાએ–જલદેવે ચારે બાજુ રેલમછેલ કરી મૂકી છે. જ્યેષ્ઠ માસમાં વાદળાંના થર પાથરી એ પોતાના આગમનનાં નિશાન–ડંકા સંભળાવી ગયેલા. હવે પોતાના અધિકારનો માસ આવતાં ચારે છેડા છૂટા મૂકીને પાણી છાંટતાં ચોતરફ ફરી વળ્યા છે. જલદેવતાને તો બધે પોતાનું પ્રતિબિંબ પડે એ જ ગમે ને? આખા આકાશને તેમણે જલસ્વરૂપ બનાવી દીધું છે. પેલાં ઝાડ–પાન, ડુંગર–ખેતર અને તળાવ–નદી–બધાને તેમણે પોતાના જલસ્વરૂપે ભરી દીધાં છે.

### ચેતનનો સ્પર્શ

જલ એ તો ચેતનનું સ્વરૂપ. એ જલ-સ્વરૂપનો સ્પર્શ થતાં બધાં ચેતનવંતાં બની ગયાં છે. બાર બાર માસથી પૃથ્વીનો અણુએ અણુ જેની પ્રતીક્ષા કરતો હતો તે જલદેવતા પધારતાં બધાં આનંદમગ્ન બની ગયાં છે. ઝાડ–પાને ઊજળાં મોંએ સુસવાટાભર્યાં નવાં ગાન આરંભ્યાં છે. ડુંગર–પહાડોએ શ્યામસ્વરૂપના વાઘા સજી પોતાનાં નૂતન સ્વરૂપ દર્શાવવાં શરૂ કર્યાં છે. છણુણુ છણુણુ છોળો છાંટતાં ને કિનારા સાથે ડક...ડક ...ડેકાં દેતાં તળાવ–સરોવરનાં પાણી જાણે તાળીઓ દેતાં આઠે પહોર મૃદંગ–સંગીત સંભળાવી રહ્યાં છે. નદીઓ તો પૂરનાં પાણીથી મસ્ત બની છે; અને પોતાના કાંઠા–વિસ્તારને પણ વટાવી જઈને, પૂરના ઘૂઘરાના ઘમઘમાટભર્યા ઘેરા રણકાર સાથે તાંડવનૃત્ય ખેલી રહી છે. પૂરના ઘૂઘરા ઉતારી લે છે ત્યારે શાંત સ્વરૂપે ઝીણી ઝાંઝરીઓના ઝમકારા સાથે લાસ્ય–નૃત્ય કરતી હોય તેમ કાંકરા–કાંકરીઓ સાથે પ્રતિબિંબ પાડતાં પાડતાં વહેન છૂટાં મૂકી દે છે; અને કોઈ નવ-યૌવના નદીકાંઠે નાહવા આવતાં પોતાની વેણીની લટો છૂટી મૂકી દે, તેમ પ્રવાહોની લટો મોકળી કરીને વહેન–વિસ્તારમાં અવનવી ગૂંથણી કર્યા કરે છે.

ઘનઘોર વાદળાથી શોભતા આકાશ સામે નજર માંડતાં અને નીર–ટપકતા કોઈ ઝાડની એકાદ ડાળીએ ભરાઈ બેઠેલ મોરલા પોતાનો પ્રિય વયસ્ય મેઘરાજ ઘણા સમયે આવ્યો છે, તે દેખીને કે..હૂક. કે...હૂ...ક કરતાં આમંત્રણ–સ્વરો ઉચ્ચારે છે. એમના આનંદભર્યાં આમંત્રણ–સૂરો પાછળ એક બીજી આર્તવાણી પણ સંકળાતી આવે છે. 'આવ્યો છે તો હમણા રોકાઈ જજે, એકદમ જતો રહેતો નહિ, રોકાઈ જજે.'

આવાં આમંત્રણ મળતાં જલદેવતા હરખાતા હોય તેમ ઝરમર ઝરમર સ્વરૂપે પૃથ્વી પર ફરી વરસવા લાગે છે. સમસ્ત પૃથ્વી તરબોળ થઈને નાહવા લાગે છે. નહાય છે, નહાય છે, રાતદિન નહાય છે – જાણે અખંડ સ્નાન ચાલી રહ્યું છે. એ સ્નાનમાં થાક નથી, કશો ભાર નથી. ચેતનસ્વરૂપે નાહવામાં કોને થાક લાગે?

## રાત્રિનું ગાન

છલ.. છલ...કરતાં વિશેષ પાણીથી ભરાતાં ખાડાખાબોચિયાં, તળાવસરોવર અને વોંકળાનદીઓ પાછાં છોળો છાંટતાં ઠેકાં દેવા લાગે છે. એમને કાંઠે વસનારાં પેલાં દેડકાં અને મોરલા જ્યારે સાંજ સમયે શાંત થાય છે, ત્યારે પોતાનું સંગીત આરંભી જલદેવતાને રીઝવવા લાગે છે-જાણે મોરલાએ દિવસભર જે ફરજ બજાવી તે ફરજ રાત પડતાં દેડકાએ સંભાળી લીધી છે..

તાર સપ્તકમાં ગાઈ ગયેલા મોરલાઓના જાણે હળવેથી પડઘા પાડતા હોય, તેમ દેડકા મંદ્ર અને મધ્યમ સપ્તકમાં ગાન રેલાવે છે. ડ્રાંઉં... ડ્રાંઉં કરતા તેઓ રાત્રિના ઘેરા વાતાવરણમાં પોતાના ભાતભાતના સૂરના પડઘા ઊભા કરે છે. એક બોલે છે, બે બોલે છે, અસંખ્ય દેડકાં બોલે છે. કોઈ વાતાવરણ ભેદતા તીણા સ્વરે તો કોઈ સાંઢ જેવા બરાડા નાખતા ઘેરા સ્વરેઃ કોઈ જાણે સંગીત અટકાવાનું જ નથી એવા લાંબા લહેકે તો કોઈ ડક...ડક...કરતા એકપદી ટૂંકા તંબૂર – તાલે.

## વીજળીની તેજ – પાંપણો

આ સુરાવટ માથે વાતાવરણના પડદા બંધાઈ જાય છે. માનવીનાં કાનમાં એ રવ સતત ગુંજન પાથરી દે છે ત્યાં તો જલદેવતા ફરીથી પાણીડાં છાંટવા લાગે છે; પણ આ તો રાતનું કાળું ઘોર સામ્રાજ્ય. એવે સમયે જલદેવતાની પાણી – પિચકારીઓ આપણને કેમ જોવા મળે? એ જલધારાઓનું સ્વરૂપ બતાવવા માટે વીજળી ચમકવા લાગે છે. સબ...સબ...સબ...ચમકારા કરતી એ ઈશાનમાં ચમકે છે, અગ્નિમાં ચમકે છે – આંખોના મિચકારા મારતી હોય તેમ એ પોતાની તેજ – પાંપણો ક્ષિતિજ પર આમથી તેમ મટમટાવ્યા કરે છે. ધીમે ધીમે એનું જોર વધતું જાય છે; અને તેજ – પાંપણો પોતાનું મૃદુ સ્વરૂપ પલટી નાખે છે. તેજ–પાંપણોને ઠેકાણે જાણે પ્રકાશનાં ખંજરો ભોંકાતાં હોય તેમ લાગે છે. ક્યાં પાંપણ અને ક્યાં ખંજર? કલ્પના પણ વિરોધી છેડે ઘૂમતાં અચકાતી નથી; પણ ના, નયનબાણ શબ્દ આપણી ભાષાને સદીઓથી મળ્યો છે. માનવીની આંખો બાણ થઈ શકે, તો વીજળીની પાંપણ ખંજર કાં ન બની શકે?

પણ વીજળીને આવું કંઈ સાંભળવાનો સમય નથી. એ તો ક્ષિતિજ પરથી ઠેકડા મારતી મારતી ઊંચે આકાશમાં ચડતી જાય છે. પોતાના જ તેજની વડવાઈઓ પાથરતી, એ જ વડવાઈઓને પકડીને તે આકાશ – વડલા માથે ચડી જાય છે. આકાશવડલે ચડીને વીજળી પોતાનાં તેજના દોરા છૂટા મૂકી વેલા બિછાવી દે છે; પણ વડલો તો જટાજૂટ જોગંધરનું સ્વરૂપ. અર્ધે આકાશમાં પહોંચ્યા બાદ પેલી વીજળી જાણે પણ કોઈ જોગંધર સ્નાન કર્યા પછી જટા ધુણાવતો હોય અને એકએક લટ હિલોળા ચડતી હોય, તેમ પોતાની તેજલટોને હિલોળે ચડાવે છે. એની તેજલટોના પ્રકાશમાં કાળાં ડિબાંગ વાદળાં અને શ્યામસ્વરૂપ જલધારા પ્રકાશવંતાં બને છે. વાદળાં અવનવા રંગથી એનો જવાબ આપે છે. જલધારા એના તેજનાં પ્રતિબિંબ પાડી જવાબ આપે છે. ઝાડનાં પાંદડાં અને જમીન પર વહેતાં ઝરણાં પણ વીજળીનાં વિવિધ સ્વરૂપ ઝીલતાં ને તેજના લિસોટા પાડતાં ચાલ્યાં જાય છે. વીજળી શત શત સ્વરૂપે ચમકે છે, તો જલદેવતા તેને સહસ્ર સહસ્ર સ્વરૂપે ઝીલીને અવનીના હૈયા પર હિલોળે છે.

## આષાઢ માસના દેવ

આખી સૃષ્ટિએ અને સૃષ્ટિના વિધવિધ સ્વરૂ-

પોને પોતાના નવચેતનથી ભરી દેતા આ આષાઢ માસના દેવ અકાશમહેલમાં ક્યાં વિરાજ્યા છે ? વાદળાં, વીજળી અને જલધારા—બધાં યે એ આષાઢદેવતાનું રક્ષણ કરવા માટે એમની આડે જાણે લોઢાનો ગઢ કરીને ફરી વળ્યાં છે. આપણને તેમના તરફ નજર નહિ નાખવા દે; પણ એ ચોકી-પહેરા વચ્ચેથી યે કોઈ છીંડું શોધીને આપણે આકાશ-મહેલમાં પહોંચે છૂટકો છે. એ બધાં તો ખેલાડી છે. ઘડીક અહીં ખેલશે, ઘડીક તહીં ખેલશે—એ દરમિયાન આપણે એ ગઢની અંદર ઘૂસીને આકાશ–મહેલ નીરખ્યા કરશું.

એ આકાશ – મહેલમાં છાના છાના ઘૂસી જવા માટે આપણે જૂના દોસ્તોને માર્ગ બતાવવા સાથે લેવા પડશે. પેલા વીંછીડાના પેટમાં બેઠેલાં પારિજાત – જ્યેષ્ઠાને જોયાં ? જ્યેષ્ઠાનું કામ હવે પતી ગયું છે; એટલે એ દક્ષિણાકાશમાં લહેરથી આડા પડીને સૂઈ ગયા છે. જાણે એમનો એક માસનો પહેરો પૂરો થયો છે; અને પહેરા પરથી ઊતરેલા સંત્રીની માફક આડે પડખે આરામ લઈ રહ્યા છે.

'મૂળ' નક્ષત્ર સહિત વીંછીડાનું પૂછડું. 'ખબરદાર, મારી પડખે કોઈ આવ્યા તો—' એમ કહેતો મૂળ નક્ષત્રનો આંકડો ઊંચો થઈ ગયો છે. શિક્ષકની સોટી ઊંચી થતાં છોકરા આજુબાજુ નાસી છૂટે, તેમ એ ઊંચા થયેલા વીંછીડાના આંકડા પાસે પૂર્વમાં થોડાક તારાઓનું ઝમખું વેરાયેલું પડ્યું છે. એ વેરાયેલું ઝૂમખું તે પોતે જ અષાઢા નક્ષત્ર વીંછીડાનો અંકડો આકાશગંગાના પટની વચ્ચોવચ બુરજ જેવો ગોળાકાર રચીને પડયો છે, જ્યારે આષાઢાની તારક–ઢૂંગલી નદીકાંઠે પાણી પીવા આવેલાં ગાડરની જેમ આડીઅવળી આમતેમ ઊભી છે.

## પૂર્વાષાઢા અને ઉત્તરાષાઢા

વીંછીડાના મારથી છૂટા પડી ગયેલા આષાઢાના એ તારકસમૂહને બે ભાગમાં વહેંચી નાખવા પડયા છે. વીંછીડાની પૂછડી પાસે પડેલા ચાર તારાઓને પૂર્વાષાઢા નક્ષત્ર અને એથી આગળ પૂર્વ તરફ આગળ જતાં બીજા ચાર તારાઓ પડયા છે તે ઉત્તરાષાઢા નક્ષત્ર. વરસાદ પણ એક સાથે ક્યાં વરસે છે ? એ પણ વિભાગ પાડીને વરસે છે, તો વરસાદના નક્ષત્રના પણ વિભાગ પડે એમાં શું ખોટું ? પૂર્વાષાઢા અને ઉત્તરાષાઢા–બંને નક્ષત્રના બધા તારા લગભગ બધા સરખા તેજે પ્રકાશે છે, પણ તેઓ છૂટા છૂટા પડયા છે; તેથી કશો ઘાટ ઊભો થતો નથી. વીંછીડાના આંકડાની બીક પૂરી કરીને બધા પાસે પાસે રહ્યા હોત, તો કેવા મઝાના શોભત ? પાસે પાસે બેઠા હોત, તો એમાંથી કોઈ ઘાટ પણ રચી શકાત ને ? ડરનાં પરિણામ તો માઠાં જ આવે ને ?

અરે જળદેવતા! તમને યે વીંછીડાના આંકડાની બીક લાગી ? કે જળદેવતાનો સ્વભાવ જ છૂટા છૂટા વેરાઈ જવાનો હશે ? જીવનને વેરી નાખવામાં – વહેતું રાખવામાં જ ચેતન છે અને જીવનને બધિયાર રાખવામાં જડતા છે એવો કોઈ સંદેશો, હે જળદેવતા ! તમારા નક્ષત્રથી માનવ-જાતને આપી રહ્યા છો કે શું ? કે અષાઢી પૂર્ણિ-માને દિવસે તમારા દેવ ચંદ્ર મહારાજ તમારે ઘેર પધારતા નથી તેથી બંને નક્ષત્ર – સખીઓ સાથે મળીને તેમને બોલાવવા જતાં આમ તમારું તારા-સ્વરૂપ વેરાઈ ગયું છે ?

આ આષાઢા નક્ષત્રને તિરંદાજ: સેગિટેરિયસ: Sagitarius : The Archer કહે છે. આષાઢા નક્ષત્રનું નિરીક્ષણ કરતાં આપણે ધનરાશિના ઘરના મહેમાન બની ગયા કહેવાઈએ. ૧ મૂળ નક્ષત્ર ૧ પૂર્વાષાઢા ¾ ઉત્તરાષાઢા મળતાં ધનરાશિ બની જાય છે. આ ધનરાશિના કોઈ તારા ખરા ? હા છે ખરા, પણ એમને નીરખતાં પહેલાં પેલી આકાશગંગા આપણે ઊતરીને પેલે પાર જવું પડશે. જલદેવતાનું નામ તિરંદાજ તેઓએ શા માટે પાડયુ હશે ? જલદેવતા પોતાનાં ચાપ ચડાવી ચડાવીને વાદળાં વીંધી જલ વરસાવે છે તેથી ? કે જલ –

બાણુ છોડી છોડીને સમગ્ર પૃથ્વીને નવરાવી નાખે છે તેથી?

આ આષાઢા નક્ષત્રની અંદર બે તારાઓ જોડિયા બનીને ફર્યા કરે છે. તેની અંદર ત્રણ–ચાર તારકગુચ્છ પણ આવેલા છે. એક તારકગુચ્છ તો પેલા શૌરીમંડળના તારકગુચ્છ જેવો જ ગોળાકાર છે: પણ તેનું અંતર આપણાથી કેટલું દૂર છે એ જાણવું છે? ૧,૪૬,૫૭૫ પ્રકાશવર્ષ. તારકગુચ્છની જેમ આષાઢા નક્ષત્રની અંદર નિહારિકાના જથ્થા પણ પડયા છે.

## આકાશગંગાનું આમંત્રણ

જાણે જળદેવતાએ પાણી વરસાવ્યાં તેથી છલોછલ થઈને પેલી આકાશગંગા વીંછીડાના આંકડાને નવરાવી, આષાઢાને પાણીની અંજલિ છાંટી, આખું આકાશ ચીરતી ઈશાન ખૂણામાં ચાલી જાય છે. ધરતી ઉપર વરસાદ પડતાં ધરતીની નદીઓ બેય કાંઠા છલકાવી દઈને પૂરથી ઘૂઘવતી ચાલી જાય છે. ધરતીના વરસાદનાં પાણી જાણે આભે ચડયાં હોય અને આ દૈવી આકાશગંગામાં ઠલવાયાં હોય, એમ આ મહિનામાં દેખાતી આકાશગંગા પોતાના તેજે છલકી રહી છે. પોતાનાં તેજ છલકાવતી એ ઈશાન ખૂણા તરફ ચાલી જાય છે, પણ એ બાજુ કયો સાગર બેઠો, છે કે એને મળવા એ આકરો પંથ ચડવાનો પ્રયાસ કરી રહી છે!

આપણે આ આકાશગંગાને કાંઠે કેટલા માસથી ચાલ્યા આવીએ છીએ? પેલા મૃગશીર્ષ નક્ષત્રના બાણુરજ તારાને ભીંજવતી, દક્ષિણનાં વહાણ, સ્વસ્તિક, નરતુરંગ અને વૃક તારામંડળોને નવરાવતી, વીંછડાને પોતાના પાણીમાં તરબોળ કરતી, આ આકાશગંગા આષાઢને તો પોતાના પાણી–પ્રવાહ વચ્ચે જ લઈને બેઠી છે. આટલા માસ એને કાંઠે કાંઠે ચાલ્યા અને તેના દર્શન કર્યાં; પણ હવે એનાં જળ વધારે ગંભીર–તેજવંતાં બન્યાં છે. હવે એની અંદર પડીને તેના તેજ-સ્વરૂપના જ્ઞાનમાં સ્નાન કર્યા વગર જીવ શાંત નહિ રહી શકે. જાણે એનાં પ્રકાશિત જળ છોળો છાંટીને આપણા મનનો આદર–સત્કાર કરે છે; અને પોતાને કાંઠે નાહવા માટે આપણને આવકાર આપે છે.

## આકાશગંગાનો મૌક્તિકહાર

હજી અહીં આકાશગંગાનો પંથ કયાં પૂરો થાય છે? એ તો ઈશાન દિશામાં ઠેઠ ક્ષિતિજ સુધી ચાલી જાય છે; અને પછી ક્ષિતિજને પેલે પાર પ્રવાહનું મુખ કાઢીને, આપણે જેની ઓળખાણ કરવાની બાકી છે તે દેવયાની અને શર્મિષ્ઠાનાં તારામંડળોને નવરાવતી નવરાવતી પાછી એ મૃગશીર્ષ પાસે આવી પહોંચે છે; અને આખા આકાશને એક આંટો ફરી વળે છે. શ્રીનાથજીને પગ સુધીનો કમળ–હાર પહેરાવે છે; તેમ જાણે આખા આકાશને આપાદ–મસ્તક મૌક્તિકહાર પહેરાવ્યો હોય, તેમ આકાશગંગા આમથી તેમ, ઝૂલી રહી છે. મૌક્તિકહારની અંદર જેમ આવે તેમ ઠાંસી ઠાંસીને મોતી ભર્યાં છે. હાર જેમ ઝૂલે છે તેમ તેમ એની અંદરથી નવી નવી શેરો ફૂટતી આવે છે અને હારથી જુદી પડીને આમથી તેમ ઝૂલ્યા કરે છે. મોતીનો કયાં તૂટો છે કે એની દસ–બાર શેરો સાથે રહે કે ન રહે, એની આકાશ–દેવતાને ચિંતા થાય?

શું છે આ આકાશગંગા? આકાશના દેવોને દેવત્વ આપતી અને ભગીરથના વડવાઓને પાવન કરવા માટે શંભુશિરે પૃથ્વીપાટલે ઊતરેલી પુણ્યસલિલા જાહ્નવી પોતે જ કે? આકાશમાં સ્વર્ધુની નામે ઓળખાતી એ પતિતપાવન બનીને ભારતવર્ષે ભાગીરથીસ્વરૂપે વહે છે તે જ કે? આર્યો એને એ જ સ્વરૂપે ઓળખે છે–અલબત્ત, એને ક્ષીરસાગર પણ કહે છે ખરા.

પાશ્ચાત્યો પણ એને ધી મિલ્કી–વે: The Milky way કહે છે. એનો અર્થ પણ ક્ષીર-સાગર જ થયો ને? ગ્રીક લોકો એને ગેલેક્ષી:



**વર્ષા**

જુલાઈ તા. ૧ રાતના ૧૧-૦
" તા. ૧૫ " ૧૦-૦.

ઑગસ્ટ તા. ૧ રાતના ૯-૦
" તા. ૧૫ " ૮-૦

Galaxy કહેતા. ગેલેક્ષી એટલે પણ દૂધનો દરિયો. મેક્સિકોના લોકો એને સપ્તરંગી ઈન્દ્રધનુની શુભ્ર દેહધારી નાની બહેન કહે છે.



આકાશગંગાની ઉત્પત્તિ · (ચિત્રકાર : ટીન્ટોરેટો)

## આકાશગંગાની ઉત્પત્તિ

પાશ્ચાત્યોમાં આ આકાશગંગા વિષે એક કથાનક પણ છે. સૃષ્ટિના ઊગમકાળે જ્યારે માનવ-બાળ પેદા થયાં, ત્યારે જગન્માતાએ પોતાનાં સ્તનમાંથી અમૃતધારાઓ વસાવીને એમનાં પાલણપોષણ કર્યાં: જગતપિતા એકેએક માનવ-બાળને જગન્માતા પાસે લાવતા ગયા અને તેમને અમૃત-દૂધ પાતા ગયા; પણ માને જ્યારે પાનો ઊમટે, ત્યારે એના થાનેલામાંથી છૂટેલી દૂધની ધારાઓને કોઈ બંધન રહે ખરાં કે ? લોકકથાઓમાં આવતી વાર્તાની જેમ ઘણે વર્ષે મા-દીકરો ભેગાં થતાં માનાં સ્તનમાંથી દૂધની ધારાઓ છૂટે, તેમ જગન્માતાનાં સ્તનમાંથી છૂટેલી દૂધની ધારાઓ અવની પર પડી અને માનવ-સ્ત્રીને થાનેલે થાનેલે સંઘરાઈ ગઈ. એથી યે વધેલાં એ અમૃત-દૂધ આકાશમાં ઢોળાયાં; અને તેને બિંદુએ બિંદુએ તારલા ટપકયાં. એ પછી વધેલાં દૂધ પુણ્યપ્રવાહરૂપે આખા આકાશમાં વહેતાં થયાં. એ પુણ્યપ્રવાહ તે જ આજે આકાશમધ્યે દેખાતી આકાશગંગા. આ કથાનક પરથી પશ્ચિમમા અનેક ચિત્રકારોએ કલ્પના પૂરી પૂરીને ચિત્રો દોર્યાં છે.

પશ્ચિમમાં પંખીઓમાં ગરુડ અમર મનાય છે; કેમકે જગન્માતાનાં અમૃત-દૂધ થયાં ત્યારે એ આવી પહોંચેલ અને અમૃત-દૂધ પી ગયેલ. અમૃત-દૂધને પીને અમર બનેલ એ ગરુડરાજને તારામંડળરૂપે આકાશગંગાને કાંઠે બેસારીને પાશ્ચાત્યોએ અમર કરેલ છે. કયા છે એ ગરુડરાજ ? એની ઓળખાણ કરતાં પહેલાં આપણે આકાશગંગાની પોતાની જ ઓળખાણ કરી લઈએ.

આકાશગંગા વિષે કલ્પનાઓ તો અનેક થઈ ગઈ છે, અને અનેક ઊભી કરી શકાય તેમ છે; પણ કલ્પના પર કયાં સુધી નભી શકાશે ? એનાં સાચાં સ્વરૂપ શાં ?

## આકાશગંગાની સ્વરૂપ-શોધ

ઠેઠ ઈ. સ પૂર્વે પાંચસોના સૈકામાં થઈ ગયેલ ડિમેક્રીટ્સ નામના જ્યોતિર્વિદે તો કહેલું, કે 'માનો-ન માનો, આ આકાશગંગા બીજું કાંઈ નથી; પણ અસંખ્ય તારાઓનો સમૂહ લાગે છે. એના તારા જુદા જુદા દેખી શકાતા નથી એટલું જ' પણ એની વાત પુરવાર કરી શકે તેવો ટેલિસ્કોપ ત્યારે કયાં શોધાયો હતો ?

તે પછી આકાશગંગાની આડો કલ્પનાનો પટ્ટો બે હજાર વર્ષ સુધી વીંટળાયા કર્યો. ૨000 વર્ષ બાદ ટેલિસ્કોપ શોધાયો અને સત્તરમી સદીમાં ગેલેલીઆએ પોતાનો ટેલિસ્કોપ આકાશ સામે માંડયો. તેણે કહ્યું, કે આ આકાશગંગા તારાઓનું વાદળું જ છે. જાણે આકાશના આસમાની પડદા માથે રૂપેરી રજ છાંટી હોય, તેમ આ તારાઓ વેરાયેલા પડયા છે. આ આકાશગંગાની અંદર તારાઓ તો જૂજ જૂજ સ્થળે છે – પાછળ કાળું આકાશ જ પડયું છે.

આપણી આકાશગંગા વિષે સર વિલિયમ હર્શલે કરેલી કલ્પનાનો આડો ભાગ. ચિત્રમાં દેખાતી ચોકડીને સ્થાને આપણો સૂર્ય છે.



આ પછી યે આકાશગંગાના ઊંડાણની અંદર વિશેષ કોઈ નાહવા ન ઊતર્યું. ૧૯મી સદીમાં સર વિલિયમ હર્શલ નામના જ્યોતિર્વિદે તારાઓની ગણતરી કરી, ત્યારે આકાશગંગાના પટ્ટાને પૂરેપૂરો નિહાળ્યો. તેણે જાહેર કર્યું, કે આ આકાશગંગાનો આકાર તો ઘડિયાળના ઘરા જેવો છે. ઘડિયાળનું ઘરું લાંબું હોય, પહોળું હોય, પણ વચ્ચેથી ચપટું હોય. ઘડિયાળના ઘરા–આકારની આ આકાશગંગાની અંદર જ આ કરોડો તારા સમાયેલા છે. આકાશગંગાનો પટ્ટો છે તે એનો છેવાડાનો ભાગ છે. આપણો સૂર્ય પણ આ આકાશગંગામાં જ આવેલો છે. એ રીતે આ આકાશગંગા આપણું ઘર છે. આપણા સૂર્યની જ આસપાસ આ સમગ્ર આકાશગંગા ફરી રહી છે.

આ પછી અનેક જ્યોતિર્વિદો આકાશગંગાના વિશાળ વિસ્તારને માપવા અને જોવા ઊતરી પડયા. તેમણે પણ સર વિલિયમ હર્શલની ઘણી વાતોને ટેકો આપ્યો. માત્ર સૂર્યની આસપાસ આકાશગંગા ફરી રહી છે, એ વાત ખોટી ઠરી.

## આપણું ઘર

અનેક અભ્યાસીઓના વર્ષોના અભ્યાસ બાદ હવે આકાશગંગાનો ખૂણેખૂણો ફરી વળાયો છે. તે પરથી જાણવા મળે છે, કે આ આકાશગંગા તો અસંખ્ય વીજળી–બત્તીઓથી પ્રકાશતા કોઈ નગરને માઈલો દૂરથી જોતાં જેમ વીજળી–બત્તીઓ દેખાવાને બદલે માત્ર પ્રકાશનો પટ્ટો દેખાય તેમ અસંખ્ય તારાઓ સમાવતી આ આકાશગંગા એટલી બધી દૂર છે કે તેના તારાઓ જુદા દેખાવાને બદલે માત્ર પ્રકાશના પટ્ટા સ્વરૂપે જ દેખાય છે. આપણાં બધાં નક્ષત્રો, તારામંડળો અને છૂટા દેખાતા તારા–બધાં યે આ આકાશગંગા નામના તારાનગરનાં જ વતનીઓ છે. આપણો સૂર્ય પણ એ તારાનગરનો એક મામૂલી નિવાસી છે.

આ પૃથ્વી સૂર્યમંડળની એક સભ્ય અને સૂર્ય આ આકાશગંગાનો એક નિવાસી. ત્યારે આકાશગંગા આપણું ઘર જ થઈ ગયું ને? કેવું છે એ ઘર? શો છે એનો આકાર?

કોઈ સમ્રાટના મહેલની કલ્પના આપણા આ ઘર માટે રખે કરી બેસતા! રખે માનતા, કે એને કોટ–કાંગરા અને ઓરડા–ઓસરીઓ હશે. ત્યારે આ આકાશગંગાનો આકાર કેવો છે? કુદરત જાણે પોતાનાં બધાં સ્વરૂપ સ્વતંત્ર અને મૌલિક જ સર્જે છે. એની પાસે એટલાં બહુવિધ સર્જનો છે, કે એના એક સર્જનની સાથે બીજાની સરખામણી થવા દેવી એને ગમતી નથી. એ રીતે આકાશગંગાને કોઈની સાથે સરખાવી શકાય એવો આકાર પૃથ્વી ઉપર નથી; છતાં યે આછીપાતળી સરખામણી કરવી હોય, તો ગાડાનાં પૈડાં સાથે જરૂર સરખામણી કરી શકાય.

## ચક્રાકાર–સ્વરૂપ

ગાડાનું પૈડું ઘડિયાળના ઘરાની જેમ લાંબુ–પહોળું ખૂબ હોય છે, પણ વચ્ચે ચપટું હોય છે ને? જેમ પૈડાંની અંદર વચલે ભાગે ધરી હોય છે અને ત્યાંનો ભાગ જાડો હોય છે, તેમ આ આકાશગંગાના ચક્રાકારની અંદર પણ વચલે ભાગ ખીચોખીચ તારાઓ ભર્યા હોય છે. ધરી પછી પૈડાંમાં આરા આવે. આરાનો ભાગ છૂટો છૂટો હોય છે, તેમ આકાશગંગાના એ આરા–વિભાગની અંદર છૂટા છૂટા તારા પડયા છે. આરા બાદ પૈડાંમાં ગોળાકાર ચક્કર આવે. આકાશગંગાનો આ ચક્કર–વિભાગ એટલે આકાશ–વીંટતો

આકાશગંગાનો દૂધિયો પટ્ટો. આ છેવાડાના ચક્કર-વિભાગની અંદર અસંખ્ય તારાઓ ખીચોખીચ ભરેલા છે. તેમની વિપુલ સંખ્યાને કારણે તેમ જ અતિ અંતરને કારણે તેઓ આપણને માત્ર પટ્ટારૂપે જ દેખાય છે.

ઋષિઓએ આપણા આ નિવાસસ્થાનને 'બ્રહ્માંડ' એવું નામ આપ્યું છે–કલ્પનાને થોડીક વિસ્તારતાં એમાં અંડઃ ઈંડાનો આકાર જરૂર આવી જાય છે. તેમને આવી વાસ્તવિકતાની કાંઈક નજીક કલ્પના કયાંથી સૂઝી હશે ?

આટલા બધા તારાઓ સમાવતી આ આકાશગંગાનો વિસ્તાર ત્યારે કેવડો ? આપણે એના વિષે કલ્પના તો કરી પૈડાંની. કૃષ્ણ મહારાજનું આયુધ પણ એક પૈડું–ચક્ર જ છે ને ? આંગળી પર ચકરાવે ચડાવીને જ્યારે એ ચક્રને વહેતું મૂકે છે, ત્યારે એ ચક્ર સમગ્ર બ્રહ્માંડને આંટો ફરી વળે છે. એ જ રીતે તમે પણ તમારા આકાશગંગાના આ ચક્રાકાર સ્વરૂપને કલ્પનાને ચકરાવે ચડાવીને વહેતું મૂકશો, ત્યારે જ એનો વિસ્તાર કલ્પી શકશો.

આ આકાશગંગાના એક છેડાથી બીજા છેડા સુધી પહોંચતાં પણ પ્રકાશને ૧,૨૦,૦૦૦ વર્ષ લાગે છે. એના વચલા ચપટા ધરીવિભાગને આરપાર વીંધતાં પણ ૨૦,૦૦૦ પ્રકાશવર્ષ લાગે છે. આવડા વિશાળ વિસ્તારની અંદર આકાશગંગા લગભગ ૩,૦૦,૦૦૦ લાખથી ૧૦૦,૦૦૦ લાખ જેટલા તારા સમાવીને બેઠી છે. અલબત્ત, આમાંના મોટા ભાગના તારા આપણા સૂર્ય જેવા જ છે.

આ આકાશગંગામાં આપણો સૂર્ય કયાં આવ્યો ? રખે માનતા કે આપણા સૂર્યને આકાશગંગાની અંદર કોઈ મહત્ત્વનું સ્થાન મળ્યું હશે ! એ બિચારો સૂર્ય આકાશગંગાના એક મામૂલી સભ્ય તરીકે આકાશગંગાના કેન્દ્રથી ૩ ,૦૦૦ પ્રકાશવર્ષને અંતરે બેઠો છે; અને અન્ય તારાઓની સાથે એ કેન્દ્રની આસપાસ સેકંડના ૧૭૦ માઈલના વેગે ફરી રહ્યો છે.

## કેન્દ્ર–પલટો

માનવી પહેલાં માનતો, કે તેનું નિવાસ-સ્થાન પૃથ્વી જ સમગ્ર બ્રહ્માંડનું કેન્દ્ર છે અને સૂર્ય તેમ જ અસંખ્ય તારામંડળો એની આસપાસ ફરી રહ્યાં છે. સમગ્ર બ્રહ્માંડની ઉત્પત્તિ જાણે માનવીના લાભાર્થે જ કરવામાં આવી છે; પણ કોપર્નિકસ નામના જ્યોતિર્વિદે ચારસો વર્ષ પહેલાં જાહેર કર્યું, કે આ પૃથ્વી સૂર્યની આસપાસ એક સામાન્ય ગ્રહ તરીકે ફરી રહી છે–અને બિચારી પૃથ્વી કેન્દ્ર-માંથી ઊડી પડી. એ પછી આપણો સૂર્ય કેન્દ્ર-સ્થાને આવ્યો અને માનવી માનતો થયો, કે સમગ્ર બ્રહ્માંડ તેના પિતા સમા સૂર્યની આસપાસ ફરી રહ્યું છે; પણ માનવીના જ જ્ઞાને જાહેર કર્યું, કે એ સૂર્ય પણ આકાશગંગાના એક સામાન્ય સભ્ય તરીકે અન્ય તારાઓની જેમ જ ગોળાકાર આંટા મારી રહ્યો છે–અને સૂર્ય પણ કેન્દ્રસ્થાનમાંથી ઊડી પડયો. અહીં સુધી આવતાં રખે કલ્પના કરી લેતા, કે આ આપણા ઘર સમી આકાશગંગા બ્રહ્માંડમાં કેન્દ્રસ્થાને છે કે તે કોઈ મહત્ત્વનું સ્થાન ધરાવે છે ! પેલી નિહારિકાઓ જ્યારે તેમનું સ્વરૂપ-દર્શન આપણને કરાવશે, ત્યારે કહી જવાની છે, કે તમારી આ આકાશગંગા પણ સમગ્ર વિશ્વની એક મામૂલી સભ્ય છે હો !

## સૂર્યનું પરિભ્રમણ

આપની આ આકાશગંગા પણ વિશ્વની અંદર ચક્રાકાર ફરી રહી છે. અલબત્ત, આકાશ-ગંગા કોઈ ઘન જથ્થો નથી કે સાથે જ ફરી શકે. એના સભ્યો સૌ પોતપોતાની ગતિએ ફર્યા કરે છે. આપણો સૂર્ય સેકંડના ૧૭૦ માઈલની ગતિએ એના કેન્દ્રની આસપાસ ફરી રહ્યો છે. આપણે આ માસે જ જેનો પરિચય કર્યો, તે આષાઢા નક્ષત્રની અંદર આવેલ એક તારકવાદળા તરફ એ ધસી રહ્યો છે. તે પોતાનું એક ચક્ર ૨૨૫૦ લાખ વર્ષે પૂરું કરે છે. આપણી પૃથ્વી પર જીવન શરૂ થયું ત્યારથી અત્યાર સુધીમાં સૂર્યે આકાશગંગાના કેન્દ્રની આસપાસ ચાર આંટા મારી લીધા કહેવાય છે

## આકાશગંગાનું કેન્દ્રસ્થાન

આપણી પૃથ્વી અને બીજા ગ્રહો સૂર્યને કેન્દ્રમાં રાખીને તેની આસપાસ ફરે છે, ત્યારે આકાશગંગાના આ બધા સભ્યો પણ કોઈ કેન્દ્ર-સ્વરૂપ સૂર્યની આસપાસ ફરે છે, કે શું? હજી સુધી આ વિષે ચોક્કસ કહી શકાયું નથી; કેમકે જ્યાં આકાશગંગાનું કેન્દ્ર છે ત્યાં આવરણ પડયું છે. પણ કલ્પી શકાયું છે, કે આપણા સૂર્યમંડળને કેન્દ્રસ્થાને સૂર્ય છે, તેમ આકાશગંગાને કેન્દ્રસ્થાને કોઈ સૂર્ય છે નહિ. કોઈ કાલ્પનિક બિંદુની આસપાસ જ આકાશગંગાના તારા ફર્યા કરે છે.

## ગુરુત્વાકર્ષણને આધારે

પણ આટલા બધા તારા ફરતા ફરતા કેન્દ્રસ્થાને ભેગા ન થઈ જાય અને ભાંગીને ભુક્કો ન બોલી જાય? ના રે ના, જેમ આપણા સૂર્યમંડળના સભ્યો સૂર્યની આસપાસ ફરતા રહે છે, છતાં કેન્દ્રમાં ભેગા નથી થઈ જતા તેના જેવી એ વાત છે. તેમને ગુરુત્વાકર્ષની શક્તિ બચાવે છે. સૂર્યની પાસેના ગ્રહો સૂર્યના આકર્ષણથી બચવા વિશેષ વેગથી ફરતા હોય છે અને દૂરના ગ્રહોને સૂર્યનું બહુ આકર્ષણ ન રહે, તેથી ધીમે ધીમે ફરતા હોય છે. તે જ રીતે આકાશગંગાના મધ્ય-વિભાગના તારાઓ કેન્દ્રસ્થાનના આકર્ષણથી બચવા ગજબ વેગથી ફરતા હોય છે અને ચક્કરવિભાગના દૂરના તારાઓને આકર્ષણ બહુ ઓછું હોય છે; તેથી તેઓ ધીમે ધીમે ફરતા હોય છે.

નક્ષત્રો અને તારામંડળો ઉપરાંત આપણે જેનો પરિચય કરી ગયા તે તારકગુચ્છો પણ આ આકાશગંગાની અંદર જ વસે છે. પૈડાંની અંદર આવેલા તારાઓની જેમ જ આ તારકગુચ્છો આકાશ-ગંગામાં ગોઠવાયેલા પડયા છે. પૈડાંનાં કેન્દ્રની આસપાસ આરા પાસે પાસે હોય, પણ કેન્દ્રથી દૂર જતાં જુદા પડતા જાય; તેમ તારકગુચ્છ પ્રથમ પાસે પાસે, પણ પછી છૂટા છૂટા વેરાયેલા પડયા છે. પૈડાંને ઊભેઊભું વહેરી નાખીએ અને તેના બે વિભાગ પડી જાય; તેમ આકાશગંગાના પૈડાંની બે બાજુ આ તારકગુચ્છો આવેલા છે.

## તારકવાદળાં

તારકગુચ્છો ઉપરાંત ગ્રહસ્વરૂપ અને અવ્ય-વસ્થિત જાતની નિહારીકાઓ તેમ જ તારકવાદળાં આપણી આકાશગંગામાં વસે છે. જે જાતની નિહારીકાઓ આપણી આકાશગંગામાં વસે છે તેમનો પરિચય આવતે માસે કરીશું; પણ તારકવાદળાંનો પરિચય અહીં કરી લઈએ.

તારકવાદળાંના બે પ્રકારઃ (૧) સફેદ (૨) કાળાં. સફેદ તારકવાદળાં એટલે અસંખ્ય તારાઓનો એક સાથે થઈ ગયેલો જથ્થો. દક્ષિણ ધ્રુવની આસપાસ 'લાર્જર મેગેલેનિક કલાઉડ' અને 'લેસર મેગેલેનિક કલાઉડ'માં ૫ લાખ તારાઓ છે; પણ એ વાદળાં એટલાં બધાં દૂર છે કે એના તારા જુદા જુદા જોઈ શકાતા નથી અને એક વાદળાંને રૂપે જ આપણને એ દેખાય છે.

બીજી જાતનાં એટલે કાળાં વાદળાંનો ભેદ તો આ સદીમાં જ ઉકેલાયો છે. આકાશગંગામાં ઠેર ઠેર આવાં વાદળાં પડયાં છે. આપણે દક્ષિણ આકાશમાં 'કોલસાનો કોથળો' જોયો તે આ પ્રકારનું વાદળું જ છે સદીઓ પહેલાં લોકો એને યમદ્વાર જ માનતા. અંધકાર એટલે અજ્ઞાન અને અજ્ઞાન-ની પેલી પાર તો માનવીથી નજર કેમ માંડી શકાય? આથી તેમણે જીવનને અંતે પથરાઈ જતા મૃત્યુ – અંધકાર સાથે જ પેલાં વાદળને સરખાવ્યાં અને માની લીધું, કે માનવી મૃત્યુ બાદ એ અંધકારભર્યા યમદ્વારમાં જ જતો હશે.

ગઈ સદીમાં થઈ ગયેલ મહાન જ્યોતિષ હર્શલ આકાશગંગા નીરખતાં નીરખતાં આવાં કાળાં વાદળાં પાસે આવી પહોંચેલો. તેને જોતાં તે આશ્ચર્યમાં ગરકાવ થઈને કલાકો સુધી ત્યાં ટેલિસ્કોપ થંભાવીને નીરખતો બેસી રહેલો, અને છેવટ બોલી ઊઠયો, કે 'ખરેખર, આ તો આકાશ-માં કાણું પડી ગયું હોય તેવું લાગે છે.'

એ પછી એક સદી વીતી. એ સદીમાં યે એ વાદળાં કોઈને ખાસ ન ખેંચી શક્યાં, પણ આ સદીમાં એડવર્ડ એમર્સન બર્નાર્ડ નામના જ્યોતિર્વિદે આ વાદળાંનો ખાસ અભ્યાસ કર્યો, આકાશગંગામાં ઠેર ઠેર પથરાયેલાં એ વાદળાંના ફોટા લીધા, તેમને ચોક્કસ નામ આપ્યાં; અને છેવટે એનું સ્વરૂપ કઈ જાતનું છે તેની ખબર પણ પડી.

આપણે મૃગશીર્ષમાં એક નિહારીકા છે એમ કહી ગયા તે આ જાતનું જ વાદળું છે. અલબત્ત, એનો થોડોક ભાગ પાસેના કોઈ તારાને લીધે ચમકે છે ખરો. ભુજંગધારી, અષાઢા, વૃષપર્વા, વૃષભ વગેરે તારામંડળોની અંદર આવાં કાળાં વાદળાં પડયાં છે. આ વાદળાઓ જાતજાતના આકાર પણ ધરાવે છે. મૃગશીર્ષની નિહારીકમાં એક ઠેકાણે બરાબર ઘોડાના મુખ જેવો આકાર છે. ભુજંગધારીની અંદર આવેલું વાદળું અંગ્રેજી S આકારનું છે. વૃષભના તારકવાદળાની અંદર તો શેરીઓ અને ગલીઓ છે. આપણી આકાશગંગાનું જ્યાં મધ્યબિંદુ આવેલ છે તેની આસપાસ આવું એક વાદળું પડેલ છે. આ વાદળું તેની આરપાર જોવા દેતું નથી અને આકાશગંગાના કેન્દ્રનો ભેદ ખોલવા દેતું નથી.

## તારકવાદળાની રચના

આ કાળાં વાદળાં છે શું? ટૂંકમાં કહી શકીએ; કે તેઓ તારાઓની ધૂળ છે; પણ એ ધૂળ ઊડી કેવી રીતે? વૈજ્ઞાનિકો કહે છે, કે જેમ તારાઓની ધૂળ ઝીણી તેમ તારાની પોતાની પરાવર્તન-શક્તિ તેના પર વધારે અસર કરે. જાડી ધૂળ તારાની આસપાસ રહે, પણ તદ્દન ઝીણી ધૂળને તારાની પરાવર્તન-શક્તિ દૂર ઉડાડયા કરે. આમ અસંખ્ય તારાઓની ધૂળ ઊડતી ઊડતી અવકાશમાં દૂર દૂર ભાગતી જાય છે, જ્યાં તેમને તારાઓની પરાવર્તન-શક્તિ હેરાન ન કરી શકે. સામેથી બીજા તારા પણ તેમને હેરાન ન કરી શકે એવે સ્થળે આવીને તેમના જથ્થા જામી જાય છે અને વાદળાંના રૂપે ઝૂલ્યા કરે છે.

તેઓના જથ્થા અવકાશમાં અદ્ધરોઅદ્ધર કયા આધારે ટકી શકતા હશે? વેરાઈ કાં જતા નથી? કહેવાય છે, કે આ ધૂળના અણુઓ એક-બીજાને પોતાની ગુરુત્વાકર્ષણશક્તિથી પકડી રાખે છે અને એક જથ્થાસ્વરૂપે રહ્યા કરે છે. આવાં વાદળાં-ની અંદર લગભગ હજાર તારાઓ સમાવી શકે એટલી ધૂળ ભેગી થઈ ગઈ હોય છે. જેવો એમનો જથ્થો તે પ્રમાણે તેમનામાં કાળાશ આવે અને તેમની પાછળના પ્રકાશને અટકાવી રાખે. અલબત્ત, કેટલાક તારા જો તેમની પાસે આવી જાય તો તેઓ પોતે પેલા તારાના પ્રકાશને ઝીલીને પ્રકાશવા લાગે છે. કૃત્તિકાના તારાની અંદર આવું એક વાદળું છે પણ ખરું.

તારમંડળોરૂપી રમકડાં, તારકગુચ્છોરૂપી ઘૂઘરા, તારકવાદળાંરૂપી પામરીઓ અને શ્યામવાદળાંરૂપી કાજળની ડાબલીઓ ધરાવતા આ આકાશગંગાને પારણે આપણે ઘણો વખત ઝૂલ્યા. ચાલો, હવે તેની રજા લઈને નિદ્રાદેવીને પારણે ઝૂલવા જઈએ.

અનુ. પૃ. ૩૪૯થી ચાલુ]
પોતાની નાડીનાં પશુજિયાં છેડા બોળ્યા ને કહ્યું : આ પાણી ઈ બોનને થોડું થોડું કરી પાઈ દેશો. સુરજ સારા વાના કરશે. ને મને તરત જ ખબર દેશો.'' અસવાર પાણી લઈ એને ગામ ઊપડી ગયો.

બાપુ ઓઢા ખાચર એક જ પગે તરવારને ટેકો લઈ હાથમાં માળા ફેરવતા ત્યાં જ ઊભા રહ્યા. કારણ પોતાને વ્રત હતું કે, પાણી મોકલેલ નારીને પ્રસવ ન થાય તો પેટ તરવાર નાખવી–પ્રાણ છોડવા. કહેવાય છે કે બાપુ ત્રણ રાત્રી–દિવસ ત્યાં જ ઊભા રહ્યા. હવે ત્યાં બાઈને સુખરૂપ પ્રસવ થયો. દીકરો આવ્યો. સાકરું વેચાણિયું. એની ખુશાલીમાં બાપુને વળતા સમાચાર ન અપાણા.

પડી ગરજ મન ઓર હે
સરી ગરજ મન ઓર

પાછી બાપુ તરફથી તપાસ ન થાય. સામેથી જ સાચા સમાચાર મળવા જોઈએ.

કહેવાય છે કે પેલા માણસને ત્રીજી રાત્રીએ સ્વપ્નમાં ભાસ થયો કે, બાપુ ઓઢા ખાચર ભીમોરે હજી એક પગે ઊભા છે.

એ ભાઈએ તુરત જ ભીમોરા આવી ઓઢા-બાપુની માફી માગી. બાપુ એટલું જ બોલ્યા : ''હોય ભાઈ, સંસારના ઘાટ છે. સૂરજ નારાયણ પણ ક્યારેક કસોટી કરે.''

પરનારી સિદ્ધ પુરૂષની નાડીના ધોવાના પાણી-માં કેવી ગુપ્ત શક્તિ હશે ઈ અત્યારનું વિજ્ઞાન કેમ સિદ્ધ કરી શકે ? પણ આવા પુરૂષો આપણી ભોમકામાં હમણાં સુધી પાકયા છે. એના દાખલા ઈતિહાસને પાને નોંધાણા છે. ચરખા ચાંપરાજવાળો, ચલાલા ભોકો વાળો, ભેંસાણવાવડીના સાદુળ ખુમાણ વગેરે વગેરે.

આ ઓઢા ખાચરનો સમકાલીન કવિ પાલરવભાના દુહા છે.

સુંદરને બાળક સમે, કસટ દિયે કીરતાર;
એનો લે ઉગાર આવત – નાડી ઓઢિયા.

સ્ત્રીને પ્રસવ ટાણે કિરતાર જ્યારે કષ્ટ આપે ત્યારે હે ઓઢા ખાચર તમારી નાડી એને જીવત-દાન દયે છે.

હે નાડી હમીરરા, વૈદક હોડ વદાં;
પીધે પાહોર રા, આડાં ભાંગે ઓઢિયા.

હે હમીર ખાચરના પુત્ર પાહોરના પતિ (સાંખપત કાઠીઓની ઉપમાં) તારી નાડી વૈદ્યના ઓસડ જેવી છે. એના નીતારના નીર પીવાથી સ્ત્રીના પેટનું આડું બાળક સરખું થાય છે. અને તું તો બાપ લખમણ જતિ સમો છો.

તરિયા ને નીંદર તજણ,
જગભલ એ ખટ જુગ;
ઇ ભમરો વેંધણ ભૂપ,
ઓળખાણો તું ઓઢિયા

હે ભલા પુરૂષ બાર વરસ સુધી સ્ત્રીને ઊંઘ તજનાર ભમરાને વીંધનાર તું લખમણ જતિ જેવો છો.

પદમણીએ પાવર ધણી, રીઝયો નહીં કળરૂપ;
ભોળવાઇ ગ્યો તો ભૂપ,
એકલશીંગી ઓઢિયા.

હે પાવરગઢના ધણી ! પદમણી એવી પરસ્ત્રીમાં તું લોભાણો નહીં, એકલશીંગી જેવા તપસ્વી ચળી ગયા'તા.

આ ઓઢો ખાચર નજીકના સમયમાં થયા. એને નજરે જોયેલ એક ભાઈ પાંચાળના ચોબારી ગામે મને મળેલ. ચોબારી ગામના ચોરા સામે એક પેઢા છે, એની ઉપર ભીમોરા દરબારોની ખાંભીઓ છે. બાપુ નાજા ખાચર પાસે દેહા રાવળની ખાંભીમાં રવાજ નામનું વાજીંત્ર કંડારેલ છે.

એ ભાઈએ મને એક વાત કહેલ કે : ''હું તે દી સાવ બાળક પણ ઓઢા ખાચર અહીં ખળાં ભરવા પધારેલ. ફુલગુલાબી દેહનો વાન, ફીરણું કરે, બહુ જ રૂપાળા. કદ સાધારણ ને પોતાના

ઉતારાનું એરૂતનું ઓરડું ને ફળિયું એને ગુંગળેની કનાતોથી વીંટી લેવાતું, કારણ પરસ્ત્રીને નીરખતા નહીં. પોટલિયે (દિશાએ) જાય ત્યારે ગામ આખાનો પાણી શેરડો બંધ થઈ જતો. પોતે ચડયે ઘોડે જ ઠાકોરજીનાં દર્શન કરી તુરત ઉતારે આવી જતા. કારણ પછી ખાયું-ઓનું દર્શને આવી શકે.

એક વખત ઓઢબાપુ ચડયે ઘોડે સ્વાર ને ઘોડો આ નીચા નેવાવાળા ચોરા ઉપર બાપુ સહીત ચડી ગયો. અચંબો ઈ થયો કે બાપુ ઘોડાને કશી આંચ આવી નહીં. પછી તો બાપુ અને ઘોડાને હળવે હળવે નીચે ઉતાર્યા.

આવી વાતું, આવાં ચરિત્રો, ઈ તો સોરઠનો સાચો ખજાનો છે. જો સચવાય ને અનુકરણ થાય તો.

જતી પુરૂષ ઓઢા ખાચરના પગલાંની રજ અમરદાસજી સહીત મેં માથે ચડાવી. ત્યાંથી ઓઢા ખાચર પાછળ બંધાવેલ શિવદેરાંનાં દર્શન કર્યાં ત્યાં નાજખાચર, ઓઢાખાચર, અને દેહા બારોટના ચગા છે. પાસે વિકળાનું નાનું વૃક્ષ છે, જેના સેવનથી કમળાનો રોગ મટે છે. એનાં પાન વીણ્યાં. પોરો ખાઈ વાસંગીવડા (વાસ) થઈ આશ્રમશાળામાં આવ્યા. આશ્રમના ભાઈઓએ અમોને લીંબુનું સુંદર સરબત પાયું. વળતાં બીજે રસ્તે થઈ સાંજે ધજાળે આવીને વાળુ કર્યાં.

### ઓઢા ખાચરના બીજા દુહા

હલવું નહીં હામા સતણ, દેવું મસ્તક દાન;
કાઠી એવું કામ, ઓળખું ઘણેરૂં ઓઢિયા.
આ કળજગ અતપાત,
સગપણના રહ્યાં નહીં સંબંધ;
કાઠી કર.ફાત,' એવી હદની વાતું ઓઢિયા.
ગરવરથી લાગ્યો ગંગા, ભાગીરથ લોપાળ;
એમ ઓઢો કુળ ઉજાળ; ભૂપત લીમોરા ધણી.

### ઓઢા ખાચરના મરશિયા

દીસે જાણુ દેવકું ટૂંક ઠાંગાના તે;
ભૂપત લીમોરો, ધરાથંભ ઓઢો ઢળ્યો.
ખાચરમાં ખપતું નથી, અસલ હવે ઉદાર
સાંકળ લ સરદાર; ઓઢો વૈકુંઠ ગયો.

---



---

# શીળસ : આખાં વિશ્વને કનડતો રોગ

બાલકૃષ્ણ વૈદ્ય

શીળવા, શીળસ અથવા શિતપિત્ત નામે ઓળખાતો રોગ એટલો વ્યાપક છે કે વિશ્વની માનવ વસ્તીના પાંચમા ભાગના લોકોએ તો એનો અનુભવ કર્યો જ હશે. ઓચિંતા શરીરના કોઈ પણ ભાગની ચામડી ઉપર કોઈ જીવડાંએ ચટકો ભર્યો હોય, ખાજવણીના છોડની ડાંડલી અથવા કૌચાંની શીગની રૂંછાળ અડી ગઈ હોય એવો અનુભવ થાય, હાથ તરત ત્યાં જાય, એકદમ ખજવાળ આવે, લાલ ચકામું કે ઢીમણું ઉપડી આવે, થોડોક સોજો પણ લાગે અને ઝડપભેર એ ઢીમણા કે ચકામાં, સોજો અને ખજવાળ ફેલાતાં જાય, કોઈકોઈ વાર આખા શરીરમાં તે ફેલાઈ જાય. એનું સ્થાન કોઈ નિશ્ચિત ન હોય. કયારેક હોઠ સૂજી જાય, કયારેક આંખનાં ડોળાં સૂજી જાય, કયારેક ગાલ સૂજી જાય, કોઈ વાર હાથ કે પગના આંગળાંથી શરૂઆત થાય. મસ્તક ઉપર પણ થાય. નાનાં બાળકને ય થાય, અને વૃદ્ધને ય થાય, સ્ત્રીઓને થાય અને પુરુષોને ય થાય. રંક અને રાય સૌને થાય. કલાક, બે કલાક રહે, કયારેક વધારે વખત પણ રહે અને મટી જાય ત્યારે એકદમ જતું રહે. એની મેળે મટી જાય. કયારેક તો ત્રણ ચાર દિવસ પણ રહે. ટાઢે પહોરે તો બહુ હેરાન કરે. એનો વેગ આવે ત્યારે તો ગમે તેવા માણસને પણ રઘવાયો કરે. વલુરાટ એવો ઉપડે કે માણસ બન્ને હાથે ખજવાળવા માંડે તો પણ નિરાંત થાય નહિ.

અંગ્રેજીમાં આ રોગને અર્ટીકેરીઆ કહે છે. અર્ટીકા એટલે કૌચાં કૌચાંની શીંગ ઉપર રૂંછાળ હોય છે એ ચામડી પર અડી જાય તો ડંખ માર્યો હોય એમ લાગે, અને એ ભાગમાં એકદમ ખજવાળ ઉપડે. એના ઉપરથી આ રોગને અર્ટીકેરીઆ નામ અપાયું છે. એ શીંગને પાણીમાં બાફી લઈએ એટલે રૂંછાળ નીકળી જાય, શીંગ પોચી પડી જાય. એની અંદરથી બી નીકળે એ બહુ શક્તિ આપનારું છે. જે પુરુષોનાં વીર્યમાં વીર્યકણ (Sperms) ઓછાં હોય અને એને લીધે સંતાન થતાં ન હોય એને આ બી વધારી આપે છે. એક પ્રકારનો કંપવા જેમાં શરીરમાં કંપ, અકડાઈ અને ગતિ ઉપર ધાર્યો અંકુશ ન રહે, ચાલવા જાય તો પહેલાં ચલાય નહિ, અને પછી દોડાઈ જવાય, પરિણામે પડી જવાય, એવું જ બોલવામાં થાય, આવાં લક્ષણો થાય છે. આ રોગને પારકિન્સનીઝમ Parkinsonism કહે છે. આ રોગમાં કૌચાંએ લાભ આપ્યો છે. પણ એની ઝેરી રૂંછાળે એને આ શીળસ રોગ સાથે ભેળવી દીધું છે.

આધુનિક વૈદ્યકીય વિજ્ઞાન-એલોપથીને હજી આ રોગ સમજાયો નથી. એની પાછળ ઘણું સંશોધન થયું છે. એ પણ દેખાયું છે કે અચાનક ચામડી નીચેની ઝીણી રક્ત વાહીનીઓ ફુલી જાય છે અને એમાંથી લોહીમાં રહેતો રક્ત રસ (plasma) રક્ત વાહીનીની બહાર ચામડી નીચે ધકેલાઈ આવે છે. એ ચામડીમાં સોજો અને લાલાશ લાવે છે. લાલ ઢીમણાં અને ચકામાં ઉપડી આવે છે અને એકદમ ખજવાળ ઉપાડે છે. રક્ત રસની સાથે લોહીમાં રહેતા સફેદ કણો પણ ધકેલાઈ આવે છે. એ કણોમાં પોલી મોફર્સ હોય છે. લીમ્ફો સાઈટ્સ હોય છે. શરદી અને દમ કરનારા ઈઓસીનો ફીલ્સ પણ હોય છે. ઉપરાંત વધારે પ્રમાણુ હીસ્ટો સાઈટ્સનું હોય છે. એ વખતે લોહી તપાસતાં એમાં હિસ્ટામીન નામનું દ્રવ્ય પણ મોટા પ્રમાણમાં જોવા મળ્યું છે. આથી એમ માની લેવામાં આવ્યું છે કે શરીરનાં કેટલાંય અંગોમાં કુદરતી હિસ્ટામીન રહેલું છે પણ એ એમાં બંધાયેલું હોય છે. કોઈ કારણે એ છૂટું પડીને લોહીમાં એનું પ્રમાણ વધારી દે છે ત્યારે આ ઉપદ્રવ

ઉપડે છે. એથી હિસ્ટામીનનું વિરોધી ગણાતું હોય એવું દ્રવ્ય Anti histamines અપાય તો આ ઉપદ્રવ શમી જાય. ત્યારથી આ પ્રકારની દવાનો ઉપયોગ છૂટથી કરવામાં આવે છે. એથી તરત ઉપદ્રવ હળવો પડી જાય છે અને શમી પણ જાય છે.

પરંતુ બધી વખતે આ દવા કામ આપતી નથી. અને વધુ સંશોધન કરતાં જાણવા મળ્યું કે એ વખતે લોહીમાં ફક્ત હિસ્ટામીન જ વધે છે એવું નથી. જ્ઞાનતંતુઓની વિવિધ ક્રિયાને બળ આપતું એસેટીલ કોલીન પણ છૂટું પડીને લોહીમાં વધ્યું હોય છે. લોહીમાં એસેટીલ કોલીન વધારનાર દ્રવ્યોને કોલીનર્જીક દ્રવ્યો Cholinergic કહેવાય છે. એનું વિરોધીદ્રવ્ય આમાં ઉપયોગી થઈ શકે હીસ્ટામીન લોહીમાં વધે ત્યારે એની અસર ફેફસાં પર પણ થાય છે. શ્વાસ નળી સંકોચાઇને શ્વાસ લેવામાં મુશ્કેલી ઊભી કરે. દમનાં લક્ષણો કરે. પરંતુ એ મટાડવામાં એન્ટી હિસ્ટામીન નિષ્ફળ નીવડતું હતું. અમુક જ્ઞાનતંતુઓની ક્રિયામાં બળ આપતું બીજું એક દ્રવ્ય છે એડ્રીનેલીન. એ આપવાથી તરત શ્વાસનળીનો સંકોચ દૂર થઇને દમ મટે છે. ન મટતાં શીળસ ઉપર એડ્રીનેલીનનો પ્રયોગ કરી જોયો અને એ સફળ નીવડયો. ત્યારથી ઉગ્ર શીળસ ઉપર એડ્રીનેલીન અથવા એને શરીરમાં વધારે એવું કોઈપણ દ્રવ્ય (Adrenergic) વપરાતું થયું છે. મૂત્રપિંડ ઉપર આવેલી અંતઃસ્રાવિ ગ્રંથિઓમાંથી એક આવો રસ ઝરીને લોહીમાં આવે છે.

પરંતુ આ બન્ને ઉપાય દરદને એ વખતે મટાડવા પૂરતા જ કામ લાગે છે. રોગનું લક્ષણ દાબી દે છે. રોગ મટતો નથી, ફરી ફરીને થાય છે. એક દિવસમાં પણ અનેકવાર ઉપડે છે. અને વારંવાર આ દવાઓ લેવાથી શરીરમાં ગરમી ખૂબ વધી જાય છે. નવા રોગો થાય છે.

## એલર્જી

ડૉક્ટરોએ થાકીને આ રોગને એલર્જી નામ આપી દીધું છે એલર્જી એટલે અસહિષ્ણુતા. આપણા શરીરનું સમગ્ર તંત્ર એવું સજાગ છે કે શરીરમાં કોઈ વિજાતીય તત્ત્વને પેસવા ન દે. એની સામે તરત લડાઇ શરૂ કરી દે. શરીરમાં આવી રીતે લડનારાં તત્વો લોહીમાં રહેતાં સફેદ કણો છે. રસવાહી ગ્રંથિઓ (Lymphaties) છે. અંતઃસ્રાવિ ગ્રંથિઓ છે, અને જ્ઞાનતંતુઓનાં કેટલાંક નાડી કેન્દ્રો પણ છે. વિજાતીય તત્વોને એન્ટીજેન કહે છે. એની સામે લડનારાં સફદ કણો વગેરે જે દ્રવ્યો ઉત્પન્ન કરે છે. તેને એન્ટી બોડી કહે છે. આ બન્ને વચ્ચે સંગ્રામ ચાલે છે. ત્યારે શીળસ કે એના જેવો ઉપદ્રવ ઉપડી આવે છે. શરીરમાં કોઈ દવા ન ફાવે, એનું રીએક્શન આવે છે ત્યારે પણ આવાં જ લક્ષણો થાય છે. કેટલીક વાર તો રીએક્શન એટલું ઉગ્ર હોય છે કે તરત માણસ મરી પણ જાય છે. આજે તો ડૉક્ટરો આ રીએક્શનથી એવા સાવધ થઇ ગયા છે કે આવી દવા વાપરતા પહેલાં થોડીક દવા લોહીમાં દાખલ કરીને જુએ છે કે શીળસનું કંઈ લક્ષણ ઊભું થયું? જો લાલ ચકામું કે ઢીમણું ઉપડતું દેખે, લાલાશ આવતી દેખે તો પણ એ દવા આપવાનું તરત જ બંધ કરી દે છે. જો કે આજે તો હવે એવું પણ દેખાયું છે કે વિટામીન બીનુંય રીએક્શન આવે છે અને એ પણ ૯ – ૧૦ ઈંજેક્શન આપ્યા પછી. આવી વખતે શીળસ માટે વપરાતી દવાઓ જીવનરક્ષક થઇ પડે છે.

કોઈને કીડનીનું કે એવાં અવયવનું દાન ચડાવવાનું હોય છે (Transplantation) ત્યારે પણ આવનારાં રીએક્શન સામે આ જ ઉપાય લેવામાં આવે છે. શીળસ માટેની દવાઓનો આ લાભ ઘણો ઉપયોગી નીવડયો છે પણ શીળસ કાયમ માટે મટાડવાની બાબતમાં ડૉક્ટરોએ હાથ ધોઈ નાખ્યા છે.

## આયુર્વેદની દષ્ટિએ

ડૉક્ટરોની નિષ્ફળતાનું મુખ્ય કારણ એ છે કે આવાં રીએક્શનને ઉત્તેજનારાં એન્ટીજેન અથવા એલર્જન શરીરમાં બહારથી જ આવે છે એમ ડૉક્ટરો માને છે. આયુર્વેદ માને છે કે શરીરની અંદર પણ આવાં ઉત્તેજનો ઊભાં થાય છે. એનાં

રીએકશન શીળસ જન્માવે છે. એને આયુર્વેદ દોષ કહે છે. એ દોષોને ઓળખીને એનું નિવારણ કરવામાં આવે તો શીળસ કાયમ માટે મટી જાય.

મેડીકલ કોલેજના એક વિદ્યાર્થીને શીળસ નીકળ્યું. ડોકટરે એન્ટી હિસ્ટામીન આપ્યું એટલે મટી ગયું. ફરી થયું ફરી એ રીતે મટાડયું. પણ પછી તો વારંવાર થવા માંડયું અને એટલું બધું હેરાન કરવા લાગ્યું કે એડ્રીનેલીન આપીને મટાડવું પડયું. પછી તો એનીય અસર બહુ ન થાય. રજાઓમાં ઘેર ગયા. આયુર્વેદના ચિકિત્સકને બતાવ્યું. એના ઉપાયથી આઠ દિવસમાં શીળસ કાયમ માટે મટી ગયું. ડોકટર અધ્યાપકો માટે એ આશ્ચર્યનો વિષય રહ્યો.

એક ભાઈને મુંબઈના નિષ્ણાત ડોકટરોએ ટી. બી.નું નિદાન કર્યું. દરદી નવજુવાન હતા. હમણાં જ લગ્ન કર્યાં હતાં. બધાને ચિંતા થઈ પડી. આરામ લેવા માટે ભાવનગર મોકલી આપ્યા સાથે દવાઓ બંધાવી.

ત્યાં વૈદ્યે એમની નાડી જોઈ. નાડી ઉપરથી વૈદ્ય કહે, તમને કયારેય શીળસ નીકળે છે? દરદીએ કહ્યું. 'દરરોજ નીકળે છે. સવારમાં હોઠ સૂજી જાય છે. બીજે પણ ખજવાળ ઢીમણાં થાય છે.' રોગ શીળસ છે અને નિદાન ટી – બીનું છે એમ કેમ બને? દરદીના એકસરે ફોટા અને એના અહેવાલો જોયા. એમાં લખેલું કે ફેફસામાં દાણા ઉપડેલા (granulations) છે અને આવા જ દાણા આંતરડાં આગળ–સીમ્મ ઉપર પણ છે, ત્યાંથી શરૂ થઈને ફેફસાં પર આવ્યાં હશે. આ ટી–બીના કારણે છે.

વૈદ્યે કહ્યું, આયુર્વેદમાં શરીરની અંદર જોવાનાં સાધનો ન હતાં એટલે માન્યું કે શીળસ બહાર જ ઉપડતું હશે. પણ આ એકસ રે બતાવે છે કે શીળસ અંદર પણ ઉપડે છે. આપણે અઠવાડિયું ટી–બીનું નિદાન અને એની ચિકિત્સા બાજુ પર રાખીએ. અઠવાડિયામાં બહુ બગડી જાય એવું કંઈ નથી. અને શીળસના નિદાન ઉપર જઈને એની ચિકિત્સાનો પ્રયોગ કરી જોઈએ.

શીળસની દવા શરૂ કરી. સાત દિવસમાં શીળસ નીકળતું બંધ થયું. સાથે સાથે દરદીને રહેતાં ઉધરસ અને તાવ પણ બંધ થયાં. ભૂખ ઉઘડી. સ્ફૂર્તિ પણ વધી એટલે એજ ઉપાય ચાલુ રાખ્યા. એક મહીનામાં દરદી સાજા થઈને મુંબઈ કામ પર પણ ચડી ગયા.

## શીળસનું નિદાન

આયુર્વેદમાં પણ શીળસનું સ્વતંત્ર રોગ તરીકેનું નિદાન પાછળથી ઉમેરાયું છે ચરક, સુશ્રુત વગેરે સંહિતા ગ્રંથોમાં એનું સ્વતંત્ર રોગ તરીકેનું વર્ણન નથી.

ચરકે પુનરાવર્તક જ્વર–તત્ત્વનું વર્ણન કરતાં લખ્યું છે કે તાવ પહેલાં આવ્યો હોય, તે ઉતરી ગયો હોય, પણ એમાં દોષ જો કાચા રહી ગયા હોય તો આંતરે આંતરે દોષ પુનઃ પ્રકોપ કરીને તાવ આવે છે અને ઘણીવાર તાવ સાથે અથવા તાવ વિના પણ ખજવાળ, સોજો અને કોઠ ઉપડી આવે છે. શીળસનાં ઢીમણાંને કોઠ પણ કહે છે. એવી જ રીતે ઉલટી થતી હોય ત્યારે એનો વેગ રોકવામાં આવે તો અંદર રહી ગયેલા દોષો કોઠ ઉત્પન્ન કરે છે એમ પણ ચરકે કહ્યું છે. કોઈ કોઈને ચામડીનો કોઈ રોગ થતાં પહેલાં એનાં પૂર્વરૂપ તરીકે પણ ખજવાળ, લાલાશ અને કોઠ ઉપડી આવે છે.

ભાલુકી નામના એક જુના વૈદ્ય થઈ ગયા. એમનો કોઈ ગ્રંથ મળતો નથી. પરંતુ છુટક શ્લોકો ટાંકેલા મળે છે એ ઉપરથી લાગે છે કે પ્રાચીનકાળના એ પણ સમર્થ વૈદ્ય હશે. એ લખે છે કે વરટી–ભમરી કરડે અને જેવો સોજો આવે એવો સોજો, સખત ખજવાળ અને ઘડીકમાં ઉપડે અને પાછા શમતા જાય એવાં ઢીમણાં થાય, એ રોગને કોઠ કહેવામાં આવે છે. લોહીમાં કફ અને પિત્ત ભળીને

એ રોગ કરે છે. શીળસને સ્વતંત્ર રોગ તરીકે પ્રથમ એમણે વર્ણવ્યો છે ત્યારપછી માધવ નિદાન અને ભાવ પ્રકાશમાં એનું વર્ણન આવે છે. માધવ નિદાન કહે છે કે કફ અને વાયુ વિકૃત થયાં હોય અને સાથે વિકૃત પિત્ત ભળ્યું હોય એ વખતે જો ઠંડો પવન સ્પર્શે તો ચામડીની બહાર અને અંદર બન્ને બાજુ ફેલાતો આ રોગ થાય છે એ નીકળતાં પહેલાં પાણીનો શોષ પડે, મોઢામાં મોળ અાવવા માંડે, શરીર અને અંગો ભારે થઈ જાય અને વિશેષે કરીને આંખો અચાનક લાલ થઈ જાય, તો સમજવું કે આ શીળસ નીકળવાનાં પૂર્વ લક્ષણો છે કોઈ દવાનું રીએકશન આવી રહ્યું છે કે નહિ તે જોવા માટે ડોકટરો પણ દરદીની આંખ પર ધ્યાન આપે છે. આંખ લાલાશ પકડે છે.

આ રોગમાં ભમરી કરડવાથી થાય એવો સોજો થવા માંડે છે ખજવાળ અને ચટકા ભરાતા હોય એવી વેદના બહુ હોય છે. કોઇ કોઈને સાથે તાવ, ઉલટી અને દાહ પણ થાય છે. કોઈ એને શિતપિત્ત કહે છે. કોઈ ઉદર્દ કહે છે કોઈ કોઠ પણ કહે છે.

માધવે દોષાનુસાર અને લક્ષણાનુસાર આ નામો વચ્ચે પણ ભેદ દર્શાવ્યો છે. કેમકે જેમાં કફનું પ્રાધાન્ય હોય તેને ઉદર્દ કહે છે, જેમાં વાયુ પ્રધાન હોય તેને શિતપિત્ત કહે છે. વચમાં નીચાં એવાં ઢીમણાં ઠંડો પવન લાગવાથી થયાં હોય અથવા કફ અને પિત્ત ઉલટી દ્વારા બહાર નીકળતાં હોય તે રોકવામાં આવ્યાં હોય એથી આવાં ઢીંમણાં થયાં હોય ખજવાળ બહુ આવતી હોય અને લાલ ચકામાં પણ ઉપડી આવ્યાં હોય તેને કોઠ કહ્યો છે. થાય અને મટે પણ સાવ છૂટકો ન કરે, સતત બેસતા રહે અને નવા થતા રહે એવા કોઠને ઉત્કોઠ કહ્યો છે.

ભાવ પ્રકાશે પણ આવું જ વર્ણન કર્યું છે.

આયુર્વેદ હોસ્પીટલમાં એક છોકરો આવેલો એના આખા શરીરે ઝીણી બરૂડી થઈ પડેલી. વચ્ચે વચ્ચે મોટાં ઢીમણાં પણ હતાં. અને ખજવાળ ખૂબ હતી. આયુર્વેદ કહે છે કે કફ વિના ખજવાળ ન થાય. પિત્ત વિના દાહ અને લાલાશ ન આવે, તાવ અને ઉલટી ન થાય. વાયુ વિના ચટકા ભરાતા હોય એવી કોઈ પણ વેદના ન થાય. આ છોકરાને કફ અને વાયુ પ્રધાન શીળસ સમજીને ઉપચાર કર્યા અને રોગ મટી ગયો.

ઉપચાર

શીળસના ઉપચારમાં પાયા રૂપ ઔષધ બે છે. હળદર અને કડુ હળદર તો આપણા રસોડામાં છૂટથી વપરાય છે. હળદર નિર્દોષ પીળો રંગ આપે છે. એમ જ માની લઈને ઘણાં રસોઇમાં એનો ઉપયોગ કરે છે. પરંતુ હળદર વાપરવાનો મુખ્ય ઉદ્દેશ એનો ઔષધીય ગુણ છે.

આધુનિક વિજ્ઞાને એનું સંશોધન કર્યું અને જાહેર કર્યું કે હળદર એન્ટી હીસ્ટામીન છે. પરંતુ આપણે આગળ જોયું કે એન્ટી હીસ્ટામીન આપવાથી શ્વાસ મટતો નથી. પરંતુ હળદર તો શ્વાસની પણ ઉત્તમ દવા છે. હમણાં જ એક ભાઈ મુંબઈથી આવેલા, એ કહેતા હતા કે "મને બહુ ઉધરસ અને શ્વાસ રહ્યા જ કરતાં હતાં. દવાઓ અને ઇંજેકશનો લેવાં પડતાં હતાં પરંતુ એક સંબંધીએ બતાવ્યું કે હળદરના ગાંઠીઆ ફુલી જાય એટલી હદે શેકી લેવા. ખાંડીને એનું ચૂર્ણ કરી રાખવું અને દરરોજ સવારે પાવલીભર લઈને ઉપર પાણી પી જવું. વીસ દિવસમાં મારાં ઉધરસ અને શ્વાસ મટી ગયાં. ત્યાર પછી તો હું બરણી ભરીને આ ચૂર્ણ બનાવી રાખું છું. અને શ્વાસ ઉધરસના રોગીઓને મફત આપું છું."

આ બતાવે છે કે હળદર શરદી, કફ, ઉધરસ અને શ્વાસ મટાડે છે. ઉપરાંત હળદર લીવરને બળ આપે છે શુદ્ધ પિત્ત ઉત્પન્ન કરે છે. એને લીધે પિત્તના વિકારો પણ દૂર થાય છે. કફ અને પિત્ત બન્નેને મટાડનાર હળદર ચામડીના રોગો મટાડે એ સ્વાભાવિક છે એથી હળદરને

ત્વચ્ય એટલે કે ત્વચાને બળ આપનાર અને સુધારનાર, તેમજ ચામડીના વર્ણને શુદ્ધ અને સુંદર કરનાર છે લગ્ન પહેલાં ચોળાતી પીઠીમાં મુખ્ય વસ્તુ હળદર છે. ધોમ તડકામાં કામ કરવાથી કાળી પડી ગયેલી ખેડુત કે મજુરની દીકરી લગ્ન પહેલાં પાંચ છ દિવસ પીઠી ચોળાને રહે છે એને લીધે એનો વર્ણ અને રૂપ બન્ને ખીલી ઊઠે છે. કફ અને પિત્ત બન્ને મટાડતી હોવાથી હળદર શીળસને પણ મટાડે છે.

ચરકના શબ્દો ટાંકીને આપણે જોયું કે શરીરમાં રહી ગયેલો દોષ અવારનવાર પ્રકોપ કરીને કોઠ રૂપે જ્વર સાથે કે જ્વર વિના પણ બહાર નીકળે છે. એ બતાવે છે શરીર અંદર સંચિત રહી ગયેલો દોષ જ શીળસ કરતો હોય છે. દોષ મુખ્યત્વે કફ અને એની સાથે મળેલું-કફાવૃત થયેલું પિત્ત હોય છે. વાયુ એને કોપાવે છે. વાયુ એટલે ગેસ માની લેવાયો છે પણ એ તો આહારના મળનો એક ભાગ છે. શરીરમાં જે કંઈ મનના ભાવો જાગે, જ્ઞાનતંતુઓ જે કંઈ ક્રિયા કરે એ બધું કરાવનાર શક્તિનું વર્ણન સમાન લક્ષણને લીધે આયુર્વેદે વાયુ શબ્દથી કર્યું છે. કોઈ પણ શક્તિ એના માધ્યમ રૂપ દ્રવ્ય વિના કામ કરતી હોતી નથી. એસીટીલ કોલીન, એડ્રીનેલીન, હિસ્ટામીન વગેરે બધાં દ્રવ્યો આયુર્વેદે વર્ણવેલી વાત શક્તિનાં માધ્યમ રૂપ દ્રવ્યો છે. મનની અને જ્ઞાનતંતુઓની ક્રિયા દરમ્યાન એ દ્રવ્યો છૂટાં પડીને લોહીમાં આવે છે અને વધારે વખત સંચિત થઇ રહે તો શીળસ જેવા વિકારો કરે છે. શીળસમાં મનના વિકારો પણ મોટો ભાગ ભજવે છે.

લોહીમાં રહેતાં આ બધાં દ્રવ્યો જેને આયુર્વેદ દોષ કહે છે તેનું લીવર મારફત રૂપાંતર થઈને બહાર ધકેલાય એ માટે પિત્તસારક ઔષધો એમાં ઉપયોગી થાય છે. કડુ સૌથી સારૂં પિત્તસારક છે. લોહીમાં શીળસ કરે એવો જે કચરો એકઠો થયો હોય છે તે બધો કડુ પિત્તનો અને મળનો રેચ લગાડીને બહાર કાઢી નાખે છે.

હળદર અને કડુ આ બન્ને દ્રવ્યો આ જ કારણે કમળો પણ મટાડે છે. કડુના નાનાં ગાંઠીઆ જેવાં મૂળ આવે છે. એને કાચા વાપરવામાં આવે તો આંકડી લાવે છે. માટે એ પણ શેકીને વાપરવાં જોઈએ.

કફ અને પિત્ત બન્નેને દૂર કરનારાં એવા બીજાં ઔષધ પરોલ અને અરડુસી છે. કફ ઓછો અને પિત્ત વધારે હોય તો પરોળનાં પાન, અરડુસીનાં પાન અને લીમડાનાં પાન એ ત્રણેયનો સ્વરસ, ઉકાળો અને સૂકાં હોય તો એનું ચૂર્ણ લેવાથી લોહીમાંથી કફ અને પિત્ત બન્ને છૂટા પડીને બહાર ધકેલાઈ જાય છે અને શીળસ તેમજ લોહી વિકાર મટી જાય છે. લાલાશ-દાહ અને ઢીમણાં મટી જાય છે એની સાથે વિરેચન તરીકે ત્રિફળાં, લીંડીપીપર અને ગુગળનું ચૂર્ણ આપવું. અથવા અવિપત્તિકર ચૂર્ણ આપવું. ત્રિફળાં તો-૩, ગુગળ તો-૫ અને લીંડીપીપર તો-૧ એના મિશ્રણને નવકાર્ષિક ગુગળ કહે છે. આ દવા લાંબો વખત લેવાથી જુનું, ઘર કરી ગયેલું શીળસ અને દવાનાં રીએકશનથી થતું રહેતું શીળસ પણ મટે છે.

કફ પ્રધાન શીળસમાં ત્રિકટુ-સુંઠ, પીપર અને મરીનું ચૂર્ણ સાકર સાથે લેવું. પરંતુ કફ અને વાયુ બન્ને જેમાં મુખ્ય હોય તેમાં અજમા અને ગોળ અથવા આદુનો રસ અને ગોળ ઠંડા પહોરમાં લઈ લેવાં. કફ અને વાયુથી થયેલું શીળસ જુનું ઘર કરી બેઠેલું હોય તેમાં અજમો, સુંઠ, પીપર, મરી, જવખાર, આંબળાં અને ગોળ બધું ભેગું કરીને એની ગોળી ખાવી.

આદુનો અથવા હળદરનો ખંડ બનાવાય છે. એ પણ બીજી દવા ખાઇ ન શકે એને માટે ઉપયોગી છે. આદુ તો - ૬૪, ગાયનું ઘી તો - ૩૨, ગાયનું દૂધ તો - ૧૨૮ અને જોઈએ તેટલી સાકર મેળવીને પાક કરવો. એને આર્દ્રકખંડ કહે છે. આદુને બદલે હળદરનું ચૂર્ણ વાપરીને આ જ રીતે હરિદ્રાખંડ બનાવાય છે. એમાં સ્વાદ અને ગુણ



[અનુ. પૃ. ૩૭૫

# ઘઉંની વાવણી ક્યારે કરશો ?
# તારીખ પ્રમાણે કે ઉષ્ણતામાન પ્રમાણે ?

અનિલ હ. ભટ્ટ

અંગ્રેજી ભાષામાં એક કહેવત છે કે 'જરૂરિયાત એ નવીન શોધની જનેતા છે.' એટલે કે જ્યારે જરૂરિયાત ઊભી થાય છે ત્યારે માનવી એને સંતોષવા તનતોડ મહેનત કરે છે, ને એમાં સિદ્ધિ હાંસલ કરે છે. વર્ષો પહેલા અસાધ્ય ગણાતા રોગો આજે સાધ્ય બન્યા છે. એક જમાનો હતો કે જ્યારે ક્ષયનું નામ પડવાથી લોકોને મૃત્યુઘંટ સંભળાતો. જ્યારે આજે ક્ષયનિવારણ ઈસ્પિતાલમાં રહી આવેલો માણસ પહેલા કરતાં વધારે તંદુરસ્ત થઈને આવે છે.

આવું જ કૃષિ વિજ્ઞાનમાં પણ છે. જરૂરિયાત નવા નવા સંશોધનોની હતી. આજથી થોડા દાયકા પહેલા ખેડૂતોને ફક્ત રાસાયણિક ખતર નાખવાની જ ભલામણ થતી. જ્યારે આજે કયુ ખાતર કયારે, કેટલા પ્રમાણમાં અને કેવી રીતે નાખવું તે બધાની જ સવિસ્તાર ભલામણ કરવામાં આવે છે. હરિયાળી ક્રાંતિના યુગનો ખેડૂત વધારે સજાગ બન્યો છે. એની જ્ઞાનપિપાસા જાગૃત થઈ હોવાથી વાવણી વિષેનો આ નૂતન અભિગમ ઉપયોગી થઈ પડશે.

સદ્ભાગ્યે ખેતીને ધંધા તરીકે આપણે જોતા થયા છીએ. ધંધામાં નફો થાય તો જ એ ધંધા તરીકે નભી શકે. આમ છતાં વનસ્પતિની વૃદ્ધિનો આધાર અનેક પરિબળો પર રહેલો છે. આમાંના કેટલાક પર કાબૂ મેળવી શકાય છે જ્યારે બીજા કેટલાક પર કાબૂ મેળવવાનું કામ આપણી શક્તિની બહારનું છે. કાબૂ ન મેળવી શકાય એવા વર્ગમાં હવામાન મુખ્ય છે. ખેતીવાડી હવામાન પર આધાર રાખે છે અને તે વિવિધતાવાળું હોઈ અગાઉથી એ અંગે આગાહી કરવી મુશ્કેલ હોય છે.

**હવામાન અને આબોહવા એટલે શું ?**

કોઈ એક સ્થળના હવામાનનું વર્ણન કરવા માટે તે સ્થળના ઉષ્ણતામાન, હવાનું દબાણ, પવનની ગતિ, વરસાદ વગેરે જાણવા અથવા માપવા જોઈએ. આબોહવા એટલે વર્ષ દરમિયાન કે લાંબા સમયની સરેરાશ હવાની સ્થિતિ. આમ વર્ષ દરમિયાનની વિવિધ હવામાનની પરિસ્થિતિને સામાન્ય આબોહવા કહેવાય. એટલે કે એક દિવસનું હવામાન કહી શકાય અથવા એક સ્થળની આબોહવા કહેવાય પણ તેથી વિરૂદ્ધ શબ્દપ્રયોગ કરવામાં આવતો નથી.

**ઉષ્ણતામાન :**

જમીનની ફળદ્રુપતા તથા વનસ્પતિ અને પ્રાણીજીવનના ફેલાવા પર અસર કરતું મહત્વનું હવામાનનું ઘટક તે ઉષ્ણતામાન છે. પાકના ઉત્પાદન પર અસર કરતું સમશીતોષ્ણ પ્રદેશોમાં ઉષ્ણતામાન એ મહત્વનું પરિબળ છે. દરેક પાક માટે લઘુત્તમ અને ગુરૂત્તમ ઉષ્ણતામાન હોય છે. લઘુત્તમની નીચેનું અને ગુરૂત્તમની ઉપરનું ઉષ્ણતામાન પાકની વૃદ્ધિને માઠી અસર પહોંચાડે છે. જ્યારે અમુક ચોક્કસ ઉષ્ણતામાન પાકની ઉત્તમ પ્રકારની વૃદ્ધિ કરે છે. જુદા જુદા પાકની ઉત્તમ વૃદ્ધિ માટે જુદું જુદું ઉષ્ણતામાન હોય છે અને એટલે જ આપણે ડાંગર, બાજરી જેવા પાકો ખરીફ ઋતુમાં અને ઘઉં, વટાણા જેવા પાકો રવિ ઋતુમાં વાવીએ છીએ.

**ઘઉંની વાવણી :**

સામાન્ય રીતે એવી ભલામણ કરવામાં આવે છે કે ઘઉં ઓકટોબર–નવેમ્બર મહિનામાં વવાય. પણ આપણે ઉપર જોઈ ગયા એ હકીકતને આધારે કહી શકીએ કે મહિના કરતા પ્રવર્તતું ઉષ્ણતામાન ઘઉંની સફળ વાવણી માટે મહત્વનું છે. ઘણાં ખેડૂતભાઈઓને અનુભવ હશે કે જુદા

જુદા ખેતરોમાં જુદા જુદા દિવસે કે અઠવાડિયા પખવાડિયાને અંતરે ઘઉંની વાવણી કરી હોય તો એના ઉગાવામાં ફેર હોય છે. વળી જુદા જુદા વર્ષે પણ એક જ દિવસે જો વાવણી કરી હોય તો પણ સ્ફૂરણમાં ફેર રહે છે ને આની અસર છેવટે ઉત્પાદન પર જણાય છે. આનું કારણ શું? આના કારણમાં એમ અનુમાન કરી શકાય કે એક જ વર્ષે પણ જુદી જુદી તારીખે અને એક જ તારીખે પણ જુદા જુદા વર્ષે એક જ અંક દર્શાવતું ઉષ્ણતામાન હોતું નથી પણ જુદું જુદું હોય છે, તે છે.

સંશોધનના પરિણામો :

ઉપર આપેલી હકીકત નીચે જણાવેલા એક વાવણી ઉપરના અખતરા પરથી વધુ સ્પષ્ટ થશે. વર્ષો પહેલા (૧૯૬૪–૬૫ અને ૧૯૬૫–૬૬) અમે ઘઉં એન. પી. ૮૨૪ નામની જાત ઉપર એક અખતરો કરેલો. આ અખતરામાં વાવણીની જુદી જુદી તારીખો બાવજત તરીકે લીધેલી જેના પરિણામો નીચે મુજબ આવેલા.

નીચે આપેલા કોઠાના આંકડાઓ ઘણા જ રસપ્રદ અને માહિતીસભર છે. ૧૯૬૪–૬૫ના વર્ષમાં ૧૫મી ઓકટોબરે જ્યારે ઘઉંની વાવણી કરી ત્યારે તે જ વર્ષની બીજી તારીખોએ વાવણી કરેલી તે કરતા સૌથી વધારે ઉતાર (૩૯૭૬ કિલો હેકટર દીઠ) આવેલો અને ત્યાર પછીની તારીખો–એ ઉતાર ઘટતો ગયો. જ્યારે ૧૯૬૫–૬૬ના વર્ષમાં ૧૫મી ઓકટોબરે કરેલી વાવણીનો ઉતાર (૨૩૩૧ કિલો હેકટર દીઠ) તે જ વર્ષની બીજી તારીખોએ કરેલી વાવણી કરતા સૌથી ઓછો છે. પણ ત્યાર પછીની તારીખોએ વધતો ગયો છે. બીજા શબ્દોમાં સમજીએ તો એક જ તારીખોએ પણ જુદા જુદા વર્ષે કરેલી વાવણીનો ઉતાર બિલકુલ વિરુદ્ધ આવે છે. ૧૯૬૪–૬૫ના વર્ષમાં વાવણીની તારીખો જેમ લંબાતી ગઈ તેમ ઉતાર ઘટતો ગયો, જ્યારે ૧૯૬૫–૬૬ના વર્ષમાં વાવણીની તારીખો જેમ લંબાતી ગઈ તેમ ઉતાર વધતો ગયો. આમ કેમ બન્યું હશે? તેનો જવાબ એ પછી આપેલા આંકડાઓમાંથી મળી રહે છે. બંને વર્ષની વાવણીની તારીખથી ૧૫ દિવસ સુધી ઉષ્ણતામાન માપી તેનું સરેરાશ છેલ્લા બે ખાનામાં આપેલું છે. ૧૯૬૪–૬૫ના વર્ષમાં ૧૫મી ઓકટોબરે કે જ્યારે ઉતાર તે જ વર્ષની બીજી તારીખો કરતા વધારેમાં વધારે હતો ત્યારે સરેરાશ ઉષ્ણતામાન ૨૬.૧૨ સેન્ટીગ્રેડ પ્રવર્તતું હતું. જ્યારે ૧૯૬૫–૬૬ના વર્ષમાં તે જ તારીખે એટલે કે ૧૫મી ઓકટોબરે કે જ્યારે ઉતાર તે જ વર્ષની અન્ય તારીખો કરતાં ઓછામાં ઓછો હતો ત્યારે સરેરાશ ઉષ્ણતામાન ૨૮.૬૪ સેન્ટીગ્રેડ પ્રવર્તતું હતું આમ ૧૯૬૫–૬૬ના વર્ષમાં ઘઉંની વાવણી સમયે ઉષ્ણતામાન ઊંચુ હોવાથી ઉતાર પર થએલી માઠી

કોઠો–૧

વાવણીના જુદા જુદા સમયને લીધે ઘઉં એન. પી. ૮૨૪ના દાણાના સરેરાશ ઉતાર પર થતી અસર [હેકટર દીઠ કિલોમાં] અને વાવણી પછીનું સરેરાશ પંદર દિવસનું પ્રવર્તતું ઉષ્ણતામાન [સેન્ટિગ્રેડમાં].

| વાવણીની તારીખ | દાણાનો ઉતાર હેકટરદીઠ કિલોમાં | | સરેરાશ ૧૫ દિવસનું ઉષ્ણતામાન (સેન્ટિગ્રેડમાં) | |
|---|---|---|---|---|
| | ૧૯૬૪–૬૫ | ૧૯૬૫–૬૬ | ૧૯૬૪–૬૫ | ૧૯૬૫–૬૬ |
| ૧૫ ઓકટોબર | ૩૯૭૬ | ૨૩૩૧ | ૨૬.૧૨ | ૨૮.૬૪ |
| ૩૦ ઓકટોબર | ૩૯૯૩ | ૨૭૪૫ | ૨૫.૨૩ | ૨૬.૮૫ |
| ૧૫ નવેમ્બર | ૩૪૪૬ | ૨૭૭૦ | ૨૧.૯૫ | ૨૪.૫૬ |
| ૩૦ નવેમ્બર | ૩૧૯૪ | ૨૯૬૦ | ૨૦.૨૫ | ૨૩.૪૦ |

અસર જણાય છે. જ્યારે આથી વિરુદ્ધ ૧૯૬૪–૬૫ના વર્ષમાં ૩૦મી નવેમ્બરે કરેલી વાવણીનો ઉતાર તે જ વર્ષની બીજી તારીખો કરતાં સૌથી ઓછો (૩૧૯૪ કિલો હેક્ટર દીઠ) હતો અને તે સમયનું પંદર દિવસનું સરેરાશ ઉષ્ણતામાન ૨૦.૨૫ સેન્ટીગ્રેડ એટલે કે તે જ વર્ષની અન્ય તારીખોના સરેરાશ ઉષ્ણતામાન કરતાં સૌથી નીચું હતું. જ્યારે ૧૯૬૫–૬૬ના વર્ષમાં ૩૦મી નવેમ્બરે કરેલી વાવણીનો ઉતાર (૨૯૬૦ કિલો હેક્ટર દીઠ) તે જ વર્ષની બીજી તારીખોએ કરેલી વાવણી કરતાં વધારે હતો અને તે સમયનું પંદર દિવસનું સરેરાશ ઉષ્ણતામાન ૨૩.૪૦ સેન્ટીગ્રેડ હતું.

ઉપર આપેલી હકીકતો પરથી આપણે એમ સાબિત કરી શકીએ કે ઘઉંની વાવણી સમયે અને તે પછીના દિવસોમાં જો ઉષ્ણતામાન ઘણું ઊંચુ અથવા ઘણું નીચું હોય તો ઉગાવો સારો થતો નથી ને પરિણામે ઉતાર પર અસર થાય છે. આથી ઘઉંની વાવણીમાં તારીખો કરતા ઉષ્ણતામાનનું મહત્વ વધારે છે.

જો કે સ્વાભાવિક છે કે કોઈને એમ પ્રશ્ન થાય કે ખેડૂતભાઈઓ કેવી રીતે અને ક્યાંથી ઉષ્ણતામાન અંગેની માહિતી મેળવી શકવાના છે? પણ આ લેખમાં આપેલી માહિતી પરથી આપણે એટલી તારવણી તો જરૂર કાઢી શકીએ કે ઘઉંની વાવણીનો સમય જતો હોય એવું તારીખો પરથી લાગે પણ પૂરતી ઠંડી પડતી ન હોય તો વાવણી કરવામાં ઉતાવળ ન કરવી, જ્યારે ઠંડી પડવી શરૂ થાય ત્યારે જ ઘઉંની વાવણી કરવી ને 'ઉતાવળે આંબા ન પાકે' એ કહેવત યાદ રાખવી.

કૃષિ વિજ્ઞાનનું આ ક્ષેત્ર એટલે કે હવામાન શાસ્ત્ર હજી વણખેડાએલું રહ્યું છે. આ વિષયમાં સંશોધન કરવાનો ઘણો જ અવકાશ રહેલો છે. હવામાનશાસ્ત્રીઓ અને કૃષિતજજ્ઞો આ ક્ષેત્રને પણ વિકસાવે એવી અભિલાષા.



પૃ ૩૭૨થી ચાલુ]

વધારવા માટે પીપરફળ, મરી, સુંઠ, ચિત્રક, વાવડીંગ, મોથ, નાગકેશર, તજ, તમાલપત્ર, એલચી અને કથુરાનું ચૂર્ણ ચાર ચાર તોલા મેળવવું

લગાડવા માટે સરસિયું તેલ, કહંજ તેલ, તુલસીનાં પાનનો રસ, લીલી ધરોનો રસ અને હળદર, નગોડનાં પાનનો રસ, ઘી સાથે મરીનું ચૂર્ણ, ઘી સાથે સીંધાલુણ વગેરેમાંથી જે કંઇ મળે તે લગાડવું. અડાયાં છાણાંની રાખ લગાડવી ઠંડો પવન ન લેતાં ગરમ ધાબળો ઓઢી લેવો. વગેરેથી રાહત મળે છે શીળસ બહુ ઉગ્ર હોય અને પ્રાણનો ભય લાગતો હોય ત્યારે ગળો, હળદર, લીંબડો અને ધમાસો એમાંથી જેટલાં ઔષધ હાજર હોય તેનો ઉકાળો કરીને વારંવાર પીવો. એથી શીળસનો વેગ શમશે અને પ્રાણનું રક્ષણ પણ થશે.

પથ્યાપથ્ય

ડોકટરો દરદીને શાની એલર્જી છે તે શોધવા મથે છે. ઘણા માણસો અમુક વસ્તુ પ્રત્યે અસહ્ય હોય છે. એનું સેવન થતાં જ શીળસ ઉપડી આવે છે. એ વાત પણ સાચી છે પરંતુ એ જોના પાછળ શરીરના અંદર પડેલાં શેષ રૂપી એલર્જનની ઉપેક્ષા કરવામાં આવે છે. અને દરદી મન પડે તે ખાય છે.

આ રોગમાં મુખ્ય દોષ કફ અને પિત્ત છે. દહી, છાશ આંબલી, લીંબુ વગેરે કોઈ ખાટો પદાર્થ જે કફ અને પિત્ત બન્ને કરે છે તેનું સેવન બંધ કરવું જોઈએ. કફ કરે એવા અન્ય પદાર્થોમાં કેળાં, ખાંડના પદાર્થો, બરફવાળા ઠંડા પદાર્થો લેવા ન જોઈએ. એ ઉપરાંત પિત્ત કરે એવાં કાકડી, રાઇતું, મૂળા-મોગરી, અડદ જેવા ભારે કઠોળ, તડકો અને ઠંડો પવન લેવા ન જોઈએ. એ બધાં વાયુને પણ કોપાવે છે. પેટ સાફ રાખવું. મળમૂત્રના વેગો ન રોકવા અને અજીર્ણ થવા ન દેવું. પચ્યા પહેલાં ખાવું નહિ. મોડી રાત્રે ન જમવું. ભારે ખાઈને ઉજાગરો ન કરવો. શીયાળા કે ચોમાસામાં દિવસે ન સૂવું. ગુસ્સો, શોક, વિષાદ, ઇર્ષ્યા વગેરે પણ શીળસ કરનારાં બને છે જમીને તરત તડકે ચાલવાથી પણ શીળસ કોપે છે આટલું ધ્યાન રખાય તો શીળસ થવા ન પામે એટલું જ નહિ, દવાઓ સામેની એલર્જી પણ ઓછી રહેશે.

પૃ. ૩૩૬થી ચાલુ]

ને ! બાવાનો લાડકો બાવો ! સ્વામીએ ખાદીની અશુદ્ધતા વિશે વાંચ્યું. ફરિયાદો મળી, અહેવાલો મળ્યા કે કયાંક કયાંક ખાદીમાં મીલ સૂતરનું મીશ્રણ થાય છે. સ્વામી ઉકળી ઊઠયા અને વિચાર્યું કે મારી પાસે જાણ્યે અજાણ્યે આવી અશુદ્ધ ખાદી આવી જાય તો ! તેમણે નક્કી કર્યું કે મારે શંકા વગરની શુદ્ધ ખાદી પહેરવી હશે તો મારે શ્રી નાગરદાસભાઈને ત્યાંથી જ ખાદી મંગાવવી પડશે અને તેમણે નિર્ણય લઈ નાગરદાસભાઈને જણાવી દીધું કે "હવેથી તમે જ મને ખાદી મોકલશો." શુદ્ધતાના હિમાયતી તરીકે તેમણે નાગરદાસભાઈને જ સ્વીકાર્યા !

જ્યોંકી ત્યોં ધરિ દીની ચદરિયા :

આવા નાગરદાસભાઈએ ચાદરને (જીવનને) જરાપણ મેલી થવા દીધા વગર કબીરના કહેવા પ્રમાણે "જ્યોંકી ત્યોં ધરી દીની ચદરિયા"

તેમણે ચારિત્રને ડાગ લાગવા ન દીધો. અપરિગ્રહના વ્રતને અણિશુદ્ધ પાળી બતાવ્યું. અને જુઓ તો ખરા ! માણસનું અવસાન થાય તો ગમે તેટલો અપરિગ્રહી હોય તો પણ કંઈક તો તેમનું કોઈએ સંભાળવું પડતું હોય છે ! શ્રી નાગરદાસભાઈએ તે તક પણ કોઈને ન આપી ! તેમના અવસાન પછી કોઈએ સંભાળવાની વસ્તુઓ હતી, તેમનું દાંતનું ચોકઠું, તેમના બે જોડી ચશ્મા અને તેમના બે જોડી કપડાં. પણ આ ત્રણે વસ્તુઓ જે થેલીમાં હતી તે થેલી જ મુંબઈ ઉતર્યા ત્યારે ગૂમ થઈ ગઈ ! તેમની વિદાય વેળાએ કોઈને કશી વસ્તુ સંભાળવાની ન રહી !

આમ નાગરદાસભાઈએ "જતનસે ઓઢી ચદરિયા ઔર જ્યોંકી ત્યોં ધરિ દીની ચદરિયાં."

તેમના જીવનમાંથી માત્ર બિન્દુ પણ મેળવીએ એ જ એમની શ્રદ્ધાંજલિ.

---



ગ્રામ : પીપલ બેંક ટે. નં. ૩૬૭૪૪૬–૪૭

# ધી અમદાવાદ પીપલ્સ કો–ઓપરેટીવ બેંક લિ.

મુખ્ય કચેરી : પીપલ્સ બેંક બીલ્ડીંગ, પો. બો. ૧૩૩, ભદ્ર, અમદાવાદ

સ્થાપના સને ૧૯૩૨ સુવર્ણ જયંતી વર્ષ ૧૯૮૧–૮૨

શાખાઓ : ખડીયા, સાબરમતી, મણીનગર, પાલડી, શાહપુર, સરસપુર તથા ધંધુકા

ટે. નં. : ૩૬૪૯૨૪ ૬૬૪૮૩ ૫૪૫૮૬ ૭૭૨૩૧ ૨૨૦૫૩ ૩૭૪૩૩૭ ૪૪

ચેરમેન શ્રી હરિપ્રસાદ કેશરીપ્રસાદ ઠાકોર

મેનેજીંગ ડાયરેકટર શ્રી ડાહ્યાભાઈ કાશીદાસ પટેલ.

| | |
|---|---|
| (૧) ભરપાઈ થએલ શેરભંડોળ .. | રૂા. ૪૨,૫૨,૩૫૪ |
| (૨) રીઝર્વ તથા બીજા ફંડો... | રૂા. ૬૧,૫૯,૨૦૦ |
| (૩) થાપણો... | રૂા. ૯,૭૩,૯૩ ૪૦૦ |
| (૪) કામકાજનું ભંડોળ... | રૂા. ૧૧,૬૭,૫૮,૮૦૦ |

(૧) બેંક છેલ્લાં ૫ વર્ષથી બેંકીંગની તમામ પ્રકારની સેવાઓ આપે છે.

(૨) બેંક માન્ય કરેલી કંપનીઓના શેરો સામે ધીરાણ આપે છે.

(૩) બેંક પબ્લીક ટ્રસ્ટનાં નાણાં સ્વીકારે છે.

(૪) બેંક બાંધી મુદતની થાપણ પર આકર્ષક દર આપે છે સમયમર્યાદા મુજબ વધુમાં વધુ ૧૧% ટકાના દરથી થાપણો સ્વીકારે છે. વ્યાજ દર ૭ મહીને આપવામાં આવે છે.

(૫) બેંકની કેશ–સર્ટીફીકેટ તેમજ નાની બચત યોજનાનો લાભ લો.

(૬) બેંકે મન્થલી ઇન્ટરેસ્ટ ડીપોઝીટ સ્કીમ શરૂ કરી છે.

(૭) બેંકે સ્વપ્નસિદ્ધ તથા વર્ષાસન ડીપોઝીટ સ્કીમ શરૂ કરી છે.

(૮) અમારી બેંકમાં મૂકેલી થાપણો ઈન્સ્યોરન્સ સ્કીમ નીચે સુરક્ષિત છે.

અનંત જોષી
મેનેજર



શુભેચ્છા સહ....

# ધી. ગોંડલ વિભાગ નાગરિક સહકારી બેંક લી. ગોંડલ

મહાત્મા ગાંધી રોડ, ગોંડલ. પીન કોડ નં. ૩૬૦૩૧૧
સ્થાપના તા. ૩-૫-૫૫

બેંકની પ્રગતિના આંકડા

ઓડીટ વર્ગ "અ"

| ૧૯૫૫-૫૬ ૨૫ વર્ષ પહેલાં | | | | ૩૦-૬-૮૧ ૨૫ વર્ષ પછી |
|---|---|---|---|---|
| રૂ. | ૨૬,૦૦૦ | શેર ભંડોળ | રૂ. | ૬,૬૩,૦૦૦ |
| રૂ. | ૩૧૮ | રીઝર્વ ફંડ | રૂ. | ૮,૮૭,૦૦૦ |
| રૂ. | ૧,૦૭૦ | થાપણુ | રૂ. | ૧,૩૦,૧૮,૦૦૦ |
| રૂ. | ૧,૨૦,૮૦૦ | ધીરાણુ | રૂ. | ૭૮,૪૦,૦૦૦ |
| રૂ. | ૧,૭૭,૦૦૦ | કાર્યભંડોળ | રૂ. | ૧,૫૫,૩૪,૦૦૦ |
| | ૩૧૮ | સભાસદ સંખ્યા | | ૭,૦૦૪ |
| રૂ. | ૭૬૦ | નફો | | ૨,૭૮,૦૦૦ |

રજીસ્ટર્ડ ઓફીસ : ફોન ૧૫૫
,, ૩૨૫
મહાત્મા ગાંધી રોડ, ગોંડલ

શાખા : અદ્યતન સેઈફ ડીપોઝીટ વોલ્ટની સુવિધા
મુ. દેરડી (કુંભાજી) તા. ગોંડલ (જી. રાજકોટ)

કાંતિલાલ એલ. ભટ્ટ — મેનેજર
જયંતિલાલ એસ. પટેલ — મેનેજીંગ ડીરેક્ટર
મહેશકુમાર એસ. પારેખ — ચેરમેન

# શ્રી તાલાલા તાલુકા સહકારી ખાંડ ઉદ્યોગ મંડળી લીમીટેડ, તાલાલા (ગીર)

જીલ્લો જુનાગઢ (ગુજરાત રાજ્ય)

ઉત્પાદક સભાસદ સંખ્યા : ૬૬૨૮

સભ્યોનું શેર ભંડોળ : રૂા ૬૫ લાખ

ગુજરાત સરકારશ્રીનો શેર ફાળો : રૂા. ૧૬૦ લાખ

: કાર્યક્ષેત્ર :

તાલાલાથી ૨૦ માઈલની ત્રિજ્યામાં આવરતો વિસ્તાર જેમાં તાલાલા, વેરાવળ, માળિયા (હાટીના), કેશોદ, મેંદરડા. તાલુકાના ત્રિજ્યામાં આવરિત ગામડાનો સમાવેશ થાય છે.




| એચ. એસ. શાહ | નારણભાઇ લાલાભાઈ મીંજરોલા | દેવસીભાઇ નારણભાઇ સોલંકી (બાબુભાઇ) |
|---|---|---|
| મેનેજીંગ ડીરેકટર | વાઈસ–ચેરમેન | ચેરમેન |

# ગુજરાતની મક્કમ આગેકૂચ

ઉત્પાદકતા વર્ષને અનુલક્ષીને વડા પ્રધાન શ્રીમતિ ઈન્દિરા ગાંધીએ આપેલા **श्रम एव जयते** ના સૂત્રને ગુજરાત સરકારે જનતાના સંપૂર્ણ સહયોગ સાથે ચરિતાર્થ કર્યું છે. વિવિધ ક્ષેત્રે ભારે સિદ્ધિઓ પ્રાપ્ત કરીને,ગુજરાત આજે દેશભરનું અગ્રેસર રાજ્ય બન્યું છે. રાજયના વિકાસની ઉજ્જવળ કેડીના આ છે કેટલાંક સિમા ચિહ્નો :-

- રૂા. ૩,૭૬૦ કરોડની છઠ્ઠી યોજના.
- ખેતી માટે યોજનામાં રૂા. ૧૫૦૬ કરોડની જોગવાઇ.
- નર્મદા યોજના માટે રૂા. ૩૩૦ કરોડ.
- ઔદ્યોગિક ક્ષેત્રે દેશમાં બીજું સ્થાન.
- દુનિયાભરમાં યુરિયાનુ સૌથી મોટું કારખાનું-નર્મદા ફર્ટીલાઇઝર.
- હજીરા ખાતે ખાતરનાં બીજાં બે કારખાના.
- ઉભરાટ ખાતે ગેસનું ભૂમિબિન્દુ.
- હરિજનોના કલ્યાણ માટે રૂા. ૩૫ કરોડની જોગવાઈ.
- નીચલા થરના લોકો માટે ત્રણ લાખ પાકા ઘરની યોજના.
- રાજ્યનો વિકાસ દર વધારીને પાંચ ટકા.



Oormy Navrachana Rajkot-1 (Augu.-'82) કિં રૂા. ૩-૦૦ Regd. No.G-RJ-82

# ઊર્મિનવરચના

આદ્ય તંત્રી: સ્વ. ઈશ્વરલાલ મો. દવે તંત્રી : જયમલ્લ પરમાર

વર્ષ–૫૩ : અંક ૬ સળંગ અંક : ૬૩૦ સપ્ટેમ્બર : ૧૯૮૨

ડૉ. જીવરાજ મહેતા સ્મારક ટ્રસ્ટ પ્રકાશન



# જામનગર ડીસ્ટ્રીકટ કો-ઓપરેટીવ બેંક લી.

સહકાર ભવન, રણજીત રોડ, જામનગર

## -: બેન્કની વિવિધ થાપણ યોજનાઓ :-

### ૦ ઇનામી થાપણ યોજના :

બેંકની રિદ્ધિ સિદ્ધિ બચત થાપણ યોજના હેઠળ રૂ. ૧૦૦/- રોકી બચત ખાતાના ધોરણે સાડા પાંચ ટકાનું વ્યાજ મેળવવાની સાથે દર ૭ માસે ગોઠવતા રૂ. ૩૫,૦૦૦/-ના ઈનામી ડ્રો માંથી ૧૦૪ ઈનામો પૈકીનું કોઇપણ ઇનામ મેળવવા પાત્ર બનશે - પ્રથમ ઈનામ રૂપિયા દસ હજાર.

### ૦ અક્ષયનિધિ ભેટ થાપણ યોજના :

આ થાપણ યોજના હેઠળ રૂ. ૫૦૦/- નેવું માસની મુદત માટે રોકનાર થાપણદારને રકમ મુકતાની સાથે જ સ્ટીલની થાળી, વાટકો, તથા ગ્લાસ ભેટ આપવામાં આવશે અને મુદત પૂરી થયે રૂ. ૧૦૦૦/- પરત મળશે.

### ૦ બાંધી મુદત ભેટ થાપણ યોજના :

રૂ. ૫૦૦/- એકસાઈઠ માસની મુદત માટે બાંધી મુદત થાપણ યોજના હેઠળ મુકનાર થાપણદારને રકમ મુકતાની સાથે સ્ટીલના થાળી, વાટકો તથા ગ્લાસ ભેટ આપવામાં આવશે - મુદત પૂરી થયે રૂ. ૭૫૦/- પરત મળશે.

### ૦ વિમાથી સુરક્ષિત :

આ બેંકમાં રોકવામાં આવેલ પ્રત્યેક થાપણદારની થાપણ રૂ. ૩૦,૦૦૦/- સુધીની મર્યાદામાં વિમાથી સુરક્ષિત છે.

સંસ્થાઓ - ટ્રસ્ટ વગેરેની થાપણો પણ ઉપરોકત યોજના હેઠળ સ્વીકારવામાં આવે છે.
જિલ્લામાં બેંકની ૩૨ પેકી કોઈપણ કચેરીનો સંપર્ક સાધો.

બી. કે. કોઠારી
જનરલ મેનેજર

# જિલ્લાની વિકાસ કુચમાં ભાગીદાર બનીએ

(૧) જિલ્લાની કલ્યાણકારી પ્રવૃત્તિઓમાં તન, મન, અને ધનથી સહકાર આપીએ.

(૨) જિલ્લા આયોજન મંડળે ઉપાડેલી, વિવેકાધીન તથા પ્રોત્સાહક ગ્રાન્ટની અનેકવિધ ગ્રામવિકાસ પ્રવૃત્તિઓ તેમજ નાની બચત પ્રોત્સાહક ગ્રાન્ટની યોજનાઓ પૂર્ણ કરવા આપણો સહકાર આપીએ.

(૩) સમાજના નબળા વર્ગને ન્યુનતમ જરૂરિયાતો પૂરી પાડવાના અને તેમને માટે રહેણાંક ઊભા કરવાના કાર્યને સફળ બનાવીએ.

(૪) રાષ્ટ્રના વિકાસ માટે નાની બચત યોજનાની સફળતા માટે ભાગીદાર બનીએ, "કુટુંબ-કલ્યાણ, અસ્પૃશ્યતા નિવારણ" વિગેરે પાયાના કાર્યક્રમોની સફળતા માટે પૂરો સહકાર આપીએ.

(૫) જિલ્લા પંચાયતની અન્ય કલ્યાણકારી પ્રવૃત્તિઓમાં હાર્દિક સાથ અને સહકાર આપી જિલ્લાનો વિકાસ સાધીએ.

(જિલ્લા પંચાયત જામનગર તરફથી)

# શ્રી ગોંડલ નગરપાલિકા

## જાહેર—વિજ્ઞપ્તિ

૧. ગોંડલ ઔદ્યોગિક રીતે વિકસતું શહેર છે અને નગરપાલિકા નવા ઉદ્યોગો સ્થાપવા ઉદ્યોગપતિઓને આવકારે છે.

૨. નગરપાલિકાના કરવેરા નિયમિતરીતે ભરપાઇ કરો.

૩. જન્મની નોંધણી દિવસ—૭—સાતમાં અને મરણની નોંધણી દિવસ—૩—ત્રણમાં નગરપાલિકા કચેરીમાં કરાવી લેવાનું કાયદાથી ફરજિયાત છે.

૪. બાળકોના સ્વાસ્થ્યની સુરક્ષા માટે પોલિયો – વેકસિન ત્રિગુણીરસી વિ. માટે નગરપાલિકા સંચાલિત માતા બાળકલ્યાણ કેન્દ્રની અવશ્ય મુલાકાત લ્યો.

૫. સ્વચ્છતા જાળવવામાં સહાયરૂપ બનો.

૬. નગરપાલિકાની મિલ્કત જનતાની મિલકત છે તેને નુકસાન ન કરો.

૭' રાષ્ટ્રની પ્રગતિ અને સમૃદ્ધજીવન માટે વધુ વૃક્ષ વાવો.

૮. સુખી અને સમૃદ્ધ "કુટુમ્બ કલ્યાણકેન્દ્ર"ની મુલાકાત લ્યો.

૯. નગરપાલિકાની ધોરણસર પરવાનગી મેળવ્યા પછી જ ચણતરકામ કરવું કરાવવું અને પૂરું થયે તુરત જ નગરપાલિકાને લેખિત જાણ કરવા વિનંતી છે.

૧૦. નગરપાલિકા, નગરજનોની વિજ્ઞપ્તિ પરત્વે ખૂબ જ લક્ષ આપો.

**ગોંડલ. તારીખ ૧૭-૭-૧૯૮૨**

| ચીફ ઓફીસર | વિજયકુમાર ત્રિવેદી | પી. આર. જાડેજા | જી. એસ. દેસાઇ |
|---|---|---|---|
| નગરપાલિકા | ચેરમેન | ઉપપ્રમુખ | પ્રમુખ |
| ગોંડલ | નગરપાલિકા, ગોંડલ. | નગરપાલિકા, ગોંડલ | નગરપાલિકા, ગોંડલ |

# ભવાની ટ્રેક્ટર પ્લાઉ

આશ્રમ રોડ

**અમદાવાદ**

ટે. નં. ૭૮૯૭૪
૭૭૧૫૪



ફેક્ટરી

**ભવાની એસ્ટેટ : સરખેજ**

ટે. નં. ૪૧૦૩૯૬

ડૉ. જીવરાજ મહેતા સ્મારક ટ્રસ્ટ પ્રકાશન
ઊર્મિનવરચના



## પ્રકૃતિ સાથે એકરસ બનો

આપણે બધા કૉલેજમાં જઈ શિક્ષિત થઈએ છીએ. પણ આપણે ભણેલા પણ ગણેલાં નથી હોતા. આપણામાંથી કેટલા સૂર્યાસ્તનું આકર્ષણ અનુભવી નિયમિત રીતે તેનું દર્શન કરવા જતા હશે ?

પણ બંગાળના સાંથાલ લોકો કોઈ દિવસ સૂર્યોદય સમયે પગે લાગવાનું નથી ચૂકતા. રૂઢિને વશ થઈને સૂર્યોદય સમયે પગે લાગે છે એવું નથી. તેઓ પોતાની ઝૂંપડી પણ એવી જગ્યાએ બાંધવાનું પસંદ કરે છે. જ્યાંથી પ્રકૃતિનું દૃશ્ય બરાબર જોવા મળે.

મેં એવું સાંભળ્યું છે કે ગ્રીસમાં નાનકડું ગામ છે. ત્યાંના લોકો સૂર્યોદય અને સૂર્યાસ્ત વખતે પાંચેક મિનિટ દર્શન કરવામાં ગાળે છે. તે ઉપરાંત પૂર્ણિમા વસંતઋતુ વગેરે પ્રસંગે ઉત્સવ પણ કરે છે.

પ્રકૃતિ સાથે એકરસ થવાથી એક જાતની શાંતિ અનુભવાય છે. પ્રકૃતિને સમજવી એની અસરને અનુભવવી એ પ્રભુને ઓળખવા સમાન છે. કારણ કે પ્રકૃતિ પ્રભુનું હસ્તલિખિત પુસ્તક–Manuscript of God–છે.

– ગુરુદયાલ મલ્લિક

જીવરાજ મહેતા સ્મારક ટ્રસ્ટ વતી મુદ્રક અને પ્રકાશક : રાજુલ ઈ. દવે ૧૩, જાગનાથ પ્લોટ, રાજકોટ–૧
મુદ્રણ સ્થાન : સુરૂપ મુદ્રિકા, ડૉ. યાજ્ઞિક રોડ, કન્યા છાત્રાલય સામે, રેસકોર્સ રોડ, રાજકોટ– ૧

ઊર્મિ નવરચના

તંત્રી : જયમલ્લ પરમાર

સપ્ટેમ્બર '૮૨ : વર્ષ : ૫૩ : અંક : ૬ : સળંગ અંક : ૬૩૦



*

## જાહેરખબરો આપનારાઓને વિનંતી

જાહેરખબરના ચેક, ડ્રાફ્ટ કે મનીઓર્ડર 'ઊર્મિનવરચના'ના નામે ભરી મોકલવાં.

## ગ્રાહકોને નોંધ લેવા વિનંતી

દર માસની પહેલી તારીખે અંક પ્રગટ થાય છે.

* ગ્રાહકોને અંક આઠ દિવસ સુધીમાં ન મળે તો તે વિભાગની પોસ્ટ ઓફિસે ફરિયાદ કર્યા બાદ કાર્યાલયને નકલ મોકલવી. અંક સિલિકમાં હશે તો જ મોકલાશે.

સરનામું બદલાયાની ખબર અંકની પ્રસિદ્ધિ પહેલાં પંદર દિવસે ગ્રાહક નંબર સાથે કાર્યાલયને પહોંચાડવી.

'ઊર્મિનવરચના'ના લવાજમના દર

| | |
|---|---|
| વાર્ષિક–દેશમાં | રૂા. ૩૦–૦૦ |
| વાર્ષિક–પરદેશમાં | રૂા. ૭૫–૦૦ |

**લેખકોને—**

લેખ, વાર્તા કે કવિતા વગેરે ન સ્વીકારાતાં પરત મેળવવા ઈચ્છનારે જરૂરી ટિકિટ સાથે જ બીડવી.

* આ માસિકમાં પ્રસિદ્ધ થતા વિચારો જે તે લેખકોના હોય છે. તંત્રી તે વિચારમાં સંમત જ હોય તેવું માનવું નહિ.

**એજન્ટોને—**

* 'ઊર્મિનવરચના'ના વેચાણ અને ગ્રાહકો અંગેનો પત્રવ્યવહાર નીચેના સરનામે કરવો.

ફોન નં. ૨૪૩૭૨
ઊર્મિનવરચના કાર્યાલય
૧૩, જાગનાથ પ્લોટ
રાજકોટ ૩૬૦ ૦૦૧ (જિ. રાજકોટ)

## અલેકિયો

બારણાં વાસીને તું બેસી રિયો રે,
તને પાડે આ સાદ અલેકિયો
હો જિયો રામ, ઘરને ભાંગે તો અમરત નીતરે.

તારી ઝાંખી મેડી ને પાંખી જાળિયું રે,
કડડડ વીજને કડાકે વસ્તુ સૂઝે રે
હો જિયો રામ, ઘરને ભાંગે તો અમરત નીતરે.

તારે કુંડાળે સીમડિયું, તે ચીતરી રે
એમાં રંગનું કાચું તારું કામ રે
હો જિયો રામ, ઘરને ભાંગે તો અમરત નીતરે.

તારી ઊંચી ધજા ને નીચી દેરિયું રે,
તારી મૂરતિમાં મોહ્યું તારું મ્હોરું રે
હો જિયો રામ, ઘરને ભાંગે તો અમરત નીતરે.

તારા ઝાંઝવાને પીએ ઝંખા જીવની રે,
તું તો તરસે તરસે તરી જાય રે
હો જિયો રામ, ઘરને ભાંગે તો અમરત નીતરે.

—મકરન્દ દવે



## પ્રભો હે અન્તર્યામી

તને રામ કહું કે શ્યામ કહું ?
હે જગના નાથ શું નામ કહું ?
રામ શ્યામ સહુ રૂપ તિહારો,
આજ બુદ્ધ, કાલ ગાંધી રે,
અમે આરસી તારી, પ્રભુ તું
પ્રકટે અમ ઉરમાંથી રે.
મારે મંદિરિયે શું કામ જવું,
તને મુજથી ભિન્ન શું કામ લહું ?
તને રામ કહું ? શું કામ કહું ?
અહીં સહુએ કેમ ન રામ થવું ?
શાને માનું દૂર વસો છો,
શાને કરું પુકાર રે ?
પરમાતમ, મારા આતમમાં
પ્રકટ કરો આકાર રે.
મારે મંદિરિયે શું કામ જવું ?
દુનિયાએ મંદિર શેં ન થવું ?
તને શ્યામ કહું ? શું કામ કહું ?
મારા આતમ, શેં મુજ નામ ગ્રહું ?

– રજની દીક્ષિત



## યાદ આવે ના'વે – નું ભજન

યાદ આવે તો આવે યા ના'વે તો ના'વે !
હો મિત, યાદ આવે ના'વે !...
કંઈ નહિ – તું નહિ ઊગ્યું અમથું કો' ઝાડ ફળે,
કચ્ચર થઈ ચારેપા પુજાતા પ્હાડ ઢળે !
આંગણિયે આંબાનાં તાંબારાં રાન મળે;
અચરજિયું ઘાસ કેમ ચાવે ?
હો મિત, યાદ આવે ના'વે !...
પંખીનું સોનેરી ટોળું શિર ગણગણતું,
જળ રૂહેળું નજરેલું પાંપણમાં સણસણતું !
તૂટી પડયું આ ફળ સાખીથી ખણખણતું
ઝાલી બે હાથ કેમ લાવે ?
હો મિત, યાદ આવે ના'વે !...
ઓલ્યાના ખોબેથી ખરતી રહેતી રેતી,
ઠાકરિયાં જીભો તો લબકારા કૈં લેતી !
ખંડેરી એકલતા સંધુ યે કહી દેતી :
ઠાલોઠમ સૂરે કેમ પાવે ?
હો મિત, યાદ આવે ના'વે !...
ભૂલ્યાના અંધારે ઝાઝી ઠેસ્યું વાગી,
આ તો નભ પાસે ને પાસે ને ગયું ભાગી !
લાલચોળ દરિયામાં ડૂબ્યાં વ્હાણે જાગી
મરવુંને ભાલ કેમ વાવે ?
હો મિત, યાદ આવે ના'વે !...

– મનહર ચરાડવા

# સુરબ્બીઓ અને મિત્રોનાં વિવિધ મંતવ્યો વચ્ચે આગેકદમ

(સોરઠની લોકક્રાન્તિ : હપ્તો ૨૨મો) રતુભાઈ અદાણી

મેં રાજકોટ જવા માટે કુંકાવાવની છાવણી છોડી ત્યારે અજવાળી બારશનો ચંદ્રમા આથમણી દિશામાં આથમવાની તૈયારી કરી રહ્યો હતો. દૂરથી રાજકોટના ઝાડવાં કળાવા લાગ્યાં. મને કવિ નાનાલાલની પંક્તિ હોઠે ચડી આવી. 'ગગે છે પ્રભાત આ...જ...ધી...મે.' ઊગમણી દિશામાં સૂર્યનારાયણ ડોકું કાઢવાની તૈયારી કરી રહ્યા હતા. ભાંગેલી તૂટેલી સડક ઉપર ભારે કુશળતાપૂર્વક પાણીના રેલાની જેમ જીપ દોડાવતો અમારો રંગીલો ડ્રાઈવર બે હોઠ વચ્ચે, ધીમા અવાજે 'ભલે ઊગા ભાણુ'ની બિરદાવલી ગણગણી રહ્યો હતો.

છેલ્લા ત્રણ દિવસ દરમિયાન કુંકાવાવ છાવણીમાં અને ગામડાંઓની રઝળપાટમાં નહાવા ધોવાનો સમય પણ ન હતો અને અનુકૂળતા પણ ન હતી. ધૂળિયા રસ્તા ઉપર રાત અને દિવસ રખડતા રહેવાને કારણે મારા સફેદ કપડાં અને કાળી બંડી વચ્ચેનો ભેદ ભૂંસાવા લાગેલો. છેલ્લી ચાર રાતમાં બેઠાં બેઠાં ઝોલાં ખાધાં હોય એ પ્રમાણે, બાકી પથારીમાં પડીને મટકું પણ માર્યું ન હતું. આને પરિણામે થાક પણ લાગેલો અને આંખો પણ ભારે લાગતી હતી. એટલે રાજકોટ પહોંચીને સૌ પ્રથમ નિરાંતે નાહી ધોઈને થાક ઉતારવાની ઈચ્છા હતી.

એ દિવસોમાં કોઈ કાર્યકર પાસે બે જોડથી વધુ કપડાં હોય તો એ વૈભવ લેખાતો. દશેરાના આગલા દિવસે નાહી ધોઈ, મારા વધારાનાં એક જોડ કપડાં જાની બિલ્ડીંગમાં કામચલાઉ નિવાસ કરી રહેલા વજુભાઈ અને જયાબેનની ઓરડીમાં મૂકતો ગયેલો. એટલે છાવણીમાં જતા પહેલાં આ કપડાં લેવા માટે સૌ પ્રથમ મારે જાની બિલ્ડીંગમાં ગયા સિવાય છૂટકો ન હતો. વજુભાઈએ અને જયાબેને મીઠો આવકાર આપ્યો. કપડાં લઈને જતો હતો ત્યાં જ એમણે બાજુના જ ખંડમાં રહેતા ઢેબરભાઈને મળતા જવાની ભલામણ કરી. ચોકસાઈના આગ્રહી એવા ઢેબરભાઈને મારાં મેલાં ઘેલાં કપડાં સાથે મળવા જતાં મેં સંકોચ અનુભવ્યો. પણ વજુભાઈએ અને જયાબહેને સૂચન કર્યું એટલે 'આવ્યો છું તો મળતો જાઉં બીજો આંટો નહીં" એમ માની હું ઢેબરભાઈના ખંડ તરફ વળ્યો.

ઢેબરભાઈ શરૂઆતથી જ ભારતીય બેઠકના આગ્રહી હતા. એમના ખંડની વચ્ચે જ સામી દિવાલને લગીને ભોંયતળિયે એક દળદાર ગાદી પાથરેલી હતી. ગાદી ઉપર બગલાની પાંખ જેવો સફેદ ઓછાડ બીછાવેલો હતો. અને એના ઉપર ભીતને અઢેલીને એક મોટો ગોળ તકિયો ગોઠવાયેલો હતો.

હું ઢેબરભાઈના ખંડમાં દાખલ થયો અને પૂછ્યું તો જાણવા મળ્યું કે ઢેબરભાઈ સ્નાનઘરમાં સ્નાન કરી રહ્યા હતા. રાહ જોયા સિવાય છૂટકો ન હતો. એમની સ્વચ્છ સુઘડ ભારતીય બેઠક ઉપર બેસું તો એના ઉપર મારાં કપડાંને ચોંટેલી ધૂળના ડાઘ પડયા વિના ન રહે. એટલે હું બેઠક ઉપર બેસવાને બદલે બાજુમાં ઝૂલતી હિંડોળાખાટની કોર ઉપર સાચવીને બેઠો.

થોડી વારે, ઢીલે ધોતિયું વિંટાળી ખભે ટુવાલ નાખી, પગમાં ચાખડી પહેરી, ઢેબરભાઈ સ્નાનઘરમાંથી બહાર આવ્યા. એમની મારા ઉપર નજર પડી એટલે મેં ઊભા થઈને નમસ્કાર કર્યા.

" રતુભાઈ ! અંતે તમે વિશ્વાસઘાત કર્યોને ?" ચાખડીના ચટાકા સાથે ધીમે ધીમે ડગ માંડીને આગળ વધતા ઢેબરભાઈ ઘડીભર ઊભા રહીને બોલી ઊઠયા. એમના બોલવામાં રોષ હતો એના કરતાંય એમના ચહેરા ઉપર વધુ રોષ તરી આવ્યો.

કાઠિયાવાડના જાહેરજીવનમાં એક મોવડી

તરીકે જેમને માટે દિલમાં ભારોભાર આદરભાવ હતો એવા ઢેબરભાઈએ 'આવો ! બેસો' ! 'કેમ છો ?' એવો ભાવભર્યો એક પણ શબ્દ ઉચ્ચારવાને બદલે પરબારો મને આ રીતે પોંખ્યો, એથી દિલને ભારે ચોટ લાગી.

"ઢેબરભાઈ ! દશેરાના આગલા દિવસે તમારી બધાની વિદાય લઈને અમે કુંકાવાવ ગયા. દશેરાના દિવસે જૂનાગઢ રાજ્યનાં ગામડાંઓ ઉપર આક્રમણ શરૂ કર્યું. ત્રણ દિવસમાં લોકસેનાના આપણા જુવાનોએ રાત–દિવસ જોયા વિના, ઘડીનોય પોરો ખાધા વિના, ઉજાગરા ખેંચીને, ભારે કામ લઈને, બહાદુરી અને હિંમત દાખવીને, ૨૬ ગામો કબજે કર્યાં. એને માટે આપ શાબાશીનો ભલે એક શબ્દ પણ ન કહો, પણ વિશ્વાસઘાતનો આક્ષેપ ! મને સમજાતું નથી, કે શા માટે અમને આ નવાજેશ થઈ રહી છે !" મેં ઊભા ઊભા જ મારો ખેદ વ્યક્ત કર્યો.

"વિશ્વાસઘાત તો ખરો જ, રતુભાઈ ! યાદ કરો. આપણે દિવસભરની લાંબી ચર્ચા પછી એમ નક્કી કરેલું કે તમે દશેરાના દિવસે જૂનાગઢ રાજ્યની ધરતી ઉપર આક્રમણ કરવાની તૈયારી કરી ચૂકયા છો તો મુહૂર્ત કરવા પૂરતું એક અમરાપુર ગામ ઉપર જ આક્રમણ કરવું અને ત્યારબાદ કૂચ સ્થગિત કરી દેવી. તમે અમરાપુર સિવાયનાં ગામડાંઓ ઉપર આક્રમણ કરીને આપણી સમજણનો ઉઘાડો ભંગ કર્યો છે. અને મને આપેલા વિશ્વાસનો પણ ભંગ કર્યો છે" ઢેબરભાઈ એ જ સ્થિતિમાં ઊભા રહીને, પણ કંઈક શાન્તિથી બોલ્યા.

" આપની કંઈક ગેરસમજ થાય છે. દશેરાના દિવસે જૂનાગઢ રાજ્યની ભૂમિ ઉપર કૂચનો પ્રારંભ કરવાની અમારી દરખાસ્તનો આપે શરૂઆતથી જ સજ્જડ વિરોધ કરેલો. પણ દિવસભરની આપણી ચર્ચા પછી અમરાપુર ઉપર કૂચ લઈ જવાના કાર્યક્રમને આપે સૌએ અનુમતિ આપી." મેં અમારી ચર્ચાની યાદ આપી.

"હું એ જ કહું છું. એક અમરાપુર ગામ કબજે લઈ લીધા પછી લોકસેનાએ આગળ ન વધવું, એવો મેં સ્પષ્ટ અભિપ્રાય આપેલો. પણ તમે એનું પાલન કર્યું નહીં." ઢેબરભાઈ બે ડગલાં નજીક આવ્યા.

"અને હવે બરાબર યાદ કરો. આપના અભિપ્રાયના જવાબમાં મેં પણ બહુ સ્પષ્ટરીતે જણાવેલું કે અમરાપુર ઉપર કૂચ લઈ જવાની અનુમતિથી અમારો માર્ગ મોકળો થાય છે. ત્યારબાદ કૂચ સ્થગિત કરવી કે આગળ વધવુ એ અંગેનો નિર્ણય સ્થળ ઉપર, પરિસ્થિતિ જોઈને, હું જ કરીશ. મારી આ વાતનો આપે કે બીજા કોઈએ વિરોધ નહોતો કર્યો. એટલે પરિસ્થિતિ જોઈને સ્થળ ઉપર નિર્ણય કરવાની મારી વાત આપે સૌએ માન્ય રાખી છે, એમ સમજીને જ આપણે છૂટા પડેલા." મેં વિસ્તારથી સ્પષ્ટતા કરી.

"તમારી સમજણ ભલે એવી હોય. મારી સમજણ એવી ન હતી." ઢેબરભાઈએ કહ્યું.

"આમાં આપની કે મારી સમજણનો પ્રશ્ન નથી. આવી બાબતમાં જૂનાગઢના ઉતારામાં બેસીને નિર્ણય લઈ શકાય જ નહીં. સ્થળ ઉપર પરિસ્થિતિ જોઈને જ નિર્ણય લઈ શકાય. લોઢું તપેલું હોય ત્યારે જ ઘાટ ઘડી લેવાય. અમરાપુરના સફળ આક્રમણ પછી આપણા જુવાનોમાં પ્રગટેલો વિશ્વાસ, લોકોએ આરઝી હકૂમતના પગલાંને આપેલો આવકાર અને અન્ય ગામોની પરિસ્થિતિ જોતાં લોકસેનાના જુવાન મિત્રોને છાવણીમાં ગોંધી રાખવાને બદલે એમના થનગનાટને મોકળો માર્ગ આપવો એ-અનિવાર્ય હતું. આ બધા પછી પણ, બીજાં ગામડાંઓ ઉપર કૂચ લઈ જવાનો નિર્ણય મેં એકલાએ લીધો નથી. અમરાપુર કબજે લઈ લીધા પછી તુરત જ રસિકભાઈ ત્યાં આવી પહોંચેલા. અમારી મદદમાં આપે મોકલેલ સરદાર ચંદનસિંહજી પણ ત્યાં જ હતા. ગોકુળભાઈ અને બીજા મિત્રોની પણ હાજરી હતી. બધાએ સાથે મળીને આગળ વધવાનો નિર્ણય લીધેલો. અને છતાં મને એકલાને જ જવાબદાર ગણીને, મેં વિશ્વાસઘાત કર્યો છે એવો આક્ષેપ કરવો કોઈ રીતે વ્યાજબી નથી. ઘડીભર

માની લઈએ કે આપની સમજણથી વિરુદ્ધ અમે પગલું ભર્યું છે. તો પણ અમે કંઈ ગુમાવીને કે પારોઠનાં પગલાં ભરીને તો નથી આવ્યા, જેથી આપને કોઈને નીચે જોવું પડે! ત્રણ દિવસમાં લોકસેનાના સૈનિકોએ એમની જે શક્તિનો પરિચય આપ્યો છે, એ જોઈને તો આપણે બધાએ ગૌરવ લેવા જેવું છે. છતાં આપને નારાજ કર્યા હોય કે આપ નારાજ થયા હો તો એ બદલ હું દિલગીર છું." અણગમતી વાતનો અંત લાવવા માટે મેં જવાની તૈયારી કરી.

"પણ હવે શું વિચાર્યું છે?" ઢેબરભાઈએ ઊમરાની બહાર આવીને પ્રશ્ન કર્યો.

"થોડા દિવસમાં ગાધકડા ઉપર અને ત્યારબાદ નવાગઢ ઉપર કૂચ લઈ જવાનું નક્કી કર્યું છે. ત્યારબાદ જૂનાગઢના કોઈ મહાલના મથક ઉપર હલ્લો કરવાનું વિચારી રહ્યા છીએ." મેં ટૂંકો જવાબ આપ્યો.

"હજી કહું છું કે તમે ઉતાવળ કરી રહ્યા છો. તમને ગંભીરતાનો ખ્યાલ નથી. જૂનાગઢ રાજ્યમાં રહેતી હિન્દુ વસતી માટે તમે કેવું જોખમ પેદા કરી રહ્યા છો, એનો વિચાર કર્યો?" ઢેબરભાઈએ એમની મૂળ ચિંતા ફરી વ્યક્ત કરી.

"ઢેબરભાઈ! ક્ષમા કરજો. આરઝી હકૂમતની રચના કરતી વખતે જ આપે સૌ મોવડીઓએ આની ચિંતા કરવી જોઈતી હતી. હવે તો નગારે ઘા પડી ચૂક્યો છે. અને મોરચો મંડાઈ ચૂક્યો છે. મેઘાણીભાઈએ એક યુદ્ધગીતમાં લલકાર્યું છે કે, 'યુદ્ધ ચડતાને અપશુકન કરશો નહીં.' આ જ પંક્તિને સહેજ ફેરવીને વિનંતી કરવાનું મન થાય છે કે હવે અમને રોકવાનો પ્રયત્ન કરશો નહીં. ઉદાર થઈને આપની શુભેચ્છાઓ આપો." આટલું કહી મેં એમને નમસ્કાર કરીને વિદાય લીધી. ઢેબરભાઈ ગંભીર બનીને ઊભા રહ્યા.

સવારના પહોરમાં જ આવી વિષાદભરી ચર્ચા થવા પામી એના ભાર સાથે જની બિલ્ડીંગ છોડી હું અમારી છાવણીમાં જઈ પહોંચ્યો. નાહ્યો-ધોયો. થાક ઊતરી ગયો. સ્ફૂર્તિ અનુભવી.

છાવણીમાંથી રવાના થઈ હું સીધો હૉસ્પિટલમાં જઈ પહોંચ્યો. દશેરાના દિવસે જ અમરાપુરથી હોંશભર્યા રાજકોટ આવી રહેલા રસિકભાઈ, મોહનભાઈ સોપાન અને મનુભાઈ શેઠ મોટર અકસ્માતમાં ઘાયલ થઈને અહીં સારવાર લઈ રહ્યા હતા. હૉસ્પિટલમાં જઈને હું રસિકભાઈને મળ્યો. સારી પેઠે લાગેલો મૂઢમાર એમને છાતીમાં અને વાંસામાં ખૂબ પીડા આપી રહ્યો હતો, છતાં તેઓ ખૂબ સ્વસ્થ જણાતા હતા. પથારીમાં પડયા પડયા પણ તેઓ અમારાં એક એક પગલાંથી પૂરા માહિતગાર હતા. લોકસેનાની કામગીરી અંગે એમણે પ્રસન્નતા દાખવી અને ખરે ટાંકણે ઘાયલ થઈને પથારીમાં પડયા રહેવું પડે છે એ બદલ અફસોસ પણ વ્યકત કર્યો.

ઢેબરભાઈ સાથે મારે સવારના પહોરમાં જ થયેલ ઉદ્વેગભરી વાતચિતનો મેં એમને ખ્યાલ આપ્યો અને એ મોરચો સંભાળી લેવા એમને વિનંતી કરી.

હવે પછી વિચારેલા વ્યૂહ અંગે એમની સાથે ઝીણવટભરી ચર્ચા કરી. વઢવાણના યુવરાજની આગેવાની નીચે અમારાં અનામત દળોનો ઉપયોગ કરી નવાગઢ ઉપર કૂચ લઈ જવાની એમના મનમાં ઘોળાતી વાતનો મને ખ્યાલ આવી જતાં, એવી ઉતાવળ ન કરવા વિનંતી કરી. બાકીની બીજી બધી વાતો સાથે તેઓ સહમત થયા.

રસિકભાઈ સાથે ઠીક ઠીક સમય ગાળી હું મોહનભાઈ સોપાન અને મનુભાઈ શેઠને મળવા ગયો. મોહનભાઈને રસિકભાઈની માફક મૂઢમાર લાગેલો. મનુભાઈ શેઠને પગમાં ફ્રેકચર થયેલું. બન્નેને મળી હું આરઝી હકૂમતના મુખ્ય કાર્યાલયમાં જઈ પહોંચ્યો.

સૌ પ્રથમ હું આરઝી હકૂમતના સરનશીન શામળદાસભાઈના ખંડમાં દાખલ થયો. શામળદાસભાઈનો પોરહ કયાંય માતો ન હતો. મને જોતાં જ તેઓ ઊભા થઈને સામે આવ્યા અને પ્રેમથી ભેટયા. તેઓ ખૂબ પ્રસન્ન હતા.

મેં એમને અમારી ત્રણ દિવસની કામ-

ગીરી ટૂંકમાં કહી સંભળાવી. એમની ખુશી ક્યાંય માતી નહોતી.

"અમરાપુર ગામ કબજે કર્યા પછી ઢેબરભાઈની ઈચ્છા પ્રમાણે કૂચ સ્થગિત કરી દેવાને બદલે અમે આગળ વધ્યા એ ઢેબરભાઈને ગમ્યું નથી. તેઓ સારી પેઠે નારાજ થયા છે. પણ હવે તો આપણે થોભવું હોય તો પણ થોભી શકાય એમ નથી. અમે તો આગળ વધીએ છીએ. ઢેબરભાઈની નારાજી દૂર કરવાની જવાબદારી તમારી." મેં જણાવ્યું.

"ઢેબરભાઈને મળીને એમના મનનું સમાધાન કરવા બનતો પ્રયત્ન કરીશું. તેઓ નારાજ થાય એ આપણને પરવડે જ નહીં. પણ નવાબ કરાંચી જઈને બેઠા છે, પાછળ એમનું તંત્ર હરેરી જવા માંડયું છે, એટલે વખત બગાડવો પાલવે નહીં. તમે ખુશીથી આગળ વધો." શામળદાસભાઈ ટટ્ટાર થઈને બોલ્યા.

"મેં તમારી મંજૂરીની અપેક્ષાએ આરઝી હકૂમત તરફથી તમારા નામે એક જાહેરાત કરી દીધી છે. તમારે એને મંજૂરીની મહોર મારવાની છે." મેં હસતાં હસતાં કહ્યું.

"લડાઈના મોરચા ઉપર તમને યોગ્ય લાગે એ જાહેરાત કરવાનો મારા વતી તમને પૂરો અધિકાર છે." શામળદાસભાઈએ ટેબલ ઉપર હાથ પછાડીને કહ્યું.

"પણ મહત્ત્વની લેખિત જાહેરાત ઉપર તમારા હસ્તાક્ષર જોઈએ. આરઝી હકૂમતના કબજા હેઠળના પ્રદેશમાં લોકસેનાની સાથે રહીને વહીવટી જવાબદારી સંભાળવા માટે આપણે પ્રેમચંદભાઈનું નામ વિચાર્યું હતું. એ મુજબ આરઝી હકૂમતના મુખ્ય વહીવટી આધકારી તરીકે મેં પ્રેમચંદભાઈ શાહની તમારા નામે ગઈકાલે જાહેરાત કરી દીધી છે. હવે તમારા હસ્તાક્ષરસાથેનો લેખિત નિમણૂક પત્ર મને આપવા વિનંતી છે." મેં જણાવ્યું.

શામળદાસભાઈએ તુરત જ આરઝી હકૂમતની આણુ નીચેના સમગ્ર પ્રદેશના મુખ્ય વહીવટી અધિકારી તરીકે પ્રેમચંદભાઈ શાહને નિયુક્ત કરવામાં આવે છે એવી મતલબનો આદેશ લખ્યો એના ઉપર પોતાના હસ્તાક્ષર કરી, પત્ર મારા હાથમાં મૂકયો.

"અને આવી બીજી જાહેરાતો કરતી વખતે તમારા હસ્તાક્ષર મેળવવાનું મુશ્કેલ હોય ત્યારે તમારા વતી અગત્યની જાહેરાત કરવાનો એક અધિકારપત્ર પણ મને આપી શકો તો વારેવારે ખટખટ નહીં." મેં વિનંતિ કરી.

અને શામળદાસભાઈએ પેડનું એક પછી એક પાનું ઊથલાવતા જઈ, પોતાની સોનેરી પેનથી, શામળદાસ ગાંધી, શામળદાસ ગાંધી એમ સહીઓ કરવા માંડી. વીસેક કાગળો ઉપર સહીઓ કરી, થોકડી મારા હાથમાં મૂકી.

"તમને અધિકારપત્ર આપવામાં હરકત નથી. પણ મારી સહીથી જ જાહેરાત કરવાનું જરૂરી લાગે ત્યારે ઉપયોગ કરવા માટે કોરા પાના ઉપર મારી સહીઓ કરી આપું છું. હવે તો મુશ્કેલી નહીં આવે ને?" શામળદાસભાઈએ ખડખડાટ હસીને કહ્યું.

"હવે જાહેરાત અંગે તો કશી મુશ્કેલી નહીં આવે. પણ કોરા પાના ઉપર તમારી સહીઓ કરી આપીને તમે કેવું જોખમ ખેડી રહ્યા છો એનો વિચાર કર્યો?" મેં વિનોદ કર્યો.

"તમે એનો દુરૂપયોગ નહીં કરો એની મને ખાત્રી છે." શામળદાસભાઈએ પોતાનો વિશ્વાસ વ્યક્ત કર્યો.

"લડાઈના મોરચા ઉપર તો એનો દુરૂપયોગ નહીં જ થાય. પણ ધારો કે તમારી સહીવાળા એક કાગળ ઉપર, "આવનાર માણસને વંદે માતરમ્ સોંપી દેશો." એમ લખી કોઈને મુંબઈ મોકલું તો?" મેં મજાકમાં પૂછ્યું.

"રતુભાઈ! તમને એવું મન થઈ આવે અને તમારી હિંમત ચાલે તો ખુશીથી મારી સહીવાળા એક કાગળ ઉપર એવું લખાણ લખીને કોઈને મુંબઈ મોકલજો. મારી સહીનો પૂરો આદર થશે. જૂનાગઢ ઉપર આરઝી હકૂમતનો ધ્વજ

ફરકતો થતો હોય તો એક શું, દસ વંદેમાતરમ્ કૂલ કરવાની મારી પૂરી તૈયારી છે." શામળદાસભાઇ પોતાની પહોળી છાતી ઉપર પંજો થબથબાવતાં બોલી ઊઠયા.

એમની ખુમારી પર વારી જઈ, એમણે વ્યક્ત કરેલા વિશ્વાસ બદલ આભાર માની, એમણે આપેલા સહી કરેલા કોરા કાગળો સાચવીને મારા દફતરમાં મૂકી હું ઊભો થયો અને એમની વિદાય લીધી.

શામળદાસભાઈનો ખંડ છોડી હું સીધો ભવાનીશંકર ઓઝાના ખંડમાં ગયો.

"ભવાનીશંકરભાઈ! તમે કુંકાવાવ આવ્યા, ભારથીભાઇ વિષે તમારી શંકા વ્યક્ત કરી, એ શંકા પાયા વિનાની છે એવો મેં મારો અભિપ્રાય દર્શાવ્યો. એટલે વાત ત્યાં પૂરી થઈ ગણાય. પરન્તુ પછીથી મને જાણવા મળ્યું કે કુંકાવાવથી નીકળતી વખતે તમે ભારથીભાઈને તમારી સાથે લેતા આવ્યા. એ ઠીક ન કર્યું." મેં થોડી હસીખુશીની વાત કર્યા પછી મારા મનમાં ખટકી રહેલી વાતનો ઉલ્લેખ કર્યો.

"તમને વાત કરી એટલે વાત પૂરી થઈ ગઈ ગણાય, એ તમારી વાત સાચી છે કે ભારથીભાઈને મારી સાથે લાવવાનો ઈરાદો પણ ન હતો. પણ છાવણીમાંથી નીકળતી વખતે જ તેઓ મારી નજરે ચડી ગયા. મને મળેલી બાતમી સાચી હોય તો એમને છાવણીમાં રાખવા એ જોખમ ભરેલું ગણાય એ જોખમ ટાળવા હું એમને મારી સાથે લેતો આવ્યો. તમે ખૂબ ધમાલમાં હતા એટલે તમને ખલેલ પહોંચાડવી ઠીક ન લાગી." ભવાનીશંકરભાઈએ ખુલાસો કર્યો.

"ભારથીભાઈ છે કયાં ?" મેં પૂછયું.

"એમને અહીં અમારી નજર સામે જ રાખ્યા છે." ભવાનીશંકરભાઈએ જવાબ આપ્યો.

"એટલે કુંકાવાવ છાવણી માટે માનેલું જોખમ તમે અહીં આરઝી હકૂમતના મુખ્ય કાર્યાલયમાં લઈ આવ્યા. એમને! વારૂ! તેઓ અહીં હોય તો કોઈને મોકલીને અહીં બોલાવી લેશો ?" મે વિનંતી કરી.

થોડીવારમાં સાદાં વસ્રો ધારણ કરેલા ભારથીભાઈ આવીને અમારી સામે ઊભા રહ્યા.

"ભારથીભાઈ! તમે કુંકાવાવની છાવણીમાં ફરજ ઉપર હતા એ ખરું?" મેં એમની સામે જોઈને પ્રશ્ન કર્યો.

"હા જી" જવાબ મળ્યો. "એ ફરજ છોડીને અહીં કેમ આવ્યા?" મેં બીજો પ્રશ્ન કર્યો.

"હું મારી મેળે અહીં નથી આવ્યો. ઓઝાસાહેબે હુકમ કર્યો એટલે હથિયાર ત્યાં સોંપીને હું એમની સાથે અહીં આવ્યો છું" ભારથીભાઈએ ખુલાસો કર્યો.

"તમે લોકસેનાના સૈનિક તરીકે અહીંથી કુંકાવાવ ગયેલા. તમારા દળપતિની આજ્ઞા પ્રમાણે તમારે ફરજ બજાવવાની હતી. એમની રજા લીધા વિના તમારાથી છાવણી છોડાય જ કેમ?" મેં પ્રશ્ન કર્યો.

"પણ ઓઝાસાહેબ હુકમ કરે એનો પણ મારાથી અનાદર કેમ થાય?" ભારથીભાઈએ સામેથી પ્રશ્ન કર્યો.

"ઓઝાસાહેબ આપણા પ્રધાન છે. પણ છાવણીના શિસ્તથી એ પરિચિત ન હોય. પ્રધાનમંડળનો નિર્ણય મારે માથે ચડાવવો જોઈએ. પણ તમારે તો તમારા દળપતિના હુકમ પ્રમાણે જ વર્તવું જોઈએ. એમની આજ્ઞા કે રજા સિવાય તમારાથી છાવણી છોડી જ ન શકાય. આવી સાદી વાત તમે કેમ ભૂલી ગયા? હવે હું કુંકાવાવ જાઉં ત્યારે મારી સાથે આવવાનું છે. અને ત્યાં તમારા દળપતિની આજ્ઞા પ્રમાણે ફરજ ઉપર ચડી જવાનું છે. ફરી આવી ભૂલ ન થાય એની કાળજી લેજો." મેં એમને સૂચના આપી.

ભવાનીશંકરભાઈ શાન્તિથી મારી વાત સાંભળી રહ્યા.

"પણ અત્યારે મને અહીં ફરજ સોંપી છે એનું શું?" ભારથીભાઈએ પૂછ્યું.

"ભવાનીશંકરભાઈ એ ફરજ ઉપર બીજા કોઈને મૂકશે. તમે અહીંની ફરજમાંથી મુક્ત. બહાર જીપ ઊભી છે. હું જાઉં ત્યારે મારે તમને શોધવા ન પડે એટલા માટે અત્યારથી જ જીપ સંભાળી લો." મેં બીજી સૂચના આપી.

"ભલે!" કહીને ભારથીભાઈ બહાર ઊભેલી જીપમાં બેસી ગયા.

"તમે એમને ભલે કુંકાવાવ લઈ જાઓ. પણ એમાં જોખમ છે. અમને મળેલી બાતમી મુજબ દ્વારકાદાસ ત્રિવેદી અને ભારથીભાઈ અહીં રહીને જાસુસી કરી રહ્યા છે" ભવાનીશંકરભાઈએ એમની માન્યતાનો પુનરોચ્ચાર કર્યો.

"ભવાનીશંકરભાઈ! મેં કુંકાવાવમાં જ તમને કહેલું કે આ બન્ને મિત્રોને તમે ન ઓળખો. હું એમને સારી પેઠે ઓળખું છું. એમને માટે જાસુસીનો વહેમ લાવવો કોઈ રીતે વ્યાજબી નથી." મેં મારો દૃઢ અભિપ્રાય જણાવ્યો.

"આ મારો વહેમ નથી અને હું એમને ખાસ ઓળખતો પણ નથી. પરન્તુ શામળદાસભાઈને મળેલી બાતમી ઉપરથી એમને જ આ બન્ને મિત્રો માટે વહેમ પડયો છે." ભવાનીશંકરભાઈએ વહેમનું મૂળ કારણ જણાવ્યું.

"મારે ભારપૂર્વક જણાવવું જોઈએ કે શામળદાસભાઈને મળેલી બાતમી સાચી નથી. પણ જયારે તમને બધાને આ બન્ને મિત્રો માટે વહેમ જ પડયો છે, ત્યારે એમાં તથ્ય છે કે કેમ, એની હું તપાસ કરાવીશ." મેં ઊઠતાં ઊઠતાં ખાત્રી આપી.

પ્રધાનમંડળના અન્ય સભ્યોને મળવા હું દુર્લભજીભાઈ ખેતાણી, નરેન્દ્રભાઈ નથવાણી અને મણિભાઈ દોશીના ખંડોમાં જઈ આવ્યો. સુરગભાઈ તો બાબરિયાવાડનાજુવાનોની ટુકડીને સાબદી કરવા માટે રાજુલા જઈને બેઠા હતા. કાર્યાલયમાં જુદી જુદી રીતે સેવા આપી રહેલા અન્ય મિત્રોને પણ મળી હું અમારી છાવણીમાં જઈ પહોંચ્યો.

પહેલા માળની એક નાનકડી ઓરડીમાં બેઠાં બેઠાં ગોકુળભાઈ હવે પછીના વ્યૂહના સોગઠાં ગોઠવી રહ્યા હતા.

હવે પછીના વ્યૂહ અંગે મે હોસ્પિટલમાં રસિકભાઈ સાથે તો ચર્ચા કરેલી. એના અનુસંધાનમાં ગોકુળભાઈ સાથે ચર્ચા કરી. લાંબી ચર્ચા પછી વિચાર્યું કે ગાધકડા ઉપર હલ્લો કરવાની તૈયારી પૂરી થયે જસુભાઈ ગાધકડા ઉપર હલ્લો કરે. સુરગભાઇ બાબરિયાવાડના ચૂનંદા સાથીઓને લઈને જસુભાઈની મદદમાં પહોંચી જાય. ગાધકડા કબજે થઈ જાય કે બીજા જ દિવસે ગુણવંતભાઈ એમની ટુકડી સાથે નવાગઢના કિલ્લા ઉપર હલ્લો કરે. નવાગઢ જીતી લીધા બાદ તુરત જ જૂનાગઢની મૂળ ભૂમિ ઉપર આક્રમણ શરૂ કરવું. આ માટે અમરાપુર નજીકના ભેસાણની અને રાજુલા નજીકના ઉનાની શકયતા વિચારવી.

ગોકુળભાઈ સાથેની ચર્ચાવિચારણા પુરી કરીને હું ભોંયતળિયે આવ્યો. જોયું તો મનુભાઈ પંચોળી આવીને બેઠા હતા.

"ઓ હો! મનુભાઈ! કયારે આવ્યા?" મેં એમને જોઈને આશ્ચર્ય અનુભવ્યું.

"હમણાં જ આવ્યો. પાંચેક મિનિટ થઈ હશે. તમે ઉપર કંઈક અગત્યના કામમાં વ્યસ્ત હતા. હજી વ્યસ્ત હશો. પણ હું એક મહત્ત્વની વાત લઈને તમને મળવા આવ્યો છું." મનુભાઈએ આવવાનું પ્રયોજન જણાવ્યું.

"મને ખ્યાલ નહીં કે તમે આવીને બેઠા છો. વ્યસ્ત હતો એ વાત સાચી. હજી વ્યસ્ત છું એ પણ સાચું. ત્રણ દિવસ પછી અહીં આવ્યો છું. અગત્યનાં કેટલાંક કામ પતાવી તુરત જ કુંકાવાવ પહોંચી જવુ છે. પણ ગમે એટલો વ્યસ્ત હોઉં તો પણ તમને મળવુ, તમારી વાત સાંભળવી એ પણ એટલું જ અગત્યનુ છે." મેં એમનું સ્વાગત કર્યું.

મનુભાઈ સત્યાગ્રહ સંગ્રામમાં, વચ્ચે સત્યાગ્રહની તહકુબી દરમિયાન ભાલના ગામડાંઓમાં શરૂ કરેલા ગ્રામોત્થાનના કાર્યક્રમમાં અને ત્યાર પછીના અનેક સંઘર્ષોમાં અમારા નિકટના અને અગત્યના સાથી હતાં. સને ૧૯૩૪માં સત્યાગ્રહ સંગ્રામ મોકૂફ રહ્યો ત્યારે દેશના નવજુવાનોને

ગામડાંઓમાં જઈને રચનાત્મક કાર્યમાં લાગી જવાની ગાંધીજીએ કરેલી હાકલ સાંભળીને અમે થોડા મિત્રો ગામડાંઓમાં જઈને બેઠા. પણ મનુભાઈનો જીવ શિક્ષણ અને સાહિત્યનો. એટલે એમણે દક્ષિણામૂર્તિ નામની એ વખતની દેશની આગળ પડતી રાષ્ટ્રિય શિક્ષણસંસ્થામાં જોડાઈને પ્રખર કેળવણીકાર એવા નાનાભાઈ ભટ્ટના સાંનિધ્યમાં રહી, સંસ્થાને પોતાની સેવા આપતાં આપતાં પોતાનો અભ્યાસ આગળ વધાર્યો. 'ધોલેરા–પરિવાર' તરીકે ઓળખાતા અમારા મિત્રમંડળમાં તત્ત્વજ્ઞાન, ઈતિહાસ અને બીજા વિષયોના ઊંડા અભ્યાસી, મૌલિક વિચારક અને સિદ્ધહસ્ત લેખક તરીકે મનુભાઈ મહત્ત્વનું સ્થાન અને માન ધરાવતા હતા. વખત જતાં તેઓ નાનાભાઈના જમણા હાથ જેવા મહત્ત્વના સાથી બની રહ્યા.

અમે એક સોફા ઉપર જઈને બેઠા.

"આપણે ત્યાં બીજા ભાગોની સરખામણીમાં જૂનાગઢ રાજ્યનો વિસ્તાર જાગૃતિની દૃષ્ટિએ ખૂબ પછાત ગણાય." મનુભાઈએ શરૂઆત કરી.

"તમારી વાત તદ્દન સાચી છે. આપખુદ નવાબી રાજ્યમાં રાજકીય પ્રવૃત્તિ માટે તો કોઈ અવકાશ હતો જ નહીં. પરન્તુ નિર્દોષ રચનાત્મક પ્રવૃત્તિઓ માટે પણ બારણાં બંધ હતાં આ સ્થિતિમાં લોકજાગૃતિની દૃષ્ટિએ જૂનાગઢ રાજ્યનો વિસ્તાર ખૂબ પછાત રહી જવા પામ્યો છે, એ વાત સાવ સાચી છે." મેં મનુભાઈની વાતનું સમર્થન કર્યું.

"આરઝી હકુમતે જૂનાગઢ રાજ્યનાં એક પછી એક ગામડાં કબજે કરવાનું શરૂ કર્યું છે. કબજે કરવામાં આવતાં આ ગામડાંઓમાં લોકસેનાના પગલે પગલે રાજકીય જાગૃતિ આવતી જાય છે અને આવતી રહેવાની. પરન્તુ રાજકીય જાગૃતિની સાથે સાથે લોકોને જીવનની નવી દૃષ્ટિ મળે, નૂતન સમાજની હવા બંધાય એ માટે કાંઈ રચનાત્મક કાર્યક્રમ હાથ ધરવાનું વિચાર્યું છે?" મનુભાઈએ મૂળ વાત ઉપર આવતાં કહ્યું.

"હજી સુધી તો એ દૃષ્ટિએ કંઈ વિચાર્યું નથી." મેં જણાવ્યું.

"તમને નથી લાગતું કે સદીઓથી આપખુદ તંત્રમાં કચડાતી અને ગુલામીમાં સબડતી પ્રજાને સ્વાધીનતાની હવા મળતી શરૂ થઈ છે, ત્યારે એમના સર્વાંગી વિકાસ માટે વિના વિલંબે રચનાત્મક કાર્યક્રમ દ્વારા લોકશિક્ષણ અને લોકઘડતરનો કાર્યક્રમ પણ શરૂ કરી દેવો જોઈએ? અહીં આવતાં પહેલાં મેં નાનાભાઈ અને ઢેબરભાઈ સાથે મળી આ અંગે ચર્ચા કરી છે. એમણે બન્નેએ મારી વાતને આવકારી છે. અને એથી જ હું તમને મળીને આ મહત્ત્વની વાત કરવા આવ્યો છું." મનુભાઈએ મળવા આવવાનું મૂળ પ્રયોજન જણાવ્યું.

"વિચારવું જોઈએ અને યથાસમયે આપણે સૌ સાથે મળીને જરૂર એનો વિચાર કરીશું. પણ અત્યારે તો એનો વિચાર કરવાનું શક્ય પણ નથી અને અનુકૂળ પણ નથી." મેં વાસ્તવિકતા જણાવી.

"મને લાગે છે કે આપખુદીમાંથી મુક્ત થયેલાં ગામોમાં રચનાત્મક કાર્યક્રમ શરૂ કરવાનો આ જ શ્રેષ્ઠ સમય છે." મનુભાઈ જણાવ્યું.

"મનુભાઈ! સાચી વાત કહું? હજી તો અમે જૂનાગઢ રાજ્યની મૂળ ભૂમિથી કપાયેલાં એવાં ૨૬ ગામો જ કબજે કર્યાં છે. જૂનાગઢની મૂળ ભૂમિ ઉપર પગ માંડવાનું તો હજી બાકી છે. ખરાખરીનો ખેલ હવે જામવાનો. અમારી ખરી કસોટી હવે થવાની. હવે કઈ રીતે આગળ વધવું એનો વ્યૂહ ગોઠવવામાં જ અમારા બધાનાં મન રોકાયેલાં છે. એટલે નવાબી આપખુદીમાંથી મુક્ત થયેલાં ગામોમાં લોકશિક્ષણ અને લોકઘડતરની દૃષ્ટિએ રચનાત્મક કાર્યક્રમ તત્કાળ શરૂ કરી દેવાનું ગમે એટલું જરૂરી હોય તો પણ અત્યારે અમે એનો વિચાર કરી શકીએ એવી અમારા મનની સ્થિતિ જ નથી." મેં અમારી પરિસ્થિતિ સ્પષ્ટ કરી.

"તમારા બધાનાં મન ભલે જૂનાગઢ રાજ્ય-

નો નવો નવો વિસ્તાર કબજે કરવાના વિચાર અને કાર્યમાં રોકાયેલાં હોય, પણ કબજે થઈ ચૂકેલા ગામોના વહીવટ માટે કંઈક વ્યવસ્થા તો વિચારી જ હશે ને!" મનુભાઈએ પૂછ્યું.

"કબજે કરવામાં આવતાં ગામો રેઢાં તો મૂકાય જ નહીં. નવાબતરફી તત્ત્વો આ ગામોમાં માથું ઊંચકે નહીં, નવાબીતંત્ર તરફથી વળતું આક્રમણ થાય તો એનો લોકોના સહકારથી સફળ મુકાબલો કરી શકાય અને નવાબીતંત્રનો અંત આવ્યા પછી લેશ માત્ર દોર તૂટયા વિના વ્યવસ્થિત રીતે વહીવટ ચાલ્યા કરે એ માટે પ્રેમચંદભાઈની આગેવાની નીચે પાકો બંદોબસ્ત કરવામાં આવી રહ્યો છે." મેં અમારી વ્યવસ્થાનો ખ્યાલ આપ્યો.

"જીતેલા ગામોના રક્ષણ અને વહીવટ માટે તમારે તંત્ર ઊભું કરવું જ પડયું છે. નવો પ્રદેશ કબજે કરવામાં આ તંત્ર તમને અવરોધ નહીં પણ સહાયક બની રહેવાનું તો આ વહીવટી તંત્ર દ્વારા સાથે સાથે રચનાત્મક કાર્યક્રમનો પણ વિચાર કાં ન થઈ શકે? રચનાત્મક પ્રવૃત્તિને પરિણામે આવનારી જાગૃતિ તમને તમારા હવે પછીના કાર્યમાં પણ ખૂબ જ ઉપયોગી થઈ પડશે. દુનિયાના જે દેશોમાં ક્રાન્તિ સફળ થઈ છે એનો ઈતિહાસ પણ આ જ કહે છે." મનુભાઈએ એમની વાતના સમર્થનમાં ભારપૂર્વક દલીલ કરી.

"મનુભાઈ! ટૂંકી વાતમાં તમે ત્રણ ચાર મુદ્દા ઉપસ્થિત કરી દીધા. એક પછી એક મુદ્દાની હું સ્પષ્ટતા કરું. પહેલી વાત એ કે આરઝી હકૂમતે કબજે કરેલાં ગામોમાં રક્ષણ અને વહીવટી વ્યવસ્થા કરવી એ લડાઈ પૂરી ન થાય ત્યાં સુધી લોકસેનાની ફરજનો ભાગ ગણાય. એટલે એ અમારે માટે નવું કે વધારાનું કામ નથી. જ્યારે રચનાત્મક પ્રવૃત્તિનો અમારી ફરજમાં સમાવેશ થતો નથી. બીજી વાત એ કે, લોકસેનામાં જોડાયેલા અને રક્ષણ તેમજ વહીવટની જવાબદારી સંભાળી રહેલા જુવાનોમાં કેટલાક તો આપણા રચનાત્મક કાર્યકરો જ છે. પણ સશસ્ત્ર લડાઈ માટે હથિયાર ધારણ કર્યા પછી એમના દિમાગમાં મોટું પરિવર્તન થઈ ગયું છે. અત્યારે તો એમનાં મન જૂનાગઢની નવાબી ફોજ સામે લડી લેવાના વિચારોથી જ ઘેરાયેલાં રહે છે. જરૂર પડયે તેઓ એક હાથથી કલમનો ઉપયોગ કરે છે, પણ એમના બીજા હાથમાં રાયફલ હોય છે. એમના ઉપર રચનાત્મક પ્રવૃત્તિનો બોજો નાખીએ તો તેઓ આ વધારાનો બોજો ઉઠાવી શકે નહીં."

"ત્રીજી વાત. આપણે અહિંસક લડાઈ લડતા હોઈએ તો એને માટે યોગ્ય ભૂમિકા બાંધવામાં, જરૂરી હવા ઊભી કરવામાં અને લડતને નવું બળ આપવામાં રચનાત્મક પ્રવૃત્તિ ઘણો મહત્ત્વનો ભાગ ભજવી શકે. પણ આરઝી હકૂમતના હવે પછીના કાર્યક્રમમાં, અત્યારે શરૂ કરીએ એ રચનાત્મક પ્રવૃત્તિ બહુ ઉપયોગી નીવડે નહીં.

ચોથી વાત. તમે રહ્યા ઈતિહાસના ઊંડા અભ્યાસી એટલે એ બાબતમાં તમારી સાથે દલીલમાં ઊતરવાનું મારું ગજું નહીં. પણ હું એટલું સમજું કે દુનિયાના ઈતિહાસમાંથી પાઠ લેતી વખતે આપણી પરિસ્થિતિનો અને આપણી મર્યાદાઓનો પણ ખ્યાલ કરવો જોઈએ. અત્યારની પરિસ્થિતિમાં આરઝી હકૂમત સમૂળી ક્રાન્તિની દૃષ્ટિએ લોકશિક્ષણનો કોઈ રચનાત્મક કાર્યક્રમ હાથ ધરી શકે એ મારી દૃષ્ટિએ વ્યવહારૂ કે શકય નથી."

"આમ છતાં રચનાત્મક પ્રવૃત્તિનું તમારે મન જેટલું મહત્ત્વ છે એટલું જ મારે મન પણ મહત્ત્વ છે. આરઝી હકૂમતની આણ નીચેના પ્રદેશમાં રચનાત્મક પ્રવૃત્તિ માટે કોઈ સ્વતંત્ર વ્યવસ્થા વિચારી શકાતી હોય તો અમને એમાં હરકત નથી. બલ્કે આરઝી હકૂમત તરફથી બને એટલો સહકાર મળી રહેશે." મેં એક પછી એક મુદ્દા અંગે મારી રીતે સ્પષ્ટતા કરવા પ્રયત્ન કર્યો.

"લોકસેનાના જુવાનો એમની ફરજ બજાવતાં બજાવતાં રચનાત્મક પ્રવૃત્તિને ન્યાય ન આપી શકે એ વાત ખરી. પણ આરઝી હકૂમત તરફથી રચનાત્મક પ્રવૃત્તિનો વિચાર કરવામાં આવે તો આપણા કેટલાક ચુનંદા રચનાત્મક કાર્યકરોએ

પોતાની સેવા આપવા તત્પરતા દાખવી છે.'' મનુભાઈએ જણાવ્યું.

''આરઝી હકૂમતે કબજે કરેલાં ગામો સંપૂર્ણપણે સલામત ન ગણાય. હજી એના ઉપર વળતા આક્રમણનો ભય ખરો જ. આમ છતાં આપણા રચનાત્મક કાર્યકરોએ રચનાત્મક પ્રવૃત્તિ માટે આ ગામોમાં સેવા આપવાની તત્પરતા દાખવી છે, એ ખુશી થવા જેવી વાત છે. પણ એમની જવાબદારી કોણ સંભાળે ?'' મેં પૂછ્યું.

''આરઝી હકૂમત તરફથી જો રચનાત્મક પ્રવૃત્તિ હાથ ધરવાનુ વિચારવામા આવે તો હું એમાં બને એટલો ઉપયોગી થવા જરૂર પ્રયત્ન કરું.'' મનુભાઈએ પોતાની તત્પરતા દાખવી.

''તમે આરઝી હકૂમત સાથે આ દૃષ્ટિએ સંકળાઓ એ મારે મન મોટી વાત છે. પરન્તુ મેં જણાવેલા કારણોસર આરઝી હકૂમત કે એની લોકસેના માટે રચનાત્મક પ્રવૃત્તિની આ વધારાની જવાબદારી અત્યારે સંભાળવાનું શક્ય નથી. તમે સ્વતંત્ર રીતે જ આ જવાબદારી કેમ ન સંભાળો ?'' મેં પૂછ્યું.

''આરઝી હકુમત તરફથી જ રાજકીય ક્રાન્તિ શરૂ થઈ છે. સમૂળી ક્રાન્તિનું મહત્ત્વનું પગલું પણ આરઝી હકૂમત તરફથી જ ભરવામાં આવે એનું જ મારે મન મહત્ત્વ છે. એટલે હું હજી આગ્રહપૂર્વક ભલામણ કરું છુ કે આરઝી હકૂમત તરફથી જ રચનાત્મક કાર્યકરોની સેવા લઈને, રચનાત્મક પ્રવૃત્તિઓ શરૂ કરવામાં આવે.'' મનુભાઈએ ભારપૂર્વક જણાવ્યું.

''મનુભાઈ ! એક વાત પૂછું ? આરઝી હકૂમતના ગામડાંઓમાં સેવા આપવા તત્પર થયેલા આપણા રચનાત્મક કાર્યકરો ભલે રેંટિયો લઈને ધામા નાખે. પણ જરૂર પડયે તેઓ પોતાના રક્ષણ માટે રાયફલ ઉડાવી જાણશે ?'' મેં પૂછ્યું.

''એવા રચનાત્મક કાર્યકરો તો લોકસેનામાં જોડાઈ ગયા. રચનાત્મક કાર્યક્રમ માટે જ સેવા આપવા ઈચ્છતા મિત્રો પાસેથી એવી અપેક્ષા ન રખાય.'' મનુભાઈએ હસતાં હસતાં કહ્યું.

''તો પછી એવા મિત્રોને આરઝી હકૂમતના ગામોમાં મૂકીને એમના રક્ષણની પણ જવાબદારી લોકસેનાના જુવાનો ઉપર લાદવાનું હું પસંદ ન કરું.'' મેં મૂળ વાતની સ્પષ્ટતા કરી.

''તો પછી આપખુદી અને ગુલામીમાંથી મુક્ત થયેલા લોકોમાં સમૂળી ક્રાન્તિની દૃષ્ટિએ રચનાત્મક કાર્યક્રમ શરૂ કરવાની આપણને સાંપડેલી સોનેરી તક આપણે ગુમાવી રહ્યા છીએ. એમ મને લાગે છે.'' મનુભાઈ થોડા ખિન્ન બની ગયા.

''ના, હું એમ નથી માનતો સમગ્ર જૂનાગઢ રાજ્ય નવાબીતંત્રમાંથી મુક્ત થયે સારાયે પ્રદેશમાં રચનાત્મક પ્રવૃત્તિ શરૂ કરવાની અને વિકસાવવાની સોનેરી તક વહેલી સાંપડે એવો આપણો પ્રયાસ છે. એવી સોનેરી તક મળ્યે સારાયે પ્રદેશને રચનાત્મક પ્રવૃત્તિથી ધમધમતો કરી મૂકવાનો આપણે સાથે મળીને પ્રયાસ કરશું. અત્યારે તો તમારી વાત સ્વીકારવાની અમારી અશક્તિનો મારે ખેદપૂર્વક સ્વીકાર કરવો પડે છે, એ બદલ ક્ષમા કરજો.'' મેં વાતનું સમાપન કરવા પ્રયાસ કર્યો.

મનુભાઈને મારી વાતથી સંતોષ ન થયો. થોડી વારે તેઓ હસતા હસતા ઊભા થયા અને એમની લાક્ષણિક ઢબે ''હજી વિચાર કરી જોજો'' એમ કહીને એમણે વિદાય લીધી.

મેં છાવણીના કાર્યાલયમાં જઈને અમારા જાસુસી વિભાગના વડાને તુરત જ છાવણીમાં આવી, મને મળી જવા માટે સંદેશો મોકલ્યો.

(ક્રમશઃ)



# રાસાયણિક ખાતરો વિષેની આ ગેરસમજ દૂર કરો

અનિલ હ. ભટ્ટ

હવે એ નિર્વિવાદ હકીકત છે કે પાક ઉત્પાદન વધારવા માટેનું ખાતર એ એક મહત્ત્વનું પરિબળ છે. ખેતીની શરૂઆત થઈ ત્યારથી જ ખેડૂત જાણતાં અથવા અજાણતાં પોતાના ખેતરમાં ખાતર નાખતો થયો છે. ખેતીની પ્રાથમિક અવસ્થામાં જમીન સમૃદ્ધ હતી. સૈકાઓથી તેમાં વનસ્પતિ પોષક તત્ત્વોનો ભંડાર ભરેલો હતો. ખેડૂતે વાવણી કરી લીધી એટલે એનું કામ પૂરું થયું. નહિ ખાતરની ચિંતા કે નહિ પિયતની. વનસ્પતિના રોગો અને જીવાતોની તો વાત જ કયાં રહી? જરૂરિયાત એ નવીન શોધની જનેતા છે એ ન્યાયે વસ્તી વધતા પાક ઉત્પાદન વધારવાની પણ જરૂર પડી. આ માટેના પ્રયાસો હાથ ધરાયા. કૃષિ–સંશોધન કેન્દ્રો સ્થપાયા. આમ કૃષિવિજ્ઞાનની ક્ષિતિજો વિકસતી ચાલી.

ભારત દેશ આઝાદ થયો અને નવા યુગના મંડાણ થયા. વધતી જતી વસ્તી એ હજી આ દેશનું અનિવાર્ય દૂષણ રહ્યું છે. પણ કૃષિવૈજ્ઞાનિકોએ કમર કસીને પાક ઉત્પાદન વધારવામાં મહત્ત્વનો ફાળો આપ્યો. કૃષિઉન્નતિ એ જ આ દેશની આબાદીનું સાધન છે એમ આપણા રાહબરો માનતા થયા અને ઘનિષ્ટ ખેતી જેવી અનેક ઝુંબેશો ને યોજનાઓ અમલમાં આવી. આમ આજનો ખેડૂત કૃષિક્રાંતિના એક એવા તબક્કા પર આવીને ઊભો છે કે પાક ઉત્પાદનની સાથે સાથે જમીનની જાળવણીના અનેક પ્રશ્નો એના મનમાં ઘુમરાઈ રહ્યા છે. આમાં ખાતર વિષેના બે પ્રશ્નો મુખ્ય છે.

૧ કયુ ખાતર સારૂ- સેન્દ્રિય કે અસેન્દ્રિય

૨ અસેન્દ્રિય (રાસાયણિક) ખાતરોથી જમીન બગડે છે ?

સૌ પ્રથમ પહેલો પ્રશ્ન સમજવા પ્રયત્ન કરીએ. સાવ સાદું સમજી શકાય તેવું ઉદાહરણ લઈએ. દાખલા તરીકે આપણને કોઈ એમ પૂછે કે તમને વધારે શું ભાવે–અડદની દાળ કે દૂધ પાક ? તો આ પ્રશ્ન સુસંગત કહેવાય ? બંન્ને તદ્દન ભિન્ન વસ્તુ છે; બંનેના સ્વાદ પણ અલગ અલગ છે. તો એનો જવાબ કેમ આપવો ? હા, અડદની દાળ કે મગની દાળની સરખામણી થઈ શકે : અથવા દૂધ પાક કે ગુલાબજાંબુ એ બેમાંથી એકની પસંદગી કરી શકાય. આમ સરખી વસ્તુની કે સરખા ગુણધર્મો ધરાવતી વસ્તુની સરખામણી થઈ શકે. લગભગ આવી જ રીતે વિચારીએ તો સેન્દ્રિય અને અસેન્દ્રિય ખાતરોની સરખામણી ન થઈ શકે, કારણ કે બન્નેના કાર્યો અલગ અલગ છે. સેન્દ્રિય ખાતરો એ સેન્દ્રિય તત્ત્વથી ભરપૂર છે અને તે જમીનની ભૌતિક સ્થિતિ સુધારે છે. જ્યારે રાસાયણિક ખાતરો પાકને વનસ્પતિ પોષક તત્ત્વો જેવા કે નાઈટ્રોજન ફોસ્ફરસ અને પોટાશ જથ્થાબંધ પૂરા પાડે છે. આથી આજના ઘનિષ્ટ ઉત્પાદન યુગમાં બંને ખાતરો વધુ પાક ઉત્પાદન માટે અનિવાર્ય છે. એટલે બેમાંથી કયુ ખાતર વધારે સારૂ એ પ્રશ્ન જ રહેતો નથી.

હવે બીજો પ્રશ્ન લઈએ. આજનો એક ખેડૂતવર્ગ એવો પણ છે કે જે ચૂસ્તપણે એમ માને છે કે રાસાયણિક ખાતરોથી જમીન બગડે છે. ગુજરાતમાં રાસાયણિક ખાતરોમાં ખાસ કરીને એમોનિયમ સલ્ફેટનો ઉપયોગ વધારે પ્રમાણમાં થાય છે. આથી આ ખાતર જમીનનું પોત બગાડે છે એટલું જ નહિ પણ કેટલાક પાકોની ગુણવત્તા પણ એમોનિયમ સલ્ફેટના ઉપયોગથી ઓછી થાય છે એવી માન્યતા પણ સાંભળવા મળે છે.

## અખતરાઓ રૂપે સાબિતી

રાસાયણિક ખાતરોથી અથવા એમોનિયમ

સલ્ફેટથી જમીન બગડે છે એ માન્યતા સાચી છે કે ખોટી તે નીચે આપેલા કેટલાક અખતરાઓના સાર પરથી સાબિત થશે.

૧. રોથમસ્ટેન્ડ સંશોધન કેન્દ્ર, ઇંગ્લેંડ

ઇંગ્લેન્ડમાં આવેલું આ સંશોધન કેન્દ્ર ઘણું જૂનું અને દુનિયામાં આગળ પડતું સંશોધન કેન્દ્ર લેખાય છે. આ સંશોધન કેન્દ્ર ઉપર એક નહિ, એકવીસ નહિ પણ સતત સો વર્ષ સુધી રાસાયણિક ખાતરોનો ઉપયોગ કરવામાં આવેલો. આમ છતાં જમીન પર એની જરાપણ ખરાબ અસર જણાઈ નહોતી. એટલું જ નહિ પણ જુદા જુદા પાકોનો ઉતાર સેન્દ્રિય ખાતરોની માવજત કરતાં રાસાયણિક ખાતરોની માવજતવાળા ખેતરમાં હમેશાં વધારે આવતો.

૨. પુસા :–

આ સંશોધન કેન્દ્ર ઉપર એક કાયમી ખાતરોનો અખતરો કરવામાં આવેલો. સમતોલ રાસાયણિક ખાતરો આપવાથી આવેલો ઉતાર અને છાણિયા ખાતર અથવા લીલો પડવાશ કરવાથી આવેલો ઉતાર બંને સરખા રહેલા.

૩. કોઇમ્બતુર :–

આ સંશોધન કેન્દ્ર ઉપર પણ એક લાંબા ગાળાનો ખાતરનો અખતરો કરવામાં આવેલો. પરિણામો ઉપરથી જાણવા મળ્યું કે રાસાયણિક ખાતરોના રૂપમાં નાઇટ્રોજન, ફોસ્ફરસ અને પોટાશ સપ્રમાણ આપવાથી પાકનો ઉતાર વધારેમાં વધારે આવેલો એટલું જ નહિ પણ લાંબા ગાળા સુધી રાસાયણિક ખાતરનો ઉપયોગ કરવા છતાં જમીનની રસાળતા પર માઠી અસર બિલકુલ જણાઇ નહોતી.

૪. કટક :–

ખાતરોનો એક કાયમી અખતરો આ સંશોધન કેન્દ્ર ઉપર ૧૭ વર્ષ સુધી કરવામાં આવેલો. પરિણામોએ બતાવી આપ્યું કે આટલા લાંબા ગાળા સુધી પણ એમોનિયમ સલ્ફેટનો ઉપયોગ કરવા છતાં જમીનની ઉત્પાદકશક્તિ ઉપર માઠી અસર જરા પણ પહોંચી નહોતી.

૫. કાનપુર :–

૧૮૮૮ થી ૧૯૧૪ સુધી આ સંશોધન કેન્દ્ર ઉપર ખાતરોના કરવામાં આવેલા અખતરાએ સાબિત કરી આપ્યું કે રાસાયણિક ખાતરો એ સેન્દ્રિય ખાતરો કરતાં પણ ચાર ગણા વધારે અસરકારક છે.

આમ ઉપર આપેલા જુદા જુદા સંશોધન કેન્દ્રો ઉપર થએલા અખતરાઓના પરિણામો પરથી એ સાબિત થાય છે કે રાસાયણિક ખાતરોથી જો તેનો સમજપૂર્વક અને સમતોલ રીતે ઉપયોગ કરીએ તો જમીન બગડવાનો સંભવ રહેતો નથી. ઉલટું રાસાયણિક ખાતરોના ઉપયોગથી પાક ઉત્પાદન વધે છે ને આડકતરી રીતે સેન્દ્રિય તત્ત્વ જમીનમાં વધારે પ્રમાણમાં ઉમેરાય છે.

જો કે એ વાત પણ યાદ રાખવા જેવી છે કે અયોગ્ય અને અવિચારી રીતે નાઇટ્રોજનયુક્ત રાસાયણિક ખાતરોનો ઉપયોગ કરવાથી જમીન બગડે એવું લાગે પણ તે સમજવા એક સરળ ઉદાહરણ લઇએ. દૂધ એ લગભગ સંપૂર્ણ આહાર ગણાય છે. દૂધ નિયમિત પિનારની તંદુરસ્તી પણ વધે છતાં ધારો કે કોઈ વ્યક્તિ ફક્ત દૂધ ઉપર જ જીવવાનો પ્રયત્ન કરે ને બીજો કશો ખોરાક લે નહિ તો અથવા ખૂબ વધારે પ્રમાણમાં દૂધ જ પીધા કરે તો તેની તંદુરસ્તી પર શી અસર પડે ? દૂધ એ પૌષ્ટિક આહાર ખરો પણ સાથે સાથે અન્ય ખોરાકની પણ જરૂર રહેવાની. લગભગ તેવી જ રીતે આપણી જમીનોમાં નાઇટ્રોજન વધારે પ્રમાણમાં આપવો જોઈએ એ ખરું પણ સાથે સાથે ફોસ્ફરસ અને પોટાશની આવશ્યકતા પણ રહેવાની. આમ પાકને ફક્ત નાઈટ્રોજનયુક્ત ખાતરો જ (જેવા કે એમોનિયમ સલ્ફેટ, યુરિયા વિગેરે) આપ્યા કરીએ અને ફોસ્ફરસયુક્ત ખાતરો (જેવા કે સુપર ફોસ્ફેટ વિગેરે) અને પોટાશયુક્ત ખાતરો

(જેવા કે પોટેશ્યમ સલ્ફેટ વિગેરે) ન આપીએ તો એવું બનવા સંભવ છે કે નાઈટ્રોઈજનયુક્ત ખાતરો આપો તો પણ પાકઉત્પાદન ન વધે એટલું જ નહિ પણ કદાચ ઘટવા પણ લાગે. આનો અર્થ એવો તારવી શકાય કે નાઈટ્રોજનયુક્ત રાસાયણિક ખાતરોથી નહિ પણ ફોસ્ફરસયુક્ત અને પોટાશયુક્ત ખાતરોના અભાવથી ઉતાર ઘટયો છે. સારાંશ, નાઈટ્રોજન, ફોસ્ફરસ અને પોટાશ એ ત્રણ વનસ્પતિપોષક તત્ત્વો સપ્રમાણમાં અને બુદ્ધિપૂર્વક પાકને આપવા જોઈએ. આ માટે ઉત્તમ ઉપાય એ છે કે જમીનનું પૃથક્કરણ કરાવવું ને તેમાં ભલામણ કર્યા પ્રમાણે રાસાયણિક ખાતરો પાકને આપવા.

રાસાયણિક ખાતરો અને પાકની ગુણવત્તા

રાસાયણિક ખાતરોના ઉપયોગથી કેટલાક પાકની ગુણવત્તા ઓછી થાય છે એ બીજી ભૂલભરેલી માન્યતા છે. હજી સુધી એવો કોઈ અખતરાથી સાબિત થયેલો પુરાવો સાંપડયો નથી કે જેને લીધે આમ કહી શકાય. ઉલ્ટું, એવા અખતરાઓ થયા છે કે નાઈટ્રોજનયુક્ત રાસાયણિક ખાતરો આપવાથી પાકની ગુણવત્તામાં (ખાસ કરીને પ્રોટીનમાં) વધારો થયો હોય.

ઉપસંહાર

ઉપર આપેલી વિગતો પરથી આપણે નીચે પ્રમાણે તારવણી કાઢી શકીએ:

૧. રાસાયણિક ખાતરોથી જમીન બગડતી નથી.

૨. રાસાયણિક ખાતરોના ઉપયોગથી પાકની ગુણવત્તા પર માઠી અસર થતી નથી.

૩. રાસાયણિક નાઈટ્રોજન, ફોસ્ફરસ અને પોટાશયુક્ત ખાતરોનો સમતોલ અને સપ્રમાણ ઉપયોગ કરવો. આ માટે જમીનનું પૃથક્કરણ કરાવવું.

૪. સંતોષકારક પાકઉત્પાદન માટે સેન્દ્રિય અને અસેન્દ્રિય બંને ખાતરો આવશ્યક છે.

૫. રાસાયણિક અને સેન્દ્રિય ખાતરો એકબીજાના પ્રતિસ્પર્ધી નથી પણ પૂરક છે.



અનુ. પૃ. ૪૪૦ થી ચાલુ]

(૭) વાવેતર અંતર ઓછું રાખી હેકટર (૨½ એકર) દીઠ વધુ છોડની સંખ્યા મેળવી વધુ ઉપજ લઈ શકાય છે. સુરતના કપાસ સંશોધન કેન્દ્ર ઉપર બે હાર વચ્ચે ૧૨૦ સે. મિ. (૪૮ ઈંચ) અને બે છોડ વચ્ચે ૬૦ સે. મિ. (૨૪ ઈંચ) રાખવાથી લાભ થાય છે. તેમ નોંધાયું છે. બે હાર વચ્ચે ૯૦ સે. મિ. પણ અંતર રાખી કેટલાક ખેડૂતો આ નવી જાત વાવે છે. આમ અખતરાઓ ચાલુ છે.

(૮) તારની લંબાઈ જોઈએ તો આ નવી જાતમાં સંકર-૪ કરતાં તે ૧ મી. મી. ઓછી છે. એટલે તાર એટલો ટૂંકો ગણાય. તારના સરખાપણામાં, પકવતામાં અને બારીકાઈમાં બન્ને સરખા છે. તારની તાકાતમાં અને કાંતણ આંકમાં સંકર-૬ એ સંકર-૪ કરતાં ચડિયાતી જાત છે, તેમ પ્રયોગશાળાનો ચકાસણી અહેવાલ જોતા જાણી શકાય છે.

તાજેતરમાં જ આ સંકર-૬ જાત બહાર પડી હોવા છતાં ખેડૂતોને તેનું ઘેલું લાગ્યું છે. ગઈ સાલ ૧૧,૪૦૦ હેકટર (લગભગ ૨૮૦૦૦ એકર) વાવેતર થયું હતું. તેની ખાસિયતો અને ઉપજના આકર્ષક આંકડા જોઈ ચાલુ સાલે ખેડૂતોએ ૭૦ થી ૭૫ હેકટરમાં તેનું વાવેતર કર્યું છે. આવતી સાલ આ આંકડો બમણો થાય તેવું દેખાય છે.

પડોશી રાજ્યો મહારાષ્ટ્ર, મધ્યપ્રદેશ અને રાજસ્થાનના ખેડૂતોની પણ આ કપાસ માટેની માંગણી ઝડપથી વધશે તેમ મનાય છે.

## એનો ભાવ

અંબર કુંજાં કુરલિયાં, ગરજિ ભરે સબતાલ;
જિનિકે ગોવિંદ બીછરે,
તિનિકે કવન હવાલ? –૧

દાદુર મોર કિસાન મન, લાગ્યો રહે ઘન માંહિ;
પૈ રહીમ ચાતક રટનિ,
સરવરિ કો કોઉનાહિ –૨

ચોમાસે ડોડી ચૂવે, પાણી પરનાળાં !
વસતા ઘર વસિયો નહિ, કે'દી કુંચાઃળા. –૩

અંબર ઘનહર છાઇયા, બરસી ભરે સબ તાલ;
ચાતક જ્યોં તરસત રહે,
તિનિકો કોન હવાલ ? ૪

ગહ ઘૂમી લૂમી ઘટા, પાવસ ઉલટયા પૂર;
સાવણ મહિને સાયબા, કદી ન રાખું દૂર. ૫

સાવણ આયો સાયબા, હરિયા હરિયા વન;
હરિયો હુવો ન એકલો,
પ્યારી ધણરો મન્ન. ૬

તીજ રમે છે તીજણીઆં, સાજણ લે લે લાર;
ચઢો કયાં છો ચાકરી, સાઇના સરદાર ! ૭

વળતાં ભેળી વળે, જાતાં ભેળી જાય;
જો'ની માયા થાય, વરસા ભેળી વેરડા. ૮

સાવણ લાગા સાયબા, ગાણાં માણાં રંગ;
આણા ઘર જાણા નહિ, કાણાં બાંધ તુરંગ. ૯

ડ્રાઉં ડ્રાઉં દાદુરા, ઘાટા પાણી ઘૂઘવે;
પૂરે પપૈયા સૂર, ભડ વાજાં વરસાદનાં. ૧૦

સંગીત સમો સુહાગ, હાવે ભાવે હલકમાં;
રૂદે રિઝાવણ રાગ, ગોપ–જનનાં ગીતડાં. ૧૧

ફેંકે ફોરમ ફૂલ, ઓપે આભે કાચબી;
ગાંડું કરે ગોકુળ, લીલવણાંને લેરખે. ૧૨

શિયાળો ભલો માળવે, ઉનાળો ગુજરાત;
ચોમાસે સોરઠ ભલો, બરડો બારે માસ. ૧૩

## એનો અભાવ

જેઠ વસમો જાય, ઘર સુકી ઘોરી તણી;
પૂંછલ પોરા ખાય, જીવન વિનાનાં જેઠવા. ૧૪

અષાઢ કોરાડો ઊતર્યો, મૈયણ પતળ્યો મે;
દલને ટાઢક દે, જીવ લાંબે રે જેઠવા. ૧૫

શ્રાવણ મહિનો સાબદો, જેમ તેમ કાઢયો જે;
તમ વણ મરશું મે, ભેળાં રાખો ભાણવા. ૧૬

હાથી પૂછલ્યો હોય, એને કેમ કરી ઉઠાડીએ;
જેઠવા વિચારી જોય,
ભાદરવો જાય ભાણનાં. ૧૭

આસો મહિનાની અમે, રાણા ! લાલચ રાખીએ;
ત્રોડિયું સર્યું તમે,
જીવ્યું નો જાય જેઠવા. ૧૮

નદિયું નિસાસા મોકલે, નહિ મથાળ મે;
વરસને કાળા મે ! ગામ હાલ્યાં ગામતરે. ૧૯

ખડ ખૂટયાં ધણ વસુકિયાં, વાલાં ગિયાં વિદેશ;
અવસર ચૂકયા મેહુલા, વરસ્યે કોંઉ કરેશ ! ૨૦

વાડી માથે વાદળાં, મોલું માથે મેહ !
દુઃખની દાઝેલ દેહ, ભોંઠાં પડીએ ભાણના. ૨૧

પરબેથી પાછાં વળ્યાં, તરસા લાગી છે;
તું વણ વાલા મે,
અગની કયાં જઈ ઓલવું ? ૨૨

એમ કરતાં અમે, આપૈયા ઘોડે બોલીએ;
નજર વિનાનો નેહ,
બાધે નહિ બરડા ધણી. ૨૩

જેઠ કોરો જાય, ઘર સૂકી ઘોરી તણી;
પૂંછલ પોરા ખાય, જીવ વણ્યનાં જેઠવા ! ૨૪

મોટે પણગે મે, આવ્યો ધરાને ધરવતો,
અમ પાંતીનો એક,
ઝાકળ ન વરસ્યો જેઠવા ! ૨૫

દાખળનાં દાઝેલ, પણગે પાલવીએ નહિ;
એક વાર એલી કરે,
વન કોળે વેણુના ધણી, ૨૬

# હાલરડું

સહદેવસિંહ અ. વાળા

[પુરોહિત – શાસનથી શરૂ થયેલો રાજ્યશાસનનો યુગ આજે લોકશાહી સુધી પહોંચી ગયો છે. મધ્યયુગમાં સાતસો વરસ સુધી રાજપૂત યુગ રહ્યો. આ રજપૂત યુગ અંગે અનેકાનેક વાર્તા – નવલકથાઓ લખાઈ છે ને હજી લખાયે જાય છે ને આકાશવાણી તથા ડાયરાઓ-માં પણ કહેવાય છે. પણ રાજપૂતીના સંસ્કારો અને ભાષા તથા વિનયવિવેક ને ખમીર – ખાનદાનીથી અજાણ લોકો રાજપૂતી સંસ્કારનું આડેધડ ગૌરવભંગ કરી રહે છે. અહીં પુત્ર-પ્રસવના રાજપૂતી સંસ્કારને એમની જ પ્રણાલિમાં એ જ વિનયવિવેક અને એની સૂક્ષ્મતમ વિગતો અને ભાવાભિવ્યક્તિનો તાદૃશ્ય ચિતાર આપેલો છે. જાણે કથા જ જોઈ લો – સં.]

રાણીજીને પ્રસવ પીડાની ઝીણી ઝીણી શરૂઆત થઈ. વેણુ ઊપડી. એકાદ ઘડી તો ઢોલિ-યામાં ગોઠણ ઉપર હાથ ટેકવીને કાઢી. પછી, ઢોલિ-યાની પડખે નીચે સૂતેલી દાયણને જગાડીને કહ્યું "બાઈમાને બોલાવ".

સુયાણી બેબાકળી બેઠી થઈ ગઈ. રાણી-જીના સામું જોયું ન જોયું ને ચોકવીંધી સડેડાટ ઊંચી ઓસરીના 'બાઈમા'ના ઓરડે જઈને હળ-વેકથી ટકોરો કર્યો.

'બાઈમા'એ હાથમાં રુદ્રાક્ષની માળા ફેરવતાં – ફેરવતાં બારણું ખોલ્યું. સુયાણીને ઈશારે બાઈમા સમજી ગ્યાં. સીધાં રાણીજીના ઓરડે આવ્યાં.

રાણીજી બે હાથ જોડી બોલ્યાં, "બાઈમા ! ...મારે નાવું છે."

"વહુજી, અટાણે ? આવે ટાણે નવાંય નહીં દીકરા શળ ટાઢું પડી જાય."

"પણ ..માડી...મારે તો ના'વું છે, અધો-રીની જેમ ખાટલે આળોટતાં – આળોટતાં ઓયકારા કરીને ઊભું નથી થાવું."

"એ તો ઠીક પણ..."

"મને માફ કરજો, પણ થોડું નવશેકું પાણી કરાવી આપો, નાંય લઊં." રાણીજીના અફર નિરધાર સામે બાઈમાએ સમો પારખી લીધો. નવશેકું પાણી કરાવ્યું. રાણીજી ના'યા, અને તુરત જ વાણુ ભરેલા ખાટલા પાસે આવીને ઊભાં.

"બાઈમા, જોગમાયાનો દીવો કરો, મારે દીવાના દર્શન કરવા છે."

રાણીજીના અવાજમાં વિશ્વાસનો રણકાર હતો. શ્રદ્ધાની નોબત વાગતી'તી. ભીંતના આળિ-યામાં જોગમાયાનું સિંદુર લીપ્યું ત્રિશૂળ હતું. બાઈમાએ દીવો પ્રગટાવ્યો.

રાણીજીએ આખાય અંગને ધરતી સાથે આળોટીને જોગમાયાના દીવાનાં દર્શન કર્યાં. અટલ વિશ્વાસ અને ભાવવિભોર ક્ષત્રિયાણીની અબોલ આરદાસું સાંભળીને આખોય ઓરડો ઊજાસે ભરાઈ ગયો. ખંડ ખડ – ખડીને હસી ઊઠયો. આંગણે ઓજસ્ પથરાયાનો ભાવ તો અડીખમ અને ધીર-ગંભીર બાઈમાથી પણ પરખાયા વિનાનો ન રહ્યો. વૃદ્ધ ક્ષત્રિયાણી વિચારી રહી... "એક ધૂંબો મારીને હાથીનું ખોપરૂ ફાડી નાખે એવા અડાભીડ દીકરા તો આવીને જ ઉદરે અવતરેને !"

પ્રભાતનો પો' ફાટવાની અણી ઉપર હતો. ઊગમણે રતુંબડી આભાંઉં પથરાતી આવતી'તી. ઉદયાચળને આંગણે અરૂણનું આવાહન થવાની વાર નો'તી. ત્યાં છડી પોકારતાં પંખીઓએ પાંખો ફફડાવીને કિલ્લોલ કરી મૂકયો. મોરલા ખરેર્યા. વૃક્ષોએ હળવેથી મસ્તકો ઝુકાવ્યાં. ફૂલો બેર્યાં, અને એની સુગંધે સૂરજનાં સ્વાગત કર્યાં. ત્યાં તો ખણેણાટ કરતી, ઓરડામાં થાળીમાં, વેલણની ડાંડી પડી અને આવા કથીરા વાસણના પણ મીઠા લાગતાં

અવાજનો ઝણુઝણાટ લઈને વાયરે વાત માંડી કે : "દરબારને ઘેર દીકરો આવ્યો."

દાયણ સાડલે હાથ લૂ'તી, બેબાકળી ઓરડા બહાર આવી. હરખમા અડધી ઘેલી થઈ ગઈ. ભાન ભૂલી ગઈ, બાઈમા'ને બથ ભરી ગઈ. 'બાઈમા' પણ ક્યાં ભાનમાં હતાં ? એને પણ ઘણી મોડી સુધ આવી કે એક મીર દાયણ બાઈને તેઓ બકીઓ ભરતાં થાકતાં નો'તાં. વધાઈ એણે ખાધી હતીને ? 'બાઈમા .. દીકરો !' ઈ બોલતાં દાયણની જીભના લોચા વળી ગ્યા'તા.

આ સલુણા પ્રભાતનો પો'ર વધુ પોરહીલો થઈને મંગળ ચોઘડિયાંનો ઝણુ–ઝણાટ લઈને દરબારગઢની રાંગ ઠેકીને આખાય ગામમાં ગાજતો થયો'તો. હવામાં હરખ મા'તો ન'તો.

દાયણ ફૂલીબાઈ મીરાણી ગઢમાંથી દોડતી દોડતી નીકળીને ઘેર ગઈ. તેના ખાવિંદને ખબર આપ્યા. સીદી મીરે તસ્બીર ફેરવતાં – ફેરવતાં બે હાથ ભેળા કરી આભ સામે ઊંચા કર્યા ને અલ્લાની દુવા માગી.

દીકરો સવા મહિનાનો થયો એટલે રાણીજીને સવા મહિનાનું માથાબોળ નવાણ નવડાવવામાં આવ્યું. કપાળે પીળ કરી'તી. છૂટા વાળે આછાં નીર ટપકતાં'તાં. માવતરેથી મોકલાવેલ મોંઘાં કપડે મા'લતાં રાણીજીને એક–એક પગલે નણંદબા કંકુનાં ડગલાં ભરાવતાં'તાં. એક એક ડગલે મહિયરીઓએ માંડવ પૂર્યા'તા. નગદી ધરી'તી, સુહાગણોના ગળેથી ગવાતાં રાંદલનાં ગીત ગાતાં ગાતાં કુળદેવીના ઓરડે આવી ઊભા'તાં.

નાનકડા બાલુડાને કુળદેવી પાસે, એના પગથાળે આળોટાવીને, લાપસીના કર કર્યા, પૂજન કર્યાં, રાણીજીએ ઘણા મહીને સાડલાની પાટલી વાળી'તી.

આધાનના મહિના દોઢ મહિનાની મૂંઝવણ કળાણી તે પછી બાઈમાએ રાણીજીને કહ્યું'તું, "વહુજી ! હવેથી પાટલી ન વાળતાં ચપટી ચપટી કરી સાડી ખોસજો ને વડીલોને હાથ જોડજો, પણ પગે ન લાગતાં." ઈ વખતે રાણીજીના મોઢે શરમના શેરડાં છૂટયા'તા. પાલવમાં મોં છુપાવી હળવેથી હાથ જોડીને જતાં રહ્યાં'તાં.

આજે મહિનાઓ પછી દીકરાની જનેતા કુળદેવીના કર કરવા આવી'તી. એણે છેડો ઝાલીને ખોળો પાથર્યો. દોઢિયા સાડલાની પાટલી વાળી માતાજીને પગે લાગણી કરી. પાછળ ફર્યાં. વડીલો-ની સામે ઊભડક બેઠાં.

બેય હાથના અગૂંઠા અને પહેલી આંગળી વચ્ચે ચોક પુરેલ ચૂંદડીના બેય છેડે હાથ જોડયા પછી બેય બાંયેં થોડી પહોળી કરીને વડીલો સામે ખોળો ધર્યો પાથર્યો. ડાબી બાંની કળાઈ ડાબા પગના ગોઠણ ઉપર ટેકવી જમણા હાથનો પંજો વડીલોના જમણા પગનાં અંગૂઠા ઢુકડો લઈ ગ્યાં ને જાણે આશિષનો ખોળો ભરી લેતાં હોય તેમ ચૂંદડીના છેડા સોતો જમણા હાથનો પંજો ડાબા હાથના પંજા સાથે મેળવી ને બેય હાથ જોડયા. આમ ત્રણ વખત હાથ જોડયાં, ત્રણ વખત ખોળો પાથર્યો, ત્રણ વખત પગે લાગ્યાં.

રાજપૂતી સંસ્કારથી સભર શોભતું આ "પગેલાગણું" કર્યું. વડીલોને વિનવ્યાં એટલે વડી-લોએ વહુજીના માથેથી બેય હાથમાં પોચાં પહોળા કરી મૂઠી વાળીને પોતાના માથે દુઃખણાં લીધાં.

વહુનાં દુઃખ હણ્યાં–પોતાના ઉપર ખણ્યાં વ્હોરી લીધાં અને ઉજળા મોએ ગુણ આશિષ આપીને રાણીજીનો ખોળો છલકાવી દીધો

" ટાઢું પેટ વસતું પેટ અખંડ સૌભાગ્ય. "

ટાઢું પેટ હોય તો બાઈને દીકરા થાય. વસતું પેટ એટલે એક કરતાં વધુ દીકરા થાવ. અને અખંડ સૌભાગ્યના વેણમાં તો ભારતીય નારીની ભાવનાનો–અખંડ સૌભાગ્યની આકાંક્ષાનો અંતરતમ ભાવની બુલંદતાનો જીવનનો જબર જરત હરખીલો ધબકાર સમાયો છે.

માતાજીને પગે લાગણી પછી વડીલોના આશિર્વાદની સાથે નાનકડી નણંદને પણ એ જ ભાવે પગે લાગીને રાણીજી પોતાના આંગણે આવ્યાં.

બાઈમાંને એવી અને એટલી જ સભ્ય-તાથી પગે લાગ્યાં. બાઈમાએ બે હાથે દુઃખણા લઈ વહુને ઉભા કર્યાં અને કહ્યું. "બેટા થાળ પૂરો, હમણાં સીદી મીર આવશે. ઢોલ અખિયાવો."

ગઢના ઝાંપામાં ગરતાં પહેલાં સીદી મીરે પગરખાં કાઢી એક કોર્ય મૂક્યાં. ઝાંપો અને દરબારી કચેરીની ચોપાટ વચ્ચે પચાસેક ડગલાવાનો ચોક વટાવતાં અડધેક જઈને સીદી મીરે ગળે લટકાવેલ ત્રંબાળુ ઢોલને પીઠ પાછળ સેરવ્યો. ઢોલની રૂપે મઢી વાંકી દાંડીવાળો જમણો હાથ અને ચાર આંગળીએ ચાંદીના કરડા પહેરેલ ડાબો હાથ ભેળા કર્યા નમીને જમીને અડાડીને પોતાના માથા સુધી લેતાં પાઘડીએ અડાડયાં ને દરબારી ડાયરાને ત્રણ વખત તાજમ કરી.

"ખમા મારા અન્નદાતા-ધણી ખમાં-ધણી ખમાં મારા પાળતલને ઝાઝીયું ખમાં"

ડાયરે આવકાર દીધો.

મીરે ઢોલને ગળે લટકાવીને દાંડી છોડી... પણ આજે એને ડાયરે બેસવાનું નહોતું. આજ તો દરબારમાં જવાનું હતું. ભેટ વાળીને ઝનાનામાં જવાનું હતું. નાનકડા દરબારનું મોઢું જોવાનું હતું.

મીરનો વીઘો વળ્યો'તો. એની ખળાવાડ ઊભરાણી'તી. દરબારનો એના ધણીનો આંબો મહોર્યો'તો. એની વેલુમાં વધારો થયો'તો. એનું હાલરડું ગાવાનું હતું.

બીને વાને સીદી મીરના ઓડિયાંને મૂછોમાં કાબરિયાં કાળા'તાં'તાં, વાળ વધુ ધોળપ લઈને નજરે પડતા'તા, આધેડીનો ઊંબરો ઠેકીને સાડીની અધવચ્ચે ઊભેલા આ મીરને આજ ઊંમરમાં ત્રીહી ઘટી ગઈ'તી. પચીસ વરસનો જુવાનીનો તોર એના પગમાં વરતાતો'તો. એની આંખો હેંહતી'તી, ઉમંગે એના હૈયામાં ઘોલકું કર્યું'તું. એના કંઠમાં આજ મધરપનો પાર ન હતો, ખોખાર્યા વગરનું ગળું એમાં થોડો નાકનો સહારો લેતી મીર ગાયકીમાં આરોહ – અવરોહના તરંગોએ વધુ વળાંકો ખાઈને લાંબે પને સુરાવલીઓ છેડી'તી. મીઠા મધરખા હાલરડાની કડીઓમાં પીલુની ઝલક ગૂંજતી'તી.

ઝનાના – દરબારની ડેલી વટાવીને મીર દરબારના ફળિયામાં આવી ઊભો. ઘૂંઘટે ઢાંકયા મોં વાળાં રાણીજીએ ઢોલ અખિયાવ્યો. થાળમાં ઘઉં ભર્યા'તા. એમાં શ્રીફળ મૂક્યું'તું. શ્રીફળને કંકુનો ચાંદલો કર્યો'તો. કંકાવટીમાં આંગળી બોળીને ઢોલને ટીલવ્યો. આખા ચોખા છાંટી વધાવ્યો. અને જેવો થાળ સીદી મીરને દીધો કે મીરે છલાંગ મારી–મીર કુદ્યો. ફળી વચ્ચે જઈ ઊભો. ઢોલને મીઠી ઠપાટ દીધી. ઢોલ જાગી ગ્યો. ને ઝણેણી ઊઠયો. ડાંડી પડી ને ડણેણી ઊઠયો.

ઊંચા ઓરડાની ચોકી બાઈઓથી ઊભરાતી'તી. એમાં મારગ કરતાં 'બાઈમા' હાથમાં સવા મહીનાના કુંવરને તેડીને આવ્યાં. ઊગતા સૂરજની આભા લઈને અવતરેલ કુંવરને કેસરી કેડિયું, પીળી ઊરેબ, માથે ઝરીની ચાર – ખૂણાવાળી ટોપી, ગળામાં સોનાનું માદળિયું, પગમાં હેમના ઘેવર હતાં અને હાથમાં સોનાના અને કાળાપારાના નજરબુટા પહેરાવેલા હતા. કિનખાબના કપડાંમાં વીંટેલ રઘુવંશના નાનકડા કુળ – દીપકને સીદી મીરને દેખાડવામાં આવ્યા અને સીદી મીરે કુંવરનું મીઠી હલકે હાલરડું ગાયું. સીદી મીર ફેર – ફુદરડી ફરતો જાય, ફળિયામાં ઢોલના તાલે નાચતો જાય અને "હાલરડું" ગાતો જાય.

મીરે જેવું હાલરડું ગાવાનું શરૂ કર્યું કે ફૂલીબાઈ મીરાણી બાઈઓના ઘેરામાંથી બા'ર નીકળી મીર પાછળ આવી ઊભી. ડાબા હાથની બગલમાં જમણી બાજુથી સાડલાનો છેડો ખેંચીને સંકોરીને દબાવ્યો અને માથેથી સાડલો ખેંચી બેય હાથે બબ્બે આંગળીએ સાડલાની કોર ભરાવીને ઘૂંઘટ નીચેથી મીરની ગાયકીમાં સૂરનો સાથ પુરાવ્યો. જાણે ખરજમાં તીવ્ર ગાંધાર ભળ્યો. ચોતારા સિતારના ચારે ચાર તારો તો ઝણેણતાં'તા ત્યાં પાછળથી દિલરૂબાની બત્રીસી ખળખળીને હસી ઊઠી, અને તેના બત્રીસે તારોવાળું આખુંય અંગ ઝણેણીને

નાચી ઉઠયું. ઢોલના ધીંગા ધણેણાટમાં શરણાઈએ જાણે સૂર પૂર્યા અને માઠપની મોરલી ગહેકી ઊઠી.

જાણે અષાઢીલો મેઘ તો ગોરંભાતો'તો એમાં અનંગ ભરડે લીધેલી ઊની વણછટાણી ધરા ઉપર વરસાદનાં પહેલાં ફોરાં પડયાં અને આછા હળવાં સરવા કાને સંભળાય તેવા સિસકારા સંભળાયા ન સંભળાયા ત્યાં તો પવને એક બે... ત્રણ... આછાં લેરખા ખાધાં, ધરતીની સોડમ મઘમઘી ઊઠી, આખુંય વાતાવરણ જીવંત થઈને હાલરડાની હલકે ડોલવા લાગ્યું !!!

જેવું હાલરડું પૂરું થયું એટલે મીરે નાનકડા કુંવર ઉપરથી ઢોલને ઓળઘોળ કર્યો. પોતાના માથે મૂકયો મીરે ખચકારો કર્યો. મીરાણીએ કહ્યું : "ક્રોડ દિવાળિયું અવિચળ રાજ તપો જેઠાણુ જનેતાની કૂંખ ઊજાળો."

બાઈમાએ નાનકડા કુંવરને હાથે અડાડી ખોબોભરી નજરાણું ઘોળ કરી મીરને આપ્યું.

જેઠવી રાણીએ અતલસનું કાપડું, કબજો ઘડીઅલ ઘાઘરો, હેમનો કંઠલો ને બેનબાએ ભત્રીજાને પગે અડાડી ને બે જોડ સાચા કપડા, સોનાનો વેઢલો આપ્યો.

કાકાજી મામીજી ને ફુઈજી સાથે ઊભેલ સગાં વ્હાલાંઓએ પણ ઉરને ઉમળકે આવ્યું તેટલું મીરને આપ્યું.

મીરે પોતાની જૂની પાઘડીના આંટા ઊખેળ્યા પાઘડીનો છેડો દાંતમાં ભરાવ્યો અને ફરીથી પાઘડીનો એક એક આંટો બાંધવા લાગ્યો. એક એક આંટે ઘડીઅલ કાપડાં, દોઢીયેલ સાડલા જરિયેલ છેલાં લટકાવ્યા. ભેટ ઉપર થરના થર બાંધ્યાં. ઘેરાળુ ઘાઘરાને બેય ખંભે નાખ્યા. કોઈ ટોકરાળો કાપાલીક અવતારી સાધુ ફળિયામાં નાચતો હોય એવો દેખાતો સીદી મીર પોતે જાણે પીરનો પણ પીર હોય એવો પોરસાતો ઢોલ લઈને, વગાડતો વગાડતો ગઢની મોટી ડેલીએ ડાયરે આવ્યો.

ડાયરો અકડેઠઠ બેઠો હતો. ડાયરે આવીને મીરે મુજરો કર્યો. હાલરડું ગાયું. પોરસાતી છાતીએ હરખનો બંધ તૂટું–તૂટું થતાં દરબારે ભલકારો દીધો · " માગો મીર શું આપું ? "

" અરે મારા અન્નદાતા ! મેં તો નાનકડા ધણીનું મોઢું જોયું ત્યાંતો ફીટી ગ્યાં બાપ ! હું ઓળઘોળ થાઉં ! મારે માગવાનું હોય નહીં. "

" તોય આજ તો તમારો લેવાનો હક્ક છે, અને મારે તમને જે જોઈએ તે આપવાનો." કહેતાક દરબારે ગળામાંથી સોનામહી ત્રણ સેરની માળા કાઢી મીરને આપી,

" ઘણી ખમાં " કહી મીરે બે હાથનો ખોબો વાળી માળા લીધી અને માથે ચઢાવી.

ત્યાં દરબાર ફરી બોલ્યા "સીદી મીર. આ ચારજામો અને તંગ સોતી મારી રોઝી ઘોડી ઉપર પલાણ વાળો, એ તમને હાલરડાના હરખમાં દીધી."

" જોગમાયા ઝાઝું દે. " ... મીર બોલ્યો દરબારની પડખે બેસીને ખરલે કસુંબો ઘૂંટતા કાકુભા ચાપાજી પોરસાતા બોલ્યા :– "હયો મીર હરખનો આથી અદકેરો દી અમારે બીજો કયો ઊગવાનો હોય ?" અને પોતાની ઝીણી ટપકીની ભાતવાળી બાંધણીની પાઘડી મીરને હાથોહાથ દીધી.

ડાયરો ઊઠે તંઈ કાકુભા ઊઘાડે માથે હોય કે ફાળિયું વીંટાળે તો ઊણું દેખાય તેથી દરબારગઢમાંથી પોતાની કોરીધાકોર શરબતી મલમલની કસુંબલ રંગની પાઘડી મંગાવીને દરબારે કાકુભાને બંધાવી.

હાલરડાની વધાઈમાં ડાયરામાં બેઠેલો સૌએ મીરની કદર કરી, આનંદના અતિરેકમાં આંખોના ખૂણામાં આવેલ હરખનાં આંસુ જમણા હાથની બાંએ લૂછતો લૂછતો મીર ચોપાટના પગથિયાં પાછે પગે ઊતર્યો.

મીરે ચોગાનમાં થનગનતી રોઝી ઘોડીને લગામ હાથમાં લીધી ઘોડીને દોરીને ગઢનાં ઝાંપા સુધી લીધી. ઝાંપા બહાર જઈને પલાણી અને ગામ સોંસરવી ઊભી બજારે હાલરડું ગાતો ગાતો નીકળ્યો.

# આપણું આકાશ

જયમલ્લ પરમાર

## આકાશગંગાને કાંઠે કાંઠે



૧. અભિજિત (ઝગરથ), ૨ વીણા, ૩. હંસમંડળ,
૪ હંસપુચ્છ, ૫ ૬૧ ન.ના તારો, ૬ શ્રવણ, ૭. ધનિષ્ઠા

**આ** તો શ્રાવણ માસ. શ્રાવણનાં તો સરવડાં વરસે. આષાઢ માસમાં મેઘરાજા તાજા દેહે આવતા હોય છે, તેથી અનરાધારે વરસે છે અને પોટલાબંધ તૂટી પડે છે. એમના વાહનરૂપ વાદળાંના પણ દોવળાં – ચોવળા થર આભ માથે બિછાવી રાખે છે; પણ શ્રાવણ માસ બેસતાં એમનાં સ્વરૂપ શાંત છતાં સ્થિર થાય છે અને ધીમે સરવડે હળવે હળવે આખો માસ વરસ્યા કરે છે. આષાઢની જેમ ઘટાટોપ વાદળાં છાઈને આકાશને કાળુ ડિબાંગ કરી દેવાને બદલે હળવે હાથે લીંપણ કર્યું હોય તેવાં ઉજાસભર્યાં વાદળાં આકાશ માથે પાથરી દે છે; અને સૂર્યને ક્યારેક બતાવી – ક્યારેક ન બતાવી આછો અંધકાર – આછો ઉજાસ ધરતી માથે પાથર્યા કરે છે.

રાત ગળતી આવે અને ભજનિકોના ભજનો લાંબા સૂરના અને એકધારાં બનતા જાય; તેમ શ્રાવણ માસમા મેઘરાજા એકધારા સૂરમાં લાંબી લયે પોતાની ધારાઓ વરસાવ્યા કરે છે. સર .. સર . સર સરવડાં વરસ્યા કરે છે. શ્રાવણનાં સરવડા આકાશમાંથી ઊતરી ઝાડપાન અને લતાવેલ, ડુંગર, પહાડ નદ – નદીઓ પર વહેતા થાય છે; અને ધરતી પર અવનવા પંથ પાડી ઝરણાંને રૂપે સમુદ્ર તરફ વહેતાં થાય છે. જ્યાં જ્યાં તેમના પગલા પડતા જાય છે ત્યાં ત્યાં તેઓ તેમની યાદગીરી તરીકે નીલાં સ્વરૂપ ઊભાં કરતાં જાય છે અને ધરતીને નવાં સ્વરૂપ સજાવતાં જાય છે.

ઝાડ–છોડ સ્નાન કર્યા બાદ અંગ ખંખેરતાં માનવીની જેમ પાંદડે પાંદડેથી પાણીનાં બિંદુ ખેરી રહ્યાં છે અને ઉજાસભર્યે મોએ ધરતી માથે ઝૂલી રહ્યા છે. ડુંગર – પહાડ કાળાં ડિબાંગ સ્વરૂપ છોડી લીલા સાજ સજી રહ્યા છે. સમગ્ર ધરતી જાણે મખમલના વિવિધ સાજ સજી રહી છે. કઠણ ધરતીએ પોતાને અંગે પ્રેમને સ્વરૂપે તસતસતી ચોળી પહેરી હોય તેમ લાગે છે. ખેતરોમાં ઊભા થયેલા મોલ જાણે ધરતીના દેહ પર મમમલિયા સાળુ લહેરાવ્યા કરે છે; અને ડુંગર – પહાડ કે વન–જંગલમાં આવેલ ઘાસની વીડીઓના હરિયાળાં ઘાસ જાણે ધરતીએ ઓઢેલ સાળુના ચારે છેડા આનંદમગ્ન થઈને ફરકાવી રહ્યા હોય એમ લાગે છે.

### હર્ષસ્વરૂપ શ્રાવણ

ધરતીનાં આવા નીલા સ્વરૂપ નીરખ્યા પછી માનવીનાં મન કેમ હરિયાળા ન બને? મેઘ-

રાજાએ વરસાવેલાં સરવડાં ડુંગર-પહાડ પર થઈને જનસમાજ ભણી વહેતાં થાય છે, તો માનવી પોતાની જન-સંખ્યાનાં વહેન બાંધીને ડુંગર-પહાડની ગાળીઓ તરફ વહેતાં થાય છે. ડુંગર-પહાડની ગાળીઓમાં મેળા રચે છે અને રાસ રમે છે. રંગરંગીન સાજ સજે છે અને સર... સર... સર... અવાજે ગાતાં શ્રાવણને જવાબ દેતાં હોય તેમ રાસ-ગરબીએ ઘૂમીને ડુંગર-ગાળીઓને ગજાવે છે. આષાઢના મૂશળધાર વરસાદ વચ્ચે વાવણાં કરી આવેલ ગ્રામસમાજ ખેતરે ખેતરે પોતાની મહેનતને ઊગેલી જોઈને હર્ષ પામે છે અને હર્ષમાં આખા શ્રાવણ માસને વિવિધ ઉત્સવો અને તહેવારોથી ભરી દે છે. નાગપાંચમ અને રાંધણછઠ, શીતળા સાતમ અને કૃષ્ણાષ્ટમી એમ તહેવારોનાં વહેન બંધાઈ જાય છે અને તેમનાં વહેનમાં જનસમાજ આનંદ-તરબોળ થઈ નાહ્યા કરે છે. કુદરતે જ જે માસને પોતાનો હાથ ફેરવી હર્ષસ્વરૂપ બનાવ્યો તે શ્રાવણ માસમાં કૃષ્ણ મહારાજ જન્મ લે તેમાં નવાઈ શી ? તેમણે પણ આ માસમાં જન્મ ધરીને ધરતી માથે હર્ષનાં વહેણ વિશેષ વહેતાં મૂકયાં.

આવા હર્ષસ્વરૂપ શ્રાવણ માસના દેવ શ્રવણ મહારાજ આકાશમાં કયાં બેઠા છે ? એમનાં દર્શન કયાં થશે ? શ્રાવણ મહારાજ પણ પોતાનાં અંધ માતાપિતાને સમગ્ર ભારતવર્ષનાં તીર્થ કરાવતાં કરાવતાં આ વખતે પાણીથી છલોછલ બની ગયેલાં આકાશગંગાને કાંઠે આવીને ઊભા છે. કયે ઠેકાણે ઊભા છે એ ?

## પિતૃભકત શ્રવણ

ગયા માસમાં જેમનાં દર્શન કર્યાં તે આષાઢાથી ઉત્તર દિશામાં આગળ ચાલતાં આકાશગંગાને કાંઠે બરાબર આકાશની મધ્યમાં પૂર્વ તરફ એક તારો ચમકી રહ્યો છે. અડખેપડખે બે ઝાંખા તારા બેઠા છે. એ પોતે જ શ્રાવણમાસના દેવ શ્રવણ મહારાજ. બંને બાજુ ઝાંખા તારાઓને સ્વરૂપે બેઠેલાં તે એમનાં ક્ષીણકાય વૃદ્ધ માતાપિતા જાણે કાવડમાં બેસારીને આકાશગંગાનાં પુણ્યોદકમાં એમનું સ્નાન કરાવવા પિતૃભકત શ્રવણ આવેલ છે. આ ત્રણે તારા આપણે મૃગશીર્ષ નક્ષત્રમાં નીરખેલ બાણ જેવો જ આકાર ઊભો કરે છે.

ગામડાંના લોકો આ શ્રાવણને કાવડિયોઃ કાવડમાં પોતાના માતાપિતાને જાત્રા કરાવનારો જ કહે છે. અનંત યુગથી એ શ્રવણ-કાવડિયો પોતાનાં માતાપિતાની સેવા કરતો આકાશગંગા કાંઠે ઊભો છે. એનાં આંધળાં માબાપ આકાશગંગાનાં પાણીને છલકારે છલકારે જાણે આશીર્વાદ આપી રહ્યાં છે. 'જીવતો રહેજે બેટા ! કરોડ વરસનો થજે !'

પણ ના, ના, એ શ્રવણને તો તરસ્યાં માબાપ માટે સાંજનાં અંધારામાં નદીમાંથી પાણી ભરવા જવું પડશે; અને નદીને સામે કાંઠે શિકારની રાહ જોતા દશરથ રાજા તેને કોઈ પ્રાણી પાણી પીવા આવ્યું ધારી સનન કરતું તીર મારી વીંધી નાખશે.

શ્રવણનો અકારણ અજાણતાં વધ કરીને શાપિત થનાર કયાં છે, એ દશરથ રાજા ? શ્રવણ નક્ષત્રના ત્રણ તારાસ્વરૂપી બાણની લીટીમાં જ આકાશમાં ઉપર નજર કરીએ તો આકાશગંગાને સામે કાંઠે આખા આકાશમાં અત્યારે સૌથી વધારે તેજે પ્રકાશતા એ દશરથ બેઠા છે. જ્યોતિર્વિદો એમને 'અભિજિત'નું નામ આપે છે. આકાશગંગાને કાંઠે કોઈ ઝાડવા પર જાણે એ બેઠા હોય તેમ લાગે છે.

## અમર ગરુડ

શ્રવણને પાશ્ચાત્યો અલ્ટેર : Altair કહે છે. શ્રવણનો આ સફેદ તારો આપણી ધરતીથી ૧૪ પ્રકાશવર્ષ દૂર છે. શ્રાવણની આસપાસના એમનાં માતાપિતાસ્વરૂપી બે તારા તથા અન્ય તારાઓ મળીને આખા મંડળને પાશ્ચાત્યો ગરુડ : એકિવલા Aquila The Eagle કહે છે. આ ગરુડ કોણ જાણો છો ને ? જગન્માતાનાં અમૃત-દૂધ પીને

અમર બની ગયેલા ગરુડ તે આ પોતે જ. એ હજી યે તે આકાશગંગાને કાંઠે અહીંથી તહીં ઊડયા કરતો હોય એમ પાશ્ચાત્યો માને છે. ગરુડે જગન્માતાનાં અમૃત-દૂધ પીને અમરતા મેળવી અને આપણા શ્રવણ મહારાજે માતાપિતાની સેવા કરતાં મૃત્યુ મેળવીને અમરતા મેળવી.

અભિજિતને પાશ્ચાત્યો વેગા: Vega કહે છે. આપણા સૂર્યથી ૫૦ ગણો પ્રકાશિત આ અભિજિત પણ આપણે માટે આરાધ્યદેવ છે. આપણી પૃથ્વી સૂર્ય આસપાસ ફરે, સૂર્ય શૌરીમંડળ તરફ ધસે અને શૌરીમંડળ આ અભિજત તરફ ધસી રહ્યું છે—એમ વૈજ્ઞાનિકો કહે છે. છેવટ આપણે ત્યાં જ જવું પડશે એમ ધારી તે જ્યોતિર્વિદોએ આ અભિજિતને સત્તાવીશ નક્ષત્રને વિસ્તારીને અઠ્ઠાવીશમું નક્ષત્ર ગણી લીધું છે. આવતા દેવને કોણ ન પૂજે, ભાઈ ? પણ આ સૂર્ય, શૌરીમંડળ અને અભિજિત — બધાં યે આકાશગંગાના ચક્રાવામાં પેલા આષાઢના તારકવાદળાં તરફ ધસી રહ્યાં છે, એમ છેવટ નક્કી થયું છે. તો પછી આષાઢાના એ તારકવાદળાંને પણ કોઈ પૂજ્ય સ્વરૂપ આપી દેવામાં શો વાંધો ?

આ અભિજિતથી નીચે થોડાક તારા પડયા છે. એનું નામ વીણા. પાશ્ચાત્યો એને હાર્પ : The Harp કહે છે. એ તારામંડળનો આકાર આપણા દેશની વીણા જેવો નથી, પણ પાશ્ચાત્ય હાર્પ જેવો થોડોક દેખાવ એમાંથી ઊભો થાય છે ખરો. દશરથ-સ્વરૂપ અભિજિતના હાથમાં તીરકામઠાને બદલે આવી વીણા હોત, તો શ્રવણ મહારાજનો આવો કરુણ અને અકાળ અંજામ આવત ?

## કરુણ વીણાવાદન

પણ આ વીણા અહીં આવીને કયાંથી બેસી ગઈ ? ગ્રીસ દેશમાં ઑર્ફિયસ નામે જબરો વીણા-વાદનકાર થઈ ગયો તેને જાણો છો ને ? તેનું વીણાવાદન સાંભળીને લોકો એકધ્યાન બની જતાં, ઝાડપાન શાંત બની જતાં, વનમાં પ્રાણી ટોળે વળતાં અને જંગલનાં નદી-ઝરણાં થંભી જતાં. આવા સંગીતકારની પ્રિયતમા યુવાન વયે અવસાન પામી. વીણાવાદનથી સૌનાં હૈયાં રીઝવતો ઑર્ફિયસ ઠેઠ યમપુરીમાં યમરાજા પાસે પહોંચ્યો. વીણાવાદનથી યમરાજાને રીઝવ્યા અને પોતાની પ્રિયતમાને પાછી મેળવી. યમરાજાએ વચન લીધું: 'તારી પ્રિયતમા પાછળ પાછળ ચાલી આવશે. યમદ્વારે પહોંચતાં સુધી પાછું વાળીને જોતો નહિ.' પણ યમદ્વારે પહોંચતાં સુધી ઑર્ફિયસનો જીવ ન રહી શક્યો અને પાછું વળીને જોયું, કે પાછળ ચાલી આવતી તેની પ્રિયતમા પથ્થર બની ગઈ. ઑર્ફિયસ ખાલી હાથે પાછો ફર્યો અને આખી જિંદગી વીણાને તારે તારે રુદનના સ્વર કાઢતો રહ્યો. આપણે આ વીણાને એકલવિહારી નારદજીની વીણા કલ્પી લઈશું કે સદા આપણને જ્ઞાન પીરસ્યા કરનાર શારદાદેવીની વીણા માની લઈશું ?

અભિજિત આ વીણામંડળનો જ એક સભ્ય છે. અભિજિત ઉત્તરાકાશમાં વિશેષ પ્રકાશિત તારો છે; અને પોતાને એક જોડિયો તારો છે, પણ એ તો બચારો દસમા વર્ગનો તદ્દન ઝાંખો તારો. અલબત્ત, એનો રંગ અભિજિત જેવો આસમાની છે એટલું ખરું, અભિજિત આપણી પૃથ્વીથી ૪૦ પ્રકાશવર્ષ દૂર છે.

ઉત્તરાકાશમાં અભિજિતનું સૌથી પ્રકાશિત સ્થાન જોઈને પેલા સપ્તર્ષિના ચોકઠાના પ્રથમ બે તારામાંથી લીટી ખેંચતાં ઉત્તર ધ્રુવ દેખાય, એ જ રીતે એ ચોકઠાના બીજા બે તારામાંથી લીટી દોરીએ તો અભિજિતને મળે છે.

## ગોવાળ અને સૂર્યકન્યા

આ શ્રવણ અને અભિજિત વિષે એક સુંદર કથાનક ચીનદેશમાં છે. કહેવાય છે, કે સૂર્ય-દેવ શેનને એક કન્યા હતી. કન્યા તો રૂપરૂપનો અંબાર, પણ કન્યા આખો દિવસ રેંટિયો કાંત્યા કરે—ન ગાય, ન રમે. બસ રેંટિયો જ કાંત્યા કરે.



આકાશગંગાને સામસામે કાંઠે વસતાં ગોવાળ અને સૂર્યકુમારી

સૂર્યદેવના મહેલની પાસે આકાશગંગા વહે અને આકાશગંગાને પેલે પાર એક ગોવાળ રહે. આખો દિવસ તેનાં હજારો ઢોર ત્યાં ચરાવ્યા કરે. સૂર્યદેવને થયું, કે આની સાથે દીકરી પરણાવી દઉં તો એનું મન બીજા કામમાં રોકાય અને રેંટિયો હાથથી છોડે.

થોડા જ વખતમાં સૂર્યકન્યા અને ગોવાળના લગ્ન થયાં. સૂર્યકન્યાને પરણીને ગોવાળ હરખઘેલો થઈ ગયો. આખો દિવસ એ પોતાની નવવધુને શણગારે, રમાડે અને જમાડે. સૂર્યકન્યાને કાંઈ જ કામ નહિ. રેંટિયો કાંતતી તે પણ હવે બંધ થયું. આખો દિવસ તે આકાશગંગાને કાંઠે ભમ્યા કરે. અને રમ્યા કરે. ગોવાળે પણ પોતાનાં ઢોર રખડતાં મૂકી દીધાં. બંનેને સંસારનું કાંઈ ભાન ન રહ્યું.

સૂર્યદેવે આ જોયું. તેમને થયું, કે માનવી કામ વિના આમ આળસમાં જીવન કેમ ગાળી શકે? આ નવદંપતીને સંસાર ચલાવવાની સમજ નથી. આથી તેમણે દીકરી – જમાઈને શાપ દીધો, કે 'જાઓ, તમે બંને એકબીજાને મળી શકશો નહિ. એક આકાશગંગાને આ કાંઠે રહે, અને બીજું આકાશગંગાને સામે કાંઠે.' જમાઈએ કાલાવાલા કરીને માફી માગી. ત્યારે આખા વર્ષમાં એક દિવસ: સાતમા માસને સાતમે દિવસે (જુલાઈ : તા. ૭) તમે મળી શકશો, એમ સૂર્યદેવે કહ્યું.

આકાશગંગાને સામે કાંઠે જવું કેવી રીતે? સૂર્યદેવે દૈયડ પંખીનાં ટોળાં મોકલ્યાં. તેમણે પોતાના દેહનો પુલ રચી દીધો અને તેના પર થઈને ગોવાળને સામે કાંઠે ઉતારી દીધો. ગોવાળ આકાશગંગાને આ કાંઠે રહે અને સૂર્યકન્યા સામે કાંઠે રહે. બંનેને જુદાં થયાં પછી દુનિયાદારીનું ભાન આવ્યું. ગોવાળ પોતાનાં ઢોર સાચવવા લાગ્યો અને સૂર્યકન્યાએ રેંટિયો કાંતવાનું તથા બીજું ઘરકામ શરૂ કરી દીધું. આખા વર્ષમાં એક દિવસ મળી શકાશે તેની આશામાં રાહ જોતાં તેઓ વર્ષભર લગાતાર કામ કરવા લાગ્યાં.

પણ જુલાઈ તો વરસાદનો માસ. વરસતા વરસાદમાં દૈયડ પંખીઓ કેવી રીતે આવી શકે અને ગોવાળને તેની પ્રિયતમા પાસે કેવી રીતે લઈ જઈ શકે? કહેવાય છે, કે સાતમા માસના સાતમા દિવસે (જુલાઈ : તા. ૭મીએ) ગમે તેવા વરસાદના દિવસો હોય તો યે આકાશ સ્વચ્છ બની જાય છે; અને ગોવાળ તેમજ સૂર્યકન્યા નિર્વિઘ્ને એકબીજાને આનંદથી મળી શકે છે.

આ ગોવાળ તે અભિજિત. એને આકાશગંગાને પેલે પાર પહોંચાડનાર દૈયડ પંખીઓ તે વીણામંડળ અને સૂર્યકન્યા તે શ્રવણ. અભિજિત અને શ્રવણ આકાશગંગાને સામસામે કાંઠે જ બેઠાં છે ને?

## વલયાકાર નિહારિકા

આ વીણામંડળની અંદર એક વલયાકાર (વીંટી આકારની) નિહારિકા (રિંગ નેબ્યુલા: The Ring Nebula) આવેલી છે. આપણે ગયા માસમાં વાત કરેલી, કે અમુક જાતની નિહારિકા આપણી આકાશગંગામાં વસે છે, તેનો આ એક પ્રકાર.

નિહારિકા એટલે તો હવાનો જથ્થો. એનું લેટિન નામ નેબ્યુલા અને તેનો અર્થ પણ વાદળું કે ઝાકળ એવો થાય છે. આપણી આકાશગંગાની અંદર વસતી નિહારિકાઓ ઘણી નાની હોય છે; પણ આકાશગંગાથી દૂર દૂર વસતા અસંખ્ય તારાઓનું તેજ પણ વાદળાં કે ઝાકળનો દેખાવ ધારણ કરે છે, એમને આવર્તકાર નિહારિકાઓ કહે છે. અત્યારે તો આપણે આપણી આકાશગંગામાં વસતી નિહારિકાઓને જ જાણી લઈએ.



વીણામંડળમાં દેખાતી વલયાકાર નિહારિકા નાનું ચિત્ર ૬૦ ઇંચના ટેલિસ્કોપમાં અને મોટું ચિત્ર ૧૦૦ ઈંચના ટેલિસ્કોપમાં લેવાયું છે.

વીણામંડળમાં વસતી નિહારિકા ગ્રહસ્વરૂપ નિહારિકા (પ્લેનેટરી નેબ્યુલેઃ The planetery Nebulae) ના પ્રકારની છે. જેવી રીતે ગ્રહમંડળ ગોળાકારે ગોઠવાયેલું હોય છે; તેવી રીતે આ જાતની નિહારિકા ગોળાકારે ગોઠવાયેલી હોય છે. આ નિહારિકા પોતે તો આપણે ગયા માસમાં જેનો પરિચય કર્યો તેવું એક કાળું વાદળ જ હોય છે; પણ તેના કેન્દ્રની પાસે એકાદ ચળકતો તારો હોય છે. આ તારાનું તેજ નિહારિકાના વાયુ-જથ્થાને ગરમ ગરમ કરી મૂકે છે અને તેથી નિહારિકા પ્રકાશિત બની જાય છે. જેવી રીતે ચંદ્ર સૂર્યના તેજનું પ્રતિબિંબ પાડે છે, તેવું આમાં નથી હોતું; કેમકે પ્રતિબિંબ પડવાથી જેટલો પ્રકાશ થાય એ કરતાં આ નિહારિકાઓનો પ્રકાશ ઘણો વધારે હોય છે.

## વીંટીસ્વરૂપ શાથી ?

આખા આકાશમાં આવી ૧૫૦ નિહારિકાઓ શોધાઈ છે. આ જાતની લગભગ વીસ નિહારિકાઓના વ્યાસ વગેરે માપી શકાયાં છે; અને તે પરથી માલૂમ પડયું છે, કે તેઓના વ્યાસ આપણા સૂર્યના ગ્રહમંડળથી અમુક હજારગણા મોટા છે.

વીણામંડળમાં આવેલ નિહારિકા બરાબર તેના નામને અનુરૂપ સ્વરૂપ ધરાવે છે. એના વચલા ભાગે ખૂબ કાળો ભાગ આવેલો છે. જેની અંદરથી પ્રકાશ પસાર થઈ શકતો નથી. આ કાળા ભાગની પાછળ જ એક ઝાંખો તારો આવેલો છે, જેના વડે તેના છેવાડાનો ગોળાકાર બરાબર વીંટીની જેમ વલયાકારે પ્રકાશી રહ્યો છે. આ નિહારિકા આપણી પૃથ્વીથી લગભગ ૧૧00 પ્રકાશવર્ષ દૂર છે. આ જાતની મોટા ભાગની નિહારિકાઓ વીંટીનું જ સ્વરૂપ ધરાવતી હોય છે.

૧૯૧૮ના જૂન માસમાં શ્રવણ નક્ષત્રની અંદર એક નવીન તારો દેખાયેલો. ૧૯૧૯ના માર્ચ માસમાં તે છઠ્ઠા વર્ગનો એક સામાન્ય તારો બની ગયેલો. બીજા પાંચ માસ જતાં એ તારામાંથી આપણે ઉપર કહી તેવી એક નિહારિકા બની ગઈ છે. કુદરત પણ કયારે શેમાંથી કેવું સ્વરૂપ ધારણ કરશે, તે કયાં કહી શકાય તેવું છે!

## અવ્યવસ્થિત નિહારિકા

બીજા પ્રકારની નિહારિકાનું નામ 'અવ્યવસ્થિત નિહારિકા The diffuse Nebulae કહી શકાય. મૃગશીર્ષ નક્ષત્રમાં એક નિહારિકા છે એમ આપણે જોઈ ગયા, તે આ જાતની નિહારિકા છે. મૃગશીર્ષમાં આવી એક બીજી નિહારિકા પણ વસે છે.

આ જાતની નિહારિકાને કોઈ ચોક્કસ

સ્વરૂપ હોતું નથી. ઘર કે ખડનો ગંજ બળતાં દૂરથી આડોઅવળો ભડકો દેખાય; તેવી આ નિહારિકાઓ દેખાય છે. આ નિહારિકા પણ પેલાં શ્યામસ્વરૂપી વાદળાં જ હોય છે; પણ તેની પાસે કોઈ તારો હોય તેના પ્રકાશનું પ્રતિબિંબ આ વાદળ પર પડે અને તે નિહારિકાને રૂપે આપણી સામે પ્રકાશિત થઈને દેખાય. કોઈ ખૂબ જ ગરમ તારા તેમની પાસે આવી જાય, તો આ જાતની નિહારિકા પોતે ગરમ ગરમ થઈને પોતાને તેજે પ્રકાશવા લાગે છે. તેમના પ્રકાશની પાછળ આવા તારા ઠીક ઠીક ભાગ ભજવતા હોય છે. મૃગશીર્ષ નક્ષત્રની અંદર પેલા ખંજર પાસે આવેલ નિહારિકા ખંજરના વચલા તારાને કારણે ગરમ થઈને પ્રકાશી રહી છે. એ તારો પોતે ચાર તારાને સ્વરૂપે એકબીજાની આસપાસ ફરી ચોસર રાસ ખેલી રહ્યો છે. આ નિહારિકા અને તારો આપણાથી ૯૦૦ પ્રકાશવર્ષ દૂર છે.

આષાઢા નક્ષત્રની અંદર આવેલ તારકવાદળું અને સ્વસ્તિક પાસે આપણે જોઈ ગયેલ તે 'કોલસાનો કોથળો' પણ આ જાતની જ નિહારિકાઓ છે ? આ નિહારિકાઓને સલામ કરી ચાલો, અન્ય તારામંડળો નીરખવા ઊપડીએ.

## ઊડતો હંસ

અભિજિતથી ઈશાન ખૂણામાં આકાશગંગાની વચ્ચે એક 'હંસ' ઊડી રહ્યો છે તે તમે જોયો ? પાંચ–૭ તારાઓ એનો આકાર ઊભો કરી દે છે. કેવી રીતે એનો આકાર ઊભો થાય છે ? અભિજિત અને શ્રવણ સાથે એ હંસનો સૌથી વિશેષ ચળકતો તારો ત્રિકોણ રચે છે. એ ચળકતા તારાને હંસપુચ્છ : હંસની પૂછડી કહે છે. હંસની પૂછડી હાથમાં આવી ગઈ પછી આખા હંસને પકડવો મુશ્કેલ વાત નથી. એ હંસપુચ્છ ઉપર આડી એક હારમાં ત્રણ તારા આવેલ છે. વચલો તારો તે હંસનું પેટ અને આજુબાજુના બે તારા તે એની પાંખો. સારી પેઠે ચારો કર્યા પછી નદીકાંઠે 'કાગડિયું' પહોળી પાંખો કરીને બેઠું હોય, તેવો ઘાટ લાગે છે. હવે બાકી રહી હંસની ચાંચ. હંસપુચ્છ અને પેટના તારાની લીટીમાં પૂર્વ તરફ નજર નાખીએ તો પહેલાં ઓછો ચળકતો અને પછી વિશેષ ચળકતો–એવા બે તારા દેખાવાના. એ હંસની ડોક અથવા હંસમુખ. 'ચમચો' નામના બગલાની ડોક ને ચાંચ લાંબાં થઈ જાય છે, એવી રીતે આ હંસની ડોક અને ચાંચ રચાઈ ગયાં છે.

લાંબી લાંબી ડોક કરીને એ જાણે પોતાનો મોતીચારો ચરી રહ્યો છે; પણ મોતીચારો ચરતી એની ચાંચ કે ચારો પચાવતું એનું પેટ તેજસ્વી નથી. તેજસ્વી તો એની પૂછડી છે. આથી જ એ ચળકતી પૂછડીને ખાસ નામ મળ્યું હશે ને ?

આકાશગંગાનાં પાણીની વચ્ચોવચ બેસવા છતાં પોતાનાં શાંત તેજે તે આપણું લક્ષ્ય ખેંચે છે. શ્રવણ-દશરથ તરફ નજર નાખતાં વચ્ચે એ પોતાના તરફ આવકાર આપી એ બંનેની સાથે ત્રિકોણ રચી આપણી નજરને રોકી રાખે છે.

આ હંસ અહીં આવીને ક્યાંથી બેઠો હશે ? માર્ચ–એપ્રિલમાં માનસરોવર ઈંડાં સેવવા ગયેલાં હંસનાં ટોળાં શ્રાવણ–ભાદરવા માસમાં ભારતવર્ષમાં પાછાં વળે છે તે તેના સ્મરણ તરીકે તો આ હંસ શ્રાવણ માસના શ્રવણ નક્ષત્રની પાસે નહિ બેઠો હોય ને ? આપણાં કાવ્યોમાં પણ 'આકાશગંગા'માં હંસ સ્નાન કરે છે. એવાં વર્ણનો આવે છે. એનો અર્થ શું એમ થાય, કે આ હંસ પ્રત્યે આર્યજનોનું પહેલેથી લક્ષ્ય દોરાયેલું છે ?

## હંસના અંગ

આપણા જ્યોતિષગ્રંથોમાં આ હંસનું સ્થાન નથી. પાશ્ચાત્યો એ સિગ્નસ: Cygnus: સ્વૉન : The Swanને નામે ઓળખે છે. આપણે જેને હંસપુચ્છ કહ્યું તેને તેઓ ડેનેબ Deneb : The hen's tail કહે છે. આ હંસપુચ્છનો તારો

પહેલા વર્ગનો છે અને આપણાથી ૬૦૦ પ્રકાશ-વર્ષને અંતરે છે; પણ એનો આખો પ્રકાશ કેટલો છે તે જાણવું છે? તે આપણા સૂર્યથી ૧૦,૦૦૦ ગણો પ્રકાશિત છે. આ હંસની ચાંચનો છેલ્લો તારો જોડિયો છે. એમાંનો એક તારો ઝાંખો વાદળી રંગનો અને બીજો તારો ચળકતો નારંગી રંગનો છે. આવા તદ્દન સામા છેડાના બે રંગીન તારાઓ એકબીજા આસપાસ ફરતાં કેવા શોભતા હશે?

આ હંસનું સાચું સ્વરૂપ કેવું છે? પાશ્ચાત્યો એને ઉત્તરાકાશનો સ્વસ્તિક : નોર્ધર્ન ક્રોસ : The Northern Cross કહે છે. દક્ષિણાકાશના સ્વસ્તિક કરતાં આ સ્વસ્તિક વિશેષ શોભતો છે એ વાત સાચી. આ સ્વસ્તિક ક્રોસ–સ્તંભ હમેશાં આડો પડેલો જ દેખાય છે. ભગવાન જિસસને ક્રોસ ઉપરથી ઉતારતી વખતે ક્રોસને આડો પાડી નાખેલો તે સમયથી એ આમ ને આમ નહિ પડયો હોય ને?

ક્યારેક આ હંસ અણીદાર ચાંચ અને પહોળા થતા પેટમાંથી શંકુ આકારનો ખ્યાલ આપે છે અને બંદરે પહોંચતી આગબોટમાં પાણીનું ઊંડાણ માપતા ખલાસીઓ 'બોટલ નાઈ' મિલા' બોલતાં બોલતાં લાંબી દોરીને છેડે શંકુ–આકારની એક કૂદડી નાખે છે, એવો આકાર ઊભો કરે છે. આકાશગંગાનું ઊંડાણ માપવા કોઈ મરજીવાએ આ કૂદડી નહિ ફેંકી હોય?

### પૃથ્વીની નજીકનો બીજો તારો

જેમ દક્ષિણાકાશના સ્વસ્તિકની પાસે પૃથ્વીની નજીકમાં નજીકનો તારો નરતુરંગ રહે છે; તેમ આ ઉત્તરાકાશના સ્વસ્તિકની વચ્ચે ૬૧ હંસ (61 Cygni) નામનો તારો આવેલો છે. તે પૃથ્વીની નજીકમાં નજીકનો બીજો તારો મનાય છે. અલબત્ત, ઉત્તરાકાશમાં તો એ પૃથ્વીની પાસેમાં પાસેનો તારો કહી શકાય. આ તારો પૃથ્વીથી ૬½ પ્રકાશવર્ષ દૂર છે. નરતુરંગના અંતરનું માપ નહોતું નીકળ્યું, ત્યારે એ જ તારો પૃથ્વીની નજીકમાં નજીકનો તારો ગણાતો. નરતુરંગનું અંતર મપાયા પછી એણે હસીને બીજો નંબર લીધો છે. એને એમાં નાનપ નથી. ગમે તેમ તો યે હંસનો સંગાથી ને? આ તારો પણ એકલો નથી હો? એ પોતે પાંચમાં વર્ગનો તારો છે; અને તેની આસપાસ એક બીજો પાંચમા વર્ગનો તારો ફરી રહ્યો છે.

મૂળ નક્ષત્ર, પૂર્વાષાઢા, ઉત્તરાષાઢા, શ્રવણ, અભિજિત અને હંસમંડળ નીરખ્યા પછી શ્રવણની નીચે પૂર્વ દિશામાં પાંચેક ઝાંખા તારાઓનું ઝૂમખું પડયું છે તેને જોઈ લઈએ એટલે આખી આકાશગંગાનું પર્યટન પૂરું કર્યું કહેવાય. આ ઝૂમખાનું નામ ધનિષ્ઠા નક્ષત્ર. પાશ્ચાત્યો એને જલમત્સ્ય : Delphinus કહે છે. ગંગાના પાવન પાણી કરતાં એને ધરતી નીરખવાની ઈચ્છા થઈ આવી હશે; અને અહીં આકાશગંગાને કાંઠે બેઠું હશે કે શું? એનો દેખાવ ઘણી વાર પાણીની સપાટી પર ગેડતાં માછલાં જેવો લાગે છે, એમાં ના નહિ.

### આકાશગંગાનાં તીર્થસ્થાન

આકાશગંગા પોતાને કાંઠે કેટલાંક નક્ષત્રો જમાવીને બેઠી છે!– જેમ જાહ્નવી પોતાને કાંઠે કાશી, પ્રયાગરાજ, ગયાજી વગેરે અનેક તીર્થ-સ્થાનો ધરાવી બેઠી છે તેમ જ.

નક્ષત્રો જ નહિ, પણ આકાશગંગા તો પોતાને કાંઠે બે–ત્રણ રાશિ રાખીને બેઠી છે. એને કાંઠે બેઠેલી ધનરાશિને તો આપણે ગયા માસમાં નીરખી ગયા. એથી આગળ ચાલતાં ¾ ઉત્તરાષાઢા + ૧ શ્રવણ + ½ ધનિષ્ઠાનાં ૨¼ નક્ષત્રો મળીને મકરરાશિ પણ આકાશગંગાનો જ કાંઠો શોભાવે છે. આકાશગંગા જેવું પુણ્ય ધામ કોણ પસંદ ન કરે?

આ મકરરાશિના કોઈ તારા ખરા? એમને નીરખવા માટે આપણે ગંગાજીનો કાંઠો છોડવો પડશે. પાણી છોડીને મગર નદીથી દૂર દૂર હવા

ખાવા આવી હોય; તેમ મકરરાશિના તારા પેલા ઉત્તરાષાઢાની પૂર્વે ઝાંખા ઝાંખા લાંબા થઈને પડયા છે. મગર જમીન સાથે એવી ભળી જતી હોય છે કે તેને શોધવા આંખો ખેંચવી પડે. એના જેવું જ અહીં પણ છે. આ મકરરાશિનો સૌથી પ્રકાશિત તારો ત્રીજા વર્ગનો છે. આ તારો જોડિયો છે. એમાંના પહેલા તારાને એક જોડિયો તારો અને બીજા તારાને બીજા બે જોડિયા તારા છે. આ રીતે એ પાંચ તારાઓ એકબીજા આસ-પાસ ઘૂમ્યા કરે છે.

આ મકરરાશિને પાશ્ચાત્યો કેપ્રિકોર્નસ : Capricornus ને નામે ઓળખે છે. કેપ્રિકોર્નસ એટલે બકરી. આમાં વળી બકરીનો આકાર કેવી રીતે આવતો હશે ? પાશ્ચાત્યો એના સૌથી પ્રકા-શિત જોડિયા તારાને બકરીના આંચળ કહે છે. 'પેલું બકરી કેરું બાળ, વિખૂટું માડીથી આ કાળ,' એ કવિતા પ્રમાણે કોઈ બકરીબાળ તેની માથી વિખૂટું પડીને આ પ્રદેશમાં રખડવા આવી ચડયું નથી ને ?

આ મકરરાશિની નીચે દૂર દૂર દક્ષિણમાં થોડાક તારા પડયા છે, એનું નામ બક. અંગ્રેજીમાં તો એને હંસ : ગ્રસ : Grus જ કહે છે. પેલા આકાશગંગાને કાંઠે બેઠેલા હંસની સાથે એ પણ માનસરોવરથી પાછા વળ્યો હશે, પણ એના ટોળાંથી વિખૂટા પડી અહીં એકલો બેઠો છે કે શું ?

### એકલતાનું સામ્રાજ્ય

આ બકની પશ્ચિમે ઉત્તરાષાઢાના તારાની નીચે ત્રણ તારાની એક ઝાંખી હાર પડી છે; એનું નામ મયૂર. પાશ્ચાત્યો એને પેવો: Pavo કહે છે. પ્રથમ બે તારા પાસે છે, ત્રીજો તારો દૂર છે—જાણે એ તારો મયૂરના પિચ્છભારનું અંતર બતાવે છે; પણ અહીં મયૂર આવીને કયાંથી બેઠો છે ? જેનું એ વાહન છે તે ભગવાન કાર્તિકેય, દેવી શારદા કે દેવી જૂનો આટલામાં કયાંયે નથી: અને એ એકલો-અટૂલો અહીં કયાંથી આવી ચડયો ? આષાઢાના જલદેવતાનો એ છડીદાર હોઈને તેનો કેહૂકાર ગજાવવા અહીં કોઈ ઝાડને ઓથે સંતાઈને બેઠો છે, કે આ અંધારા દક્ષિણ પ્રદેશમાં પેલી મગર (બકરી), બક અને આ મયૂર—બધાં એકલાં—અટૂલાં દૂર દૂર બેસીને એકલતાનું સામ્રાજ્ય રચી રહ્યાં છે ?

મકરરાશિની ડાબી બાજુ પૂર્વે બીજી એક ઝાંખા તારાઓની હાર ચાલી જાય છે, એ હારનું નામ કુંભરાશિ, કુંભ એટલે ઘડો. જલદેવતા ચોમાસાના માસમાં કુંભ ભરીને ધરતી પર ઢોળ્યા કરે છે, એના પ્રતીકરૂપે તો આ કુંભ અહીં નહિ મૂકયો હોય ને ? પાશ્ચાત્યો એને જલગરિયો : એકવે-રિયસ: Aquarius અથવા વૉટરમેન : The Waterman કહે છે. મિસરના લોકો માનતા કે આ જલગરિયો પોતાનો ઘડો નાઈલ નદીના ધરેધરામાં બોળે છે; અને નાઈલ નદીમાં પૂર ઊમટે છે. આથી મિસરના લોકો આ જલગરિયાને જલદેવતા જ માનતા, અને આ કુંભરાશિને વર્ષાઋતુ.

આ કુંભરાશિની અંદર નિહારિકાઓ અને તારકગુચ્છો ઠીક ઠીક આવેલ છે. એક તારકગુચ્છ તો આપણાથી ૫૦,૮૫૬ પ્રકાશવર્ષને અંતરે છે.

### યુરેનસ-ગ્રહની શોધ

આ કુંભરાશિની અંદર જ ૧૭૫૬માં મેયર નામના એક જ્યોતિર્વિદે એક નવો તારો જોયેલો. થોડાં વર્ષ બાદ મહાન જ્યોતિર્વિદ વિલિયમ હર્શલે એ તારાને જોઈને કહ્યું, કે એ તો ધૂમકેતુ છે; પણ એ પછી તરત જ તેને જાણવા મળ્યું, કે એ ધૂમકેતુ નથી; પણ પાછળથી યુરેનસ નામે ઓળખાયેલો સૂર્યની આસપાસ ફરનારો એક ગ્રહ છે.

આ કુંભરાશિના એક તારાનું નામ શતભિષા નક્ષત્ર: (લામ્ડા એકવેરિયા : Lamda Aquaria) કહેવામાં આવે છે. એને કેટલાક શતતારા કહે છે; અને તેની આસપાસ સો તારા હોવાની કલ્પના

કરે છે; પણ એ વાતમાં વજૂદ નથી. એ તારો તો તદ્દન ઝાંખો કુંભરાશિનો એક સભ્ય જ છે– માત્ર એ શતભિષક નામના આપણા એક નક્ષત્રનું પ્રતીક ધરાવે છે એટલું જ.

અહોહોહો! આપણે આકાશગંગાથી ઘણા ઘણા દૂર નીકળી ગયા. નિદ્રાદેવીને શરણે જતાં પહેલાં પાછા આપણે આકાશગંગાને કાંઠે આવી જઈએ; અને એના પુણ્યોદકમાં સ્નાન કરીને ચેતનવંતા થયા પછી જ પાછા ફરીએ.

## આકાશગંગાની અજારીબજારી

બધે ફરી આવ્યા પછી આખી આકાશગંગાને એકસરખી નીરખતાં એ કેવી લાગે છે? એના તેજ – સ્વરૂપમાં પાણીનો એકસરખો આકાર દેખાય, તે કરતાં એમાં ધૂળ – ગોટાનું સ્વરૂપ વધારે દેખાય છે. નવઘણના નવલખ ઘોડાઓનું સૈન્ય ચાલતાં પાછળ ધૂળની ડમરીનો પટ્ટો પડતો જતો હશે, એવો આ પટ્ટો દેખાય છે. એ પટ્ટામાં યે કયાંક લિસોટા છે, કયાક ખાલી ભાગ છે, કયાંક ઘેરા ગોટ ઊડયા કરે છે.

આ બધા કરતાં જાણે આષાઢા, શ્રવણ, અભિજિત અને હંસમંડળ વગેરે આકાશચોકમાં આટાપાટા – અજારીબજારી–ની રમત રમવા ભેગાં થયાં લાગે છે. આકાશગગાના એમણે અજારી-બજારી માટે પટ્ટા તાણ્યા છે. મોભસ્થાને ઊભેલો અભિજિત દોટ મારતો બધા ખેલાડીઓને એક ઝપાટે પકડવાની તેયારી કરતો ઊભો છે. તેણે અત્યાર સુધીમાં મારેલી દોટોથી અજારીબજારી પટ્ટા પર ધૂળના ગોટા ઉડાડયા છે. ભારે ખેલાડી! એણે કોઈને પકડી પાડયા કે નહિ તેનો ખ્યાલ નથી; પણ એની દોટના ધૂળગોટાથી બીજા ખેલાડીઓની આંખો અંજાઈ ગઈ છે અને તેમના દેહ ઝાંખા બન્યા છે, એમાં તો ના નહિ.



પૃ. ૪૩૮થી ચાલુ]

અને ચિકિત્સા કરવાની રીત જે શાસ્ત્રમાં લખી નથી પણ લોકવ્યવહારમાં પ્રચલિત હતી તેના ઉપયોગથી ઘણા રોગીને સાજા કરી શકાયા છે.

એટલે જ અષ્ટાંગહૃદયગ્રંથના કર્તા વાગ્ભટે લખ્યું છે કે બુદ્ધિમાન માણસોનો ગુરૂ લોક પણ બને છે.

## સંદર્ભ સૂચી


૧ परिवेष्ट्य प्रदीपास्तु वल्वजानथवा कुशान्
मिषक् कुम्भ समावाप्य गुल्म घटमुखे न्यसेत्
ચરક–ચિ. ૫. ૧૩૮

૨ आशुकारी मुहुश्चारी पक्वाधान गुदालयः
સુશ્રુત મિ. ૬

૩–૪–૬ प्राणोदान समानाख्यापानव्यानैः स पञ्चधा
देहं तन्त्रयते सम्यक् स्थाने स्वव्याहत श्चरन् ॥
ચ૨૬. ચિ ૨૮ ૫ થી ૧૧

૫ सम्यगो नाभि मध्यमः સુશ્રુત ૧–૧–૧૩ ટીકા.

૭ विमार्ग स्थाह्ययुक्ताया रोगैः स्व स्थान कर्मजैः
शरीरं पीडयन्त्येते प्राणानाशु हरन्ति च ॥
ચરક ચિ. ૨૮–૧૨

૮ प्राणाग्न्यपान संदूष्य मार्गाश्रुध्वाघरोत्तरान् ॥
ચરક. ચિ. ૧૩–૨૦

૯ मर्माघातात् गजोष्ट्राश्व शीघ्रयानावतंसनात् ।
अतिविचेष्टितैः... ચરક. ચિ. ૨૮ ૧૬–૧૭

૧૦ उदानं योजयेत् उर्ध्वमपानं चानुलोमयेत समानं
शमयेत् विद्वान् त्रिधा व्यान च योजयेत् समानस्य
न उर्ध्वगामिता न अधोगामिता स्वस्थान प्रति-
पत्तिरेव चिकित्सा कार्येति ।
અષ્ટાંગ હૃદય ચિ. ટીકા

૧૧ त्वक्स्थो रसस्थ समीरणो वैवर्ण्यादि करोति
૧૨ रसस्यत्वक् स्थानत्वात् સુશ્રુત નિ. ૧–૨૬ ટીકા.
૧૩ સુશ્રુત ઉ. ૨૫–૧૧

# સમાનવાયુની સ્થાનભ્રષ્ટતા (પેચૂટી)

બાલકૃષ્ણ વૈદ્ય

જામનગર આયુર્વેદ મહાવિદ્યાલયના વિદ્યાર્થીઓ અને અધ્યાપકો કાશ્મીરના પ્રવાસે ગયેલા. એક વિદ્યાર્થીને ચાલતાં ચાલતાં અચાનક ખાડામાં પગ પડી ગયો પેટમાં દુ:ખાવો ઉપડયો અને ઝાડા શરૂ થઈ ગયા. બધા ઘોડા પર બેસીને ફરવા નીકળવાની તૈયારી કરતા હતા. ઘોડાવાળાઓ ઘોડા લઈને આવી ગયા હતા. બધા મુંઝાઈ ગયા. આ વિદ્યાર્થીને મૂકીને કેવી રીતે જવું ?

એક ઘોડાવાળાએ કહ્યું 'કઈ ચિંતા ન કરશો. હમણા હું મટાડી દઉં છું.' વિદ્યાર્થીને એણે નીચે સૂવડાવ્યો. નાભિ ઉપર આંગળી મૂકીને નિદાન કર્યું. એ પછી પગના એક અંગૂઠાને પકડીને એની રગને એવો ઝટકો માર્યો કે વિદ્યાર્થીનો ઉંહકારો નીકળી ગયો. પરંતુ એ જ ઘડીએ પેટમાં ઠીક થઈ ગયું લાગ્યું. ઝાડાની ખણુશ પણ શમી ગઈ. બધા હિંમતમાં આવી ગયા અને આનંદથી નીકળી પડયા.

## પેચૂટી

આ પ્રકારનું નિદાન લોકોમાં, વિશેષે કરીને ગામડાંઓમાં ખૂબ પ્રચલિત છે. એને પેચૂટી ખસી એમ કહે છે. ઉત્તર ભારતમાં 'નાભિ ટળી' કહે છે. ગુજરાતમાં 'આંબોઇ પડી' કહે છે. વાળંદ, કુંભાર, સૂયાણીનું કામ કરતી સ્ત્રીઓ અને કેટલાંક વૃદ્ધો આ રીત જાણે છે. કોઈને ઉલટી થાય છે. તો કોઈને સાઈટીકા જેવો દુ:ખાવો થાય છે. કોઈને આખા શરીરમાં સ્નાયુઓનો દુ:ખાવો થાય છે.

કોઈ આ રીતે રગ ખેંચીને મટાડે છે. કોઈ વળી પેટને અમુક પ્રકારે ચોળવાથી મટાડે છે. ઘઉના લોટની લુબદી નાભિ ઉપર મૂકીને એના ઉપર ઘી કે તેલમાં બોળેલી રૂની વાટ સળગાવે છે. ઉપર સાંકડા મોઢાવાળો લોટો ઊંધો વાળે છે. વાટ સળગવાથી અંદરની હવા પાતળી થાય છે અને ઉપરની ઠંડી હવાનું દબાણ આવે છે એથી લોટો પેટ સાથે બરાબર ચોંટી જાય છે અને એવી પકડ કરે છે કે નાભિ ઠેકાણે આવી જાય. ચરક સંહિતાએ[1] ગુલ્મ રોગને મટાડવા માટે આવાં ઘટિયંત્રનું વર્ણન કર્યું છે. આ બધી પ્રક્રિયાઓ પ્રાચીન કાળથી ચાલી આવે છે પરંતુ વૈદ્યકનો શાસ્ત્રીય વ્યવસાય કરનારાઓ આ નિદાન કે પ્રક્રિયા એકેયનો સ્વીકાર કરતા નથી. કારણ કે ચરક, સુશ્રુત વગેરે આયુર્વેદના માન્ય-ગ્રંથોમાં એનું વર્ણન નથી એમ મનાયું છે.

## વાયુનો એક વિકાર

આ પ્રકારના ઝાડા, ઉલટી વગેરે સામાન્ય રીતે વાયુના વિકારો ગણવામાં આવે છે. વાયુ એટલે ગેસ નહિ. ગેસ તો મળરૂપ સ્થૂળ વાયુ છે. આયુર્વેદ જેને વાયુ કહે છે તે તો ગતિ અથવા પ્રેરણા કરનારી શક્તિ છે. કોઈ પણ શક્તિ એના વાહક દ્રવ્ય વગર હોતી નથી. એ વાત સાચી છે. પરંતુ આયુર્વેદનો વિકાસ ઋષિમુનિઓના આશ્રમોમાં થયો છે. શરીરમાં અનેક પ્રકારની ગતિઓ અને પ્રેરણાઓ થતી રહેતી હોય છે. અને એનું વહન કરનારાં દ્રવ્યો પણ ભિન્ન ભિન્ન હોય છે. એ દ્રવ્યોને નિશ્ચિત્ કરવા માટે તો રાસાયણિક પૃથક્કરણ કરનારી લેબોરેટરી જોઇએ. આયુર્વેદે એ અભિગમ ન લેતાં દ્રવ્યનાં ગુણ અને કર્મોને જ નજર સામે રાખ્યાં છે. કારણ કે દરેક માણસ એ અનુભવી શકે છે.

આયુર્વેદમાં વાયુનો પ્રભાવ[2] બહુ મોટો માનવામાં આવ્યો છે. વાયુ આશુકારી – ઝડપી અસર કરનારો છે. મુહુશ્ચારી વારંવાર ગતિ કે પ્રેરણા કરતો રહે છે. શરીરનાં બધા યંત્રો તંત્રોનો એ ધારક છે. દોષો, અગ્નિ અને ધાતુઓની સમતા એ જાળવે છે. ઈંદ્રિયો એના વિષયનું ગ્રહણ વાયુ વડે

કરે છે. પ્રત્યેક ક્રિયા અનુલોમ – સરખી દિશામાં એનાથી ચાલે છે. વાયુને ત્રણેય દોષોનો નેતા કહ્યો છે. કફ પંગુ છે. પિત્ત પણ પંગુ છે. જ્યાં સુધી વાયુ એની સાથે ન ભળે ત્યાં સુધી એકેય દોષની ક્રિયા થતી નથી. જ્યાં સુધી વાયુ અવિકૃત હોય ત્યાં સુધી તે નીરોગી રાખે છે અને જીવાડે છે. વિકૃત થાય ત્યારે વિવિધ રોગ કરે છે અને મૃત્યુ પણ કરે છે. કફથી થનારા વીસ, પિત્તથી થનારા ચાલીસ અને વાયુથી થનારા એંસી રોગો છે. વાયુ બધા રોગોનો રાજા છે. આધુનિકોએ વર્ણવેલા નર્વસ સીસ્ટમ (જ્ઞાન અને ક્રિયાતંતુઓ)ના રોગો આ વાયુ સાથે સરખાવી શકાય છે.

## વાયુના પાંચ ભેદો

વાયુના સ્થાન અને કર્મ અનુસાર પાંચ ભેદ ગણવામાં આવ્યા છે. પ્રાણ[3] ઉદાન, સમાન, અપાન અને વ્યાનયોગશાસ્ત્ર આ વાયુઓ ઉપર ચિત્તનું નિયમન મેળવીને અદ્ભુત સિદ્ધિઓ પ્રાપ્ત કરવાની રીતો બતાવે છે.

પ્રાણવાયુનું[4] સ્થાન મસ્તક, કંઠ, જિહ્વા, મુખ, નાસિકા, કાન અને છાતી છે. મોઢામાં થૂક આવવું, છીંક આવવી, ઓડકાર આવવો, શ્વાસ લેવો મૂકવો, ખાનપાન લેવાં વગેરે કર્મો પ્રાણવાયુથી થાય છે. ઉદાન વાયુનું સ્થાન નાભિ, છાતી, અને કંઠ છે. વાણીની પ્રવૃત્તિ શબ્દો અને વર્ણોનો ઉચ્ચાર, પ્રયત્નયુક્ત કોઈ પણ બલયુક્ત ક્રિયા, ઊર્જા અને કાંતિ ઉદાનવાયુથી થાય છે. સમાનવાયુનું સ્થાન નાભિની મધ્યમાં છે. ત્યાં રહીને આમાશય અને પકવાશય બન્નેમાં ફરે છે અને કફ, પિત્ત, સ્વેદ અને જલવહન કરનારા સ્રોતોનું એ નિયમન કરે છે. ત્યાં રહેલા જઠરાગ્નિને બળ આપીને એને પ્રદિપ્ત રાખે છે. અપાન પકવાશયમાં રહ્યો છે. ત્યાં રહીને તે આર્તવ, ગર્ભ, મળ, મૂત્ર, વૃષણ, સાથળનાં મૂળ વગેરેનું નિયમન કરે છે. વ્યાન સમગ્ર શરીરમાં શીઘ્રગતિથી ફરતો રહે છે. ઉપર, નીચે, બાજુઓએ ગતિ કરવી, ધક્કેલવું, ફેંકવું, ચલાવવું વગેરે ક્રિયા, આંખોની પાંપણો ઉઘડવી, મીંચાવી-ઉન્મેષ અને નિમેષ વગેરે ક્રિયાઓ એ કરે છે. રક્તનું પરિભ્રમણ, ધાતુઓની ગતિ, શરીરમાં સંદેશાઓનું આવાગમન બધું એનાથી થાય છે. સર્વ શરીરમાં એ રહ્યો છે. એનું મુખ્ય સ્થાન હૃદય છે.

## સમાનવાયુના વિકારો

આ પાંચમાંથી પ્રાણ, સમાન અને અપાન એ ત્રણ વાયુઓનું સ્થાન મહાસ્રોત મુખથી માંડીને ગુદા સુધીનો માર્ગ છે. આહાર એ માર્ગે જ શરીરમાં દાખલ થાય છે, પચે છે, પચેલા આહારના સાર અને કિટ્ટ એવા બે ભેદ પડે છે. સાર શરીરમાં ચૂસાય છે. અને કિટ્ટ મળ બનીને મળમાર્ગે બહાર નીકળી જાય છે. આ મહાસ્રોતની ચાવી સમાન–વાયુના હાથમાં છે. નાભિની મધ્યમાં[5] રહેતા સમાનનાં સ્થાન અને ગતિ બરાબર હોય તો ખોરાક સરખી રીતે લેવાય, સમયસર પચી જાય, સાર અને કિટ્ટનું વિભાજન સરખી રીતે થાય, અને મળ પણ સરખી રીત અને સમયસર બહાર આવી જાય. સરખી ભૂખ લાગે અને ફરીથી ખોરાક લેવાની ઈચ્છા પણ થાય.

સમાનવાયુ શરીરની મધ્યમાં રહીને જઠરાગ્નિને[6] બળ આપીને પ્રદિપ્ત રાખે છે ઉપરાંત સ્વેદ, કફ, પિત્ત. અને જળનું વહન કરનારા સ્રોતોનું પણ નિયમન કરે છે એ કહેવાયું છે. ચરક સમાનવાયુનાં આ બન્ને કાર્યોને મહત્ત્વનાં ગણે છે. વાગ્ભટ ઉમેરે છે કે સમાન વાયુ સ્થાનસ્થ હોય ત્યાં સુધી જ આ કર્મો બરાબર થાય છે. એ જ્યારે સ્થાનભ્રષ્ટ થાય, વિમાર્ગગામી[7] થાય ત્યારે અગ્નિ વિષમ બને છે. ભૂખ લાગે નહિ, કોઇ વાર બહુ લાગે. કોઈ વાર ઓછી લાગે એથી પાચન–ક્રિયા વિકૃત થઈ જાય. એનું વર્ણન કરતાં કહ્યું છે કે અન્ન દુઃખપૂર્વક પચે છે. ખાધેલા આહારનો પાક ખાટો થઇ જાય છે. અંગો લુખ્ખાં અને કઠણ થઇ જાય છે. કંઠ અને મુખમાં શોષ પડે છે. ભૂખ હોય છતાં ખવાતું નથી. આંખે અંધારા અને મસ્તકમાં ફેર આવે છે. કાનમાં અવાજ

થયા કરે છે. પડખામાં, સાથળના મૂળમાં અને ડોકમાં પીડા થાય છે. વિષૂચિકા – કોલેરા જેવા ઝાડા ઉલટી થઈ પડે છે. હૃદયમાં પીડા થાય છે. શરીર કૃશ, વર્ણ કાળાશવાળો, દુર્બળતા થઈ આવે છે. મોઢું સ્વાદ વગરનું થાય છે. પેટમાં આંકડી આવે છે. ખાટું, ખારું, તીખું લેવાની ઈચ્છા થયા કરે છે. શ્વાસ અને ઉધરસ પણ થાય છે. ભૂખ્યાં પેટ ફૂલે છે, આફરો ચડે છે. ખોરાક લેવાથી સુખ થાય છે. વાયુનો ગુલ્મ હોય, હૃદયરોગ હોય, બરલ વધી હોય એવી શંકા થયા કરે છે. આ બધા વિકારો સમાનવાયુની વિકૃતિથી થયેલ અગ્નિદુષ્ટિ અને સ્વેદ, જલ અને દોષોનું વહન કરનારા સ્રોતોની દુષ્ટિથી થતા હોય છે.

ઉદરરોગોની સંપ્રાપ્તિમાં પણ ચરકે[૮] લખ્યું છે કે અગ્નિ મંદ હોય, આહાર મલિન હોય અને પાચન ન થવાથી શરીરમાં દોષોનો સંચય થયો હોય એ પ્રાણવાયુ, અગ્નિ અને અપાનવાયુને દૂષિત કરીને સ્રોતોને વધારેને વધારે અવરોધે છે ત્યારે ઉદરરોગ થાય છે. અહીં અગ્નિ લખ્યો છે, પરંતુ અગ્નિને બળ આપનારો, સક્રિય રાખનારો સમાન વાયુ છે. વળી સમાનવાયુ પ્રાણ અને અપાનની મધ્યમાં છે. એથી જ્યારે સમાનવાયુ સ્થાનભ્રષ્ટ થાય છે ત્યારે જો ઉપરની બાજુએ જાય તો પ્રાણવાયુને દૂષિત કરે છે. એથી વમન અને શ્વાસ ઉધરસ હૃદયના ધબકારા વધવા વગેરે થાય છે. નીચેની બાજુએ જાય તો અપાનને દૂષિત કરીને અતીસાર–ઝાડા વગેરે રોગોને કરે છે.

## સ્થાનભ્રષ્ટતાનાં કારણો અને લક્ષણો

સમાનવાયુ સ્થાનભ્રષ્ટ થઈને વિમાર્ગે જાય ત્યારે કેવા વિકારો કરે છે તે આપણે જોયું. સ્થાન–ભ્રષ્ટતાનાં કારણોમાં મુખ્ય અતિ વિષમ[૯] ચેષ્ટા, હડદો લાગે એવા ઉંટ વગેરે વાહનો અથવા ખાડા ખડીઆવાળા રસ્તે પ્રવાસ વગેરે છે. ઉપરાંત અવતંસન ઉપરથી અચાનક ઠેકાઇ પડવું, હાથી કે ઝાડ ઉપરથી પડવું વગેરે કારણોને પણ સ્વીકારવામાં આવ્યાં છે. શરીરની કઢંગી સ્થિતિમાં બળ કરવાથી, ખાડામાં પગ પડી જવાથી, નિસરણીનું પગથિયું ચૂકી જતાં લાગતા આંચકા પણ વિષમ ચેષ્ટામાં ગણાય છે.

સ્થાને રહેલો સમાનવાયુ નાભિની મધ્યમાં રહેલો છે. વાયુનું મુખ્ય લક્ષણ ગતિ – સ્પંદન છે. નાભિ ઉપર આંગળી મૂકીને જોઇએ તો ત્યાં નાડીનો સ્પંદ વ્યવસ્થિત અને નિયમિત ચાલતો અનુભવાશે. વિષમ ચેષ્ટા, પતન વગેરે નાભિમાં ક્ષોભ થાય છે અને સ્પંદ એના સ્થાનથી ખસી જઈને ઉપર, નીચે અથવા બાજુમાં અનુભવાય છે. આ વર્ણન શાસ્ત્રોમાં લખ્યું નથી. પરંતુ અનુભવ પ્રત્યક્ષ છે અને સામાન્ય લોકોને પણ એનો ખ્યાલ હોય છે. સ્પંદન એના મૂળ સ્થળેથી ખસતાં જ આગળ કહ્યા તેવા વિકારો સ્થાનવિકૃતિને અનુસરીને તરત થવા માંડે છે. સમાનવાયુ પણ વાયુનો જ પ્રકાર હોવાથી આ વિકારોને પણ વાયુજન્ય વિકારોને ગણીને એની વાયુશામક રીતે ચિકિત્સા કરવામાં આવે છે. છતાં વિકાર શમતા નથી.

## સ્થાનભ્રષ્ટ સમાનની ચિકિત્સા

શાસ્ત્રોમાં એમ પણ કહ્યું છે કે ઉદાન વાયુની ગતિ ઉંચી હોય, પણ વિકૃત થઈને નીચી ગઈ હોય તો તેને વમનદ્વારા ઊંચે લેવી. અપાનની ગતિ નીચે જાય છે. પણ તે ઊંચે ચડી હોય તો વિરેચન દ્વારા તેને નીચે લાવવી. વ્યાન વાયુની ગતિ ઉપર, નીચે, બાજુએ એમ ત્રણેય દિશામાં યોજીને શાંત કરવી. પરંતુ સમાનમાં વમન, વિરેચન ન કરાવતાં ફક્ત શમાવવી. એનું કારણ આપતાં અષ્ટાંગ હૃદયના ટીકાકાર ઈંદુ કહે છે કે એને તો સ્થાને[૧૦] પાછો લાવવો એ જ એની ચિકિત્સા છે. સમાનવાયુ પોતાના સ્થાને પાછો ન આવે ત્યાં સુધી બીજી કોઈ ચિકિત્સા સફળ થતી નથી. પરંતુ સ્થાને પાછો લાવવો કેવી રીતે, એની યુક્તિ બતાવી નથી. એમ લાગે છે કે આયુર્વેદ ગુરુદ્વારા જ શીખવાનો હતો એટલે સ્થાને લાવવાની રીતો પ્રત્યક્ષ કરી બતાવતા હશે. નહિતર સમાનને સ્થાને લાવવા માટેનો આગ્રહ રાખે અને છતાં કોઇ ઔષધીય ઉપાય

ન બતાવે એવું ન બને

સમાનવાયુનો વિકાર નાભિ નીચેના સ્પંદથી પરખાય છે એ આપણે જોયું. સ્પંદને રક્તવહન કરનારી નાડીઓ સાથે સંબંધ છે. નાડીઓ સતત બબ્બે શાખાઓમાં વિભક્ત થતી રહેતી હોય છે. રક્તનું પરિભ્રમણ બન્ને શાખાઓમાં સમાન રીતે થતું હોય છે. પરંતુ જ્યારે વિષમ ચેષ્ટા કે પતન દ્વારા અવતંસન થાય ત્યારે રક્તનું વહન પણ બન્ને શાખાઓમાં સમાન ન રહેતાં વિષમ બને છે. અને એની અસર આજુબાજુનાં અવયવોની ક્રિયાઓને પણ વિષમ કરે છે. એ વિષમતા દૂર કરીને પુનઃસમતા લાવવા માટે તો પ્રયત્નપૂર્વક પેલા સ્પંદને એના સ્થાને પુનઃ પાછો લાવવો રહ્યો. આ પ્રક્રિયા ભલે શાસ્ત્રમાં ન લખી હોય, પરંતુ વ્યવહારમાં હશે જ અને લોકોમાં એ વ્યવહાર જળવાઇ રહ્યો છે.

જે બાજુ સ્પંદ સ્થાનભ્રષ્ટ થયો હોય તે પગના અંગૂઠાને પકડીને ઝટકાભેર ખેંચવાથી સ્પંદ એના સ્થાનેથી ખસે છે. પછી વિરૂદ્ધ દિશાના પગના અંગૂઠાને ખેંચવાથી સ્પંદ યથાસ્થાને આવી જાય છે. આગળ કહેલા ઘટિયંત્રથી પણ ખેંચાઈને સ્પંદ એના મૂળસ્થાને આવી જાય છે. તેલને ગરમ કરીને પેટનું મસાજ કરી સ્પંદને હાથનો ધક્કો યુક્તિપૂર્વક આપવાથી પણ સ્પંદ સ્થાને આવી જાય છે. કુશળ સ્ત્રીઓ એવો ધકકો આપવા સાંબેલાંનો પણ ઉપયોગ કરે છે. સ્પંદ એના સ્થાને આવતાં જ વિકારો શમી જાય છે.

કેટલાંક દ્રષ્ટાંતો

એક કાપડ મીલના એન્જીનિયરને દશેક વર્ષથી ઉદાવર્ત સતત આવતી રહેતી. સુકી ઉધરસ, શ્વાસ હૃદ્રવ રહેતાં હતાં. નાડીના ધબકારા ૧૨૦થી ૧૨૫ જેટલા દર મીનીટે થતા હતા. ખોરાક લઈ ન શકાય, ખાય તો પેટમાં ભાર થઈને બેચેની રહે. આટલા બધા વાયુનું કારણ તપાસતાં નાભિ મધ્યમાં સ્પંદન ખૂબ ઉંચેના ભાગમાં હતું. સમાનવાયુ ઉંચેની બાજુ સ્થાનભ્રષ્ટ થઇને ચાલતો હતો. ઈતિહાસ પૂછતાં જાણવા મળ્યું કે મીલનું ઉદ્દઘાટન હતું. પરંતુ મશીન એના ફાઉન્ડેશન પર સરખું બેસે જ નહિ, એણે ઊભા થઈને કમરમાંથી વળીને મશીન ઉંચકીને સરખું મૂકી દીધું. મશીન તો ચાલુ થઈ ગયું. પરંતુ ગજા ઉપરવટ અને વિષમ રીતે શ્રમ કરવા જતાં પેચૂટી ખસી ગઈ. બેભાન થઈ ગયા. ઘેર લઈ ગયા. એનાં વૃદ્ધ માએ બનાવ સાંભળીને પેટ ચોળી દીધું એથી કળ વળી ભાન આવ્યું. પરંતુ ત્યારથી આટલી ફરિયાદો રહી ગઈ. માજીના હાથે અધૂરી રહેલી પ્રક્રિયા પૂરી કરી. ઉધરસ સમાવવા સમીર ગજ કેસરીની ગોળીઓ આપી. હૃદયની ગતિ શાંત કરવા ઔષધો આપ્યાં. પેચૂટી ઠેકાણે આવી અને બધી ફરિયાદો શાંત થઇ ગઈ.

સમાનવાયુએ ઉપર ચડીને પ્રાણને ધક્કો આપ્યો હતો. ઉધરસ, શ્વાસ, હૃદ્રોગ એ બધાં પ્રાણવાયુના વિકારો છે. સમાન સ્થાને આવતાં પ્રાણ પણ શાંત થયો.

એક અધિકારીના પુત્રનો મિત્ર ફુટબોલનો મેચ રમવા આવેલો. એને પેટનો સખત દુઃખાવો અને ઝાડા શરૂ થયા. ઉપચારો કરવા છતાંય આરામ ન થયો. લેબોરેટરીના રીપોર્ટ્સ નોર્મલ આવ્યા. એટલે વૈદ્યની મદદ લીધી. તપાસમાં જણાયું કે એને પણ ફુટબોલને વિષમ રીતે લાત લગાવતાં પેચૂટી નીચેની બાજુએ ખસી ગયેલી સમાનની નીચે અપાન વાયુ છે એ કુપિત થતાં ઝાડા થઈ પડેલા. પેટનું હળવું મસાજ કર્યું. કસરતો કરાવી. પેચૂટી ઠેકાણે આવતાં જ બધી ફરિયાદો શમી ગઇ.

હાઈસ્કૂલના એક શિક્ષક ૭ માસથી હેરાન થતા હતા. પીઠ અને પગના સ્નાયુઓ એવા પકડાઇ ગયા હતા કે જમવા માટે કે શૌચ માટે પણ સરખા બેસી ન શકે. અને દુઃખાવો સહ્યા જ કરે ખોરાક પણ સુખ પૂર્વક લઈ ન શકે. સાઈટીકા – ગૃધ્રસીના ઉપાયો કર્યા પણ લાભ ન થયો. ઓર્થોપીડીક સર્જનને બતાવવા આવ્યા. સર્જન રજા પર હતા. તપાસતાં જણાવ્યું કે એને પણ પેચૂટી હતી. પરંતુ

બાજુ પર ખસેલી હતી એથી વ્યાનવાયુને કુપિત કર્યો હતો. સાથે પેટ અને પીઠના સ્નાયુઓ પણ પકડાયા હતા. સમાન બગડે એટલે પ્રાણ અને અપાન બન્નેની વચ્ચેની સાંકળ બગડતાં બન્નેને ધક્કો પહોંચે એ પણ સ્વાભાવિક હતું. તેલ ગરમ કરીને નાભિ પર, પીઠ પર ચોળ્યું. અંગૂઠાની રગ કરી. એને એટલું બધું સારું લાગ્યું કે જમવા માટે સુખરૂપ બેસી શકયા અને ઘણા વખતે આરામથી ખાધું. પંદરેક દિવસ દવા લીધી અને પશ્ચિમોત્તાનાસવ વગેરે આસનોની કસરત કરી. રોગ મટી ગયો.

## વર્ણ વિકાર

એક ગૌર વર્ણવાળાં બહેનના ગળે કાળાશ દેખાઈ. વધારે પૂછતાં એમણે પેટ બતાવ્યું. પેટ આખુંય શ્યામવર્ણું થઈ ગયેલું. શ્યામવર્ણ વાયુનો[11] વિકાર બતાવે છે અને રસનો સાર એ જ[12] ત્વચાનો સાર ગણાયો છે. એથી ત્વચા દુષ્ટિના મૂળમાં આહારરસની દુષ્ટિ હોવી જોઈએ. આહારરસના સાર અને કિટ્ટનો વિવેક કરનારો વાયુ સમાનવાયુ છે. સમાનવાયુ ભ્રષ્ટ હોય અને સાર અને કિટ્ટનો વિવેક બરાબર કરી ન શકે તો સારની સાથે થોડો કિટ્ટ ભાગ પણ ભળી જાય. અહીં શ્યામવર્ણ બતાવે છે કે કિટ્ટનો વાયુભાગ રસની સાથે ભળ્યો છે.

સમાનવાયુની સ્થાનભ્રષ્ટતા જોવા માટે પેટ તપાસ્યું. નાભિ ઉપર આંગળી મૂકતાં જ જણાયું કે સ્પંદ સ્થાનભ્રષ્ટ છે થોડોક ઉપર ખસેલો છે. એથી પ્રાણવાયુ ઉપર એની એટલી ઓછી અસર થયેલી કે એમને ખ્યાલ પણ ન આવે. જમ્યા પછી સૂવાનું જ મન થાય. કામ કંઈ થઈ ન શકે. એ બહેન એમ માનતાં હતાં કે આળસને લીધે આમ થાય છે. એને એમણે એ લક્ષણ ગંભીરતાથી લીધું ન હતું. ઈતિહાસ પૂછતાં જાણવા મળ્યું કે પ્રસૂતિને બીજે દિવસે ઘરમાં એકલાં હતા. મોટો દીકરો પાંચેક વરસનો હતો તે રમતાં રમતાં પડી ગયો અને રડવા માંડયો. બીજું કોઇ ન હોવાથી બહેન પોતે ઊઠયાં. બાબાને તેડી લીધો. ટેબલ પર બેસાડીને છાનો રાખ્યો. પરંતુ આટલું વજન ઉચકતાં પ્રસૂતિદુર્બળ પેટમાં અસર થઈ. પેચૂટી ખસી ગઇ. પેટમાં સખત દુઃખાવો ઉપડયો. ડોક્ટરે દવા આપી. પણ ફેર ન પડયો. સૂયાણીએ આવીને પેટ ચોળ્યું ત્યારે મટયો. પરંતુ આટલી કસર રહી ગઇ એનું પરિણામ ત્વચાની કાળાશ ઉત્તરોત્તર ઊંચી જતી હતી પરંતુ હવે પેચૂટી સ્થાને લાવતાં ધીમે ધીમે એની મેળે કાળાશ જતી રહી.

## માથાનો સખત દુઃખાવો

આયુર્વેદ હોસ્પીટલમાં પ્રૌઢ ઉમરના એક ભાઈ આવ્યા. એને સવારે સૂર્યોદય થાય ત્યારથી માથાનો દુઃખાવો શરૂ થાય તે સૂર્યાસ્ત પછી મટે. ગમે તેવી દવા આપવા છતાં વચ્ચે ધીમું પણ ન પડે. લક્ષણ સૂર્યાવર્તનાં[13] હતાં. એમાં સૂર્ય ઉગે અને માથાનો દુઃખાવો શરૂ થાય તે સૂર્યાસ્ત પછી એની મેળે મટે. ફરી બીજે દિવસે શરૂ થાય.

પરંતુ આ રોગોની વિશેષતા એ હતી કે માથાના દુઃખાવા સાથે આખું શરીર અમળાયા કરે. મોઢામાંથી પાણીના કોગળા છૂટયા જ કરે. દિવસ આખો અનાજ કે પાણી કંઇ લઈ ન શકે. અસહ્ય દશ્ય રહેતું. એમને તપાસતાં જોયું કે પેચૂટી ખસેલી છે ઘણુ બાજુમાં ગયેલી છે. અપાન તો કુપિત થયો જ હતો. પણ એ અપાન, પ્રાણ અને વ્યાન ત્રણેયની મધ્યમાં હોવાથી ત્રણેય ઓછા વત્તા કુપિત હતા એમની પેટની રગ કરી. રાત્રે પેટ સાફ લાવવા ફાકી આપી. સવારમાં વહેલા ઊઠીને શૌચ પતાવી આવ્યા એટલે ગરમ અને સ્નિગ્ધ શીરો ખવરાવ્યો. ત્યાર બાદ હિંગ્વાદિ તેલની અનુવાસન બસ્તિ આપી દીધી. કપુર હિંગની બે ગોળી આપી. સૂર્યોદય થયા છતાં દુઃખાવો ન ઊપડયો. પેચૂટી અને સૂર્યાવર્ત બન્નેની ચિકિત્સા સાથે કરી. એને લીધે વર્ષોથી ઘર કરી ગયેલો અને અસાધ્ય જેવો બની ગયેલો રોગ પણ મટયો. સૂર્યાવર્ત માટે સવારમાં ગરમ જલેબી ખાવાનો રિવાજ છે જ.

આ રીતે સ્થાનભ્રષ્ટ સમાનવાયુની નિદાન



[અનુ પૃ. ૪૩૩

નર્મદાશંકર હ. વ્યાસ

## 'પરમ પ્રેમ પરબ્રહ્મ'

પ્રેમ એક એવું તત્ત્વ છે, જે સર્વવ્યાપક અને સર્વયોનીમાં રહેલું છે. પ્રેમ માત્ર માનવ-જાતનો ઈજારો નથી. પ્રેમનું તત્ત્વ પશુપંખી તેમજ વનસ્પતિજગતમાં પણ વ્યાપ્ત છે. આ પ્રેમનું તત્ત્વ માત્ર દેહની કક્ષાએ નહિ પણ ચેતનાની કક્ષાએ ઘટતી સનાતન અને દિવ્ય ઘટના છે.

પ્રેમને જ્યારે દેહની કક્ષાએ સમજવામાં આવે છે ત્યારે તે સ્વલક્ષી મટી પરલક્ષી બને છે, એટલે કે પ્રેમનું કોઈ પાત્ર હોય છે, જેને પ્રેમ કરવામાં આવે છે. વાસ્તવમાં આ પ્રેમ નથી. એ તો માત્ર વિજાતીય આકર્ષણ છે. સ્વલક્ષી પ્રેમ તો એક આત્મિક ઘટના છે, ચેતનાનું સ્વરૂપ છે, અને તે પ્રેમ અન્યસાથેનો સબંધ નહિ પણ ચિત્તની દશા હોય છે.

જેની અંદર પ્રેમની જ્યોતિ પ્રગટ થાય છે, તે પ્રેમસ્વરૂપ બની જાય છે. તેના વ્યક્તિત્વમાંથી પ્રેમનાં કિરણો, પ્રેમનો અસ્ખલિત પ્રવાહ આપોઆપ કુદરતી રીતે વહેતો હોય છે. તેના સંપર્કમાં જે કોઈ આવે છે તેને એ નિસ્વાર્થ પ્રેમનાં કિરણો મળે છે. પ્રેમ તેનો સ્વભાવ બની જાય છે તેનો પ્રેમ અકારણ હોય છે.

આવો સ્વલક્ષી નૈસર્ગિક પ્રેમ પરમાત્માને પહોંચવા માટેનું દ્વાર છે. પરમાત્મા પ્રેમસ્વરૂપ છે. ચેતનાના તલ ઉપરનો પ્રેમ પરમાત્મા સાથે એકરૂપતા શક્ય બનાવે છે. જીવ શિવ બને છે અને બ્રહ્મ સ્વરૂપની અનુભૂતિ કરે છે. માનવજીવનની આ ઊંચામાં ઊંચી સ્થિતિ છે. પ્રેમ સંબધના સ્વરૂપનો નહિ, દેહની કક્ષાનો નહિ, પણ ચેતનાની કક્ષાનો એ જ ખરો પ્રેમ છે.

આ પ્રકારનો પ્રેમ માત્ર માનવી માનવી વચ્ચે નથી હોતો પણ વ્યાપક સ્વરૂપમાં હોય છે. જેના સંપર્કમાં આવે, પછી તે પશુ હોય, પંખી હોય કે વનસ્પતિ હોય, તેને આ પ્રેમની અસર થાય છે, પ્રેમની સુગંધ પ્રાપ્ત થાય છે, ચેતનાના તલ ઉપર પ્રેમ સંક્રામક હોય છે, કારણ કે સ્વાર્થથી પર હોય છે. આવા પ્રેમનો સંસ્પર્શ અદ્ભુત હોય છે. હિંસક પશુ પણ અહિંસક બની જાય છે મુરઝાતી વનસ્પતિ ખીલી ઊઠે છે. પશુઓ સાથેનો પ્રેમ મનુષ્યો ખૂબ મણે છે તેમજ પશુઓ ઉપર પ્રેમની ચમત્કારિક અસર થાય છે. વનસ્પતિ ઉપર ફૂલઝાડ ઉપર પણ પ્રેમની અદ્ભુત અસર થાય છે. અને જેને પણ આવા પ્રેમનો સંસ્પર્શ થાય છે, તેનો વિકાસ શક્ય બને છે

પ્રેમની આ કક્ષાએ પહોચવા માટે માનવીએ અંતર્મુખ થવુ પડે. એકાંતમાં પ્રેમપૂર્ણ થવાનો પ્રયોગ કરવો જોઇએ. નિર્જનમાં એકાંતમાં પ્રેમની સુગંધ પકડવાનો પ્રયત્ન કરવો જોઈએ. પછી સબંધની અપેક્ષા નહિ રહે.

મનુષ્યેતર જગતમાં પણ આ પ્રેમનો પ્રયોગ કરવો જોઈએ. જે કંઇ જોઈએ જે કોઈના સંપર્કમાં આવીએ તેમાં પ્રેમની દૃષ્ટિ કેળવવી જોઈએ. મનુષ્યેતર જગત સાથે પ્રેમના પ્રત્યુત્તરની શકયતા નથી એટલે પ્રેમને કારણ સંબંધ બંધાવાની શકયતા નથી રહેતી. જીવનમા સંબંધ વિહોણો પ્રેમ પ્રેમના ખરા સ્વરૂપની અનુભૂતિ કરાવે છે. પ્રેમ દાન છે, માંગ નથી. પ્રેમનો આનંદ પ્રેમ આપવામાં છે, લેવામાં નથી.

પ્રેમની આ કક્ષાએ અપરિચિત સાથે પણ એ જ પ્રકારનો પ્રેમ વહે છે. પરિચિત સાથેનો પ્રેમ તો અપેક્ષાપૂર્ણ હોય છે, ઘનિષ્ટ સંબંધવાળો હોય છે. એ પ્રેમને ભૂત ને ભવિષ્ય હોય છે. પ્રેમ તેના ખરા સ્વરૂપમાં તો માત્ર અસંબંધિત નહિ પણ કાલાતીત હોય છે; સદાય જીવંત અને વર્તમાનમાં હોય છે. એની આગળ પાછળ કોઈ લાભહાનિની ગણતરી નથી હોતી.

પ્રેમ એ જ માનવીનું ખરૂં દિવ્ય સ્વરૂપ છે. માનવીને બ્રહ્મ સાથે એકરૂપ કરનારૂં તત્ત્વ છે. એટલે તો કવિએ ગાયું છે કે : 'પરમ પ્રેમ પર–બ્રહ્મ'

# લંબતારી કપાસની નવી જાત–સંકર-૬

રતિભાઈ અંધારિયા

આપણી ખેતીના રોકડિયા પાકોમાં કપાસ ખૂબજ મહત્ત્વનો પાક છે. દેશ આખામાં જેટલો કપાસ વવાય છે તેના ૨૩ ટકા અને કુલ ઉત્પાદનના ૨૭ ટકા કપાસ ગુજરાતને ફાળે જાય છે.

કપાસનુ મુખ્ય સશોધન કેન્દ્ર સુરતમાં છે. ત્યાંના વૈજ્ઞાનિકોએ થોડા વરસ પહેલાં સંકર-૪ કપાસની શોધ કરી રાજ્ય તેમજ દેશના ખેતી અર્થકારણમાં એક મોટી ક્રાંતિ કરી છે આ કપાસ પિયતથી થાય છે છતાં તેનુ વાવેતર દિવસે દિવસે વધવા લાગ્યું. ગઈ સાલ ૩ હજાર હેકટર (સાડા સાત હજાર એકર)થી વધુ વિસ્તારમાં તેનું વાવેતર થયું હતું.

પરંતુ ઘણાં બધાં ખેડૂતોની એક ફરિયાદ ઊઠી છે કે સંકર–૪ કપાસની ખેતી મોંઘી છે. કારણ કે આ કપાસ ખૂબ ફેલાય છે–પથરાય છે એટલે તેના ઉપર રોગ અને જીવાતનો ખૂબ જ ઉપદ્રવ થાય છે. વળી દવા, મજૂરી વગેરેના ભાવો ઉંચા જતા જાય છે એટલે પૂરતા ભાવ ન ઉપજે તો સંકર–૪ કપાસ ખેડૂતોને પરવડતો નથી. જો ખેડૂતો નિયમિત અને સમયસર પૂરતી કાળજી ...ખી દવાઓ ન છાંટે તો ઉપજ ઘટે છે અને ...ા કપાસની ગુણવત્તા પણ જળવાતી નથી.

આપણાં સંશોધનકારો ખેતરના આવા પ્રશ્નો હલ કરવા રાત દિ' મથામણ તો કરતા જ હોય છે. પરિણામે સકર–૬ કપાસની નવી જાત સુરતથી જ ૧૯૮૦મા બહાર પડી જે ગુજરાત માટે ગૌરવ લેવા જેવી વાત છે. આ જાત વધુ ઉત્પાદન આપે છે અને તેની ખેતી પ્રમાણમાં ઓછી ખર્ચાળ છે.

સંકર–૬ કપાસના ગુણધર્મ અને બીજી કેટલીક માહિતી નીચે મુજબ છે.

(૧) સંકર–૬ કપાસમાં નર ગુજરાત કપાસ–૧૦ છે અને માદા ગુજરાત કપાસ–૧૦૦ છે. આ માબાપના વધુ ઉત્પાદકતાના અને બીજા ગુણો સંકર–૬માં વારસામાં ઉતર્યા છે.

(૨) રાજ્યમાં અને રાજ્ય બહાર ઉત્પાદનના અખતરાઓ સંકર–૪ સાથે લેતા તારણ નીકળે છે કે સંકર–૬ કપાસ સંકર–૪ કરતાં પિયત ખેતીમાં ૨૫–૩૦ ટકા અને સુકી ખેતીમાં સરેરાશ ૪૫ ટકા વધુ ઉત્પાદન આપે છે.

(૩) આ નવી કપાસની જાતના પાંદડા ઉપર રૂંવાટી હોવાને કારણે ચૂસિમાં જીવાતોનો ઉપદ્રવ સંકર–૪ કરતાં ઓછો લાગે છે.

(૪) આ નવી જાત સંકર–૪ કરતાં ૧૫ થી ૨૦ દિવસ વહેલો પાકે છે. વળી તેની શરૂઆતની વીણીમાં સંકર–૪ કરતાં વધુ ઉત્પાદન મળી રહે છે.

(૫) પાંદડા ઉપર રૂંવાટી હોવાને લઈને શરૂઆતમાં તેમજ વહેલી પાકતી જાત હોઈને પાછલા તાળામાં એમ સંકર–૪ કરતાં દવા ઓછી વખત છાંટવી પડે છે તે ધ્યાન ખેંચે તેવો લાભ છે.

(૬) સંકર–૪ કપાસ ફેલાય છે, ડાળીઓ લાંબી અને જીંડવાના ભારથી ઝૂકી જાય છે, અને પિયત વખતે ભેજ લાગી કેટલાકને સડો લાગે છે. સંકર–૬ કપાસના છોડ પ્રમાણમાં ટટ્ટાર હોવાથી આવુ બનતું નથી.

[અનુ. પૃ. ૪૧૯

## નવી કવિતા

પોપટની મખમલી પાલખીમાં પોઢીને
સોનલ – વરણી કાયાના સાગરને લોટે,
ઢળી ઢળીને નવી વહુ શા નખરા કરતી,
ઘર ઘર ફરતી રૂપેરી ચોપાટ તણી
સોગઠડી જેવી નવી કવિતા!
રમેશને આલિંગન દેતી, આદિલને દિલમાં રાખીને
હાવભાવથી અનિલને ઝટ ચૂમી લેતી.
લાભુ, ભાનુ, ચીનુ, રાજુને ચપટી ચપટી
ચણીબોર દઈ રીઝવી લેતી.
મનોજને મનમાં મૂકીને
માધવને મટકીમાં ઘાલી,
ગુજરાતની ઊભી બજારે
'માધવ લ્યો, કોઈ માધવ લ્યો,' એમ સાદ પાડતી
ચાલી જતી, બ્યાંશીના મોડલની અલ્લડ ગોપી
જેવી નવી કવિતા!
નવી કવિતા, ભમ્મરિયા કૂવામાં જોતી,
નહીં ઊગેલા વૃક્ષોની ટગલી ડાળે જઈ
સરવા કાને બધું નીરખતી,
આંખોથી દરિયાને પીતી,
વિના ચરણ, એ સૂરજ ચાંદો ધરતીને ચકરાવો લેતી!
નિહારિકામાં નાવણ કરવા,
અંગ ઉપરના સઘળા વાઘા
દૂર કરીને ભૂસકો દેતી!
નવી કવિતા, અંધકારની યોનિમાં સહુને આકર્ષે.
જલાશયોમાં તરતી, તો યો મરતી તરશે.
સાગ સિસમના ઢળ્યા ઢોલિયા ઉપર જઈ હેલ્લારો લેતી,
બાર હાથના ચીભડા માંહી,
તેર હાથનું બીજ બનીને વળગી રે'તી.
નવી કવિતા,
ટપ
ટપ
ટપ
ટપ
ટપકયા કરતી
નવા જમાનાના શંકર પર.
નવી કવિતા,
હળુ હળુ છાને અવતરતી,
ભાવિના ભગીરથના પથ પર.

– પ્રા. મનસુખલાલ સાવલિયા

*

## તમે સરોવર

સરવર!
તીર ને કાંઠા તો
તમે સરોવર,
નહિ તો જંગલ આખર;
તમે સરોવર!
હંસા ને વિહંગાથકી
તમે ઉજળા,
નહિ તો છિલ્લરના પથ્થર;
અમ્ભોજની વેલી–
કમલકુંજે સોહે
કુદરત કરન્તી આદર;
તમે સરોવર!

સરવર! નમણી સાંજે ને
પનિહારી–હાર રે:
વસતિથી વિહારોમાં તર;
અંકાશ–રમણાનો રઝકુ તારલો
કરે ત્હારા તરંગો સભર;
તમે સરોવર!

સરવર!
અનંત પડઘા
ને અનંત પ્રીતડી,
શૂનના ઓલાસે વિહર;
જેને રે નહિ ઉતરવા આરોવારો
સરોવર સપરમું એનું ઘર;
તમે સરોવર!

– સુધાંશુ

# કંઠસ્થ લોકગીતોનાં પાઠાંતર

હરિવલ્લભ ભાયાણી

પાઠાંતર કોને ગણવું, તેના કેટલા પ્રકારો વગેરે બાબતમાં જૂના લિખિતસાહિત્ય સંબંધે—હસ્તપ્રતો સંબંધે આપણે ત્યાં તેમ જ અન્યત્ર ઘણી વિચારણા અને ઘણું કામ થયું છે. એટલે કંઠસ્થ સાહિત્ય માટે આપણને આ વિષયમાં ત્યાંથી કેટલુંક માર્ગદર્શન મળી રહે.

લિખિત પરંપરાના સાહિત્યની સરખામણીમાં મૌખિક પરંપરાના સાહિત્યનું એક વિશેષ પાસું એ છે કે એ સાહિત્યની કૃતિઓ કથક, ગાયક વગેરે વડે કથન, આખ્યાન, ગાન, પઠન વગેરે રૂપે અત્યારે પ્રસ્તુત થતી હોય છે એટલે કે તેમનું વર્તમાન 'પર્ફોર્મન્સ'નું પાસું. આ પાસાને હમણાં બાજુ પર રાખીને વિચારીએ.

સ્થૂળ રીતે પ્રકાર પાડીએ તો (અને અત્યારે લોકગીતો પૂરતી જ વાત કરીએ તો) બે ગીતો વચ્ચેનો ફરક (૧) સ્થાનિક કે પ્રાદેશિક ઉચ્ચારણ (૨) શબ્દ કે શબ્દગુચ્છ, (૩) ચરણ, (૪) પંક્તિ (૫) કડી, (૬) ખંડ કે (૭) આમાંના બે કે વધુ પ્રકારોના મિશ્રણને લગતો હોય. આદર્શ તો એ છે કે કોઈ પણ ગીતનાં ઉપર્યુક્ત પ્રકારોનાં બધાં જ પાઠાંતરો—રૂપાંતરો નોંધવાં. પ્રદેશવાર સ્થળતપાસ કરીને સામગ્રી સંચિત કરવાની વિશાળ અને લાંબા ગાળાની સંશોધન-યોજના માટે જ આવું કાર્ય શક્ય છે. વ્યક્તિગત રીતે કામ કરનારે તો પોતાના પ્રદેશમાં પ્રચલિત ઉચ્ચારણમાં અમુક ગીતનાં શબ્દ, ચરણ, પંક્તિ ને કડીને લગતાં પાઠાંતરો પૂરતી પોતાની નોંધ મર્યાદિત રાખવાની રહે. તે જ ગીત બીજા બોલીવિસ્તારમાં મળતું હોય તો બોલીગત ઉચ્ચારણભેદો બાજુ પર રાખીને શાબ્દિક વગેરે ભેદો નોંધવા જોઈએ. ગીતની પરંપરાગત ઉત્તરોત્તર સંચારણમાં (૧) ભૂલથી (શ્રવણદોષ, પ્રમાદ, સ્મૃતિદોષ વગેરેથી) (૨) વ્યક્તિગત રુચિ કે સર્જકતાને કારણે તથા (૩) અન્ય સમાન ગીતના શબ્દો કે લઢણને પ્રભાવે નાનામોટા અનેક ફેરફાર થતા રહે છે. શક્ય તેટલાં પાઠાંતરો નોંધાય તો જ તે સામગ્રીને આધારે ગીતનું સુસંગત રૂપ પ્રાપ્ત કરી શકાય.

આગળ કહ્યું તેમ ગીતનું બીજું મહત્ત્વનું પાસું તે તેનો ગેય ઢાળ અને તેના ગાનનો પ્રયોગ. સમગ્ર પાઠ તેનો તે હોય, પણ ગીતને ગાવાના ઢાળ કેટલીકવાર જુદા જુદા હોય—ગાવાના સ્વરો કે 'રાગ', લય તથા વિલંબન અને વિરામનાં સ્થાનોમાં ફેર હોય, અને પરિણામે એકના એક ગીતના ભાવના ઉઠાવમાં અને પ્રભાવમાં કેટલીકવાર મૂળભૂત ફરક પડે. એટલે ગીતના આ પાસાની નોંધણી પણ ઓછા મહત્ત્વની નથી. ટૂંકમાં કોઈ પણ ગીતનાં ઉચ્ચારગત, શાબ્દિક તથા ગેયરૂપને લગતાં બને તેટલાં પાઠાંતર નોંધવાં જોઈએ. પણ આમાં ઉચ્ચારણ અને ગેયરૂપને લગતાં પાઠાંતરો નોંધવા માટે ખાસ જ્ઞાન અને તાલીમ જરૂરી છે. તે ન હોય તો પણ શાબ્દિક પાઠાંતરો નોંધવાનો આગ્રહ તો સૌ ગીતસંગ્રાહકોએ રાખવો જ જોઈએ.

આ કાર્ય તટસ્થ દૃષ્ટિએ, ચોકસાઈથી, વ્યવસ્થિત રીતે બધી જ વિદ્યમાન સામગ્રીની નોંધણી કરવાનું કાર્ય છે. તેમાં અંગત રુચિ કે ગમાઅણગમાને સ્થાન ન હોય. પૂરતા કે નિઃશેષ પ્રમાણમાં સામગ્રીની નોંધણી થયા પછી જ અમુક પાઠ, અમુક રૂપાંતર કે અમુક ગેયરૂપ વધુ ગુણવત્તાવાળું, વધુ સુંદર કે વધુ સુસંગત હોવાની ચર્ચા કે પસંદગી માટે અવકાશ રહે. પોતાને જાણીતા કોઈ એક પાઠ આદિને આધારે કરાતો ગુણવત્તા આદિનો નિર્ણય કામચલાઉ કે અંગત ગણાય.



## બટક બોલી
# કાબર

(બાલશ્રેણી)

જયમલ્લ પરમાર

એક હતો રાજા. રાજા પોપટનો ભારે શોખીન. તેણે એક પોપટ માટે હીરાજડિત સોનાનુ પીંજરું બનાવ્યું. રોજ સવારે વહેલો ઊઠીને રાજા પોપટને બોલતા શીખવે : 'પઢો પોપટજી સીતારામ !' પોપટ રોજ નવા બોલ શીખતો જાય અને રાજા તેના પર ખુશ. રોજ તેને પીંજરામા જાતજાતના ફળફળાદિ ખાવા આપે

રાજાના મહેલમાં એક કાબર રહે. તે પોપટનાં લાલનપાલન જોયા કરે. તેને મનમા થાય કે મને આ રીતે કોઈ સાચવે તો કેવું સારુ !

એક રાત્રે પીંજરાનું બારણું ખુલ્લું રહી ગયુ. પોપટ ઊડીને આસપાસ ચાલ્યો ગયો. કાબર ખાલી પીંજરું જોઈને પોપટની જગ્યાએ બેસી ગઈ. વહેલી સવારે અંધારામા રાજા આવ્યો અને હમેશની જેમ પોપટને પઢાવવા લાગ્યો. પણ અંદર તો કાબર હતી, એ શુ બોલે ? ઘણું કહેવા છતા પોપટને ન બોલતો સાભળીને રાજા ખિજાયો. તેણે પીંજરામા લાકડી ભરાવીને ઘોકા મારવા શરૂ કર્યા. લાકડીનો માર પડતા કાબરબાઈ બોલી ઊઠયા :

ઘોંકાઘોંકી મ કર રાજા !
ઘોં કે અમે મરીએ,
સરવા સાદવાળો તો ઊડી ગયો,
કહે તો કલબલ કલબલ કરીએ !

રાજા સમજી ગયો. 'ઓ તારી ! આ તો કાબર !' એણે પીજરાનું બારણુ ખોલી નાખ્યુ એટલે કાબર ઊડીને નાસી છૂટી.

પીજરામા પુરાઈ રહેલી છતા કાબરે રાજાને તડાક જવાબ આપી દીધો ડરે એનુ નામ કાબર નહિ ! કાબર એટલે ભારે હિંમતવાન પંખી જેવી હિંમતવાન તેવી જ ઉદ્યમી અને ચકોર. એક વખત એ લુચ્ચા કાગડાને પણ મૂર્ખ બનાવી ગયેલી.

એક કાબર અને કાગડાએ ભાગીદારીમા ખેતી શરૂ કરી. કાગડો રહ્યો લુચ્ચો કામ કરવાની ભારે આળસ કામમાથી છટકવા વિચાર કરી રહ્યો હતો ત્યા તો ખેતર ખેડતા કાગડાની ચાચમા જરાક લાગી ગયુ. કાગડાભાઈ તો ચાચ સરખી કરાવવા સુતાર પાસે ગયા. ગયા તે ગયા જ, પાછા આવ-

વાના કશા સમાચાર નહિ. કાબરે ખેતર ખેડી લીધા પછી કાગડાને એકદમ આવી જવા સંદેશો મોકલ્યો. લુચ્ચે કાગડે જવાબ વાળ્યો:

ઠાગાઠૈયા કરું છું
ચાંચુડી ઘડાવું છું,
જાઓ કાબરબાઇ !
કાલ વહેલો આવું છું !

પછી તો કાબરે બાજરો વાવ્યો. પાક થયો. પંખી ઉડાડયાં. ખેતર નીંદ્યું. પાકની લણણી કરી. દરેક વખતે કાગડાને સંદેશો મોકલતી રહી અને આળસુ કાગડો એનો એ જવાબ આપતો રહ્યો.

છેવટ ખળામાં બાજરો તૈયાર થયો એટલે ભાગ પાડવા વખતે કાગડાભાઈ હાજર થઇ ગયા. પણ કાબર એના માથાની નીકળી. તેણે એક બાજુ બાજરાનો ઢગલો કર્યો અને બીજી બાજુ હૂંસાંનો ઢગલો કર્યો. હૂંસાના ઢગલા પર બાજરાના દાણા છાંટયા. નાના-મોટા ઢગલામાંથી ગમે તે પસંદ કરવાનું કહેતાં કાગડાભાઈ તો ટપ લઇને મોટા ઢગલા પર બેસી ગયા. કાબરને ભાગે નાનો ઢગલો આવ્યો.

કાગડાભાઇએ તો રાજી થઇને ત્યાં જ બાજરો ખાવાનું શરૂ કરી દીધું. થોડા દાણા ખાધા બાદ ચાંચમા હૂંસાં ભરાઈ ગયાં ત્યારે જ તેને ખબર પડી કે લુચ્ચાઈ કરવા જતાં પોતે જ આબાદ બની ગયો છે !

ઉપરની વાતમાં એનો મહેનતુ સ્વભાવ પણ દેખાઈ આવે છે. સવારથી સાંજ સુધી, ઘડી યે આરામ લીધા વગર, કાબર ચારે બાજુ રખડયા કરે અને આહાર મેળવ્યા કરે. ઉનાળાને ખરે બપોરે કાગડો પણ તડકાથી કંટાળીને ઝાડમાં ભરાઈ બેઠો હોય ત્યારે કાબર રખડયા કરતી હોય અને આહાર શોધતી હોય-જાણે તડકાની સાડીબાર જ ન મળે !

તેના આહારમાં જીવજંતુ પણ ખરાં અને અનાજ પણ ખરું. તીડ અને ખડમાકડાં ખાય, કરોળિયા અને મકોડા ખાય. ચોમાસામાં મકોડા ઊભરાઇ પડે ત્યારે તેને ઉજાણી ચાલે. ચોમાસામાં ફૂટી નીકળતાં જીવડાં ખાવા તે ગામ બહાર વગડામાં પણ પહોંચી જાય. ઢોર પાછળ પણ ફરતી હોય અને તેમના હલનચલનથી ઊડતાં જીવડાં ઉડાવતી હોય.

ઘર-આંગણામાંથી વેરાયેલા દાણા ચણી જાય અને સીમ ખેતરમાં પણ પહોંચી જઈને પોંક ઉડાવી આવે, પરંતુ મોટે ભાગે જીવજંતુ વધારે ખાય-ખાસ કરીને પાકને નુકસાન કરનારાં જંતુને વધારે ખાય. આથી તે ખેતીને મદદગાર ગણાય છે. તેની આ શક્તિને કારણે મોરિશિયસ, ઓસ્ટ્રેલિયા, હવાઇ ટાપુ, ન્યુઝીલેન્ડ વગેરે દેશોમાં તેને લઈ જઈને વસાવવામાં આવી છે.

એ દેશોમાં કાબરને લઈ તો ગયા, પણ પાછળથી એ લોકોને મૂંઝવી દીધા. કાબર કદી પોતાના પ્રદેશમાં બીજાને ઘૂસવા ન દે-પાંખો મારે, ચાંચ મારે, બૂમ મચાવે અને તગેડયે છૂટકો કરે.

હવાઈ ટાપુમાં કબૂતર ઘણાં હતાં. કબૂતરો તેની સાથે આહાર ચણવા આવ્યાં. કાબર તો ત્યાં હજી મહેમાન જેવી હતી, કબૂતર તો ત્યાંનાં જૂનાં વતની હતાં, છતાં કાબર કબૂતરને સહન ન કરી શકી. આખી કબૂતરજાતિને ટાપુમાંથી તગડી મૂકી ત્યારે જ છૂટકો કર્યો. તેમ જ એને અન્દામાનમાં દાખલ કરતા 'બાબુના' નામના પંખીને એ દેશમાંથી કાઢી મૂક્યું.

પણ તેનો આ લડવાડિયો સ્વભાવ બીજાં પંખીને ભારે મદદગાર થાય છે. બિલાડી નીકળે કે સાપ નીકળે, ઘો નીકળે કે નોળિયો નીકળે, તરત જ ચકોર કાબરની નજર પડવાની અને કલબલાટ કરી મૂકવાની. સાપ કે બિલાડી કાંઇ કાબરનાં દુશ્મન નથી, પણ તે દેખાયાં એટલે કાબર રાડારાડ મચાવે અને બિલાડી સાપ પર ઝપટો માર્યા કરે.

ઘડી વારમાં નાનાં પંખી ઊડી જાય અને કાગડા જેવાં જોરાવર પંખી મારમાર કરતાં ત્યાં ધસી આવે. પછી જોઈ લો સાપ–બિલાડીના હવાલ. ચારે બાજુથી હલ્લો શરૂ થાય.

સાપ–બિલાડી નાસી ન છૂટે ત્યાં સુધી હલ્લો ચાલે. આ દરમિયાન કોઇ માણસ આવી ચડે તો સાપનું મોત જ થાય.

કાબરના આ સ્વભાવને કારણે તેને પંખીઓની ચોકિયાત કહીએ તો કાંઇ ખોટું નથી. માળામાં પડેલાં કેટલાંયે ઇંડાં અને બચ્ચાંને કાબર સાપ–બિલાડીના શિકારમાંથી બચાવી લેતી હશે.

આ ચોકીમાં તેનું ખાસ હથિયાર તેનો કલબલાટ. આખો દિવસ એનો કલબલાટ ચાલ્યા જ કરતો હોય છે. સવાર હોય, બપોર હોય કે સાંજ હોય–કામ બંધ કરીને જરા કાન માંડો તો તેનો અવાજ સંભળાવાનો જ. ક્યાંકથી 'ચુક ચુક ચુક' તો ક્યાંકથી 'ટીકુ ટીકુ ટીકુ' એવા એના બોલ કાને પડવાનાં. બિલાડી–સાપને જોઈને તેનો કલબલાટ ઘોંઘાટની ટોચે પહોંચે છે.

તેનો આ ઘોંઘાટ જ સાંભળનારાં લોકો વધારે કોલાહલ મચાવનારને કાબર સાથે સરખાવે છે, પણ કાબરના કલબલાટ પાછળ એક સંગીત પણ રહેલું છે. તેને તો ધ્યાન દઇને સાંભળો તો જ જાણી શકો અને માણી શકો.

આપણે એને કાબર કહીએ છીએ, પણ ઉત્તર હિંદમાં તેને મેના કહે છે. પંખી-શોખીનોને ઘેર પીંજરામાં પુરાયેલી કાળી મેનાને તમે કદી જોઈ છે? પોપટ કરતાં યે સુંદર બોલ બોલતી એ કાળી મેનાની આપણી કાબર પિતરાઇ બહેન થાય છે. પેલી મેના જેટલા કાબરમાં વિવિધ સ્વર નથી, મુલાયમતા નથી, એ ખરું, પરંતુ એનામાં ઠીકઠીક ગાનશક્તિ છે તેમાં શંકા નહિ.

એ બોલતી હોય છે ત્યારે આડુંઅવળું કે ઠેકાણા વગરનું બોલતી નથી હોતી. એમાં જાતજાતના લહેકા હોય છે. એ લહેકામાં યે ભાતભાતના પલટા હોય છે. ફેંકી દીધેલાં મોતીમાં એક જાતની સુંદરતા આવી જાય છે, તેવી રીતે કાબરના છૂટા મૂકી દીધેલા સૂરોમાં પણ સુંદરતા આવી જાય છે.

ધ્યાન રાખીને ક્યારેક સાંભળજો. ક્યાંક ખૂણામાં ભરાઈને બેઠી બેઠી તે જાતજાતના લહેકા કાઢતી સંભળાશે. ઘડીક 'કી...ચુ કીચુ' તો ઘડીક 'ઢચાંગ...ઢચાંગ' ઘડીક 'ચીં...ચી' ટીં...ટી' તો ઘડીક 'પટુ...પટુ' એ બોલતી હશે. ક્યારેક વળી આ બધું એકી સાથે બોલી જાય અને માથું ઊંચુંનીચું કરતી જાય.

એની વિચિત્ર આંખ–રચનાને કારણે જાણે આંખના મિચકારા મારતી લાગે. ક્યારે કેવો સૂર કાઢી બેસશે એ ધારી શકાય જ નહિ. જાદુગરની કોથળીમાંથી એક પછી એક નવાઇમાં નાખી દેતી ચીજો નીકળતી આવે તેમ કાબરના ગળામાંથી જાતજાતની બોલીઓ સરતી આવે.

તેના ગળામાં અનુકરણ કરવાની પણ ઘણી શક્તિ છે, ને તે ગાવાની લહેરમાં હોય

અને કોઇ પંખીને દૂરથી બોલતું સાંભળે એટલે થઇ રહ્યું—તેના ચાળા જ પાડવા લાગે. ચાળા એટલે બસ ચાળા જ ! ગંભીર થઇને બેઠા હોઇએ અને તેના લટકુડા ચાળા સાંભળીને હસી જ પડીએ.

એ જાતજાતના ચાળા પાડતી હોય, પણ તેના મોઢા સામે જુઓ તો જાણે તદ્દન નિર્દોષ-કદીયે તેણે ચાળો પાડયો જ નથી ! જાણે કેટલાયે વખતથી એમ ને એમ શાંત તથા મૂંગી જ કાબર તો બેઠી છે !

તેના આ ચાગલા અને લટકુડા બોલની મીઠાશ એક વાર નજરે પડી ગઈ તો ભારે મજા આવે. કામથી થાકીને બેઠા હોઈએ, તેને સાંભળવા લાગીએ તો થાક ઉતારી દે. તેના આ ગાનના રસિયા પણ નીકળે છે અને તેને પીંજરામાં પૂરીને ઉછેરે છે.

પંજાબ, મુંબઈ, સંયુક્તપ્રાંત, બંગાળ વગેરે પ્રાંતોમાં તે જીવજંતુ ખાનાર હોઇને તેને ખેતીકામમાં મદદગાર ગણવામાં આવી છે અને મારવાની મનાઈ કરવામાં આવી છે, પણ મ્હૈસુર રાજ્યમાં તો તેને ગાયક પંખી તરીકે ગણીને મારવાની મનાઈ ફરમાવવામાં આવી છે. છેવટ એક રાજ્ય પણ છે ખરું જે તેના સંગીતની કદર કરે છે !

પણ તેની પિતરાઈ તેના ગાયનમાં શિરોમણી છે એટલે બીચારી કાબરને કોઇ લેખામાં નથી લેતું, પણ તેની પરવા કર્યા સિવાય કાબર તો પોતાનું ગાન આખો દિવસ ગાયા જ કરે છે.

જો તેના આવા સુંદર ગાનને આપણે ન જાણીએ તો તેના રંગને તો આપણે શાના જ ગણીએ ? કોઈ તમને એકદમ પૂછે કે કાબરનો રંગ કહો જોઇએ; તો અચકાઈ જ જવાના. આખો દિવસ આપણી આસપાસ તે ફરે છે. છતાં રંગનો બહુ ઓછાને ખ્યાલ હોય છે.

કેવો છે એનો રંગ ? તેની ચાંચ પીળી હોય છે. ચાંચની પાસેથી જ બંને બાજુ બે પીળાં લાખાં શરૂ થાય છે. તેની આંખની રચના પણ વિચિત્ર છે. પાસે બેઠી હોય છતાં તેનાં પીળાં લાખાંને કારણે તેની આંખ કયાં છે તે શોધવું મુશ્કેલ પડે.

તેનું માથું કાળું ખરું, પણ ધ્યાન દઇને જોઇએ તો ભારે ચળકતું દેખાય. ડોક ઉપરના ભાગમાં કાળી. હળવે હળવે ડોક નીચલે ભાગે શરીરના તપખીરિયા રંગમાં ભળી જાય. આખા શરીરનો રંગ તો ઘાટો તપખીરિયો જ કહી શકાય. પૂંછડીના છેડા અને પૂંછડી નીચેનો ભાગ સફેદ. એની બંને પાંખ વચ્ચે સફેદ પટ્ટો—તે ઊડે ત્યારે એ સફેદ પટ્ટો દેખાય અને પાંખને ફટાકે ફટાકે ફૂંડાળું રચતો જાય. આખા શરીરની નીચે આવેલા પગ પીળા.

તે માળા ઘરની બખોલો અને નળિયાંમાં બાંધે, ઝાડ પર કયારેક જ બાંધે. માળામાં ઝીણી કરાંઠીઓ, લીસડાની સળીઓ, કાગળના અને ચીંથરાના ગાભા અને પીછાં ભરચક ભરી દે.

માળો મોટો બધો બાંધે. માળાનો કોઈ ચોક્કસ ઘાટ તો હોય જ નહિ.

જેવું સ્થળ તેવો ઘાટ. ઘણી વાર કાગડા—ખિસકોલીના જૂના માળા જરાક ઠીકઠાક કરીને વાપરી નાખે છે ખરી. માળાનો વચલો ભાગ મુલાયમ બનાવે. તેમાં ત્રણથી ચાર વાદળી રંગનાં ઇંડાં મૂકે. ઇંડાં પર આછી કાળી છાંટ હોય.

બચ્ચાં ઇંડું ફોડીને બહાર આવે ત્યારે સાવ નાગાં હોય, પીછાંનું નામ ન હોય.

હાથમાં લઇએ તો જાણે માંસનો લોચો પકડયો હોય તેવું લાગે. ધીમે ધીમે પીંછાં અને રંગ આવતાં જાય. બચ્ચાંને તે જીવડાં ખવરાવે અને મોટાં કરે. ત્રણ–ચાર બચ્ચાં ખાવા માટે અવાજ કરી મૂકે છે અને ઘૂઘરા ખણખણતા હોય તેવો અવાજ માળામાંથી સંભળાયા કરે.

માળા બાંધવાની જગ્યા પસંદ કરવામાં ચકલીની પેઠે જ એ મૂર્ખાઈ કરે ખરી. કયારેક માળો બાંધતી વખતે જ સરંજામ પડયા કરે અને ઇંડાં મૂકે ત્યાં સુધીમાં માળો બંધાઈ ન રહે. કયારેક માળો એવે સ્થળે હોય કે જરાક ઠોકર વાગતાં ઇંડું નીચે દડી પડે અને ફોદા વેરાઈ જાય. ઇંડાંમાંથી બચ્ચાં નીકળ્યા પછી, તેઓ જરાક આડાંઅવળાં થવા જાય ત્યાં, નીચે જઈ પડે અને રામશરણ પામી જાય. આ રીતે માળામાંથી પડી જવાથી દર વર્ષે કાબરનાં ઘણાં બચ્ચાં બીચારાં મરી જાય છે.

આમ છતાં તેના હિંમતવાન સાહસિક સ્વભાવને કારણે, જીવજંતુ કે અનાજ બધું ખાઈ શકવાની શક્તિને કારણે, કાબરની જાત વધ્યા જ કરે છે.

તેને નિરાંતે જોવી હોય તો બે સમય: સવારે તે કાગડાનાં ટોળાંની સાથોસાથ બેઠી હોય. કાગડાના કરાં...કરાં...ના અવાજની સાથે તેનો કલબલાટ ચાલતો હોય અને ધમાલ મચાવતી હોય. કાગડો એક બાજુ ખોરાક માટે ઊપડે અને કાબરબાઈ બીજી બાજુ ઊપડે. ગામ બહાર ચારે બાજુ ફેલાઈ જાય. ગામમાં ને વગડામાં, ઘરમાં ને ફળિયામાં, ઝાડ પર ને ઝાંખરામાં, કાગડાનાં ટોળાં વચ્ચે રખડતી હોય અને કાગડાની પડખેથી જ આહાર ઉડાવતી હોય. કાગડાને ય પાંખનો ફડાકો લગાવતી જાય, દૂર ધકેલતી જાય, અને આહાર આરોગતી જાય.

સાંજ પડયે કાગડાનાં ટોળાં ઘર તરફ પાછાં ફરે એટલે કાબરબાઈનાં ટોળાં પણ પાછાં ફરવા લાગે. કાગડાનાં તથા તેનાં ટોળાં જુદાં તારવવાં મુશ્કેલ પડે પણ લાંબા લહેકાથી ઊડતાં કાગડાનાં ટોળાં અને ઝપાટે પાંખો ફફડાવતાં કાબરનાં ટોળાંને એક વખત ઓળખ્યાં પછી જોવામાં ભારે મઝા પડે.

વગડામાંથી પાછી ફરીને પણ તે કાગડા સાથે જ એક ઝાડ પર ધામા નાખે અને કલબલાટ શરૂ કરે. આખા દિવસનું કામ આટોપી સ્ત્રીઓ જેમ આંગણાંમાં ટોળે મળી વાતોના તડાકા મારતી હોય છે તેમ કાબરો પણ કયાંય સુધી કલબલાટ મચાવ્યો કરે. પણ કાગડા હજી કાં...કાં...કરતા હોય તે પહેલાં કાબરબાઈ પોઢી જવાનાં અને શાંત થઇ જવાના – વહેલી પડે સવાર!

આપણી આ કાબર સિવાય ત્રણ–ચાર જાતની બીજી કાબરો આપણે ત્યાં થાય છે. તેમનો પણ પરિચય આવતા અંકે કરીશું.



“અનાસક્તિવાળું જીવન ધન્ય છે તમારું જીવન પેલા પક્ષીની જેમ વ્યતીત કરો, જે આંગણામાં એક ક્ષણ થોભીને ઊડી જાય છે, પેલા મનુષ્યોની માફક કે જેઓ એક મેળા માટે એકત્ર થાય છે અને રાતોરાત વીખરાઈ જાય છે, પેલા બાળકોની માફક કે જેઓ કિનારા ઉપર રેતીનાં ઘર બનાવે છે; પેલા મુસાફરની માફક કે જે રાત ધર્મશાળામાં ગાળીને સવાર થતાં જે પોતાને પંથે પળે છે...હે ભગવાન, કેવળ તમે જ મને અનાસક્તિનું વરદાન આપી ધન્ય કરી શકો છો.” —પુરંદરદાસ

************-*************-*******

# ખાદી ગ્રામોદ્યોગ સંઘ



## સંસ્થાની પ્રવૃત્તિઓ

૧– સમન્વય, રાજકોટ–જેમાં સુથારી, લુહારી, ઉદ્યોગ, ચર્મોદ્યોગ, તેલઘાણી ઉદ્યોગ, પોલીવસ્ત્ર, કંતાઇ ઉદ્યોગ તથા ગુજરાતમાં એક માત્ર 'કુટીર' ટોઇલેટ સાબુનું ઉત્પાદન કરે છે.

૨– જરી–રેશમ કેન્દ્ર, સુરત–કૃત્રિમ જરી તેમ જ રેશમના ઉત્પાદક.

૩– ગ્રામશિલ્પ, અમદાવાદ–ખાદી તેમ જ ગ્રામોદ્યોગની વસ્તુઓનું વેચાણકેન્દ્ર.

૪– ચર્મશિલ્પ, અમદાવાદ–ચર્મોદ્યોગની તમામ પ્રકારની ચીજો વેચનાર.

૫– ખાદી ઉત્પત્તિ–વેચાણ કેન્દ્ર, સુરેન્દ્રનગરઃ– ખાદી ઉત્પત્તિ કેન્દ્ર, જેના દ્વારા લગભગ ૫૦ જેટલાં વણકર કુટુંબો તથા ૨૦૦ કાંતનારાઓને રોજી મળે છે.

૬– પોલીવસ્ત્ર ઉત્પાદન કેન્દ્ર, વાંકાનેર.

૭– અંબર કેન્દ્ર, બેડીપરા, રાજકોટ, ધીયાવડ, પડધરી. પોલીવસ્ત્ર તેમ જ અંબર કેન્દ્રો દ્વારા લગભગ ૧૫૦ જેટલી બહેનોને રોજી મળે છે

'સમન્વય' : જયંત સોસાયટી : મવડી પ્લોટ
રાજકોટ–૩૬૦ ૦૦૪



# નટવરલાલ શામળદાસ એન્ડ કું.

૬૪, નગીનદાસ માસ્તર રોડ
મુંબઇ–૪૦૦ ૦૨૩
ના સૌજન્યથી


४५१

હાર્દિક શુભેચ્છાઓ

ગ્રામોદ્યોગની યોજનાની પાછળ કલ્પના તો એ છે કે આપણે રોજની જરૂરિયાતો ગામડાંમાં બનેલી ચીજોથી પૂરી પાડવી જોઇએ; અને જ્યારે એમ જણાય કે અમુક ચીજો તો ગામડાંમાં મળતી જ નથી, ત્યારે આપણે જોવું જોઇએ કે એ ચીજો થોડીક મહેનત અને સંગઠનથી ગામડાંના માણસો બનાવી શકે ને એમાંથી કંઇ નફો કરી શકે એમ છે કે નહીં. નફાનો અંદાજ કાઢવામાં આપણે પોતાનો નહીં પણ ગ્રામવાસીનો ખ્યાલ રાખવો જોઇએ. એમ બને કે શરૂઆતમાં આપણે સામાન્ય ભાવ કરતાં જરાક વધારે આપવું પડે અને બદલામાં હલકી ચીજ મળે. પણ જો આપણે એ ચીજો બનાવી આપનાર માણસના કામમાં રસ લેતાં થઈશું, એ માલ સુધારે એવો આગ્રહ રાખીશું, અને એને એ સુધારવામાં મદદ કરીશું તો એ ચીજો જરૂર સુધરશે.

–ગાંધીજી



ગ્રામ : પીપલ બેંક — ટે. નં. ૩૬૭૪૪૬-૪૭

# ધી અમદાવાદ પીપલ્સ કો-ઓપરેટીવ બેંક લિ.

મુખ્ય કચેરી : પીપલ્સ બેંક બીલ્ડીંગ, પો. બો. ૧૩૩, ભદ્ર, અમદાવાદ

સ્થાપના સને ૧૯૩૨ — સુવર્ણ જયંતી વર્ષ ૧૯૮૧-૮૨

| શાખાઓ : | ખડીયા, | સાબરમતી, | મણીનગર, | પાલડી, | શાહપુર, | સરસપુર તથા | ધંધુકા |
|---|---|---|---|---|---|---|---|
| ટે. નં. : | ૩૬૪૯૨૪ | ૬૬૪૮૩ | ૫૪૫૮૬ | ૭૭૨૩૧ | ૨૨૦૫૩ | ૩૭૪૩૩૭ | ૪૪ |

ચેરમેન શ્રી **હરિપ્રસાદ કેશરીપ્રસાદ ઠાકોર**

મેનેજીંગ ડાયરેકટર શ્રી **ડાહ્યાભાઈ કાલીદાસ પટેલ**

| | |
|---|---|
| (૧) ભરપાઈ થએલ શેરભંડોળ... | રૂ. ૪૨,૫૨,૩૫૪ |
| (૨) રીઝર્વ તથા બીજા ફંડો... | રૂ. ૬૧,૫૯,૨૦૦ |
| (૩) થાપણો... | રૂ. ૯,૩૩,૯૩,૪૦૦ |
| (૪) કામકાજનું ભંડોળ... | રૂ. ૧૧,૬૭,૫૮,૮૦૦ |

(૧) બેંક છેલ્લાં ૫ વર્ષથી બેંકીંગની તમામ પ્રકારની સેવાઓ આપે છે.

(૨) બેંક માન્ય કરેલી કંપનીઓના શેરો સામે ધીરાણ આપે છે.

(૩) બેંક પબ્લીક ટ્રસ્ટનાં નાણાં સ્વીકારે છે.

(૪) બેંક બાંધી મુદતની થાપણ પર આકર્ષક દર આપે છે સમયમર્યાદા મુજબ વધુમાં વધુ ૧૧% ટકાના દરથી થાપણો સ્વીકારે છે. વ્યાજ દર ૭ મહીને આપવામાં આવે છે.

(૫) બેંકની કેશ-સર્ટીફીકેટ તેમજ નાની બચત યોજનાનો લાભ લો.

(૬) બેંકે મન્થલી ઇન્ટરેસ્ટ ડીપોઝીટ સ્કીમ શરૂ કરી છે.

(૭) બેંકે સ્વપ્નસિદ્ધ તથા વર્ષાસન ડીપોઝીટ સ્કીમ શરૂ કરી છે.

(૮) અમારી બેંકમાં મૂકેલી થાપણો ઈન્સ્યોરન્સ સ્કીમ નીચે સુરક્ષિત છે.

**અનંત જોષી**
મેનેજર



# આજે રૂપિયો કાલે સવા
# પરમે થાશે પાંચ...
# 'ઘરનું ઘર' તો આજ કરો
# ના કાલે આવે આંચ...

**જ્યાં કામ ત્યાં આવાસ**

**ઔદ્યોગિક વિસ્તારની બાજુમાં જ**

**ઓઢવ-નરોડા**



**પાર્શ્વનાથ એસ્ટેટ કોર્પોરેશન**

૫૦, હરસિદ્ધ ચેમ્બર્સ આશ્રમરોડ, અમદાવાદ-૩૮૦ ૦૧૪. ફોન નં. ૪૪૬૬૪૭

Viren

## મિત્રતા

જેમાં પરસ્પર પ્રશંસાની જ અપેક્ષા રાખવામાં આવે એવા સર્વધર્મ-સમભાવમાં હું માનનો નથી. એથી પરસ્પર સાચી મૈત્રી પેદા નહિ થાય. એવી બે વ્યક્તિઓ ખરા અર્થમાં મિત્ર હોઇ શકે જ નહિ, જે એકબીજાની ખામીઓ જોયા પછી પણ તેને તે જણાવવામાં ડર અનુભવતી હોય, અને માત્ર એક બીજાની પ્રશંસા કરવામાં ઇતિકર્તવ્ય માનતી હોય. તેવી જ રીતે એ બે વ્યક્તિ પણ મિત્ર ન હોઈ શકે જે એક બીજાના ગુણોની કદર ન કરી શકે અને ત્રૂટીઓ બતાવવાની જ પોતાની ફરજ માનતી હોય. મિત્રતા ત્યારે જ બંધાય છે જ્યારે સામાવાળો આપણા હૃદયમાં પ્રેમ અને નિર્મળતા અનુભવે છે. ત્યારે કડવાં વચન પણ મીઠાં લાગે છે.

**(સ્વ.) કિશોરલાલ મશરૂવાળા**

# શ્રી મોહનલાલ ખીમજીભાઈ ચંદારાણા ચેરિટી ટ્રસ્ટ

(રજિ. નં. ઇ ૨૨૫)

**ચલાલા**

**જિલ્લો-અમરેલી (સૌરાષ્ટ્ર)**

# શ્રી તાલાલા તાલુકા સહકારી ખાંડ ઉદ્યોગ મંડળી લીમીટેડ, તાલાલા (ગીર)

જીલ્લો જુનાગઢ (ગુજરાત રાજ્ય)

ઉત્પાદક સભાસદ સંખ્યા : ૬૬૨૮
સભ્યોનું શેર ભંડોળ : રૂા ૬૫ લાખ
ગુજરાત સરકારશ્રીનો શેર ફાળો : રૂા. ૧૬૦ લાખ

: કાર્યક્ષેત્ર :

તાલાલાથી ૨૦ માઈલની ત્રિજ્યામાં આવરતો વિસ્તાર જેમાં તાલાલા, વેરાવળ, માળિયા (હાટીના), કેશોદ, મેંદરડા, તાલુકાના ત્રિજ્યામાં આવર્તિત ગામડાનો સમાવેશ થાય છે.

| એચ. એસ. શાહ | નારણભાઈ લાલાભાઈ મીંજરોલા | દેવસીભાઈ નારણભાઈ સોલંકી (બાબુભાઈ) |
|---|---|---|
| મેનેજીંગ ડીરેકટર | વાઈસ–ચેરમેન | ચેરમેન |

"વિના સહકાર નહિ ઉદ્ધાર"

# શ્રી રાજુલા તાલુકા સહકારી ખરીદ વેચાણ સંઘ લી.

પો. બો. નં. ૧૭, ટાવર પાસે, રાજુલા સીટી (જી. અમરેલી)

"રજત જયંતિ વર્ષ"

તાર : "સહકાર"

નોંધણી ક્રમાંક : ૧૫૩૬
તા. ૧૦-૫-૧૯૫૬
(ઓડીટ વર્ગ અ)

ટેલીફોન : મુખ્ય ઓફીસ ૩૮
સીધી ખરીદી વિભાગ ૧૩૮
પ્રમુખ નિવાસસ્થાન ૧૨૩
મેનેજરશ્રી નિવાસસ્થાન ૧૪૮

| | |
|---|---|
| શેર ભંડોળ રૂા. | ૨,૮૪,૧૦૦=૦૦ |
| અનામત તથા અન્ય ભંડોળ રૂા. | ૧૨,૬૫,૬૬૭=૫૪ |
| થાપણો રૂા. | ૯,૬૪,૬૪૩=૪૦ |
| સભાસદ સંખ્યા- | ૨૨૩ |

: વ્યવસ્થાપક કમીટી મંડળ :

| | |
|---|---|
| શ્રી પીઠાભાઇ ડાહ્યાભાઇ | ઉપપ્રમુખ |
| શ્રી કરશનભાઇ ભગવાનભાઇ પટેલ | સભ્ય |
| ,, લાખાભાઈ મેઘજીભાઇ પટેલ | ,, |
| ,, રાણાભાઇ ગોવીંદભાઇ | ,, |
| ,, નાનાભાઈ સગાળભાઇ | ,, |
| ,, દયાળભાઇ ગોવિંદભાઇ પટેલ | ,, |
| ,, ભીમજીભાઇ લાખાભાઇ પટેલ | ,, |
| ,, પરશોતમભાઇ રામભાઈ પટેલ | ,, |
| ,, બાલુભાઈ ભાભાભાઇ | ,, |
| ,, ભીખાભાઇ લુણાભાઈ | ,, |
| ,, પાતાભાઇ જીવાભાઇ | ,, |
| ,, જમાલખાંભાઈ મુરાદખાંભાઇ પઠાણ | ,, |
| મોહનભાઇ નાનજીભાઇ પટેલ | બેંક પ્રતિનિધિ |
| ઓધવજીભાઇ કે. વાળા | મેનેજર |

ડૉ. જીવરાજ મહેતા સ્મારક ટ્રસ્ટ પ્રકાશન વિભાગ 'ઊર્મિ નવરચના' તરફથી

પ્રગટ થઈ ચૂકી છે

આરોગ્ય ગ્રંથમાળાની પહેલી સસ્તી પુસ્તિકા

# મેથીની ચા પીઓ

લેખક : બાલકૃષ્ણ વૈદ્ય

કાર્યાલય ઉપરથી ૨૫ પૈસામાં મળશે. બહારગામથી મગાવનારે ૪૦ પૈસાની ટિકિટ બીડવી.

**પ્રાપ્તિસ્થાનો**

૧. સોરઠ ક્ષયનિવારણ સમિતિ
અક્ષયગઢ (કેશોદ) ૩૬૨ ૨૨૯
(જિ. જૂનાગઢ)

૨. ડૉ. જીવરાજ મહેતા સ્મારક ટ્રસ્ટ
જીવરાજ ભુવન, અમરેલી : ૩૬૪ ૬૦૧

૩. ડૉ. જીવરાજ મહેતા સ્મારક ટ્રસ્ટ, આરોગ્યધામ,
અમદાવાદ : ૩૮૦ ૦૦૭

૪. ડૉ. જીવરાજ મહેતા સ્મારક ટ્રસ્ટ, નટવરલાલ
શામળદાસ એન્ડ કું. ૯૪, નગીનદાસ
માસ્તર રોડ મુંબઈ – ૪૦૦ ૦૨૩

૫. ડૉ. જીવરાજ મહેતા સ્મારક ટ્રસ્ટ
કલ્યાણધામ : ચાવંડ : ૩૬૪ ૪૩૫
(તા. લાઠી : જિ. અમરેલી)

૬. રૂપાયતન (ગિરિતળેટી)
જૂનાગઢ

૭. કસ્તુરબા કન્યા છાત્રાલય, દિલાવર નગર
વંથળી : ૩૬૨ ૨૧૦ (જિ. જૂનાગઢ)

૮. શ્રી બાલકૃષ્ણ વૈદ્ય ચાંદીબજાર : જામનગર

૯. ઊર્મિનવરચના કાર્યાલય
૧૩ જાગનાથ પ્લોટ : રાજકોટ – ૧

---

## ઊર્મિ નવરચનાના વિક્રમશીલ વિશેષાંકો
## લોકસાહિત્યનો અપૂર્વ રસથાળ

| | | | |
|---|---|---|---|
| ૧ – લોકસાહિત્યમાં સિંહ | રૂા. ૨૦-૦૦ | ૬ – ખાંભી અને પાળિયા | રૂા. ૨૦-૦૦ |
| ૨ – લોકસાહિત્યમાં નદી | રૂા. ૨૦-૦૦ | ૭ – દુહો દસમો વેદ | રૂા. ૨૦-૦૦ |
| ૩ – લોકસાહિત્યમાં પક્ષીઓ | રૂા. ૨૦-૦૦ | ૮ – મેઘાણી સ્મૃતિ અંક | રૂા. ૧૦-૦૦ |
| ૪ – લોકભરત ને કંડાર | રૂા. ૨૦-૦૦ | ૯ – વનપ્રવેશ વિશેષાંક | રૂા. ૨૦-૦૦ |
| ૫ – સૌરાષ્ટ્રની ધર્મસાધના | રૂા. ૨૦-૦૦ | ૧૦ – ઇશ્વરભાઇ સ્મૃતિ અંક | રૂા. ૧૦-૦૦ |

દરેક અંક મગાવનારે પૂરી કિંમત ઉપરાંત પોસ્ટેજના ચાર રૂપિયા વિશેષ મોકલવા. વી.પી.થી અંકો મોકલાતા નથી. જૂજ અંકો બાકી રહ્યા છે. કાર્યાલય ઉપરથી પણ મળી શકશે.

વ્યવસ્થાપક

'ઊર્મિ નવરચના' ૧૩, જાગનાથ પ્લોટ
રાજકોટ – ૩૬૦ ૦૦૧

Oormy Navrachana Rajkot-1 (Sept.-'82) કિં રૂા. ૩-૦૦ Regd. No.G-RJ-82







# ઊર્મિ નવરચના

આદ્યતંત્રી: સ્વ. ઈશ્વરલાલ મો. દવે    તંત્રી: જયમલ્લ પરમાર

વર્ષ–૫૩ : અંક ૭    સળંગ અંક : ૬૩૧    ઑક્ટોબર : ૧૯૮૨

ડૉ. જીવરાજ મહેતા સ્મારક ટ્રસ્ટ પ્રકાશન



હાર્દિક શુભેચ્છાઓ

ગ્રામોદ્યોગની યોજનાની પાછળ કલ્પના તો એ છે કે આપણે રોજની જરૂરિયાતો ગામડાંમાં બનેલી ચીજોથી પૂરી પાડવી જોઇએ; અને જ્યારે 'એમ જણાય કે અમુક ચીજો તો ગામડાંમાં મળતી જ નથી, ત્યારે આપણે જોવું જોઇએ કે એ ચીજો થોડીક મહેનત અને સંગઠનથી ગામડાંના માણસો બનાવી શકે ને એમાંથી કંઇ નફો કરી શકે એમ છે કે નહીં'. નફાનો અંદાજ કાઢવામાં આપણે પોતાનો નહીં પણ ગ્રામવાસીનો ખ્યાલ રાખવો જોઇએ. એમ બને કે શરૂઆતમાં આપણે સામાન્ય ભાવ કરતાં જરાક વધારે આપવું પડે અને બદલામાં હલકી ચીજ મળે. પણ જો આપણે એ ચીજો બનાવી આપનાર માણસના કામમાં રસ લેતાં થઇશું, એ માલ સુધારે એવો આગ્રહ રાખીશું, અને એને એ સુધારવામાં મદદ કરીશું તો એ ચીજો જરૂર સુધરશે.

—ગાંધીજી

## માતૃભૂમિની ભક્તિ

'માતૃભૂમિ પ્રત્યે ભક્તિ છે એ શું કોઇ સ્વાર્થના કારણે છે ? એવું લલકારવામાં આવે છે કે અમારો દેશ એટલો સુંદર છે, અમારી જમીન એવી રત્નગર્ભા છે, અમારું આકાશ એવું મનોરમ છે; અને એટલા માટે અમારો દેશ સંસારનો સર્વશ્રેષ્ઠ દેશ છે : પરંતુ આ કથન પોતાની જાતને કેવળ છેતરવા માટે કહેવામાં આવે છે. માતા પ્રત્યે પુત્રનો પ્રેમ અહેતુક હોય છે. માતા, આ દેશમાં જન્મ ધારણ કરવાથી આ મારો જન્મ સાર્થક છે, મારો જન્મ સાર્થક છે કારણ કે હું તને ચાહું છું. હું એ પણ નથી જાણતો કે તારી પાસે કોઇ મહારાણીની જેમ કેટલું ધન છે, કેટલાં રત્નો છે. ફક્ત એટલું જ જાણું છું કે તારી છાયામાં આવીને મારાં અંગેઅંગ મુગ્ધ બની જાય છે. હું નથી જાણતો કે આ રીતે પોતાની સુગંધથી વ્યાકુલ કરી દેતાં ફૂલો બીજા કોઈ વનમા ખીલે છે કે નહિ ! હું એ પણ નથી જાણતો કે કોઇ આકાશમાં આવું મધુર હાસ્ય રેલાવી દેતો ચંદ્ર ઊગે છે કે નહિ ! ફક્ત એટલું જ જાણું છું કે તારા પ્રકાશમા પહેલ વહેલા મેં આંખો ખોલી અને તે મુગ્ધ બની ગઇ. બસ, આ પ્રકાશમાં હુ આંખો બિછાવી રહીશ અને અંતે આ પ્રકાશમાં તેને મીચી દઇશ.'

– રવીન્દ્રનાથ ટાગોર



# નટવરલાલ શામળદાસ એન્ડ કું.

૬૪, નગીનદાસ માસ્તર રોડ

મુંબઈ-૪૦૦૦૨૩

ના સૌજન્યથી

ગ્રામ : પીપલ બેંક — ટે. નં. ૩૬૭૪૪૬-૪૭

# ધી અમદાવાદ પીપલ્સ કો-ઓપરેટીવ બેંક લિ.

મુખ્ય કચેરી : પીપલ્સ બેંક બીલ્ડીંગ, પો. બો. ૧૩૩, ભદ્ર, અમદાવાદ

સ્થાપના સને ૧૯૩૨ — સુવર્ણ જયંતી વર્ષ ૧૯૮૧-૮૨

| શાખાઓ : | ખડીયા, | સાબરમતી, | મણીનગર, | પાલડી, | શાહપુર, | સરસપુર | તથા ધંધુકા |
|---|---|---|---|---|---|---|---|
| ટે. નં. : | ૩૬૪૯૨૪ | ૬૬૪૮૩ | ૫૪૫૮૬ | ૭૭૨૩૧ | ૨૨૦૫૩ | ૩૭૪૩૩૭ | ૪૪ |

ચેરમેન શ્રી **હરિપ્રસાદ કેશરીપ્રસાદ ઠાકોર**

મેનેજીંગ ડાયરેક્ટર શ્રી **ડાહ્યાભાઈ કાલીદાસ પટેલ**

| | | |
|---|---|---|
| (૧) ભરપાઈ થએલ શેરભંડોળ... | રૂા. | ૪૨,૫૨,૩૫૪ |
| (૨) રીઝર્વ તથા બીજા ફંડો... | રૂા. | ૬૧,૫૯,૨૦૦ |
| (૩) થાપણો... | રૂા. | ૯,૭૩,૯૩,૪૦૦ |
| (૪) કાર્યશીલ ભંડોળ... | રૂા. | ૧૧,૬૭,૫૮,૮૦૦ |

(૧) બેંક છેલ્લાં ૫ વર્ષથી બેંકીંગની તમામ પ્રકારની સેવાઓ આપે છે.

(૨) બેંક માન્ય કરેલી કંપનીઓના શેરો સામે ધીરાણ આપે છે.

(૩) બેંક પબ્લીક ટ્રસ્ટનાં નાણાં સ્વીકારે છે.

(૪) બેંક બાંધી મુદતની થાપણ પર આકર્ષક દર આપે છે સમયમર્યાદા મુજબ વધુમાં વધુ - ૧૧% ટકાના દરથી થાપણો સ્વીકારે છે. વ્યાજ દર ૭ મહીને આપવામાં આવે છે.

(૫) બેંકની કેશ-સર્ટીફીકેટ તેમજ નાની બચત યોજનાનો લાભ લો.

(૬) બેંકે મન્થલી ઇન્ટરેસ્ટ ડીપોઝીટ સ્કીમ શરૂ કરી છે.

(૭) બેંકે સ્વપ્નસિદ્ધ તથા વર્ષાસન ડીપોઝીટ સ્કીમ શરૂ કરી છે.

(૮) અમારી બેંકમાં મૂકેલી થાપણો ઈન્સ્યોરન્સ સ્કીમ નીચે સુરક્ષિત છે.

**અનંત જોષી**
મેનેજર

# ડૉ. જીવરાજ મહેતા સ્મારક ટ્રસ્ટ પ્રકાશન
# ઊર્મિનવરચના




*

ડૉ. જીવરાજ મહેતા સ્મારક ટ્રસ્ટ
જીવરાજ ભુવન
અમરેલી – ૩૬૪૬૦૧

*

ડૉ. જીવરાજ મહેતા સ્મારક ટ્રસ્ટ
કલ્યાણધામ મુ. ચાવંડ ૩૬૪૪૩૫
(તા. લાઠી : જિ. અમરેલી)

*

ડૉ. જીવરાજ મહેતા સ્મારક ટ્રસ્ટ
આરોગ્યધામ
અમદાવાદ–૩૮૦૦૦૭

*

ડૉ. જીવરાજ મહેતા સ્મારક ટ્રસ્ટ
નટવરલાલ શામળદાસ એન્ડ કું.
૯૪, નગીનદાસ માસ્તર રોડ
ટે. નં. ૨૭૪૨૨૧
મુંબઈ – ૪૦૦૦૨૩

*

ઊર્મિનવરચના'
ટેલીફોન નં. ૨૪૩૭૨
૧૩, જગનાથ પ્લોટ, રાજકોટ
Delhi office –
Phone – 615072
Navinchandra B. Shah
98 Ravindra Nagar
NEW DELHI–110003


ત્રણ માણસો થોડીક ક્ષણો માટે પણ એક મત થઈ કામ કરી શકતાં નથી. દરેક સત્તા માટે ઝઘડે છે અને આથી લાંબે ગાળે તો સંસ્થાનું વ્યવસ્થાતંત્ર જ ભાંગી પડે છે. હે ઇશ્વર ! અમે ક્યારે ઈર્ષ્યા કરતાં અટકીશું ? એ કેવું અદ્‌ભુત કાર્ય થાય કે આવી પ્રજામાં એક એવું વ્યવસ્થિત સંગઠન તૈયાર થાય કે જે પોતાના મતભેદો હોવા છતાં અમર, સનાતન પ્રેમના ધાગાથી બંધાયું હોય ! આ સંગઠનની સભ્ય સંખ્યા વધે. આવો સનાતન શક્તિથી વિશાળ અસંકુચિત માનસનો આ વિચાર આખાય ભારત ઉપર છવાઈ જાય અને અલૌકિક શક્તિથી રાષ્ટ્રને ચમકાવી દે. આપણું ગુલામી માનસ જેમાં ભયંકર અજ્ઞાનજાયું છે. જ્યાં ઇર્ષ્યા, નાત જાતના ભેદ ભર્યાં છે, જ્યાં ખોટો જડવાદ ભર્યો છે એ બધાની જગ્યાએ રાષ્ટ્રની નસેનસમાં એક અદ્‌ભુત વિદ્યુત પ્રવાહ પ્રવેશે.

✳

એક ભાવના લો. એ ભાવનાને તમારું જીવન બનાવો; તેનો વિચાર કરો; તેનાં સ્વપ્નાં સેવો.

એને જ આધારે જીવો; મગજ, સ્નાયુઓ, માંસપેશીઓ, તમારા શરીરના દરેક ભાગને એ ભાવનાથી ભરી દો, રંગી દો અને બીજી બધી ભાવનાઓને એક બાજુ રાખો.

આ જ વિજયનો માર્ગ છે.

અને આ રીતે જ મહાન આધ્યાત્મિક પ્રતિભાશાળી વ્યક્તિઓનો પ્રાદુર્ભાવ થાય છે.

–સ્વામી વિવેકાનંદ


જીવરાજ મહેતા સ્મારક ટ્રસ્ટ વતી મુદ્રક અને પ્રકાશક : રાજુલ ઈ. દવે ૧૩, જગનાથ પ્લોટ, રાજકોટ–૧
મુદ્રણ સ્થાન : સુરૂપ મુદ્રિકા, ડૉ. યાજ્ઞિક રોડ, કન્યા છાત્રાલય સામે, રેસકોર્સ રોડ, રાજકોટ– ૧

ઊર્મિ નવરચના

તંત્રી : જયમલ્લ પરમાર

ઑક્ટોબર '૮૨ : વર્ષ : ૫૩ : અંક : ૭ : સળંગ અંક : ૬૩૧



*

## જાહેરખબરો આપનારાઓને વિનંતી

જાહેરખબરના ચેક, ડ્રાફ્ટ કે મનીઓર્ડર 'ઊર્મિનવરચના'ના નામે ભરી મોકલવાં.

## ગ્રાહકોને નોંધ લેવા વિનંતી

દર માસની પહેલી તારીખે અંક પ્રગટ થાય છે.

* ગ્રાહકોને અંક આઠ દિવસ સુધીમાં ન મળે તો તે વિભાગની પોસ્ટ ઑફિસે ફરિયાદ કર્યા બાદ કાર્યાલયને નકલ મોકલવી. અંક સિલિકમાં હશે તો જ મોકલાશે.

સરનામું બદલાયાની ખબર અંકની પ્રસિદ્ધિ પહેલાં પંદર દિવસે ગ્રાહક નંબર સાથે કાર્યાલયને પહોંચાડવી.

'ઊર્મિનવરચના'ના લવાજમના દર

| | |
|---|---|
| વાર્ષિક–દેશમાં | રૂ. ૩૦–૦૦ |
| વાર્ષિક–પરદેશમાં | રૂ. ૭૫–૦૦ |

**લેખકોને—**

લેખ, વાર્તા કે કવિતા વગેરે ન સ્વીકારાતાં પરત મેળવવા ઈચ્છનારે જરૂરી ટિકિટ સાથે જ બીડવી.

* આ માસિકમાં પ્રસિદ્ધ થતા વિચારો જે તે લેખકોના હોય છે. તંત્રી તે વિચારમાં સંમત જ હોય તેવું માનવું નહિ.

**એજન્ટોને—**

* 'ઊર્મિનવરચના'ના વેચાણ અને ગ્રાહકો અંગેનો પત્રવ્યવહાર નીચેના સરનામે કરવો.

ફોન નં. ૨૪૩૭૨
ઊર્મિનવરચના કાર્યાલય
૧૩, જાગનાથ પ્લૉટ
રાજકોટ ૩૬૦૦૦૧ (જિ. રાજકોટ)

## ગોકુળ હવે અળખે પડયું....

કોઇ જાઓ તો કાનુડાને કહેજો,
ગોકુળ હવે અળખે પડયું...
કોઈ ભોળા ભરવાડીયાને કહેજો,
ગોકુળ હવે અળખે પડયું...
હલકી આવ્યો અષાઢ,
રૂવે મેડીયું ને માઢ,
લાગ્યા કાળજડે વાઢ,
એના કાનમાં બે વેણ મીઠાં કહેજો,
ગોકુળ હવે અળખે પડયું...
શ્રાવણ વરસે ચોધાર,
પંડય પલળે નોંધાર
તન તરસ્યા તોખાર,
એને રાધાના સમ દઈને કહેજો
ગોકુળ હવે અળખે પડયું...
ફાગણ આવ્યો ફટકેલ,
જોબન રંગ રેલમછેલ,
કોળી પ્રિત્યુની વેલ,
એને આંખ્યુંના અણસારે કહેજો,
ગોકુળ હવે અળખે પડયું...

— ઈસુ ગઢવી

✻

## મોહન, રે'જે માનમાં

મોહન, રે'જે માનમાં
અમને આંતર્યા અંતરિયાળા
ઘટ ઘૂડલા, લૂંટવા આવ્યો
છેટા રે છોગાળા !
સૂઝે ચાળા, વનની વાટે
નિત નવા નખરાળા
કોણ દહીંના દાણ દેતું'તું
કાનડ તને કાળા ?
અમલ આ તો કંસના,
લેશો ઓધવજી ઉચાળા,
જૂઠડા, તારા જોયાં છે મેં
નેણલાં આ અણિયાળા
આમ તો તને કોણ રે ગાઠે
ગોકુળના ગોવાળા ?
ઉર વીંધે છે, મોરલીના ઈ
સૂર ઓલાં મરમાળા
એક વીંધે ઉર, સૂર ને બીજી
હૈયે જોબન જવાળા ?
જાતાં લીધાં છાણ ને લૂંટી
વળતાં મોતનમાળા !
મોહન રે'જે માનમાં,
અમને આંતર્યા અંતરિયાળા

— જયંતીલાલ દવે

✻

## અર્જુનને ગઝલ

અર્જુન, હવે પૂછીશ મા હું કોણ છું ?
અર્જુન, વળી માનીશ મા હું દ્રોણ છું !

તારી ય આંખો સોંસરું વીંધી શકે;
તો ભૂત કે ના ભાવિ, પણ હું ઓણ છું.

તારું બધું યે છોડીને અહીં આવ તું,
તરત નહિ સમજાઉં; ખરું હું જોણ છું !

લાગ્યો ભલે, યુગોપુરાણો મેલ હો,
જો કાઢવો એ હોય તો હું ધોણ છું.

ભોરિંગના શ્હેરે ન વસ ભોરિંગ થઈ,
પીયૂષઝર મંઝરતણું હું ભોણ છું.

આ આયખું ઈશ્વરદીધું સીધું જ છે,
મધુરું પકાવી જાણ તો હું મોણ છું !

— મનહર ચરાડવા

# ગાધકડા કબજે કરવાની પૂર્વ તૈયારી

(સોરઠની લોકક્રાન્તિ : હપ્તો ૨૪મો)

રતુભાઈ અદાણી

દૂબળો દેહ, ટૂંકો બાંધો, ગોરો વાન, આંખે ચશ્મા, મોઢા ઉપર સદાય મરકમરક હાસ્ય, મજૂર પ્રવૃત્તિના એક આગેવાન અને કુશળ વકીલ એવા કાંતિભાઈ નામના એક તરવરિયા જુવાન અમારા જાસુસી વિભાગના વડા તરીકેની જવાબદારી સંભાળી રહ્યા હતા.

મારો સંદેશો મળતાં જ મારતી સાઈકલે કાંતિભાઈ છાવણીમાં આવી પહોંચ્યા, અને હું બેઠો હતો એ ખંડમાં આવી, મારી સામે બેઠક લીધી.

"કાંતિભાઈ! અત્યાર સુધી તો તમે દુશ્મનની છાવણીમાં થતી નાની મોટી હિલચાલની બાતમી મેળવવાનું કામ ખૂબ જ સફળતાપૂર્વક કરતા રહ્યા છો. પણ હવે આપણી જ છાવણીમાં તમારે એક નાજુક બાબતની તપાસ કરવાની રહે છે." મેં નિર્દેશ આપ્યો.

"એવી તે વળી કઈ નાજુક બાબત આપણી છાવણીમાં ઊભી થઈ, જેની મારે તપાસ કરવી પડે?" કાંતિભાઈએ આશ્ચર્ય દાખવ્યું.

"દ્વારકાદાસભાઈ અને ભારથીભાઈ અમુક અંશે તમારી કામગીરી સાથે સંકળાયેલા છે. બંનેને તમે સારી પેઠે જાણો છો." મેં શરૂઆત કરી.

"બંનેને સારી પેઠે જાણું છું. એમના અંગે કંઈ પ્રશ્ન ઊભો થયો છે?" મને બોલતો અટકાવી કાંતિભાઈએ પ્રશ્ન કર્યો.

"હા, એ જ વાત છે. શામળદાસભાઈને કોઈએ એવી ભળતી બાતમી આપી છે કે આ બંને મિત્રો આરઝી હકૂમત સાથે રહી, ઉપયોગી થવાનો ડોળ કરી, વાસ્તવમાં જૂનાગઢ રાજ્યના જાસૂસો તરીકે કામ કરી રહ્યા છે, અને આપણી હિલચાલની અગત્યની બાતમી રાજકોટમાં રહેતા જૂનાગઢના જાસૂસોને પહોંચાડી રહ્યા છે."

"માન્યામાં ન આવે એવી વાત સાંભળી રહ્યો છું." કાંતિભાઈ મારી સામે જોઈ રહ્યા.

"હું પણ બંનેને સારી રીતે જાણું છું. દ્વારકાદાસભાઈ તો નવાબી તંત્ર તરફથી ઊભી કરવામાં આવતી અનેક મુશ્કેલીઓનો સામનો કરતા રહીને વરસોથી જૂનાગઢમાં રચનાત્મક પ્રવૃત્તિનું થાણું જમાવીને બેઠા છે. ભારથીભાઈ પણ આપણને ઘણી ઉપયોગી સેવા આપી રહ્યા છે. એમને વિષે જાસૂસ હોવાનો વહેમ લાવવામાં આપણે એમનું અપમાન કરી રહ્યા છીએ.' મેં મારી લાગણી વ્યક્ત કરી.

"એમ જ હોય તો શામળદાસભાઈને આપણે આપણો સ્પષ્ટ અભિપ્રાય જણાવી દેવો જોઈએ. એમની તપાસ શા માટે કરવી જોઈએ? અને કરવી હોય તો, પણ આપણા જ મહત્વના સાથીઓની વિરૂદ્ધમાં તપાસ કરવી કઈ રીતે? બહુ નાજુક અને મુશ્કેલ કાર્ય છે." કાંતિભાઈ થોડા ગંભીર બની ગયા.

"મેં આ બંને મિત્રો અંગે મારો સ્પષ્ટ અભિપ્રાય આપી જ દીધો છે. ભવાનીશંકરભાઈ તો ભારથીભાઈને એમની પ્રત્યેના વહેમને કારણે કુંકાવાવથી અહીં લઈ આવેલ. હું આજે ભારથીભાઈને પરત લઈ જાઉં છું. પરન્તુ શામળદાસભાઈ, આરઝી હકૂમતના પ્રધાનો અને અન્ય આગેવાનોના મનમાં આ બંને મિત્રો માટે જ્યારે વહેમ ઘર કરી ગયો છે ત્યારે આ બંને મિત્રોના

હિતમાં પણ આપણે તપાસ કરી લેવી જોઈએ. જો વાતમાં તથ્ય હશે તો આપણી આંખ ઊઘડશે. વાતમાં તથ્ય નહીં જણાય તો એમના વિષે આવો વહેમ ન રાખવા અને એમની વિરૂદ્ધ જાસુસીની વાતો ન ફેલાવવા આપણે ભારપૂર્વક કહી શકીશું." મેં જણાવ્યું.

"તમારી વાત સમજાય છે પણ આ બંને મિત્રો અંગે તપાસ કરવી કઈ રીતે ?" કાંતિભાઈએ ફરી એ જ પ્રશ્ન ઉઠાવ્યો.

"એ અંગે તો મારા કરતાં તમે વધુ સમજો. પણ એક વાત કરૂં. એમની સામે આક્ષેપ એવો છે કે આપણી મહત્ત્વની અને ખાનગી બાબતો તેઓ રાજકોટમાં રહેતા જૂનાગઢના જાસૂસોને પહોંચાડે છે. એમ જ હોય તો દરરોજ દિવસે કે રાત્રિ, એક યા બીજી રીતે, તેઓ ક્યાંક ને ક્યાંક મળતા હોવા જોઈએ. એટલે આ બંને મિત્રોની પૂરા ચોવીસ કલાકની દિનચર્યા ઉપર ચાંપતી નજર ગોઠવી શકાય, તો તેઓ ક્યાંય કોઈને મળે છે કે કેમ, એનો ખ્યાલ આવી જશે." મેં મારો અભિપ્રાય જણાવ્યો.

"ભલે, ત્યારે તમે ભારથીભાઈને કુંકાવાવ પરત લઈ જવાને બદલે અહીં જ મૂકતા જાઓ અને એમને દ્વારકાદાસભાઈની મદદમાં રહેવાની સૂચના આપો. કામ તો ઘણું નાજુક છે પણ કરવું જ છે, તો હું ગણતરીના સમયમાં જ આ અંગે ગોઠવણ કરી મારી તપાસનો અહેવાલ તમને સુપરત કરી દઈશ." ટૂંકી અને ટચ વાત કરવા ટેવાયેલા કાંતિભાઈએ વિદાય લીધી.

ભારથીભાઈને બોલાવીને એમને બીજી સૂચના ન મળે ત્યાં સુધી દ્વારકાદાસભાઈની મદદમાં રહેવા જણાવી દીધું.

હું ઊઠવાની તૈયારી કરતો હતો ત્યાં મને સંત્રી તરફથી ચિઠ્ઠી મળી કે, બે ત્રણ ભાઈઓ કોઈ અગત્યની બાબત અંગે મને મળવા માગે છે. મેં એમને અંદર મોકલવા જણાવ્યું.

થોડીવારે એક આધેડ ઉંમરના અને એક જુવાન, એમ બે ગૃહસ્થો ખંડમાં દાખલ થયા. મેં એમને આવકાર આપ્યો. બંને મારી સામે ખુરશીમાં ગોઠવાયા.

"બોલો ! શું આવવાનું થયું ?" મેં શરૂઆત કરી.

"આરઝી હકૂમતની રચના થઇ ત્યારે અમને વિશ્વાસ ન હતો કે આ આરઝી હકૂમત જૂનાગઢની સામે લડી શકશે. પણ છેલ્લા થોડા દિવસોમાં આરઝી હકૂમતે જે પગલાં ભરવા માંડયાં છે, એથી અમને વિશ્વાસ બેસવા માંડયો છે. અમને લાગે છે કે અમારે પણ આરઝી હકૂમતને બને એટલા મદદરૂપ થવું જોઈએ. એથી તમને મળવા આવ્યા છીએ." મુરબ્બી ગૃહસ્થે જણાવ્યું.

"આરઝી હકૂમતના સરનશીન શામળદાસભાઈ અહીં જ છે. એમને આ અંગે મળ્યા ખરા ?" મેં પ્રશ્ન કર્યો.

"સૌ પ્રથમ અમે એમને જ મળવા ગયેલા. એમણે અમારી બધી વાત શાન્તિથી સાંભળી. પણ છેવટ તમે પણ આજે અહીં છો એમ જણાવી, તમને મળવા ભલામણ કરી." મુરબ્બી ગૃહસ્થ બોલ્યા.

"તમે આરઝી હકૂમતને મદદ કરવાનું વિચારી રહ્યા છો, એ ખુશી થવા જેવી વાત છે. કઈ રીતે તમે મદદરૂપ થવાનું વિચાર્યું છે; એ જાણી શકું ?" મેં પૂછ્યું.

"અમે શ્રીમંત માણસો નથી કે નાણાંની મદદ કરી શકીએ, એમ આરઝી હકૂમતની અહીંની કચેરીમાં પડયા રહીને ઉપયોગી થવાનો ડોળ પણ કરવો નથી. અમારા દસ પંદર જુવાનો આરઝી હકૂમતની લોકસેનામાં જોડાઈને મોરચા ઉપર જઈ લડાઈ લડી શકે એવા છે. જો તમે ઈચ્છો તો અમે અમારા આ જુવાનોને લડાઈના મોરચે મોકલી, આરઝી હકૂમતને ઉપયોગી થવા ઈચ્છીએ છીએ."

એમાંથી જુવાન મિત્રે એમની ગણતરી જણાવી.

"આ તો વિશેષ ખુશી થવા જેવી વાત છે. અત્યારે આપણા જુવાનોની જુવાની નહીં જાગે તો જાગશે ક્યારે? લોકસેનામાં જોડાવા ઈચ્છતા જુવાનોને ખૂબ ધન્યવાદ. પરન્તુ લોકસેનામાં જોડાવા ઈચ્છતા આ જુવાનોને સૌ પ્રથમ તાલીમમાંથી પસાર થવું પડશે." મેં જણાવ્યું.

"અમારા જુવાનો તાલીમ પામેલા જ છે. એમને નવી કોઈ તાલીમની જરૂર નથી. દાણિયા જેવા આ જુવાનોને તમે એકવાર જોશો તો તમે પણ ખુશ થઈ જશો." જુવાન મિત્રે જણાવ્યું.

"તમે જેમની વાત કરો છો એ જુવાનોએ અખાડાની તાલીમ લીધી હશે. લાઠી, ભાલા, છરાના દાવ એ સારી રીતે ખેલી જાણતા હશે. પરન્તુ બંદૂકની તાલીમ એમને ક્યાંથી મળી હોય?" મેં આશ્ચર્ય વ્યક્ત કર્યું.

"તમે એક વખત એમને લડાઈના મોરચે મોકલી તો જુઓ! પછી કહેજો કે તેઓ બધી રીતે તાલીમ પામેલા છે કે નહીં?" જુવાન મિત્રે આગળ ચલાવ્યું.

"તમે કહો છો એમ એ બધી રીતે તાલીમ પામેલા હોય તો પણ એમણે અમારા કે. બાલમસિંહજીની કસોટીમાંથી પસાર તો થવું જ પડે. તેઓ પ્રમાણપત્ર આપે પછી જ એમને મોરચા ઉપર મોકલી શકાય." મેં જણાવ્યું.

"એમાં કંઈ હરકત નથી કે. બાલમસિંહજી ભલે એમની કસોટી કરી લે. એકથી એક ચડે એવા આ જુવાનોને જોઈને કે. બાલમસિંહજી પણ ખુશ થઈ જશે." જુવાન મિત્રે ટટ્ટાર થઈને કહ્યું.

"તો મને એમના નામની યાદી આપો. એ બધા જુવાનો અહીં હાજર થાય એટલે એમને હું કુંડાવાવની છાવણીમાં મોકલવાની વ્યવસ્થા કરું." મેં કહ્યું.

"એમ કરવામાં પણ કશી હરકત નથી. કહો તો કલાકેકમાં જ અહીં બધા હાજર થઈ જાય. પણ એમને અહીં બોલાવતાં પહેલાં તમારી સાથે થોડી ચોખવટ કરવી જરૂરી છે." મુરબ્બી ગૃહસ્થે મારી સામે તાકતા રહીને જણાવ્યું.

"લોકસેનામાં જોડાઈને, લડાઈને મોરચે લડવાની તૈયારી દાખવતા જુવાનો માટે કશી ચોખવટની જરૂર ન હોય. એક વખત લોકસેનામાં જોડાયા એટલે લોકસેનાની શિસ્તમાં રહીને એમણે ફરજ બજાવવાની રહે. એમની ફિકર ચિંતા લોકસેનાએ કરવાની રહે. છતાં તમે ચોખવટ કરવા જ ઈચ્છતા હો તો, કહો! શી બાબતની ચોખવટ કરવી છે?" મેં એમને લોકસેનાના શિસ્તનો ખ્યાલ આપ્યો.

"અમારે ચોખવટ એ બાબતની જોઈએ કે અમારા જુવાનો લોકસેનામાં જોડાય તો એમને હથિયારો આપવામાં આવશે કે કેમ?" જુવાન મિત્રે પ્રશ્ન કર્યો.

"કેવો વિચિત્ર પ્રશ્ન! મેં હમણાં જ તમને જણાવ્યું કે, તમારા જુવાનો કે. બાલમસિંહજીની કસોટીમાંથી પાર ઊતરશે તો એમને લોકસેનામાં દાખલ કરી, મોરચા ઉપર પણ મોકલવામાં આવશે અને હથિયાર આપ્યા વિના તો કોઈને મોરચા ઉપર મોકલાય જ નહી ને!" મેં આશ્ચર્ય દાખવ્યું.

"અમારા જુવાનોને હથિયાર આપવામાં આવશે એ વાત સમજાઈ ગઈ. હવે એક વધુ ચોખવટ કરી લઈએ. અમારા જુવાનો જૂનાગઢનો વિસ્તાર કબજે કરવા માટેના મોરચામાં જોડાય તો તેઓ હથિયારનો એમને ઠીક લાગે એમ ઉપયોગ કરી શકશે ને?" મુરબ્બી ગૃહસ્થે બીજો નવાઈભર્યો પ્રશ્ન કર્યો.

"તમારા પ્રશ્નથી ભારે આશ્ચર્ય થાય છે. તમને સૈન્યના શિસ્તનો ખ્યાલ નથી લાગતો. લોકસેનાના સૈનિકોએ એના દળપતિની આજ્ઞા

પ્રમાણે જ વર્તવાનું હોય છે. કોઈ સૈનિક મન ફાવે એ રીતે હથિયારનો ઉપયોગ કરી શકે જ નહિં. પણ મન ફાવે એમ ઉપયોગ કરવા અંગે તમારો ખ્યાલ શું છે, એ જણાવશો?" મે પ્રશ્ન કર્યો.

"ત્યારે હવે અમે પેટ છૂટી વાત કરી દઈએ. જૂનાગઢના નવાબે પાકિસ્તાનમાં ભળવાનું નક્કી કર્યું, એ કેવળ ગાંડપણ છે. જૂનાગઢ રાજ્યને પાકિસ્તાનમાં ભળવા દેવાય જ નહીં એ માટે આરઝી હકૂમતની રચના થઈ છે એ સારી વાત છે. આરઝી હકૂમતે હવે એની કામગીરી પણ શરૂ કરી છે. અમે એથી રાજી છીએ. પણ કોઈ કારણે આરઝી હકૂમતને કામયાબી ન મળે, યુદ્ધના મોરચે આરઝી હકૂમત પાછી પડે, તો આપણા લોખંડી પુરુષ, સરદાર સાહેબ તો બેઠા જ છે. તેઓ કોઈપણ ભોગે જૂનાગઢ રાજ્યને પાકિસ્તાનમાં ભળવા નહીં દે, એ બાબતની તો અમને ધરપત છે. એટલે જૂનાગઢને બચાવવા ખાતર અમારે લોકસેનામાં અમારા જુવાનોને મોકલવાની જરૂર નથી. અમે તો હિંદુ ધર્મની, હિંદુ સંસ્કૃતિની રક્ષા કરવાની દૃષ્ટિએ તમારી સાથે જોડાવા માગીએ છીએ. મોરચા ઉપર લડતાં અને આગળ વધતાં અમારા જુવાનોને હિંદુ ધર્મના અને હિંદુ સંસ્કૃતિના કોઈ દુશ્મન નજરે ચડે તો એમને ખતમ કરવાની એમને છૂટ હોવી જોઈએ." મુરબ્બી ગૃહસ્થે એમના મનમાં રહેલો મૂળ આશય સ્પષ્ટ કર્યો.

હું એમની વાત સાંભળીને આભો બની ગયો.

"સારૂં થયું તમે અત્યારે જ તમારા મનની વાત સ્પષ્ટ કરી દીધી. પહેલી વાત તો એ કે, અમે જૂનાગઢના પ્રશ્નને ધાર્મિક પ્રશ્ન તરીકે જોયો જ નથી, જોવાનો હોય પણ નહીં. અમારે મન એ રાષ્ટ્રીય પ્રશ્ન છે. બીજી મહત્ત્વની વાત એ કે લડાઈનાં પણ કેટલાંક ધોરણ હોય છે. મેદાન ઉપર લડતાં લડતાં આપણા કે સામા પક્ષના સૈનિકો ઘાયલ થાય કે મોતને ભેટે, એ તો લડાઈમાં સ્વાભાવિક ગણાય. પરન્તુ લડાઈના મેદાન ઉપર જે ન હોય, એવો કોઈ નાગરિક, ધર્મ કે સંસ્કૃતિનો દુશ્મન છે એમ માની એના ઉપર હથિયાર ઉપાડવાં, એ લડાઈનો ભાગ ન કહેવાય, ખૂનરેજી કહેવાય. આરઝી હકૂમતને આવી ખૂનરેજી મંજૂર નથી. આરઝી હકૂમતની લોકસેનાનો કોઈ સૈનિક આવી ખૂનરેજી કરી શકે નહીં. તમે તમારા જુવાનોને લોકસેનામાં જોડવા તૈયાર થયા, એ બદલ તમને ધન્યવાદ. તમારા જુવાનો લોકસેનામાં જોડાવા તૈયાર થયા, એ બદલ એમને પણ ધન્યવાદ, પણ તમારો ઈરાદો કંઈક જુદો છે. તે જાણ્યા પછી તમારા જુવાનો ગમે એટલા ઉપયોગી હોય, બહાદૂર હોય, કે તાલીમ પામેલા હોય, પણ એમની સેવાનો લોભ અમારે જતો જ કરવો રહ્યો. ક્ષમા કરશો." મેં ઊભા થઈને નમસ્કાર કર્યા.

બન્ને ગૃહસ્થોએ નિરાશ અને નારાજ થઈને વિદાય લીધી.

અમારો હવે પછીનો વ્યૂહ ગાધકડા કબજે કરવાનો હોઈને મારૂં મન એની તૈયારીમાં લાગી ગયેલું.

ગાધકડા પહોંચવા માટે અમારે પહેલાં ગાયકવાડી રાજ્યના અમરેલી પ્રાન્તમાંથી અને ત્યારબાદ ભાવનગર રાજ્યના કુંડલા વિસ્તારમાંથી પસાર થવું પડે.

જૂનાગઢ રાજ્ય પાકિસ્તાનમાં ભળે એ લોકોને તેમજ સમગ્ર રાષ્ટ્રને તો મંજૂર ન હતું. પરન્તુ કાઠિયાવાડનાં રજવાડાંઓને તો પોતાની સલામતીની દૃષ્ટિએ પણ જૂનાગઢ પાકિસ્તાનમાં ભળે એમાં મોટું જોખમ દેખાતું હતું. આથી જ્યારે આરઝી હકૂમતની રચના થઈ, ત્યારે બધાં રજવાડાં રાજી થયેલાં. એમણે મનોમન આરઝી હકૂમતની રચનાને આવકારેલી.

આરઝી હકૂમતની રચના ભલે મુંબઈની જાહેરસભામાં મળેલા જૂનાગઢના અને કાઠિયાવાડના લોકોએ કરી, સમગ્ર દેશની ભલે એના પર મીટ મંડાણી, પરન્તુ કાયદાની દૃષ્ટિએ આરઝી હકૂમત એ માન્ય હકૂમત ન હતી. આરઝી હકૂમતની લોકસેના એ અધિકૃત સૈન્ય ન હતું. એટલે મનોમન આરઝી હકૂમતને આવકારવા છતાં, થોડા અપવાદ બાદ કરતાં, બીજાં રજવાડાંઓએ એને ખુલ્લી રીતે માન્યતા આપવાનું યોગ્ય ન લેખ્યું. આમ છતાં કેટલાક રજવાડાં ખાનગી રીતે આરઝી હકૂમતને મદદ કરતાં રહ્યાં, તો કોઈ રજવાડાં આરઝી હકૂમતની હીલચાલ પ્રત્યે આંખ આડા કાન કરતાં રહ્યાં. એને પરિણામે જ અમે રાજકોટમાં આરઝી હકૂમતની કચેરી અને છાવણી શરૂ કરી શકયા, ગોંડળની હદમાથી કશી રોકટોક વિના હથિયારો સાથે અવરજવર કરતા રહ્યા અને કુંકાવાવમાં અમારૂં મથક સ્થાપી શકયા.

અમરેલીમાં એ વખતે વડોદરા રાજ્ય દ્વારા નિયુક્ત સુબા સર્વોચ્ચ અધિકારી લેખાતા હતા. અંગત રીતે એમની સાથે મારે સારો પરિચય હતો. તરવડાની અમારી સંસ્થાની મુલાકાતે પણ તેઓ કયારેક આવતા રહેતા. પરન્તુ લોકસેના અમરેલીની હદમાંથી પસાર થાય ત્યારે તો એમણે રાજ્યની નીતિ અનુસાર વલણ લેવું પડે. એટલે એમની સાથે મળી, લોકસેનાને ગેરકાયદેસર રચાયેલું સૈન્ય ગણીને રોકવાનો સામેથી કશો પ્રયત્ન ન થાય, એ માટે જરૂરી સમજણ કરી લેવાની જરૂર હતી.

ભૂલથી ભટકાઈ જવાય તો આપણને જેમના હાડકાં વાગે એવો દૂબળો સુકલકડી દેહ, પરન્તુ સુખી કુટુમ્બમાં ઉછેર અને વ્યાયામશાળાની તાલીમને પ્રતાપે જેમના અંગેઅંગમાં ઊછળતી શક્તિ અને સ્ફૂર્તિ જોવા મળે, સત્યાગ્રહ સંગ્રામોમાં જેમણે આગળ પડતો ભાગ લીધેલો, ૧૯૪૨ના કરેંગે યા મરેંગેના આખરી જંગમાં જેમને જોખમી વ્યક્તિ ગણીને લાંબા સમય સુધી ઢેબરભાઈ, બળવંતભાઈ, રસિકભાઈ, નાનાભાઈ વગેરેની સાથે રાજકોટની જેલમાં ગોંધી રાખવામાં આવેલા, રચનાત્મક પ્રવૃત્તિઓને જેમના તરફથી સતત હુંફ અને બળ મળ્યા કરે, અમરેલી પ્રાન્તની રાજકીય અને સામાજિક એવી તમામ પ્રવૃત્તિઓમાં જેઓ સદાય આગળ પડતો ભાગ લેતા રહે અને મીઠા – મિલનસાર સ્વભાવને કારણે જેઓ સૌના પ્રીતિપાત્ર હતા, એવા અમારા નીકટના સાથી શ્રી હાવાભાઈ દ્વારા જ આ ગોઠવણ થઈ શકે એમ હોઈને, એમને તાબડતોબ રાજકોટ બોલાવી લીધા. લોકસેના અમરેલીની હદમાંથી પસાર થાય ત્યારે અમરેલીના સુબા તરફથી કોઈ જાતનો અવરોધ ઊભો કરવામાં ન આવે એવી ગોઠવણ કરવા એમને વિનંતી કરવામાં આવી. વાત સાંભળીને હાવાભાઈ તુરત જ અમરેલી જવા રવાના થઈ ગયા.

ત્યાર પછીનો બીજો પ્રશ્ન ભાવનગર રાજ્યની હદમાંથી પસાર થવાનો હતો.

પોતાની આગવી કુશળતા, વિદ્વત્તા અને મુત્સદ્દીગીરીથી ભાવનગર રાજ્યનું દીવાનપદ શોભાવનાર પ્રભાશંકર પટ્ટણીએ પોતાની હયાતીમાં જ પોતાના સ્થાને દીવાન તરીકે સ્થાપેલા એમના પુત્ર અનંતરાય પટ્ટણી ભાવનગર રાજ્યનો વહીવટ સંભાળતા હતા. ભાવનગરના મહારાજા શ્રી કૃષ્ણકુમારસિંહજી ઘણા ભલા રાજવી હતા. પણ રાજ્યનો દોર દીવાનના હાથમાં હતો. કાઠિયાવાડ રાજકીય પરિષદ્‌ની પ્રવૃત્તિઓના અનુસંધાને એમની સાથે પરિષદ્‌ના આગેવાનોને ઠીક ઠીક પરિચયમાં આવવું પડેલું. એમનો સ્વભાવ અને એમનો અમને થયેલો અનુભવ જોતાં, તેઓ કયારે શું વલણ લે એ કળવું મુશ્કેલ હતું. પરન્તુ ગાધકડા પહોંચવા માટે લોકસેના કુંડલા વિસ્તારમાંથી પસાર થાય ત્યારે ભાવનગરના દીવાન અનંતરાય પટ્ટણી, સામે ચાલીને કોઈ અવરોધ ઊભો ન કરે એ માટે એમને મળીને સમજણ કર્યા સિવાય છૂટકો ન હતો.

અભ્યાસ પૂરો કરી, સ્નાતકની ઉપાધિ પ્રાપ્ત કર્યા બાદ, ધંધો, નોકરી કે ખાનગી જીવનનો

વિચાર કરવાને બદલે, ભરજુવાનીમાં જેમણે આજીવન સેવાનો ભેખ ધારણ કરી લીધેલો, ગાંધીજીની રચનાત્મક પ્રવૃત્તિ માટે વરસો સુધી જેઓ ઉઘાડા પગે ગામડાં ખૂંદતા રહ્યા, અસહકાર અને સત્યાગ્રહના એક એક મોરચે જેમણે આગેવાનીભર્યો ભાગ ભજવેલો, કાઠિયાવાડ રાજકીય પરિષદ્ અને ભાવનગર પ્રજામંડળના જેઓ એક મોભી ગણાતા, દેશભરમાં પથરાયેલાં દેશી રજવાડાંઓની કચડાયેલી, રીબાતી પ્રજાને સંગઠિત કરવા માટે રચાયેલ અખિલ ભારત રાજસ્થાન પ્રજા પરિષદ્ના જેઓ મુખ્ય સુત્રધાર હતા અને કાઠિયાવાડના જાહેર જીવનમાં અમે સૌ જેમનો એક મુરબ્બી તરીકે આદર કરતા હતા, એવા બલવંતભાઈ સિવાય અનંતરાય પટ્ટણીને મળીને સમજાવવાનું બીજા કોઈનું ગજું નહીં. ટાંકણે બળવંતભાઈ રાજકોટમાં જ હતા. એટલે એમને મળીને ભાવનગરના દીવાન સાથે જરૂરી ગોઠવણ અને સમજણ કરી લેવાની વિનંતી કરી. એમણે તુરત જ ભાવનગર જવાનો કાર્યક્રમ વિચારી લીધો.

અમરેલી અને ભાવનગરની હદ વટાવીને ગાધકડા પહોંચીએ ત્યાર પહેલાં ગાધકડાની રજેરજ માહિતી મેળવી લેવાનું પણ જરૂરી હતું.

૧૯૩૦ના અને ત્યાર પછીના સત્યાગ્રહોમાં કુંડલાના જુવાનોએ ખૂબ મહત્ત્વનો ફાળો આપેલો. ૧૯૩૬ પછી આ જ જુવાનો પૈકી અમુલખભાઈ ખીમાણી, લલ્લુભાઈ શેઠ અને અન્ય જુવાનોએ કુંડલામાં જ રચનાત્મક પ્રવૃત્તિનું થાણું નાખી સમગ્ર વિસ્તારમાં જુદી જુદી અનેક રચનાત્મક પ્રવૃત્તિનો સારો એવો વિસ્તાર કરેલો. ગાધકડા પણ એમના પરિચયનું ગામ. એટલે ગાધકડાની રજેરજ માહિતી એકઠી કરીને તુરત જ જણાવવા માટે એમને ખાસ સંદેશવાહક દ્વારા સંદેશો મોકલી દેવામાં આવ્યો.

થોડા બહારવટિયાઓ, નિર્દોષ લોકોને રંજાડવાનું છોડી, એમનું હીર લડાઈના મેદાન ઉપર દેખાડવાની જોરસિંહભાઈની વાત સ્વીકારી, આરઝી હકૂમતને મદદ કરવા તૈયાર થયા હતા. એમની પણ અજમાયશ કરવાના હેતુથી ત્રણ ચાર બહારવટિયા ભાઈબંધોને વહેલીતકે રાજકોટ મોકલવા માટે જોરસિંહભાઈને પાલીતાણા કહેણ મોકલી દેવામાં આવ્યું.

આખો દિવસ એક પછી એક કામગીરી પતાવીને હું કુંકાવાવ જવા માટે તૈયારી કરતો હતો ત્યાં જ શામળદાસભાઈનો ઊભા ઊભા મળી જવા માટે સંદેશો મળ્યો. હું એમના નિવાસસ્થાને જઈ પહોંચ્યો.

"તમે કુંકાવાવ જાઓ ત્યાર પહેલાં તમને બે મહત્ત્વના સમાચાર આપવાના છે. એક તો આપણી લોકસેના ગાધકડા ઉપર કૂચ કરે એ જ દિવસે ખાસ અનામત દળની એક કંપની બાબરિયાવાડ ઉપર કૂચ કરી જશે. બીજું તમે બધા ગાધકડા અને અન્ય પ્રદેશો કબજે કરવામાં રોકાયેલા હો એનો ગેરલાભ ઉઠાવીને નવાબી ફોજ આપણા કબજે કરેલાં ગામો ઉપર ચડી આવે તો એને રોકવા માટે જૂનાગઢ રાજ્યની અને હવે આપણી—આરઝી હકૂમતની હદ વચ્ચે કોઈ તાલુકદારી હદમાં ખાસ અનામત દળની બીજી એક ટુકડી રક્ષણની હરોળ તરીકે ગોઠવાઈ જશે." શામળદાસભાઈએ આરામખુરશીમાં બેઠાં બેઠાં વાત કરી.

અંગ્રેજ લોકોના શાસનકાળ દરમિયાન એ.જી.જી.ના ટૂંકા નામે ઓળખાતા 'એજન્ટ ટુ ધી ગવર્નર જનરલ'નું રાજકોટમાં થાણું રહેતું. રાજકોટમાં બેઠાં બેઠાં આ અંગ્રેજ અમલદાર કાઠિયાવાડના બધાં રજવાડાં ઉપર ચાંપતી નજર રાખતો. અંગ્રેજી શાસનનો અંત આવ્યો અને કેન્દ્રમાં પ્રજાકીય સરકારની સ્થાપના થઈ, એટલે આ એ.જી.જી.નો હોદ્દો નષ્ટ થયો. કેન્દ્ર સરકારના પ્રતિનિધિ તરીકે રાજકોટમાં પ્રાદેશિક કમિશ્નર નિયુક્ત કરવામાં આવ્યા. પહેલાં પ્રાદેશિક કમિશ્નર તરીકેની જવાબદારી બનેસિંહજીને ફાળે આવી. એમણે અમને સારી એવી મદદ કરી. પરન્તુ થોડા વખતઃ

માં જ એક કુશળ આઈ. સી. એસ. અધિકારી તરીકે જેમની પ્રતિષ્ઠા બંધાઈ ચૂકી હતી અને કાઠિયાવાડની પરિસ્થિતિથી પૂરા પરિચિત લેખાતા હતા એવા નીલમભાઈ બૂચની આ મહત્ત્વના હોદ્દા ઉપર નિમણૂક કરવામાં આવી.

એમના હાથ નીચે એજન્સીનું પોલીસદળ હતું. વધારામાં ખાસ અનામત દળની ટુકડીઓ આવી પહોંચેલી. અને જૂનાગઢનું તંત્ર ગાંડપણ કરીને રાજ્યની હિંદુ વસતી ઉપર જૂલમો વરસાવવાનું શરૂ કરે તો એમને રક્ષણ આપી શકાય, અને બીજી કોઈ અણધારી પરિસ્થિતિ પેદા થાય તો એને પહોંચી વળાય, એ માટે ભારતીય સૈન્યની એક બ્રિગેડ પણ રાજકોટમાં ધામો નાખીને પડેલી.

ખાસ અનામત દળોએ બાબરિયાવાડ, માંગરોળ, માણાવદર જેવા પ્રદેશો કબજે કરવાની કામગીરી બજાવવાની હતી. આરઝી હકૂમતે જૂનાગઢ રાજ્યનો વિસ્તાર કબજે કરવાનો હતો. બન્નેનાં પગલાં વચ્ચે સંકલન જળવાઈ રહે એ જરૂરી હતું. નીલમભાઈ એ માટે પુરતી કાળજી લેતા.

અમારા ગાધકડાના કાર્યક્રમની શામળદાસભાઈએ એમને જાણ કરી. એટલે એમણે એ જ વખતે એક કંપની બાબરિયાવાડ ઉપર કૂચ કરે અને બીજી કંપની જૂનાગઢની ફોજને આરઝી હકૂમતનાં ગામો ઉપર આક્રમણ કરતી રોકવા માટે બન્નેની હદ વચ્ચેની કોઈ તાલુકદારી હદમાં છાવણી નાખે એવી ગોઠવણ કરી, શામળદાસભાઈને એની જાણ કરી. શામળદાસભાઈએ મને બોલાવીને આ માહિતી આપી.

"ગાધકડાની કૂચનો નક્કી દિવસ મારે એમને જણાવવાનો છે." શામળદાસભાઈએ જણાવ્યું.

"અમરેલીથી હાવાભાઈ અને ભાવનગરથી બળવંતભાઈ લીલી ઝંડી દેખાડે એટલે તુરત આપણી કૂચ શરૂ થઈ જશે. બંને તરફથી સંદેશાઓની રાહ જોઈએ છીએ." મેં જણાવ્યું.

"અને બીજી વાત. જૂનાગઢ રાજ્યની અને આપણી હદ વચ્ચે કોઈ તાલુકદારની હદ આપણે પસંદ કરી દેવાની છે. આપણે સૂચવીએ એ સ્થળે ખાસ અનામત દળની એક કંપની મુકામ કરશે. ઘનશ્યામભાઈને તમારી સાથે મળી, આવું સ્થળ પસંદ કરવા વિનંતી કરી છે." શામળદાસભાઈએ જણાવ્યું.

"હું અત્યારે તો કુંકાવાવ જઈ રહ્યો છું. ઘનશ્યામભાઈ અનુકૂળતાએ કુંકાવાવ આવે એટલે અમે સાથે જઈને કોઈ અનુકૂળ સ્થળ પસંદ કરી આવશું." મેં શામળદાસભાઈની રજા માગી.

"હજી મારે એક વાત કરવાની છે." શામળદાસભાઈએ જણાવ્યું.

"આજે હવે મારે અહીં બીજું કંઈ કામ નથી. અહીંથી સીધો કુંકાવાવ જવા રવાના થવાનો છું. મને મોડું થતું નથી. ખુશીથી એકને બદલે બે વાત કહો." મેં ફરી ખુરશીમાં બેઠક લીધી.

"તમારા કહેવા મુજબ આપણાં ગામોમાં આપણું વહીવટીતંત્ર ગોઠવાતું જાય છે, અને લોકોમાં પણ અજબ જાગૃતિ આવતી જાય છે, લોકોનાં આ ઉત્સાહનો, લોકોની આ જાગૃતિનો આપણને વધુમાં વધુ લાભ મળે એ માટે હું આપણાં બધાં ગામોનો પ્રવાસ કરવા ઈચ્છું છું." શામળદાસભાઈએ મનની વાત જણાવી.

"અત્યારે તમારા પ્રવાસનું જોખમ લેવાય નહીં." મેં ટૂંકો જવાબ આપ્યો.

"એમાં જોખમ શેનું?" શામળદાસભાઈએ પૂછ્યું.

"જોખમ તો ખરું. એક વાર નહીં અને સાત વાર જોખમ. આપણે કબજે કરેલાં ગામોમાં નવાબ તરફી તત્ત્વોની આપણે હજી પૂરી સાફસૂફી કરી શક્યા છીએ એમ કહેવાય નહીં.

અત્યારે તો એ બધા ડહાઈને ચૂપ બેસી ગયા લાગે છે. પણ તમે ગામડાંનો પ્રવાસ કરો એ જ વખતે કોઈને અટકચાળો કરવાનું મન થઇ પણ જાય. લડાઈના મોરચે લડતાં લડતાં આપણા સૈનિકો ઘવાય કે મોતને ભેટે તો એ ગૌરવ લીધા જેવી વાત બની રહે. પણ તમે રહ્યા આરઝી હકુમતના સરનશીન. તમારે શરીરે નાનો એવો છરકો પણ થઈ જાય તો અમારૂં નાક કપાઈ જાય. પ્રસંગ આવ્યે હું જ આપને એ ગામડાંઓનો પ્રવાસ ખેડવા વિનંતી કરીશ." મેં વિસ્તારથી મારો ખ્યાલ વ્યક્ત કર્યો.

"પણ હું એકલો થોડો ગામડાંઓના પ્રવાસે નીકળી પડવાનો હતો ? મારી સાથે આપણા સૈનિકો પણ હશેને ?" શામળદાસભાઈએ બીજો મુદ્દો ઊભો કર્યો.

"એ જ મુશ્કેલી છે. તમે જાણો છો કે આપણે જૂનાગઢ રાજ્યનો વધુ ને વધુ વિસ્તાર કબજે કરવા એક પછી એક પગલાં ભરી રહ્યા છીએ. લોકસેનાના એકે એક સૈનિકનો આ મહત્ત્વની કામગીરીમાં ઉપયોગ કરવો પડે એમ છે. તમે જાણો છો કે ગણતરીના દિવસોમાં જ ગાધ-કડા ઉપર આપણે કૂચ કરવી છે. ત્યારબાદ નવા-ગઢનો વારો છે અને પછી તો જૂનાગઢની મૂળ ભૂમિ ઉપર આપણે આક્રમણ કરવાનું વિચારી રહ્યા છીએ. આ જોતાં તમારા પ્રવાસ માટે એક પણ સૈનિક ફાજલ પાડવાનું મારી દૃષ્ટિએ શકય નથી." મેં સ્પષ્ટતા કરી.

"હું આ ગામડાંઓમાં એક વખત ફરી લઉં તો લોકોમાં અજબ જાગૃતિ અને હિંમત આવી જશે. થોડું જોખમ ખેડીને પણ પ્રવાસ કરવો એવો મારો અભિપ્રાય છે." શામળદાસભાઈ એમની વાતને વળગી રહ્યા.

"મારો સ્પષ્ટ અભિપ્રાય છે કે તમારા પ્રવાસને કારણે અમારાં અત્યારના કામમાં ભારે વિક્ષેપ પડવાનો. આવો વિક્ષેપ કોઈ રીતે પોસાય નહીં. મનુભાઈ પંચોળી આ ગામોમાં તાબડતોબ રચનાત્મક પ્રવૃત્તિ શરૂ કરવાની વાત લઈને મને મળવા આવ્યા હતા. પણ એની જવાબ દારી લેવાની પણ મેં દુઃખ સાથે અશક્તિ દર્શાવી છે. તમારા પ્રવાસનો અત્યારે તો પ્રબંધ કરવાનું અમારે માટે બહુ મુશ્કેલ છે. રાજકોટમાં દરરોજ સભાઓ થાય છે. તમારી વીરગર્જનાઓને પરિણામે પેદા થતી હવા ચોમેર પ્રસરતી રહે છે. હમણાં આરઝી હકૂમતનાં ગામડાંઓનો તમારે પ્રવાસ ખેડવો એ મારી દૃષ્ટિએ વ્યાજબી નથી." મેં સ્પષ્ટતા કરી.

મારી વાતથી શામળદાસભાઈને સંતોષ ન થયો. તત્કાળ તો ચર્ચાનો અંત આવી ગયો. પણ એમના મનમાં આરઝી હકૂમતનાં ગામડાંઓનો પ્રવાસ ખેડવાની વાત ઘોળાતી રહી.

એમની રજા લઈને મોડી રાતે હું કુંકાવાવ જવા રવાના થઈ ગયો.

✳

પૃ. ૫૦૭થી ચાલુ]

યુગની સાદાઈ અને નિર્વ્યસનતાની જીવનરીતિને દઢપણે વળગી રહેનારા અને ધાર્મિક – સામાજિક ક્ષેત્રે સુધા-રક વિચારશ્રેણી ધરાવતા, તેન ત્યક્તેન ભુંજિથા :ના સિદ્ધાંતને મૂર્તિમંત કરનારા હરિપ્રસાદભાઈ સાચા અર્થમાં વિદ્યાતપસ્વી છે. શ્રી રસિકલાલભાઈ પરીખ જેવા તેજસ્વી સાક્ષરવર્ય તરફથી ગુજરાતને મળેલ વિદ્દદ્રત્નોમાં હરિપ્રસાદભાઈ અણમોલ રત્ન સમાન છે. તેમના વિદ્યાતપ તથા વાત્સલ્ય સમક્ષ તેમના વિદ્યાર્થીઓનાં તથા તેમના સંસર્ગમાં આવતા વિદ્યા – અર્થીઓનાં મસ્તક સહેજે સાદર નમે છે.

(ડૉ. હરિપ્રસાદ શાસ્ત્રી સન્માન સમિતિ તરફથી એમના ગદ્ય અને પદ્યની સૂચિની પ્રગટ થયેલી પુસ્તિકા 'સાગર ગાગરમાં'થી)

# તપોધન શ્રીકૃષ્ણદાસજી જાજુ

સ્વ. શ્રી કૃષ્ણદાસ જાજૂનો જન્મ રાજસ્થાનના બીકાનેર જિલ્લાના અકાસર ગામમાં એક સામાન્ય માહેશ્વરી કુટુંબમાં તા. ૨૯/૮/૧૮૮૨ના થયો હતો. આર્થિક સ્થિરતા માટે તેમના પિતા શ્રી મૂલચંદજી મહારાષ્ટ્રના વર્ધા જિલ્લાના આર્વી ગામમાં આવીને વસ્યા. શરૂઆતથી જ ઘરમાં સદાચાર, સાદગી અને ધર્મ–પરાયણતાના વિચારો હતા, જેના સંસ્કાર જાજૂજીમાં ઊતર્યા. ભણવામાં તે ખૂબ જ કુશાગ્ર બુદ્ધિના હતા. ઈ.સ. ૧૯૦૪માં કલકત્તા યુનિવર્સિટીની વકીલાતની પરીક્ષામાં તેઓ સૌ પ્રથમ આવ્યા અને તેમને સુવર્ણચંદ્રક પણ મળ્યો.

વકીલાતનો વ્યવસાય :

વર્ધા જિલ્લાનું મુખ્ય મથક હોવાથી વકીલાતની શરૂઆત તેમણે વર્ધાથી કરી. સત્યાચરણને પોતાનું જીવનમૂલ્ય માનેલ હોવાથી કદી તેમણે ખોટા કેસ હાથમાં ન લીધા. ધનસંચયનો તેમણે કદી વિચાર પણ ન કર્યો. સાદગીથી જીવન–નિર્વાહ ચલાવવા માટે રૂ. ૨૦,૦૦૦/– પૂરતા છે, તેવો તેમનો એક નિશ્ચય હતો. તે નિશ્ચય પૂરો થયા પછી ઈ. સ. ૧૯૨૦માં તેમણે સારી એવી ચાલતી પોતાની વકીલાતનો વ્યવસાય છોડી દીધો. સંજોગવશાત્ કૌટુંબિક કારણોસર ઈ. સ. ૧૯૨૩માં તેમનું આ ધન તો ખલાસ થઈ ગયુ, પણ પછી તેઓ કદી ધનઉપાર્જન તરફ ન વળ્યા.

સમાજસુધારણા :

વર્ધા આવીને શરૂઆતમાં તેમણે પોતે જે માહેશ્વરી સમાજમાં જન્મ્યા હતા, તે સમાજની કુરીતિઓ તથા રૂઢિવાદને દૂર કરીને રાષ્ટ્રીય ધારા સાથે તે સમાજને જોડવાનો પ્રયત્ન કર્યો. માહેશ્વરી સમાજમાં સુધારણાના તે એક પ્રેરણસ્રોત બન્યા. કેટલાય કાર્યકરોના તે રાહબર અને માર્ગદર્શક બન્યા. સુધારણાની શરૂઆત તેમણે પોતાના જીવનથી કરી. આને કારણે તેઓ ન્નાતિ બહાર મૂકાયા. પોતાની પુત્રીના પણ તેમણે આંતરજ્ઞાતીય લગ્ન કર્યા. પાછળથી માહેશ્વરી મહાસભાએ તેમની સ્મૃતિમાં 'શ્રીકૃષ્ણદાસ જાજૂ સ્મારક ટ્રસ્ટ'ની રચના કરી, જેના દ્વારા સેવા અને સહાયતાનું કાર્ય ચાલે છે. જમનાલાલજી સાથે શિક્ષણ મંડળની રચના કરી. આજે એના વિદર્ભ પ્રાંતની પ્રખ્યાત શિક્ષણ–સંસ્થાઓમાં તેની ગણના થાય છે.

ખાદી કાર્ય :

સ્વ. જમનાલાલજી બજાજે તેમને ગાંધીજીના રચનાત્મક કાર્યો તરફ ખેંચ્યા. શરૂઆતમાં તેઓ મહારાષ્ટ્ર ચરખા સંઘના મંત્રી બન્યા. પોતાની વ્યવહારિક સૂઝથી ચરખા સંઘનું કાર્ય તેમણે એટલું વ્યવસ્થિત કર્યું કે અન્ય પ્રાંતો માટે તે એક ઉદાહરણરૂપ બની ગયું. પાછળથી ગાંધીજીએ તેમને અખિલ ભારત ચરખા સંઘના મંત્રી બનાવ્યા. તેઓ અખિલ ભારત ગ્રામોદ્યોગ સંઘ તથા ગાંધી સેવા સંઘના પણ અધ્યક્ષ તરીકે રહ્યા. ગાંધીજીના અવસાન બાદ વિનોબાજી પ્રેરિત પ્રવૃત્તિઓમાં પોતાની શક્તિ વાળી.

જીવન મૂલ્ય :

સત્તા અને સંપત્તિથી તેઓ દૂર રહ્યા. ૧૯૩૭–૩૮માં ગાંધીજી તેમને મધ્યપ્રાંતમાં મુખ્યમંત્રી બનાવવા માગતા હતા, પણ તેમણે આ પદનો સાભાર અસ્વીકાર કર્યો. ભારત સ્વતંત્ર થયા પછી તેમને સ્વતંત્ર ભારતના નાણામંત્રી બનવા માટે આગ્રહ કરવામાં આવ્યો, તેનો પણ તેમણે અસ્વીકાર કર્યો. પ્રસિદ્ધિથી દૂર રહીને મૂક લોકસેવક તરીકે જ તેમણે પોતાનું કાર્ય કર્યું.

તા. ૨૩–૧૦–૧૯૫૫ના હૃદય બંધ પડી જવાથી ૭૩ વર્ષની ઉંમરે તેમનું અવસાન થયું.

[અનુ. પૃ. ૫૧૪

# અશ્વની મહત્તા અને આધુનિક હાલત

પંડિત નરેન્દ્રપ્રકાશ પંડયા

કોઈ પણ વસ્તુની ઉન્નતિનાં દર્શન સિવાય એની અવનતિનો હૂબહુ ચિતાર ન મેળવી શકાય. આજના કાઠી–ઘોડાંની હાલત ઘણી ઘણી વસ્તુઓ કહી જાય છે. કાઠી–ઘોડાં એટલે આ મુલકના ઘોડાં. એક જમાનામાં એ ભવ્ય ભૂતકાળનો વારસદાર હતો.

વેદકાળથી આ પ્રાણીઓ વિષે ઋષિ–મુનિઓએ સર્વાંગી રીતે ઘણું ઘણું લખ્યું છે. આ ઋષિઓએ પરા અને અપરા બન્ને વિદ્યાઓનાં દર્શન કરી સમાજ સંસાર તથા ધર્મનાં દરેક પાસાંઓના હિત વિચારી હજારો વર્ષના સંશોધન આધારિત અદ્ભુત સત્યો ઉચ્ચાર્યાં છે તેમ Indology ભારતીય વિદ્યાના દેશી વિદ્વાનો કહે છે. Indology (ભારતીય વિદ્યા) અને તેમાં યે અશ્વ-વિદ્યા ઉપરનું એમનું પ્રદાન અસાધારણ છે.

એકવાર અશ્વપાત ઋષિના યજ્ઞ દરમિયાન યજ્ઞના ધુમાડાને લઈને ઋષિની આંખમાંથી જમીન ઉપર બે આંસુ પડયાં. તેમાંથી ડાબી આંખમાંથી પડેલા અશ્રુમાંથી ઘોડી અને જમણી આંખમાંથી પડેલા અશ્રુમાંથી ઘોડો ઉત્પન્ન થયો. આ પ્રાણીઓને પાંખો હતી અને ગંધર્વોની ગતિથી ગમન કરતાં.

આ જોઈને ઈન્દ્રના મનમાં થયું કે જો આ પ્રાણીઓ મારૂં વાહન બને તો યુદ્ધમાં દૈત્યોને–અસુરોને હું જીતી શકું. પોતાના મનની વાત એમણે અશ્વપાત ઋષિને કહી અને દેવતાઓના કલ્યાણ અર્થે અશ્વપાત ઋષિએ દર્ભાસ્ત્રથી આ પ્રાણીઓની પાંખો કાપી નાખી આકાશગામીને બદલી પૃથ્વી ઉપરનાં પ્રાણી કરી મેલ્યાં.

ખેદ અનુભવતાં આ પ્રાણીઓએ ઋષિને કહ્યું કે 'આપે અમને નિર્દોષને નુકશાન કર્યું છે. આપ તો સમર્થ છો, તેથી અમારું કલ્યાણ થાય તેમ કરો.'

પ્રાણીઓની વ્યથા જોઈ ઋષિએ તેમને પૃથ્વી ઉપર અભય આપ્યું, અને કહ્યું કે 'જે રાજા સમાજ કે વ્યક્તિ તમને સન્માનપૂર્વક રાખશે ત્યાં ધર્મ અર્થ કામ અને મોક્ષ પ્રાપ્ત થશે, અને તે રાજા માત્ર થોડા જ પ્રયત્ને સમ્રાટ થશે. પુત્રપુત્રાદિ સંપત્તિ તથા જય, વિજય પ્રાપ્ત કરી આ લોક તથા પરલોક સુધારશે. પછી ઋષિએ અશ્વોના હિતમાં તથા અશ્વપાલકોના હિતને ધ્યાનમાં રાખીને ૧૨૦૦ શ્લોકનું શાલિહોત્ર શાસ્ત્ર લખ્યું : (નકુલના મતે).

પુરાણોના મત પ્રમાણે સમુદ્રમંથન વખતે જે ચૌદ રત્નો નીકળ્યાં તે માંહેનો ઘોડો એક છે.

કમળા શંખ મયંક મણિ,
રંભા સુર તરૂ બાગઃ
ધેનુ ધનંતર ધનુજ વીખ,
સુધા સુરા ગજરાજ.

ત્યારે ભૂપવલ્લભે એમ જણાવેલ છે કે બ્રહ્મદેવના આંસુથી સફેદ અશ્વ ઉત્પન્ન થયો, અને તે ઉત્તમ બ્રાહ્મણ જાતિનો અશ્વ બન્યો. સૂર્યની જમણી નાસિકામાંથી રાતા રંગનો અશ્વ ઉત્પન્ન થયો. તે યુદ્ધમાં ખાસ ઉપયોગી બન્યો અને સૂર્યના વીર્યથી રેવત નામનો અશ્વ ઉત્પન્ન થયો અને વૈશ્ય અગ્નિ-જ્વાળામાંથી ઉત્પન્ન થયો, (બ્રાહ્મણ જાતિના અશ્વની કેશવાળી હમેશાં તેની જમણી બાજુ રહે છે અને તે રાત્રિના પાછલા પહોરે જન્મેલ હોય છે) જે યુદ્ધમાં ધૈર્યવાન બની માલિકનો રક્ષક બને છે. કાળા તથા આસમાની રંગનો (આરબ) ઘોડો ગાલવ ઋષિના ઉચ્છવાસમાંથી ઉત્પન્ન થયો તે પણ ઉત્તમ બ્રાહ્મણજાતિનો હતો, ખૂબ વેગવાન અને સર્વાંગ

સુંદર હતો. અને ધોળા સાથે આસમાની રંગ ભળવાથી જે રંગ થાય તેવો અશ્વ ચંદ્રમાંથી ઉત્પન્ન થયો. અને લીલો ઘોડો (અપ્રાપ્ય) વિષ્ણુના અંશમાંથી ઉત્પન્ન થયો. આગળ જણાવ્યું તેમ આવા અશ્વો જેની પાસે હોય તે ધર્મ અર્થ કામ અને મોક્ષ એ ચારેય સિદ્ધિ પ્રાપ્ત કરે છે, એના દેશમાં અકાળ પડતો નથી અને મરવાની ઉત્કંઠાએ ભેળા થયેલા શૂરવીરોમાં આવા દૈવી ઘોડા જ વિજય અપાવે છે. પણ આવા દૈવી ઘોડાનું જેટલા અંશે પાલન કરી શકાય તેટલી જ સંખ્યામાં રાખવા કારણ કે દૈવી ઘોડાંની ચાકરીની ખામી વિનાશને નોતરે છે.

ઘોડાનાં અસલ સ્વરૂપને જાણનાર અને જીતેન્દ્રીય શાલિહોત્ર મુનિને કોઈ જિજ્ઞાસુએ પ્રશ્ન કર્યો કે ઘોડાંઓની જાતિ એટલે કે બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શુદ્રને કેમ કરીને પારખવા ? શાલિહોત્ર મુનિએ જણાવ્યું કે આ જ્ઞાન ઘણું કઠણ છે, છતાં દાખડો કરી જણાવવાનો પ્રયત્ન કરીશ, બાકી તે જ્ઞાન ગુરૂ–ગમ્ય જ રહે છે.

ઉત્તમ બ્રાહ્મણ જાતિનો અશ્વ સ્વરૂપવાન, તેજસ્વી, નમ્ર તથા જે ખૂબ સેવા થકી રીઝે તેવો છે. તે ખૂબ સ્વમાનની ભાવનાવાળો, બુદ્ધિમાન તથા પૂર્વની સ્મૃતિવાળો હોય છે. ઉપરાંત ઘેરો ગંભીર નાદ કરવાવાળો, શુદ્ધ પદાર્થ સેવન કરવાવાળો, ભૂખ સહન કરવાવાળો, પ્રસન્ન ચિત્તવાળો, ફૂલો અને સુગંધ ઉપર પ્રીતિ રાખવાવાળો, બીજાએ નહિ વાપરેલ ઉત્તમ અને શુદ્ધ સામાન પસંદ કરવાવાળો, સન્માન સત્કાર ઇચ્છતો, અણખોટ પાણી–ખોરાક પસંદ કરતો, અશુદ્ધ પદાર્થોને ફગવી દેતો, પોતાના મળમૂત્રથી પણ બચતો, અને જેની ગુદા તથા ઇન્દ્રી મળરહિત રહે છે તેવો, મધુ (wine) ઘી દૂધ ઈચ્છતો અને જેને મંગળ કાર્યો પ્રિય છે તેવો. વળી ઊભો ઊભો ઊંઘતો, આંખ સુધી પાણીમા માથું નાખી પાણીનો કચરો દૂર કરી પાણી પીવાવાળો, સામે વહેણુ પીવાવાળો અને તેનો રંગ આછો પીળો લાલ, કે ગોરો કે મદ જેવો હોય છે, પણ વાળ ખસેડતાં ચામડીનો રંગ હમેશાં કાળો જ હોય છે. વૃષણું કાળા હોય છે. ડાબા કાળા હોય છે. તાળવું, જીભ, ઈન્દ્રી લાલ, ગુદાકાળી અને રકતસાર હોય છે.

ક્ષત્રિય, વૈશ્ય, શુદ્ર તે જાતના વર્ણના મનુષ્યોના સ્વભાવ, ખાસિયત, પસંદગી અને ગુણ-દોષવાળાં હોય છે. આવાં ઘોડાંમાં પણ પેટા વિભાગો છે.

માંસ-સાર
મેદસાર
અસ્થિસાર
મજ્જાસાર
શુક્રસાર
સ્નાયુસાર
સત્ત્વસાર

કલ્યાણકૃતે જણાવ્યું છે કે જેનો શબ્દ સાંભળતા સવારમાં ઉત્સાહ વધે, જેનાં છડ અને છટા સિંહ–સમાન હોય, જે સ્થિર સ્વભાવનો અને પોતાના રંગની તેજસ્વીતાવાળો, પોતાના માલિકનું ધ્યાન રાખવાવાળો, ખેવનાવાળો હોય, જેની ગંધ ચંદન, ખસ કે શેરડી જેવી છે, દેવ કે ગંધર્વ જેવું ધૈર્ય છે, આ ઘોડાંને આવા આચાર–વિચારે ઊંચી તોખમનો બ્રાહ્મણ સમજવો.

કલ્યાણકૃત પ્રમાણ જણાવે છે કે આવો ઘોડો શુદ્ધ એક જ રંગનો, સ્વચ્છતાને પસંદ કરવાવાળો અને જોગાણ શોખથી ખાવાવાળો હોય છે. આવા અશ્વોમાં ધોળો સૌથી ઉત્તમ ગણાય છે. જો કે ઘોડાના બધા રંગ સારા ગણાય પણ તે તેજસ્વી ને સ્થિર હોવા જોઈએ. બધા રંગોમા ધોળો રંગ શ્રેષ્ઠ માનવામાં આવ્યો છે, કારણ કે તે બધા રંગોનો પતિ છે માટે બધા રંગોનો સયોગ ધોળા રંગથી મિશ્ર હોવો જોઈએ. આરબોનો પણ આ જાણીતો મત છે.

હાલ કહેવાતાં કાઠી–ઘોડાં નામનાં જ રહ્યાં છે. આમ તો ઘોડા માત્ર સવારીનું પ્રાણી છે, એટલે

દેડે, કૂદે, બધું કરે અને ઉપરછલ્લી રીતે અગાઉનાં ઘોડાં જેવાં જ આ વિષયના વિદ્યાર્થીઓને લાગે, પણ પરીક્ષકો અને શાલિહોત્રીઓ બતાવશે કે એ બાબ, એ સમજણ, એ સૂઝ, એ ખડતલપણું હવે રહ્યાં નથી. ઘોડો ભેળવાઇ ગયો છે, અને જેમણે આ ઘોડાંઓને નામના અપાવી તે અસ્વારો પણ નથી રહ્યા. જ્યારે વિદેશોમાં ઘોડાંના વિષયમાં અને સ્વારીના વિષયમાં અભૂતપૂર્વ અને સર્વાંગી વિકાસ થયો છે.

આગળના જમાનામાં પાછળ ગીસ્ત પડી હોય, ખેલાડે જાગવાનું હોય, વેર વાળવાનું કે ગરાસ ઘરે કરવાનું હોય, આવા મોકે ૩૦ થી ૪૦ ગાઉ કોગળો પાણી પીઈને સવાર ને ઘોડો ભાગતા. નદીયું વહેતી હોય તો ય પેટમાં આંટી પડી ન જાય એટલા માટે પૂરું પાણી ન પીતા, કારણ કે પંદર મિનિટ તંગ ઢીલો કરી, થોડો આરામ આપી પાછાં વે'તાં મેલવાનાં હોય. આવાં ઘોડાં લગાતાર ૧૮ થી ૨૦ માઇલ જતાં. આ ખડતલપણું, આ આત્મ-વિશ્વાસ, આ મહાવરો હવે નથી. એટલે ઘોડાનાં ઘટયાં તેમ અસ્વારનાં ય ઘટયાં છે. જ્યારે પશ્ચિમમાં રમત–ગમત, પોલો, પીગસ્ટીકીંગ, જમ્પીંગ તથા બીજી જાતની ઘોડેસ્વારીની રમતો ચાલુ રખાય છે, ત્યાં ઘોડાએ અને સવારે પ્રગતિ કરી છે.

ઘણા ઓછાને ખબર હશે કે આપણા ઋષિ મુનિઓએ આદર્શ સવારનાં લક્ષણો પણ વર્ણવ્યાં છ. જેમ મનુષ્ય ઘોડાંઓના, ગુણ દોષ, સામુદ્રિક લક્ષણો વર્ણવે છે તેમ ઘોડાને પણ ગમતું ન ગમતું ઘણું છે. ઋષિઓ જણાવે છે કે :

સવાર સુલક્ષણો ચારિત્રવાન ઘોડાના ગુણ-દોષ જાણે, કેળવણી જાણે તેને પરીક્ષક કે શાલોત્રી કહેવાય છે. આવો સવાર–શાલોત્રી કેળવણીના પ્રકાર ઉપાય, ઈલાજ જાણતો હોય. રોગની ચિકિત્સા કરી જાણતો હોય તે દેશ રાજ્ય અને સમાજ માટે આશીર્વાદરૂપ થાય છે. દેશ, કાળ ને ઘોડાની સ્થિતિની અવસ્થા આ ત્રણેયનુ જેને જ્ઞાન હોય તે શાલોત્રી બની શકે.

ઘોડેસ્વાર કે શાલોત્રી ક્રોધી સ્વભાવનો ન હોવો જોઈએ. શરીરે સ્થૂળ, મૂર્ખ કે બીકણ ન હોવો જોઈએ. બેઠક ઉપર અસ્થિર અને અયોગ્ય જગ્યાએ ચાબુક મારનાર ન હોવો જોઈએ, કારણ કે ઘોડો તેને માનતો નથી જેની સવારી વખતે કમર ચાલે છે, મારવા હાથ ઊંચો કરે છે તે સવાર કહેવાય નહિ. જે મુખ, પાછલો ભાગ અને કેડ એ ત્રણે ઠેકાણે ચંચળ છે, મારવામાં જ તત્પર છે, તેની આજ્ઞા પ્રમાણે ઘોડો કામ કરતો નથી.

જેનું આસન–રાંગ પાકી છે, જે ઘોડાનું સ્વરૂપ–સ્વભાવ જાણે છે; લગામ પકડવામાં જેના હાથ સ્થિર, સપ્રમાણ અને યોગ્ય માત્રામાં છે અને જે ઉદ્યમી છે, એવા ગુણવાળા સવારને જ ખરો સવાર કહેવાય. ઘોડાનો સ્વભાવ ભાવ અને ઈચ્છા જે જાણતો નથી તે ઘોડેસ્વારી માટે અયોગ્ય છે. સત્યવાદી, દઢ આસનવાળો, અને બળવાન ઘોડાનું સ્વરૂપ જાણનાર, યોગ્ય જગ્યાએ, યોગ્ય સમયે ક્રોધ-રહિત તાડન કરવાવાળો, કોઠાસૂઝથી ઘોડાનું ચિત્ત જાણનાર ન હોય તો ઘોડો તાબેદાર ન થતાં સવારને તાબેદાર બનાવે છે. એને ઘોડો સવાર ઉપર ચડે છે એમ કહેવાય છે.

ઘોડાની ઈચ્છા જાણવાવાળો અને પોતાની ઈચ્છા દર્શાવી શકનારો આમ એકબીજાને સમજવાની ખેવના અને બુદ્ધિવાળા ઘોડાં ને સવાર અઘરું ને મુશ્કેલ કામ કરી શકે છે. ઘોડો સવારના અવાજને, ભાળને, ઠપકાને, શાબાશીને જાણે છે, સમજે છે, માટે ધીમા પણ દઢ અવાજે પ્રેમથી બિરદાવતા શબ્દો વડે ઘોડો અજાયબીભર્યાં કામો કરી શકે છ.

ઘોડાની ખોડ ખાપણ, ગુણદોષ જાણે અને ખૂટતા ગુણો ઉત્પન્ન કરી શકનાર અને તેની ચાકરી માટે તૈયાર વ્યક્તિ જ સવારી માટે લાયક છે.

શાલિહોત્ર ઋષિ કહે છે કે ઘોડા ઉપર બેસી, ઘોડાના કાનના હલન ચલન ઉપર ધ્યાન આપી તેનો અભ્યાસ કરવો, તથા ઘોડાનુ મન જાણી

[અનુ. પૃ. ૫૯૫

# स्वप्न

નર્મદાશંકર હ. વ્યાસ

માનવીનું જીવન ત્રણ અવસ્થામાં પસાર થતું હોય છે. એ ત્રણ અવસ્થા છે. (૧) જાગ્રત (૨) સ્વપ્ન અને (૩) શુષુપ્તિ. પણ જાગૃત અવસ્થા સહજ સમજાય તેવી છે તેમ જ શુષુપ્તિ પણ સમજી શકાય તેવી હોય છે. શુષુપ્તિ એટલે ઘેરી નિદ્રા. જાગૃત અને શુષુપ્તિની વચમાં સ્વપ્નાવસ્થા છે. સ્વપ્ન માનવજીવનમાં અનિવાર્ય છે. સ્વપ્નાવસ્થાથી પર થયેલ માનવી કાં તો પરમ સિદ્ધ પુરુષ, પરમહંસ છે, અથવા તો પાગલ છે. પાગલની જાગૃત અવસ્થા અનિયંત્રીત હોઈને ગમે તે વિચારની અભિવ્યક્તિ કરી શકે છે, પરિણામે વિચારોનું દબાણ ન હોઈ, સ્વપ્નાંને સ્થાન નથી.

સ્વપ્નું, જાગૃત અવસ્થામાં દબાયેલા વિચારોની અભિવ્યક્તિ માટે હોય છે. પાંચે ઈન્દ્રિઓના વિષયો શબ્દ સ્પર્શ રૂપ રસ ગંધ, સ્થૂળ સ્વરૂપે હાજર ન હોવા છતાં, જાગ્રત અવસ્થાની બાકી રહી ગયેલી વાસનાઓ અને અભિવ્યક્ત ન થયેલા વિચારો, સ્વપ્ન દ્વારા અભિવ્યક્ત થાય છે. પદાર્થો હાજર ન હોવા છતાં સ્વપ્નામાં આબેહુબ પરિસ્થિતિ કે સંજોગો ઉપસ્થિત થયેલા દેખાય છે. ઈન્દ્રિઓ બંધ છે, આંખો બંધ છે, છતાં દૃશ્ય ખડું થાય છે, શ્રવણ અનુભવાય છે, સ્પર્શ રસ ગંધ ખરી વાસ્તવિક સ્થિતિમાં અનુભવાતાં હોય એમ જણાય છે.

જાગ્રત અવસ્થામાં, સમાજની સભ્યતાને પરિણામે, સમાજના સંસ્કારને લીધે, જે અભિવ્યક્ત થવાનું બાકી રહી જાય છે, તે સ્વપ્નમાં પુરૂં થાય છે. એટલે સ્વપ્ન જાગ્રતની પૂર્તિ સમાન છે. પણ જે વ્યક્તિ જાગ્રતમાં પુરેપુરૂં કોઈ પણ જાતના દબાણ વિનાનું, જીવન જીવે છે, તેને સ્વપ્ન નથી આવતું.

જાગ્રત અને સ્વપ્નનો મુખ્ય તફાવત એ છે કે જાગ્રતમાં વસ્તુઓ, પદાર્થો સ્થૂળ રૂપે બહાર હોય છે; સ્વપ્નમાં વસ્તુઓ બહાર નથી હોતી - પણ તેનું રૂપ અંદર હોય છે. સ્વપ્ન માત્ર શુદ્ધ આકાર છે, ત્યાં કોઈ વસ્તુ નથી હોતી. જે વ્યક્તિ સ્વપ્નમાં દેખાતી હોય, તે વાસ્તવિક રીતે હાજર નથી હોતી. પણ તેની આકૃતિ અંદર મોજુદ હોય છે. આ આકૃતિ પણ ઈન્દ્રિયજન્ય હોય છે.

માનવીના મગજમાં સાત કરોડ કોષ છે અને પ્રત્યેક કોષ લાખો સંસ્કારો સંગ્રહીત કરી રાખે છે; તે સંગ્રહ પણ માત્ર એક જન્મનો નહિં પણ અનંત જન્મનો હોય છે એટલે તો સ્વપ્નામાં ઘણીવાર એવાં રૂપ એવી આકૃતિઓ દેખાય છે, જે કદી આ જન્મમાં જોઈ પણ ન હોય. ઈન્દ્રિઓની પ્રત્યક્ષ સહાય વિના, સ્વપ્નદ્વારા, સંઘરાયેલા અનેક સંસ્કારો, અનેક સંજોગો, સાકાર બને છે. વાસ્તવમાં સાકાર નથી હોતા પણ સ્વપ્નમાં આબેહુબ સાકાર સ્વરૂપમાં વાસ્તવિક દેખાય છે. સ્વપ્નાવસ્થામાં, સ્વપ્નું જોનારને, તે સ્વપ્નું જુવે છે તેની પ્રતીતિ થતી નથી. એને તો જે દેખાય છે તે તદ્દન સત્ય છે, એમ જ લાગે છે. સ્વપ્નામાંથી જાગ્યા બાદ ખબર પડે છે કે એ તો સ્વપ્નું હતું!

સ્વપ્ન એ માનવચિત્તની વિશિષ્ટ અવસ્થા છે. જો જાગ્રત અવસ્થામાં તે સમાજનાં, સભ્યતાનાં, સંસ્કારનાં અનેક જાતનાં બંધનો હોય છે એટલે કોઈ પણ વિચારની સંપૂર્ણ અભિવ્યક્તિ શક્ય નથી, જ્યારે સ્વપ્નામાં એ જાતનાં કોઈ બાહ્ય બંધનો નથી, પરિણામે દબાયેલા આવેશોને પૂરેપૂરી અભિવ્યક્ત પ્રાપ્ત થાય છે. માનવીનું ચિત્ત જેટલું તરંગ, જેટલું વિશેષ સંવેદનશીલ અને જેટલું મહત્વાકાંક્ષી તેટલાં તેનાં સ્વપ્નાં વધારે ગહન અને વધારે મહાન. મહત્વાકાંક્ષી સદા ય સ્વપ્નમાંજ હોય છે. ભૌતિકક્ષેત્રના બધા માનવીઓ પછી તે રાજકારણી હોય, કે વ્યાપારી હોય કે સમાજસેવક હોય, ગમે તે ક્ષેત્રમાં

[અનુ. પૃ. ૫૦૩

# આપણું આકાશ

જયમલ્લ પરમાર

## ત્રિભંગી નૃત્ય



પૃથ્વીની વિષુવાયન ગતિને પરિણામે પૃથ્વીની ધરી ઉત્તર આકાશમાં એક નવો ચકરાવો લે છે; અને તેને પરિણામે ઉત્તર ધ્રુવ બદલાતા રહે છે. એ આખા ચકરાવાનું આ ચિત્ર છે. ઇ. સ. પૂર્વે ૩૦૦૦ વર્ષના સમયે કાલીય* નાગનો પુચ્છતારો ધ્રુવ હતો. ઈ. સ. પૂર્વે ૨૦૦૦માં અત્યારે ધ્રુવમત્સ્યનો છેલ્લો તારો ધ્રુવ છે. ઈ. સ. ૫૦૦૦માં વૃષપર્વાનો કોઇ તારો ધ્રુવ થશે અને એ રીતે ચિત્રના ચક્રમાં બતાવ્યા પ્રમાણે -

વૈશાખ અર્ધો તો પસાર થઈ ગયો. વાદળાંએ હજી દેખા નથી દીધી, પણ પવન ઝીંકોટા મારી રહ્યો છે. દિવસે એ ધૂળની ડમરીઓ ચડાવે છે, પણ સાંજ પડતાં ઠંડકની લહરીઓ લાવે છે. આખા

---

* આ પ્રકરણમાં કાલીય નામના તારામંડળનો પરિચય આપવામાં આવ્યો છે. તેને નકશા પ્રમાણે ભાદરવા માસમાં રાતને સમયે ૯-૧૦ વાગ્યા આસપાસ પૂર્વ આકાશમાં ઊગતું નીરખી શકાશે. અહીં તેનો પરિચય વૈશાખ માસની વહેલી સવારમાં ઊગતું દેખાય તે રીતે આપવામાં આવ્યો છે. આ રીતે આપવાનો હેતુ માત્ર નિરીક્ષણની વિવિધતા બતાવવાનો છે. સમી સાંજના નિરીક્ષણમાં એક આનંદ હોય છે, અર્ધી રાત્રે કરેલા આકાશનિરીક્ષણમાં વળી બીજો આનંદ હોય છે, તો વહેલી સવારમાં કરવામાં આવતા આકાશનિરીક્ષણમાં વળી ત્રીજો જ આનંદ હોય છે. દરેક નિરીક્ષણને પોતાની વિશિષ્ટતા હોય છે, જુદા જુદા સમયનાં નિરીક્ષણ કરી તેનો નિરનિરાળો આનંદ વાચક મેળવી શકે તે માટે અહીં આ પ્રયોગ કર્યો છે.

દિવસના તાપથાક્યા માનવદેહને પૃથ્વીપાટ પર શીળા વીંઝણા ઢોળતો પવન શીતળ બનાવે છે. કાઠિયાવાડ જેવા સુક્કા અને ગરમ પ્રદેશમાં ઉનાળાની રાત્રિઓ લિજ્જતભરી બનાવી હોય, તો તે આ વૈશાખના વાયુ–વીંઝણાએ.

પણ એ વાયુવીંઝણાથી આકાશપટ પર પથરાઈ ગયેલી ધૂળ ઊડી જતી નથી અને આકાશના રંગ ખીલતા નથી. આકાશ વાદળહીન હોવા છતાં યે આખા દિવસના વાયુ–વંટોળે એને ધૂંધળું બનાવી દીધું છે. પવનને ઝપાટે એ હસું હસું થાય છે, પણ એ તો ફિક્કું ફિક્કું, ભગ્નહૃદયી હસે તેવું નિર્જીવ. આખા આકાશમુખ પર એક વિષાદભરી ઘેરી છાયા પથરાઈ ગઈ છે. શિયાળાની કાળી રાતોમાં આકાશ કાળા હબસીના મુખમાં શોભતી સફેદ દંતાવલિની જેમ ખડખડાટ હાસ્ય સાથે પોતાનાં તેજ પાથરે છે; પણ ઉનાળાની ભૂખરી રાતોમાં તે મંદ મંદ હસતાં પોતાનાં તેજ સંવરે છે.

## સ્થિતપ્રજ્ઞ ચંદ્ર

આવા ધૂંધળા વાતાવરણમાં પૂનમનો ચંદ્ર વિસ્ફારિત આંખો કરીને આડુંઅવળું જોતો ઉપર ચડતો આવે છે; પણ આજે તેને કોણ વધાવે ? તારાઓમાં તેજ નથી, આકાશમાં વાદળરંગ નથી. આથી એ હળવે હળવે પગલાં માંડતો વધામણાંની કશી આશા વગર સ્થિતપ્રજ્ઞભાવે ચાલ્યો આવે છે.

આવા ગંભીર મુખે ઊગતા ચંદ્ર તરફ તીરછી નજર નાખતાં મૃગશીર્ષ, વ્યાધ અને અગસ્ત્ય પશ્ચિમમાં આથમવા બેઠાં છે. પુનર્વસુ અને પ્રભાસની હોડી ચંદ્ર આજે તેના પર બેસવા આવવાનો નથી; તેથી નિરાશ થઈને નમી ગઈ છે. મઘા અને ફાલ્ગુની મધ્ય આકાશમાં વિહરે છે. સ્વાતિ અને ચિત્રા ચંદ્રને આવકારવા માટે હાથ લાંબા કરે છે; પણ આવકારવા જતાં તેમના જ હાથ ઝાંખા પડી જાય છે.

આવી વિષાદઘેરી છાયામાં પણ પોતાનાં તેજ બતાવવા કાંઈક સફળ થતા હોય તો તે સપ્તર્ષિ મહારાજ. ઉત્તર આકાશમાં બરાબર વચ્ચે એ વિહરે છે–જાણે નદીમાં પડેલો કોઈ તરવૈયો છતીખાટલી તરી રહ્યો છે; પણ આજનાં આકાશ જળગહન નથી કે એમના શેલારાને શોભાન્વિત બનાવે.

સપ્તર્ષિની નીચે ટિંગાતું ધ્રુવમત્સ્ય જાણે એ સપ્તર્ષિ તરવૈયાને બચકું ભરવા જતું કોઈ તિમિંગલ દેખાય છે; પણ આનું મોઢું ફાટયું જ રહે છે. 'હમણાં બટકું ભરી શકાશે' એવી આશામાં ને આશામાં તે સપ્તર્ષિના સન્મુખ મુખ રાખીને ફરતું જાય છે; પણ એના પ્રયત્નો નિષ્ફળ જવાના છે, એમ જુગજુગનો ઇતિહાસ ભાખે છે એ જુગજુગના ઇતિહાસનો સાક્ષી છે કાલીય નાગ.

સાક્ષી તરીકે બંનેનું ધ્યાન રાખવા માટે કાલીય નાગ, સપ્તર્ષિ અને ધ્રુવમત્સ્યની બરાબર વચ્ચે જ બેઠો છે. સપ્તર્ષિના પાયમા–છઠ્ઠા તારા અને ધ્રુવમત્સ્યના ધ્રુવપ ખડીના બે તારાઓ–એ બંનેના વચલા ભાગમાં એક પ્રકાશિતે તારો છે. એ તારાથી કાલીય નાગના પૂંછડાની શરૂઆત થાય છે. નાગનું પૂછડું પકડી લીધું પછી એને આખો પકડી પાડવો એ સહેલી વાત છે. એ પૂછડાના તારાથી આગળ વધતાં બીજા તારાઓ ધ્રુવમત્સ્યની પૂર્વે આ ની, હારમાં ઢળતા જઈ, ક્ષિતિજ પાસે આવતાં ઊંચા થાય છે; પણ આજના ધૂંધળા આકાશનું વાતાવરણ તો ક્ષિતિજ પાસે વિશેષ ધૂંધળું બન્યું છે, એટલે તેમનાં સ્વચ્છ દર્શન અત્યારે આપણને શકય નથી. વહેલી સવારે એમનાં દર્શન કરશું તો સફળ થઈશું. (સવારના ચાર)

## જૂજવા આકાશ – નિરીક્ષણ

સાંજના અને વહેલી સવારના આકાશ–નિરીક્ષણમાં કેટલો બધો તફાવત છે? સમી સાંજે માનવદેહ દિવસભરના શ્રમથી થાકયો હોય છે, ત્યારે ઊગતા તારાના તેજમાં બાલ્યવયની સ્ફૂર્તિ

દેખાતી હોય છે. એથી ઊલટું, વહેલી સવારે માનવદેહ નિદ્રા ખેંચી, આળસ પરવરી, સ્ફૂર્તિવંતો બન્યો હોય છે ત્યારે તારાઓના તેજમાં આખી રાતના પરિભ્રમણનો થાક વરતાતો હોય છે. જ્યારે જગતની સંખ્યા નમતી હોય છે, ત્યારે તારાઓની ઉધાંઊગતી હોય છે. જ્યારે જગતની ઉંઘા ઊગતી હોય છે, ત્યારે તારાઓની સંખ્યા ઢળતી હોય છે.

જતાં જતાં યે એ શ્રમિત તારાઓ સ્ફૂર્તિવંતા માનવદેહને આખી રાતમાં આચરેલા સતત કાર્યશીલતાના પાઠ આપી જાય છે – જો કોઈ એ પાઠ લેવા તૈયાર હોય તો; પણ ધીમે ધીમે આપણા લોકો ઉપર્યુધ મટી જઈને વિશેષે સૂર્યવંશી થતા જાય છે, એટલે એમને તારાઓનો એ વિદાય–સંદેશ મળવાની આશા નથી.

કયાં સાંજનું આકાશ અને કયાં અત્યારનું વહેલી સવારનું આકાશ? સાત કલાકનો સમય પસાર થતાં તો સાંજે માથા પર બિરાજતાં મઘા અને ફાલ્ગુની પશ્ચિમમાં ફંગોળાઈ પડયાં છે. સ્વાતિચિત્રા પણ એ જ રસ્તે રવાના થયાં છે. મસ્તક પર અભિજિત, હંસ અને શ્રવણ આવી પહોંચ્યાં છે. પેલી દક્ષિણ દિશામાં જાણે આખી દિશાને માપવા આડા પડયા છે વૃશ્ચિકરાજ. કોણ વિશાળ? દક્ષિણ દિશા કે આવડો મોટો વૃશ્ચિક – એવો વિચાર કરવાને બદલે આપણે ઉત્તર તરફ જ વળીએ.

સાંજને સમયે પાણીમાં તરી રહેલ દેખાતો સપ્તર્ષિ – તરવૈયો અત્યારે પશ્ચિમમાં ઊતરી જઈને જાણે આકાશ – ઘૂમટમાં ટાંગેલ મહાઘંટ સામો ટિંગાઈ રહ્યો છે. સાંજે સ્નાન કર્યા બાદ એ ઋષિએ મંદિરની ઘંટાનું સ્વરૂપ લઈ લીધું છે કે શું? મંદિરની એ ઘંટા કોણ કોણ વગાડવા આવે છે? નીરખવા જાણે પેલું ધ્રુવમત્સ્ય પણ પશ્ચિમાભિમુખ બની ગયું છે.

## ફૂંફાડા મારતો કાલીય

સપ્તર્ષિ અને ધ્રુવમત્સ્યની વચ્ચે સાંજે પૂછડાની શરૂઆત કરી ઊંચો થતો આવતો કાલીય નાગ અત્યારે તો ઉત્તર આકાશમાં બરાબર મધ્યસ્થાને આવી પહોંચ્યો છે. જાણે ખિજાયેલા સાપની પેઠે એની પૂછડીના છેડા પર એ ફૂફાડા મારતો ઊભો થઈ ગયો છે. એના ફૂંફાડા મારતા સ્વરૂપના છૂટા તારા કયાં?

ધ્રુવમત્સ્યની ઉપર એના ત્રણ તારા આવેલા છે. એ પછી આછા બે તારા નીચે ઢળ્યા બાદ પૂર્વમાં સીધો થઈને એ ઊંચો ચડે છે અને ચાર તારામાં એની ફેણ રચે છે. એની ફેણ બરાબર અભિજિતની સામે તાકી રહી છે–જાણે અભિજિતની સામે ફૂંફાડો મારવા એ ઊભો થયો છે કે શું?

કાલીય નાગના બરાબર માથા પર શૌરીમંડળ – કૃષ્ણ મહારાજ – વિરાજી રહ્યા છે. કાલીય નાગને કાલિન્દીના ધરામાં નાથ્યા પછી એના પણ એમણે સવારી કરેલી, એની યાદગીરીમાં અહીં આકાશમધ્યે પણ એ કાલીયને માથે વિરાજ્યા છે કે શું?

આ કાલીય નાગને તો જાણો છો ને? કાદ્રવેય–કુળમાં જન્મેલ એ સાપ રમણદ્વીપમાં રહેતો હતો. વારે વારે સાપોનો ભક્ષ કરી જતા ગરુડને નિયમિત ભક્ષ આપવાનું સર્પકુળે ઠરાવેલું, તે કાલીય ખાઈ ગયેલો. આથી ગરુડ તેની પાછળ પડેલો; પણ ગરુડને સૌભારિ ઋષિનો શાપ હતો, કે તે જમુના નદીના ધરા પાસે ન આવી શકે. આથી કાલીય ત્યાં જઈ ને ભરાઈ ગયેલો.

### કાલીય-દમન

ત્યાં ગયા પછી યે વિષધર શાંત શાનો રહી શકે? ઝેરથી તેણે આસપાસનાં ઝાડપાન બાળી નાખ્યાં કાલિન્દીના એ ધરાનું પાણી ઝેરી કરી નાખ્યું અને એક વખત એ ધરાનુ પાણી પીતાં ઘણા ગોવાળિયા મરી જતાં કૃષ્ણ તેને નાથવા-કાલીયદમન કરવા–એ ધરામાં કૂદી પડેલા.

'જળકમળ છાંડી જા ને બાળા, સ્વામી અમારો જાગશે' એ લીટીથી શરૂ થતું નરસિંહ મહેતાનું 'નાગદમન'કાવ્ય આ પ્રસંગને સાદ્યંત ચીતરી બતાવે છે. આ પ્રસંગ પર 'કનૈયો – તેરો, કાલિન્દીમેં કૂદ પરો' એવાં કાવ્યો પણ ઘણાં રચાયાં છે; અને સાંયોજી ઝૂલા નામના એક ચારણ કવિએ ડિંગળી ભાષામાં 'નાગડમણુ' નામે સુંદર છંદ-કાવ્ય કાલિન્દીકાંઠે રુદન કરતાં જશોદાને કેવાં આલેખે છે ? –

> બિહું લોચને નીરધારા વહંતી,
> કનૈયો ! કનૈયો ! જશોદા કહંતી,
> કલિંદીતણે આઈ લોટન્ત કાંઠે,
> ગયો જાણી ચિંતામણિ રંકગાંઠે,

બંને આંખોમાં નીરધારા વહાવતાં જશોદામા 'કનૈયો : કનૈયો !' પોકારતાં કાલિન્દીને કાંઠે આવી ઊભાં છે–જાણે રાંકની ગાંઠેથી રત્ન ગયું.

દમન થયા પછી યે આકાશી કાલીય નાગનો રોફ એની બાંકી છટામાં એવો ને એવો વરતાઈ આવે છે. આકાશમાં સર્પમંડળ બે: એક વાસુકિનું અને બીજું કાલીયનું. વાસુકિ થોડોક વાંકોચૂકો ખરો, પણ એનામાં કાલીય નાગ જેવો વળાંક ક્યાં છે ? વાસુકિ તો સમુદ્રમંથનસમયે તરત માની ગયો હતો; પણ નાથવા આવેલ કૃષ્ણ સામેના કાલીય નાગના ગગન ગજવતા ફૂંફાડા ક્યાં અછતા છે ?

કાલીયની ફેણ અને શૌરીમંડળ વચ્ચે અને કાલીયના ઉપલા બે તારાઓ સાથે લાંબો ત્રિકોણ રચતો એકાકી તારો બેઠો છે, એને જ કૃષ્ણ કહીશું કે આડાઅવળા તારાઓથી પોતાનું ઐક્ય સ્વરૂપ ઊભું થવા ન દેનાર પાસેના શૌરીમંડળને જ ?

કાલીય નાગ ઊગે છે પૂછડેથી અને અસ્ત પામે છે ફેણથી. ઊગતી વખતે એની ફેણ નીચે લબડતી હોય છે–જાણે કૂવામાં પડી ગયેલ ચીજ શોધવા કોઈએ લોખંડની બિલાડી લબડાવી છે. આકાશમાં ઊંચે આવતાં આવતાં એ ક્યારેક ભરવાડે પાંદડાં ખેંચવા માટે લંબાવેલી આંકડ જેવો તો ક્યારેક ખેડૂતે ફંગોળેલી ગોફણ સમો દેખાય છે. આથમતી વેળાએ એની ફેણનો માર ભાંગી જતાં એનાં ઘાટઘૂટનાં કોઈ ઠેકાણાં નથી રહેતાં.

આ કાલીયને પાશ્ચાત્યો ડ્રેકો : Draco કહે છે; પણ એને અહીં શા માટે સ્થાન આપવામાં આવ્યું છે, તેની કોઈ કથા કાંઈ કાં ન મળે ?

### કાલીય નાગનો મહામણિ

એવી કોઈ કથા હોય કે ન હોય, સપ્તર્ષિ અને ધ્રુવમત્સ્ય વચ્ચેના ખાલી આકાશને ભર્યું ભર્યું રાખનાર આ કાલીય નાગનું મહત્ત્વ એથી યે એક વિશેષ છે. મહા ફણીધરો પોતાને મસ્તકે મણિ રાખતા સાંભળ્યા છે, પણ આ ફણીધર સર્પે પોતાની પૂછડીમાં એવો મહામણિ રાખ્યો છે.

સપ્તર્ષિના પાંચમા–છઠ્ઠા તારા અને ધ્રુવમત્સ્યની ધ્રુવપંખડીના બે તારા વચ્ચે આવેલ એની પૂછડીનો પ્રકાશિત તારો બરાબર ૫૦૦૦ વર્ષ પહેલાં આપણો ધ્રુવતારો હતો. ધ્રુવતારો ? હા. અત્યારે આપણને દેખાતા ધ્રુવ સિવાય બીજા કોઈને ધ્રુવ કહેતાં સાંભળીને જરૂર આશ્ચર્ય થવાનું; કારણ કે ધ્રુવને ભગવાને અવિચળ પદ આપ્યું છે, એમ આપણા લોકો બાળપણથી શીખતા આવ્યા છે.

પણ આપણું આકાશ આ વાતને અસત્ય ઠરાવે છે. આકાશમાં ધ્રુવ એક પછી એક ફરતા રહે છે. તેમાં આજના ધ્રુવનો પણ એક નંબર છે. આજકાલ એને ધ્રુવનું સ્થાન મળ્યું છે, એટલે તે એ સ્થાન ભોગવી રહેલ છે; પણ એ ધ્રુવ કાયમનો નથી. ૫૦૦૦ વર્ષ પહેલાં કાલીય નાગના પૂછડામાં આ પ્રકાશિત તારો ધ્રુવ હતો. આજે આ ધ્રુવમત્સ્યનો છેલ્લો તારો ધ્રુવ છે. ત્રણેક હજાર વર્ષ પછી વૃષપર્વા તારામંડળનો એકાદ તારો ધ્રુવ થશે. એ પછી નવેક હજાર વર્ષ બાદ અભિજિતનો તારો ધ્રુવને સ્થાને આવશે. ત્યાર બાદ શૌરીમંડળનો



શરદ

સપ્ટેમ્બર તા. ૧ રાતના ૧૧–૦
„ તા. ૧૫ „ ૧૦–૦

ઑક્ટોબર તા. ૧ રાતના ૯–૦
„ તા. ૧૫ „ ૮–૦

કોઈ તારો–આમ ધ્રુવની હારમાળા બદલતી રહેશે.

## ધ્રુવતારાઓનું ચક્ર

આ ખબર પડી કેવી રીતે ? આકાશના નિરીક્ષણથી જ. હજારો વર્ષોથી દુનિયાભરની જુદી જુદી પ્રજાઓ આકાશનિરીક્ષણ કરતી આવી છે. ચીનાઓ અને આરબો, ખાલ્ડિયનો અને ઈજિપ્શિયનો, હિંદીઓ અને ગ્રીક લોકો આકાશનું નિરીક્ષણ કરતા આવે છે અને આકાશસ્થ તારાઓનાં ચિત્રો દોરતા આવે છે. આ ચિત્રોમાં આખા આકાશના અન્ય તારાઓ હજારો વર્ષ બાદ પણ એની એ જ સ્થિતિમાં દેખાયા કરે છે. તેમને ગતિ છે, પણ તેઓનાં અંતર એટલાં વિશાળ છે, કે આપણી કાલગણનામાં એવી ગતિનો ફેરફાર ખાસ ન દેખાય; પણ ઉત્તર દિશા તરફ ધ્રુવતારા આસપાસના તારાઓનાં ચિત્રો ફરતાં આવે છે. જો કે આ ફેરફાર હજારો વર્ષે નજીવો દેખાય છે, પણ આ ચિત્ર-નોંધો પરથી ઉત્તર આકાશમાં એક વર્તુલ દોરાઈ ગયું. આખું વર્તુલ પસાર થતાં લગભગ ૨૬૦૦૦ વર્ષ (ચોક્કસ વર્ષ ૨૫૮૬૮) થાય, એમ વૈજ્ઞાનિકોએ ગણિતના આંકડા માંડીને નક્કી કર્યું છે. તે પછી તો ઉત્તર ધ્રુવ તરફ આ વર્તુલ શાને અંગે થાય છે તે પણ શોધી કાઢયું છે.

આપણે સૌ જાણીએ છીએ, કે પૃથ્વી પોતાની ધરી આસપાસ એક દિશામાં આંટો મારી લે છે. એ પણ જાણીએ છીએ, કે ગુરુત્વાકર્ષણના નિયમ અનુસાર પૃથ્વી સૂર્ય આસપાસ એક વર્ષમાં એક આંટો મારી લે છે; પણ પૃથ્વી અનંત અવકાશમાં સૂર્યની સમાંતરે નથી. પૃથ્વીની ધરી થોડીક (૨૩.૨૭) ઢળેલી છે, એ કારણે એના પર ઓછાવત્તા પડતા સૂર્યપ્રકાશને કારણે ઋતુઓ થાય છે.

## વિષુવાયન ગતિ

પણ પૃથ્વી તદ્દન ગોળ નથી, થોડીક ચપટી છે–જાણે નારંગીને ઉપરથી મૂઠ મારીને કોઈએ થોડીક દબાવી દીધી છે. આથી વિષુવવૃત્ત પાસેનો એનો વ્યાસ ધ્રુવબિંદુ પાસેના વ્યાસ કરતાં વધારે છે. (વિષુવવૃત્ત પાસે પૃથ્વીનો વ્યાસ ૭૯૨૭ માઈલ છે અને ધ્રુવબિંદુ પાસેનો વ્યાસ ૭૯૦૦ માઈલ છે.) એના આ અસમાન ગોળાકારને કારણે સૂર્યના ગુરુત્વાકર્ષણથી ખેચાતા એક લચક આવે છે, એ લચકને પરિણામે પૃથ્વીની એક બીજી ગતિ ઊભી થાય છે. આ ગતિને વિષુવાયન ગતિ કહે છે. આ લચકમાં ચંદ્રનુ આકર્ષણ થોડોક ભાગ ભજવે છે ખરું.

પૃથ્વીની આ લચકને કોની સાથે સરખાવી શકાય ? ઘાણી સાથે. ઘાણીનો વચલો થંભ તેની ધરી આસપાસ ગોળાકાર ફરતો હોય છે તે ઉપરાંત ઘાણીની કોઠીની અંદર તે થંભ એક બીજો ગોળાકાર પણ ફરતો હોય છે; પણ આ ઘાણી કરતાં પેલો ભમરડો એની સાથે ઠીક સરખામણી કરી શકે તેમ છે. ભમરડો ફરતો ફરતો ફરી રહેવા આવે ત્યારે ગોળાકાર ફરતાં છતા એની આર માથે ઠાગા લે અને એના માથાના જુદા ચકરાવા થાય – તેના જેવો જ આ પૃથ્વીનો ચકરાવો છે. આ ચકરાવો ૨૬૦૦૦ વર્ષે પૂરો થાય છે. આ ચકરાવાને કારણે જ ભમરડાના માથાની ધરી આકાશના ધ્રુવ સામે ફરતી રહે છે; અને તેથી ધ્રુવમંડળ પણ ફરતાં છે.

આ નવો ચકરાવો લઈને તો જાણે પૃથ્વી ત્રિભંગી નૃત્ય કરી રહી હોય એમ લાગે. અનંત અવકાશના ચોકમાં તે સૂર્યની આસપાસ લંબગોળકારે વાર્ષિક રાસ લેતી જાય, પોતાના દેહદંડની આસપાસ દૈનિક ગોળાકાર રમતી જાય અને તેની અંગયષ્ટિ પર વલયાકારે વિષુવાયન લચક લેતી જાય. આમ ત્રણ–ચાર રીતે અંગને રમાડયે જતી પૃથ્વીનું નૃત્ય અનંત અવકાશમાં જઈને આપણે નીરખી શકીએ તો કેવું લાગે ?

પૃથ્વીના આ વિષુવાયન ચકરાવાને કારણે બીજા પણ કેટલાયે ફેરફાર થયા કરે છે. એને લીધે આપણા વર્ષમાં પણ થોડાક ફેરફાર થયા કરે છે.

## સાયન અને નિરયન વર્ષ

પૃથ્વીની ધરી નમેલી હોઈ સૂર્ય આપણને ઉત્તર-દક્ષિણ દિશા તરફ જતો દેખાય છે. ઉત્તરેથી દક્ષિણે જઈ, પાછો એ જ સ્થળે ઉત્તરે દેખાય એટલા સમયને સાયન વર્ષ કહે છે. એ ગતિને ૩૬૫ દિવસ, ૫ કલાક, ૪૯ મિનિટ થાય છે; પણ પૃથ્વી સૂર્યની આસપાસ અનંત અવકાશમાં ફરે છે. તેમાં જે તારા પાસે સૂર્ય વર્ષારંભે દેખાય તે જ તારા પાસે સૂર્ય ફરીથી દેખાય તેને નાક્ષત્ર (અથવા નિરયન) વર્ષ કહે છે. તેને ૩૬૫ દિવસ ૬ કલાક, ૯ મિનિટ લાગે છે. એ રીતે નાક્ષત્ર વર્ષ સાયન કરતાં ૨૦ મિનિટ લાંબું છે તે આ વિષુવાયન ગતિની લચકને પરિણામે 'સૂર્યસિદ્ધાંત-ગ્રંથ'ની ગણના પ્રમાણેનું વર્ષ ૩૬૫ દિવસ, ૬ કલાક ૧૨॥ મિનિટનું છે.

## ફરકનું કારણ

આ ઉપરથી સૂર્યસિદ્ધાંતના ગણિતને શુદ્ધ સાયન ગણિતની સાથે વાર્ષિક ૨૩॥ મિનિટનો અને શુદ્ધ નાક્ષત્ર ગણિતની સાથે વાર્ષિક ૩॥ મિનિટનો ફરક આવે છે. આપણાં પંચાંગોમાં સૂર્યસિદ્ધાંતનુ ગણિત ચાલે છે. ઉત્તરાયણ સાયન ગતિ પ્રમાણે અને મકરસંક્રાંતિ નાક્ષત્ર ગણિત પ્રમાણે ગણાવી જોઈએ: તેવા ઉત્તરાયણ ૨૨ની ડિસેમ્બરે અને મકરસંક્રાંતિ ૧૦ની જાન્યુઆરીએ આવવી જોઈએ. આને બદલે આપણા પંચાંગમાં આ બન્ને ૧૪મી જાન્યુઆરીએ આવે છે. વરાહમિહિરે ઈ. સ. ૫૦૦માં જ્યારે આપણા ખગોળની ગણતરી ચાલુ કરી ત્યારથી આજ સુધીમાં વાર્ષિક ૩॥ મિનિટના ફરકમાંથી ૧૦ અને ૧૪ જાન્યુઆરી વચ્ચેનો ચાર દિવસનો ફરક પેદા થયો છે; તે જ પ્રમાણે ૨૨મી ડિસેમ્બરથી ૧૪-મી જાન્યુઆરી સુધીનો ૨૩ દિવસનો ફરક વરાહ-મિહિરથી આજ સુધીમાં વાર્ષિક ૨૩॥ મિનિટના ફરકમાંથી પેદા થયો છે. વિષુવાયન ગતિની લચકને પરિણામે શુદ્ધ સાયન અને નાક્ષત્ર વર્ષની વચ્ચે જે ૨૦ મિનિટનો ફરક છે, તેને લીધે ૨૨મી ડિસેમ્બર અને ૧૦મી જાન્યુઆરીની વચ્ચેનું ૧૯ દિવસનું અંતર આવ્યું છે.

મહારાષ્ટ્રના ઘણા જ્યોતિષીઓએ આ ફેર-ફાર લક્ષમાં લઈને ત્યાં એ ભૂલ સુધારવા ખગો-ળના ગણિતશાસ્ત્રના અભ્યાસી શ્રી. હરિહર ભટ્ટે ઘણા પ્રયત્નો કર્યા છે. તેમણે પ્રત્યક્ષ પંચાંગ પણ પ્રસિદ્ધ કરવું શરૂ કરેલું; પણ ગતાનુગતિક ન્યાયે ચાલનારો આપણો જનસમાજ એની ઘરેડ છોડવા ક્યાં તૈયાર છે? છેવટ તા. ૧૦-૯-'૪૪ના રોજ વડોદરામાં મળેલ પંચાંગ સંશોધનની સભાએ તેમની યોજના સ્વીકારતાં કાંઈક સફળતા મળી કહેવાય. એ પછી તેમણે 'ગુજરાતી વર્નાક્યુલર સોસાયટી' મારફત પ્રત્યેક્ષ પંચાંગ પ્રસિદ્ધ કરવું શરૂ કર્યું છે.

ઉત્તર અને દક્ષિણ ધ્રુવ વચ્ચેના વૃત્તને વિષુવ-વૃત્ત કહે છે; અને જે વૃત્ત પર સૂર્ય ફરી રહ્યો છે તેને ક્રાન્તિવૃત્ત કહે છે. આ બન્ને વૃત્તના ગોળાકાર બે બંગડીઓ એકબીજામાં ભરાવીએ તો એકબીજાને બે ઠેકાણે મળે તે રીતે વિષુવવૃત્તને ક્રાંતિ-વૃત્ત બે ઠેકાણે છેદે છે. આ છેદનબિંદુઓને સંપાત-બિંદુઓ કહે છે. સૂર્ય ફરતો ફરતો મેષ રાશિના આરંભસ્થાને વસંત ઋતુમાં આમાંના જે બિંદુમાં આવે છે એને વસંતસંપાત કહે છે; અને કન્યા રાશિના આરંભસ્થાને શરદ ઋતુમાં આમાંના જે બિંદુમાં આવે છે એને શરદસંપાત કહે છે. વસંત-સંપાત ૨૧મી માર્ચના રોજ થાય છે અને શરદ-સંપાત ૨૩મી સપ્ટેંબરના રોજ થાય છે. સૂર્ય જ્યારે આ સંપાતબિંદુઓમાં હોય છે, ત્યારે પૃથ્વી ઉપર રાત્રિ-દિવસ સરખાં એટલે કે બાર બાર કલાકનાં હોય છે. વસંતઋતુમાં રાત્રે આપણને શરદ-સંપાતનું બિંદુ દેખાય; કમકે વસંતસંપાતના બિંદુ-ની આસપાસ સૂર્ય હોય અને એના તેજથી એ બિંદુ ઢંકાઈ જાય. એ જ રીતે શરદ ઋતુમાં આપણને વસંતસંપાતનું બિંદુ દેખાય.

## સાચો વસંતસંપાત

પણ પૃથ્વીનું ધ્રુવબિંદુ વિષુવાયન ગતિને

પરિણામે દર વર્ષે ૭ૠ અંશ અવકાશમાં ફરતું રહે છે, તેથી એનું વિષુવવૃત્ત પણ ફરતું રહે છે. આ કારણે ક્રાન્તિવૃત્તના છેદનને કારણે થતા વસંતસંપાત અને શરદસંપાત પણ બદલતા રહે છે. વરાહમિહિરના સમયમાં વસંતસંપાત રેવતી નક્ષત્રના વૈજયંતી તારાની પાસે થતો; પણ વિષુવાયનને કારણે ત્યારથી અત્યાર સુધીનાં ૧૫૦૦ વર્ષમાં ૨૩ અંશનો ફેર પડી ગયો છે. એટલે હવે વસંત-સંપાત ઉત્તરા ભાદ્રપદામાં થાય છે.

લોકમાન્ય ટિળકે વેદોનો રચનાકાળ ૬૮૦૦ વર્ષ પહેલાંનો ઠરાવ્યો તે આ વસંતપાતની ગણતરી પરથી. વેદોમાં વસંતસંપાત પુનર્વસુ મૃગનક્ષત્રમાં હોવાનો ઉલ્લેખ છે. વાયુપુરાણમાં કૃત્તિકા નક્ષત્રમાં (એટલે ૪૨૦૦ વર્ષ પહેલાં) વસંતસંપાત હતો. 'મૈત્ર્યુપનિષદ'માં ભરણીના અંતમાં (૩૬૦૦ વર્ષ પહેલાં) વસિષ્ઠ સિદ્ધાંતમાં અશ્વિનીના બીજા પાદમાં (૨૦૦૦ વર્ષ પહેલાં) વરાહમિહિરના સમયમાં રેવતીના અંતમાં (ઈ. સ. ૫૨૨) અને હાલ ઉતરા ભાદ્રપદમાં છે.

મિસર દેશના પિરામીડની અંદર ઉત્તર આકાશની સામે એક લાંબું છિદ્ર પાડેલું દેખાય છે. એ છિદ્ર બરાબર કાલીય નાગના પૂછડાના ચળકતા તારાની સામે આવે છે. એનો અર્થ શું એમ થાય, કે મૃતદેહ વડે જ મૃત્યુ બાદ જીવાત્મા બધા ભોગ ભોગવી શકે છે; એમ માનનાર મિસરી લોકોએ તેમના રાજાના મૃતદેહ પર ધ્રુવનો પુણ્ય પ્રકાશ મળ્યા કરે એવી ગોઠવણ કરી હશે ? જો એવા ખ્યાલથી એ ગોઠવણ કરી હોય તો એ પિરામીડનો રચનાકાળ ૪૦૦૦ વર્ષ પહેલાંનો ગણી શકાય.

## આવતા દેવની પૂજા

પણ હવે છોડીએ આવી આંકડાભરી ગુંચવડિયા વાતો, આપણે તો આપણા આજના ધ્રુવના વડદાદા કાલીયનાગના પુચ્છતારાને પ્રણામ કરીએ; કારણ કે પૂર્વજ–પૂજન એ તો આપણો વારસો છે. એ જ રીતે આવતા દેવને પૂજવાની માનવ-સહજ વૃત્તિ અનુસાર વૃષપર્વાનો જે ઝાંખો તારો છે તેને આજથી પૂજવા માંડીએ. આજે એની ઝાંખપને કારણે નજરે પણ ન ચડતો વૃષપર્વા નક્ષત્રનો એ તારો ૩૦૦૦ વર્ષ પછી તો આજના ધ્રુવને સ્થળે આપણા આરાધ્ય દેવ તરીકે વિરાજતો હશે.

પણ આપણા હિંદીઓ ઓછા વ્યવહાર-કુશળ છે ? આવતા દેવને પૂજવાની વૃત્તિએ ૧૨૦૦૦ વર્ષ પછી ધ્રુવસ્થાને આવનાર અભિજિતને અત્યારથી પૂજ્યપાત્ર બનાવી એની ખુશામત કરવા ૨૭ નક્ષત્ર હતાં, છતાં ૨૮ નક્ષત્ર કરીને તેને એ સ્થાને સ્થાપી દીધો છે. આવી માનવસહજ ખુશામત સામે જાણે વિરોધ દર્શાવતો હોય તેમ કાલીયનાગ અભિજિત સામે ફેણ માંડીને ફૂંફાડા મારી રહ્યો દેખાય છે કે એના પુચ્છતારાને સ્થાને આવનાર અભિજિતનાં તેજ ન સંખાવાથી અદેખાઈભર્યો એ ફૂંફાડો હશે ?



(અનુ. પૃ. ૪૯૬ થી ચાલુ]

હોય સદા ય સ્વપ્નશીલ હોય છે. સ્વપ્ન જીવનનું અનિવાર્ય અંગ બની ગયું હોય છે.

સ્વપ્નથી પર થઇ ગયેલો માનવી સંન્યસી છે. પૂરી જાગ્રત અવસ્થા પ્રાપ્ત કરનાર માટે સ્વપ્ન-સૃષ્ટિ આપોઆપ વિલિન થઈ જાય છે. સ્વપ્નાં તો કહેવાતી જાગૃત અવસ્થા એટલે બેહોશ અવસ્થાનાં પરિણામરુપ હોય છે. જે જાગ્રત છે, જેને જ્ઞાનનો પ્રકાશ પ્રાપ્ત થયો છે, જેને સત્યની અનુભૂતિ થઈ છે, જે વિચારોના વમળમાંથી મુક્ત છે, તે સ્વપ્નથી પર થઈ જાય છે. સ્વપ્ન તો સંસારનું પ્રતિક છે. જે સંસારને પાર કરી જાય છે તે સ્વપ્નથી પણ પર થઇ જાય છે.

# આ તમે જાણો છો ?

(કૃષિ વિષયક માહિતી)

અનિલ હ. ભટ્ટ

જમીન તેજાબમય છે કે આમ્લમય એ જાણવાના આંકને અંગ્રેજીમાં પી એચ (ph) કહેવામાં આવે છે. જો જમીનનો આમ્લતા આંક ૭.૦ હોય તો તે સમતલ જમીન કહેવાય અને ખેતી માટે તે ઉત્તમ ગણાય. આમ્લતા આંક ૭૦ થી વધારે હોય તો જમીન આમ્લમય કહેવાય અને ૭.૦થી ઓછો હોય તો જમીન તેજાબમય કહેવાય. અંગ્રેજીમાં આમ્લતાને આલ્કલાઈન (alkaline) અને તેજાબમયને એસિડીક (acidic) કહેવામાં આવે છે જો જમીનનો આમ્લતા આંક ૩.૦ હોય તો જમીન અત્યંત તેજાબમય ગણાય અને ૯.૦ હોય તે જમીન અત્યંત આમ્લમય ગણાય આવી જમીનો ખેતી માટે અનુકૂળ હોતી નથી. જો કે પી એચ આંકની ગણતરી ૧.૦ થી ૧૪.૦ સુધીની હોય છે.

કેટલાક લોકો એવું માને છે કે જમીનનો આમ્લતા આંક ૭ ને બદલે ૬ હોય તો જમીન બહુ તેજાબમય ન ગણાય, પણ આ સાચું નથી. જમીનનો આમ્લતા આંક ૬ હોય તો એનો અર્થ એવો થાય કે તે જમીન આમ્લતા આંક ૭ વાળી જમીન કરતા દસગણી વધારે તેજાબમય છે. આમ્લતા આંક ૫ હોય તો સો ગણી અને ૪ હોય તો હજારગણી વધારે તેજાબમય કહેવાય. આવી જ રીતે આમ્લતા આંક ૭ ને બદલે ૮ હોય તો દસગણી અને ૯ હોય તો સોગણી વધાર આમ્લમય ગણાય.

જમીનનો નમૂનો રાસાયણિક પ્રયોગશાળામાં પૃથક્કરણ માટે મોકલવાથી જમીનનો આમ્લતા આંક જાણી શકાય છે.

૨

હમણાં હમણાં વિશ્વના પ્રગતિશીલ દેશોનું લક્ષ્ય દૂષિત હવામાન તરફ સારૂ એવું ખેંચાયું છે. ઔદ્યોગિક પ્રગતિને કારણે હવામાં જે ઝેરી વાયુઓ ઉમેરાય છે તેને પ્રદૂષણ અથવા દૂષિત હવામાન કહેવામાં આવે છે. મનુષ્યના અસ્તિત્વને મૃત્યુના ગર્તમાં ધકેલી દેતી આ ભયંકર આપત્તિ શું પરિણામ લાવી શકે છે તે નીચે આપેલી સંકલિત કરેલી કેટલીક હકીકતો પરથી ધ્યાનમાં આવશે.

દર વર્ષે મનુષ્ય ૮૦ કરોડ ટન જેટલું ઝેર વાતાવરણમાં છોડે છે તેમાં કાર્બન ડાયોકસાઈડ, કાર્બન મોનોકસાઈડ, નાઈટ્રોજન ઓકસાઇડ અને સલ્ફર ડાયોકસાઈડનો સમાવેશ થાય છે.

અમેરિકામાં દરેક મોટર દર વર્ષે દરમિયાન સાડા સત્તર કરોડ જેટલો કાર્બન મોનોકસાઈડ વાયુ હવામાં છોડે છે એક વર્ષમાં માણસ જેટલો પ્રાણવાયુ (ઓકિસજન) વાપરે એટલો પ્રાણવાયુ ૯૬૦ કિલોમીટર અંતર કાપતી મોટરકાર વાપરી નાખે છે.

ગીચ વસતીમાં પ્રસરતો કાર્બન મોનોકસાઈડ માણસના શરીરમાંથી ૫ થી ૧૦ ટકા લોહીનો નાશ કરે છે! કાર્બન મોનોકસાઈડ લોહીના લાલ કણોમાં રહેલા હેમોગ્લોબીન પર આક્રમણ કરે છે. એથી ઈજા પામેલા લાલ કણો ૧૨ કલાક સુધી પ્રાણવાયુ ગ્રહણ કરી શકતા નથી.

અમેરિકામાં હવાના પ્રદૂષણને લીધે વનસ્પતિ સૃષ્ટિને ૫૦ કરોડ ડોલરનું નુકસાન થાય છે. ટોકિયો નામના શહેરમાં ઊગતાં ચેરીના ઝાડ એક જમાનામાં વિશ્વ વિખ્યાત હતા પછી તેમને વાતાવરણના ઝેરી વાયુઓ ભરખી ગયા!

ટોકિયોમાં વાહનવ્યવહારનું નિયમન કરતાં પોલિસ અધિકારીઓને નિયમિત રીતે થોડા કલાક માટે પ્રાણવાયુ પર રાખવામાં આવે છે. આવી

કાળજી લેવાતી હોવા છતાં ૨૦ ટકા લોકો ગળા, આંખ અને નાકના રોગોથી પિડાય છે.

જર્મનીના એક કારખાનાએ થોડા વર્ષો પહેલા સેંકડો ટન રાસાયણિક કચરો રૂહાઇન નામની નદીમાં ઠલવ્યો અને પરિણામે ચાર કરોડ માછલાં તરફડીને મરી ગયા હતા.

નિષ્ણાતોએ એવી આગાહી કરી છે કે ટોકિયોમાં હાલના દરે દૂષિત હવામાન થતું રહેશે તો આશરે ૪૦ વર્ષ બાદ એ શહેરમાં એક પણ ઝાડ નહિ બચે.

અને છેલ્લે, વિશ્વમાં પણ જો આ ઝડપે વાતાવરણ અશુદ્ધ થતું રહેશે તો બધા લોકોએ ખભા પર પ્રાણવાયુની ટાંકી લઇ, મોં પર રક્ષણાત્મક મહોરું પહેરીને ફરવું પડશે. આમ છતાં માણસ મૃત્યુના ભયથી બચી શકશે નહિ.

ઉપર આપેલી દુષિત હવામાન વિશેની હકીકતો વાંચ્યા પછી એની ભયંકરતા અંગે ટિકા-ટિપ્પણની જરૂર ખરી ?

જો કે અગાધ રણમાં મીઠી વીરડીની જેમ અથવા હજારો નિરાશામાં એક આશાના કિરણની જેમ નીચેની હકીકત પણ સમજવા જેવી છે.

૩૦૦ કિલો ઉતાર આપતો અર્ધા હેક્ટરથી પણ ઓછી જમીનમાં કરેલો મકાઈનો પાક એક ઋતુમાં ૭ થી ૮ ટન જેટલો કાર્બન ડાયોકસાઈડ વાયુ દૂર કરે છે અને ૫ થી ૬ ટન જેટલો ઓકિસજન વાતાવરણમાં છોડે છે. આ વાયુનો જથ્થો ૧૨ વ્યક્તિઓને એક આખા વર્ષ માટે સ્વાસોચ્છ્વાસ લેવા માટે પૂરતો છે. વળી જો આપણે વધારે ઉતાર આવે એ રીતની પાકને માવજત આપીએ તો સારા પ્રમાણમાં છોડનો વિકાસ થાય અને પ્રાણવાયુ વધારે પ્રમાણમાં વાતાવરણમાં ભળે. સારાંશ એ કે આપણી આજુબાજુ વધારે લીલોતરી હોય, ઝાડ-પાન હોય તો તે હવા શુદ્ધ કરે છે અને હવામાન દૂષિત થતાં અટકે છે.

આ વાંચ્યા પછી તો એમ લાગે છે કે જે ડાળ ઉપર જીવન કિલ્લોલ કરે છે એ ઝાડને જ આપણે નથી કાપતા શું ?

કુદરતે માનવજાતને બક્ષેલું સમતોલ વાતાવરણ ડહોળવાથી કેવું વિપરિત પરિણામ આવે છે એનો આ સમજવા જેવો દાખલો છે.

તો ચાલો, આ પળથી જ આપણે પણ લઇએ કે દર વર્ષે નિયમિત રીતે આપણા ગામમાં વૃક્ષોને રોપીએ તેને ઉછેરીએ અને તે રીતે આપણે આપણી જાતને જ બચાવીએ પાણી આવે એ પહેલાં પાળ બાંધી લઈએ.

☀

પૃ. ૪૯૫ થી ચાલુ]

શકાય છે. પછી ધીરજ રાખી ધીરે ધીરે ચલાવવો. જેની જાંઘ તથા પગ સ્થિર છે, ગરદન સ્થિર છે તે જ સવારી માટે યોગ્ય છે. વધુમાં શાસ્ત્રો કહે છે કે નિયમ-નીતિ પ્રમાણે ચાલનાર, હાથનો હળવો તથા ચપળ, શાસ્ત્રનું તત્ત્વ જાણનાર, જેના પગ ગોઠણ નીચે ચંચળ અને પુષ્ટ હોય, અને જેના બન્ને હાથ યુદ્ધમાં રોકાયેલા હોય ત્યારે પગથી ઈસારો કે આજ્ઞા કરી શકે તે જ સવાર છે.

આ ઉપરાંત યુદ્ધમાં જે પ્રવીણ છે, તોફાની ઘોડાને સુધારવામાં જે હોશિયાર છે, સંકટો સહી જાણે છે, ઘાસ, કાષ્ટ અને પાણીના વિષયને જે સમજે છે, લડાઈના વ્યુહને જાણે છે રણભૂમિનો અને શસ્ત્રોનો જ્ઞાતા છે, હાથનો ચપળ, મુક્ત, અમુક્ત, મુક્તામુક્ત, યંત્રમુક્ત એ બધાં શસ્ત્રોને જાણે છે, તેના મંત્રો, તત્ત્વો અને મંત્રોના દેવતાને જાણે છે, તે જ સવાર છે તેમ વિદ્વાનોએ કહ્યું છે.

(બાકીનું આવતા અંકે)

# વિદ્યા–તપસ્વી–ડૉ. હરિપ્રસાદ શાસ્ત્રી : જીવનરેખા

ડૉ. પ્રવીણચંદ્ર પરીખ

ઇતિહાસકાર, સંસ્કૃતજ્ઞ, પ્રાચીનલિપિવિદ, અભિલેખ–વિદ, એમ બહુમુખી પ્રતિભા ધરાવનાર ડૉ. હરિપ્રસાદ ગં. શાસ્ત્રીનો જન્મ એમના મૂળ વતન મહાતજ (તા. પેટલાદ, વડોદરા પ્રાંત, વડોદરા રાજ્ય, હાલ જિ. ખેડા) માં ઈ.સ ૧૯૧૯ના ઑક્ટોબરની ૧૭ મી તારીખે સાઠોદરા નાગર શ્રી ગંગાશંકર મગનલાલ શાસ્ત્રીના સહુથી નાના પુત્ર તરીકે થયો હતો. પ્રાથમિક શિક્ષણ અને એ. વી. સ્કૂલ સુધીનું શિક્ષણ મહાતજમાં લઈ વડીલ બંધુ પ્રો. શંકરલાલ શાસ્ત્રીની પાસે જૂનાગઢ રહી ત્યાં માધ્યમિક તથા ઉચ્ચ શિક્ષણ લીધું. ત્યાંની બહાદુરખાનજી હાઈસ્કૂલમાંથી ૧૯૩૬ માં મુંબઈ યુનિવર્સિટીની મેટ્રિક્યુલેશન પરીક્ષા પસાર કરી, એમાં શાળામાં પ્રથમ આવવા બદલ રાણા પ્રાઈઝ પ્રાપ્ત કર્યું. એ વર્ષે જૂનાગઢની બહાઉદ્દીન કૉલેજમાં જોડાયા અને સંસ્કૃત (સમગ્ર) વિષય રાખી ૧૯૪૦માં મુંબઈ યુનિવર્સિટીની બી. એ. (ઑનર્સ) ની પરીક્ષા પ્રથમ વર્ગમાં ઉત્તીર્ણ કરી સ્નાતક થયા. કૉલેજના અભ્યાસકાળ દરમ્યાન એમની સર્જકવૃત્તિ જાગ્રત થઈ અને તેમણે કૉલેજ મેગેઝિનમાં સંસ્કૃતમાં નિબંધ, વાર્તા, નાટક, કાવ્ય વગેરે લખ્યાં. વળી રજાઓના ગાળા દરમ્યાન મોટા ભાઈ પ્રો. શંકરલાલ શાસ્ત્રી સાથે સોરઠનાં પ્રાચીન સ્થળોનાં પુરાતત્ત્વની દૃષ્ટિએ દર્શન–અભ્યાસ કરવાનો અવસર પણ મળતો રહ્યો. એ અભિરુચિ અને એમની પ્રેરણાથી એમણે એમ. એ. માં અભિલેખ-વિદ્યા લેવાનો નિર્ણય કર્યો ને તેથી તેઓ ગુજરાત વિદ્યાસભામાં પ્રો.આનંદશંકર ધ્રુવના માનાર્હ અધ્યક્ષ-પદે સ્થપાયેલા અનુસ્નાતક સંશોધન અને અધ્યયન વિભાગમાં જોડાવા માટે ૧૯૪૦માં અમદાવાદ આવ્યા. સંસ્કૃત ભાષાને કેંદ્રમાં રાખી એક શાસ્ત્ર તરીકે ભારતીય અભિલેખવિદ્યાનો અભ્યાસ કરવા માટે તેમણે આગ્રહ સેવ્યો અને આ શાસ્ત્ર શીખવાની પોતાને અહીં અનુમતિ ન મળે તો એનો અભ્યાસ કરવા માટે પુણે જવાની પોતે તૈયારી બતાવી. આથી આ તેજસ્વી વિદ્યાર્થીથી આકર્ષાઈને શ્રી આનંદશંકરભાઈએ એ વિષય લેવાની છૂટ આપી. આ વખતે તેઓ ગુજરાતના લબ્ધપ્રતિષ્ઠ વિદ્વાન સંશોધક પ્રો. રસિકલાલ છો. પરીખના સમાગમમાં આવ્યા, અને હરિપ્રસાદભાઈએ શ્રી રસિકલાલભાઈને પોતાના આજીવન ગુરુ તરીકે સ્વીકારી લીધા. આ વિદ્યાગુરુના ઉજ્જ્વળ માર્ગદર્શન નીચે ૧૯૪૨માં એમ.એ.ની પદવી સંસ્કૃત અને અર્ધમાગધી વિષયો સાથે ઉચ્ચતર દ્વિતીય વર્ગમાં પ્રાપ્ત કરી. એ પરીક્ષામાં વૈકલ્પિક શાસ્ત્ર તરીકે તેમણે અભિલેખવિદ્યા(એપિગ્રાફી)ને પસંદગી આપી હતી. એમ.એ. થતાં તેઓ તુરત ભો. જે. વિદ્યાભવનમાં ફેલો તરીકે નિમાયા. ૧૯૪૫થી તેઓની એ જ સંસ્થામાં અધ્યાપક તરીકે નિયુક્તિ કરવામાં આવી. સંસ્કૃત ભાષા અને અભિલેખ–વિદ્યા પ્રત્યેની પ્રીતિથી તેઓમાં પ્રાચીન સંસ્કૃતપ્રાકૃત અભિલેખોના પઠન પાઠન તેમજ વિવેચનનો અને તે દ્વારા ઈતિહાસનો શોખ જાગ્યો હતો. આથી તેઓએ સંસ્કૃત લેખોના આધારે વલભી રાજ્યના ઐતિહાસિક તથા સાંસ્કૃતિક ઈતિહાસનું વિસ્તૃત અને તલસ્પર્શી નિરૂપણ કરતો મહાનિબંધ પ્રો. કાશીનાથ વાસુદેવ અભ્યંકર અને પ્રો. રસિકલાલ છો. પરીખના માર્ગદર્શન નીચે અંગ્રેજી ભાષામાં તૈયાર કરી ઈ.સ. ૧૯૪૭માં સંસ્કૃત વિષયમાં મુંબઈ યુનિવર્સિટીની પીએચ.ડી.ની પદવી પ્રાપ્ત કરી. ઈતિહાસ અને પુરાતત્ત્વના સંશોધક તરીકે પ્રગટી રહેલા એમને ગુજરાત વિદ્યાસભાએ પુરાવસ્તુવિદ્યાના પ્રત્યક્ષ જ્ઞાન માટે ભારતના પ્રથમ કક્ષાના નિવૃત્ત પુરાવિદ રાવબહાદુર કા. ના. દીક્ષિત પાસે પુણે મોકલ્યા, જ્યાંથી તેમને ડૉ. હ. ધી. સાંકળિયા પાસે કોલ્હાપુરના બ્રહ્મપુરી ઉત્ખનનની તાલીમનો પણ લાભ મળ્યો. આમ હરિપ્રસાદભાઈનો

અધ્યયનકાળ મુખ્યત્વે પુરાતત્ત્વવિદ્યાની ધીર ઉપાસનાનો સિદ્ધ થયો. ભો. જે. વિદ્યાભવનમાં ૧૯૪૫થી ૧૯૫૬ સુધી અધ્યાપક તરીકે, ૧૯૫૬થી ૧૯૬૮ સુધી ઉપાધ્યક્ષ તરીકે અને ૧૯૬૮ થી ૧૯૭૯ સુધી અધ્યક્ષ તરીકે સેવા આપી ૧૭-૧૦-૧૯૭૯ના રોજ ૬૦ વર્ષની વયે નિવૃત્ત થયા બાદ તેઓ સંસ્થામાં માનાર્હ સેવાઓ આપી રહ્યા છે. આ ચાર દાયકા દરમ્યાન ભો. જે. વિદ્યાભવનમાં અધ્યયન, અધ્યાપન, સંશોધન અને માર્ગદર્શનની ઉત્તમ કામગીરી બજાવી છે. 'ગુજરાતનો રાજકીય અને સાંસ્કૃતિક ઈતિહાસ,' ગ્રંથ ૧થી ૯ ની ગ્રંથમાળાના આયોજન અ સંપાદનને તેઓ પોતાની સ્વપ્નસિદ્ધિ લેખે છે.

તેમનું તેજસ્વી અને સર્જનાત્મક અધ્યયન–અધ્યાપન અનેક ગ્રંથો અને સંશોધન–લેખોમાં પરિણમ્યું. અભિલેખવિદ્યામાં તજ્જ્ઞતા પ્રાપ્ત કર્યા પછી અભિલેખોના અભ્યાસ દ્વારા ગુજરાતના ઈતિહાસના સંશોધન અને આલેખનને તેમણે પ્રિયવિષય બનાવ્યો. તેમણે ગુજરાતના પ્રસિદ્ધ–અપ્રસિદ્ધ અને નવપ્રાપ્ત અભિલેખોનું પઠન, સંપાદન અને વિવેચન કરી ગુજરાતના ઈતિહાસને નવી વાચા આપી. ઈતિહાસ, પુરાતત્ત્વ અને સાહિત્યની–સાથોસાથ તેને પોષક અન્ય વિદ્યાઓમાં પણ ઊંડો રસ દાખવ્યો અને આપશિક્ષણ દ્વારા બહુશ્રુતતા અને સજ્જતા પ્રાપ્ત કરી. તેમણે રચેલા ૭૦ જેટલા મૌલિક અને સંપાદિત ગ્રંથો તેમજ ૭૦૦ ઉપરાંત સંશોધનાત્મક–પરિચયાત્મક લેખોની સૂચિ જોતાં તેમની મેધા સંસ્કૃત સાહિત્ય અને ભારતીય સંસ્કૃતિના વિષયો ઉપરાંત અનેક ક્ષેત્રોમાં વિકસી હોવાની પ્રતીતિ થાય છે. ગુજરાત યુનિવર્સિટીના માન્ય અનુસ્નાતક શિક્ષક તરીકે તેમણે ભારતીય સંસ્કૃતિના તેમજ સંસ્કૃતના વિષયમાં એમ. એ.ના અનેક વિદ્યાર્થીઓને વિશદ શિક્ષણ આપ્યું છે એટલું જ નહિ, એ બને વિષયોમાં પીએચ. ડી. ના વિદ્યાર્થીઓના માર્ગદર્શક તરીકે માન્યતા પામી વિવિધ વિષયો પર સંશોધનાત્મક મહ નિબંધ તૈયાર કરાવ્યા છે, જેમાં ગુજરાતના રાજકીય અને સાંસ્કૃતિક ઈતિહાસના અનેક મૌલિક વિષયોનો સમાવેશ થાય છે. એમની રાહબારી નીચે ૧૭ જેટલા સંશોધકોએ પીએચ.ડી. ની ઉપાધિ પ્રાપ્ત કરી છે. नामूलं लिख्यते किंचित्। એ એમની પ્રતિજ્ઞા છે, એટલે એમનું બધું પ્રતિપાદન સાધાર હોય છે.

ગુજરાત યુનિવર્સિટીમાં શિક્ષક – વિભાગમાંથી ચૂંટાયેલા ફેલો તરીકે તેમજ તેની ઈતિહાસ, અભિલેખવિદ્યા, સિક્કાશાસ્ત્ર અને પુરાતત્ત્વની તથા ભારતીય અને પ્રાચ્ય સંસ્કૃતિની અભ્યાસસમિતિના સભ્ય તથા અધ્યક્ષ તરીકે એમની સેવાઓ નોંધપાત્ર છે. ગુજરાત ઈતિહાસ પરિષદની સ્થાપનામાં અને તેના વિકાસમાં તેમણે આપેલો ફાળો મૂલ્યવાન છે. એ પરિષદના પહેલા પ્રમુખ તરીકે, ગુજરાતી સાહિત્ય પરિષદના ૨૨માં (વિલેપાર્લે) અધિવેશનના ઈતિહાસ – પુરાતત્ત્વ વિભાગના પ્રમુખ તરીકે અને અખિલ ભારતીય પ્રાચ્યવિદ્યા પરિષદના ૨૯ મા (પુણે) અધિવેશનના ઈતિહાસ વિભાગના પ્રમુખ તરીકે તેમજ ગુજરાત યુનિવર્સિટીના બોર્ડ ઑફ યુનિવર્સિટી ટીચિંગ ઍન્ડ રિસર્ચ, ગુજરાતી સાહિત્ય પરિષદની મધ્યસ્થ સમિતિ, ગુજરાત સાહિત્ય સભાની કાર્યવાહક સમિતિ, ગુજરાત ઈતિહાસ પરિષદની કાર્યવાહક સમિતિ, ગુજરાત રાજ્ય પુરાતત્ત્વ સલાહકાર સમિતિ, બ્રહ્મચારી વાડી ટ્રસ્ટ સલાહકાર સમિતિ વગેરે અનેક સમિતિઓના સભ્ય તરીકે તથા ભો. જે. વિદ્યાભવનના સંયુક્ત મંત્રી તરીકે એમણે પોતાનાં સલાહસૂચન અને માર્ગદર્શન દ્વારા ગુજરાતના વિદ્યાજગતની ઉલ્લેખનીય સેવા કરી છે. બુદ્ધિપ્રકાશ'ના સંપાદક તરીકે એમણે લખેલા ચિંતન – લેખોમાં વિશદ ગદ્યશૈલી દૃષ્ટિગોચર થાય છે.

હરિપ્રસાદભાઈનું કાઠું વિદ્યોપાસકનું છે. પહેલી નજરે ઓછાબોલા અને ગંભીર દેખાતા હોવા છતાં નિકટ પરિચયે વત્સલ અને વિનોદપ્રિય લાગતા, માર્મિક સ્મિત ધરાવતા, પોતાના પ્રત્યે કઠોર પણ અન્ય પ્રત્યે મૃદુ, કોલાહલથી દૂર રહેનારા, પલટાતી પરિસ્થિતિઓના તટસ્થ દ્રષ્ટા, રાજકારણથી સદંતર નિર્લિપ્ત રહી ગાંધી-

[અનુ પૃ. ૪૯૧

# સંગીત ક્ષેત્રે મુસ્લિમ કલાકારોનો ફાળો

ચિત્તરંજન શાહ

સંગીત ક્ષેત્રે મુસ્લિમ કલાકારોના ફાળો એ વિષય ઉપર કહેવાનું હોય ત્યારે આપણે ઈસ્વીસનની તેરમી સદીના કાળમાં જવું જોઈએ તેરમાં સૈકામાં પંડિત સારંગદેવ થઈ ગયા જેમણે–સંગીત રત્નાકર–ગ્રંથ આપ્યો. એ પછી ભારતીય સંગીતમાં બે ફાંટા પડયાનું કહેવાય છે. એક કર્ણાટક સંગીતનો અને બીજો ઉત્તર હિન્દુસ્તાની સંગીતનો. આજનો આપણો વાર્તાલાપ ઉત્તર હિન્દુસ્તાની સંગીત પૂરતો મર્યાદીત રાખશું. એ પણ કહેવું જરૂરી છે કે આજનું આપણું સંગીત ધ્રુપદ, ધમાર, ખ્યાલ ઠુંમરી, વિગેરેનું પાંચસો-એક વર્ષથી જૂનું નથી અને ત્યારથી જ ભારતીય સંગીતમા મુસ્લિમ કલાકારોનો ફાળો શરૂ થાય છે.

તેરમી સદીના ઉત્તરાર્ધમાં થઈ ગયેલા હઝરત અમીર ખુશરૂ તુર્કસ્તાનથી અલ્લાઉદીન ખીલજીના લશ્કર સાથે દિલ્હી આવેલા અને એમણે ભારતીય સંગીત અકબંધ અપનાવ્યું અને તેમાં નિપુણ કહેવાયા. એમણે સંગીતમાં રાગ એમન અથવા યમન આપ્યો. સંગીતમાં તરાણા પણ એમની દેણ છે. ગાયકીમાં ખ્યાલ શૈલી એમની દેણ છે એમ કેટલાક માને છે જે વિવાદાસ્પદ છે. સીતાર પણ એમણે આપ્યો એમ પણ કેટલાક માને છે જે પણ વિવાદાસ્પદ છે એમના જ સમકાલીન જોનપુરના સુલતાન હુસેન શરકી પણ નામી કલાકાર થઈ ગયા જેમણે રાગ જોનપુરી આપ્યો.

એમ કહેવું જોઈએ કે શાસ્ત્રની દૃષ્ટિએ આ કલાકારોનો ફાળો નહિંવત છે પણ ગાયકીની શૈલીમાં પ્રચુર પ્રમાણમાં છે તે આપણે હવે પછી જોશું.

ગ્વાલીયરના મહારાજા માનસિંહના દરબારમાંથી શરૂ થયેલો ધ્રુપદ-ધમાર દિલ્હીના મુઘલ બાદશાહ અકબરના દરબારમાં ખૂબ જ વિકાસ પામ્યો. અકબરના દરબારમા સંગીતને ઉચ્ચ સ્થાન હતું. ઈસ્વીસન ૧૫૫૦ થી ૧૬૫૦નો કાળ સંગીતમાં ગોલ્ડન પીરિયડ મનાય છે. અકબરના દરબારમાં મિંયા તાનસેન રત્ન સમા હતા. તેમણે સંગીતમાં રાગ મિંયાંની ટોડી, મિંયાનો મલ્હાર વિગેરે રાગો આપ્યા. એમના જ સમકાલીન અકબરના દરબારમાં હાજી સુજાનખાં અને તેના પુત્ર સુરગ્યાનખા તથા બિચીત્રખાં બહુ ઊંચી કક્ષાના કલાકારો થઈ ગયા.

અકબર પછી મોઘલોના દરબારમાં સંગીતની કક્ષા નીચી ઊતરતી ગઈ અને ઔરંગઝેબના કાળમાં આ કલાકારોને હાંકી કાઢવામાં આવેલા. ઔરંગઝેબ પછી એમના પૌત્ર મહમદશા રંગીલેના સમયમાં સંગીતને ફરી ઉચ્ચ સ્થાન પ્રાપ્ત થયું. એમના દરબારમાં સદારંગ તથા અદારંગ થઈ ગયા જેમનાં ખરાં નામ ન્યામતખાં અને ફીરોઝખાં હતાં. તેઓ ઉચ્ચ કક્ષાના ગાયકો હતા એટલું જ નહીં પણ સંગીતમાં ખ્યાલ–ગાયકીનો ઉદ્‌ભવ એમનાથી થયાનું મનાય છે. એ બન્નેએ ઘણા ખ્યાલો રચ્યા છે અને બાંધ્યા છે જે આજે પણ પ્રચલિત છે. એમના સમયથી સંગીતમાં ખ્યાલ ગાયકીના ઘરાણા શરૂ થયા. આ ઘરાણાંની સ્થાપનામાં, વિકાસમાં, જાળવણીમાં અને પરંપરામાં મુસ્લિમ કલાકારોનો ફાળો ઘણો છે અને મહત્ત્વનો છે. એટલે હવે આપણે આ ઘરાણા અને તેની પરંપરા વિષે ચર્ચા કરશું.

અસલ તો આ ઘરાણા વિસેક હશે પણ આજે તો પાંચ સાતથી વધારે પ્રચલિત નથી. એટલે અને સમયના અભાવે –પ્રચલિત ઘરાણાના સ્થાપકો અને તેમાં થઈ ગયેલા આ વિષયને અનુલક્ષીને માત્ર મુસ્લિમ કલાકારોનો જ ઉલ્લેખ કરશું.

સૌથી પહેલા કવ્વાલ બચ્ચાનું ઘરાણું લઈએ. આ ઘરાણું બહુ જૂનું છે. આ ઘરાણાનો પ્રભાવ બીજા ઘરાણા ઉપર પણ સારો એવો પડયો છે. આ ઘરાણું શરૂ થયું મુબારકઅલીખાંથી પણ ખરો વિકાસ પામ્યું તેના પુત્ર બડે મહમદખાંથી. આ બન્ને એમના જમાનાના શ્રેષ્ઠ ગાયકો હતા.

આગ્રા ઘરાણું અસલ નોહાર બાનીમાંથી આવ્યું. તેના સ્થાપક ઘગ્ગે ખુદાબક્ષ નામી કલાકાર હતા. એમની પરંપરામાં એમના જ પુત્ર ગુલામ

અભ્યાસખાં સમર્થ ગાયક થઈ ગયા. એમના દૌહિત્ર ફૈયાઝખાં તો ખૂબ જ પ્રતિભાવંત અને સંપૂર્ણ કલાકાર થઈ ગયા. માઈસોરના મહારાજાએ એમને આફતાબે મુસીકીનો ઈલ્કાબ આપેલો. એમણે પ્રેમ પ્રિયાના નામથી ઘણી બંદીશો આપી છે. આજ ઘરાણાના ગુલામ અબ્બાસખાંના પુત્ર નથ્થનખાંના પુત્ર વિલાયત હુસેનખાં ખૂબ જ વિદ્વાન કલાકાર થઈ ગયા. એમણે પણ પ્રાણ પ્રિયાના નામથી ઘણી બંદીશો આપી છે. તેઓ આકાશવાણીના સંગીત સલાહકાર પણ હતા. આ ઉપરાંત આ ઘરાણામાં ઝોહરાબાઈ તથા હુસ્નાબાઇ ઘણા નામી કલાકાર થઈ ગયાં. આ ઘરાણો આજે ખૂબ જ પ્રચલિત છે અને એની પરંપરા મોટી છે.

ગ્વાલીયર ઘરાણું અસલ ગૌબરહાર બાનીમાંથી આવ્યું. આ ઘરાણાના સ્થાપક નથ્થનખાં પીરબક્ષ એમના જમાનામાં મશહુર ગાયક થઇ ગયા. એમના બે પુત્રો હદુખાં અને હસ્સુખાંએ આ ઘરાણાનો ખૂબ જ વિકાસ કર્યો. હદુખાંના પુત્ર રહેમતખાં તો ખૂબ જ સુરીલા ગાયક હતા અને તેઓ તો ભૂ-ગાંધર્વના નામથી ઓળખાયા. આ ઘરાણાની પરંપરા પણ બહુ મોટી છે અને આજે પ્રચલિત છે. ગાંધર્વ સંગીત વિદ્યાલય એ આ ઘરાણાની પરંપરાની નીપજ છે.

જયપુર અથવા અત્રોલી ઘરાણું તો અલ્લાદિઆખાંથી શરૂ થયું અને તેની પરંપરા નાની છે પણ આ ઘરાણાનો પ્રભાવ અદ્ભુત છે. અલ્લાદિયાખાં તો સંગીત સમ્રાટ કહેવાતા અને શ્રી એમ આર જયકર તો એમને માઉન્ટ એવરેસ્ટ કહેતા.

કીરાણા ઘરાણું પણ તાજું જ છે. એ શરૂ થયું અબ્દુલકરીમખાંથી. તેઓ ખૂબ સુરીલા હતા અને ગાયકી સુમધુર હતી એટલે આ ઘરાણું ખૂબ લોકપ્રિય થયેલું છે. એમના ભત્રીજા વહીદખાં બહેરે પણ નામી કલાકાર થઈ ગયા. એમના શાગીર્દ અમીરખાં નામી કલાકાર ગણાયા અને શિષ્યા બેગમ અખતરે તો ગઝલ ગાયકીમાં એક નવો જ ઢંગ આપ્યો. આ ઘરાણાની પરંપરા આજે પણ પ્રચલિત છે અને મોટી છે. આ ઘરાણામાં ઘણા મશહુર વાદકો પણ થઇ ગયા.

બનારસ ઘરાણું મુખ્યત્વે પુરબની ઠુંમરીનું છે. તેના મુખ્ય કલાકારોમાં મોજુદ્દીનખાં અને તેની શિષ્યા ગોહરજાન, મલ્કાજાન, રસુલનબાઈ વિગેરે થઈ ગયાં. આ ઘરાણામન જેને અંગ્રેજીમાં એસ્થેટીક્સ કહે છે એ પરાકાષ્ઠાએ છે. આ ઘરાણાના શરણાઈ વાદક બીસ્મિલ્લાખાંએ તો સંદીર અને લગ્ન પ્રસંગના વાદ્યને મહેફીલનું વાદ્ય બનાવ્યું.

આ ઉપરાંત છજ્જુખાં અને એમના પુત્ર અમાનઅલીખાંએ તો કર્ણાટક સંગીતનું સુમધુર મિશ્રણ કરી એક નવો જ ઢંગ આપ્યો જે ભીંડી બજાર ઘરાણું કહેવાયું. આ પરંપરા મોટી નથી. આ જ રીતે પતીઆલા ઘરાણું મોટું નથી. આ ઘરાણામાં બડે ગુલામઅલીખાં ખૂબ જ સુરીલ અને પ્રતિભાવંત કલાકાર થઈ ગયા.

ગાયકીના ઘરાણા ઉપરાંત વાદ્યોના ઘરાણા પણ છે જેને બાજ પણ કહેવામાં આવે છે. તેમાં થઈ ગયેલા મશહુર વાદકોનાં નામ માત્રનો ઉલ્લેખ કરશું. વીણા અથવા બીનમાં હસન ઢાઢી, બન્દેઅલીખાં, લતીફખાં, મુરાદખાં, મહમદખાં, દાબીરખાં, સાદીકઅલીખાં, સીતારમાં સેનીઆઓ અમૃતસેન, રહીમસેનથી માંડી ઈમદાદખાં, ઈનાયતખાં, વહીદખાં, વિલાયતખાં. સરોદમાં રામપુર દરબારના વઝીરખાં તથા તેના શાગીર્દ અલ્લાઉદ્દીનખાં હારીઝઅલીખાં, અલીઅકબરખાં, અમઝાદખાં અને સારંગીમાં હૈદરબક્ષથી માંડી ઘણા થયા, એવી જ રીતે પખવાજ અને તબલામાં તો ગણ્યા ગણાય નહિં એટલા થઈ ગયા.

આપણે જોયું કે ભારતીય સંગીતમાં મુસ્લિમ કલાકારોનો ફાળો મહત્વનો છે. અને તેમાં પણ ખાસ કરીને અઢારમાં સૈકામાં મહમુદશાહ રંગીલેના દરબારમાં થઈ ગયેલા સદારંગ-અદારંગે આપેલી ખયાલ ગાયકીમાં સવિશેષે છે.

એક નોંધવા જેવી હકીકત એ છે કે ભારતીય સંગીત અને તેની પરંપરા આજે વિસ્તરી પાકીસ્તાન અને અફઘાનીસ્તાન સુધી પહોંચી છે, આજે ત્યાં ગવાય છે એ ભારતીય સંગીત જ છે અને આગળ કહી એ જ પરંપરાના મુસ્લિમ કલાકારો જ ત્યાં છે. આ રીતે પણ ભારતીય સંગીતના ફેલાવામાં પણ મુસ્લિમ કલાકારોનો ફાળો મોટો છે.

(આકાશવાણીના સૌજન્યથી)

# મગફળીની ક્રાન્તિકારક જાત—જલગાંવ–૨૪

રતિભાઈ અંધારિયા

ઘઉંમાં મેક્સિકન જાતો આવવાથી ઉત્પાદન બમણું મેળવી શકાયું અને હરિયાળી ક્રાન્તિના દર્શન થયા તેવી જ રીતે સંકર – ૪ અને હવે સંકર – ૬ જાત શોધાઈ છે તેણે કપાસ ઉત્પાદનમાં સમગ્ર ક્રાન્તિ આણી છે, અને તેવાં ખેડૂતોની આવક પણ સારી એવી વધી છે.

કમભાગ્યે મગફળીમાં આવુ થયું નથી. સશોધન પાછળ આપણે ત્યાં નિષ્ણાતો અવિરત મહેનત કરે છે, સરકાર ખર્ચ પણ પૂરો કરે છે આમ છતાં ધ્યાન ખેંચે તેવી સકર કે વધુ ઉત્પાદન આપતી સુધરેલી મગફળીની જાતો મળી શકી નથી.

ગુજરાતમાં સુધરેલી જાતોમાં પથરાતી જી.એ. યુ. જી. ૧૦ કે. પંજાબ – ૧ કે સમરાલા કરતાં માત્ર ૯ ટકા વધુ ઉત્પાદન આપે છે. તેજ રીતે ઉભડી જાતમાં જી. એ.યુ. જી. ૧ નવી જાત અગાઉ વવાતી જૂનાગઢ – ૧૦ જાત કરતાં ૬ ટકા વધુ ઉતારો આપે છે. પિયતની સગવડ હોય ત્યાં એમ – ૧૩ જાત વાવવાથી જી. એ. યુ. જી. ૧૦ કરતાં માત્ર ૮ ટકા વધુ ઉત્પાદન મળે છે. આમ જોઈ શકાય છે કે સુધરેલી જાતો બહાર પડી છે પણ તે ધ્યાન ખેંચે તેવું ઉત્પાદન આપે તેવી નથી.

**જે. એલ. ૨૪ :–** ઉપરની પરિસ્થિતિ જોતાં મગફળી ઉત્પાદનમાં જે સ્થગિતતા દેખાય છે તેમાં તાજેતરની નવી જાત જે. એલ. ૨૪ એક આશાનુ કિરણ બનેલ છે. મગફળીની આ જાત અંગેની કેટલીક રસપ્રદ વિગતો નીચે મુજબ છે.

(૧) મહારાષ્ટ્રના જલગાંવમાં આવેલ કૃષિ સંશોધન કેન્દ્ર ઉપર તેલીબિયાં નિષ્ણાત શ્રી પાટીલે આ નવી જાત શોધી છે અને વિકસાવી છે. ૧૯૭૮-માં બહાર પડેલી આ જલગાંવ – ૨૪ જાતને "ફૂલે પ્રગતિ" નામ આપવામાં આવ્યું છે. તે તાઈવાનની એક જાત ઈ. સી. ૯૪૯૪૩માંથી પસંદ કરેલ છે.

(૨) જે. એલ. ૨૪ જાત ઉભડી છે અને ચાલુ સુધરેલી જાતો જૂનાગઢ–૧૧ તેમજ જી. એ. યુ. જી.–૧ કરતાં ૨૦થી ૩૦ ટકા વધુ ઉત્પાદન આપે છે.

(૩) તેનો ઉગાવાનો દર ખૂબ ઝડપી છે અને વાવેતરની શરૂઆતના કાળમાં છોડ વૃદ્ધિ ખૂબ જુસ્સાદાર હોય છે.

(૪) હાલની મગફળીની જાતોમાં ફૂલ અને સૂયાં એકથી વધુ વખત બેસે છે અને તેમાંથી ડોડવા જુદા જુદા સમયે પાકે છે. પરીણામે બધો ફાલ પરિપક્વ થતો નથી અને ઉતારો ઓછો આવે છે. પરંતુ આ નવી જાતમાં ફૂલો બધાં એક સમયે બેસે છે અને ફાલ એકી સાથે પાકે છે તે વિશિષ્ટતા છે.

(૫) છોડની ઉંચાઈ લગભગ સવા ફૂટની થાય છે. પાન લીલાં, મોટાં અને લંબગોળ હોય છે. પાનની ટોચ બીજી મગફળીની જેમ અણીદાર નથી હોતી પણ અર્ધગોળાકાર હોય છે. છોડ ઓળખવા માટે પાનનો આકાર ઉપયોગી થાય છે.

(૬) હાલની ઉભડી જાતોના ડોડવા કરતાં મોટા હોય છે અને તેને મધ્યમ કદના કહી શકાય. ડોડવામાં ૨ થી ૩ દાણા હોય છે. કોઈક વખત ૩ થી ૪ દાણાવાળો ડોડવો પણ જોવા મળે, ડોડવાની છાલ સુંવાળી પણ કયારેક ખડબચડી જોવા મળે છે.

(૭) દાણા મધ્યમ કદના, આછા ગુલાબી રંગના હોય છે. ૧૦૦ દાણાનું વજન ૩૯ થી ૪૨ ગ્રામ હોય છે. જી. એ. યુ. જી. ૧ માં તે વજન ૨૭ ગ્રામ અને જે. ૧૧ ના ૧૦૦ દાણાનું વજન ૩૦ ગ્રામ જેટલું હોય છે. આ ઉપરથી તારવી શકાય કે જે. એલ. ૨૪ ના દાણા બીજા ઉભડી જાતો કરતાં મોટાં હોય છે.

(૮) જે. એલ. ૨૪ નો ટીક્કાનો રોગ જી. એ.

યુ. જી. ૧ કરતાં ઓછો લાગે છે. મોલોમશી કે ચૂસિયા તો આ જાતને પણ નુકસાન કરે છે.

## ગુજરાતમાં અખતરો :-

ગુજરાતમાં ૧૯૭૮-૭૯ તથા ૧૯૭૯-૮૦માં આપણી જમીન અને આબોહવામાં જે. એલ. ૨૪ મગફળીના અખતરા કરવામાં આવ્યાં હતાં. ૧૯૭૯માં જૂનાગઢ, અમરેલી, જામનગર, ભચાઉ, તરઘડિયા, કોડિનાર, માણાવદર અને જામનગર કેંદ્રો ઉપર જૂનાગઢ-૧૧ તેમજ જી. એ. યુ. જી. ૧ ઉભડી જાતો સાથે ચકાસણી કરી તો નીચે મુજબ પરિણામ આવ્યું હતું.

| ક્રમ | જાત | ૭ સ્થળો ઉપર અખતરાનું સરાસરી ઉત્પાદન કિ. ગ્રા./હેક્ટરે | ઉત્પાદન વધારો ટકામાં જે. ૧૧ કરતાં | ઉત્પાદન વધારો ટકામાં જી. એ. યુ જી.૧ કરતાં |
|---|---|---|---|---|
| ૧. | જે. એલ. ૨૪ | ૧૫૫૭ | ૩૦.૫ | ૨૮.૯ |
| ૨. | જે. ૧૧ | ૧૧૯૩ | – | – |
| ૩. | જી. એ. યુ. જી. ૧ | ૧૨૦૮ | ૧.૩ | – |

આંકડા ઉપરથી જોઈ શકાય છે કે જે. એલ. ૨૪ હાલની સુધરેલી જાતો કરતા ૨૮ થી ૩૦ ટકા જેટલું વધુ ઉત્પાદન આપે છે અને તે અભૂતપૂર્વ છે.

આ ઉપરાંત અખિલ ભારત તેલીબિયાં સંકલિત કાર્યક્રમ નીચે જે પ્રયોગો કરવામાં આવેલ તેનાં ૧૯૭૯નું પરિણામ નીચેના કોઠામા બતાવેલ છે

| ક્રમ | જાત | ઉત્પાદન કિ.ગ્રા. હેક્ટર | દાણાનો ઉતારો ટકામાં | તેલ ટકા | હેક્ટર દીઠ તેલનું ઉત્પાદન કિ ગ્રા. | ૧૦૦ દાણાનું વજન ગ્રામ | પાકવાના દિવસો |
|---|---|---|---|---|---|---|---|
| ૧. | જે.એલ. ૨૪ | ૨૨૯૪ | ૭૫.૮ | ૪૭.૭ | ૮૩૦ | ૪૯.૨૨ | ૯૬ |
| ૨. | જે. ૧૧ | ૧૮૫૫ | ૭૧૦ | ૪૮.૫ | ૬૩૯ | ૨૮ ૪ | ૧૦૧ |

ઉપરના કોઠા ઉપરથી જોઇ શકાય છે કે તે વહેલી પાકે છે. વધુ ઉત્પાદન આપે છે. દાણાનો ઉતારો વધુ છે. દાણા પણ મોટા છે. તેલના ટકા ઓછા છે, પણ હેક્ટર દીઠ કુલ તેલ આ નવી જાત વાવવાથી વધુ મળે છે.

પૃ. ૫૧૬થી ચાલુ]

ગાડું ભર્યું ચંદન લાકડે, ચડવાને ઘોડા કાટ,
ચાર જણા તને ઉપાડી ચાલ્યા
ખોખરી હાંડીમાં લીધી આગ – રે જીવ
બેની રૂવે બજારમાં, માતા રૂવે દરબાર

એક વિસામો ઘર આંગણે, બીજો ઝાંપા બાર – રે જીવ
ત્રીજો વિસામો ગામને ગોંદરે, સમસાને ચોથ
કરજોડી પીટીજી બોલિયા,
હરિ વીણ એક ન ઓથ – રે જીવ.

# વીરો વજીર

(વાત કહેનાર જોરાજી ઠાકોર) સં. જયંતીલાલ સો. દવે

એક વીરો વજીર હતો, વીરો વજીર. હવે તાણે પ્રડયો દુકાળ. આ ભાઈને નાનાં હશે બાળબચ્ચાં, તે આ તો એકલો હેંડયો વરતી ખાવા.[1] તાણે મોટો રસ્તો આયો. આ તો રસ્તે રસ્તે હેંડયો જાયસે, ત્યાં રસ્તામાં એક હાથી ગાંડો થયેલો. હવે શું થાય? આના ગુંજામાં એક વાટકી હશે. નાની એવી વાટકી, પણ વીરો વજીર તો બળિયો હતો. એક જ વાટકી મારી. હાથીને ઊંધો ઘાખી (નાખી) દીધો. એમ કરતાં કરતાં આ ભાઈ તો રોડે રોડે ખડયો જાયસે.

આગળ જતાં વીરા વજીરે એક માણસને જોયો. એ આદમી બાણુ ચડાવીને ઊભો સે.

વીરા વજીરે પૂછ્યું, 'ભાઈ, શું સે આ બધું ?'

તાણે પેલાએ જવાબ આલ્યો. 'આજે આ બાણુ ચડાવું સું તે કાલે આ ટેમે આ લીટીમાં આવશે, અને આ સોપારીના બે સરખાં ફાડિયાં કરશે !"

વીરો વજીર કે'સે, તાણે તો જોવું પડશે. આ તો રોકાણા સે. બાર વાગ્યા ત્યાં બાણુ ધમ દઈને આયું, સોપારીની બે ફાડયો થઈ. બેયનું વજન બરાબર.

વીરો વજીર કે'સે, તું તો બાણુની વાત કરેસે, પણ મેં કાલે એક વાટકી-હાથીને મારી'તી, તે હાથીને ઉલાળીને પાડી દીધો'તો.

તાણે પેલો બાણુદાર કે'સે, 'તું ક્યાં જાયસે ?"

વીરો વજીર કે' "વરતી ખાવા !"

બાણુદાર કે' "હું ય આવું"

વીરો વજીર કે' "એકથી બે ભલા !"

આ તો બે ય હેંડયા જાયસે, તાણે એક રબારી એકલો એકલો હસે.

વખડામાં[2] જઇને બારો નેકળે ને હસી હસીને ઢગલો થઇ જાય.

બે યે વિચાર કર્યો, 'આ મારો બેટો હસે છે શાથી !"

વીરો વજીર પૂછેસે, "અલ્યા ભાઈ, આ સે શું ?" પેલો કે, "મારી સાંઢયો ચરેસે, એની હું કોળ[3] કરું સું ?"

"પણ તું હસે સે શાથી ?"

પેલો રબારી કે' "બાર ગઉ ઉપર તરગાળા રમેસે, એનો ખેલ જોઉંસું !"

વીરો વજીર કે' "ભઈ તું ય ખરો !"

"પણ તમે કોણ સો ?" પેલા રબારીએ પૂછ્યું. તાણે કે' "હું વીરો વજીર સું, આ બાણુદાર સે."

"પણ તમે બેય ક્યાં જાવ સો ?"

કે' "વરતી ખાવા !"

રબારી કે' "મારે ય આવવું સે"

કે' "તું ય હેંડ !"

વળી થોડા દૂર ગ્યા હશે, ને ઊભા રૂયા.

એક-પગો આદમી, ઊલળે, ઘડીક ઠેકે, ને ઘડીક પાઘડી બાંધે.

વીરો વજીર કે,' અલ્યા ભઈ, શું સે આ બધું ?" તાણે પેલો લુલિયો કે,' પેલી બે સેંકારિયું[4] જાયસે એને પકડવી સે"

"અલ્યા, તું લંગડો ને તારાથી સેંકારા કર્યાં પકડાતાં હશે ?"

"અરે તમે જોવો તો ખરા !"

આ તો કેડ બેડ બાંધી, પાઘડી બાંધતા ને હો ગ્યો તૈયાર ? એક ફૂદકો ને બીજે ફૂદકે તો જેમ બકરીના કાન પકડે, એમ સેંકારી પકડી લીધી.

કે' "લ્યો, આ સેંકારી !"

કે' "ભઈ, તું ય ખરો !"

"પણ તમે જાવ સો ક્યાં ?"

કે' "આગળ મજૂરી કરવા !"

લંગડો કે' "મારે ય આવવું સે ?"

વીરો વજીર કે' "હેંડ ભઈ, તાણે તું યે !"

હવે જતા જતા ચાર રસ્તા આવા–મોટા– !

વચ્ચે રાક્ષીપ[5] પડતો'તો માથે હાથી, ઘોડાં, ઊંટ, ગાડાં, બધું ય જાય, પણ આને અસરે ય ના થાય.

તાણે વીરા વજીરે પગ મૂક્યો, એ યે બાજુના પાંહળા કડડડ દઈને ભાંગી લાખ્યા.

રાક્ષી કે' "ભલે ભગવાન, મને કોઇ ન'તો મળ્યો પણ આ મળ્યો ખરો !"

આણે ઊંચું જોયું.

"અલ્યા ભઈ, મારા પાહળા ભાંગી લાખ્યા ! અલ્યા ભઈ, તમે જાવસો ક્યાં ?"

કે, "મજૂરી કરવા"

કે' "મારે ય આવવુ સે ?"

કે' "તું ય હેંડ."

તાણે એક શે'ર આયું. ભાગોળે મોટા વડ હશે, રાજાની કુંવરી સાતમે માળે બેઠી'તી. વીરા વજીરે પૂછ્યું "ભઈ, શું સે આને ?" તાણે ચોકિયાતે કીધું "ભઈ, જો આ કુંવરી ! સાત લોઢિયા સોંસરવું બાણુ કાઢે એને આ કુંવરી વરે !"

તાણે કોઈ તમારા જેવા ને કોઇ મારા જેવા, ભઈ ! રાજાની કુંવરી પરણવા શું કામ કોઈ ના આવે ? પણ કોઈ એક લોઢિયો વેંધે, કોઈ બે લોઢિયા વેંધે પણ સાત લોઢિયાં કોઈથી વેંધાય નહિ.

વીરો વજીર કે' સે, "ભાઈબંધોઃ સાત લોઢિયા વેંધે, એ રાજાની કુંવરીને વરે ! શું કરવું સે ?"

તાણે પેલો બાણદાર કે, "એ તો મારું કામ !" આણે તો બાણ ચડાવી, કપલેટ કરી, અને જે મારેસે, તે સાતે ય લોઢિયાની આરપાર કાઢી લાસ્યું (નાખ્યું)

ગામના રાજાએ વિચાર કર્યો સે, "આ કોણ હશે ? કોણ જાણે કઈ નાતના હશે, માટે વાત બધી પલટાવી નાખો. ગામ તો આપણી બાજુમાં જ રહેશેને ? હવે બધા તો રાજાની બાજુમાં થૈ જ્યા. જીતવા આલે કું ચાર પાંચ જણાને ?

રાજા બોલ્યા, 'જુવો ભઈ, સાડા સાતસો ગઉમાથે અમારા ગોર રે'સે એની પાંહે મૂરત જોવડાવી લાવો એની કને કંકોત્રી લખાવીને એક રાતમાં પાછા આવો. અને જો વચ્ચે દા'ડો ઊગી ગ્યો, તો પાંચેયના માથા ડૂલ !"

તાણે આ તો વિચાર કરીને બેઠાંસે. હવે સાડાસાત સો ગઉ જાય કોણ ?

લૂલિયો ઊલળવા માંડયો. કે', "સાડા સાત સો ગઉ તો આ સામું દેખાય. હમણાં હોકો પીતાં પીતાં પાછો આવી જાઉં !"

આણે તો હાથમાં પાણીનો ઘડૂલો લીધો સે, બીજા હાથમાં ડંડો ઝાલ્યો સે, ને બેઠી મેલ્યાં સે. માર ઝપટ, માર ઝપટ કરતા અડધમાં પોંચ્યો. પણ અડધમાં પોંચ્યો, ને થ્યો તરસ્યો. એક રોડ હશે, ત્યાં વાવ. આ તો ઘડૂલો ભરવા ઊતર્યો સે. વાવની અંદર જ્યો, ત્યાં ચૂડવેલ રે'સે. અવાજ થતાં બહાર ચૂડવેલ (ચૂડેલ અથવા ડાકણ) આવી.

કે'સે, 'તું સાત ચંડાળની વાત જાણેસે ?"

કે, 'ના !"

"તો બેહીજા મારી જોડે પાહા રમવા ! મને જીતે તો જ જવા દઉં. હવે પેલા ચારે ય વિચારમાં પડયા કે "લંગડો ચ્યમ ના આયો ?" વીરો વજીર પેલા રખારીને કે, "ભઈ, તું સાડા સાત સો ગઉમાથે ભાળેસે, પેલો વચ્ચે કરેસે શું ? હમણાં દા'ડો ઊગશે. તું હોળ કર."

એક વડલો હશે. હડલા ઉપર ચડીને જોયું. કે' "એ તો બેહી જ્યો સે પાહા[6] સોગઠે રમવા ને ચૂડવેલ હારતી નથી."

બાણુદારે કીધું,' તું બેય આંગળિયું સીધી રાખ. ચેઇ આંગળીમાથે ચૂડવેલ બેસી સે, ને ચેઈ આંગળીમાથે આપણો માણસ બેઠોસે, એ બતાય!''

પેલો રબારી કે'સે,' આ આંગળી માથે ચૂડવેલ, ને આ આંગળી માથે આપણો માણસ!'

બાણુ તો લીધું બાણુ ત્યાં. ચુડવેલને ધમ દઈને માર્યું બાણુ, તે ફેકી દીધી ચ્યાંય જતી.

પેલો લંગડો,' અરે મારે તો હજુ કંકોતરી પોગાડવાની સે.!"

આ તો ઉપડયો. ગોરકને જઈને જોઠ જોવડાવીને, કંકોતરી લખાવીને આઈ જ્યો. દિ' ઊગતાં પહેલાં ડેલું ખખડાયું.

કે' "એ રાજા સાયબ, આઈ જ્યો! આ ગોરના હાથની કંકોતરી!"

રાજાએ જાણ્યું,"ગજબ કર્યો પણ કુંવરી તો ના અલાય. હજી કાંક કોશીશ કરવી પડશે"

કે' "જુવો ભઇ, જેને શાક કરતાં આવડતું હોય, એવા શાકવાળાને બોલાવો, લાડુ જેને આવડતાં હોય, ઈ લાડુવાળાને બોલાવો, દાળભાત કરવાળાને ય બોલાવો!"

રાજાના હૂકમ છૂટયા. આખળ પાખળથા[7] કંદોઈ બોલાઈ લાવા. સાત ઓરડા ભર્યાં.

પછી રાજા બોલ્યા, "જુઓ ભાઈ, તમે એક રાતમાં સાતે ય ઓરડાની રસોઈ ખાઈ જાવ, તો અમારી કુંવરી પરણાવા (પરણાવીએ) નહિતર, તમારા માથા ડૂલ!"

તમારા જેવા, મારા જેવા હશે, જઈને જુવે તો સાતે ય ઓરડાની રસોઈ શી રીતે ખૂટે?

રાક્ષી બોલ્યો,"ભાઈ જુઓ, ખાવુ હોય, ઈ પેલા ખઈ લો, પછી આપણો વારો! પછી વળી કોઈને મનની વાત મનમાં રહી જાશે!"

બધાં યે ખાધું દા'ડો ઊગ્યો, કણ્ય[8] કાઢી, એ પેલાં તો રાક્ષી જે પડયો વખારોમાં, બધું ય જમીને ઓહિયાં કરીને નેકળ્યો.

રાજા તો કાન પકડી ગ્યા. એક પોતાની ને ચાર પોતાના ભાઈઓની, એમ પાંચ કુંવરી આ પાચેયને પૈણાઈ. બધાયને જમીન જાગીર આલી ખાધું પીધું ને મજા કરી.

**નોંધ:**

૧– વરતી ખાવા–પેટ ગુજારો કરવા
૨– વખડામાં– વૃક્ષોની અંદર જંગલમાં
૩– સેંકારિયું–છીંકારી નામનું હરણ જેવું પ્રાણી
૪– હોળ કરવી–ધ્યાન રાખવું.
૫– રાક્ષી–રાક્ષસ
૬– પાહા સોગઠે રમવુ–ચોપાટની રમત
૭– આખળ પાખળ–આજુબાજુ
૮– કણ્ય કાઢી–કિરણ કાઢયાં

વારતા કહેનાર છે, જેરાજી ઠાકોર ગામ એટા જિ. બનાસકાંઠા.

✳

પૃ. ૪૯૫થી ચાલુ]
તેમના અવસાનના સમાચાર સાંભળી વિનોબાજીએ તેમને શ્રદ્ધાજંલિ અર્પતા કહ્યું:

"જેમને આરામ કરવાનો પૂરો અધિકાર હતો તેમની પ્રાર્થના ભગવાને સાંભળી લીધી. ભગવાનની આપણને સૂચના મળી છે કે આપણું કામ જલદી પતાવવું. સ્વ. જાજૂજી જેવું વ્યક્તિત્વ વિરલ હોય છે. તેમનું જીવન, કાર્ય અને વિચારોમાં એકસૂત્રતા હતી. તેમના જીવન–મૂલ્યોને આપણા જીવનમાં ઉતારવાના આપણે પ્રામાણિક પ્રયત્નો કરીએ." તા. ૨૯–૮–૮૨ થી તા. ૨૯–૮–૮૩ સુધીના વર્ષમાં એમની જન્મ–શતાબ્દી ઊજવાઈ રહી છે.

# હરિજન સંતોની વાણી હપ્તો ૧૫મો

સં. જયમલ્લ પરમાર

૧૯૮૦ના જુલાઈના 'ઊર્મિનવરચના'ના અંકમાં 'હરિજન સંતોની વાણી'ના ૧૪મા હપ્તામાં શ્રી લક્ષ્મીસાહેબનાં ૬ પદો આપેલાં. ત્યારબાદ હરિજન સંતોનાં પદો આપી શકાયેલાં નહિ. સન ૧૯૩૬માં આ બધાં પદો લાઠીના હરિજન શિક્ષક સામજીભાઈ પાસેથી મેળવેલાં. આ લેખમાળામાં દાસી જીવણનાં ૧૦૬ પદો અપાઈ ગયાં છે. જે કેટલાક હરિજન સંતોનાં પદો આપવાં બાકી છે તે અવારનવાર અહીં અપાતાં રહેશે.

અહીં ચમાર સંતકવિ રોહીદાસનાં બે ભજન આપ્યાં છે. આ રોહીદાસ ગિરમાં આવેલા ગામ સરસાઈના ગણાય છે. ત્યાં એમનો ચામડા કેળવવા-નો કુંડ પણ બતાવાય છે અને એનું આચમન ન લેનાર દોષમાં પડે છે એમ કહેવાય છે. આ રોહી-દાસ અંગે અનેક ચમત્કારોની વાતો ચાલે છે. એમણે મોકલાવેલું શ્રીફળ કાશીધામે ગંગાજીએ હાથોહાથ લીધાના, સુવર્ણ કંકણ આપ્યાના અને બીજા અનેક.

ક્યાં કાશીમાં જન્મેલા રવિદાસ – રૈદાસ ને ક્યાં સરસાઈના રોહીદાસ ! બન્નેને એક બતાવાય છે. ત્યારે શું પીપાજીની જેમ રૈદાસ પણ દ્વારકાનું તીર્થાટન કરતા કરતા ગિરને ગામડે રોકાઈ ગયા હશે ? રૈદાસ તો કબીરજીના કાળે ચૌદમી સદીમાં થઈ ગયા. ચિતોડની કોઈ રાણીએ એમને ગુરુ બનાવેલા. નામ મીરાંબાઈનું આવે છે. મીરાંબાઈનો કાળ તો ઘણો પાછળનો ગણાય છે. છતાં મીરાં-બાઈએ રચેલું કહેવાતું એક ભજન ખૂબ પ્રચ-લિત છે :

એ જી મારી સેવાના શાળગરામ !
મીરાં, તમે ઘેરે જાવ ને !
તમે રે રાજાની કુંવરી, ને
અમે છૈયેં જાતના ચમાર
જાણશે તો મેવાડો કોપશે
ચિતરોડો ચોંપે દેશે ગાળ–
મીરાં, તમે ઘેરે જાવને ?

અહીં રોહીદાસ અને મીરાંના નામે ભેદની– જ્ઞાતિભેદ અને ઊંચનીચની ભીંત્યું ભાંગવાની ભાવના જ કામ કરી ગઈ લાગે છે. ભાવાત્મક એકતાનો આ જુવાળ મધ્યયુગે ખૂબ ખીલી નીકળેલો. રાષ્ટ્ર જેવું તો ત્યારે કોઈ નામ ન હતું પણ સંતો ભક્તોની સાંસ્કારિક એકતાથી આખું રાષ્ટ્ર જોડાતું આવતું. આમ જ કાશીનો રૈદાસ સોરઠના સરસઈ ગામે ઊતરી આવી રોહીદાસ બન્યો લાગે છે.

મને મળેલાં બે ભજનો તો અતિ સામાન્ય છે અને કાંઈક મેળ વગરનાં પણ છે. રૈદાસ તો પ્રસિદ્ધ સંત કવિ હતા. હિંદીમાં એમની સાખીઓ પણ સુંદર છે ને એમનાં ભજનો પણ અતિપ્રસિદ્ધ છે, પણ તે મૂળ હિંદીમાં છે :

પ્રભુજી તુમ ચંદન હમ પાની
જાકી અંગ અંગ બાસ સમાની – પ્રભુજી
પ્રભુજી તુમ ઘનબન હમ મોરા
જૈસે ચિતવત ચંદ ચકોરા – પ્રભુજી
પ્રભુજી તુમ દીપક, હમ બાતી
જાકી જોતિ બરૈ દિન રાતી – પ્રભુજી
પ્રભુજી તુમ મોતી, હમ ધાગા
જૈસે સોનહી મિલત સુહાગા – પ્રભુજી
પ્રભુજી તુમ સ્વામી, હમ દાસા
ઐસી ભક્તિ કરે રૈદાસા – પ્રભુજી

આવાં તો હિંદીમાં એમનાં ૮૭ ઉપરાંત ભજનો મળે છે. જ્યારે ગુજરાતીમાં જે મળે છે તે નામનાં છે. એમાં ભક્તિની આરઝુ કે કવિતાનો પ્રસાદ નથી. હિંદીનું બીજું એક ભજન છે :

નરહરિ ચંચલ હૈ મતિ મેરી,
કૈસે ભગતિ કરૂં મૈં તેરી !

તૂં મોહિ દેખૌ હૌં તોહિ દેખું,
પ્રીતિ પરસ્પર હોઈ
તૂં મોહિ દેખૌ તોહિ ન દેખું,
યહ મતિ સબ બુધિ ખોઈ

આ ભજન સાથે ગુજરાતીમાં મળેલા ભજનને સરખાવતાં રોહીદાસના નામે કોઈ ભગતે જોડી દીધું લાગે છે. ભજન છે :

હાં રે તેં તે મનખા જનમ
તેં તે કોગટ ફેરો ખોયો રે
નરનામ ન જાણ્યું તે રામનું.
સૂઈ સૂઈ સારી રેન ગુમાવી, દિવસ ગુમાવ્યો ખોઈ
હીરલા સરખો જનમ ગુમાવ્યો,
હીરો કોડીને તોલે – નર.
સુખિયા મરે સુખ ભોગવી, દિવસ ગુમાવ્યો ખોઈ,
જનમ સનેહી છે નેડો રામનો,
સુખ દુઃખ સહ્યાં સોઈ – નર.
સુખ દેખી મત રાચીએ, દુઃખ દેખી મત રોઈ,
સંપત વિપત દોનું એક છે,
કિરતાર કરે સો હોઈ – નર.
ઊગ્યો તે તો આથમે, ખીલ્યા તો કરમાય,
ચડે પડે દાડો નમે, લખ્યુ ન મિથ્યા થાય – નર.
માતા મન જેમ બાલકું, મીન તણું જળમાંય,
ઘડી એક વીલો જો પડે તો,
તડપ તડપ જીવ જાય – નર.
અનળ પંખીને તો ઘણો, ઊડી આકાશે જાય,
દૃષ્ટિ થકી ફળ નીપજે,
એનો સાર કહ્યો ન જાય – નર.
જેસો રંગ પતંગનો, વેસો હે સંસાર,
રામ નામ રંગ એક છે,
રોહીદાસનો આણાધાર – નર.

(જૂના ભજનોમાં આવતી બોધક પંક્તિઓ ભેગી કરીને રચેલું લાગે.)

૨

ભજી લે સુવાગી સંત, રામ નામ નર જાનિ
તારો સગો નહિ સંસાર,
કાયાનો ગર્ટ હે ક.ઓ–ભજી લે
કોણ તારા મા તે બાપ, કોણ તારા સંગ ચલે
કોણ દેવે આદર ભાવ, બેસના કોણ દેવે–ભજીલે
સત મેરા મા ને બાપ, ધર્મ મારે સંગ ચલે
ગુરુ દેવે આદર ભાવ, બેસવા સબ દેવે–ભજીલે.
સોળ પેરેલ શણગાર, ઘાઘરો ઘમજાતે,
ગળે એકાવળ હાર, ગેરમાં રંગ જોતે–ભજીલે
જાતનો ચમાર, મેરા નામ રોહીદાસ,
મળ્યા પુરણ ગુરુ પ્રેમ, ગના હે દાસી–ભજીલે

આ ભજન કોઈ પ્રેમ ગુરુના શિષ્ય રોહીદાસનું લાગે છે છતાં ઉપર નોંધ છે સરસઈના ચમાર સત રોહીદાસનું. પાણું મેળ વગરનું છે.

## પીઠા ભગતનાં ભજનો

મેઘવાળ ભગત સાખે વાણુવી. ગામ ડેડરવા
(જિ. જૂનાગઢ)

હંસલા રાજા કાયા પડે તેને વાર નહિ
હંસલા તો વાટુ જોતી તારા વહાડની–હંસલા
આ રે કાયામાં ઊડણ ઊડ રે હાં
વાતો કરે વેપારની વેપારની
ચેતવણી તો કેની ન ચાલે
કારી ચાલે કીરતારની–હંસલા
ભવસાગરમાં રમવાને નીસર્યાં હાં
રમત રમો નિરધારની નિરધારની
સારા રમો તો સાહેબ નિવાજે
જીતી બાજી રખે હારની–હંસલા
ધાઈ ધૂતી ધન ભેગું રે કીધું રે હાં
માયાનો કોઈ પાર નહિ, પાર નહિ,
સગું કુટુંબ તારું વીંટીને બેઠું
આડું ફરે કોઈનો ભાર નહીં – હંસલા.
જુવો તેડાવી જોશ જોવરાવો રે હાં
ઓસડનો કોઈ પાર નહિ, પાર નહિ
પીઠો ભગત કહે સરવે પાંપળાં
હરિ વિના આધાર નહિ આધાર નહિ – હંસલા.

૨

કિયાં જઈ રે'શો રાત મારા,
બાળપણાના સાથી
રે જીવ હંસલા આતમ જીવડા
જઈ રે'શો રાત – રે જીવ.

[અનુ. પૃ. ૫૧૧

# પદ્ધરી છંદ

પ્રા. ડૉ. રમણીકલાલ છ. મારુ (ધ્રાંગધ્રા)

પદ્ધરી છંદનો ગુજરાતી કવિતામાં બહુ જ ઓછા પ્રમાણમાં–ભાગ્યે જ–પ્રયોગ થયો છે, પરંતુ અપભ્રંશ સાહિત્યમાં તે વપરાયો છે. કદાચ એ અપભ્રંશના વારસા રૂપે મળેલા આ છંદને ડિંગળના કવિઓએ પોતાની કવિતામાં સારા પ્રમાણમાં સ્થાન આપ્યું છે. આચાર્ય શ્રી હેમચંદ્રે 'છન્દોનુશાસન' ગ્રંથમાં એનો ઉલ્લેખ કર્યો છે. તેમાં તેનો નામ-નિર્દેશ पद्धति કે पद्धटिका શબ્દથી કરવામાં આવ્યો છે, જ્યારે ગુજરાતીમાં એને 'પદ્ધરી' તથા ડિંગળ–રચનાઓમાં તેમજ છંદોવિષયક ગ્રંથોમાં એને 'પધડી', 'પાધડી', 'પાદ્ધરી' અને 'પદ્ધરી' વગેરે નામોથી ઓળખાવવામાં આવેલ છે.

'છંદોનુશાસન'માં આચાર્ય હેમચંદ્રે આ છંદનું બંધારણ આપતાં લખ્યું છે કે ચાર ચતુષ્કલ સંધિઓ અને ચરણાંતે પ્રાસ યોજાયો હોય ત્યારે પદ્ધતિ કે પદ્ધટિકા છંદ બને. એમાં વિષમ ચતુષ્કલમાં 'જ'ગણ ન હોય અને અંત્ય ચતુષ્કલમાં 'જ'ગણ હોય, અથવા ચાર લઘુ વર્ણો હોય છે. અપભ્રંશ કવિતામાં આ જ બંધારણનું અનુસરણ કરવામાં આવ્યું છે.

ગુજરાતીમાં કવિશ્રી દલપતરામે આ છંદનું બંધારણ આ પ્રમાણે આપ્યું છે–

'પ્રતિચરણ સોળ માત્રા પ્રમાણ,
તે ચરણ અંત તો 'જ'ગણ આણ;
ત્રણ, ચક્ર, રુદ્ર, રત્ને જ તાલ,
પદ્ધરી છંદનો એ જ ઢાળ.'[1]

આ લક્ષણો પ્રમાણે જે છંદના પ્રત્યેક ચરણમાં ૧૬ માત્રા, અંતે 'જ'ગણ, ત્રણ–છ–અગિયાર અને ચૌદ માત્રાએ તાલ હોય એને પદ્ધરી છંદ કહેવાય.

સ્વ. દલપતરામ અને આચાર્ય હેમચંદ્રે આપેલાં લક્ષણોમાં તફાવતના નીચે મુજબ મુદ્દાઓ છે :

(૧) દલપતરામે ચરણને અંતે ચાર લઘુ આવવા જોઈએ એ વિકલ્પ આપ્યો નથી.

(૨) બન્નેની તાલયોજનામાં પણ તફાવત જોવા મળે છે. હેમચંદ્રે આપેલાં લક્ષણો મુજબ તાલ ૧–૫–૯ અને ૧૩ માત્રાએ આવે છે. જ્યારે દલપતરામે કહ્યા મુજબ ૩–૬–૧૧ અને ૧૪ માત્રાએ તાલ હોય છે.

(૩) હેમચંદ્રે આપેલ લક્ષણો પ્રમાણે બીજું ચતુષ્કલ બન્ને ગુરુ વર્ણોનું હોય છે જ્યારે દલપતરામને અનુસરીએ તો દ્વિતીય ચતુષ્કલમાં લગાલ અર્થાત્ જ ગણ પણ હોઈ શકે. જોકે દલપતરામે બધે સ્થળે દ્વિતીય ચતુષ્કલનું આ સ્વરૂપ સ્વીકાર્યું નથી.

ડિંગળ છંદો વિષયક ગ્રંથો પૈકી 'રઘુનાથ-રૂપક ગીતાં રો'માં આ છંદનાં લક્ષણોનો સીધો ઉલ્લેખ ક્યાંય કરવામાં આવ્યો નથી. પરંતુ પદ્ધરી છંદમાં લખાયેલા કેટલાક બીજા છંદોનાં બંધારણો મળે છે ખરાં. કિસનાજી આઢાએ 'રઘુવરજસ પ્રકાસ'માં આ છંદનાં લક્ષણો આપેલાં છે –

'અખ મત્ત સોળ યક જગણ અંત,
પાદ્ધરી છંદ કવિ જે પઢંત;
રાજાધિરાજ'' મારા જ રાંમ,
તે તાજ સીસ આલમ તમામ.'[2]

૧ કવિશ્રી દલપતરામ ડાહ્યાભાઈ–'દલપતપિંગળ' પૃ. ૧૪

૨. કિસનાજી આઢા : 'રઘુવરજસ પ્રકાસ' – પૃ. ૪૭

આ માપ મુજબ પ્રત્યેક ચરણમાં સોળ માત્રા અને ચરણાંતે 'જ'ગણ હોય તેવા છંદને પદ્ધરી -. પાદ્ધરી છંદ ગણવામાં આવ્યો છે.

સુપ્રસિદ્ધ ચારણ વિદ્વાન સ્વ. રાજકવિ શ્રી શંકરદાન દેથાએ આ છંદનું માપ આપતાં લખ્યું છે-'સોલ માત્રા અંત જગન સો પદ્ધરી છંદ.'[3]

આ રીતે દલપતરામ, કિસનાજી આઢા અને સ્વ. શંકરદાન દેથાએ આપેલાં લક્ષણોમાં સમાનતા છે. પરંતુ સ્વ. રા. વિ. પાઠક એમ માને છે કે દલપતરામનો પદ્ધરી છંદ પ્રાચીન અપભ્રંશ સાહિત્યમાં પ્રયુક્ત પદ્ધતિ કે પદ્ધટિકા છંદ નથી અને તેથી તેને પદ્ધરી છંદ એવું નામ પણ ન અપાય. શ્રી પાઠક દલપતરામના મતથી થોડા જુદા પડે છે અને અપભ્રંશનું બંધારણ સ્વીકારે છે.[4]

પ્રસ્તુત છંદના કેટલાંક ઉદાહરણો તપાસીએ :

કિસનાજી આઢાએ પદ્ધરી છંદનાં લક્ષણો આપી તેનું ઉદાહરણ આપ્યું છે –

'સીય બાંમ અંગ મુખ અગ્ર સેખ,
બજરંગ પાય સેવત બિસેખ;
ઈણ રૂપ ધ્યાંન નિજ અવધ ઈસ,
કર ભજન 'કિસન' નિસદિન કવીસ.'[5]

'રઘુનાથરૂપક ગીતાં રો' ગ્રંથમાં ભાખરી છંદનું બંધારણ આપતાં કવિ મંછે પદ્ધરી છંદનો પ્રયોગ કર્યો છે. આ છંદના ઉદાહરણ તરીકે એ પણ જોઈએ–

કર ચાર પંચ જીકાર મેલ,
મત ચવદૈ ફિર ગુરુ લઘુ સમેલ;
પંચવીસ કલા ઈક પદ પ્રબંધ,
સજ ચાર સાંકલી એમ સધ.
લખ પછૈ ફેર સિંહાવલોક,
ઝડ જિકણ છંદ વૈતાલ ઓક;
ગુણ મંછ ભાખરી એમ ગીત,
કર જિકણ માહિ રઘુનાથ કીત.

ઉપરનાં બન્ને ઉદાહરણોમાં આ છંદના તમામ લક્ષણો યથાતથ જળવાયાં છે.

કવિશ્રી સાંયાજી ઝૂલાએ 'અંગદવિષ્ટ' કાવ્યમાં રાવણની સભામાં બનતા પ્રસંગો વર્ણવતાં આ છંદ પ્રયોજ્યો છે. ટૂંકા ટૂંકા સંવાદોમાં સચોટ અસર નીપજાવવા માટે પણ એ સક્ષમ છે. પરંતુ સંવાદો કરતાં એનો વિશેષ પ્રયોગ વર્ણનો કરવામાં થયો છે. જેમ કે–

દહકંધ તણે વાજિંત્ર દાર
ઓળગે નતિ બોહણી અઢાર,
દહકંધ તણી દીવીઆં ઓહ,
સીચંત વાસ સુધા સમોહ. [૮]
ખંભિઆ પીઠ દો દો ખવાસ,
પૂરંત પાન બીડી ખવાસ,
ઓળવે ગણિજણ રાગઓઘ,
એકેક બેત કડખા અમોઘ. [૧૭][6]

ભૂચર મોરીના યુદ્ધવર્ણન પ્રસંગે સૈનિકોનું અને ઘોડાઓનું ઉત્તેજક અને ઉત્સાહસભર વર્ણન કરતાં કવિશ્રી માવદાનજી રતનુએ પણ 'વિભા વિલાસ'–માંથી પદ્ધરી છંદની કેટલીક કડીઓ ઉતારી છે–

ચોં હલીય લોહલંગર અસૂર,
કોમંડ હાથ કરકસ કરૂર;
અવળીરુ રોમ ભૂરા ઉતંગ,
જરદાંહ ભીડ ઓપત સજંગ,
ખોરાક આધ ભેંસા સખાય,
પીવંત ભઠિય મદછાક પાય;
કલબલી બોલ, પારસી કાય,
મંજરા ચખ્ય ચીબાસુખાય.

૩. સં : રાજકવિશ્રી શંકરદાન દેથા (લીંબડી) : 'શ્રી પાંડવ યશેન્દુ ચંદ્રિકા' – પૃ. ૬૮

૪. સ્વ. શ્રી રા. વિ. પાઠક : 'બૃહદ્ પિંગળ' – પૃ. ૩૭૪ – ૭૫.

૫. કિસનાજી આઢા : 'રઘુવરજસ પ્રકાસ' પૃ. ૪૭

૬ સં. પુષ્કર ચંદરવાકર : અંગદવિષ્ટ–પૃ. ૫ અને ૧૧

જરબાબ નીલ પહરણુ સજોય,
કરહી નિવાજ પાંચૂ સકોય;
રોમીસ, કેક આરબી રૂસ,
ખંધાર, ધાર, કાબલ ખરૂસ.

ઇરાન સેન તુરકાંન આય,
ફરકાંન હબસ મિરકાંન ફાય;
સુકરાન મેંછ સંધી મજાર,
હિલોળ થાટ લંગર હજાર.

થોપટાં હોઠ ભ્રુગુટી પ્રથૂલ,
હાલતા કળહ કરહે હથૂલ;
હેથાળ મેછ કેતા હલાય,
દીના સુકામ હળવદ આય (કડી ૧થી ૫)[૭]

૭ કવિશ્રી માવદાનજી ભીમજીભાઈ : રતનુઃ 'યદુવંશ પ્રકાશ અને જામનગરનો ઈતિહાસ'–પૃ–૨૦૭

આ જ પ્રસંગે આ જ ગ્રંથમાં પૃ. ૨૧૦ ઉપર ઘોડાઓના વર્ણનમાં પણ પદ્ધરી છંદ પ્રયોજાયો છે. 'પૃથુરાજરાસા'માં પણ આ છંદનો પ્રયોગ મળે છે.

આ રીતે વ્રજભાષા તથા ડિંગળ સાહિત્યમાં આ છંદ ખાસ કરીને વર્ણનોના પ્રસંગે સારા પ્રમાણમાં વપરાયો છે. દલપતરામે આ છંદનું લક્ષણ આપતાં અપભ્રંશ કાવ્યોમાં પ્રયુક્ત છંદ કરતાં ભિન્ન આપ્યું છે આથી શ્રી રા. વિ. પાઠક એમ માને છે કે કદાચ દલપતરામે પ્રાચીન હિન્દી સાહિત્યને આધારે આ છંદનાં લક્ષણો આપ્યાં હોય.[૮] દલપતરામે વ્રજભાષામાં કાવ્યો પણ લખ્યાં છે અને એ ભાષા સાહિત્યનાં તેઓ સારા અભ્યાસી છે એટલે આમ બનવાનો સંભવ રહે છે.

૮ સ્વ. રા.વિ. પાઠક 'બૃહદ્ પિંગળ'–પૃ ૩૭૫

# જામનગર ડીસ્ટ્રીક્ટ કો-ઓપરેટીવ બેંક લી.

**સહકાર ભવન, રણજીત રોડ, જામનગર**

## -: બેન્કની વિવિધ થાપણ યોજનાઓ :-

### ૦ ઇનામી થાપણ યોજના :

બેંકની રિદ્ધિ સિદ્ધિ બચત થાપણ યોજના હેઠળ રૂા. ૧૦૦/- રોકી બચત ખાતાના ધોરણે સાડા પાંચ ટકાનું વ્યાજ મેળવવાની સાથે દર છ માસે યોજાતા રૂા. ૩૫,૦૦૦/-ના ઈનામી ડ્રો માંથી ૧૦૪ ઈનામો પૈકીનું કોઇપણ ઇનામ મેળવવા પાત્ર બનશે - પ્રથમ ઈનામ રૂપિયા દસ હજાર.

### ૦ અક્ષયનિધિ ભેટ થાપણ યોજના :

આ થાપણ યોજના હેઠળ રૂા. ૫૦૦/- નેવું માસની મુદત માટે રોકનાર થાપણદારને રકમ મુકતાની સાથે જ સ્ટીલની થાળી, વાટકો, તથા ગ્લાસ ભેટ આપવામાં આવશે અને મુદત પૂરી થયે રૂા. ૧૦૦૦/- પરત મળશે.

### ૦ બાંધી મુદત ભેટ થાપણ યોજના :

રૂા. ૫૦૦/- એકસાઈઠ માસની મુદત માટે બાંધી મુદત થાપણ યોજના હેઠળ મુકનાર થાપણદારને રકમ મુકતાની સાથે સ્ટીલનો થાળી, વાટકો તથા ગ્લાસ ભેટ આપવામાં આવશે - મુદત પૂરી થયે રૂા. ૭૫૦/- પરત મળશે.

### ૦ વિમાથી સુરક્ષિત :

આ બેંકમાં રોકવામાં આવેલ પ્રત્યેક થાપણદારની થાપણ રૂા. ૩૦,૦૦૦/- સુધીની મર્યાદામાં વિમાથી સુરક્ષિત છે.

સંસ્થાઓ - ટ્રસ્ટ વગેરેની થાપણો પણ ઉપરોકત યોજના હેઠળ સ્વીકારવામાં આવે છે.
જિલ્લામાં બેંકની ૩૨ પૈકી કોઈપણ કચેરીનો સંપર્ક સાધો.

**બી. કે. કોઠારી**
જનરલ મેનેજર

"વિના સહકાર નહિ ઉદ્ધાર"

# શ્રી રાજુલા તાલુકા સહકારી ખરીદ વેચાણ સંઘ લી.

પો. બો. નં. ૧૭, ટાવર પાસે, રાજુલા સીટી (જી. અમરેલી)

"રજત જયંતિ વર્ષ"

તાર : "સહકાર"

નોંધણી ક્રમાંક: ૧૫૩૬
તા. ૧૦-૫-૧૯૫૬
(ઓડીટ વર્ગ અ)

ટેલિફોન: મુખ્ય ઓફીસ ૩૮
સીધી ખરીદી વિભાગ ૧૩૮
પ્રમુખ નિવાસસ્થાન ૧૨૩
મેનેજરશ્રી નિવાસસ્થાન ૧૪૮

| | |
|---|---|
| શેર ભંડોળ રૂ. | ૨,૮૪,૧૦૦=૦૦ |
| અનામત તથા અન્ય ભંડોળ રૂ. | ૧૨,૬૫,૬૬૭=૫૪ |
| થાપણો રૂ. | ૯,૬૪,૬૪૩=૪૦ |
| સભાસદ સંખ્યા- | ૨૨૩ |

: વ્યવસ્થાપક કમીટી મંડળ :

| | |
|---|---|
| શ્રી પીઠાભાઇ ડાહ્યાભાઇ | ઉપપ્રમુખ |
| શ્રી કરશનભાઇ ભગવાનભાઇ પટેલ | સભ્ય |
| ,, લાખાભાઈ મેઘજીભાઇ પટેલ | ,, |
| ,, રાણાભાઇ ગોવીંદભાઇ | ,, |
| ,, નાનાભાઈ સગાળભાઇ | ,, |
| ,, દયાળભાઇ ગોવિંદભાઇ પટેલ | ,, |
| ,, ભીમજીભાઇ લાખાભાઇ પટેલ | ,, |
| ,, પરશોતમભાઇ રામભાઈ પટેલ | ,, |
| ,, બાલુભાઈ ભાભાભાઇ | ,, |
| ,, ભીખાભાઇ હુણાભાઈ | ,, |
| ,, પાતાભાઇ જીવાભાઇ | ,, |
| ,, જમાલખાંભાઈ મુરાદખાંભાઇ પઠાણ | ,, |
| મોહનભાઇ નાનજીભાઇ પટેલ | બેંક પ્રતિનિધિ |
| ઓધવજીભાઇ કે. વાળા | મેનેજર |

# શ્રી તાલાલા તાલુકા સહકારી ખાંડ ઉદ્યોગ મંડળી લીમીટેડ, તાલાલા (ગીર)

**જીલ્લો જુનાગઢ (ગુજરાત રાજ્ય)**

ઉત્પાદક સભાસદ સંખ્યા : ૬૬૨૮

સભ્યોનું શેર ભંડોળ : રૂા. ૬૫ લાખ

ગુજરાત સરકારશ્રીનો શેર ફાળો : રૂા. ૧૬૦ લાખ

: કાર્યક્ષેત્ર :

તાલાલાથી ૨૦ માઈલની ત્રિજ્યામાં આવરતો વિસ્તાર જેમાં તાલાલા, વેરાવળ, માળિયા (હાટીના), કેશોદ, મેંદરડા, તાલુકાના ત્રિજ્યામાં આવર્તિત ગામડાનો સમાવેશ થાય છે.

| એચ. એસ. શાહ | નારણભાઈ લાલાભાઈ મીંજરોલા | દેવસીભાઈ નારણભાઈ સોલંકી (બાબુભાઈ) |
|---|---|---|
| મેનેજીંગ ડીરેક્ટર | વાઈસ-ચેરમેન | ચેરમેન |

# શ્રી ગોંડલ નગરપાલિકા

## જાહેર—વિજ્ઞપ્તિ

૧. ગોંડલ ઔદ્યોગિક રીતે વિકસતું શહેર છે અને નગરપાલિકા નવા ઉદ્યોગો સ્થાપવા ઉદ્યોગપતિઓને આવકારે છે.

૨. નગરપાલિકાના કરવેરા નિયમિતરીતે ભરપાઇ કરો.

૩. જન્મની નોંધણી દિવસ–૭–સાતમાં અને મરણની નોંધણી દિવસ–૩–ત્રણમાં નગરપાલિકા કચેરીમાં કરાવી લેવાનું કાયદાથી ફરજિયાત છે.

૪. બાળકોના સ્વાસ્થ્યની સુરક્ષા માટે પોલિયો – વેકસિન ત્રિગુણીરસી વિ. માટે નગરપાલિકા સંચાલિત માતા બાળકલ્યાણ કેન્દ્રની અવશ્ય મુલાકાત લ્યો.

૫. સ્વચ્છતા જાળવવામાં સહાયરૂપ બનો.

૬. નગરપાલિકાની મિલ્કત જનતાની મિલકત છે તેને નુકસાન ન કરો.

૭. રાષ્ટ્રની પ્રગતિ અને સમૃદ્ધજીવન માટે વધુ વૃક્ષ વાવો.

૮. સુખી અને સમૃદ્ધ "કુટુમ્બ કલ્યાણકેન્દ્ર"ની મુલાકાત લ્યો.

૯. નગરપાલિકાની ધોરણસર પરવાનગી મેળવ્યા પછી જ ચણતરકામ કરવું કરાવવું અને પૂરું થયે તુરત જ નગરપાલિકાને લેખિત જાણ કરવા વિનંતી છે.

૧૦. નગરપાલિકા, નગરજનોની વિજ્ઞપ્તિ પરત્વે ખૂબ જ લક્ષ આપો.

**ગોંડલ. તારીખ ૧૭-૭-૧૯૮૨**

| | | | |
|---|---|---|---|
| ચીફ ઓફીસર | **વિજયકુમાર ત્રિવેદી** | **પી. આર. જાડેજા** | **જી એસ. દેસાઇ** |
| નગરપાલિકા | ચેરમેન | ઉપપ્રમુખ | પ્રમુખ |
| ગોંડલ | નગરપાલિકા, ગોંડલ. | નગરપાલિકા, ગોંડલ | નગરપાલિકા, ગોંડલ |



# ગણેશ હાઉસીંગ કોર્પોરેશન

ફોન - ૩૮૨૫૭૫, ૩૮૨૭૦૭

પથ્થર કૂવા : પેટ્રોલ પંપની બાજુમાં
રીલીફ રોડ : અમદાવાદ

✻✻✻✻✻-✻✻✻✻✻✻✻✻✻✻✻✻✻✻✻✻✻✻✻✻✻✻✻✻✻✻✻✻✻✻

# જિલ્લાની વિકાસ કુચમાં ભાગીદાર બનીએ

(૧) જિલ્લાની કલ્યાણકારી પ્રવૃત્તિઓમાં તન, મન, અને ધનથી સહકાર આપીએ.

(૨) જિલ્લા આયોજન મંડળે ઉપાડેલી, વિવેકાધીન તથા પ્રોત્સાહક ગ્રાન્ટની અનેકવિધ ગ્રામવિકાસ પ્રવૃત્તિઓ તેમજ નાની બચત પ્રોત્સાહક ગ્રાન્ટની યોજનાઓ પૂર્ણ કરવા આપણો સહકાર આપીએ.

(૩) સમાજના નબળા વર્ગને ન્યુનતમ જરૂરિયાતો પૂરી પાડવાના અને તેમને માટે રહેણાંક ઊભા કરવાના કાર્યને સફળ બનાવીએ.

(૪) રાષ્ટ્રના વિકાસ માટે નાની બચત યોજનાની સફળતા માટે ભાગીદાર બનીએ, "કુટુંબ-કલ્યાણ, અસ્પૃશ્યતા નિવારણ" વિગેરે પાયાના કાર્યક્રમોની સફળતા માટે પૂરા સહકાર આપીએ.

(૫) જિલ્લા પંચાયતની અન્ય કલ્યાણકારી પ્રવૃત્તિઓમાં હાર્દિક સાથ અને સહકાર આપી જિલ્લાનો વિકાસ સાધીએ.

(જિલ્લા પંચાયત જામનગર તરફથી)

# ભવાની ટ્રેક્ટર પ્લાઉ

આશ્રમ રોડ

**અમદાવાદ**

ટે. નં. ૭૮૯૭૪
૭૭૧૫૪



ફેક્ટરી

**ભવાની એસ્ટેટ : સરખેજ**

ટે. નં. ૪૧૦૩૯૬

ડૉ. જીવરાજ મહેતા સ્મારક ટ્રસ્ટ પ્રકાશન વિભાગ 'ઊર્મિ નવરચના' તરફથી
પ્રગટ થઇ ચૂકી છે
'આરોગ્ય ગ્રંથમાળાની પહેલી સસ્તી પુસ્તિકા

# મેથીની ચા પીઓ

લેખક : બાલકૃષ્ણ વૈદ્ય

કાર્યાલય ઉપરથી ૨૫ પૈસામાં મળશે. બહારગામથી મગાવનારે ૪૦ પૈસાની ટિકિટ બીડવી.

## પ્રાપ્તિસ્થાનો

૧. સોરઠ ક્ષયનિવારણ સમિતિ
અક્ષયગઢ ( શોદ) ૩૬૨ ૨૨૯
(જિ. જૂનાગઢ)

૨. ડૉ. જીવરાજ મહેતા સ્મારક ટ્રસ્ટ
જીવરાજ ભુવન, અમરેલી : ૩૬૪ ૬૦૧

૩. ડૉ. જીવરાજ મહેતા સ્મારક ટ્રસ્ટ, આરોગ્યધામ,
અમદાવાદ . ૩૮૦ ૦૦૭

૪. ડૉ. જીવરાજ મહેતા સ્મારક ટ્રસ્ટ, નટવરલાલ
શામળદાસ એન્ડ કું. ૯૪, નગીનદાસ
માસ્તર રોડ મુંબઈ - ૪૦૦ ૮૨૩

૫. ડૉ જીવરાજ મહેતા સ્મારક ટ્રસ્ટ
કલ્યાણધામ : ચાવંડ : ૩૬૪ ૪૩૫
(તા ઢાઢી : જિ. અમરેલી)

૬. રૂપયતન (ગિરિતળેટી)
જૂનાગઢ

૭ કસ્તુરબા કન્યા છાત્રાલય, દિલાવરનગર
વંથળી : ૩૬૨ ૨૧૦ (જિ. જૂનાગઢ)

૮ શ્રી બાલકૃષ્ણ વૈદ્ય ચાંદીબજાર : જામનગર

૯ ઊર્મિનવરચના કાર્યાલય
૧૩ જાગનાથ પ્લોટ : રાજકોટ — ૧

---

# ઊર્મિ નવરચનાના વિક્રમશીલ વિશેષાંકો
# લોકસાહિત્યનો અપૂર્વ રસથાળ

| | | | |
|---|---|---|---|
| ૧ – લોકસાહિત્યમા સિંહ | રૂા. ૨૦ ૦૦ | ૬ – ખાંભી અને પાળિયા | રૂા. ૨૦–૦૦ |
| ૨ – લોકસાહિત્યમા નદી | રૂા. ૨૦–૦૦ | ૭ – દુહો દસમો વેદ | રૂા. ૨૦–૦૦ |
| ૩ – લોકસાહિત્યમા પક્ષીઓ | રૂા. ૨૦–૦૦ | ૮ – મેઘાણી સ્મૃતિ અંક | રૂા. ૧૦–૦૦ |
| ૪ – લોકસાહિત્યને કકાર | રૂા. ૨૦–૦૦ | ૯– વનપ્રવેશ વિશેષાંક | રૂા. ૨૦–૦૦ |
| ૫ – સૌરાષ્ટ્રની ધર્મસાધના | રૂા ૨૦–૦૦ | ૧૦ – ઇશ્વરભાઇ સ્મૃતિ અંક | રૂા. ૧૦–૦૦ |

છૂટક અંક મગાવનારે પૂરી કિંમત ઉપરાંત પોસ્ટેજના ચાર રૂપિયા વિશેષ મોકલવા. વી.પી.થી અંકો મોકલાતા નથી જૂજ અંકો બાકી રહ્યા છે. કાર્યાલય ઉપરથી પણ મળી શકશે.

'ઊર્મિ નવરચના' ૧૩, જાગનાથ પ્લોટ : રાજકોટ – ૩૬૦ ૦૦૧

Oormy Navrachana Rajkot-1 (Oct.-'82) કિ રૂા. ૩-૦૦ Regd. No.G-RJ-82

# ઊર્મિ નવરચના

આદ્યતંત્રી: સ્વ ઈશ્વરલાલ મૉ. દવે — તંત્રી : જયમલ્લ પરમાર

વર્ષ–૫૩ : અંક ૮ — સળંગ અંક : ૬૩૨ — નવેમ્બર : ૧૯૮૨

ડૉ. જીવરાજ મહેતા સ્મારક ટ્રસ્ટ પ્રકાશન



"સત્યનો વિજય છે, જ્યાં નીતિ છે ત્યાં
નારાયણ ભગવાનનો વાસ છે."

# મનુભાઈ રજનીકાંત શ્રોફ

શ્રોફ એન્ડ ફાઇનાન્સિયર
તથા
શ્રી સાંઇબાબા આંગડિયા સર્વિસ
ડિવિ. ઓફિસ

પંચહાટડી, મહાલક્ષ્મી સ્ટ્રીટ, જૂનાગઢ પીન : ૩૬૨૦૦૧. ફોન : ૧૭૧૯
શાખાઓ : કેશોદ, વેરાવળ, ઉના, કોડીનાર, દિવ.
H. O. રીલીફરોડ પથ્થર કુવા, અમદાવાદ ફોન ; ૨૪૦૧૬; ૨૬૮૫૮

| ફીક્સ | ૩ માસ | ૬ માસ | ૯ માસ | ૧ વર્ષ | ૨ વર્ષ |
|---|---|---|---|---|---|
| | ૯% | ૧૦% | ૧૧% | ૧૨% | ૧૫% |

નોંધ : રૂા. ૧૦૦૦/- ઉપરની ફીક્સ્ડ પર દર માસે વ્યાજ આપવામાં આવે છે.

## "શુભલક્ષ્મી"

| | | | | | |
|---|---|---|---|---|---|
| રોકાણ રૂા. | ૧૦૦/- | ૫૦૦/- | ૧૦૦૦/- | ૨૦૦૦/- | ૫૦૦૦/- |
| પાંચ વર્ષને અંતે | ૨૦૦/- | ૧૦૦૦/- | ૨૦૦૦/- | ૪૦૦૦/- | ૧૦,૦૦૦/- |

**આ યોજનામાં વચ્ચે વ્યાજ મળશે નહીં.**

કરન્ટ એકાઉન્ટ : ૭%
સેવિંગ્સ એકાઉન્ટ : ૯% આપની નાની યા મોટી રકમ સેવિંગ્સ ખાતામાં જમા કરાવો, ઉપાડ માટે હુંડીની સગવડ.

ગુજરાત, કચ્છ, મહારાષ્ટ્રના લગભગ દરેક શહેરો પર ડ્રાફ્ટ કાઢી આપવામાં આવે છે, તથા આપના બહારથી આવતા માલની હુંડી, બીલ્ટી અમારા મારફત મંગાવી, અમારી અમૂલ્ય સેવાનો લાભ લઈ શકો છો.

[ઉપરોક્ત ૧૩ વર્ષ જૂની ૧૧૭ શાખા ધરાવતી અગ્રગણ્ય સંસ્થામાં આપના નાણાં રોકી નિશ્ચિંત બનો.]

બેંકીંગનાં તમામ કામ માટે આ શ્રોફને આપની બનાવવા વિનંતી.
સહકાર બદલ આભાર

-: વધુ વિગત માટે રૂબરૂ સંપર્ક સાધો :-

પ્રોપ્રાઈટર :
**શ્રી આર. એન. દેસાઇ**

મેનેજર
**શ્રી દિલીપભાઈ ભીંડે**

# ભવાની ટ્રેક્ટર પ્લાઉ

આશ્રમ રોડ

**અમદાવાદ**

ટે. નં. ૭૮૯૭૪
૭૭૧૫૪



ફેક્ટરી

**ભવાની એસ્ટેટ : સરખેજ**

ટે. નં. ૪૧૦૩૯૬

✻✻✻✻✻✻✻✻✻✻✻-✻✻✻✻✻✻✻✻✻✻✻✻✻✻-✻✻✻✻✻✻✻✻

# ખાદી ગ્રામોદ્યોગ સંઘ



## સંસ્થાની પ્રવૃત્તિઓ

૧– સમન્વય, રાજકોટ–જેમાં સુથારી, લુહારી, ઉદ્યોગ, ચર્મોદ્યોગ, તેલઘાણી ઉદ્યોગ, પોલીવસ્ત્ર, કંતાઈ ઉદ્યોગ તથા ગુજરાતમાં એક માત્ર 'કુટીર' ટોઈલેટ સાબુનું ઉત્પાદન કરે છે.

૨– જરી–રેશમ કેન્દ્ર, સુરત–કૃત્રિમ જરી તેમ જ રેશમના ઉત્પાદક.

–૩ ગ્રામશિલ્પ, અમદાવાદ–ખાદી તેમ જ ગ્રામોદ્યોગની વસ્તુઓનું વેચાણકેન્દ્ર.

૪– ચર્મશિલ્પ, અમદાવાદ–ચર્મોદ્યોગની તમામ પ્રકારની ચીજો વેચનાર.

૫– ખાદી ઉત્પત્તિ–વેચાણ કેન્દ્ર, સુરેન્દ્રનગર:– ખાદી ઉત્પત્તિ કેન્દ્ર, જેના દ્વારા લગભગ ૫૦ જેટલાં વણકર કુટુંબો તથા ૨૦૦ કાંતનારાઓને રોજી મળે છે.

૬– પોલીવસ્ત્ર ઉત્પાદન કેન્દ્ર, વાંકાનેર.

૭– અંબર કેન્દ્ર, ખેડીપરા, રાજકોટ, ધીયાવડ, પડધરી. પોલીવસ્ત્ર તેમ જ અંબર કેન્દ્રો દ્વારા લગભગ ૧૫૦ જેટલી બહેનોને રોજી મળે છે.

'સમન્વય' : જયંત સોસાયટી : અવડી પ્લોટ
રાજકોટ–૩૬૦ ૦૦૪



# નટવરલાલ શામળદાસ એન્ડ કું.

૯૪, નગીનદાસ માસ્તર રોડ

મુંબઈ-૪૦૦ ૦૨૩

ના સૌજન્યથી

# જિલ્લાની વિકાસ કુચમાં ભાગીદાર બનીએ

(૧) જિલ્લાની કલ્યાણકારી પ્રવૃત્તિઓમાં તન, મન, અને ધનથી સહકાર આપીએ.

(૨) જિલ્લા આયોજન મંડળે ઉપાડેલી, વિવેકાધીન તથા પ્રોત્સાહક ગ્રાન્ટની અનેકવિધ ગ્રામવિકાસ પ્રવૃત્તિઓ તેમજ નાની બચત પ્રોત્સાહક ગ્રાન્ટની યોજનાઓ પૂર્ણ કરવા આપણો સહકાર આપીએ.

(૩) સમાજના નબળા વર્ગને ન્યુનતમ જરૂરિયાતો પૂરી પાડવાના અને તેમને માટે રહેણાંક ઊભા કરવાના કાર્યને સફળ બનાવીએ.

(૪) રાષ્ટ્રના વિકાસ માટે નાની બચત યોજનાની સફળતા માટે ભાગીદાર બનીએ, "કુટુંબ-કલ્યાણ, અસ્પૃશ્યતા નિવારણ" વિગેરે પાયાના કાર્યક્રમોની સફળતા માટે પૂરો સહકાર આપીએ.

(૫) જિલ્લા પંચાયતની અન્ય કલ્યાણકારી પ્રવૃત્તિઓમાં હાર્દિક સાથ અને સહકાર આપી જિલ્લાનો વિકાસ સાધીએ.

(જિલ્લા પંચાયત જામનગર-તરફથી)

## દોસ્તી—જીવનનું ધાવણ

દોસ્તી વિષે એક વાકયમાં એક વિદ્વાને લખેલું કે 'જો તમારે દુશ્મનો જોઈતા હોય તો બીજાથી ચપળ થઈ ને ટપી જાઓ. પણ જો તમારે મિત્રો જોઈતા હોય તો તેને તમારાથી આગળ થઈ જવા દો." આ સ્વાર્થાત્મક જગતમાં પૈસા બનાવવા સહેલા છે પણ મિત્ર બનાવવા અઘરા છે. પૈસાથી દોસ્ત ખરીદી શકાતો નથી. પૈસાથી ખરીદાયેલો દોસ્ત વધુ પૈસાથી ખરીદાઈ જાય છે. ખલિલ જીબ્રાન જેવા ફિલસૂફે કહ્યું છે કે, "કશુંક આપવાથી મિત્ર બનતો નથી. તમારી માલિકીની કોઈ ચીજ આપો તેનાથી મિત્ર બનાવી શકાતો નથી. તમે નિષ્ઠાપૂર્વક તમારી આખી જાત આપો ત્યારે જ સાચો મિત્ર મળે છે." વિલિયમ થેકરે જેવા વિદ્વાને મિત્રોનાં મૂલ્યો વિષે કહેલું છે, "આ જગતમાં આપણે એકલા જ છીએ. જો કદાચ તમને સ્નેહ કરનારો મિત્ર મળી જાય તો તેને વળગી રહો અને ભગવાનનો આભાર માનો."

પણ બધાને સાચા મિત્રો મળતાં નથી. ખરો મિત્ર મળવા માટે પોતે ખરા બનવું જોઈએ. સાચો મિત્ર એ જ છે જ્યારે આખી દુનિયા છોડીને ચાલી જાય ત્યારે મિત્ર તમારી પાસે આવે છે. મારી દૃષ્ટિએ સાચો મિત્ર એ છે કે આપણી મૂંઝવણ અને નિરાશામાં કંઈ સલાહ આપવાને બદલે આપણી સાથે શાંતિથી બોલ્યા વગર એક કલાક ગાળે છે.

('ભૂમિપુત્ર'માંથી)

# ડૉ. જીવરાજ મહેતા સ્મારક ટ્રસ્ટ પ્રકાશન
# ઊર્મિનવરચના

સલાહકાર સમિતિ :
શ્રી રતુભાઈ અદાણી
વૈદ્ય શ્રી બાલકૃષ્ણ દવે
શ્રી રતિભાઈ અંધારિયા
શ્રી ધીરેનભાઈ ગાંધી

*

ડૉ. જીવરાજ મહેતા સ્મારક ટ્રસ્ટ
જીવરાજ ભુવન
અમરેલી – ૩૬૪૬૦૧

*

ડૉ. જીવરાજ મહેતા સ્મારક ટ્રસ્ટ
કલ્યાણધામ મુ. ચાવંડ ૩૬૪૪૩૫
(તા. લાઠી : જિ. અમરેલી)

*

ડૉ. જીવરાજ મહેતા સ્મારક ટ્રસ્ટ
આરોગ્યધામ
અમદાવાદ–૩૮૦૦૦૭

*

ડૉ. જીવરાજ મહેતા સ્મારક ટ્રસ્ટ
નટવરલાલ શામળદાસ એન્ડ કું.
૯૪, નગીનદાસ માસ્તર રોડ
ટે. નં. ૨૭૪૨૨૧
મુંબઈ – ૪૦૦૦૨૩

*

'ઊર્મિનવરચના'
ટેલીફોન નં. ૨૪૩૭૨
૧૩, જાગનાથ પ્લોટ, રાજકોટ
Delhi office –
Phone – 615072
Navinchandra B. Shah
98 Ravindra Nagar
NEW DELHI-110003

## વર્ષાભિનંદન

નૂતન વર્ષનાં ઊર્મિનવરચનાના લેખકોને, શુભેચ્છકોને, સહાયકોને, ગ્રાહકોને, વિજ્ઞાપકોને, વાચકોને, સ્નેહીઓને અને સંબંધીઓને નવું વર્ષ સર્વ રીતે સુખી નીવડો એવી અંતરની અભિલાષા સાથે....



જીવરાજ મહેતા સ્મારક ટ્રસ્ટ વતી મુદ્રક અને પ્રકાશક : રાજુલ ઈ. દવે ૧૩, જાગનાથ પ્લોટ, રાજકોટ–૧
મુદ્રણ સ્થાન : સુરૂપ મુદ્રિકા, ડૉ. યાજ્ઞિક રોડ, કન્યા છાત્રાલય સામે, રેસકોર્સ રોડ, રાજકોટ–૧

ઊર્મિ નવરચના

તંત્રી : જયમલ્લ પરમાર

નવેમ્બર '૮૨ : વર્ષ : ૫૩ : અંક : ૮ : સળંગ અંક : ૬૩૨



*

## જાહેરખબરો આપનારાઓને વિનંતી

જાહેરખબરના ચેક, ડ્રાફ્ટ કે મનીઓર્ડર 'ઊર્મિનવરચના'ના નામે ભરી મોકલવાં.

## ગ્રાહકોને નોંધ લેવા વિનંતી

દર માસની પહેલી તારીખે અંક પ્રગટ થાય છે.

* ગ્રાહકોને અંક આઠ દિવસ સુધીમાં ન મળે તો તે વિભાગની પોસ્ટ ઓફિસે ફરિયાદ કર્યા બાદ કાર્યાલયને નકલ મોકલવી. અંક સિલિકમાં હશે તો જ મોકલાશે.

સરનામું બદલાયાની ખબર અંકની પ્રસિદ્ધિ પહેલાં પંદર દિવસે ગ્રાહક નંબર સાથે કાર્યાલયને પહોંચાડવી.

'ઊર્મિનવરચના'ના લવાજમના દર

વાર્ષિક–દેશમાં રૂા. ૩૦–૦૦

વાર્ષિક–પરદેશમાં રૂા. ૭૫–૦૦

**લેખકોને—**

લેખ, વાર્તા કે કવિતા વગેરે ન સ્વીકારાતાં પરત મેળવવા ઈચ્છનારે જરૂરી ટિકિટ સાથે જ બીડવી.

* આ માસિકમાં પ્રસિદ્ધ થતા વિચારો જે તે લેખકોના હોય છે. તંત્રી તે વિચારમાં સંમત જ હોય તેવું માનવું નહિ.

**એજન્ટોને—**

* 'ઊર્મિનવરચના'ના વેચાણ અને ગ્રાહકો અંગેનો પત્રવ્યવહાર નીચેના સરનામે કરવો.

ફોન નં. ૨૪૩૭૨

ઊર્મિનવરચના કાર્યાલય

૧૩, જાગનાથ પ્લોટ

રાજકોટ ૩૬૦ ૦૦૧ (જિ. રાજકોટ)

## બાંસૂરી

(ભજન)

પાદર પ્રવેશ્યો
હજૂ મારે દૂરમાં છે ગામ,
બાંસૂરી સુણું છું
ત્હારી મનમીઠી શ્યામ !
દૂર મારે છે ગામ !

શ્રવણ સાબદા તો
સુણીને પારખું સીતારામ
નહિ તો બાંસૂરી જીવનજંગલને નકામ;
દૂર મારે છે ગામ !

હો ! અલેક વધાવું
આતમનર કરી સકામ;
બાંસૂરીધારીને "પારખું"
હૈયે ધરીને હામ;
દૂર મારે છે ગામ !

હો ! પાદરે પડયો છું
શ્યામ ! મૂકી તમામની મામ;
સુણન્તા બાંસૂરી
ધરે મને ધ્યાનનો હો જામ;
દૂર મારે છે ગામ !

પોરબંદર — સુધાંશુ

✻

## રુઝાતો નથી

ગઝલ

છો બાલહસ્તે આયનો,
આ સૂર્ય મૂંઝાતો નથી.

યુગો થયા ઝંઝા સતત
આ દીપ બુઝાતો નથી.

ઝૂલે હજી રવ ક્રિચૂડનો
આ લોહ ઊંજાતો નથી.

પાષાણુ ના એથી જ તો,
આ દેવ પુજાતો નથી !

જ્વાલામુખી હર રોમમાં,
આ શ્વાસ ખૂંજાતો નથી.

—છૂટટો પડયાની પીડનો
આ ઘાવ રુઝાતો નથી.

— મનહર ચરાડવા

✻

## ગીત

આજ આંખોમાં લહલહતા ઘાસ
હો રાજ મારે ઘેર આવજો
લિંપ્યો છાતીમાં લીલો અજવાસ
હો રાજ મારે ઘેર આવજો

આજ ટોડલે ઝળુંબ્યું આકાશ
હો રાજ મારે ઘેર આવજો
મારે રોમરોમ ટહૂકે ભીનાશ
હો રાજ મારે ઘેર આવજો

આજ ગોકુળમાં વીંઝાશે કાળ
હો રાજ મારે ઘેર આવજો
અને ડેલીને લૂમઝૂમ ડાળ
હો રાજ મારે ઘેર આવજો

આજ ચૂંદડીએ ગૂંથી છે રાત
હો રાજ મારે ઘેર આવજો
એને ફૂટી છે વરસાદી ભાત
હો રાજ મારે ઘેર આવજો

આજ ટહૂકે છે હિંડોળાખાટ
હો રાજ મારે ઘેર આવજો
પીએ કમખાના મોર તારી વાટ
હો રાજ મારે ઘેર આવજો

રાજકોટ - એસ. એસ. રાહી

# આરઝી હકૂમતનો મુલ્કી વહીવટ

(સોરઠની લોકક્રાન્તિનાં વહેણુ અને વમળ : હપ્તો ૨૫ મો) રતુભાઈ અદાણી

મારી જીપની આગલી બેઠકમાં મેં એવી રીતે સાંકળ જડાવેલી કે ચડતી ઉતરતી વખતે એ સંકેલી લેવાય અને ચાલતી જીપે એ સાંકળનો આધાર લઈને ઝોલાં ખાવાં હોય તો ખાઈ શકાય. પડવા, ગબડવાનું લેશ માત્ર જોખમ નહીં.

રાજકોટથી આ જીપમાં રવાના થઈ સાંકળના સહારે બેઠાં બેઠાં ઊંઘ લઈને હું કુંકાવાવ પહોંચ્યો ત્યારે ભળકડું થવાને બહુ સમય ન હતો.

છાવણીના દરવાજે અને શસ્ત્રાગાર ઉપર સંત્રીઓ ટહેલી રહ્યા હતા. બીજા સાથીઓ મેદાનમાં કે મકાનની પરશાળમાં ઘસઘસાટ ઊંઘીને છેલ્લા ત્રણ દિવસનો થાક ઉતારી રહ્યા હતા.

સવાર થયું. અમરાપુરથી પ્રેમચંદભાઈ અને જસુભાઈનો સવારે અમરાપુર અચૂક આવી જવા માટેનો સંદેશો મળ્યો. એટલે તૈયાર થઈને હું અમરાપુર જવા રવાના થયો.

પ્રેમચંદભાઈએ આરઝી હકૂમતના મુખ્ય વહીવટી અધિકારી તરીકે વ્યવસ્થિત રીતે એમની કામગીરીનો આરંભ કરી દીધો હતો. એમનું સૌ પ્રથમ ધ્યાન ગયું અમરાપુરની ઠાંસોઠાંસ ભરાઈ ગયેલી જેલ ઉપર. એમને લાગ્યું કે જેમને કેદ કરવામાં આવેલ છે, એ બધી વ્યક્તિઓ નવાબ-તરફી કે જોખમી ન પણ હોય. આવી વ્યક્તિઓને જેલમાં રાખીને એમને ખવરાવવા, પીવરાવવા, સાચવવાનો બોજો શા માટે વેંઢારવો જોઈએ ? એમને વહેલી તકે મુક્ત કરી દેવા જોઈએ. પણ એમને એમ મુક્ત કરી ન દેવાય. એ માટે ખુલ્લી કોર્ટ યોજી, બધા કેદીઓને કોર્ટમાં તપાસી, મુક્ત કરવા જેવા કેદીઓને મુક્ત કરવા.

જસુભાઈ, અનોપચંદભાઈ, શશીભાઈ, અને અન્ય સાથીઓની મદદથી એમણે દરેક કેદીની ચાલચલગત અંગે પૂરી વિગતો મેળવી લીધી. કોઈ માથાભારે માણસની હાજરીમાં એની વિરુદ્ધ અભિપ્રાય આપવાની કોઈ હિંમત ન કરે. એટલે પ્રેમચંદભાઈએ આરઝી હકૂમતની છાવણીમાં ગામના એક પછી એક આગેવાનોને બોલાવી, કેદીઓ અંગે જરૂરી પૂછપરછ કરીને નોંધ કરી લીધી. બીજા ગામોથી લાવવામાં આવેલા કેદીઓ અંગે સાચો અભિપ્રાય જાણવા માટે એ ગામના આગેવાનોને અમરાપુર બોલાવી એમની પાસેથી જરૂરી માહિતી મેળવી લીધી. શરૂઆતથી જ આરઝી હકૂમતની એવી ધાક બેસી ગયેલી કે કોઇ કામમાં સહેજ પણ વિલંબ ન થાય. કોઈ દિલચોરી કે કામની ચોરી કરે નહીં, દોડી દોડીને સૌ પોતાને સોંપાયેલું કામ પૂરું કરે. આથી ચોવીસ કલાકમાં જ બધા કેદીઓની નોંધ તૈયાર કરવાનું કામ પૂરું થઈ ગયું.

હું અમરાપુર પહોંચ્યો. અને પ્રેમચંદભાઈ તથા જસુભાઈને મળ્યો. એમણે કેદીઓના ફેંસલા માટે વિચારી રાખેલ ખુલ્લી કોર્ટના કાર્યક્રમની માહિતી આપી અને ખુલ્લી કોર્ટની કામગીરી નિહાળવા મને બોલાવ્યો છે એમ જણાવ્યું. કોર્ટનો સમય થતાં અમે એ માટે નિયત કરેલા સ્થળે જઈ પહોંચ્યા.

વિશાળ ચોગાનવાળા એક ડેલીબંધ મકાનમાં ખુલ્લી કોર્ટનો પ્રબંધ કરવામાં આવ્યો હતો. સામેની ઓશરીમાં ન્યાયાધીશ માટે ગોઠવેલી બેઠક ઉપર પ્રેમચંદભાઈએ બેઠક લીધી. એમની પાછળ કેદીઓની વ્યક્તિગત માહિતીના પત્રકો લઈને બે મદદનીશો બેઠા. મેદાનમાં ચારેય ખૂણે સશસ્ત્ર સૈનિકો ગોઠવાઈ ગયા. એક બાજુ ગામના અને બહારના આગેવાનોની બેઠક રાખવામાં આવેલી. ઓશરીના એક ખૂણે ગોઠવેલી બેઠક ઉપર હું કોર્ટની કામગીરી નિહાળવા માટે બેઠો.

કોર્ટનો સમય થયો. પ્રેમચંદભાઈએ ઘંટડી

વગાડી. કોર્ટનું કામકાજ શરૂ થયું.

સૌ પ્રથમ પુરા ગણવેશમાં શિસ્તબદ્ધ ચાલે જસુભાઈ દાખલ થયા. કોર્ટ સામે ઊભા રહી સલામ ભરી અને એક બાજુ તરીને ઊભા રહી ગયા.

એમની પાછળ સશસ્ત્ર બે સૈનિકો આવ્યા અને બન્ને સામસામી દિશામાં તરીને ઊભા રહી ગયા. એમની પાછળ દોરડે બાંધેલ કેદીને લઈને બે સૈનિકો દાખલ થયા અને કેદીને કોર્ટની સમક્ષ ખડો કરી દીધો.

કેદી અંગે અગાઉથી મેળવી રાખેલો અભિપ્રાય ન્યાયાધીશ સમક્ષ રજૂ થાય. હાજર આગેવાનોને એ કેદી અંગે કંઈ કહેવું હોય તો કહેવાનું સૂચવવામાં આવે. ત્યારબાદ જેલનો વહીવટ સંભાળનાર સૈનિકનો, અમરાપુરનો વહીવટ સંભાળનાર અનોપચંદ ભાઇનો અને છેલ્લે જસુભાઈનો અભિપ્રાય પૂછવામાં આવે. આ બધું સાંભળીને ન્યાયાધીશ તરીકે પ્રેમચંદભાઈ પોતાનો ફેંસલો સંભળાવે. યોગ્ય લાગે એને ત્યાંજ મુક્ત કરવામાં આવે. જેમને મુક્ત કરવામાં જોખમ જેવું લાગે એને જેલમાં પરત મોકલી દેવાનું ફરમાન કરે.

કોર્ટની સમક્ષ એક પછી એક કેદી રજૂ કરવામાં આવતા ગયા. બપોર સુધી ખુલ્લી કોર્ટનું કામ ચાલ્યું. મોટાભાગના કેદીઓને હવે પછી આરઝી હકૂમતને વફાદાર રહેવાની ચેતવણી આપીને મુક્ત કરવામાં આવ્યા. જેમને માટે સાનુકૂળ અભિપ્રાય ન મળ્યો એમને જેલમાં પરત મોકલી આપવામાં આવ્યા. જેલ પારવી પડી ગઈ. બહારથી વધુ કેદીઓને લાવવા હોય તો એમને માટે સગવડ થઈ ગઈ.

ગામ લોકોને માટે તો અમરાપુર ગામમાં આવી ખુલ્લી કોર્ટ જોવાનો તો જીંદગીમાં આ પહેલવહેલો અનુભવ હતો. કોર્ટનું કામકાજ ચાલ્યું ત્યાં સુધી સૌ સ્તબ્ધ બનીને જોતા રહ્યા. કોર્ટનું કામકાજ પૂરું થયું એટલે કેટલાક આગેવાનો છૂટેલા કેદીઓ પાસે પહોંચી જઈ, પોતે આપેલા અભિપ્રાયને કારણે જ જેલમાંથી એમની મુક્તિ થવા પામી છે એવો યશ ખાટવા લાગ્યા. ફરી જેલમાં મોકલી આપવામાં આવેલા કેદીઓના સગાં–સંબંધીઓ કે ઓળખીતા આગેવાનો ફેરવિચારણા કરી એમને મુક્ત કરવાની વિનંતિ પણ કરી ગયા.

હું ઓશરીના ખુણામાં બેઠો બેઠો કોર્ટની આ કામગીરી રસપૂર્વક નિહાળી રહ્યો હતો. પ્રેમચંદભાઈ, જસુભાઈ અને અન્ય સૈનિકો આરઝી-હકૂમતની રચના પહેલાં એક પાથરણે સુનારા, એક પંગતે જમનારા ભેરૂબંધો હતા. પરન્તુ આરઝી હકૂમતનું શિસ્ત આ બધા મિત્રોએ સ્વેચ્છાએ એટલી હદ સુધી સ્વીકારી લીધું કે ફરજ બજાવતી વખતે જૂની ભાઈબંધીના સંબંધો ભૂલી, ફરજને યથાર્થ ન્યાય આપે. જસુભાઈ ગણવેશ પહેરી, શિસ્તબદ્ધ ચાલે આવી પ્રેમચંદભાઈને સલામ ભરી ઊભા રહે, અન્ય સૈનિકો પણ સૈનિક તરીકેની ફરજ બજાવતી વખતે કોર્ટની પુરી અદબ કરે, પ્રેમચંદભાઈ પણ ક્યારેક કડકાઈથી તો ક્યારેક હળવાશથી પ્રશ્નો પૂછે, તેઓ જે ફેંસલો આપે એનો તુરત જ અમલ થઈ જાય, આ જવાબદારીની ગંભીરતાનું, ફરજની ભાવનાનું અને શિસ્તના પાલનનું એક અદ્ભૂત દૃશ્ય હતું.

કોર્ટની કાર્યવાહી પુરી થઈ એટલે ફરી જસુભાઈએ ન્યાયાધીશ સમક્ષ જઈને સલામ ભરી વિદાય લીધી. ત્યાંથી તેઓ હું બેઠો હતો ત્યાં આવ્યા અને સલામ ભરી. પણ અત્યાર સુધી ગંભીરતાથી ફરજ બજાવી રહેલ જસુભાઈ મને સલામ ભરી ઊભા રહ્યા કે તુરત જ એમનાથી હસી જવાયું. મેં પણ ઓશરી ઉપરથી કૂદીને એમની પાસે જઈ હસ્તધૂનન કર્યું. ન્યાયાધીશ તરીકેની કામગીરી પૂરી કરીને ગંભીરતાથી પ્રેમચંદભાઈ નીચે ઉતર્યા અને મરક મરક હસતાં હસતાં અમારી પાસે આવીને ઊભા રહ્યા.

ખુલ્લી કોર્ટનું કામ પૂરું કરીને પ્રેમચંદભાઈ તુરત જ વહીવટ અંગેની કામગીરીમાં પરોવાઈ ગયા. ગામના પટેલો, પસાયતાઓ અને અન્ય

નોકરોને બોલાવી બોલાવી, આરઝી હકૂમત તરફથી એમને ફરજ સોંપવાનું શરૂ કરવામાં આવ્યું.

હું આરઝી હકૂમતની છાવણીમાં જઈને બેઠો. ઘોડેસ્વારોની ટુકડી લઈને અમરાપુર અને એની આજુબાજુના ગામડાંઓમાં ઘૂમતા રહી, ગામ અને સીમના રક્ષણની જવાબદારી સંભાળતા દુર્લભજી નાગ્રેચા પાસેથી જાણવા મળ્યું કે અમરાપુર નજીકના એક નાનકડા રાજ્યના ફોજદાર અમરાપુરની સીમ ધમરોળવાનું વિચારી રહ્યા છે.

આ ફોજદાર વાઘણિયા દરબારની બરાબરી કરે એવો નિશાનબાજ હતો. શિકારનો પણ એવો જ શોખીન. એમના દરબારો સાથે અવારનવાર શિકાર ખેલવા જાય. માંચડે ચડીને એણે કદી શિકાર કરેલો નહીં. ધરતી ઉપર ડગ માંડતા માંડતા સિંહ કે દીપડા સામે જઈને જ એણે શિકાર કરેલા.

આવા હિંમતવાન અને નિશાનબાજ ફોજદારની શક્તિનો લોકોને કોઈ લાભ ન મળે. બલ્કે આજુબાજુના દરબારી–તાલુકદારી ગામોના લોકો એમનાથી રાડ પાડે. જૂનાગઢ રાજ્યના અમરાપુર ગામના ખેડૂતોને પણ એનો અવારનવાર પરચો મળતો રહે. અમરાપુરના લોકોને સીમની આ રંજાડ કોઠે પડી ગયેલી.

અમરાપુર ગામનો કબજો લીધા પછી, સીમમાં કોઈનું ડુંડું પણ વઢાશે નહીં એવી લોકસેનાએ ગામલોકોને હૈયાધારણ આપેલી. ગામ લોકો પણ રાત્રે સીમમાં રખોળાં કરવાનું છોડી, ગામમાં આવી નિરાંતે સૂઈ રહેવા લાગ્યા. આમ છતાં ત્રણ દિવસમાં ક્યાંય કોઈ જાતની રંજાડ થવા પામેલી નહીં.

ફોજદારને કાં પોતાની જૂની આદત યાદ આવી ગઈ હોય, કે કોમને નાતે જૂનાગઢના નવાબનું પેટમાં બાળી વેર લેવાનું સૂઝ્યું હોય, પણ એણે અમરાપુરની સીમ ઉપર ત્રાટકવાનું વિચાર્યું છે એવી દુર્લભજીભાઈ બાતમી લઈ આવ્યા. જો એ અમરાપુરની સીમ ઉપર હાથ નાખે તો લોકસેનાનું નાક કપાઈ જાય.

આ ફોજદાર સાથે મારે થોડી ઘણી ઓળખાણ હતી. એટલે મેં દુર્લભજીભાઈ દ્વારા એમને સંદેશો મોકલ્યો "અમરાપુરમાં અત્યાર સુધી નવાબની હકૂમત હતી. હવે એમની હકૂમતનો અંત આવ્યો છે અને આરઝી હકૂમતની આણ શરૂ થઈ છે. ગામની અને સીમની રક્ષા કરવી એ લોકસેનાની ફરજ બની રહે છે. તમે અત્યાર સુધી ઠીક લાગ્યું એ કર્યું. પણ હવે આરઝી હકૂમતના કોઈ ગામની સીમમાં રંજાડ કરવા–કરાવવાનું વિચારશો નહીં. અને છતાં કોઈ અડપલું થશે તો આપણી ઓળખાણની શરમ નહીં રહે. તમારા તરફથી આરઝી હકૂમતને પુરો સહકાર મળી રહેશે એવી આશા રાખું છું."

દુર્લભજીભાઈ તુરત જ મારો સંદેશો લઈને મારતે ઘોડે ઉપડી ગયા. સાંજે મને એ ફોજદાર તરફથી વળતો સંદેશો મળી ગયો કે 'આરઝી હકૂમતના કોઈ ગામની સીમમાં બહારથી ચકલુંય ફરકવા નહીં પામે. કંઈ નુકશાન થાય તો જવાબદારી એમની.'

આરઝી હકૂમતના ગામોએ કદી નહોતી અનુભવી એવી નિરાંત અને સલામતીનો અનુભવ કર્યો. અમારું કામ પણ હળવું થયું.

પ્રેમચંદભાઈ, ને જસુભાઈ અને અન્ય સાથીઓની વિદાય લઈને હું કુંકાવાવ જવા માટે રવાના થયો.

અમારા હવે પછીના વ્યૂહ તરીકે ગાધકડાની કૂચ માટે તો પૂર્વ તૈયારી ચાલી રહી હતી. ગાધકડા પછી નવાગઢ ઉપર આક્રમણ કરવાનું વિચાર્યું હતું. નવાગઢ જવા માટે ગોંડળની હદમાંથી પસાર થવામાં ગોંડળ પછી નાનાં નાનાં બે ત્રણ રજવાડાંની હદ આવે ખરી, પણ એમના તરફથી પણ કોઈ અવરોધ ઊભો થવાનો સંભવ ન હતો. પણ નવાગઢમાં નવાબી તંત્રે સારી એવી જમાવટ કરી હોવાની બાતમી મળી હતી. એટલે ત્યાં ઉગ્ર સામનો થવાનો સંભવ હતો. ગાધકડા પછી તુરતજ ગુણવંતભાઈ પોતાના ચુનંદા સાથીઓને લઈને નવાગઢ ઉપર ત્રાટકે એમ નક્કી કરવામાં આવ્યું.

નવાગઢ પછી જૂનાગઢની મૂળ ધરતી ઉપર આક્રમણ કરવા માટે પણ આયોજન શરૂ કરી દેવું જરૂરી હતું.

અત્યાર સુધી એક એક ગામે જઈ, નવાબી તંત્રના અંતની અને આરઝી હકૂમતની આણની જાહેરાત કરવાની પદ્ધતિ અંગીકાર કરેલી. હવે એ પદ્ધતિમાં ફેરફાર કરવાનું આવશ્યક લાગ્યું. મહાલનું મથક કબજે થઈ જાય એટલે મહાલના બધા ગામો આપોઆપ કબજે થઈ ગયા ગણાયં. ગામે ગામ ફરવાની જરૂર નહીં.

આક્રમણ માટે જૂનાગઢ રાજ્યના મહાલો ઉપર નજર કરતાં સૌથી પહેલી નજર ભેંસાણ ઉપર પડી. એના લાભ અને ગેરલાભ બન્ને હતા.

જૂનાગઢ રાજ્યની રાજધાનીથી ભેંસાણ કેવળ ૨૦ માઈલના અંતરે આવેલું. એટલે ભેંસાણ ઉપર આક્રમણ કરીએ તો જૂનાગઢની વાજોવાજ નવાબી ફોજની કૂમક આવી શકે. ભેંસાણ કબજે થઈ જાય તો પણ જૂનાગઢથી નવાબી ફોજ ગમે ત્યારે વળતું આક્રમણ કરવા ધસી આવી શકે.

જ્યારે બીજી બાજુથી ભેંસાણ મહાલની આસપાસ નાનાં મોટાં બીજાં રજવાડાંઓનો અને તાલુકદારોનો વિસ્તાર આવેલો હતો. વધુમાં કુંકાવાવનું મથક પણ નજીક. એટલે લોકસેનાની કૂમકે દોડી જવાની વધુ અનુકૂળતા. વધારામાં જૂનાગઢની બાજુનું જ ભેંસાણ કબજે થઈ જાય તો નવાબીતંત્રની નૈતિક હિંમત તોડવામાં ઘણી મોટી મદદ મળે. આ બધા પાસાંઓનો વિચાર કરતાં ભેંસાણ ઉપર નજર ઠરી. કે. બાલમસિંહજીના સાથી બળવંતસિંહજીને બોલાવી ભેંસાણ ઉપર આક્રમણ લઈ જવા માટે તૈયારી કરવા અંગે ચર્ચા કરી. બળવંતસિંહજી તો એક વખતના હિન્દી ફોજના કસાયેલા અને મોતના મોઢામાંથી પાછા ફરેલા બહાદુર સૈનિક. તુરત જ એમણે બીડું ઝડપી લીધું.

ભેંસાણ ઉપર આક્રમણ કરતાં પહેલાં ભેંસાણમાં નવાબી ફોજનું કેટલું સંખ્યાબળ છે, થાણાની હાલત કેવી છે, સિપાહીઓ લડવાનો મિજાજ ધરાવે છે કે શરણે થઈ જવાનો મિજાજ ધરાવે છે, લોકોનો કેવોક સહકાર મળે એમ છે, આ બધી બાબતોની પૂરી બાતમી મેળવવી જરૂરી હતી. આ બાતમી મેળવવા માટે અને મળેલી બાતમીના આધારે ભેંસાણ ઉપર હલ્લો કરવાની તૈયારી સાથે બળવંતસિંહજી એમના થોડા ચૂનંદા સાથીઓ સાથે કુંકાવાવ છાવણીમાંથી રવાના થઈ ગયા.

બપોર પછી ગુણવંતભાઈ અને એમના થોડા સાથીઓ સાથે હું આરઝી હકૂમત દ્વારા કબજે કરવામાં આવેલાં ગામોની ફેરણીમાં નીકળી પડયો.

ફરતાં ફરતાં અમે તોરી ગામે જઈ પહોંચ્યા. ચોરે જઈને બેઠાં ત્યાં થોડીવારમાં જ સારી સંખ્યામાં લોકો એકઠા થઈ ગયા. લોકોના ખબર અંતર પૂછયા. એક આગેવાને ફરિયાદ કરી કે "ભર્યા ભંડારે અમારે દાણા વિના દિ કાઢવા પડે છે."

'કેમ ?' મેં પ્રશ્ન કર્યો.

"તમે જાણો છો કે અનાજની હેરફેર ઉપર બધેય બંધી છે. ખેડુ વર્ગને તો થોડો ઘણો દાણો પાકયો હોય એટલે ગાડું ગબડાવે કરે. પણ વસવાયાને અનાજ વેચાતું લેવું પડે. અડખે પડખેના કોઈ ગામમાંથી માગ્યા દામ દેતા પણ અનાજ મળે નહીં. અમારી ચોથના ગઈ સાલના દાણાની અહીં વખાર ભરી છે. પણ એમાંથી હજી સુધી દાણાની વહેંચણી થઈ નથી." આગેવાને સ્પષ્ટતા કરી.

"કયાં છે વખાર ?" ગુણવંતભાઈએ ઊભા થઈ જઈને પ્રશ્ન કર્યો.

"હાલો. અમે દેખાડીએ." પાંચ દસ બાળકો તૈયાર થઇ ગયા.

ગુણવંતભાઈ ઠેકડો મારીને નીચે ઉતર્યા. ચોરાની સામેની એક શેરીમાં થોડે દૂર, દુકાન જેવા એક મકાનમાં જૂનાગઢ રાજ્યની લેવીના બાજરાની વખાર હતી. વખારના દરવાજે મોટું ખંભાતી તાળું લટકે. લુહારને બોલાવી તાળું ઉઘડાવવાની કડાકૂટ કરવાને બદલે ગુણવંતભાઈએ રાયફલ ઉપાડી

અને તાળાનું નિશાન લઈને ગોળીઓ છોડવા માંડી. એક, બે અને ત્રણ ભડાકે તાળું ધબ દઈને હેઠું પડ્યું. સાંકળ ખોલી, બારણાં ઉઘાડીને જોયું તો વખાર બાજરાથી ઠાંસોઠાંસ ભરેલી. બારણાંને સાંકળ ચડાવીને ગુણવંતભાઈ ચોરે આવ્યા.

'શેના ભડાકા સંભળાયા?' મેં પ્રશ્ન કર્યો.

"વખારનું તાળું તોડ્યું." ગુણવંતભાઈએ હસતાં હસતાં જવાબ આપ્યો.

"ગામમાં લુહાર તો હશે. એને બોલાવવો હતો ને!' તાળું તોડવા માટે મોંઘા કારતુસ બગાડાતાં હશે!" મેં આશ્ચર્ય દાખવ્યું.

"અમસ્થાએ અમારે પ્રેક્ટીસ કરવા માટે કારતુસ વાપરવા જ પડે છે ને? માની લ્યો કે પ્રેક્ટીસ કરતો હતો." ગુણવંતભાઈએ હસતાં હસતાં જવાબ આપ્યો. અનાજની યોગ્ય અને કાળજીભરી વહેંચણી કરવા ગામના પટેલ અને બે-ત્રણ આગેવાનોની એક સમિતિ રચવામાં આવી અને વખારના અનાજનો કાળજીપૂર્વક વહીવટ કરવા અને એનો હિસાબ રાખવાની એમને જવાબદારી સોંપવામાં આવી.

જેને ઓછું દાણો નીપજ્યો છે એ સિવાયના લોકોને આવતીકાલે રોકડેથી અનાજ લેવા માટે આવવાની પટેલે સૂચના આપી.

ગામ રાજીના રેડ થઈ ગયું. પદ્ધતિસરનું તંત્ર હોય તો આવા કામ માટે એમને કેટલીક વિધિમાંથી પસાર થવું પડે. આરઝી હકૂમતને આવી કોઈ વિધિનું બંધન ન હતું. એટલે કોઈ પણ પ્રશ્ન આવે તો આ રીતે વિવેકપૂર્વક અને ઝડપથી નિકાલ કરી શકાતો. પ્રશ્નો ટાળવાનું માનસ, લાંબી અને બીનજરૂરી લખાપટી, વગર કારણે વિલંબ, આ દુષણો તો પછી પેદા થયા અને વકરતા ગયા.

અમે ઉઠવાની તૈયારી કરતા હતા, ત્યાંજ એક જુવાન ખેડુત મારી પાસે આવ્યો. મને થોડે દૂર લઈ જઈ ધીમે અવાજે વાત કરી. "અનાજની હેરફેર ઉપર બંધી છે એ વાત સાચી. આસપાસના કોઈ ગામેથી અમને અનાજ મળતું નથી એ વાત પણ સાચી. પણ અમારા ગામના કેટલાક ખેડુતો વધુ ભાવ ઉપજાવવા, પોરના સંઘરી રાખેલા બાજરાના ગાડાં ભરી, રાતોરાત અહીંથી રવાના થઈ અડખે પડખેના ગામોમાં જઈ વેચી આવે છે. એમને વધુ દામ મળે એની મને અદેખાઈ નથી, પણ પછી અમારા ગામમાં અનાજની ખેંચ પડશે."

અમે ફરી લોકોને ચોરા ઉપર શાન્તિથી બેસી જવું કહ્યું. સૌ બેસી ગયા

"તમે જાણો છો કે અત્યારે તો અનાજની હેરફેર ઉપર બંધી છે. ક્યાં સુધી આ બંધી રાખવી પડશે એ કહેવાય નહીં. પણ બંધી છે ત્યાં સુધી ચોરી છુપીથી બીજી હદમાં જઈને અનાજ વેચી આવવું એ ગુન્હો છે. આરઝી હકૂમતના સૈનિકો તો અત્યારે નવાબી ફોજ સામે લડવામાં રોકાયેલા છે. એટલે ગામેગામ અનાજની ચોકી કરવા કોઈ રહી શકે નહીં. પણ ગામમાંથી અનાજનો એક પણ દાણો બહાર જાય નહીં એ જોવાની તમારી ફરજ છે. અનાજ બહાર ગયાના વાવડ મળશે તો પટેલ પસાયતાને જવાબદાર ગણવામાં આવશે અને આખા ગામે સહન કરવું પડશે" મેં ચેતવણી આપી.

"હવે આ ગામ પુરતી ચિંતા કરશો નહીં." એક જુવાને ઊભા થઈને ખાત્રી આપી.

અમે એને શાબાશી આપીને ઉઠ્યા. કુંકાવાવની છાવણીમાં પહોંચ્યા ત્યારે દિ આથમી ગયો હતો.

– બધાં કામ પતાવી અમે થોડા મિત્રો મેદાનમાં બેઠા બેઠા વાતો કરી રહ્યા હતા. એવામાં દરવાજે એક ઘોડેસ્વાર આવીને ઊભો રહ્યો.

'તારી ગામથી જરૂરી બાતમી આપવા આવ્યો છું'. ઘોડેસ્વારે ઘોડી ઉપર બેઠાં જ પહેરેગીરને જણાવ્યું.

ખાત્રી કરીને પહેરેગીરે ઘોડેસ્વારને અંદર દાખલ કર્યો. ઘોડેસ્વારે ઘોડી ઉપરથી ઠેકડો મારીને

ઉતરી, ઘોડીની સરક મેદાનમાં ઊભેલી જીપના એક ડાંડા સાથે બાંધી, અમારી પાસે આવી 'રામરામ' કર્યા.

"કયાંથી આવો છો?" જુવાનને રામરામ કરી બેસવાનો ઈશારો કરીને પૂછ્યું.

'તોરીથી' પરસેવે રેબઝેબ થઈ ગયેલા જુવાને ટૂંકો જવાબ આપ્યો.

"શું આવવું થયું?" મેં પૂછ્યું.

"આજે સાંજે તમે બધા તોરી આવેલા. ચોરા ઉપર અમે બધા ભેગા થયા હતા. અનાજની હેરફેર ઉપર પ્રતિબંધ હોઈ ચોરીછુપીથી આપણું અનાજ બીજી હદમાં લઈ જવું એ ગુનો છે એમ કહીને, અનાજનો એક દાણો પણ બહાર ન જાય એ માટે ગામને તમે ચેતવણી આપી હતી." જુવાન સડસડાટ બોલી ગયો.

'બરાબર છે,' મેં કહ્યું.

'અને એ વખતે અમારા ગામની ફિકર ન કરવા મેં જ ઉભા થઈને તમને ખાત્રી આપી હતી.' જુવાન બોલ્યો.

'એ માટે મેં તમને શાબાશી પણ આપેલી.' મેં કહ્યું.

"મેં તમારી પાસે ગામ વતી ખાત્રી આપેલી, એટલે જ મારતી ઘોડીએ મારે અહીં આવવું પડયું છે." જુવાને કહ્યું.

'પણ વાત શું છે?' મેં પૂછ્યું.

"તમારી સ્પષ્ટ ચેતવણી પછી પણ અમારા ગામના બે ત્રણ ખેડુતો આજે રાત્રે બાજરાનાં ગાડાં ભરી, પરહદમાં લઈ જવાની વેતરણ કરીને બેઠા છે," જુવાને બાતમી આપી.

"હજુ વેતરણ કરીને બેઠા છે. લઈ તો નથી ગયા ને? લઇ જાય ત્યારે તમારે એમને રોકવા જોઇએ." મેં જણાવ્યું.

"અમે પાંચસાત ભાઈબ ધોએ એનો વિચાર કરી જોયો, પણ અમે રોકવાનો પ્રયત્ન કરશું તો ગામમાં ઝગડો થઈ પડશે. અમારી પાસે કોઇ અધિકાર નહીં ને પારકી આ કાન વીંધે અને સત્તાને સૌ નમતા ભજતા માલે." જુવાન હુંશિયાર લાગ્યો.

"પટેલ પસાયતા શું કરે છે?" મેં પૂછ્યું.

"એય મુંઝાઈને બેઠા છે. એમને વાત કરી જોઈ. એમનો પણ મત થયો કે અમે ગાડાં રોકશું તો ધાંધલ થઈ પડશે. આગ્રીના એક-બે સિપાહીઓ આવશે તો કોઈ ચૂંકારોય નહીં કરે" જુવાને જણાવ્યું.

વાળુ પાણી કર્યા વિના ઘોડીએ ચડીને બાતમી આપવા માટે ચાલી નીકળેલા જુવાનને ધન્યવાદ આપ્યા અને એને જમાડવાની વ્યવસ્થા કરવા સૂચના આપી.

ગમે તેવા થાકયા પાકયા હોય તો પણ ફરજ માટે હર ઘડીએ તૈયાર એવા લોકસેનાના જુવાનો-માંથી પાંચેક જુવાનોને વિવેકપૂર્વક આ પ્રશ્નનો ઉકેલ કરવા માટે તુરત જ તોરી પહોંચી જવા સૂચના આપી. તુરત જ શસ્રો લઈને પાંચ જુવાનો જીપમાં ચડી બેઠા. જીપ તોરી જવા રવાના થઈ ગઈ.

તોરીથી આવેલો જુવાન જમી કારવીને આવ્યો એટલે એને તોરી પહોંચી જવા સૂચના આપી. જીપને તો એ આંબી ન શકે. પણ આવો તરવરિયો હોંશીલો જુવાન વહેલી તકે ગામમાં પહોંચી જાય તો સારું. જુવાન ઘોડીએ ચડી રવાના થઈ ગયો.

લોકસેનાના સૈનિકો તોરી પહોંચ્યા. આગ્રી હકૂમતની જીપ ભલે અધીં રાત્રે આવે, પટેલ, પસાયતા અને થોડા લોકો એકઠા થઈ જ જાય. જીપ તોરી પહોંચી કે તુરત જ ચોકમાં થોડા લોકો ભેગા થઈ ગયા. બાતમી મળી કે બે-ચાર તો નહીં પણ એક ખેડુતે ફળિયામાં બાજરાનું ગાડું ભરીને તૈયાર રાખ્યું છે. વહેલી સવારે પરહદમાં જવાની એણે ગણતરી રાખી છે.

સૈનિકો ખેડુતને ફળિયે પહોંચ્યા પુરાવો મોજુદ હતો. ખેડુતને ગાડું જોડી વખારે લઈ

આવવા સૂચના આપી. ખેડુતે કશી આનાકાની કર્યા વિના હુકમનો અમલ કર્યો.

ગાડું વખારે પહોંચ્યું એટલે ગામના જુવાનોની મદદથી બાજરાની બધી ગુણો વખારમાં ઠાલવી દેવામાં આવી. ખેડુતનાં બળદ–ગાડું જપ્ત કરવામાં આવ્યાં. ગામના પસાયતાને ગાડું–બળદ કુંકાવાવની છાવણીમાં પહોંચાડવાની સૂચના આપી. આ ક્ષણે ખેડુતે હાથ જોડી, હવે ફરી આવું નહીં બને એની ખાત્રી આપી, પણ ગામનો કોઈ જણ આવો ગુન્હો કરવાની હિંમત ન કરે એટલા માટે ધાક બેસાડવા આવું કડક પગલું સૈનિકોના આગેવાનને જરૂરી લાગ્યું.

પટેલ પસાયતાઓને તથા ગામના જુવાનોને સાવધ રહેવાની સૂચના આપીને સૈનિકો કુંકાવાવ આવવા રવાના થઈ ગયા.

તોરી ગયેલી જીપ પાછી ન આવે ત્યાં સુધી અમને ઊંઘ આવે એમ હતી નહીં. એટલે અમે મેદાનમાં જ ડાયરો જમાવીને બેસી રહ્યા. મોડી રાત્રે જીપ પાછી ફરી. એમની પાસેથી નિરાંતે બધી વાત સાંભળી.

આરઝી હકૂમતે કબજે કરેલાં ગામોમાં ચોરી છુપીથી અનાજની હેરફેર કરવાનો ગુન્હો કરવાની વૃત્તિવાળી એકલદોકલ વ્યક્તિઓ હતી. પણ સાથે સાથે ગામમાં આવો ગુન્હો બને તો એ રોકવાની ગામની જવાબદારી છે. એવી જુવાનોમાં ભાવના જાગી એ નાની વાત ન કહેવાય.

સૈનિકોએ બજાવેલી ફરજ બદલ એમને ધન્યવાદ આપ્યા. તોરી ગામના જુવાનોએ ફરજની ભાવના દાખવી એ બદલ મનોમન એમને પણ ધન્યવાદ આપ્યા. અમે ઊભા થયા.

અમે છૂટા પડયા ત્યારે ભળકડું થવા આવ્યું હતું.

---



---

પૃ. ૫૮૨થી ચાલુ]

એક ગાડર પાલક સહકારી મંડળી, એક ફળ અને શાકભાજી ઉત્પાદકની સ. મં. તેમજ ૧૨ (બાર) દૂધ ઉત્પાદક સહકારી મંડળીઓ ચાલે છે. યુવાન બેકારોને રોજગારીની તકો નિર્માણ કરવા ટ્રાયઝમ યોજના અન્વયેના ટૂંકા ગાળાના વ્યાવસાયિક તાલીમ વર્ગો પણ ચલાવે છે.

# 'સોરઠની લોકક્રાન્તિનાં વહેણુ અને વમળ'

## ને નામે

## પ્રગટ થઈ રહેલ છે 'સોરઠની લોકક્રાન્તિ' નો

## પહેલો ભાગ પુસ્તકાકારે

'ઊર્મિનવરચના'માં એકધારાં બે વર્ષથી પ્રગટ થઈ રહેલ 'સોરઠની લોકક્રાન્તિ'ની લેખમાળા એના સુજ્ઞ વાચકોના સ્નેહભર્યા આગ્રહથી 'સોરઠની લોકક્રાન્તિનાં વહેણુ અને વમળ'ને નામે પ્રકાશન પામી રહેલ છે. ગુજરાતની ધરતી ઉપર અદ્‌ભુત અને અપૂર્વ એવી આરઝી હકૂમતનો દિલ થામતો સરફરોશીની તમન્નાથી સભર ઝંઝાવાતી જનજાગરણનો ભવ્યોદાત્ત સીલસીલાબંધ ચિતાર આ લેખમાળામાં આલેખાયો છે, તત્કાલીન સમાજ-જીવનના સજીવ પ્રવાહ સાથે. જેમાં પ્રજાજીવનનાં વહેણુ અને વમળની પારદર્શક ઈતિહાસ–કથા આલેખાઈ છે. સોરઠની લોકક્રાન્તિનાં વહેણુ અને વમળની ઝિંદાદિલ દાસ્તાન આપના કરકમળમાં ડિસેમ્બર માસમાં મુકાશે.

---

## 'ગુજરાત સાહિત્ય સંગમ'ના ઉપક્રમે ગુજરાત–રાજસ્થાન બંધુત્વ સાહિત્ય–સમારોહ

અમદાવાદમાં તા. ૯–૧૦–૧૧ ઓકટોબરના રોજ 'ગુજરાત સાહિત્ય સંગમ' ત્રણ દિવસ માટે 'ગુજરાત સાહિત્ય સંગમ'ના રજત જયંતી પ્રસંગે ગુજરાત–રાજસ્થાન સાહિત્ય બંધુત્વના સમારોહનું આયોજન કરેલું. આવો પ્રથમ સમારોહ સન ૧૯૬૪માં ઉદયપુરમાં યોજાયેલો. ત્યારબાદ એ જ સાલમાં રાજકોટમાં આવો સમારોહ યોજેલો. એના સંકલનામાં ૧૯૮૨માં આ સમારોહ ગુજરાત સાહિત્ય અકાદમીના પ્રમુખ શ્રી મહમ્મદ માંકડના અધ્યક્ષસ્થાને ઉજવાઈ ગયો. ઉપકુલપતિ શ્રી જનાર્દન નાગરે અને ગુજરાતી સાહિત્ય પરિષદના પ્રમુખ શ્રી મનુભાઈ પંચોળી 'દર્શકે' મુખ્ય મહેમાન તરીકે હાજરી આપેલી.

આ સમારંભમાં લોકસાહિત્યમાં અગત્યનો ફાળો આપનાર શ્રી મધુસૂદન વ્યાસને રાજસ્થાન સાહિત્ય અકાદમીના અધ્યક્ષ ડૉ. પ્રકાશ આતુરના વરદ હસ્તે મેઘાણી સુવર્ણચંદ્રક એનાયત થયેલો. ત્રણ દિવસના આંતર ભારતીય સમારોહનું આયોજન અનેક સાહિત્યકાર મિત્રોના સહકારથી સંગમના મંત્રી શ્રી નરેન્દ્ર દવેએ કરેલું. સંગમના પ્રમુખ શ્રી. કે. કા. શાસ્ત્રી બન્ને રાજ્યોની સાહિત્ય અકાદમીએ બન્ને રાજ્યોના ખોવાયેલા લોકસાહિત્યનું સંશોધન કરી તેને પુસ્તકાકારે પ્રસિદ્ધ કરવા સૂચન કરેલું. રાજસ્થાન સાહિત્ય અકાદમીના પ્રમુખ શ્રી પ્રકાશ આતુરે જણાવેલું કે હાલની કટોકટીમાંથી પસાર થઈ રહેલા સમાજને લોકસાહિત્ય રાહત રૂપ બનશે. આજનું ફિલ્મી સાહિત્ય લોકોના જીવન ઉપર ઘેરી અસર પાડી રહ્યું છે ત્યારે સમૃદ્ધ સાંસ્કૃતિક ભૂતકાળને પુનર્જીવન આપવાથી સમાજજીવનને નવાં તેજે ઝળકાવી શકાશે. અનેક સાહિત્યકારોએ, અગ્રગણ્ય નાગરિકોએ તથા ગુજરાતના શિક્ષણ ખાતાના મંત્રી શ્રી પ્રબોધભાઈ રાવળે આ સમારંભમાં હાજરી આપી હતી. આ પ્રસંગે સંગમે નવલકથા, ટૂંકી વાર્તા, કાવ્ય વગેરેની ઉત્તમ કૃતિઓ માટે નવા એવોર્ડોની જાહેરાત કરી હતી.

# ઝાલાવાડના અડીખમ આદમી ત્ર્યંબકલાલ દવે ગયા

ડોશીમાનો ઘર-દીવો મૂલકણી લોકસ્મૃતિને કોડિયે, યુગધમસ્રાવોના ઉત્તરોત્તર પ્રચંડ જન્યે જતા પવન ઝપાટે ઓલવાતાં વાર ન લાગે. સનાતન જીવન-મૂલ્યો વંટોળલામાં વળાઇ જાય. ઝાલાવાડના ટીંબે કંઈક નરવીરો, સાધકો, સંસ્કારમૂર્તિઓ પાકયા, જેમાં સારૂં માઠું પણ સૌરાષ્ટ્રની નવજાગૃતિ – નવવિધાનનું કંડારણ કામ કરતું રહ્યું છે.

હિંદી મહાકાલના પહેલા ખોળલાપુત્ર જેવા આ દ્વીપકલ્પમાં પુરાતનતાને હિસાબે ઝાલાવાડ કદાચ નાનેરૂ બાળ હશે. એટલે જ એ ખારો છે, પણ જેવો ખારોપાટ છે એવી મીઠાબોલા માનવીની ત્યાં અછત છે. બાર બાર ડીગ્રીના ધૂપતાપે પ્રજળતું આ કોઈ ડિગપાળનું ધૂપવાન જાણે કે લૂકની વરાળો અને ધૂળના વંટોળા ધમધમાવે છે. એટલે જ આ ધરાની માનવસંપત્તિ કદાચ લોખંડની બનેલી હશે. ખડતલ અને ખોપ્પડધજ, બાધેડુ ને બરછટ. મહાજન પણ ઝાલાવાડ જેવું ભાગ્યે જ મળે. સંવત ૧૯૫૨માં બારખલીના પ્રશ્ને વઢવાણ રાજ્ય સામે બ્રાહ્મણો બે વર્ષ સુધી લડયા અને સમાધાન થયાં ત્યારે વેરઝેર વિનાનાં. આમ રાજઆમાન્યા, મહાજનઆમાન્યા, કુલઆમાન્યા અને સતી સોરઠિયાણીની આમાન્યાએ ઘડેલી ઝાલાવાડની ધરતીમાં કૈંક પાક્યા વકીલો ને બેરીસ્ટરો, વિદ્વાનો ને અધ્યાપકો, ઉદ્યોગપતિઓ ને વ્યાપારવીરો. એ મોતીનટનું પાણી.

સ્વ. મણિભાઈ અને સ્વ. અમૃતલાલ શેઠ, સ્વ. મોહનલાલ પિતાંબર સંઘવી ને સ્વ. ફૂલચંદભાઈ, સ્વ. ચીમનભાઇ વૈષ્ણવ ને શિવાનંદજી, સ્વ. બેરીસ્ટર ચૂડગર અને ડૉ. પાટડિયા. સ્વ. રસિકભાઇ પરીખના અવસાનની તો હજી શાહી પણ સૂકાણી નથી ત્યાં ઝાલાવાડના જોધારમલ શ્રી. ત્ર્યંબકલાલ દવેના અવસાને જૂની પેઢીના એક અડીખમ આદમીને કાળે ઉપાડી લીધા.

એમની લોકનિષ્ઠા અજબ પ્રકારની હતી. પ્રજાનાં નાનાં મોટાં કામ કરવા એ સદા કટિબદ્ધ રહેતા. સરકાર કોંગ્રેસની, પોતે કોંગ્રેસના જ કાર્યકર પણ પ્રજાકીય કામ માટે કોઈને મીઠું ન મનવતા. હરહાલતમાં કામ કરાવ્યે જ રહેતા કામ કરાવવાની જેમ એમનામાં કુનેહ હતી તેમ પ્રજાઘડતરની નવજાગૃતિ અને નવવિધાનની વાતો લોકોને સમજાવવાની એમનામાં અજબ આવડત હતી. સરકારી વહીવટીતંત્રના જટિલ કોયડા રમતાં રમતાં તેઓ લોકોને સમજાવી દેતા. ટુચકા માણસને ઘડી બે ઘડી આનંદ આપે પણ ત્ર્યંબકભાઈ લોકજીવનથી માંડીને વિધાનસભા સુધી આ ટુચકા વડે માગ મુકાવતા. એમની એ શક્તિ જવલ્લે જ આજના રાજકારણમાં નજરે પડે છે.

ઝાલાવાડની દઝાડતી ગરમી અને ધૂળના રજડંબર, ક્યાંક ખાવાપીવાની સુવિધા ન હોય તો કયાંક સારા રસ્તાઓનો અભાવ હોય. એની વચ્ચે રાત દિવસ કામ કરીને તેઓ લોકપ્રિયતાને વરેલા. આ લોકચાહના ઉપર તેઓ ૧૯૫૭થી ૧૯૬૦ સુધી મુંબઈ વિધાનસભાના સભ્ય તરીકે ચુંટાઈ આવેલા. એ પછી ૧૯૬૦ થી ૧૯૬૨ અને ૧૯૬૨ થી ૧૯૬૭ સુધી તેઓ ગુજરાત વિધાનસભાના સભ્ય તરીકે ચુંટાઈ આવેલા. ત્યારબાદ લીંબડી મત વિસ્તારમાંથી તેઓ ૧૯૮૦માં ચુંટાઈ આવ્યા અને ગુજરાતની ચાલુ સરકારમાં પંચાયત તેમજ નગરપાલિકા ખાતાના મંત્રી બન્યા.

આ દરમિયાન શ્રી. ત્ર્યંબકભાઈ જિલ્લા ખરીદ સંઘ, વઢવાણ નાગરિક સહકારી બેંક, જિલ્લા જીનીંગ એન્ડ પ્રેસીંગ સહકારી મંડળી, વઢવાણ તાલુકા પંચાયત, અને વઢવાણ નગરપાલિકાના અધ્યક્ષપદે રહી ચૂકેલા. આ ઉપરાંત જિલ્લા કોંગ્રેસ પ્રમુખ તરીકે પણ એમણે કામગીરી બજાવેલી. ઝાલાવડ જિલ્લા વાહતુક સહકારી મંડળીના અધ્યક્ષ રહ્યા અને જિલ્લા સહકારી બેંકના સાત વરસ સુધી પ્રમુખ રહેલા.

૪૫ દિવસના મૃત્યુ સાથેના સંઘર્ષ બાદ ૭૮ વર્ષની વયે શ્રી. ત્ર્યંબકલાલ દવેનો જીવનદીપ બુઝાતાં એમની જવાબદારી નવી પેઢીના જુવાન કાર્યકરો ઉપર આવી પડી છે. તે અવશ્ય દીપાવશે એવી શ્રદ્ધા સાથે શ્રી. ત્ર્યંબકભાઈના આત્માને શાંતિ અર્પો એવી પ્રાર્થના.

– જયમલ્લ પરમાર

# અંબર ચરખામાં

## રોજના રૂા. ૫-૬૦ થી રૂા. ૧૫ થી ૧૭ ની રોજગારી

જયમલ્લ પરમાર

બેકારી એ આપણા દેશની એક મોટી સમસ્યા છે. વધુને વધુ લોકોને રોજગારી આપવાના કાર્યક્રમો યોજાય છે. અને એનો અમલ કરવાના પ્રયાસો થાય છે.

ખાદી ક્ષેત્રમાં ઘણા ભાઈબહેનો રોજી મેળવે છે. પણ આ ક્ષેત્રમાં કામ કરનારને પૂરી રોજી મળે નહીં એવી એક માન્યતા પ્રવર્તે છે.

લોકસાહિત્ય પરિવારનું તાજેતરમાં જ ખડસલીની લોકશાળામાં સંમેલન યોજાયું હતું. એ પ્રસંગે ખડસલી જતી વખતે વચ્ચે કુંડલાના ખાદી કાર્યાલય તરફથી ચાલતું અંબર પરિશ્રમાલય જોવાની તક મળી. એક વિશાળ ખંડમાં વ્યવસ્થિત રીતે બેસીને બહેનો ૬ ત્રાકના અંબર ચરખા ચલાવતી હતી. એમની શાન્તિ વ્યવસ્થા અને સ્ફૂર્તિ જોઈને અમે ખૂબ પ્રભાવિત થયા.

અંબર ચરખા ઉપર સુતર કાંતનારી આ બહેનોને સરેરાશ શું રોજી મળે છે એ જાણવાની અમને ઇચ્છા થઈ. આ અંગે પ્રશ્ન કરતાં જ રાજ્ય સરકારે ટાઢ-તડકામાં કામ કરનારા મજુરો માટે ઓછામાં ઓછી મજુરીનો જે દર ઠરાવ્યો છે એ અત્યારે રૂા. ૫-૫૦ છે. અંબર પરિશ્રમાલયમાં શાન્તિથી, સુંદર વાતાવરણ વચ્ચે કામ કરનાર અને ઓછામાં ઓછી મજુરી મેળવનાર બહેન પણ દરરોજ રૂા. ૫-૬૦ જેટલી મજુરી મેળવે છે. પણ જેમનો હાથ બેસી ગયો હોય એવી બહેનો દરરોજ રૂા. ૧૫-૦૦ થી રૂા. ૧૭-૦૦ની મજુરી મેળવે એ અમારે માટે પણ નવી વાત હતી.

ઊર્મિનવરચનાના વાચક મિત્રો પાસે આ ચિત્ર રજૂ કરતાં આનંદ થાય છે. ખાદી ક્ષેત્ર વધુ લોકોને રોજી આપવાની ક્ષમતા તો ધરાવે જ છે. પરન્તુ અંબર ચરખાની શોધ અને વપરાશ પછી સારી એવી રોજી આપવાની પણ ક્ષમતા ધરાવે છે. અમે સાનંદાશ્ચર્ય સાથે અંબર પરિશ્રમાલય છોડયું ત્યારે સંસ્થાના સંચાલકોને મનોમન ધન્યવાદ અપાઈ ગયા.

અંબર પરિશ્રમાલયના વ્યવસ્થાપક અમને સામેની દિવાલ ઉપર લખેલા ચાર્ટ પાસે દોરી ગયા. ચાર્ટની વિગતો જાણીને અમે તાજુબ થયા. અંબર પરિશ્રમાલયમાં કામ કરતી બહેનોને કંતાઈની જે મજુરી મળે છે એમાંની પ્રથમ પાંચ બહેનોના આંકડા આ રહ્યા.

| માહે સપ્ટેમ્બર<br>ક્રમ નામ | કામના દિવસ | માસની કુલ<br>મજુરી | સરેરાશ દરરોજની મજુરી |
|---|---|---|---|
| ૧ ગીતાબેન તુલસીદાસ | ૨૦ | ૩૪૬-૫૦ | ૧૭-૩૩ |
| ૨ પ્રફુલાબેન મનહરલાલ | ૨૬ | ૪૨૬-૩૦ | ૧૬-૪૧ |
| ૩ રંજનબેન જયંતિલાલ | ૨૫ | ૪૦૬-૦૦ | ૧૬-૨૮ |
| ૪ મંગળાબેન મોહનભાઈ | ૨૬ | ૪૧૮-૬૦ | ૧૬-૧૦ |
| ૫ રેખાબેન બચુભાઈ | ૨૬ | ૪૦૩-૬૦ | ૧૫-૫૭ |

આ સાથે જેમણે ઓછામાં ઓછી મજુરી મેળવી એની વિગત નીચે મુજબ છે.

| | | | |
|---|---|---|---|
| ૬ રીટાબેન છન્નુભાઈ | ૨૨ | ૧૨૪-૬૦ | ૫-૬૦ |

# લોકસાહિત્ય પરિવાર મિલન—ખડસલી

(ઓક્ટોબર તા. ૯ અને ૧૦)

જયમલ્લ પરમાર

હજી પ્હો ન ફાટ્યો હોય ત્યાં ઘંટીના ઘોરથી માણસ મીઠડી નીંદરમાં ઘેરાતું હોય. ઘંટી સાથે પદ–કીર્તન પૂરાં થાય અને દાદા–દાદીનાં પ્રભાતિયાં શરૂ થાય. પ્રભુભજન સાથે આમ ઘર આખાનું પ્રભાત શરુ થાય. ઊંઘમાંય સ્વપ્નાંતે કારણે ચિત્ત અસ્વસ્થ બની ગયું હોય એને ચિત્તની શાંતિ મળતી આવે. સાથે સાથે શુભસંકલ્પ અને શક્તિ માટે ઊગતા સૂરજની ઉપાસના થાય અને એવી ભક્તિ આરાધના સાથે દિવસ ચેતનવંતો બની જાય.

દિવસભરનું જીવન એવી રીતે 'ગોઠવાયેલું' હોય કે ઘર ગ્રામ અને સમાજ મોટી લોકશાળા બની જાય. હાલરડું એ સૌથી મોટી શાળા. લોકોના વ્યવહાર અને વર્તન જીવનના અનેરા પાઠ ભણાવતા આવે. સાંજ પડયે ચોરે ભજન ગવાય. રાત પડયે ચોકમાં રાસડા લેવાય. સંસારના અને ઉરના સંતાપ એમાં ઠલવાય. હોલિયે સૂતા ગામના ગલઢેરા સુધી એ સુખદુઃખના ગાણાંના તાણાવાણા વણાતા જાય, કઠણ કાળજા કૂણાં પડે. દુઃખનાં તાણ્ય ઓછાં થાય ને સુખની નીંદરને ખોળે સૌ પોઢે. ડેલી, ચોપાટ ને ચોરે અલકમલકના જ્ઞાન–વિજ્ઞાન અને નેક ટેકની વાતું મંડાય. સૂમને, કાયરને અને અવળચંડાઓને મોઢે શરમ ઢળે. લોકલાજનાં ઓઢણાં સંકોરાય અને જ્યાં જરાકે માણસાઈ ઢીલી પડી હોય તે જાગૃત થાય. વાર તહેવારે ને પ્રસંગે પ્રસંગે ઘેર હેતુ મિત્રો ટોળે વળે અને કુટુંબના, સગા સાગવાંનાં અને સમાજના કૂટ પ્રશ્નોની ચર્ચા–વિચારણા થાય સમસ્યાઓના ઉકેલ થાય. આમાંથી જે શિક્ષણ મળે તેનું નામ લોકશિક્ષણ અને એ લોકશિક્ષણ એટલે જ લોકસાહિત્ય. પણ તે સાહજિક હતું.

આ લોકશિક્ષણ અને લોકસાહિત્ય એ બે જુદાં પડતાં જાય છે તેને ફરી લોકશિક્ષણ રૂપે વહાવવાનો પ્રયત્ન એટલે જ લોકસાહિત્ય પરિવારનાં મિલન. એવું મિલન એટલે સાહિત્ય, સંગીત અને શિક્ષણનું પર્વ. આ વખતે લોકસાહિત્ય પરિવારનાં મિલન ફરી શરુ થયાં તે આકસ્મિક જ છમાંથી પાંચ મિલન લોકશિક્ષણનું પાયાનું કામ કરતી રચનાત્મક સંસ્થાઓમાં જ મળ્યાં તેથી પરિવારનો અને સંસ્થાઓના કાર્યનો એકાત્મભાવ સધાતો થયો. લોકસાહિત્ય એ જલસો નથી પણ સમાજઘડતરની પાયાની સાધના છે, એનું માધ્યમ લોકગીતો અને ભજનો, ગીત–સંગીત, કથા–વાર્તા અને કહેણી છે; બાકી એ જ કાર્ય લોકસાહિત્ય માનવહૃદયના ઊર્મિતંત્રના તારો ઝણઝણાવીને અને ઉચ્ચ માનવભાવના સંવેદનો જગાડીને કરે છે.

આ વખતે ઓક્ટોબરની તા. ૯ અને ૧૦–ના બે દિવસ કુંડલા તાલુકાના ખડસલી ગામના ગ્રામ સેવા કેન્દ્રમાં પરિવારનું મિલન મેળવવાનો સુયોગ પ્રાપ્ત થયો. યજમાન હતા પરિવારના જ પ્રમુખ શ્રી. રતુભાઈ અદાણી અને શ્રી. રતુભાઈ તરફથી ગ્રામ સેવા કેન્દ્ર–ખડસલીએ પરિવારનું આમંત્રણ આપ્યું. પરિવારના મંત્રી ઠ. શ્રી. પુંજાવાળાએ કહેલું તેમ આ સંસ્થાના પાયાની છીપમાં સ્વાતિનાં બિંદુ પડી ગયાં છે. એવી સ્વાંતના મોતી સમી આ સંસ્થાની સ્વચ્છતા, સુઘડતા, વ્યવસ્થા, શિસ્તબદ્ધતા, કાર્યકુશળતા, સ્ફૂર્તિ તત્પરતા, સેવાભાવ, સ્નેહ અને આદર આતિથ્યે પરિવારના સભ્યોને ઘડીપલમાં પોતાના કરી લીધા. પરિવારના સભ્યો પણ જાણે સંસ્થા માહેના એક અને અભિન્ન બની ગયા. કલાકારોના ઉમદા તોખમે સંસ્થામાં આત્મીયતા ઊભી કરી દીધી. સંસ્થા ગ્રામ સેવાનું જે પાયાનું કામ કરી રહી છે, એનો ચિતાર તો અલગ લેખમાં આપ્યો જ છે. આમ સંસ્થાના પોણા ચારસો વિદ્યાર્થીઓ, એમનો શિક્ષક સમુદાય, એમના કુટુંબીજનો ને એમના મોવડી શ્રી રતુભાઈ મહેતા સહિત સંચાલક મંડળ એક બીજાને લોક-

સાહિત્યનો ભવ્ય ઉત્સવ ઊજવી રહ્યા. કોને ગાવા ન ગાવા અગણિત મહીંથી એકને તારવીને?

કુંડલા પંથકના ખાદી કાર્યાલયના અને ખડસલી જેવી સંસ્થાઓના જનક શ્રી. લલ્લુભાઈ શેઠ એકધારી ચિંતા ઉઠાવતા રહ્યા. આ પંથકના કાર્યપ્રાણ અને સર્વોદયી આગેવાન શ્રી. અમુલખભાઈ ખીમાણી, રાજુલાના અગ્રણી પીઢ કાર્યકર શ્રી. કનુભાઈ લહેરી અને તેમના ભાઈ અમુભાઈ, કુંડલા તાલુકાના સરપંચશ્રી, ડૉ. જીવરાજ મહેતા સ્મારક ટ્રસ્ટના ઉપપ્રમુખ શ્રી. નટવરભાઈ શાહ, મેનેજીંગ ટ્રસ્ટી શ્રી. હાવાભાઈ સંઘવી, અમરેલીના નગરશેઠ, અગ્રણી રચનાત્મક કાર્યકર શ્રી. રતિભાઈ ગોંધિયા, જૂનાગઢના સંસદ સભ્ય શ્રી. મોહનલાલ પટેલ, ઉના પંથકના આગેવાન રચનાત્મક કાર્યકર શ્રી. અંતુભાઈ ભટ્ટ, ધન્ધુકાથી ચોટીલા–સાયલા વિસ્તારના ધારાસભ્ય શ્રી કરમશીભાઈ મકવાણા, સાયલા તાલુકાના સરપંચ શ્રી. સવશીભાઈ મકવાણા, શ્રી. રણછોડદાસ ગોરડીઆ વગેરે, અનેક અગ્રણીઓએ આ સમારંભમાં ઉમંગથી ભાગ લીધેલો.

બહેનોમાં શ્રી. કુસુમબહેન અદાણી, શ્રી. વિદ્યાબહેન દવે, શ્રી. નીમુબહેન શેઠ, શ્રી ભાનુબહેન લહેરી, વિમળાબહેન ગોરડીઆ વગેરેએ ઉત્સાહ પૂર્ણ ભાગ લીધેલો.

પરિવારના કેટલાક સભ્યો આગલે દિવસે સાંજે જ કુંડલા ખાદી કાર્યાલયની મીઠી મહેમાનગતી માણવા આવી પહોંચેલા.

કાર્યક્રમની શરૂઆત તો ૯મી તારીખના બપોરના સવા બે વાગ્યાથી લોકશાળાના ૩૯૫ વિદ્યાર્થી–વિદ્યાર્થિનીઓ, સ્ટાફના ભાઈ બહેનો અને મહેમાનોના મેળાવડાથી થઈ. શ્રી. રતુભાઈને સાંભળવા-આ સભા ગોઠવાયેલી. સસ્થાના સંચાલક શ્રી. મનુભાઈએ પરિચયવિધિ કર્યો. શ્રી. જયમલ્લ પરમારે લોકસાહિત્ય પરિવારનો આછો પરિચય આપ્યો, અને ત્યારબાદ શ્રી. રતુભાઈ અદાણીએ ગાંધીજીના જીવનદર્શનના પ્રસંગો વિશદ્દતાથી વર્ણવ્યા. સવાકલાક સુધીમાં ગાંધી–ભાવનાનું મોજું છવાઈ રહ્યુ.

પરિવારની પહેલી અંતરંગ બેઠક તે જ દિવસે ચાર વાગ્યે શ્રી. રતુભાઈ અદાણીના પ્રમુખપદે મળી. જેમાં શ્રી. કાનજીભાઈ બારોટ, પરિવારના મંત્રીઓ દ. શ્રી. પુંજાવાળા તથા શ્રી. નાથાલાલ ચંદારાણા, ડૉ. શ્રી. જયસુખભાઈ જસાણી, મોટાભાઈ ગઢડાવાળા, દેવાયતભાઈ વરૂ, દ. શ્રી અમરાવાળા, વિક્રમવાળા, નરેન્દ્ર પરમાર, દેવજીભાઈ શેખા, હાજીભાઈ ઉસ્તાદ, દિનેશ ગઢવી, પી. સી. મકદાણી, ચુનીભાઈ ભટ્ટ, નિરંજન રાજ્યગુરૂ, મનસુખભાઈ ભટ્ટ, રામભાઈ રામનામવાળા, ડોલરદાન ગઢવી, હેમંત ચૌહાણ, બાબુભાઈ રાણપુરા, કમલેશ ગઢવી, હિંગોળદાન નરેલા, મેઘરાજ ગઢવી, દાદુભાઈ ગઢવી, તખતદાન રોહડિયા, કરસનભાઈ પઢિયાર, બાપલભાઈ ગઢવી ને જયમલ્લ પરમાર વગેરેની હાજરીમાં પ્રથમ બેઠક શરૂ થઈ.

તા. ૧૦મીના રોજ સવારે બીજી બેઠક શરૂ થયેલી અને તે જ દિવસે સાંજે સાડા ચારે ત્રીજી બેઠક શરૂ થયેલી. આમ ત્રણ બેઠકમાં કુલ આઠ કલાક સુધીમાં લોકસાહિત્યના પાયાના એવા અનેક પ્રશ્નોની ચર્ચાવિચારણા થયેલી.

પ્રથમ પ્રશ્ન પ્રમુખશ્રીએ નવા સશોધન, સંપાદન અને નવા સર્જનનો ચર્ચ્યો. એમાં એમણે નવાં ગીતો, નવા ઢાળ, નવી વાર્તાઓ અને નવા પ્રેરક પ્રસંગો મેળવવા માટેની ચર્ચા કરી. આ પ્રશ્નો ઉપર સારી પેઠે ચર્ચા-વિચારણા થઈ. આવા સંશોધન–સંપાદન પાછળ થોડું ખર્ચ થાય તો પણ એની સગવડની ચિંતા ન કરવા જણાવાયું. બે કે ત્રણ જણાની એક ટુકડી આ કામ ઉપાડી શકે. ત્યારે પ્રેરક પ્રસંગો તો હરકોઈ સભ્ય દર મહિને મેળવીને મોકલી શકે. સેવામય કે પ્રભુ–પરાયણ જીવનના, નેકી ટેકી ને ત્યાગ વૈરાગ્યના અનેક પ્રસંગો આજે પણ બની રહ્યા છે. આવા પ્રેરક પ્રસંગો વીણી વીણીને મોકલવા જોઈએ. પરચાના નહિ પણ જીવનની તપોમય સાધનાના.

બીજો પ્રશ્ન ચર્ચાયો લોકસાહિત્ય વિદ્યાલય

અને લોકસાહિત્ય કેન્દ્રનો. સૌ સાથે મળીને અથવા સૌના સક્રિય સહકારથી જ આવું વિદ્યાલય ચાલી શકે. આ વિદ્યાલય લોકસાહિત્યનું કેન્દ્રવર્તી સ્થાન બને. જ્યાં પરિવારના સભ્યો વારંવાર મળી શકે અને પોતે ઉપાડેલા કાર્યની તથા લોકસાહિત્યનાં વિવિધ પાસાંઓની જ્યાં ચર્ચા થાય. નિર્ણય લેવાય અને નવું નવું દઈ લઈ શકાય. આ કેન્દ્રમાં લોકસાહિત્યના ક્ષેત્રે કામ કરતા અન્ય ભાઈઓ પણ લાભ લઈ શકે. એમનો લાભ લેવાના અવકાશો પણ ઊભા કરી શકાય અને ગુજરાતમાં તેમ અન્ય પ્રદેશોમાં લોકસાહિત્યનું જે કાંઈ કામ થતું હોય તેનાથી પરિચિત થઈ શકે.

ત્રીજી ચર્ચા થઈ લોકઢાળ અને લોકઢંગના નવાં ગીતોના સર્જન અંગે. આ ગીતો સારી રીતે ગાઈ શકાય એવાં પણ આછકલાં, છીછરાં કે જૂનાં લોકગીતોની વાંદર-નકલ જેવા ન હોવાં જોઈએ, તેમ આધુનિક ગીતોનાં અનુકરણ જેવાં પણ ન હોવાં જોઈએ. લોકો સમજી શકે ને ગાઈ શકે, લોકોને જચે ને પચે એવા સંસ્કારપ્રદ હોવાં જોઈએ.

ચોથી ચર્ચા થઈ સાફસૂથરાં લોકગીતો, સંસ્કારી વાર્તાઓ અને પ્રેરક કહેણીની તથા કથા-પ્રસંગોની કેસેટો ઉતારીને એનો પ્રચાર પ્રસાર કરવા અંગે. એની શક્યાશક્યતા અંગે આયોજન કરવાનું બન્ને મંત્રીશ્રીઓને સોંપવામાં આવ્યું.

રાતનો જાહેર કાર્યક્રમ વિશાળ સંસ્થાના ખૂબ વિશાળ અને લોકકળાના સુશોભનોથી શણગારેલા મંડપમાં મહેમાનો, વિદ્યાર્થી ભાઈબહેનો, ખડસલીના નગરજનો અને આજુબાજુના ગ્રામજનોની ભરચક હાજરીમાં સંસ્થાની સુંદર પ્રાર્થના અને લોકગીતગાનથી શરૂ થયો. લોકગીત હતું :

અંધારું શણગાર્યું હો અમે અંધારું શણગાર્યું
શ્યામલને સોહાવ્યું હો અમે—

ભજન હતું :

લોચનિયા સુનાં રે એવા કાજળ વિના
મારી દેહ્યું રે સૂની હરિના ભજન વિના
પ્રભુના ભજન વિના.

એ પછી સંસ્થાના સંચાલક શ્રી મનુભાઈ મહેતાએ પ્રેમભર્યું સ્વાગત કરતાં કહ્યું કે જેને શોધવા જઈએ તો પણ ન મળે એવા સૌરાષ્ટ્રની ખમીરવંતી ભાષાના, લોકસાહિત્યના કલાકારો આજે આપણે આંગણે અનાયાસે આવ્યા છે એ સૌનું સંસ્થા વતી હું હાર્દિક સ્વાગત કરું છું.

ત્યારબાદ પરિવારના પ્રમુખ શ્રી રતુભાઈ અદાણીએ ઉદ્‌બોધન કરતાં કહ્યું કે મનુભાઈએ સંસ્થાવતી અમારું સ્વાગત કર્યું અમે અહીં આવ્યા એ બદલ આભારની લાગણી વ્યક્ત કરી. બહુ જ સાચા અર્થમાં કહું તો અહીં સ્વાગત કરવાનો મારો અધિકાર હતો ને આભાર ઝીલવાનો પણ મારો અધિકાર છે. આ સંસ્થાને હું મારી સંસ્થા ગણું છું. એવો મારો દાવો કે હક્ક શ્રી લલ્લુભાઈ ને અમુલખભાઈ કેટલે અંશે વ્યાજબી ગણે છે એ જુદી વાત છે. પણ મેં અહીં આમંત્રણ આપ્યું છે, એટલે સ્વાગત કરવાનો અધિકાર મારો છે, તો પરિવારના પ્રમુખ તરીકે આભાર માનવાનો અધિકાર પણ મારો છે.

શ્રી રતુભાઈએ જણાવ્યું કે સાધુ સંતો સમાજને ઘડવાનું કામ કર્યા જ કરતા હોય છે. એવું જ મહત્ત્વનું સાધન – લોકશિક્ષણનું ઉત્તમમાં ઉત્તમ માધ્યમ લોકસાહિત્ય છે. સૌરાષ્ટ્રના ટોચના કહી શકાય એવા લોકસાહિત્યના કલાકારો પોતાની સાધના માટે – વિકાસ માટે પોતાના જ આનંદ માટે અહીં ઉપસ્થિત થયા છે. આ મનોરંજનનો કાર્યક્રમ નથી પણ આપણો ઊજળો વારસો આપણું ખમીર ટકાવી રાખવા માટેનો લોકશિક્ષણનો આ કાર્યક્રમ છે અને એ રીતે એને જોવા – સાંભળવા વિનંતી છે. શ્રી. રતુભાઈએ આગતાસ્વાગતામાં લેશમાત્ર ઊણપ ન રહેવા દેવા માટે લોકસાહિત્ય પરિવાર અને ડૉ. જીવરાજ મહેતા સ્મારક ટ્રસ્ટવતી સંસ્થાનો આભાર માન્યો.

જયમલ્લભાઈ પરમારે બે શબ્દો સાથે કલાકારોનો પરિચય આપતાં કાર્યક્રમની શરૂઆત સમૂહગાનમાં સંધ્યાગીતથી થઈ. નાલ ઉપર શ્રી.

[અનુ. પૃ. ૫૮૨

# ઝેરનાં પારખાં ન કરશો

અનિલ હ. ભટ્ટ

વિજ્ઞાનની પાંખે બેસીને મનુષ્ય આજે અવકાશમાં વિચરી રહ્યો છે. મનુષ્યની પૂર્ણ વિકસિત બુદ્ધિએ અને પુરુષાર્થે પોતાના શબ્દકોષમાંથી અશક્ય જેવો શબ્દ ચેકી નાખ્યો છે. સુખની પ્રાપ્તિ અર્થે એક આંધળી દોટ માનવજાતે મૂકી છે. આ આંધળી દોટમાં ખેડૂત પણ સામેલ છે.

એ એક હકીકત છે કે વિકાસના પ્રારંભિક તબક્કાઓમાં આકાંક્ષાઓ જેટલી ઝડપથી જન્મે છે તેટલી ઝડપથી સંતોષી શકાતી નથી. આ પ્રવૃત્તિઓમાં વિકાસના પૂર આવ્યા અને એ પૂરમાં સૌ તણાયા. વિચાર કરવાનો અને કરેલા વિચારનો અમલ કરવાનો પ્રસંગ આવે તે પહેલાં જ એક પછી એક નવા કાર્યક્રમો પ્રજા પાસે આવવા લાગ્યા.

આમ નવી વધુ ઉતાર આપતી જાતોની સાથે રોગો અને કીટકોના નિયંત્રણ અર્થે અનેક દવાઓ પણ બજારમાં મળતી થઈ છે. સમાચાર પત્રો આવી દવાઓની જાહેરખબરોથી ઉભરાતા હોય છે. ખેડૂતભાઈઓ આવી દવા ખરીદે છે અને વાપરે છે. પાકના વધુ ઉતાર માટે પાક સંરક્ષણ પગલા નિઃશંકપણે અનિવાર્ય છે પણ કેટલીક ઘણી જ ઝેરી હોય છે જેનો બેદરકારીભર્યો કે અણસમજથી કરેલો ઉપયોગ જોખમને નોતરે છે, એ ન ભૂલશો. પ્રગતિશીલ ખેડૂતભાઇઓ માટે પાક સરક્ષણના પગલાં આર્થિક સદ્ધરતા માટે જરૂરી હોવા છતાં આવી દવાઓનો ઉપયોગ કરતા પહેલા તેના વિષેની સંપૂર્ણ માહિતી મેળવવી એટલી જ જરૂરી છે.

જંતુનાશક અને રોગનાશક દવાઓનો ઉપયોગ કરતી વખતે તેમાં રહેલા જોખમમાંથી ઉગરી નીચે આપેલી સાવચેતી—કાળજી નોંધી રાખો.

(અ) દવાઓ સંગ્રહ કરતી વખતે

(૧) દવા ખરીદીને તુર્ત જ તેના લેબલ પર અથવા બોખા પર આપેલી માહિતી વિગતનો રજેરજ અભ્યાસ કરો.

(૨) તાળું વાસી શકાય એવા કબાટમાં સહીસલામત જગ્યાએ સંગ્રહ કરો.

(૩) ખોરાક રાખવાના કબાટમાં કે માંદા માણસોની દવા રાખવાની જગ્યાએ કોઇ પણ સંજોગોમાં આ દવા ન રાખો.

(બ) દવાઓ છાંટતી વખતે

(૧) શરીર પર ઘા પડયો હોય કે ગડગૂમડ થયા હોય કે કોઈ માંદગી હોય તેવા ભાઈઓએ દવા છાંટવી નહિ.

(૨) દવા શરીરના કોઈપણ ભાગ પર ન પડે તેની સાવચેતી રાખવી.

(૩) દવા છાંટવાના પંપની નોઝલમાં કચરો ભરાઈ ગયો હોય અથવા બરાબર દવા ન છંટાતી હોય તો કોઈપણ સંજોગોમાં નોઝલ મોં વાટે સાફ ન કરશો, આથી દવા પેટમાં જવાનો પૂરો સંભવ છે.

(૪) દવાઓ છંટાતી હોય ત્યારે છાંટનારે કે નજીકમાં ઉભેલી વ્યક્તિએ ખાવુ – પીવુ નહિ તેમજ ધૂમ્રપાન પણ ન કરવુ. આવી ટેવો હાનિકારક છે.

(૫) પવનની દિશામાં દવા છાંટવી જેથી પવન સાથે દવા શરીરના અવયવો પર ન પડે.

(૬) દવા પાણી સાથે મિશ્રણ કરતી વખતે એટલે કે પ્રવાહી રૂપમા છાંટવાની હોય ત્યારે તેને માટેના વાસણો, પીપ, વિગેરે ઘર વપરાશના બીજા વાસણોયી અલગ રાખવા.

(૭) દવાનો ડબ્બો – ટીન સજજડ બંધ

કરેલ હોય છે. ડબ્બો ખોલતી વખતે મોં બરાબર ડબ્બા ઉપર જ ન રાખવુ. ઓચિંતુ ઢાંકણુ ખુલી જાય તો દવા મુખ પર, આંખોમાં પડવા સંભવ છે. ડબ્બો થોડો દૂર નાંખો રાખીને ખોલવો.

(૮) દવા છાંટતી વખતે મોં પર બુકાની જેવું બાંધી લેવુ. પાકની ઉંચાઈ વધારે હોય તો જીવજંતુઓથી બચવા ગમબૂટ (રબ્બરના મોટા કદના બુટ) પહેરવા.

(ક) દવા છાંટયા પછી

(૧) જે ખોખામાં, ડબ્બામાં કે શીશીમાં દવા ભરેલી હોય તેનો બાળીને નાશ કરવો. આવા સાધનો ઘર વપરાશમાં લેવા લલચાવું નહિ.

(૨) દવા છાંટયા પછી ઘર વપરાશના જે વાસણોનો દવા બનાવવામાં ઉપયોગ કર્યો હોય તે વાસણોને બરોબર સાફ કર્યા પછી જ ઘરવપરાશમાં કે જનાવરોને પાણી પાવાના ઉપયોગમાં લેવા. અને પાણી ખુલ્લી જમીનમાં ઢોળી દેવું.

(૩) પંપ, વાસણો – ટીન બધું સાફ કર્યા પછી હાથ, પગ, મોં સાબુથી બરાબર ધોઇ નાખવા. એમાં આળસ કરે પાલવે નહિ.

(ડ) પાકની કાપણી સમયે :

(૧) પાકમાં દવા છાંટયાં પછી આપેલ સૂચના મુજબ ૭ થી ૧૫ દિવસ પછી જ કાપણી, વીણી કરવી, જેથી ઉત્પાદન (ફળો, શાકભાજી વગેરે) પર દવાની અસર ન રહે.

(૨) શાકભાજી – ફળો વિગેરેમાં દવા છાંટી હોય ત્યારે તેનો ઉપયોગ બરાબર પાણીથી ધોયા પછી જ કરવો.

ઉપર આપેલી સાવચેતીઓ લક્ષમાં રાખીને જ દવા છાંટવાનો આગ્રહ રાખવો. આમ છતાં કોઇ સંજોગોમાં જો શરીરમાં ઝેરી દવાની અસર લાગે તો વિલંબ કર્યા સિવાય તુર્ત જ નજીકના દાકતરનો કે ઈસ્પિતાલનો સંપર્ક સાધવો.

આ લેખનો હેતુ ખેડૂતભાઈઓ દવાથી ભય પામીને એનો ઉપયોગ કરતા અટકી જાય એ નથી પણ દવાનો ઉપયોગ કરતી વખતે તેમાં રહેલા જોખમ પ્રત્યે ફક્ત અંગુલિનિર્દેશ કરવાનો જ છે. સજાગપણે અને સલામત રીતે દવાનો ઉપયોગ કરશો તો ઉત્પાદન બમણું લઇ શકશો, એમાં બે મત નથી.

જંતુનાશક દવાઓ છાંટવા માટેના સાધનો

પરસેવો પાડીને ખેડૂત ખેડ કરે, કાળી મજૂરી કરે, વાવણી કરે અને પાક તૈયાર થવાની અણી પર હોય–કોળિયો મોઢા સુધી પહોંચ્યો હોય ત્યાં છેલ્લી ઘડીએ ખપૈડી, તીડ, મશી, કાતરા, ઈયળ વિગેરે રાક્ષસોનો અને કાળિયો જીંડવાનો સડો, ગેરૂ, અંગારિયો વિગેરે ડાકણોનો હૂમલો આવે તો ખેડૂત ભાંગી પડે છે, હિંમત હારી જાય છે. કરી કમાણી – મહેનત ધૂળમાં મળે છે. પરંતુ વ્યવસ્થિત અને વૈજ્ઞાનિક ઢબે આ દુશ્મનોના હૂમલાને મારી હઠાવવાથી પાકને મોટે ભાગે બચાવી શકાતા હોય છે.

જો દવા છાંટવા માટેના સાધનો ન હોય તો જિલ્લા ખેતીવાડી અધિકારી પાસે પ્રવાહી રૂપમાં દવા છાંટવા માટેના કોમ્પ્રેશન સ્પ્રેયરો અને ભૂકી રૂપમાં દવા છાંટવા માટેના હાથથી ચાલતા ડસ્ટરો ઉપલબ્ધ છે કે કેમ તે તપાસ કરવી જોઈએ. આ માટે નજીકના ખેતીવાડી અધિકારી કે ગ્રામસેવકનો સંપર્ક સાધવાથી માહિતી મળી શકે.

પાક સંરક્ષણના સાધનો, માન્ય કરવામાં આવેલી દવાઓ, સુધારેલા ખેતીના ઓજારો વિગેરે રાહત દરે મળે છે કે કેમ વિગેરે તપાસ કરી તેનો પૂરો લાભ લેવો જોઇએ.

હવાઈ છંટકાવ

આજથી ત્રીસ વર્ષ પહેલા ખેડૂતે એવી કલ્પના પણ નહિ કરી હોય કે પોતાના ખેતરમાં રોગ અને જીવાતના રક્ષણ માટે એરોપ્લેનમાંથી દવા છાટવામાં આવશે. જયારે આજે એ કલ્પનાતીત

વાત સાકાર સ્વરૂપે દૃષ્ટિગોચર થાય છે. રાજકોટ જિલ્લાના મગફળીના ખેતરો ઉપર કે સૂરત જિલ્લામાં શેરડીના ખેતરો ઉપર હેલિકોપ્ટર દ્વારા દવા છંટાતી જોવી એ દ્રશ્ય હવે ખેડૂતભાઈઓ માટે નવું નથી રહ્યું.

એ નિર્વિવાદ છે કે કૃષિ ઉત્પાદનમાં પાક સંરક્ષણ મહત્ત્વનો ભાગ ભજવે છે. આ માટે ખેડૂત વ્યક્તિગત રીતે ખેતરમાં જંતુનાશક કે રોગનાશક દવાઓ છાંટે છે. પરંતુ જો એક ખેડૂત દવા છાંટે અને તેનો પડોશી ખેડૂત ન છાંટે તો જેટલો થવો જોઈએ તેટલો ફાયદો થતો નથી. સારાંશ, જો બધા ખેડૂતો પાક સંરક્ષણના પગલા સાથે મળીને લે તો અસરકારક નિવડે છે. આ માટે હવાઈ કાર્યક્રમ એ એક અગત્યનો ઉપાય છે. આ પ્રકારના કાર્યક્રમો અમલમાં લાવવા માટે કેટલીક વિધિ કરવાની હોય છે. ગ્રામ પંચાયત, તાલુકા પંચાયત, જિલ્લા પંચાયત, રાજ્ય સરકાર, મધ્યસ્થ સરકાર વિગેરેની આ કાર્યક્રમમાં સલાહ, સહાય, યોજના અંગે માર્ગદર્શન, નિષ્ણાતોની સલાહ મળતા હોય છે. અને બધાના સંપ, સલાહ અને સહાયથી હવાઈછંટકાવ કાર્યક્રમ પાર પડે છે.

આમ જંતુનાશક અને રોગનાશક દવાઓની કથા આવી અવનવી છે

## સુધારી લેવા વિનંતી

'ભૂમિનવરચના'ના ઓકટોબર, ૧૯૮૨ના અંકમાં 'આ તમે જાણો છો? (કૃષિ વિષયક માહિતી) શીર્ષક નીચે જે લેખ પ્રસિદ્ધ થયો છે તેમાં એક ક્ષતિ રહી જવા પામી છે જે સુધારી લેવા વિનંતી.

જ્યાં જ્યાં "આમ્લમય" એમ છપાએલું છે ત્યાં ત્યાં "ક્ષારિય" એમ સુધારીને વાંચવું. આમ્લમય અને તેજાબમય બન્નેનો અર્થ એક જ થાય છે. એટલે જમીનનો પી. એચ. આંક જો સાત કરતા વધારે હોય તો જમીન ક્ષારિય કહેવાય

આ ભૂલ બદલ દિલગીર છું.

– લેખક

*

એક દિવસ યુરોપના એક ઉમરાવ હમબોલ્ડ્ર વ્હાઈટ હાઉસમાં અમેરિકાના પ્રમુખ જેફર્સનને મળવા ગયેલા. ત્યાં તેમણે પ્રમુખના ટેબલ પર એક છાપું પડેલું જોયું. એ છાપું ઉઠાવી તેમણે તેના પર નજર નાખવા માંડી. એ છાપામાં પ્રમુખ જેફર્સનની નિંદા કરવામાં આવી હતી અને તેમને જાતજાતની ગાળો આપવામાં આવી હતી. આ જોઈ પેલા ઉમરાવને ખૂબ નવાઈ લાગી.

એમણે પ્રમુખને પૂછયું : આ છાપાને તમે આવું બધું છાપવા કેમ દો છો ? એના તંત્રીને જેલમાં કેમ પૂરી નથી દેતા ?

જવાબમાં જેફર્સને કેવળ મોં મલકાવ્યું. પેલા ઉમરાવને એ છાપું આપતાં તેમણે કહ્યું : આ છાપું તમારા પાકીટમાં રાખો અને અમારા દેશમાં છાપાંની સ્વતંત્રતા બાબત કોઈ શંકા ઉઠાવે તો તેને તમે આ છાપું બતાવજો ને તમને તે કયાંથી મળ્યું છે એ પણ જરૂર કહેજો.

# मौन

નર્મદાશંકર હ. વ્યાસ

વાણી માનવજીવનની વિશિષ્ઠતા છે. વાણી એ માનવીનો વિશિષ્ઠ અધિકાર છે. વાણીને લીધે માનવી જીવનમાં અભૂતપૂર્વ વિકાસ સાધી શક્યો છે. જગતની વિવિધ ભાષાઓની સમૃદ્ધિ વાણીને આભારી છે. વાણી જીવનનું બહુમૂલ્ય ધન છે; પણ માનવીએ વાણીનો જેમ સદુપયોગ કરી 'શબ્દ-બ્રહ્મ'ની ભાવના ઉપજાવી, તેમ વાણીનો ભારોભાર દુરુપયોગ કરી વાણીને વૈખરીનું બીરુદ અપાવ્યું. વાણીનો દુરુપયોગ થવાને કારણે મૌનનું મહાત્મ્ય વધ્યું. મૌનની અભિવ્યક્તિ વાણી કરતાં પણ વિશેષ છે.

વાણીના દુરુપયોગને પરિણામે માનવીની શક્તિ બેફામ રીતે વેડફાઈ જાય છે. આપણને ખ્યાલ નથી આવતો કે બોલવામાં કેટલી બધી શક્તિ વેડફાઈ જાય છે! સાધારણ રીતે પ્રોફેસરના એક કલાકના વ્યાખ્યાનમાં પડતો શ્રમ, શારીરિક શ્રમના છ કલાક જેટલો હોય છે. શારીરિક શ્રમમાં માત્ર સ્થૂળ શ્રમ જ હોય છે, જ્યારે વાણીના શ્રમમાં માત્ર સ્થૂળ શ્રમ જ નહિં પણ માનસિક શ્રમ અને બૌદ્ધિક શ્રમ હોય છે. એક કલાકના વ્યાખ્યાનમાં મન અને બુદ્ધિ સતત્ સતેજ રહી વિચારના પ્રવાહને યોગ્ય રીતે વાણીમાં વ્યક્ત કરે છે. આ શ્રમ બાહ્ય રીતે કળી શકાતો નથી પણ વ્યાખ્યાતાને એક કલાકના વ્યાખ્યાન પછી મૌનની જરૂર પડે છે. મૌન વાણીનું સંગ્રાહક છે.

તત્ત્વની દૃષ્ટિએ માત્ર વાણીનું મૌન, મૌનના ખરા સંદર્ભમાં પર્યાપ્ત નથી. વાણીનું મૌન તો સ્થૂળ મૌન છે. માનવી સ્થૂળ મૌન પાળતો હોવા છતાં જો વિચારના મૌન સુધી ન પહોંચ્યો હોય તો તે ખરેખરો મુની નથી.

પ્રાચીન આર્યાવ્રતમાં મુનીનું ઘણું મહત્ત્વ હતું. સમાજમાં મુનીનું અનેરું સ્થાન હતું. મુની પૂજનીય ગણાતા. આજે તો મૌનની એક ફેશન થઈ પડી છે. મોટા માણસો અઠવાડિયામાં એકાદ બે દિવસનું મૌન પાળે છે અને મૌનરૂપી મહાવ્રત પાળ્યાનો સંતોષ લે છે. મૌન અવસ્થામાં પણ પાટીપેન કે કાગળ પેનસીલ સાથે રાખી સ્થૂળ વાણીને બદલે લેખન દ્વારા પોતાના વિચારોની અભિવ્યક્તિ કરે છે. એ ખરા અર્થમાં મૌન નથી પણ પ્રતિષ્ઠાનું મૌન છે.

માનવીની બુદ્ધિમાં અસંખ્ય સંસ્કારોનો ભંડાર રહેલો છે. અને તે વાણી દ્વારા વ્યક્ત થયા કરે છે. એટલે બુદ્ધિમાન સાધકે પહેલાં વાણી વગેરે બધી ઇન્દ્રિઓનો મનમાં નિરોધ કરવો જોઈએ. એ દૃષ્ટિએ મૌનનું ઘણું મહત્ત્વ છે.

મૌનનો ખરો અર્થ તો એ છે કે બહાર અને અંદર બોલવાનું બંધ થઈ જાય. માનવી એકલો હોય તો પણ બોલ્યા કરતો હોય છે બે કે બેથી વધારે હોય ત્યારે તો બોલે જ પણ સ્વગત બોલવાની ઘણાને ટેવ હોય છે. બોલવું એ બુદ્ધિની ઘણી ઘેરી પ્રક્રિયા છે વાણી દ્વારા બુદ્ધિ ક્ષણે ક્ષણે જે કંઈ બોલીએ છીએ તે આપણે સાંભળીએ પણ છીએ અને એવી રીતે વાણી દ્વારા પડતા સંસ્કારો સઘન બનતા જાય છે. બોલાતી વાણીનું પૃથક્કરણ કરવામાં આવે તો જણાશે કે લગભગ ૯૯% વ્યર્થ બોલાતું હોય છે. ભાગ્યે જ એકાદ ટકો સાર્થક બોલાતુ હોય છે. આમ માનવશક્તિનો ભયંકર હ્રાસ થતો હોય છે. મૌન એ મોટામાં મોટું તપ છે, ટોનીક પણ છે.

જે વાણીથી કોઈને લાભ નથી થતો, એ વાણીથી બન્ને પક્ષે નુકશાન જરૂર થાય છે, બોલનારને તેમજ સાંભળનારને. વ્યર્થ વાણીથી બીજાના મનમાં

[અનુ. પૃ. ૫૭૬

# આપણું આકાશ

જયમલ્લ પરમાર

## આકાશી અશ્વ

ભાદરવો આખો માસ પસાર થઈ ગયો અને હવે તો આસો પણ અર્ધો ચાલ્યો ગયો છે. શ્રાવણ માસમાં વાદળાંએ આકાશ માથે આછા થર પાથરેલા. એને બદલે ભાદરવામાં પાછાં આષાઢનું અનુકરણ કરતાં હોય તેમ દોવળા–ચોવળા થર પાથરેલા, અને કાળાં ઘોર સ્વરૂપ ધારણ કરીને ધરતી માથે કાળા ઓછાયા પાડેલા. હાથિયાએ પણ આષાઢના જલદેવતાની જેમ વાદળાંનાં વહાણ એકબીજા સાથે ભટકાડીને ગડુડાટી મચાવેલી, પણ 'ગાજ્યા મે' વરસે નહિ...' એ ન્યાયે એ ગડુડાટીભર્યાં ભાદરવાનાં વાદળાં અર્ધાં વરસ્યાં, અર્ધાં ન વરસ્યાં અર્ધો અંધકાર છાયો, અર્ધો અંધકાર ઉતાર્યો, ત્યાં તો પાણીનાં એકધારાં ઝાપટાંથી થાકેલી ધરતીએ આરામ મેળવી લીધો અને પોતાના અંગ પર લાલ, કેસરિયા રંગના ફૂલભર્યા સાજ સજી લીધા.

આવા ઘનઘોર ભાદરવા માસના દેવ ભાદ્રપદ–શિવની સેના તાવતરિયો વગેરે આપણા પર આક્રમણ કરે તે પહેલાં આપણે આસો માસના આંગણામાં દાખલ થઈ ગયા છીએ.

### સૌંદર્યદેવોનો માસ

આ તો આસો માસ. આસો માસના દેવ અશ્વિનીકુમાર. અશ્વિનીકુમારો સૌંદર્યદેવતા કહેવાય છે, તેથી એમનો માસ પણ સુંદર હોવો જોઈએ ને ? ભાદરવા માસમાં ખીલવા લાગેલાં ફૂલ હવે થોક થોક ઊતરવા લાગ્યાં છે. મલ્લિકા અને કમળ દૂધમલિયા દેહે ઠેર ઠેર દેખા દઈ રહ્યાં છે. કમળ તો આ શરદ-ઋતુનો શણગાર. શરદઋતુએ રાત્રિઓમાં આકાશ રૂપેરી ચાંદનીથી રસાય એવે વખતે કમળ અને કુમુદ ધરતીને દિવસભર અને રાતભર સફેદ રંગથી રસ્યા કરે છે.

શરદ ઋતુની રાત્રિઓને રૂપેરી ચાંદનીથી શોભવા દેવા માટે ત્રણ ત્રણ માસ આકાશને આવરી ગયેલી વાદળીઓ જળના ભાર ઉતારી, હળવી થઈને ચાલતી થઈ છે. ત્રણ માસથી વાદળાંના ત્રણ–ત્રણ ચાર–ચાર થરા બંધનથી ભિડાયેલું આકાશ છૂટું થતાં હળવું બની ગયું છે. વાદળાંની ભીડાભીડમાં ભીંસાઈ ગયેલો ચંદ્ર પણ હવે ભીંસ ઓછી થતાં હસતે મુખે પ્રકાશ ફેંકવા લાગ્યો છે અને શરદની રાતોને વિશેષ ઉજળી કરી રહ્યો છે. શરદની ઊજળી રાતો તો ભગવાનની રાસક્રીડાની રાત્રિઓ ગણાય છે. એવે સમયે માનવી પણ શાનો શાંત રહે ? એ પણ નવરાત્રિના તહેવારો રચી રાસ–ગરબી રમે છે. વિજયા-દશમી અને શરદપૂનમ, ધનતેરશ, કાળીચૌદશ અને દિવાળી જેવા ઉત્સવો રચી આનંદ માણે છે.

### સૌંદર્યવતી શરદ–પૂનમ

એમાંયે આજે જાણે તો શરદપૂનમ. શરદની રાત્રિઓનો અનુપમ શણગાર–દિન. આજે જાણે પૂર્ણચંદ્ર સાડાત્રણ માસમાં જળદેવતાએ શણગારેલા વિશ્વને પ્રકાશ–પછેડો ઓઢીને એકલા નિરીક્ષણ કરવા નીકળવાના છે. એમના આગમનને વધાવવા માટે પવને એકાદ લહર ફેંકી. વૃક્ષો નતમસ્તક થયાં; પણ આ શું ? અચાનક આટલાં બધાં વાદળાં આકાશ–આંગણે ક્યાંથી આવવા લાગ્યાં છે ? કોઈ ઉત્તરથી આવે છે, કોઈ દક્ષિણથી આવે છે. કોઈ મધ્યાકાશમાંથી પૂર્વ દિશા તરફ દોડી રહ્યાં છે. સાંજને સમયે ઘેટાં ચારી પાછા વળતાં ભરવાડની જેમ પેલા સૂરજ–ભરવાડે સંધ્યા–ટાણે પોતાની તેજ–ડાંગો લાંબી કરી કરીને આ વાદળ–ઘેટાંઓને આથમણા ક્ષિતિજ–વાડામાં પૂરી દીધેલાં; પણ સૂરજ–ભરવાડ વાળુ કરવા જતાં પાછળથી 'વાડામાંથી પાડું એક, છૂટું થઇ ને નાઠું છેક' એ

ત્યારે એક પછી એક આ બધાં ઘેટાં નાસી છૂટીને ઊગમણા આકાશમાં એકઠાં થયાં છે કે શું ?

કે આ તો શરદના પૂર્ણ ચંદ્રને વધાવવા આવી પહોંચેલી કોઈ વાદળ–પરીઓ છે ?

## શાંતમિજાજી પૂર્ણચંદ્ર

આવ્યો, આવ્યો, પૂર્ણચંદ્ર આવ્યો. ક્ષિતિજની કોર પરથી એણે હાસ્યભરી લકીર કાઢી. આ આટલા બધા વાદળસમૂહને આજે પણ એમના માર્ગમાં ઊભેલો જોઈને ગુસ્સો ચડતાં એમનું મોં લાલ થયું કે શું ? પણ એ લાલ નો કરે એ પહેલાં તો વાદળ–પરીઓએ દોડ મૂકી અને પૂર્ણચંદ્રને ઘેરી લીધો, મહાસભાના કોઈ પ્રમુખને સ્વાગત કરવા આવનાર માનવ-ટોળાં ઘેરી લે તેમ જ. હવે પૂર્ણચંદ્રનું મુખ શાનું દેખાય ? ભરચક વાદળ-ટોળાને વીંધવા તે ઘણો યે પ્રયત્ન કરે છે, પણ નિષ્ફળ. તેજમિજાજી જવાહર જેવો સૂર્યરાણો હોય તો હમણાં એના મિજાજ-તેજની પિચકારીઓ છાંટીને આખાં વાદળાંને રંગી નાખત; પણ આ પૂર્ણચંદ્ર તો ગાંધીજીના શાંત સ્વભાવ જેવો લાગે છે. 'હટો, માર્ગ આપો'નો તેનો અવાજ વાદળની કિનારીને જ અડકે છે, એટલો ભાગ જ જરા તેજસ્વી થઈ માર્ગ આપે છે; બાકીનાં વાદળ તો એમ ને એમ ઊભાં છે. પાસેનાં વાદળાં પર પૂર્ણચંદ્રે બહુ જ રોફ છાંટયો ત્યારે એના મુખ પર ત્રાંબાવર્ણી શરમભરી આભા દેખાઈ થોડીક શરમનો ભાર વધતાં એ આઘું ખસ્યું, પાછળનું વાદળ પણ ખસ્યું ને એક પછી એક અન્ય વાદળાં પણ ખસવા લાગ્યાં. પવને પણ એમને ખસેડવા માટે ચાર—પાંચ લહેરો ફેંકી દીધી.

અહોહોહો, થોડા સમયમાં તો વાદળાં આથમણા, ઉત્તરાદાં વહાણ હોડારીને ચાલવા માંડે, તેમ ચાલવા લાગ્યાં અને આકાશ–પટ ખાલી કરવા લાગ્યાં. શું શરદના પૂર્ણચંદ્રને વધામણે જ આવ્યાં હતાં કે શું ? નાણું કરીને પાછા વળેલા સૂરજ–ભરવાડે વાડામાંથી નાસી છૂટેલા ઘેટાંને વાળવા મોકલેલ પેલા પવન–સાથી એની લહેર–ડાંગોથી ઘેળીને આથમણા વાડા ભણી તેમને વાળી રહ્યો છે ?

ઘડી ભર આવડા વિરાટ સમૂહને નીરખીને ચંદ્રનું મૂંઝાયેલ મુખ લાલ રંગી બની ગયેલું; પણ આફતનાં વાદળ ઓસરતાં એનું વદન ખીલેલ કમળ સમું પ્રફુલ્લ બની ગયું; અને આકાશ–પટ પર એણે ધીમી ચાલે વિશ્વના નિરીક્ષણ અર્થે પગલાં ભરવાં શરૂ કર્યાં.

જેમ જેમ એ ઉપર ચડતો જાય છે, તેમ તેમ એનું મુખ–તેજ વધતું જાય છે. સાથે સાથે એના મુખ પર પેલો કાળો ડાઘો પણ કેમ વધારે કાળો બનતો જાય છે ? ઓહો, એ કાળો ડાઘો ઘડીવારમાં આકાર પણ ધારણ કરવા લાગ્યો. આ શું ? ઉપર લાંબા લાંબા કાન ફફડે છે અને શરીર સંકેલી લઈને બેઠું છે. સસલું તો નહિ ? ચંદ્રને આવા સસલા આકારના ડાઘાને કારણે જ 'શશાંક' કહે છે ?

## સસલાનું સ્મરણ

ધરતી પર તો ઝાડઝાંખરાં અને વાડખેતરોમાં છુપાઈ રહેતું આ સસલું ઠેઠ આકાશમાં ચંદ્ર મધ્યે ચોકેધાડે ક્યાંથી આવીને બેઠું છે. પેલી જાતકકથાઓ કહે છે, કે એ તો છે ભગવાન બુદ્ધનો પૂર્વાવતાર.

બનારસમાં બ્રહ્મદેવ નામે રાજા રાજ્ય–કરતો. તે અરસામાં પૂર્વાવતારે ભગવાન બુદ્ધ એ જંગલમાં સસલા સ્વરૂપે જનમ્યા હતા. જંગલમાં રહેતા એ સસલાને વાંદરા અને શિયાળ સાથે ભાઈબંધી. ત્રણે જંગલમાં સાથે રહે અને ચારો કરી જીવ્યા કરે. એવામાં એક દિવસ કોઈ પુણ્ય પર્વણી આવી. વાંદરાએ તે દિવસે જાહેર કર્યું, કે હું મારાં તે દિવસનાં ફળ કોઈ બ્રાહ્મણને દાનમાં આપીશ. શિયાળે કહ્યું, કે હું શેરડી, બોર વગેરે ન ખાતાં કોઈ બ્રાહ્મણને દાન કરીશ. બિચારું સસલું તો ખડ ખાય, ખડ કાંઈ દાનમાં અપાય ? એણે કહ્યું, કે મારી પાસે બીજું તો કાંઈ નથી, પણ કોઈ બ્રાહ્મણ ચડી આવે તો મારો દેહ દાનમાં આપું.

સસલાનો આવો આત્મબલિદાનનો નિશ્ચય જાણી તેની પરિક્ષા કરવા દેવોનો રાજા શક્ર એ

જંગલમાં બ્રાહ્મણને રૂપે ભિક્ષા માગતા નીકળ્યા. તેમને ભિક્ષા માગતા જોઈને સસલે તેમને રોક્યા અને પોતાનો દેહ આપવાની દરખાસ્ત મૂકી. સસલાના કહેવા પ્રમાણે તેના દેહનું આત્મબલિદાન કરવા માટે બ્રાહ્મણે લાકડાં ભેગાં કરીને ભડકો કર્યો. સસલાએ ઠેકડો માર્યો; પણ આ શું ? અગ્નિ જાણે પાણી જેવો ઠંડો થઇ ગયો અને સસલાને કશી આંચ ન આવી. ફરી ફરીને એ ત્રણ વાર ભડકામાં પડયું; પણ એનો દેહ બળ્યો નહિ. સસલાની આત્મબલિદાનની આવી તૈયારી જોઈને બ્રાહ્મણવેશે આવેલા શક્ર મૂળ સ્વરૂપે પ્રકટ થયા અને કહ્યું : 'હે સસલા, તું નાનું છે, પણ તારો ગુણ જબરો છે, તારો આ ગુણ માનવજાતને પૃથ્વીના અંત સુધી દેખાવો જોઈએ.'

તરત જ તેમણે પાસે ઊભેલા એક પર્વતને નિચોવીને શાહી બનાવી. એક હાથમાં સસલાને પકડી, તેને નીરખતાં નીરખતાં ભગવાન શક્રે બીજા હાથે ચંદ્રના પૃષ્ઠભાગ પર સસલાનો આકાર દોર્યો. હજીયે તે શશક-આકાર ધરતીનાં માનવીઓને આત્મ-બલિદાનનો સંદેશો આપ્યા કરે છે.

સસલું ચંદ્ર મહારાજના મુખ પર વિરાજમાન થયું, એ તો ઠીક, પણ આ ચંદ્ર મહારાજના રથને હાંકનાર તો હરણાંછેને ? હરણાંના રથમાં બેઠેલ સસલાંને કેવો આનંદ આવતો હશે ?

## ડોશીમા અને રેંટિયો

પણ આપણી લોકકથાઓ તો ચંદ્રના પૃષ્ઠભાગ પર સસલાને બદલે રેંટિયો કાંતતી ડોશીને કલ્પે છે. એ ડોશીમા શું ચંદ્રમહારાજના તેજના તાર કાંતી કાંતીને પૂનમને દિવસે દૂધમલિયા સાળુ અવની પર પાથરે છે કે શું ? પેલા સસલાની જેમ ડોશીમા પણ હરણાંના રથમાં બેઠાં બેઠાં મલકાતાં હશે ?

સસલું અને ડોશીમાને સાથે લઇને પણ પૂર્ણચંદ્ર આજે પોતાનાં બધાં તેજ નિર્વિઘ્ને છૂટાં મૂકીને નિરીક્ષણ કરશે, એટલે પેલા તારક-ગણો ઝાંખા થઇ જવાના; અને આપણે તારક-ગણોનું નિરીક્ષણ નહિ કરી શકવાના. આજે તો ફરી વાર શરદના એ પૂર્ણચંદ્રને નીરખીને આકાશ-દેવતાની સલામ કરી વિદાય લઇએ. ત્રણ ચાર દહાડા બાદ ચંદ્ર મહારાજે તેમનાં તેજ થોડાંક સંવર્યાં હશે, ત્યારે તારક-ગણોનાં નિરીક્ષણ કરવા આવી પહોંચશું.

*

આસો વદ ચોથ : રાતના નવ સાડાનવ વાગ્યા છે. આ અમારો બગીચો. સુક્કા ભટ્ટા પ્રદેશ તરીકે ઓળખાયેલા ઝાલાવાડના ખારા પ્રદેશમાં મીઠી વીરડી જેવી આ ફૂલવાડી. એને પૂર્વ તરફને ખૂણે ઊભું છે ઊંચું ઊંચું બૂચનું ઝાડ. છાંયો ન આપવાના ગુનાસર એને કાપી નાખેલું, પણ એમાંથી હમણાં એ પાંગર્યું છે અને આ માસની ઠંડીની આંચ લાગતાં ખીલી ઊઠ્યું છે. માથા પર ફૂલ-ફુવારીઓ ઉડાડતું એ ઊંચું ઝાડ મહાપુરુષ પોતાના ઉચ્ચ આસને બીજાને બોલાવે, તેમ આપણી નજરને ઊંચે ચડાવે છે. અંધારામાં યે એની શુભ્રવર્ણી કળીઓ પર નજર નોંધાય છે. કળીઓનાં ઝૂમખાં ઝૂલી રહ્યાં છે, અને સુગંધ વેરી રહ્યાં છે; પણ એ ફૂલ-ઝૂમખાં બની જાય છે. આપણી નજર-મુસાફિરનું સોપાન અને નજર છલાંગ મારે છે, પૂર્વ દિશા તરફ ગગનના ગોખ માથે, જ્યાં અસંખ્ય શુભ્રવરણાં તારામંડળનાં ઝૂમખાં ઝૂલી રહ્યાં છે.

## વાદળરાણીઓની વિદાય

આસો માસ છે, એટલે શરદની રાત્રિઓને પરિપૂર્ણપણે પ્રકાશવા દેવા માટે વાદળરાણીઓ ઠંડીના રક્ષણાર્થે નવી ઓઢણીઓ ઓઢવા ચાલી ગઈ છે. હજી પાછી ફરી નથી અને આકાશના દેવમુનિઓ કશા યે આવરણ વગર ટમ... ટમ...પ્રકાશી રહ્યા છે.

એ ટમટમ દીવડાઓને નીરખવા માટે તો આકાશની અટારી માથે ચડવું પડશે; પણ આકાશની અટારી તો ઘણી ઊંચી. ત્યાં ચડવા માટે કોઈ પાંખાળો ઘોડો મળી આવે તો સવાર થઈને તબડાક તબડાક આકાશભણી મારી મૂકીએ. આવો પાંખાળો ઘોડો ક્યાં મળે ? આકાશ-મધ્યે જ આપણને મળી

આવશે. એ ઘોડો પકડવા માટે થોડી વાર આંખોની દૃષ્ટિ પર સવાર થઈને આકાશમાં પહોંચવું પડશે. ક્યાં છે એવો ઘોડો ?

આપણે શ્રાવણ માસમાં પેલા જલગરિયા કુંભ-રાશિ સુધી આકાશમાં આવી ગયેલા ને ? શ્રવણથી એ કુંભરાશિ સુધીના આકાશપટમાં બધે ઝાંખા તારાઓ જ પડયા છે; પણ એ કુંભરાશિથી આગળ પૂર્વ તરફ ચાલતાં બીજા વર્ગના બે પ્રકાશિત તારાઓ લાંબે અંતરે આકાશ મધ્યે ક્ષિતિજની સમાંતરે બેઠા છે. એ જ રીતે હજી આગળ પૂર્વ તરફ વધતાં બીજા બે તારાઓ પ્રકાશી રહ્યા છે અને આ ચારે તારાઓ મળીને એક જબરો ચોરસ રચી રહ્યા છે. આ ચાર તારાઓ જાણે આકાશ–આંગણામાં હમચી ખૂંદી રહેલ કોઈ ઘોડાના ચાર ડાબલા દેખાડી રહ્યા છે. આકાશના આવડા મોટા પટ પર હમચી ખૂંદી રહેલ આવો જબ્બર ઘોડો કોણ છે ?

## ઉચ્ચૈઃશ્રવા અશ્વ

એ ઘોડો તો સમુદ્રમંથનમાંથી નીકળી આવેલ ચૌદ રત્નો માંહેનો ઉચ્ચૈઃશ્રવા નામનો અશ્વ. દિનભર ધરતીને પ્રકાશ આપી રહેલ સૂર્ય મહારાજાના રથને અવિશ્રાંતપણે ખેંચી રહેલ અશ્વ તે આ પોતે જ. દિનભર તો એ સૂર્યના તેજની ડમરીઓમાં ઢંકાઈ ગયો હોય છે, તેથી દેખાતો નથીઃ પણ રાતને સમયે સૂર્યમહારાજ આરામ લેવા જતાં એને અહીં આકાશ-આંગણે બાંધી જાય છે; અને આપણે તેને ડાબલા ઠોકતો નીરખી શકીએ છીએ.

એના ચાર ડાબલા પણ આકાશના કેટલા બધા પટને આવરી રહ્યા છે ? આવડા મોટા ડાબ-લાને જુદાં જુદાં નામ મળવાં જોઈએ ને ?

કુંભરાશિથી આગળ એના પ્રથમ બે ડાબલા દેખાય છે એનું નામ પૂર્વભાદ્રપદા નક્ષત્ર. કુંભરાશિમાં આવે છે. ½ ધનિષ્ઠ + ૧ શતાભિસક + ¾ પૂર્વ-ભાદ્રપદા મળીને કુંભરાશિ પૂરી થાય છે. થોડો થોડો વરસાદ વરસાવતા ભાદરવા માસના આ દેવે જાણે એના બે પગ જલદેવતાની કુંભરાશિમાં બોળી રાખ્યા છે. આ પૂર્વભાદ્રપદા બન્ને તારામાંથી ઉત્તર તરફ લીટી લંબાવીએ તો ધ્રુવમાં જઈ મળે છે. ધ્રુવને શોધી કાઢવાની આ એક બીજી રીત.

એ પૂર્વભાદ્રપદાના તારાથી આગળ ચાલતાં બીજા બે પ્રકાશિત તારાઓ માંહેનો દક્ષિણ તરફનો તારો તે ઉત્તરા ભાદ્રપદા નક્ષત્રઃ ઉત્તર તરફનો તારો તો દેવયાની નામના તારામંડળનો સભ્ય છે ત્યારે તો ત્રણ તારાનો જ ઉચ્ચૈઃશ્રવા બન્યો ને ? અને તેને ત્રણ ડાબલા માંડીને જ ઊભો રહેલો કલ્પવો ને ? હા, તેમાં પણ કશું ખોટું નથી. જાતવંત ઘોડો ધરતી પર સૂએ નહિ કે એક સાથે ચાર ડાબલા ધરતી પર માંડે નહિ. ઉચ્ચૈઃશ્રવાથી વિશેષ જાતવંત અશ્વ બીજો કયો લાવવો ? એનું બીજું નામ ખગાશ્વ. જો કે જ્યોતિર્વિદો તો પેલા દેવયાનીના ચોથા તારાને ભેળવીને જ આ આખા તારામંડળને 'ભાદ્રપદનો ચોરસ' એવું નામ આપે છે.

આ ઉત્તરાભાદ્રપદાના તારાની દક્ષિણે જ વિષુવવૃત્તને ક્રાન્તિવૃત્ત છેદે છે અને વસંતસંપાત થાય છે. તા. ૨૨મી માર્ચે સૂર્ય આ સંપાતબિંદુમાં હોય છે અને તે દિવસે રાત્રિદિવસ સરખાં થાય છે.

## પાશ્ચાત્યોનો પેગેસસ અશ્વ

પણ આપણે આ ઉચ્ચૈઃશ્રવા તથા 'ભાદ્રપદનો ચોરસ' નાં નામ પાશ્ચાત્યો પાસેથી ઉછીનાં લીધાં છે. તેઓ એને પેગેસસનો ચોરસ સ્કવેર ઑફ પેગે-સસઃ Square of Pegasus કહે છે. પેગેસસ ગ્રીક પુરાણો એક ખ્યાતનામા અશ્વ છે. શા માટે એને અહીં આકાશ–મધ્યે સ્થાપવામાં આવ્યો છે ?

પેગેસસની ઉત્પત્તિ–કથા તો પેલા યુવાન વીર પર્સ્યુસની સાથે જોડાયેલી છે. પર્સ્યુસે મેડુસા નામની રાક્ષસીને મારેલી, તેની લોહીધારામાંથી આ દૈવી ઘોડો ઉત્પન્ન થયેલો. જાણે અશુભના સંહારમાંથી શુભનું સર્જન થાય તેમ જ. પોતાની ઉત્પત્તિ બાદ એ ઘોડો હેલીકોન નામના પર્વત પર રહેતો. તેણે જલહીન

ગણાતા એ પ્રદેશને જલમય બનાવવા ખરી પછાડી અને તેમાંથી એક ઝરો નીકળ્યો, તેનું નામ હોર્સ-ફાઉન્ટન પડ્યું. જે કોઈ એ ઝરાનું પાણી પીએ તેને કાવ્યદેવી વરે, એવું તેને દેવી મીનર્વાએ (સરસ્વતીએ) વરદાન આપ્યું હતું; કેમકે આવા સુંદર અશ્વને જોઈને દેવી મીનર્વા તેના પર ખુશ થઈ ગયેલાં અને તેમણે જ તેને કેળવેલો. આ ડુંગર પર જ કાવ્ય અને કળાની અન્ય નવ દેવીઓ રહેતી. તે પણ એના પર સવારી કરતી અને ચારે બાજુ ફર્યા કરતી.

આ પેગેસસ ઘોડો બેલેરોફોન નામના યુવાન વીરને પણ ખૂબ મદદમાં આવેલો. કોણ હતો એ બેલેરોફોન ? ગ્રીસ દેશમાં જંગલી ઘોડાઓને સૌથી પ્રથમ કેળવનાર તે આ યુવાન. એ પરથી એનું નામ હીપોનસ પડેલું. હીપોનસ એટલે ઘોડાઓને કેળવનાર. તેણે ભૂલમાં પોતાના ભાઈને માર્યો, તેથી તેને તેના પિતાએ-કોરીન્થના રાજાએ દેશવટો આપેલો અને તે આર્ગોસના રાજાને ત્યાં આવીને રહ્યો, પણ આર્ગોસના રાજાની રાણી ખુશામતની ભારે શોખીન. સ્વમાની બેલેરોફોને તેની ખુશામત ન કરી, તેથી તેના પર રાણીએ કલંક નાખ્યું. રાજાએ તેને નિર્દોષ માન્યો, પણ રાણીને રીઝવવા તેણે બેલેરોફોનને તેના સસરા લીસીઆના રાજા પાસે તેને મારી નાખવાની ચિઠ્ઠી સાથે મોકલ્યો. લીસીઆના રાજાએ તેને માર્યો નહિ, પણ ચીમેરા નામનો એક રાક્ષસ દેશને ઉજ્જડ કરી રહ્યો હતો તેને મારવા મોકલ્યો. તેણે મીનર્વા-દેવીની પ્રાર્થના કરી, એટલે તેના કાર્યમાં સહાય આપવા દેવી મીનર્વાએ તેને પેગેસસ ઘોડો આપ્યો.

આ ઘોડા પર બેસીને બેલેરોફોન ચીમેરા દૈત્યને મારવા ગયો. આ દૈત્ય જ્વાળામુખી સ્વરૂપ હતો. એને માથે સિંહ, વચ્ચે બકરાં અને તળેટીએ સર્પ રહેતા. એ દૈત્યને મારીને બેલેરોફોને આ આખો પ્રદેશ વસવાટને યોગ્ય કર્યો. લીસીઆનો રાજા તેના પર ખુશ થયો. આ પછી તેણે સોલીમી નામની લડાયક જાતિને હરાવી. એમેઝોન્સ નામની સ્ત્રી-સૈનિકોને જીતી અને લીસીઆના રાજાએ તેને કુંવરી પરણાવી અર્ધું રાજ દીધું.

## પેગેસસની યાદ

પણ આ બધાં પરાક્રમ બેલેરોફોન ન જીરવી શક્યો. તેને અહંકાર આવી ગયો. તેણે પેલા ત્રિશંકુની જેમ સદેહે સ્વર્ગમાં જવા માટે પેગેસસ પર બેસીને પ્રયત્ન કર્યો. દેવ જ્યુપિટરને આની ખબર પડી. તેણે તેને ઘોડા પરથી ધરતી પર પછાડ્યો, આંધળો કર્યો અને તે જીવ્યો ત્યાં સુધી પોતાના અભિમાનનું પ્રાયશ્ચિત્ત કરતો ભટકતો રહ્યો. દેવ જ્યુપિટરે તેનાં લોકોપયોગી પરાક્રમોમાં સાથ પૂરનાર પેગેસસ ઘોડાને આકાશમાં નક્ષત્રને સ્વરૂપે સ્થાન આપી દીધું. હજીયે તે પેગેસસ ઘોડો પોતાની પરોપકારી સહાય અને બેલેરોફોનના અહંકાર-પશ્ચાત્તાપની કથા લોકોને આકાશ-મધ્યે ઘૂમીને સંભળાવ્યા કરે છે.

આ ભાદ્રપદાના ચોરસની અંદર એક ગોળાકાર તારકગુચ્છ છે, જે આપણાથી ૪૭,૯૨૨ પ્રકાશ-વર્ષને અંતરે છે. આ ભાદ્રપદના ચોરસની અંદર કેટલા તારા ગણી શકાય છે તેના ઉપરથી આંખોનો કસ કાઢવામાં આવે છે; પણ જેવું નિરભ્ર આકાશ અને જેવી અંધારી રાત તેના પર આ તારા-ગણતરીનો આધાર રહે છે. લગભગ ૫૦થી માંડીને ૧૦૦ તારા સુધી એ ચોરસમાં તારા ગણી શકાય છે.

ઉચ્ચૈઃશ્રવા અશ્વના શરીર પર તારકગણોનાં કેટલાં ઘરેણાં છે તે ગણવાને બદલે આપણે તો એના પર સવાર થઈ જઈએ અને ઊગમણી તરફ અન્ય તારામંડળોને નીરખવા માટે ઊપડી જઈએ.

## દેવોના વૈદ અશ્વિનીકુમાર

ઉત્તર ભાદ્રપદાની પૂર્વે સીધા આગળ વધતાં બીજા વર્ગનો એક તારો પ્રકાશી રહ્યો છે. એની જ પાસે એક ત્રીજા વર્ગનો તારો પ્રકાશે છે. આ બે તારો તે આપણા આ આસો માસના અધિષ્ઠાતા દેવઅશ્વિની નક્ષત્ર. અશ્વિનીકુમારોને તો જાણો છો ને ? દેવોના વૈદો સ્વરૂપે ફરનાર એ મિત્રબેલડી ભગ-

વાન સૂર્યનારાયણના પુત્રો છે. સૂર્યનારાયણને અશ્વ-સ્વરૂપે તેમની પત્ની અશ્વિનીને પેટ અવતરેલા એ બન્ને પુત્રો અશ્વિનીના નસંકારામાંથી નીકળેલા તેથી એમને નાસત્ય પણ કહે છે.

તેઓ વૈદો હોવાને કારણે તેમને યજ્ઞભાગ મળતો ન હતો; પણ સુંદરતાના અવતાર સ્વરૂપ આ અશ્વિનીકુમારોએ અંધ ઋષિ ચ્યવનનાં પત્ની સતી સુકન્યાના શિયળની પરીક્ષા કરતાં તેમાં તે અણિશુદ્ધ પાર ઊતર્યાં, તેથી ખુશ થઈને અશ્વિનીકુમારોએ ચ્યવન ઋષિને તારુણ્ય અને નેત્ર આપ્યાં. તેના બદલામાં ચ્યવન ઋષિએ અશ્વિનીકુમારોને યજ્ઞભાગ મળતો થાય તેવું કર્યું.

આ અશ્વિનીકુમારો હમેશાં સાથે જ વિહરે છે, ખાય છે, પીએ છે, સૂએ છે. તેમનું દ્વિસ્વરૂપ જાણે એકસ્વરૂપ બની ગયું છે; તેથી તો સંસ્કૃતમાં તેમનાં રૂપ એકલા દ્વિવચનમાં જ થાય છે. અશ્વિની-કુમારો આપણા આર્ય ઈતિહાસમાં એ રીતે અખંડ મિત્રજોડીનો આદર્શ દાખલો આપી રહ્યા છે. આપણાં શાસ્ત્રોમાં પિતૃપ્રેમ માતૃપ્રેમ, પુત્રપ્રેમ, પત્નીપ્રેમ, પતિ-પ્રેમના અસંખ્ય દાખલા મળે છે. મિત્રપ્રેમનો આવો અનુપમ દાખલો મૂકનાર આ અશ્વિનીકુમારો જ.

તેમની પછી કૃષ્ણ અને સુદામા, નર અને નારાયણ સ્વરૂપ કૃષ્ણ અને અર્જુન, આપણાં સંસ્કૃત નાટકોમાં કાદંબરી માંહેલા ચંદ્રાપીડ અને વૈશંપાયન—આવા મિત્રપ્રેમની હારમાળા સાંધતા આવે છે, અને ઠેઠ આપણી લોકકથાઓમાં માનસંગ-અભેસંગ અને રૂપસંગ-રામસંગની મિત્રબેલડીઓ એ મિત્રપ્રેમની અજોડતાને લોકજીવનમાં સાંકળતી આવે છે.

## આકાશી ચિત્રકાર

મિત્રપ્રેમના પૂર્વાચાર્ય સમા આ અશ્વિની નક્ષત્રનું સ્વરૂપ કેવું છે ? તેઓ પણ અશ્વિનીના-ઘોડાના જ પુત્રો છે ને ? બે તારાઓની પાસે પડેલા ત્રીજા તારાને સાથે લઈએ, તો એ ત્રણ તારાઓમાં દેવાંગી અશ્વિની દક્ષિણાભિમુખ બાંકી ગરદન-છટા આલે-ખાઈ જશે. અશ્વિનીની આ છટા ચીતરનાર ગગનના અલોપ ચિત્રકારને આપણા ચિત્રકારોની જેમ ઓઝા લીટા મારવાની જરૂર પડતી નથી એ તો મોતીનાં બિંદુ મૂકતો જાય છે અને અવનવાં ચિત્ર ઉઠાવતો જાય છે.

આ અશ્વિનીની ઉત્તર તરફ નજર કરતાં ત્યાં ત્રણ તારા પડયા છે. એ ત્રણ તારાને ત્રિકોણ કહે છે. પાશ્ચાત્યો એમને ટ્રાયેંગલમ : Triangulum એવું નામ આપે છે, પણ અત્યારે એની વાત જવા દઈને અશ્વિનીની જ પૂરી ઓળખ કરી લઈએ.

અશ્વિનીને પાશ્ચાત્યો એરીસ : Aries કહે છે એરીસ ' એટલે મેષ : ઘેટું એ ઘેટાનું નામ તેઓ રેમ : Ram આપે છે. જે ત્રણ તારામાંથી આપણે અશ્વ-ગરદનની કલ્પના કરી તેમાંથી મેષ-ગરદનની પણ કલ્પના કેમ ન કરી શકાય ? પણ અહીં તેમણે આ ઘેટાને શા માટે બેસાડ્યું છે ? તેની પાછળ એક કથાનક છે.

## રેમ ઘેટાની કથા

ગ્રીસ દેશમાં એક રાજા રાજ કરે. તેની રાણીનું નામ નેફીલી. નેફીલી તો વાદળપરીનો અવ-તાર. ઉનાળાના વાદળ જેવી જ મૃદુ અને સોનેરી રંગે શોભે. રાણીને પેટે બે બાળક અવતર્યાં. ફ્રીક્સસ નામે દીકરો અને હેલી નામે દીકરી.

પણ નેફીલી તો વાદળપરી હતી. જ્યારે ઉનાળાના તાપ પડતાં વાદળાં ચાલ્યાં જાય, ત્યારે એ પણ સુકાવા લાગે. આથી તે ઉનાળામાં દૂર દૂર વાદળપરીઓ સાથે ચાલી જવા લાગી. એક વખત તે વાદળપરીઓ સાથે ગઈ અને વાદળપરીઓએ તેને રોકી રાખી. પાછી આવવા જ ન દીધી.

પાછળથી રાજા એક બીજી રાણી પરણ્યા. નવી રાણી વાદળ પરીનાં બાળક ફ્રીક્સસ અને હેલીને હેરાન કર્યા કરે. ગગનમાથી વાદળપરીએ પોતાનાં બાળનાં દુઃખ જોયાં; અને તેણે દેવોની મદદથી સોનેરી ઊનવાળું એક ઘેટું અવની પર મોકલ્યું. ઘેટાએ

ફ્રીક્સસ અને હેલીને પોતાની પીઠ પર બેસાડી દીધાં અને નદનદી, સરોવર અને દરિયા પર થઈને ઊડવા લાગ્યું. દરિયા પરથી તે ઉડયું જતું હતું ત્યાં હેલીના હાથ છૂટી ગયા અને તે દરિયામાં જઈ પડી અને ડૂબી ગઈ. હજી યે જ્યાં તે ડૂબી ગઈ તે સ્થળને 'હેલીસ પોઈન્ટ' કહે છે. એકલો ફ્રીક્સસ કોલ્ચીસ દેશમાં પહોચ્યો. તેણે ત્યાંના રાજાને તે દેશમાં અપરિચિત એવા આ ઘેટાની ભેટ ધરી.

ઉનમાંથી રૂપાળા કપડાં અને દેહમાંથી માંસરૂપી ખોરાક આપનાર આ ઘેટાને જોઈને ત્યાંનો રાજા રાજી રાજી થયો. તેણે ફ્રીક્સસને પોતાની કન્યા પરણાવી અર્ધું રાજપાટ દીધું. રેમ–ઘેટાની સોનેરી ઊનની રક્ષાર્થે તેણે પહેરેગીરો મૂકયા. આ સોનેરી ઊનવાળા ઘેટાના જ કોઈ વંશવેલાને પકડી લાવવા માટે પેલો યુવાન વીર જેસન વહાણ લઈને ઉપડયો હશે ને ?

### કલ્પના–સામ્ય

પોતાની સહાયથી નમાવાં ફ્રીક્સસ અને હેલીને બચાવનાર તથા પોતાના દેહમાંથી દેશસમસ્તને અન્નવસ્ત્ર આપનાર આ રેમ-ઘેટાને દેવોએ આકાશમાં આ એરીસ (અશ્વિની) તારામંડળને રૂપે સ્થાન આપી દીધું છે. આપણું આ અશ્વિની નક્ષત્ર મેષ રાશિમાં આવે છે. પાશ્ચાત્યોનું એરીસ પણ ઘેટું અને આપણું મેષ એટલે પણ ઘેટું. આ કલ્પના–સામ્ય કયાંથી આવ્યું હશે. ?

બેબીલોનના લોકોએ જ્યારે આ તારામંડળ પાસે વસંતસંપાત થવા લાગ્યો ત્યારે એને નક્ષત્રરૂપે સ્થાન આપ્યું હતું. યહુદી લોકો મિસરી લોકોની ગુલામીમાંથી જ્યારે મુક્ત થયા ત્યારે સૂર્ય આ તારામંડળમાં હતા, તે પરથી તેમનો પ્રથમ માસ નિસન આ નક્ષત્રથી હજી યે ગણવામાં આવે છે.

આ અશ્વિની નક્ષત્રનો સૌથી વિશેષ પ્રકાશિત બીજા વર્ગનો તારો આપણાથી ૭૪ પ્રકાશવર્ષ દૂર છે, અને પાશ્ચાત્યો હમલ: Hamal કહે છે. આ તારો આપણી પૃથ્વી તરફ સેકંડમાં ૧૪ માઈલની ઝડપે આવી રહ્યો છે.

### ઘટિકાયંત્રની યાદમાં

ઉચ્ચૈઃશ્રવાના ઘોડા પર બેઠાં બેઠાં, અનેક કથા ધરાવતા આ અશ્વિનીના અશ્વમુખને મૂકીને, ઝીણી નજર માંડીને આગળ વધતાં પૂર્વ દિશામાં ત્રણ ઝાંખા તારાનો એક ત્રિકોણ આવે છે. એનું નામ ભરણી નક્ષત્ર. ભરણી એટલે તો ઘડી માપવા માટે પાણી ભરવા મૂકેલું ઘટિકાયંત્ર જ છે ? આપણે તો એને 'ઘડી'જ કહીએ છીએ ઘડી તો ગોળ બેઠકના વાટકી જેવી ગોળ હોય. આ ત્રણ તારામાંથી એવી ઘડી જેવો આકાર કેવી રીતે ઊભો થાય ? એ ત્રણ તારાના બિંદુઓને જો ગોળાકારે સાંકળી લઈએ તો ઘડી રચાઈ જાય. જ્યોતિષશાસ્ત્રમાં સમયની ગણતરીમાં અતિ ઉપયોગી ગણાતા એ ઘટિકાયંત્રને પણ જ્યોતિર્વિદોએ આકાશમાં આ ભરણી નક્ષત્રને રૂપે અમર બનાવી દીધું કે શું ?

અલબત્ત, ઘટિકાયંત્રે પણ ઓછા ઈતિહાસ નહિ સર્જ્યા હોય 'સિદ્ધાંત-શિરોમણિ' અને 'કરણ-કુતૂહલ' જેવા જ્યોતિષગ્રંથોના રચયિતા મહાન જ્યોતિર્વિદ ભાસ્કરાચાર્યની દીકરી લીલાવતીનું ભવિષ્ય પણ આ ઘડીએ જ ફેરવી નાખેલું ને ?

### લીલાવતીનું ભવિષ્ય

જ્યોતિર્વિદ ભાસ્કરાચાર્યને એક જ દીકરી. નામ લીલાવતી. દીકરી પર પિતાને અસીમ ભાવ. જ્યોતિષી પિતાએ દીકરીના નસીબના આંકડા માંડી જોયા એક જ મુહૂર્ત એવું હતું, જેમાં લીલાવતી પરણે તો એ સૌભાગ્યવંતી રહે; નહિ તો વિધવા થાય. લીલાવતી યુવાન થઈ. તેના લગ્ન લેવામાં પેલા મુહૂર્તને બરાબર સાચવવા માટે ઘટિકાયંત્રમાં પાણી ભરીને જ્યોતિષી ભાસ્કરાચાર્ય ઘડી–પળ ગણી રહ્યા હતા. મુહૂર્તને હજી વાર હતી, તેથી તે જરા બહાર ગયા ત્યાં ફરતી ફરતી લીલાવતી આવી. ઘટિકાયંત્રમાં કેટલું પાણી ભરાયું છે તે જોવા તે નીચે નમી અને હજી વાર છે જાણીને ચાલતી થઈ.

પણ એ જ સમયે એના કપાળમાંથી તેના સૌભાગ્યનું ચિહ્ન ખરી ગયું હતું. નીચે નમતી વેળા એ લીલાવતીના કપાળમાં ચોંટેલી મોતીબિંદી ઘડીમાં પડી ગઈ અને બરાબર નીચે પાણી ભરાવાના છેદ પર ભરાઈ ગઈ. પાણી ભરાતું અટકી ગયું, ઘડી વીતી ગઈ, તો યે હજી પાણી ભરાયું ન હતું, તેથી ભાસ્કરાચાર્ય રાહ જોતા બેઠા રહ્યા. ઘણો સમય થવા છતાં ઘડી ન જ ભરાઈ, ત્યારે શંકા જતાં ઘડીને ઉપાડતાં તેમણે એના છેદમાં મોતીબિંદી ભરાઈ ગયેલી જોઈ; પણ આ દરમ્યાન પેલું મુહૂર્ત વીતી ગયું હતું. 'પાણીનો તારો પાણીમાં ડૂબે' એવા ન્યાયે મહાન જ્યોતિર્વિદને જાણે જ્યોતિષે જ થાપ આપી.

એ પછી લીલાવતીનાં લગ્ન થયાં, પણ એ તરત જ વિધવા થઈ. વિધવા પુત્રીના મનને રોકી રાખવા જ્યોતિર્વિદ પિતાએ તેને જ્યોતિષશાસ્ત્ર અને ગણિતશાસ્ત્રના અભ્યાસ તરફ વાળી. પુત્રીપ્રેમની યાદમાં એક સુંદર ગણિત-ગ્રંથ લખ્યો તેનું નામ તેમણે 'લીલાવતી-ગણિત' આપ્યું.

### ભરણીનો વરસાદ

આ ભરણી નક્ષત્ર વિષે પેલું ભડલી વાક્ય બોલે છે, કે:

'જો વરસે ભરણી, તો નાર મેલે પરણી'

જો ભરણી નક્ષત્રમાં વરસાદ વરસે તો પુરુષ પોતાની પત્નીને રખડતી મૂકી દે, એવો ભયંકર દુષ્કાળ પડે.

પણ હવે આપણે આપણા ઉચ્ચૈઃશ્રવા અશ્વને પાછો વાળીએ; કેમકે અશ્વિનીરૂપ અન્ય અશ્વને મળતા અને લીલાવતીના લગ્નને અશુભ બનાવનાર ભરણીને નીરખતાં તો આપણો રોજનો સમય વીતી ગયો છે. રોજ નિયમિત અને એકસરખું ખાવું સારું; નહિ તો ક્યાંક અપચો થાય !

પાછા વળતાં પશ્ચિમ આકાશમાં શું દેખાય છે ? આકાશગંગાનો પટ્ટો ઈશાનથી નૈઋત્ય દિશાને અને કોઈ બાણગંગા જેવો નાનો પટ્ટો પશ્ચિમ દિશાને પોતાનાં ધવલ જલથી અજવાળી રહ્યો છે. પેલા 'હંસ' મુનિ, શ્રવણ મુનિ અને દશરથ મહારાજ પતિત-પાવન ગંગામૈયાનો પુનિત તટ નહિ જ છોડવાના ? ગંગાકાંઠે બેસવાનું ભાગ્ય કોણ જતું કરે ?



પૃ. ૫૬૮ થી ચાલુ]

કચરો નાખવાથી હિંસા થાય છે, તેમજ પોતાના મનમાં પણ એનો એ સંસ્કાર વધારે દૃઢ થતો જાય છે, જે વાસ્તવિક વિકાસમાં અવરોધરૂપ બને છે.

વારંવાર બોલાતી અસત્ય વાણી પણ સત્યનો આભાસ ઊભો કરે છે. પ્રચારના મૂળમાં આ સિદ્ધાન્ત રહેલો છે.

સાધકને માટે મૌન અનિવાર્ય છે. માત્ર જરૂર પૂરતું જ બોલવું જોઈએ. લોકો માત્ર જરૂર પૂરતું જ બોલે તો આ દુનિયા એકદમ શાન્ત થઈ જાય. વ્યર્થ બોલવાને પરિણામે અનેક જાતની ઝંઝટ ઊભી થાય છે.

સાધુ જરૂર પૂરતું જ બોલે છે. જેમાં કોઈનું હિત થતું હોય એટલું જ માત્ર બોલે છે. વાણી દ્વૈતની દ્યોતક છે. માનવી માનવી વચ્ચેના સંઘર્ષના મૂળમાં વાણી છે. મૌન દ્વારા મનનું વિસર્જન થઈ શકે છે, અને મનનું વિસર્જન, મનનું શૂન્ય બનવું, સાધક માટે અતિ મહત્ત્વની ઘટના છે. સાધના માટે મૌન અનિવાર્ય છે, અપરિહાર્ય છે. સાધકનું મૌન માત્ર બહારનું સ્થૂળ મૌન નથી હોતું પણ મનના વિસર્જનરૂપી સૂક્ષ્મ મૌન હોય છે.



# અશ્વની મહત્તા અને આધુનિક હાલત

(ગયા અંકથી પૂરું)

પંડિત નરેન્દ્રપ્રકાશ પંડયા

હાલની સ્થિતિમાં ન તો–એ ઘોડાં રહ્યાં કે ન તો સવાર. સંસ્કૃત શાસ્ત્રના મત સાથે આરબ મત પણ ઘણે અંશે સમાન છે. અને તે પ્રમાણે ઘોડાની ખોટ અને ખૂબીઓ જણાવેલ છે. અરબ ઘોડાંની જાતોમાં પણ અસિલ, યકુબ, સાફીન, સિપલક, સિગન, કનઈસલિ, ઈતલસાર, સંગીન-માક, કુલુંજ, સફાદાર, સુરપ્પા, મુતલક-કુલહેન, મુત્લકુલલજેન, મલકુલપેસાર, મુલકુલથોજાન, મુલારત, ચમદસ્ત, સિકલ, ગોબસ્તાન, મર્દજાન, અકૃપેસાની, માહિરૂ, સીલારપેસાની વગેરે.

આધુનિક યુગમાં ઘોડો લગભગ આનંદ તથા રમતગમતનું જ સાધન રહ્યું છે. સમાજમાં જે એનું સ્થાન હતું તે હવે યંત્રોએ લીધું છે. પણ હજી જ્યાં મશીનયંત્રો હજી પૂરાં પહોંચ્યાં નથી ત્યાં ઘોડાંનો ઉપયોગ ચાલુ છે. વેદકાળથી તે માનવીની મહામૂલી મિલ્કત ગણાતું. ઘોડો આમ તો માણસનો સેવક છે, છતાં હજુ તે માણસનો ગુલામ નથી બન્યો. ઘોડો બદલે તો પળમાં માણસને ધૂળ ચાટતો કરી દીએ છે.

ઘોડા સાથેનાં સતત દોસ્તી–સંપર્કથી માણસે પણ કેટલાક ગુણો કેળવ્યા છે, ધીરજ, સહનશીલતા, પુરૂષાર્થ, પરાક્રમ અને શાંત સ્વભાવ ઉતાવળી–આપણું, અસહીષ્ણુતા અને આળસુપણું ઘોડાને પોતાના સવાર–માલીકમાં ગમતું નથી. ઘોડા સ્વભાવે જ સંવેદનશીલ, લાગણીપ્રધાન તથા પોતાની સલામતી માટે શંકાશીલ હોવાથી કોઈ પણ પ્રકારની અધીરાઈ કે ઉતાવળને શંકાની નજરે જુએ છે, અને માનેલા ભયને કારણે પોતે પણ અધીરો ને ઉતાવળો બને છે. ઘોડાંને ઘોંઘાટ પસંદ નથી, એટલા માટે સેરી-મોનીયલ પેરેડ, મોબ કન્ટ્રોલ કે ફાયરીંગ માટે શિક્ષણ આપી તૈયાર કરવો પડે છે. ધીંગાણાના ઘોડા ઢોલ, નગારાં, ત્રાંસા, શરણાઈ અને હોકારા દેકારાથી યુદ્ધનાદોથી ટેવાયેલા રહેતા.

વિશ્વના દેશોમાં ખાસ કરીને પશ્ચિમના દેશોમાં આજે ય ઘોડાનું સ્થાન ઘણું ઊંચું છે. પશ્ચિમના દેશોમાં ઘોડાને ઘણી સંભાળપૂર્વક તૈયાર કરવામાં આવ્યો છે. તેમના સૈકાઓના પ્રયાસોના પરિણામરૂપે આજે માનવસમાજમાં ઘોડાઓની વિશિષ્ટ જાતિઓ અલગ અલગ કામ માટે જુદી તારવવામાં આવી છે.

ખાસ કરીને અંગ્રેજોએ ઘણી મહેનત પછી 'થરોબ્રેડ' ઘોડો બનાવ્યો છે, અને બધી જાતના ઘોડાઓમાં આ નસ્લ (વંશ) ખૂબ 'ફાસ્ટ' (ઝડપી) છે. ચાર્લ્સ બીજાના સમય દરમિયાન તેને શરતના મેદાનનું 'ખાસ પ્રાણી', 'ખાસ ઘોડો' એવી માન્યતા મળી અને આજ સુધી તે હકીકત રહી છે. ક્રોમવેલ સત્તા ઉપર આવતાં ઘણા ઘણા આનંદ પ્રમોદના શિરસ્તા – રિવાજો બંધ કર્યા. તેમ છતાં સન ૧૬૬૦થી ૧૭૩૦ દરમિયાન આરબ લોહીવાળી આ જાત સુધારવા મહેનત કરી એને પરિણામે દુનિયાના ઈતિહાસમાં લખાયેલ અત્યારના 'હોર્સરેસ'-ના વડવાઓ પેદા થયા હતા.

આધુનિક ઘોડાંઓની વખણાયેલી જાતિઓમાં આરબ ઘોડાંઓનો ફાળો મોટો છે. અને ઘોડાંઓની નસ્લો સુધારવામાં આરબ લોહીનો જ વધુ ભાગે ઉપયોગ થયો છે. આરબ લોહીને પણ પોતાનો ઈતિહાસ છે. લોકકથા પ્રમાણે 3000 વર્ષ પૂર્વે આ ઘોડાં અબર્સ્તાનના 'યેમન'ના રણમાં જંગલી સ્થિતિમાં હતાં. પ્રાપ્ય સાહિત્ય પ્રમાણે તેમાંના એક 'બાજ'ને પકડવામાં આવેલ, અને તેના વંશવેલાએ ઈંગ્લિશ 'થરોબ્રેડ' ઘોડો સુધારવા કે બનાવવામાં ફાળો આપ્યો.

આધુનિક જમાનામાં મિસ્ટર અને મિસિસ

- બ્લાઉટ (BLUAT) આ લોહીને ઈંગ્લાન્ડમાં લાવી સને ૧૯૦૯ દરમિયાન લગભગ ૧૦૦ વાળી ઘોડા પેદા કરાવ્યા. તે જોઈને સમાજને ઘોડાની આ નસ્લમાં ખૂબ રસ પડયો. આ જાતનાં ઘોડાંની સમજણ, ખડતલપણું અને રૂપને લઇને અમીરોએ અને ઉમરાવોએ તેને એક અમીરાત દર્શાવવાનું પ્રાણી પણ માન્યું. આ ઘોડામાં ખૂબ ખૂબ દમ હતો અને સવારી માટે તે ખૂબ આદર્શ પ્રાણી બન્યું.

આ ઉપરાંત બીજી ઘણી નસ્લો હાલના જમાનામાં અલગ અલગ કામ માટે જાણીતી બની છે, અને એવા ખાસ કામ માટે તેનો ઉપયોગ અને રવાંદારી છે. આજે ઘોડાઓની દુનિયામાં લગભગ પચાસેક જાતો છે. પણ આ મુખ્ય ત્રણ જાતમાંથી બનાવવામાં આવી છે. આ ત્રણ મુખ્ય જાતમાં (૧) મેદાન ઉપરનું પ્રાણી (૨) જંગલમાં રહેતો ઘોડો (૩) અને પહાડ કે પહાડના મેદાનમાં રહેતો ઘોડો. આ ત્રણ માંહેના માંગોલિયાના ચરિયાણ પર રહેતો ઘોડો તેના સંશોધક કર્નલ એન. એમ. રીઝાવાસ્કી પોલિયાકોવના નામ ઉપરથી રીઝાવાસ્કી કહેવાય છે, અને હજુ યુરોપના પ્રાણી સંગ્રહસ્થાનમાં સચવાણો છે. આ ખૂબ નાનો છે.

જંગલનો ઘોડો કદમાં જરા મોટો, વજનદાર તથા ચાલમાં મેદાનના ઘોડા કરતાં ધીમો અને યુરોપના શીતપ્રકૃતિવાળા ઘોડાઓનો બાપદાદો છે. (આરબ અને કાઠીઘોડાં 'ગરમ લોહી' વર્ગીકરણમાં આવે છે.)

પહાડનો ઘોડો એટલે ઉંચાણ ધારૂંના જંગલના ઘોડા કરતાં વિરુદ્ધ સ્વભાવ અને પ્રકૃતિવાળો છે. આ ઘોડો વધારે સપ્રમાણ ને હળવો. હોવાથી હળવો, ચપળ, લાંબા અવયવોવાળો અને ઉપર જણાવેલ બે નસ્લોના વચ્ચેના વર્ણનવાળો હતો. એક આધારભૂત માન્યતા છે કે આજની વખણાતી ઓલાદો આ નસ્લનો વેલો છે, છતાં આ મુખ્ય જાત હતી, મૂળ જાત હતી. અને તેમાંથી હાલની મશહૂર ઘોડા તથા પોનીની જાતો બનાવવામાં આવી છે. આ પ્રમાણે તેનો ઇતિહાસ જોઇએ તો ડાર્ટમૂર અને ટરસકી તેની ઓલાદ છે.

આજે દુનિયામાં ખાસ વખણાતી અથવા જાણીતી બનેલી જાતોમાં (૧) આરબ (૨) આન્દેલુસીઅન (૩) કેમારજ (૪) ફ્રાન્સની ઓલાદો (૫) બ્રિટિશ નસ્લ (૬) આઈરીશ ઘોડો તથા યુરોપની નસ્લો (૭) રશિયામાં થતો ઘોડો તથા પૂર્વની જાતો (આરબ અને કાઠી પૂર્વની જાતોમાં આવે છે) (૯) ઉત્તર અમેરિકાની નસ્લો, દક્ષીણ અમેરીકન જાતી તથા ટટ્ટુ એટલે પોની બ્રીડ.

ઉપર જણાવેલી મુખ્ય જાતોમાંથી અગાઉ જણાવ્યા પ્રમાણે લગભગ ૫૦ મુખ્ય જાતો હાલ બની છે અને તે દરેકને ખાસ ખાસિયતો હોય છે. જેવી કે :

આલબીનો એખન ટેક, અમેરિકન કવાટર હોર્સ, અમેરિકન સેડલબ્રેડ (સેડલ હોર્સીસ) એન્દાલુશિયન, એંગ્લો આરબ, એંગ્લો નોરમન, એપોલોસ, આરબ, બાર્બ, બાટક પોની, બાવેરીઅન હોર્સ, બ્રિટિશ કોમ્પીટીશન હોર્સ, કામરેગ હોર્સ (જે હજુ ફ્રાંસમાં ટોળાંઓમાં રખડે છે), કેનેડીઅન કટીંગ હોર્સ, કેનેડીઅન પેસર, કલીવલેન્ડ બે, જર્મન હોર્સ, હેનોવેરીઅન, હેવીડ્રાફ્હોર્સ, (ઘોડાગાડીઓ તથા ભાર ખેંચવા માટેના), હન્ટર, લીપીનીઝર, મોરગન, અમેરિકન મસ્ટાંગ, પાલોમીનો (કાઠી પંચકલ્યાણ કે અષ્ટમંગલ જેવો) પોલો પોની.

વિદેશોમાં વર્ષોના પ્રયાસે અલગ અલગ કામ માટે સ્વભાવે, સંસ્કારે, આવડતે એવી અલગ અલગ જાતો, કેળવણીથી યોગ્ય બનાવવામાં આવી છે. પશ્ચિમના દેશોએ પ્રબળ પુરૂષાર્થે ઉમદા ઘોડાને સિદ્ધ કર્યો છે, જ્યારે એશિયામાં ખાસ કરીને આરબ ઘોડાં સિવાય પ્રગતિ થઈ નથી. આરબ ગુણ ધરાવતા અથવા તેના કરતાં પણ વિશેષ ગુણ ધરાવતો કાઠી ઘોડો દિવસે દિવસે ક્ષુલ્લક, હીર વગરનો બનતો આવ્યો છે કાઠીઘોડાનું ગૌરવ ભૂતકાલીન બીના બની

છે. આજે તો સાપ ગયા ને લીસોટા રહી ગયા જેવું છે.

આપણો દેશ ઈંગ્લાન્ડ કરતાં ઘણો ઘણો વિશાળ, રસાળ અને પ્રકૃતિથી સાધન સંપન્ન છે, છતાં એમાં ઈંગ્લાન્ડની પ્રજાનું ચારિત્ર્યબળ ખૂટે છે. અહીં લેડી વેન્ટવર્થ નથી કે જેણે કઠીન તપ કરી દુનિયામાં આરબ ઘોડો સર્વશ્રેષ્ઠ છે તે ત્રિવિધ રીતે પુરવાર કરી બતાવ્યું. આ આરબ ઘોડાં અને કાઠી ઘોડાં એક જ વંશવેલાનાં છે એમ વિદ્વાનોએ નક્કી કર્યું છે. આજે અમેરિકામાં સત્તા સમાજ અને વ્યક્તિઓએ મહેનત કરી, ઘણી ઘણી મુશ્કલીઓ વેઠી ઈંગ્લિશ 'થરોબ્રેડ' ઘોડો બનાવ્યો, જે રેઈસમાં (ઘોડદોડમાં) અંદાજે કલાકના ૩૫ માઈલની ઝડપે દોડે છે. વળી અદ્‌ભુત અમેરિકન ક્વાટર હોર્સ બનાવ્યો, રૂપ.જો મોરગન બનાવ્યો, પણ અહીં તો ઉપરના જે બધા ગુણો કાઠીઘોડામાં હતા તે સચવાણા નથી, તેની જાળવણીની ખેવના રહી નથી.

આજે હજી ઘોડાં 'અસિલ-' ઉચ્ચ તોખમના કાઠી ઘોડાં મહેનતે મળે એમ છે. એના ઉપર સાવચેતી, સમજણ અને ખંતથી જો કોઈ સંસ્થા, સરકાર (પોતે નહિ તો કોઠાસૂઝવાળા માણસોને સરકાર જોઈતી મદદ કરે) કે સાધનસંપન્ન વ્યક્તિ કામ કરે તો દસ વર્ષમાં જ એ અદ્‌ભુત ઓલાદ સંભાળી લેવાય, અને દુનિયાના શ્રેષ્ઠ ગણાતા ઘોડાની મોખરે નહિ તો એની હરોળમાં તો જરૂર લાવી શકાય મારું જ નહિ, વિદેશના અભ્યાસી વિદ્વાનોનું પણ આ મંતવ્ય છે.

આજે તૂતૂ, વોલીબોલ, બેડમિન્ટન, બાસ્કેટ બોલ, ટેબલટેનીસ જેવી રમતો રમાય છે તે સારી છે, પણ આયર્લેન્ડમાં કહેવાય છે કે 'રમત દરમિયાન મરવાનો પણ પૂરો મોકો જરૂરી છે.' આજે આપણે ત્યાં પોલો પ્રેસિડન્ટ બોડીગાર્ડ (રાષ્ટ્રપતિના અંગરક્ષકો) માત્ર રમે છે રીમાઉન્ટ સેન્ટર મીરત રમે છે, પણ આમજનતા માટે એ રમત નથી રહી. હવે પીગસ્ટીકીંગ નથી; હોર્સશો (ઘોડાંના પ્રદર્શનો) નથી, ઘોડાનાં આવાં પ્રદર્શનો રાજકોટમાં પહેલાં યુરોપીઅન જીમખાના કે જામટાવરના પોલો મેદાન ઉપર થતાં. ઘોડદોડની રમતો પહેલાં રેઈસકોર્સ ઉપર થતી તે નથી થતી, એટલે ઘોડાની રમતગમત ક્ષેત્રે ઉપયોગિતા ઘટતાં તેના ગુણ ઘટયા અને યુવાનોમાં પાણી ઓસર્યાં.

આજના યુવાન-યુવતીઓ માટે રાઈડીંગ સ્કુલ (ઘોડેસ્વારીની શાળા) નથી ઘોડેસ્વારી ચારિત્ર્યઘડતર અને ત્વરીત નિર્ણયશક્તિ માટે ખૂબ ઉપયોગી પુરવાર થયેલી મુંબઈમાં યુવકયુવતીઓને રાઈડીંગ સ્કુલના સભ્ય થઈ સવારીની ખૂબીઓ, જમ્પીંગ, ટેન્ટ પેગીંગ પોલો વગેરે બતાવે છે.

અહીં આ મશહૂર ઘોડાનો મુલક, મશહૂર સવારો અહીં પાકતા, જેણે વિશ્વમાં ડણકું દીધી, એવા મહારાજ પૃથ્વીસિંહ બારિયા, રાવરાજા હનુમંતસિંહ અને ગરરાજા અભેસિંહ (ઈડરના સરપ્રતાપના કુંવરો), ઉપરાંત અખિલ હિંદમાં બધાને હટાવીને કારદર કપ લાવનાર ભાવનગરના રવુભા સહેજ ગોહિલ, કારદર કપ જીતી લાવનાર જૂનાગઢના ખોખરભાઈઓ અને 'યા અલી...... ઈની વીર હાક મારતો સીદી નૂર અને જામનગરના મેરૂજી જાડેજાની જવલંત યાદ આવે છે. બીજું તો ઠીક પણ સૌરાષ્ટ્રને એક રાઈડીંગ સ્કુલ મળે તો ઘણા યુવક યુવતીઓ અરાજક ઉદાસીનતાના વેરવિખેર માનસમાંથી ઊંચા ઊઠે, અને સાથોસાથ આગળનાં કાઠી ઘોડાં અશ્વિનીકુમાર, ચંદ્રહાસ, ગુલફામ વગેરેએ પોતાના રૂપ અને ગુણથી વિદેશીઓને મુગ્ધ કર્યા હતા, એનો ઉછેર પણ કરી શકાય.



# ગ્રામ સેવા કેન્દ્ર–ખડસલી

સ્વાતંત્ર્ય સંગ્રામના દિવસોમાં ગ્રામ્ય પ્રજામાં જાગૃતિ અને આત્મનિર્ભરતાની ચેતના પ્રગટાવવાના હેતુથી પૂ. બાપુએ સૂચવેલ "નવસંસ્કરણ" કાર્યક્રમને મૂર્ત સ્વરૂપ આપવા કુંડલા તાલુકા ગ્રામ સેવા મંડળના કર્મઠ કાર્યકરોએ રેલ્વે સ્ટેશનથી દૂર, વાહનવ્યવહારની સગવડથી અલિપ્ત, પ્રાથમિક શાળાના અભાવવાળા અત્યંત નાના એવા ખડસલી ગામમાં થાણું નાખ્યું.

રાજાશાહીના એ દિવસોમાં અમલદારશાહીની હેરાનગતિ, લોકોના રૂઢિગત ખ્યાલોથી વેઠવો પડેલો ત્રાસ, વગેરેને ન ગણકારતા ખેતરોમાં એક ટંકના રોટલા સામે આખો દિવસ મજુરી કરી ગામના માંદગીમાં પીડાતા ભાઈ–ભાંડુની પથારીઓની સફાઈ તથા સુશ્રુષા કરી લોકોની ચાહના મેળવી આ "ગ્રામ સેવા કેન્દ્ર–ખડસલી"નો પાયો નંખાયો. આજે પણ આ પાયો અકબંધ મૌજુદ છે. સંસ્થા અને ગામ અરસ–પરસ એક પરિવારરૂપ લાગણી ધરાવે છે.

આઝાદી પછીના કાળમાં સંસ્થાની પ્રવૃત્તિઓ અનેક રીતે અને રૂપે વિકસી. ખાસ કરીને પંચાયતી રાજ અને સહકારી પ્રવૃત્તિના મંડાણ, શિક્ષણ અને ખેતી સુધારણા, રેંટિયા અને અંબરચરખા દ્વારા જરૂરિયાતવાળાને ઘેર બેઠા કામ, આવાસની સુવિધાઓ, સારા રસ્તા અને સ્વાસ્થ્યની જાળવણી માટેની સગવડો વગેરે મુખ્ય છે.

–ગ્રામ સેવા કેન્દ્રએ શિક્ષણને પોતાના પ્રવૃત્તિનું માધ્યમ બનાવ્યું છે. બાલશિક્ષણથી શરૂ કરીને સમાજ શિક્ષણ સુધીનુ કામ વિવિધ સ્તરોએ સાતત્ય જાળવીને કરવામાં આવે છે. ૧૯૫૪માં લોકશાળા–ખડસલીની સ્થાપના કરવામાં આવી જેમાં કૃષિ–ગોપાલન વિદ્યા મુખ્ય ઉદ્યોગ લઈને ધોરણ ૮થી૧૨ સુધીનું માધ્યમિક તેમજ ઉચ્ચતર માધ્યમિક શિક્ષણ આપવામાં આવે છે. ઉદ્યોગ સાથે સાક્ષરી વિષયો ગણિત, અંગ્રેજી વિજ્ઞાન વગેરે પણ પૂરતા મહત્ત્વ સાથે અપાય છે, ઉક્ત શિક્ષણ માટે સંપન્ન લાઈબ્રેરી, અને લેબોરેટરી પણ અહીં છે. રોજ બે કલાક શરીરશ્રમ કરતા કરતાં પણ S.S.C. અને H.S.C.માં આવતા અહીંના સારા પરિણામો એની સાક્ષી પૂરે છે. શાળાનાં શારીરિક શિક્ષણ, સમાજ ઉપયોગી પ્રવૃત્તિઓ, સહ અભ્યાસ પ્રવૃત્તિઓને પણ શિક્ષણનો એક ભાગ જ ગણવામાં આવે છે.

કૃષિ ઉદ્યોગના વિકલ્પમાં બહેનોને "ગૃહ જીવન વિજ્ઞાન" ઉદ્યોગ અપાય છે. ગામડાની ઓછી આવડત ધરાવતી બહેનોમાં પ્રાણ પૂરવા, સચેત કરવા આ વિષય ખૂબજ મદદરૂપ બને છે. ગૃહ સુશોભન, ભરત ગૂંથણ, સીવણકામ, કીચન ગાર્ડનીંગ, માટીના રમકડા બનાવવા, રસોઈની વિવિધ વાનગીઓ બનાવવી અને સંગ્રહવી વગેરે દ્વારા ગામડાંની બાળાઓમાં નવી જ આવડતનો સંચાર આ શિક્ષણ દ્વારા કરવામાં આવે છે.

ચાલુ શિક્ષણ પદ્ધતિ કરતા આ શિક્ષણ અનેક રીતે જુદું પડે છે. પણ પાયાનો ફેર તે છાત્રવાસ છે. છાત્રાલય આ શાળાનો પ્રાણ છે. વિદ્યાર્થીઓ માટે "છાત્રવાસ" ફરજિયાત છે. સંસ્થાનુ દૃઢ માનવુ છે કે છાત્રવાસ વગરનું શિક્ષણ તે પાંગળુ છે–નિર્માલ્ય છે. છાત્રાલય દ્વારા બાળકોમાં અનેક સંસ્કારોનુ સિંચન થાય છે વિદ્યાર્થીઓના સર્વાંગી ઘડતર માટે, તેમજ સહિષ્ણુતા, ઉદારતા, ધીરજ, જવાબદારી, શાણપણભર્યું નેતૃત્વ, નિષ્ઠા જેવા જાગૃત નાગરિકત્વના જરૂરી ગુણો છાત્રાલય દ્વારા વિકસાવી શકાય છે. આ ગુણો વિકસાવવા માટે છાત્રાલયમાં નિયમિત ગૃહકાર્ય, મંત્રીમંડળ, પ્રવાસ–પર્યટનો, સભા સંમેલનો પ્રદર્શનો વગેરે યોજાય છે. પ્રસંગોચિત સંસ્થા એવી પ્રતીતિ કરે છે સમાજ ઉપર આવી પડતી કુદરતી આફતો જેવી કે દુષ્કાળ, રેલસંકટ, અતિવૃષ્ટિ, વગેરેમાં છાત્રવાસી

વિદ્યાર્થીઓ સહાયરૂપ થવા ખૂબ જ ઉત્સુક હોય છે અને ઉદાર દિલે પોતાનાથી બનતું બધું કરી છૂટવા તેઓ તૈયાર હોય છે.

વિદ્યાર્થીઓને ચાર દિવાલો વચ્ચે (વિષય) શિક્ષણ આપતી આ શાળા નથી જ એમ આપણે વાત કરી ગયા તેમના સર્વાંગી વિકાસ માટે અનેકવિધ સહઅભ્યાસ પ્રવૃત્તિઓ પણ યોજાય છે. વિદ્યાર્થીઓની સુષુપ્ત શક્તિઓને જગાડવાનું અને તેમની ચેતનાને સંકોરવાનું કામ મુખ્યત્વે સાંસ્કૃતિક પ્રવૃત્તિઓ દ્વારા થાય છે. શાળામાં સાહિત્ય, ગણિત, વિજ્ઞાન, સંગીત, અભિનય, રમત, વગેરેના મંડળો ચલાવવામાં આવે છે. દર રવિવારે યોજાતી મંડળોની આ સભામાં જે વિદ્યાર્થીને જે વિષયમાં રસ હોય તેમાં તે જાય છે. અને મંડળની પ્રવૃત્તિઓમાં ભાગ લે છે. આ રીતે તેમનાં વિશિષ્ટ રસોને વાચા મળે છે અને તેની ભાવિ ઈમારતનો પાયો મજબૂત બનાવે છે. પ્રસંગોપાત મનોરંજન કાર્યક્રમો પણ યોજાય છે. સંસ્થાના વાર્ષિકદિનના દિવસે ભવ્ય કાર્યક્રમ યોજાય છે જેમાં નાટક, રાસ, ગરબા, સંગીત, અભિનય દ્વારા વિદ્યાર્થીઓએ સિદ્ધ કરેલ કલાઓ પ્રદર્શીત થાય છે. આ ઉપરાંત પી. ટી. પરેડ, પીરામીડઝ્, અંગ કવાયત, લેઝીમ ડંબેલ્સ, લાઠી વગેરે ગજબનું આકર્ષણ જમાવે છે.

વિશેષ દિનોની ઉજવણી એ પણ શિક્ષણનું એક અગત્યનું સાધ્યમ છે ગાંધી જયંતિ, અન્ય રાષ્ટ્રીય પર્વો તેમજ તહેવારો, મહાન માણસોની જન્મતિથિઓ વિશિષ્ટ રીતે ઉજવાય છે. સ્વમહેનતે મેળવેલી રકમ દ્વારા દૂર દૂરના સ્થળોના પ્રવાસ કરતાં અમારા વિદ્યાર્થીઓને નિહાળવા એ પણ એક અનેરો લ્હાવો છે. શાળામાં ખાદીનો પોષાક અનિવાર્ય છે. પણ તે માટે સ્વાવલંબી બનવું જોઈએ તે વાત પણ તેમના ધ્યાન બહાર ન જાય માટે વર્ષમાં નિશ્ચિત માત્રામાં અંબર કે પેટી રેંટિયા ઉપર પોતે કાંતવુ જોઈએ અને તે દ્વારા ખાદીની પોતાની જરૂરિયાત પૂરતું કાંતણકામ કરવામાં કોઈ પણ પ્રકારની છૂટછાટ ચલાવી લેવામાં આવતી નથી.

કૃષિ-ગોપાલન શાળામાં ભણાવવામાં આવતો ફરજિયાત ઉદ્યોગ છે. પણ તે કેવળ સૈદ્ધાંતિક રહે તો તે સાક્ષર વિષય બની જાય. તે વિષયને વધારે જીવંત બનાવવા અને લોકો સુધી પહોંચાડવા માટે પ્રયોગો પણ કરવામાં આવે છે. ખેતીમાં ખાસ કરીને સુધારેલા બિયારણો, પાંક સંરક્ષણ દવાઓ અને તેનો વૈજ્ઞાનિક ઉપયોગ, ખાતરના પ્રમાણ અંગેના વિવિધ પ્રયોગો, સુધરેલા ઓજાર, ભારત જેવા ખેતી પ્રધાન દેશનું ખેતી વિષયક અર્થશાસ્ત્ર, સમસ્યાઓ, અને ઉકલનું વ્યવહારિક જ્ઞાન મળી રહે તે માટે નિદર્શન પ્લોટો, પ્રયોગો, પ્રદર્શનો અને ચર્ચાઓ યોજાય છે

ખેતી પ્રધાન દેશ માટે પશુપાલનને કેમ અવગણી શકાય? પશુપાલનનું સૈદ્ધાંતિક જ્ઞાન તો વર્ગોમાં-શાળામાં અપાય છે તદ્ઉપરાંત સુંદર મઝાની ગૌશાળા સંસ્થામાં ચલાવાય છે જે દ્વારા તેમને પ્રત્યક્ષ જ્ઞાન પણ મળી રહે છે. વિદ્યાર્થીઓ ગામડામાં જઈને પશુઓની નસ્લ સુધારણા માટે શું શું કરી શકાય તેની વાતો માલધારીઓ ખેડૂતોમાં કરે છે અને સમજાવે છે.

સંસ્થાનો આદર્શ ગ્રામ્ય વિસ્તારની ગરીબીની રેખા નીચે જીવતા ગરીબ અને પછાત લોકોના જીવન-ધોરણ સુધારવામાં સહાયરૂપ થવાનો પણ રહ્યો છે. આસપાસના ૧૫ ગામોને કાર્યક્ષેત્ર બનાવી આ અત્યંત મહત્ત્વના આદર્શને સાકાર કરવા સંસ્થાના કાર્યકર્તાઓ, શિક્ષકો તેમજ વિદ્યાર્થીઓ પ્રયત્ન કરે છે, તેમની ગરીબીનું મુખ્ય કારણ બેકારી છે. આવા કુટુંબોને બારે માસ કામ મળી રહે અને વ્યાજબી મજુરી મળી રહે તો ગરીબીની સમસ્યાને નાથી શકાય. આવા ગરીબીની રેખા નીચે જીવતા કુટુંબોનું સર્વેક્ષણ કરવામાં આવ્યું. તેમને બારેમાસ કામ મળી રહે તે માટે જુદી જુદી કોમના લોકોના સંગઠનો દ્વારા સહકારી મંડળીઓ રચવામાં આવી છે આ મંડળી પોતાના સભ્યોને તેમની આવકમાં વૃદ્ધિ કરવા સહાયરૂપ થવા સઘન પ્રયત્નો કરે છે. સંસ્થાના સીધા માર્ગદર્શન નીચે આજે એક મજુર સહકારી મંડળી,

[અનુ. પૃ. ૫૫૮

પૃ. ૫૬૪થી ચાલુ]

હાજી ઉસ્તાદે બે દિવસના કાર્યક્રમ ઉપર સતત રંગત પાથરી કાર્યક્રમને તાલથી તરબતર કર્યો. ઉમર હાજીભાઇને આંટવા માંડી છે પણ પૂરી તાકાતથી સાથ સંગત સોહામણી બનાવતા રહે છે.

તબલા ઉપર ભાઈ દિનેશ ગઢવી ઊગતી ઉમરની તાકાત લડાવે છે. અણથકપણે એકધારા તબલાં બજાવતો રહી ગાયકને ઢીલા પડવાનો મોકો નથી આપતો. ભજનમાં તબલા ઉપર હાથ જામતો ગયો છે એમ લોકગીતમાં પણ જામતો આવે છે.

ચોરાનો વંશ ખાલી જાય તેમ નથી એમ નરેન્દ્ર સોલંકીનું સ્વરના મીંડ કંપ આપી આંદોલન ઉઠાવતું વાયોલીન વાદન કહી રહ્યું હતું. લોકગીતો અને ભજનોને એમનું વાદન અવનવા ઓપ આપી સ્ફુર્તીલો ઉઠાવ આપે છે.

એવા સાથ સોબત સાથે સંધ્યાગાન પૂરું થતાં જ કરસનભાઈ પઢિયાર, કમલેશ ગઢવી, ડોલરદાન ગઢવી અને તખ્તદાન રોહડિયાએ છંદ દુહાની રમઝટથી પડને ઊચકી લઈ લોકગાનની આબોહવા બાંધી દીધી.

અને આવ્યા રિદ્ધિસિદ્ધિના દાતા ગણપતિને લઈને હેમંત ચૌહાણ પોતાની મોજીલી ને મસ્ત-વાણીથી જેનો વણનારો વિશંભર થાય છે એવી-ભક્તિની રેલમછેલ મચાવી.

વગડો જેના પડછંદા પાડે એવા 'ઝાલાવાડી ઢોલ'ના ગીતને બાબુભાઈ રાણપુરાએ ગાજાવ્યું અને 'ઢોલીડા ઢોલ તો વગાડ મારે હીંચ લેવી છે'' એ ગીત ઉપર શ્રોતાઓના ઉરમાં હીંચના હીંચોળા લેવરાવ્યા.

આવ્યા મેઘરાજ ગઢવી - મંદોદરખાનની વારતા સાથે વીરતાનું ભુષણ ક્ષમા હોવાની ખમીર ખાનદાનીની દિલ થામતી વાત લઈને.

એવી ખેલદિલ વાર્તા માથે જેસલની આરજુ ભરી વાણી વહાવી ડોલરદાન ગઢવીએ એમના ધીર ગંભીર કંઠે 'તોરલ' અમે કેનાથી વણુજ' કરીએ ?'

ડોલરદાન ગઢવીના ભક્તિસંગીત ઉપર ગીતાજીના જ્ઞાનમાર્ગના આધ્યાત્મિક દર્શન કરાવતા ત્રણ દૃષ્ટાંતો લઈને આવ્યા રામભાઈ રામનામવાળા. જ્ઞાન – ભક્તિની આભા પથરાતી ગઈ.

એના ઉપર છુટકો જ નહિ લોકગીત લાવ્યા વગર. દેવજીભાઇ શેખા એમની મોજીલી રંગતમાં 'જુનાણાનાં પાણી મુંને કડવાં ઝેર લાગે' એ ગીત રંગભરી રીતે રજૂ કરી ગયા. અને કમલેશ ગઢવી 'રાણી રૂખમણી હાલ્યાં રીસામણે'ના પ્રણય-કલહનું મીઠું ગીત ગાઈ એને માથે કરૂણતા છવરાવતું 'માણીગર મારતો નો'તો,' નું ગીત હલાવી નાખનારી હલકે ગાઈ ગયા.

બાપલભાઇ ગઢવીએ 'આઈ નાગબાઈ'ની વાર્તાની જમાવટ કરી અને તખતદાન ગઢવીએ 'માતાજીના ભાવ' બતાવતાં મેદનીને મુગ્ધ બનાવી ભાવવિભોર કરી ગયા.

કરસનભાઇ પઢિયાર એમના ઘેરા મીઠા કંઠે 'આંઉ' રે હલેતી ભેણુ નગર બજાર'ને છકડ બનાવીને 'મોરલી તે ચાલી રંગ રુસણે'ના ઠમકે શ્રોતાઓને ખુશહાલ બનાવતા ગયા.

કવિ-દાદ રાતનો ગજર ભાંગતો હતો એ વેળા 'પરોઢનું દર્શન' એના કંઠ કાવ્ય અને કહેણી વડે કરાવ્યું. અને કલાકારોએ 'ના છડિયાં હથિયાર'નું સમૂહગાન ઉપાડયું. દિશાઓ પડધા પાડી ઊઠી અને પહેલા દિવસનો કાર્યક્રમ સંધ્યાગીતના શાંત રસથી શરૂ થઈ વીર રસ પ્રચંડ પડકારા સાથે પૂરો થયો.

તા. ૧૦મીની સવારે ૯ વાગ્યે પરિવારના સભ્યોની બીજી બેઠક શ્રી. રતુભાઇના પ્રમુખપદે મળી એમાં એક મુદ્દો એવો ચર્ચાયો કે મિલનની સ્થાયી બેઠકોમાં વાત–ગીતનાં વિવિધ પાસાંઓના ઔચિત્યની જે બારીક ચર્ચાઓ અહીં થાય છે, એની કેસેટ ઊતારીને આપી હોય તો તે કાર્યક્રમના માર્ગ-દર્શનરૂપ બને.

બીજી ચર્ચા એવી થઇ કે વારંવાર રૂબરૂ મળીને એવી ચર્ચા-વિચારણા થાય તો તે વધુ અસરકારક નીવડે. એ માટે પરિવારનું કેન્દ્ર હોવુ જોઇએ. પછી જરૂર પડે તો એની ચર્ચાનું રેકોર્ડીંગ જેને જરૂરી હોય તે ઉતારી લઇ જઈ શકે.

પ્રમુખશ્રીએ સ્વયં શિસ્તની ઉપકારતા સમજાવી. પરિવાર સિવાય બહારના કોઈને મંચ ન આપવા પાછળનો હેતુ સમજાવ્યો અને પરિવારના મંચ ઉપરથી અપાતા કાર્યક્રમની ઉદાત્ત ભાવનાનો તેથી ભંગ થાય છે, તેનું ગૌરવ જળવાય એ માટે બહારનાને પરિવારના મંચ ઉપર કાર્યક્રમ નથી આપતા તેની સમજૂતિ આપી.

ફરીવાર જેની પાસે જેટલું સાહિત્ય હોય એ પ્રમાણે થોડાક કાર્યક્રમ ગોઠવી પરિવારની રીતે એની કેસેટ ઉતારી પ્રચારમાં મૂકવાની ચર્ચા થઈ અને પ્રમુખશ્રીએ એનું વ્યવસ્થિત આયોજન થાય એ વાતને આવકારી.

જયમલ્લભાઈએ સ્વર, ભાવ, એનાં સ્થાન શ્રુતિઓ અને સ્વરના પ્રભાવ અંગે છણાવટ કરી.

બપોરનું ભોજન લીધા બાદ સંસ્થાવાસીઓને ખાસ કરીને વિદ્યાર્થી ભાઈ-બહેનોએ મેઘાણીનાં ગીતો સાંભળવા ઇચ્છા વ્યક્ત કરી અને અઢી વાગ્યે એ માટેનો મેળાવડો થયો.

જયમલ્લભાઈએ મેઘાણીભાઈ વિષે પ્રાસંગિક બે બોલ કહ્યા. રતુભાઈએ મેઘાણીભાઈના જીવન પ્રસંગો કહ્યા. કમલેશ ગઢવીએ 'આષાઢી સાંજના અંબર ગાજે એવા મેઘાણીભાઈના ગીતથી શરૂઆત કરી. કવિ દાદે 'હજારો વર્ષની જૂની અમારી વેદનાઓ' એ ગીત ગાયું. ડોલરદાન ગઢવીએ 'નવાં કલેવર ધરો હંસલા, નવા કલેવર ધરો' એ ગીત ગાયું. કરસનભાઈ પઢિયારે 'આવજે આવજે વહાલી બા'નું ગીત ગાયું ને 'કસુંબીના રંગ'ના સમૂહગાનથી સભાખંડ ધમધમી ઊઠ્યો.

તે જ દિવસે સાંજની બેઠકમાં મંત્રીશ્રી નાથાલાલ ચંદારાણાએ લોકસાહિત્યનાં અને ચારણી સાહિત્યનાં પ્રાચીન પુસ્તકો, હસ્તપ્રતો ને લોકવાર્તાઓ અંગે ચર્ચા કરી અને આવાં પુસ્તકો, હસ્તપ્રતો કે લોકવાર્તાઓ મળે તો તે મેળવી લેવા અને એ માટે થોડું ખર્ચ કરવું પડે તો કરવા પ્રમુખશ્રીએ ભલામણ કરી.

૬. શ્રી. પુંજાવાળાએ જણાવ્યું કે કાર્યક્રમ પતી જાય એ પછી એ વિષેની ચર્ચા થવી જોઈએ, જેથી એ કાર્યક્રમમાંથી ઊઠેલા પ્રશ્નોનું નિરાકરણ વિચારી શકાય. અને આગલા દિવસના કાર્યક્રમ ઉપર વિશદ છણાવટ થઈ. એના સબળા નબળા મુદ્દા ચર્ચાયા ને ખેલદિલીપૂર્વક વ્યક્તિગત રજૂઆતની ચર્ચા સૌએ મનભર માણી.

બીજી રાતનો કાર્યક્રમ સંસ્થાના વિદ્યાર્થી-વિદ્યાર્થિનીઓના લોકગીતગાનથી શરૂ થયો. પહેલું ગીત એમણે ઉપાડયું 'આલા લીલા વાંસડિયા રે વઢાવો'નું અને બીજું ગીત લીધું કવિ દાદનું 'વાયરા ઓતર દખણુના વાય'. બન્ને ગીતો પ્રભાવ પાથરી ગયાં.

આજના કાર્યક્રમમાં દુહાની શરૂઆત મંચ ઉપરથી શ્રી. દાદુભાઈએ કરી અને મેદાનના વિવિધ સ્થળોથી જુદા જુદા ખૂણાથી એક પછી એક દુહાના પડછંદા પડવા માંડયા. સભા સોંસરવા મંચ સુધી એના બોલ ઝીલાયા પરિવારના જ ભાઈઓ પટના વિવિધ સ્થળેથી દુહા ગાઈ મંચ ઉપર આવ્યા અને છ દેની છાકમછોળ બોલાવી. અને લાગલું જ કરસનભાઈ પઢિયારે લોકગીત ઉપાડયું એક કોમલાંગીના તોફાની લજ્જાભાવનું. 'પાણીડાં નહિ જાઉં પવન લાગે', પણ કરસનભાઈએ ભાવ વ્યક્ત કરતા જઈ લજ્જાભાવનુ તોફાન મચાવ્યું.

યૌવનના રંગ એવા છે. મથુરાની વાસવદત્તા નામે યુવતી અંધારી રાતે અભિસારે ચડેલી, પણ રસ્તામાં સૂતેલા યુવાન સન્યાસી ઉપગુપ્તનાં તેજ ભાળતાં જ 'લજ્જાભારે નમ્યાં નેત્રો, લલિત્યે ગળિયું ગળુ.'

સંતો અને સન્યાસીઓ એમ છળતા નથી. એટલે જ ડોલરદાને ભજન ગાયુ કે: 'સંત સંગ્રામે રહ્યા પગ ખોડી' એમાંથી એ ચલાયમાન થતા નથી. શૃંગાર સાથે ભક્તિનો સાધનાભાવ છવરાઈ રહ્યો અને કવિ દાદ 'કેસૂડાંના ફૂલ'ની રંગત ચગાવતા વીરરસ સાથે જામ્યા. પૂરબહારમાં વીરરસને

રેશમી કેસૂડાંના ફૂલના રંગ રૂપ અને મૃદુ આકારમાં પાછા લઈ આવ્યા.

રણના કંગાળ વિસ્તારોમાં પરદેશી સાથે પ્રીત થાય એ બહુ વસમી વેદના અનુભવાવે છે, મણિયારાનું સર્જન એમાંથી જ થયું છે. એના સૂર–લય પણ લાંબા વિજોગ જેવા વિલંબીત અને કરુણ ઘેરા વિરહનું વાતાવરણ ખડું કરી દયે છે. બાબુભાઈ રાણપુરાએ 'નાન છે મારો નાનો દેરિયો' એ ગીતમાં મણિયારાનાં મોહક ને વેધકરૂપ પ્રકટ કર્યાં.

હેમત ચૌહાણ-તો આવે એવો ભજનમાં રંગ જમાવે છે. જરાય મહેફીલી નહિ છતાં મસ્ત મીનતજીને ચૂમી જાય એવી મોહક ગાયકીનો આત્મવિશ્વાસનો મસ્ત ગાયક છે. જરાય આધુનિક છટા નહિ અને જૂની વાણીનો રંગ જમાવે. એણે 'ત્રિકમ વરની ચૂંદડી'માં ભજનના ભાતીગળ ભાવ ઉઠાવ્યા.

ભક્તિરસની આ ભૂમિકા દ. શ્રી. પુંજાવાળાને ઝાલા ને રૂપાંની ધર્મસાધનાની સ્વાર્પણની કથાને ભાવતી આવી અને પાંચાળના ભક્તમંડળને અર્ધી રાતે ઠાંગાના ડુંગરના આભમાંથી ખડસલીના તખ્તા ઉપર ઉતાર્યું. પણ સાવઝની ડણકુંના હાકાટા લેવરાની ભક્તિના આભમાંથી ભાવના તારલા ઝળકયા. આપા રતા, આપા જાદરા ને મેપા. ભગતને ભક્તિની રંગઝરી વાણીમાં રમતા મેલ્યા. એના ઉપર ઝાલા ને રૂપાંની સમાધિએ શિખર ચડાવ્યાં.

આબોહવા એવી જામી ગઈ કે તખ્તદાનની કહેણીમાં કાળની ઘંટીના ઘેરમાંથી ભક્તિભાવનો મુલાયમ આટો શ્રોતાઓના દિલમાં સંવેદનના કણ બનીને પ્રકાશવા લાગ્યો. ભાઈ તખ્તદાન! ભાઈ તખ્તદાન થઈ રહ્યું.

હીંગોળભાઈ ભક્તિની ભાવભીની લોં ઉપર દાતારીના ડાયરા ઉપાડી ગયા.

ન ક્યાંય ટોળ, ન ટીખળ અને રમુજનાં આછાં લહેરિયાં ઉપાડી કાનજીભાઈ બારોટે શીલનાં, સતીત્વનાં, શૃંગારનાં અને સ્વાર્પણનાં અપરૂપ શીલ્પ ઉપાડ્યાં પૃથ્વીરાજ અને સેલાંની વાર્તાનાં. સંયોગના વિજોગનાં, વિરહના, ન્યોચ્છાવરીનાં બારીક કંડારણની કરુણ કવિતા. રેલાવી કાનજીભાઈ પોતે ભીંજાતા ગયા અને શ્રોતાઓને પણ ભીંજવતા રહ્યા. અંતર ઊમરાની આંખમાં આંસુના તોરિયા ટાંકી ગયા.

રસની આવી જમાવટ ઉપર બીજું શું જામે? આવી રસજમાવટને કેમ વીંખાય? જ્યાં ભાવની સેંજળ સરવાણી ઉપર હૈયાનાં વહેણ વહેતાં હોય એને કેટલાંક ઢાકલી રખાય?

પરિવારના પ્રમુખ શ્રી રતુભાઈએ સંસ્થાનો આભાર માનતાં કહ્યું કે ખડસલી સંસ્થાને હું મારી પોતાની સંસ્થા ગણું છું. છતાં શ્રી. મનુભાઈએ લોકસાહિત્ય પરિવારના અમારા સભ્યોની ને આમંત્રિતોની જે આગતાસ્વાગતા કરી છે, દિલથી જે પ્રેમ વ્યક્ત કર્યો છે એ બદલ પરિવાર અને ડૉ. જીવરાજ મહેતા સ્મારક ટ્રસ્ટ વતી આ સંસ્થાના તમામ કાર્યકરો ને વિદ્યાર્થી ભાઈબહેનો પ્રત્યે હું આભારની લાગણી વ્યક્ત કરું છું.

કાર્યક્રમની રસજમાવટ ઉપર સ્વાગત – આભારની લાગણી તરતી તરતી કસુંબીના રંગ ઉપર જાતી ઠરી, અને પરિવારના કલાકારોએ મેઘાણીભાઈના કસુંબલ રંગનું સમૂહગાન ઉપાડ્યું. આભનાં ચાંદરડાં કસુંબીનો રંગ બનીને ચૂવા લાગ્યા. સ્નેહના—પ્રેમના દોર બંધાઈ ગયા.

કબીર કબીર ક્યા કરે, જાઓ જમના તીર;
એક ગોપીકે પ્રેમમેં, બહ ગયે લાખ કબીર.



# ટાઢિયો તાવ – મેલેરીઆ : વિષમજ્વર

બાલકૃષ્ણ વૈદ્ય

આપણા દેશમાં તમામ લોકોને ટાઢિયા તાવનો પૂરો અનુભવ હોય છે. ગરમ કટિબંધમાં ગણાતા જગતના બધા દેશોમાં આ તાવ રોજિંદા અનુભવમાં હોય છે. હવે તો એ મેલેરીઆ તરીકે જગત આખામાં જાણીતો થયો છે. ચોમાસું પૂરું થાય, ભાદરવા આસોની શરદ ઋતુ શરૂ થઈ હોય, વાદળાં વિખરાઈને સૂર્યનો તીખો તડકો ઉનાળાથીય વધુ અકળાવી રહ્યો હોય, ખેતરોમાં મોલાત અને વનસ્પતિઓ ફુલી ફળી હોય અને એની પરાગરજની હવા ભરી હોય છે ત્યારે આ તાવ ફેલાય છે. ખેડુતોને બાર માસની મહેનતનો લાભ લણવાનું ટાણું આવે, મજુરોને પોતાના જ ગામમાં મનમાગી મજુરી મેળવવાનો અવસર આવે ત્યારે જ આ તાવના વાવરા ઉપાડો લે છે.

આરંભમાં હાથીનાંય હાડ ખખડાવી નાખે એવી સખત ટાઢ ઓચિંતા ચડી આવે છે. અને પછી તાવની ગરમી વધવા માંડે છે. એકસો ચાર ડિગ્રીએ તો સૌનો તાવ પહોંચે છે. પણ કોઈને એકસો પાંચ, છ અને કોઈ કોઈને સાત સુધી પણ પહોંચી જાય છે. નાનાં બાળકોને તાવ વધતાં તાણ આંચકી ઉપડી આવે છે. અને નબળાં સત્વવાળાં મોટા માણસો પણ તાવમાં વદા તદા બકવા માંડે છે. તાવની સાથે ઉલટી અને ઉબકિયા હોય, માથાનો સખત દુઃખાવો હોય, કોઈને આખું શરીર તૂટતું હોય તો કોઈને વળી ઉંચું માથું કરવાનું મન ન થાય એવું ઘેન રહેતું હોય, ઘણી વાર તો ઘરમાં બધાંને એક સાથે તાવ આવ્યો હોય છે. કોઈ કોઈને પીવા પાણી આપી ન શકે, માથે ઠંડાં પોતા મૂકી ન શકે એવી સ્થિતિ થઈ જાય છે. બધાં ગામો અને શહેરોની પણ આ દશા હોય છે. તાવને લીધે મજુરો કામે જઈ ન શકે એથી કારખાનાં કે બીજાં તાકીદનાં કામ અટકી પડે. તાવના વાવરાથી લશ્કરો પણ થંભી જતાં હોય છે. મેલેરીઆની આ ઉગ્રતા અને વ્યાપકતાથી એનો સવાલ વિશ્વ આરોગ્ય સંસ્થાએ હાથમાં લેવો પડ્યો છે.

ત્રણ ચાર કલાક સખત તાવ રહ્યા પછી પરસેવો વળીને તાવ ઉતરવા લાગે છે. તાવ ઉતરી ગયા પછી સ્વસ્થતા આવે છે. પણ હજી એની નબળાઈ હોય ત્યાં ફરી બીજે દિવસે, એજ સમયે, આવો જ આકરો તાવ વેઠવાનો ભય ઊભો હોય છે. કોઈને નિયત સમયે રોજ તાવ આવે છે કોઈને એકાંતરાં તાવ આવે છે. કોઈને તરિયો તાવ ચડે છે, તો કોઈને ચોથે દિવસે આવતો ચોથિયો તાવ પણ આવે છે. કોઈને વળી એથી ઉલટાક્રમે બે દિવસ તાવ આવે અને ત્રીજે દિવસે ન આવે, એવો તરિયો, અને કોઈને ત્રણ દિવસ ન આવે અને ચોથે દિવસે આવે એવો ચોથિયો પણ આવે છે. કોઈને દર અઠવાડિયે, પખવાડિયે કે મહિને પણ તાવ આવતો હોય છે. એક ભાઈને દર વરસે કાળી ચૌદશને દિવસે જ અચૂક તાવ આવતો. સામાન્ય રીતે પહેલાં ટાઢ આવે પછી તાવ ચડતો હોય છે. પરંતુ કોઈને પહેલાં ઉનિયો તાવ આવે, અને પછી તાવ ઉતરવા ટાણે ટાઢ ચડે એવું ય બને છે. કોઈને નરસિંહ ભગવાનની જેમ અરધું શરીર તાવમાં ગરમ રહે છે અને અરધું શરીર ઠંડું રહે છે.

આ તાવ આવવાની વિષમ રીત, વિષમ સમય અને વિષમ વેગના કારણે આયુર્વેદે આ તાવને વિષમજ્વર નામ આપ્યું છે. જ્વલન – બળવું એ ઉપરથી આ જ્વર શબ્દ થયો છે એમ કહેવાય છે. તાવ ઉતરી ગયા પછી પણ શરીરના ઊંડા ધાતુઓમાં રહે છે અને અંદર બળતો હોય

એમ શરીરમાં કાળાશ, કૃશતા, માથાનુ ભારેપણું, ગ્લાનિ, મોઢામાં સ્વાદની વિકૃતિ વગેરે કરે છે.

આધુનિક દૃષ્ટિએ

યુરોપના ઠંડા દેશોમાં પણ આ તાવ આવે છે. પરંતુ થોડા પ્રમાણુમાં આવે છે. મધ્યપૂર્વમાં એનો બહુ ત્રાસ રહે છે. જ્યારે સુએઝ કેનાલ બંધાતી હતી ત્યારે મેલેરીઆના ત્રાસથી મજુરો કામ છોડીને નાસી ગયેલા. રોમમાં પણ આ તાવ બહુ હેરાન કરતો. હવામાન બગડે ત્યારે એનો ઉપદ્રવ વધતો હોવાથી એનું નામ (માલ=ખરાબ એર=હવા) મેલેરીઆ પડયું છે. યુરોપમાં આ રોગની ખાસ દવા મળી ન હતી. સ્પેનના એક અધિકારી દક્ષિણ અમેરીકાના પેરૂ દેશના ગવર્નર તરીકે ગયેલા. એમનાં પત્નીને ટાઢિયો તાવ લાગુ પડી ગયો, કેમેય મટે નહિ. છેવટે સ્થાનિક લોકોએ આપેલી છાલનો ઉકાળો થોડા દિવસ પીધો, ત્યારે તાવ ગયો. અ અધિકારી પાછા સ્પેન ગયા ત્યારે પોતાની સાથે આ છાલ પણ મોટા પ્રમાણુમાં લઈ ગયેલા. એ અધિકારીનું નામ સિંકોન હતું એ ઉપરથી આ છાલનું નામ સિંકોના પડયું. ત્યારથી મેલેરીઆની ખાસ દવા તરીકે સિંકોનાની પ્રતિષ્ઠા બંધાઈ. યુરોપમાં વિજ્ઞાનનો યુગ શરુ થયો. નવાં નવાં સંશોધનો થવા લાગ્યાં. ૧૮૮૦માં લેબેરેન નામના એક વૈજ્ઞાનિકે મેલેરીઆ રોગ કરનારાં જંતુઓને પકડી પાડયાં. સિંકોનાની છાલનો ઉકાળો એ જંતુઓને મારી નાખે છે એ અનુભવ થયો, એટલે સિંકોનામાં જે તત્ત્વ સક્રિયપણે કામ કરે છે અને મેલેરીઆનાં જંતુને મારે છે તે તત્ત્વ 'કિવનાઈન' પણ અલગ પાડવામાં આવ્યું.

સિંકોનાનાં ઝાડ એ વખતે દક્ષિણ અમેરીકાના પેરૂ વગેરે દેશોમાં મળતાં. હોલેન્ડના ડચ (વલંદા) લોકોએ ઈંડોનેશીઆના બેટા કબજે કર્યા. ત્યાં સિંકોનાનાં ઝાડ પુષ્કળ હોવાનુ જાણવા મળ્યું સિંકોનામાંથી કિવનાઈન બનાવવાનો ઉદ્યોગ બહુ જામ્યો. જગતભરમાં મેલેરીઆની સિદ્ધ દવા તરીકે કિવનાઈન ગણાયું.

મેલેરીઆ તાવ કરનારાં જંતુ પ્લાઝમોડીઅમ વર્ગનાં છે. ઈંગ્લાંડના ડોકટર મેન્સને જોયું કે આ જંતુઓ એનોફીલીઝ જાતના મચ્છરોનાં લોહીમાં પણ છે. ડૉ. મેન્સન અને એના મિત્ર ડૉ. રોસ વધુ અભ્યાસ માટે ભારત આવ્યા. ૧૮૯૪માં સિદ્ધ થયું કે આ મચ્છરો મેલેરીઆના રોગીને ચટકો ભરે છે અને એનું લોહી પીએ છે. એ દ્વારા મેલેરીઆના જંતુ મચ્છરના શરીરમાં દાખલ થાય છે. મચ્છરો ફરી વાર માણુસને ચટકો ભરે ત્યારે એ જંતુ માણુસના લોહીમાં દાખલ થાય છે. અને લોહી વાટે લીવરમાં પહોંચે છે અને લોહીના કોષોમાં દાખલ થાય છે. લીવરમાંથી આગળ વધ્યા પછી એ જંતુઓ ફાફીને લોહીના કોષો તોડીને બહાર પડે છે અને શરીરમાં તાવ લાવે છે. મચ્છરોને લીધે મેલેરીઆ તાવ સમગ્ર વિસ્તારમાં ફેલાઈ જાય છે.

મેલેરીઆની દવા કિવનાઈન અને મેલેરીઆમાંથી બચવા માટે મચ્છરદાની વાપરીને મચ્છરોથી બચવું આ બે ઈલાજો વ્યાપકપણે ત્યારે સ્વીકારાયા.

૧૯૪૦માં બીજું વિશ્વયુદ્ધ આવ્યું. જાપાને એશીઆમાં આક્રમણ કરીને ઈંડોનેશીઆ આખું કબજે કરી લીધું. એને લીધે સિંકોનનાં બધાં ઝાડ પણ જાપાનના તાબામાં ગયા. દુનિયાને કિવનાઈન મળતું બંધ થઈ ગયું. કિવનાઈન પણ નિર્દોષ દવા ન હતી એનાથી કાનની બહેરાશ આવતી હતી. મગજમાં અને લોહીમાં ગરમી વધી જતી હતી પરંતુ ત્યારે કિવનાઈન સિવાય બીજો કોઈ સ્વીકૃત ઈલાજ ન હતો. અને લડાઈમાં સફળ થવા માટે માલ અને શસ્ત્રોનું ઉત્પાદન ખૂબ થતું રહેવું જોઈએ. લશ્કર પણ નીરોગી રહેવું જોઈએ. એથી સૈનિકો, કારીગરો, મજુરો, ખેડુતો બધાને મેલેરીઆમાંથી મુક્ત રાખવા માટે કિવનાઈનનો વિકલ્પ શોધવાની જરૂરત અનિવાર્ય બની. બધા વૈજ્ઞાનિકો એની શોધખોળમાં લાગી ગયા. એટેબ્રીન

અને મેપાક્રીન શોધાયાં. પેલ્યુડ્રીન શોધાયું પણ એ બધાં મેલેરીઆના બધા પ્રકારોમાં કામ આપતાં ન હતાં, અને આ દવાઓની આડ વિકૃતિઓ ઘણી વધારે હતી, ત્યાર પછી તો ક્લોરોક્વીન અને એ પ્રકારની બીજી દવાઓ પણ શોધાઈ છે, અને આજે છૂટથી વપરાય છે. પરિણામ પણ સારું આપે છે.

પરંતુ એ બધી દવાઓ મેલેરીઆ થયા પછી કામ આપે છે. મેલેરીઆના હુમલા તો મચ્છરોના પ્રતાપે નવા નવા થતા જ રહે છે અને વારંવાર આ દવાઓ ખાતા રહેવું પડે છે. આ દવાઓ પણ સાવ નિર્દોષ તો નથી જ. એથી મેલેરીઆની નાબુદી માટે મચ્છરોની નાબુદી અનિવાર્ય મનાઈ. મચ્છરોનો પ્રશ્ન તો વિશ્વવ્યાપી છે. એટલે મચ્છર નાબુદીની ઝુંબેશ વિશ્વ આરોગ્ય સંસ્થાના નેતૃત્વ નીચે ઉપાડાઈ છે. મચ્છરોના નાશ માટે અસરકારક ઔષધ ડી. ડી. ટી. શોધી કાઢવામાં આવ્યું. દેશે દેશમાં જ્યાં જ્યાં મચ્છરોનો ઉછેર થતો હોય એવાં સ્થળોએ ડી. ડી. ટી મોટા પ્રમાણમાં છાંટવામાં આવ્યું. એને લીધે થોડા વર્ષો તો એમ લાગ્યું કે મચ્છરોનો ઉપદ્રવ બંધ પડયો છે. અને પરિણામે મેલેરીઆ પણ નામશેષ થઈ ગયો છે. જગતે થોડો વખત રાહત અનુભવી. પરંતુ ધીમે ધીમે મચ્છરો ડી. ડી. ટી ને પણ પચાવતાં થઈ ગયાં અને એની વસતી ફરી વધી પડી છે. અને મેલેરીઆનો ઉપદ્રવ પણ જગતભરમાં ફરી વધ્યો છે.

## આયુર્વેદિક નિદાન :

શરીરમાં વાયુએ વેગપૂર્વક[૭] ઉછાળેલા ત્રણેય દોષો આખા શરીરના સાતેય ધાતુઓ, ત્રણેય દોષો અને મળમૂત્ર વગેરેને પોતાના વિકારોથી ભરી દે છે. એથી નેત્ર, મુખ, ચામડી વગેરેનો વર્ણ જે દોષપ્રધાન હોય તેના જેવા વર્ણના થઈ જાય છે.

જ્યારે વેગ ક્ષીણ થાય[૮] ત્યારે તોફાન શમે છે. મળમૂત્ર છૂટાં થાય છે. સ્વેદ—પરસેવાનાં સ્રોતો ખૂલે છે, પરસેવો વળે છે. ધાતુઓ અને દોષો શાંત થાય છે. બધા દોષો પોતપોતાના સ્થાને આવી જાય છે. પોતાના સમયે વધે ત્યારે ફરી તાવ લાવે છે :

સમુદ્રમાં જેવી ભરતી આવે[૯] ત્યારે એનું પાણી ઉભરાઈને બધે ફરી વળે છે, પણ જ્યારે ઓટ આવે ત્યારે બહાર ગયેલું પાણી પાછું સમુદ્રમાં આવી જાય છે. છતાં જ્યાં વધુ નિચાણ હોય, ખાડા હોય, ત્યાં થોડું ઘણું પાણી રહી જતું હોય છે; એજ રીતે તાવના વેગ વખતે જે દોષો શરીરમાં વેગપૂર્વક ફેલાયેલા હોય તે ધાતુઓ વગેરેમાંથી બધા દોષો કોઠામાં પાછા આવી જાય છે. પરંતુ જે ધાતુ નબળા હોય ત્યાં આ પ્રકુપિત દોષો રહી જાય છે. આ દોષો વિકારનું, તાવનું બીજ બનીને ત્યાં પડી રહે છે. એનું બળ અલ્પ હોવાથી તરત તાવ લાવી શકતા નથી, પરંતુ[૧૦] જમીનમાં પડેલું બીજ ભલે તરત ન ઉગે, પણ જેમ વરસાદ, પાણીની અનુકૂળતા મળે તેમ ઉગી નીકળે છે, તેવી જ રીતે દોષ બીજનું બળ વધારે એવા અનુકૂળ સંજોગો મળતાં જ ફરી આમાશયમાં આવીને તાવ કરે છે. એવો વેગ ઊભો ન થાય ત્યાં સુધી પણ એ દોષ બીજ વિકૃત હોવાથી નિષ્ક્રિય પડી રહેતું નથી. ભલે તાવ લાવી ન શકે, પણ જઠરાગ્નિને સ્વસ્થ થવા દેતું નથી. એથી બરાબર ભૂખ લાગતી[૧૧] નથી. અન્નની રુચિ કે મોઢામાં સ્વાદ લાગતો નથી, મોઢું ફીકકું અથવા કડવું રહે છે. ચામડીમાં પણ ફિક્કાશ અને કાળાશ રહે છે. અવયવોમાં દુર્બળતા રહે છે.

વિકારનું આ બીજ એના આશ્રયસ્થાનના ક્રમ પ્રમાણે રોજિયો, એકાંતરિયો, તરિયો કે ચોથિયો તાવ અથવા એના ઉલટા રૂપનો તરિયો કે ચોથિયો તાવ ઊભો કરતું રહે છે. વરસો સુધી આ દોષ બીજ શરીરમાં સંઘરાઈને પડયું રહે છે એમ જોવા મળ્યું છે. વગર તાવે પણ એ માણસને લાંબા વખત સુધી કનડતું રહે છે. બરોળ અથવા લીવરને પણ બગાડે છે.

એક માણસને માથાનો સખત દુઃખાવો રહેતો હતો બપોરે બાર વાગ્યા પછી દુઃખાવો ઉપડે, રાત્રે શાંત થાય. મોઢું કડવું અને કોઈ વાર મોળું થઈ જાય. નાડીમાં વાયુ અને પિત્તનો વેગ રહે. પૂછતાં જાણવા મળ્યું કે એને મેલેરીઆ થયેલો. ચોથિયો તાવ આવતો. એક સાધુએ મંત્રેલો દોરો કરી આપ્યો. એ બાંધવાથી તાવ ઉતરી ગયો. પણ બીજી, તાવની સાથે થતી ફરિયાદો રહી ગઈ. એને મેલેરીઆના ઉપચારો આપ્યા ત્યારે માથાનો દુઃખાવો મટ્યો અને બીજી ફરિયાદો પણ મટી ગઈ.

બીજા એક ભાઈ પીઠનો દુઃખાવો લઈને આવ્યા. નાડીમાં કફ અને વાયુનો વેગ હતો. મોઢું ફિક્કા સ્વાદવાળું રહેતું. તપાસ કરતાં જાણવા મળ્યું કે એને તરિયો તાવ આવતો હતો. કોઈ મહાત્માએ દોરો મંત્રી આપ્યો એ બાંધવાથી તાવ તો ગયો. પણ પીઠનો દુઃખાવો વગેરે લક્ષણો રહી ગયાં. એને પણ મેલેરીઆના ઉપચારો આપ્યા ત્યારે બધી ફરિયાદો મટી ગઈ.

વિષમજ્વરની વિષમતાભરી વિચિત્રતાને કારણે લોકો એની સાથે વહેમને પણ જોડે છે. અને દોરા ધાગા કરાવે છે. એથી તાવ આવવા જેટલો દોષોનો ઉછાળો તો આવતો નથી, પણ બીજી ફરિયાદો તો ઊભી જ રહે છે.

વિષમતાનાં કારણો

વિષમજ્વરની વિચિત્ર કહી શકાય એવી વિષમતાઓનાં કારણો આધુનિક વિજ્ઞાને તો તાવ લાવનારાં જંતુઓ પ્લાઝમોડીઅમની જુદી જુદી જાતોના અનુષંગમાં માન્યાં છે. એક જાત તરિયો તાવ લાવે છે. તો બીજી જાત ચોથિયો તાવ લાવે છે. એક જાત વળી ઉલટા પ્રકારનો તરિયો તાવ લાવે છે.

પણ અનુભવ જુદું કહે છે. એક રોગીને ટાઢ વાઈને તાવ ચડ્યો. રાત્રે ઓછો થયો. પણ સાવ ન ઊતર્યો. બીજે દિવસે નિયત સમયે ફરી તાવ વધી ગયો. આયુર્વેદની દૃષ્ટિએ આ સંતત જ્વર નામનો વિષમજ્વર ગણાય. એ સાત, નવ કે અગિયાર દિવસે વાત, પિત્ત કે કફદોષના પ્રાધાન્ય મુજબ અનુક્રમે ઉતરે છે. એમાં દોષો સાતેય[12] ધાતુઓ, ત્રણેય દોષો અને બન્ને મળોમાં ફેલાયેલા હોય છે એક બે દિવસમાં તે ઉતરતો નથી. સાત દિવસે એનો વેગ શમ્યો અને પરસેવો વળીને તાવ ઉતરી ગયો. પણ હજી મોઢાનો સ્વાદ સુધર્યો ન હતો. માથું હળવું થયું ન હતું. અન્નની રુચિ થઈ ન હતી. એથી સમજાયું કે દોષબીજ શરીરમાં હજી પડયું છે.

ઉપચારો ચાલુ હતા. પણ દરદીએ કંઈક અપથ્ય કર્યું. બે દિવસ પછી ફરી તાવ આવ્યો અને તાવ એકાંતરો આવતો થયો. છતાં અપથ્ય કરતો રહ્યો એટલે તાવ ફરીથી સતત રહેવા લાગ્યો. પુનઃ સંતત રૂપ લઈ લીધું. પથ્યપાલન સાથે ઉપચારો કર્યા પછી જ તાવ મૂળમાંથી ગયો.

ચરક કહે છે કે વિષમજ્વરમાં[13] દોષો ધાતુઓ સાથે એટલા ઊંડા ભળ્યા હોય છે, એટલા મૂર્છિત થયા હોય છે કે તાવ ઉતર્યા પછી પણ દોષો નબળા ધાતુને છોડતા નથી. વળગી રહે છે. અને ત્યાં રહીને ફરી ફરીને આમાશયમાં આવી, તાવ કરીને વેગ શમ્યે પાછા પોત પોતાના સ્થાને જતા રહે છે. વિષમજ્વરનું સૌથી મોટું કારણ એનો આ વિષમ[14] સ્વભાવ છે. એમાં જે દોષો ભેગા મળ્યા હોય છે તેનો મેલક જ એવા વિચિત્ર સ્વભાવનો હોય છે. આથી આયુર્વેદે એને દોષ મહિમા પણ કહ્યો છે. તાવમાં દોષો 'આમ'-અપક્વ હોય ત્યારે એને કાઢી નાખવાનો પ્રયાસ થાય તો પણ દોષોની એવી વિકૃતિ થાય છે જે વિષમજ્વર[15] કરે છે. વમન, વિરેચન, વગેરે શુદ્ધિ કરનારાં પંચકર્મોમાં કંઈ વિકૃતિ થાય તો એ પણ દોષોની આવી વિકૃતિ કરીને વિષમજ્વર કરે છે.

આયુર્વેદમાં કેટલાકે વિષમજ્વર કરનારાં

[16]કારણોમાં જંતુઓનો પણ સ્વીકાર કર્યો છે. વ્યાપકપણે ફાટી નીકળતા રોગચાળાનાં કારણોમાં આયુર્વેદે જળ, [17]દેશ, વાયુ અને કાળની દૃષ્ટિ ગણાવી છે. અને એને કારણે માખીઓ, મચ્છરો વગેરે વધી પડે છે. વિવિધ પ્રકારના રક્ષો અને ભૂતોનો ઉપદ્રવ પણ ત્યારે વધે છે એ રોગ તથા મૃત્યુ કરે છે, એમ ચરકે કહ્યું છે. આયુર્વેદમાં જંતુઓને રક્ષો અને ભૂતો કહ્યાં છે.

વિષમજ્વરના ભિન્ન ભિન્ન પ્રકારોનું કારણ વિવિધ પ્રકારનાં જંતુઓ છે કે દોષોનો વિષમ મેલક છે? આ પ્રશ્ન મહત્ત્વનો બની રહે છે.

લેબનેસ્કાયા નામનાં એક રશીઅન વૈજ્ઞાનિક જંતુ શાસ્ત્રનું સંશોધન કરતાં હતાં. એક પ્રકારનાં જંતુઓને એનાં વિરોધી દ્રાવણમાં નાખ્યાં. જંતુઓએ પોતાનો આકાર છોડી દીધો (Lysis). ફરી એ જંતુઓને અનુકૂળ પણ જૂદાં જ દ્રાવણમાં મૂક્યાં, તો એમણે ફરી આકાર ધારણ કર્યો. પરંતુ એ પહેલાના આકાર કરતાં જુદો જ આકાર હતો. દોષોનો મેલક બદલવાથી પ્લાઝમોડીઅમનો આકાર તો બદલતો નહિ હોય? આયુર્વેદમાં જંતુઓને ભૂત, ગ્રહ કે રક્ષ–રાક્ષસ જેવી સંજ્ઞાઓ અપાઈ છે. એ જંતુઓની આવી માયાવી શક્તિને લક્ષમાં રાખીને અપાઈ હશે?

વિષમજ્વરનાં કારણરૂપે જંતુઓને લક્ષમાં લઈએ તો પણ દોષોનું મહત્ત્વ રહે જ છે. દોષો શરીરમાં ન હોય તો જંતુઓ નિર્દોષ–શુદ્ધ લોહીમાં ટકી શક્તા નથી એ સિદ્ધ હકીકત છે.

વિષમજ્વર ત્રણેય દોષથી થનારો[18] તાવ છે. પરંતુ એમાં પ્રબળ વેગ ઊભો કરનાર વાયુનું પ્રાધાન્ય હોય છે. અને ઋતુ અનુસાર કે અપથ્યથી બીજો જે દોષ બળવાન બન્યો હોય તે પણ સાથે હોય છે. વિષમજ્વરમાં આ રીતે બે બે દોષો બળવાન હોય છે. શરદમાં પિત્તપ્રકોપ થતો હોવાથી વાયુ અને પિત્ત મુખ્ય હોય છે. કફ એની પાછળ રહેતો હોય છે. વસંતમાં કફપ્રકોપ થતો હોવાથી વાયુ અને કફ મુખ્ય હોય છે. પિત્ત એની પાછળ ચાલતું હોય છે; વર્ષાના આરંભમાં વાયુનો પ્રકોપ થતો હોય છે. અને પિત્ત અથવા કફ કોઈ પણ એક, દર્દીની પ્રકૃતિ કે અપથ્યને અનુસરીને બળવાન બને છે. બીજો પાછળ ચાલે છે.

(વધુ આવતા અંકે)



૧૯૨૯માં રવીન્દ્રનાથ ટાગોર જર્મનીની મુલાકાતે ગયેલા. એક જગાએ બે જર્મન યુવતીઓએ એમના હાથમાં કલગી મૂકી. એમાંની એક બોલી: "હું ભારતને ચાહું છું."

"પણ તમે શા માટે ભારતને ચાહો છો?" રવીન્દ્રનાથે સવાલ કર્યો.

જવાબમાં એ જર્મન યુવતી બોલી: "કારણ તમે લોકો ભગવાનને ચાહો છો."

પાછળથી આ વાત કરતાં રવીન્દ્રનાથે કહ્યું: "આ વખાણ બહુ ભારે છે. એ સાચાં હોય તો કેવું સારું! હજી દુનિયા એવા દેશની રાહ જોઇ રહી છે જે પોતાના કરતાં ભગવાનને વધારે ચાહતો હોય."

# સજા દીઠાં મેં શાહ આલમનાં

શંભુપ્રસાદ હરપ્રસાદ દેસાઈ

ઇ. સ. ૧૮૩૧ના ફેબ્રુઆરી માસમાં એક સવારે રાજકોટના પ્રજાજનો આજીને કાંઠે એકત્ર થયા હતા. સામે કાંઠે તંબુઓ પડયા હતા અને લશ્કરી જુવાનો હથિયારો ધારણ કરી તેની ચોકી કરી રહ્યા હતા. તબુઓથી થોડે દૂર એક ઓટલા ઉપર બ્રીટીશ હકુમતનું અસ્તિત્વ દર્શાવતો યુનિયન જેક ઉડતો હતો. પ્રજાજનોને નદીની સામે પાર જવાની મનાઈ હતી ત્યાં ઘોડા ઉપર સવાર થઈ જૂનાગઢના મજમુદાર વ્રજદાસ રંગીલદાસ તથા સુરાજી ઠાકોર વીસ પચીસ ઘોડેસવારોની મોખરે ધીરે ધીરે ચાલતા આવ્યા અને નદી ઉતરી સામે ગયા.

થોડી વારમાં સામેથી એક સરઘસ આવ્યું. તેમાં બે હાથીઓ, પચીસ ઘોડાઓ, ત્રણ ઉંટો અને એક મ્યાનો હતાં. વીસથી પચીસ માણસો ખભે ભાલાં કમરે તલવારો તથા ભેટમા જમૈયા ખોસેલા મ્યાનાને વીરઈમાને ચાલ્યા આવતા હતા. માણસોને કોઇ ગણવેશ ન હતો પણ જે વસ્રો હતાં તે પણ મેલા અને જીર્ણ જેવાં હતાં. ઘોડેસવારો તથા ઉંટ-સવારો પણ હથિયારબંધ છતાં સામાન્ય સાજ અને વસ્રોમાં હતા. હાથી ઉપર પણ 'ભાગેલ તૂટેલ" હોદ્દાઓ ઉપર બે જુવાનો બેઠા હતા. તેમના ચહેરા મહોરા આકર્ષક અને મોહક હતા છતાં તેમનાં વસ્રો પણ મલિન અને જીર્ણશીર્ણ જેવાં હતાં.

વ્રજદાસ મજમુદાર અને સુરાજી ઠાકોરે સામા જઈ તેમનું સ્વાગત કર્યું. રસાલો ઉભો રહ્યો અને બાબાજી પામેગાદાર નામના ઘોડેસવારે આવી બન્નેને તેનું ભાલું જમીનને અડાડી સલામ કરી ઘોડેથી ઉતરી એક કાગળનું ભુંગળું તેમના હાથમાં આપ્યું.

વ્રજદાસ મજમુદારે તે ઉઘાડી વાંચતા તેમાં શુદ્ધ ફારસીમાં મસીદાર સ્વચ્છ અક્ષરોમાં અને સુનેરી શાહીથી લખાયેલો શાહી પરવાનો હતો કે "અઝિમુરશાન રફીઉલકદર, હુમાયુન જાહ ફરખન્દે સેર રઈસ ઉલ દૌલા શુજા ઉલ મુલ્ક વ મીર નુર-મહમદ કામબક્ષ બહાદુર કામયાબ ખલફ ઉસ રશીદ મહમદ સુલેમાન શિકોર બહાદુર મુસદ્દર એનાયત અલવાન મિસર મઈમલદી મહમદ અકબરશાહ બાદશાહ સન ૧૨૯૦

તેનો ભાવાર્થ એ થાય કે મહાન શક્તિશાળી શાહી વંશના વરિષ્ટ પદધારી, ભાગ્યશાળી, સમયના વીર મીર નુરમહમદ કામબક્ષ બહાદુર કામયાબ અને તેના અનુગામી મહમદ સુલેમાન સિકોર બહાદુર દેશના પ્રવાસમાં જાય છે તેને આ પરવાનો આપવામાં આવે છે. ધર્મના રક્ષક અને ચારે દિશાના સ્વામી મહમદ અકબરશાહ પાદશાહ ગામી. સન ૧૨૯૦.

વ્રજદાસ મજમુદાર તથા સુરાજીએ બે ડગલાં આગળ વધી ઘોડા ઉપરથી ઉતરી તેમના માણસો સાથે હાથી પાસે આવ્યા અને હોદ્દામાં બેઠેલા દીલ્હીના તત્કાલીન બાદશાહ અકબર બીજાના ભત્રીજા મહમદ કામબક્ષને તથ તેના પુત્ર સુલેમાન શિકોરને સલામ કરી કહ્યું "આપ નામદારના મુકામ માટે અહિં ઈન્તેઝાર છે નામદાર પોલીટીકલ એજન્ટ સાહેબ આપ સ્વસ્થ થાઓ પછી મુલાકાતે પધારશે."

દીલ્હીના બાદશાહત આ સમયે નામની જ હતી. ઈ સ. ૧૮૦૬માં બાદશાહ શાહઆલમે તેની તમામ સત્તાઓ ઇસ્ટ ઇન્ડિયા કંપનીને આપી દીધી હતી. સિંધિયા અને હોલકરે પણ તેને નમાવેલો. તેના માટે કહેવાયેલું કે હકુમતે શહેનશાહે આલમ અઝ દીલ્હીના પાલમ" જગતના શહેનશાહની સત્તા પાત્ર પાલમ સુધી જ છે પણ પછીથી પાલમ સુધી પણ સત્તા રહી નહિ અને તેણે કંપની સરકારની દયા ઉપર જીવવાનુ હતું ગવરનર જનરલ લોર્ડ વેલેસ્લીએ જનરલ લેઈકને શાહઆલમ પાસે

મોકલાવેલો તે મુલાકાતનું વર્ણન આપનાં એક વિદ્વાન ઈતિહાસકાર કહે છે કે "તેણે એક કમભાગી, વૃદ્ધાવસ્થાની યાતનાઓથી ઝુકી ગયેલો, અધિકાર ગુમાવી બેઠેલો અને નિર્ધનતાની પરાકાષ્ઠાએ પહોંચેલો, દૃષ્ટિવિહિન નિર્બળ વૃદ્ધને જોયો–"

શાહઆલમ ઈ. સ. ૧૮૦૬માં આવી દયાજનક સ્થિતિમાં ગુજરી ગયો અને તેની ગાદીએ અકબર આવ્યો. તેના સમયમાં શહેનશાહની હકુમત તો સર્વથી નષ્ટ થઈ ગઈ પણ તેમની આર્થિક સ્થિતિ પણ અતિ કષ્ટદાયી થઈ ગઈ તેમ છતાં બાબર, અકબર, શાહજહાં અને ઔરંગઝેબની જાહોજલાલી અને સત્તાની પરંપરા અવિચ્છિન્ન હોય તેમ દરબારો ભરવાનું અને ફરમાનો કરવાનું ચાલુ રાખી આત્મસંતોષ લેવાનું ચાલુ રાખેલું. તેના ભત્રીજાને હિન્દુસ્તાનનો પ્રવાસ કરવાની ઈચ્છા થઈ કે આજ્ઞા થઈ ગમે તેમ પણ તે દીલ્હીથી ફરતો ફરતો પાંચેક વર્ષે સૌરાષ્ટ્રમાં આવ્યો.

તેનું અન્ય રાજ્યોએ સ્વાગત કર્યું કે કેમ તેની કોઈ નોંધ ઇતિહાસમાં મળતી નથી પણ તે વિ. સ. ૧૮૮૭ના માહસુદ ૭ ના રોજ રાજકોટ આવ્યો તે પ્રસંગની નોંધ દીવાન રણછોડજી તેની "સંસારના સમાચાર" નામની નોંધપોથીમાં કરે છે.

દીલ્હીના શાહઝાદાની રોનક જોવા આવેલા પ્રજાજનો નિરાશ થઇ વીખરાઇ ગયા. સૌરાષ્ટ્રના એક નાના રાજવીનો રસાલો પણ સવિશેષ ભભકદાર અને રોનકદાર હોય અને આ શાહી રસાલો "ભાંગેલ તૂટેલ" જોઈ તેમને આશ્ચર્ય થયું અને તેમાં કાંઈ રસ રહ્યો નહિ. સાંજે પોલીટીકલ એજન્ટ મી. બ્લેઈન ચકચકિત બીલ્લાઓવાળા અને ઝબકતાં સંગીનો ચડાવેલી બંદુકો અને ભાલાઓ ઉપર ઉડતા વાવટાઓવાળા લીલા ગણવેશમાં સજ્જ થયેલા અને મોટા અશ્વો ઉપર સવાર થયેલા ગોરા, અને દેશી સૈનિકોને લઈ પડઘમ વગાડતો શાહઝાદાને મળવા ગયો

શાહઝાદા કામબક્ષ પોતાની સ્થિતિ સારી રીતે જાણતો હતો છતાં તેણે મી. બ્લેઈનનું ન તો સામા જઈને સ્વાગત કર્યું ન તો તેને એક મહાન સત્તાના પ્રતિનિધિને આપવું જોઈએ તેવું માન આપ્યું. જ્યારે મી. બ્લેઈન તેના તંબુમાં પ્રવેશ્યો ત્યારે તે ઉઠયો પણ નહિ કે આવકારનો શબ્દ પણ કહ્યો નહિ. બ્લેઇનને બહુ ખોટું લાગ્યું. તેણે અહિં આવવામાં ભુલ કરી હતી તેમ તેને સમજાયું. માત્ર દીલ્હીના નામશ્ર શહેનશાહોના વારસ પ્રતિ તેણે જે સજ્જનતા દર્શાવવી જોઈએ તે દર્શાવી હતી તેનું પદ અને સ્થાન, મોભો અને મર્તબાને અનુરૂપ તેનું સ્વાગત કરી સુવિધા આપી હતી પરંતુ દીલ્હી દરબારની હવા જેના મગજમાંથી ગઈ ન હતી તે શાહઝાદાએ તેમની જૂની પદ્ધતિએ તેની સાથે વર્તાવ કર્યો.

બ્લેઈન ત્યાં બેઠો નહિ કે તેને બેસવા પણ કોઇએ કહ્યું નહિ તે ક્રોધ કરી તંબુની બહાર નીકળી ગયો અને વ્રજદાસ મજમુદાર તથા સુરાજીને કહ્યું કે તેને કહો દો કે સવારમાં તે જે રસ્તેથી આવ્યો તે રસ્તે પાછો રવાના થઈ જાય અને ન જાય તો બળજબરીથી તેને અહિંથી રવાના કરી મને જાહેર કરો.

સવારમાં રાજકોટના સત્તાવાળાઓએ તંબુઓ સંકેલી લીધા, ચોકીદારોને પાછા ખેચી લીધા અને શાહી રસાલો કોઇ ફકીરનું ટોળું હોય તેમ પાછો વળી ગયો.

સગાં દીઠાં મેં શાહ આલમનાં—

---

અમેરિકાના પ્રમુખ એબ્રાહમ લિંકન પ્રમુખ બન્યા તે અગાઉ એક સ્ટોરમાં કામ કરતા હતા તે વખતની આ વાત છે. એક દિવસ એમનાં એક મહિલા ઘરાક એમને ત્યાં ચા લેવા આવ્યાં. એમણે આપેલા પૈસાના પ્રમાણમાં લિંકને ભૂલથી એમને ઓછી ચા આપી. પાછળથી લિંકનની નજરમાં આ ભૂલ આવી. એમને ચેન ન પડ્યું. એ મહિલા ઘરાકનું ઘર ચાર માઇલ દૂર હતું. લિંકન તરત જ ચાર માઈલ ચાલીને એમને ઘેર ગયા અને વધારાની ચા એમને આપી આવ્યા. લિંકનનાં આવાં કામોને લીધે અમેરિકાના લોકો એમને 'પ્રામાણિક એબ'ના લાડકા નામે ઓળખતા.

ગ્રામ : પીપલ બેંક ટે. નં. ૩૬૭૪૪૬–૪૭

# ધી અમદાવાદ પીપલ્સ કો–ઓપરેટીવ બેંક લિ.

મુખ્ય કચેરી : પીપલ્સ બેંક બીલ્ડીંગ, પો. બો. ૧૩૩, ભદ્ર, અમદાવાદ

સ્થાપના સને ૧૯૩૨ સુવર્ણ જયંતી વર્ષ ૧૯૮૧–૮૨

શાખાઓ : ખડીયા, સાબરમતી, મણીનગર, પાલડી, શાહપુર, સરસપુર તથા ધંધુકા

ટે. નં. : ૩૬૪૯૨૪ ૬૬૪૮૩ ૫૪૫૮૬ ૭૭૨૩૧ ૨૨૦૫૩ ૩૭૪૩૩૭ ૪૪

ચેરમેન શ્રી હરિપ્રસાદ કેશરીપ્રસાદ ઠાકોર

મેનેજીંગ ડાયરેક્ટર શ્રી ડાહ્યાભાઈ કાશીદાસ પટેલ

| | | |
|---|---|---|
| (૧) ભરપાઈ થએલ શેરભંડોળ... | રૂ. | ૪૨,૫૨,૩૫૪ |
| (૨) રીઝર્વ તથા બીજા ફંડો... | રૂ. | ૬૧,૫૯,૨૦૦ |
| (૩) થાપણો... | રૂ. | ૯,૭૩,૯૩,૪૦૦ |
| (૪) કામકાજનું ભંડોળ... | રૂ. | ૧૧,૬૭,૫૮,૮૦૦ |

(૧) બેંક છેલ્લાં ૫ વર્ષથી બેંકીંગની તમામ પ્રકારની સેવાઓ આપે છે.

(૨) બેંક માન્ય કરેલી કંપનીઓના શેરો સામે ધીરાણ આપે છે.

(૩) બેંક પબ્લીક ટ્રસ્ટનાં નાણાં સ્વીકારે છે.

(૪) બેંક બાંધી મુદતની થાપણ પર આકર્ષક દર આપે છે સમયમર્યાદા મુજબ વધુમાં વધુ ૧૧% ટકાના દરથી થાપણો સ્વીકારે છે: વ્યાજ દર ૭ મહીને આપવામાં આવે છે.

(૫) બેંકની કેશ–સર્ટીફીકેટ તેમજ નાની બચત યોજનાનો લાભ લો.

(૬) બેંકે મન્થલી ઇન્ટરેસ્ટ ડીપોઝીટ સ્કીમ શરૂ કરી છે.

(૭) બેંકે સ્વપ્નસિદ્ધ તથા વર્ષાસન ડીપોઝીટ સ્કીમ શરૂ કરી છે.

(૮) અમારી બેંકમાં મૂકેલી થાપણો ઈન્સ્યોરન્સ સ્કીમ નીચે સુરક્ષિત છે.

અનંત જોષી

મેનેજર

# આજે રૂપિયો કાલે સવા
# પરમે થાશે પાંચ...
# 'ઘરનું ઘર' તો આજ કરો
# ના કાલે આવે આંચ...

**જ્યાં કામ ત્યાં આરામ**
**ઔદ્યોગિક (વસાહત) ભાગમાં જ**
**ઓઢવ-નરોડા**



## પાર્શ્વનાથ એસ્ટેટ કોર્પોરેશન

૫૦, હરસિધ્ધ ચેમ્બર્સ આશ્રમરોડ, અમદાવાદ-૩૮૦ ૦૧૪. ફોન નં. ૪૪૬૬૪૭

Viren

# શ્રી તાલાલા તાલુકા સહકારી ખાંડ ઉદ્યોગ મંડળી લીમીટેડ, તાલાલા (ગીર)

જીલ્લો જુનાગઢ (ગુજરાત રાજય)

ઉત્પાદક મભાસદ સંખ્યા : ૬૬૨૮

સભ્યોનુ શેર ભંડોળ : રૂા ૬૫ લાખ

ગુજરાત સરકારશ્રીનો શેર ફાળો : રૂા. ૧૬૦ લાખ

: કાર્યક્ષેત્ર :

તાલાલાથી ૨૦ માઈલની ત્રિજ્યામાં આવરતો વિસ્તાર જેમાં તાલાલા, વેરાવળ, માળિયા (હાટીના), કેશોદ, મેંદરડા. તાલુકાના ત્રિજ્યામા આવર્તિત ગામડાનો સમાવેશ થાય છે.

| એચ. એસ. શાહ | નારણભાઈ લાલાભાઈ મીંજરોલા | દેવસીભાઈ નારણભાઈ સોલંકી (બાબુભાઈ) |
|---|---|---|
| મેનેજીંગ ડીરેકટર | વાઈસ–ચેરમેન | ચેરમેન |

'ગુજરાતના આર્થિક વિકાસમાં
રાજ્ય સહકારી બેંકનો મહત્ત્વનો ફાળો.

| | |
|---|---|
| * ત્રિસ્તરી ધીરાણ માળખા દ્વારા ટૂંકી અને મધ્યમ મુદતનું ખેતીવાડી ધીરાણ | રૂા. ૨૫૯–૭૩ કરોડ |
| * નાના ખેડુતોને ધીરાણ | રૂા. ૪૩–૮૧ કરોડ |
| * પ્રતિવર્ષ નાના ખેડુતોને મંજુર થતું વ્યાજ વળતર. | રૂા. ૩૩–૦૦ લાખ |
| * સહકારી બેંકીંગ ક્ષેત્રે (રાજ્ય/જિલ્લા તથા નાગરિક સહકારી બેંકો તથા તેમની શાખાઓ દ્વારા) એકત્રીત કરાયેલ એકંદર થાપણો. | રૂા. ૧૦૦૦–૦૦ કરોડ |
| × કુટિર અને લઘુ ઉદ્યોગોને નાગરિક સહકારી બેંકો દ્વારા ૧૧ ટકા વ્યાજના દરે ઔદ્યોગિક ધીરાણ. | રૂા. ૪૧–૦૧ કરોડ |
| × પ્રોસેસીંગ મંડળીઓને અપાયેલું લાંબી મુદતનુ ધીરાણ. | રૂા. ૨–૮૦ કરોડ |

## ધી ગુજરાત સ્ટેટ કો–ઓપરેટીવ બેંક લિ.

સહકાર ભવન, રિલીફ રોડ, પો. બો. નં. ૩૦૨
**અમદાવાદ – ૩૮૦૦૦૧**

ટેલીફોન નંબર :– ૩૮૧૯૭૦
૩૮૧૯૭૫

ટેલીગ્રામ :– APEXBANK
ટેલેક્ષ :– AM ૨૫૩ GSCB



# ગણેશ હાઉસીંગ કોર્પોરેશન

ફોન – ૩૮૨૫૭૫, ૩૮૨૭૭૭

પથ્થર કૂવા : પેટ્રોલ પંપની બાજુમાં
રીલીફ રોડ : **અમદાવાદ**

શુભેચ્છા સહ....

# ધી. ગોંડલ વિભાગ નાગરિક સહકારી બેંક લી. ગોંડલ

મહાત્મા ગાંધી રોડ, ગોંડલ. પીન કોડ નં. ૩૬૦૩૧૧
સ્થાપના તા. ૩-૫-૫૫

ઓડીટ વર્ગ "અ"
બેંકની પ્રગતિના આંકડા
(ઓડીટને આધિન)

| | | ૩૦-૬-૮૨ |
|---|---|---|
| શેર ભંડોળ | રૂા. | ૭,૦૭,૦૦૦ |
| રીઝર્વ ફંડ | રૂા. | ૧૦,૫૭,૦૦૦ |
| થાપણુ | રૂા. | ૧,૪૮,૮૦,૦૦૦ |
| ધીરાણુ | રૂા. | ૧,૦૪,૩૯,૦૦૦ |
| કાર્યભંડોળ | રૂા. | ૧,૮૦,૦૩,૦૦૦ |
| સભાસદ સંખ્યા | | ૭,૩૮૨ |
| નફો | રૂા. | ૩,૩૭,૯૦૦ |

રજીસ્ટર્ડ ઓફીસ : ફોન ૧૫૫
મહાત્મા ગાંધી રોડ, ગોંડલ

શાખા : ૧ મુ. દેરડી (કુંભાજી) તા. ગોંડલ
જી. રાજકોટ. (અદ્યતન સેઈફ ડીપોઝીટ વોલ્ટની સુવિધા સાથે)
ફોન નંબર : ૨
૨. માર્કેટ યાર્ડ બ્રાંચ, ગોંડલ.
ફોન નંબર : ૩૨૧.

કાંતિલાલ એલ. ભટ્ટ — મેનેજર
જયંતિલાલ એસ. પટેલ — મેનેજીંગ ડીરેક્ટર
મહેશકુમાર એસ. પારેખ — ચેરમેન

# શ્રી ગોંડલ નગરપાલિકા

## જાહેર—વિજ્ઞપ્તિ

૧. ગોંડલ ઔદ્યોગિક રીતે વિકસતું શહેર છે અને નગરપાલિકા નવા ઉદ્યોગો સ્થાપવા ઉદ્યોગપતિઓને આવકારે છે.

૨. નગરપાલિકાના કરવેરા નિયમિતરીતે ભરપાઇ કરો.

૩. જન્મની નોંધણી દિવસ–૭–સાતમાં અને મરણની નોંધણી દિવસ–૩–ત્રણમાં નગરપાલિકા કચેરીમાં કરાવી લેવાનું કાયદાથી ફરજિયાત છે.

૪. બાળકોના સ્વાસ્થ્યની સુરક્ષા માટે પોલિયો – વેકસિન ત્રિગુણીરસી વિ. માટે નગરપાલિકા સંચાલિત માતા બાળકલ્યાણ કેન્દ્રની અવશ્ય મુલાકાત લ્યો.

૫. સ્વચ્છતા જાળવવામાં સહાયરૂપ બનો.

૬. નગરપાલિકાની મિલકત જનતાની મિલકત છે તેને નુકસાન ન કરો.

૭. રાષ્ટ્રની પ્રગતિ અને સમૃદ્ધજીવન માટે વધુ વૃક્ષ વાવો.

૮. સુખી અને સમૃદ્ધ "કુટુમ્બ કલ્યાણકેન્દ્ર"ની મુલાકાત લ્યો.

૯. નગરપાલિકાની ધોરણસર પરવાનગી મેળવ્યા પછી જ ચણતરકામ કરવું કરાવવું અને પૂરું થયે તુરત જ નગરપાલિકાને લેખિત જાણ કરવા વિનંતી છે.

૧૦. નગરપાલિકા, નગરજનોની વિજ્ઞપ્તિ પરત્વે ખૂબ જ લક્ષ આપો.

**ગોંડલ. તારીખ ૧૭–૭–૧૯૮૨**

| | | | |
|---|---|---|---|
| ચીફ ઓફીસર<br>નગરપાલિકા<br>ગોંડલ | **વિજયકુમાર ત્રિવેદી**<br>ચેરમેન<br>નગરપાલિકા, ગોંડલ. | **પી. આર. જાડેજા**<br>ઉપપ્રમુખ<br>નગરપાલિકા, ગોંડલ | **જી. એસ. દેસાઇ**<br>પ્રમુખ<br>નગરપાલિકા, ગોંડલ |

ડૉ. જીવરાજ મહેતા સ્મારક ટ્રસ્ટ પ્રકાશન વિભાગ 'ઊર્મિ નવરચના' તરફથી

પ્રગટ થઇ ચૂકી છે

આરોગ્ય ગ્રંથમાળાની પહેલી સસ્તી પુસ્તિકાની બીજી આવૃત્તિ

# મેથીની ચા પીઓ

લેખક : બાલકૃષ્ણ વૈદ્ય

કાર્યાલય ઉપરથી ૨૫ પૈસામાં મળશે. બહારગામથી મગાવનારે ૪૦ પૈસાની ટિકિટ બીડવી.

પ્રાપ્તિસ્થાનો

૧. સોરઠ ક્ષયનિવારણ સમિતિ
અક્ષયગઢ (કેશોદ) ૩૬૨ ૨૨૯
(જિ. જૂનાગઢ)

૨. ડૉ. જીવરાજ મહેતા સ્મારક ટ્રસ્ટ
જીવરાજ ભુવન, અમરેલી : ૩૬૪ ૬૦૧

૩. ડૉ. જીવરાજ મહેતા સ્મારક ટ્રસ્ટ, આરોગ્યધામ,
અમદાવાદ : ૩૮૦ ૦૦૭

૪. ડૉ. જીવરાજ મહેતા સ્મારક ટ્રસ્ટ, નટવરલાલ
શામળદાસ એન્ડ કું. ૯૪, નગીનદાસ
માસ્તર રોડ મુંબઈ – ૪૦૦ ૮૨૩

૫. ડૉ. જીવરાજ મહેતા સ્મારક ટ્રસ્ટ
કલ્યાણધામ : ચાવંડ : ૩૬૪ ૪૩૫
(તા. લાઠી : જિ. અમરેલી)

૬. રૂપાયતન (ગિરિતળેટી)
જૂનાગઢ

૭. કસ્તુરબા કન્યા છાત્રાલય, દિલાવરનગર
વંથળી : ૩૬૨ ૨૧૦ (જિ. જૂનાગઢ)

૮. શ્રી બાલકૃષ્ણ વૈદ્ય ચાંદીબજાર : જામનગર

૯. ઊર્મિ નવરચના કાર્યાલય
૧૩ જાગનાથ પ્લોટ : રાજકોટ – ૧

---

# લોકવાર્તાની રસલહાણ–ભાગ ૧લો રૂ. ૨૦

## ઊર્મિ નવરચનાના વિક્રમશીલ વિશેષાંકો

| | |
|---|---|
| ૧ – લોકસાહિત્યમા સિંહ | રૂ. ૨૦–૦૦ |
| ૨ – લોકસાહિત્યમા નદી | રૂ. ૨૦–૦૦ |
| ૩ – લોકસાહિત્યમાં પક્ષીઓ | રૂ. ૨૦–૦૦ |
| ૪ – સૌરાષ્ટ્રની ધર્મસાધના | રૂ. ૨૦–૦૦ |
| ૫ – ખાંભી અને પાળિયા | રૂ. ૨૦–૦૦ |
| ૬ – દુહો દસમો વેદ | રૂ. ૨૦–૦૦ |
| ૭ – મેઘાણી સ્મૃતિ અંક | રૂ. ૧૦–૦૦ |
| ૮ – વનપ્રવેશ વિશેષાંક | રૂ. ૨૦–૦૦ |
| ૯ – ઇશ્વરભાઇ સ્મૃતિ અંક | રૂ. ૧૦–૦૦ |

પુસ્તક અને છૂટક અંક મગાવનારે પૂરી કિંમત ઉપરાંત પોસ્ટેજના ચાર રૂપિયા વિશેષ મોકલવા. વી.પી.થી અંકો મોકલાતા નથી. જૂજ અંકો બાકી રહ્યા છે. કાર્યાલય ઉપરથી પણ મળી શકશે.

'ઊર્મિ નવરચના' ૧૩, જાગનાથ પ્લોટ : રાજકોટ – ૩૬૦ ૦૦૧

# ગુજરાતની મક્કમ આગેકૂચ

ઉત્પાદકતા વર્ષને અનુલક્ષીને વડા પ્રધાન શ્રીમતિ ઇન્દિરા ગાંધીએ આપેલા **શ્રમ એવ જયતે** ના સૂત્રને ગુજરાત સરકારે જનતાના સંપૂર્ણ સહયોગ સાથે ચરિતાર્થ કર્યું છે. વિવિધ ક્ષેત્રે ભારે સિદ્ધિઓ પ્રાપ્ત કરીને,ગુજરાત આજે દેશભરનું અગ્રેસર રાજ્ય બન્યું છે. રાજ્યના વિકાસની ઉજ્જવળ કેડીના આ છે કેટલાંક સિમા ચિહ્નો :–

- રૂા. ૩.૭૬૦ કરોડની છઠ્ઠી યોજના.
- ખેતી માટે યોજનામા રૂા. ૧૫૦૬ કરોડની જોગવાઇ.
- નર્મદા યોજના માટે રૂા. ૩૩૦ કરોડ.
- ઔદ્યોગિક ક્ષેત્રે દેશમા બીજું સ્થાન.
- દુનિયાભરમાં યુરિયાનુ સૌથી મોટું કારખાનું–નર્મદા ફર્ટીલાઇઝર.
- હજીરા ખાતે ખાતરના બીજા બે કારખાના.
- ઉભરાટ ખાતે ગેસનું ભૂમિબિન્દુ.
- હરિજનોના કલ્યાણ માટે રૂા. ૩૫ કરોડની જોગવાઈ.
- નીચલા થરના લોકો માટે ત્રણ લાખ પાકા ઘરની યોજના.
- રાજ્યનો વિકાસ દર વધારીને પાંચ ટકા.



# ઊર્મિનવરચના


આદ્યતંત્રી: સ્વ. ઇશ્વરલાલ મો. દવે    તંત્રી: જયમલ્લ પરમાર

વર્ષ—૫૩ : અંક ૯    સળંગ અંક : ૬૩૩    ડિસેમ્બર : ૧૯૮૨

ડૉ. જીવરાજ મહેતા સ્મારક ટ્રસ્ટ પ્રકાશન




વિશ્વમાનવ વિનોબાજી

# જિલ્લાની વિકાસ કુચમાં ભાગીદાર બનીએ

(૧) જિલ્લાની કલ્યાણકારી પ્રવૃત્તિઓમાં તન, મન, અને ધનથી સહકાર આપીએ.

(૨) જિલ્લા આયોજન મંડળે ઉપાડેલી, વિવેકાધીન તથા પ્રોત્સાહક ગ્રાન્ટની અનેકવિધ ગ્રામવિકાસ પ્રવૃત્તિઓ તેમજ નાની બચત પ્રોત્સાહક ગ્રાન્ટની યોજનાઓ પૂર્ણ કરવા આપણો સહકાર આપીએ.

(૩) સમાજના નબળા વર્ગને ન્યુનતમ જરૂરિયાતો પૂરી પાડવાના અને તેમને માટે રહેણાંક ઊભા કરવાના કાર્યને સફળ બનાવીએ.

(૪) રાષ્ટ્રના વિકાસ માટે નાની બચત યોજનાની સફળતા માટે ભાગીદાર બનીએ, "કુટુંબ-કલ્યાણ, અસ્પૃશ્યતા નિવારણ" વિગેરે પાયાના કાર્યક્રમોની સફળતા માટે પૂરો સહકાર આપીએ.

(૫) જિલ્લા પંચાયતની અન્ય કલ્યાણકારી પ્રવૃત્તિઓમાં હાર્દિક સાથ અને સહકાર આપી જિલ્લાનો વિકાસ સાધીએ.

(જિલ્લા પંચાયત જામનગર તરફથી)

# શ્રી તાલાલા તાલુકા સહકારી ખાંડ ઉદ્યોગ મંડળી લીમીટેડ, તાલાલા (ગીર)

જીલ્લો જુનાગઢ (ગુજરાત રાજ્ય)

ઉત્પાદક સભાસદ સંખ્યા : ૬૬૨૮

સભ્યોનું શેર ભંડોળ : રૂા. ૬૫ લાખ

ગુજરાત સરકારશ્રીનો શેર ફાળો : રૂા. ૧૬૦ લાખ

: કાર્યક્ષેત્ર :

તાલાલાથી ૨૦ માઈલની ત્રિજ્યામાં આવરતો વિસ્તાર જેમાં તાલાલા, વેરાવળ, માળિયા (હાટીના), કેશોદ, મેંદરડા, તાલુકાના ત્રિજ્યામાં આવર્તિત ગામડાનો સમાવેશ થાય છે.

| | | |
|---|---|---|
| એચ. એસ. શાહ | નારણભાઇ લાલાભાઈ મીંજરોલા | દેવસીભાઇ નારણભાઇ સોલંકી (બાલુભાઇ) |
| મેનેજીંગ ડીરેકટર | વાઈસ-ચેરમેન | ચેરમેન |

# ભવાની ટ્રેક્ટર પ્લાઉ

આશ્રમ રોડ

**અમદાવાદ**

ટે. નં. ૭૮૯૭૪
૭૭૧૫૪



ફેક્ટરી

**ભવાની એસ્ટેટ : સરખેજ**

ટે. નં. ૪૧૦૩૯૬

# ડૉ. જીવરાજ મહેતા સ્મારક ટ્રસ્ટ પ્રકાશન
# ઊર્મિનવરચના

રે. નં. ૨૭૪૨૨૧
મુંબઈ – ૪૦૦૦૨૩

*

'ઊર્મિનવરચના'
ટેલીફોન નં. ૨૪૩૭૨
૧૩, જાગનાથ પ્લોટ, રાજકોટ
Delhi office –
Phone – 615072
Navinchandra B. Shah
98 Ravindra Nagar
NEW DELHI-110003



*

ડૉ. જીવરાજ મહેતા સ્મારક ટ્રસ્ટ
જીવરાજ ભુવન
અમરેલી – ૩૬૪૬૦૧

*

ડૉ. જીવરાજ મહેતા સ્મારક ટ્રસ્ટ
કલ્યાણધામ મુ. ચાવંડ ૩૬૪૪૩૫
(તા. લાઠી : જિ. અમરેલી)

*

ડૉ. જીવરાજ મહેતા સ્મારક ટ્રસ્ટ
આરોગ્યધામ
અમદાવાદ–૩૮૦૦૦૭

*

ડૉ. જીવરાજ મહેતા સ્મારક ટ્રસ્ટ
નટવરલાલ શામળદાસ એન્ડ કું.
નગીનદાસ માસ્તર રોડ, ૪૯

જ્યારે અમે જેલમાં હતા, ત્યારે કયાં પુસ્તકો અમને આપવાં, કયાં ન આપવાં તે સરકારી અધિકારી નક્કી કરતા. કોઈ કોઈક રાજકીય પુસ્તકની માગણી કરે, તો કહે કે 'એ ગ્રંથ ખતરનાક છે. અમે તે આપી શકતા નથી.' પણ હું જે પુસ્તક માગતો તે સરકાર મને આપતી. તે સમજતી કે તે એવું નિરુપદ્રવી છે કે તેનાથી સરકારને કશું નુકસાન થવાનું નથી. અંગ્રેજ સત્તાને કશું જોખમ નથી. તેથી મને ગીતા, ઉપનિષદ, સંતોના ચરિત્ર મળતાં રહેતાં, પણ બેવકૂફ અંગ્રેજ સમજતા નહીં કે, તેમના રાજ્યને જો વધારેમાં વધારે કોઈ તરફથી જોખમ હોય તો તે આ ગ્રંથો તરફથી હતું. રાજદ્વારી કેદીઓ જેલમાં ગયા હતા તેમને હંમેશાં આ ગ્રંથોએ હિંમત આપી હતી અને તે કારણે તેઓ અધિક તેજસ્વી બનીને બહાર આવ્યા હતા. અને ગીતાનો આધાર ન હોત, તો ગાંધી ન થાત, લોકમાન્ય તિળક ટકત નહીં અને અરવિંદ ઘોષનું કામ થાત નહીં. આ પ્રમાણે જીવનનો પાયો જે ગ્રંથો પર છે તે ગ્રંથો અધાર્મિક સમાજને માટે અને જુલ્મી લોકોને માટે વધારેમાં વધારે જોખમકારક છે. તે માટે તે સંતોને સમાજે અત્યંત પજવ્યા. અત્યારે તો લોકો તેમની કીર્તિ ગાય છે, પરંતુ જ્યારે તેઓ હતા, ત્યારે એમનો ઘણો વિરોધ કર્યો હતો. કારણ કે તેઓ જે વાત કરતા તે સમાજને ઉખાડનારી હતી. તેથી આપણા યુવાનોમાં આ સદ્ગ્રંથોનો પ્રચાર થાય એમ હું ઇચ્છું છું. તો યુવાનો આજની આ સમાજરચનાને આગ લગાડયા વિના નહીં રહે. અને તેઓ એવી ઠંડી આગ લગાડશે કે, તેને ઠારવા માટે પાણીની જરૂર નહીં રહે.

– વિનોબા

જીવરાજ મહેતા સ્મારક ટ્રસ્ટ વતી મુદ્રક અને પ્રકાશક : રાજુલ ઈ. દવે ૧૩, જાગનાથ પ્લોટ, રાજકોટ–૧
મુદ્રણ સ્થાન : સુરૂપ મુદ્રિકા, ડૉ. યાજ્ઞિક રોડ, કન્યા છાત્રાલય સામે, રેસકોર્સ રોડ, રાજકોટ–૧

સૂત્ર એમણે આપેલું. આમ તેઓ ભારતના મટી વિશ્વના માનવ બની ચૂકયા હતા.

શાસ્ત્રોના એમના વિશિષ્ટ અર્થઘટન દ્વારા એમણે ભક્તિ, જ્ઞાન અને કર્મ માટેની સર્વોદયની એક નવી જ પરિભાષાનું નિર્માણ કરેલું. સર્વોદયની દીક્ષા પામેલા સેવકો વચ્ચે આજે ય એ પરિભાષા સહજભાવે પ્રચલિત રહી છે.

એક યા બીજા કારણે આશ્રમ બદલતા રહ્યા અને છેવટ વિનોબાજી પવનારના પરમધામ આશ્રમમાં આવી વસ્યા. ૧૯૪૧માં પૂ. બાપુએ વ્યક્તિગત સત્યાગ્રહની શરુઆત કરી અને આખા દેશમાંથી પોતાના પ્રેમ, વિશ્વાસ અને શ્રદ્ધાને કારણે જવાહરલાલજી, રાજેનબાબુ અને સરદાર સાહેબથી વિશેષ વિનોબાજી સત્યાગ્રહી તરીકે બાપુના વધુ વિશ્વાસલાયક ઠર્યા. અને વિશ્વભરની નજર ૧૯૪૧ના વ્યક્તિગત સત્યાગ્રહના પ્રથમ સત્યાગ્રહી વિનોબાજી ઉપર મંડાણી.

ધાર્મિક બાબતોમાં પૂ. બાપુ વિનોબાજીનો ઘણો આધાર મેળવતા. એક વખત તો લાગલગાટ ૧૫ દિવસ સુધી ગાંધીજી અને વિનોબાજી વચ્ચે ધાર્મિક ચર્ચાઓ ચાલેલી એવો એમનો દિવ્ય અને ગાઢ સંબંધ હતો. આમ છતાં બન્ને બધી બાબતોમાં સંમત હતા એવું પણ નહોતું. દેશના વિભાજનના કોંગ્રેસ કારોબારીના ઠરાવનું પૂ. બાપુએ મને કમને સમર્થન કરેલું, એની વિનોબાજીએ ટીકા પણ કરેલી. પણ બન્ને વચ્ચે એ બારામાં વાતચીત થાય તે પહેલાં બાપુ લોકોપવાદનો ભોગ બનવા માંડેલા ને બાપુ પ્રબોધ્યા ધર્મ અને નીતિની સરાણે ચાલવાની સ્વાધીન ભારતના લોકોની અશ્રદ્ધા બળવત્તર બન્યે જતી હતી અને પૂ. બાપુનું ખૂન થયું.

પૂ. બાપુનું દેહાવસાન થતાં અહિંસાની અને ધર્મની નીતિનો જબરદસ્ત ખાલીપો સર્જાયો. એ વખતે પક્ષાતીત અને સત્તાના રાજકારણથી અલિપ્ત રહીને સામાજિક અને આર્થિક ઉત્થાનમાં વિનોબાજી અન્ય રચનાત્મક કાર્યકરો સાથે એ નીતિના આધારસ્તંભ બની રહ્યા, પણ સત્તાનું રાજકારણ લોકલક્ષી ન બની શકે. સામ્યવાદીઓ – નક્ષલવાદીઓ માટે આર્થિક અને સામાજિક અસમાનતા અસહ્ય બની અને તેમણે જમીનદારોનાં ખૂન કરી તેલંગણમાં જમીન વગરના ખેડૂતોને જમીન વહેંચવાનું શરૂ કર્યું. સામ્યવાદીઓ સ્વરાજની સરકાર સામે ગેરીલા યુદ્ધ ખેલવા લાગ્યા. ત્યારે વિનોબાજી તેલંગણા પહોંચ્યા. ભયભીત પ્રજા વચ્ચે જઈને ભૂમિદાનની પ્રવૃત્તિ વડે વિશ્વે વિરલ એવો અહિંસક ક્રાન્તિનો આરંભ કર્યો.

સામાજિક અને આર્થિક ક્ષેત્રે ભૂમિદાનની પ્રવૃત્તિ આગળ વધી. વિનોબાજીએ ત્રણ ત્રણ વખત ભારતની પદયાત્રા કરી ૧૩ વરસ સુધીમાં ૪૦ હજાર માઈલની મુસાફરી કરી અને ૪૫ લાખ એકર જમીન મેળવી, જેમાંથી ૧૫ લાખ એકર જમીનની ભૂમિહીનો વચ્ચે વહેંચણી થઈ શકી છે.

આ ભૂમિદાનની પ્રવૃત્તિ ગ્રામદાન સુધી પહોંચી ગ્રામ એક પરિવાર બને તે રીતે. અને ત્યાંથી જિલ્લાદાન અને જીવનદાનની પ્રવૃત્તિ શરૂ થઈ. એક જ વાકયમાં વિનોબાજીની આ બધી પ્રવૃત્તિઓને સંકલિત કરવામાં આવી છે, અને તે "ભૂદાનયજ્ઞમૂલક ગ્રામોદ્યોગપ્રધાન અહિંસક ક્રાન્તિ". ૧૯૫૩માં જયપ્રકાશજીએ આ પ્રવૃત્તિ માટે જીવનદાન આપ્યું.

અહિંસા દ્વારા સામાજિક આર્થિક અને રાજકીય પરિવર્તનોની સફળતા નિષ્ફળતા ભલે ચર્ચાસ્પદ રહી પણ વિશ્વભરમાં એની પ્રચંડ નૈતિક અસરો પડેલી છે ને હિંસાથી થાકતા વિશ્વને એ સિવાય બીજો કોઈ ઉગાર પણ લાગતો નથી. પછી ભલે તે સ્વરૂપાંતરે અને ઓછા વધતા પ્રમાણમાં રહેતી આવતી હોય.

વિનોબાજીને સમજવા દોહ્યલા રહ્યા છે. ૧૯૬૬ની સાલમાં એમણે જાહેર કર્યું કે 'બાબાને જાહેર જીવનમાં ૫૦ વર્ષો થઈ ગયાં છે. હવે વૃદ્ધાવસ્થામાં પરમાત્માને પામવા સૂક્ષ્મમાં પ્રવેશ કરશે.' ને વિનોબાજીએ નિવૃત્તિ લીધી. નિવૃત્તિમય એવી આછી પ્રવૃત્તિ ચાલુ રહી. એમનો નૈતિક પ્રભાવ તો દેશ સાથે અસાધારણ રહ્યો જ.

૧૯૭૩માં બિહાર આંદોલન બાબતમાં (હકીકતમાં એ આંદોલન ગુજરાતમાંથી શરૂ થયેલું) વિનોબાજી અને જયપ્રકાશજી વચ્ચે મતભેદ ઊભા થયા. અને સર્વસેવા સંઘમાં બે ભાગ પડયા. સ્વરાજ આવ્યા પછી વહીવટ તંત્ર લોકલક્ષી અને ગ્રામલક્ષી ન રહેતાં સરકારની નીતિને પરિણામે લોકો વચ્ચે બધી પ્રકારની અસમાનતાઓ વધતી જતી હતી. એને પરિણામે લોકોની જે દુર્દશા સર્જાઈ એથી સર્વોદય કાર્યકરોનો મોટો વર્ગ અજંપો અનુભવતો હતો. સંભવતઃ એ જ વર્ગ જયપ્રકાશજી સાથે જોડાયો. ઈંદિરાજીએ લાદેલી કટોકટીને વિનોબાજીએ 'અનુશાસનપર્વ' કહ્યું. એથી લોકાપવાદ સર્જાયો. વિનોબાજી ઉપર વિપક્ષો તરફી લોકો તરફથી અને વિપક્ષો તરફથી ખૂબ આક્ષેપો થયા.

વિનોબાજીએ આચાર્યોની બેઠક બોલાવી આચાર્યશાસનની વાત પણ કરી અને કટોકટી અંગેના પોતાના મતની સ્પષ્ટતા કરી. પણ એને બહુ સધિયારો ન મળ્યો. ૧૯૭૬માં પોતાના 'મૈત્રી' માસિકમાં પોતે ગોવધપ્રતિબંધ માટે ઉપવાસ ઉપર ઉતરશે એ વાત પ્રગટ કરેલી. એની નકલો સરકાર તરફથી જપ્ત થતાં વિનોબાજીએ કટોકટી અને સેન્સરશીપ વિરૂદ્ધમાં પોતાનો મત પ્રગટ કરેલ.

ગોવધ બંધી માટે તો જીવનના આખરના દિવસોમાં પણ તેમણે શાંત સત્યાગ્રહ કરવા કહેલું, જે સત્યાગ્રહ નમ્ર સ્વરૂપે હજી દેવનારમાં ચાલ્યા કરે છે. પણ સૂક્ષ્મમાં પ્રવેશ કર્યા પછી પોતે સક્રિય પ્રવૃત્તિમાં કદી ન જોડાયા અને જે કાંઈ નિવૃત્તિમય પ્રવૃત્તિ કરી તેની સફળતા નિષ્ફળતાની અપેક્ષા એમણે કદી રાખી નહોતી, તેમ એના રાગદ્વેષ પણ બાંધ્યા નહતા, પરિણામે એના પ્રેમ અને કરુણામાં કદી ઓટ આવી નહતી.

દાનનો સાચો મહિમા જેવો વિનોબાજીએ સમજાવ્યો છે એવો કોઈએ નથી સમજાવ્યો. એને કારણે લાખો લોકોમાં દાનપાત્રના સંસ્કારની સરવાણી વહેલી. એ સરવાણી ભૂમિદાનથી ઠેઠ જીવનદાન સુધી વહેલી. અધ્યાત્મ અને વિજ્ઞાનનો મેળ કરી વિજ્ઞાનની વિનાશકતાને નિવારવા એમણે ઘનિષ્ટ માર્ગદર્શન આપ્યું. લોકશક્તિ જગાડવાના એમના પ્રયાસો પરીપૂર્ણ થયા હોત તો દેશની શકલ આજ બદલાઈ ગઈ હોત.

વિનોબાજી અસાધારણ સ્મરણશક્તિ ધરાવતા હતા. એવા મેધાવી મહાપુરુષમાં આખરે વિસ્મરણ યોગ આવેલો. જીવનભર તેઓ શિક્ષકના શિક્ષક અને વિદ્યાર્થીના વિદ્યાર્થી રહ્યા. સમાધિ લેવાની વાત એમના માટે નવી નહોતી. એમના ભાઈ શિવાજી ભાવેને એક વખત એમણે કહેલું કે સંત જ્ઞાનેશ્વરની જેમ હું સમાધિ લઉં તો તું એનાં બારણાં બંધ કરીશને ? પણ એમની સમાધિને બારણાં બંધ કરવાની વેળા ન આવી. પોતે જ દેહનું દસમ દ્વાર આત્માની મુક્તિ માટે ખોલી નાખ્યું. વિનોબાજી જીવતાં પણ શીખવી ગયા અને મરતાં પણ શીખવી ગયા.

લોકશિક્ષણનું ગાંધીજી પછીનું પ્રચંડ કાર્ય વિનોબાજી કરી ગયા. હિંસક સામ્યવાદ સામે અહિંસક સામ્યયોગના પાઠ દેશને ભણાવતા ગયા.

આજે તો વિનોબાજી જતાં દેશ ઉપર સત્-ધરમની શીળી છાયા પાથરતો અડાબીડ વડલો ઉખડી પડયો. આત્માની મુક્તિ કાજે બરાબર પ્રકાશનું પુણ્ય પર્વ સાધ્યું. આજે તો લાગે છે કે દેશના ભલા-બુરાનું ધ્યાન દોરનાર અને દેશની વડી અદાલતને ય ઠપકો આપનાર વડીલનાં આસન ઊખડી ગયાં છે. ભવિષ્યનાં ગર્ભની કોઈને ખબર નથી. આથમે છે તે ઊગે પણ છે. પુણ્યકાર્યોનો કદી ક્ષય થતો નથી. ગાંધીજી અને વિનોબાજી પુણ્યકાર્યોનો અમર આંબો રોપી ગયા છે. એ કદી મરે નહિ, એને કોઈ મારી શકે નહિ.

રામ મરે જન મૈં મરૂં, મેરી મરે બલાય;
સદ્‌ગુરુકા બાલકા, મરે ન મારા જાય.

# ગાધકડાના આક્રમણની પૂર્વ તૈયારી

[સોરઠની લોકક્રાન્તિનાં વહેણ અને વમળ : હપ્તો ૨૬મો] રતુભાઈ અદાણી

સવારમાં ઊઠીને જોયું તો છાવણીના મેદાનમાં દરવાજાની પાસે જ એક ગાડું છૂટેલું હતું. ગાડાની ઊધે બાંધેલા શંકરના પોઠિયા જેવા બે મજાના નાનરૂ બળદ, એમને નીરેલી નીરણ ખાઈને આરામથી બેઠાં બેઠાં વાગોળી રહ્યા હતા. ગાડાની જ પડખે જમીન ઉપર બે જણ પછેડીની સોડ તાંસીને ઘસઘસાટ ઊંઘતા હતા.

ગઈ રાત્રે તોરી ગામે મોકલેલી સૈનિકોની ટુકડીએ જપ્ત કરેલ ગાડું અને બળદ હંકાવીને ગામનો પસાયતો વહેલી સવારે છાવણીમાં આવી પહોંચ્યો હતો. પહેરેગીરની પરવાનગી લઈને છાવણીમાં દાખલ થઈ, ગાડું છોડી, થાકેલા બળદને નીરણ નીરી, ગાડાખેડુ અને પસાયતો નિરાંતે ઊંઘી ગયા હતા.

સવાર પડયું. છાવણીમાં હલચલ શરૂ થઈ ગઈ એટલે બન્ને જણ જાગી ગયા.

રાત આખીનો ઉજાગરો વેઠીને આવેલા બન્ને જણને સૌ પ્રથમ દાતણ, પાણી, નાસ્તા વગેરેની સગવડ માટે રસોડે મોકલ્યા. થોડી વારમાં જ બન્ને તૈયાર થઈને આવી ગયા. એટલે બન્નેને કાર્યાલયમાં બોલાવવામાં આવ્યા.

બન્નેને ખુરસી ઉપર બેસવાનું કહ્યું. એમને બહુ નવાઈ લાગી. નવાબી અમલદારોએ કદી કોઈ અરજદારને કે ગુન્હેગારને બેસવાનું કહ્યું હોય એવો એમનો અનુભવ ન હતો. આગ્રહ કર્યો છતાં એમણે ઊભા રહેવાનું પસંદ કર્યું.

"કેમ આવવું થયું ?" મેં પૂછ્યું. બન્ને ઘડીભર ચૂપ રહ્યા.

"આ જણ ગઈ કાલે રાત્રે બાજરાનું ગાડું ભરી પરહદમાં વેચવા જવાની તૈયારી કરીને બેઠો હતો. આરઝીને કોણ જાણે કેમ ખબર પડી ગઈ, પણ અધીં રાત પછી આરઝીના માણસો અમારે ગામ પહોંચી ગયા. એમણે આવીને ગાડામાં ભરેલો બાજરો વખારમાં ઠલવાવી દીધો અને ગાડું બળદ લઈને ગાડાખેડુને અહીં પહોંચતો કરવા મને હુકમ કર્યો. એટલે રાતોરાત ત્યાંથી રવાના થઈ આ ગાડાખેડુને એના ગાડું અને બળદ સાથે અહીં હાજર કર્યો છે."

થોડી વાર ચૂપ રહીને આટલો ખુલાસો કરનાર જણ તોરી ગામનો એક પસાયતો હતો.

"ગાડું બળદ તમારાં છે ?" મેં ગાડાખેડુને પૂછ્યું.

"હા સાહેબ !" ગાડાખેડુએ હાથ જોડીને જવાબ આપ્યો.

"તમે બાજરો ભરીને પરહદમાં વેચવા જવા માગતા હતા એ વાત ખરી છે ?" મેં પૂછ્યું. ગાડાખેડુ નિરુત્તર રહ્યો.

"ચોરા ઉપર એકઠા થયેલા ગામ લોકોને ચોરીછુપીથી પરહદમાં અનાજ લઈ જઈને વેચી ન આવવા માટે મેં ચેતવણી આપી હતી ત્યારે તમે હાજર હતા ?" મેં પૂછ્યું.

"ના સાહેબ ! ત્યારે હું મારા ખેતરે ગયો હતો." ગાડાખેડુએ જવાબ આપ્યો.

"તમે ચોરા ઉપર ભલે હાજર ન હતા. પણ પરહદમાં અનાજ લઈ જવાની બંધી છે એની ખબર છે કે નહીં ?" મેં પૂછ્યું.

"હા સાહેબ !" ગાડાખેડુએ ટૂંકો જવાબ આપ્યો.

અને બંધી હોય છતાં ચોરીછુપીથી

અનાજ પરહદમાં વેચવા લઈ જવું એ ગુન્હો ખરો કે નહીં ?"

"હા સાહેબ !" નવાબી તંત્રમાં અધિકારીઓ પાસે હાથ જોડીને જ વાત કરવા ટેવાયેલા ભેકુએ ફરી હાથ જોડયા.

"નવાબનું રાજ હતું ત્યારે આ રીતે ચોરીછુપીથી અનાજ બહારગામ વેચી આવવાની હિંમત કરતા ખરા ?" મેં પૂછ્યું.

"નવાબ સાહેબ તો જૂનાગઢમાં રહ્યા રહ્યા રાજ કરે. અમે અમારા ગામમાં તો એમને કદી ભાળ્યા ય નથી. અમારા ગામમાં તો અમારા પોલીસ પટેલ, પંચાયતા અને કોક દિ આવી ચડતા સિપાઈ એ જ અમારા નવાબ. એમનું મન સાચવી લઈએ એટલે પછી કોઈ વાતની ફીકર નહીં." થોડી વાર ચૂપ રહીને ગાડાભેકુએ સાચી વાત કહી દીધી. બાજુમાં ઊભેલો પંચાયતો નીચું જોઈ ગયો.

"હવે તમારા ગામમાંથી નવાબી રાજનો અંત આવ્યો છે અને આરઝી હકૂમતનું રાજ શરુ થયું છે એની તો ખબર છે ને ?" મેં પૂછ્યું.

"એટલી તો ખબર હોય જ ને ! સાહેબ, અમે ભલે અભણ ભેકુ રહ્યા. પણ ધાન ખાઈએ છીએ. ધૂળ થોડા ખાઈએ છીએ ?" પહેલી વખત સહેજ હસીને ભેકુએ જવાબ આપ્યો.

"અને આરઝી હકૂમતનું રાજ થયું એટલે કોઈ જોનાર-પૂછનાર નથી એમ માની લીધું ?" મેં સહેજ કરડાકીથી પૂછ્યું.

ભેકુ ફરી નિરુત્તર રહ્યો.

"કેમ કંઈ જવાબ ન આપ્યો ?" મેં પૂછ્યું.

"ખરી રીતે તો પહેલાં કોઈ જોનાર પૂછનાર નહોતું. હવે તો ગામના જુવાનિયા એમની મેળે ચોકી કરતા થઈ ગયા છે." ભેકુએ જવાબ આપ્યો.

"તો પછી ગાડું ભરીને બાજરો પરહદમાં લઈ જવાનો વિચાર કેમ કર્યો ?" મેં પૂછ્યું.

"સાચી વાત કરું, સાહેબ ! અમારા ગામમાં પૈસા આપીને બાજરો લે એવા તો કોઈ નથી. પણ બહુ જરૂર પડે ત્યારે જેમ તેમ વેંત ઉતારી કોક કોક થોડું ઘણું અનાજ વેચાતું લઈ જાય. પણ હવે તો વખારમાંથી બાંધ્યા ભાવે બાજરો આપવાની આરઝીએ વાત કરી છે એટલે રડયું ખડયું કોક અમારે ત્યાં બાજરો લેવા આવતું એમ હવે નહીં આવે. અમારે ભેકુને હાલતાં ચાલતાં પૈસાની તો જરુર પડે. હમણાં એવી જરુર પડી. એટલે થયું કે એકાદ ગાડું બાજરો બહારગામ જઈને વેચી આવું." ગમાર લાગતો ભેકુ ભારે હોશિયાર નીકળ્યો અને એણે નિખાલસ એકરાર કર્યો.

"તમે બધા આ રીતે અનાજ બહાર વેચી આવો અને આપણને પરહદમાંથી અનાજ ન મળે તો પછી ગામ લોકોએ તો ભૂખમરો વેઠવાનીને ?" મે પૂછ્યું.

ભેકુ નિરુત્તર રહ્યો.

"તમારે બાજરો પરહદમાં લઈ જઈને વેચવા માટે કારણ ગમે તે હોય, પણ તમે ગુન્હો તો કર્યો છે. હવે તમારે જ મોઢે બોલો કે તમને શું સજા કરવી ?" મેં ભેકુને જ પૂછ્યું.

"ગાડામાં ભરેલો મારો બાજરો તો વખારમાં ઠલવાવી દીધો, અને ગાડું બળદ લઈને મને અહીં બોલાવ્યો છે. હવે આપને ઠીક લાગે એ નિયા (ન્યાય) કરો." ગાડાભેકુએ ફરી હાથ જોડયા.

"તમારો બાજરો તો જપ્ત કરવામાં આવ્યો છે. પણ ગઈકાલે તમારે ગામ આવેલ સૈનિકોએ તમારું ગાડું અને બળદ પણ જપ્ત કર્યા છે. હવે તો તમને શું સજા કરવી એ જ પૂછું છું." મેં ભેકુ સામે તાકીને પૂછ્યું.

"મારો બાજરો જપ્ત કર્યો એ ભલે. પણ મારા ગાડું-બળદ જપ્ત કરો તો તો મારી ગરીબ માણસની એડજ ભાંગી જાય. સાચું કહું ? મારા

આ બેય બળદ મેં ઘેર મારા કાંડા કરડાવીને ઉજેર્યા છે. મને સજા કરવી હોય ઈ કરો. પણ સોયના ચોરને શૂળીની સજા જેવુ થાશે" ખેડુ ઢીલો પડી ગયો.

"બીજા કોઈ ફરી આવો ગુન્હો ન કરે એ માટે ધાક બેસાડવાય તમારા ગાડું બળદ જપ્ત કરવા જોઈએ અને તમનેય થોડા દિ જેલમા મોકલી આપવા જોઈએ. પણ હવે ફરી આવી ભૂલ કરશો નહીં. બાજરો વેચવો હોય તો સોંઘો-મોંઘો ગામમાં જ વેચજો. આ વખતનો ગુન્હો જતો કરીને તમારા ગાડું બળદ તમને પાછા સોંપવામાં આવે છે અને તમનેય જેલમાં મોકલવાનું માંડી વાળીએ છીએ" મેં નિર્ણય જણાવ્યો.

બે હાથ જોડીને ખેડુએ ખુશી વ્યક્ત કરી.

પસાયતાને ખબરદાર રહેવા સૂચના આપવામાં આવી. ગાડાખેડુએ જઈને બેઠેલા બળદને ડચકારે ઊભા કરી, ગાડે જોડયા અને બન્ને બળદને ગદગદિયાં કરીને ગાડું હંકારી મેલ્યું.

પસાયતો પણ સલામ ભરી, થોડું ચાલી ગાડામાં ચડી બેઠો.

થોડીવાર થઈ ત્યાં રાજકોટથી ઘનશ્યામભાઈ આવી પહોંચ્યા. શામળદાસભાઈએ પ્રાદેશિક કમિશનર નીલમભાઈ સાથે વાત કરીને મને રાજકોટમાં જણાવ્યા મુજબ જૂનાગઢની ફોજ આરઝીહકૂમતનાં ગામો પર હલ્લો ન કરે, એ માટે અનામત દળની એક કંપનીની છાવણી માટે ઘનશ્યામભાઈએ અને મારે બન્ને હદની વચ્ચે કોઈ અનુકૂળ સ્થળ શોધીને ભલામણ કરવાની હતી. બન્ને હદની વચ્ચે કોઈ મોટું રજવાડું હતું નહીં. નાના નાના તાલુકદારો અને દરબારોના ગામ હતા. તોરીથી ઉપર આવું એક દરબારી ગામ અમને અનુકૂળ લાગ્યું. એટલે ઘનશ્યામભાઈ અને હું એ ગામે જવા ઉપડયા.

તોરી વટાવીને અમે આ દરબારના ગામે જઈ પહોંચ્યા. ગામ નાનકડું, પણ ભાંગેલું લાગે. ખોરડાં કરતાં ખંઢેર વધુ. આવા નાનકડા ગામમાં દરબારગઢ શોધવો મુશ્કેલ નહીં. પણ ગામની વાંકી ચૂકી સાંકડી શેરીઓમાં થઈને દરબારગઢ જવાનું હોઈ એક બે ઠેકાણે પૂછવુ પડયું. દરબારની ડેલીએ જઈને અમે જીપ ઊભી રાખી નીચે ઉતર્યા.

ડેલીમાં જ દરબારગઢનો એક નોકર બેઠો હતો. અમે દરબારને મળવા આવ્યા છીએ એમ જણાવી અંદર ખબર આપવા એને કહ્યું.

"બાપુ તો હજી પોઢે છે." જવાબ મળ્યો. ઘનશ્યામભાઈ રાજકોટથી નીકળી કુંકાવાવ આવ્યા, અમે બન્ને કુંકાવાવથી નીકળી આ ગામે આવ્યા, દિવસ સારી પેઠે ચડી ચૂકયો હતો, છતાં દરબાર હજી પોઢે છે એ સાંભળીને નવાઈ લાગી.

દરબાર જાગ્યા હોય તો અમારા આવવાના ખબર આપવા ફરી અમે ડેલીમાં બેઠેલા નોકરને કહ્યું.

'બાપુ પોઢતા હોય ત્યાં સુધી અમારાથી દરબારગઢમાં પગ પણ ન મૂકાય.' નોકરે બેપરવાઈથી જવાબ આપ્યો.

દરબાર જાગે અને તૈયાર થાય ત્યાં સુધી રાહ જોઈને રોકાવું અમને પોસાય એમ ન હતું.

"બાપુ અત્યાર સુધી પોઢતા ન હોય. અમારે બહુ જરૂરી કામ છે. જાગ્યા હોય તો રાજકોટથી આરઝી હકૂમતના બે ભાઈઓ મળવા આવ્યા છે" એમ અંદર જઈને ખબર આપવા મહામહેનતે નોકરને સમજાવી શકાયો. નોકર અંદર ગયો.

અમે કોઈના વગર કહ્યે દરબારના ખુલ્લા બેઠકખંડમાં જઈને બેઠા.

થોડી વારે વિખરાયેલા ઓડિયા અને લાલ ઘૂમ આંખો સાથે દરબાર આવ્યા. અમે રામરામ કર્યા.

"તમને ઊંઘમાંથી ઊઠાડવા પાડયા એ બદલ ક્ષમા કરશો. પણ અમે બહુ જરૂરી કામે તમને મળવા આવ્યા છીએ. ખોટી થવુ પાલવે એમ ન હતું. એટલે ન છૂટકે તમને ઊંઘમાંથી ઊઠાડવાનો

અવિવેક કરવો પડયો છે." અમે વિવેક કર્યો.

"અત્યારમાં મારું એવું શું કામ પડયું ?" દરબારે લાંબું બગાસું ખાઈને પ્રશ્ન કર્યો.

"તમે જાણો છો કે જૂનાગઢના નવાબે પાકીસ્તાનમાં જોડાવાનો ગાંડપણભર્યો નિર્ણય કર્યો છે. એનો વિરોધ કરવા અને જૂનાગઢને પાકીસ્તાનમાં જોડાતું અટકાવવા આરઝી હકૂમતની સ્થાપના થઈ છે." અમે વાતની શરૂઆત કરી.

"હા, હમણાં અડખે પડખેના ગામડાઓમાં આરઝીને નામે બધડાટી બોલે છે." દરબાર વચ્ચે જ બોલી ઉઠયા.

"આરઝી હકૂમતને નામે બીજી તો કોઈ બધડાટી બોલતી નથી. પણ આરઝી હકૂમત જૂનાગઢ રાજ્યના એક પછી એક ગામ કબજે કરતી જાય છે. કદાચ જૂનાગઢની ફોજ આરઝી હકૂમતના ગામડાઓ ઉપર વળતો હુમલો કરવાનું વિચારે તો એને રોકવા માટે હિન્દી સંઘે આટલામાં એક લશ્કરી ટુકડીની છાવણી રાખવાનું નક્કી કર્યું છે. આપણી હદમાં છાવણી પડે તો એને માટે બનતી સગવડ કરી આપવા અમે તમને મળવા આવ્યા છીએ." અમે વિસ્તારથી વાત કરી.

"મારા ગામની હદમાં લશ્કરી છાવણી પડે એ મને ન પોસાય." જાણે ઊંઘમાંથી ઝબકીને જાગ્યા હોય એમ દરબાર બોલી ઊઠયા.

"આપણા પોસાવા ન પોસાવાનો સવાલ નથી. આપણે તો છાવણી પડે તો બને એટલી સગવડ સાચવવાની છે." અમે સ્પષ્ટતા કરી.

"જુઓ. અડખે પડખેના ગામોમાં જે બાખડતા હોય એ ખરા. પણ મારા ગામમાં પૂરી શાન્તિ છે. લશ્કરની છાવણી પડે તો એક નહીં અને હજાર ઉપાધિ આવી પડે. મારે વગર કારણે 'ઊંડ પાણા પગ ઉપર' જેવું કરીને મારા ગામની શાન્તિમાં ખલેલ નથી પાડવી." પવન કઈ દિશામાં વાય છે એની કશી ગતાગમ ન હોય અને આસપાસના પ્રવાહો સાથે જાણે કંઈ નિસ્બત ન હોય એ રીતે દરબારે જવાબ આપ્યો. ધીરે ધીરે ઊંઘની અસર ઓછી થતી જતી હતી.

"દરબાર સાહેબ ! જૂનાગઢની ફોજને આરઝી હકૂમતની હદમાં દાખલ થતી રોકવા માટે ભારત સરકારે આટલામાં લશ્કરી ટૂકડી મૂકવાનું નક્કી તો કર્યું જ છે. હવે માત્ર એમને બને એટલી સગવડ આપવાનો જ પ્રશ્ન છે." અમે દરબારને સમજાવવાનો પ્રયત્ન ચાલુ રાખ્યો.

"પણ લશ્કરની છાવણી પડે તો વખતે લડાઈ પણ થાય. મારે મારા ગામને લડાઈમાં હોમવું નથી. હું ના પાડું તો મારા ગામની હદમાં લશ્કરની છાવણી થોડી પડે ?" દરબારે એની દલીલ ચાલુ રાખી.

"લડાઈ બડાઈ કોઈ થવાની નથી. અને કદાચ ઝમકલું થાય તો બન્ને ફોજો આખડી લેશે. તમારે અને ગામને કંઈ લેવા દેવા નહીં. ભારત સાથે જોડાયેલા પ્રદેશમાં તો હિન્દી લશ્કર ધારે ત્યાં છાવણી નાખી શકે. આપણે ના ન પાડી શકીએ."

અમે દરબારને એમની મર્યાદા સમજાવવાનો પ્રયત્ન કર્યો.

"પણ મારા ગામને મેં ભારત સાથે કયાં જોડયું છે ?" દરબારે ધડાકો કર્યો.

દરબારની વાત સાંભળીને મનમાં હસવું પણ આવ્યું અને ખીજ પણ ચડી.

"ભારત સાથે તમે જોડાણ નથી કર્યું તો કોની સાથે જોડાણ કર્યું છે ?" અમારાથી સહેજ ગુસ્સામાં કહેવાઈ ગયું.

"અંગ્રેજ સરકારે જતાં જતાં અમને બધાને સ્વતંત્ર જાહેર કરી દીધા છે એવું કંઈક સાંભળેલું !" દરબાર બોલ્યા.

"આપણે ત્યાં જૂનાગઢ, માણાવદર અને માંગરોળ સિવાય નાનાં મોટાં બધા રજવાડાં અને

તાલુકા ભારત સાથે જોડાઈ ગયા છે. તમે ભારત સરકાર સાથે ન જોડાયા હો તો અમારે જૂનાગઢના ગામોની જેમ તમારું ગામ પણ કબજે કરવું પડે તમને ખબર નહીં હોય. તમારા કારભારીને તો પૂછી જૂઓ !" અમે હસતાં હસતાં કહ્યું.

"તો પછી છાવણી નાખવી કે નહીં એ પણ તમે મારા કારભારીને જ પૂછી જુઓ ને ! મને શીદ ઊઠાડયો ?" દરબાર ઊભા થઈ ગયા.

કઈ દુનિયામાં આ દરબાર વસે છે એનો વિચાર કરતાં કરતાં અમે દરબારને જતા જોઈ જ રહ્યા.

કારભારીની તપાસ કરી. પણ આવા ભાંગલ ગામમાં કારભારી રહેજ શાના ? કામ પડયે આંટો આવી જતા. એમને શોધવા પણ કયાં ?

અમને લાગ્યું કે અનામત દળની ટુકડી કોઈને પૂછ્યા ગાછ્યા વિના ઠીક પડે ત્યાં છાવણી નાખે તો એમને જોઈતી સગવડ મેળવી લેવાની એમનામાં આવડત અને અધિકાર હોય જ છે. આ દરબારને સમજાવીને સગવડ મેળવવાનો પ્રયત્ન કરવાને બદલે અનામત દળ એમની રીતે જ સગવડ મેળવી લે એ વધુ સારું. અમે ઊઠીને જીપમાં બેસી ગામ બહાર નીકળ્યા. ફરતું ચક્કર લગાવ્યું. છાવણી માટે ગામથી થોડે દૂર ખૂબજ અનુકૂળ મેદાન હતું. પાણીની પણ નજીકમાંજ સગવડ હતી. એટલે દરબાર સાથે લમણાંઝીક કરવાને બદલે છાવણી માટે આ મેદાનની ભલામણ કરવાનું નક્કી કરી અમે કુંકાવાવ આવવા નીકળ્યા.

સારી પેઠે અંતર કાપ્યું છતાં તોરી ગામ આવે નહીં. થોડા આગળ વધ્યા ત્યાં સાંકડા ગાડા માર્ગની વચ્ચેજ, બેપાંચ દિવસ પહેલાં વરસી ગયેલા વરસાદને કારણે ભરાયેલ મોટું માંદણું. રસ્તો તારવીને જવાય એવું હતું નહીં. જીપ ગાડીને માંદણાંમાંથી નીકળી જવામાં મુશ્કેલી નહીં આવે એમ માની, અમારા ડ્રાયવરે હિંમત કરી જીપ નાખી માંદણામાં. થોડે જઈને જીપ ખૂતી ગઈ. જેમ જેમ ડ્રાયવર જોર કરે એમ જીપના ચારેય પૈડાં ઉંડા ઉતરતા જાય. ખૂબ દાખડો કરવા છતાં જીપ નીકળી શકે એવું રહ્યું જ નહીં. ડ્રાયવર, ઘનશ્યામભાઈ અને હું જીપમાંથી ઉતરી, ગોઠણ ગોઠણ ગારો ખૂંદી બહાર આવ્યા.

એક બે વટે માર્ગુ નીકળ્યા. એમને પૂછતાં જણાયું કે અમે ભૂલા પડેલા. તોરી ગામનો રસ્તો તો બાજુમાં રહી ગયો. અમે ઊભા હતા એ તો હજી જૂનાગઢ રાજ્યની હદ હતી. પરન્તુ જુનાગઢ રાજ્યની હદ હોવા છતાં સીમમાં અમને કોઈ પડકારે એવો સંભવ જ ન હતો. જૂનાગઢની ફોજ જાગૃત અને સક્રિય હોત તો અમારે મુશ્કેલીમાં મુકાઈ જવું પડત. પણ એવું કોઈ જોખમ હતું નહીં.

અમે જીપને અને ડ્રાયવરને ત્યાંજ મૂકી પગપાળા સારું એવું અંતર કાપીને તોરી પહોંચ્યા. તોરી ગામના લોકો આરઝી હકૂમતને હવે સારી રીતે ઓળખી ગયા હતા. અમે ચોરે પહોંચ્યા ત્યાં ગામ લોકો સારી સંખ્યામાં એકઠા થઈ ગયા.

પહેલાં તો પાણીનું એક બેડું મંગાવી અમે ગોઠણ સુધી ગારાથી ખરડાયેલા અમારા પગ સાફ કર્યા. અને થોડે દૂર સીમમાં આપણી જીપ માંદણામાં ખૂતી ગઈ છે એ કાઢવા માટે બેત્રણ બળદની જોડ લઈ જવા ગામ લોકોને ભલામણ કરી.

"બળદનું કંઈ કામ નથી. અમે હાથોહાથ જીપ ઉપાડીને બહાર કાઢી લેશું." એક જુવાને કહ્યું. અને પંદર વીસ જુવાનોને લઈને એ જીપ કાઢવા માટે રવાના થઈ ગયો.

અમારે જેમ બને એમ વહેલા કુંકાવાવ પહોંચવું હતું. જીપ ઉપર આધાર રખાય એમ હતું નહીં. એટલે પટેલને બોલાવી બે ઘોડાની વ્યવસ્થા કરવા જણાવ્યું.

પટેલે બે ત્રણ જણને ઘોડા લઈ આવવા રવાના કર્યા. અમે ચોરાની કોર ઉપર બેઠા.

થોડીવારમાં જેવા તેવા સામાન સાથે માખીઓનો બણબણાટ બોલાવતાં બે ટારડાં ઘોડાં

ચોરા પાસે આવી પહોંચ્યા. જોઈને જ પટેલ ઉપર થોડી ખીજ ચડી.

'પટેલ! ગામમાં આના કરતાં સારાં ઘોડાં નથી? આ ટારડાં તો સાંજેય કુંકાવાવ નહીં પહોંચાડે. એના કરતાં તો પગપાળા વહેલા પહોંચાય.' મેં પટેલને બોલાવીને કહ્યું.

"ગામમાં બે ચાર સારાં ઘોડાં તો છે. પણ અત્યારે ઘેર બાંધ્યા ન હોય વાડીએથી લઈ આવવામાં વાર લાગે." પટેલે બચાવ કર્યો.

"પટેલને ઘેર જ સારી ઘોડી બાંધી છે." મારી બાજુમાં ઊભેલા એક જુવાને મારા કાનમાં કહ્યું.

"પટેલ! તમે ગામના પટેલ છો અને તમારે આંગણે ઘોડું નથી? મેં પૂછ્યું.

"છે તો ખરું. પણ મારા જેવા ગરીબને ઘેર તો કેવુંક ઘોડું હોય? એક સાધારણ ઘોડી છે. પણ એને ચરવા છૂટી મૂકી છે. નહીં તો હું મારી ઘોડી જ હાજર કરતને?" પટેલે જવાબ આપ્યો.

"ભલે ચરવા મૂકી. પાદરમાં જ હશે. કોઈને લેવા મોકલો. અને બીજા કોઈ પાસે સારું ઘોડું હોય તો એ પણ મંગાવી લો. આ ટારડાં પાછા મોકલી દો. અમે નિરાંતે બેઠા છીએ. આવાં ટારડાં ઘોડાં લાવીને ઊભા કરી દેવામાં શરમ ન આવી?" પટેલને જરા કડકાઈથી કહ્યું.

પટેલ માટે હવે બીજો ઉપાય ન હતો. થોડી વારમાં જ બે સારાં ઘોડાં ચોકમાં આવી પહોંચ્યા.

ઘનશ્યામભાઈ અને હું ઘોડે બેસીને કુંકાવાવ જવા રવાના થયા. થોડે પહોંચ્યા હશું ત્યાં મારા ઘોડાનું એક પેગડું તૂટી ગયું. થોડી વાર પછી તંગ પણ તૂટી ગયો. સાંધા કરીને માથું ફાડી નાખે એવા વાદળિયા તડકામાં પરસેવે રેબઝેબ થતાં; બપોર ઢળ્યા પછી અમે કુંકાવાવ પહોંચ્યા. ગયા હતા જીપમાં અને આવ્યા ઘોડે બેસીને એનું છાવણીના સૈનિકોને ભારે આશ્ચર્ય થયું.

થોડી વારમાં તોરીના જુવાનોએ માંદણામાંથી ઉપાડીને બહાર કાઢેલી અને ગારામાં ખરડાયેલી જીપ પણ આવી પહોંચી.

ડ્રાયવરે જીપને સારી પેઠે ધમારી. ઘનશ્યામભાઈ અને હું એ જીપમાં રાજકોટ જવા ઉપડી ગયા.

રાજકોટ જઈને અમે શામળદાસભાઈને મળ્યા. તોરી પાસેના દરબારી ગામની અમારી મુલાકાતનો એમને અહેવાલ આપીને જણાવ્યું કે 'ગામના દરબાર કોઈ બીજી જ દુનિયામાં રાચે છે. એટલે હવે એની પાસેથી કોઈ સગવડની અપેક્ષા રાખવી નકામી. પણ અનામત દળની છાવણી માટે એ જ ગામ પાસે આવેલું મેદાન ખૂબ અનુકૂળ છે.'

શામળદાસભાઈએ નીલમભાઈને જાણ કરી. વહેલી તકે ખાસ અનામત દળની એક ટુકડી ત્યાં જઈને છાવણી નાખશે એમ નક્કી થયું.

અમરેલીના સુબાને મળી એમની સાથે વાતચીત કરીને હાવાભાઈ આવી પહોંચ્યા. હાવાભાઈએ જણાવ્યું કે, "અમરેલીના સુબાએ અંગત રીતે તો સારું વલણ અપનાવ્યું છે. પરન્તુ એમના કહેવા મુજબ આરઝી હકૂમતે અમરાપુર ગામ કબજે કર્યું ત્યારથી અમરેલીના કેટલાક લીગવાદી આગેવાનો અવારનવાર એમને મળીને ફરિયાદ કરે છે કે આરઝી હકૂમતના સૈનિકો અમરેલીમાં આવી મુસ્લીમોની કતલ કરવા માગે છે. આવી ફરિયાદ કરીને અમરેલીના મુસ્લીમોની સલામતી માટે પણ પૂરતું રક્ષણ આપવાની તેઓ અવારનવાર માગણી કરી રહ્યા છે. આરઝી હકૂમતના સૈનિકો કશી હોહા કર્યા સિવાય, ઢોલ પીટયા સિવાય, ચૂપચાપ ગાધકડા જવા માટે અમરેલીની હદમાંથી પસાર થઈ જાય તો અમરેલીના સુબા કે અમરેલીની પોલીસ સામે ચાલીને કોઈ અવરોધ પેદા નહીં કરે. પરન્તુ આરઝી હકૂમતના સૈનિકો અમરેલીમાં આવે, અમરેલીમાં રોકાય અને કોઈ એમને ફરિયાદ કરે તો પરવાના વિનાના હથિયાર ધારણ કરનાર ટોળી તરીકે એમણે પગલાં લેવા પડે. એટલે આપણે

અમરેલીની હદમાંથી પસાર થવું હોય તો કમમાં કમ આ લીગવાદીઓને જાણ ન થાય એ રીતે શાન્તિથી પસાર થઈ જવાની એમણે સલાહ આપી છે.''

અમરેલીના સુબાનું વલણ એકંદરે અમને ઠીક લાગ્યું. કશી હોહા કર્યા સિવાય કે અમરેલીમાં રોકાયા સિવાય ગાધકડા માટે અમરેલીમાંથી પસાર થઈ જવું એમ નક્કી કર્યું.

ગાધકડા જવા માટેના દિવસ તો બલવંતભાઈ ભાવનગરના દિવાન સાથે વાત કરીને સંદેશો મોકલે પછી નક્કી થઈ શકે એમ હતો.

સાંજના વખતે બલવંતભાઈ તરફથી પણ એક જવાબદાર મિત્ર દ્વારા સંદેશો મળી ગયો.

ભાવનગરના દિવાનનું વલણ ગોબરું લાગ્યું. એમણે બલવંતભાઈને જણાવ્યું કે 'આરઝી હકૂમતના સૈનિકો ભાવનગરની હદમાંથી છાનામાના ખુશીથી પસાર થઈ જાય. પણ જો તેઓ ભાવનગરની પોલીસની નજરે ચડી જશે તો પરવાના વિનાના હથિયાર ધરાવનાર ટોળી તરીકે એમને રોકવાની અને એમની સામે પગલાં ભરવાની એમની ફરજ થઈ પડશે.'

અમે તો પૂરી કાળજી લઈને ભાવનગરની પોલીસની નજરે ચડયા સિવાય પસાર થઈ જઈએ. એમાં કશી હરકત ન આવે. પણ અનંતરાય પટ્ટણીના મનમાં કંઈક રમત હોય તો પોલીસ સામેથી અમને ભટકાઈ પડે એવી ગોઠવણ તેઓ કરી શકે.

ગાધકડા જતી વખતે ભાવનગરના દિવાન જો આવી હરકત પેદા કરે તો ગાધકડાનો કાર્યક્રમ બાજુએ રહી જાય અને ભાવનગરની સામે ઘર્ષણમાં આવવું પડે. જૂનાગઢની લડાઈ પડતી મૂકીને બીજા ઘર્ષણમાં ઉતરવુ એ હિતાવહ ન હતું. તો પછી ભાવનગરની હદમાં પસાર થવામાં રહેલું જોખમ ખેડવું કે ગાધકડાનો કાર્યક્રમ માંડી વાળવો એ પ્રશ્ન થયો. ગોકુળભાઈ અને બીજા મિત્રો સાથે આ અંગે ચર્ચા વિચારણા કરી. ગાધકડા જેવા એક છેવાડે આવેલા ગામનું, ગામ તરીકે તો બહુ મહત્વ નહીં. પણ મજબુત કિલ્લાથી સુરક્ષિત એવા ગાધકડા ગામ ઉપર જો આરઝી હકૂમતનો ઝંડો ફરકે, તો એ પંથકમાં નવી હવા પેદા થાય એ દૃષ્ટિએ ગાધકડા કબજે કરવું એ વ્યૂહની દૃષ્ટિએ આવશ્યક લાગ્યું. એટલે ભાવનગરની હદમાંથી પસાર થવામાં રહેલું જોખમ ખેડીને પણ ગાધકડા ઉપર આક્રમણ કરવાનો નિર્ણય કરવામાં આવ્યો.

કુંડલાથી અમુલખભાઈ અને લલ્લુભાઈ તરફથી પણ સંદેશો મળી ગયો કે 'એમણે ગાધકડાની બને એટલી માહિતી એકઠી કરી રાખી છે. હજી વધુ માહિતી એકઠી કરવાનો પ્રયત્ન થઈ રહ્યો છે. પોતે શસ્ત્રો ધારણ કરીને ભલે આરઝી હકૂમતમાં જોડાયા ન હોય, પણ ગાધકડાના આક્રમણ વખતે ઉપયોગી થઈ શકાય એટલા માટે બન્ને મિત્રો લોકસેનાની ટુકડીની સાથે રહેશે.' એમનો સંદેશો ઉત્સાહપ્રેરક હતો.

જોરસિંહભાઈ તરફથી મોકલવામાં આવેલા ત્રણ બહારવટિયા પણ રાજકોટની છાવણીમાં આવી પહોંચ્યા.

આ રીતે ગાધકડાના આક્રમણ માટે બધી પૂર્વતૈયારી થઈ ચૂકી. એટલે આવતી કાલનો એક દિવસ તૈયારીનો, બીજો દિવસ અમરેલી, ભાવનગરની હદમાંથી સાવધાનીપૂર્વક પસાર થવાનો અને ત્રીજો દિવસ ગાધકડાના આક્રમણનો નક્કી કરવામાં આવ્યો. ખાસ અનામત દળની ટુકડી બાબરિયાવાડ માટે રવાના થાય એ માટે પણ આટલો સમય જરુરી હતો.

શામળદાસભાઈને આ આખરી કાર્યક્રમની જાણ કરવામાં આવી. એમણે નીલમભાઈ બૂચને જાણ કરી. એ મુજબ ખાસ અનામત દળની ટુકડી બીજે જ દિવસે રવાના થઈ જાય એમ નક્કી થયું.

મારા ક્રમ મુજબ હું મોડી રાત્રે રાજકોટથી કુંકાવાવ જવા રવાના થઈ ગયો.

# લોકસંગીત અને સ્વરભાવ

જયમલ્લ પરમાર

[ઑક્ટોબરની તા. ૯ અને ૧૦ ના રોજ ખડસલી લોકશાળામાં મળેલા લોકસાહિત્ય પરિવારના મિલનમાં કરેલા ઉદ્બોધન ઉપરથી તૈયાર કરેલ સવિસ્તર લેખ]

લોકસાહિત્યના ઉપાસકો-અને લોકસાહિત્યના સમારંભો ને ડાયરાઓમાં રજૂ કરનારા લોકગીત-ગાયકો, વાર્તા ને કહેણી કથકોને સ્વર અને શબ્દની શક્તિ વિષે સામાન્ય જ્ઞાન હોવું અનિવાર્ય ગણાય.

લોકગીતો ગાનારા લોકો તો પરંપરાથી ગાય છે. જ્યારે લોકગીતના જાહેર કાર્યક્રમ આપનારા એ પરંપરાગત ગીતોના ઢાળ-ઢંગમાં રંગીલાપણું લાવીને ફેરફાર સાથે ગાય છે. જ્યારે લોકગીતો ગાનારી નવી પેઢી તો આકાશવાણી, ડાયરા અને કેસેટો ઉપર ગવાતાં લોકગીતો ઉપરથી ગાતાં શીખીને રજૂઆત કરતા હોય છે. જેમાં લોકગીતોના ઢાળ-ઢંગને સારી પેઠે મઠારેલા હોય છે. એ બધાને માટે લોકોનું મનરંજન કરવા કંઠનું કામણ એ મુખ્ય તત્ત્વ બને છે, એથી લોકગીતોના ભાવ અને ઘણીવાર શબ્દો પણ માર્યા જાય છે. હલકદાર કંઠ સાથે હલકદાર ગીત ગાઈ જાય ખરા પણ એને લોક સાથે કે લોકગીતોના ભાવ સાથે કશો સંબંધ રહેતો નથી.

ગાનારા પોતે લોકગીતોમાં જે સ્વરો લગાડે છે તેથી કયો ભાવ ઉત્પન્ન થાય છે તે દરેક લોકગીતના ગાયકે સમજવું જ રહ્યું. કંઠનું કામણ ને હલક એકલાં પૂરતાં નથી.

સ્વર તો પશુ, પક્ષી, જીવ, જંતુ, પવન, પાણી, ઝાડ, પાંદ, વાદળ, વીજળી વગેરે તમામ વસ્તુમાંથી ઉત્પન્ન થાય છે. એ બધાના દરેક સ્વરો ચોક્કસ રસભાવ ઉત્પન્ન કરે છે ને એક બીજા ઉપર વિવિધ અસરો ઉપજાવે છે.

આ સ્વરને નાદના અર્થમાં ધ્વનિ પણ કહે છે. કાવ્યશાસ્ત્રમાં આ ધ્વનિ જુદા અર્થમાં ઘટાવાય છે. ધ્વનિ એટલે કાવ્યવિશેષના. ધ્વનિને બન્ને અર્થમાં જોવાય છે, પદ્યમાં અને ગદ્યમાં પણ. પદ્યને કારિકા કહે છે ને ગદ્યને વૃત્તિ કહે છે. ધ્વનિના ત્રણ પ્રકાર કાવ્યશાસ્ત્રમાં ગણ્યા છે. વસ્તુધ્વનિ, અલંકારધ્વનિ અને રસધ્વનિ.

સ્વરમાંથી શબ્દ બને. કાવ્યશાસ્ત્રમાં આ શબ્દશક્તિનાં ત્રણ નામ આપ્યાં છે. અભિધા, વ્યંજના અને લક્ષણા.

જે શબ્દથી વાચ્યાર્થ બહાર આવે તે અભિધા. અમાપ શક્તિથી ભાર મૂકવો તે વ્યંગાર્થ વ્યંજના. શબ્દનો હેતુ તે વ્યંગાર્થ, અને જે શક્તિથી તે જણાય તે વ્યંજના. અને લક્ષણો ઉપરથી પરખાય તે લક્ષણા.

આપણે બધા સૂર (સ્વર)ના અને શબ્દના સોદાગરો છીએ એટલે કાવ્યશાસ્ત્ર પ્રમાણેનાં ધ્વનિનાં અને શબ્દનાં રૂપ સામાન્ય સ્વરૂપે પણ જાણવાં જોઈએ.

અંતરના અમૂર્ત ભાવોને મૂર્ત કરે તેનું નામ કલા. પ્રત્યેક કલામાં રસનું તત્ત્વ નિયામક છે. કલામાં જે ભાવ અનુભવાય તેને રસ કહે છે.

જે કારણોથી સામી વ્યક્તિ ભાવ અનુભવે તેને વિભાવ કહે છે. જે ભાવ સામી વ્યક્તિમાં જન્મે તેને અનુભવ કહે છે. રસ ઉત્પન્ન કરનારી લાગણીઓનો વ્યવહાર ઉત્પન્ન થાય તેને સંચારિભાવ કહે છે, અને જે ભાવ કાયમી બને તેને સ્થાયી ભાવ કહે છે.

ભાવના સંગીતમાં મુખ્ય ત્રણ અંગ ગણ્યાં છે. સ્વરભાવ, રાગભાવ અને રસભાવ.

એમ કહેવાય છે કે વાયુ અને અગ્નિના સંપર્કથી પ્રકૃતિમાં ઉત્પન્ન થયેલા નાદ ઉપરથી માનવીએ સ્વરનું અને ત્યારબાદ શબ્દ-રચનાનું જ્ઞાન મેળવ્યું.

પહેલાં એ ત્રણ સ્વરોને ઓળખતો થયો.

ત્યારબાદ પાંચ સ્વરોને પીછાનતો થયો, અને ત્યાર-બાદ સાત સ્વરોને ઓળખતો થયો.

તન્ એટલે વિસ્તારવું. એ તન્ ઉપરથી તાન શબ્દ યોજાયો. આ તાન એકથી સાત સ્વર સુધીની લાગે. એક સ્વરની તાનને આર્ચિકતાન કહે છે, બે સ્વરની તાનને ગાથિકતાન, ૩ સ્વરની તાનને સામિક તાન કહે છે, ચાર સ્વરની તાનને સ્વરાન્તર કહે છે, પાંચ સ્વરને ઓડવ, ૭ સ્વરને ષાડવ અને સાત સ્વરની તાનને સંપૂર્ણ કહે છે.

આરોહના સ્વરોને લગાડે તેને તાન કહે છે ને અવરોહના સ્વરોમાં આવે તેને પલટા કહે છે. અને આલાપ એટલે રાગનું સ્વરૂપ બાંધવું તે.

આજકાલ કેટલાક શાસ્ત્રીય સંગીતની ભૂમિકા ઉપર ભજનો અને લોકગીતો ગાઈને ઠીક ઠીક સેળભેળ કરે છે. એટલા માટે તાલ – લય, સ્થાયી અંતરાનું અને શાસ્ત્રીય સંગીતનું સામાન્ય જ્ઞાન એ જાણવું આવશ્યક છે. ભજનોમાં કેટલાક શાસ્ત્રીય તાલો લાગે છે, પણ લોકગીતોમાં જે તાલ વાગતા હોવાનું કહેવાય છે તે તેવરા, ઝુમરા, ધમાર, લાવણી, ખેમટા, કેરબા, હીંચ કે મણિયારો વગેરે નિયમબદ્ધ નથી. કારણકે લોકગીતો શાસ્ત્રના નિયમથી બંધાયેલાં નથી. એટલે તાલના માત્રા–બોલના નિયમોથી લોકગીતો ગાઈ જ ન શકાય. લોકગીતોમાં વાગતા ઢોલ કે ઢોલક ઉપરથી જ કેટલાક શાસ્ત્રીય તાલોની રચના થઈ છે એટલે લોકગીતોમાં એ બધા તાલોનો આભાસ જરૂર આવે. પાછળથી એ બધા તાલો શાસ્ત્રબદ્ધ બન્યા, પણ લોકગીતો તો એનાં એ રહ્યાં

આ ઉપરાંત લોકગીત ગાનારાઓમાં કેટલાક શાસ્ત્રીય શબ્દોનો પણ ઉપયોગ થાય છે એટલે સંગીતના શાસ્ત્રીય સ્વરૂપના થોડા શબ્દોની માહિતી જોઈ જઈએ.

નાદ બે પ્રકારના એક મધુર અને બીજો કર્કશ. નૃત્ય ત્રણ પ્રકારનાં – તાંડવ, લાસ્ય અને ત્રિભંગી. સપ્તક ત્રણ. મંદ્ર મધ્ય અને તાર. મંદ્ર સપ્તકનું સ્થાન હૃદયમાં, મધ્ય સપ્તકનું સ્થાન ગળામાં અને તાર સપ્તકનું સ્થાન તાળવામાં. આમાં અનુમંદ્ર અને અત્યનુંમંદ્ર પણ થાય અને તારનું તારતર અને તારતમ પણ થાય. અત્યનુંમંદ્રથી તારતમ સપ્તકના સ્વરો ચોસઠગણા ઊંચા પ્રમાણમાં હોય છે.

મુખ્ય રાગ ૭ – શ્રીરાગ, વસંતરાગ, પંચમરાગ, મેઘરાગ, ભૈરવ રાગ અને બૃહન્નાટ. રાગિણી છત્રીસ. થાટ ૧૦ – કલ્યાણ, બિલાવલ, ખમાજ, ભૈરવ, પૂર્વી, મારવા, કાફી, આશાપુરી, ભૈરવી અને તોડી. સ્વર સમૂહને થાટ કહે છે. થાટને ઠાઠ અને મેલ પણ કહે છે.

રાગની શૈલીઓ સાત પ્રકારની – દ્રુપદ, ખ્યાલ, ટપ્પા, ઠુમરી, હોરી, તરાના ને ગઝલ.

તાલના મુખ્ય પ્રકાર ૧૨ – ત્રિતાલ, દાદરા, દીપચંદી, ઝપતાલ, આડાચોતાલ, દ્રુપદ અથવા ચોતાલ, ઝૂમરો, ધમાર, સુલફાગ, તેવરા, એકતાલ ને કેરવા.

એમાંથી દાદરાની ૬ માત્રા, તેવરાની ૭ માત્રા, અર્ધ આડા ચોતાલ ૭, ત્રિતાલ ૮, ચલતી ૮, લાવણી ૮. ઝપતાલ (ચર્ચરી) ૧૦, સુલફાગ ૧૦, એકતાલ ૧૨, દ્રુપદ (ચોતાલ) ૧૨, ધમાર ૧૪, દીપચંદી ૧૪, ઝૂમરા ૧૪, આડા ચોતાલ ૧૪, ધીમો ચોતાલ ૧૬, ખ્યાલ ૧૬, સવારી ૧૬.

સ્વરને લાંબા ટૂંકા ગાવા, વિરામ કરવો વગેરેને 'કાળ' કહે છે. વિલંબ, મધ્ય, દ્રુત, મધ્ય-વિલંબ ને મધ્યદ્રુતને કાળના ભાગ કહે છે. કાળની ક્રિયાના માપને 'તાલ' કહે છે. તાલની ક્રિયા અને કાળની ગતિને એક સરખી નિયમનમાં રાખવી તેને 'લય' કહે છે. દરેક તાલની, શરૂઆતની પહેલી માત્રા ઉપર અપાય તેને 'સમ' કહે છે. સમની જગ્યાએ ગાયનનું વજન આવે છે. મજા આપનાર સ્વરની અને ગાનના આરંભક અંગની એકતા થાય તેને 'સમ' કહે છે. સમ એટલે સરખું.

આપણે જોઈ ગયા કે માનવી પહેલાં ત્રણ, પછી પાંચ ને પછી સાત સ્વરોને ઓળખતો થયો. અથવા એને સાત સ્વરોનું જ્ઞાન થયું. એ સ્વરોનાં

નામ પાડયાં અનુક્રમે ષડજ, રિષભ, ગંધાર, મધ્યમ, પંચમ, ધૈવત અને નિષાદ. એનું ટુંકાક્ષરી નામ 'સારી ગમ પધની'.

આ સાત સ્વરોમાંથી એણે ૧૨ સ્વરો શોધ્યા. 'રીગધની' એ ચાર સ્વરો શુદ્ધ અને કોમળ પણ થાય. એટલે ચારના આઠ થયા. 'મ' મધ્યમ શુદ્ધ અને તીવ્ર પણ લાગે એટલે બીજા બે થયા અને 'સા' તથા 'મ' શુદ્ધ એટલે અચળ લાગ્યા. આમ કુલ ૧૨ સ્વરો શોધ્યા.

પણ માનવી તો સંશોધક બુદ્ધિનો રહ્યો એટલે એણે ૧૨ ઉપરાંત બીજા દસ સ્વરો શોધી કાઢયા અને એ બાવીસેય સ્વરોને 'શ્રુતિ' એવું નામ આપ્યું. 'સા' માં ૧–૨–૩ ને ૪ શ્રુતિ, 'રી' માં ૫–૬ ને ૭મી શ્રુતિ 'ગ'માં ૮ને ૯મી શ્રુતિ, 'મ'માં ૧૦–૧૧ –૧૨ ને ૧૩મી શ્રુતિ 'પ'માં ૧૪–૧૫–૧૬ને ૧૭-મી શ્રુતિ, 'ધ' માં ૧૮–૧૯ ને ૨૦મી શ્રુતિ અને 'ની' માં ૨૧ ને ૨૨મી શ્રુતિ. આમ ૨૨ શ્રુતિ લાગે. પણ એક એક શ્રુતિના આંદોલન ૨૦૦ થી ૫૪૫ સુધી ગણી શકાયાં છે.

રાગની સંખ્યા સંગીત રત્નાકરમાં ૨૬૪ આપી છે. વૈષ્ણવોમાં ૧૬૦૦, જ્યારે રાગની નવ-જાતિથી એક થાટમાં ૪૮૨ રાગ થાય, એમ ૧૦ થાટમાં ૪૮૪૦ રાગ થાય.

મંદ્ર સપ્તકના સ્વરોને 'ખરજ' કહે છે, જ્યારે અનુમંદ્રના સ્વરોને 'લરજ' કહે છે. સ્વરના સમૂહના વિશ્રામ સ્થાનને ગ્રામ કહે છે, જ્યારે ગાનમાં સ્વરને કંપાવવામાં આવે એને 'મૂર્છના' કહે છે.

ચાલતા ગાનમાં એકદમ સ્વર છોડીને બીજા સપ્તકના તે જ સ્વર ઉપર રોકાઈ પાછા સ્વર ઉપર આવે તેમાં વચ્ચે છોડી દીધેલા સ્વરને 'લાગ' કહે છે.

'લાગ'માં ઊંચા સ્વરને પકડીને બીજા સ્વરને સ્પર્શ કરવામાં નથી આવતો તેને 'ડાટ' કહેવાય છે.

લોકસંગીત અંગે એક ચર્ચા અવારનવાર થયા કરે છે કે લોકગીતોમાં 'સ્થાયી' હોય છે, પણ અંતરો નથી હોતો. આ વાત કેટલેક અંશે સાચી છે. સર્વાંશે નહિ. કેટલાંક લોકગીતોમાં સ્થાયી ને અંતરો બન્ને હોય છે. ભજનોમાં તો મોટે ભાગે હોય છે જ.

ગીત ગાતાં જે સ્વર ઉપર સ્થિર થવાય તેને સ્થાયી કહે છે. કર્ણાટકી સંગીતમાં સ્થાયીને 'ઠાયી' કહે છે. લોકસંગીતમાં એક 'ઠા' શબ્દ આવે છે. 'ઠા' બાંધી કે બાંધ્યો એટલે ગીતને સારા ઢાળ–ઢંગ અને સારા તાલ–લયથી ઊપાડવું, પણ શાસ્ત્રીય સંગીતમાં ધારાસર આસ્તેથી ચર્મવાદ્યના બોલ બોલાતા હોય તેને 'ઠા' કહે છે. 'ઠા'ની લય આઠ ગુણ સુધી આગળ વધે છે.

સ્થાયી એટલે જે સ્વર ઉપર સ્થિર થવાય તે. તેનાથી ઊંચા અવાજે જે ટૂક ગવાય તેને અંતરો કહે છે. વધારે પ્રમાણમાં ગાવામાં જે સ્વર આવે તેને વાદી કહે છે. વાદીથી ઓછા અને બીજા સ્વરોથી વધારે જે સ્વર ગવાય તેને સંવાદી કહેવામાં આવે છે. વાદી ને સંવાદી સિવાયના સ્વરોને અનુવાદી કહેવામાં આવે છે ને જે સ્વર છોડી દેવામાં એટલે કે વર્જ્ય હોય તેને વિવાદી સ્વર કહેવામાં આવે છે. પ્રથમ ઉચ્ચારાય તે સ્વરને ગ્રહસ્વર કહેવામાં આવે છે, ને છેલ્લો ઉચ્ચારાય તેને ન્યાસસ્વર કહેવામાં આવે છે. સ્વરનો વિસ્તાર કરીને પાછા સ્થાયીમાં આવે તેને આભોગ કહેવામાં આવે છે.

શાસ્ત્રીય સંગીતમાં રસભાવના પણ સ્વરો નિયત કરેલા છે. દા. ત. શૃંગાર રસનો ભાવ રતિ થાય, તે મધ્યમ અને પંચમથી વ્યકત થાય. હાસ્યરસનો ભાવ હાસ, એ પણ મધ્યમ અને પંચમથી નીપજે. કરુણરસનો ભાવ શોક, એ નિષાદ ને ગંધારથી નીપજે. રૌદ્રરસનો ભાવ ક્રોધ, એ ષડજ અને રિષભથી નીપજે, વીરરસનો ભાવ ઉત્સાહ, એ પણ ષડજ અને રિષભથી નીપજે. ભયાનકરસનો ભાવ ભય, એ ધૈવતથી નીપજે. બીભત્સ રસનો ભાવ જુગુપ્સા, એ પણ ધૈવતથી નીપજે. અદ્ભુત રસનો ભાવ વિસ્મય, એ ષડજ અને રિષભથી નીપજે. શાંતરસનો ભાવ શમ, એ

મધ્યમથી નીપજે.

નવે ય રસ અને એના નવભાવ લોકગીતો, કહેણી અને વાર્તાકથનને પૂરેપૂરાં સ્પર્શે છે. રસ અને ભાવ સિવાય એ ત્રણેય આગળ ચાલી જ ન શકે. પ્રશ્ન રહે છે સ્વરભાવનો, કારણકે સ્વર જળવાય તો જ ભાવ જળવાય. જેમ રસ ન જળવાય તો લોકગીતો, કહેણી અને વાર્તામાંથી ભાવ ન જન્મે તેમ.

પ્રાણી માત્રના અંતરબોલ એટલે આ સ્વર. જેમાં જીભ ન બોલે ને હૈયું બોલવા લાગે. સ્વર એ આખા વિશ્વની ભાષા છે. એમ કહે છે કે બુદ્ધ ભગવાન ગમે તે ભાષામાં બોલતા તે નિરક્ષર લોકો પણ પોતપોતાની ભાષામાં સમજી લેતા. અંતરનો ભાવ અને નિગૂઢ અર્થ તે ઝીલી લેતા. શબ્દ વગર પણ સ્વર દ્વારા ભાવ ઝીલાય.

આપણું લોકસંગીત એ આપણી સંસ્કારિતાનું માપ છે. એમાં ફેરફાર કરો એટલે એ માપ બદલી જાય.

સંગીત સમ્રાટ સ્વ. પં. ઓમકારનાથજી ગોંડલના સ્વ. ઠાકોર સર ભગવતસિંહજીની ૬૧મી વર્ષગાંઠ નિમિત્તે ગોંડલ ગયેલા. દરબારમાં એમણે ગાયું પણ તે દિવસે એમને કાંઈ મોજ ન પડી. એમને ભજનો સાંભળવાનું મન થયું ને ભજન મંડળી બોલાવી. હરિજન ભાઈઓની ભજન મંડળી આવી. એમણે એક ભજન ગાયું. 'અગનાની લોકો રે! તમે કાં નીંદરમાં સૂવો ?' આ ભજનમાં નહિ એવો રાગ, નહિ આલાપ-તાન, નહિ કોઈ તાલની વિશેષતા, સીધા સાદા. સ્વરો પણ એના ભાવુક હૃદયની કરુણ કોમળતાથી ઓમકારનાથજી મુગ્ધ બની ગયા. આ પ્રસંગ વર્ણવતા પં. ઓમકારનાથજી કહે છે કે એ કરુણ કોમળ સ્વરમાંથી અંતરની આર્જવતાનો ભાવ ઊઠતો હતો. એ ભજનમાં કવિતાનું તત્ત્વ પણ નહતું પણ અદ્‌ભુત આર્જવતા એના ગાનમાંથી ઊઠતી હતી.

પં. ઓમકારનાથજી કહે છે કે 'અગનાની લોકો રે! તમે કાં નીંદરમાં સૂવો ?' એમાં પ્રશ્નાર્થ હતો. આ 'સૂવો' શબ્દને રિષભના સ્વરો લાગે ને કોમળ ને કરુણભાવે આર્જવતા ઉત્પન્ન કરે. હવે આ રિષભને બદલે ગંધાર કે પંચમમાં એ સ્વરો ગવાય તો કરુણતા અને કોમળતા બે ય ચાલ્યાં જાય, અને રિષભને બદલે ષડજ લગાડો તો પ્રશ્નાર્થ મટી જાય.

આ પ્રસંગ પં. ઓમકારનાથજીને એટલો બધો ચોટ કરી ગયેલો કે રિષભ સ્વરની તાકાત એમણે નવેસરથી નિહાળી અને કરાચી ગુજરાતી સાહિત્ય પરિષદના અધિવેશનના પોતાના વ્યાખ્યાનમાં અને લાઠી નવરાત્રિ મહોત્સવમાં પણ તેમણે આ વાત કરેલી, કારણકે તેમાં સીધું સાદું ને અદ્‌ભુત રહસ્ય સમાયેલું છે કે સ્વર બદલો એટલે ભાવ બદલી જાય.

શાસ્ત્રીય સંગીતમાં ચોક્કસ રાગ ગવાતો હોય એના નિયત થયેલા સ્વરોને નથી બદલી શકાતા. એકને બદલે બીજા સ્વર કોઈ ગાયક લગાડવા જાય તો એને હાથ ઝાલીને ઉઠાડી મેલે. લોકસંગીતમાં પરંપરાગત રીતે નક્કી થયેલા સ્વરો સાથે એના કેટલાક ગાયકો ચેડાં કરતા હોય છે. એ લોકોને રીઝવવા કોઈ પણ લોકગીતના સ્વરો સાથે રમત માંડે છે. શુદ્ધ સ્વર લાગે એનો કોમળ કરી નાખે, કોમળ લાગે ત્યાં શુદ્ધ સ્વર લગાડે, રિષભને બદલે ષડજ લગાડે ને ષડજને બદલે મધ્યમ લગાડે. ગીતને રમાડવા અને મન ફાવે તેવાં નકતાં કરે, નજાકત લાવવા મન ફાવે તેવા સ્વર લગાડે. તાન પલટા પણ મારી લ્યે, નવીનતા લાવવા હરકતો લાવે, ખોટાં ગળાં ભાંગે, અકારણ ખટકા લાવે ને મનફાવે તેવા સ્વર પલટા કરે. પરિણામે ગીત ગવાય, લોકોને હલકદાર લાગે, એ ગાયકીનું અંગ બની જાય પણ ગીતનો ભાવ માર્યો જાય.

લોકગીતોના ભાવને વ્યક્ત કરતા સ્વરો સેંકડો વર્ષથી નિયત થતા આવ્યા છે. સેંકડો વરસના અનુભવે ભાવનાં સ્વરસ્થાન નક્કી થયાં હોય છે. આમ સ્વર લય અને શબ્દની એક ત્રિવેણી રચાય છે ને એમાંથી લોકગીત-લોકસંગીતની રચના થઈ હોય છે.

લોકગીતના સ્વર લય અને શબ્દ વડે જે ભાવ વ્યક્ત થાય છે એ જ લોકસંસ્કૃતિના ઉન્નત ધોરણને જાળવી રાખે છે. ફિલ્મોમાં તો લોકગીતોના આ ભાવને એના સ્વરના નવા નિયોજનની ઉચ્છૃંખલતા, ઉતેજના, રંગત અને આછકલાઈથી કરપીણુ નિર્દયતાથી રીબાવવામાં આવે છે. લોકગીતોની લોકપ્રિયતાને ફિલ્મોમાં ભયંકર રીતે નીચોવવામાં આવે છે. લોકગીતોના તમામ ગાયકોએ મૂળ સ્વરને બદલે રંગત લાવવા બીજા સ્વરો લગાડવાનાં ખતરનાક પરિણામોથી સાવધ રહેવું જોઈએ.

રિષભમાં એવી કરુણકોમળતા હોવાનું કારણ જાણવા જેવું છે. રિષભ એટલે ઋષભ. ઋષભ એટલે બળદ–ગાયનો વેલો. ગાય હૃદયમાંથી બોલે છે. આપણા સંગીતના સંશોધક પૂર્વજોએ રિષભની શોધ ગાયના હૃદયમાંથી આવતા અવાજમાંથી કરી છે. ગાયના હૃદયમાંથી આવતા અવાજમાં આર્જવતા રહેલી છે.

સાતેય સ્વરોની શોધ અને સ્થાન પશુ પંખીઓના સ્વરોમાંથી જ નક્કી કરવામાં આવેલ છે. જેમકે :

મોર નાભીમાંથી ગાય છે – ષડજ
ગાય હૃદયમાંથી બોલે છે – રિષભ
બકરો છાતીમાંથી બોલે છે – ગંધાર
ક્રૌંચ (ઢેંકમગલુ) કંઠમાંથી બોલે છે–મધ્યમ
કોયલ મુખમાંથી ગાય છે – પંચમ
ઘોડો તાળવામાંથી બોલે છે – ધૈવત
હાથી નાકમાંથી બોલે છે – નિષાદ

કેટલા ઊંડા અનુભવ અને અભ્યાસથી આપણા મહાન પૂર્વજોએ સ્વર અને એનાં સ્થાન નક્કી કર્યા હશે એનું આ દ્યોતક છે. સંગીતશાસ્ત્રે તો પશુપક્ષીઓના ગાનની માત્રાઓ પણ નક્કી કરી છે અને રોગોની પ્રકૃતિ અને સ્વરૂપો વગેરે પણ નક્કી કર્યાં છે. એના ઉપરથી સ્વરભાવ રાગભાવ અને રસભાવ નક્કી થયા છે.

આપણે કયો ભાવ વ્યક્ત કરવા કયા સ્વરમાં ગાવું તે અભ્યાસ વગર ન સમજી શકીએ પણ સેંકડો વર્ષોના અનુભવે ભાવનાં જે સ્વરસ્થાન નક્કી થયાં હોય એને શા માટે તોડીએ ?

ગાવામાં રંગત લાવવા સ્વરની રમત માંડીને ભાવને ઉવેખનારા ન તો શાસ્ત્રીય સંગીતમાં રહે છે કે ન તો લોકસંગીતમાં રહે છે. એવા ગાયકો એકેય મેળના નથી રહેતા. સંસ્કાર કે સંસ્કૃતિને તો વફાદાર નથી જ રહેતા. સાહિત્યના ક્ષેત્રે કહેવાય છે કે જેવું શીલ તેવી શૈલી, એમ સંગીત ક્ષેત્રે કહેવાય છે કે જેવું 'જીવન તેવું ગાન.

લોકગીતમાં જેમ જેમ સ્વરોની ઝમક લાવવા રંગત મંડાય છે તેમ તેમ લોકગીતોની–લોકસંગીતની પ્રવાહીતા અને સરલતા નાશ પામતી જાય છે.

પશુ પક્ષીઓનો વિકાસ નથી થયો તેમ એના ગાનનો પણ વિકાસ નથી થયો, છતાં પક્ષીઓના ગાનની મધુરતા સાદ્યંત ટકી રહી છે. એની અવિકસિત સ્થિતિને કારણે જેમ વધુ સારાને અવકાશ નથી તેમ વિકૃતિને પણ અવકાશ નથી.

ત્યારે માનવ એ વિકાસશીલ પ્રાણી છે. જેમ બીજી બાબતોમાં તેમ એનામાં વિવિધ ભાવોનો વિકાસ થતો રહ્યો છે, જેમકે વાત્સલ્ય, દયા, માયા, કરુણા, મમતા, ક્ષમા, ઉદારતા, વીરતા, અનુકંપા, કોમળતા, આર્જવતા, મધુરતા પ્રફુલ્લતા, પ્રસન્નતા, ધીરતા અને એ જ રીતે એના વિરોધી ભાવો, કર્કશતા, કઠોરતા, કાયરતા, શોક, વ્યથા, વેદના, નિર્દયતા, ભયાનકતા, બિભત્સતા બીજી રીતે શૃંગાર, રતિ, ક્રોધ, વિસ્મય, શમ, દમ, ભય, હાસ વગેરે વગેરે.

આ બધા ભાવ વ્યક્ત કરે એવા સ્વરો નીપજ્યા અને ધીરે ધીરે ચોક્કસ ભાવને વ્યક્ત કરતા ચોક્કસ સ્વરસ્થાન નક્કી થયાં અને અનુભવને અંતે જેવા ભાવ તેવા જ સ્વર અને જેવા સ્વરભાવ તેવા જ શબ્દોની રચના થઈ. માનવજગતની એ તો મહામૂલી મૂડી બની રહી– મહામૂલો વારસો બની રહ્યો. એ મૂડી–એ વારસામાં વૃદ્ધિ ન કરી શકીએ તો એને વણસાડવો તો નહિ જ જોઈએ. એ તો આધુનિક માનવજગતની નાદારી બની રહેશે.

# મરઘાંની હગારનું ખાતર

અનિલ હ. ભટ્ટ

રસાયણિક ખાતરોના આ યુગમાં સેન્દ્રિય ખાતરોની વાત કરવી એટલે જૂનવાણી માનસ ધરાવવું એવુ કદાચ કોઈને લાગે, પણ એવું નથી. કૃષિ ઈતિહાસમાં સેન્દ્રિય ખાતરોનું સ્થાન આગવું રહેતું આવ્યું છે અને રહેશે. જેમ જે રસાયણિક ખાતરોની વિશિષ્ટતા છે એ સેન્દ્રિય ખાતરોમાં નથી તેમ જે સેન્દ્રિય ખાતરોમાં ગુણો ભરેલા છે તે રસાયણિક ખાતરોમાં નથી. બન્ને ખાતરો ખરા પણ બન્નેનું કાર્ય વત્તે ઓછે અંશે જુદું જુદું.

એક સાદું અને સરળ દૃષ્ટાંત લઈએ. ગધેડો અને ઘોડો એ બંને પશુ છે, જનાવર છે. બંનેને ચાર પગ, એક પૂંછડી, લાંબુ મોઢું, બે કાન વિગેરે છે છતાં બંનેની સરખામણી ન થઈ શકે કારણકે તે બંનેના કામો અલગ અલગ છે. બંને ભાર વહન કરે છે પણ તેનો પ્રકાર અલગ. છતાં બંને પશુઓ માનવજાત માટે ઉપયોગી છે. લગભગ તેવી જ રીતે સેન્દ્રિય અને રસાયણિક બંને ખાતરો સંતોષકારક પાક ઉત્પાદન માટે આવશ્યક છે. બંને ખાતરોની અંદર વત્તા ઓછા પ્રમાણમાં વનસ્પતિ પોષક તત્ત્વો રહેલા છે. રસાયણિક ખાતરો પાકને જથ્થાબંધ વનસ્પતિ પોષકતત્ત્વો મુખ્યત્વે નાઈટ્રોજન, ફોસ્ફરસ અને પોટાશ પૂરાં પાડે છે. જ્યારે સેન્દ્રિય ખાતરો જમીનની ભૌતિક સ્થિતિ સુધારે છે. આમ બંનેની કાર્ય પદ્ધતિ જુદી જુદી હોવાથી સરખામણી કઈ રીતે થઈ શકે ? બંને ખાતરોમાંથી કયુ વધારે સારું એ શી રીતે કહી શકાય ? બંને સારા, બંને અનિવાર્ય, પોતાપોતાની રીતે.

## સેન્દ્રિય તત્ત્વ શું છે ?

વર્ષોના વર્ષો પહેલા, માનવ જાતની પણ ઉત્પત્તિ પહેલા જ્યારે વનસ્પતિનું સૌથી પહેલું તણુખલું ઊગ્યું હશે ફાલ્યુ ફૂલ્યું હશે અન્તે સુકાઈ-કરમાઈને ત્યાં જ દટાઈ ગયું હશે ત્યારથી જમીનમાં સેન્દ્રિય પદાર્થ ઉમેરાવાની શરૂઆત થઈ હશે. આ સેન્દ્રિય પદાર્થ મુખ્યત્વે રેષા (લિગ્નીન), તેલ (ઓઈલ) મેંદો (સ્ટાર્ચ) કચકડું (સેલ્યુલોઝ) અને નત્રિલ પદાર્થ (પ્રોટીન)નો બનેલો હોય છે. આ બધો કાચો સેન્દ્રિય પદાર્થ છે. ભેજ અને ઉષ્ણતા-માનના અનુકૂળ સંજોગો મળતા આ કાચા પદાર્થો પર જમીનના સૂક્ષ્મ જીવાણુંઓ હૂમલો કરે છે અને વનસ્પતિના ખોરાક માટે જરૂરી એવી અંતિમ ઉપજ છૂટી પાડે છે.

સેન્દ્રિય પદાર્થ જમીનની ભૌતિક, રસાયણિક અને પ્રાણીજન્ય સ્થિતિ સુધારે છે. સેન્દ્રિય પદાર્થના અભાવમાં જમીન નિર્જીવ પદાર્થનો સમૂહ બની જાય કારણકે તેમાં ખોરાકના અભાવને લીધે સૂક્ષ્મ જીવાણુંઓની પ્રવૃત્તિ રહેતી નથી એટલે જ સેન્દ્રિય પદાર્થને 'જમીનનું જીવન' ગણવામાં આવે છે. જમીનની ભૌતિક સ્થિતિ સુધારવી એટલે જમીનમાં ભેજ સંગ્રહશક્તિ વધારવી, પૂરતી હવાની હેરફેર થવી અને નિતારશક્તિ (ઝમણશક્તિ) વધારવી.

આમ સેન્દ્રિય પદાર્થમાંથી વનસ્પતિને જરૂરી એવા ખોરાકના તત્ત્વો મળતા હોવાને લીધે તે જમીનનાં પૂરતા પ્રમાણમાં હોય એ જરૂરી છે. વળી ઉષ્ણકટિબંધવાળા દેશોમાં સામાન્ય રીતે સેન્દ્રિય તત્ત્વનું પ્રમાણ ઓછું રહે છે કારણકે ગરમીને લીધે તે જમીનમાં સહેલાઈથી નાશ પામે છે.

આ ઉપરથી આપણે બે મુદ્દા તારવી શકીએ (૧) સંતોષકારક પાક ઉત્પાદન માટે સેન્દ્રિય તત્ત્વ એ મહત્ત્વનું પરિબળ છે. (૨) આપણો દેશ ઉષ્ણ-ગરમ હોવાથી સેન્દ્રિય તત્ત્વ આપણી જમીનો માટે અનિવાર્ય છે. આ માટે સેન્દ્રિય ખાતરો જમીનમાં બને તો દર વર્ષે ઉમેરવા જોઈએ.

## છાણિયું ખાતર

સેન્દ્રિય ખાતરોમાં સૌ પ્રથમ આપણને છાણિયું ખાતર યાદ આવે. આપણા દેશની એ કમનસીબી છે કે ઘણાં ખેડૂતો છાણિયા ખાતરનું મૂલ્ય સમજતા હોવા છતાં તે તરફ પૂરતું લક્ષ આપતા નથી ને તેનો બગાડ થાય છે. ચરવા જતા ઢોરના છાણ અને મૂત્ર બન્ને વેડફાઈ જાય છે. બળતણને અભાવે તેનો ઉપયોગ છાણા બનાવવા માટે થાય છે. એટલું યાદ રાખજો કે કોઈપણ સેન્દ્રિય પદાર્થ બાળવો એ રાષ્ટ્રીય નુકસાન છે. વળી છાણિયું ખાતર બનાવવા માટે મોટે ભાગે છાણ જ એકઠું કરવામાં આવે છે—મૂત્ર નહિ. એ જાણીને નવાઈ લાગશે કે જેટલો નાઈટ્રોજન અને પોટાશ આપણને છાણમાંથી મળે છે લગભગ તેટલો જ નાઈટ્રોજન અને પોટાશ આપણને મૂત્રમાંથી મળે છે. આવું ઉપયોગી મૂત્ર આપણે વેડફી દઈએ છીએ. આ બધી નુકસાનીનો હિસાબ નીચે આપેલા એક કોઠા પરથી વધારે સ્પષ્ટ થશે.

જો ભારતમાં ઉત્પન્ન થતો છાણિયા ખાતરનો બધો જ જથ્થો વ્યવસ્થિત રીતે અને વૈજ્ઞાનિક પદ્ધતિથી ઉપયોગ કરવામાં આવે તો તેમાંથી મુખ્ય વનસ્પતિ પોષક તત્ત્વો કેટલા મળે અને જો તેનો એ રીતે ઉપયોગ કરવામાં ન આવે તો કેટલા મળે તે નીચે આપેલા કોઠામાં દર્શાવ્યું છે.

| | વર્ષે દીઠ નાઈટ્રોજન | લાખ ફોસ્ફરસ | ટનમાં પોટાશ |
|---|---|---|---|
| છાણિયા ખાતરમાંથી કુલ મળી શકતા પોષક તત્ત્વો | ૫૫.૨ | ૮.૫ | ૩૭.૮ |
| છાણિયા ખાતરમાંથી હાલ મળતા પોષક તત્ત્વો | ૪.૫ | ૨–૨ | ૬–૦ |

ઉપરના આંકડા ઘણા વર્ષો પહેલાના હોવા છતાં આંખ ઉઘાડી નાખે એવી હકીકત પર પ્રકાશ ફેંકે છે. જો બધા જ છાણિયા ખાતરનો વ્યવસ્થિત ઉપયોગ કરીએ તો ૫૫.૨ લાખ ટન નાઈટ્રોજન વર્ષે દાડે મળે જ્યારે બિનકાળજી ને ગેર ઉપયોગને લીધે ફક્ત ૪–૫ ટન જ મળે છે. આવું જ ફોસ્ફરસ અને પોટાશ તત્ત્વ માટે પણ છે.

આમ સેન્દ્રિય ખાતર તરીકે છાણિયું ખાતર એ ઉત્તમ હોવા છતાં એક યા બીજા કારણોસર જમીનને પૂરતા પ્રમાણમાં પૂરું પાડી શકાતું નથી તેથી અન્ય સેન્દ્રિય ખાતરોનો વિચાર કરવો જ રહ્યો.

## મરઘાંની ચરકનું ખાતર

આના જવાબ રૂપે મરઘાંની ચરકનું ખાતર છે. સેન્દ્રિય તત્ત્વનું પાક ઉત્પાદનમાં મહત્ત્વ અને છાણિયા ખાતરનો અભાવ આ બે મુદ્દા વિગતવાર સમજાવવાનો હેતુ મરઘાંની વિષ્ટાનું ખાતર પણ કેટલી અગત્યતા ધરાવે છે, તે છે.

વળી એ જાણીને આશ્ચર્ય થશે કે છાણિયા ખાતર કરતા મરઘાંનાં વિષ્ટાના ખાતરમાં મુખ્ય વનસ્પતિ પોષક તત્ત્વો વધારે માત્રામાં છે, જે નીચે આપેલા કોઠા પરથી સ્પષ્ટ સમજાશે.

| | નાઈટ્રોજન | તત્ત્વોના ફોસ્ફરસ | ટકા પોટાશ |
|---|---|---|---|
| મરઘાંની ચરકનું | ૧.૯થી | ૧.૪ થી | ૦ ૮થી |
| તાજું ખાતર | ૧.૯ | ૧.૯ | ૦.૯ |
| તાજું છાણિયું | ૦ ૩ થી | ૦.૧ થી | ૦.૧થી |
| ખાતર | ૦.૪ | ૦.૨ | ૦.૩ |
| | | | ૦ ૧ થી ૦.૩ |

ઉપરના કોઠા પરથી ખ્યાલ આવે છે કે મરઘાંની ચરકમાં રહેલા ત્રણ મુખ્ય વનસ્પતિ પોષક તત્ત્વો 'વીન'માં (આગળ) છે. વળી જાનવરના મૂત્રની જેમ મરઘાંનું મૂત્ર વેડફાઈ જવાનો ઓછો સંભવ છે કારણ કે મરઘામાં ચરક અને મૂત્ર એક જ વિંધમાંથી બહાર આવે છે તેથી ચરક સાથે મૂત્ર

[અનુ. પૃ. ૬૫૫

# काळ

નર્મદાશંકર હ. વ્યાસ

કાળ અનંત છે. નથી કાળની શરૂઆત કે નથી કાળનો અંત. પણ માનવીએ પોતાની સગવડતાની ખાતર કાળના ત્રણ ભાગ પાડયા છે. આ ત્રણ ભાગ છે, ભૂત–વર્તમાન–અને ભવિષ્ય.

ભૂતકાળ એટલે વર્તમાનની જે ક્ષણો પસાર થઈ ગઈ છે તે. વર્તમાનની પ્રત્યેક ક્ષણ ભૂતકાળમાં પલટાતી જાય છે. માનવી વર્તમાનમાં જીવવાને બદલે ભૂતકાળને વાગોળ્યા કરે છે. વર્તમાનની ક્ષણ ગઈ, ગુમાવી એટલે ભૂતકાળમાં ફેરવાઈ ગઈ.

ભવિષ્યકાળ માત્ર માનવીની કલ્પના છે. વાસ્તવમાં ભવિષ્યકાળ જેવું કશું અસ્તિત્વમાં નથી. અસ્તિત્વ તો કેવળ વર્તમાનનું જ છે અને એ વર્તમાનને ગુમાવી બેસતાં ભૂતકાળ બની જાય છે.

માનવી જો વર્તમાનમાં જીવી શકે તો તે ચિરંતન બની જાય છે; પણ માનવીના મન ઉપર ભૂતકાળનો એટલો બધો ભાર હોય છે કે તે વર્તમાનની પળને પકડી શકતો નથી. માનવી ભૂતકાળગ્રસ્ત હોય છે; ભૂતકાળથી જ ઘેરાયેલો હોય છે.

માનવીનું મન જેમ ભૂતકાળની પકડમાં હોય છે, તેમ ભવિષ્યકાળના ભારથી પણ દબાયેલું હોય છે, જે વાસ્તવિક રીતે છે જ નહિ ! કલ્પનાશીલ માણસો, વર્તમાનની ક્ષણોમાં જીવવાને બદલે ભવિષ્યની કલ્પનાઓ જ કર્યા કરે છે. કલ્પના તો માત્ર કલ્પના જ છે તેનું અસ્તિત્વ નથી. જેનું અસ્તિત્વ-જ નથી તેમાં રાચવું એ નરી મૂર્ખતા કે અજ્ઞાન નહિં તો બીજું શું ?

ભૂતકાળનું પણ તેમજ છે. પસાર થઈ ગયેલો વર્તમાન, મૃતઃપાય થયેલો વર્તમાન એ ભૂતકાળ છે. વર્તમાનને છોડી ભૂતકાળનું સ્મરણ કર્યા કરવું એ પણ નરી મૂર્ખતા અને અજ્ઞાન જ છે.

ધર્મરાજા યુધિષ્ઠિર વનવાસ દરમ્યાન પોતાની ઝૂંપડી આગળ એક સવારે બેઠેલા હતા, ત્યાં એક ભિખારી આવી પોતાનું ભિક્ષાપાત્ર યુધિષ્ઠિર સમક્ષ ધરે છે. યુધિષ્ઠિરે ભિખારીને કહ્યું કે કાલ આવજે, કાલ લઈ જજે, કાલે જરૂર આપીશ. ભીમ બાજુમાં શાન્તિથી બેઠો હતો, તે યુધિષ્ઠિરનાં આ વચનો સાંભળી ખડખડાટ હસવા લાગ્યો ને ઢોલ લઈ ગામ તરફ ઢંઢેરો પીટવા જવા લાગ્યો; ત્યારે યુધિષ્ઠિરે પૂછ્યું, કેમ હસે છે ? અને ઢોલ લઈને કયાં જાય છે ?

સ્થૂળકાય ભીમની બુદ્ધિ સ્થૂળ નહોતી. ભીમે આપેલ જવાબ જ્ઞાનનો દ્યોતક છે. ભીમે કહ્યું કે તમારાં વચનો સાંભળી મને અત્યંત ખુશી થઈ છે, આનંદ થયો છે. મારે જગતને જાહેર કરવું છે કે મારા મોટાભાઈ યુધિષ્ઠિરે કાળને જીતી લીધો છે. કાળ જે આજ સુધી અજીત હતો તેને મારા ભાઈએ મહાત કરી લીધો છે. યુધિષ્ઠિર કહે છે, તું કહેવા શું માંગે છે? સ્પષ્ટ કહે તો કંઈ ખબર પડે. ભીમે કહ્યું આવતી કાલનો જે વાયદો કરે છે, તે કાળનો વિજેતા હોય તો જ થઈ શકે? નહિ તો કાલની કોને ખબર છે ? અરે, આવતી ક્ષણની કોને ખબર છે. માત્ર વર્તમાનની ક્ષણ જ વાસ્તવિક છે. નથી ભૂતકાળ સાચો કે નથી ભવિષ્યકાળની હસ્તી. જે કંઈ કરવાનું હોય તે કેવળ વર્તમાનની ક્ષણમાં જ થઈ શકે છે ભૂત કે ભવિષ્યમાં કશું થઈ શકતું નથી કારણ કે તેનું અસ્તિત્વ જ નથી; એ માત્ર નરી કલ્પના છે.

વર્તમાનમાં જીવવાની એક અનુપમ કળા છે. જે વર્તમાનમાં જીવે છે તેજ ખરો જીવંત છે, તે જ ખરો જ્ઞાની છે. વર્તમાનમાં એ જ જીવી શકે છે જેનું અનુસંધાન ચૈતન્ય સાથે થયેલું હોય છે. ને હોંશપુર્વક જીવે છે. જે વર્તમાનમાં નથી જીવી શકતો તેનું જીવન બેહોશીમાં પસાર થાય છે; તેનું જીવન વેડફાઈ જાય છે. એ જીવન જ નથી, જીવતાં છતાં મૃતઃપાય સમો છે.

# આપણું આકાશ

જયમલ્લ પરમાર

## વીજળીનાં વાવેતર



બન્ને બ્હેનો ઊંચે ઊંચે આકાશમાં ચડતી ગઈ.
(કથા માટે જુઓ આ પ્રકરણ)

આ તો કારતક માસ. આ માસ તો કાપણીનો. (कृत् : કાપવું.) મહાદેવપુત્ર કાર્તિક સ્વામીએ તારકાસુરનાં મસ્તકની કાપણી કરી દેવોને નિર્વિઘ્ન કર્યા તેથી જ આ માસનું નામ કાર્તિક પડી ગયું છે ને ? અને આખા વર્ષમાં આખરે બેઠેલા આ માસને વિક્રમ રાજાએ પણ શકલોકોનાં માથાંની કાપણી કરીને એને વર્ષમાં પ્રથમ સ્થાને મૂકયો છે ને ?

ખેડૂત લોકો પણ આ જ માસમાં કાપણી કરે છે. ઉનાળાની આખરમાં પરસેવાનાં મોતી ઉતારી ખેતર ખેડેલાં અને આકાશમાંથી જ્યારે જલ-મોતી પડવા લાગ્યાં ત્યારે તેની સાથે તેમણે ધાન્ય-મોતી વાવેલાં. એ વાવણીમાંથી લીલા પાક ઊભા થયા; પણ લીલો રંગ તો આંખને ઠારે. હૃદયને ઠારવા માટે સુવર્ણરંગી હાર જોઈએ. ભાદરવા-આસોના સોનેરી તાપે લીલા પાકને સોનેરી બનાવ્યો અને ધરતીએ લીલા સાળુ બદલીને સોનેરી સાળુ પરિધાન કર્યા અને મસ્તકે ધાન્યના મોતીભર્યા મુગટ ધારણ કર્યા

### મોતીની કાપણી

કારતક માસ બેસતાં ખેડૂતો દાતરડાં લઈને એ મોતીભર્યા પાક ઉતારવા ઊપડયા. શિયાળાની શરૂ થયેલી ઓછી ટાઢથી શરીરમા ચેતન મેળવી તથા વાદળ-વિહીન સૂર્યના તાપથી શરીર સોનલવર્ણાં થવા દઈ ખેડૂતોએ ધાન્ય-મોતીની કાપણી આદરી અને તેમને જ કપાળે અને શરીરે પરિશ્રમથી પાકેલાં પરસેવાનાં બિંદુ નીતર્યાં. મોતીભર્યાં ધાનના પાક ધરતીએ ઢળ્યા અને બપોરે ખેડૂત પણ ધરતી પર આરામ અર્થે ઢળ્યા. આમ એકબીજા સાથે હરીફાઈ કરતાં કરતાં મોતીભર્યો પાક ઘરમાં પણ આવ્યો; અને શિયાળાની ઠંડીમાં આવનાર ભૂખને સંતોષવાનું સાધન મળી ગયું.

ધાન્યની આ કાપણી તો જોઈ; પણ જ્યારે ધાન્ય ઊગે છે તે સમયનું સ્વરૂપદર્શન તમે કર્યું છે ?

અનરાધાર વરસાદ વરસ્યો હોય, પાણી પીને ધરતી તરબોળ થઈ ગઈ હોય, અને પછી ધીમે ધીમે એ ધરતીના પેટાળમાંથી વરસ દરમ્યાન સ્પેટાયેલાં બીજમાંથી કાંટા ફૂટતા તમે કદી જોયા છે ? દિવસે જ્યાં સપાટ ધરતી હોય ત્યાં સવાર પડતાં તો લીલાપીળા કૂણા કૂણા કાંટા પથરાઈ ગયા હોય. એ મનોહર ક્રિયા નિહાળવાનો લાભ બહુ ઓછા માણસને મળે છે. એ કાંટા કેવી રીતે ફૂટે એનો દાખલો નજરોનજર નિહાળવો હોય તો ચાલો, સાંજને સમયે એવો દાખલો આકાશ બતાવે છે.

### વીજળીનાં વાવેતર

આકાશની ધરતી પર પણ ખેડૂતો કરે છે

તેવાં જ વાવણાં થયાં હતાં ને ? પેલા જલદેવતાએ વાદળાંના વૃષભ જોડી, જલધારાનાં હળ હલાવી હલાવીને, વીજળીનાં ખોબે અને ધોબે વાવણાં કર્યાં હતાં ને ? એ વાવણાંમાંથી શરદની અજવાળી રાતો જતાં અને કારતકનાં આકાશ શ્યામ થતાં તારક-ગણોના કોંટા ફૂટવા લાગે છે. વીજળીનાં વાવેતર-માંથી તો તારકગણોરૂપી મોતીના જ કોંટા ફૂટે ને ?

સૂરજ મહારાજ દિવસભર રથ ખેડી ખેડીને આથમણી દિશામાં ઊતરી ગયા હોય, સીમમાંથી ભાં...ભાં...કરતાં ગાયોનાં ટોળાં ધરતી ધમધમાવતાં પાછાં વળતાં હોય અને કલબલાટ કરતાં પંખી પોતાને માળે પાછાં ફરતાં હોય તેવે ટાણે ગગન-મંડળમાં એક પછી એક તારા ફૂટવા લાગે છે, જેમ ધરતીમાંથી ધાનના કોંટા ફૂટવા લાગે છે તેમ.

એક તારો આ ખૂણે તબકવા લાગે, તો બીજો પેલે ખૂણે. એ પોતાનું મોઢું બહાર કાઢે તે પહેલાં ત્રીજે ખૂણેથી ત્રીજો તારો વળી ચાંદુડિયાં પાડતો હોય તેમ ઝળકતો જાણે કહેવા લાગેઃ 'આમ તો જુઓ, હું આવ્યો.' ત્યાં તો 'અહીં', આ તરફ, હું...હું...હું' કરતા તારાઓ ચારે બાજુ નીકળવા લાગે છે અને આખા આકાશને આવરી દે છે, જેમ નવા ધાનના કોંટા આખી ધરતીને છાવરી દે છે તેમ.

આ કારતક માસમાં ઊગેલા તારક-કોંટા માગસર માસમાં મૃગશીર્ષસ્વરૂપ શંકરના શરીર-સ્વરૂપ ભસ્મછાયા શ્યામ આકાશ માંથે લહેરિયાં લેવા લાગશે પોષ-મહામાં પાક સોનેરી થતાં તેમનાં તેજ ઓછાં થશે; અને આકાશી કૃષિકાર તેની કાપણી કરવા માટે મઘાની દાતરડી લઈને આવી પહોંચશે.

## મલમલછાયો આકાશદેહ

પણ આજે તો છે કારતક સુદિ છઠ. અર્ધો ઉપરનો રોટલો ખાઈને બાકીની ફડશ ગરીબ ખેડૂત પોતાનાં છોકરાં માટે રાખી મૂકે તેવો ચંદ્ર ધીમે ધીમે આથમણી દિશામાં ઊગતો આવે છે. એના તેજથી આકાશ દૂધિયા રંગે રંગાતું આવે છે. જાણે સાગરફીણ સમો સાળુ આખા આકાશ-દેહ પર પથરાતો આવે છે; પણ એમાંથી યે તબક...તબક... કરતા વિશેષ પ્રકાશિત-તારાઓ પોતાનાં મોઢાં બહાર કાઢે છે, જેમ આછા મલમલ-પહેર્યા સુંદરી-ઓના દેહ પરનાં ઘરેણાં ઝળકતાં મલમલ-સોંસરવાં દેખાય તેમ જ.

પણ આ તો કારતક માસ છે. ખેડુતોને કાપણી કરવા જવા માટે ગાડું જોઈશે, ગીંહલું જોઈશે, બળદ જોઈશે. એ બધાં કોઈએ આકાશમાં તૈયાર રાખ્યાં છે ખરાં ? ચાલો, આકાશ-ખેતરમાં આંટો મારી આવીએ એટલે બધી ખબર પડી જશે.

ભરણીથી આગળ પૂર્વ તરફ ચાલતાં ઝાંખા તારાઓનું ઝૂમખું પડયું છે. જાણે થોડીક મધમાખી-ઓ નાનો સરખો મધપુડો રચી રહી છે. આ ઝૂમખું તે પોતે કારતક માસનું નક્ષત્ર કૃત્તિકા. ઝાંખા તારા-ઓની એ ઢગલી છે, પણ આપણું ધ્યાન બરાબર ખેંચી રાખે છે. દૂર દૂર રમતી નાનાં છોકરાંની ટોળી પણ આપણી આંખને નથી ખેંચી રાખતી ?

## કૃત્તિકાનાં ગામડિયાં નામ

ગામડાંના લોકો એને 'કાતીડો' કહે છે. આ નામ તો 'કૃત્તિકા'નું જ અપભ્રંશ લાગે છે. લોકો એને બીજું નામ આપે છે-'ઢેઢગુંગલી.' આ નામ કોણે અને શા માટે પાડયું હશે ? ગામ બહાર ધકેલી દીધેલા હરિજનોએ પોતાના આત્મરક્ષણ માટે એક સમૂહમાં (ઢુંગલીમાં) રહેવું સલામતીભર્યું ગણ્યું છે એ માટે ? ગામડાંના લોકો એને 'ગાડું' અને 'ગોવાળિયાનું ટોળું' પણ કહે છે. બરાબર ગામડાના વાતાવરણનાં જ નામ છે ને ? ઝાંખા ઝાંખા એ છ-સાત તારાનો ઘાટ આડા પડયા ગાડા જેવો જ છે. જાણે આકાશી ખેતર લણ્યા બાદ તેના પાક ભરવા માટે અહીં ગાડું રાખી મૂકયું છે; અને પોતાનાં ઢોરને ચરતાં મૂકીને ગોવાળિયા ધાબળા નાખીને કોઈ એકાદ ઝાડની નીચે આ રીતે જ ટોળે વળીને બેસે છે ને ?

## છ માનો પુત્ર

ગામડાંના લોકો આ કૃત્તિકાને ગમે એટલાં નામ આપે; પણ આપણાં પુરાણો કહે છે, કે કૃત્તિકાના આ છ તારાઓ દેવોના સેનાપતિ ભગવાન કાર્તિકેયને ઉછેરનાર તેની છ ધાવ–મા છે. એ છ ધાવ–માનાં નામ વર્ષયંતી, દુલા, સુપૂણિકા, મેઘયંતી, અભ્રયંતી અને તિતશ્રી.

શિવ જ્યારે પાર્વતીને પરણ્યા બાદ આનંદ માણવા માટે કોઈને પ્રવેશવા ન દેવાના હુકમ સાથે પોતાના ગણોની ચોકી મૂકીને હિમાલયનાં જંગલોમાં ચાલ્યા ગયા હતા ત્યારે દેવોને અસુરો ખૂબ હેરાન કરી રહ્યા હતા. દેવોને કોઈ પરાક્રમી સેનાનાયકની જરૂર હતી. એવો સેનાનાયક તો શંકરના વીર્યમાંથી પાકે. એ માટે વરદાન લેવા દેવોએ અગ્નિદેવને હિમાલયમાં મોકલ્યા. વરદાન મેળવીને શંકરનું વીર્ય લઈને પાછા ફરતા અગ્નિના હાથમાંથી તેજવાન શંકરના વીર્યનો તાપ ન સહન થવાથી વીર્ય નીચે ગંગાને કાંઠે પડી ગયું. તે વખતે ગંગાકાંઠે સ્નાન કરવા આવેલ પ્રજાપતિની ઉપર કહી છ દીકરીઓએ વીર્યને બાળસ્વરૂપે જોયું અને તેને ઘેર લઈ જઈને ઉછેર્યું. તે બાળક પોતે જ ભગવાન કાર્તિકેય. છ માતાઓને ધાવવા માટે તેમને છ મસ્તક થયાં, તેથી તેમનાં નામ ષણ્માતુર, ષડાનન વગેરે પડી ગયાં.

કૃત્તિકાના ઝૂમખાને ઝીણવટથી ગણતાં તેમાં એક ઝાંખો તારો પણ જોઈ શકાય છે. પુરાણોમાં ક્યાંક કૃત્તિકાના સાત તારા પણ ગણવામાં આવ્યા છે અને સાતમા તારાને 'અંબા' નામ આપવામાં આવ્યું છે. આ કરતાં એ સાતમા તારાને ભગવાન કાર્તિકેયનું છ માતાના હાથમાં રમતું બાલ-સ્વરૂપ ગણીને તેમને 'કાર્તિકેય' નામ આપવામાં આવ્યું હોત તો ?

આ કૃત્તિકાને પાશ્ચાત્યો પ્લીડ્ઝ : Pleides કહે છે. પ્લીન એટલે સફર કરવી. અને આ નક્ષત્ર જ્યારે ઊગતું–આથમતું ત્યારે ગ્રીક લોકોનાં દરિયા–પ્રયાણ આરંભાતાં–અટકાતાં, તે પરથી આ નામ પડી ગયેલું.

આ પ્લીડ્ઝ વિષે ગ્રીસ દેશમાં એક કથાનક પણ છે. આ પ્લીડ્ઝ સાત બહેનો હતી અને તેઓ ચંદારાણીની સખીઓ હતી. તેઓનાં નામ મેઈઆ : *Maia*, એલ્સીઓન : Alcyon, ઈલેક્ટ્રા : Electra, ટાયગેટા : Taygeta, સ્ટેરોપ : Sterope, કેલીનો : Calaeno અને મેરોપ : Merope. આમાંની પહેલી છ દેવોને પરણેલી અને છેલ્લી મેરોપ કોરીન્થના માનવરાજાને પરણેલી.

## ઝાંખો તારો શા માટે ?

એક દિવસ તેઓ જંગલમાં ફરવા ગયેલી ત્યાં તેમને મહાન શિકારી ઓરાયન જોઈ ગયો; અને તેમને નિકટતાથી નિહાળવા પાછળ પડયો. સાતે બહેનો ભાગી છૂટી, પણ ઓરાયને તેમનો પીછો લીધો. તેમનાથી બચવા સાતે બહેનોએ ચંદારાણીની પ્રાર્થના કરતાં, ચંદારાણીએ તેમને પારેવાં કરીને આકાશમાં ઉડાડી દીધી. ઊડતી ઊડતી તેઓ ઠેઠ આકાશે પહોંચી; અને તેમને ચંદારાણીએ તારાઓનું સ્થાન આપી દીધું. દેવોને પરણેલી છ બહેનોનાં તેજ વધારે થયાં, પણ માનવરાજાને પરણેલ મેરોપનો પ્રકાશ ઝાંખો થયો. હજી યે તેની બીજી છ બહેનો કરતાં ઝાંખી ઝાંખી પ્રકાશે છે.

આ સાત બહેનોમાં સૌથી મોટી મેઈઆનો પુત્ર તેજ પાશ્ચાત્યોનો યુદ્ધદેવતા મર્ક્યુરી. આપણી કૃત્તિકાએ ઉછેરેલ ભગવાન કાર્તિકેય પણ દેવોના સેનાપતિ હતા અને આ મર્ક્યુરી પાશ્ચાત્યોના યુદ્ધ-દેવતા. એમાં પણ કાંઈક કલ્પના–સામ્ય આવી જાય છે ને ?

## સાત બહેનોની વાત

આ કૃત્તિકા વિષે ઓસ્ટ્રેલિયામાં પણ એક દંતકથા છે. કહેવાય છે, કે એક જંગલમાં સાત બહેનો રહેતી હતી. સાતે બહેનો રૂપરૂપના અંબાર. પાનીએ વાળ અડે અને સોનવર્ણી કાયા. તેમના દેહ પર હિમકણીઓ આખો દિન ચોંટી રહે અને સૂર્યનાં તેજ પાડયા કરે.

એ જ જંગલમાં સાત ભાઈઓ રહે. તેમણે

આ સાતે બહેનોને પરણવાની વાત કરી, પણ આખો દિવસ નાચતી ને ખેલતી આ છોકરીઓએ લગ્નબંધન સ્વીકારવાની ના પાડી.

આ અરસામાં માના મેણાનો મારેલો વુરુના નામે પારધિ એ જંગલમાં આવી ચડયો. તેણે આ સાતે બહેનોને જોઈ અને તે તેમના પર મોહી પડયો. તેમને પકડવા તેણે એક તરકીબ રચી.

સાતે બહેનો જ્યારે મધ ખાવા ઝાડ પર ચડેલી ત્યારે તેમણે નીચે મૂકેલી તેમની લાકડીઓમાં બે લાકડીઓ વુરુનાએ ચોરી લીધી ને સંતાઈ ગયો. મધ ખાઈને ઊતર્યા પછી જેમની લાકડીઓ ખોવાયેલી તે બહેનો લાકડીઓ શોધવા રોકાઈ ને બીજી બહેનો ઘેર પાછી ફરી. પાછળથી વુરુનાએ તેમને પકડીને જકડી લીધી, તેમને પોતાની પત્નીઓ બનાવી અને જંગલમાં એક ઘર બાંધીને રહ્યો.

પેલી બે બહેનો તો ન ખાય, ન પીએ. વુરુના તેમને અડે પણ કેવી રીતે? તેમને અંગે તો આખો દિવસ હિકમણીઓ ચોંટેલી રહે. હિમકણીઓ ઓગાળવા તેણે ખૂબ તાપ કરી જોયા પણ વ્યર્થ. છેવટ લાકડાં ખૂટયાં ત્યારે તેણે પોતાની પત્નીઓને જ કુહાડા લઈને લાકડાં કાપવા મોકલી. બન્ને બહેનો રોતી રોતી લાકડાં કાપવા ગઈ અને જેવા ઝાડના થડમાં કુહાડા માર્યા કે કુહાડા ઝાડને ચોંટી રહ્યા અને તેમના હાથ કુહાડાને ચોંટી રહ્યા. તરત જ ઝાડ ઊંચું વધવા લાગ્યું અને ઘડી વારમાં બન્ને બહેનો આકાશમધ્યે જંગલમાંથી ભાગી, જઈને તેમની રાહ જોતી પાંચ બહેનો પાસે પહોંચી ગઈ. દેવોએ સાતે બહેનોને આકાશમાં તારાઓનું સ્થાન આપ્યું. હજી યે સાતે બહેનો કુંવારિકા સ્વરૂપે આકાશમાં બેઠી છે. બે બહેનોને શિકારીએ હિમકણી-ઓગાળવા ખૂમ તપાવેલી, તેથી ઝાંખી પડી ગઈ છે.

## હસતો તારો

બે બહેનો ઝાડને આશરે આકાશમાં ચડતી હતી ત્યારે વુરુના શિકારીએ બૂમાબૂમ મચાવેલી. આ જોઈને સાતે બહેનોનો એક દૂરનો ભાઈ આકાશમાં બેઠો બેઠો ખડખડાટ હસી પડેલો. એને ઑસ્ટ્રેલિયનો 'હસતો તારો' કહે છે. હસતો તારો એટલે શુક્રનો ગ્રહ. એનું તેજ ખડખડાટ હાસ્ય સમું જ હોય છે ને?

આ સાત બહેનો પર મોહી પડેલા સાત ભાઈઓ એમના વિયોગમાં આખું જીવન ઝુરતા રહ્યા. તેમને પણ દેવોએ આકાશમાં તારાઓ-રૂપે સ્થાપી દીધા છે. એ સાત તારાઓ તે મૃગશીર્ષ નક્ષત્ર, ચોકઠાના ચાર તારા તથા વચલા બાણના ત્રણ તારા મળીને તેઓ સાત ભાઈ થાય છે. આપણે મૃગશીર્ષમાં શંકરના નૃત્યની કલ્પના કરેલી, તેમ કહેવાય છે, કે હજી યે તે સાત ભાઈઓ આ સાત બહેનોને રીઝવવા માટે નૃત્ય કરતા તેમની પાછળ આકાશમાં સંચરી રહ્યા છે; પણ હજુ જેના હૃદયમાં આનંદ-મસ્તીના કિશોર ભાવ રમી રહ્યા છે તે કુમારિકાઓ રમણીભાવ અનુભવતી નથી અને પરણવા માટે હા પાડતી નથી.

## કૃત્તિકાના તારાની ગણતરી

આ કૃત્તિકા નક્ષત્ર આપણે જેનો પરિચય કરી ગયા છીએ તેવો એક અવ્યવસ્થિત તારકગુચ્છ છે. એના બધા તારાઓનું ઘડતર એક જાતનું છે અને એકી સાથે એક દિશામાં તેઓ ધસી રહ્યા છે. ત્રણ ઇંચના રીફ્લેક્ટરને માંડી જોતાં તેની અંદર ૮૦ થી ૯૦ તારાઓ આટલા ઝૂમખામાં દેખાય છે; અને આ ઝૂમખાનો ફોટો લેતાં તેની અંદર લગભગ ૭૦૦૦ તારા ગણી શકાય છે; પણ આ બધા તારાઓ ઝૂમખાના જ અંગભૂત સભ્યો હશે તેમ કહી ન શકાય. પાછળ દૂર દૂર પ્રકાશી રહેલા બીજા તારાઓ કદાચ ફોટોગ્રાફના નજર-પાશમાં પકડાઈ ગયા હોય તેવો સંભવ છે.

આ કૃત્તિકા નક્ષત્ર વિષે ભડલી-વાક્ય હવાલો આપે છે, કે:

કર કૃત્તિકા કલ્યાણ,<br>
વૂઠી ઘર વિઠુ તણે;<br>
રોયણ હાંતી રાણ<br>
મર દાગે દેવકરણ તણી.

જો કૃત્તિકા નક્ષત્રની અંદર વરસાદ વરસે તો પછી રોહિણી નક્ષત્રની અંદર કોરી વીજળી થવાનાં ભયંકર કાળ-ચિહ્નો થાય તો પણ કાંઈ વાંધો નહિ

આ કૃત્તિકાને નીરખતાં આપણે મેષ રાશિનાં સંપૂર્ણ દર્શન કરી લીધાં ૧ અશ્વિની + ૧ ભરણી + ¼ કૃત્તિકા મળતાં આખી મેષ રાશિ પૂરી. આ મેષ રાશિથી જ આપણાં રાશિ અને નક્ષત્રોની ગણતરી શરૂ થાય છે.

આ કૃત્તિકાના તારકગુચ્છને મૂકીને આગળ વધીએ તો પૂર્વમાં એક તારો ચકળતો દેખાશે. એ તારાને છેડો કલ્પી એટલામાં જ આંખ ફેરવતા પાંચ તારાથી ઊંધા પડયા અંગ્રેજી 'A' જેવો આકાર ઊભો થશે. એ તારામંડળનું નામ રોહિણી નક્ષત્ર. સૌથી વધારે પ્રકાશતા તારાનું નામ, રોહિણીનો યોગતારો.

## ચંદ્રનો પક્ષપાત

આ રોહિણી તો પ્રાચેતસ દક્ષની કન્યા. તેની અન્ય તેત્રીસ બહેનો (૨૭ નક્ષત્રો અને કૃત્તિકાના ઝૂમખાની અન્ય ૭ કન્યાઓ સાથે તેને સોમ-ચંદ્રદેવને પરણાવવામાં આવી હતી. ચંદ્ર તેની પત્ની સ્વરૂપ સત્તાવીસે નક્ષત્રોની મહેમાની લે ખરો, પણ કોઈની સીમમાં, કોઈના પાદરમાં, તો કોઈના ફળિયામાં ઉતારો રાખે; પણ આ રોહિણી નક્ષત્રને ઘેર જ ઉતારો રાખે છે, એટલે કે તે નક્ષત્રની તદ્દન પાસેથી તે પસાર થાય છે એ કારણે તેને રોહિણીપતિ કહેવામાં આવે છે.

ચંદ્રની આ ગતિ પરથી પુરાણમાં એક કથાનક છે, કે ચંદ્ર સત્તાવીસે પત્નીઓમાં રોહિણી પર ખાસ પ્રેમ રાખતો હતો; અને તેથી બીજી પત્નીઓની અવજ્ઞા થતી હતી. આથી બધી બહેનોએ તેમના પિતા પ્રજાપતિ પાસે ફરિયાદ કરી. સોમે ફરીથી આવું નહિ કરવાની કબૂલાત આપી, પણ તે પછી રોહિણીની કૂખે બુધ નામે પુત્ર પેદા થયો, તેથી બધી બહેનો ફરીથી તેમના પિતા પાસે ફરિયાદે ગઈ. આ પરથી પ્રજાપતિએ સોમને શાપ આપ્યો, કે જા, તું ક્ષયરોગી થઈશ.

આ શાપ પ્રમાણે ચંદ્રનું તેજ તદ્દન ક્ષીણ થઈ ગયું. સોમે પ્રજાપતિની માફી માગતાં, છેવટે તેનો અર્ધો શાપ વાળી તેને રોજ કળા કરતો કર્યો. કહેવાય છે, કે તે પહેલાં ચંદ્ર હમેશાં પૂર્ણચંદ્ર સ્વરૂપે જ પ્રકાશતો. આટલા શાપ છતાં હજીયે ચંદ્ર રોહિણી પ્રત્યેનો પક્ષપાત ક્યાં તજે છે? ચંદ્ર એટલે જ પ્રેમી, અને પ્રેમ અંધ છે : Love is blind એ સૂત્ર તે પોતે જ સાબિત કરી રહ્યો છે કે શું ?

## રોહિણીનાં ઘરઘરાઉ નામ

પુરાણકારો ભલેને આ રોહિણીને મોટું નામ દઈને વખાણે, પણ આપણાં ગામડાંનાં લોકો તો એને 'જીહલું', અથવા ગીહલુ' કહે છે. હળ કે સાંતીને સીમમાં લઈ જવા માટે, એક બેલાખિયું લાકડું હોય છે તેને તેઓ ગીંહલું કહે છે. રોહિણીનો આકાર બરાબર એ બેલાખિયા લાકડા જેવો જ છે. એના પરથી આ 'રોહિણ'ને તેઓ ગીહલું જ કહે છે. તદ્દન ઘરઘરાઉ નામ મળી ગયું છે ને?

આ રોહિણીને ખાસ કરીને રજપૂતોમાં 'સાળાકટારી' કહેવામાં આવે છે. રોહિણીની ધારદાર અણીમાં આબેહૂબ, કટારનો આકાર આવે છે ખરો; પણ એને રજપૂતો 'સાળાકટારી' શા માટે કહેતા હશે? પોતાની ભેટમાં ભરાયેલી આ કટાર કોઈ સાળાએ બનેવીના પેટમાં ભરાવી દીધી હશે કે બનેવીએ સાળાનો એ રીતે અંત આણ્યો હશે? રામ જાણે. લડાયક જાતિમાં ઘર કરી ગયેલા આંતરિક વિદ્વેષે તો આકાશે જઈને જાહેરાત કરી દીધી.

આ રોહિણી નક્ષત્રને પાશ્ચાત્યો 'હાઈડ્સ' : Hyades કહે છે. આ હાઈડ્સ પાછળ પણ એક દંતકથા પડી છે.

## બહેનોનો ભ્રાતૃપ્રેમ

ધરતી પર આકાશ પડતું અટકાવવા પોતાના મસ્તક પર અહર્નિશ આકાશને ધરી રાખનાર દશ

દિગ્પાળ સમા એટલાસને ઘેર એક પછી એક પાંચ દીકરીઓ અવતરી, પણ એકેય પુત્ર નહિ. ઘણે વર્ષે પુત્ર આવ્યો. પાંચ બહેનો વચ્ચે એક ભાઈ તેથી ભાઈનાં ઘણાં માન. પાંચે બહેનો તેને જીવની પેઠે જાળવે. ભાઈ મોટો થયો. એક દિવસ બહેનો તેને લઈને વગડામાં શિકારે ગઈ; અને થોડીક ધ્યાનચૂક થતાં એક રીંછ ભાઈને ઉપાડી ગયું અને ખાઈ ગયું. બહેનોને આ વાતની ખબર પડતાં ભાઈના મૃત્યુશોકે ત્યાં ને ત્યાં મરી ગઈ. તેમનો આ ભ્રાતૃભાવ અમર કરવા માટે દેવોએ તેમને આકાશમાં આ હાયડ્સ : રોહિણી નક્ષત્રને સ્વરૂપે સ્થાન આપી દીધું છે.

આ રોહિણી નક્ષત્રના પ્રકાશિત યોગતારાને આરબ લોકો અલ–દ–બેરેન : Aldebaran કહે છે. અલ–દ–બેરેન એટલે સૌથી પહેલો સરદાર. તે પરથી જ પાશ્ચાત્યો એને લીડર : The Leader કહે છે. આ રોહિણીનો યોગતારો આપણે પરિચય કરી ગયા તેવા પારિજાત તારા જેવો દાનવ–તારો છે. લાલ રંગે આંખો ફાડતો જાણે એ પ્રકાશી રહ્યો છે. તે આપણાથી ૫૭ પ્રકાશવર્ષ દૂર છે.

આ રોહિણી નક્ષત્ર પણ એકદેહી તારકગુચ્છ છે એને તેના બધા તારાઓ એકસરખી ગતિથી આપણી પૃથ્વીથી દૂર દૂર જઈ રહ્યા છે. આ તારકગુચ્છમાં આપણે તો પાંચ અને વધારે નજર નોંધીએ તો દસ તારાની આસપાસ નીરખીએ છીએ; પણ તેની અંદર ૩૯ તારાઓ હોવાનું વૈજ્ઞાનિકો જણાવે છે. આમાંના ચૌદ તારા આપણી આંખને દેખાય તેટલા પાંચમા વર્ગમાં આવી જાય છે. બાકીના તારાઓ માત્ર સ્પેક્ટ્રોસ્કોપમાં વરતાય તેવા જોડિયા તારાઓ છે. આ બધા તારાઓ આપણી આંખે ભલે ન દેખાય, પણ તેઓ બધા આપણા સૂર્યથી વિશેષ પ્રકાશિત છે.

## રોહિણીના વિવિધ આકાર

આ રોહિણી નક્ષત્ર ઊગતું હોય છે ત્યારે તીરના ફળા જેવું લાગતું હોય છે. કલ્પનાને જો મૂકીએ તો ડાગલાની શંકુ આકારની ટોપી પણ એમાં દેખાઈ આવે. જ્યારે એ આથમવા આવે છે ત્યારે અફીણના બંધાણીને કસૂંબો ગાળવાની ગલતી જેવું દેખાય છે. ગલતીની નીચે નજર કરીએ તો કસૂંબાનું એકાદ બિંદુ પણ નીચે ટપકી પડેલું દેખાય. આકાશ – નિરીક્ષણ એ પણ એક નશો–કેફ છે ને? એના કેફમાં ઠેઠ આકાશ–ચોરામાં કલ્પનાએ રોહીણીની કસુંબા–ગલતી પણ ટિંગાડી દીધી!

આ રોહિણી નક્ષત્ર વિષે ભડલી–વાક્ય હવાલો આપે છે, કે :

### રોહ્ય દાઝી

જો રોહિણી નક્ષત્રમાં વરસાદ ન થાય અને એકલી વીજળી થાય તો ભયંકર દુષ્કાળ પડે.

એના વિષે બીજું ભડલી–વાક્ય છે, કે :

### રોહ્ય સુવાડી

સુવાડી એટલે ગાયભેંસનું ધન. કૃત્તિકા નક્ષત્રમાં વરસાદ વરસ્યા પછી રોહિણીમાં વરસાદ પડે તેમ જ વીજળી ચમકે તો એ વરસાદ ગાય–ભેંસની જેમ સમૃદ્ધિ–દાતા બને.

### રોહ્ય કુંડાળાં

કૃત્તિકા નક્ષત્ર વરસ્યા પછી જો રોહિણીમાં છાંટા સાથે વીજળી દેખાય, તો પાંચ ગામ સારાં પાકે અને પાંચ ગામ મોળાં પાકે.

### વૃષભનો આકાર

આ રોહિણીના યોગતારાને વૃષભની આંખ કલ્પવામાં આવે છે. આપણે કૃત્તિકા નક્ષત્રમાં પ્રવેશતાં વૃષભરાશિના પ્રદેશમાં આવી ગયા છીએ. આરબો રોહિણીના યોગતારાને વૃષભની આંખઃ બુલ્સ આઈઃ The Bull's Eye કહે છે, તે પરથી આપણે ત્યાં એ નામ આવ્યું લાગે છે; પણ રોહિણીના યોગતારાને વૃષભની આંખ કેવી રીતે કલ્પવી?

રોહિણીના ત્રિશંકુ આકારની અણી તે વૃષભનું મોઢું. ત્રિશંકુ આકારનો પહોળો ભાગ તે

વૃષભની આંખ પાસેનો ભાગ અને રોહિણી તે એની આંખ. 'વાટકીએ પાણી પીતા' જેને ઉપમા મળી છે તેવા કોઈ જાતવંત અશ્વ જેવું જ પાતળું મુખ આ વૃષભનું છે ને? આરબ લોકો આ જ તારાને વૃષભનું હૃદય પણ કહે છે. એ તો ઠીક, પણ તેઓ 'મહા ઊંટ' પણ નામ આપી દે છે, તે કેવી રીતે? રેતાળ રણ મધ્યે તેમને સફરો કરાવનાર એ પ્રાણીને અમર કરવા તો તેમણે આ નામ નહિ આપ્યું હોય?

વૃષભની આંખ તો મળી. એનાં શીંગડાં ક્યાં? રોહિણીના ત્રિશંકુ આકારના ડાબી બાજુના છેલ્લા તારાને ઈશાન તરફ લંબાવો એટલે એક તારો ચળકતો દેખાશે, એનું નામ અગ્નિ. મૃગશીર્ષ-રૂપી શંકર પાસે ભગવાન કાર્તિકેયનું વરદાન માગવા આવનાર અગ્નિ અહીં બેઠા છે કે શું? પાશ્ચાત્યો એને નાથ: Nath કહે છે. આ અગ્નિ તે વૃષભનું એક શીંગ અને તે જ રીતે રોહિણીના યોગતારાની ઈશાનમાં પણ એક બીજો ઝાંખો તારો દેખાય છે, તે બીજું શીંગ. બળદ પણ ભારે જબરો. રાજકોટના મ્યુઝિયમમાંના આલા ખાચરનાં બળદ જેવડાં જ લાંબા શીંગડાંવાળો. આવા જબરા બળદથી જ આ આકાશખેતરમાં ખેડાણ થઈ શકે ને?

## દેવનો પશુદેહ

આ બળદને અહીં શા માટે બેસાડવામાં આવ્યો છે? પાશ્ચાત્યો એના વિષે એક કથા કહે છે. રાજા એજેનોરને ઘેર એક દીકરી અવતરી. એનું નામ યુરોપા. યુરોપા તો રૂપરૂપનો અવતાર. એનાં રૂપ જોઈને તેના પર ભગવાન જ્યુપિટર મોહી ગયા. પણ યુરોપાને મેળવવી કેવી રીતે?

એક દિવસ યુરોપા તેના ત્રણ ભાઈઓ સાથે વનવિહાર કરવા ગઈ, બેઠી બેઠી તે ફૂલની માળાઓ ગૂંથતી રમે છે ત્યાં એક શુભ્રવર્ણો બળદ આવ્યો, શાં એનાં સફેદ રૂપ! આ બળદ બીજો કોઈ ન હતો, પણ જ્યુપિટરે ધારણ કરેલ સ્વરૂપ હતું. યુરોપાએ ફૂલ ખવરાવ્યાં, ફૂલની માળા પહેરાવી ત્યાં તો બળદ હળવે હળવે માથું ડોલાવતો પાસે બેસી ગયો.

યુરોપા તેના પર સવાર થઈ ગઈ અને બળદ ચાલતો થયો. હળવે હળવે ડોલતો તે પાસેના સમુદ્ર પાસે પહોંચ્યો અને તેમાં પડીને તરતો ઝપાટાબંધ ભાગવા લાગ્યો. યુરોપાને હવે બીક લાગી અને તેના ભાઈઓને બૂમ મારી, પણ બળદ તો તેને ઉપાડીને સામે પાર ચાલ્યો ગયો.

માનવસ્ત્રી પર મોહિત થઈ જનાર મહાન દેવને આવો પશુદેહ ધારણ કરવા સુધી નીચે ઊતરેલા જોઈને દેવોએ એ બળદને આકાશમાં સ્થાન આપ્યું. આ વૃષભનું પાશ્ચાત્ય નામ તૌરસ: Taurus અથવા બુલ: The Bull.

પોતાની બહેનને ન સાચવી શકવા માટે મોટા કેડમસને રાજા એજનોરે દેશવટો આપ્યો. દેશવટામાં તેણે અનેક પરાક્રમો કરીને થીબ્ઝ નગરી વસાવી, જે પાછળથી ઈતિહાસમાં ખૂબ પ્રસિદ્ધ થઈ.

આ વૃષભ રાશિમાં ઈ. સ. પૂર્વે ૧૭૦૦ સુધી ઈજીપ્તમાં વસંતસંપાત થતો. થીબ્ઝ નગરીની ખોદી કાઢેલી મહાન કબરોની દીવાલો પર પણ પ્રથમ રાશિ તરીકે વૃષભને દેખાડતાં ચિત્રો મળી આવે છે. ઈજિપ્તના એપીસ જાતના બળદને તો આ વૃષભ રાશિનું પ્રતીક માની ને પૂજવામાં આવતો.

પણ આપણે અહીં વૃષભને કેવી રીતે બેસાડ્યો? ¾ કૃત્તિકા + ૧ રોહિણી + ½ મૃગશીર્ષ નક્ષત્ર મળતાં વૃષભ રાશિ થાય. મૃગશીર્ષ નક્ષત્રનો તો આપણે પરિચય સૌથી પ્રથમ કરી ગયા છીએ.

## એકલિયા રંગમાંથી ચિત્રો

આપણે પૂર્વમાં ઠેઠ મૃગશીર્ષ સુધી આવી પહોંચ્યા. એ તો આપણી જાણીતી ભૂમિ. ચાલો કોઈ અજાણી ભૂમિના નિરીક્ષણ માટે જરા ઉત્તર તરફ આંટો મારી આવીએ.

આપણા જાણીતા વૃષભનાં શીંગડાં—સ્વરૂપ અગ્નિના તારાથી ઈશાનમાં આંખોને આંજી દેતો એક તારો દેખાય છે. આટલા આકાશમાં એટલો બધો પ્રકાશિત કોઈ તારો નથી. એનું નામ બ્રહ્મહૃદય. ઉત્તર ધ્રુવ અને મૃગશીર્ષના બરાબર વચ્ચે આ તારો બેઠો છે. એની નીચે પૂર્વ તરફ બીજા વર્ગનો તારો દેખાય છે એ 'ગાલવ.' ગુરુ વિશ્વામિત્રની ગુરુદક્ષિણા પૂરી કરવા માટે મૃત્યુને બોલાવનાર શિષ્ય ગાલવ તે આ જ. એની જમણી તરફ સહેજ ઝાંખો પ્રકાશનો તારો તે પ્રજાપતિ, પોતાની ૩૩ કન્યાઓને સોમ—ચંદ્રને પરણાવનાર પ્રજાપતિ તે આ પોતે જ કે? અહીં શું રોહિણીને તેના પર સોમચંદ્ર પક્ષપાત રાખે છે તે વિષે કાંઈ કહેવા આવ્યા છે કે શું?

આ બ્રહ્મહૃદય, ગાલવ, પ્રજાપતિ અને અગ્નિ – એટલા બ્રહ્મમંડળના તારાઓને મર્યાદારેખા બનાવતાં વચમાં એકાદ એકાદ તારા પુરાઈને પંચકોણનો ઘાટ બની જાય છે. બેઠા ઘાટની ફૂલદાની જ જોઈ લો. આ બ્રહ્મહૃદય પાસે થોડા તારાની ઢગલી પડી છે. જાણે ફૂલદાનીમાં એક બાજુ સફેદ ફૂલોનો નાનો ગજરો મૂક્યો છે. સફેદ તારા, એમાંથી બન્યો સફેદ ગજરો અને સફેદ ફૂલદાની. એક જ રંગમાંથી ઊભાં થયેલાં કેવાં રૂડાં દૃશ્ય ને ચિત્ર? છે આપણી તાકાત એવાં એકલિયા રંગમાંથી ભાતભાતનાં ચિત્રો ઊભાં કરવાની?

## ભગવાન બુદ્ધ અને બકરાં

આ બ્રહ્મહૃદયને પ્રાશ્ચાત્યો કેપેલ્લા Capella કહે છે કેપેલ્લા એટલે બકરી. બકરી અહીં બેઠી છે, ત્યારે એનાં બચ્ચાં લાવરાં પણ આટલામાં જ હોવાં જોઈએ ને? આપણે જેને ફૂલદાનીનો ગજરો કહ્યો તે બે તારા આ બકરીનાં બચ્ચાં. પ્રાશ્ચાત્યો એને લાવરાં: હાએડી: Haedi અથવા કિડઝ: The kids કહે છે.

આપણા બ્રહ્મમંડળના સભ્યસ્વરૂપ આ કેપેલ્લાને અને હાએડીને તો ઓરીગા: Auriga નામના એક તારામંડળના સભ્યો તરીકે પ્રાશ્ચાત્યો ગણે છે. ઓરીગા એટલે સારથી:-ચેરીઓટીઅર: The Charioteer. આથી આપણે ત્યાં એનું બીજું નામ 'રથીમંડળ' પણ પાડવામાં આવ્યું છે. કલ્પના એવી છે કે યુવાન માણસ આકાશગંગાને કાંઠે પોતાને એક ખભે બકરી અને બીજે ખભે તેનાં બે લાવરાં લઈને ઊભો છે. શા માટે? ખબર નથી. આપણી કલ્પના તો જરૂર કહી જાય કે મૈત્રિ, કરુણા, મુદિતા અને ઉપેક્ષા એવા ચાર મુખથી બ્રહ્માએ જેના હૃદયને જાગ્રત કર્યું હતું તેવા ભગવાન બોધિસત્ત્વ-બુદ્ધ ભગવાને પેલા રાજાના યજ્ઞમાં હજારો ઘેટાં—બકરાંની હારમાળા ચાલી જતી હતી, તેમાંથી બે—ત્રણ લથડતા બકરાંને ખભે ઉપાડી લીધેલાં અને રાજ્યમાં જઈને અહિંસાનો ઉપદેશ કરી રાજાનું હૃદયપરિવર્તન કરેલું તેની યાદમાં તો આ બકરી અને બચ્ચાં અહીં બેસાડવામાં નહિ આવ્યાં હોય?

આ બ્રહ્મહૃદય ઉત્તરાકાશમાં અભિજિતથી બીજે નંબરે અને આખા આકાશમાં પાંચમે નંબરે પ્રકાશે છે. આ બ્રહ્મહૃદય પણ એક જોડિયો તારો છે. આપણાથી તે બરાબર પ્રકાશવર્ષને અંતરે તે બેઠો છે. એના જોડીદાર તારા સૂર્યથી ૧૦૫ અને ૮૦ ગણો અનુક્રમે પ્રકાશ આપે છે અને એકબીજા આસપાસ ૧૦૪ દિવસમાં એક આંટો મારી લે છે. આ બંને તારા પીળા રંગના દાનવ—તારા છે.

ઉત્તર ધ્રુવથી બ્રહ્મહૃદયની દક્ષિણે લીટી દોરતાં એક બીજો તારો આવે છે. તે પણ એક જોડિયો તારો છે. એ બન્ને તારાઓ આપણા સૂર્યથી ૫૦ ગણા પ્રકાશથી એક સરખા પ્રકાશે છે. તેઓ એકબીજાની આસપાસ ચાર દિવસમાં ચક્ર મારી રહે છે. એકબીજાની આસપાસ ફરતાં તેઓનો પ્રકાશ નાનો—મોટો થયા કરે છે. આ તારા આપણાથી ૧૦૦ પ્રકાશવર્ષ દૂર છે.

## આસમાને અડેલો લોભ!

આ બ્રહ્મમંડળના તારાગણોને નીરખવા આવતાં આપણે આકાશગંગાને કાંઠે આવી ગયા. આકાશગંગાએ તો આજે જાણે આખું આકાશ સર

[અનુ. પૃ. ૬૫૫

# ટાઢિયો તાવ—મેલેરીઆ : વિષમજ્વર

[ગયા અંકથી પૂરું]

બાલકૃષ્ણ વૈદ્ય

**પ્રત્યનીક બળો—**

આયુર્વેદમાં રોગનો પ્રતિકાર કરનારાં બળોને પ્રત્યનીક બળો કહે છે. એ બળો ચાર છે. દુષ્યો—ધાતુઓ, કાલ, દોષપ્રકૃતિ અને મન. તેઓ સંયુક્ત પણે કામ કરે તો શરીરમાં રોગને આવવા જ ન દે. અને આવે તો તરત ધકેલી દે. શરીરમાં રહેલ પ્રાણજીવન શક્તિ એક અને અખંડ છે, પરંતુ શરીર સપ્તધાતુક કહેવાય છે. રસ, રક્ત, માંસ, મેદ, અસ્થિ, મજ્જા અને શુક્ર એ સાત ધાતુઓનું શરીર બનેલું છે પ્રત્યેક ધાતુનું નિયંત્રણ કરનારી કલા હોય છે. એક ધાતુ અને બીજા ધાતુ વચ્ચે એ રહેલી હોય છે એથી એને ધાત્વન્તર કલા કહે છે. એ ધાતુના સ્થાયી અંશનું પોષણ અને સંવર્ધન કરે છે. અને ધાતુના વહેતા અંશને નવા ધાતુમાં પરિવર્તિત કરે છે. દરેક ધાતુનું પોતાનું ઓજ હોય છે. તે ધાતુની અંદરનાં અને બહારનાં આક્રમણથી રક્ષા કરે છે.

સર્પનું વિષ જ્યારે[૨૦] માણસના શરીરમાં ડંખ વાટે દાખલ થાય છે ત્યારે તેની શરીરમાં ઉત્તરોત્તર ગતિ આ કલાઓ દ્વારા થાય છે. પ્રત્યેક ધાતુમાં રહેલું ઓજ વિષથી ધાતુનું રક્ષણ કરે છે. પ્રત્યેક કલા ઓજ વડે વિષનો પ્રતિકાર કરે છે. વિષ ઓજ કરતાં વધારે બલવાન નીવડે તો જ વિષ એ ધાતુમાં પ્રવેશી શકે છે અને આગળના ધાતુમાં ગતિ કરી શકે છે.

વિષમજ્વર ઉત્પન્ન કરનારો વિષમ દોષ મેલક પણ એક પ્રકારનું વિષ છે. વાગ્ભટ્ટે એને 'દોષ વિષ' નામ આપ્યું છે. જે ધાતુ બળવાન હોય તે પોતાની કલામાં વિષને આવવા નહિ દે. હઠાત્—બળપૂર્વક આવી જાય તો એને ટકવા નહિ દે. વિષમજ્વરના વેગ વખતે આખા શરીરમાં ફેલાયેલો દોષ સમસ્ત ધાતુઓમાં પહોંચે છે. પરંતુ વેગ શમતાં દોષ પાછો એના સ્થાને આવી જાય છે. સબળ ધાતુઓ એને વચ્ચે ટકવા દેતા નથી. પણ નબળા ધાતુમાં અવશેષ દોષ રહી જાય છે. બીજા સબળ ધાતુઓ એ દોષને ત્યાંથી આગળ વધતો જેમ રોકે છે એમ પાછો આવતો પણ રોકે છે. દોષને જ્યારે ઋતુ વગેરેની અનુકૂળતાનું બળ મળે, ત્યારે જ સબળ ધાતુઓમાં થઈને એ ગતિ કરી શકે છે. ધાતુઓની કલાઓમાં રહેલાં ઓજનાં બળાબળની વિષમતાને કારણે વિષમજ્વરના રોજિયો, એકાંતરિયો, તરિયો, ચોથિયો વગેરે પ્રકારો ઊભા થાય છે. વિષમજ્વરનું દોષબીજ જે જે ધાતુમાં રહે છે ત્યાં કેવા વિકારો કરે છે તેનું વર્ણન અહીં લખ્યું નથી પણ વાંચવા જેવું છે જ.

બીજું પ્રત્યનીક બળ ઋતુ છે. ઋતુઓ પોત પોતાના સ્વભાવ મુજબ દોષોનું બળ[૨૨] વધારે ઘટાડે છે. જેમકે વર્ષા ઋતુમાં પિત્ત એકઠું થાય છે, શરદમાં પ્રકોપે છે અને હેમંતમાં શાંત થાય છે. હેમંતમાં કફ વધે છે, વસંતમાં પ્રકોપે છે અને ગ્રીષ્મમાં શાંત થાય છે. ગ્રીષ્મમાં વાયુ વધે છે. વર્ષાના આરંભમાં પ્રકોપ પામે છે. વર્ષા જામે એટલે વાયુ શાંત થાય છે પણ પિત્ત એકઠું થાય છે. એવી જ રીતે દિવસમાં સવારે કફ, બપોરે પિત્ત અને સાંજે વાયુનું બળ વધે છે. રાત્રિના આરંભમાં કફ, મધરાતે પિત્ત અને પાછલી રાત્રે વાયુ વધે છે. દોષનો પ્રકોપ—તાવનો સમય આ સમયોને અનુસરે છે. વિરૂદ્ધ સમયે દોષનાં બળને વધવા દેતો નથી. એથી તાવ આવી શકતો નથી.

**નવી સમસ્યા**

આમાં સુશ્રુતે એક નવી સમસ્યા ઊભી કરી છે. એમણે વિષમ જ્વરના પ્રકારોનું કારણ વિવિધ ધાતુઓની કલાઓને બદલે કફ સ્થાનોને[૨૧] ગણેલ છે. વિષમ જ્વરનો વેગ શમે ત્યારે અવશેષ દોષો

કફ સ્થાનોમાંથી કોઈ એક સ્થાનમાં રોકાઇ જાય છે. આમાશય, હૃદય (ઉર), કંઠ, શિર અને સાંધાઓ .આ પાંચ કફ સ્થાનો સૌથી પહેલાં સુશ્રુતે જ વર્ણવેલાં છે. દોષો આમાશયમાં આવીને વિષમજ્વરનો વેગ ઊભો કરે છે, વેગ જ્યારે શમી જાય છે ત્યારે દોષો પોતપોતાના સ્થાને પાછા આવી જાય છે પરંતુ એમાંથી અવશેષ દોષ કોઇ એક નબળાં કફ સ્થાનનો આશ્રય કરીને ત્યાં રોકાઈ જાય છે. અને એ કફ સ્થાન આમાશયથી જેટલું દૂર હોય તેટલા દિવસો તાવનો ફરીથી વેગ આવવાં લાગે છે, જેમકે આમાશયમાં રહેલો દોષ રોજ તાવ લાવે છે. હૃદયમાં રહેલો દોષ એક દિવસ પછી આમાશયમાં આવે છે. એટલે એકાંતરો તાવ આવે છે. કંઠમાં રહેલો દોષ પહેલે દિવસે હૃદયમાં અને બીજે દિવસે આમાશયમાં આવીને તાવ કરે છે, એથી તરિયો તાવ થાય છે. શિરમાં રહેલો દોષ આ ક્રમે ચોથિયો તાવ કહે છે, સાંધાઓ તો સમસ્ત શરીરમાં છે, એટલે સાંધઓમાં રહેલો દોષ સતત મંદ સ્વરૂપે રહેતો પિત્ત અને કફપ્રધાન પ્રલેપક નામનો તાવ અથવા વાત અને કફપ્રધાન વાત બલાસક તાવ કહે છે.

ચરક અને સુશ્રુત બન્ને આયુર્વેદના સમર્થ-સંહિતાકારો છે. ઉત્તમ નિષ્ણાતો છે. તેઓ પરસ્પર વિરોધી વાત કહે એમ માની ન શકાય. પરંતુ એક જ તથ્યનું એક પાસું ચરકે રજૂ કર્યું છે. બીજું પાસું સુશ્રુતે રજૂ કર્યું છે. સુશ્રુત પૃથુ દર્શી – જાડું મોટું જોનારા ગણાયા છે. ધાતુઓના સૂક્ષ્મસ્રોતોને બદલે એમણે સ્થૂળ કફસ્થાનો લીધા છે. ચરકે બતાવેલાં સુશ્રુતની રજૂઆતનું જે રહસ્ય મને લાગ્યું છે તે નીચે પ્રમાણે છે.

સર્પના ડંખ મારફત શરીરમાં પ્રવેશેલાં વિષ કરતાં મુખ વાટે પ્રવેશેલાં વિષની ગતિમાં થોડો ફેર પડે છે. વિષ ઝડપી – આશુકારી છે જ. મુખમાંથી પેટમાં પહોંચતાં સુધીમાં જ કેટલુંક વિષ તો ઝડપભેર રક્તમાં ભળી જતું હોય છે.

વિષ જ્યારે આમાયશમાં પહોંચે ત્યારે માંસ દ્વારા કલામાં પહોંચતું આયુર્વેદે માન્યું છે. અર્થા આમાશયમાં પહોંચે ત્યારે મેદ ધાતુની કલામાં પહોંચતું માન્યું છે. જ્યારે આંતરડામાં પહોચે ત્યારે અસ્થિધાતુની કલામાં પહોંચતું માન્યું છે, અને ગ્રહણીમાં પહોંચે ત્યારે મજ્જા ધાતુની કલામાં પહોંચતું માન્યું છે. આયુર્વેદની સંહિતાઓએ આ તુલના સ્વીકારી છે.

શુદ્ધ કફને આયુર્વેદે ઓજ માનેલ છે. વિષમ-જ્વર કરનારા દોષમેલકને દોષવિષ નામ આપ્યું છે. અને ઓજ વિષનું વિરોધી છે. . એથી જેમ ચરકે દોષવિષની ગતિનો પ્રતિકાર કરનારૂં પ્રત્યનીક બલ ધાત્વન્તર કલાઓમાં જોયું છે તેમ સુશ્રુતે એ બળ કફ સ્થાનોમાં જોયું છે. બન્નેનું પ્રયોજન ઓજ દ્વારા દોષવિષનો પ્રતિકાર કેવી રીતે થાય છે તે બતાવવાનું છે.

ચરકમાં એક વિશેષ યુક્તિ પણ વપરાઈ છે. વિષમજ્વરના પ્રત્યેક પ્રકાર સાથે નિયત સ્થાનમાં વેદના પણ હોય છે. ચરકે એ વેદનાને અને એનાં સ્થાનને પણ મહત્ત્વ આપ્યું છે. વિષમજ્વરનો પ્રબળ વેગ ઊભો કરનારો મુખ્ય દોષ વાયુ છે. અને વાયુનું વહન કરનારાં સ્રોતોનાં કેન્દ્રો કરોડરજ્જુમાં છે એમ યોગ શાસ્ત્ર કહે છે. ન વેદના વિના વાતમ્ વાયુ વિના વેદના હોતી નથી. આ વેદનાસ્થાનો શિર, કંઠ પાછળની ત્રિક, પીઠ આ ત્રણ છે. ઉપરાંત જંઘા (સાથળ) અને સાંધાઓ પણ છે.

વિષનું વેગાંતર પણ કલાઓમાં વાયુ દ્વારા થાય છે તેથી વાયુ દ્વારા કઠાત્ ફેંકાતું દોષવિષ શરીરમાં જ્વર કરે છે ત્યારે વાયુ સૌથી વધારે લઘુ–હલકો હોવાથી દોષોને ઉછાળીને જેમ બધા ધાતુઓમાં ફેલાવે છે તેમ પીઠથી માંડીને મસ્તક સુધી પણ પહોંચાડે છે. આ વાયુ કેન્દ્રો તેની સમક્ષ રહેલા કફસ્થાનોનું પણ નિયંત્રણ કરતાં હોય એમ લાગે છે. અને એ કેન્દ્રોમાં જે જે દોષો બળવાન હોય છે તે જોતાં એને જુદી જુદી ધાત્વન્તર કલાઓ સાથે પણ સંબંધ છે એમ સમજાય છે. માંસ અને મેદ કફપ્રધાન ધાતુઓ છે. પીઠમાં કફ અને વાયુ. તેમજ ત્રિકમાં કફ અને પિત્ત વધારે હોય છે. અસ્થિ

અને મજ્જામાં અનુક્રમે વાયુ અને પિત્ત બળવાન હોય છે. એથી મસ્તકમાં પીડા થાય છે. અસ્થિમાં રહેલો વાયુ કફ સાથે ભળે છે ત્યારે જંઘા–સાથળને પકડે છે અને ત્યાં પીડા કરે છે સુશ્રુતે જ કહ્યું છે કે ધાત્વન્તર કલાઓમાં રહેલ દોષો સૂક્ષ્મતાને લીધે પકડી શકાતા નથી પરંતુ તે ભલે ક્ષીણ હોય પણ અગ્નિના કણ જેવો હોય છે અને બળ મળતાં મોટી આગ ઊભી કરી દે છે એ બતાવે છે કે સુશ્રુત ચરકથી વિરુદ્ધ વાત કરતા નથી પરંતુ એની અન્ય દૃષ્ટિથી પૂર્તિ કરે છે.

ત્રીજું પ્રત્યનીક બળ દોષપ્રકૃતિ છે. માણસની પ્રકૃતિ સ્વભાવ પૂર્વજન્મના કર્મો અનુસાર બંધાય છે. એની સાથે માતા પિતાનો વારસો અને સગર્ભાવસ્થામાં માતાએ લીધેલા ખોરાક અને જન્મ પછી મળેલા પોષણ અનુસાર માણસની દેહપ્રકૃતિ બંધાય છે. એમાં જે દોષ બળવાન હોય તે પ્રમાણે એની દોષપ્રકૃતિ બંધાય છે. પ્રકૃતિનો જે દોષ મુખ્ય હોય એવો જ દોષ કરનારી ઋતુ હોય, અથવા એવો દેશ હોય, એવાં ખાન પાન અને રહેણી કરણી હોય તો એ દોષનું બળ વધે છે અને રોગ પણ બળવાન થાય છે. પરંતુ દોષપ્રકૃતિથી વિરુદ્ધના દેશ, કાળ કે આહાર વિહાર એને બહુ નડી શકતા નથી.

એવી જ રીતે દોષપ્રકૃતિમાં જે દોષ બળવાન હોય એ દોષના સજાતીય ધાતુ પણ દોષવૃદ્ધિને ઢાળરૂપ બને છે. રસ, માંસ, મેદ, મજ્જા ધાતુઓ કફપ્રધાન છે. રક્ત અને અમુક અંશે મજ્જા પિત્તપ્રધાન છે. અસ્થિઓ વાયુપ્રધાન છે. પ્રકૃતિના દોષો સજાતીય ધાતુમાં તરત આશ્રય મેળવીને 'બળવાન બની શકે છે. વિરોધી ધાતુ એ દોષનો પ્રતિકાર કરે છે.

રોગ કરનાર દોષ અને પ્રકૃતિમાં રહેલો દોષ બન્ને સમાન ગુણવાળા હોય તો રોગ જલદી થાય છે. છતાં એ મટાડવાનું સુગમ બને છે. કેમકે દોષ વિરોધી ચિકિત્સા પ્રકૃતિમાં રહેલા દોષને અવળી ન પડતાં સવળી પડે છે. ચોથું પ્રત્યનીક બળ ચિત્ત મન છે. જેનું ચિત્ત ક્ષુબ્ધ હોય એના પ્રાણ પણ ક્ષુભિત રહે છે અને દોષો પણ ક્ષુભિત રહે છે. સુશ્રુત એથી જ કહે છે કે જેમાં દોષો ધાતુઓ સાથે અત્યંત વળગેલા[૨૩] હોય, અથવા જેને કોઈ અભિઘાત–આઘાત લાગ્યો હોય અથવા જેનું ચિત્ત કામ, ક્રોધ કે કોઈ ચિંતાથી ક્ષુભિત થઈને તાવ આવ્યો હોય એ વિષમજ્વરનું રૂપ લઈ લે છે. સત્ત્વગુણી-મન શાંત અને પ્રસન્ન હોય છે, એથી એને જલદી રોગ થતો નથી, અને થાય તો પણ જલદી મટી જાય છે. તમોગુણપ્રધાન મન વિષાદ વાળું હોય છે અને વિષાદને રોગ વધારનારો માન્યો જ છે. એના ધાતુઓ પણ એવા નિર્બળ હોય છે કે તે રોગનું ઘર બની રહે. સાત્ત્વિક મન ધાતુઓને પણ સ્વસ્થ અને નિર્મળ રાખે છે. આવું મન રોગનો પ્રતિકાર કરી શકે છે. કરુણાભીનું મન જ્વરનો નાશ કરે છે એમ વાગ્ભટે કહ્યું છે.

વિષમજ્વરમાં તોફાની બનેલા વાયુઓએ પહેલો ધક્કો ઓજને આપ્યો હોય છે. મન પણ ઓજને આશ્રયે રહે છે એટલે વિષમજ્વર વાળતાં મન, ધાતુઓ, દોષપ્રકૃતિ એ બધા પ્રત્યનીકો એટલાં બળવાન હોતાં નથી કે એની મેળે રોગને દૂર કરી શકે. મનને માન્તા, દોરા, ધાગા, મંત્ર વગેરેનો આધાર આપીને બળવાન કરી શકાય છે. એથી તાવના વેગને એ રોકી શકે છે પણ તાવ મૂળમાંથી મટતો નથી. એથી રોગના મૂળને દૂર કરવુ જરૂરી છે. બધાં પ્રત્યનીકો એવાં બળવાન બનાવી લેવાં જોઈએ જેથી ગમે તેવો બળવાન જ્વર પણ ધાતુઓમાં જઈ ન શકે. અને જાય તો ત્યાં રોકાઈને વિષમજ્વરનો કોઈ પ્રકાર ઊભો ન કરે.

## ચિકિત્સાસૂત્ર

આયુર્વેદે રોગ અંગે જે કંઈ ચર્ચા કરી છે તે એની ચિકિત્સાની સફળતાના હેતુથી જ કરી છે. દોષ, દૂષ્ય, કાળ, મન, વ્યાધિનો સ્વભાવ, વ્યાધિનાં કારણો અને લક્ષણો, વ્યાધિ ઉત્પન્ન થવાની પ્રક્રિયા એ બધુ બરાબર સમજીને ઉપચાર કરવામાં આવે તો ચિકિત્સા સફળ બને જ છે.

જે દોષોમાં વિકૃતિ આવી અને એ દોષોના

વિષમમેલક થયો એમાં વધારો કરે એવો કોઈ પણ આહાર કે વિહાર છોડવો જ જોઈએ. નિદાન પરિવર્તન કારણ છોડવું જ જોઈએ. આ ચિકિત્સાનું સૂત્ર છે. વિષમજ્વરનું મુખ્ય કારણ વાયુનો વિષમવેગ છે. વાયુને વધારે અને કોપાવે એવા પ્રત્યેક આહાર વિહાર છોડવા જોઈએ. શરીરમાં સંચિત થયેલા દોષો અને મળો પણ વાયુને ઉત્તેજે છે પરંતુ જ્યાં[૨૪] સુધી દોષો આમ – અપક્વ હોય ત્યાં સુધી એને બહાર કાઢવાનો કે એને શમાવી દેવાનો પ્રયોગ ક્યારેય ન કરવો. નહિતર એમાંથી પણ વિષમ જ્વર થશે લંઘન દ્વારા એનું પાચન કરવું જ પડે છે.

એ માટે સંચિત દોષો 'આમ'[૨૫] હોય તો ઔષધોથી પણ એનું પાચન કરવું જોઈએ. જઠરાગ્નિને જગાડવો જોઈએ. દીપન પાચન કરનારાં ઔષધો સૂંઠ, પીપર, ચવક, ચિત્રક વગેરે છે. પીપર મેળવીને દશમૂળ કવાથ પીવાય છે. જરૂરી પ્રમાણમાં લંઘન કરવું જોઈએ.

દોષોનું પાચન થાય, અગ્નિ જાગે, ભૂખ લાગવા માટે એટલે પેટ સાફ કરવા માટે હરડે મધ સાથે, અથવા ઘી, તેલ અને મધ સાથે આપવી. ત્રિફળાંનું ચૂર્ણ ગોળ સાથે ખાવું અથવા અવિપત્તિકર ચૂર્ણ અથવા શિવાક્ષારપાચનચૂર્ણ આપવું. એથી વાયુ છૂટશે. ઝાડો સાફ આવી જશે. એથી મસ્તક હળવું થઈ જશે.

જ્વરનાશક ઔષધોમાં પાંચ ઔષધો મુખ્ય છે. ઈંદ્રજવ, પટોળનાં પાન, શેકેલાં કડુનું ચૂર્ણ, હરડેનું ચૂર્ણ અને જેઠીમધનું ચૂર્ણ. આ પાંચમાંથી કોઈ પણ ત્રણ, ચાર કે પાંચેય ઔષધો દોષો, જઠરાગ્નિ અને મળોના સંચય અનુસાર ઉપયોગમાં લેવાં. ઉકાળો કરીને લેવાય અથવા સંયુક્ત કરીને ચૂર્ણ રૂપે પાણી સાથે લેવાય. ઈંદ્રજવ, પટોળ અને જેઠીમધ પિત્તને મટાડનારાં છે અને પાચક છે. શેકેલું કડુ પિત્તને બહાર કાઢી નાખનારું અને ઝાડો સાફ લાવનારું છે. હરડે વાયુ અને મળનું અનુલોમન કરનારી છે. પિત્તથી બહુ દાહ થતો હોય તો ગળો, લીંબડાની અંતરછાલ અને આંમળાંનો ઉકાળો પીવો. 'આમ' વધારે હોય, ઝાડામાં ચિકાશ હોય અને તાવ હોય તો પીપર, પીપરી મૂળ, અને ચવક અને અજમાથી પકાવેલી પાતળી રાબ આપવી. એથી વાયુનું શમન થશે. પરસેવો પણ વળશે અને આમનું પાચન થશે.

વાચકને નવાઈ લાગશે કે પંચગવ્ય – ગાયનાં મળ, મૂત્ર, દૂધ, દહીં અને ઘી એકઠાં કરી પકાવી લેવાથી થયેલું ઘી વિષમજ્વર માટે અકસીર છે. કપિલા (કાળી) ગાયનું પંચગવ્ય વધારે ગુણકારી છે. આવી રીતે બકરી અને ઘેટીનાં પણ પાંચેક દ્રવ્યો વપરાયાં છે. ઉંટડીનો મળ બાદ કરીને બાકીના ચાર લેવાય છે, પાચક ઔષધોથી પકાવેલું દૂધ આ તાવમાં ગુણ કરે છે. વિષમ જ્વરમાં રૂક્ષતા વધે ત્યારે ઘીનું સેવન પણ લાભ કરે છે.

ચિકિત્સા :

ચરક સંહિતાએ પંદર ઔષધોની યાદિ આપી છે. વિષમજ્વરના બધા પ્રકારોની દવા એમાં આવી જાય છે. એમાં ઈંદ્રજવ, પટોળ, શેકેલું કડુ, નાગરમોથ, અનંત મૂળ, કાળી પાટનું મૂળ, લીંબડાની અંતરછાલ, હરડે, બહેડાં, આંબળાં, દ્રાક્ષ, કરિયાતું, ગળો, રતાંજલિ અને સૂંઠ, બધા લોકોમાં ખુબ જાણીતાં ઔષધો છે. તાવના રોજિયો, એકાંતરિયો, તરિયો, ચોથિયો દરેક પ્રકાર, દોષોનાં બળાબળ, મળનો સંચય, દેશ, કાળ વગેરે જોઈને આ પંદરમાંથી ઔષધો પસંદ કરી લઇ શકાય. જેમકે સતત જ્વરમાં ઈંદ્રજવ, પટોળ અને કડુ; સતત જ્વરમાં પટોળ, નાગરમોથ, અનંતમૂળ, કડુ અને કાળીપાર; એકાંતરા તાવમાં લીંબડાની અંતરછાલ, પટોળ, ત્રિફળાં, દ્રાક્ષ, નાગરમોથ અને ઈંદ્રજવ; તરિયા તાવ ઉપર કરીઆતું, ગળો, રતાંજલિ અને સૂંઠ, આ ઔષધોનો ઉકાળો કરીને લેવાય. અથવા ચૂર્ણ કરીને નવશેકા પાણી સાથે લેવાય. ઠંડાં પાણી સાથે પણ લઈ શકાય. ચોથિયા તાવમાં ગળો, આંબળાં અને નાગરમોથનો ઉકાળો અથવા ચૂર્ણ સાથે લેવાનું રહે છે. જામનગરમા આયુર્વેદ યુનિવર્સિટીના કાર્યચિકિત્સા વિભાગના અધ્યક્ષ અને પોસ્ટ ગ્રેજ્યુએટ

વિભાગના ડીન જાણીતા ચિકિત્સક શ્રી ચંદ્રકાંતભાઈ શુક્લની દેખરેખ નીચે લગભગ સો દરદીઓ ઉપર આ પંદરેય ઔષધો ભેગાં કરીને એનું ચૂર્ણ ગરમ પાણી સાથે આપવાનો પ્રયોગ થયો છે અને બધા પ્રકારના વિષમજ્વરોમાં સફળતા મળી છે.

દોષાનુસાર પણ આ ઔષધોનો ઉપયોગ સૂચવાયો છે. પીપરીમૂળ, ગળો, સૂંઠ અથવા લઘુ પંચમૂળ અથવા ગળો, મોથ અને ધમાસો ચૂર્ણ અથવા કવાથ રૂપે વાયુપ્રધાન જ્વરમાં આપી શકાય છે. ઈંદ્રજવ, કડુ, મોથ, ખડસલીઓ, ધમાસો અને કરીઆતાનું ચૂર્ણ અથવા એનો ઉકાળો પિત્તપ્રધાન જ્વરમાં સૂચવાયો છે. અરડુસી, આદુ, અને મોથ ધમાસાનો ઉકાળો અથવા એનું ચૂર્ણ કફ પ્રધાન તાવમાં ઉપયોગી બને છે.

આ ઉપરાંત અતિવિષની કળી, શેકેલાં કાંકચાંના બીજ, કાંકચનાં પાન, કરંજનાં બીજ, કડવી નઇ, કાળીજીરી, ભોંયઆંબળી, કલુંભો, જવાસો, ત્રાયમાણુ, નગોડનાં પાન, સાતીન (સપ્તપર્ણ), કાલમેઘ વગેરે ઔષધો વિષમજ્વરને મૂળમાંથી કાઢનામાં બહુ ઉપયોગી છે. ક્યારેક વિષમજ્વરમાં દોષો ધાતુઓ સાથે એટલા બધા વળગેલા હોય છે કે કેમેય છૂટકો કરતા નથી. ઔષધોની અસર ધાતુઓ સુધી પહોંચાડે અને દોષો તેમજ જંતુઓ બન્ને દૂર કરે એવાં કેટલાંક ઔષધો એવા વિષમજ્વરમાં બહુ ઉપયોગી થઈ પડે છે. મેલેરીઆનો એક દરદી ક્રમે ક્રમે ૨૫૦ ગ્રેન જેટલું કિવનાઈન ખાઇ ગયેલો પણ મેલેરીઆમાંથી તે સાવ મુક્ત થઈ શક્યો ન હતો. એને ત્રિભુવનકીર્તિરસની એક ગોળી આપી. અર્ધા કલાક પછી એક ગ્રેન કિવનાઈન આપ્યું. તાવનો વારો ખાલી ગયો. ચાર પાંચ દિવસ દવા ચાલુ રાખી એ ભાઇ મેલેરીઆમાંથી મુક્ત થઈ ગયા.

ત્રિભુવનકીર્તિરસ તુલસીનાં પાન સાથે લેવાથી મેલેરીઆ અને કફ મટાડે છે ઝંડુ ફાર્મસીએ ત્રિભુવનકીર્તિરસ સાથે સુદર્શન અને તુલસી ભેળવીને ત્રિશુન નામનો એક યોગ બનાવ્યો છે તે અસરકારક નીવડયો છે. લક્ષ્મીનારાયણરસ નાનાં બાળકોને પણ આપી શકાય છે. એ તાવ મટાડે છે. સાથે તાણ અને આંચકી પણ મટાડે છે. કેમેય ન મટતા મેલેરીઆ મહાજ્વરાંકુશરસથી મટયા છે. ધતુરો ઝેરકોચલાં વગેરે આયુર્વેદની રીતે શુદ્ધ કરીને વાપરવાથી ઝેરી અસર કરવાને બદલે તાવ રોકનારાં નીવડે છે. તુલસીનાં પાન, ફુદીનાનાં પાન અને મરી ઘરગથ્થુ દવા છે. સખત તાવ હોય ત્યારે પણ એ તરત રાહત આપે છે.

કડુનાં ચૂર્ણને પાણીમાં કાલવીને માટીનાં વાસણમાં ખદખદાવવું. પીંડ બંધાય ત્યારે તે ઘી સાથે ખવરાવવો. અતિવિષ, ફુલાવેલી ફટકડી, નવસાર અને શુદ્ધ સોનાગેરૂ મેળવીને તાવ ઉપર આપવાથી તાવ તરત હળવો પડે છે. મેલેરીઆની અસર લાંબો વખત ચાલુ રહે તો એથી બરલ વધી જાય છે. શરપુંખાનું મૂળ બહુ ગુણકારી છે. અથવા લીવર પર અસર થાય છે. એમાં લોહયુક્ત કુમાર્યાસવ જમ્યા પછી બન્ને વખત લેવાથી આરામ થાય છે. શુદ્ધ ઝેરકોચલું. લોહભસ્મ અને કિવનાઇનનું મિશ્રણ પહેલાં ઈસ્ટન સીરપ તરીકે વેચાતું. મેલેરીઆની એ અકસીર દવા હતી. તાવ ઊતરે, શક્તિ આપે અને લોહીની ઉણપ પણ દૂર કરે.

વિષમજ્વરની સાથે માથાનો દુઃખાવો, ઉલટી, દાહ અને બહુ તરશ લાગવાની ફરિયાદો ભળે છે. દાહ અને તરશ ઉપર કોઠાં, દાડમ, બીજોરા, વિદારી કંદ, લોધર વગેરે જેટલાં ઔષધ મળે તેટલા લઈને કપાળે અને તાળવે લગાડવાં. પાણીમાં ચોળીને એ પાણી પીવું. દ્રાક્ષ, આંબળાંનું પાણી કરીને પીવું અથવા જીરૂં ગોળ સાથે ખવડાવવું. એથી દાહ, તરશ અને ઉલટી પણ બંધ થશે. ઉંબરો, પીપળો, વડલો વગેરેની અંતરછાલનો ઉકાળો પીવા આપવો. એમાં સાકર, મધ, સોનાગેરૂ, જેઠીમધ અને રસવંતી પણ ઉમેરી શકાય.

વિષમજ્વરનાં કારણોમાં જંતુઓ પણ હોય છે. એના નાશ માટે ગુગળ, લીંબડાનાં પાન, વજ, કઠ, સરસવ, જવ, ઘી વગેરે જંતુનાશક દ્રવ્યોનો

ધૂપ લેવો, નબળાઈ લાગશે પણ બિલાડીની વિષ્ટાનો ધૂપ તાવ અને ટાઢ બન્ને મટાડે છે. વિષમજ્વર આવતા જેમ સખત ઠંડી વેઠવી પડે છે તેમ આ તાવ ઊતરતાં પણ ધાતુમાં ભળી ગયેલા દોષો છૂટા પડતાં ધાતુઓને એવા ખળભળાવી[૨૬] મૂકે છે કે દરદી આકુલવ્યાકુળ થઈ જાય છે. તાવ ઊતરે પછી પરસેવો વળે, માથું હલકું થાય, છીંક આવે, ખાવાપીવાની ઈચ્છા થાય, મોઢાની ચામડી ફીક્કી પડી જાય. હોઠ ઉપર ફોલ્લીઓ થઈ આવે (લોકો એને બરો મૂતરી ગયો એમ કહે છે) આ બધા લક્ષણો થાય ત્યારે સમજવું કે હવે તાવ ઊતર્યો છે.

તાવ ઊતર્યા પછી વધારે ધ્યાન રાખવું જોઈએ. નહિતર અલ્પ દોષ પણ રહી ગયો હોય[૨૭] અને અભક્ષ્ય થાય તો તાવ વધુ વિષમ બની જાય છે. કોઈ વાર ચામડીમાં અવશેષ રહી ગયેલું પિત્ત પણ[૨૮] તપારો રાખ્યા કરે છે. એના શમન માટે શેરડીનો રસ અથવા સાકરનું પાણી પીવા આપવું. ખીર ખવરાવવી. દૂધ, સાકર, પીપરનું ચૂર્ણ, મધ અને ઘી મેળવીને પીવું. આ પાંચ સાર કહેવાય છે. તે ધાતુઓને બળ આપે છે. વર્ધમાન પિપ્પલી પ્રયોગ કરવો.

શરીરમા થાક, વ્યથા, સંતાપ[૨૯] બધાં શમી જાય, ઈંદ્રિયો નિર્મળ થઈ જાય અને ચિત્ત પણ સ્વાભાવિક સ્થિતિમા આવી જાય ત્યારે જ તાવ ગયો જાણવો. જ્યા સુધી તાવ સાવ નિર્મૂળ ન થાય ત્યાં સુધી પેટમાં ભાર કરે, દાહ કરે, અનુકૂળ પડતુ ન હોય અથવા જે વિરૂદ્ધ ગુણવાળું હોય તેનું સેવન ન કરવુ. વધારે શ્રમ, વિષય સેવન ન કરવુ. નદી, જળાશય વગેરેમાં ઠંડા પાણીએ ખુલ્લામાં સ્નાન ન કરવુ. વધારે પડતું ચાલવાનું પણ ન રાખવું.

દોષો રહી જાય અને તાવ ઊતરી જાય એવો ઉપચાર ઉલટું નુકસાન કરે છે. તાવ ઊતરે એટલું જ નહિ, તાવ ફરી આવવો ન જોઈએ. એ સાચી ચિકિત્સા છે.

વિષમજ્વર નહિ, છતાં દરરોજ[૩૧] અથવા અવારનવાર આવતો એક તાવ છે જેને પુનરાવર્તક-જ્વર કહે છે. ઊતરી ગયા પછી પૂરી શક્તિ આવે એ પહેલાં જે આહાર વિહાર, પરિશ્રમ કરવા ન જોઈએ તે કરે, અથવા દોષ અંદર રહી જાય અને ખોટી રીતે તાવ ઉતારી દેવામાં આવે તો આ પ્રકારનો તાવ આવ્યા કરે છે. કોઈને તાવ ન આવે પરંતુ દોષો ધાતુઓમાં જ પાકીને પડયા રહે તો પણ દીનતા, સોજા, ઉત્સાહહીનતા, પાંડુ, ભોજનની અનિચ્છા અને શીળસ જેવાં ખજવાળ સાથેનાં ઢ્રામઠાં ઊપડી આવે છે.

આ પ્રકારના તાવમાં અને અન્ય લક્ષણોમાં કડુ, કરિયાતું, મોથ, ખડસલીઓ અને ગળોનો ઉકાળો પીવો અથવા ગરમ પાણી સાથે એનું ચૂર્ણ લાંબા વખત સુધી લેવું.

શિક્ષિત વર્ગનું એવું માનસ થઈ ગયું છે કે પ્રયોગશાળામાં આ ઔષધોથી જંતુઓ મરી જતાં હોવાની ખાત્રી આધુનિક વૈજ્ઞાનિકો ન આપે ત્યા સુધી એમને શ્રદ્ધા બેસતી નથી. પરંતુ આ ઔષધો તાવને મૂળમાથી મટાડે છે એ હકીકત છે. દોષો અને તાવ બન્ને જાય એવો ઉપચાર આ છે અને ઉપચાર સફળ પણ થાય છે.

---

આધાર નોંધ


૧ સુશ્રુત ઉત્તર તંત્ર અધ્યાય ૩૯ – ૬૨
૨ ,, ,, ૬૩
૩ ક્ષારપાણિ ઉ. સુશ્રુત ઉત્તર તંત્ર અ-૩૯ ટીકા
૪ સુશ્રુત ઉ. ૩૦ ૬૧
૫ સુશ્રુત ઉ. ૩૮–૬૦.
૬ ચક્ર. ચિકિત્સા ૩ – ૧૩૨
૭ અષ્ટાંગ હૃદય નિ. ૨. ૫૮
૮ ચરક. ચિ. ૩–૭૦
૯ સુશ્રુત ઉત્તર ૩૮ ૭૩–૭૩
અષ્ટાંગ સંગ્રહ નિધન ૨–૭૩
૧૦ ચરક ચિકિત્સા ૩–૬૮
અષ્ટાંગ સંગ્રહ નિ ૨–૭૧

૧૧ સુશ્રુત ઉત્તર ૩૯ ૬૩
૧૨ અષ્ટાંગ હૃદય. નિ. ૨ – ૬૭
૧૩ સુશ્રુત ઉ. ૩૯ – ૫૮
૧૪ સુશ્રુત ઉત્તર ૩૯ – ૫૬
૧૫ સુશ્રુત ઉ. ૩૯ – ૩૧૮
૧૬ સુશ્રુત ઉ. ૩૯ – ૬૮
૧૭ ચરક વિમાન
૧૮ સુશ્રુત ઉ. ૩૯ – ૫૮
૧૯ ચરક. ચિ. ક. ૫૫ ૬૨–૬૩–૭૫
૨૦ સુશ્રુત કલ્પ ૪–૪૦–૪૧
૨૧ સુશ્રુત ઉ. ૩૮–૫૨
૨૨ ચરક. ચિ. ૩–૭૧–૭૨
૨૩ સુશ્રુત ઉ. ૩૯ – ૭૧
૨૪ સુશ્રુત ઉ. ૩૯ – ૩૧
૨૫ સુશ્રુત ઉ. ૩૯. ૧૦૩ – ૧૦૩.
ચરક. ચિ. ૩ ૧૩૯ ૧૪૪
૨૬ સુશ્રુત ઉ. ૩૯ ૩૨૧
૨૭ સુશ્રુત ઉ. ૩૯ ૩૨૨
૨૮ સુશ્રુત ઉ. ૩૯ ૩૧૮
૨૯ ચરક. ચિકિત્સા ૩–૩૨૯–૩૩૦–૩૩૧–૩૩૨
૩૦ સુશ્રુત ઉ. ૩૯ ૩૩૩

પૃ. ૬૪૮થી ચાલુ]

કર્યું છે. અગ્નિ ખૂણાથી ઘો...ઘો...કરતા પ્રવાહથી શરૂ કરી એણે આકાશના વાયવ્ય ખૂણાને સાંધી દીધો છે. જાણે આકાશ–સરોવર માથે કોઈ સ્થપતિએ પોતાના કૌશલ્યે સડા પાજ રચી દીધી છે. જેવું સરોવર, જેની પાજ, એવો જ એનો રચનારો હશે ને !

આકાશગંગાને કાંઠે કાંઠે ડાબી બાજુ ઉત્તર તરફ નજર ફેંકીએ તો ઘણા તારાગણોનાં દર્શન થાય છે. વિવિધ પ્રકારે પ્રકાશતા એ તારાગણોએ અવનવા ઘાટ પણ રચી દીધા છે. આટલા બધા તારાગણોને જોઈને લોભી જેમ અચાનક દ્રવ્યનો ચરુ હાથ આવતાં એક પછી એક ખોબા ભરવા માંડે અને હાથમાં ન સમાતાં ધન ઢોળાવા માંડે તો યે એનો ક્રમ ચાલુ રહે એવી આપણી સ્થિતિ આ તારામંડળો કરી રહ્યા છે. એક નક્ષત્ર જોઈએ ને બીજું ભુલાય છે, બીજું જોઈએ ને ત્રીજું નજરમાંથી સરી જાય છે. કોને પકડવાં અને કોને ન પકડવાં ? તારાનંબોને નજરમાં પકડી શકાતાં નથી અને છોડી પણ શકાતાં નથી. માણસના લોભને પણ થોભ હોય છે ? જઈને ટેક આસમાને અડયો !

❋

[પૃ. ૬૩૯થી ચાલુ

ભળેલું રહે છે ને ખાતર અડધું ઢીલું રહે છે. તેની અંદર ૫૬ થી ૬૫ ટકા ભેજ રહેલો હોય છે.

કેટલીક સૂચના

સામાન્ય રીતે એક મરઘી વર્ષ દરમિયાન ૬ થી ૭ કિલો ખાતર આપે છે. જો કે ખાતરનો જથ્થો અને તેની ગુણવત્તા મરઘાંને મળતા ખોરાક પર આધાર રાખે છે. જે લોકોએ આ વ્યવસાયને વૈજ્ઞાનિક રીતે વિકસાવ્યો છે તેમની પાસેથી મળતું ખાતર સારી કક્ષાનું હોય એ સ્વાભાવિક છે.

મરઘાંની વિષ્ટાના ખાતર સાથે ચુનો અને રાખોડી ભેળવીને પછી ખાતર તરીકે ઉપયોગ કરવો સલાહભર્યું નથી. આમ ભેળવવાથી રાસાયણિક પ્રક્રિયાને લઈને ખાતરમાંનો એમોનિયા (નાઈટ્રોજન) હવામાં ઊડી જાય છે. વળી ખાતરમાં નાઈટ્રોજનનું પ્રમાણ વધારે હોવાથી ખેતરમાં એક સરખી રીતે નાખવા માટે તેના બારિક ભૂકો કરવો. ઉપરાંત ખેતરની માટી સાથે ભેળવીને, જથ્થો વધારીને ખેતરમાં સરખી રીતે ભેળવી દેવું. આ સેન્દ્રિય ખાતર બીજના સીધા સંપર્કમાં આવે તો બીજની સ્ફૂરણ શક્તિને વિપરિત અસર પહોંચાડે છે. આથી વાવણી અગાઉ ખેતરમાં વેરી હળની ખેડથી કે બીજી કોઈ રીતે સંપૂર્ણપણે ભેળવી દેવું. આમ કરવાથી તેમાં રહેલા તત્વો (નાઈટ્રોજન) હવામાં ઊડી જતા નથી.

ઉપર આપેલી હકીકતો પરથી આપણે એટલું તો જરૂર તારવી શકીએ કે છાણિયા ખાતરની અવેજીમાં મરઘાંની ચરકનું ખાતર આપણે વાપરી શકીએ ને પાક ઉત્પાદન વધારે લઈ શકીએ.

# પ્યારેલાલજીની ચીર વિદાય

પ્રાણશંકર સોમેશ્વર જોષી

મહાત્મા ગાંધીજીના રહસ્યમંત્રી શ્રી. પ્યારેલાલજીનો ઑક્ટોબરની આખરમાં સ્વર્ગવાસ થયો. ગાંધીદર્શનને અક્ષરદેહ આપનાર મહાવિદ્વાન પુરુષ ચાલ્યો ગયો છે. રહસ્યમંત્રી તરીકે સ્વ. મહાદેવભાઈ દેસાઈથી શ્રી પ્યારેલાલનું સ્થાન કોઈ રીતે ઊતરતી કક્ષાનું ન હતું. તેઓ ૧૯૨૦ના અસહકારના યુગથી સ્વાતંત્ર્યના રંગે રંગાયા હતા અને ગાંધીજીના અનુગામી બન્યા હતા. શ્રી મહાદેવભાઈએ પોતાની ડાયરી લખી ગાંધીજીને અમર બનાવ્યા તો પ્યારેલાલજીએ તેમનો જીવનવૃત્તાંત લખી તેમને જીવતા રાખ્યા. રાષ્ટ્રપિતા હયાત નથી અને તેમના શિષ્યોમાંના પણ કોઈ જીવંત રહ્યા નથી. ત્યારે શ્રી પ્યારેલાલજીનુ સ્થાન કોણ લેશે અને તેમણે અધૂરા રાખેલ કાર્ય કોણ પૂરું કરશે એ એક મહત્ત્વનો પ્રશ્ન ઊભો થયો છે.

શ્રી. પ્યારેલાલજી સાથેનો મારો પરિચય છેલ્લા ૨૫ વર્ષનો ગણી શકાય. આ સ્મૃતિબિંદુ ૧૯૫૮નું છે. શ્રી પ્યારેલાલ Mahatma 'Gandhi–The Early Phase'નો યાદગાર ગ્રંથ લખવાનો પ્રારંભ કરી રહ્યા હતા. દક્ષિણ આફ્રિકાના પ્રાચિન ઈતિહાસની સામગ્રી તેમને જોઈતી હતી. મારી સૂચના અનુસાર તેમણે વિવિધ સંસ્થાઓને, વિદ્વાન વ્યક્તિઓને તથા વર્તમાનપત્રોને તથા દક્ષિણ આફ્રિકાના પત્રોને લખવાનું શરૂ કર્યું. પછી તો તેમણે વિપુલ સાહિત્ય સામગ્રી એકઠી કરી. આ બધી માહિતી મેળવી તેમણે દક્ષિણ આફ્રિકાના ઇતિહાસ પર આશરે ૧૫૦ પાના આલેખ્યા એ હકિકત મેં સાનંદાશ્ચર્ય નોંધી.

ત્યારબાદ અમારો પરિચય ગાઢ બનતો ગયો. એ યુગમા મારે દિલ્હી અવારનવાર જવાનુ થતું. તેઓ મને મળતા, આવકારતા અને ચર્ચા કરતા. ક્યારેક તો તેઓ વિવિધ વિષયો ઉપર લખાયેલ ટાઈપકૃત પૃષ્ઠો મારી સમક્ષ વાંચી જતા – અને અભિપ્રાય માંગતા. પ્યારેલાલજી પ્રથમ કક્ષાના લેખક તથા સંશોધક છે એવી મને એ સમયે પ્રતીતિ થતી. ઝીણવટભરી વિગતોના તેઓ અભ્યાસક છે. એમણે ક્યારેય ન જોયેલા ડરબન શહેરના રાજ્યમાર્ગોની સૂક્ષ્મમાહિતી મેળવી લીધી. તેઓનું અંગ્રેજી ભાષા ઉપરનું પ્રભુત્વ અદ્‌ભૂત હતું. તેમની ભાષા દોષમુક્ત હતી. મને યાદ છે કે ગાંધીજીનું Young India પ્રથમ પ્રગટ થયું ત્યારે માનનીય શ્રીનિવાસ શાસ્રીજીએ ગાધીજીના લેખોમાંથી કેટલોક ભાષા–દેષ રજૂ કર્યો હતો. હવે તો બાપુએ નથી અને શાસ્રીજી પણ નથી–આમ છતાં હું બેધડક કહી શકું કે કોઈ અગ્રેજી ભાષાનો વિશારદ શ્રી પ્યારેલાલના ગાંધીજી પરના લખાણોમાંથી કોઈ ભાષાદોષ કાઢી નહીં શકે. શ્રી પ્યારેલાલની ભાષામાં કોઈ પણ સુંદર નવલકથાકારની શૈલી છે, ઉચ્ચ પ્રકારના સાહિત્યકારનું લાલિત્ય છે. અને હૃદયને આકર્ષે એવો રસભર્યો છે.

શ્રી પ્યારેલાલજી ગાંધીજીના રહસ્યમંત્રી તરીકે ૧૯૪૮ સુધી રહ્યા છતાં તેમના દેહવિલય પછી પણ શ્રી પ્યારેલાલજીનુ કાર્ય સમાપ્ત થયું નહીં. પ્રધાનમંત્રી શ્રી. નેહરુજીએ તેમને ગાંધી ઇતિહાસ લખવાનું કામ સોંપ્યું. તે કાર્યમાં તેઓ જીવનની છેલ્લી ઘડી સુધી પરોવાયા હતા. મારી માન્યતા પ્રમાણે તેમની ઈચ્છા ૧૯૧૪ સુધીનો ગાંધી ઈતિહાસ રજૂ કરવાની હતી. પરતુ તેઓ તેમના પ્રસિદ્ધ પુસ્તકો દ્વારા કેવળ ૧૯૦૨ થી ૧૯૦૩ સુધી પહોંચ્યા હતા. તેમની ઑફિસમાં આથી વિશેષ વર્ષોની સામગ્રી પડી હશે. તેમની કલમના અભાવે હવે પછીનું લેખનકાર્ય અધૂરું ન રહે એવી આપણે આશા રાખીએ. મને તો શ્રદ્ધા છે કે એમનું સ્થાન કોઈને કોઇ ગાંધીવાદી વિદ્વાન લેશે અને તેમનું અગત્યનું બાકી રહેલ કાર્ય આગળ ધપાવશે.

# ચર્ચરી છંદ

પ્રા. ડૉ. રમણીકલાલ છ. મારુ (ધ્રાંગધ્રા)

જૂના–નવા ચારણ સાહિત્યકારોના લાડકા છંદોમાં ચર્ચરીનું સ્થાન સવિશેષ નોંધપાત્ર જણાય છે. જો કે એટલું ખરું કે ચર્ચરીનો છંદ તરીકેનો પ્રયોગ વ્યાપક બન્યાને હજી ઘણો લાંબો કાળ થયો હોવાનો સંભવ જણાતો નથી, કારણકે બહુ જૂના સમયના કાવ્યોમાં એનો પ્રયોગ ખાસ થયેલો જોવા મળતો નથી અને બીજું એ કે ચારણી સાહિત્યના છંદોવિષયક ગ્રંથો પૈકી જાણીતા અને પ્રસિદ્ધ થયેલા ગ્રંથોમાં પ્રસ્તુત છંદનો ઉલ્લેખ, એનો પ્રયોગ કે એનાં બંધારણનો નિર્દેશ મળતો નથી. આમ છતાં પ્રસ્તુત છંદ વિષે અત્રે વિચાર કરવાનો પ્રસંગ ઉપસ્થિત થયો છે ત્યારે એ શબ્દના વિવિધ અર્થો, 'ચર્ચરી'નું મૂળ અને એનો અર્થ વિસ્તાર, છંદ અને એનું બંધારણ વગેરેનો સામાન્ય ખ્યાલ આપવાનો મારો આ નમ્ર પ્રયાસ છે.

*'ચર્ચરી' શબ્દના જુદે જુદે સ્થળે જુદા જુદા* અર્થો મળે છે, જે પૈકી મહત્ત્વના આ પ્રમાણે છે:

(૧) ચર્ચરી એ સંગીતનો એક તાલ છે. આ તાલનાં સ્થાન અનુક્રમે ૧,૪,૮ અને ૧૧ માત્રા ઉપર છે. આ તાલને દીપચંદી કે ચાચર પણ કહે છે. વળી એમ પણ કહેવામાં આવે છે કે ચર્ચરી–ચાચર ને જપતાલ, જંપાતાલ કે જખતાલ પણ કહેવાય છે. આમ ચર્ચરી એ જુદા જુદા નામથી ઓળખાતો સંગીતનો એક તાલ છે.[૧]

(૨) મધ્યકાલીન ગુજરાતી સાહિત્યમાં ચર્ચરી નામનું એક કાવ્યસ્વરૂપ પણ પ્રચલિત હતું. 'રાસયુગમાં રાસ, ચર્ચરી, ફાગુ, લૌકિક પ્રબંધ કથાઓ, બારમાસી, છંદ, કક્ક અને માતૃકા ચઉપઈ, કલશ તેમ જ ફુટકર રચનાઓ અને વધારામાં થોડું ગદ્ય પણ ખેડાયેલ છે.'×× 'ચર્ચરી' કવચિત જ મળે છે.[૨] ચર્ચરી રાસની માફક ગેય નૃત્ત હશે એમ જણાય છે. ઉદ્યોતન સૂરિએ આપેલી 'ચર્ચરી' ઉપદેશાત્મક છે અને સાહિત્યરચના પણ છે. સાથેસાથ એ જ 'રાસ' છે એમ સંદર્ભ પરથી સમજાય છે.[૩] એમાં 'ચર્ચરી' એ જ 'રાસ' હોવાનો નિર્દેશ છે. જિનદત્તસૂરિએ લખેલ ૪૭ કડીઓની 'ચર્ચરી'ના ટીકાકાર જણાવે છે તેમ "આ 'ચર્ચરી' નાચનારા ગાય છે."[૪] આમ 'ચર્ચરી' ગેય નૃત્ત હોવાની સાથેસાથ મધ્યકાલીન કાવ્યસ્વરૂપ પણ છે એમ સ્પષ્ટ થાય છે. આ કાવ્યસ્વરૂપ 'ચર્ચરી' એ ચર્ચરી છંદમાં જ લખાયેલું હોવું-જોઈએ એવી કશી અનિવાર્યતા નથી. મધ્યકાલીન ચર્ચરીઓ દુહા, આભાણક, કુંદ વગેરે છંદોમાં લખાયેલ છે. એટલે 'ચર્ચરી' અને 'ચર્ચરી છંદ'નો સંબંધ અનિવાર્ય નથી.

(૩) ચર્ચરી મૂળ એક નૃત્યપ્રકાર કે ગીતનો કોઈ તાલબદ્ધ પ્રકાર હશે. એ ગીત, નૃત્ય કે રૂપક પરથી એના બોલ બંધાયા હશે અથવા નૃત્યનું વર્ણન રચાયું હશે. એને ચર્ચરીગાન કહેવાયું હશે. એ ગાનની એક પરંપરા ઊભી થઈ અને તે ચર્ચરી. પાછળથી એ ગાન પરંપરારૂપ બનેલ ચર્ચરી છંદવાચક બની ગયો હોવાનો સંભવ છે[૫]

(૪) 'ચર્ચરી'નો સંબંધ ચાચરની સાથે હોવાનો સંભવ છે. 'ચાચર રમવો–ખેલવો' શબ્દ ઠીક ઠીક પ્રચલિત છે. કદાચ ભવાઈ જેવા ગેય નૃત્ય કે રૂપકની સાથે પણ એ સંકળાયેલો હોય. ભવાઈનું અમુક પાત્ર અમુક વિશિષ્ટ રીતે ગીત ગાતાં ગાતાં નૃત્ય કરતાં કરતાં ચાચર (ચોક)માં આવતું હશે અને પછી ધીમે ધીમે એ વિશિષ્ટ તાલપૂર્વકનું નૃત્ય જે પ્રકારનાં ઠેકાઓ સાથે થતું હશે એ જ પ્રકારના તાલવાળી રચના છંદવાચક બની ગઈ હશે.

(૫) કવિશ્રી દલપતરામે ચર્ચરી નામના એક છંદનો ઉલ્લેખ કરીને તેનું બંધારણ અને ઉદાહરણ પણ આપેલ છે. આ છંદનું બીજું નામ વિબુધપ્રિયા પણ આપવામાં આવેલું છે. જે છંદના પ્રત્યેક ચરણમાં ૧૮ અક્ષરો હોય, દરેક ચરણમાં ર, સ, જં, જ, ભ અને ર ગણ યોજવામા આવેલ હોય અને આઠમા

અક્ષરે યતિ હોય–તેને ચર્ચરી અથવા વિબુધપ્રિયા નામનો છંદ કહેવામાં આવે છે.[૫] લયની દૃષ્ટિએ ૨૬ માત્રાના હરિગીત છંદ જેવો જ આ છંદ છે. પરંતુ આ ગણમેળ છંદ છે અને તેથી ચારણ કવિઓએ પ્રયોજેલ ચર્ચરી છંદની સાથે એને સીધો કશો જ સંબંધ નથી.

'રઘુવર જસપ્રકાશ'માં કિસનાજી આઢાએ 'રસ જ૪ ફિર ભગણહ રગણ, સો ચરચરી સધીર' –એમ બંધારણ આપીને 'ચર્ચરી' છંદનો ઉલ્લેખ કર્યો છે અને પછી એનું ઉદાહરણ આપ્યું છે–

દેવ રાઘવ દીન પાળ દયાળ વંછિત દાયકં,
નાગ માનવ દેવ નાંમ રટંત સીય સુનાયકં;
માથ પંચહુચેણ ભંજ અગંજ ભૂપ મહાબળં,
વંદતૂં 'કિસનેશ' પાત સુપાય જે જનવાછલં.

અહીં પાદટીપમાં નોંધ પણ છે કે–ચરચરી એક છંદ–'ઈસ છંદકા દૂસરા નામ ચંચરી ભી હૈ.'[૬] આ છંદના વિબુધપ્રિયા નામ ઉપરાંત 'ચંચરી' એવું બીજું નામ અહીં મળે છે. કવિશ્રી દલપતરામે ઉપર જેનો ઉલ્લેખ કર્યો છે તે આ જ ચર્ચરી છે.

'ચર્ચરી' શબ્દના વિવિધ અર્થો આપણે જોયા. પરંતુ શબ્દકોશોમાં ચારણ કવિઓએ પ્રયોજેલ 'ચર્ચરી'નો નિર્દેશ નથી. 'ભગવદ્ગોમંડલ' જેવા મહાકોશમાં 'ચર્ચરી' શબ્દના વિવિધ ૧૭–૧૮ જેટલા અર્થો આપવામાં આવ્યા છે પણ એમાં ચારણ કવિઓના આ પ્રિય છંદનો એ રીતે નિર્દેશ કરવામાં આવેલ નથી.

ચારણ કવિઓએ પોતાની રચનામાં જે ચર્ચરી છંદનો ઉપયોગ કર્યો છે એનો કે એનાં બંધારણનો ઉલ્લેખ ડિંગળના છંદોવિષયક ગ્રંથો પૈકી 'રઘુનાથરૂપક ગીતાં રો' અને 'રઘુવર જસપ્રકાશ'-માં નથી. શ્રી રતુભાઈ રોહડિયાની સાથે રૂબરૂ ચર્ચા કરતાં એમણે આ છંદનું બંધારણ કચ્છમાં કોઈ હસ્તપ્રતમાં વાંચ્યુ હોવાનો નિર્દેશ કર્યો. એમણે પણ આ છંદ વિષે કે એનાં બંધારણ–લક્ષણ વિષે ભાગ્યેજ ક્યાંક લખાયું હોવાનું કબૂલ્યું. છેવટે ચારણ કવિઓએ કરેલું કાવ્યરચનાઓમાંથી ઉદાહરણો લઈ એને આધારે આ છંદનાં બંધારણ કે લક્ષણો વિષે થોડી ચર્ચા કરવાનો અને એને અનુલક્ષીને તારણ કાઢવાનો પ્રયાસ અહીં કર્યો છે.

(૧) સ્વામીનારાયણ સંપ્રદાયના જાણીતા કવિરાજ પૂજ્યપાદ શ્રી બ્રહ્માનંદ સ્વામી (સં.૧૮૨૮–૧૮૮૮) એ પોતાની રચનાઓમાં રેણકી, રૂપમુકુન્દ, અમૃતધ્વનિ, કુંડલિયા, કવિત વગેરે છંદોની માફક ચર્ચરીનો પણ સારી પેઠે પ્રયોગ કર્યો છે. પ્રસ્તુત ચર્ચરી છંદનો ઉપયોગ જેમાં થયો છે તે 'ધ્યાનાષ્ટક', 'રાસાષ્ટક' અને 'હરિકૃષ્ણાષ્ટક' નામની રચનાઓ-માંથી અહીં દરેકનું એક એક ઉદાહરણ લઈએ–

દેખત બડભાગ લાગ, પોત સરસ નવલ પાગ,
અંતર અનુરાગ જાગ, છબિ અથાગ ભારી;
અતિવિશાલ તિલક ભાલ,
નિરખત જન હો નિહાલ,
ઉન્નત ત્રય રેખ જાલ, કાલ બ્યાલ હારી;
વિલસત ભુંહ સામ વંક, ચિંતત ઉર જાત શંક,
મૃગમદ ભર બીચ પંક, અંક ભ્રમર ગ્યાની;
જય જય ઘનસામ સામ, અંબુજદૃગ કૃત ઉદામ,
સુંદર સુખધામ નામ, સામરે ગુમાની.
(ધ્યાનાષ્ટક)

ઘમમમ ઘુઘરુ ઘમંક, ઠમમમ ઝાંઝર ઠમંકે,
ઘમમમમમ ભૂ ધમંક, ગેત નિશંક ગાવે;
ઝગ ઝગ ઝગ ઝગમગાટ, થગ થગ થે થાત થાટ;
નૌતમ પગ દૃગ નિરાટ, લલિત નાટ લાવે;
લથબથ હથ ગૂંથ લીન,
પથ પથ પિય સથ પ્રવીન,
કથ કથ ગ્રથ શેંશ કીન, જૂથ નવીન જાચે;
હરિહર અજ હેર હેર, વિકસત સુર બેર બેર,
ફૂરગટ ઘટ ફેર ફેર, નટવર નાચે.
(રાસાષ્ટક)

ઉતપતિ સ્થિતિ પ્રલય પલક,
ઝગમગ તન કાંતિ ઝલક,
અતુલિત નત શીશ અલક, તિલક ભાલ દીને;
બામ કામ કરન બાધ,
ગાવત શ્રુતિ કહિ અગાધ,

ચિંતત વ્રત હો સમાધ, સાથ અભય કીને;
આન ભક્ત જગત પ્રેર, જગકવીન કીન ઝેર,
બ્રહ્માનંદ બેર બેર, હેરત છબિ પ્યારી;
જય જય હરિકૃષ્ણરાજ,
જગ કરં વર ગુણ જહાજ
પ્રગટત સંગ લે સમાજ, કાજ ભક્ત કારી.
(હરિકૃષ્ણાષ્ટક)[૭]

ચર્ચરી છંદની પ્રાસ્તાવિક લક્ષણ ચર્ચા માટે હાલ આ ત્રણ ઉદાહરણો પૂરતાં છે. એ ત્રણેયનો સાથે વિચાર કરતાં ચર્ચરી છંદની બંધારણગત લાક્ષણિકતાઓ આ પ્રમાણે જોવા મળે છે—

(૧) તેનાં દરેક ચરણમાં સામાન્ય રીતે ૪૬ માત્રાઓ પ્રયોજાયેલી હોય છે.

(૨) દરેક ચરણમાં ૧૨, ૨૪, ૩૬ અને ૪૬ માત્રાએ –એમ ચાર યતિ– સ્થાનો હોય છે. આમ પ્રથમ ત્રણ યતિખંડો ૧૨–૧૨ માત્રાના અને છેલ્લો ૧૦ માત્રાનો બને છે.

(૩) દરેક ચરણમાં ૧,૭,૧૩,૧૯,૨૫,૩૧,૩૭,૪૩ માત્રાઓ પર - એમ કુલ આઠ તાલ હોય છે.

(૪) દરેક ચરણને અંતે સામાન્ય રીતે બે ગુરુ વર્ણો યોજાય છે. જો કે આ લક્ષણ દરેક કવિની દરેક રચનામાં અનિવાર્યપણે જળવાતું હોય એમ જોવા મળતું નથી. કેટલીકવાર એક જ કડીમાં અમુક ચરણમાં ચરણને અંતે બે ગુરુ વર્ણ જળવાયા હોય જ્યારે કેટલાકમાં એમ ન હોય એવું પણ બને. અહીં સામાન્યતઃ ચરણાંતે બે ગુરુ જળવાયા છે.

(૫) પ્રત્યેક ચરણના પ્રથમ યતિખંડને અંતે સામાન્ય રીતે ગાલ અર્થાત્ ગુરુ–લઘુ વર્ણની યોજના હોય છે. પરંતુ એ પણ અનિવાર્ય હોય એમ જણાતું નથી બ્રહ્માનંદના ત્રણ ઉદાહરણો પૈકી ત્રીજું જુઓ. એના પ્રથમ ચરણના ત્રણે યતિખંડોને અંતે ત્રણ ત્રણ લઘુનો પ્રયોગ છે.

(૬) ઉપર્યુક્ત ઉદાહરણોમાંથી પ્રથમ અને તૃતીય ઉદાહરણો સરખાં છે. ઉપરનાં તમામ લક્ષણો એ બન્નેમાં જોવા મળે છે જ્યારે બીજાં ઉદાહરણમાં સહેજ ભેદ જોવા મળે છે. બીજા ઉદાહરણના ચોથા ચરણના અંતિમ યતિખંડમાં બે માત્રાઓ ઓછી છે. એટલે કે એમાં ૧૦ માત્રાને બદલે માત્ર આઠ માત્રાઓ છે. આમ થઈ શકતું હશે એમ લાગે છે. જુઓ, પ્રથમ અને ત્રીજા ઉદાહરણોના અંતિમ ચરણના અંતિમ યતિખડો 'સામરે ગુમાની' અને 'કાજ ભક્તકારી' દસ માત્રાના છે જ્યારે 'રાસાષ્ટક'ના અંતિમ ચરણનો અંતિમ યતિખંડ 'નટવર નાચે' આઠ માત્રાનો છે. આમ અપવાદરૂપે આઠ માત્રાઓ પ્રયોજાય ત્યાં અંતિમ ચરણ ૪૬ માત્રાને બદલે ૪૪ માત્રાનું બને છે.

(૭) જો કડીમાં અંતિમ ચરણની માત્રા ૪૬ હોય તો તેનો અંતિમ યતિખંડ ૧૦ માત્રાનો બને છે અને જો ૪૪ હોય તો અંતિમ યતિખંડ ૮ માત્રાનો બને છે. પ્રથમ પરિસ્થિતિમાં છંદ સમપદ (જેનાં તમામ ચરણો સમાન છે તેવો) બને જ્યારે બીજી પરિસ્થિતિમાં છંદ વિષમપદ (જેના બધાં ચરણો સરખાં નથી તેવો) બને છે.

(૮) દરેક ચરણમાં યતિખડોને અંતે (ખાસ કરીને પહેલા ત્રણ) આંતર અનુપ્રાસ યોજવાથી એ કાવ્યત્વ અને સૌંદર્યને પોષક બને છે.

ઉદાહરણોને આધારે છંદનાં લક્ષણો તારવ્યા પછી એની જ વધુ ચર્ચા થઈ શકે તેવાં ઉદાહરણો લઈએ.

(૨) સં ૧૯૯૪માં પ્રગટ થયેલ એક કાવ્ય 'ઘનશ્યામ જન્મ ચરિત્રજશપ્રકાશ'માં વિવિધ ડિંગળી છંદોના પ્રયોગ છે, જે પૈકી ચર્ચરી છંદનાં બે ઉદાહરણો અત્રે ઉતારીએ–

આયો અંસાવતાર, મદછક મોજાં અપાર,
દીપે કુલકો આધાર સમ્રથ દાતા;
અતહી ઉદાર અંગ, જાનત રસ રીત રંગ,
જીપત બલજબર જંગ, મદકે માતા;
રાજીત નવનિધિ રાજ, કરતલ નીત સુભગકાજ,
મહીપત હિંદવાન માજ, સાજ સમાજે;

બંકા રાજા અજિત, સ્હેલે ફોજાં સજીત,
ગહેરે ત્રંબક ગજીત, અંબર ગાજે.
સાગર બુધરો સધીર, બંકો ભડ મહાવીર,
પરખણ કવિતા પંડીર, ભૂપત પેખ્યો;
નરીયંદ અજીત નંદ, સોભે મોજાં સમંદ્ર,
દુલો કુલકો દિનંદ, રાજંદ્ર દેખ્યો;
લંગર પગ બીચ લાજ, સુરીયંદ જેસા સમાજ,
મદછક રાજાધિરાજ, કુલકી માજા;
સદતા ઘનશ્યામસંગ, જીપણ ભડ જબર જંગ,
રાખણ બ્રદ એક રંગ, બંકો રાજા. ૮

ઉપર્યુક્ત બન્ને ઉદાહરણો બ્રહ્માનંદના ચર્ચરીથી માત્રા સંખ્યાની દૃષ્ટિએ જુદા પડે છે. બ્રહ્માનંદના 'રાસાષ્ટક'ના અંતિમ ચરણના જેવી અહીં તમામ ચરણોની રચના છે એટલે બ્રહ્માનંદની રચનાઓમાં આપણે જે અપવાદરૂપે જોયું તે અહીં સાર્વત્રિક બને છે. ઉપર્યુક્ત કડીના તમામ ચરણોમાં ૧૨ + ૧૨ + ૧૨ + ૮ = ૪૪ માત્રા, એમ ૪૪ માત્રાનો પ્રયોગ થયો છે. છેલ્લો યતિખંડ અહીં બન્ને કડીઓના દરેક ચરણમાં આઠ માત્રાનો છે– આમ આ ઉદાહરણ ૪૪ માત્રાના સમપદ ચર્ચરી છંદનું બને છે. ચરણાંતે સામાન્યતયા બે ગુરુનો પ્રયોગ છે. એ દૃષ્ટિએ ચર્ચરી છંદનો આ પ્રયોગ નોંધપાત્ર છે.

(૩) પદ્મશ્રી કવિ દુલાભાઈ કાગે કરેલ કાવ્ય-રચનામાંથી ચર્ચરી છંદનું એક ઉદાહરણ લઈએ અને તેને તપાસીએ–

આવો મંગળ ગવાય, જમણે લાડુ જમાય,
છેવટનું એક જૂઠ, ખાઈ પેટ ભરશું;
મળશું સહુ સગાં–સાંઈ, લેશું પૈસો કે પાઈ,
બીજે ક્યાં લગન થાય, વાત નકી કરશું;
દુનિયા મર કહે ભીખ, આપણ સૌ કહો શીખ,
શૂદ્રની ગ્રહાય શીખ, શાસ્ત્ર કે' પુકારી;
આવો ચારણ સુજાન, ધારણ દેવાનાં માન,
આવો સત્યવાન હે સ્વમાનના પૂજારી! ૯

રાજકોટ મુકામે અખિલ હિન્દ ચારણ સંમેલનમાં રજૂ થયેલ આ કટાક્ષ કાવ્યના પ્રથમ બે ચરણોનો અંત જુઓ. એ જોતાં આપણે કહી શકીશું કે આ છંદને ચરણાંતે બે ગુરુ હોવા અનિવાર્ય નથી. અહીં 'ભરશું' ને 'કરશું' માં બે લઘુ ને એક ગુરુ પ્રયોજાયો છે. પણ આ છંદની પ્રકૃતિ જોતાં એમાં ચરણાંતે એક ગુરુ વર્ણ તો હોવો જ જોઈએ એમ કહેવું પડશે. વળી અંતિમ ચરણમાં ઉત્તરાર્ધમાં યતિભંગ 'સ્વ–માન' શબ્દમાં લાગે છે પણ એ જરાય વરતાતો નથી. આ છંદની પ્રકૃતિગત આ શક્યતાનો બીજા કવિઓએ પણ લાભ લીધો હોય એવું જોવા મળે છે.

(૪) સ્વ. શ્રી મેઘાણીભાઈએ પોતાની કાવ્ય-રચનાઓમાં ડિંગળ છંદો પૈકી ગજગતિ, ચારણી કુંડળિયા, દુહા વગેરેની માફક ચર્ચરીનો પણ પ્રયોગ કર્યો છે. 'યુગવંદના'નાં ત્રણ કાવ્યોમાં એમણે આ છંદ પ્રયોજ્યો છે– (૧) કાલ જાગે (૨) વિરાટ દર્શન (૩) કાળસૈન્ય. આ ત્રણ કાવ્યોમાંથી માત્ર 'વિરાટ દર્શન' કાવ્યના શીર્ષક હેઠળ '(ચારણી ચરચરી)' એમ કૌંસમાં નિર્દેશ થયો છે.

'કાળ જાગે' ની એક કડી જુઓ –
જાગો! જગનાં ક્ષુધાર્ત, જાગો દુર્બલ અશક્ત!
ઈન્સાફી તખ્ત પર કરાલ કાલ જાગે;
ભેદો સહુ રૂઢિબંધ, આંખો ખોલો રે અંધ!
નૌતમ દુનિયાનો સ્વર્ણ સૂર્યોદય લાગે;
પૃથ્વીના જીર્ણ પાય, આંસુડે સાફ થાય;
રક્તે ધોવાય જાલિમોના દળ ભાગે,
જાગો, જગત ગુલામ, દેખાયે દિવ્યધામ,
ઈન્સાફી તખ્ત પર કરાલ કાલ જાગે —
દેવા દુષ્ટોને દંડ ઘોર કાલ જાગે. ૧૦

છંદની દૃષ્ટિએ પ્રથમ અને ત્રીજા ચરણના ઉત્તરાર્ધનાં યતિભંગ દેખાય છે. પ્રથમ ચરણમાં 'ક–રાલ' અને ત્રીજા ચરણમાં 'જાલિમોના' એમ માત્રાની દૃષ્ટિએ ગણતરી કરતાં શબ્દના ટુકડા પડે છે ને યતિભંગ થાય છે. પરંતુ છંદોગાનમાં આ

યતિસ્થાન એટલું બધું ચુસ્ત લાગતું નથી. અર્વાચીન કવિઓ આમેય યતિસ્થાનની સ્થિતિસ્થાપકતાનો સારો લાભ ઉઠાવતા હોય છે. પૃથ્વી છંદમાં આઠમા વર્ણ પછી નિશ્ચિત થયેલું યતિસ્થાન ઘણા કવિઓએ જાળવેલું નથી અને છતાં કાવ્યગત સૌંદર્યમાં કોઈ ઊણપ આવી નથી. આંતરઅનુપ્રાસનાં આયોજનની શક્યતાનો લાભ સ્વ. મેઘાણીએ અહીં શક્ય તેટલો ઉઠાવ્યો. અંતિમ ચરણના ઉત્તરાર્ધને બેવડાવી શબ્દાન્તરે મૂળ ભાવને વધુ ઉઠાવ આપવાનો પ્રયાસ પણ કરવામાં આવ્યો છે. અહીં પ્રત્યેક ચરણ ૪૬ માત્રાનું બને છે તેની નોંધ લેવી જોઈએ.

'વિરાટ દર્શન'માંથી એક કડી લઈએ–

'બાજે ડમરુ દિગન્ત, ગાજે કદમો અનંત,
આઘે દેખો રે અંધ! ચડી ઘોર આંધી;
દેશોદેશોથી લોક, નરનારી થોક થોક
ઉન્નત રાખીને ડોક, આવે દળ બાંધી;
વિધ વિધ વાણી ને વેશ, વિધ વિધ રંગો ને કેશ.
તો યે નવ દ્વેષ લેશ, દાખવતાં આવે,
દેતાં ડગ એક તાલ, નિર્ભયતાની મશાલ,
લઈને કંગાલ કેરી, સેના આવે. ૧૧

પ્રસ્તુત ઉદાહરણના અંતિમ ચરણના અંતિમ યતિખંડમાં કવિએ આઠ માત્રાઓ યોજી છે. આમ સ્વ. મેઘાણીનું પ્રથમ ઉદાહરણ સમપદ ચર્ચરીનું અને આ બીજું વિષમપદનું બને છે. જ્યારે 'કાળ-સૈન્ય'માં ચર્ચરીના યતિખંડોને એક એક પંક્તિરૂપે પ્રયોજીને કવિએ એનો જરા જુદી રીતે ઉપયોગ કર્યો છે– દા. ત.

અમે ખેતરેથી વાડીએથી
જંગલ ને ઝાડીએથી,
સાગરથી ગિરિવરથી
સુણી સાદ આવ્યાં.
અમે કંટકનો પુનિત તાજ
પહેરી શિર પરે આજ,
પીડિત દલિતોનું રાજ
રચવાને આવ્યાં.
અમે જુગ જુગ કેરાં કંગાલ
ભાંગી નરકોનાં દ્વાર,
દેતાં ડગ એક તાલ
ધરતી પર આવ્યાં.
અમે નૂતન શક્તિને ભાન
નૂતન શ્રદ્ધાનું ગાન,
ગાતા ખુલ્લી જબાન
નવલા સૂર લાવ્યાં. ૧૨

અહીં કવિ પ્રત્યેક ચરણના ચારેય યતિખંડોને સ્વતંત્ર ચાર પંક્તિરૂપે પ્રયોજે છે. વળી દરેક ચરણના પ્રથમ યતિખંડમાં ચર્ચરી છંદની નિશ્ચિત માત્રાયોજના કરતાં કવિએ વધારાનો યોજેલો 'અમે' શબ્દ કવિની કાવ્યભાવનાના સંદર્ભમાં સાર્થક હોવા છતાં છંદની માત્રાયોજનાની દૃષ્ટિએ વધારાનો જ છે. આમ ચર્ચરી છંદની પ્રકૃતિગત લાક્ષણિકતાનો ઉપયોગ કરી એમાં નવી ભાવનાનાં ગાન ગાય છે.

(૫) અર્વાચીન ગુજરાતી કવિતાના અમર ઊર્મિકવિ શ્રી નાનાલાલે પણ 'વિશ્વગીતા' નાટકના ત્રીજા અંકમાં પાંચમા પ્રવેશમાં બ્રહ્માંડ મંડલના મહારાસના ભવ્ય દૃશ્યના વર્ણનને આલેખતાં ચર્ચરી છંદનો ઉપયોગ કર્યો છે. આમ પ્રહ્લાદે પ્રભુનાં સ્વરૂપ વર્ણનમાં, મેઘાણીભાઈએ નવી ભાવનાના ગાનમાં જ્યારે કવિશ્રી નાનાલાલે ભવ્યતાના આલેખનમાં એનો પ્રયોગ કર્યો છે. એક માત્ર દૃષ્ટાન્ત બસ થઈ પડશે–

ઊગ્યત શરદપૂનમ ચંદ, વ્રજમાં મળી વૃન્દ વૃન્દ,
કિરણ કિરણ ઝીલી ઘુમન્ત, ગમન ગોફ ગૂંથે;
ગહરા ગજવી દિગન્ત, મધુરી મુરલી બજન્ત,
રસભર નટવર રમન્ત, જગવિભૂતિ જૂથે;
અરસ પરસ હસી હસાવી,
વળી વળી નયનન નચાવી,
ઢોળી દૃગરસ ભીંજાવી, છબિ અનૂપ છાજે;
વિલસે રસના વિલાસ, રાધાવર રમત રાસ,
ઊછળે આનંદ હાસ, પ્રભુતા ગાજે
હો સંત! પ્રભુતા ગાજે. ૧૩

કવિશ્રીએ અહીં લલિત મધુર પદાવલીમાં પણ મધુર મુરલીને દિગન્ત ગજાવતી દર્શાવીને રાધાવરનો રાસ વર્ણવ્યો છે. બ્રહ્માનંદની અને જીવણલાલ રાજકવિની માફક અહીં કવિએ ચતુર્થ ચરણના અંતિમ યતિખંડને આઠ માત્રાવાળો જ લીધો છે. એના આંતરપ્રાસ અને અનુપ્રાસો પણ કેવા રમણીય છે !

## ઉપસંહાર

આ રીતે બ્રહ્માનંદથી માંડીને નાનાલાલ સુધીના કવિઓએ રચેલા ચર્ચરીને આધારે એની લાક્ષણિકતાઓને તપાસવાનો મેં અહીં પ્રયાસ કર્યો છે. આ બધી ચર્ચાને આધારે ચર્ચરીનાં નીચે મુજબ બંધારણ કે લક્ષણો તારવી શકાય.

(૧) પ્રત્યેક ચરણમાં ૪૬ અથવા ૪૪ માત્રા.

(૨) પ્રથમ ત્રણ ચરણમાં ૪૬ માત્રા હોવા છતાં અંતિમ ચરણમાં અંતિમ યતિખંડમાં ૮ માત્રા યોજી ૪૪ માત્રાની અંતિમ ચરણરચના પણ થઈ શકે.

(૩) પ્રત્યેક ચરણમાં ૧૨, ૨૪, ૩૬ અને અંતે એમ ચાર યતિસ્થાનો.

(૪) ૧,૭,૧૩,૧૯,૨૫,૩૧,૩૭ અને ૪૩ માત્રાએ એમ કુલ આઠ તાલ,

(૫) ચરણાંતે બે ગુરુ અથવા ઓછામાં ઓછો એક ગુરુ હોવો જોઈએ.

(૬) પ્રત્યેક ચરણના ત્રણ યતિખંડોને અંતે આંતર અનુપ્રાસની શક્યતા.

(૭) યતિખંડોને અંતે સામાન્ય રીતે ગુરુ-લઘુનું સ્થાન; આમ છતાં ત્રણ લઘુ પણ હોઈ શકે. સામાન્યતઃ આ સિવાયની કોઈ યોજના જોવા મળતી નથી.

ડિંગળના છંદોવિષયક રીતિગ્રન્થોમાં ચર્ચરી છંદનો-એનાં બંધારણનો નિર્દેશ થયો જ નથી એમ મારું કહેવું નથી. કારણ કે આ વિષયના કેટલાક ગ્રન્થો અપ્રાપ્ય છે જ્યારે કેટલાક માત્ર હસ્તપ્રતોમાં જ છે (જે બધી મળવી સુલભ નથી). 'બૃહદ્ પિંગળ'માં શ્રી રા. વિ. પાઠકે ડિંગળ છંદની ચર્ચા કરી છે પણ તેમાં આ છંદ વિષે કશું નથી. શ્રી રા. વિ. પાઠકે આ ચર્ચા માટે જેનો આધાર મુખ્યત્વે લીધો છે તે 'રઘુનાથ રૂપક ગીતાં રો'માં પણ એ વિષે કશો નિર્દેશ નથી, જ્યારે 'રણપિંગળ' અમુક લાયબ્રેરી સિવાય સુલભ નથી. આમ જ્યારે સુપ્રસિદ્ધ ગ્રંથોમાં આ છંદ વિષે ખાસ ચર્ચા કે લક્ષણનિર્દેશ મળતો નથી ત્યારે ઉદાહરણોને આધારે છંદનાં લક્ષણોને તારવવાનો-તપાસવાનો મારો આ પ્રયત્ન આ વિષયના અભ્યાસીઓને યત્કિંચિત પણ ઉપયોગી થશે તો હું ધન્યતા અનુભવીશ.

## સંદર્ભો :


૧ શ્રી ભગવતસિંહજી : 'ભગવદ્ગોમંડલ' શબ્દકોશ : ભાગ ૪ : પૃ. ૩૧૨૦ પ્રકાશનવર્ષ ૧૯૪૮

૨-૩-૪ પ્રકા : ગુજરાતી સાહિત્ય પરિષદ : 'ગુજરાતી સાહિત્યનો ઈતિહાસ' ભાગ-૧ (૧૯૭૩) : પૃ. ૧૨૨, પૃ. ૨૩૯, પૃ. ૨૩૯

૫ શ્રી જયમલ્લભાઈ પરમાર-અંગત પત્ર તા. ૮-૭-૮૧ તા. ૨-૮-૮૧

૫A શ્રી દલપતરામ ડાહ્યાભાઈ- 'દલપત પિંગળ'- પૃ. ૧૭

૬ શ્રી કિસનજી આઢા : 'રઘુવરજસપ્રકાશ' : પૃ. ૧૫૦

૭ બ્રહ્માનંદ : 'છંદરત્નાવલી'- પ્રકા. સ્વામિનારાયણ મંદિર, અમદાવાદ (સં-૨૦૩૨) પૃ ૬૧, પૃ. ૭૫, પૃ. ૭૧.

૮ રાજકવિ જીવણલાલ ડોસાભાઈ ઓઝા : 'ઘનશ્યામ જન્મ ચરિત્ર 'જશ પ્રકાશ' (સં. ૧૯૯૪) : પૃ. ૪૧, પૃ. ૭૬.

૯ કવિ દુલા ભાયા કાગ : 'કાગવાણી' ભા. ૨ પૃ. ૧૨૫.

૧૦-૧૧-૧૨ શ્રી ઝવેરચંદ મેઘાણી : 'યુગવંદના'- પૃ. ૮૦-૮૧, પૃ. ૯૦-૯૩, અને પૃ. ૭૪.

૧૩ કવિ નાનાલાલ : 'વિશ્વગીતા'- (અંક ૩- પ્રવેશ-૫) પૃ. ૧૫૬

# આજીવન સેવક-સિપાહી સ્વ. વીરચંદભાઇ શેઠ

'બરાબર બાવીસ મહિના પહેલાં વીરચંદભાઈ ૭૪–૭૫ વર્ષની વયે મુંબઈ વીલેપાર્લેમાં પક્ષાઘાતમાં પટકાઈ પથારીવશ બન્યા ત્યારે ઊર્મિના આ પાનાં ઉપર તેમની એકનિષ્ઠ સેવા અને અન્યાયો સામેની એકધારી લડતની સિપાહીગીરીને સહજભાવે જ અંજલિ અપાઇ ગયેલી. વીરચંદભાઈ અમારા ધોલેરા સત્યાગ્રહના સૈનિક મંડળના સાથી અને જૂનાગઢ આરઝી હકૂમતની કુંકાવાવની સૈનિક છાવણીના સફળ સંચાલક.

વીરચંદભાઈના અંગનાં એક પછી એક અવયવો બળવો કરવા લાગ્યાં સાંધાની પીડા તો ઠીક ઠીક વર્ષોથી એમની પાછળ પડેલી. એ બધાં અંગો પછી આંખ, કાન અને વાણીની પણ વ્યાધિ આવતી ગઈ પણ એ બધાની સામે વીરચંદભાઈ અણનમપણે આખર સુધી ઝૂઝતા રહ્યા. લખાયું ત્યાં સુધી હાથે પત્રો લખતા રહ્યા, વંચાયું ત્યાં સુધી ઝાંઝાંમૂંઝી આંખે વાંચતા રહ્યા. મોતની સવારીની એમની મીઠી મહેમાનગતીના આવકારા મિત્રો સુધી પહોંચાડતા જ રહ્યા.

નવેમ્બરના પહેલા સપ્તાહમાં અચાનક હૃદય બંધ પાડીને મૃત્યુએ એનો સ્નેહ અને શાંતિભર્યો વરદ હસ્ત એમના પર ફેરવી બધાં દીધા ને દ્વંદ્વને સમેટી લીધાં. એમના અંગોની વેદના અને વ્યથા, કલેશ અને કલાન્તિ શમી ગયાં ને ૭૭ વર્ષની જીવન-સૌરભ ચોમેર મધરી મધરી પ્રસરી રહી.

વીરમગામ પાસેનું મુસ્લિમ દરબારી ગામ વણોદ એમનું માદરે વતન. વણોદ નાનકડું પણ આપખુદ દેશી રજવાડું આવતો ગાંધીયુગ વીરચંદભાઈ દેશી રજવાડાના જુલમો સામે જેહાદ પોકારતા શ્રી અમૃતલાલ શેઠના સાપ્તાહિક 'સૌરાષ્ટ્ર' પત્રથી આકર્ષાયા ને 'સૌરાષ્ટ્ર'માં જોડાયા. સેવા અને સિપાહીગીરી ત્યાંથી જ શરૂ થયાં.

૧૯૩૦ માં ધોલેરા સત્યાગ્રહ સંગ્રામમાં જોડાઈને કારાવાસ ભોગવ્યો. ગાંધી–ઈરવીન સંધીકાળે ૧૯૩૧માં વણોદ દરબારે એમના ઉપર અને એમના કુટુંબ ઉપર જુલમ જહાંગીરી આદર્યાં. સેવાદળના પોષાક હાફશર્ટ ને ચડ્ડીને અમર્યાદ પોષાક ગણાવી વણોદ દરબારે એમને મારીને જેલમાં પૂર્યા. એની સામે અમે મિત્રોએ ચડી સત્યાગ્રહ કર્યો ને દરબાર ગામ છોડી ભાગી ગયા. કારભારીએ માફીપત્ર લખી આપ્યું.

એ પછી પણ એમની અને એમના કુટુંબની ભારે સતામણી ચાલુ રહેતાં વીરચંદભાઈએ અને એમના કુટુંબે પૂ. ગાંધીજીની સલાહ અનુસાર વણોદમાંથી હિજરત કરી. આખું કુટુંબ રાન રાનને પાન પાન થઈ ગયું.

મુંબઈમાં 'જન્મભૂમિ' પત્રો શરૂ થતાં વીરચંદભાઈ 'જન્મભૂમિ' પત્રોમાં જોડાયા, પણ એમની લોકસેવા અને સિપાહીગીરી ચાલુ જ રહ્યાં. ઓછાબોલા પણ પ્રસન્ન ચિત્ત જરૂર પડયે એકધારું અસ્ખલિત બોલે ને સળગતી સ્મૃતિવાળા.

હસમુખા ને હેતાળવા. મૂંગા મૂંગા કામ કર્યા કરે ને સુંદર કાંતનારા. અખંડ સાદું જીવન. હાથે કાંતેલી ખાદીના લેંઘો ને હાફ શર્ટ, માથે ટોપી ને કોટ પહેરતા, પણ આછા ઉજાસવાળા. નહિ કોઈ ભપકો, નહિ કોઈ વલવલાટ. પણ અન્યાય કે અત્યાચાર જ્યાં ભાળે ત્યાં લડાઈ આપે. સદાચાર ને સદ્નીતિના રખેવાળ જ્યાં પ્રજાહિત ન જળવાય ત્યાં ઝૂઝે. પછી ભલે પોતાને સરવીસ આપનારી જ સંસ્થા હોય.

સ્થાન અને માન માટે એમને શરૂથી આખર સુધી કદી ઝંખતા જોયા નથી. અમો મિત્રોથી તેઓ પાંચેક વર્ષ મોટા છતાં સમાનભાવ છોડી કદી વડપણ વરતાવ્યું નથી. ગાંધીવાદી વિચારોથી રંગાયેલા, પણ થોડા ઉગ્રપંથી એટલે એ કાળના સમાજવાદી જૂથમાં જોડાયેલા. મુંબઈના વસવાટે મહારાષ્ટ્રના નાના મોટા અસંખ્ય કાર્યકરો સાથે ઘાટો સંબંધ. નિર્વ્યાજ જનસેવાના ભેખધારી એટલે સર્વત્ર એકધારી ચાહના મળતી રહેતી.

એમની સ્વૈચ્છિક ગરીબી એમના સૈધ્ધાન્તિક આગ્રહોના અરમાનની ફલશ્રુતિ સમી હતી. નમ્ર, સાદું અને સોહામણું જીવન એ જ એમની મોજ હતી. સંસારી છતાં સેવા ને સિપાહીગીરીના ભેખધારી વીરચંદભાઈ એકરંગા ને ઉજળા જીવનની કેડી કંડારતા ગયા છે. — જયમલ્લ પરમાર

## બોલો સીયારામ / સુધાંશુ

હંસા ! તુંને નહિ પીંજરા
તુંહી આતમઅજરા
બોલો સીયારામ;
હંસા ! તુંને નહિ પીંજરા !
હંસા ! સોવર તુમારા,
સાયરના ચારા,
ક્ષિતિજડાલીના વિરામ;
એથી યે આઘેના
અંજવાસ આરા,
ધરાની વાણીના દો પેગામ
બોલો સીયારામ !
હંસા ! તુંને નહિ પીંજરા !
હંસા ! પીંજરા લેખો તો
સારા સૃજન છે પીંજરા,
ભીડન્તાને કેવા આરામ ?
પીંજરા ચીરીને ચેતનશૃંગાને–
અદ્ધરે શોધો એકલધામ;
બોલો સીયારામ !
હંસા ! તુંને નહિ પીંજરા !

હંસા ! સીયારામ સમાલો
ને ઉરને હંકારો,
અજરાને અજરના મુકામ;
પાંખોથી પીંજરાને–
પરા કરી જંપો
અજરા પીંજરા છે સીયારામ;
બોલો સીયારામ !
હંસા ! તુંને નહિ પીંજરા !

*

## કોણ વણે છે તાર ? / રજની દીક્ષિત

કોણ વણે છે તાર,
જીવનના કોણ વણે છે તાર ?
મુજ જીવનના રંગ પટોળે
અર્ધ ધર્યો આકાર,
જીવનના કોણ વણે છે તાર ?
ક્ષણ ક્ષણના તાણાવાણાથી
જિંદગી મારી ઘડાય
કોણ કરે છે નિશ્ચય જીવને
કેવા રંગ ભરાય ?
હાથ કયો ચલવે છે હૃદયની
ખટખટ ખટખટ શાળ ?
જીવનના કોણ વણે છે તાર ?
કાલના રૂને નાજુક તાંતણે
આતમ મારો કેદ,
જીવન મુજ ને રંગ બીજાના
હાથમાં કેવળ ખેદ !
ક્ષણ પર ક્ષણ આ જાય વણાતી
ને નથી રે હું વણનાર,
જીવનના કોણ વણે છે તાર ?
હાથમાં મારા કાંઈ નથી રે
કેવી ખીલવવી ભાત,
કોઈ બીજાની ઈચ્છા મુજને
રંગે છે દિનરાત,
રંગ પાંછી મુજ ચલવું ત્યાં તો
ચોગમ નડતી પાળ,
જીવનના કોણ વણે છે તાર ?

*

## વાયુ–તાંડવ / કિસ્મત કુરેશી

જેની કેવળ યાદ હજી પણ કાળજડાં કંપાવે
ખુદા કરે, એવી રાત ભયાનક કદી ફરી ના આવે
આવું ભયંકર વાયુ–તાંડવ ફરી ન દ્વાર ખખડાવે,
દયાળુ સર્જક કદીય આવો વિનાશ ના સર્જાવે.
ધરતીની ગોદેથી ખૂંચવી મનહર તરુવર ઢાળ્યાં,
લોહ તણા સંગીન સ્થંભને પળમાં બેવડ વાળ્યા.
કુબા, ઝુંપડાં, છાપર નળિયાં ઉછાળીને ક્યાં નાંખ્યાં !
રહેનારાની કબરો કરવા મકાન હેઠાં પાડયાં.
સાવ સુકાયેલી નદીઓમાં પૂર વિનાશક આણ્યાં,
કમભાગી પશુને, માનવને મૃત્યુ-મુખમાં તાણ્યાં.
વિદાય લેતા વરસે આહો, આંસુ, ક્રંદન દીધાં,
નવા વરસની ઉજવણીનાં ઉત્સાહઉમંગ હરી લીધા.
નિરાધારની વહારે ચડીને દિલનાં દઈ આશ્વાસન,
દુઃખિયાંનાં અંતર હરખાવે એને હો અભિનંદન.

શુભેચ્છા સહ....

# ધી. ગોંડલ વિભાગ નાગરિક સહકારી બેંક લી. ગોંડલ

મહાત્મા ગાંધી રોડ, ગોંડલ. પીન કોડ નં. ૩૬૦૩૧૧
સ્થાપના તા. ૩-૫-૫૫

**ઓડીટ વર્ગ "અ"**

બેંકની પ્રગતિના આંકડા
(ઓડીટને આધિન)

| | | ૩૦-૬-૮૨ |
|---|---|---|
| શેર ભંડોળ | રૂા. | ૭,૦૭,૦૦૦ |
| રીઝર્વ ફંડ | રૂા. | ૧૦,૫૭,૦૦૦ |
| થાપણ | રૂા. | ૧,૪૮,૮૦,૦૦૦ |
| ધીરાણ | રૂા. | ૧,૦૪,૩૯,૦૦૦ |
| કાર્યભંડોળ | રૂા. | ૧,૮૦,૦૩,૦૦૦ |
| સભાસદ સંખ્યા | | ૭,૩૮૨ |
| નફો | રૂા. | ૩,૩૭,૯૦૦ |

**રજીસ્ટર્ડ ઓફીસ :** ફોન ૧૫૫
મહાત્મા ગાંધી રોડ, ગોંડલ

**શાખા :** ૧ મુ. દેરડી (કુંભાજી) તા. ગોંડલ
જી. રાજકોટ. (અદ્યતન સેઈફ ડીપોઝીટ વોલ્ટની સુવિધા સાથે)
ફોન નંબર : ૨
૨. માર્કેટ યાર્ડ બ્રાંચ, ગોંડલ.
ફોન નંબર : ૩૨૧.

**કાંતિલાલ એલ. ભટ્ટ** — મેનેજર
**જયંતિલાલ એસ. પટેલ** — મેનેજીંગ ડીરેક્ટર
**મહેશકુમાર એસ. પારેખ** — ચેરમેન

# શ્રી ગોંડલ નગરપાલિકા

## જાહેર—વિજ્ઞપ્તિ

૧. ગોંડલ ઔદ્યોગિક રીતે વિકસતું શહેર છે અને નગરપાલિકા નવા ઉદ્યોગો સ્થાપવા ઉદ્યોગપતિઓને આવકારે છે.

૨. નગરપાલિકાના કરવેરા નિયમિતરીતે ભરપાઇ કરો.

૩. જન્મની નોંધણી દિવસ–૭–સાતમાં અને મરણની નોંધણી દિવસ–૩–ત્રણમાં નગરપાલિકા કચેરીમાં કરાવી લેવાનું કાયદાથી ફરજિયાત છે.

૪. બાળકોના સ્વાસ્થ્યની સુરક્ષા માટે પોલિયો – વેકસિન ત્રિગુણીરસી વિ. માટે નગરપાલિકા સંચાલિત માતા બાળકલ્યાણ કેન્દ્રની અવશ્ય મુલાકાત લ્યો.

૫. સ્વચ્છતા જાળવવામાં સહાયરૂપ બનો.

૬. નગરપાલિકાની મિલ્કત જનતાની મિલકત છે તેને નુકસાન ન કરો.

૭' રાષ્ટ્રની પ્રગતિ અને સમૃદ્ધજીવન માટે વધુ વૃક્ષ વાવો.

૮. સુખી અને સમૃદ્ધ "કુટુમ્બ કલ્યાણકેન્દ્ર"ની મુલાકાત લ્યો.

૯ નગરપાલિકાની ધોરણસર પરવાનગી મેળવ્યા પછી જ ચણતરકામ કરવું કરવવું અને પૂરું થયે તુરત જ નગરપાલિકાને લેખિત જાણ કરવા વિનંતી છે.

૧૦. નગરપાલિકા, નગરજનોની વિજ્ઞપ્તિ પરત્વે ખૂબ જ લક્ષ આપો.

**ગોંડલ. તારીખ ૧૭-૭-૧૯૮૨**

| | | | |
|---|---|---|---|
| ચીફ ઓફીસર<br>નગરપાલિકા<br>ગોંડલ | **વિજયકુમાર ત્રિવેદી**<br>ચેરમેન<br>નગરપાલિકા, ગોંડલ. | **પી. આર. જાડેજા**<br>ઉપપ્રમુખ<br>નગરપાલિકા, ગોંડલ | **જી. એસ. દેસાઇ**<br>પ્રમુખ<br>નગરપાલિકા, ગોંડલ |


ઘરડાંઓએ-સમજવું જ જોઇએ કે પોતાનાં સંતાનો પ્રત્યે પ્રેમ અને માર્ગદર્શન સિવાય તેમણે ભગવાનની ભક્તિ અને યથાશક્તિ સાચા અર્થમાં સમાજસેવાનું કાર્ય અપનાવવું એ સર્વથા ઉચિત અને બંધબેસતું છે. મનોવૈજ્ઞાનિકો અને ડોકટરો કાર્ય અને પ્રવૃત્તિને સારી તંદુરસ્તી અને દીર્ઘાયુષ્ય બક્ષનારા ગણે છે. ઘરડાંઓની આવી દૃષ્ટિ બનવા પામે તો તેઓ 'અણખપતા'ની લાગણી અનુભવવાને બદલે તેઓની 'જરૂર' છે અને કોઇ તેમના પર આધાર રાખે છે એવી લાગણી અનુભવશે. આ કાલ્પનિક બાબત નથી; પરંતુ પ્રખ્યાત બ્રિટિશ બોમ્બર પાયલોટ લીઓનાર્ડ ચેશાયરનાં જીવનમાં બીજા વિશ્વયુદ્ધની ભયંકરતાઓથી પરિવર્તન આવ્યું અને તેણે અસાધ્ય રોગથી પીડાતા વૃદ્ધ દર્દીઓની સેવાનું કાર્ય ઉપાડયું. તેણે જગત સમક્ષ સાબિત કરી આપ્યું છે કે પ્રેમ અને સહવાસથી અસાધ્ય રોગથી પીડાતા વૃદ્ધ દર્દીઓ પણ તેઓની 'જરૂર છે' .અને અને કોઇ તેમના પર આધાર રાખે છે એવી લાગણીના અનુભવથી તેમના જીવનના છેલ્લા દિવસો પણ સુખ-શાંતિથી વીતાવવા શક્તિમાન બને છે. વૃદ્ધાશ્રમો આ વિચારસરણી પર ચાલવા જોઇએ અને જેમની કોઇ જ દેખભાળ કરનાર ન હોય તેમને માટે જ આ વૃદ્ધાશ્રમો હોવા ઘટે.

— 'સત્સંગી'

# શ્રી મોહનલાલ ખીમજીભાઇ ચંદારાણા ચેરિટી ટ્રસ્ટ

(રજિ. નં. ઇ ૨૨૫)

**ચલાલા**

જિલ્લો-અમરેલી (સૌરાષ્ટ્ર)

# પ્રગતિશીલ ખેતીનું રહસ્ય

## : ગુજરાત રાજ્ય બીજ નિગમનાં ગુણબીનિ બિયારણો :

વધારે ઉત્પાદન તથા અધિક વળતર માટે ગુજરાત રાજ્ય બીજ નિગમના વિશ્વાસનીય તથા ઉત્તમ સર્ટિફાઇડ તેમ જ ફાઉન્ડેશન બિયારણ વાપરવાનો આગ્રહ રાખો.

સંકર કપાસ : સંકર-૪, વારાલક્ષ્મી અને સંકર-૬
સંકર બાજરી : બી. જે. ૧૦૪, સી. જે. ૧૦૪ અને બી. કે. ૫૬૦
સંકર મકાઇ : ગંગા સફેદ-૨ અને ગંગા-૫ (પીળી)
સંકર જુવાર : સીએસ એચ-૫
ઘઉં : કલ્યાણસોના, સોનાલીકા, જે-૨૪, જે-૧-૭ અને લોક-૧
મગફળી : જૂનાગઢ-૧૧, જીએયુજી-૧, જીએયુજી-૧૦ અને જે એલ-૨૪
રાઇ : વરૂણા (ટી-૫૯)
જીરુ : એમસી-૪૩
કઠોળ : ચોળા, : પુસા ફાલ્ગુની અડદ આ-ડેવાલ તુવેર : ટી-૧૫-૧૫
મગ : ગુજરાત-૨, પુસા વૈશાખી, ટી-૪૪
ભીંડા : પુસા સાવની

ગ્રામ : પીપલ બેંક                                                  ટે. નં. ૩૬૭૪૪૬-૪૭

# ધી અમદાવાદ પીપલ્સ કો-ઓપરેટીવ બેંક લિ.

મુખ્ય કચેરી : પીપલ્સ બેંક બીલ્ડીંગ, પો. બો. ૧૩૩, ભદ્ર, અમદાવાદ

સ્થાપના સને ૧૯૩૨                                        સુવર્ણ જયંતી વર્ષ ૧૯૮૧-૮૨

શાખાઓ : ખડીયા, સાબરમતી, મણીનગર, પાલડી, શાહપુર, સરસપુર તથા ધંધુકા

ટે. નં. : ૩૬૪૯૨૪ ૬૬૪૮૩ ૫૪૫૮૬ ૭૭૨૩૧ ૨૨૦૫૩ ૩૭૪૩૩૭ ૪૪

ચેરમેન શ્રી હરિપ્રસાદ કેશરીપ્રસાદ ઠાકોર

મેનેજીંગ ડાયરેક્ટર શ્રી કાલ્યાભાઈ કાલીદાસ પટેલ

| | | |
|---|---|---|
| (૧) ભરપાઈ થએલ શેરભંડોળ... | રૂા. | ૪૨,૫૨,૩૫૪ |
| (૨) રીઝર્વ તથા બીજા ફંડો... | રૂા. | ૬૧,૫૯,૨૦૦ |
| (૩) થાપણો... | રૂા. | ૯,૭૩,૯૩,૪૦૦ |
| (૪) કામકાજનું ભંડોળ... | રૂા. | ૧૧,૬૭,૫૮,૮૦૦ |

(૧) બેંક છેલ્લાં ૫ વર્ષથી બેંકીંગની તમામ પ્રકારની સેવાઓ આપે છે.

(૨) બેંક માન્ય કરેલી કંપનીઓના શેરો સામે ધીરાણ આપે છે.

(૩) બેંક પબ્લીક ટ્રસ્ટનાં નાણાં સ્વીકારે છે.

(૪) બેંક બાંધી મુદતની થાપણ પર આકર્ષક દર આપે છે સમયમર્યાદા મુજબ વધુમાં વધુ ૧૧% ટકાના દરથી થાપણો સ્વીકારે છે. વ્યાજ દર ૭ મહીને આપવામાં આવે છે.

(૫) બેંકની કેશ-સર્ટીફીકેટ તેમજ નાની બચત યોજનાનો લાભ લો.

(૬) બેંકે મન્થલી ઇન્ટરેસ્ટ ડીપોઝીટ સ્કીમ શરૂ કરી છે.

(૭) બેંકે સ્વપ્નસિદ્ધ તથા વર્ષાસન ડીપોઝીટ સ્કીમ શરૂ કરી છે.

(૮) અમારી બેંકમાં મૂકેલી થાપણો ઈન્સ્યોરન્સ સ્કીમ નીચે સુરક્ષિત છે.

અનંત જોષી
મેનેજર

# ૧૦ વર્ષે



# ત્રણ ગણા

અને સાથોસાથ સુરક્ષા

## સામાજિક સુરક્ષા પત્રો

- આ પત્રો રૂા. ૫૦૦ તથા ૧૦૦૦ ના મૂલ્યમાં મળી શકશે.
- પાકતી મુદતે વાર્ષિક ૧૧.૬૧ ટકા ચ.વૃ. વ્યાજ થાય છે.
- ૧૮ થી ૪૫ વર્ષની વચ્ચેની ઉંમરની કોઈપણ તંદુરસ્ત વ્યક્તિ આ યોજનાનો લાભ લઈ શકશે. આ માટે તબીબી પ્રમાણપત્રની જરૂર નથી.
- સુરક્ષાપત્ર ખરીદીથી-(૧) બે વર્ષ દરમિયાન અકસ્માતથી બિનકુદરતી મૃત્યુ થાય અથવા (૨) બે વર્ષ પૂરાં થયા બાદ કોઈપણ કારણસર મૃત્યુ થાય તો કાયદેસરના વારસદારને ત્રણ ગણી રકમ તુરતજ ચૂકવવામાં આવશે, જે કરમુક્ત રહેશે.
- રોકાણ મર્યાદા-વ્યકિતદીઠ રૂા. ૫૦૦૦ સુધી

### વિશિષ્ટ સવલતો:

- વારસ નિયુક્તિની સગવડ છે.
- જરૂર પડયે ત્રણ વર્ષ બાદ વટાવી શકાય.
- ઓળખપત્રની સગવડ છે.
- રૂા. ૧,૬૫,૦૦૦ સુધી સંપત્તિવેરામાંથી મુક્તિ મળે છે.
- અન્ય માન્ય જામીનગીરીઓના રોકાણ પર રૂા. ૪,૦૦૦ ના કરમુક્તિ વ્યાજના લાભો ઉપરાંત આ પત્રો ઉપર વધુ રૂા. ૨૦૦૦ સુધીનું વ્યાજ કરમુક્તિને પાત્ર છે.



नमामि देवी नर्मदे।

વધુ માહિતી માટે:
નજીકની પોસ્ટ ઓફિસ; જિલ્લા કલેકટર કચેરી; નાયબ નિયામક, નાની બચત-રાજકોટ,વડોદરા,અમદાવાદ; રાષ્ટ્રીય બચત સંસ્થા, લાલ દરવાજા અમદાવાદ કે અધિકૃત એજન્ટોનો સંપર્ક સાધો.

—કમિશનર, નાની બચત અને રાજય લોટરી, ગુજરાત રાજય.

**નાની બચતમાં નાણાં વધે-નર્મદા યોજના આગળ ધપે.**

Oormy Navrachana Rajkot-1 (Dece.-'82) કિ રૂ. ૩-૦૦ Regd. No.G-RJ-82






## સેવા એ ભેખ છે.

ધી વિજય કો. ઓ. બેંકના સંચાલકો એ જાણીએ છીએ, અને તેથી જ તો અમો અમદાવાદ શહેરમા ૯ શાખાઓથી ૩૭૦૦૦ થાપણદારોની સેવામા છીએ. રૂ. ૭ કરોડ ઉપરાતની થાપણો ધરાવતી આ બેંકની વિવિધ પ્રકારની બચત યોજનામા નાણા રોકવા વિનતી છે

| | |
|---|---|
| બેંકની અધિકૃત શેર મૂડી · | રૂા ૧ કરોડ ૫૦ લાખ |
| ભરપાઇ થયેલ શેર મૂડી · | રૂા ૯૫ લાખ ઉપરાંત |
| થાપણો · | રૂા ૭ કરોડ ઉપરાંત |
| ધિરાણ · | રૂા ૧૦ કરોડ ઉપરાત |

સ્થાપના . તા. ૨૨-૨-૧૯૭૩ ઓડીટ વર્ગ 'અ' શાખાઓ ૯

**નટવરલાલ એ. પટેલ**
ચેરમેન

**ડૉ વિઠ્ઠલકુમાર વી. વ્યાસ**
વાઈસ ચેરમેન

**નટવરલાલ પ્રભુદાસ પટેલ**
મેનેજીંગ ડિરેક્ટર



# ધી વિજય કો. ઓ. બેંક લિ.

રજી. ઓફીસ : નરોડારોડ, અમદાવાદ-૨૫ ટે. નં. ૩૭૧૪૦૫, ૩૭૪૪૭૯
મુખ્ય ઓફીસ : આશ્રમરોડ, નહેરુબ્રીજસામે, અમદાવાદ-૯ ટે. નં. ૭૮૯૧૨, ૭૭૨૦૪

✻ સમાજના આર્થિક રીતે નબળા વર્ગની રખેવાળ બેંક ✻

